Reg. No. B. 463

# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् सत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

---

વર્ષ ૧૩, અંક ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૭૦.

---

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્‌એલ્. બી.

સન્તમાં સુધારા વધારા. ૧
(રા. રા. તન્ત્રી.)
હીઓનાં સદ્‌જીવન. ૨
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ.)
રામચિહ્નો ૧૭
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ)
ડાયટારી મંડળીઓ અને તેથી ખેતી અને ખેડુતોના થતો સુધારો. ૨૬
(રા. રા. ગોવીંદભાઈ હાથીભાઇ દેશાઈ બી. એ એલ્‌એલ્. બી.)
નસનું પુતળું ૫૧
(રા. રા. જનાર્દન નાનાભાઇ પ્રભાકર)
ર્ષિ દયાનંદ સરસ્વતી. ૫૯
(રા. રા. રેંગીલદાસ એમ કાપડીઆ)
ળી 'વિઆણીઓ ૬૬
(રા. રા. રણછતરામ વાવાભાઈ. બી એ.)
ચિહ્ન. ૭૩
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી એસ)
ભેવ્નાં 'મેન ઓફ ઇંગ્લાંડ' નું ભાષાંતર
(રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ એમ એ. એલ્‌એલ્ બી)
સગિ નોંધ ૭૮
(પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ એ એલ્‌એલ્. બી)

---

અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું,

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપ જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવ શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થન ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું.-તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા ક... હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રી મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---



---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૭૦.

## વસન્તમાં સુધારા વધારા.

વસન્ત—પત્રે આજ બાર વર્ષ પૂરાં કર્યાં. કાળની ગતિ સાથે, એના શારીરિક કદમાં અને માનસિક ગુણમા વૃદ્ધિ અને સમૃદ્ધિ થવાં જોઇએ તે માટે આજથી એનુ કદ મ્હોટું થાય છે. માઘ, વૈશાખ, શ્રાવણ અને કાર્તિકના અંકો ૭ ને બદલે ૧૦ ફૉર્મના બહાર પડશે. તે સાથે એના આન્તર ગુણો સુધારવા તરફ પણ વિશેષ લક્ષ આપવા ધાર્યું છે. કદ વધવાથી આ પત્રની આર્થિક સ્થિતિ ઉપર બોજો વધી પડે છે, પરંતુ વાચકો તરફથી ઉત્તેજન મળશે તો એ બોજો ખુશીથી સહી શકાશે. વધારે મુશ્કેલી એના આન્તર ગુણો સુધારવાની છે. એ મહાન કાર્યમાં અમે ગૂજરાતના વિદ્વાનોનું—પ્રૌઢ તેમ જ યુવક વિદ્વાનોનું—સાહ્ય યાચીએ છીએ, અને અમને ખાતરી છે કે તેઓ તરફથી એ સાહ્ય અમને જરૂર મળશે—મરણ કે માગે છે તેને મળે છે, એ સૂત્રમાં અમને અખૂટ શ્રદ્ધા છે.

વસન્તનુ નવું વર્ષ, જરા અમારી અનવધાન દશા( absent-mindedness )માં આવી પહોંચ્યું, તેથી અમે જોઇતા સર્વ સુધારા આ અંકથી શરૂ કરી શક્યા નથી. પરંતુ થોડાક બાબતી અંદર કેટલાક સુધારા સ્પષ્ટ દીસી આવશે—અને ધીમે ધીમે ઈશ્વરકૃપાથી અમારી ધારેલી યોજના અમે પાર પાડી શકીશું એમ આશા છે.

તન્ત્રી.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થા જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળ શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થ ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લે પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો થા ક હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રી મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

છપાઇ જલદી પ્રસિદ્ધ થશે.

## ઉષાનન્દિની.

પ્રોફેસર બેઇનકૃત A Heifer oft ho Dawn નામની રસમય વાર્તાનું ગુજરાતી ભાષાન્તર.

સ્વ. સૌ. ઉર્મિલાનું કરેલું.

પ્રગટ કરનાર ઑક્સફર્ડ યુનિવર્સિટિ પ્રેસ, મુંબઈ.

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૧. [ માસિક ] માઘ, સંવત ૧૯૭૦.

## વસન્તમાં સુધારા વધારા.

વસન્ત—પત્રે આજ બાર વર્ષ પૂરાં કર્યાં. કાળની ગતિ સાથે, એના શારીરિક કદમાં
ને માનસિક ગુણમાં વૃદ્ધિ અને સમૃદ્ધિ થવાં જોઇએ તે માટે આજથી એનું કદ
ાટું થાય છે: માઘ, વૈશાખ, શ્રાવણ અને કાર્તિકના અંક ૭ ને બદલે ૧૦ ફૉર્મના
ાર પડશે. તે સાથે એના આન્તર ગુણો સુધારવા તરફ પણ વિશેષ લક્ષ આપવા ધાર્યું છે.
 વધવાથી આ પત્રની આર્થિક સ્થિતિ ઉપર બોજો વધી પડે છે, પરન્તુ વાચકો તરફથી
ોજન મળશે તો એ બોજો ખુશીથી સહી શકાશે. વધારે મુશ્કેલી એના આન્તર ગુણો
ધારવાની છે. એ મહાન કાર્યમાં અમે ગુજરાતના વિદ્વાનોનું—પ્રૌઢ તેમ જ યુવક વિદ્વાનોનું—
ાય યાચીએ છીએ, અને અમને ખાતરી છે કે તેઓ તરફથી એ સાહ્ય અમને જરૂર
ળશે—મરણ કે માગે છે તેને મળે છે—એ સૂત્રમાં અમને અખૂટ શ્રદ્ધા છે.

વસન્તનું નવું વર્ષ, જરા અમારી અનવધાન દશા( absent-mindedness )માં
ાથી પહોંચ્યું, તેથી અમે જોઇતા સર્વ સુધારા આ અંકથી શરૂ કરી શક્યા નથી. પરન્તુ
ાક માસની અંદર કેટલાક સુધારા સ્પષ્ટ દીસી આવશે—અને ધીમે ધીમે ઈશ્વરકૃપાથી
મારી ધારેલી યોજના અમે પાર પાડી શકીશું એમ આશા છે.

તન્ત્રી.

# " સ્નેહીઓનાં સહજીવન. "

આ મથાળાનો એક વિચારપ્રેરક લેખ "ગુજરાતી" પત્રના સંવત્ ૧૯૬૯ ની દીવાળી-ના અંકમાં રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનો લખેલો પ્રગટ થયેલો વાંચી ગમ્ભીર આનન્દ થયો. એ લેખના પેટામાં જ દાખલ કરેલી " વ્હાલાંને આમન્ત્રણ " કરનારી ગરબી ઉચિત સ્થાને આવીછે. લેખમાંની વિસ્તારેલી ચર્ચાને અર્કરૂપે અને કવિત્વના અધિકારમાં રહેલા એકાગ્રીકરણ વ્યાપારથી રૂપાન્તર આપીને આ કાવ્ય રસિકમૂર્તિ ધરીને ઊભું છે. ચર્ચામાં રસ-તત્ત્વના મૂર્ત દાખલા ઠીક ઉપસ્થિત કર્યાછે. માત્ર †" ધારો કે ત્હમારી પત્ની અભણ હોય અને હેને ત્હમારા રસની સહભોગિની કરવી હોય, " " ધારો કે ત્હમે આફુસની કેરી ખાતા હો અને હેનો સ્વાદ ત્હમારાં વ્હાલાંઓને અનુભવગોચર કરાવવાને ઉત્કંઠિત હો, "—ઇત્યાદિ દૃષ્ટાન્તોમાં " ધારો કે " નો કલ્પિતાનો શિથિલ અંશ ભેળવ્યાથી વાસ્તવિકતાની તદ્રૂપતા ઝાંખી પડેછે, પ્રત્યક્ષતાની છાપ પૂરી ઊઠતી નથી. તેમ જ એ ચર્ચામાં ઇશારો કરેલા ' સહ-જીવન ' ના સ્વરૂપના બાહ્યતલનો જ સ્પર્શ થયો જણાયછે; હેના અંતર્ગત તત્ત્વનું અન્વીક્ષણ—સહેતુક જ—પડતું મૂક્યુ લાગેછે.

આ બે ઊનતાઓની પૂરવણી કરવાના હેતુથી એ લેખે મ્હારા મનમાં સ્ફુરિત કરેલ વિચારોની રેખારૂપે નોંધ કરવાની ઇચ્છાથી આ લેખ લખુંછું.

એક તો એમ લાગેછે કે સહજીવન—સહભોગ—ની ભાવનાના સૌન્દર્યની છાપ પાડ઼ મારે ઉદાહરણો કોઇ કથાવૃત્તાન્તોમાંથી, ઇતિહાસ નાટકાદિમાંથી, આપ્યાં હોત, તો વધ રુચિકર થાત. સીતાને પુષ્પક વિમાનમાં લઈને લંકાથી રામ ઊપડેછે તે વખતે સહજીવન સૌન્દર્યની મૂર્તિ સીતાને નીચેનાં આસપાસનાં દૃશ્યો બતાવેછે એ " રઘુવંશ " નું સા સૌન્દર્યવાળુ વર્ણન અહિં સુસ્થાને આવશે:—

वैदेहि पश्यामलयाद् विभक्तं
मत्सेतुना फेनिलमम्बुराशिम् ।
छायापथेनेव शरत्प्रसन्न-
माकाशमाविष्कृतचारुतारम् ॥ २ ॥

* * * * * *

* * * * * *

* * * * * *

† રા. ચન્દ્રશંકરના શબ્દે શબ્દ અથવા દાખલે દાખલા ઉતાર્યા નથી, પણ આ દાખલ સ્વરૂપદર્શક કરીને મૂક્યાછે.

कुरुष्व तावत्करभोरु पश्चान्-
मार्गे मृगप्रेक्षणि दृष्टिपातम् ।
एषा विदूरीभवतः समुद्रात्
सकानना निष्पततीव भूमिः ॥ १८ ॥

क्वचित् पथा संचरते सुराणां
क्वचिद् घनानां पततां क्वचिच्च ।
यथाविधो मे मनसोऽभिलाषः
प्रवर्तते पश्य तथा विमानम् ॥ १९ ॥

असौ महेन्द्रद्विपदानगन्धी
त्रिमार्गगावीचिविमर्दशीतः ।
आकाशवायुर्दिनयौवनोत्था
नाचामति स्वेदलवान्मुखे ते ॥ २० ॥

करेण वातायनलम्बितेन
स्पृष्टस्त्वया चण्डि कुतूहलिन्या ।
आमुञ्चतीवाभरणं द्वितीय-
मुद्भिन्नविद्युद्वलयो घनस्ते ॥ २१ ॥

सैषा स्थली यत्र विचिन्वता त्वां
भ्रष्टं मया नूपुरमेकमुर्व्याम् ।
अदृश्यत त्वच्चरणारविन्द-
विश्लेषदुःखादिव बद्धमौनम् ॥ २३ ॥

एतद् गिरेर्माल्यवतः पुरस्ता-
दाविर्भवत्यम्बरलेखि शृङ्गम् ।
नवं पयो यत्र घनैर्मया च
त्वद्विप्रयोगाश्रुसमं विसृष्टम् ॥ २६ ॥*

('રઘુવંશ,' સર્ગ ૧૩ મો

* ચોડાક શ્લોકો નમુનારૂપે લીધાછે. અધો પ્રસંગ બહુ લાંબો છે.

આ વર્ણનમાં સૃષ્ટિના સૌન્દર્યના દર્શનની સાથે, સીતાના સહભોગના ઉલ્લાસ ( મેઘને હાથથી અડકતાં પ્રગટ થતાં વીજળીનાં કંકણ ઇત્યાદિ ), સીતા ખોવાઈ તે કાળના વૃત્તાન્તોનાં સ્મરણો—ભૂતકાળના બળે ચાલતા - ગ્રામ કરતાં સ્મરણો—ઇત્યાદિ ગૂંથવાથી સહભોગની રમણીયતા હૃદયને વિશેષ સ્પર્શ કરેછે; કેવળ સૃષ્ટિસૌન્દર્યના આનન્દ ભેગો હૃદયનાં સુખદુઃખના અનુભવોનો આનન્દ મિશ્ર થાયછે.

હાવાં અનેક ઉદાહરણો સાહિત્યમાંથી જડી આવશે. 'ઉત્તરરામચરિત' માંના 'ચિત્રદર્શન' ના પ્રસંગમાંથી જોઇયે ત્હેવાં ઉદાહરણો મળશે. લંબાણ થાય તેથી ઉતારા મૂક્યા નથી.

રા. મણિશંકર રત્નજી ભટ્ટના અનુપમ સૌન્દર્યવાળા "દેવયાની" કાવ્યમાં પ્રસ્તુત વિષય સંબંધનું પ્રત્યુદાહરણ બહુ જ હૃદયસ્પર્શી બનનારું આપી સકાય એમ છે. કચના ગુરુની કન્યા દેવયાનીના હૃદયમાં કચ તરફ પ્રેમનો ઉદ્ભવ શી રીતે થયો તે દર્શાવવા, હેના આરમ્ભકાળમાં કેવળ સ્નેહભાવમાં સહભોગની ઇચ્છા, સૃષ્ટિના સૌન્દર્યમાં સાથે આનન્દ ભોગવવાની તૃષા, દેવયાનીને થવાથી કચને તે જોવાને સંબોધતી બોલાવતી દેવયાની કચની ઉપેક્ષાથી અનાદરથી, કેવી નિરાશ થાયછે, તે વર્ણન રસિક કવિની કલમથી ચીતરાયલું જોતાં સ્નેહીનો સહભોગ ના હોવાથી

'એકલવાયાં ઊડવું સુજનને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો;
ઊણાં ઊણાં સુખ સહુ સુજનને લાગતાં,
સ્નેહીજન ના સાથે ભોગવનાર જો.'

એ રા. ચન્દ્રશંકરનાં રમણીનાં વચનોનુ હાર્દ ઝટ સમજાશે. પણ તે સાથે એક નવું તત્ત્વ એ પણ જણાશે કે સ્નેહ પછી સહભોગ છે, તેમ સહભોગ પછી સ્નેહ છે; સ્નેહનું ફળ સહભોગ છે, તેમ જ સહભોગનું ફળ પણ સ્નેહ છે.

રા. મણિશંકરના એ સુન્દર કાવ્યમાંથી કેટલોક ભાગ ઉતાર્યાથી આ ચર્ચાની સ્પષ્ટતા થશે. કચને ચાંદની રાતમાં સૃષ્ટિસૌન્દર્યના સહભોગ માટે બોલાવતી મુગ્ધા દેવયાની હેની સમીપ આવેછે અને ધ્યાનસ્થ કચની નજર ગગન તરફ ના હોવાથી

કરસાહી કહે મીઠું:—"વ્યોમસાગરને તટે
સુખ તો વિધુલક્ષ્મીનું જો સખે ! આજ ના ઘટે."

અધ્યાત્મચિન્તનમાં નિમગ્ન કચ કોમળ દેવયાનીનો કર તરછોડી નાંખેછે, અને એથી

સાશંક ભીરુ નિરખી રહી આસપાસ,
ન્હાનું દીસે મુખ અનાદરથી ઉદાસ;

એમ અવસ્થા દેવયાનીની થાયછે, તે સમયે

ઝાંખા જેવો હાર્યો પણ થયો દૈન્ય, દેખી નહીં ત્હાં.

દેવયાની લજ્જાથી નીચાં નયન ઢાળેછે; કચ હેને મૃદુભાવે ઠપકો દેછેઃ—

અવસ્થાભેદનું દેવી ત્હને ભાન દીસે નહિં;
મુગ્ધ, શું સમજેછે તું? બાલભાવ બધાંમહિં?

હાવાં મૃદુતાથી કહેલાં પણ કઠોર વચન પ્રિય સખા કનેથી કદી ના સાંભળેલાં તેથી આજ દેવયાનીને

આંસુ આવ્યાં નહિં પણ બની બાલિકા છેક ઝાંખી,
ઊભી રહી વિવશ ચરણે મર્મનિઃશ્વાસ નાંખી.

આ રીતે આનન્દભોગમાં સહચાર ના મળવાથી થયેલી દશા કવિએ ચારતાથી આલેખી-છે. પછી સહભોગના આનન્દમાં ગંભીરપણું થાયછે તે વર્ણન પણ લાવણ્યભરેલું છે; કચનો રોષ ટક્યો નહિં; મૃદુભાવ આર્દ્રતાના રૂપમાં આવ્યો, પોતાને આમ પ્રિય નમીને દમ્યા માટે પશ્ચાત્તાપ થયો,—અને અંતે હેને પ્રેમથી લઈને કચ બોલ્યોઃ—

બાલે! શું છે? વદ નમ વિશે? સજ્જ છું સર્વ જોવા
ત્હારી સાથે, અધિક ગણશે તો પછી સાથ રોવા.

આ સહભોગનું અર્કરૂપ દર્શન કરાવેછે; સાથે જોવાનું સુખ અને સાથે રોવાનું પણ સુખ સ્વીકારવા કચ તત્પર છે.

રોકેલ અશ્રુદલ જે હૃદયે જડીને
ભીંજે કપોલ કચના હમણાં પડી તે;
છાયું હતું ઘનપટે સુખ ખેદનાએ
ત્હાં એ સુહાસ્ય વિધુના સમ અલ્પ થાએ.
ધરી હૈયા સાથે સદય મૃદુ આલિઙ્ગન કર્યું,
વળીને ઓષ્ઠેથી મધુરું વદને ચુમ્બન કર્યું;
ઢરી નીચી હાવાં સજલ નયને એ નિરખતો,
છવાયેલું હર્ષે વદન દીસતાં હર્ષિત થતો.

સહભોગથી થતું સુખ, તેમ જ સ્નેહનું ફળ સહભોગ અને સહભોગનું ફળ સ્નેહ, એ સત્યો આ વર્ણનમાંથી આપોઆપ જણાઈ આવશે.§

---

§ મહાભારતમાં દેવયાની અને કચની કથામાં દેવયાનીનો પ્રેમ નિષ્ફળ ગયાનું, કચે હેને શાપ દીધાનું, અને દેવયાની ક્ષત્રિય(યયાતિ)ને પરણ્યાનું કહેલુંછે. આ કાવ્યના કવિએ પોતાનો કવિત્વહેતુ સાધવાને આ અંશ ફેરવીને દેવયાનીના પ્રેમનો સ્વીકાર કરી પ્રતિદાન આપ્યાની વાત રચીછે.

આ સહજીવન—સહભોગ—થી થતા આનન્દનુ નિદાન શુ હશે? હેતુ અન્તર્ગત, સ્વરૂપસાધક, તત્ત્વ શુ? એ વિશે કાઇક અન્વેષણ કરીશુ, પરં રહસ્ય પ્રાપ્ત થાઓ કે ના થાઓ, પણ અન્વેષણ કરવાથી લાભ જ થશે એક ઉદાહરણ લઇયે, આપણને સુન્દર લાગતુ ચિત્ર ફક્ત આપણને જ સુન્દર લાગ્યાથી તૃપ્ત ના થઈને આપણે મિત્ર, પત્ની પુત્રાદિકને હેનુ સૌન્દર્ય બતાવી હેમને આપણા આનન્દમા ભાગ લેવડાવીશુ તે વખત શુ ઊંડો ઊંડો એક સતોષ હેવો નથી થતો—કે આ સૌન્દર્યતત્ત્વ મ્હને જણાયછે હેમા ભ્રમ નથી, મ્હારા ભાવને પ્રતિધ્વનિ આપનારા બીજા સ્નેહીજનો પણ એ જ અનુભવ લેછે? આમ હૃદયના પ્રતિધ્વનિદ્વારા પરીક્ષાના સત્યથી થતી તૃપ્તિ, પોતાના સુખબીજની સારતાના વિશ્વાસની દઢતરતા,—એ કાઇક આ સુખભોગનુ બીજ જણાયછે આથી આગળ વધિયે, એમ પણ નથી લાગતુ કે આ સત્ય—સૌન્દર્યના સ્વરૂપનુ તત્ત્વ—મ્હને જડયુ એમ કાઇક ગૂઢ આત્મસતોષ (અભિમાન નહિં, પણ ક્ષન્તવ્ય આત્મસતોષ) હૃદયમા સ્ફુરીને આનન્દ થાયછે? આ પણ સુખાનુભવનુ કાઇક બીજ હશે

પન્તુ આ બીજદર્શનમા હૃદયગુણની કાઇક નીચી કક્ષા પ્રગટ થવાની સાથે, હજી હેનું પણ ઊંડુ બીજ, બીજનુ બીજ, અથવા તો એ બીજને ખોટુ પાડનારુ બીજુ સાચુ બીજ શોધવાનુ મન થાયછે વિચાર કરી જોઇયે,—શુ સત્યદર્શનનો પ્રતિધ્વનિ મળ્યો માટે જ આ આનન્દ? જો એટલુ જ તત્ત્વ હોત, જો એ ખરુ તત્ત્વ જ હોત, તો તો એ પ્રતિધ્વનિનુ ઉત્પત્તિસ્થાન સ્નેહીઓનુ હૃદય થાય એમ માગણી થાય જ નહિં સ્નેહી હૃદય—એ અવશ્ય અગ જણાયછે ત્હારે એ 'સ્નેહ'ના તત્ત્વમાથી આપણને ખરુ બીજ જડે એમ લાગેછે પ્રતિધ્વનિમા sympathy સમભાવ, સહાનુભવ, એ સમાયલો જ છે, અને એ સમભાવ સ્નેહ હોય ત્હા જ સભવે અને રસાર્દ્ર થાય તો સહભોગનુ ઊંડુ ઊંડુ બીજ સમભાવ (sympathy) મા નજરે પડેછે બૌદ્ધ મતમા **મૈત્રી, કરુણા,** અને **મુદિતા** એ **ભાવના**ઓ (હૃદયના ભાવના સ્રોતના વહનની પ્રણાળી) કહીછે હેનું સ્વરૂપ જોતા જણાશે કે અન્યના દુ ખમા સમભાવ તે **કરુણા** અને સુખમા સમભાવ તે **મુદિતા** એ બનેનુ મૂળ **મૈત્રી**મા છે, અને **મૈત્રી** એટલે અન્ય બન્ધુઓ તરફ—સર્વ માનવબન્ધુઓ તરફ—સ્નેહ અર્થાત્ સમભાવનું બીજ સ્નેહ *.

---

* આ ભાવનાઓ બૌદ્ધ મત પ્રમાણે છે યોગસૂત્ર (સમાધિપાદ, સૂ. ૩૩) જોઇયે તો યોગમતની ભાવનાઓનુ સ્વરૂપ કાઇક જુદુ જણાશે, અને ઉપર બતાવેલી ત્રણ ભાવનાઓની પરસ્પરસબન્ધના પણ જુદી પડશે એ યોગસૂત્ર પ્રમાણે તો સુખી પ્રાણી તરફ સૌહાર્દ (દ્વેષાભાવ) તે મૈત્રી દુ ખિત તરફ આત્મવત્ દુ ખ કાઢવાની ઇચ્છા તે કરુણા, પુણ્યાત્મક તરફ હર્ષ (શોકનિવૃત્તિ) તે મુદિતા, (અને અપુણ્યાત્મક તરફ માધ્યસ્થ્ય તે ઉપેક્ષા) આ બે સરખાવતા મૈત્રી, કરુણા અને મુદિતા—એ ત્રણ ભાવનાઓના અર્થ અને પરસ્પરસબન્ધના બૌદ્ધ મત પ્રમાણે મ્હેં દર્શાવ્યાછે તે, વધારે સુશ્લિષ્ટ અને સતોષકારક મ્હને તો લાગેછે

(મેધાતિથિ ભટ—મનુભાષ્યમા—મૈત્રી=દ્વેષાભાવ કહેછે, મ્હને સુહૃત્સ્નેહ એમ અર્થ

આ સમભાવનાં સ્વરૂપ પરમ કરુણાના, સમભાવના, સાગરરૂપ પ્રભુની સૃષ્ટિમાં જડ ચેતન સર્વમાં પ્રગટ થાયછે, અને સૌન્દર્યના ભાનનું કારણ એ સમભાવજનિત સંવાદમાં જ છે. જડ પ્રકૃતિમાંનું એક સ્વરૂપ લ્યો. મધુર સ્વરવાળી વીણાને પ્રતિનાદ—સંવાદી નાદ—આપનારી બીજી વીણા બજે તો મધુરતા કેવી દ્વિગુણ—દ્વિગુણ નહિં પણ બહુગુણ—થાયછે! એટલું જ નહિં, પણ સંગીતનું માધુર્ય જ સ્વરોના સંવાદમાં રહેલુંછે; સંવાદ ન હોય તો બેસુરાપણું—અર્થાત્ માધુર્યભંગ—થઈ કર્ણને ઉદ્વેગ થાય. આ જ પ્રમાણે માનવહૃદયમાં ભાવોર્મિના સંવાદનું જાણવું.

માનવહૃદયના સહચારનું એક વિલક્ષણ સ્વરૂપ હેવું છે કે દુઃખમાં સહભાગી થવાથી દુઃખીનું દુઃખ ઘટેછે, પણ સુખમાં સહભાગી થવાથી સુખીનું સુખ ઘટતું નથી, પણ ઉલટું વધેછે. હેનું કારણ અગમ્ય નથી; બંને પ્રકારમા બીજ સમભાવ ( sympathy ) છે, અને સુખનું ઊંડું મૂળ સમભાવમાં છે. આ કારણથી સુખનું સ્વરૂપ જ્યોતિ જેવું છે; હેમાં ભાગ પડતાં ઊનતા આવતી નથી; એટલું નહિં પણ એક જ્યોતિમાંથી બીજે જ્યોતિ સળગાવતાં જેમ પ્રકાશ વધેછે, તેમ જ સુખમાં ભાગ લેવાયાથી સુખ વધેછે.

આ સહચાર અને સમભાવ માનવહૃદયમાં ઊંડી આકાઙ્ક્ષારૂપે મહા રોપાયલાં તત્ત્વ છે; હેને અંકુરિત કરી પછી ખીલાવવાનું કામ સ્નેહનું છે. આ આકાઙ્ક્ષારૂપ સહચાર માનવહૃદયની ઘટનામાં હોવાનું કારણ એ છે કે મનુષ્ય સહચારી પ્રાણી છે, સ્વભાવથી જ સહચારી છે. જેમ ઘણાં પક્ષી, પશુ, એકચારી, યુગ્મચારી, અને વૃન્દચારી હોયછે; તેમ મનુષ્યનું સ્વભાવબદ્ધ સ્વરૂપ જોતાં હેવા જુદા જુદા વિભાગ માનવ જાતિમાં પડતા નથી. મનુષ્ય તો સહચારી જ હોયછે. પછી એ સ્વભાવનો નિરોધ કરીને કોઇ એકલપંથી વ્યક્તિ હોય તેથી આ સહચારી સ્વરૂપનું સ્વાભાવિક લક્ષણ લુપ્ત થતું નથી. અને સહચાર સમભાવના ઊંડા બીજ વિના સંભવે જ નહિં, એટલે માનવહૃદયમાં સમભાવની ભાવના તે જ પરસ્પર જોડનારુ તત્ત્વ છે. એ તત્ત્વમાં સ્નિગ્ધતા—ચીકાશ તેમ જ સૌન્દર્યના અર્થમાં સ્નિગ્ધતા—ને પ્રવેશ આપનાર **સ્નેહ** છે. તેથી જ

"ચાહે આત્મા સ્નેહીના સહચાર જો."

સહચાર અને સ્નેહ—એ બેનો પરસ્પર સંબન્ધ તપાસવા માટે અને બેની સ્વરૂપતુલના કરવા માટે એક બીજી દૃષ્ટિથી પરીક્ષા કરિયે. નાટક ભજવાતું જોનાર પ્રેક્ષક મંડળ

---

હેનાં સ્નેહ બન્ધાત્મક થાય; મુદિતા=શોકનિવૃત્તિ કહેછે, કેમકે હર્ષ એમ અર્થ લેતાં હર્ષ તે રાગનું કારણ હોવાથી અનિષ્ટતા આવે.—આમ અભાવાત્મક અર્થ યોગમતે ભલે સુસંગત હો; પણ બૌદ્ધમતના અર્થમાં ભાવાત્મક વૃત્તિયો હોવાથી વધારે રુચિકર સ્વરૂપ સધાયછે એમ માનુંછું.)

મૈત્રીના સમાનતત્ત્વમાંથી **કરુણા** અને **મુદિતા** એ તત્ત્વના ફાંટા નીકળ્યા—એ ગંગાના ભ્હારા અનીક્ષણથી ઊપજતીછે. તેથી હેમાં દૂષણ હોય તો બૌદ્ધ સિદ્ધાન્તનું નથી.

આનન્દસુખ અનુભવેછે હેતું ખરું સ્વરૂપ અને કારણ શું હશે? પ્રેક્ષક મંડળમાંની પ્રત્યેક વ્યક્તિને અભિનયકલાના દર્શનથી આનન્દ થાયછે તે વ્યક્ત રૂપનો જ હોત, એકના આનન્દનો સંબન્ધ બીજાના આનન્દ જોડે બિલકુલ ના હોત, તો તો બીજા પ્રેક્ષકો જોવામાં શામિલ ના હોત અને એક વ્યક્તિ જ જોનાર હોત તો પણ તે પ્રકારનો જ આનન્દાનુભવ થાત. પરંતુ તેમ થતું નથી. નાટકગ્રન્થ વાંચીને એકલી એક વ્યક્તિને જે આનન્દ થાયછે તે જ અનુભવ રંગભૂમિ ઉપર નાટક ભજવાતું જોનાર પ્રેક્ષક મંડળમાંની છૂટક વ્યક્તિને નથી થતો; એ અનુભવમાં ભેદ છે. અભિનયની કળાથી નાટકગ્રન્થની ખૂબીમાં નવો અંશ ઉમેરાયછે એ ખરું; પણ પ્રેક્ષક મંડળના સુખાનુભવમાં અને એકલા વાંચનાર વાચકના સુખાનુભવમાં ભેદ છે હેનું એ કારણ નથી. એ ભેદનું ખરું કારણ તો એ જ છે કે એકલો વાંચનારો વાચક સહભોગી નથી, એકલભોગી છે; ત્હારે નાટક જોનારા મંડળમાં પ્રત્યેક વ્યક્તિ બીજી વ્યક્તિના આનન્દ જોડે સહભોગી થાયછે, અને એ રીતે રસ એકત્ર જામેછે. આ તત્ત્વ મમ્મટના 'કાવ્યપ્રકાશ' માં અભિનવગુપ્તાચાર્યે પ્રતિપાદન કરેલું રસલક્ષણ દર્શાવ્યુંછે હેમાં સબળ રીતે પ્રગટ કરાયુંછે. એ લક્ષણ સમગ્ર સ્વરૂપે ઉતારવું અનાવશ્યક છે. હેમાંથી પ્રસંગાનુકૂલ ભાગ ઉતારુંછું:—

सामाजिकानां वासनात्मतया स्थितः स्थायी रत्यादिको नियतप्रमातृगतत्वेन स्थितोऽपि साधारणोपायबलात् तत्कालविगलितपरिमितप्रमातृभाववशोन्मिषितवेद्यान्तरसंपर्कशून्यापरिमितभावेन प्रमात्रा सकलसहृदयसंवादभाजा साधारण्येन स्वाकार इवाभिन्नोऽपि गोचरीकृतः

[ સાર:—સામાજિકો એટલે પ્રેક્ષકોના અન્તરમાં વાસનારૂપે ( ગૂઢ સંસ્કારરૂપે, બીજરૂપે ) સ્થાયીભાવ (રતિ, ક્રોધ, ઇત્યાદિ, નવ રસ જે ભાવમાંથી વિકસિત થાયછે તે સ્થાયીભાવ) હોયછે; તે પ્રથમ ક્રમે તો એક પ્રેક્ષક વ્યક્તિમાં રહેલો હોવાથી નિયત પ્રમાતા ( અનુભવ લેનાર ) માં વસેલો જણાયછે; છતાં રસનું પ્રત્યક્ષીકરણ થવાનાં સાધન ( ઉપાય ) સર્વ મંડળને સાધારણ—અમુક વ્યક્તિનાં નહિ પણ સામાન્ય મનુષ્યત્વનાં એમ સહિયારાં—હોવાને લીધે પ્રમાતા ( રસાનુભવ કરનારા ) નું તત્કાલ માટે પરિમિત પ્રમાતાપણું ( હુ એક મર્યાદિત વ્યક્તિ છું એ બુદ્ધિ ) લુપ્ત થઈ જવાથી અન્ય કશું પણ વેદ્ય ( જ્ઞેય, જ્ઞાનવિષય ) સ્પર્શ ના કરે હેવો અપરિમિત ભાવ—મર્યાદાથી બંધાયલો નહિ હેવો સામાન્યપણાનો વ્યાપકભાવ—પ્રેક્ષકનામાં ( પ્રમાતામાં ) પ્રગટ થાયછે; અને હેવી સ્થિતિમાં સર્વ સહૃદય ( પોતાના હૃદય જેવા રસતત્ત્વ અનુભવનારાં હૃદયવાળા અન્ય પ્રેક્ષકો )ની તરફથી ( હેમનાં હૃદયમાંથી—અદૃશ્ય, અજ્ઞાત રૂપે ) મળતા સંવાદ ( સમભાવના પ્રતિધ્વનિ ) પ્રાપ્ત કરીને એ પ્રમાતા—જેમ પોતાનો આકાર પોતાનાથી ભિન્ન ન હોવા છતાં પોતાપણાનો પોતે પ્રત્યક્ષાનુભવ કરેછે તેમ—રસ પોતાનાથી ભિન્ન ન છતાં સર્વ સાધારણભાવે—પોતાની વ્યક્તિથી ભિન્ન વ્યાપક રૂપે—એ રસને અનુભવગોચર કરેછે ].

આ ઉતારામાં મ્હોટાં ટાઇપમાં મૂકેલા શબ્દો આપણી ચર્ચાને ખાસ ઉપયોગના છે. પ્રેક્ષક મંડળનો આનન્દ સહભોગને બળે વ્યક્ત રૂપ તજી સર્વસાધારણ વ્યાપકરૂપ શી રીતે પામેછે તેનું સૂક્ષ્મ પૃથક્કરણ અભિનવગુપ્તાચાર્યના આ રસલક્ષણમાં સબળ રીતે કરાયુંછે.

આ સહભોગનું સામાન્ય સ્વરૂપ થયું; કેવળ સહચારના પ્રભાવનો જ આ સહભોગ થયો. સહભોગનું અન્ય ભાવથી અસ્પૃષ્ટ, મનુષ્ય મનુષ્ય વચ્ચેના સહૃદયતા શિવાય અન્ય અંગત સંબન્ધ જોડાયા વિનાનું જ અહિં સ્વરૂપ જોયું. એ સામાન્ય રૂપના સહભોગમાં મનુષ્યના અંગત સંબન્ધોનું મિશ્રણ થતાં આનન્દની તીવ્રતા તેમ જ સ્વરૂપ વિશેષ બળ અને વિલક્ષણતા પ્રાપ્ત કરેછે. પ્રેક્ષકમંડળમાં એકબીજાને ઓળખાણ પણ નહિં હોવાં અનેકાનેક સ્ત્રીપુરુષો હોવાનાં; હેમની સાથેનો આ સહભોગ કેવળ હૃદયભાવનો સંપર્ક ના થયેલો, કંઇક માનસિક આનન્દવાળો જ, રસિક છતાં માનસિક રૂપે જ રસિક, હોયછે. પરતુ એ જ સહભોગ કરનારાં પરસ્પર સ્નેહી હોયછે ત્હારે એ સહભોગનો આનન્દ વિશેષ તીવ્ર થાયછે એટલું જ નહિં પણ સ્નેહનો અંશ ઉમેરાયાથી એ આનન્દનું સ્વરૂપ પણ પેલા આનન્દ કરતાં જુદી તરેહનું થાયછે; આ વાત માટે અનુભવ એ જ છેવટનું પ્રમાણ છે. એ સ્નેહને સ્થળે પ્રેમ મૂકીશું તો વળી આનન્દની તીવ્રતા અને સ્વરૂપ એથી પણ વિશેષ અને વિલક્ષણ થવાનાં. મિત્ર બન્ધુ ઇત્યાદિને જોડનારો સ્નેહ, અને પતિપત્ની જેવા સંબન્ધ બાંધનારો પ્રેમ, જેટલે અંશે એકબીજાથી ભિન્નછે તેટલે અંશે સ્નેહીઓના સહભોગ અને પ્રેમીઓના સહભોગ પરસ્પરભિન્ન છે.

બીજી રીતે બોલિયે. સહભોગથી સહભોગીઓ વચ્ચે એક પ્રકારનું અદ્વૈત સધાયછે. નાટક જોનાર પ્રેક્ષકમંડળના રસભોગમાં જે વ્યક્તિતાનો લોપ થાયછે તે આ અદ્વૈતનું પ્રથમ પગલુંછે; પછી સહભોગથી, સહભોગ મટી જઈ સમગ્ર એકરૂપ ભોગ થઈને, અદ્વૈતભાવના પ્રગટ થાયછે. પરતુ આ ભાવનામાં ભોગીમંડળમાં અન્યોન્ય વચ્ચે સ્નેહનો અંશ ના હોવાથી રસભોગમાં પણ શુષ્ક અદ્વૈતભાવ જ વ્યાપેછે. એ જ સહભોગીઓ વચ્ચે પ્રેમસંબન્ધ હોય તો એ સહભોગનું સ્વરૂપ એકભોગનું બનવાની સાથે એ રસભોગમાં આર્દ્રતા ભળેછે, અને તેથી એ શુષ્ક અદ્વૈતભાવ ના બનતાં રસિક—આર્દ્ર—અદ્વૈતભાવ ઉત્પન્ન થાયછે.

આ અદ્વૈતભાવ સુખમાં તેમ જ દુઃખમાં હોય ત્હારે ભોગીઓના પ્રેમની પૂર્ણ કલા પ્રગટે. હાવા અદ્વૈતભાવનું સ્તુતિગાન મહાકવિ ભવભૂતિયે ચાર જ પંક્તિમાં સચોટ રીતે ગાયુંછે:—

> अद्वैतं सुखदुःखयोरनुगतं सर्वास्ववस्थासु यद्
> विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ।
> कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितं
> भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ॥

("ઉત્તરરામચરિત")

( વસન્તતિલકા )

અદ્વૈત જે મદુ દશા મહિં વ્યાપી રહેછે,
વિશ્રાન્તિ જ્યહાં હૃદયને જ સદા મળેછે,
જેનો હરે રસ નહિં વળી વૃદ્ધતા એ,
અદ્વૈત હેતું સુખદુઃખ વિશે સદા એ,
સંકોચનાં પડ મરી પરિપક્વ થાતું,
જે દીર્ઘકાળસહવાસ બળે સધાતું,
તે પ્રેમતત્ત્વ મહિં જે નર્શીને રહેછે
અદ્વૈત દુઃખસુખનુ, અણુભવ જે છે,
છે ધન્ય તે મનુજ, જો કદી ભાગ્યયોગે
અદ્વૈત એ મળી સકે અહિં મર્ત્યલોકે.

આ વિરલ અદ્વૈત આ જગતમાં દુર્લભ છે તેથી આપણે ભવભૂતિના રામચન્દ્રનીસાથે ઉદ્‌ગાર વાજબી રીતે કરી સકીશુ કે

सुखे वा दुःखे वा क्व नु खलु तदैक्यं हृदययो:

( સુખે દુઃખે ક્યહાં એ હૃદયતણું અદ્વૈત વિરલુ ? )

આ અદ્વૈતની કીમત આંકવાની એક બીજી કસોટી અભાવપક્ષથી સચોટ રીતે થઇ સકેછે. મનુષ્યહૃદયનુ બંધારણ જ હેવું છે કે અમુક પ્રિયવસ્તુ પોતાની સમીપ હોય તે વખતે હેનો રસાસ્વાદ કરતે આનન્દ થાય હેના કરતાં તે વસ્તુ દૂર હોય ત્યહારે એ આનન્દની કીમત, કદર, વિશેષ થાય. એ જ રીતે સહભોગના સુખની કીમતે સહભોગ ના મળે, એકભોગ જ હોય, ત્યહારે તીવ્રરૂપે થઈ સકેછે. દેવયાનીને સૃષ્ટિસૌન્દર્યથી થતા આનન્દમાં ભાલેશાની કચની ઉપેક્ષાને લીધે થયેલા દુઃખની વાત આપણે પાછળ કહી, તે દુઃખદ્વારા એકલભોગની અનુભાવસ્થા અને સહભોગની સુખની તીવ્રતા એ બે વચ્ચે સબળ પડછો પ્રગટ થાયછે. ર. ચન્દ્રશંકરના કાવ્યમાં આ બંને દશાના ઇશારા છે; પણ ચકોમાં એકપક્ષી સુખમ ઊનતા અને સહભોગના સુખમાં પૂર્ણતા એ બે દર્શનથી સહભોગની ખરી કીમત અંકાય એ દર્શન પ્રત્યક્ષ કરાવ્યુ નથી તેથી તે ઉપર અહિં ભાર દઉંછુ. રામને વિશે પણ સીતા સામીપ્ય વખત **अद्वैतं सुखदुःखयोः** ઇત્યાદિ ઉદ્‌ગાર કરતાં પણ સીતાના વિરહ ૫ .

सुखे वा दुःखे वा क्व नु खलु तदैक्यं हृदययो:

એ ઉદ્‌ગારમાં હૃદયના અદ્વૈતની તીવ્રતા વિશેષ બળવાળી દેખાયછે.

આ અદ્વૈતભાવના અલૌકિક પ્રેમનું જ ખાસ ધનછે. અંગ્રેજી મહાકવિ શેલીએ પોતાન

pipsychidion નામના કાવ્યમાં છેવટના ભાગમાં આ ભાવના અદ્દભુત વાણીમાં વ્યક્ત કરીછેઃ—

And we will talk, until thought's melody
Become too sweet for utterance, and it die
In words, to live again in looks, which dart
With thrilling tone into the voiceless heart,
Harmonizing silence without a sound.
Our breath shall intermix, our bosoms bound,
And our veins beat together; and our lips,
With other eloquence than words, eclipse
The soul that burns between them; and the wells
Which boil under our being's inmost cells,
The fountains of our deepest life, shall be
Confused in passion's golden purity,
As mountain springs under the morning sun.
We shall become the same, we shall be one
Spirit within two frames, Oh wherefore two?
One passion in twin hearts, which grows and grew
Till, like two meteors of expanding flame,
Those spheres instinct with it become the same,
Touch, mingle, are transfigured; ever still
Burning, yet ever unconsumable;
In one another's substance finding food,
Like flames too pure and light and unimbued
To nourish their bright lives with baser prey,
Which point to heaven and cannot pass away:
One hope within two wills, one will beneath
Two overshadowing minds, one life, one death,
One heaven, one hell, one immortality,
And one annihilation!

આમ સહભોગ અને સહચાર એ મનુષ્યના હૃદયનું ઊંડુ તત્ત્વ છે, ત્હારે તત્ત્વજ્ઞાની, વિ, યોગી ઇત્યાદિ વર્ગ એકલસુરો કેમ હશે ? એકાન્ત ચિન્તન અને એ ચિન્તનના આન્દનો એકલવાયો ઉપભોગ એ હેમનું વિશેષક લક્ષણ છે; એમ કેમ ? હેનો ખુલાસા એ રીતે ગપાયઃ એક તો એ કે મનુષ્ય એ સહચારી પ્રાણી છે એ નિયમના હેમને અપવાદ ગણવા, મને બીજો ખુલાસો એ કે એ વર્ગ જે સત્યાન્વેષણનું સુખ ભોગવેછે તે ગમે એટલુ તત્ત્વન્ત્રોથી, કાવ્યપ્રસિદ્ધિથી, ધર્મોપદેશ આપ્યાથી બીજાને આપી કાંઇક અંશે સહભોગી થવાય

એમ છે, તથાપિ હેમના હૃદય સ્થાનથી જે આનન્દ ભોગવાયછે હેમા તો અનન્યભોગી અવસ્થા જ મેળવી પડેછે,—હેમા હેમનો ઉપાય જ નથી માનવ માનવની વચ્ચે પણ એક વિલક્ષણ હૃદયભેદ છે તે વાત ભૂલવી ના જોઇયે, સ્નેહી, પ્રેમી,—સર્વમા હૃદયભાવના, વિચારના, સુખભોગના પરસ્પર વિનિમય થાય તે માનવ લક્ષણને પણ અમુક સીમાની મર્યાદા છે, તે સીમાની પેલી પાર પ્રત્યેક વ્યક્તિનુ હૃદય એક વિલક્ષણ સાગરથી વીંટાયલા બેટ જેવુ બનેછે, જ્યા પોતાના શિવાય અન્ય કોઇને પ્રવેશ માટે અધિકાર નથી, સામર્થ્ય પણ નથી, શક્યતા પણ નથી આ સ્થિતિમા એકલસુરાપણાનો દોષ નથી, માનવના હૃદય અને બુદ્ધિની શક્તિમા જ હેવો સમાય, હેવી મર્યાદિતતા છે કે આ જીવનમા તો એ ઊંડુ વ્યક્તિસ્વરૂપ આમ પ્રેમીજનથી પણ જુદુ વશેલુ રહેવાનુ એટલુ ખરુ કે જે સાગર પ્રત્યેક વ્યક્તિને વીંટાઈ વળી જગતના સર્વ લોકથી જુદા બેટ જેવી સ્થિતિમા મૂકેછે, તે પ્રેમ, સ્નેહ, એ સમ્બન્ધથી જોડાયલી વ્યક્તિયો વચ્ચે સાકડી સામુદ્રધુની જેવો બની એટલી સરલતા કરી આપેછે કે સામસામે કિનારેથી પોતાના હૃદયના પ્રતિધ્વનિ એક બીજાને સમ્ભળાવી શકે પરન્તુ તે પ્રતિધ્વનિ અવશ્ય આછા તો સમ્ભળાવાના જ, એ આછાપણુ પરસ્પર સ્નેહસમ્બન્ધની, અધિકતાની, અધિકતા અથવા અલ્પતા ઉપર આધાર રાખેછે, તેમ જ એક બીજાને આપવાની વિચાર, ભાવ, આનન્દ, દુખ ઇત્યાદિ સામગ્રીના સ્વરૂપ ઉપર પણ આધાર રાખેછે, કેમકે કેટલીક સામગ્રી તો માનવ શક્તિના સકુચિત સ્વરૂપને લીધે એકલભોગથી જ ભોગવાય હેવી હોયછે

માનવહૃદય અને માનવબુદ્ધિની આ વિશિષ્ટતા એક લેખકે થોડા પણ અર્થગર્ભ વચનોમા દર્શાવીછે **સ્લેવ** (Slav) પ્રજા અને બીજી બાજૂ **સેક્સન** અને **લેટિન** પ્રજા—એ બે વચ્ચે હૃદયના આત્મતત્ત્વનુ, અતર દર્શાવતા એ લેખક કહેછે —

> "The 'echoing straits' which separate the souls of all men and women are at their widest in such a case, the echoes that sound across them are not only faint but mysterious—the echoes of an unknown civilization and of unfamiliar modes of thinking" §

( "પુરુષ અથવા સ્ત્રી સર્વમા પ્રત્યેક વ્યક્તિના આત્માને પરસ્પર જુદા પાડનારી જે 'પ્રતિધ્વનિ આપનારી સામુદ્રધુનીઓ' હોયછે તે આ પ્રજાઓના પ્રસગમા વિશાળમા વિશાળ હોયછે, એ સામુદ્રધુનીને ઓળગીને શ્રવણગોચર થતા પ્રતિધ્વનિ આછા હોયછે એટલુ જ નહિ, પણ ગૂઢરૂપ હોયછે,—અજાણ્યા સુધારાના અને અપરિચિત વિચારપદ્ધતિના પ્રતિધ્વનિ એ હોયછે" )

અહિ ઇશારો કરેલી અવસ્થા મનુષ્ય મનુષ્ય વચ્ચે અતોપ્ય અતર સ્થાપેછે, એ અતર સમભાવથી પૂરેપૂરુ તૂટતુ નથી, જ્ઞાનસહચારથી લુપ્ત થતુ નથી, સ્નેહથી કે પ્રેમથી જીતાતુ

§ "The Fortnightly Review," June 1910, Page 1071, Article on Tourgueneff by Francis Gribble

નથી; ( કેમકે શૈલીએ વર્ણવેલી અદ્વૈતાવસ્થા આપણે ઉપર જોઈ ગયા તે અલૌકિક જ ગણવી પડશે ). આ સ્વરૂપે માનવ વ્યક્તિ એક બીજાની સમીપ હોવા છતાં દૂર હોઈ **तद्दूरे तद्वन्तिके** * એ શ્રુતિને અર્થાન્તરે અનુભવેછે. આ †ચક્રવાકદશા કરુણ અને હૃદયદ્રાવક છે. આ અવસ્થાને લીધે જ, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે હૃદયધ્વનિ—સામુદ્રધુની ઉપર થઈને પેલી પાર મ્હોચતા મ્હોચતામાં—ઝાંખા થવાથી, બદલાઈ જવાથી, એકબીજા વિશે પૂર્ણ સમજ ના થવાને લીધે પરસ્પર ગેરસમજ ઉત્પન્ન થઈ અનેક સંસારકલહ માનવજીવનમાં કડુતા રેડેછે, તે વાત તો એક છે જ; પરંતુ એ ગેરસમજ જેવી અપ્રિયતા ઉત્પન્ન ના થાય ત્હાં પણ, મૂગા માણસને પોતાના વિચાર દર્શાવવાની ઇચ્છા અને શક્તિ વચ્ચે વિરોધ થતાં જે મૂઝવણ થાયછે ત્હેવી મૂઝવણ આ વ્યક્તિ વચ્ચે વિચાર, ભાવ, સુખ તેમ જ દુઃખના ઉપભોગ—એ સર્વેના વિનિમય કરવાના, સહભોગના, અસામર્થ્યથી એ વ્યક્તિયોને થાયછે.

જ્ઞાની, કવિ, યોગી,—એ વર્ગને આ દશાની મૂઝવણ અવિશેષ થાયછે; એક પક્ષે અન્યને પોતાના હૃદયની વાત સમર્પવાની શક્તિ સામાન્ય વર્ગ કરતાં અધિક અને ઇચ્છા તીવ્ર, અને બીજે પક્ષે સમર્પવાની વસ્તુની અવાચ્યતાનું ભાન, એ બેના ક્ષોભથી આ મૂઝવણ તીવ્ર થાયછે. લૉર્ડ કર્ઝને એક પ્રસંગે એક ભાષણમાં પોતાની વાઇસરૉયની પદવીને પરિણામે અનુભવેલી "Splendid isolation" નો સ્થિતિ—દેદીપ્યમાન વિચ્છિન્ન દશા—વિશે શોકોદ્ગાર કાઢ્યો હતો એમ સ્મરણમાં આવેછે. એ મહાપદવી ઉપર બેઠેલા અધિકારીએ તો કંઈક અન્તર્ગૂઢ ગર્વથી જ એ કરુણ દશા માટે શોક દર્શાવ્યો લાગતો હતો. પરંતુ માનવ રાજ્યપદવી કરતાં વધારે ઉચ્ચ અધિકારના ગિરિશૃંગ ઉપર રહેલા તત્ત્વજ્ઞાની વગેરેની "દેદીપ્યમાન વિચ્છિન્ન દશા" ખરેખરી એક દિશામાં કરુણ દશા જ બનેછે—અનેતે તેઓને મૂઝવણમાં જ નાંખેછે.

માનવને સંબન્ધે આ સ્થિતિછે, તો પરમ પરમ ઉચ્ચ અધિષ્ઠાને વિરાજમાન પરમેશ્વરને વિશે શું કહેવું ? એ મહાન્ પુરુષની "દેદીપ્યાન વિચ્છિન્ન દશા" વધી "ભવ્ય વિચ્છિન્ન દશા" હોવી જોઇયે. હેને એ એકલવાઈ સ્થિતિની મૂઝવણ કેટલી થતી હશે ?

---

* ઈશોપનિષદ્, ૫.

† सरसि नलिनीपत्रेणापि त्वमावृतविग्रहां
ननु सहचरीं दूरे मत्वा विरौषि समुत्सुकः ।
( "વિક્રમોર્વશીય" નાટક, અંક ૪ થો. )

નિજ સહચરી ઢંકાએલી સરોજતણા દળે
સરવર વિશે જાણી છેટી સમુત્સુક તું રડે.

ચક્રવાકજોડાની રાત્રિના નિત્યવિરહની દશાનું આ વર્ણન વાચકના સ્મરણમાં આવતાં 'ચક્રવાકદશા' શબ્દનો મર્મ પ્રત્યક્ષ થશે.

થી કાલક્રમે કોમા અને સેમીકોલન ઉમેરાયાં, અને કોકે તો કોમા અને પૂર્ણ બિન્દુને વાંકા—તિરકસ—છેકા દાખલ કર્યા હતા.§

The Century Dictionary માં Punctuation શબ્દ નીચે આ હકીકત આપીછે:—

"The modern system of punctuation was gradually developed after the introduction of printing,+ primarily through the efforts of Aldus Manutius and his family. In ancient writing the words were at first run together continuously; afterwards they were separated by spaces, and sometimes by dots or other marks, which were made to serve some of the purposes of modern punctuation, and were retained in early printing. Long after the use of the present points became established, they were so indiscriminately employed, that, if closely followed, they are often a hindrance rather than an aid in reading and understanding the text There is still much uncertainty and arbitrariness in punctuation but its chief office is now generally understood to be that of facilitating a clear comprehension of the sense. *Close punctuation,* characterized especially by the use of many commas, was common in English in the eighteenth century, and is the rule in present French usage; but *open punctuation,* characterized by the avoidance of all pointing not clearly required by the construction, now prevails in the best usage. In some cases, as in certain legal papers, title pages & ca, punctuation is wholly omitted."

અંગ્રેજીમાં હાલમાં પૂર્ણ વિરામ પછી આરમ્ભાતા વાક્યના પ્રથમ શબ્દનો પ્રથમ અક્ષર મ્હોટા કદનો લખાયછે, એ વિરામનું પરિણામી ચિહ્નછે. એથી લાભ એક એ કે પૂર્ણ વિરામચિહ્ન રહી ગયુ હોય અથવા ઊપડ્યું ના હોય તો આ કૂંચીથી પકડી કઢાય; મચ્છર ક્યડી જાય તે ઢીમડાથી પકડી કઢાય તેમ.

એશિયા ખડમાં આવતાં, અરબી અને ફારસી ભાષાના ગ્રન્થોમાં વિરામચિહ્નોનો ઉપયોગ થતો જ ન્હોતો એમ જણાયછે. હિબ્રૂમાં કાંઇક અંશે ચિહ્નો હતાં, તે વિરામ કરતાં સ્વરભાર દર્શાવવા માટે વધારે હતાં. બર્મીઝ ભાષામાં સંસ્કૃતની પેઠે જ । અને ॥ એ બે ચિહ્નો છે, પણ હમણાં હમણાં અંગ્રેજી વિરામચિહ્નો દાખલ થવા લાગ્યાંછે. ચીન અને જાપાનની ભાષાઓમાં ફક્ત full point જેવું ટપકુ છે. બીજા વિરામચિહ્નો નથી; પત્રવ્યવહારમાં તો તે પણ લુપ્ત કરાયછે.

§ Encyclopædia Britannicaમાંથી ઉપરની ઇતિહાસની માહિતી તારવી કાઢીછે.

+ યુરોપમાં છાપેલુ પુસ્તક પ્રથમ જર્મનીના મેઇન્ઝ નામના શહેરમા ઈ. સ. ૧૪૫૬ માં પ્રગટ થયુ.

આપણા દેશમાં આવિયેઃ પ્રાચીન વૈદિક સંસ્કૃતમાં કે મધ્યકાલીન પૌરાણિક ઇત્યાદિક સંસ્કૃતમાં વિરામચિહ્નો જોવા જઇશું તો માત્ર બે જ નજરે પડેછેઃ—। અને ॥ *; અને આપણા અર્વાચીન સાહિત્યમાં તો અંગ્રેજી બધાં ચિહ્નોની રેલ રેલાઈછે. પ્રાચીન આર્યોને વસ્ત્ર પણ ગણતર બે હતાં,—ધોતિયુ અને પ્રાવરણ ( ઉત્તરીય, ઉપરણું ), તેમ વિરામચિહ્નો પણ બે જ બસ થતાં. આપણે હાલ વસ્ત્ર વધ્યાંછે,—કોટ, વેસ્ટકોટ, શર્ટ, કૉલર, નેકટાઈ, પાટલૂન, હૅટ; તેમ વિરામચિહ્નો પણ વધ્યાંછે,—કૉમા, સેમીકોલન, કોલન, પૂર્ણ બિન્દુ, ઇત્યાદિ આપણામાં પાંચ વસ્ત્ર ગણાયછે તે પ્રાચીન બે વસ્ત્રનાં વધીને થયાં, પરતુ આ તો પાશ્ચાત્ય પ્રકારના અનુકરણને પ્રભાવે અનેક વસ્ત્ર થયાં. જેમ એ વસ્ત્રોની પણ ઉપયોગિતાછે, તેમ આ ચિહ્નોની પણ ઉપયોગિતાછે. એ બંને નવીન અંશો આવ્યાછે તે હવે પાછા જવાના નથી. સ્વ. નારાયણ હેમચન્દ્ર કહેતા કે—" મહાશય ! અભાવ ( = wants, બંગાળી, ગુજરાતી શબ્દ,—અભાવ ) વધારિયે તેટલા વધારાય."—એમ કહી પોતાની ફકીરી જીવન-પદ્ધતિના ગુણ ગાતા હતા. એ ફકીરી પદ્ધતિ ફકીરી દશા માટે પર્યાપ્ત છે. પણ આપણુ સામાજિક જીવન સંકુલ થયુછે; તેમ જ ભાષાની જરૂરિયાતો વધીછે, એટલે એ બંને નવીન અંશો,—વસ્ત્રો અને વિરામચિહ્નો—ત્યાજ્ય ગણવામાં સાર નથી.

અંગ્રેજી વિદ્યાની સાથે આ નવીન વિરામચિહ્નોની પલટન આવી એ નિઃસંશય છે. આપણે ગામઠી નિશાળમાં ભણતા હતા ત્હારે " કઃ ॥ આવે બે મીંડાં બે નકેરી " એમ શીખતા હતા તે વખતે વિસર્ગચિહ્ન પછીના વિરામચિહ્નની બે નકેરી ( લકીર—લીટીઓ ) થી વિશેષ ચિહ્ન જાણ્યાં ન્હોતા, જો કે એ નકેરીનો અર્થ આપણે જાણતા ન્હોતા અને ભણાવનારા મહેતા પણ જાણતા ન્હોતા, વિસર્ગને અંગે જ જાણે બે મીંડાં અને બે નકેરી હોય એમ જ બંને સમજતા હતા, ગુરુ અને શિષ્ય પછી સરકારી નિશાળમાં ચોપડિયો ભણવા લાગ્યા ત્હારે આ વિદેશી ચિહ્નોની પલટન નજરે પડી હુ નથી ધારતો કે પ્રેમાનન્દનાં નાટકોના હિમાયતીઓ પણ એમ કહેવાની હિમ્મત ધરે કે પ્રેમાનન્દના સમયમા આ નવીન વિરામચિહ્નો હતાં.

જૂના વખતના પારસીઓ ( આજથી ૪૦—૫૦ વર્ષ ઉપરના પારસીઓ ) શબ્દે શબ્દે ટપકાં મૂકતા હતા, આમઃ—" આપની. પાસે. મારી. માગના. આવવાનો છું. " તે જોઈને ઘણાકને હસવું આવે. પરતુ પાછળ કહેલી જૂના ગ્રીક હસ્તલેખોમાં શબ્દો છૂટા પાડવાની ને ઍપૉસ્ટ્રૉફી મૂકવાની પદ્ધતિ પણ એ જ નમૂનાની જણાયછે, અને બંનેનો હેતુ શબ્દો મૂળ એકઠા શેળભેળ લખાતા હતા તે છૂટા પાડવાનો છે તે ધ્યાનમાં રાખવાનુછે. બાકી એ તો ખરુ કે આમ શબ્દે શબ્દે ટપકાં મૂકવામાં ડગલે ડગલે અટકનારા અડિયલ ટટ્ટુના જેવો દેખાવ થાયછે.

---

* અધ્યાય પૂર્ણ થતે કે હેવા મ્હોટા વિભાગને અંતે ॥ છ ॥ છ ॥ છ ॥ એમ લખાયછે, ત્હો અર્થને હું જાણતો નથી, કોઇ વિદ્વાન બતાવશે તો ઉપકાર થશે.

વિરામચિહ્નો વિના લખવામાં તો ઘણીવાર અર્થનો અનર્થ થવાનો ભય છે. ઉદાહરણઃ—

(૧) "મ્હેં ગોપાળને બોલાવ્યો નથી, બોલાવ્યો એ ખોટી વાત."

(૨) "મ્હેં ગોપાળને બોલાવ્યો, નથી બોલાવ્યો એ ખોટી વાત."

આ બેમાં અર્થ તદ્દન વિરુદ્ધછે, તે

(૩) "મ્હેં ગોપાળને બોલાવ્યો નથી બોલાવ્યો એ ખોટી વાત."

એમ વિરામચિહ્ન વિના લખ્યાથી એક અર્થ ઉદ્દિષ્ટ હોય તો બીજો અર્થબોધ થાય એમ ભ્રમ થાય.

તેમ જ શબ્દો છૂટા ના પાડવાથી પણ ભ્રમ થાય એમ સંભવ છેઃ—

(1) "ગોપાળના બોલાથી મ્હને ખોટું લાગ્યુ."

(2) "ગોપાળ ના બોલ્યાથી મ્હને ખોટું લાગ્યુ."

આ બેનો સમાવેશ—

(3) "ગોપાળનાબોલાવ્યાથીમ્હનેખોટુંલાગ્યુ."

એ અક્ષરોની ભીડ રચ્યાથી થશે.

માટે શબ્દો બધા સળંગ લખ્યે જવાથી તેમ જ વિરામચિહ્ન ન મૂકવાથી અગવડ ઘણી છે એ નિર્વિવાદ છે. આ પ્રકારમાં સમાયલા તત્ત્વનો અનાદર કરવાનું એક, અન્ય [illegible]ં, અતિશય રમુજી ઉદાહરણ યાદ આવેછે. એક બાઈ ઘરમાં બજાર વગેરેનો હિસાબ લખી રાખતી હતી તે આ પ્રમાણે—

"એક પૈશાની કોથમીર આણી ચાર પૈશા દળનારીને આપ્યા બે આનાનાં મરચાં લીધાં ચાર આના દૂધના આપ્યા"—ઇત્યાદિ, ઇત્યાદિ.

આમ રોજ રોજ લખી મહિનાની આખરે પોતાના ધણીને કહેતી ?—"લ્યો, આ હિસાબ બધો મેળવી આપો."।

જરાક વિષયાન્તરતા જેવું થયું તાત્પર્ય એ છે કે વિરામચિહ્નનું મહત્ત્વ અને હેતુ વિચારતાં આ વિદેશી પદ્ધતિને આપણી આપણી કરી દીધીછે તે યથાન્યાય જ છે.

વિરામચિહ્નના બે હેતુ કળી સકાશેઃ—

(क) અર્થબોધની સરલતા કરવી,

અને (ख) વાચકને શ્વાસ લેવાનો વખ્ત મળીને વિશ્રાન્તિ ક્ષણભર મેળવવી.

સંસ્કૃત ભાષાની શરીરઘટના જ હેવી છે કે વિભક્તિના પ્રત્યયો ઇત્યાદિથી વાક્યના શબ્દો વચ્ચેનો પરસ્પર સંબન્ધ આપોઆપ પ્રગટ થાયછે, એટલે એ ભાષામાં વિરામચિહ્નો । અને ॥ શિવાય બીજાં ઉત્પન્ન જ નથી થયાં. એટલે (क) પ્રાણ્ણે હેતુ ત્હાં પ્રવર્તતો નથી; જે ન્યાયે અમુક હવામાં અમુક વનસ્પતિ પેદા થાય તે જ તરેહનો ન્યાય આમ ભાષાની બાબતમાં પણ પ્રવર્તેછે. સંસ્કૃતભાષાની શબ્દોની જોડણી નિશ્ચિત—દૃઢ—હોવાને લીધે છન્દવૃત્તનાં નામ કોઇ પણ શ્લોક ઉપર બતાવાતાંનથી, તેમ હેની શરીરઘટનાને લીધે વિરામચિહ્નો વાક્યની અંદર લટકાવતાં નથી. સંસ્કૃત ભાષાનું જોડણીનું સ્વરૂપ, તેમ ગુજરાતી ભાષાની એ બાબતમાં શિથિલતા, એ બંનેનું વિસ્મરણ કરીને કેટલાક લોકો ગુજરાતી પદ્યોને અંગે પણ છન્દવૃત્તનાં નામ દર્શાવતા નથી, અને કહે છે કે—શું ગુજરાતી પ્રજા કાંઈ બાળક છે કે છન્દોનાં નામ શીખવવાં પડે ? તેમ સંસ્કૃત ભાષાની ઘટના પૂર્ણ જાણ્યા છતાં બીજા કેટલાકો, બીજે છેડે જઈ, સંસ્કૃત શ્લોકોમાં પણ કોમા, સેમીકોલન, ઇત્યાદિ વિરામચિહ્નો પેસાડે છે; આ નિરર્થક છે, તેટલું જ અસંગત અને હસવા જેવી રચના પ્રગટ કરનારું બનેછે.

વિરામચિહ્નનો બીજો હેતુ, (ख)—વાંચનેે વિશ્રાન્તિ, તે પણ સંસ્કૃત ભાષાને લાગૂ નથી પડતો. જે આપણા પ્રાચીન પૂર્વજો વેદનાં જટા તથા ઘન પાઠ અવિચ્છિન્ન પ્રવાહમાં ઉચ્ચારી જતા હતા, જે આપણા મધ્યકાલીન પૂર્વજો **प्रचलितकरिकृत्तिपर्यन्तचञ्चन्नखाघातभिन्नेन्दुनिष्यन्दमानामृतश्च्योत**—ઇત્યાદિ મેલ ટ્રેનની ગતિવાળાં દણ્ડકો ગગડાવી જતા હતા, ત્હેમને વળી શ્વાસ લેવો શો ? અને વાક્યમાં વિશ્રાન્તિ શી ? એ વિશ્રાન્તિ તો આપણા હાલના અલ્પશ્વાસશક્તિવાળા જમાનાને જ જોઇએ. આ રીતે પણ વિરામચિહ્નની ઉત્પત્તિને અનુકૂળ વાતાવરણ સંસ્કૃતકાળમાં ન્હોતું. સંસ્કૃતકાળના આપણા પૂર્વજોએ વિરામ માત્ર એક પ્રસંગે સ્વીકાર્યોછે; પદ્યરચનામાં યતિસ્થાનનો વિરામ. પણ તે માટે પણ તેઓ ચિહ્ન ન્હોતા મૂકતા. તેમ જ એ વિરામનો હેતુ ઉપર બતાવેલા બેમાંનો એકે ના હોઈ, માત્ર કલાતત્ત્વની માગણીનું જ એ પરિણામ હતું.

ગુજરાતીમાં પદ્યમાં યતિ દર્શાવવા માટે આજથી આશરે પચીસ વર્ષ ઉપર ચિહ્નો મૂકવાની પદ્ધતિ હતી. એ પદ્ધતિમાં સરલતા એટલી બધી હતી, હેમાં બુદ્ધિને શ્રમ એટલો તો અલ્પતમ પડતો હતો, કે સંચાની માફક એ ચિહ્નો મૂકાતાં; કોઇ યાન્ત્રિક યોજનાને પ્રભાવે, અથવા તો વિરામચિહ્નોમાં જ અલૌકિક બુદ્ધિવ્યાપાર પ્રવર્તીને એ ચિહ્નો આપોઆપ જ ગોઠવાઈ જતાં હોય એમ બનતું. પ્રથમ ચરણને અંતે કોમા, બીજાને અંતે સેમીકોલન, ત્રીજાને અંતે કોમા, ને ચોથાને અંતે પૂર્ણવિરામ;—એ આ પદ્ધતિનું સ્હેલું સ્વરૂપ હતું; નીચે પ્રમાણેઃ—

| જૂની પદ્ધતિ (યતિલક્ષણા પદ્ધતિ) | નવી પદ્ધતિ (અર્થલક્ષણા પદ્ધતિ) માં નીચે પ્રમાણે |
|---|---|

ગોઠવાશેઃ—

(કુધોર છન્દ)

* સકળ નરેશમાં ઘનરાય,
શ્રેષ્ઠ મહીપતિ કહેવાય;
ત્હેનું તપ્ત પણ નભ માંય,
ધર્માસન સમાન જણાય.
નૃપનો સૂચવે અધિકાર,
વીજળી રૂપી જે તલવાર;
તે ધરી મેઘરાજે રાજ,
કરવા માંડિયું છે આજ.

સકળ નરેશમાં ઘનરાય
શ્રેષ્ઠ મહીપતિ કહેવાય;
ત્હેનું તપ્ત પણ નભ માંય
ધર્માસન સમાન જણાય.
નૃપનો સૂચવે અધિકાર,
વીજળી રૂપી જે તલવાર;
તે ધરી મેઘરાજે રાજ
કરવા માંડિયું છે આજ.

આ યાન્ત્રિક પદ્ધતિ યાન્ત્રિક શક્તિના પૂજક વર્ગ—પ્રેસના કંપોઝિટરો—ને એટલી બધી ફાવી ગઈ હતી કે અર્થલક્ષણ પદ્ધતિ પ્રમાણે ચિહ્નો મૂકેલાં પદ્યો પણ એ ચતુરવર્ગે યતિલક્ષણ પદ્ધતિમાં ગોઠવીને આરમ્ભમાં મ્હને બહુ હેરાન કર્યોછે. એ હેરાનગતિના બદલામાં એ વર્ગની કીર્તિ આ સ્થળે ગાઉંછે. હું ધારુંછું એ યતિલક્ષણ પદ્ધતિનો અજ્ઞાત સિદ્ધાન્ત એમ હશે કે યતિ માટે ચિહ્નોનું અસ્તિત્વ માનવું, અને અર્થબોધ માટે એ ચિહ્નો છપાયાં જ નથી એમ કલ્પી લેવું. દિવ્ય ચક્ષુ અર્જુનને મળ્યા પછી ભગવાનનું વિરાટ સ્વરૂપ પ્રત્યક્ષ થયું, તેથી વિપરીત ચમત્કાર વડે અપૂર્વ ચક્ષુ મેળવીને આપણે યતિચિહ્નો અદૃશ્ય બનાવવાં એમ એ સિદ્ધાન્તનો આશય હશે.

બહુ થયું. હવે વિરામચિહ્નો—નવીન વિરામચિહ્નો—ના દુરુપયોગ વિશે વિચાર કરિયે. એક દુરુપયોગ તો આ યતિ લક્ષણ પદ્ધતિમાં જ દીઠો. અલબત, સંજ્ઞા અમુક સંકેત ઉપર જ આધાર રાખેછે, અને યતિ માટે કોમા વગેરે ગોઠવવામાં પાતક તો નથી જ. પરંતુ એ ચિહ્નોનો સાંકેતિક અર્થ વિચારશ્રેણીનો વિરામ દર્શાવવામાં પ્રવર્તેછે એ કારણથી યતિમાં ત્હેનો ઉપયોગ કરવાથી ભ્રમ, અર્થબોધમાં ક્ષતિ, ઇત્યાદિ અનિષ્ટ પરિણામ ઉત્પન્ન થાય; અને તેથી જ યતિમાં પ્રયોગ તે આ ચિહ્નોનો દુરુપયોગ જ ગણવો જોઇએ.

બીજો દુરુપયોગનો પ્રકાર પાછળ Century Dictionaryમાંથી આપેલા ઉતારામાં એક વાક્યમાં સૂચવાયોછે. તે એ કે વિરામચિહ્નો ગમે તેમ અપ્રસંગે વાપરવાનો પ્રચાર ઈંગ્લાંડમાં એક કાળે હતો, અને તેથી અર્થબોધમાં સુગમતાને બદલે વિઘ્ન થતું અને દુર્ગમતાને પ્રવેશ મળતો. અર્થાત્, વિરામચિહ્નોનો મિતોપયોગ એ તત્વનો અનાદર તે આ બીજા પ્રકારનો દોષ છે.

એક બીજો દુરુપયોગનો નમૂનો શુદ્ધ વિરામચિહ્નને અંગે નહિ પણ ગૌણ વાક્યચિહ્નોમાંના એક—કૉઉસ—ને અંગે આ અંશમાં લેખનકૌશલની ખામી હોવાને લીધે પ્રગટ થાયછે. ઉદાહરણથી સમજણ પડશેઃ—

* "વર્ષાવર્ણન", ન. પ્ર. સંઘવી, બુદ્ધિપ્રકાશ, ઑગસ્ટ ૧૮૮૪,

(૧) "એ નાવનું રક્ષણ કરનારી 'ગુપ્તિ' (રક્ષણની યોજના—જેને જૈનો 'મનોગુપ્તિ', 'વાગ્—ગુપ્તિ', 'કાયગુપ્તિ' કહેછે) સર્વ પ્રભુની જ કૃતિ છે."
('યુધિષ્ઠિરનુ અસત્યકથન', 'વસન્ત', ફાલ્ગુન, ૧૯૬૯, પૃષ્ઠ ૧૧૧)

(૨) "અને 'ચિતાન્આભ' એમ 'આ' ('તા' નો) ઉપર 'આ' ચઢાવીને ઊર્ધ્વગામી જ્વાળાનું દર્શન કરાવીને"
('ગ્રન્થાવલોકન', 'વસન્ત', ચૈત્ર, ૧૯૬૯, પૃષ્ઠ ૧૨૪)

(૩) "ઋષ્યશ્રંગ આખ્યાનમાં બહુ થોડા ને બહુધા માત્રામેળ (છંદ શબ્દમાં માત્રામેળ જેને જાતિ કહેછે તે તથા અક્ષરમેળ જેને વિશેષે કરીને વૃત્ત કહેછે તે બંનેનો સમાવેશ થાયછે) વપરાયાછે.
("પ્રેમાનન્દનાં નાટકો", 'વસન્ત', ચૈત્ર, ૧૯૬૯, પૃષ્ઠ ૧૪૩).

(૪) "જુઓ સાક્ષર મનસુખ કિરતચંદ મહેતા-(કે જેણે જૂદી જૂદી ટીપોપરથી લખેલીછે) કૃત જૈન રાસમાલા"
("શ્રી આનન્દકાવ્યમહોદધિ", "મૌક્તિક ૧ લુ, ગ્રન્થવિવેચન, પૃષ્ઠ ૩, પંક્તિ ૨, ૩).

(આ ત્રીજું તથા ચોથુ ઉદાહરણ દુરુપયોગના ઉત્કટ નમૂના છે.).

આ પ્રકારના અનેક ઉદાહરણો મળશે. આટલા બસ છે. એ સર્વમાં કાંઉમ કઢગા ખોશી દેવાથી વાક્યરચનામા કેવી ક્ષતિ થાયછે તે સ્પષ્ટ છે

વળી એક જુદી જ તરેહનો દુરુપયોગ ગૌણચિહ્નોમાંના બે જાત્યનાં ચિહ્નો—પ્રશ્નચિહ્ન અને ઉદ્ગારચિહ્ન, એ બે ચિહ્નો—ના અનેકત્વમાં અને સંસૃષ્ટિમાં જોવામાં આવેછે. હેવા હાસ્યજનક અને અભવવિરોધી પ્રયોગોનો આરમ્ભ સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે કર્યો હતો, અને હેનુ અનુકરણ કરનારા પણ કેટલાક નીકળ્યા હતા. એ વિચિત્ર પ્રકારનુ પૂર્ણ રીતે વિવેચન મ્હેં એક લેખમાં આજથી વીસ વર્ષ ઉપર કર્યું હતું *!!!, ???, ?!?, !?!,—આમ બહુત્વ અને મિશ્રણમાં જેમ અર્થહીનતા છે તેમ હસનીયતા પણ છે.

ગૌણ ચિહ્નોમા inverted commas (ઉલટાવેલા કોમા ચિહ્નો)—અવતરણચિહ્નો—વિશે કેટલાક વિચાર સ્ફુરી આવેછે. આ ચિહ્નો કેટલાંક અતિસકુલ અવતરણવચનોમાં બહુ ગડબડ કરાવી દેનારાં થઈ, હેમનો મૂળ ઉદ્દેશ, અર્થસુગમતા, નષ્ટ થઈ જાયછે. ઉદાહરણ લઇયે:—

* ઈ. સ. ૧૮૯૩ ના જૂનમાં એ લેખ લખેલો તે ભરૂચમાં પ્રસિદ્ધ થતા 'જ્ઞાનદર્શન' નામના માસિકમાં પ્રગટ થયો હતો એમ યાદ છે.

મગનલાલ બોલ્યાઃ—" હું અમદાવાદ ગયો ત્હારે જગજીવનદાસ મ્હને મળ્યા તે કહેઃ—'મગનભાઈ! તમે તો બહુ જ મોંઘા થયા દેખું ' મ્હને ચંપતરાય કહેતા'તા કેઃ— '"મગનભાઈ તો અભિમાનમાં તણાયાછે !"', તે મ્હેં માન્યુ નહિ. ' જુવો લોકો કે'વાછે ! "

આ કરતાં પણ " એ ચિહ્નથી આરમ્ભાઈ, ' '' ' વચમાં આવી, છેવટે''' ' અને " બધાં એકઠાં આવે ત્હારે બે ત્રણ પતંગો પેચમાં ગૂચવાઈ ગયા હોય ત્હેવી સ્થિતિ થઈ જાય.

પરંતુ આ વાત આટલે મૂકી, અવતરણચિહ્નનો હાલ ગુજરાતી સાહિત્યમાં શી શી રીતે વપરાયછે તે જોવામાં આનન્દ મળે એમ છે. સ્વ. હ. હ. ધ્રુવને પોતાનાં જ વચનોનુ અવતરણ કરવાનો શોક હતો, અને હેમનાં અવતરણચિહ્નો એ કામમાં આવતાં હતાં. કેટલાક લોકો અવતરણવચનનો જસ હેના મૂળ માલિકને આપવાના હેતુથી, તો કેટલાક પોતાની વિદ્વત્તાના પ્રમાણ તરીકે, તો વળી કેટલાક અવતરણવચનનો અપજસ હેના માલિકને માથે નાંખવા માટે, એ ચિહ્નોનો છૂટથી ઉપયોગ કરેછે. કોઇ લેખક તો હેવા પણ દીઠા છે કે તે આ અવતરણચિહ્નો " " તે શબ્દો પકડવાના ચીપિયા છે એમ માની, પોતાને અનિષ્ટ, અન્યના પ્રયોજિત, શબ્દોવાક્યોને અન્ત્યજ જેવાં અસ્પૃશ્ય ગણીને એ ચીપિયા વડે પકડીને પોતાનાં લખાણમાં અધ્ધર અધ્ધર હાથે ગોઠવેછે. કોઇક વળી પોતાના તખ્ખલુસને આ અવતરણચિહ્નોમાં પૂરેછે, જાણે અધોળમાં વળગણીએ સૂકવેલુ ધોતિયું, અથવા ખીલા ઉપર ભરેલુ sign-board ( નામનુ પાટિયુ ) હોય નહિ ? આમ તખલ્લુસને અવતરણ-ચિહ્નમાં પૂરેલાં બહુ વાર.જોવાને પરિણામે એક બે વખત ' વસન્ત ' માં " ભાનુ " એમ લેખ નીચે નામ દીઠું ત્હારે મ્હને થયું કે આ વળી એક તખલ્લુસ જ હશે, પણ લેખમાંના વચનોથી જણાયુ કે ભાનુસુખરામનો જ આ લેખ છે. આ પ્રકારોમાં કોઇકમાં ચિહ્નનો દુરુપયોગ, તો કોઇકમાં સદુપયોગ એમ વિવિધતા નજરે પડેછે અને તે જોઈને સાહિત્યની વાડીનાં વિવધરંગી ફૂલની રચનાનો જ ભાસ થાયછે.

હવે સમાપ્તિ કરવાનો પ્રસંગ આવ્યોછે, તો હાલની ગુજરાતી રંગભૂમિ ઉપર નાટકને અંતે આખા નાટકનાં સર્વે પાત્રો રંગભૂમિ ઉપર ઊભાં રહીને છેવટનુ ગીત ગાયછે તે નમૂના-નું અનુકરણ કરવાને હું લોભાઉછું; માટે મ્હારા લેખમાં આવેલાં સર્વ ચિહ્નો ( પ્રત્યક્ષ તેમ જ સૂચિત–સર્વ ચિહ્નો ) ની પલટન સમાપ્તિમાં ગોઠવીને હેમની પાસે ઉચિત ગીત પણ ગવડાવવાનું ધારુછું. આમઃ—

, ; : . ? ! " " ' ' ( ) [ ] { }

હેમનુ ગીત સાંભળોઃ—

( ચોપાઈ. )

§ ( , )—કોમા કહેતાં અલ્પવિરામ,—( , )
( ; )—સેમી કોલન અર્ધવિરામ;—( ; )
( : )—કોલન કહિયે ઊનવિરામ,—( : )
( . )—બિન્દુ એકલું પૂર્ણવિરામ.—( . )
( ? )—પ્રશ્નચિહ્ન અંકોડાકાર,—( ? )
( ! )—રેખાબિન્દુ તે ઉદ્‍ગાર;—( ! )
(" ")—ઉલટા કોમામાં પૂરાય
અન્યવચન સાચાં જૂઠાં ય.—(" ")
( [ ] ( ) { } ) કાઉંસતણાં બહુ રૂપ જ જાણ,
વાક્ય વિશે પાડે ભંગાણ;—( [ ] ( ) { } )
પ્રયોગ કરશો જોઈ પ્રસંગ,
તો ચિહ્નો સહુ રાખે રંગ.

( શાર્દૂલવિક્રીડિત. )

વળી,

આવી સર્વ વિદેશથી જ વશિયાં, વર્ષો ઘણાં વીતિયાં,
આખા ભારતવર્ષમાં પ્રસરીને ભાષા ઘણી ઠાતિયાં,
પામી સ્થાન રૂડું હવે સ્થિર થઈ સેના, ન તે છોડતી,
ગર્જાવો જ વિરામચિહ્નદળનો જે-જે-ધ્વનિ જોરથી !

અપિચ

સાઙ્ગોપાઙ્ગ સુરંગ જેહ પસરે ભાષાવિશે ઊજળો,
પાદેપાદ રસાળતા જ ભરીને જે અર્થ ઘોતે ઘણો,
હેવાં આજ 'વિરામચિહ્ન' પ્રભુને યાચે જ ભાવે કરી:—
'પામી કીર્તિ, સુદીપ્તિ, રિદ્ધિ સઘળી, વાધો ગિરા ગુર્જરી !'

( પડદો પડેછે ).

વાંદરા
તા. ૧૪-૮-૧૩
અમદાવાદ
તા. ૯-૧૦-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

---

§ આ પંક્તિયો બોલતે પોતપોતાનું નામ નીકળવાની સાથે તે તે ચિહ્ન પલટનમાંથી જરાક આગળ આવે અને પોતાની પંક્તિ પોતે બોલે, તે વખતે બીજાં ચિહ્નો મૌન રાખે, અને બાકીની પંક્તિયો સર્વને સહિયારી છે તે તે બધાં સાથે બોલે-આમ યોજના છે.

# સહાયકારી મંડળીઓ અને તેથી ખેતી અને ખેડુતોનો થતો સુધારો.*

રાજ્યની આબાદી ખેતીવાડી ઉપર છે

૧ આપણા (વડોદરા) રાજ્યની આબાદીનો મુખ્ય આધાર ખેતી ઉપર છે. વસ્તી પૈકી સુમારે ૭૦ ટકા જેટલા લોકો ખેતીના કામમાં રોકાયા છે અને રાજ્યની ઉપજનો મુખ્ય ભાગ પણ ખેતીમાંથી આવે છે. ખેતીવાડીની આબાદી ઉપર બીજા ઉદ્યોગોની ખીલવણીનો પણ આધાર રહેલો છે. ખેડુતોની સ્થિતિ સારી હોય તો તેઓ પહેરવા, ઓઢવા તથા ખાવાની ચીજો વધારે ખરીદ કરે છે. અને તેથી આવી ચીજોની માગણી વધારે થઈ તેનો ઉદ્યોગ ચાલે છે. વળી કપાસ વગેરે ખેતીનો માલ સારો પાકે તોજ તેની ચીજો બનાવવાનાં કારખાનાં સારી રીતે ચાલી શકે છે. આ પ્રમાણે હોવાથી ખેતીવાડી ખીલવવા અને ખેડુતોને આબાદ કરવા એ દેશની આબાદી અને ઉન્નતિ માટે સૌથી અગત્યનું કામ છે.

ખેડુતોની સ્થિતિ ખરાબ છે.

૨ આપણા દેશમાં તપાસ કરીશું તો સાધારણ રીતે ખેડુતોની સ્થિતિ બીજા લોકો કરતાં સારી જણાશે નહીં. ખેડુત લોકોનો મોટો ભાગ અભણ હોય છે, અને તેમાંના ઘણાખરા જુના વિચારના હોય છે. નવીન સુધારા વધારા કરવાને બદલે પોતાની જુની રીતને તેઓ વળગી રહે છે. ધર્મ સંબંધી વહેમ પણ તેમનામાં ઘણા હોય છે, અને તેથી પોતાને થતું લાખો રૂપિયાનું નુકસાન તેઓ સોસે છે. તેઓ નાનપણમાં પોતાનાં છોકરાંને ખેતીવાડીના કામમાં ઉપયોગમાં લે છે, અને ભણાવવાનો વખત ગુમાવે છે; તેથી જીંદગી સુધી તેઓ અભણ રહે છે. પોતાની અજ્ઞાનતાને લીધે બીજા લોકોના કહેવાપર તેમને આધાર રાખવો પડે છે; અને તેથી હરેક કામમાં તેઓ ઘણું કરી ઠગાય છે. એકઠા મળી કામ કરવાનો તથા એક બીજાને સહાય કરવાનો જુસ્સો બરાબર ખીલેલો ન હોવાથી હરેક ઇસમ પોતાનું કામ છુટક છુટક કરે છે, અને તેથી મહેનતનો બદલો પુરતો મળતો નથી; માલ

* મેં ગયે વર્ષે 'આપણું પ્રધાન કર્તવ્ય' એ નામથી વસન્તમાં એક પ્રાસંગિક નોંધ લખી હતી : તેમાં આપણાં ગામડાંની સ્થિતિ ઉપર લક્ષ આપવા વાંચકને વિનંતિ કરી હતી. મારા કરતાં જે વિદ્વાનોને આ સ્થિતિનો વધારે સાક્ષાત્—અને વિશાળ અનુભવ હોય એઓ તરફથી ગામડાંના અભ્યુદયને લગતા વિષયો ઉપર લેખ લખવામાં આવે તો વધારે સારૂં એટલા માટે મેં રા. બ. ગોવિન્દભાઇ—જેઓશ્રી ખેડુતોનું શ્રેય કરવાના ઉમદા કામમાં બહુ ઉત્સાહી ભાગ લે છે—તેમને મેં વસન્તમાં એક લેખ લખવા વિનંતિ કરી હતી. તે યાદ રાખી એમણે વડોદરા રાજ્યની કોઑપરેટિવ સોસાઇટિ કૉન્ફરન્સ માટે તૈયાર કરેલો લેખ વસન્તમાં પ્રસિદ્ધ કરાવવા મારા ઉપર મોકલ્યો છે તે માટે હું વસન્તના વાચક તરફથી એમનો ઉપકાર માની વસન્તના તન્ત્રી સાહેબ ઉપર એ લેખ પ્રસિદ્ધ કરવા માટે મોકલું છું.

આ. બા. ધ્રુવ.

વેચવામાં પૂરી કિંમત મળી શકતી નથી, અને ખરીદવામાં વધારે આપવી પડે છે. લહેણુ-દેણુના હિસાબમાં ખેડુતોને સમજ પડતી નથી, તેથી લહેણદારના કરેલા હિસાબ ઉપર આધાર રાખવો પડે છે. ખેતીના ધંધામાં ડગલે ડગલે નાણાંની જરૂર પડે છે, અને રોકાયેલા પૈસાનો બદલો તાત્કાળ મળતો નથી; આથી કરીને ખેડુતો હમેશાં પૈસાની તાણમાં રહે છે અને તેમને શાહુકારનું ઘર ખોળવું પડે છે. ખેતીની મોસમ શરૂ થતાં ખાતર માટે, બીજ માટે, નિંદામણ માટે અને પાક તૈયાર થતાં સુધી ખોરાકને માટે પણ શાહુકારનું કરજ તેમને કાઢવું પડે છે. કરજવાન હોવાથી તેમની શાખ થોડી હોય છે અને તેથી લીધેલાં નાણાંનું ભારે વ્યાજ આપવું પડે છે; અને તે ઉપરાંત જ્યારે જામીનગિરી આપવી પડે છે, ત્યારે જામીન થનારને પણ કાંઇ આપવું પડે છે. મોસમમાં પાક તૈયાર થાય ત્યારે શાહુકાર તેમાંનો મોટો ભાગ લઇ જાય છે. આથી પહેલા વર્ષ કરતાં બીજે વર્ષે શાહુકારનો આશ્રય વહેલો અને વધારે લેવો પડે છે, અને દેવાનો ઢગલો વધતો જઇ આખરે જમીનગીરો કે વેચાણ લખી આપવી પડે છે શાહુકારો જાતે જમીન ખેડતા નહીં હોવાથી ભારે ગણોત લઇ ખેડુતનેજ ખેડવા આપે છે. ખેતીનાં જાનવર વગેરે પણ શાહુકાર લઈ આપે છે. આવી સ્થિતિમાં જમીન ઉપર બોજો વધે છે, અને પાક તૈયાર થયે ઘણોખરો શાહુકાર લઇ જાય છે. પછી આખું વર્ષ ખેડુતોને શાહુકારપર આધાર રાખવો પડે છે. આમ થવાથી તેમની સ્થિતિ દિનપ્રતિદિન બગડતી જઇ આખરે એક ગુલામ કરતા ભાગ્યેજ સારી રહે છે.

ખેડુતોની તથા ખેતીવાડીની સ્થિતિ સુધારવાના ઉપાય.

૩ ઉપર પ્રમાણે હોવા છતાં ખેડુતો ઘણા ઉદ્યોગી અને પ્રમાણિક હોય છે, તેથી જો તેમને કેળવી સારો માર્ગ બતાવવામાં આવે તથા જોઇતી સવડો કરી આપવામાં આવે, તો તેમની સ્થિતિમાં ઘણો સુધારો થઇ શકે તેમ છે. ખેતીવાડી અને ખેડુતોની સ્થિતિ અધમ થવામાં જેમ ઘણાં કારણો છે; તેમ તે સુધારવાના ઉપાય પણ ઘણા છે. એકજ ઉપાય કામે લગાડવાથી ખેતી સુધરે એવી આશા રાખવી ફોકટ છે. જમીનની જાત સુધારવી, તેમાં થનારા પાક સુધારવા, ઢોર સુધારવાં, ઓજારો સુધારવા, નાણાં મેળવવાની સવડ કરી આપવી, કેળવણીનો વધારો કરવો વગેરે અનેક ઉપાયો સાથે અગર એક પછી એક લેવામાં આવે તોજ ખેતી અને ખેડુતો સુધરે તેમ છે.

સહકારી મંડળોથી થતા ફાયદાના સંબંધમાં ડેન્માર્કનો દાખલો.

૪ ખેતીવાડીના સુધારાની જુદી જુદી બાબતોમાં સહકારી મંડળો સ્થાપવાથી કેવા મોટા ફાયદા થાય છે, તે યુરોપખંડમાં આવેલા ડેન્માર્ક દેશમાં ખેતીવાડી સંબંધી જુદી જુદી પ્રકારની સહાયકારી મંડળીઓ સ્થપાઇ છે, તે ઉપરથી ઘણી સારી રીતે સમજાય તેમ છે, ડેન્માર્કમાં ચાલતી પદ્ધતી જોવા તથા શીખવાને યુરોપખંડના બીજા દેશોમાંથી દરસાલ વિદ્યાર્થીઓ જાય છે, તેમને હાથે ઘણાં પુસ્તક લખાઇ પ્રસિદ્ધ થયાં છે. આપણી હાલની ખેતીવાડી સંબંધી અધમ સ્થિતિમાં ડેન્માર્કમાં થએલા સુધારાનો કંઇ દેવાખ ઉપયોગી થશે. એમ જાણી આ કોન્ફરન્સમાં ભેગા થયેલા ખેડુત બંધુઓ તથા દેશહિતચિંતક ગૃહસ્થો આગળ તે ટુંકામાં રજુ કરવાનું મેં યોગ્ય ધાર્યું છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં નેપોલિયન બોનાપાર્ટની ચઢાઇઓથી ડેન્માર્ક દેશ તદ્દન તૂટી ગયો હતો. ખેતીવાડી છેક ભાંગી ગઇ હતી, અને ગાયો વિગેરે ખેતીનાં જાનવર હલકી પ્રતનાં થઇ ગયાં હતાં. વળી સન ૧૮૬૦ પછી પ્રશિયા તથા ઑસ્ટ્રિયા સાથે લઢાઈ થઈ તેમાં ડેન્માર્કે પોતાના બે ફળદ્રુપ અને સુન્દર પ્રાન્તો ખોયા. જે ભાગ બાકી રહ્યો તે પાણીથી ખોળાણમાં ગયેલો હોવાથી, ખેતી કરવા લાયક સારો ભાગ થોડોજ રહ્યો હતો. વળી સન ૧૮૭૦ ના અરસામાં અનાજના ભાવ બેસી ગયા; અને મુખ્ય પાક અનાજનો હોવાથી ખેડુતો તદ્દન પાયમાલ થઇ ગયા. આવા મુશ્કિલ પ્રસંગમાં ખેતીવાડી સંબંધીનાં જુદાં જુદાં કામ માટે સહકારી મંડળીઓ સ્થાપી ખેતીવાડીના ઉદ્યોગને ખીલવી ડેન્માર્કના ખેડુતોએ પોતાની આર્થિક સ્થિતિમાં મોટો ફેરફાર કર્યો છે, ખેતીવાડીની પાયમાલીને લીધે ખેડુતોની અને એકંદર દેશની જે ગંભીર સ્થિતિ થઈ હતી, તે આ યોજનાથી અટકી; એટલુંજ નહિ પણ ઘણી સુધરી છે, અને હવે એ દેશમાં જ્યાં ત્યાં આબાદી જોવામાં આવે છે.

ખેતીવાડીને લગતા જુદાં જુદાં ઉદ્યોગો માટે જુદી જુદી મંડળીઓ સહકારીને ધોરણે ડેન્માર્કમાં સ્થાપન કરવામાં આવી છે. કોઇ પણ પ્રસંગે એકત્ર થઇ કામ કરવાની જરૂર જણાય અગર એકત્ર થઈ કામ કરવાથી અરસપરસ ફાયદો મળવાનો સભવ હોય, ત્યાં ડેન્માર્કના લોકો પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાને તરતજ એકઠા થઇ જાય છે. સામાન્ય રીતે દરેક મંડળી પોતાનો હેતુ પાર પાડવા સ્વતંત્ર રીતે કામ કરે છે અને જુદા જુદા હેતુ માટે જુદી જુદી મંડળીઓ હોય છે. આ પ્રમાણે હોવાથી જો એક કરતાં વધારે બાબતોમાં પોતાનું હિત રહેલું હોય તો ખેડુત એક કરતાં વધારે મંડળોમાં દાખલ થાય છે. આવી રીતે એક માણસ જુદી જુદી દસ અગર તે ઉપરાંત સહકારી મંડળીઓમાં સભાસદ હોવાના દાખલા મળી આવે છે.

સહકારી મંડળીથી માખણ બનાવવાના કારખાનાં.

૫ ડેન્માર્કના મુખ્ય ઉદ્યોગ માખણ, ઇંડાં, અને ડુક્કરનું માંસ છે; અને તેનો કરોડો રૂપિયાનો એ માલ પરદેશ જાય છે. સહકારી તત્વ દાખલ કરી એ ત્રણે ઉદ્યોગ ડેન્માર્કના લોકોએ છેલ્લાં પચીસ, ત્રીસ વર્ષમાં ઘણાં ખીલવ્યા છે અને તેના દાખલાનું ઇટાલી, જર્મની, આસ્ટ્રિયા, ગ્રેટબ્રિટન અને યુરોપના બીજા દેશોમાં અનુકરણ થએલું છે.

પ્રથમ જે માખણ પરદેશ રવાના કરવામાં આવતું, તે એકજ જાતનું નહતાં જૂદા જૂદા માખણનું મિશ્રણ હતું. જૂદાં જૂદા ખેડુતો તે પોતાને ઘેર બનાવતા અને પછી તે વેપારી ખરીદી એકઠું કરતાં આથી સ્વચ્છતાપર પુરતુ ધ્યાન આપવામાં આવતુ નહીં. તાજું તથા વાશી માખણ ભેગું કરવામાં આવતું. આવી રીતે જૂદા જૂદા ખેડુતોએ બનાવેલા માખણનું મિશ્રણ કરી પરદેશ મોકલવામાં આવતુ તેથી તે વેચાણ રાખનાર સંતુષ્ટ થતા નહીં તેથી કિંમત કમી ઉપજતી; એટલુંજ નહીં પણ દરેક ખેડુતને પોતાનુ માખણ જૂદું બનાવવાથી ખર્ચ વધારે થતો, અને તેથી નફો થોડો રહેતો. દરેક ખેડુતને ઘેર માખણ

બનાવવાને બદલે ગામના ઘણા ખેડુતો ભેગા મળી પોતાનું કારખાનું કાઢે અને ત્યાં પોતાનું દૂધ મોકલી મજીઆરૂં માખણ કરાવે તો માખણ એક સરખું અને સારૂં થાય, તેમ ખર્ચ પણ કમી લાગે, તેવા વિચારથી સન ૧૮૮૨ માં પહેલવહેલું સરકારી માખણ બનાવવાનું કારખાનું કાઢવામાં આવ્યું. આના દાખલાથી પાછળથી એવાં બીજાં ઘણાં કારખાનાં ઉઘડયાં, અને હાલ નાનાં ગામડામાં પણ ઓછામાં ઓછું એક માખણ બનાવવાનું કારખાનું જોવામાં આવે છે. રાઈડર હેગર્ડ "રૂરલ ડેન્માર્ક" નામના પોતાના પુસ્તકમાં "ટ્રીફોલિયમ ડેરી" નામથી ઓળખાતા આવા એક કારખાનાનું વર્ણન આપે છે, તે જાણવા જેવું લાગવાથી આ નીચે તેનું ટૂંકું વર્ણન આપવામાં આવે છે.

આ કારખાનું ખેડુતોએ મજીઆરી મુડી કાઢી બંધાવેલું છે, અને તેથી હાલની કિંમત છ લાખ રૂપિયાની છે. તેમની ૧૨૦૦૦ ગાયોનું દૂધ ત્યાં દરરોજ આવે છે. દરેક ખેડુત ગાયો દોહી દૂધ પોતાના આંગણામાં સીલબંધ ડબા ભરી મૂકે છે. કારખાનાનાં ગાડાં ત્યાંથી તે ડબા ઉઠાવી કારખાને લઇ જાય છે ત્યા તે તોલવામા આવે છે, અને જેનું જેટલું દૂધ આવ્યું હોય, તેને ખાતે તેની ઠરાવેલી કિંમત જમા કરવામાં આવે છે. ખાલી ડબા બરાબર સાફ કરી કારખાના તરફથી જેને તેને ઘેર પહોંચાડવામાં આવે છે; અને જેના તેના મોકલેલા દૂધના વરાડે પીલેલું દૂધ (સ્કીમ્ડ મિલ્ક) તેને ત્યાં પરત મોકલે છે. આ દૂધ ડુક્કરોને પાવામાં આવે છે. તેથી તે પુષ્ટ થાય છે દરેક ભાગદાર તરફથી કારખાનામાં આવતા દૂધની તપાસણી પખવાડીઆમાં ત્રણ વખત થાય છે, અને જો તેમાં ચરબીનો ભાગ કમી માલુમ પડે તો ઢોરના ખોરાક તરફ વધારે લક્ષ આપવા સૂચના કરવામાં આવે છે. બધા દૂધને સાથે પીલી મલાઇ જુદી કાઢવામાં આવે છે; અને મલાઇમાંથી શાસ્ત્રીય રીતે માખણ બનાવી તેની પેટીઓ તથા ડબા ભરી **પરદેશ** મોકલવામાં આવે છે. મલાઇ કાઢી લીધા પછી જે પીલેલું દૂધ રહે તે ભાગીદારોને ત્યાં તેમના ભાગના વરાડે મોકલતાં બાકી રહે તેનું પનીર બનાવવામાં આવે છે, અને તે પણ પરદેશ ડબા ભરી મોકલવામાં આવે છે. આવી રીતે ચાલતા સરકારી કારખાનામાં જે નફો રહે તેમાંથી ઘસારા ખર્ચ માટે રકમ અલગ કરી બાકીની ભાગદારોને વહેંચી આપવામાં આવે છે. આથી ખેડુતોને દૂધની કિંમત તેમજ તેમાંથી બનાવેલા માખણના વેચાણનો નફો મળે છે. અને પોતાની ગાયો સાચવવા તથા દોહવા શિવાય બીજી કાંઇ તકલીફ પડતી નથી.

**ડુક્કરનું માંસ તૈયાર કરનારાં સહકારી કારખાનાં.**

૬ માખણ બનાવવાનાં સહકારી કારખાનાં સ્થાપન થયા પછી ડુક્કરનું માંસ તૈયાર કરવાનાં સહકારી કારખાના સ્થાપવામાં આવ્યાં. પહેલાં ખેડુત લોકો પોતાના ડુક્કર કસાઇને છુટક છુટક વેચતા, આથી તેમને બરાબર કિંમત મળતી નહીં, અને જનાવર વેચવા માટે બજારમાં ફેરા ખાવામાં ઘણો વખત જતો. આ તકલીફ મટાડવા માટે સન ૧૮૮૭મા ડુક્કરનું માંસ તૈયાર કરવાનું પહેલવહેલું સહકારી કારખાનું ઉઘાડવામાં આવ્યું. આ કારખાનાથી ખેડુતોને એટલો બધો ફાયદો જણાયો કે, એક પછી એક એવાં ઘણાં કારખાના ઉઘાડવામાં આવ્યાં કાપવા માટે તૈયાર થએલા ડુક્કરો ખેડુતો પોતાના સહકારી કારખાનામાં મોકલે છે, અને ત્યાં તેની બજારભાવ પ્રમાણે કિંમત જેને તેને

છે. મુખ્ય મંડળ પોતાના તરફ આવી રીતે સ્થાનિક નાની મંડળીઓ તરફથી અંદાજ આવ્યા હોય, તેનું એકંદર કરી માલ જથાબંધ ખરીદ કરે છે. અને જે તે મંડળી તરફ તેની માગણી પ્રમાણે માલ મોકલી આપે છે. મોટા જથામાં માલ ખરીદ કરવાથી તે કિફાયત અને સારો મળે છે. અને રેલ્વે નુર વગેરે ખરાજાત ખર્ચ પણ ઓછું થાય છે. આવીજ રીતે માલ વેચવાનો હોય તે છુટક છુટક ન વેચતાં એકઠો કરી સ્થાનિક મંડળી કે મુખ્ય મંડળ મારફતે વેચવામાં આવે છે, તેથી તેનો ભાવ સારો મળે છે. વળી પ્રત્યેક ઇસમને માલ છુટો છુટો વેચતાં જે મહેનત લેવી પડે તથા વખત ગુમાવવો પડે તે બચે છે.

એકત્ર થઈ કામ કરવાથી થએલા ફાયદા

૧૦ સહકારી ધોરણે મંડળો સ્થાપી માલ તૈયાર કરવાથી ડેન્માર્કના લોકોને કેટલો બધો ફાયદો થયો છે, તેનો માત્ર એક દાખલો અત્રે જણાવવો બસ થશે. સન ૧૮૮૨ પહેલાં જ્યારે દરેક નાનો ખેડુત પોતાની ગાયોના દૂધનું માખણ પોતે ઘેર બનાવતો ત્યારે તેના માખણની કિંમત જે ઉપજતી તેના કરતાં ઘણા ખેડુતો એકઠા મળી જથાબંધ માખણ બનાવવાથી ૩૩ ટકા વધારે ઉપજવા લાગી છે; અને બીજા વર્ગનું ત્રીજા વર્ગનું એવા હલકા નામથી ડેન્માર્કનું જે માખણ વેપારી મંડળમાં પહેલાં ઓળખાતું તે બંધ થઈ ડેન્માર્કનું બધું માખણ પહેલાં વર્ગનું ગણાવા લાગ્યું છે.

મુરઘાં ઉછેરવાની સહકારી મંડળીઓ

૧૧. ઈંડાં ઉત્પન્ન કરનાર મરઘાંની જાત સુધારવા તથા તેમની ઈંડાંની પેદાસ વધારવા ડેન્માર્કમાં મરઘાંની મંડળીઓ પણ ઘણી સ્થપાઈ છે. કેટલીક મંડળીઓમાં બેથી ત્રણ હજાર સુધી સભાસદ હોય છે. આ મંડળીઓ આપસઆપસમાં ઉઘરાણું કરી તથા સરકારની મદદ લઇ મરઘાંના સંબંધમાં શાસ્ત્રીયજ્ઞાન ધરાવનારા નોકરો રાખે છે. તેઓ ગામેગામ જઈ ખેડુતોમાં ભાષણો આપે છે તથા પોતાના મરઘાંની જાત સુધારવા તેમને સમજ આપે છે. વળી સારી જાતનાં મરઘાં બીજા દેશમાં થતાં હોય ત્યાંથી મંગાવી આ મંડળીઓ ખેડુતોને વહેંચે છે જૂદા જૂદા દેશમાં મરઘાંની જાત સુધારવા શા ઈલાજ લેવાય છે, તે જોવા ઉત્સાહી પુરૂષોને મદદ આપી પરદેશ મોકલવામાં આવે છે. આ લોકો પરદેશમાં માહિતી મેળવી આવ્યા પછી તેનો લાભ પોતાના દેશના ખેડુતોને આપે છે. આવી રીતે ખેડુતોમાં શાસ્ત્રીયજ્ઞાન વધારવા સહાયકારી ધોરણે તજવીજ થાય છે.

ઢોરના વિમા ઉતારનારી સહકારી મંડળીઓ

૧૨. ઢોર એ ખેડુતને પોતાનો ધંધો કરવાને મુખ્ય સાધન છે. રોગ વગેરે કારણથી ઢોર મરી જાય છે, ત્યારે ખેડુત લાચાર બની જાય છે, અને નવું જાનવર ખરીદવા ભારે વ્યાજ આપી તેને કરજ કાઢવું પડે છે. ભારે વ્યાજ આપતાં પણ નવું ઢોર ખરીદવા તેને પૈસા ન મળે તો તે તદ્દન તુટી જાય છે. આના પ્રત્યક્ષ દાખલા આપણે આ દેશમાં ગામેગામ જોઇએ છીએ. ખેડુતને આવી મુશ્કેલીમાંથી બચાવવા ઢોરનો વિમો ઉતારનારી સહકારી મંડળી ડેન્માર્કમાં પહેલવહેલી ઉભી થઈ હતી હાલમાં એ દેશમાં ઢોરનો વિમો ઉતારનારી એક હજાર ઉપરાંત સહકારી મંડળીઓ છે; અને તે ઘોડા, ગાય, બ-

કરાં, ઘેટાં, ડુક્કર વગેરે ખેડુતના જાનવરોના વિમા ઉતારે છે, અને પોતાના નિયમોને અનુસરી મુદતે બુજ રકમ લઈ ઠરાવેલી રકમ ઢોરનું મરણ થતાં માલીકને આપે છે. પોતાની મંડળીમાંથી વિમાના પૈસા મળવાથી ખેડુત નવીન ઢોર લાવી પોતાનો ધંધો હમેશ પ્રમાણે ચલાવી શકે છે અને તેથી હમેશ સારી સ્થિતિમાં રહે છે.

ઢોરની જાત સુધારનારી મંડળીઓ.

૧૩. એવીજ રીતે ઢોરની જાત સુધારનાર મંડળીઓ પણ સ્થાપિત થઈ છે, અને તે ગાયોની જાત કેમ સુધરે તથા દૂધ શાથી વધારે આપે એ વગેરે બાબત તજવીજ કરે છે. સન ૧૯૦૭ માં એવી મંડળીઓ લગભગ બે હજાર જેટલી હતી. સ્થાનિક નાની નાની મંડળીઓ ઉપર "કંટ્રોલ સોસાઇટીઝ" એટલે કે દેખરેખ રાખનાર તથા સલાહકાર મંડળો સ્થાપવામાં આવ્યા છે. આ મંડળો પોતાના સભાસદોની પ્રત્યેક ગાય કેટલું દૂધ આપે છે, તેના દૂધમાં ચરબીનો ભાગ કેટલો છે; ખાધેલા ખોરાક અને દોહેલા દૂધનું પ્રમાણ કેટલું આવે છે, એ વગેરે બાબત ચોકસ હિસાબ રાખી અવલોકન કરે છે; અને જે ગાય નકામા કારક દૂધ આપતી ન હોય તે કાઢી નાખવા સલાહ આપે છે. આવી કંટ્રોલ સોસાઈટી પહેલવહેલી સને ૧૮૯૫ માં સ્થાપવામાં આવી હતી. સને ૧૯૦૭માં તેની સંખ્યા ૫૧૯ જેટલી થઈ હતી. સને ૧૯૦૭ માં જ ગાયો આવી સોસાઇટીની દેખરેખ નીચે હતી, તેના વાર્ષિક દૂધની સરેરાસ ૫૭૫૫ રતલ આવી હતી. એથી ઉલટ જે ગાયો દેખરેખ નીચે નહોતી, તેના દૂધની સરેરાસ દર ગાય દીઠ ૫૧૨૦ પૌંડ આવી હતી. આ પ્રમાણે દેખરેખ રાખનારી મંડળીઓ સ્થાપવાથી દર ગાયદીઠ ૬૩૫ પૌંડ દુધનો વધારો થયો છે બીજા શબ્દોમાં બોલીએ તો દેખરેખવાળી ગાય, દેખરેખ વગરની ગાયના કરતાં ⅛ દુધ વધારે આપે છે. દેખરેખ રાખનાર મંડળ પોતાના તરફથી પ્રવીણ પુરૂષોને રાખી તેમની પાસે સભાસદોની ગાયો પખવાડીઆમાં એક વખત તપાસાવે છે, અને તેને કેવો ખોરાક આપવો એ વિષે સલાહ આપે છે.

મધમાંખીઓ રાખનારી મંડળીઓ.

૧૪. આપણા દેશમાં મધમાખો જંગલમાં પોતાની મેળે મધ બનાવે છે અને વાઘરી વગેરે લોકો તે લાવી વેચે છે. આ સિવાય મધ બનાવવાને માટે બીજી કૃત્રિમ તજવીજ થતી નથી. પણ ડેન્માર્ક વગેરે યુરોપખંડના દેશોમાં મધ બનાવવા માટે મધમાંખીઓ ઉછેરી તેમની પાસે મધ બનાવવાનો ઉદ્યોગ ઘણો ચાલે છે. ડેન્માર્કમાં આવી મંડળીઓ ૬૯ ઉપરાંત સ્થપાઇ ચુકી છે, અને તેમાં પાંચ હજાર ઉપરાંત સભાસદો છે. આ નાની નાની સ્થાનિક મંડળીઓ એકઠા જોડાઈ એક મુખ્ય મંડળ સ્થાપ્યું છે. આ મુખ્ય મંડળ પ્રયોગો કરે છે, વખતો વખત પ્રદર્શન ભરે છે, ભાષણો આપવાની ગોઠવણ કરે છે, અને "બી કીપર્સ જર્નલ" નામનું એક ચોપાનીયું કાઢે છે. આ પ્રમાણે મધમાંખીઓને ઉછેરવાના તથા મધ બનાવવાના ઉદ્યોગની ખીલવણી માટે જે ઇલાજ લેવા જોઇએ તે અન્યોઅન્ય સહાય કરવાના તત્વ ઉપર મંડળીઓ કાઢી લેવામાં આવે છે.

૧૫. છેવામાં છેલ્લા મળેલા આંકડા પ્રમાણે ડેન્માર્કમાં મુખ્ય સહકારી મંડળીઓ નીચે પ્રમાણે છે.—

| અનુક્રમ નંબર | મંડળીનો પ્રકાર. | મંડળીઓની સંખ્યા. | મંડળીમાં સભાસદોની સંખ્યા. | શેરો. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | માંખણ બનાવનારી. | ૧૧૫૭ | ૧,૫૭,૦૦૦ | |
| ૨ | ડુક્કરનું માંસ બનાવનારી | ૩૪ | ૯૫,૦૦૦ | |
| ૩ | ખેતી ઉપયોગી ચીજો ખરીદનારી. | ૧૫ | ૭૦,૦૦૦ | |
| ૪ | ઢોર વેચનારી. | ...... | ૮,૪૦૦ | |
| ૫ | ઇંડાં વેચનારી. | ...... | ૫૨,૦૦૦ | |
| ૬ | ઘોડા ઉછેરનારી. | ૨૭૦ | ૨૧,૫૦૦ | |
| ૭ | ઢોર ઉછેરનારી | ૧૨૬૦ | ૩૧,૩૦૦ | |
| ૮ | ડુક્કર ઉછેરનારી | ૨૫૩ | ૬,૪૩૦ | |
| ૯ | ઘેટાં ઉછેરનારી | ૧૦૨ | ૮૫૦ | |
| ૧૦ | દેખરેખ રાખનાર તથા સલાહ આપનાર (કંટ્રોલ) મંડળીઓ. | ૫૧૮ | ૧૨,૦૦૦. | |

મજુરોના સહકારી મંડળ

૧૬. માત્ર ખેતીવાડી કરનારા લોકોએ પોતાનો ધંધો ખીલવવા સહકારી મંડળીઓ સ્થાપી છે. એટલું જ નહીં પણ મજુરોએ પણ પોતાનાં મંડળ સ્થાપ્યાં છે. આ મંડળોનો હેતુ તેનો ઘરસંસાર સુધારવાનો, કરકસર કરી દ્રવ્ય સંચય કરવાને ઉત્તેજન આપવાનો અને એવી બીજી બાબતોમાં તેમની સ્થિતિ સુધારવાનો હોય છે. પોતાનો હેતુ પાર પાડવા તેઓ સભાઓ બોલાવે છે, ભાષણો આપે છે, સેવિંગ બેંકો ઉઘાડે છે, અને તંગીમાં આવેલા સભાસદોને કામ શોધી આપે છે. નાની મંડળીઓ પોતાના જથાની એક મોટી મંડળી સ્થાપે છે, અને આવી મોટી મંડળીઓ મળી એક મોટું મંડળ થાય છે. આવી રીતે આખા દેશના મજુરો એકદર જોડાવવાથી તેમની એકયતા વધે છે, અને તેમનું હિત સચવાય છે.

૧૭ આવી રીતે સહકારી મંડળીઓ સ્થપાયાથી ડેન્માર્કની આર્થિક સ્થિતિમાં મોટો

બીજા દેશોમાં સહકારી મંડળીઓ સ્થાપવા થયેલી તજવીજો.

ફેરફાર થઈ ગયો છે, અને તેની સ્થિતિ ઘણી સુધરી ગઈ છે. ડેન્માર્કનું અનુકરણ કરીને તથા ઈતર રીતે યુરોપના બીજા દેશોમાં પણ ખેતીવાડીનો ઉપયોગ ખીલવવા તથા ખેડુતોની સ્થિતિ સુધારવા મંડળીઓ સ્થાપવામાં આવી છે. જર્મનીમાં રસાયણી ખાતરો, જાનવરોને ખોરાક તરીકે આપવાની ચીજો, સાંચાકામ, ઓજાર વગેરે એકત્ર થઈ ખરીદવા માટે ખેડુતોએ સહકારી મંડળીઓ કાઢેલી છે. બીટ રૂટમાંથી ખાંડ કાઢવા માટે ખેડુતોએ સહકારી ધોરણે મોટાં કારખાનાં ઉઘાડયાં છે. ખારખોળ જમીન સુધારવા તથા કાંસ અને નહેરો કાઢવા પણ ખેડુતોએ પોતાનાં સહકારી મંડળો સ્થાપી તજવીજ કરી લીધી છે. રાજ્ય તરફથી થએલી ખેતીવાડી સંબંધી કેળવણીની કેળવણીની સંપૂર્ણ યોજનાથી, અને ખેડુતોની જૂદા જૂદા પ્રકારની સહાયકારી મંડળીઓથી જર્મનીના ખેડુતોની સ્થિતિ ઘણી સુધરી ગઈ છે, અને તેથી આખા દેશને મોટો ફાયદો થયો છે.

ફ્રાન્સમાં બીજી સહકારી મંડળીઓ ઉપરાંત તીતીઘોડા, તીડ વગેરે જીવોના ઉપદ્રવથી પાકનું રક્ષણ કરવા ખેડુતોએ સહકારી મંડળીઓ સ્થાપી છે; વળી હીમથી પાકનું રક્ષણ કરવા માટે પણ મંડળીઓ સ્થાપી છે. એજ પ્રમાણે ખેડુતોના ઘરોનો વિમો ઉતારવા માટે પણ મંડળીઓ સ્થપાઈ છે. વળી ખેડુતોને અડચણ પ્રસંગે મદદ કરવાની મંડળીઓ પણ સ્થાપવામાં આવી છે. આ મંડળીઓએ એવી ગોઠવણ રાખી છે કે, તેમાંનો કોઈ ગરીબ સભાસદ માંદો થાય અગર તો તેને કોઈ અકસ્માતથી નુકસાન થાય ત્યારે બીજા સભાસદો વારાફરતી તેના ખેતરમાં જઈ એક એક દિવસનું કામ કરે છે. બીજી કેટલીક મંડળીઓએ પૈસા એકઠા કરી પોતાના સભાસદોને જરૂર વખતે વૈદ્યકીય મદદ અગર નાણાંની મદદ આપવા ગોઠવણ કરી છે. કેટલીક મંડળીઓએ સભાસદ ઘરડા થાય, ત્યારે તેમને પેન્સન આપવાની ગોઠવણ કરી છે. કેટલીક મંડળીઓએ સભાસદોનાં માબાપ વગરનાં છોકરાંનું પોષણ [illegible] પણ તજવીજ કરી છે. આ ઉપરથી જુદા જુદા હેતુ પાર પડવા માટે ત્યાંના લોકો [illegible]વા ઉત્સાહથી એકત્ર થઈ મંડળીઓ સ્થાપી કામ કરે છે, તે જણાઈ આવે છે.

બેલજીયમ દેશમાં સરકાર તથા ધર્મગુરૂઓના પ્રયાસથી ખેતીવાડીને સંબંધ કરતી દરેક બાબતમાં ઘણા પ્રકારની સહકારી મંડળીઓ ઉભી થઈ છે, આ મંડળીઓ સ્થાપવામાં મુખ્ય બે તત્વો ધ્યાનમાં રાખેલાં છે.

(૧) દરેક નાના ગામવાર મંડળી સ્થાપવી, અને આવી ઘણી મંડળીઓ મુખ્ય મંડળ સાથે જોડવી; (૨) સ્થાનિક મંડળીઓને પૂર્ણ રીતે સ્વતંત્ર રાખવી, અને મુખ્ય મંડળે તેમને સલાહ અને મદદ આપવી. આવી રીતે ખેતીવાડીને સંબંધ કરતી બાબતોમાં સેંકડો સહકારી મંડળીઓ સ્થાપી એ દેશના ખેડુતો થોડા ખર્ચે વધારે પાક નીપજાવવા લાગ્યા છે, અને પોતાની સ્થિતિ તેમણે છેલ્લા પંદર વીસ વર્ષમાં ઘણી સુધારી લીધી છે.

સન ૧૮૭૦ ના અરસામાં ઈટાલીની ખેતી સંબંધી સ્થિતિ ઘણી ખરાબ હતી. ખેડુતો શાહુકારના દેવામાં ડટાઈ ગયા હતા. સરકારનો ધારો તથા શાહુકારનું કરજ નહીં આપી

શકયાથી ખેડુતોની માલમિલક હરાજ કરી નાંખવામાં આવતી. આથી ઘણી જમીન પડતરમાં જવા લાગી અને ધંધા વગરના લોકો ગામડામાંથી શહેરમાં ભરાવવા લાગ્યા, અગર પરદેશ જવા લાગ્યા. આવી વખતે કેટલીક દીર્ઘદૃષ્ટીવાળા પરોપકારી પુરૂષોને એવો વિચાર સુઝયો કે દેશને આબાદ કરવો હોય તો ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવી જોઈએ અને રસાયણી શાસ્ત્રની મદદથી શોધી કાઢેલાં ખાતરો તથા સુધરેલી ઢબનાં ઓજારો વાપરવાં જોઇએ, પણ આ કામને માટે પૈસા કેવી રીતે મેળવવા તે પ્રશ્ન ઉપસ્થિત થયો. તેનો ફડચો તેમણે એવી રીતે કાઢયો કે લોકોને કરકસર કરવા ઉત્તેજન આપવું, અને એમ કરવાથી તેમની કમાઇમાંથી જે પૈસો બચે તે એક પેઢીમાં રાખી તેમાંથી ખેડુતોને વાજબી દરથી પૈસા ધીરવા અને બચત કરીને થાપણ મુકનારને મુકરર કરેલા દરથી વ્યાજ આપવું. ખેડુતોને કરજે પૈસા મળવા સવડ થયા પછી ઓછા ખર્ચે ખેતીવાડીની જરૂરિયાત ચીજો પૂરી પાડવા મંડળીઓ સ્થાપવામાં આવી ખેતીવાડીના શાસ્ત્રીયજ્ઞાનનો ફેલાવો કરવા ખેતીવાડીના નિષ્ણાત માણસોને સુધરેલી રીતની ખેતીવાડીનું શિક્ષણ આપવા માટે રાખી ફરતા રાખવામાં આવ્યા. આથી વધારે જમીન ખેડાણમાં આવવાની સાથે ખાતર, સાંચાકામ વગેરેની મદદથી પાક ઘણો વધ્યો છે અને ખેડુતોની સ્થિતિમાં ઘણો સુધારો થયો છે.

હોલાંડ દેશમાં અમેરિકા વગેરે પરદેશોની હરિફાઇને લીધે ખેતીવાડીની સ્થિતિ સન ૧૮૮૦ ના અરસામાં ઘણી નબળી થઈ હતી. તે સુધારવા કેવા ઇલાજ લેવા એ બદલ એક કમિશન નિમી તપાસ કરાવ્યા પછી સરકાર એવા નિશ્ચય ઉપર આવી હતી કે, સરકાર મદદ તથા ખેડુતોની જાત મદદ એ બંનેનો ઉપયોગ થાય, તોજ સુધારો થાય. આ ઉપરથી સરકારે ખેતીવાડી સંબંધે કેળવણી આપવા માટે એક ખાતું સ્થાપી તેની મારફતે લોકોને ખેતીને લગતું ખાસ શિક્ષણ આપવા માટે તજવીજ કરી. સરકારે પોતાની ફરજ ઉપાડી લીધી તેમ ખેડુતોએ પણ સહકારી મંડળીઓ સ્થાપી ખેતીનો પાક વધારે ફાયદાકારક રીતે કેવી રીતે વેચવો, જોઇતો માલ કિફાયતે કેમ મેળવવો, ઢોરની જાત કેમ સુધારવી, પોતાના માલની પ્રતિષ્ઠા કેમ વધારવી, વગેરે બાબતો વિષે તજવીજ કરી. ઉદાહરણ તરીકે સહકારી માખણ બનાવનાર મંડળ માલની સ્વચ્છતા બદલ ખાત્રી કરી તે ઉપર મંડળીની છાપ મારે છે, અને દેશના બજારોમાં પોતાના માલની સારી છાપ પાડે છે.

માલ તૈયાર કરનારાની સહકારી મંડળી માલ વેચવા કાઢતાં પહેલાં નિષ્ણાત માણસો પાસે તે તપાસાવે છે અને જે માલ મુકરર કરેલા ધોરણ કરતાં હલકો માલુમ પડે તે પાછો કાઢે છે. અને ધોરણ પ્રમાણે હોય તે પસાર કરી તે ઉપર મંડળીનું નિશાન કરાવે છે. આ પ્રમાણે કર્યા પછી મંડળીની દુકાનમાં તે માલ હરરાજીથી વેચવામાં આવે છે. હરરાજી કરનાર સાધારણ રીતે તે સ્થાનિક મંડળના પ્રમુખ હોય છે. વેચાણ મુકરર કરેલા દિવસે કરવામાં આવે છે. અને માલ લેવા નજીકના શહેરોમાંથી વેપારીઓ તથા તેમના આડતિયા આવે છે. વેચેલા માલના પૈસા રોકડા લેવામાં આવે છે. ફક્ત થોડી કમિશનની રકમ કાઢી લઇ સભાસદોને તેમના માલના પ્રમાણમાં ઉપજેલા પૈસા વહેંચી આપવામાં આવે છે. આવી રીતે જુદા જુદા માલ માટે સહકારી મંડળો સ્થાપવામાં આવ્યા છે અને તે પોતાના સભાસદોનો માલ એક જગોએ એકઠો કરી સારો હોવા વિષે ખાત્રી કરી જથાબંધ વેચે છે,

આથી કરીને માલ વેચનારને સારી કિંમત મળે છે. વેચાણ લેનારને જુદી જુદી જગોએ આથડવું ન પડતાં એક જગોએ જથાબંધ માલ મળે છે અને રેલ્વેમાં એક ઠેકાણેથી જથાબંધ માલ ચઢાવવાની સવડ થવાથી ભાડામાં પણ કિફાયત પડે છે.

હંગરી દેશમાં માલ વેચવા માટે ખેડુતોએ સહકારી મંડળીઓ સ્થાપી છે. તે ઘણી ઉપકારકછે. કયો માલ કયા બજારમાં સારા ભાવથી વેચાશે, તેમજ તે લાવવા પેક કરવા અને પરદેશ રવાના કરવા સંબંધી પોતાના સભાસદોને આ મંડળીઓ ઉપયોગી સૂચનાઓ આપે છે. પોતાના સભાસદોનો માલ એકઠો કરીને સામટો વેચવામાટે અને તેમને જોઇતો માલ એકઠો ખરીદવા માટે સેંકડો મંડળીઓ એ દેશમાં ઉભી કરવામાં આવી છે. પહેલાં ખેડુતો પોતપોતાનો માલ છુટો છુટો વેચતા ત્યારે તેમને ઘણા ગેરફાયદા થતા. માલ ખરીદ કરનાર એકસંપી કરી કિંમત ચઢવા દેતા નહીં અને મરજીમાં આવે તે ભાવે માલ પડાવી લેતા. આવી એકસંપી તોડવા તથા નુકસાનમાંથી બચવા ખેડુતોએ સહકારી મંડળીઓએ રેલવે નજીક સવડ પડતી જગાએ પોતાની વખારો બાંધી છે. આ વખારોમાં તેના સભાસદો માલ મોકલે છે, ત્યાં તે એકઠો કરવામાં આવે છે અને સારો ભાવ આવે ત્યાં સુધી રાખી મુકવામાં આવે છે. આથી જથાબંધ માલ રાખનારાઓને પણ એકંદર જથાબંધ માલ મળવાની અને રેલ્વેમાં કમી ભાડે જથાબંધ મોકલવાની સવડ થઇ છે વખારમાં ખેડુતનો માલ કોઈ વખત વધારે વખત રોકાઈ રહે તો તેમને પૈસાની તંગી પડે નહીં. તેટલા માટે માલના પ્રમાણમાં તેમને પૈસા ધીરવાની ગોઠવણ પણ કરવામાંઆવી છે. આથી ખેડુતો પોતાનો માલ જલદી કાઢી નાંખવા ઇન્તેજાર ન રહેતાં સારો ભાવ આવે ત્યાંસુધી નિરાંતે બેસી રહે છે, અને આખરે જ્યારે માલ વેચાય છે ત્યારે વેચનાર તથા ખરીદનાર બન્નેને ફાયદો થાય છે.

સ્વીડન અને નોર્વેમાં ડેન્માર્કને ધોરણે ખેતીવાડીનાં સહકારી મંડળો સ્થાપવામાં બરાબર અનુકરણ કરવામાં આવ્યુ છે. સહકારી માખણ બનાવવાનાં કારખાનાં, ખેતીવાડીની ચીજો ખરીદ કરનારી મંડળીઓ, ઢોરની જાત સુધારનારી મંડળીઓ ઇંડાં એકઠાં કરનારી અને વેચનારી મંડળીઓ અને એવાજ પ્રકારની બીજી ઘણીજ મંડળીઓ એ દેશમાં સ્થાપન કરવામાં આવી છે. આ મંડળોથી ખેતીનો માલ તૈયાર કરવાનું ખર્ચ કમી થયુ છે અને તૈયાર થએલા માલની વધારે કિંમત ઉપજે છે. આ શિવાય બીજી કેટલીક મંડળીઓ વખતોવખત પ્રદર્શન ભરે છે, પરદેશથી સારી જાતનાં ઢોર લાવે છે, અને તે હરરાજ કરી ખેડુતોને વેચે છે અગર ઢોરની ઓલાદ સુધારવા તેમને જુદી જુદી જગોએ રાખે છે.

ફિન્લાંડદેશ યૂરોપ ખંડમાં રૂશિઆની છેક ઉત્તરે આવેલો છે. તેમાં મુખ્ય પાક બાવટાનો થતો; પણ સન ૧૮૮૦ પછી રૂશિયામાંથી જથાબંધ બાવટો (નાગલી) આવવા લાગ્યો. તેથી તેની કિંમત ઘટી ગઇ, પણ આથી હિંમત ન હારતાં તેમ બાપદાદાના વખતથી ચાલતા આવેલા નફા વગરના નાગલીના વાવેતરમાં જારી ન રહેતાં ફિન્લાંડના લોકોએ ગુજરાનનું જુદુંજ સાધન શોધી કાઢયું. ઇગ્લાંડ સાથે ડેન્માર્કનો માખણનો વેપાર

વધતો જતો હતો, તે ઉપરથી તેમને વિચાર થયો કે આપણે પણ ઈગ્લાંડ સાથે માખણનો વેપાર કેમ ન કરીએ. આ ઉપરથી તેમણે નાગલીનું નફા વગરનું વાવેતર કરવાનું છોડી દઈ તેને બદલે મોટી સંખ્યામાં ઢોર રાખી તેમને માટે સારો ચારો પેદા કરી તેમના દૂધનું માખણ બનાવી પરદેશ ખાતે મોકલવાનો ઠરાવ કર્યો; અને તે અમલમાં લાવવા ડેન્માર્કના જેવાં માખણ બનાવવાનાં સહકારી કારખાનાં ઉઘાડયાં. ફિન્લાંડની પાઠશાળાના વિદ્યાર્થીઓએ પોતાના દેશની ખેતીવાડી ખીલવવા જે તજવીજ કરી છે, તે અનુકરણીય છે. સન ૧૮૯૫ માં હેલ્સીંગહોર્મ યુનીવરસીટીના પ્રોફેસર ખેતીવાડીની સહકારી મંડળીઓ સ્થાપવા કેટલાંક ભાષણ આપ્યાં હતાં. આ ભાષણો સાંભળવા પાઠશાળાના વિદ્યાર્થીઓ જતા અને એક ચિતથી સાંભળતાં. ખેતીવાડી સંબંધી અને ખેતીવાડીની સહકારી મંડળી સંબધી જે જે પુસ્તક મળી આવતાં તે તેઓ ઉત્સાહથી વાંચતા. પાઠશાળાની રજામાં તેઓ ઘેર જતા ત્યારે ખેતીવાડીનાં સહકારી મંડળો સ્થાપવા પ્રયત્ન કરતા. પોતાના પ્રિય દેશને પાયમાલીમાંથી બચાવવા ખાતર, તેનાં કુદરતી આર્થિક સાધનોની ખીલવણી કરવી અને લોકોમાં એકસંપી વધારવી એજ ઉત્તમ માર્ગ છે, એમ તેઓ સમજ્યા અને તે વિચારો લોકોમાં તેમણે ઠસાવ્યા. પછી બીજા વધારે પુખ્ત અને સુધરેલા વિચારવાળા લોકો તેમને મળ્યા, વર્તમાનપત્ર ચોપાનીઆ તથા પુસ્તકોદ્વારા આ વિષય ચર્ચાવા લાગ્યો, તેથી તે સબંધી માહિતી આખા દેશમાં પ્રસરી. સન ૧૮૯૯ માં "પેલર્વો" નામની એક મંડળી ખેતીવાડીની સહકારી મંડળીઓ સ્થાપવાના હેતુથી ઉભી થઇ તેનો ઉદ્દેશ એ હતો કે ખેડુતોને લાભ થાય એવાં પુસ્તક પ્રસિદ્ધ કરવાં, સહકારી માખણ બનાવવાનાં કારખાનાં, આંટ વધારનારી ગામડાંની પેઢીઓ અને ખરીદ કરી આપનારી મંડળીઓ સ્થાપવી; આવી મંડળીઓના કાયદા, કાનુનના નમુના કરી આપવા; આખા દેશમાં ભાષણ કરનારા, શિક્ષણ આપનારા અને મંડળીઓ ઉભી કરનારા મોકલવા, ટુંકામાં દેશની ખેતીવાડીનું હિત સાચવવા તથા તે વધારવા ઉપાય યોજવા. આ ધોરણે આ મંડળીએ કામ શરૂ કર્યું. સરકારે તેને દરસાલ ૮૦૦ પૌંડ મદદ તરીકે આપી, આ હિલચાલ પ્રત્યે પોતાની પસંદગી બતાવી. આ મંડળીના પ્રયાસથી ઘણી મંડળીઓ ઉભી થઇ છે અને તે પોતાના સભાસદોની માગણીઓ એકઠી કરી ખાતર, ઢોરને ખાવાની ચીજો, દાણા, અનાજ, બીઉં, સંચાકામ, આસલેટ વગેરે જથાબંધ માલ ખરીદ કરી આવે છે.

સર્વીઆમાં વરસાદ અનિયમિત આવતો હોવાથી પાક વખતોવખત નિષ્ફળ જતો; તેથી ખેડુતો કરજગ્રસ્ત થઈ ગયા હતા, અને તેમને બારે વ્યાજ આપતાં છતાં પણ નાણું મળતાં નહીં. આ પ્રમાણે હોવાથી ખેડુતોની મુખ્ય જરૂરીઆત સરળ રીતે પૈસા મળે એવાં સાધન કરી આપવાની હતી. આં જરૂર પુરી પાડવા આંટ વધારનારી સહકારી મંડળીઓ સ્થાપન થઇ હતી; પણ પૈસા મેળવવાના સાધન ઉપરાંત પોતાની ખેતીનો માલ વેચવા તથા ખેતીનો સરસામાન ખરીદ કરવામાં તેમને મદદની જરૂર હતી. ડેન્માર્ક, ફ્રાન્સ વગેરે દેશોની પેઠે જુદા જુદા હેતુસર જુદાં જુદાં મંડળો સ્થાપી શકાય એવી દેશની સ્થિતિ ન હોવાથી માલ ખરીદ કરી આપવાનુ તથા વેચી આપવાનું કામ ખેતીવાડીની આંટ વધારનારી મંડળીઓ ઢોર, બીજ, ખાતર, ઓજાર વગેરે વસ્તુઓ ખરીદ કરી આપે છે,

ખેતીનો પાક વેચી આપે છે અને મંદવાડ, દુષ્કાળ વગેરે કારણોથી થતાં નુકસાનનો વિમો ઉતારવા ગોઠવણ કરે છે આ મડળીઓ જોડાઇ તેમનું એક મધ્યમંડળ (સેંટ્રલ યુનિયન) સ્થાપવામાં આવ્યું છે તે ખેતીવાડી સંબંધે વર્તમાનપત્રો, ચોપાનિયાં અને વ્યવહારિક જ્ઞાન આપનારાં પુસ્તક પ્રસિદ્ધ કરે છે.

આયર્લૅન્ડની ખેતી સુધારવા માટે તે દેશના હિતચિંતકોએ પરદેશના ખેડુતોએ એકત્ર મળી મંડળીઓ બાંધી જે સાધનોથી પોતાની સ્થિતિ સુધારી હતી, તે સાધનોનો ઉપયોગ કરવા ઠરાવ કરી જે તજવીજ કરી છે, તે આ દેશમાં ખાસ અનુકરણ કરવા જેવી છે. સર હોરેસપ્લન્કેટ નામના એક ગૃહસ્થે ખરા દિલથી આ કામમાં ભાગ લેવો શરૂ કર્યો. તેનું તથા બીજા સુધારકોનું ધોરણ એવુ હતું કે, દેશના સુધારા માટે દેશના લોકોએ શરૂઆત કરવી જોઇએ, અને તેમની જાત મદદને પાછળથી અગર જાત મદદ શરૂ થાય કે તુરત સરકારની મદદ મળવી જોઇએ. જાત મદદ શિવાય સરકાર મદદથી લોકોને ફાયદો ન થતાં તેઓ ઉદાસીન અને પારકા ઉપર આધાર રાખતાં શીખે છે, અને પરતંત્ર બની જાય છે. સહકારી મંડળીઓ સ્થાપવાનો હિલચાલ સન ૧૮૮૯ ના અરસામાં તેમણે શરૂ કરી. ડેન્માર્કનો દાખલો લઇ માખણનો ઉદ્યોગ સુધારવા પ્રથમ ધ્યાન આપવામાં આવ્યું. માખણ બનાવવાનાં કારખાનાં સહકારી ધોરણે કાઢવા બાબત જુદી જુદી પચાસ જગાએ ભાષણ આપવામાં આવ્યાં, ત્યારે ફક્ત એક કારખાનું ઉઘડી શક્યું. આ કારખાનું નિકળ્યા પછી બાર માસે બીજું કારખાનું નિકળ્યુ. ભાષણો સાંભળવા આવવાને પણ લોકો દરકાર રાખતા નહીં. એક સભામાં ગામના ડૉક્ટર, શાળામાસ્તર અને પોલિસ જમાદાર શિવાય બીજું કોઇ આવ્યું નહોતું એક વખતે સભા એકઠી કરવાને ઘણી જાહેરાતો આપ્યા છતાં ભાષણકર્તા શિવાય બીજું કોઇ હાજર નહોતુ. તોપણ નિરાશ ન થતાં સુધારકોએ પોતાનો પ્રયત્ન જારી રાખ્યો અને સન ૧૮૯૩ સુધીમાં ધીમે ધીમે ચાર, પાંચ વર્ષના સતત્ પ્રયાસથી ૩૩ માખણ બનાવવાનાં કારખાનાં અને બીજી સહકારી મંડળીઓ સ્થાપી. આ સહકારી કારખાનાંથી ખેડુતોને ૬૦ થી ૩૫ ટકા વધારે ફાયદો થયો અને એકઠા મળી કામ કરવાના ફાયદા ખેડુતો સમજવા લાગ્યા. સુધારકોનું કામ પ્રતિદિન વધતું ગયું, તેથી છુટાછવાયા સુધારકો તેમે પહોંચી શક્યા નહીં; એટલા માટે સન ૧૮૯૪ માં ડબ્લીનમાં એક સભા મળી, તેમાં 'આઇરીશ ઍગ્રિકલચર ઑરગેનીઝેશન સોસાઇટી' (આયર્લૅંડનું ખેતીવાડીની મંડળીઓ સ્થાપનાર મંડળ) સ્થાપવામાં આવી આ મંડળીના મુખ્ય હેતુ નીચે પ્રમાણે છે —

(૧) ખેતી અને તેની સાથે સંબંધ ધરતા ઉદ્યોગોને લાગુ પડે તેવા સહકાર્યનાં તત્વો અને રીતીઓ શિખવી આયર્લંડના ખેડુતોની સ્થિતિ સુધારવી.

(૨) ફાયદાકારક નિવડે તેવાં કામો માટે ઔદ્યોગિક મંડળો વધારવાં.

(૩) અને ખેતીવાડીના ધંધામાં જે લોકો લાગેલા હોય તેમને સલાહ આપવી.

આ મંડળ સ્થાપન થયા પછી નવ વર્ષની મુદતમાં જુદાં જુદાં કામ બાબત આઠસો

કરતાં વધારે મંડળીઓ સ્થપાઈ સન ૧૯૦૩ માં આ મંડળીઓમાં લગભગ ચાર લાખ સભાસદ હતા અને તેમાં વીસ લાખ પૌંડ ( ૩ કરોડ રૂપિયા )ની ઉથલપાથલ થઈ હતી. ત્યારપછીનાં વર્ષોમાં એ કરતાં પણ વધારે મંડળીઓ સ્થપાઇ હતી અને હવે જુદા જુદા રહી કામ કરવા કરતાં એકઠા મળી કરવાથી કામ સારૂં અને કિફાયતે થાય છે, એ તત્વ આયર્લંડના ખેડુતો સારી રીતે સમજ્યા છે. આ તત્વ ધ્યાનમાં રાખી નાની મંડળીઓ એકઠી મળી મોટાં મંડળો સ્થાપે છે. નાની મંડળીઓમાં તેના બધા સભાસદો એકઠા મળી કામ કરે છે, પણ મોટાં મોટાં મંડળોમાં નાની નાની મંડળીઓના સભાસદોના પ્રતિનિધિઓ એકઠા મળી કામ કરે છે. આયર્લંડની કેટલીક સહાયકારી મંડળીઓ ખેડુતોને વ્યાપારી દૃષ્ટિથી મદદ કરવા ઉપરાંત તેમની સાંસારિક સ્થિતિ સુધારવા માટે પણ પ્રયત્ન કરે છે. કેટલીક મંડળીઓએ પોતાના મકાનમાં પુસ્તકાલયો ઉઘાડ્યાં છે, કેટલેક ઠેકાણે મંડળના મકાનમાં ભેગા મળી રમતગમત કરવાની અને આરામ લેવાની સવડો કરવામાં આવી છે. આથી મંડળી તરફ લોકોનું વલણ સારૂં રહે છે અને તેમની સાંસારિક બાબતો ઉપર ઘણી સારી અસર થવા લાગી છે

આયર્લંડની પેઠે ઇંગ્લાંડમાં પણ "એગ્રિકલચર ઓરગેનીઝેશન સોસાઇટી" સન ૧૯૦૦ માં સ્થાપન કરવામા આવી છે; અને બીજા દેશોની માફક ત્યાં સહકારી મંડળીઓ સ્થાપવા ઘણા પ્રકારે તજવીજ ચાલે છે. ખેતીવાડીની જરૂરીઆત ચીજો ખરીદ કરવા માટે ખેતીનો માલ વેચી આપવા માટે, ખેડુતોની આટ વધારનારી સરાફી પેઢીઓ અને વિમાની મંડળીઓ સ્થાપવા માટે, અને ખેતીવાડીના ફાયદા માટે, બીજી હરેક પ્રકારની મંડળીઓ સ્થાપવા માટે, જમીન સાથે સંબંધ કરતા બધા લોકો જેવા કે જમીનદાર, ખાતેદારો અને મજુરોએ એકઠા થઈ કામ કરવું, અને ખેતીવાડીની સહકારી મંડળીઓ બને તેટલી વધારે સ્થાપવી, એ આ સોસાઇટીનો મુખ્ય હેતુ છે. આ સોસાઇટી પોતાનો ઉદ્દેશ પાર પાડવા નીચે પ્રમાણે તજવીજ કરે છેઃ—

૧ સ્થાનિક મંડળીઓ સ્થાપવા માટે કેવા રસ્તા લેવા તે બદલ સલાહ આપવા માટે પોતાના તરફથી વાકેફગાર માણસોને જુદે જુદે ઠેકાણે મોકલે છે.

૨ અનુભવથી જે કાયદા કાનુન ઉપયોગી જણાયા હોય તેવા નમુનાના કાયદાકાનુન સ્થાનિક મંડળીઓને કરી આપે છે.

૩ મુખ્ય મંડળી સાથે જોડાયેલી અને બીજી મંડળીઓની માગણીથી ભાષણ કરનાર મોકલે છે.

૪ જોડાયેલી મંડળીઓને જરૂર હોય તેવી માહિતી આપે છે.

૫ જોડાયલી મંડળીઓમાં તકરાર પડે તો તેને નિવેડો સલાહ તરીકે કામ કરીને કરે છે.

૬ વેપાર સંબંધનાં કામ કરવામાં બધી જોડાયેલી મંડળીઓએ એકત્ર થઈ કામ કરવાને દરેક રીતે મદદ કરે છે.

૭ જુદી જુદી જાતનાં સહકારી મંડળોના સંબંધમાં વખતોવખત જાહેર ખબર આ-પીને તેમને પ્રસિદ્ધિમાં લાવે છે.

પરદેશમાં થએલી તજવીજોનો સાર.

૧૮. ઉપર જણાવેલી એકંદર હકીકતથી અત્રે એકઠા થએલા ગૃહસ્થોના જાણવામાં આવ્યુ હશે કે, પરદેશના ખેડુતો એકત્ર મળી કામ કરવાનું ધોરણ સારી રીતે સમજ્યા છે. તેઓ પોતાને જરૂર હોય એવાં બીજ, ઓજાર, ખાતર વગેરે પોતાની મંડળી મારફત ખરીદ કરે છે. આ મંડળી કોઇ બીજી મધ્ય મંડળી સાથે જોડાયેલી હોય છે; અને તેની મારફતે માલ કીફાયત ભાવે અને ઉંચા પ્રકારનો મગાવે છે. ખેતીવાડીને ઉપયોગી ઓજારો તેમનાથી ખરીદ કરવાનું બની શકે નહીં, એવાં કિંમતી હોય તે, ઓજાર સંબંધી બીજી મંડળી મારફતે ભાડેથી મેળવે છે. વળી કોઇ ત્રીજી મંડળીમાં જોડાઈ ખેતીના કામમાં શાસ્ત્રીય બાબતોની માહિતી પ્રવીણ પુરૂષો પાસે મેળવે છે. ઢોર સુધારવા માટે ઉભી થએલી મંડળીમાં સામીલ થઈ તે મંડળીની મદદથી તે પોતાના ઢોરની જાત સુધારે છે. દૂધ, માખણની મંડળીમાં સામીલ થઇ તે પોતાની ગાયોના દુધનું પૃથક્કરણ કરાવે છે, અને વધારે દૂધ થવાને કેવા પ્રકારનો ખોરાક આપવો એ વિષે સલાહ મેળવે છે. વળી સહકારી ધોરણે સ્થપાએલા કારખાનામાં પોતાનું દુધ મોકલી દુધની પુરી કિંમત અને કારખાનાના નફામાં યોગ્ય હિસ્સો તેઓ મેળવી શકે છે. ઢોરનો વિમો ઉતરાવે છે. અને દૈવયોગે ઢોર મરી જાય તો નવું ખરીદવાને પૈસા ક્યાંથી લાવવા એ વિષેની ફિકરમાંથી મુક્ત રહે છે. ટુકામાં હરેક પ્રકારનું કામ કરવા મંડળો સ્થાપી સુધરેલા દેશના લોકો પોતાના મંડળ મારફત કામ કરે છે. આથી ખેતીનો માલ ઘણા ઓછા ખર્ચે વધારે પ્રમાણમાં તેઓ પેદા કરે છે, અને પોતાની સ્થિતિ દિનપ્રતિદિન સુધારે છે.

આપણે શું કર્યું છે

૧૯ ડેન્માર્ક અને યૂરોપખંડના બીજા દેશોમાં ખેડુત અને ખેતીના સુધારા માટે સહકારી મંડળો સ્થાપી કરવામાં આવેલી તજવીજ વિષે ઉપર જે હકીકત દર્શાવી છે, તે ઉપરથી હવે આ દેશમાં આપણે શો બોધ લેવો તેનો વિચાર કરવો જોઇએ. પ્રથમ એ દેશોમાં સુધારાની તજવીજ થઇ તે પહેલાં ખેડુતોની સ્થિતિ જેવી અસંતોષકારક હતી, તેવીજ આપણે અહીં પણ હાલ છે, માટે સુધારાને માટે તેજ ધોરણે તજવીજ કરવી જાઇએ. છેલ્લાં દસ વર્ષમાં યુરોપનું અનુકરણ કરી ખેડુતોની આંટ વધારનારી સહકારી મંડળીઓ સ્થાપવાની હિલચાલ આ દેશમાં શરૂ થઈ છે; અને તેનું પરિણામ ધારવા કરતાં સારૂં આવેલું છે. આપણા રાજ્યમાં પણ શ્રીમંત સરકાર મહારાજા સાહેબ ઓમના ઉદાર આશ્રય તથા ખેડુતોની સ્થિતિ સુધારવાની સુબેચ્છા પ્રમાણે કેટલાક વખતથી તજવીજ શરૂ થઈ લગભગ અઢીસો જેટલી સહકારી મંડળીઓ સ્થાપન થઈ છે, પરંતુ હજુ રાજ્યનો $\frac{૧૫}{૧૬}$ ભાગ મંડળીઓ સ્થપાયા વગરનો રહેલો છે. જે થોડી મંડળીઓ સ્થાપન થઈ છે, તેમાં સભાસદોની સંખ્યા થોડી છે, તેમ તેમનું ભંડોળ પણ જુજ છે. વળી આ મંડળીમાં નાણાં મળવાની સવલત સિવાય બીજું કામ ભાગ્યેજ થાય છે. આગળ જણાવવામાં આવ્યું છે તેમ પરદેશમાં ખેતીને લગતાં જુદી જુદી બાબતોમાં સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી છે, તેવી તજ-

બીજ આ દેશમાં હજી વિશેષ થએલી નથી. એકાદ મંડળીએ પોતાનો કપાસ એકત્ર કરીને વેચ્યાનો અગર જોઇતો ગોળ અગર બીજો માલ એકત્ર થઇને મંગાવ્યાના બે ત્રણ દાખલા બનેલા છે, પણ હજી એ સંબંધમાં ખેડુતોનું કે તેમની મંડળીઓનું પુરતું લક્ષ ગએલું નથી.

આપણે કરવાની તજવીજો.

૨૦. બીજા દેશોની પેઠે આ દેશમાં પણ ખેડુતોએ એકઠા મળી કામ કરી ફાયદો લેવાની ઘણી બાબતો છે; જેમાંની થોડી અત્રે જણાવવામાં આવે છે.

## (૧) માલ સામટો વેચનારી તથા સામટો લેનારી સહકારી મંડળીઓ.

પોતાના ખેતરની પેદાસનો માલ જેવો કે, ઘઉ, સરસવ, એરંડા, કપાસ વગેરે હાલ જે તે ખેડુત ગામમાં વેપારી માલ લેવા આવે તેને અગર નજીકના કસ્બામાં ગાડાંમાં ભરી જઈ વેચે છે, સરકાર ધારો ભરવાને, શાહુકારને પૈસા આપવાને, અને બીજા કારણોને લીધે તેને નાણાંની જરૂર હોય છે, અને તેથી મોસમમાં ભાવ કમી હોય તો પણ તેને માલ વેચી દેવો પડે છે ગામડે ગાડું લઇને માલ વેચવા ગયા હોય, ત્યારે તો જે કિંમત ઉપજે તે લઈ માલ આપી દેવો પડે છે, કારણ કે તેમ ન કરે તો ઘેર ભરેલ ગાડુ પાછુ લઇ આવવાની ફોકટ મહેનત કરવી પડે. જો સહકારી મંડળી સ્થાપી તેના સભાસદો પોતાનો માલ બરાબર ચોખ્ખો કરી એકઠો કરે અને એકઠો વેચે તો ભાવ સારો આવે; અને છુટક તોલ કરવાની અને ગાડાં ભરી કસ્બામાં જવાની કડાકુટ નીકળી જાય. મંડળીને હસ્તક માલ હોવાથી કોઇને નાણાંની તરત જરૂર હોય તો તેને માલને હિસાબે લઈ અવેજ પણ તે આપી શકે વળી હાલ જરપ કરવાની તેમ જે ભાવ આવે તે લઈ છુટક છુટક માલ વેચવાની રીતથી ખેડુતો લાખો રૂપીઆનુ નુકસાન સોસે છે. તે અટકે, એજ પ્રમાણે કપાસીઆ, ખોળ, ગોળ બીજ ખાતર વગેરે પોતાને માટે જોઇતો માલ છુટક લેવાને બદલે મંડળીને માટે જથાબંધ મગાવવામા આવે તો દરેકને છુટક છુટક કસ્બામાં જવાનું ટાંપુ કરવું પડે છે, તે બચે અને માલ સારો અને કીફાયતે મળે.

## (૨) સહકારી કારખાનાં ઉઘાડવાં.

આપણે અહીં જે કાંઈ કારખાનાં ઉઘાડયા છે, તે સહકારી ધોરણે નહીં પણ ભાગ (શેર) થી ઉઘાડવામાં આવ્યાં છે. ડેન્માર્ક અને ઈતર દેશોની પેઠે સહકારી ધોરણથી કારખાનાં ઉઘાડવાથી દરેક સભાસદ તેનો માલ બનાવવામાં અને તેની ખપત કરવામાં હિત ધરાવે છે, અને જે નફો થાય તે તેનેજ મળે છે. ભાગ (શેર) થી કારખાનાં કાઢવાથી ભાગદારોને તેમાં હિત લઈ કામ કરવા સવડ હોતી નથી. બધો કારભાર આડતીઆ (એજન્ટ) અને કારભારી (ડાયરેક્ટર) તેમની મરજી પ્રમાણે કરે છે, અને ભાગદારને તો તેઓ જે નફો વહેંચે તેજ મળે છે. માટે જેમ બને તેમ વધારે સહકારી કારખાનાં ઉઘાડવાં જોઇએ. માલ પેદા કરનાર ખેડુતોના હિતની આ વાત છે.

## (૩) દૂધ વેચવાનાં અને ઘી બનાવવાનાં સહકારી કારખાનાં.

દૂધ અને ઘી આ દેશના લોકોનો ખોરાકનો એક અગત્યનો ભાગ છે. તે પૂરાં પાડવાને ખેડૂત લોકો ગાયો, ભેંસો રાખે છે; પરંતુ દરેક ખેડુત પોતાનું દૂધ અગર દૂધનું ઘી બનાવી છૂટક છૂટક વેચે છે, તેથી થોડો માલ તૈયાર કરવામાં તથા તેનું વેચાણ કરવામાં તેનો ઘણો વખત જાય છે. વળી ઘાંચી, દુધારા, કંદોઈ, ઘીયા વગેરે દગો કરવા દૂધમાં પાણીનો અને ઘીમાં તેલ કે ચરબીનો ભેગ કરે છે, તેથી લોકોને ચોખ્ખું ઘી કે દૂધ મેળવવા ઘણી અડચણો પડે છે. વળી દૂધ, માખણ વગેરે શાસ્ત્રીય રીતે તૈયાર કરી લાંબો વખત રાખી શકાય એવું બનાવવાનું જ્ઞાન તથા સાધન નહીં હોવાથી પરદેશથી લાખો રૂપીઆનાં દૂધ અને માખણના ડબા આ દેશમાં લાવવામાં આવે છે, અને તેથી આ દેશ ખેતીનો અને ઢોરનો છતાં પૈસા અહીંના ખેડુતોને મળવાને બદલે પરદેશ તણાઇ જાય છે. ઇતર દેશોનો પણ એકઠા મળી કામ કરવાનો જુસ્સો ખેડુતોમાં પેદા થાય અને તેઓ પોતાનું દૂધ પોતાની સહકારી ડેપો કે કારખાનામાં મોકલી તેની મારફતે વેચાવે અગર તેનું જથાબંધ ઘી કે માખણ કરાવરાવે તો દૂધ વેચવા ઘેરઘેર તાંબડી લઈ રખડવાની તેમ થોડા ઘી માટે ઘેરઘેર વલોણું વલોવવાની કડાકૂટ નીકળી જાય. માલ સારો થાય અને પૈસા પણ વધારે મળે. વળી તાજી છાશ વગેરે ઉપયોગી ચીજો પણ પોતાના કારખાનામાંથી જરૂર તથા હક પ્રમાણે મળી શકે.

## (૪) સહકારી તંબાકુની મંડળીઓ.

વડોદરા રાજ્યના કેટલાક ભાગમાં અને વિશેષે કરી વડોદરા પ્રાંતના પેટલાદ તાલુકામાં તંબાકુનું ઘણું વાવેતર થાય છે. તંબાકુના પડા બાંધી દરેક ખેડુત પોતાની તંબાકુ પોતે વેપારીને વેચે છે. આવી તંબાકુનો ભાવ ઘણામાં ઘણો મણે પાંચથી સાત રૂપીઆ સુધી ઉપજે છે. જો કારખાનું કાઢી તેની સીગારેટ અથવા સીગાર બનાવવામાં આવે તો ખર્ચ બદલ રકમ બાદ કરતાં મણના ઓછામાં ઓછા ૪૦ રૂપીઆ ઉપજે; પરંતુ કારખાનું કાઢી શકે એવા ખેડુતોમાં કોઇ માતબર નહીં હોવાથી તેમ આખા ગામના અથવા પાંચ ગામના ખેડુતો ભેગા મળી મળીઆરૂં કારખાનું કાઢે એવો તેમનામાં સંપ તથા જુસ્સો નહીં હોવાથી લાખો રૂપીઆનું નુકસાન હાલ ખેડુતો સોસે છે. જો તેઓ ભેગા મળી જુદીજુદી રકમ કાઢે તો એક કારખાનું થઇ શકે એટલું ભંડોળ સહેજમાં ઉભું થાય. શરૂઆતમાં કારખાનું ચલાવનાર અમેરિકા કે બીજે સ્થળેથી લાવી શકાય, અને આગળપર પોતાના પૈકી કોઇને મંડળીને ખર્ચે શીખવા મોકલી તૈયાર કરી શકાય. મંડળીના સભાસદો પોતાની તંબાકુ કાપ્યા પછી કારખાનામાં મોકલે અને ત્યાં તેના વર્ગ પાડી તેની કિંમત જે તે ખેડુતને ખાતે જમા થાય. આ પ્રમાણે બધા સભાસદની તંબાકુનાં પાંદડાંના વર્ગ પાડી તેની કિંમત જમે તેને નામે દાખલ થયા પછી કારખાનું ચલાવવા નિમેલો માણસ બધાં પાંદડાંને શાસ્ત્રીય રીતે કેળવી તેની બીડીઓ વગેરે પદાર્થ બનાવે, અને તેમ કરવાનું ખર્ચ જતાં જે નફો રહે, તેમાં દરેક સભાસદને ભાગ મળે. આ પ્રમાણે એકત્ર થઇ કામ કરવાથી કાચા માલની કિંમત બરાબર મળે એટલું જ નહીં, પણ તેમાંથી જે પદાર્થ બને તેના નફામાં પણ ભાગ મળે. વળી જોઇએ તેવા પદાર્થો બનાવવા તંબાકુના વાવેતરમાં જે સુધારા કરવો જોઇએ તે પણ થઇ શકે.

## (૫) સહકારી દીવેલની મિલો.

એજ પ્રમાણે દીવેલીઓ છૂટક છૂટક વેચી દેવામાં આવે છે તેને બદલે સહકારી કારખાનું કાઢી તેનું તેલ કાઢવામાં આવે તો તેથી પણ ઘણો ફાયદો થાય, અને ખોળ વગેરે ઢોરને ખાવા માટે તથા ખેતરમાં ખાતર માટે સસ્તો મળી શકે.

## (૬) ઢોરના વિમાની મંડળીઓ.

આપણા ખેડુતોના દેવા વિષે તપાસ કરીએ છીએ તો દેવાનું એક મુખ્ય કારણ ઢોર ખરીદી માટે જોઇતાં નાણાં મેળવવાનું હોય છે. રોગ વગેરે કારણથી ખેડુતનો બળદ કે ભેંસ મરી જાય છે, ત્યારે નવો ખરીદવાને પૈસા નહીં હોવાથી જેટલે ભારે વ્યાજે નાણાં મળી શકે તેટલે ભારે વ્યાજે તે લે છે અને લીધેલી રકમ કાંધાપાંજરાથી પુરી કરે છે. જો દર મહિને અગર દર વર્ષે પોતાની મંડળીમાં ઢોરના વિમા તરીકે નાણાં ભરવામાં આવે તો પોતાની ચાલતી સ્થિતિમાં તેવી રકમ તે સહેલથી આપી શકે છે અને કેટલેક વર્ષે જરૂર પડે ત્યારે નવો બળદ કે ભેંસ લેવાને તેને નાણાંની મદદ મળે.

## (૭) ખેતીવાડીનાં ઓજારો પૂરાં પાડનારી સહકારી મંડળીઓ.

સુધરેલી ઢબનાં ખેતીનાં ઓજારો ફાયદાકારક છે એ વાત હવે કેટલાક સમજુ ખેડુતોના જાણવામાં આવી છે અને સુધરેલાં હળ, કડબ કાપવાના સંચા વગેરે થોડી કિંમતે મળે તો તે લેવા પણ લાગ્યા છે, પણ ઉપણવાનો, મસળવાનો, પાણી કાઢવાનો વગેરે ભારે કિંમતના સંચા લેવાની તેમનામાં તાકાદ નથી. જો ખેડુતોની મંડળી બની સહકારી પેઢીમાંથી એકત્ર જવાબદારી ઉપર નાણાં મેળવી ઓજારો ખરીદે તો તે બનવા જેવું છે. આવી રીતે ગામડામાં આણેલાં ઓજારનો ઉપયોગ કરવા માટે ઠરાવેલી લાગત આપી મંડળીના સભાસદો સુધરેલી ઢબનાં ઓજારોનો ઉપયોગ થોડે ખર્ચે લઇ શકશે. ઠરાવેલી લાગત (ફી) થોડી રાખવાથી તે આપવા કોઇને ભારે પડે નહીં; તેમ ઓજારનો ઉપયોગ ઘણા જણ કરવાના હોવાથી ખરીદીના પૈસા જલદી વળી જઇ ઓજાર નફે થઈ મંડળીની માલકીનું થાય.

## (૮) ઢોરની જાત સુધારનારી મંડળી.

ખેતીવાડી સાથે ઢોરનો નિકટ સંબંધ છે. ખેતીવાડી કરવામાં બળદ અને પાડા ખાસ જરૂરના છે તેમજ ગાયો, ભેંસો, ઘેટાં, બકરાં વગેરે જનાવરોનાં દૂધ, ઘીમાંથી ખેડુતોને સારી પેદાસ થાય છે ઢોર સારાં અને મજબુત હોય તો તે કામ સારૂં કરે છે અને વધારે ઉત્પન્ન આવે છે, માટે ઢોરની જાત સુધારવાને ઈલાજ લેવાની જરૂર છે અને તે યૂરોપખંડમાં સારી રીતે લેવાય છે. બીજું આ બાબતમાં આ દેશના લોકો કાંઇ તજવીજ કરતા નથી, તેથી ઢોરની જાત દિનપ્રતિદિન બગડતી જાય છે. આ અનિષ્ટ પરિણામ અટકાવવા અર્થે ઢોર સુધારનારી સહકારી મંડળીઓ સ્થાપવી જોઇએ. આ મંડળીઓએ સારી જાતના સાંઢ, પાડા બકરાં વગેરે પરદેશમાંથી મંગાવવા અને ઠરાવેલી ફી લઈ સભાસદોનાં ઢોર ફેરાવવા ગોઠવણ કરવી. વળી ઢોરની જાત કેવી રીતે સુધરે, તેને ખાણું કેટલું અને કેવું

આપવું, તેમ તે કેવી રીતે રાખવાં એ વગેરેની માહિતી ખેડુતોને નિષ્ણાત માણસો પાસે અપાવવી જોઇએ. આવી મંડળીઓથી તેના સભાસદોને જે ફાયદા થવાના તે લક્ષમાં લઇને તે ચલાવવા માટે કાંઈ વાર્ષિક રકમ સભાસદો ખુશીથી આપે, તેમ સરકાર કે પંચાયત તરફથી પણ મદદ તરીકે રકમ મળે તો તેથી આવી મંડળીઓ સહેલાઇથી શરૂ કરી ચલાવી શકાય.

## (૯) ફળ સુધારનારી તથા પરદેશ મોકલનારી મંડળીઓ.

આપણે અહીં કેરી, જામ, બોર, દાડમ વગેરે ફળ થાય છે, પણ તેની જાત સુધારવા કાંઈ તજવીજ થતી નથી. ફળનો ખીચો કમી કેમ કરવો અને ગર્ભ કેમ વધારવો તે તરફ લક્ષ આપી સુધારેલા દેશોમાં ફળનો ઘણો સુધારો થયો છે અને એવાં ફળ બગડે નહીં એવી રીતે ડબામાં ભરી પરદેશ મોકલી ત્યાંના લોકો ઘણો નફો મેળવે છે; પરંતુ આપણા ખેડુતોનું હજી આ તરફ બિલકુલ લક્ષ ગયું નથી. જ્યાંસુધી તેઓ એકત્ર થઈ મંડળી સ્થાપી તજવીજ કરશે નહીં ત્યાંસુધી આ બાબતમાં કંઈ થવાનું નથી. આવી મંડળીઓ સ્થાપી જુદી જુદી જગોએથી પંકાતા ફળનાં બી કે રોપા મંગાવી તે સભાસદોમાં મફત અગર જુજ કિંમત લઇને વહેંચવાં જોઇએ. તેમ ફળ ઉછેરવામાં નિષ્ણાત માણસો હોય તેમને રાખી તેમની પાસે ઝાડો વાવવાં તથા તેમને ઉછેરવા સંબંધી માહિતી ફેલાવવી જોઇએ. વળી ઝાડોની કલમો કરવાનું તથા એક ઝાડ ઉપર બીજું ઝાડ ચઢાવવાનું શિખવવું જોઇએ. ફળનાં ઝાડ સુધારવા ઉપરાંત ફળના વર્ગ કરી સારી રીતે પેટી કે કરંડીઆમાં ભરી પરદેશ મોકલાનું પણ લોકોને શિખવું જોઇએ. સહકારી મંડળી પોતાના સભાસદોનાં ફળ ખરીદી તેના વર્ગ પાડી બરાબર પેંક કરી પરદેશ મોકલવાનું કામ સહેજથી થઈ શકે. એટલું જ નહીં, પણ જે ફળ લીલાં મોકલી શકાય એમ ન હોય તેના મુરબ્બા, અથાણાં વગેરે કરીને પણ બહાર ગામ મોકલી શકાય. આવી રીતે ફળનો વ્યાપાર ઘણો વધી શકે, અને તેથી ખેડુતોને ઘણો ફાયદો થાય એમ છે.

## (૧૦) સહકારી કપાસની મંડળીઓ.

આપણા દેશમાં કપાસ ઘણો થાય છે, પણ તેની જાત સુધારવા જોઇએ તેવી તજવીજ થતી નથી, તેથી ભાવ બરાબર આવતા નથી. કપાસની સહકારી મંડળીઓ સ્થાપવામાં આવે તો તે સારા કપાસનાં બી મંગાવી સભાસદોને આપે એટલુંજ નહીં, પણ તેમનો કપાસ મંડળીની વખારમાં લે, તેના વર્ગ પાડે અને સામટો વેચે અગર પીલાવે. વળી જીનવાળા એકસંપ કરી કપાસ પીલવાના ભાવ વધારી દઈ ખેડુતોને કોઈ કોઈવાર ઘણા નુકસાનમાં નાંખે છે. એવે પ્રસંગે ખેડુતોની સહકારી મંડળીઓ હોય તો તે પોતાનું જીન પણ કાઢી શકે, અને ખેડુતને થતું નુકસાન અટકાવી શકે.

## (૧૧) બીજી જુદા જુદા પ્રકારની મંડળીઓ.

એજ પ્રમાણે બીજા ઘણા પ્રકારનાં કામ અન્યોન્ય સહાયથી કરવાનું મંડળીઓ સ્થાપવાની બની શકે તેમ છે. ઉદાહરણ તરીકે પથરનાં બાણ કરવાં હોય તો જે તે ખેડુત પો-

તાને માટે જુદા જુદા બાણુ મગાવે તો ખર્ચ ઘણો થાય તેમ તે યોગ્ય આકારના ન આવે તો કરશો ખર્ચ વ્યર્થ જાય ગામના બધા ખેડુતો ભેગા થઈ બધાને જોઈતા બાણુ મગાવે તો કીફાયતે મળે, રેલ્વે નુરમા ફાયદો થાય ગાડા તણામણમા ફાયદો થાય અને વળી બ રાબર તપાસી જોઈએ તેવા ખરીદ કરી લાવવાનું બની શકે. એજ પ્રમાણે સરકાર ધારો ભરવો હોય તો દરેક ઈસમે ગામના ચોરામા અને ઉપરવાડીઆ જમીન ખેડતા હોય ત્યારે એક કરતા વધારે ગામોના ચોરામા જુદો જુદો ધારો આપ્યાને બદલે ધારાની રકમ એમજ ઈસમ ભરી આવે, અને તેથી વખત તથા તકલીફનો બચાવ થાય વળી મોસમમા પાક મા- ચવવા, કાપવા અને નીંદવામા પણ અન્યોન્ય સહાય મળે, એવી ગોઠવણ થઈ શકે ખેડુતે કરવા પડે છે તે કામમા કોઈ એવુ નથી કે, જે અન્યોન્ય સહાયથી વધારે સારું, ફાયદા કારક અને કમી તસ્દીથી લઈ ન થઈ શકે

આ દેશમા સહકારી જુસ્સો વધારવા મડળો સ્થાપન કરનાર મડળ દરેક પ્રાંતે સ્થાપવુ

૨૧ હવે વિચાર કરવાનો પ્રશ્ન એ રહે છે કે ઉપરની એકદર તજવીજ કાને માટે શી ગોઠવણ કરવી આ દેશના ખેડુતોમા એકઠા મળી કામ કરવાનો જુસ્સો કમી જણામા આવે છે તેઓ બાપ દાદાના વખતથી ચાલતી આવેલી રીત પ્રમાણે કામ કરે છે સહકારી ખાટ વધાર નારી મડળીઓ ઉઘાડવાનુ થોડા વખતથી શરૂ થયુ છે, તેમાં પણ ખેડુત લોકો જોઈએ તેવા ઉમગથી ભાગ લેતા નથી. તેઓ અભણ અને અજ્ઞાન હોવાથી પોતાની મેળે સહકારી ધોરણે કામ કરવાના મડળો સ્થાપી શકશે એવી આશા રાખવી દુર્ઘટ છે જેવી રીતે આ યરલેન્ડમા તેમજ ઈગ્લાડમા દેશ દાઝવાળા અને પરોપકારી પુરૂષોએ એગ્રીકલ્ચરલ ઓરગેની- ઝેશન (ખેતીવાડીની મડળીઓ સ્થાપનાર મડળ) સ્થાપવાની યોજના કરી છે તેવી રીતે આપણા રાજ્યના દરેક પ્રાન્તમા ખેડૂત વર્ગના આગેવાનોના લોકોએ તથા બીજા દેશહિત ચિંતકોએ એ મુખ્ય મડળ ઉભુ કરવુ જોઈએ આ મડળમા જે લોકો દાખલ થાય તેમણે વાર્ષિક કંઈ રકમ ફી તરીકે આપવી જોઈએ, અને આવી રીતે દાખલ થએલા સભાસદોમાથી એક પ્રમુખ એક ઉપપ્રમુખ અને બીજા પાચ, સાત મેમ્બરોની વ્યવસ્થાપક કમિટી નિમાવી જોઈએ આવી રીતે સ્થાપન થએલા મડળને સરકાર તરફથી પણ કંઈ વાર્ષિક મદદ મળવી જોઈએ ઈગ્લાડ વગેરે દેશોમાં આવા મડળથી થવાના ફાયદા લક્ષમા લઈ સરકાર તેને ઉદાર મદદ આપે છે મેમ્બરોની ફી, સરકારની મદદ તથા ઈતર રીતે બક્ષિસ મળેલી રકમોના ફંડમાથી આ મડળે ખેતીવાડીની જુદી જુદી શાખાઓમા સુધારાવધારા દાખલ કરાવવા, ગામેગામ સહકારી મડળીઓ અને ગામોના જુથ કે તાલુકામાટે મુખ્ય મડળીઓ સ્થાપવી, અને તેને કાયદાકાનુન વગેરે કરી આપી તથા સલાહ આપી પોતાનુ કામ કરવાને માટે લાયક કરવી, ખેતીવાડીના વિષયોમા માહિતી ધરાવનારા નિષ્ણાત માણસોને રોકી લોકોમા ભાષણો આપવા મોકલવા, ખેતીવાડીના સહકારી મડળીઓથી થતા લાભ તે ચલાવવાની રીત એ વગેરે સબધી પણ ભાષણો અપાવી તથા લીફલેટો છપાવી આ નવા બાબતમા લોકોમા રસ પેદા કરી તેમનો જુસ્સો વધારવો ઉપર પ્રમાણે તજવીજ કરવામા આવે તો એકઠા થઈ કામ કરવાથી કેવા ફાયદા થાય છે તે લોકો સમજતા થાય, અને આગ વધા-

રનારી સહકારી મંડળીઓ ગામેગામ સ્થાપન થાય, અને તેને અંગે અગર સ્વતંત્ર રીતે માલ વેચવાની તથા ખરીદવાની, ઢોરને વિમો ઉતારવાની, ઘી, વગેરેનાં એકત્ર કારખાનાં ચલાવવાની અને એવાજ પ્રકારની બીજી સહકારી મંડળીઓ ઉભાં થઈ દિનપ્રતિદિન સહકારી મંડળીઓની સંખ્યા વધતી જશે. અને જેવી રીતે બીજા દેશોમાં સહકારી ધોરણ દાખલ થવાથી ફાયદા થયા છે, તેવી રીતે આ દેશમાં પણ થયા શિવાય રહેશે નહીં. શરૂઆતમાં ખાનગી ગૃહસ્થોમાંથી યોગ્ય ઉત્સાહવાળા તથા લોકસેવા કરવાને તન, મન, ધનથી તત્પર એવા દાસમો પુરતી સંખ્યામાં મળે નહીં એ સ્વાભાવિક છે; પણ જો પ્રાંતના સુબા, વિભાગના નાયબ સુબા અને મહાલના વહિવટદાર આવા દેશઉન્નતિના કામમાં અગ્રેસરપણું કરી ઉમંગથી ભાગ લે, તો ગામપંચાયત, પ્રાંતપંચાયત, સુધરાઇઓ, વિશિષ્ટપંચાયતો વગેરેના સભાસદો, પેન્શનપર ઉતરેલા સરકારી નોકરો, શેઠ શાહુકાર મુખી મતાદારો વગેરેમાંથી મોટી સંખ્યા આ સારા કામમાં જોડાશે અને કેળવાશે. તેમ આખરે પોતાની મેળે જ આ કામ ઉપાડી લેવાને લાયક થશે.

કડી પ્રાંત સભા

૨૨. ઉપર પ્રમાણે લોક શિક્ષણાર્થે મંડળી સ્થાપવી એ કંઈ અશક્ય નથી એમ 'કડી પ્રાંત ખેડુત સભા' સ્થાપવાને માટે ગયા એપ્રિલ માસમાં જે તજવીજ થઈ છે, તે ઉપરથી ખાત્રી મળે છે. ખેતીવાડીના સુધારા માટે સરકારનુ ખેતીવાડી ખાતું બનતી તજવીજ કરે છે, તેજ પ્રમાણે કૉમર્સ ખાતું વેપાર, ઉદ્યોગ ખીલવવા અને સહકારી મંડળીઓની સંખ્યા વધારવા બનતી તજવીજ કરે છે. એજ પ્રમાણે પ્રાંત પંચાયત તરફથી પણ ખેતીના સુધારા માટે યથાશક્તિ તજવીજ થાય છે; પરંતુ આ સરકારી સંસ્થાઓ અને લોકો એ બન્નેનું જોડાણ થાય અને એક બીજા સાથે મળીને કામ કરવામાં આવે તો ધારેલો હેતુ સહેલાઇથી પાર પડે, અને લોકોમાં પણ સ્વાશ્રયનો જુસ્સો વધે એટલા માટે એક ખેડુત સભાસદ સ્થાપવાનો વિચાર થયો હતો. નામદાર અમાત્ય સાહેબ દિ. બા. સમર્થ સાહેબ ખેતીવાડીના ડિરેક્ટર રા. રા. શિતોળે અને ડિરેક્ટર ઑફ કૉમર્સ રા. રા. મણીલાલ નાણાવટીએ બંધાએ આ વિચાર પ્રત્યે સહાનુભૂતિ બતાવી પોતાનાથી બનતી મદદ કરવા આશ્વાસન આપ્યું હતું. આ ઉપરથી પ્રાંતના આગેવાન જમીનદારો, ખેડુતો વગેરેની એક સભા મહેસાણા મુકામે તા. ૧૩-૪-૧૩ ના રોજ બોલાવવામાં આવી હતી. આમંત્રણને માન આપી સુમારે ૧૦૦૦ હજાર માણસો એકઠા થયા હતા. પ્રાંતના સુબા, ખેતીવાડીના ડિરેકટર, સહકારી મંડળીના અધિકારી તથા ઈતર ગૃહસ્થોનાં ભાષણો થયા પછી સર્વાનુમતે એવો ઠરાવ થયો હતો કે કડી પ્રાંતના ખેડુતોને:

૧ સુધરેલી ઢબનાં ઓજારો, ખાતરો, બી વગેરે જોવાની તથા મેળવવાની સવલત કરી જમીનની પેદાસ વધારવા માટે —

૨ ઢોરોની જાત સુધારવા તથા તેમને માટે પૌષ્ટિક ચારા પેદા કરવા.

૩ ખેડુતોને કરજગ્રસ્ત સ્થિતિમાંથી મુક્ત કરવા.

૪ તેમનામાં જ્ઞાન અને કેળવણી વધારવા અને

૫ એકંદરે ખેડુતોની સ્થિતિ સુધારી ખેડુત, સરકાર અને પ્રજા સમસ્તને લાભ કરવાના હેતુથી.

'કડી પ્રાંત ખેડુત સભા' એ નામની એક સભા સ્થાપવી. જેઓ વાર્ષિક રૂ. ૧ આપે તેમને વાર્ષિક મેમ્બર, જેઓ એકી વખતે રૂ. ૨૫ આપે તેમને લાઇફ મેમ્બર અને જેઓ રૂ. ૧૦૦ કે તે ઉપરાંત આપે તેમને સુરબ્બી ગણવા. આ સભામાં અત્યાર સુધીમાં ૮ પેટ્રન (સુરબ્બી) અને ૧૫૦ જીંદગી પર્યંતના ૧૨૧૧ વાર્ષિક સભાસદ મળી કુલ ૧૩૬૯ સભાસદોની સંખ્યા થઈ છે. જે તે ગામના સભાસદો પુરતી "ગામ ખેડુત સભા" ગણાય છે. જે તે મહાલનાં ગામોના એકંદર સભાસદોની "મહાલ ખેડુત સભા" ગણાય છે. ગામ, મહાલ અને પ્રાંત સભા માટે જુદી જુદી વ્યવસ્થાપક કમિટીઓ નિમાઈ છે અને તે વખતો વખત મળી સભા સ્થાપવાનો ઉદ્દેશ પાર પાડવા માટે બનતી તજવીજ કરે છે.

૨૩. આ સભા ગયા ઓગષ્ટ માસમાં સ્થાપન થઈ ત્યારથી આજ સુધીમાં નીચે પ્રમાણે કામ થયું છે:—

કડી પ્રાંત ખેડુત સભાએ કરેલાં કામ

૧ ગયા ચોમાસામાં "કમ્બોડીઆ કૉટન" એ નામના કપાસનું બી બેંગલોર તરફ આવેલા કોઈલિપટીથી ખાસ રીતે મંગાવી ખેડુત સભાના મેમ્બરોને તેમજ ઈતર લોકોને છૂટથી વેચવામાં આવ્યું હતું, અને તેના પરિણામે કડી પ્રાંતમાં ઘણે ઠેકાણે એ કપાસનું વાવેતર થયેલું છે. કપાસ હાલ સારી સ્થિતિમાં છે, અને તેને લાલીયા વગેરે દેશી કપાસ કરતાં કેરીઓ મોટી અને વધારે લાગેલી જોવામાં આવે છે.

૨ "નાયટ્રેડ ઑફ્ લાઇમ" એ નામનું રસાયણિક ખાતર મગાવી લોકોને વાપરવાની રીત સાથે વહેંચી આપવામાં આવ્યું હતું. તેમને એવી સૂચના કરવામાં આવી હતી કે, ખેતરના માત્ર થોડા ભાગમાં તે વાપરી તેની અસર કેવી થાય છે તે જોવું. આથી નાયટ્રેડ ઑફ્ લાઇમ વાપરેલા ભાગમાં છોડ વધારે લીલા તથા જોસમાં આવેલા અને તેની ઉપર સીંગ વગેરે વધારે થયેલી જણાઈ. આ ખાતરનો ફાયદો લોકોને પ્રત્યક્ષ જણાઈ આવ્યો

૩ નીચેના વિષયોપર પત્રીકાઓ તૈયાર કરી ખેડુતોમાં છૂટથી વહેંચવામાં આવી હતી.

૧ કડી પ્રાંત ખેડુત સભાની સ્થાપના વખતે પ્રાંતના સુબા રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇએ આપેલું ભાષણ.

૨ લોઢાનું હળ.

૩ કમ્બોડીયા કપાસ વાવવાની રીત

૪ જુવાર, બાજરી વગેરેમા થતો અગારીઓ રોગ અટકાવવાનો ઈલાજ.

૫ સ્યુસર્ન અથવા વિલાયતી ઘાસ વાવવાની રીત

૬ ઢોરોની આરોગ્યતા જાળવવા વિષે નિયમો

૭ એક આજણા પટેલ ખેડુતનો બી અને ખાતરી વિષે અનુભવ

૮ બટાકાનુ વાવેતર કરવાની રીત

૯ કડબ તથા ચાર કાપવાના સચા

૧૦ " નાયટ્રોડ ઑફ્ લાઈમ " નામનુ રસાયણિક ખાતર વાપરવાની સુચનાઓ.

૧૧ ખેતરમા ઘર કરી ખેડુતોએ રહેવાથી થતા ફાયદા.

૧૨ ખેડુતોએ બગદ ઉકરી ઘેર ખરી કરવાથી થતા ફાયદા

૧૩ પાડાનો ખેતીના કામે ઉપયોગ કરવા વિષે

૧૪ ખેતીના પાકને નુકસાન કરતા ઉંદરોનો નાશ કરવાના ઇલાજ.

૨૪ તા ૧૬ માહે ઑગસ્ટના રોજ કડી પ્રાંત ખેડુત સભાની વ્યવસ્થાપક કમિટી મળી હતી, તે વખતે નીચે પ્રમાણે ઠરાવો થયા હતા —

કડી પ્રાત સભાની વ્યવસ્થાપક કમિટીએ કરેલા ઠરાવ

૧ આ સભાના અગે ખેતીવાડી સબંધી સગ્રહસ્થાન ( ઍગ્રીકલ્ચરલ મ્યુઝિયમ ) મહેસાણામા સ્થાપન કરવુ

૨ ચાલુ સાલે માર્ચ માસ પહેલા અનુકૂળ વખતે જગુદન મુકામે ખેતીવાડીની પેદાશની ચીજો તથા ખેતીવાડીના ઓજારોનુ એક પ્રદર્શન ભરવુ અને તેને માટે ખેતીવાડી ખાતાની અને સરકારની મદદ માગવી

૩ સુધરેલી ઢબના ઓજારો મગાવી તેનુ એક ફરતુ પ્રદર્શન કરવુ અને હથિયારોનો ઉપયોગ લોકોને બતાવવો તથા પ્રયોગ કરી હકીકત લોકોને સમજાવવી

૨૫ આ પૈકી ઠરાવ ન ૧–૨ ની તજવીજ ચાલે છે, અને ઠરાવ ન ૩ પ્રમાણે સુધરેલી ઢબના ઓજારો ખરીદ કરી પ્રાંતના દરેક ખેડુતને તે જોવાનો લાભ મળે એટલા માટે બી બી એન્ડ સી આઇ રેલ્વે કંપની સાથે ખાસ ગોઠવણ કરી તા ૧૫-૧૧-૧૩ થી બે માસ સુધી એક ખોડ

ફરતુ પ્રદર્શન

સસ્તા દરે મેળવી તેમાં ખરીદ કરેલાં સુધરેલી ઢબનાં હથિયારો ભરી પ્રાંતના દરેક રેલ્વે સ્ટેશને એક ફરતા પ્રદર્શન તરીકે તે લઇ જવામાં આવ્યાં હતાં. આ ડબો દરેક સ્ટેશને ગાડીમાંથી જુદો કરી જરૂર પ્રમાણે એક બે દિવસ થોભાવવામાં આવતો અને સ્ટેશન પાસેના એક સવડ પડતા ખેતરમાં હથિયારો પ્રદર્શનરૂપે ગોઠવી તેનો ઉપયોગ, કિંમત, મળવાનું ઠેકાણું વગેરે લોકોને સમજાવવામાં આવતું, અને પ્રત્યક્ષ પ્રયોગ કરી તેનો ઉપયોગ બતાવવામાં આવતો. ખેતીવાડી ખાતા તરફથી ખેતીવાડીનો એક હોંશીઆર એજન્ટ ખેડુત સભાને મદદ માટે આપવામાં આવ્યો હતો. એજ પ્રમાણે રાજ્યના લાયબ્રેરી ખાતા તરફથી સુધરેલા દેશમાં ખેતી કેવી રીતે થાય છે એ દેખાડવા માટે કેટલીક બોધકારક શીલ્મો સાથે એક સીનેમેટોગ્રાફ મોકલવામાં આવ્યો હતો તે પણ આ પ્રદર્શન સાથે ફરતો રહી લોકોને ચિત્ર વડે જ્ઞાન અને ગમ્મત આપતો હતો. પ્રદર્શન જોવાને માટે હાજર થએલા લોકોને સહકારી મંડળીઓના અધિકારી તરફથી આવેલા એક અમલદાર સહકારી મંડળીઓથી થતા ફાયદા વિષે બોધ કરતા અને લાયબ્રેરી ખાતા તરફથી આવેલા એક અમલદાર પુસ્તકાલયો સ્થાપવાથી તેમ એકત્ર મળી કામ કરવાથી અને સંપ રાખવાથી થતા ફાયદા શાસ્ત્રના દાખલા દલીલથી રસીલી ભાષામાં સમજાવતા અન્યોઅન્ય સહાયથી કેવું સારૂં કામ થાય છે. તેનો એક સારો દાખલો આ ફરતા પ્રદર્શન વખતે મુલકી, ખેતીવાડી, કૉમર્સ અને લાયબ્રેરી ખાતાએ સાથે મળીને જે દીલભરીથી કામ કર્યું છે, એજ એક નમુનારૂપ દાખલો હતો. જે સ્ટેશને ફરતા પ્રદર્શનનો ડબો ઉભો રહેતો તે સ્ટેશનની આસપાસનાં ગામોના લોકોને ડબો ક્યારે આવશે એ વિષે આગળથી ખબર આપવામાં આવતી, તેથી દરેક સ્ટેશને આસપાસના ગામડાની મોટી મેદની ભરાતી અને આ સુધરેલી ઢબનાં હથીયારો જોઇ ખુશી થતી. પ્રયોગ કરી બતાવ્યા પછી જેમને આવા પ્રકારનાં હથીઆર લેવાં હોય, તેમને મંગાવી આપવામાં આવશે એમ જણાવી નામ લખી લેવામાં આવતાં. આના પરિણામે બે માસની મુદતમાં હળ ૧૩૫, ઘાસ કાપવાના સંચા ૩, ઉપણવાના સંચા ૨, ડીસ્ક હેરો ૭ અને ઇતર સંચા ૨૪ મળી એકંદર ૧૭૧ સુધરેલાં ઓજારો ખરીદ કરવાને લોકોએ પોતાની ખુશીથી માગણી કરી હતી. આ માલ સામટો મંગાવી સસ્તા દરે તેમને આપવાની ધારણા રાખી છે, અને એવી આશા રાખવામાં આવે છે કે, તેનો સારો ઉપયોગ થઇ તથા તે ઉપરથી દાખલો લઇ સુધરેલી ઢબનાં ઓજારોના ફાયદા લોકો દિન પ્રતિદિન વધારે સમજતા જશે.

કડી પ્રાંતમાં સહકારી મંડળીઓ બદલ હકીકત.

૨૬. યોગ્ય તજવીજથી અજ્ઞાન લોકો પણ સહકારી મંડળીઓના ફાયદા સમજી શકે છે, અને મંડળીઓ સ્થાપવા પ્રવૃત્ત થાય છે. એ બાબતમાં પણ કડી પ્રાંતમાં છેલ્લા એક બે વર્ષમાં જે કામ થયું છે તે ઉપરથી આ નવી હીલચાલ ઘણે દરજ્જે આગળ વધી શકશે એમ લાગે છે. સન ૧૯૧૨ ના એપ્રિલ પહેલાં આ પ્રાન્તમાં માત્ર નામની બે મંડળીઓ હતી તેમાં સભાસદોની સંખ્યા ૧૫-૨૦ જેટલી જુજ હતી, અને માત્ર નામના અસ્તિત્વ સિવાય કાંઇ કામ થતું નહોતું સન ૧૯૧૨ ના મે મહિનામાં સુબાના મકાનના કમ્પાઉન્ડમાં રાતના નવથી અગિયાર વાગતાં સુધી કસ્બાના ખેડુત લોકોને સમજુત આપવા માંડી, અને ચાર દિવસ સુધી લાગત પ્રયત્ન જારી રાખ્યો ત્યારે સહકારી મંડળી એટલે શું અને તેથી કેવા ફાયદા થાય છે તે પુરેપુરી રીતે સમજી જઇ લોકોએ મંડળી કાઢવા

તત્પરતા દેખાડી. સાલ આખર સુધીના જુન મહિનામાં સારા કામનો પ્રત્યક્ષ અનુભવ થયો તે ઉપરથી પાછલા સભાસદોની સંખ્યા વધી ૧૩૭ થઈ અને મહેસાણાના પ્રત્યક્ષ દાખલાથી બોધ લેઇને તથા અમલદારો તથા ઇતર ગૃહસ્થોની સમજાવાથી બીજી ૪૦ નવી મંડળીઓ નિકળી છે. તેમાં કેટલાકમાં સભાસદોની સંખ્યા ઘણી મોટી છે. આ મંડળીઓ પૈકી એકત્ર વેચાણ તથા એકત્ર ખરીદીના ફાયદા સમજવા લાગી છે; અને જો કે હજુ આ નવા કામની બાલ્યવસ્થા છે તો પણ આગળપર ત્રણ વર્ષ સતત પ્રયાસ જારી રહેશે તો આંટ વધારનારી સહકારી મંડળીઓનો ઘણો વધારો થશે એટલુંજ નહીં પણ લોકો પોતાના ખેતીવાડીને લગતાં સર્વ કામ સહકારી ધોરણે કરતા થશે.

૨૭. સહકારી મંડળીઓ કાઢતાં પહેલાં લોકો નકામાં બેસી ગપ્પાં મારતા અથવા બીજાઓની નિંદા કરતા, પણ મંડળી નિકળ્યા પછી તેઓ મંડળીને મળવાની જગોએ એકઠા થાય છે અને ત્યાં પોતાના લાભની વાતચીત કરી આનંદ કરે છે. વળી તેમના પ્રામાણિકપણા ઉપર પણ સારી અસર થઇ છે. કરજ કાઢનાર સારી ચાલ ચલગતના છે. એ વિષે ખાત્રી કરવી પડે છે. તેથી ખેડુતોને સારી વર્તણુંક ચલાવવી પડે છે વળી કરજે કાઢેલાં નાણાં મુકરર કરેલી મુદતમાં ભરી દેવાની ફરજ રાખેલી હોવાથી તેઓ નિયમિત થતા શિખ્યા છે. ખેડુતોની આર્થિક અને ઇતર પ્રકારની સ્થિતિ સુધારવા થયેલી તજવીજ હજુ નવીન હોવાથી તેનું પરિણામ બધી બાબતમાં જોઇએ તેવું આવ્યું નથી. હાલ તો માત્ર બી વાવ્યું છે. અને તે ઉગવા લાગ્યું છે. આગળ ઉપર તેમાંથી મોટું ઝાડ થઇ ફળ આવવાં બાકી છે. તો પણ અત્યાર સુધીમાં જે પરિણામ આવ્યું છે તે હાલની હિલચાલના યોજકોને આશા અને ઉત્તેજન મળે તથા તેમનો ઉત્સાહ વધે એવું છે અને તે ઉપરથી ભવિષ્યને માટે ખાત્રીપૂર્વક સારી આશા રહે છે.

સમાપ્તી.

ગોવીંદભાઈ હાથીભાઈ. દેશાઈ.

# જીનસનનું પુતળું.



[ નાટિકા. ]

અંક પહેલો.

[ સ્થળ—મૂર્તિકાર જૉર્જનું કાર્યાલય જૉર્જ અને તેનો મિત્ર જૉન બોલતા ઊભા છે, એવો પ્રવેશ. ]

જૉર્જ—જૉન ! તને સાચું કહું કે, આ દુનિયામાં મારા જેવો હતભાગી બીજો કોઈ હશે નહિ !

જૉન—તું તદ્દન ઘેલો છે—તને શું કહું ?

જૉર્જ—હતભાગી નહિ તો બીજું શું ? મારી પ્રિયતમ મેરીના પિતા મેરી વિષેની મારી માગણી હવે તદ્દન નાકબુલ રાખે છે ! અને એનું કારણ શું તો હું એક સામાન્ય મૂર્તિકાર છું અને મારી પાસે પૈસા નથી ! ખરે જૉન ! મારા સરખો ભણંગ ભીખારી આ જગતમાં છે કોણ ? મારી પાસે છે શું ? મારા અવિરત પરિશ્રમનું અને અત્યા-હત યત્નોનું ફળ—આ સ્ત્રીનું પુતળું, એટલી જ આ જગતમાં મારી સંપત્તિ ! હાય ! મારી કોઈને જ દયા આવે નહિ ! આ મૂર્તિ મેં ઘડી—પરન્તુ એ પણ કેટલી કઠોર છે જુઓ ! ચળકાર એવા શુભ્ર પાષાણની આ મૂર્તિ—એ સ્ત્રીજાતિની—પરન્તુ એના મુખપર કંઇ પણ સહાનુભૂતીનું ચિન્હ છે કે જુઓ—અરેરે ! એ કેટલી સુન્દર મુર્તિ છે ! પરન્તુ હાય ! કેટલી નિર્દય !

જૉન—તારા બકવાદની થઈ પાછી શરૂઆત ! જૉર્જ તું આટલો પાજી કેમ બન્યો ?

જૉર્જ—( નિશ્વાસ નાંખીને ) હાય જૉન ! તું પણ મારી સાથે કઠોર બન્યો ?

જૉન—જૉર્જ ! શાન્ત થા, આ ઘેલાપણું છોડી દે, અને હું શું કહું છું તે શાન્તતાથી સાંભળ. તેંજ પછિ કહ્યું કે, મેરીનો બાપ છ મહિના સુધી વાટ જોનાર છે—એ છ મહિના તો તારા હાથમાં છે ને ? એટલી આ દીર્ઘ અવધીમાં તું જોઇએ તેટલા પૈસા મેળવી શકીશ, અને તું જોઇએ તે કરી શકીશ !

જૉર્જ—જૉન ! મારી આમ મશ્કરી ના કર. છ મહિનાની વાત રહેવા દે, પણ છસો વરસ મેં તડફડાટ કર્યો, તો પણ તેને જોઇએ છે એટલા પૈસા મારી નજરે સુદ્ધાં પડવાના નથી ! મને આ દુનિયામાં કોનું સહાય્ય છે ? મારા સરખો ગરીબ આ

દુનિયામાં કોણ હશે? મારા સરખા સહાય્યહીન, કીર્તિશૂન્ય, હીન માણ-
સને તું કહે છે તે ૭ મહિનામાં નહિ, ૭ વરસમાં પણ સાધ્ય કેમ થશે?

જૉન—તું છેક મૂર્ખ છે, જૉર્જ! એકાદ મવાલી પુરૂષની જેમ શું રડયા કરે છે? હજી ૭ મહિનાનો અવકાશ છે—સબન્ધ ૭ મહિના અધાપ તારી આગલ છે. આટલા દીર્ઘ અવકાશમાં તું પૈસા મેળવી શકીશ નહિ એટલે શું? શું એટલો અવકાશ પુરતો નથી?

જૉર્જ—તું એ શું કહે છે જૉન? એમાંનું મારા ધ્યાનમાં કંઇ જ ઉતરતું નથી.

જૉન—હું કહું છું કે, તારા કામને ૭ મહિનાની મુદત બરાબર પુરતી છે. તું હવે કાંઇની પણ કાળજી કરીશ નહિ, નિશ્ચિંત રહે. હું તેટલા અવકાશમાં તને પૈસા મેળવી આપીશ

જૉર્જ—આગ ફાવે તેમ બોલવામાં શું અર્થ છે. મને સાંભળવા દે—એવો કિયો ઉપાય તું યોજનાર છે—કે ૭ મહિનામાં મેરીના બાપનાં કહેવા પ્રમાણે તું વિપુલ સંપત્તિ મેળવી આપનાર છે?

જૉન—તું મારાપર વિશ્વાસ રાખીને શાન્તતાથી રહે. પણ મારી એક આંટ છે, તે કંઇપણ ચૂં ચાં કીધા વગર તારે કબુલ કરી તારે તે પ્રમાણે ચાલવું જોઇએ. તારા કામનો બધો બોજો મારાપર નાંખી, કઈ પણ ગડબડ ન કરતાં, ધીરજથી એ ૭ મહિના તૂં કાઢી નાંખ—મને લાગશે તેવું એ બાબતમાં હું વર્તન કરીશ, તેમાં તારે બી-લકુલ આડે આવવું નહિ. તે વિરૂદ્ધ તારે એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ. યદા કદાચિત્ મારૂં વર્તન તારા મનવિરૂદ્ધ હોય, તો પણ તું પછિ કંઈ બોલી શકીશ નહિ. શું, છે એ તને કબુલ? કબુલ હોય તો લે તેવા સોગંદ.

જૉર્જ—તું શું કહે છે, તેમાંનો એક અક્ષર પણ મારા ધ્યાનમાં ઉતરતો નથી. પણ તે ગમે તે હોય—મારો તારાપર પૂર્ણ વિશ્વાસ છે. તૂં કહે છે તે પ્રમાણે સોગંદ ખાવા હું તૈયાર છું!

જૉન—ઠીક છે.

[ જૉર્જ સોગંદ ખાતાં વાર જૉને એક મોટી હથોડી લઈ જૉર્જના અવિરત પરિ-શ્રમનું જે ફળ તે રમણીય મૂર્તિ, તેનાં નાકપર એક જોરથી ફટકો લગાવી તેનો એક કટકો ઉરાડે છે; મૂર્તીના હાથનાં એક બે આંગળાં તોડી નાંખે છે. બીજો એક જબરજસ્ત ફટકો લગાવી મૂર્તીનો ડાબો હાથ કોપરથી ભાંગી નાંખે છે.

એવી જ રીતે એ મૂર્તિનો જમણો પગ પણ ઘુંટણથી ભાંગે છે. બીજાં પણ કેટલાક ફટકા મારી મૂર્તિ છેક છિન્ન ભિન્ન કરી નાંખે છે, અને જોર્જ તરફ જોઈ ને ટોપી કાઢી હસતો હસતો ત્યાંથી ચાલ્યો જાય છે. ]

[ જોર્જ વચનબદ્ધ થવાથી એ ઉપલો પ્રકાર મુગે મોઢે જોયા કરે છે, અને કપાળપર હાથ મારી લઈ આંસુ ઢાળતો ખુરશીપર ધસ દઈ પડે છે. ]

[ થોડીવારે જૉન પાછો પ્રવેશ કરે છે. જૉર્જ સાથે એક પણ અક્ષર ન બોલતાં તેના તરફ જોઈ હસે છે. સાથે આણેલી ગાડીમાં તે ભગ્ન હૃદય મૂર્તિકારને અને તે ભગ્નદેહ—છિન્ન વિચ્છિન્ન મૂર્તિને ઘાલી આનંદથી સીસોટી વગાડતો જૉન જાય છે. જૉર્જના ઘર આગળ ગાડી આવતાં તેને ત્યાં તેના ઘરમાં પુગાડી, મૂર્તિ લઈ જૉન ક્યે નિકળી જાય છે તે કોઇને પણ ખબર પડતું નથી ! ]

---

## અંક. ૨ જો.

[ સ્થળ—જૉર્જનું કાર્યાલય, જૉર્જ ગમગીન વિષણ્ણભાવથી બેઠો છે, એવો પ્રવેશ. ]

જૉર્જ—હવે થોડીવારે બે વાગશે, અને બરાબર બે વાગે મારી પ્રિયતમ મેરીના પિતાએ મને આપેલી ૭ મહિનાની મુદત પૂર્ણ થશે ! શું મારી હાલત છે ! ઘણા દિવસથી કલ્પનાના જોરપર સુખની જે પ્રચંડ ઇમારત મેં ઉભી કરવા માંડી છે, તે આજે—થોડે કલાકે ધડાધડ પડી ભાંગી તેનું ચૂર્ણવિચૂર્ણ થઈ જશે, અને આખી જીંદગીમાં પાછો એ સુખનો નામ ,નિર્દેશ પણ કરવાનું રહેશે નહિ, એવી મારી સ્થિતિ થશે. હાય ! મારા હૃદયમાં થનાર આ અનંત યાતનાઓનો અંત કરવા મૃત્યુ પણ કેમ બીએ છે કોણ જાણે ? આજે કેટલાક દિવસોમાં મને ઉંઘ આવતી નથી અને આહાર પણ વ્યાજબી થતો નથી ! કાલે રાતે તો અન્નના એક કણને પણ મેં સ્પર્શ કર્યો નથી, અને આખી રાતમાં પાંપણે પાંપણ મળી નથી. આહાર શેનો અને નિંદ્રા શેની ! આવી ભયંકર સ્થિતીમાં આવી પડેલા માણસને નિંદ્રા ક્યાંથી આવે ! આજે મારી પાસે ઝેર ખાવા પણ એક પૈસો રહ્યો નથી ! આજે મારી સ્થિતિ એટલી ખરાબ થઈ છે કે, મારા હંમેશના ખુદવાળા પાસે મારી એક કોડીની પત રહી નથી.—મારો હંમેશનો દરજી એક (સુટ) પોશાખનો પ્રંગપણ ઉધાર આપવા તૈયાર નથી ! ઘરવાળાનો ભાડાં માટે તો રોજ તગાદો છે જ. મારી આંખોમાંથી તે રોજ પાણી વહેવડાવ્યા સિવાય રહેતો નથી. ખરેખર હવે મારી આંખ મીંચાઈ જાય તો સારૂં ! આ ચારેમેરનાં દેવાંને લીધે મને જ્યાં ત્યાં અંધ-

કાર દેખાવા લાગ્યો છે. ન્હાનપણનો મારો મિત્ર જૉન તો ક્યે ગુમજ થઈ ગયો છે. તે દહાડે મારૂં પુતળું લઈ ગયોતે ગયોજ ! ત્યારપછી તે ગૃહસ્થે એક દહાડો તો મને મોહોડું દેખાડવું હતું ! અને મારી પ્રાણપ્રિયા મેરી—તેનો રસ્તામાં કદાચ ભુલથી ભેટો થયો જ, તો તે માત્ર મૃદુહાસ્ય કરે છે. તેનાં મોહક નેત્રોવડે તેનાં હૃદયમાંની મારે વિષેની કરૂણા પૂર્ણ સહાનુભૂતિ પૂર્ણપણે વ્યક્ત થાય છે, પરન્તુ મારી સાથે એક શબ્દ સુદ્ધાં બોલવાની તે હિમ્મત કરતી નથી ! તેના કઠોર પિતાના જોર જુલમથી જ તે મારી સાથે એવું વર્તન રાખે છે એમાં સંદેહ નહિ. ( દરવાજાપર કોઈ ટકોરા મારે છે તે સાંભળી ) ઍાં ! આ કોઈ આવ્યા અમારા આવકાર મારૂં માથુ પકાવવા ? શું ત્રાસ છે સાલાઓનો ! કોણ છે ?

[ દરવાજો ઉઘડે છે, અને બુટવાળો પ્રવેશ કરે છે. ]

બુટવાળો—હજુરની ચારેમેર બોલબાલા હજો ! આજે હજુરની કીર્તિ જ્યાં ત્યાં ગાજી રહી છે. પરમેશ્વરની કૃપાથી હજુરની કીર્તિ એમ જ શતપટ વધતી જાઓ અને સંપત્તિ વધતી જાઓ ! હજુર મારે આજે ઉંચી જાતનાં બુટ ખાસ બનાવી લાવ્યો છું. હજુરનો આ બંદો ગુલામ છે સરકાર ! દાસપર પહેલાંની માફક જો કૃપાનુગ્રહ થશે, હજુરને જરૂર પડે ત્યારે તે પુરી પાડવા આ સેવકને જો આજ્ઞા થશે, તો હજુરનાં ચરણનો આ બંદો ગુલામ પોતાને બીલકુલ કૃતાર્થ ગણશે ! ઠીક, આવું છું સાહેબ ! સલામ ! બંદાને ભુલતા નહિ !

[ જાય છે. )

જૉર્જ—આ શું વિલક્ષણ પ્રકાર છે વળી ! જેની આગળ આજ્જે એક પૈની પણ પત રહી હતી નહિ, તે હવે પોતે થઇને જ મારે માટે બુટ લઈ આવે છે, એનો અર્થ શો ? અને પૈસા માટે એક અક્ષર સુદ્ધાં બોલતો નથી ! મારે તેનો હંમેશનો ગ્રાહક થવો, એવી બેટાની પૂર્ણ ઇચ્છા છે એમ દેખાય છે. અને છેલ્લે મને વાંકો વળી સલામ કરી ગયો—જાણે કોઈ ધનકુબેર પાસેજ આવ્યો હતો તેમ ! આ સર્વ પ્રકાર છે શું ! મને તો આ બધુ—( દરવાજાપર પાછા ટકોરા પડે છે. ) એ કોણ છે વળી ?

[ દરજી પ્રવેશ કરે છે. ]

દરજી—હજુર ! ભલતીજ વખતે તસદી આપવા આવ્યો, તે મારે માફ કરજો સરકાર ! હજુર માટે આ તદ્દન નવી ફેશનના ચાર ઉંચા ' સુટ ' તૈયાર કરી આપ્યા છે.

[ જાય છે. ]

જૉર્જ—વાઃ ! એકેક નવીન જ ચમત્કાર ! ( દરવાજાપર પાછા ટકોરા ) ઍાં ? કોણ છે ?

[ ઘરવાળો પ્રવેશ કરે છે. ]

ઘરવાળો—આ વખતે ત્યાં આવી હજુરને થોડી તસદી આપવાની ફરજ પડી છે. તે માટે સેવકને માફ કરવું! હજુર માટે ઉપલે માળે બે મોટા હોલ શણગારી તૈયાર રાખ્યા છે. આ અંધારી અને ગંદી ઓલી હજુર સરખા બડા લોકો માટે હવે ઉપયોગી નથી—પણ કદીપણ ઘર છોડી જવું નહિ હ! -

[ જાય છે. ]

જૉર્જ—આ સ્વારી પણ આ ઘેલાંપણાંમાં સામેલ થઈ છે જાણમાં મ્હને લાગ્યુ ન્હોતું એમ! ( પાછા ટકોરા ) આજે છે તોપણ શુ? કોણ આવે છે હવે?—

[ બૅંકનો મેનેજર પ્રવેશ કરે છે. ]

મેનેજર—હજુર પાસે અમારી બૅંકનુ જે લેણુ હતુ, તે આજે પૈએ પૈ વસુલ આવ્યુ છે. હજુરનો હવે પૂંજીનો વ્યવહાર બીજે કેયે થવો જોઇએ નહિ—હજુરને કોઈ દહાડો જરૂર પડી તો અમે છીયે તૈયાર—

[ જાય છે. ]

જૉર્જ—આજે બધા જ દિવાના બન્યા છે? ( દરવાજાપર ટકોરા. ) કોણ છે?

[ મેરીનો બાપ આવે છે. ]

બાપ—ઑ. મિ. આર્થર! મેરી હવે તમારી થઈ હ! મારી પાછળ તે આપને મળવા આવે છે—તેનું પાણિગ્રહણ કરીને બન્ને આનન્દમાં રહો,—એટલી મારી વૃદ્ધની ઇચ્છા છે—બીજુ શું? મારી મેરી મારૂં કલેજુ છે—તેનાપર પ્રાણ કરતાં અધિક પ્રેમ કરજે હો! તેને પૂર્ણ સુખમાં રાખજે—પરમેશ્વર તમારૂં ઉભયનુ મંગલ કરો!

[ જાય છે. ]

જૉર્જ—હવે માત્ર શિકસ્ત થઈ! હું આજ ઘેલો તો બન્યો નથી? હું શુદ્ધિમાં તો છુ ના! આ બધું સ્વપ્નું તો નથી? ( દરવાજાપર ટકોરા. ) આ મારી પ્રિયતમાજ—

[ ઉતાવળથી ઊઠીને જાય છે, મેરી ઝડપથી પ્રવેશ કરે છે. ]

મેરી—જૉર્જ! પ્રિયા! આજે કેવો ભાગ્યનો દિવસ દેખાડયો છે. પરમેશ્વરે આપણુને! ખરે-ખર! મારા સ્વપ્નામાં પણ આવ્યુ ન્હોતું કહિએ!

જૉર્જ—મેરી ! વ્હાલી ! આજે આમ, હું સુખના શિખરપર બેઠો છું—પરમેશ્વર ! દયાઘન ! તારી લીલા અતર્ક્ય છે !

મેરી—હવે આખા જન્મમાં આપણો કદિ વિયોગ થનાર નથી હું વારૂ ? ચાલો હવે જરા અમારે ત્યાં—

[ જાય છે. ]

---

## અંક ત્રીજો.

[ સ્થળ—રોમ શેહેરમાંનો એક રાજમાર્ગ કેટલાક ઇટાલિયનો એક પુત્ર પાસે ઉભા છે એવો દેખાવ. ]

એક જણ—( વર્તમાનપત્ર વાંચે છે.) “અત્યંત આશ્ચર્યકારક શોધ.” આસરે પાંચ ૭ મહિના થયા હશે, જૉન સ્મિથનામના એ અંગ્રેજ સદ્ગૃહસ્થે ‘ સિપિઓ સૅમિટિ’ ( Scipio Samity ) નામની સ્મશાનભુમિ પાસેની થોડી જમીન છેક થોડી કિંમતે વેચાતી લીધી હતી. સદરહુ જૉન સ્મિથના હાથથી જોર્જ આર્લંડ નામના તેના એક પરમમિત્રનો કંઈ ગુન્હો થયલો હોવાથી તેની ભરપાઈ કરી આપવા માટે જૉન સ્મિથે અત્યંત ઉદાર અંતકરણથી એ જમીન મિ. આર્લંડને બક્ષીસ આપી હતી. એટલુંજ નહિ, તો પોતાના ખરચે પોતાના મિત્ર માટે એ જમીનમાં ખેતી કરાવવાનો પણ સ્મિથે આરંભ કર્યો છે. થોડા દિવસ પહેલાં એ જમીનમાં ખોદતાંમાં મિ. સ્મિથને એક સંગમરવરી પથ્થરનું પુતળું જડ્યું ! તે પુતળું અત્યન્ત સુન્દર હોઇને તેનું અત્યુત્કૃષ્ટ શિલ્પ કૌશલ્ય અને એકંદર ઘાટ એ પ્રાચીન રોમન કલાકુશલતા કેટલી ઉચ્ચ દર્જાની અને અનુકરણીય હતી. તેનું પૂર્ણ નિદર્શકરૂપ છે. આ પુતળું એક સ્ત્રીની સુન્દર મૂર્તિ છે. કઠોર કાળના દુર્દમનીય પ્રભાવથી આ પુતળું જોકે ઠેકઠેકાણે છિન્નવિચ્છિન્ન અને અનેક રીતે વિકૃત થયું છે,—નાકની મોટી ફપચી ઉખડી ગઈ છે, એક હાથનાં બેત્રણ આંગળાં ભાંગી ગયા છે, એક હાથ અને એક પગ તદન ભાંગી ગયાં છે અને બીજા પણ કેટલાક અવયવો છિન્નભિન્ન થયા છે, તોપણ તે અત્યન્ત સૌંદર્ય પૂર્ણ હોઇને તે પ્રાચીન રોમન લોકનાં ઉજ્જવલ કલાકૌશલ્ય અને પરિકલ્પનાની પૂર્ણ રીતે ખાત્રી કરાવે છે. આ વાતની ખબર પડતાંવાર રોમન સરકારે એક ક્ષણનો પણ વિલંબ ન લગાડતાં સદરહુ મૂર્તિ પોતાને તાબે કરી લીધી, અને એ પુતળાં વિષે ઐતિહાસિક શોધ કરવા

માટે અને તેનું મૂલ્ય ઠરાવવા માટે એક તજજ્ઞ મંડળનું ' કમીશન ' બેસાડ્યું. એ કમિશને આટલા દિવસ એ કામ તદન ગુપ્ત રીતે ચલાવ્યું હતું. આ પુતળું પ્રાચીન ' વ્હીનસ ' દેવતાનું હોઇને તે પરિકલ્પના સાથે આ મૂર્તિની પૂર્ણ સામ્યતા છે, એવો કમીશને ઠરાવ કરી, તે કાલરોજે સરકારમાર્ફત જાહેર કરવામાં આવ્યો છે. ખ્રીસ્તી શક પહેલાં કોઈ અજ્ઞાત અસન્ત પ્રતિભાશાળી મૂર્તિકારે આ પુતળુ બનાવ્યું હશે, અને શિલ્પકળાવિદ્યાનું આવું નિર્દોષ અને સુન્દર ફળ અદ્યાપિ પૃથ્વિપર કયાંપણ મળ્યું નથી એવું તે લોકોએ જણાવ્યું છે. આ નિરતિશય સુન્દર પુતળાંની કિંમત દશકરોડ સુવર્ણમુદ્રા કરતાં ઓછી નથી, એવું એ કમીશને ઠરાવ્યુ છે. રોમન કાયદા પ્રમાણે આવી રીતે જડેલી વસ્તુપર સરકારની અરધી માલકી હોઇને તેપર જમીનના માલિકનું અર્ધું સ્વામિત્વ હોય છે. અર્થાત્ આ કાયદા પ્રમાણે એ જમીનના સાંપ્રતના માલિક પ્રસ્તુત જમીન પાંચકરોડ સ્વર્ણમુદ્રા લઈ સરકારને વેચી શકશે આ જમીનના હાલના માલિક મી૦ જૉર્જ આર્લેડને આ સ્પૃહણીય અર્ધમૂલ્ય—પાંચકરોડ સ્વર્ણ મુદ્રા—આજરોજે સરકારમાંથી આપવામાં આવ્યું છે. ”

શ્રોતાઓ—શું શિકંદર નશીબ છે ? તે આર્લેડ મોટો ભાગ્યશાળી ખરો !

[ જાય છે. ]

---

## અંક ચોથો.

[ સ્થળ—રોમનું પદાર્થ સંગ્રહસ્થાન. ' વ્હીનસના પુતળા પાસે જૉર્જ અને મેરી ઉભાં છે, એવો પ્રવેશ. ]

જૉર્જ—મેરી ! પ્રિયતમે ! જેની કીર્તિ આજ આખા જગતમા ગાજી રહી છે, તે આ વ્હીનસ દેવીનુ પુતળું ! દિવ્યસૌંદર્ય, અતુલનીય શિલ્પનૈપુણ્ય અને અપ્રતિમ કલાપટુત્વનો આ એક અદ્વિતિય નમુનો છે, અને આખા જગતમાં એવું એકે બીજુ પુતળું નથી એમ કહેવાય છે ! આ પુતળાંના શરીરના જે જે અવયવ છિન્નભિન્ન થયા હતા, તે ત્યાંના વિખ્યાત ઇટાલિયન શિલ્પકારોએ દુરસ્ત બનાવી બેમાલૂમ જોડી દીધા છે. એ સામાન્ય કામ કરીને પણ તેનું નામ આજે પૃથ્વીતળપર ચારે તરફ ગવાય છે. દશ વર્ષ પહેલાં હું આજ ઠેકાણે આવ્યો હતો તે વખતે આજના સરખી મારી વૈભવની સ્થિતિ ન્હોતી અને આવી કીર્તિ પણ ન્હોતી. ફક્ત જેને લીધે આજે રોમ જગદ્વિખ્યાત થયું છે,-તે આ " વ્હીનસ "નું પુતળું ! અને એ પુતળાં માટે જ તે વખતે રાત દહાડો જીવ કરતાં વધારે મારે પરિશ્રમ કરવા પડયા હતા !

મેરી—અહાહા ! જગદ્વિખ્યાત 'વ્હીનસ' નું પુતળું તે આ કે ! કેટલું સ્વર્ગીય સૌંદર્ય છે ! કેટલું મોહક છે— એનું મૂલ્ય અતિઘણું છે ને—

જ્યૉર્જ—હા=આજે એનું અનત મૂલ્ય છે; પણ દશ વર્ષ પહેલાં એની કિંમત એક ફૂટી કોડી જેટલી પણ ન્હોતી ! હવે એનાં સૌંદર્યથી આખું જગત્ સ્તંભિત બની ગયું છે, પણ પહેલાં એને વિષે કોઇએ પુછપરછ સુદ્ધાં કરી ન્હોતી ! મેરી ! આ પુતળાંનાં સૌંદર્યનું અને અનંત મૂલ્યનું કારણ મારો પ્રિયમિત્ર જૉન ! મારા જૉને જો આ પુતળું ઠેકઠેકાણે છિન્નભિન્ન કર્યું નહોત, તો એનાં સૌદર્યથી આજે કોણ મુગ્ધ થનાર હતું ? ખરેખર, જૉન અતિશય બુદ્ધિવાન્ અને પ્રતિભાશાળી ગણાવાનો ! તેના મારાપર જે અનંત ઉપકાર થયા છે, તે મારાથી કદી પણ ફેડાવાના નથી મેં તેને અહીં આવવા લખ્યું છે. ચાલો, ઘણી ગિર્દી થવા લાગી—ચાલ પ્રિયતમે ! ×

[ પડદો પડે છે. ]

જનાર્દન નાનાભાઈ પ્રભાસ્કર.

---

# મહર્ષિ દયાનંદ સરસ્વતી.*

## ( વીશમી સદીનો મહાન્ ધર્મ સુધારક. )

धर्म सस्थापना र्थाय सम्भवामि युगे युगे ।

श्रीमद्भगवद्गीता ।

यो वेदानुददीधरत्क्षिति तलादस्तांयिया सूनिव
प्रत्यस्थापय दस्थिरं पुनरपि श्री धर्म राज्यंचय' ।

---

× અંગ્રેજી ઉપરથી.

* ભરતખંડના વીસ મહાન પુરુષો ઉપર એક એક લેખ લખાવવા ધારેલો તે લેખો મળતા જાય છે તેમ તેમ લખાવીને અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. અત્યાર સુધીમાં અશોક (રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ. એલ બી.) **ભાસ્કરાચાર્ય** (પ્રો. જેઠાલાલ ચિમનલાલ સ્વામીનારાયણ એમ. એ.) અને **જગડુશા** (રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ. એલ. બી.) ત્રણ પ્રસિદ્ધ થઈ ગયા છે. આ ચોથો લેખ લેખક ગૃહસ્થે પાસે પૂર્વોક્ત માળાને અંગે ખાસ લખાવેલો નથી. પણ તે યોગ્ય લાગવાથી અત્રે મૂકવામાં આવ્યો છે. તન્ત્રી.

यो भव्या मुद भावयत्सुर भुवि स्वाधीनता भावनां
तं श्रद्धा विधि निर्मिता ञ्जलि दयानन्दं महर्षि नुमः ॥

યદિ સંસારના વિસ્તૃત ઈતિહાસમાં થતી મોટી મોટી ઘટનાઓની આલોચના કરવામાં આવે તો આપણને તે બનાવોના ચક્રોના કેન્દ્ર ભૂતથી દેખાતી કોઈ એક વ્યક્તિ તેની સાથે વિશેષ સંબંધ ધરાવતી માલમ પડે છે. ચાહેતો ઈતિહાસમાં થતી રાજ્યનૈતિક ક્રાન્તિઓ લ્યો; ચાહેતો સામાજિક, દાર્શનિક ( Philosophical ), અગર ધાર્મિક પરિવર્તનો તરફ દૃષ્ટિપાત કરો; કોઈ ન કોઈ એવી વ્યંતિ તેની સાથે સંબંધ ધરાવતી આપણને મળી આવશે કે જેને પરિવર્તનનું કારણ ભૂત લેખવામાં આવે છે, જેને એ પરિવર્તનો અને ક્રાન્તિઓનો ઉત્પાદક માનવામાં આવે છે. સંસાર આવા પુરૂષોને મહાપુરૂષો અથવા સુધારકો ના નામથી ઓળખે છે; અને તેઓ પ્રતિમાન અને અત્યત પૂજાની લાગણીથી જુએ છે. આ સંસાર પરિવર્તન શીલ છે; એનું એકબિંદુ પણ સ્થિત રહે એ અસંભવિત છે. સંસારમાં હરહંમેશ પુરાણી સંસ્થાઓ લુપ્ત થતી જાય છે. જ્યારે તેનુ સ્થાન નવીન સંસ્થાઓ ગ્રહણ કરે છે, પુરાણા દાર્શનિક વિચારો અને ધાર્મિક આદર્શ અંતર્હિત થઈ જાય છે જ્યારે તેના સ્થાનમાં નવા વિચારો અને નવો આદર્શ જન સમાજને પ્રેરે છે. મનુષ્ય સમાજમાં થનારા આવા જ પરિવર્તનો અને ક્રાન્તિઓનું નામ ઇતિહાસ ! જો કદાચ ઇતિહાસમાંથી એ પરિવર્તનો કાઢી લેવામાં આવે તો એવી દુર્બોધ અને અસંબંધ કથા માત્ર રહી જાય કે જેનું અનુશીલન લોકોને માટે લાભદાયક ગણી શકાય કે કેમ એ એક પ્રશ્ન થઈ પડે ? અતએવ ઈતિહાસના આત્મ સ્થાનીય આ પરિવર્તનોની કારણ ભૂત વ્યક્તિઓ પ્રતિ પૂજા અને આદર સત્કારની લાગણીથી નિહાળવું એ દુનીઆની પ્રજાને માટે સ્વાભાવિક છે. યદ્યપિ આ દરજ્જાની બધી વ્યક્તિઓ આદર સત્કારને પાત્ર હોય છે; તથાપિ જે મહા પુરૂષ જનસમાજના ધાર્મિક વિચારોમાં કોઈ પ્રકારનું પરિવર્તન કરે છે તે મહાપુરૂષ વિશ્વમાં બધાથી કંઈક અંશે વિશેષ પૂજાય છે. એનું કારણ પણ કંઈ ગુહ્ય નથી. જ્યારે સંસારમાં ધર્મ એ જ બધાથી પ્રિયમાં પ્રિય વસ્તુ છે, અથવા એક મહાન વિદ્વાનના કથનાનુસાર મનુષ્યોના ધર્મ તેજ છે કે જેની સાથે તે સર્વોપરી પ્રેમ રાખે છે; ત્યારે તે ધર્મમાં પરિવર્તન કરનાર–સુધારો કરનાર–મનુષ્યથી વધી અન્ય કોણ પુરૂષ પૂજા અને કૃતજ્ઞતાને પાત્ર હોઇ શકે ? ધાર્મિક પરિવર્તનનું પરિણામ સૌથી વધીને વ્યાપી અને દૂર ગામી બને છે. કોઈ કોઈવાર એ પરિવર્તન વ્યતીત અને આગામી–ભૂત અને ભવિષ્ય–સમયને એટલો બધો જુદો તો પાડી નાંખે છે કે તે એક બીજાથી સર્વથા જૂદા ઐતિહાસિક યુગ માલમ પડે છે. એ ઐતિહાસિક યુગોને બનાવનાર ધર્મ સુધારક લોક જ હોઇ શકે. ઈતિહાસ અમને બતાવી રહ્યો છે કે આવા પ્રકારના પુરૂષો ચોકસ સમયે, ચોકસ ઉદ્દેશો લઇને સંસારમાં પ્રગટ થાય છે, અને તે સમકાલીન વિચાર અને આચારપર એવો કોઈ પ્રકારનો પ્રભાવ પાડી જાય છે કે તેની વ્યાપકતા અને દૂરગામિતાની અવધિનો ખ્યાલ કરવો એ મહા મુશ્કેલ કાર્ય થઈ પડે. મહર્ષિ દયાનંદ આ વર્ગના મહાપુરૂષોમાંના એક હતા. મહર્ષિ કયા સમયમાં ઉત્પન્ન થયા ?

તેનું કાર્ય શું હતું? અને તેનો પ્રભાવ કેવો પડ્યો? આ પ્રશ્નોનો સંક્ષેપમાં વિચાર કરવો એ જ આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે.

મહર્ષિ દયાનંદ પ્રગટ થયા તે સમય વિશે વાતો તેઓશ્રીના કાર્ય વિષે કંઈ કહેવા પહેલાં ધર્મ અને ધર્મ સુધારકનાં વિષયમાં એક બે વાતો કહેવાની હું આવશ્યકતા જોઉં છું. ધર્મ શી ચીજ છે? સત્ય ધર્મ કોને કહેવો? એ બાબતો નિર્ણય કરવાનું કાર્ય ધર્મ શાસ્ત્રકારોનું છે. મારે તેની સાથે કંઈ પ્રયોજન નથી. મારે તો માત્ર અહીં ધર્મ શી વસ્તુ છે. અને મનુષ્યના આંતરિક વિચારોમાં તેનું ક્યાં સ્થાન છે એ દેખાડવાનું છે. "ધર્મેણ હીનાः પશુભિસ્સમાનાः" એ ભર્તૃહરી મહારાજનાં શ્લોકનું એક પદ છે, જે મારી સમજણ પ્રમાણે ધર્મના સ્વરૂપને સર્વોત્તમ પ્રકારે સમજવાને સહાયતા આપી શકે એમ છે. ધર્મ તેજ વસ્તુ છે કે જે મનુષ્યને પશુથી પૃથક્ કરે છે. મનુષ્યો અને પશુઓની બાહ્ય ક્રિયાઓ લક્ષમાં લ્યો? તે સઘળી એક સરખી જ છે, તેમાં કંઈ ભેદ માલુમ પડતો નથી. વૈશેષિક કારે ઉત્ક્ષેપણ અપક્ષેપણાદિ પાંચ પ્રકારની ક્રિયાઓ ગણાવી છે. તેની અંદર મનુષ્યો અને પશુઓની સઘળી ક્રિયાઓ સમાઈ જાય છે. અતએવ ઉભયની બાહ્ય ક્રિયાઓમાં કંઈ ભેદ હોઈ શકતો નથી. ભેદના કારણોને બહાર ઢુંઢવું નિરર્થક છે, કારણ કે તેનું કારણ હૃદયની અંદર વિદ્યમાન છે. વિદ્વાન લોકો કહે છે કે પશુઓની ક્રિયાઓ ક્ષણવાદી ઇચ્છાઓની પ્રેરણાઓનું પરિણામ છે. જ્યારે તેમને ખાવાની ઇચ્છા થાય ત્યારે ખાય છે; પાણી પીવાની ઇચ્છા થાય ત્યારે પાણી પીએ છે. સારાંશ કે તેમની પ્રવૃત્તિઓ પરમાત્મદત્ત ક્ષણિક કામનાઓને અનુકૂલ જ હોય છેઃ તેમની પ્રવૃત્તિઓ કોઈ એવા વ્યાપક લક્ષ્ય અગરતો ઉદ્દેશને લઇને ઉત્પન્ન હોતી નથી કે જેનાથી તે નિયમિત કરી શકાય. પરંતુ મનુષ્યની પ્રવૃત્તિઓની એ દશા નથી. તેમની બધી પ્રવૃત્તિઓનો કોઈ ચોકસ ઉદ્દેશ હોય છે; કોઈ એક અમુક કેન્દ્ર હોય છે. મનુષ્યોને મનન શક્તિ બક્ષવામાં આવી છે, કે જેની સહાયતા વડે ગત અનુભવોથી તે તે ચોકસ પરિણામ કાઢી શકે છે, તથા ભાવી ફળોને પ્રથમથી જ જાણી શકે છે. એજ કારણને લીધે તે પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાની સામે એક આદર્શ સ્થાપે છે કે જે યથાર્થ : તેમની સઘળી પ્રવૃત્તિઓનું કેન્દ્ર બને છે. જેટલી તેમનામાં અધિક વિચારશીલતા, જેટલું તેમનામાં અધિક મનુષ્યત્વ, તેટલો જ તેમનો ઉદ્દેશ અધિક વ્યાપક અને દૂરગામી હોય છે. ક્ષણાવસ્થાયી ભાવોની શૃંખલાઓથી જકડાયલો તેમનો આત્મા માત્ર વર્તમાન સમયને જ પોતાની પ્રવૃત્તિઓની હદ સમજતો નથી, કિંતુ બુદ્ધિના આશ્રયથી આ જીવનના અકિંચન સમયનો પણ લાભ લઇને પોતાના ઉદ્દેશોને આગામી જીવન સુધી ફેલાવે છે. તેમજ વર્તમાન જીવનને તે એક સાંકળવત્ માની લે છે. જે પ્રાણીનું આ પ્રકારનું જીવન નથી હોતું,તે પોતાના જીવનની અવધિ માત્ર આ વર્તમાન જીવન સુધી જ લેખે છે; તે વર્તમાન સંસાર અને તેના ગંદા વ્યવહારનેજ પોતાનું સર્વસ્વ માની લે છે. નિઃશંક આ પ્રકારના પ્રાણીને મનુષ્ય નહીં કિંતુ પશુ કહેવો જ વિશેષ રૂચીકર છે. એ બન્નેની બાહ્ય ક્રિયામાં જો કે બહુ થોડો જ—નામ માત્રનો જ—તફાવત છે તો પણ જો કોઇ તેમના હૃદયો ચીરીને સૂક્ષ્મ તપાસ કરે તો અવશ્ય તેને તે ઉભયમાં આસમાન જમીનનો અંતર માલુમ પડશે. બીજા પ્રકારનો

મનુષ્ય ભૂમિમાં રહે છે જ્યારે પહેલા પ્રકારનો ક્યાંક આકાશમાં જ વિહરણ કરતો હોય છે. એક મનુષ્ય વર્તમાન જીવનના અંતને પોતાની જીવન યાત્રાની હદ માને છે; જ્યારે બીજાનો દેહ આ સંસારમાં હોવા છતાં પણ તેની અંતર્દષ્ટિ ભવિષ્યત્કાલીન્ અનંત જીવન શ્રૃંખલાઓને ચીરીને તે આનંદ ધામમાં વિચરણ કરે છે; કે જેને તે પોતાનો પરમ ઉદ્દેશ માને છે. આમ મનુષ્યોને જે વસ્તુ પૃથક કરે છે તેનું જ નામ ધર્મ. ધર્મ એક પ્રકારની શક્તિ છે. જે મનુષ્યોને સંસારમાં રહેવા છતાં ઉન્નત દશામાં રાખે છે; તે એક પ્રકારની દિવ્ય જ્યોતિ છે, જે મનુષ્યોની સાધારણમાં સાધારણ ક્રિયાઓને પણ પ્રકાશિત કરી દે છે. એ દિવ્ય જ્યોતિ, એ અલૌકિક પ્રકાશના અસ્તિત્વના અભાવે તમામ કાર્યો નિરર્થક, રસ રહીત, વિષય કામના વાળા અને નિર્જીવ થઈ જાય છે.

જો કે આ જ્યોતિ માનવીય અંતરભાનમાં રહે છે તો પણ તે ભિન્ન ભિન્ન અવસ્થા અને દેશ કાલાનુસાર મનુષ્યોના વિવિધ પ્રકારના બાહ્ય વિશ્વાસો, માન્યતાઓ, મતોયા Dogmas માં પ્રકટિત થાય છે, પરંતુ એટલું તો નિર્વિવાદ જ કે તે માત્ર આ દિવ્ય જ્યોતિની બહારની ખોળ જ–તે ધર્મનું બાહ્ય ચિહ્ન માત્ર જ. જો કદાચ તે જ્યોતિ–જેના પ્રકાશની બહારની ખોળ પ્રકાશિત છે–બુઝાઇ જાય તો તે પ્રભાવ રહિત ખોળો માત્ર જ રહી જાય છે; તે નિરુપયોગી થઈ જાય છે. તે જ્યોતિના નષ્ટ થવાથી તેમાનું સત્વ નષ્ટ થઇ જાય છે. ને તે નામ માત્ર રહી જાયછે જો ધર્મને આપણે એક વૈદ્યુતિક પ્રકાશ સમજી લઇએ તો તેના બાહ્ય ચિન્હોને આપણે તે વૈદ્યુતિક પ્રદીપની કાચમય 'હાંડીઓ'ની ઉપમા આપી શકીએ. તે ત્યાં સુધી જ પ્રકાશિત રહે છે જ્યાં સુધી તેના અંદર વિદ્યુતની ધાર વહી જાય છે; પરંતુ જ્યાં તે ધારા બંધ થઈ ગઈ, વિના વિલંબ તે તેજહીન ખોળો માત્ર રહી જાય છે.

જેવી રીતે આ લૌકિક સંસારમાં સમયોસમય યન્ત્રજૂનું થઇ જવાથી તેમાંની વિદ્યુત ધારા બંધ થઈ જાય છે, તેવી રીતે આધ્યાત્મિક સંસારમાં પણ એવો સમય આવે છે કે જ્યારે ધર્મનો અંતરાત્મા અંતર્હિત થઈ જાય છે; અને કેવળ બહારની ખોળી શેષ રહી જાય છે. સંસાર અત્યંત સનાતન–જૂનો પુરાણો–છે.તે લાંબા સમયથી ધર્મ અને બાહ્ય ખોળીઓને ભળી ગયેલાં જોવાનો અભ્યાસી હોવાથી, અંતર્જ્યોતિનો લોપ થવા છતાં પણ બહારની ખોળને જ ધર્મ સમજી બેસે છે. અંતરીય દિવ્ય જ્યોતિ નષ્ટ થવાથી ધર્મનું બહારનું ચિન્હ કેવળ દશ્ય માત્ર રહી ગયું છે, તેમા કંઈ સત્વ બાકી રહ્યુ નથી એ તેને દેખાતું નથી. આવા સમયને આપણે ધર્મ શૂન્ય સમય કહીશું, કારણ કે એવા સમયમાં આ આ સંસારને સ્વર્ગધામ બનાવનાર જ્યોતિ અંતર્હિત થવાથી જન સમાજનો મોટો ભાગ પશુઓની માફક ક્ષણિક ઇચ્છાઓથી પ્રેરાઇને સસારના દૈનિક વ્યવહારો અને વિષય ભોગમાં નિમગ્ન રહે છે; વર્તમાન જીવનની ગ્રામ્ય કામનાઓને પૂર્ણ કરવા ઉપરાંત બીજી કોઈ તેની ઇચ્છા હોતી નથી. આવા જ સમયે ધર્મ સુધારકોનો પ્રાદુર્ભાવ થાય છે. તે આ ધર્મ શૂન્ય સસારમાં પ્રગટ થઇને પુન ધર્મ રાજ્ય સ્થાપે છે, અને જે જ્યોતિના તટસ્થ રહેવાથી મનુષ્ય પશુવત્ થયેલા હોય છે તે જ્યોતિની નજદીક લોકોને દોરી લઇ જાય છે. એ લોક

**સંસારને કેદ કરાવવા નહીં પણ મુક્ત કરાવવાને આવે છે.”** તે લોકો શુદ્ધ દૈવી પ્રકાશના દેખાડનાર હોયં છે; અતએવ તેજહીન, અર્થશૂન્ય, બાહ્ય ચિન્હ માત્રના પરમ શત્રુઓ હોય છે અને અત્યંત પ્રબળતાથી તેમનો વિધ્વંસ કરે છે. તે કેવળ દેખાવથી સંતુષ્ટ નથી થતા, સંસારમાં ધર્મનો એવો શુદ્ધ પ્રકાશ ફેલાશ ફેલાવે છે કે જેનાથી એકવારફરીથી લોકોમાં નવું જીવન આવે છે તથા તેની નિસ્તેજ ક્રિયાઓ પુનઃ પ્રદીપ્ત થઇ ઉઠે છે.

મહર્ષિ દયાનંદનો જે સમયે પ્રાદુર્ભાવ થયો તે સમય એવો ધર્મ શૂન્ય હતો, અને મહર્ષિ તેજ ધર્મસુધારકોમાંના એક હતા કે, જે ધર્મરાજ્ય સ્થાપવાને અને તેની શુદ્ધ જ્યોતિ ફેલાવવાને સંસારમાં પ્રગટ થાય છે. તે સમયે ધર્મની શુદ્ધ આંતરિક જ્યોતિ નષ્ટ થઇ ગઇ હતી; તેના બાહ્ય ચિન્હો માત્ર રહ્યાં હતાં. આ વાતનું સર્વોપરી ઉજ્જવળ દૃષ્ટાંત મૂર્તિ પૂજાથી વધીને અન્ય શું હોઇ શકે ? જો કોઇ મનુષ્ય મૂર્તિને પોતાનો ઉપાસ્યદેવ સમજીને, ગભીરતા, સાચ્ચાપ્રેમ અને અન્તર્હૃદયથી તેની ઉપાસના કરે તો તેની વિરૂદ્ધ એટલું જ કહી શકાય કે તેની વૃત્તિ અતિ સંકુચિત છે, યાતો હજુ સુધી તેની બુદ્ધિ બાહ્ય પરિમિત ચિન્હોની સહાયતા વિના પરમાત્માની વિભૂતિ ગ્રહણ કરી શકે એટલી વ્યાપક થઇ નથી. પરતુ જો કોઇ મનુષ્ય તે જડ પથ્થરની મૂર્તિને પથ્થર સમજીને તેની ઉપાસના કરે તો તેનાથી વધીને એક ‘ડીગ્રી સરસ’ નાસ્તિક યા ઘોરપાપી અન્ય કોઇ હોઇ શકે જ નહિ અહીં આપણે મૂર્ત્તિ પૂજા વિષયક એક ભ્રમના વિષયમાં કંઇક તપાસ કરીશું. આપ લોક એમ ન સમજી લ્યો કે જે લોકોએ મૂર્ત્તિપૂજા કરવા આરમ્ભ કીધું હતું તે લોક પણ મૂર્તિને કેવળ પથ્થર સમજીને પૂજતા હતા. તે લોક તેને ઉપાસ્યદેવ સમજતા હતા; તેની વિરૂદ્ધ કલ્પના માત્ર કરવી એ તેના પ્રતિ મહા અન્યાય વાપરવા જેવું છે, એટલું જ નહિ પરંતુ અસભ્ય જાતિ વિષયક અનુભવો તથા અટલ મનશ્શાસ્ત્રના સિદ્ધાંતોની ઉપેક્ષા કર્યા સમાન છે. પરન્તું સમય જતાં લોકોની દૃષ્ટિ વ્યાપક થતી જાય છે, જ્યમ જ્યમ હેમનું જ્ઞાન બહોળું, વિસ્તૃત, અને ઉન્નત થતું જાય છે, ત્યમ ત્યમ અધિક ચતુર અને જ્ઞાની મનુષ્યોના હૃદયમાં એ સંદેહ ઉત્પન્ન થવા લાગે છે કે આ મૂર્તિમાં સાધારણ પથ્થર કરતાં કંઇ વિશેષતા નથી હોતી. આ પ્રકારનો સંદેહ થતાં વાર જ મૂર્તિનું રહસ્ય–કહો કે મહત્ત્વ–નષ્ટ થઇ જાય છે, અને તેની પૂજા કેવળ બહારના ડોળ પુરતી જ ! જો બ્રાહ્મણ પૂજારિઓ ઉપર એ પૂજાની રક્ષાનો ભાર હોય છે તેમના જ હૃદયમાં ઉપરોક્ત સંદેહ ઉત્પન્ન થાય એનાથી વધીને આ વાતનું સબળ પ્રમાણ બીજું શુ હોઈ શકે ? કદાચ આ વાત આશ્ચર્ય જનક લાગે એ બનવા યોગ્ય છે, પણ ઇતિહાસ મુક્ત કંઠે હેની સાક્ષી પુરી રહ્યો છે. આપ રોમન કેથોલીક ચર્ચના ઇતિહાસનું અધ્યયન કરો, આપને તરત માલુમ પડશે કે સૌથી પહેલાં જે પુરૂષોના હૃદયમાં પ્રતિમા વિષે સંદેહ ઉત્પન્ન થયો, જે લોક પોપને એક સાધારણ મનુષ્ય માનવા લાગ્યા તે લોક પહેલાં ઇસિદ્ધ પાદરીઓ જ હતા, એનું વિશેષ માન્ય પ્રમાણ તો એ છે કે જ્યારે સહસ્રો સાધારણ લોકો દૃઢ વિશ્વાસથી મૂર્તિ પૂજા કરતા હતા ત્યારે તે લોક મૂર્તિ પૂજાને સાંસારિક ઐશ્વર્ય પ્રાપ્ત કરવાનું સાધન સમજતા હતા લોકોનો વિશ્વાસ ઉડી જાય છે; કેવળ બ્રાહ્યચેષ્ટા માત્ર રહી જાય છે; એટલા માટે પ્રત્યેક ધર્મ સુધારકનું

એ કર્તવ્ય છે કે તે આ પ્રકારની નાસ્તિકતાનો, આડમ્બર પ્રિયતાનો અને Insincerity યાને દંભનો નાશ કરે. દયાનંદ સાચા સુધારક હતા, એટલા માટે એનું પણ એ કર્તવ્ય હતું કે તે મૂર્તિ પૂજાને લાગુ એવા સઘળી જાતના આડમ્બરોનો વિધ્વંસ કરીને, સાચો વિશ્વાસ અને સાચી શ્રદ્ધાનું રાજ્ય સ્થાપે. મહર્ષિએ બાલ્યાવસ્થામાં જ એનો કેવો ઘોર વિરોધ કર્યો એ એમના જીવનથી પરિચિત મનુષ્યથી ગુપ્ત નથી—નજીવામાં નજીવા અકસ્માતોએ દુનિયાના ઈતિહાસમાં અતિ અગત્યના, ગંભીર, અને ન સમજી શકાય એવા વેશ ભજવ્યા છે. " પોતાનો મિત્ર વિજળીના પડવાથી બળીને ખાખ થયો પણ તેની જ પાસે ઉભેલા પોતાના દેહનો વાળપણ વાંકો ન થયો એ ચમત્કાર જોઇને માર્ટિન લ્યુથરના હૃદયમાં ઈશ્વર ભક્તિ તથા ધર્મ બળનો એવો અલૌકિક પ્રવાહ ઉત્પન્ન થયો કે જેણે યૂરોપના પોપની પણ ગાદી ધ્રુજાવી અને યૂરોપના તથા આખા જગતના ઈતિહાસમાં એક નવીન્ યુગનો પ્રારંભ કર્યો." બાળક મૂળશંકરના હૃદયમાં પણ મૂર્તિપર ઉંદર દોડતો જોઇને જ એ સંદેહ ઉત્પન્ન થયો હતો કે તે મૂર્તિ ઈશ્વર હોઈ શકતી નથી. પિતા ચાહે તેટલી પણ યુક્તિઓ કેમ ન કરે, ચાહે તેટલી પણ ધમકીઓ કેમ ન આપે? પરન્તુ શુદ્ધ જ્યોતિનું ભૂખ્યું હૃદય ઇંટ અને પથ્થરોથી સંતુષ્ટ કદી પણ રહી શકતું નથી યદિ તે પણ બીજા લોકોની માફક અવિશ્વાસી, અને દાંભિક હોત તો તે તેમની માફક કપટ વિશ્વાસ બનાવી લેત, પણ તેમનુ હૃદય સત્યતા પ્રતિ દોરાતું હતું. એવી જ રીતે તે પોતાની પ્રિય ભગિનીનું મૃત્યુ જોઈને બાહ્ય સાંસારિક એશ્વર્યોમાં લિપ્ત ન રહી શક્યા, કારણ કે તેમનુ હૃદય અમૃતનું પ્યાસુ હતુ. સત્યસુધારકપણાની અલૌકિક પ્રભાના પ્રકાશનો ત્રીજો સમય હરિદ્વારમાં કુમ્ભનાં અવસર પર ધર્મના નામે અધર્મનો પ્રચાર, સચ્ચા વિશ્વાસનો અભાવ અને આડમ્બર પ્રિયતાનું પરમ ઉદાહરણ જ્યારે તે જુએ છે ત્યારનો છે. તેમનુ હૃદય આ નાસ્તિકતા સહન કરી નથી શકતું, અને તેથી તે પોતાની સંસારિક સંપત્તિઓ નામે લુટાવા દઇને અવિશ્વાસ અને આડંબરનો નાશ કરવાનું વ્રત ધારણ કરે છે. આ સમયથી માંડીને કે તે મૃત્યુ પર્યંત, આવીર સુધારક બાહ્યાડમ્બર અને દાંભિકતાનો પ્રબળ નિષેધ કરતા રહ્યા અને જે જ્યોતિના અસ્તિત્વને લીધે જ મનુષ્ય અને પશુના જીવનમાં તફાવત હોય છે અને જેની વર્તમાનતાથી જ આ ભૂમિ સ્વર્ગધામ બને છે, તે જ્યોતિ પ્રતિ લોકોને લઈ જવાનો પ્રયત્ન કરતા રહ્યા.

સાચા ધર્મ સુધારકનું મુખ્ય લક્ષણ એ હોય છે કે તે સ્વાધીનતાનો મહાન પક્ષપાતી હોય છે. વિચાર સ્વાતંત્ર્યની રક્ષાને માટે તો તેનો જન્મ જ થયો હોય છે. તે સંસારમાં આવીને મનુષ્યોની જકડાયલી બુદ્ધિઓના બંધનને તોડી નાંખે છે, તેમને પશુ દશામાંથી મુક્ત કરી મનુષ્ય અર્થાત મનન શીલ બનાવી દે છે, કારણ એ છે કે જે મનુષ્યને સ્વચ્છન્દતા પૂર્વક વિચાર કરવાની ટેવ નથી હોતી, જે મનુષ્ય પોતાનો વિશ્વાસ અને સંમતિઓમાં કોઇ બીજાનો દાસ હોય છે તે કદાપિ પણ સાચો ધાર્મિક બની શકતો જ નથી. પ્રાયઃ લોકો સ્વતંત્ર તે મનુષ્યને માને છે કે જેનું જીવન કોઈ નિયમને આધીન નહિ હોય. જે પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલી પ્રત્યેક ઇચ્છા (સત્ય અને શુભ, નઠારી નહિ) ને પુર્ણ કરવામાં આગુ પાછુ ન જુવે. પરન્તુ જો સૂક્ષ્મ રીતે વિચાર કરવામાં આવે તો માલમ પડશે કે એનાથી

વિશેષ પરતંત્ર કોઈ હોઈ શકતું જ નથી. શું તે મનુષ્યને સ્વતંત્ર કહીં શકાય કે જેને પ્રત્યેક ક્ષણોત્પાદી કામનાઓ પોતાનો દાસ બનાવી લે ! અન્તર્હૃદય જે બાબતો માનવા તૈયાર નહિ એવી બાબતો પર બહારથી વિશ્વાસ દેખાડવા પ્રયત્ન કરનાર મનુષ્યથી વધીને બીજો કોણ વધારે પરતંત્ર હોઇ શકે ? અતએવ ધાર્મિક હોવાને સત્ય સ્વતન્ત્રતાની આવશ્યકતા છે. ખરો સ્વતંન્ત્ર મનુષ્ય તેને જ કહી શકાય કે જે પોતાના વિચારો અને માન્યતાઓને સાચી સમજ્યા પછી તદનુસાર વર્તણ કરવામાં પાછી પાણી ન કરે. તે માણસ સ્વતંત્ર છે કારણ કે તે પોતાની સ્વાધીન બુદ્ધિથી પરીક્ષિત થયેલા વિચારો ઉપરાંત કોઇ અન્ય સત્યતાઓની અધીકતા સ્વીકારવામાં આચકો ખાતો નથી. આવા પ્રકારની સ્વતંત્રતાવિના Sincerity યાતો ઋતનું હોવું સર્વથા અસંભવિત છે. ધર્મ સુધારક હંમેશા Insincerity યા અનૃતનો પ્રબળ શત્રુ હોય છે, અને એટલા માટે જ આવા પ્રકારની દાસતાનો નાશ કરવો એ તેના જીવનનો સૌથી મહાન્ ઉદ્દેશ હોય છે.

જ્યારે **સ્વામી દયાનંદનો** પ્રાદુર્ભાવ થયો ત્યારે આપણા દેશની પ્રજા એવા પ્રકારના વિચાર દાસત્વ અને માન્યતા અગર જેને આપણે રૂઢિ કહીએ છીએ તેના દાસત્વની બેડીઓથી જકડાયલી હતી. પરંપરાથી અંધ વિશ્વાસમાં સડતી પ્રજા, તેના માની લીધેલા ગુરુઓ-બ્રાહ્મણો-તેમને જે કંઈ બતાવે તે પ્રમાણે ચાલવામાં પોતાનું કર્તવ્ય સમજતી હતી, તેનું ઉલંઘન કરવું એ અધર્મ સમજવામાં આવતો હતો. ઋષિ દયાનંદે લોકોની આ લોખંડની બેડીઓને છિન્ન વિચ્છિન્ન કરી નાંખી, તેમની બુદ્ધિના દ્વાર ખુલ્લા કર્યા; કે જેથી તે સાચી સ્વતંત્રતા અને સાચી ધાર્મિકતાને પ્રાપ્ત કરી શકે. ભિન્ન ભિન્ન ધર્મોનો ઇતિહાસ આપણને ખુલ્લે ખુલ્લું દર્શાવી રહ્યો છે કે જ્યાં જ્યાં વિચારોની દાસતાનો અધિકાર જામ્યો હશે ત્યાં ત્યાં સઘળે અનેક પ્રકારના ઘોર અધર્મોનું રાજ્ય ફેલાયા વિના રહ્યું નથી. અધર્મનો નાશ કરવા પહેલા પ્રત્યેક ધર્મ સુધારકને આ દાસતાનો નાશ કરવાની જરૂર છે. લ્યૂથરે જ્યારે જર્મનીમાં ખ્રીસ્તિ ધર્મમાં ઘુસી ગયેલા-ઘર ઘાલી બેઠેલા-દુરાચારોની વિરૂદ્ધ પ્રબલ વાગ્યુદ્ધ ઉઠાવ્યું ત્યારે પહેલાં તેણે સર્વ પ્રજાને વિચાર સ્વાતંત્ર્ય અપાવવા ભગીરથ પ્રયત્ન કર્યો; કારણ કે તે જાણતો હતો કે જ્યાં સુધી જન સમાજ સ્વાર્થી પોપના અધમ દાસત્વમાંથી મુક્ત થાય નહિ, ત્યાં સુધી તે, જે દુરાચારોનો નાશ કરવા તે ચાહતો હતો તે દુરાચારોથી બચી શકશે નહિ.

પ્રિય વાંચનાર ! તું એટલું સ્મરણમાં રાખજે કે ઋષિ દયાનંદ જેટલા વિચાર સ્વાતંત્ર્યના પક્ષપાતી હતા તેટલા જ ઉદ્ધતાઇના પરમ શત્રુ હતા. કારણ કે તે જાણતા હતા કે સ્વતંત્રતા અને ઉચ્છૃંખલતા એ બે પર્યાય વાચી શબ્દો નથી. સ્વતંત્રતાનો સંબંધ મનની સાથે છે; સ્વતંત્ર હોવાને માટે માનસિક પરિવર્તનની જરૂર છે; બાહ્ય ક્રિયાઓ તો દેશકાળ અને અવસ્થાનુસાર ક્રમે ક્રમે પરિણત થતી રહે છે. ઋષિ દયાનંદ આંતરિક પરિવર્તન ચહાતા હતા-જ્યારે બાહ્ય પરિવર્તનને તે કાળની ગતીપર છોડવાનું ઉચીત ધારતા હતા; **હર્બર્ટ સ્પેન્સર** મહાદયે પોતાની Study of Sociology માં એક સ્થળે લખ્યું છે કે

# સુચિહ્ન.

નૉવ્હેમ્બર ૧૯૧૩ ના "સાહિત્ય" માં "જૂની ગુજરાતી અને જૈન સાહિત્ય" એ મથાળાનો રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાનો લેખ વાંચીને બહુ અંશે આનન્દ થયો. કાંઇક સુચિહ્નનો ઉદય જણાતો લાગ્યો. એક તો એ કે હાલના જેવી ગુજરાતી ભાષા પ્રેમાનન્દના વખતમાં, અને ત્હેવીને ત્હેવી જ ભાષા તેથી પણ બસેં વર્ષ પૂર્વે, હતી એ મતને હેમણે આજ સુધી જે પકડી રાખેલો હતો તે પકડ કાંઇક શિથિલ થતી આ લેખમાં જણાયછે; બીજું એ કે આશરે એક વર્ષ ઉપર "ભાષા અને જોડણી" એ નામનો લેખ (સંવત ૧૯૬૮ ના શ્રાવણના 'વસન્ત' માં) હેમણે પ્રગટ કર્યો તે સાથે ભાષાશાસ્ત્રનાં મૂળ તત્ત્વોનું પણ હસવા જેવું વિસ્મરણ પ્રગટ કર્યું હતું, તે સ્થિતિ પણ વખતે બદલાશે એમ કાંઇક આ લેખથી આભાસ થાયછે. **भगिनी** ઉપરથી 'બહેન' શબ્દ ઉપજાવવામાં **भ**નો 'બ', **गि**નો 'હે', અને **नी**નો 'ન' થયો એમ જે 'સરળ ભાષા શાસ્ત્ર' હેમણે આપવું ઉપજાવી કાઢયું હતું, તે કાચી અવસ્થાનો ત્યાગ કરી હવે કાંઇક જૂની ગુજરાતી—'મુગ્ધાવબોધ ઔક્તિક'ની ભાષા—સુધી એઓ જઈ પ્હોચ્યા જણાયછે. આશા છે કે તેથી પણ આગળ અભ્યાસ વધારી પ્રાકૃતો અને તે સાથેનો ગુજરાતીનો સંબન્ધ હેનું દર્શન પણ એઓ કરશે. પરન્તુ રા. બ. હરગોવિન્દદાસની અભ્યાસની રીતિમાં ખરી દિશા પકડાઈ જણાતી નથી એમ આ લેખ ઉપરથી જણાયછે. એ રીતિથી તો પરિણામ આવું જ આવશે. આ વિશે થોડી વાર પછી સ્પષ્ટતા કરાશે.

પ્રથમ તો ગુજરાતી ભાષાના સ્વરૂપના ઇતિહાસ વિશે હેમણે જે કાંઇક અંશે ફેરફાર કર્યો જેવું કર્યુંછે તે તરફ લક્ષ દઇયે. જૂની ગુજરાતી સંવત ૧૫૦૦ સુધી નો હતી એમ હવે રા. બ. હરગોવિન્દદાસ સ્વીકારેછે. જો આમ છે તો નરસિંહ મહેતા સંવત ૧૪૭૦ થી ૧૫૩૭ માં થઈ ગયા ત્હેની ભાષા હાલના જેવી છે—હાલ મળેલાં હેનાં પદાદિકમાં—તે તે કાળે પણ ત્હેવી જ હતી એમ એઓ શી રીતે માની શકતા હશે? વળી, સંવત ૧૫૮૧ તથા ૧૫૮૨ માં લખાયલાં 'બાલાવબોધ' અને 'જીવવિચાર' નામનાં ગદ્ય પુસ્તકોમાંથી પોતે જ (વ્રજલાલ શાસ્ત્રીમાંથી) ઉતારા આપેલાછે ત્હેની ભાષા તદ્દન જુદી છે તેથી પણ હેમને કાંઇ થોભવાનું મન કેમ નહિ થતું હોય? આ ભાષાની બાબતમાં વિગતવાર ચર્ચા હું અન્ય લેખમાં કરી ચૂક્યો છું;† એટલે અહિં લંબાણ નથી કરતો.* માત્ર

† 'વસન્ત' સંવત ૧૯૭૦ ના કાર્તિક અને તે પછીના અંકોમાં 'ગુજરાતી ભાષાની ઉત્પત્તિ' એ લેખ જુવો.

* રા. બ. હરગોવિન્દદાસ હવે એટલું સ્વીકારતા જણાયછે કે ગુજરાતી ભાષાનું સ્વરૂપ સંવત ૧૫૦૦ સુધી તો જૂની ગુજરાતીનું હતું; અર્થાત્ સંવત ૧૪૦૦ ની પૂર્વે તો સબલતર રીતે ગુજરાતી ભાષા, હાલની ગુજરાતી ભાષા, હતી જ નહિ. આ રીતે રા. રા. જે રા. બ. હરગોવિન્દદાસના અનુયાયી જણાયછે તેઓ—('વસન્ત' સં. ૧૯૬૯ ના

એક ઇશારો અહિં કરૂંછું કે સંવત્ ૧૫૬૦ ની આસપાસના સમયમાં લખાયલી કવિતાની વાનગી શાળાપત્રમાં આપેલી રા. બ. હરગોવિન્દદાસે ફરી ઉતારીછે ત્હેની ભાષા અર્વાચીન ગુજરાતી જેવી લગભગ છે અને તે પછીના ગ્રન્થોમાં જૂની ગુજરાતી છે, એ વિરોધનું ખરું સમાધાન તો એ જ છે કે એ નમૂનાની ભાષામાં લેખકાદિ લોકોએ રૂપાન્તર કરી નાંખેલું.

હવે જૂની ગુજરાતીનો અભ્યાસ કરવાની રીતિમાં રા. બ. હરગોવિન્દદાસે ખોટી દિશા પકડીછે તે થોડાક નમૂના ઉપરથી જણાઈ આવશે તે બતાવુંછું:—

(૧) સંવત્ ૧૪૫૦ માં લખાયલા "ગુજરાતી ભાષાના વ્યાકરણ," વિશે રા. બ. હરગોવિન્દદાસ ઉલ્લેખ કરેછે અને કહેછે:—"એ વ્યાકરણમાં અમુક સંસ્કૃત વાક્ય ઉપરથી અમુક ગુજરાતી વાક્ય થયુ હેવું દેખાડયુંછે." ('સાહિત્ય'—પૃષ્ઠ ૪૮૪).

આ 'મુગ્ધાવબોધ ઔક્તિક' વિશે ઉલ્લેખ સ્પષ્ટ રીતે જણાયછે. અને સ્વ. વ્રજલાલ શાસ્ત્રીના 'ગુજરાતી ભાષાના ઇતિહાસ'માંથી આ મત† તથા વચન. આંખ્ય મીચીને રા. બ. હરગોવિન્દદાસે ઉપાડી લઈ સ્વીકારી લીધાંછે. 'મુગ્ધાવબોધ'નું પોતે નિરીક્ષણ કે મનન કર્યું હોય એમ જણાતું નથી; તેમ એ વિશે ખરો મત આખર સ્થપાયોછે તે પણ ઍમની જાણમાં કે લક્ષમાં નથી એમ લાગેછે. શાસ્ત્રી વ્રજલાલે જે એ ઔક્તિકની સ્વરૂપ-કલનામાં ભૂલ કરેલી, તે સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવે પકડી રાખેલી અને ઊંધે જ માર્ગે તર્કોમાં ગયેલા તે બધુંઉઘાડુ પાડીને મ્હેં ઈ. સ. ૧૮૯૦ની સાલમાં 'ગુજરાત શાળાપત્ર'-માં એ પુસ્તકનું અવલોકન કરતે બતાવ્યુંછે કે એ ઔક્તિક તે ગુજરાતી ભાષાનું વ્યાકરણ ન્થી, પરતુ ગુજરાતી ભાષાદ્વારા બાલકોને સંસ્કૃત શીખવવાની માર્ગોપદેશિકા છે.§

‡વ્રજલાલશાસ્ત્રીના મતથી ભુલાવો ખાવા માટે હવે રા. બ. હરગોવિન્દદાસને કારણ નહિં રહે એમ આશાછે.

કાર્તિકના અંકમાં)—જે અદ્ભુત સિદ્ધાન્ત દર્શાવેછે કે પારસીઓ ઈ. સ. ના ૮ મા સૈકામાં સંજાણ ઉતર્યા ત્હારે હેમણે ગુજરાતી ભાષા સ્વીકારી હતી તે હસવા જેવો મત તો રા. બ. હરગોવિન્દદાસ નહિં જ સ્વીકારતા હોય એમ માની સકાશે.

§ "ગુજરાત શાળાપત્ર", ઈ. સ. ૧૮૯૦ ના ઑગસ્ટ, સેપ્ટેમ્બર તથા નોવ્હે-મ્બરના અંક જુવો.

એ જ ચર્ચા અંગ્રેજીમાં મ્હેં ફેબ્રુઆરી ૧૮૯૨ ના 'The Indian Antiquary' માં અવલોકનરૂપે પ્રગટ કરી હતી. ત્હેનો ઉત્તર આપવાનો પ્રયત્ન રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે યુરોપમાં મળેલી નવમી ઓરિયેંટલ કોંગ્રેસમાં કર્યો હતો. (Transactions of the 9th Congress of Orientalists, Vol. I, Pp. 315et seq.). હેમાં પોતાની ભૂલ્ય અધકચરી સ્વીકારી હતી, છતાં વ્યર્થ બચાવનાં ફાંફાં પણ માર્યાં હતાં.

† 'વ્રજલાલ'ને બદલે 'વૃજલાલ' એમ રા. બ. હરગોવિન્દદાસ સ્થળે સ્થળે

(૨) 'સાહિત્ય', પૃષ્ઠ ૪૮૫ મે પંજાબી અને સિંધી ભાષામાંથી શબ્દોના નમૂના રા. બ. હરગોવિન્દદાસે આપ્યાછે; તે કેવળ નિરુપયોગી, ભાષાના સ્વભાવસૂચક નહિ હેવા, અને કેટલાક ખોટા પણ છે. ઉદાહરણ,—'લિખણું' એ સિન્ધી નથી, સિન્ધીમાં નપુંસકલિઙ્ગ ઉકારાન્ત છે જ નહિ, ઓકારાન્ત જ છે. વળી 'સોનારૂ', ઇત્યાદિમાં ઉકાર હ્રસ્વ તો શું પણ માત્ર જરાક સંભળાતો હ્રસ્વ છે અને ઘણે ભાગે 'સોનાર' ઇત્યાદિ જ બોલાયછે. પંજાબીમાંથી પણ નમૂના સર્વ ભાષાને સામાન્ય હોય હેવા ટાંક્યાછે તેથી કશું ફલિત થતું નથી. વસ્તુતઃ આ સિન્ધી પંજાબીમાંથી શબ્દો ટાંકવાનો હેતુ કે સંબન્ધ શો તે જ સમઝાતું નથી.

(૩) 'સાહિત્ય', પૃષ્ઠ ૪૮૫ થી ૪૮૭ સુધી શબ્દોની યાદી આપીછે હેમાં અનેક અ-વ્યવસ્થા અને દોષ છે; થોડાક નમૂના આપુંછું:—

જિમ, પુત્ત, નયણ, ભમાડીઅ, સાગિ;—આ શબ્દોને અર્વાચીન ગુજરાતીના કરીને બતાવ્યાછે. સ્પષ્ટ રીતે એ જૂની ગુજરાતીના છે, કેટલાક પ્રાકૃત અપભ્રંશ પણ છે; ભમાડીઅ-એ શબ્દ 'ભમાડીને' એ અર્થનું પ્રાકૃતાદિકનું રૂપ (त्त्वा પ્રત્યયાન્તનું) છે તે રા. બ. હરગોવિન્દદાસ 'ભમાડીયા' એ ભૂત કૃદન્તનો નર્ક કરીને કાઉંમમાં બતાવેછે; પ્રાકૃતાદિકનો પરિચય નથી એ વાત હાવાં સ્થળોમાં પકડાઈ આવેછે.

એકાકી—શબ્દ શુદ્ધ સંસ્કૃત છે, હેને અર્વાચીન ગુજરાતીમાં શા માટે મૂક્યો હશે?

તેમ જ—તિહાં, તિણે, કરિસ, બહોત્તર, બહોત્તર, ભણીજે, દીજે, ચઉદસે, અગ્યાર, હુઆ—એ રૂપોને અર્વાચીન ગણવામાં ઉઘાડું વૈપરીત્યછે. ભણીજે, દીજે,—એ શબ્દો અર્વાચીન ગુજરાતીમાં પદ્યમાં કેટલાંક વર્ષ ઉપર વપરાતા હતા તે પણ જૂની ગુજરાતીમાંથી સ્વીકારેલા કરીને જ, અર્વાચીન ગુજરાતીના ચલણી શબ્દો તરીકે નહિ જ.

પૃષ્ઠ ૪૮૬ મે બીજા કોલમમાં 'નયન' શબ્દ પ્રાકૃત કરીને મૂક્યોછે, અને પૃષ્ઠ ૪૮૫ મે ત્રીજા કોલમમાં તે જ શબ્દ અર્વાચીન કરીને બતાવ્યોછે; આ સરતચૂક હશે? કે જ્ઞાનની અનિશ્ચિતતાનું ફળ?

(૪) પણ સર્વોપરિ ચમત્કાર તો રા. બ. હરગોવિન્દદાસે છેવટને માટે રાખ્યોછે. પૃષ્ઠ ૪૯૦-મે પોતે દર્શાવેછે કે શાસ્ત્રી વ્રજલાલે આપેલા સંવત્ ૧૪૮૧ થી સંવત્ ૧૫૮૨ ના ગ્રન્થોમાંની ભાષામાં 'મરઇ', 'કિરઇ', 'કેડઇ' ઇત્યાદિ રૂપો છે તે હાલના સમય-માં કોઇ લોકો 'થીઈ', 'થઇ' એમ લખેછે તે જાતનાં રૂપ છે! 'થીઇ' એમ હાલ ફક્ત નિક્ષરવત્ વાણિયા લોકો લખેછે ('થઇ' કોણ લખેછે તે ખબર નથી, પણ તે

લખેછે તેથી એમ લાગેછે કે શુદ્ધ સંસ્કૃત 'વ્રજ' હશે એમ એઓ માનતા હશે. પરંતુ 'વ્રજ' જ શુદ્ધ છે, અને હેને વધારે શુદ્ધ બનાવવા જઈ 'વ્રજ' લખેલું જોઈને સંસ્કૃતના સાધારણ જ્ઞાનવાળાને પણ હસવું જ આવશે.

અનેક અરિઓ લડી
જય ધ્વજા ઉડતી કરી,
પડાવી જીત નિશાનીઓ
હઠાવી સહુ મુશ્કેલીઓ,

જળ પરે, સ્થળ પરે, જીત અજીત બહુ મેળવી,
રાજ્ય હસ્તક કરી, પ્રજાઓ ઘણી કેળવી;
પરાક્રમો એ બધાં, તમારા પૂર્વજો તણાં!
તેમના સુત તમે! વીર-વારસ તમે! યાદ એ રાખજો.

પરંતુ ઇંગ્લંડ તણી, નિરૂપયોગી ખરે
યશ તણી સહુ માળ એ, જવલતી જો ના રહે
આગ દેશ-દાઝની, સુત વીરો! તમારે ઉરે,
વીર-વારસ બધા, સુત અહો! ઇંગ્લંડ તણા, યાદ એ રાખજો.

સમર્પવા સદ્ગુણો જન સમાજના ચરણમાં
ન હોય, પછી કહો ભલા રાજ્ય વિક્રમ તણાં
શા કામનાં સમસ્ત સંભારણાં?
અને ઉપયોગ શો જીતચિન્હ કે જય સ્તંભનો
જો દબાઇ ગરદન રહી ગુલામીની ધુસરી તળે?
પૂજે સકળ વિશ્વ ઇંગ્લંડના પુત્રને, ન તે નકામ દેખાવને કારજે!

સ્વતંત્રતા વેદીને વિશુદ્ધ ને માનીતી
સર્વદા રાખવા હામ ઉત્કટ બીડી;
રાખીયા જન તણા હક અને કાયદા જાળવી,
રાખી છે સત્ય સ્વતંત્રતા સર્વદા સાચવી!
પૂજતું રહો સકળ આ વિશ્વ ઇંગ્લંડના પુત્રને કાજ તે!
હેમ્પડન; રસલ, અને સીડની
એ બધા તમ તણા સગા બાંધવો!
તેમની અદ્વિતીય કીર્તિ તણી
જય કથા વધુ ખરે એજીનકોર્ટ સમ સેંકડો યુદ્ધથી!

મુગટ રાજા તણા, દંડ ધર્મ ગુરૂ તણા, ના બધા જુલમને
વિફળ કરનાર એ પૂર્વજો આપણા!
જન્મથી લબ્ધ જે હક ર્હ્યા માનની માત્રના
તે બધા જાળવી રાખવા યુદ્ધ કંઈ કારમાં
અને જલ્લાદની કુહાડીઓ પૂર્વજોએ સહ્યાં!
આપણે પણ બધા, સુત અહો! ઇંગ્લંડ તણા
લડીશું તેમ, સહીશું તેમ, કરીશું તેમજ કહો
સુત અહો? ઇંગ્લંડ તણા!

હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ.

---

બગડી અને એનું ઓસડ કરાવવા એ મ્હોટે શહેર આવ્યો ત્યારે એના ઉપરિએ એટલું જ પૂછ્યું કે—'કોની રજાથી તમે અહીં આવ્યા ?' સ્ટ્રૅથકોનાએ જવાબ દીધો: 'મારી આંખ દર્દ થવાથી હું ઓસડ કરાવવા ચાલ્યો આવ્યો છું.' અમલદારે કહ્યું: 'તમારી નોકરી ઉપર એકદમ પાછા જાઓ.' તુરત પગે ચાલીને એ પોતાને સ્થાને ગયો! આ મહાન પુરુષે કૅનેડા ઉત્પન્ન કર્યું છે, અને આ જાતના અધ્વર્યુ સિવાય દેશોદયનો મહાયજ્ઞ કદી પણ સફળ થતો નથી. અરણ્યનાં નન્દન વન થઇ શકે છે—આપણા અતિ પ્રાચીન પૂર્વજોએ આ દેશમાં અનેક સ્થળે કર્યાં છે—પરન્તુ તે એક જ શર્તે: એ શર્ત, જે નીચેના ઊતારામાં આપી છે તે:—

"One word in conclusion. The future is Canada's But not everybody can share it It is not a country for the ne'er-do-well, the 'born tired,' or the 'get rich quick without much work' type. It is not a land for the shirker, but for the worker. The immigrant can dream his golden dreams; but he must be up with the dawn, and work out his destiny with his own right hand. No gold is to be won for the asking, even in the magic cities of the West. The land responds according to the heart and the labour put into it; but to the right man it offers a warm welcome, a happy home and a future radiant with hope and realised aspiration."

—*"The Call of Canada."*

ઉપર બતાવેલી સરકારી યોજનાનો લાભ લઇ શકાય, અને સાહસિક પુરુષો એ લેવા તત્પર થાય તે માટે પહેલી જરૂર—એક ગુજરાત કૃષિમંડળ સ્થાપવાની છે. એ માટે આ પત્ર તરફથી વારંવાર પોકાર કરવામાં આવ્યો છે, પરંતુ ગુજરાતના મ્હોટા કૃષીવલો કૃષિ ઉપર ભાગ્યે જ લક્ષ દે છે, અને એકત્ર મળી કાર્ય કરવાનો મહિમા તો બિલકુલ સમજતા જ નથી. દક્ષિણમાં ડૉ. મૅન વગેરેના ઉત્સાહથી અને સાથના 'દક્ષિણ-કૃષિમંડળ' સ્થપાયું છે, અને તે ઉત્તમ દેશસેવા બજાવે છે, એનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છતાં—અહીંના કેળવાએલા કૃષીવલોને પોતાના મહાન ધન્ધા પ્રત્યે કાંઇ કર્તવ્ય જણાતું નથી એ આશ્ચર્યની વાત છે! વડોદરા રાજ્યમાં રા. બ. ગોવિન્દભાઇ આ દિશામાં કેટલુંક ઉત્તમ કાર્ય કરે છે, પરન્તુ અત્યારે એ કાર્ય હજી એની પ્રથમ ભૂમિકામાં છે: હાલ જે પશ્ચિમનું અનુકરણ જ થયાં જાય છે તેને બદલે પશ્ચિમનું આટલું સારૂં છે અને આટલું ખોટું છે એમ ભેદ પડશે તે દહાડે આ વિષય ખરા હૃદયથી દેશે ઉપાડી લીધો એમ સમજવું.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

Reg. No. B. 463

# वसन्त



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૭૦.

તન્ત્રી—ઑન રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્‌એલ્‌. બી.

પ્રારંભિક નોંધ ૮૧
(પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્‌એલ્‌. બી.)
વસન્ત—લીલા ૮૬
(રા. રા. "રસિક")
વસન્ત—દીક્ષા ૮૭
(રા. રા. "લલિત")
"એ યુવતીને" ૮૮
(રા. રા. નાનાલાલ નરસિંહરાવ દીવટીઆ.)
આર્યસંગીત અને ત્હેનું પુસ્તક ૮૯
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ.)
અન્ધકારનું એક દર્શન અને અદર્શન ૯૩
("શ્રી તસ્કરપરિષદ્ થી ઉર્ફે શ્રી તસ્કર હાઉસ ઑફ કૉમન્સ મંડળના માનદ સહમંત્રી)
આમન્ત્રણ વિરુદ્ધ નિમન્ત્રણ ૯૬
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ.)
સત્ય-પરમેશ્વર અને પ્રકૃતિ સંબંધી સત્ય ૯૮
(રા. રા. "શીલેંદ્ર.")
ગુજરાતી ભાષાની ઉત્પત્તિ ૧૧૦
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ.)
ગ્રન્થાવલોકન ૧૨૨
(રા. રા. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્‌એલ્‌. બી.)
એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર ૧૨૯
(રા. રા. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ. એલ્‌એલ્‌. બી.)

અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद.

વર્ષ ૧૩, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૭૦.

## પ્રાસંગિક નોંધ.

જૂનું અને નવું.

'ડુંગરા દૂરથી રળીઆમણા' એમ કહેવત છે. પણ મને લાગે છે આ ગરિની ભવ્યતા પારખવાની અને નીરખવાની જેનામાં શક્તિ નથી એવા કોઇક જડ હૃદયવાળાએ જ આ કહેવત કરી હશે. તે જ પ્રમાણે, જૂનું તેટલું દૂરથી જ રળીઆમણું એમ કેટલાકનું માનવું હોય છે પરન્તુ ઘણે ભાગે જેઓ જૂનું સમજી શકવા જેટલા સંસ્કાર પામ્યા નથી તેઓને મુખેથી જ આ શબ્દો નીકળે છે. જૂનું તે 'જીર્ણ' એમ ભલે શબ્દશાસ્ત્રી કહે, પણ વસ્તુસ્થિતિમાં, ઘણુંક પુરાણું તે, નિરુક્તકાર યાસ્કમુનિ કહે છે તે રીતે, 'પુરા' છતાં 'નવું' હોય છેઃ કાળ–બળથી એનું સત્વ ઘટતું નથી, પણ ઇતિહાસના અસંખ્ય પરિવર્તોમાં એ પોતાનો સનાતન પ્રતાપ દર્શાવ્યાં જ કરે છે.

આવાં કેટલાક સનાતન સત્યો પ્રાચીન જગતને—પૂર્વ તેમ જ પશ્ચિમના દેશોને—જડયાં હતા, અને અત્યારે પણ આપણે એવા ઉદ્ગારો સાંભળીએ છીએ કે 'આ પૃથ્વી ઉપર કુદરતની શક્તિઓ સિવાય કશું એવું નથી કે જે ગ્રીસમાંથી ન આવેલું હોય.' આવાં વચનો માત્ર ક્ષણિક અર્થવાદ યાને અતિપ્રશંસાના ઊભરા નથી—વસ્તુતઃ, બ્રિટિશ સામ્રાજ્યના મહાન રાજ્યતન્ત્રીઓ, પ્લેટો અને ઍરિસ્ટોટલ, હીમેરો અને મેનેકાના ગ્રન્થોનું પયપાન

કરીને બાઝરે છે, અને કરોડો મનુષ્યબન્ધુઓનું ભવિષ્ય ઘડે છે. તે જ પ્રમાણે, આપણને આપણાં પ્રાચીન પુસ્તકો ઉકેલતાં આવડે, તો એ પુસ્તકોમાં મૂર્તિમન્ત થતા આપણા ઋષિ-મુનિઓના વિચારો આપણા હાલના સમયમાં પણ આપણને ઘણા ઉપયોગી થાય એવા છે. ઈંગ્લંડમાં જ્યારે પહેલવહેલો ચા દાખલ થયો તે વખતે એમ કહેવાય છે કે—એક બાઇએ પાંદડાં ઉકાળીને પાણી કાઢી નાંખ્યું અને પાંદડાં ચાવ્યાં! તે જ પ્રમાણે શું રાખવું અને શું કાઢી નાંખવું એની યથાર્થ સમજણ વગર આપણાં પ્રાચીન શાસ્ત્રોનું તત્ત્વ આપણે ફેંકી દઇએ છીએ અને એનાં પાંદડાંને ચાવ-ચાવ કરીએ છીએ. અને કેટલાક વળી, એ પાંદડાં તૂરાં કે કડવાં લાગવાથી—પાણી ને પાંદડાં બધુંએ બહાર ફેંકી દે છે! એક બીજું રૂપક લઇએ તો, આપણાં પ્રાચીન શાસ્ત્રો નાળિએરનાં ફળ જેવાં છે. એના અન્તરમાં પૌષ્ટિક ખાવા લાયક પદાર્થ રહેલો છે, પણ એનું બહારનું છોડું ખાવાના કામમાં આવે એવું નથી. પરંતુ તેટલા ઉપરથી આખું ફળ ફેંકી દેવાશે? વળી આપણાં શાસ્ત્રનાં બધાં વચનોને તો આ નાળિએરની ઉપમા પણ લાગુ પાડવાની નથી. કેટલાંકમાં અંદરનું તત્ત્વ ચાખવા માટે કેરીની માફક માત્ર ઉપરની છાલ છોલી નાંખવાની હોય છે. કેટલાંકમાં બહારનું પડ દ્રાક્ષા જેવું અત્યન્ત પાતળું હોઇ માત્ર કૂચા તરીકે કાઢી નાંખવાનું હોય છે., અને કેટલાંક વચનો તો સાકર જેવાં યથાસ્થિત જ ગ્રહણ કરવાનાં હોય છે. ઉદાહરણો વાચકને સહજ સૂઝી આવશે. તથાપિ દિગ્દર્શનરૂપે, અને આ પળે સહજ ઉપસ્થિત થઈ આવે છે તે, અત્રે થોડાંક આપુંછું:—

આપણાં શાસ્ત્રોમાં બ્રહ્મચર્યાશ્રમના જે વિધિ છે તે ઉપર કહેલા વર્ગમાંના પ્રથમ—નાળિએર—વર્ગમાં આવે છે. એમાં દ્વિજે ઉપનયન સંસ્કાર પામી બ્રહ્મચર્યાશ્રમને અંગે દંડ મેખલા અજિન (ચર્મ) વગેરે ધારણ કરવાનો તથા ભિક્ષા માગી લાવવાનો જે વિધિ છે તે આપણી પ્રાચીન સંસ્થાનું સ્મરણ કરાવવા માટે સંસ્કારરૂપે ઠીક છે. પણ હું નથી ધારતો કે વર્તમાન જમાનાની શાળાઓમાં છોકરાંઓ મોકલવાનું બંધ કરી તેઓને ઉપર કહેલો વેશ ધારણ કરાવવા કોઇપણ સનાતનધર્મી આગ્રહ કરી શકે. પણ આમ બ્રહ્મચર્યાશ્રમનું બાહ્ય સ્વરૂપ આપણે તજી દઇએ તોપણ એનું આન્તર સ્વરૂપ તજવા જેવું નથી. તજવા જેવું નથી એટલું જ નહિ, પણ એમાં જે સાદાઇથી, ગંભીરતાથી, ધાર્મિક બુદ્ધિથી, અને ઉચ્ચ આત્મગુણોની કેળવણી પુરઃસર, વિદ્યા સંપાદન કરવા યોજના જોવામાં આવે છે તે પશ્ચિમની શિક્ષણવ્યવસ્થામાં ભાગ્યે જ ઉપલબ્ધ થશે. તે જ પ્રમાણે વાનપ્રસ્થાશ્રમ પણ શાસ્ત્રોક્ત વિધિપુરઃસર આ જમાનામાં પળાવો અશક્ય છે, અને તેથી જ કેટલાક શાસ્ત્રકારોએ કલિમાં એનો નિષેધ છે એમ કહ્યું છે. પરંતુ એ આશ્રમનું આન્તર તત્ત્વ—વૃદ્ધ થઈ, સંસારની વાસનાઓથી વિરમી, પતિપત્નીએ એકાન્તમાં રહી પવિત્ર જીવન ગાળવું—એ વર્તમાન યુગમાં પણ પૂર્વ જેટલું જ જરૂરનું છે. 'લોકોપયોગી જીવન' ગાળવાનો મિથ્યા ડોળ કરી આજ કાલ આપણા કેટલા બધા બન્ધુઓ વૃદ્ધાવસ્થામાં પણ ધન—કીર્તિ—પ્રતિષ્ઠાદિકની વાસનામાં તરફડીઆં માર્યા કરે છે!—એ વિચારશો તો જણાશે કે એમનું કહેવાતું 'લોકોપયોગી' જીવન એ વસ્તુતઃ કર્મયોગ નથી પણ ક્ષુદ્ર ઐહિકતા છે. સંસારના 'ઇલેક્ટ્રિક લાઇટ' માં પૂર્ણ ગડાયા પછી પણ એ લાઇટની ઇલેક્ટ્રિસિટિ ક્યાંથી આવે છે એ શોધવાનું જેને

મન થતું નથી એના મનુષ્યત્વમાં મ્હોટી ખામી છે એટલું જ કહેવું બસ છે. અને તેથી વાનપ્રસ્થાશ્રમના બ્હારના વિધિનો ત્યાગ કરીને પણ એના આન્તર તત્ત્વને જાળવવાની આપણી ફરજ છે.

હવે થોડાંક ઉદાહરણ મેં જેને આમ, દ્રાક્ષા, અને સાકર કહ્યાં–તેવાં વચનોનાં આપું:

હારીત સ્મૃતિમાં–સ્ત્રીઓને ઉપનયન અને બ્રહ્મચર્યનો અધિકાર ખરો કે નહિ એ પ્રશ્ન વિષે બોલતાં સ્ત્રીઓના બે વર્ગ પાડ્યા છેઃ **"ब्रह्मवादिन्यः सद्योवध्वश्च"**–'બ્રહ્મવાદિની' એટલે વિદ્યાભ્યાસ કરનારી, અને 'સદ્યોવધૂ' એટલે તુરત વિવાહ કરનારી; અર્થાત્ કેટલીક સ્ત્રીઓ પુરુષની જ માફક–થોડાક ફેરફાર સાથે, જેમકે સ્વગૃહમાં જ ભિક્ષા માગવી –બ્રહ્મચર્યાશ્રમ પાળતી; અને કેટલીક તુરત વિવાહમા જોડાતી. તેમાં પણ 'सद्यः' પદથી એમ સમજાય છે કે કેટલીક યાવજ્જીવ બ્રહ્મવાદિની રહેતી હશે; કેટલીક ઉમ્મર લાયક થયા પછી પણ થોડાક વખત વિદ્યાભ્યાસ ચાલુ રાખીને પછી સંસારમાં પડતી હશે; અને કેટલીક ઉમ્મર લાયક થયા પછી જે થોડો વિદ્યાભ્યાસ થયો તે અત્યાર સુધીમાં કરી લઇને સંસારમાં એકદમ જોડાતી હશે. પણ સર્વને થોડો ઘણો વિદ્યાભ્યાસ તો કરવો પડતો હશે જ, કારણ કે **"सद्योवधूनां तु उपस्थिते विवाहे कथञ्चिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः"** તાત્પર્ય કે એકદમ વિવાહ કરવો હોય તો પણ ગમે તેમ કરી, કાંઇ નહિ તો, ઉપનયન તો કરવું જ. આમ, બ્રહ્મચર્ય ન પળાય તો ત્રણ ઉપનયન કરવાનો જે આગ્રહ છે તે ઉપરથી સમજાય છે કે–ગુરુ સમીપ લઇ જઇને (उप + नी) વિદ્યાભ્યાસ કરાવવાનો પ્રાચીન રિવાજ હશે, જેના લિસોટારૂપ ઉપનયનનો વિધિ રહ્યો હશે. જતે દહાડે એ ઉપનયનવિધિ અને તેની સાથે ઉચ્ચ સ્ત્રીકેળવણી પણ લુપ્ત થઈ ગએલી આપણે જોઇએ છીએ!

હવે આ સંબધમાં મનુસ્મૃતિ શું કહે છે તે સાંભળોઃ

"पुरा कल्पे कुमारीणां मौञ्जीबन्धनमिष्यते ।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ।
पिता पितृव्यो भ्राता वा नैनामध्यापयेत् परः ।
स्वगृहे चैव कन्याया भैक्षचर्या विधीयते ।
वर्जयेदजिनं दण्डं जटाधारणमेव च ॥"

અર્થાત્–પૂર્વ કલ્પમાં કન્યાઓને મૌંજીબંધન, વેદાધ્યયન, અને ગાયત્રીનો વિધિ હતો. બાપ, કાકો, અથવા ભાઇ–એ સિવાય બીજો કોઇ એને વેદાધ્યયન ન કરાવે, અને પોતાના જ ઘરમાં ભિક્ષા માગવી એવો નિયમ હતો. અને ચર્મ દંડ અને જટા–(જે પુરુષે ધારણ કરવાનો વિધિ છે)'એ ત્રણ ધારણ કરવાં એમ ઠરેલું હતું.

આ મનુસ્મૃતિના વચન થકી પણ જણાય છે કે પૂર્વે સ્ત્રીઓને ઉપનયન અને વિદ્યાભ્યાસનો અધિકાર પુરુષના જેવો જ હતો. પણ તે મનુસ્મૃતિકારના વખતમાં લુપ્ત થઈ ગયો હતો—અને તેથી એ સ્મૃતિકાર 'पुरा कल्पे'–પૂર્વના કલ્પમાં એમ કહે છે, અને એને આધારે સ્મૃતિચન્દ્રિકાકાર પણ હારીતના વચનને 'तत् कल्पान्तराभिप्रायम्' એમ કહીને ઉડાવી દે છે. પરંતુ આ સર્વે એક વાતમાં મળે છે કે પૂર્વે આ જાતનો રિવાજ હતો. હવે પ્રશ્ન માત્ર એટલો જ રહે છે કે પૂર્વે એટલે ક્યારે? 'પૂર્વના કલ્પમાં'–અર્થાત્ આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે પહેલાં પ્રલય હતો, અને એ પ્રલયની પહેલાં બીજી સૃષ્ટિ હતી–એવી કોઈ સૃષ્ટિમાં સ્ત્રીઓ આ રીતે ભણતી એમ અર્થ લેવો? કે આ સૃષ્ટિમાં જ—ઇતિહાસના પુરાતન કાળમાં–આ રિવાજ હતો એમ માનવું? 'કલ્પ'–શબ્દનો કોશગત અર્થ ન કરતાં, પહેલો અર્થ જ લેવો પડે છે, કારણ કે વર્તમાન જમાનાની ઐતિહાસિક દૃષ્ટિએ આ બીજો અર્થ જ સંભવિત અને યથાર્થ લાગે છે. આમ મનુસ્મૃતિના વચનમાંથી 'કલ્પ' એટલી છાલ છોલી નાંખીને અંદરનો રસ લઇએ તો બસ છે.

સ્ત્રીઓને લગતો વિષય ચાલે છે તો ત્રીજું ઉદાહરણ પણ એ જ વિષયનું લઉં. સામાન્ય વાચકની એ તરફ દષ્ટ ગએલી હોવાનો થોડો સંભવ છે–એટલે આ પત્રના ઘણાખરા વાચકને એમાં રસ પણ આવશે.

'જાતકર્મ' પછી 'નામકરણ'નો સંસ્કાર છે. એ સંસ્કારને અંગે સ્ત્રીઓનાં નામ કેવાં પાડવાં એ વિષે બોલતાં મનુસ્મૃતિકાર કહે છેઃ

"स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थं मनोहरम् ।
मङ्गल्यं दीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥"

= સ્ત્રીઓનું નામ એવું પાડવું કે જે સહેલાઈથી બોલી શકાય, ક્રૂર ન હોય, અર્થ સ્પષ્ટ સમજાય એવું હોય, મનોહર હોય, કલ્યાણમય હોય, છેડે દીર્ઘવર્ણવાળું હોય અને આશીર્વાચક હોય."

વિચાર કરતાં સહજ જણાશે કે સ્ત્રીઓએ પોતાના જીવનમાં જે મનોહરતા, મૃદુતા અને કલ્યાણમયતા સિદ્ધ કરવાની છે તેનું ભાન આ નામકરણ–સંસ્કારમાં શાસ્ત્રકારોએ સમાવ્યું છે. અને તે જ સાથે, સ્ત્રી એ પુરુષના જીવનમાં આશીર્વાદરૂપ છે એ વાતનું પણ પુરુષોને પ્રસંગોપાત સ્મરણ કરાવી દીધું છે. આમાં અન્તરના રસ ઉપર ચઢાવેલું પડ એવું પાતળું છે કે એને દ્રાક્ષાની ઉપમા આપવી અયોગ્ય નથી.

ઉકેલું સાકર જેવું–છોલ છાલ કર્યા વગર મુખમાં મૂકી દેવા જેવું વચન પણ એવા જ રસિક વિષયમાંથી લઈશું. સ્ત્રીઓને કેવી રીતે બોલાવવી એ વિષે બોલતાં મનુસ્મૃતિકાર કહે છેઃ

"परपत्नी तु या स्त्री स्यादसम्बन्धा च योनितः ।
तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥"

અર્થાત્ જન્મની સગાઇવાળી નહિ એવી પારકાની સ્ત્રી હોય તેને *'भवति' 'सुभगे' 'भगिनि' એવા શબ્દથી બોલાવવી. હું નથી ધારતો કે '*Chivalry*' યાને નારીપૂજાની ભાવના પશ્ચિમમાં પણ આ કરતાં વધીને હોય.

બીજું ઉદાહરણ લઇએ—એ જ સ્મૃતિકાર કહે છે:

"वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥"

= વિત્ત, કુળ, વય, કર્મ અને વિદ્યા—એ પાંચ માનને યોગ્ય છે. તેમાં પાછળપાછળનું તે આગળઆગળના કરતાં ચઢીઆતું સમજવું.

ધનને જ જીવનનું પરમ પ્રયોજન સમજનાર વર્તમાન યુગે, મનુસ્મૃતિકાર પાસે જઇ પોતાની ભૂલ જાણવા જેવું નથી ?

"चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः
स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥"

= આટલાં જણને રસ્તે જતાં માર્ગ આપવો: ગાડાવાળાને, વૃદ્ધને, રોગીને, માથે ભાર ઉપાડીને આવતા માણસને, ગર્ભિણી (?) સ્ત્રીને,+ બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણી પાર ઉતરેલાને, અને રાજાને: ( એક ગણાવવું રહી જાય છે ) અને વરરાજાને.

**આપણા જૂના શાસ્ત્રકારો પાસેથી આપણે થોડું શીખવાનું છે ?**

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* ( 'Your Ladyship'—બાઈ સાહેબ. )

+ ગર્ભિણી સાથે પ્રશ્નાર્થક ચિહ્ન મૂક્યું છે, કારણ કે મનુ, યાજ્ઞવલ્ક્ય અને શંખ જો કે 'સ્ત્રી'-શબ્દ જ વાપરે છે તથાપિ બૌધાયનમાં 'ગર્ભિણી' શબ્દ છે તેને આધારે સ્મૃતિચન્દ્રિકાકાર 'સ્ત્રી એટલે ગર્ભિણી સ્ત્રી સમજવી' એમ ઉમેરે છે. વિશેષણ આવશ્યક હોય તો ત્રણ સ્મૃતિકાર એ મૂકવું ભૂલી જાય નહિ. માટે બૌધાયન કરતાં આ વિષયમાં મનુ યાજ્ઞવલ્ક્ય અને શંખનું સ્ત્રી પ્રત્યેનું માન અધિક હતું અને તેથી તેઓએ સર્વ સ્ત્રીને આ રીતે રસ્તામાં માન આપવાનો વિધિ કર્યો છે એમ અનુમાન કરવું જ ઉચિત છે. બૌધાયન 'ગાય' અને 'દુર્બળ' અને 'આંધળો' એટલો ઉમેરો વા ફેરફાર કરે છે, અને શંખ 'બાળક' ઉમેરે છે—એટલું નોંધવા જેવું છે.

# વસન્ત-લીલા.

( મંદાક્રાન્તા )

આ જો, વ્હાલી! વિમલ વનમાં શાં કુરંગો કુદે છે!
મીઠો મીઠો સુરભ વનનો ક્લાન્ત ભાવો હરે છે;
ત્યાં કોકિલા શ્રવણપથમાં ગાન કંઈ દિવ્ય રેડે,
અદ્રિરાજે મરકત તણી મેખળા ધારી કેડે.

પાંખે પાંખો લથબથ કરી ઘૂઘવે શાં કપોત!
નાચે રાચે ફુદડી ફુરતાં, રેલવે સ્નેહસ્રોત;
ગાળી નાંખે હૃદય રસિલાં ગાઈ મીઠું અલાપી
ઢેલો સાથે રમણ કરતો રાસમાં આ કલાપી.

પેલું દીસે તરલ ઝરણું નાચતું બાળ ન્હાનું,
કર્ણો માંડી તરુણ તરુઓ સુણતાં ગાન છાનું;
સામે સામા વિનય કરતા આંબલા ને અશોક,
દેયાં પોશી શ્રવણમધુરા આદરે વાગ્વિનોદ.

માંહીં મીઠું ગુણગુણ લવે ગાન કંઈ સ્વર્ગ કેરૂં!
વ્હાલી! વ્હાલી! અલૌકિક શ્રુતિ-લ્હાણ આ તો અનેરૂં!
ન્હાનાં ન્હાનાં ચપળ અલિયાં એ શ્રુતિ-સ્રોતમાંથી
જોને, ચંચુ ભરિ ભરિ ભણે મંત્ર મીઠા ગળાથી!

ધીમું ધીમું અનિલલહરી કુંજમાં ગીત ગાય,
વ્હી વૃક્ષો કર કર ગુંથી નૃત્યના તાલ લ્હાય;
ફેંકે બાણો રસિક હૃદયે પ્રેમથી પુષ્પધન્વા,
વીંધે ઊંડા મણુ, રસ ઝરે જે સુહાઈ રૂએલા.

વ્હાલી! વ્હાલી! વિરહ વખતે ક્રૂર ને જે કઠોર,
તે આ મીઠો મનસિજ-સખા આર્દ્ર છે આજ ઑર;
વ્હાલી! જાણું-તવ મધુર ને સૌમ્ય ચૈતન્ય કેરૂં
આંહીં રેડ્યું શિતલ ઝરણું, તે ઝીલે નીર તેનું.

"રસિક."

# વસન્ત–દીક્ષા.

( છન્દઃ અનુષ્ટુપ–સૂર. સારંગ )

૧

વસન્તે કોણ એ, વ્હાલાં !
બજાવે ગેબી ખંજરી ?

હસીને હેરતી, વ્હાલાં !
ન શું એ આમ્રમંજરી ?

વસન્તે કોણ એ, વ્હાલાં !
રેલે કસુમ્બી આંસુડાં ?

લપ્પાઇ ઝૂલતાં, વ્હાલાં !
ન શું એ ફૂલ કેસુડાં ?

વસન્તે કોણ એ, વ્હાલાં !
પુકારે પ્રાણ–ચેતના ?

હસી બોલાવતી, વ્હાલાં !
ન શું એ ઘેલી કોકિલા ?

૨

હસીને હેરિયે વ્હાલાં !
હેરી હેરી હસાવિયે;

હસીને બોલિયે વ્હાલાં !
બોલી ઘેલાં બનાવિયે.

દેહને તીર્થ, ઓ વ્હાલાં !
દેવશાં સર્વ અર્ચિયે;

ધ્યાને ને કીર્તને, વ્હાલાં !
મેળામાં ભક્તિ પાળિયે.

વસન્તે આમ હો વ્હાલાં :
કળી ને વ્હાલની કળા,

સ્નેહના ચરિતે, વ્હાલાં !
ધન્ય સંસાર મ્હાલિયે.

વસન્ત પૂર્ણિમાઃ
સં. ૧૯૭૦.
ગંતકુંજ ( સાંતાક્રુઝ ) } " લલિત. "

---

# એક યુવતીને.*

વસન્તતિલકા.

જે પેલી મીઠી સરિતા વનમાર્ગમા જે,
નિઃશબ્દ નિર્મલ બની નહિ તે વહેછે.
કો સદ્‌ગુણી યુવતિની પ્રકૃતિ પ્રમાણે,
સસાર સંકુલથી દૂર સદા રહે જે.
પ્રાબલ્યવાન્ તદપિ નમ્ર બલે કરીને,
નિર્દિષ્ટ માર્ગ ગ્રહિ તેહ નિમગ્ન રે'છે.
ચારૂ અને સફલ હોય કરતિ જે તે,
જ્હાં જાય ત્હા સુખ કરી સુખમગ્ન રે'છે
જે'ને હુરે નહિં કદી કપરો વસેછે,
જે ઉર આ જલ સમુ અતિ નિર્મળું છે.
ત્હેવી વિશુદ્ધ યુવતીની મુખાકૃતિમાં,
જો સ્વર્ગકુંજ પ્રતિબિમ્બ કંઇ દીસે છે.

વાદરા.
જુલાઇ ૧૯૧૩. } નલિનકાન્ત નરસિંહરાવ, દીવટીઆ.

---

* W. Cowper ના કાવ્યનું ભાષાન્તર.

# આર્યસંગીત અને હેનું સપ્તક.

'વસન્ત' સંવત્ ૧૯૬૯ ના આશ્વિનના અંકમાં આ વિષય સમાપ્ત કરતાં હેના લેખક રા મણિલાલ શામળદાસ દ્વિવેદીએ બે ત્રણ બાબતોમાં કાંઇક વસ્તુસ્થિતિવિરુદ્ધ ઉલ્લેખ કર્યા જણાયછે; તે તરફ આ વિષયમાં રસ લેનારાઓનું લક્ષ ખેંચુંછું.

(૧) પૃષ્ઠ ૪૭૭ મે રા. મણિલાલ જણાવેછે કે પ્રાચીન ગ્રન્થકારો દરેક સ્વરને હેની છેલ્લી શ્રુતિ ઉપર સ્થાપેછે તે રીતિ તજીને અર્વાચીન અથવા હિન્દુસ્થાની પદ્ધતિમાં દરેક મૂળ સ્વર હેની પ્હેલી શ્રુતિ ઉપર મૂકાયછે.

આ વચન માટે હેમની કને શો આધાર છે તે જણાવ્યું નથી. રાજા સુરેન્દ્રમોહન ટાગોરે જાણવામાં આમ ખોટી શ્રુતિ ઉપર સ્વર સ્થાપવાની ભૂલ કરીછે ખરી; તેમ જ મિ. બૅનરજીએ પણ કાંઇક એ ગ્રહ મનમાં ઠસેલો જણાવ્યોછે. (**હિન્દુસ્થાની સંગીત પદ્ધતિ** નામનું પુસ્તક વિષ્ણુશર્મા નામથી છપાયલું, હેનું પૃષ્ઠ ૨૨ મું, પંક્તિ ૫–૭ જુવો). આ પુસ્તકમાં મિ. બૅનરજીના વચનના ઉતારામાં એ મત છે, તે રા. મણિલાલ ગ્રન્થલેખકનો સમઝીને ચાલ્યા હશે એમ તર્ક થાયછે. વસ્તુતઃ હિન્દુસ્થાની સંગીતપદ્ધતિ* તે માત્ર આધુનિક **વ્યવહારમાં** નજરે પડતી ગાયનપદ્ધતિ જ છે, પ્રાચીન શાસ્ત્રકારોની શ્રુતિવ્યવસ્થા વિશે શાસ્ત્રપદ્ધતિ જેવી ચર્ચા કરવી એ હેનો ઉદ્દેશ જ નથી; એટલે એ વ્યાવહારિક પદ્ધતિમાં સ્વરનું અમુક શ્રુતિ ઉપર સ્થાપન એ પ્રશ્નનો સ્પર્શ જ એ કરે નહિં. માત્ર એક બે હાલના લેખકોએ આમ ભ્રમ કર્યો માટે હિન્દુસ્થાની સંગીત પદ્ધતિના ઉપર જ સ્વરના અમુક શ્રુતિ ઉપર સ્થાપનની વાત ચઢાવી દેવામાં ભૂલ થઈછે એમ મ્હને તો લાગેછે.

(૨) પૃષ્ઠ ૪૮૦ મે રા. મણિલાલ લખેછેઃ—

> "હેલ્મ સાહેબની 'સાઇરિન' (Siren) અને આન્દોલનોની સંખ્યાનું સ્વરમાં મહત્ત્વનું જ્ઞાન પ્રાચીન શાસ્ત્રકારોને હોય તે જણાવનાર પુરાવા નથી. હાલના પાશ્ચાત્ય શાસ્ત્રના અભ્યાસ લીધે vibrations, harmonies, વગેરે નાદના આધુનિક સિદ્ધાન્તોનો આરોપ પ્રાચીન શાસ્ત્રકારો ઉપર કરવો હેમાં કાંઇ લાભ નથી."

આ પ્રકારનાં વચનો અને વિચાર રા. મણિલાલે રા. ભાતખાંડેને મુખેથી સાંભળ્યાં હશે અથવા હેમનાં પુસ્તકોમાં જોયાં હશે, તે યથાવત્ લઈ લીધાંછે;

---

* ઉપર કહેલો ગ્રન્થ અહિં હું ઉદ્દિષ્ટ કરતો નથી; હિન્દુસ્થાનની સંગીતકલામાં વ્યવહારમાં ચાલતી પદ્ધતિ એમ જ અર્થ ઉદ્દિષ્ટ છે.

એ ઉપર સ્વતન્ત્ર મનન કરવાનો શ્રમ લીધો જણાતો નથી. તેમ મનન કર્યું હોય તો તરત જણાય એમ છે કે હાલ આ વિષયમાં ચર્ચાઓ લખનારા કેટલાક ગૃહસ્થો પાશ્ચાત્ય નાદ-શાસ્ત્રનાં તત્ત્વો પ્રાચીન સ્વરસપ્તકની પરીક્ષામાં ઉપયોગમાં લેછે તે એમ ગાનીને નહિંજ કે પ્રાચીન શાસ્ત્રકારો એ પાશ્ચાત્ય નાદશાસ્ત્રનાં તત્ત્વો જાણતા હતા, પરંતુ પ્રાચીનશાસ્ત્રમાં કહેલા સ્વરસપ્તકમાં એ તત્ત્વો આપોઆપ પ્રવર્તતાં નજરે પડેછે, એ તત્ત્વો એ સપ્તકને ઉચિત રીતે લાગૂ પાડી સકાયછે, એ કેવળ સંયોગ જ છે એ દૃષ્ટિથી જ એ તત્ત્વોનો ઉપયોગ કરેછે.

( ૩ ) (ક) પૃષ્ઠ ૪૮૧ મે રા. મણિલાલ હિન્દુસ્થાની સ્વરસપ્તકમાં ધૈવત (ધ) ને ૪૦૫ આન્દોલનોનો કરી દર્શાવેછે; અને કહેછે કે પાશ્ચાત્ય સ્વરસપ્તકમાં ૪૦૦ આન્દોલનોનો ધ છે પણ આ પાંચ આન્દોલન જેટલો ફેર નહિં જેવો ગણાય.

આ મહત્ત્વનું વાદસ્થાન છે. ખરો પ્રશ્ન એ છે કે હિન્દુસ્થાની ધ નાં આન્દોલનોની સંખ્યાનો નિર્ણય કોઇયે પણ ભૌતિકશાસ્ત્ર ( Physics ) ની પ્રયોગશાળા ( laboratory ) માં યોગ્ય યન્ત્ર વડે કસોટી વાપરીને કર્યોછે ? રા. ભાતખાંડે, રા હેવળ કે મિ. ક્લેમેન્ટ્સ કે બંગાળાના મિ. રાય—કોઇ પણ આ દાવો કરતા નથી. મ્હેં પણ કદી એ દાવો કર્યો નથી. પરંતુ સર્વે પોતપોતાના સ્વરસ્થાપન માટે વીણા ઉપર તે સ્વરનું સ્થાન—મેરથી અમુક અન્તરે સ્થાન—અને તે ઉપરથી નાદશાસ્ત્રનો નિયમ વાપરી વ્યસ્ત પ્રમાણથી આન્દોલનસંખ્યા કાઢેછે; અને છેવટે તે સ્થાને ઉત્પન્ન થયેલા સ્વરનો કર્ણસંવાદ હેને જ ન્યાયાધીશ ગણેછે. પરંતુ મ્હારું કહેવું એમ છે કે એ પાંચ આન્દોલનો જેટલો ફરક માત્ર કર્ણસંવાદથી પારખી સકાય એ અશક્ય છે. ભલભલા તીવ્રકર્ણશક્તિવાળા ગવૈયાઓને પણ અસાધ્ય છે. તો ખરો નિર્ણય આપનાર ન્યાયાધીશ તો નાદશાસ્ત્રની પ્રયોગશાળાનો યન્ત્ર જ બની સકે. ગવાતા સ્વરની પરીક્ષા માટે આ સ્થિતિ છે; વીણા ઉપર અમુક અન્તર સ્થાપી વ્યસ્ત પ્રમાણથી ગણતરી કરી કાઢેલાં આન્દોલનને વિશે તો શઙ્કાસ્થાન જ નથી, ને તે વાદવિષય વસ્તુ નથી.

( ખ ) પૃષ્ઠ ૪૮૨ મે અહોબલ પંડિતનું સપ્તક 'સંગીતપારિજાત' નું આપતાં પણ રા. મણિલાલ ધ નું સ્થાન ૪૦૫ આન્દોલનોને પ્રતિરૂપ મૂકેછે.

આ વિશે ઊંડી ચર્ચામાં ઊતરવાની અહિં જરૂર નથી. આ પ્રશ્ન વિશે રા. બર્વેના 'શ્રુતિસ્વર સિદ્ધાન્ત' નામના પુસ્તકના અવલોકનમાં મ્હેં થોડાક વિસ્તારથી કારણો બતાવી ધ નાં ૪૦૦ આન્દોલનોનો પક્ષ દર્શાવ્યોછે તે તરફ જ લક્ષ ખેંચુંછું. ('વસન્ત', સંવત ૧૯૬૫, શ્રાવણ, પૃષ્ઠ ૩૬૧–૩૬૩ જુવો ). અહિં એટલું જ કહેવું બસ છે કે—

सपयोर्मध्यदेशे तु धैवतं स्वरमाचरेत्

એમ ' સંગીતપારિજાત ' માં ધ ના સ્થાપન માટે વચન છે, ત્હાં मध्यदेशे શબ્દ નિશ્ચિત અન્તર દર્શાવનારો નથી,—જેમ બીજા સ્વરો માટે બહુધા છે તેમ; તેથી " स અને प ની વચ્ચે જ્હાં ध નું શ્રવણ સંભવે ત્હાં "—એમ જ અર્થ લેવો પડશે, અને એ શ્રવણ ક્યહાં સંભવેછે હેનો નિર્ણય કરવા માટે ધોરણ મ્હેં અન્ય સ્થળે બતાવ્યાંછે.

(१) स्वरसंवादिताज्ञाने स्वरस्थापनकारणम्

એ અધિકારસ્થ પ્રવર્તી એ સંવાદિતા તે—

(२) षड्जपंचमभावेन षड्जे ज्ञेयाः स्वरा बुधैः

એ વચન પ્રમાણે स—प સંબન્ધ અર્થાત્ દોઢાં આન્દોલનો ઉત્પન્ન કરનારા અન્તરે મળશે.

આ ધોરણે ધ નું સ્થાન ૪૦૫ આન્દોલનને પ્રતિરૂપ અંતરે આવે એ ખરું. પરંતુ સૂક્ષ્મ ફરક ટાળીને ૪૦૦ આન્દોલનોને પ્રતિરૂપ અન્તર ( ૨૧$\frac{૧}{૩}$ ઇંચને બદલે ૨૧$\frac{૩}{૫}$ ઇંચનું) લેવાથી અનેક સુસિદ્ધિયો ફળેછે; તે ધોરણો કૂંચી તરીકે વાપરવાનાંછે. તે આ:—

( ૧ ) ध ( ૨૧$\frac{૩}{૫}$ ઇંચે ) ૪૦૦ આન્દોલનોનો લેવાથી major triad નો સંવાદ સધાયછે;

આ પાશ્ચાત્ય સંવાદ છે એમ ગણીને ગૌણ માની તજીશું; તો પણ—

( ૨ ) ધ ના સ્થાન ઉપર અવલમ્બીને બીજા સ્વરોનાં સ્થાન ' સંગીતપારિજાત 'ના સ્વરસ્થાપનપ્રકરણમાં બતાવ્યાંછે; તે ધ ૪૦૦ આન્દોલનોનો ( અર્થાત્ ૨૧$\frac{૩}{૫}$ ઇંચે ) લેતાં એ બધા સ્વરો સુસ્થિત બનેછે, નહિં તો સ્થાનો સખળડખળ થઈ જાયછે. તે આ રીતે:—

ધ=૪૦૫ આન્દોલનો=$\frac{૨૭}{૧૬}$ પ્રમાણ લેઈશું તો—

तीव्र ग ( જે ધ અને મેરની વચમાં $\frac{૧}{૨}$ ભાગને છેટે છે તે ) ૩૦૧$\frac{૧૭}{૪૩}$ આન્દોલનો-નો એટલે $\frac{૫૪}{૪૩}$ પ્રમાણનો થશે;

तीव्र नि ( જે ધ અને तार स ની વચમાં $\frac{૨}{૩}$ ભાગ પૂર્ણ થને આવેછે તે ) ૪૫૨$\frac{૪}{૪૩}$ આન્દોલનોનો બની $\frac{૮૧}{૪૩}$ પ્રમાણનો થશે;

અને तीव्र म ( तीव्रतम म, જે तीव्र ग અને तार सની વચમાં પ્રથમ $\frac{૧}{૩}$ ભાગ પૂર્ણ થતે આવેછે તે ) ૩૪૪$\frac{૮}{૧૧૩}$ આન્દોલનોનો બની $\frac{૧૬૨}{૧૧૩}$ પ્રમાણે થશે.

આ સ્પષ્ટ રીતે અવ્યવસ્થાવાળાં આન્દોલનો અને પ્રમાણો છે.

પરંતુ ધ=૪૦૦ આન્દોલનો એટલે $\frac{5}{3}$ પ્રમાણનો સ્વર લઈશું તો—

તીવ્ર ગ ૩૦૦ આન્દોલનોનો એટલે $\frac{5}{4}$ પ્રમાણનો,

તીવ્ર નિ ૪૫૦ આન્દોલનોનો એટલે $\frac{15}{8}$ પ્રમાણનો એમ સુસ્થિતિ આવશે;

માત્ર, તીવ્ર મ ૩૪૨$\frac{6}{7}$ આન્દોલનોનો એટલે $\frac{10}{7}$ પ્રમાણનો થવા જશે; તે સ્થિતિ એ સ્વરને ૨૫$\frac{5}{7}$ ઇંચને બદલે ૨૫ ઇંચે સ્થાપતાં ૩૪૫.૬ આન્દોલનોનો એટલે $\frac{36}{25}$ પ્રમાણનો યથોચિત સધાય એમ છે.

આમ બંને પક્ષ સરખાવતાં ૪૦૦ આન્દોલનોનો લેવામાં લાઘવ અને સુવ્યવસ્થા છે, અને હેને 'સંગીત પારિજાત' ની સ્વરસ્થાપનકારિકાઓના યોગ્ય અર્થગ્રહણથી પુષ્ટિ મળેછે.

( આ ઉપરાંત, ૪૦૦ નો ધ લેતાં ગ્રામ બદલાતાં પણ અલ્પતમ પ્રસંગે શ્રુતિઓમાં ફરક પડેછે એ પણ દર્શાવી સકાય એમ છે; ઉદાહરણ એક જ લ્યોઃ—મધ્યમ ગ્રામમાં મ તે સ થાય તો હેનો ગ ( $\frac{4}{3}\times\frac{5}{4}=\frac{5}{3}$ ) તે ૪૦૦ પ્રમાણનો જ ધ થશે).

ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે—

(૧) ધ શિવાયના બીજા સ્વરો જે ઉપર બતાવ્યા તે ( તીવ્ર ગ, તીવ્ર નિ ) રા. મણિલાલ પણ ૩૦૦ અને ૪૫૦ ના જ સ્વીકારેછે, અને તે ૪૦૫ નો ધ લેતાં કથળી જવાના અને ૪૦૦ નો લેતાં સુસ્થિત રહેવાના;

(૨) રા. ભાતખાંડે વગેરે પણ બીજા બધા સ્વરો તો પાશ્ચાત્ય સમકના જેટલાં જ આન્દોલનોને પ્રતિરૂપ સ્થાને સ્થાપેછે;

(૩) અર્વાચીન હિન્દુસ્થાની ધ નું શ્રવણ તો પાશ્ચાત્ય ધ થી ભિન્ન થતું જણાતું નથી;

અને—

(૪) કોઈક સ્થળે તો થોડાક ફરકનો ત્યાગ કરવો પડે જ છે, તો ૪૦૫ ને બદલે ૪૦૦ નો ધ લેવામાં જ તે ત્યાગ કરવાથી અન્ય સ્વરોનાં સ્થાનમાં

સુસ્થિતિ, ગ્રામ બદલાતાં શ્રુતિયોમાં અલ્પતમ ફરક, ઇત્યાદિ લાઘવવાળી વ્યવસ્થા સચવાયછે.

( રા. ગણેશ સખારામ ખરે પણ મ્હારી પેઠે જ ૪૦૦ આન્દોલનોનો ઘ સ્વીકારે છે અને 'સંગીતપારિજાત' ની તે કારિકાનું અર્થગ્રહણ મ્હારાં ધોરણે જ કરેછે; માત્ર તીવ્રતમ મૈં ⅘° પ્રમાણનો લેછે. )

આ વિષયમાં વધારે વિસ્તાર કરવાનું આ સ્થળ નથી તેથી આટલા દિગ્દર્શનથી સંતોષ માની બંધ કરુંછું.

વાંદરા. } નરસિંહરાવ ભોળાનાથ.
તા. ૭-૧૨-૧૩ }

---

# અન્ધકારનું એક દર્શન અને અદર્શન.

રાત્રિ અને હેનો ગાઢ અન્ધકાર મ્હને ઘણાં જ ગમે છે; ઉભય માટે મ્હને અનહદ મોહ છે, ઉભયના આવાગમનથી મ્હારા હૃદયમાં અનિર્વાચ્ય આલ્હાદ થાય છે. ખરેખર ! મ્હને તો એમ જ થાય છે કે જો પ્રભુએ દીન મનુષ્યોને માટે દુઃખ સરજ્યું હોય તો આ અન્ધકારને ઉત્પન્ન કરીને હેનો બંગ વાળી દીધો છે. અસંતોષ માત્ર એટલો જ છે કે આખા દિવસમાં રાત્રિ ફક્ત બાર કલાક જ હોય છે અને હેમાં પણ અમૂલ્ય અન્ધકાર તો કોઇ કોઇ દિવસ જ પોતાનાં અદ્ભુત દર્શન મનુષ્યજાતિને કરાવે છે. પરંતુ એમ પણ કાં નહિં હોય કે મ્હારા જેવાને નિવૃત્તિ આશાયેશ આપવાને માટે પ્રકાશ યોજ્યો હોય ! આહા ! દિવ્ય અન્ધકારને જોઇને કોઇ કોઇ વખત સહસા મ્હારા હૃદયમાંથી કવિતાના તરંગો ઉછળી આવે છે; બસ એમ જ થાય છે કે—

બસ એમ ચાહે દિલ કે જોયાં કરું, જોયાં કરું,
જોયાં કરું—ચોર્યા કરું,—ઝીણું ઝીણું કોર્યા કરું.

ભવ્ય ઉદ્યાનો, અમૂલ્ય રત્નો, અગણિત જવાહિરો; બંકોની ગગનચુમ્બી ઇમારતો, ધનાઢ્ય સુન્દરીઓનાં અનેરા સૌન્દર્યથી છલકાતાં અંગો ઉપરનાં અઢળક આભૂષણો, મહારાજ-

ઓના દ્રવ્ય ભંડારો: એવી એવી અનેક વસ્તુઓ—જ્યાઓ જોઈ વારંવાર મ્હેં એવી ઊર્મિયોનો અનુભવ કર્યો છે. પરંતુ એવા એવા દેખાવો જોઈ મ્હેં જેટલે અંશે અનુભવ્યું છે તેથી ઘણે વધારે અંશે રાત્રિને—ત્હેના અન્ધકારને ત્હેનાં ભિન્ન ભિન્ન રૂપોમાં જોઇને અનુભવ્યું છે. એટલું જ ઉમેરૂં છું કે કુદરત અને ત્હેનાં આવા પ્રકારનાં રૂપો તરફ મ્હને એવો તો આવેશ ભર્યો અનુરાગ છે, અને ત્હેમને નિરખીને હું એવો તો મુગ્ધ—મોહાન્ધ બની જાઉં છું કે ત્હેમના દર્શનથી થતા આનન્દમાં ભેદ પાડવા જેટલી મ્હારામાં શક્તિ પણ નથી હોતી–વૃત્તિ પણ નથી—ઇચ્છા પણ નથી—એમ કરવાથી કાંઈ દ્રવ્યની આશા નથી, માત્ર જોઉં છું અને મોહું છું અને મ્હારા કાર્યમાં પ્રવૃત્ત થવા શક્તિમાન થાઉં છું. અન્ધકારના અદ્ભુત આકર્ષણનું મ્હેં પૃથક્કરણ નથી કર્યું, કયાં કયાં કારણોથી મ્હને ત્હેને માટે આવો પ્રેમ છે તે પણ હું નથી જાણતો—જાણતો હોત તો ત્હમને જણાવત કે નહિં એ પણ નક્કી કહી શકું તેમ નથી; માત્ર હું એટલું જ કહી શકું છું કે એવા અનેક પ્રસંગો મ્હારા ચિત્તમાં રમી રહ્યા છે કે જ્યહારે અન્ધકારના દર્શનથી મ્હેં અનેરો આનન્દ અનુભવ્યો હોય. બધા અનુભવો તો ક્યહાં કહેવા બેસું ?—માત્ર આજના જ અનુભવનું નિવેદન કરવા પ્રયત્ન કરીશ—અને તે પણ એક અનિવાર્ય ઊર્મિબલની પ્રેરણાથી.

અમુક દિવસોની ન્હાનીશી સહેલગાહને માટે—તે દરમ્યાન બને તો દ્રવ્ય પ્રાપ્તિ અર્થે પણ ખરું—હું કેટલાક મ્હારા મિત્રો સાથે પૂને આવ્યો છું. હમે ક્યહાં ઊતર્યા છિયે તે હું લખી સકતો નથી–લખું તો મ્હારે અને પોલીસ ખાતાને જૂના વખતનો સંબન્ધ હોવાથી એ લોકોને મ્હને શોધવાની–હું જડું તો મ્હને સન્માન આપવાની–તીવ્રેચ્છા થઈ આવે. એક દિવસ રાત્રિયે પૂના શહેર ઉપર ગાઢ અન્ધકાર પ્રસરી રહ્યો હતો, જ્યહાં ત્યહાં ગૂઢ શાન્તિ છવાઈ રહી હતી, પવન અનેક વૃક્ષોને વીંધતો, અહિંથી નહિં કૂદતો સુસવાટ કરતો ઊડતો હતો. હું એ અન્ધકારમાં અર્ધે છૂપાતા એક મકાન આગળ જઈ પ્હોંચ્યો. મકાનના ત્રીજા માળ ઉપર એક દિશામાં ત્રણ બારીઓ ખુલ્લી જણાતી હતી. ત્રીજા માળ ઉપરની અગાશીમાં થઈને જુદી જુદી ઓરડીઓમાં જવાની બહુ સરલતા છે. પૂના અને ત્હેમાં રહેલી દ્રવ્ય પ્રાપ્તિની શક્યાશક્યતા વિશે વળી કોઇ બીજે અનુકૂલ વખતે; અત્યારે તો આજના અનુભવનું વર્ણન. ત્રીજે માળે અંધારું હતું, બારીઓ ખુલ્લી હતી, અંદર રહેનાર મનુષ્યો નિદ્રાવશ હોય એમ ભાન થતું હતું. હું એક હાથમાં ન્હાની કોદાળી અને બીજા હાથમાં ન્હાની કોથળી લઇને વંડી ઉપર ચ્હડયો; ત્ય્હાંથી ભીંતની કોર ઉપર થઈને છેક ત્રીજા માળની ત્રણ ખુલ્લી બારીમાંથી એક બારી સમીપ જઈ પ્હોંચ્યો. હું અંદર જવાને છલંગ મારું—મ્હારા પગ ઉપાડું તેટલામાં અન્ધકારને ભેદતો, મ્હારા હૃદય ઉપર વજ્રાઘાત કરતો, મ્હારી સર્વેચ્છાને કચરી ન્હાંખતો, ચન્દ્રપ્રકાશ આકાશમાં પ્રસરી રહ્યો. સહસા, ઓરડામાં સૂતેલા એક ગૃહસ્થ જાગી ઊઠયા. હું બારીની બાજુમાં લપાઈ ગયો. “ઓહો ! દિવ્યચન્દ્ર ! ઓહો ! અનેરી ચન્દ્રિકા ! ક્યહાં છે મ્હારી અતુલ બલવાહિની લેખિની ? ક્યહાં છે તે લેખિનીને નૃત્ય કરવાનું સ્થલ ? આહા ! પ્રભો ! આ શો અદ્ભુત દેખાવ ! ” આ પ્રમાણે નાદ

કરતા, પલંગ ઉપરથી સિંહસમ છલંગ મારતા તે ગૃહસ્થ સફાળા ઊઠી ઊભા થયા. ઓરડા-માંથી આ નાદથી અનેક મનુષ્યો જાગી ઊઠયાં. ચન્દ્ર અને ચન્દ્રિકાને જોવાને બદલે તે મનુષ્યોએ શુષ્કતા બતાવી મ્હને જોયો. હું ત્હેમની શુષ્કતાને, ત્હેમની કુદરત પ્રત્યેની મન્દ પ્રીતિને અનેક બીભત્સ ગાલીપ્રદાનથી સ્નાન કરાવતો ત્વરાથી નીચે ઊતરવા લાગ્યો. "ચોર, ચોર! પકડો, પકડો!" વગેરે બૂમો પડી રહી. કુદરતના અનન્ય પૂજક પેલા ગૃહસ્થ બારીએ આવ્યા. મ્હેં ઊતરતાં ઊતરતાં કોદાળી બતાવી. ત્વરિત ગતિથી ત્હેમણે પોતાનું માથું અંદર ખેંચી લીધું. કોદાળીના ભયથી ત્હેમણે તેમ કર્યું હશે કે ચન્દ્ર વિશે કાંઇ કાવ્ય બનાવીને તરત લખી નાંખવાના આશયથી ત્હેમણે એમ કર્યું હશે તે મ્હારાથી નક્કી કહી શકાય તેમ નથી. ગમે તેમ હો, પણ ત્હેમણે પછી તે બૂમાબૂમમાં ભાગ લીધો નહિં. જર્મની-માં દારુણ યુદ્ધ ચાલતું હતું તે વખતે જેમ પ્રખ્યાત તત્ત્વવેત્તા શૅાપનહૉર લેખ લખવામાં મશગુલ થઈ ગયો હતો તેમ આ ગૃહસ્થ વખતે લેખ લખવામાં ગૂંથાઈ ગયા હોય! બૂમા-બૂમ વધી. મ્હેં નીચે ઊતરતાં જ અતિ વેગથી તે મકાન અને મ્હારા વચ્ચેનું અંતર વધારવા માંડયું. લોકોનું એક મ્હોટું ટોળું મ્હને ઊભા રહેવા અને ત્હેમની સાથે મ્હારા જૂના મિત્રો પોલીસોને મળવા જવા માટે આગ્રહ કરતું મ્હારી પાછળ પડયું. જરાવાર આમ ચાલત તો શું પરિણામ આવત તે અત્યારે કહી શકાય તેમ નથી. પણ તેવામાં સુભાગ્યે ઓચિંતુ, શસ્ત્ર વિનાના શૂરવીર રાજપૂતને અચાનક તરવાર મળે અને ત્હેને જેવો હર્ષ થાય ત્હેવો હર્ષ ઉપજાવતું, તરસ્યા ચાતકને વર્ષાના આગમનથી જેવી શાન્તિ મળે તેવી શાન્તિ પ્રસરાવતું, સહરાના અરણ્યમાં તરફડતા મુસાફરને પાણીનો કૂવો મળવાથી જે અનિર્વાચ્ય આનન્દ થાય છે તેવો આનન્દનો ઉપભોગ કરાવતું એક ભયાનક શિહા વાદળું આકાશમાં ચન્દ્રસમીપ આવી પ્હોંચ્યું. એક ક્ષણમાં ચન્દ્રને ત્હેણે છૂપાવી દીધો, પૃથ્વીપટે સર્વત્ર અન્ધ-કાર પ્રસરી રહ્યો. આહાહા! શો એ અદ્ભુત દેખાવ! શો એ દર્શનનો ઉલ્લાસ! નહિં, નહિ, લુપ્ત થાય એ અનેરો સૌન્દર્યસંસ્કાર મ્હારા સ્મરણપટેથી કદાપિ; નહિં, નહિં ભૂસાય એ ઉજ્જવલ ઘટિકા મ્હારા હૃદયમાંથી કદાપિ; નહિ, નહિં ખસેડાય એ સ્મૃતિ-પટો મ્હારા ચિત્તમાંથી કદાપિ. આહા હા! કાળું કાળું આકાશ, કાળાં ઘેરાં વૃક્ષોનાં વ્યૂહ પાછળ મ્હને શોધવાને વૃથા પ્રયત્ન કરતાં મનુષ્યોના કાળા ઓળા, અને દૂરથી—"ઓહો! દિવ્ય ચન્દ્ર! ઓહો! દિવ્ય ચન્દ્રિકા!" વગેરે જાતનાં પેલા કુદરતના પૂજકના હૃદયમાંથી નીકળતાં, આછાં આછાં સંભળાતાં સુન્દર વાક્યો!

વાદળું વિશાળ હતું અન્ધકાર દીર્ઘકાળ સુધી લંબાયો. હું તે અન્ધકારની છાયામાં ભળી જઈ નિર્વિઘ્ને સ્વગૃહે પહોંચ્યો. ત્હાં પહોચતાં કાં ચન્દ્ર પાછો પ્રકાશ્યો કે કાં પેલો અન્ધકાર દૂર ન્હાસી ગયો—ગમે તેમ થયું પણ પેલો અન્ધકાર પાછો ન જ દેખાયો. મ્હેં ઘણીય વાટ જોઈ પણ વૃથા. મ્હારા હૃદયમાં અકથ્ય શોકવૃત્તિ વ્યાપી રહી. અકસ્માત્ એક વિચાર—વીજળીનો ચમકાર—ઍંજિનના પાવાનો ભણકાર—બળદિયાના ઘટાનો રણકાર—માથાના દર્દનો સણકાર—ગેબી ધનુષ્યનો ટણકાર—સ્ફુર્યો—સ્ફુર્યો ને મ્હેં મ્હારો કર્તવ્યપથ

જોયો—જોયો ને હું ઊઠયો-ઊઠયો ને મ્હેં દીવો સળગાવ્યો-સળગાવ્યો ને હું લખવા બેઠો-લખવા બેઠો ને મ્હેં લેખ પૂરો કર્યો-પૂરો કર્યો ને મ્હેં બ્લૉટિંગ વડે છાપ્યો, વગેરે વગેરે. આ રહ્યો તે વિદ્વત્તાભર્યો લેખ અને આ રહ્યું તે વિદ્વત્તાભર્યા લેખના લેખકનું નામઃ—

| મ્હારા જેવાથી નિવાસસ્થાન શી રીતે લખાય ? તા. ૬-૧૨-૧૯૧૩ શનિ, રાત્રિના ર્‌હાડા ચાર ઉપર ર્‌હાડા પાંચ મિનિટ અને ચાર સેકંડ. | શ્રી તસ્કરપરિષદ્ ઉર્ફે શ્રી તસ્કર હાઉસ ઑફ્ કૉમન્સ મંડળના માનદ સહમંત્રી. |
|---|---|

---

# આમન્ત્રણ વિરુદ્ધ નિમન્ત્રણ.

ગુજરાતી ભાષામાં invitation=તેડું એ અર્થમાં સંસ્કૃત શબ્દ કિયો વાપરવો ? 'આમન્ત્રણ' કે 'નિમન્ત્રણ'? ઘણા લોકો 'આમન્ત્રણ' શબ્દ વાપરેછે; એ પ્રયોગ ખરો છે કે કેમ ? આ પ્રશ્ન મ્હારા મનમાં ઘણા વખતથી ઘોળાયા કરતો હતો. એકાદ વર્ષ ઉપર રા. આણંદશંકરભાઇયે મ્હને કેટલાંક જૂનાં પ્રમાણો 'આમન્ત્રણ' ના બચાવમાં બતાવ્યાં. એટલે તો મ્હારે સંકોચ, સંભાળ, અને આત્મશ્રદ્ધાની શિથિલતા સાથે જ ચાલવું પડશે એમ લાગ્યું. તથાપિ એ પ્રમાણો અને તે વિશે મ્હારા અલ્પમતિ વિચાર નોંધવાની હિમ્મત ધરુંછું.

(૧) 'નિમન્ત્રણ'નો અર્થ 'તેડું', invitation એ જેમ નિર્વિવાદ છે, તેમ જ 'નોતરું' એ શબ્દ સં. निमन्त्रण ઉપરથી અનેક રૂપાન્તર પામી † ગુજરાતીમાં આવ્યોછે, તે પણ સર્વમાન્ય વાત છે.

(૨) 'આમન્ત્રણ' ના સંસ્કૃત સાહિત્યમાં મુખ્ય બે અર્થ નજરે પડેછેઃ—

(क) વદાય લેવી.

(ख) નોતરું.

---

† સં. निमन्त्रणं; (વ્યંજનનાશના ઉત્સર્ગ પ્રમાણે) निमन्त्रं; (વિશ્લેષના ઉત્સર્ગ પ્રમાણે) निमन्तरं; (म નો ध થવાના ઉત્સર્ગ પ્રમાણે) निवंतरं; (અનન્ત્ય હ્રસ્વ इનો अ થવાના ઉત્સર્ગ પ્રમાણે) नवंतरं; (અનુસ્વારલોપ) નવતર; (દ્રુતતર અનો લોપ) નવ્તરં; (અવ્નો વિવૃત ઓ) નોતર; (નપુંસક લિંગમાં અન્ત્ય અં નું ઉ) નોતરું.

આ બધા ક્રમ એક પછી એક થયેલા એમ આવશ્યક નથી; સ્પષ્ટતા માટે જ ક્રમે ક્રમે વિકાર બતાવ્યાછે.

આ બેમાથી (क) તે અતિરૂઢ છે અને (ख) તે કાઈક રૂઢ છે, એ આપ્ટેના કોશમા 'નોતરુ' એ અર્થને ચોગ્ય આસન આપ્યુછે તે ઉપરથી જણાયછે.

आमन्त्र—4. To call, invite, ask (to come), आमन्त्रयध्वं राष्ट्रेषु ब्राह्मणान् (Mahâbhârata)

आमन्त्रणं—5. Invitation, अनिन्द्यामन्त्रणादृते (Yajnavalkya 1-112)

અને 'વદાય લેવી' એ અર્થને પ્રથમ સ્થાનનુ પ્રાધાન્ય આપ્યુછે —

आमन्त्र्—1. To bid farewell, bid adieu, आमन्त्रयस्व प्रियसहचरं (S'âkuntala 3);—लतामगिनीं (S'âkuntala 4); Kumârasambhava, 6, 94; Kâdambari, 223.

આપ્ટેના આ ઉદાહરણો ઉપરાત નીચેના જડેછે —

(૧) लतावलय—आमन्त्रये त्वां भूयोऽपि परिभोगाय (શાકુન્તલ—અ ૩).

તેમ જ સ્હામા પક્ષમાં

(૨) आमन्त्रितस्तु य श्राद्धे (મનુ)

તથા (૩) सामन्त्रितम्—(પાણિનિ ૨-૩-૪૮) (सबोधने या प्रथमा तदन्तमामन्त्रितसंज्ञं स्यात्)

આ છેલ્લા બે ઉદાહરણો રા. આણંદશકરે મ્હને બતાવ્યાછે, તેમ જ મહાભારતમાંના ઉદાહરણ તરફ પણ હેમણે મ્હારુ લક્ષ ખેંચ્યુ હતું

(પાણિનિના આ ઉદાહરણમાં 'નિમન્ત્રણ'નો અર્થ સાક્ષાત્ નથી આવતો; સંબોધન, કોઇને નામ દઇને બોલાવવું, એટલો જ અર્થ છે, એ અર્થ 'નિમન્ત્રણ' તેમ જ 'આમન્ત્રણ' (વદાય લેવી) એ બેને પાયારૂપે સહિયારો છે, તેથી આ ઉદાહરણ તો બાદ કરવું જોઇયે એમ હું માનુંછું.)

આ ઉપરથી સ્થિતિ આમ જણાયછે —

કાલિદાસ, બાણ એ મધ્યકાલીન સાહિત્યના અગ્રેસરોએ 'આમન્ત્રણ' શબ્દ 'વદાય'-ના અર્થમાં વાપર્યોછે; અને મહાભારત, મનુ, યાજ્ઞવલ્ક્ય એ પ્રાચીન સમયમાં નિમન્ત્રણના અર્થમાં એ શબ્દ વપરાયોછે.

આ ઉપરથી એમ અનુમાન શા માટે ના કહાય કે મહાભારતાદિક પ્રાચીન સમયમાં 'આમન્ત્ર્' અને 'નિમન્ત્ર્' વચ્ચે ઝીણવટનો ભેદ ન્હોતો, અને § કાલિદાસાદિકના મધ્યકાલીન સાહિત્યમાં એ ભેદ સ્થપાઈ દૃઢ થયો હશે. અને આમ હોય તો ગુજરાતી ભાષા માટે તો પાછળના સમયના પ્રયોગનો જ આધાર લેવો વાજબી ગણાય; મહાભારતાદિકનો પ્રયોગ સરખામણીમાં archaic પ્રાચીન, અરૂઢ મનાય.

કાલિદાસના અથવા હેની પછીના સમયમાં आमन्त्र्‌નો અર્થ 'તેડું' એમ દેખાડનારા સપ્રમાણ પ્રયોગ જડે અને કોઇ બતાવે તો ઉપરના અનુમાનને અલબત્ત છોડી દેવું પડે. પરંતુ, આટલી સામગ્રીને આધારે તો 'આમન્ત્રણ' શબ્દ 'તેડા' ના અર્થમાં ગુજરાતીમાં વાપરવો અનિષ્ટ ગણવામાં બાધ નથી એમ મ્હને લાગેછે.

વાંદરા. <br>
તા. ૨૦–૯–૧૩ } નરસિંહરાવ ભોળાનાથ.

---

# સત્ય-પરમેશ્વર અને પ્રકૃતિ સંબંધી સત્ય.

( અનુસન્ધાન ગત વર્ષ પૃષ્ઠ ૬૩૨ થી. )

## ( ૨ )

### પરમેશ્વર અને પ્રકૃતિ સંબધી સત્ય.



દુધ મગ પાણી ભેળાતાં રંગ એક દેખાતો,<br>
કિન્તુ હંસ સન્મુખ ધરતાં એ ભેદ બધો પકડાતો;<br>
કનક પાટને ગાળી જોતાં કનક શુભ્ર રહેવાનું,<br>
હોય જેટલું મેલ તણું મિશ્રણ તે બળી જવાનું.<br>
કનક રૂપી જે શુદ્ધ હોય તે એક જ ટકી શકવાનું,<br>
ઇતર વસ્તુનું મિશ્રણ પણ ત્યારે તરી જુદું થવાનું;<br>
તેમ સર્વ બાબતમાં જે જે અસત્ય ઘુસી રહેલું,<br>
સત્ય તણું શોધન કરતાં એ જડ તુ કહીં વસેલું.

---

§ કાલિદાસ અને હેની પૂર્વે થયેલા યાજ્ઞવલ્ક્ય વગેરે (શ્લોકબદ્ધ સ્મૃતિ હેમની થઈ એ કાળ વચ્ચે) બે સૈકાનો અંતર તો હોવો જ જોઇયે, તો તેટલા કાળમાં ભાષામાં અર્થવૃદ્ધિ બદલાય એ અસંભવિત નથી.

કોઈ પણ બાબતનું સત્ય શોધવા પૂર્વે સામાન્ય રીતે સત્ય એટલે શું અને તે કેવી રીતે શોધાય તે જાણવું જોઇએ. ઉપરોક્ત રીતે સામાન્ય સત્ય અને તેના ગુણને શોધ્યા બાદ હું હવે અતિ મહત્વના—ઘણા યુગો થયાં સ્પષ્ટ રીતે નિર્ણિત ન થયેલા અને જેણે હાલ ઘણા વિદ્વાનોનાં લક્ષને રોક્યું છે તેવા " પરમેશ્વર અને પ્રકૃતિ " સંબંધી સત્ય શોધવાના પ્રશ્ન પર આવું છું. ઉપરોક્ત હક અને સ્વાતન્ત્ર્ય અન્વય મને પ્રમાણિક રીતે જે સત્ય જણાય છે તેનું અત્રે કસોટી માટે સૃષ્ટિ સમક્ષ નિવેદન કરું છું.

આપણે પરમેશ્વર કોને કહીએ છીએ તે પ્રથમ નક્કી થવું જોઇએ. તેને આપણે આ પ્રકૃતિના કર્ત્તા હર્ત્તા, નિભાવનાર અને રાજા તરીકે માનીએ છીએ. પ્રકૃતિમાં વનસ્પતિ, પશુ પંખી, ખનિજ પદાર્થો, મનુષ્ય, પૃથ્વી, આકાશ વિગેરે સર્વ રચનાનો સમાવેશ થાય છે. એ પરમેશ્વર તેની ખુશામત—સ્તુતિ, પ્રાર્થના, પૂજા, ભક્તિ—થી પ્રસન્ન રહે છે અને ખુશામત ન કરવામાં આવે તો ગુસ્સે થાય એમ માનીએ છીએ. તે ખુશામતખોરને પાપોની માફી આપે છે અને મોક્ષ આપે છે પરંતુ ખુશામત ન કરે તેને દુઃખ, નર્ક કે એવું આપે છે એ પરમેશ્વરને આપણી જેમ એક સાકાર વ્યક્તિ તરીકે માનવામાં આવે છે. તફાવત માત્ર એટલો કે આપણે પામર પ્રાણી છીએ જ્યારે તે મહા શક્તિમાન એટલે જેણે આખી સૃષ્ટિ રચી છે એવો બળવાન—કળાવાન છે એમ ગણવામાં આવે છે, આવો જે પરમ શક્તિવાન પુરૂષ તે પરમેશ્વર અને તેને પુરૂષોત્તમનાં અભિધાનથી સંબોધવામાં આવે છે. દરેક જીવનાં સુખ, દુઃખ, જન્મ, મરણ, બંધન, મોક્ષ અને હરેક કાર્ય—ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન—ને સ્વામી તે પરમેશ્વર. તે પરમેશ્વરને બનાવનાર કોઈ નથી. તેનો પાર નથી. એ અજન્મો અને અવિનાશી છે. તેની પહેલાં કાંઈ નહોતુ. તે અજર અમર છે. તેની ગતિ કૃતિ પાર ન પામી શકાય તેવી ગહન છે. તે દરેક વસ્તુનો સર્જનાર તેમ જ હરનાર પણ છે. તેના વગર એક પાંદું પણ હાલતું ચાલતું નથી. આવો જે અદ્‌ભૂત શક્તિવાળો તે પરમેશ્વર.

આ પરમેશ્વર સંબંધે એક ચોકસ વાત નથી. કેટલાક તેને સાકાર માને છે અને કેટલાક નિરાકાર માને છે. " માયા." શબ્દથી તેનુ હોવાપણું અને ન હોવાપણું બેય સમજાય છે આ તેની માયાનો કોઈ પાર પામી શકતું નથી એટલે તે છે કે નથી. તેનો ચોકસ એક નિર્ણય કરી શકાતો નથી. આ તેની માયા તે કારણથી અકલિત ગણાય છે. આવી રીતે તે સંદિગ્ધ સ્થિતિમાં રહેલો છે. તેણે મનુષ્યોને માટે ધર્મ બાંધેલો છે અને એ ધર્મ પાળવાની દરેક મનુષ્ય ઉપર ફરજ મૂકવામાં આવી છે. એ ફરજ પાળે તે આસ્તિક—સ્વર્ગનો અધિકારી અને ન પાળે તે નાસ્તિક—નર્કનો અધિકારી.

સંદિગ્ધ હોય તે કેવી રીતે માન્ય રાખી શકાય માટે તેનો એક ચોકસ નિર્ણય કરવો આવશ્યક છે. એ પરમેશ્વરનો એ પ્રમાણે નિર્ણય કરતાં મુદ્દા—સવાલ એ ઉપસ્થિત થાય છે કે—

(૧) એ પરમેશ્વર જેવી માનવામાં આવે છે એવી કોઈ એક વ્યક્તિ-પુરૂષ અસ્તિત્વ ધરાવે છે કે કેમ ?

(૨) આ સૃષ્ટિને રચનાર, પોષનાર, નિયમમાં રાખનાર અને હરનાર તેવી વ્યક્તિ છે કે કેમ?

(૩) પ્રાર્થના સ્તુતિ વિગેરે તેને પહોંચે છે કે કેમ?

(૪) એ બાબતનો એક ચોકસ નિર્ણય શો?

પહેલા ત્રણે પ્રશ્નોના ઉત્તર મેં આ ઉપર બતાવેલાં સત્યને અનુસરી વિવેક કરવામાં આવે તો તો નકારમાં જ આવે છે. તેનાં કારણો નીચે મુજબઃ—

મુદ્દો પહેલો—જે સત્ય હોય તે સંદિગ્ધ ન હોવું જોઇએ. જે વસ્તુ ખરેખર અસ્તિત્વ ધરાવતી હોય તે અદૃશ્ય ન હોવી જોઇએ. જ્ઞાનની મર્યાદા બહાર ન હોવી જોઇએ. જેના પહેલાં કાંઈ ન હોય તો તે બને કેવી રીતે? અસ્તિત્વ અમસ્તું અમસ્તું થઈ જતું નથી. તેને ઉત્પન્ન થવાને માટે સાહિત્ય અને કરનાર જોઇએ. હું એક મેજનો દાખલો આપું. મેજ પૂર્વે લાકડું, સુથાર અને ઓજાર ન હોત તો તે શાથી બનત? જેનું અસ્તિત્વ તેને બનવાનાં સાહિત્ય, ઓજાર અને બનાવનાર તો અવશ્ય જ જોઇએ. તે વગર કોઈ અસ્તિત્વ હોઈ શકતું નથી. અસ્તિત્વ થયા પછી તે અકલિત કે ગુપ્ત રહી શકતું નથી. પોતાનું અસ્તિત્વ ન હોય તે બીજી વસ્તુને બનાવી કેવી રીતે શકે. લાકડું ન હોય, હથિયાર ન હોય કે કાંઈ ન હોય તો મેજ બને જ નહીં. તેમ તેના પૂર્વે કાંઈ નહોતું તો તે પોતે શાનો બન્યો? તેને કોણે બનાવ્યો? દલીલની ખાતર માનો કે તે તેની અજાએબ શક્તિને લીધે પોતાની મેળે થયો તથાપિ જેનામાં આવી અદ્ભુત શક્તિ રહેલી હોય તેને કોની બીતિ લાગતી હોય કે તેણે અદૃશ્ય રહેવું જોઇએ? અદૃશ્ય રહેવાને માટે તેને વ્યાજબી બિપ છે જ નહીં. જે હોય છે તે અદૃશ્ય રહી શકતું જ નથી. એક વિચાર જેવી વસ્તુ પણ અદૃશ્ય રહી શકતી નથી. આખરે તે વાણી અને કાર્ય રૂપે પ્રત્યક્ષ દેખાય છે. જે નથી હોતું તે નથી દેખાતું. માટે જો એવો પરમેશ્વર હોય તો સહુને દેખાવો જોઇએ. જો ન દેખાય તો પછી નથી એ વાત સાબીત થાય છે. જેનો કાંઈ પણ આકાર ન હોય, જે દેખાતું ન હોય તેનામાં ક્રિયા પણ ક્યાંથી સંભવે? હાથ ન હોય તે શું કામ કરી શકે? પગ ન હોય તે શું ચાલી શકે? મુખ ન હોય તે શું બોલી શકે? બુદ્ધિ—મગજ ન હોય તે શું વિચારી શકે? કાંઈ ન હોય તે શું કરી શકે? કાંઈ જ નહીં. જે વસ્તુ ખરેખર હોય તે મેળવી-જાણી કે જોઈ શકાય પરંતુ ન હોય તે ક્યાંથી જાણી, જોઈ કે મેળવી શકાય? હું કહું કે મને ૧૬ પગવાળો, ૬ મોઢાંવાળો, ૮ આંખવાળો અને ૧૦ પેટવાળો માણસ શોધી આપો. કોઈ શોધી દેશે? તેવો હોય તો, શોધાયને! ઉત્પત્તિ તેની સ્થિતિ અને સ્થિતિ તેનો લય એ તો સ્વાભાવિક ક્રમ છે. જેની ઉત્પત્તિ ન હોય તેને સ્થિતિ કે લય ન હોય. આવી બધી બાબતો પ્રમાણિક રીતે (પરમેશ્વર સંબંધી યુગ પરંપરાથી ચાલતી આવતી માન્યતાનો પક્ષ કર્યા વગર) વિચારી જોતાં પરમેશ્વર એવી કોઈ માનવામાં આવે છે તેવી એક પુરુષ જેવી વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી.

મુદ્દા બીજો—જે વસ્તુ નથી તેનાથી કશુંય બનવું અસંભવિત ઘડી ભર દલીલની ખાતર માનીએ કે પરમ શક્તિવાન પુરુષ રૂપી પરમેશ્વરે સૃષ્ટિ રચી છે તો માણસ એક વસ્તુને રચે અને પોષે તેનો પોતે જ નાશ કરે ખરો? એક સાધારણ મનુષ્ય પણ પોતાની રચેલી વસ્તુને કાયમ ટકાવી રાખવા માટે મહાયત્નો—તેનાથી બનતું કરે છે તો પછી આવો પરમ પુરુષ પોતે રચી—પોષી અને તેને સદા ટકાવી રાખવાને બદલે ઉલટો પોતાના હાથે હણે ખરો? પોતાની મેળે રચનાનો નાશ કરવાની કોઈ હૃદયમાં નિર્દયતા કે નિષ્ઠુરતા આવે ખરી? પોતાની વસ્તુનો નાશ ન થવા દેવા સારુ પામર ગણાતા મનુષ્યો ઘણું કરી ગયા છે એમ દુનિયાના ઇતિહાસ ઉપરથી જણાય છે તો પછી આવો અગાધ શક્તિવાળો માણસ પોતાની વસ્તુનો નાશ થવા દેવા સારુ કાંઈ ન કરે અને ઉલટો પોતે જ તેનો નાશ કરે? એ કેવું અસંભવિત! વળી તે દયાળુ અને સ્નેહી ગણાય છે આ સૃષ્ટિ તેના બાળકરૂપે છે તો, દયાળુ કે સ્નેહી હોય તે પોતાની કે બીજાની વસ્તુને દુઃખ દે કે નાશ કરે ખરો? તો તે દયાળુ અને સ્નેહી શાનો? દયા અને સ્નેહ ત્યાં હિંસા અસંભવિત પોતાનું બાળ ગમે તેવું નઠારું હોય પણ પિતા તેને મારી નાખશે કે રીબાવશે ખરો? **અહિંસા પરમો ધર્મ**—એવી આજ્ઞા કરનાર પોતે જ હિંસા કરશે? પાપી પણ બીજાની વસ્તુનો નાશ કરે છે પરંતુ પોતાનીનો તો કદિ કરતો જ નથી આ જોતાં સૃષ્ટિને રચનાર—પોષનાર અને હણનાર પરમેશ્વર એવી કોઈ એક વ્યક્તિ—પુરુષ નથી

અત્રે ઉપપ્રશ્ન ઉભો થાય છે કે સૃષ્ટિનો ઉપર બનાવેલ રચી ધણીકોઈ એક પુરુષ—પરમેશ્વર નથી તો પછી તે બની કેવી રીતે? પરમેશ્વરના અસ્તિત્વ સંબંધે જેમ કાર્ય કારણ (બનાવનાર જોઈએ વિગેરે બાબતનો) નો નિયમ લાગુ પાડ્યો તેમ સૃષ્ટિના અસ્તિત્વ વિશે પણ પાડવા જોઈએ પ્રથમ સૃષ્ટિ એટલે શું અને તે શાની બનેલી છે તે જોઈ પછી બનાવનાર વિશે આગળ વિચાર કરીએ સૃષ્ટિ છે એ સત્ય છે તેથી તે દેખાય છે તે છે માટે તે શાની બનેલી છે એ પણ દેખાય છે ન હોય તે દેખાય નહીં કે તે શાનું બનેલું છે તે પણ જણાય નહીં હોય એ તો જણાય જ તેમ સૃષ્ટિ છે તો તે દેખાય છે તથા તેને બનાવનાર વસ્તુઓ પણ દેખાય છે આખી સૃષ્ટિ પાંચ મહાતત્વોથી—પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને પવનથી બનેલી છે એ સુસ્પષ્ટ અને નિર્વિવાદ રીતે દેખાય છે એ પાંચમાંનું એક પણ ન હોય તો તે ટકી શકે જ નહીં એ પણ જણાય છે આ ઉપરથી આખી સૃષ્ટિ અર્થાત દરેક ઉત્પત્તિ (માણસ પશુ પક્ષી, વનસ્પતિ વિગેરે સર્વેની) આ પાંચ તત્વોની બનેલી છે તેમાંનું એક પણ ન હોય કે લય બધાય હોય ત્યાં સુધી સ્થિતિ—જીવન આ પાંચ તત્વો એકત્ર રહી તેમનું કાર્ય કરે ત્યાં સુધી સ્થિતિ પરંતુ તેમાંથી વિકીર્ણ થઈ ચાલ્યા જાય છે (ચાલી જઈ તે સર્વ મૂળ જથ્થામાં એક—ઓતપ્રોત થઈ જાય છે) ત્યારે લય થાય છે આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે સૃષ્ટિને બનાવનાર આ પાંચ તત્વો અને આ પાંચ તત્વો એ જ સૃષ્ટિ આ પાંચ તત્વો કેવી રીતે બન્યા? તેમના જુદા જુદા કાર્ય—ગુણ જોતાં તે જ એક બીજાને બનાવનાર—પોષનાર અને હણનાર છે એમ જણાય છે અને તેમને બનાવનાર—પોષનાર કે હણનાર બીજું કોઈ હોય એમ જણાતું નથી તે

એક બીજાને કેવી રીતે બન્યાં—પહેલું કોણ અને પછી કોણ? એમની સ્થિતિ એરણ અને હથોડીના જેવી છે. એરણ પહેલાં કે હથોડી? હથોડી વગર એરણ બનતી નથી અને એરણ વગર હથોડી બનતી નથી. અથવા એરણ અને હથોડી બેયનાં સહકાર્ય વગર તે બેમાંથી એક વસ્તુ બની શકતી નથી. લોઢું પણ લોઢાનાં હથિયાર વડે જ ખોદીને કાઢવામાં આવે છે. તો હથિયાર પહેલાં બન્યાં કે લોઢું? જો લોઢું તો એ નીકળ્યું શાથી? ઘડાયું શાથી? જો ઓજાર તો એ ઓજારે તેમનાં પહેલાંનાં ઓજાર કે લોઢાં વગર બન્યાં કેવી રીતે? આમાં પહેલું કોણ અને પછી કોણ એ જાણી શકાતું નથી. જાણી માત્ર એટલું શકાય છે કે એક બીજાએ એક બીજાંને બનાવ્યાં. વધુ જણાતું નથી. તેની માફક આ પાંચ તત્વોનું પણ સમજવું. તત્વજ્ઞો જેનો પાર નથી પામ્યા કે જેનો હજુ નિર્ણય નથી થયો અને કદિ થવાનો પણ નથી તે આ છે. આ પાંચ તત્વો અને એરણ હથોડી તથા લોઢાં ઓજારની પ્રકૃતિ જોતાં તેમનો નિર્ણય થવો અસંભવિત છે. આની શોધ કરતાં કાંઈ માલુમ પડતું જ નથી. તેથી આગળ બુદ્ધિ ચાલતી જ નથી. માત્ર એ પાંચે તત્વો એક બીજાથી બનેલાં અને ટકી રહેલાં છે; તેમ જ એ જ એક બીજાંનો નાશ કરે છે એટલું જ છેલ્લામાં છેલ્લું જોવામાં આવે છે. જો કાંઈ શોધ બાકી હોય તો તે માત્ર આ પાંચ તત્વોના ભેદને માટે રહી છે. એ ભેદ તેનો પ્રકાર જોતાં અકલિત છે અને સદા અકલિત જ રહેશે. એની શોધનો શ્રમ વ્યર્થ છે.

એ જાણવું અસંભવિત—અકલિત હોવા છતાં પ્રકૃતિના બનાવનાર તરીકે પરમેશ્વરને ગણી કાઢ્યો છે અને કહેવામાં આવે છે કે એવી કોઈ અકલિત શક્તિ હોવી જોઈએ કે જેણે આ તત્વોને મુળ બનાવ્યાં છે. મુળનુ મુળ હોય તો જ આ તત્વો બનાવનાર અકલિત—અદૃશ્ય શક્તિ હોય. એવું તે પ્રમુળ કેવું કે તે દેખાય જ નહીં! હોય તો તેને દેખવામાં શો બાધ છે? તત્વો તેમનાં તેમ જ સર્વનાં મુળ છે તો કેમ દેખાય છે? મુળનું મુળ હોય ત્યારે દેખાયને! જેને મુળ હોય તે મુળ કહેવાય જ શાનું? માટે મુળનું મુળ—પ્રમુળ હોય જ નહીં અને તે હોય એમ માનવું એ પણ એક તમો ગુણ છે. મુળ પૂર્વે કાંઈ હોઈ શકતું નથી. આ મુળ તરીકે સ્પષ્ટ દેખાતાં તત્વોનું મુળ બીજું હોય તો તે બીજા મુળનું મુળ કયું અને તેનું મુળ કયું અને એ મુળની પરંપરા ચાલી છેવટ કોઈ ઠેકાણે અટકી રહેવી જોઈએ. એનો છેડો તો આવે જ નહીં?

આ પાંચ તત્વોનાં કાર્યની અદ્દભૂત શક્તિ જોતાં અકલિત છે. ઉત્પત્તિ—સ્થિતિ—લય અને પાછી ઉત્પત્તિ અને એની એ જ પરંપરા—ભરરોજ ચાલ્યાં કરે છે. તેમનામાં એક બીજાંને બનાવવાની અદ્દભૂત શક્તિ હોવાથી તેમનો અંત દેખાતો નથી. અનંત આ પ્રકૃતિ જ છે. અનંતનો આદિ કે અંત હોય જ નહીં માટે પ્રકૃતિનું મુળ—આદિ છે જ નહીં પરતુ તે સર્વનું આદિ છે અને તે જ આદિ રહિત હોઈ અનંત છે. મુળનાં મુળ શોધવાં એ પાણી વલોવી નવીનીત કાઢવા જેવો કે વાળ ચીરવા જેવો કે આખી સૃષ્ટિને મુઠીમાં સમાવવા જેવો વ્યર્થ આયાસ છે. આ પાંચે તત્વોએ પહોંચતાં જ આપણે અનંતતાના પાકા આગળ જઈએ છીએ કે જે પાકા પછવાડે

ખધું અગમ્ય અને અદસ્ય તથા અનંત છે. કાંઈ દેખાતું નથી એટલે આગળ જઈ શકતા નથી સમુદ્રનો કિનારો છોડ્યા પછી આગળ જેમ સર્વત્ર પાણી પાણી દેખાય છે તેમ આ અનંતતાનો અંધકાર દેખાય છે અને ત્યાંથી સામો કાંઠો દષ્ટિ મર્યાદામાં આવી શકતો નથી. શું કહેવાતો પરમેશ્વર આ અનંતતાના અંધકારમાં બેઠો બેઠો આ પ્રકૃતિ—પાંચ તત્વો બનાવી મોકલતો જાય છે? જો હા તો તેને એમ અંધકારમાં બેસી બનાવવાનું શું પ્રયોજન? પ્રકૃતિની વચમાં કે પ્રકૃતિની સાથે રહી બનાવવાનાં શું હરકત? દુનિયાની વચમાં મજાનું એક મોટું કારખાનું બાંધી તેમાં આ પાંચ તત્વો બનાવી તે જેમ જેમ વપરાતાં આવે તેમ તેમ પુરતો આવે! તત્વોને પણ ક્યાં તેની પુરવણીની પરવા છે? તે તો તેમની મેળેજ પુરાતાં જાય છે. એક્વાર બની ગયા પછી (પાંચે સાથે) તેમને ફરી આગળ બનવાની દરકાર નથી. કારણ કે તે તેમની મેળે બનતાં ચાલ્યાં જાય છે. લય પામતાં ભૂતો (પ્રકૃતની વસ્તુઓ) માંથી પાછાં આવતાં તત્વો સહુ સહુના જથ્થામાં પાછાં ભળતાં જાય છે અને એમ ભરઢોળ થયાં કરે છે. પ્રથમથી જ થાપણ પુરતી છે કે તેમાં તુટો આવતો નથી. તુટો દુરૂપયોગ થાય તો આવે પરતુ પ્રકૃતિ એમ તો ઘણી જ દક્ષ અને ડાહી છે કે જ્યાં જેટલી જોઈએ તેટલું જ આપી સીલક તો કાયમ રાખતી જ જાય છે. જમા કરતાં ખર્ચ વધવા દેતી નથી. તેનું બજેટ* પાકું છે. આવી ઉત્તમ વ્યવસ્થાને પરિણામે તુટો અસંભવિત છે.

હવે આ અનંત અને પરમ—અદ્ભૂત શક્તિમાન તત્વોના ગુણ જોતાં તેમનામાં ઉત્પત્તિ—સ્થિતિ અને લયની આવી અજાયબ ક્રિયા રહેલી છે છતાં તે જડ છે—મુગાં અને આંધળાં છે. તે નથી સાંભળતાં કે નથી બોલતાં કે નથી દેખતાં. જે માણસ મુગું અને આંધળું હોય તો પણ તેનામાં ચૈતન્ય તો હોય છે તેમ આ તત્વોનું છે. આથી પોતાનાં રટન-પ્રવૃત્તિ સિવાય બીજું શું થાય છે તે તે જાણતાં નથી કે સાંભળતાં નથી. આથી તેમને કશાંયની ખબર કે ભાન થતું નથી. માત્ર એ જડતાને અંગે પોતાનાં કાર્યમાં સર્વદા સર્વથા મચ્યાં રહે છે. જે માણસ બીજા ઉપર ધ્યાન રાખ્યા વગર પોતાનાં કાર્યમાં એકાગ્ર ચિત્તે મશગુલ રહે છે તે જડ કહેવાય છે. તે જે રવૈયે ચડે તે ચડે પછી બીજાનું ભાન રાખે નહીં. થાકે ત્યારે મૂકે. તેમ આ પણ થાકે ત્યારે મૂકે. બાકી ત્યાં લગી તો જડભરતની માફક પોતાનાં કાર્યને એકાગ્રતા પૂર્વક કર્યાં જવાનાં. તેમની પરમ શક્તિને અંગે થાકે એ પણ અસંભવિત છે. તે કદિ થાકવાનાં નથી અને તેમનું કાર્ય મૂકવાનાં નથી અને તે સિવાય બીજાં કશાંયની પરવા રાખનારાં પણ નથી. તેમનાં કાર્યમાં અસાધારણ રીતે જોર કરી જાય જાય છે તો તેથી અસાધારણ બનાવ બની જાય છે. જેમ એક ચક્કર ફેરવવા મંડેલો જડભરત ફેરવવાની ગતિમાં વધી જાય તો તેનો હાથ ચક્કર સાથે ન રહી શકવાથી છટકી જાય છે અને ગ્રહણ મુક્ત થાય છે. જો કે ગ્રહણ મુક્ત થતાં પાછો તે ગ્રહણ કરી વાળે છે અને પછી સાધારણ ગતિમાં ફેરવે છે. તેમ આ પણ અસાધારણ બનાવનો અકસ્માત બની જતાં પાછી પોતાની ગતિ સંભાળી લે છે અને અકસ્માત તો થયો તે થયો જ રહે છે. આવી રીતે તેમનાં કાર્યનું ચક્ર સર્વદા સર્વથા ફર્યાં જ કરે છે.

* Budget=ઉપજ ખર્ચનો નક્કી કરેલો આંકડો—પ્રમાણ.

આ ઉપરથી પરમેશ્વર નથી અને તેમ જ તે આ પ્રકૃતિનો બનાવનાર કે કોઈ નથી પરંતુ પ્રકૃતિ અનંત છે અને તે પોતાની મેળે બની પોતાનો નિભાવ કરે છે અને તેનો લય નથી એમ પુરતી રીતે સ્થાપિત થાય છે. પરમેશ્વરનામાં જે શક્તિ માનવામાં આવે છે તે એવા કોઈ એક પુરૂષ રૂપી પરમેશ્વરની નથી પરંતુ આ પાંચ તત્વોની જ છે. સામાન્ય રીતે એક પુરૂષ તરીકેની કલ્પના દૂર કરીએ તો પરમેશ્વર એટલે પરમ શક્તિ એવો સહેલો અને સીધો અર્થ નીકળે છે. સારાંશે પાંચ તત્વો એટલે પરમેશ્વર. કોઈ તત્વજ્ઞ કહી ગયો છે કે "પાંચ તે પરમેશ્વર." આ ઉક્તિને ગ્રામ્ય ઉક્તિ તરીકે ગણવામાં આવે છે પરંતુ તેમાં કેવો ગંભીર અર્થ રહેલો છે! એ ઉક્તિ કેવી સહેલી અને સરળ છે પરંતુ જુઓ તેમાં અર્થ ગાંભિર્ય કેટલું છે! એ ઉક્તિને ગ્રામ્ય માની પાંચ માણસોનું પંચ તે પરમેશ્વર એમ ગણાય છે. પરંતુ એ અર્થ અહીં કરેલા અર્થ જેવો વધુ સુસંગત જણાતો નથી. કેટલાક "પંચ ત્યાં પરમેશ્વર" એમ પણ કરે છે. તાત્પર્ય બેઉનું એક જ છે. પરમેશ્વરનો ખરો અર્થ કરવામાં આવે તો કોઈ એક પરમ શક્તિવાન અને અદ્રશ્ય રહેનારો પુરૂષ નહીં પરંતુ તેને જે અનાદિ, અનત, અવિનાશી, પરમ શક્તિવાન, કર્ત્તાહર્ત્તા, બધી દુનિયાનો આધાર, અખિલ બ્રહ્માંડ (સૃષ્ટિ) નો સ્વામી, અગમ્ય, ગહન, અપાર, સત્ય, અનન્ય, સઘળી વસ્તુઓનું બીજ, સર્વ વ્યાપક, સર્વ દર્શી વિગરે વિગરે કહેવામાં આવે છે તે બધા ગુણ આ પાંચ તત્વોના છે. માટે પાંચ તત્વોનુ પચત્વ કહો કે પરમેશ્વર કહો તો તે એકનું એક જ છે. પરમેશ્વર કરતાં પંચત્વ કહેવામાં આવે તો તેથી અર્થ સુઘટિત રીતે સમજાય છે.

મુદ્દો ત્રીજો—ઉપરના બે પ્રશ્નોના ઉત્તર ઉપરથી પરમેશ્વર હાલ માનવામાં આવે છે તેવી એક વ્યક્તિ નથી પરંતુ પચત્વ (પ્રકૃતિ) એ જ પરમેશ્વર છે એમ સ્થાપિત ... છે. આ પંચત્વ નિરાકાર પણ છે. તેમજ તે આગળ પ્રતિપાદિત કર્યા પ્રમાણે જડ છે. જડ હોવાથી તે નથી સાંભળતું કે નથી બોલતું કે નથી દેખતું. જ્યારે એમ છે તો પછી પ્રાર્થના કે સ્તુતિ કે નમસ્કારની તેને શી અસર થાય? તે બધુંય વ્યર્થ કે બીજું કાંઈ? ગમે તે કરીએ પરંતુ તેને જડતાને અંગે કાંઈ અસર થતી નથી કે કાંઈ ભાન થતું નથી. તે તો તેનું ચક્કર ફેરવ્યુ જ જાય છે. શ્રી કૃષ્ણના કહેવા મુજબ તથા આપણા અનુભવ મુજબ જે કાંઈ થાય છે તે બધું પ્રકૃતિના ગુણોથી જ થાય છે. એ ગુણની અસરમાં ફેરફાર કરવા માટે કે નેષ્ટ હોય તો સારી કરવા માટે તે ગુણથી સામા ગુણની અસર કરવી જોઇએ. એક ગુણની અસર કાઢવા માટે બીજા ગુણની અસર લગાડવી જોઇએ. બાકી પ્રાર્થના, સ્તુતિ કે નમસ્કાર કર્યાથી કાંઈ વળે નહીં. બાધા રાખવાથી કે એવાં કાંઈ માનવાથી કશુંય ન થાય. જડને તેની અસર થાય જ નહીં. જડ તેનાં કામમાં મંડયો હોય તો તેને બુમો મારીને થાકો પણું તે સાંભળશે નહીં કે નીચું માથું કરી મંડયો હશે તે ઉચું કરી જોશે નહીં. એ શ્રમ વ્યર્થ જશે પણ જો તેનાં શરીરને સ્પર્શ કરવામાં આવશે તો તુરત અસર થશે. તેમ પ્રકૃતિનાં કાર્યને અટકાવવા સારૂ પ્રકૃતિનો જ આશ્રય લેવો જોઇએ. પ્રકૃતિના ભિન્ન ભિન્ન ગુણ છે અને તે એક બીજાના ઉત્પાદક, પોષક અને સંહારક પણ છે. વેર લાંચ થાય ત્યારે પ્રાર્થના કરીએ કે સ્તુતિ કરીએ કે નમસ્કાર કરીએ કે—કે

અગ્નિ દેવા તમે સમર્થ છો—દયાળુ છો—એવા છો તેવા છો ઈત્યાદિ. તમે શાંત થઈ જાઓ અને આ ઘરને બચાવો. શું એ આવી સ્તુતિ, પ્રાર્થના કે નમસ્કારથી પ્રશાંત થશે ! પરંતુ તેવો મિથ્થાચાર છોડી પ્રકૃતિની જ સહાય લઇએ એટલે કે પાણીનો મારો ચલાવીએ તો તુરત હતો નહતો થઈ જશે. એવી રીતે પંચતત્વનાં એક કાર્યનું નિવારણ કરવા માટે બીજાં કાર્યનો આશ્રય—સહાય લેવી જોઇએ. શરીરમાં રોગ પણ એ પંચતત્વનાં કાર્યનું જ પરિણામ છે. રોગ પ્રાર્થનાથી મટતો નથી પરંતુ એ પંચતત્વનાં જ બીજા કાર્ય ઔષધિ પ્રાશનથી તે મટે છે. આવી રીતે પંચતત્વનું એક કારણ બીજાં કારણનું મારણ હોય છે અને પોષણ પણ હોય છે. અગ્નિમાં તેલ રેડો તો ભડકો મોટો થાય. આ તેનો પોષક ગુણ. પાણી રેડો તો હોલવાય. આ સંહારણ. પાણી ને અગ્નિ સંહારી શકે છે અને અગ્નિને 'પાણી' સંહારે છે. જેનું પ્રમાણ વધુ, જે વત્તાં બળવાળું તે ઓછાં પ્રમાણ—બળ વાળાંને ગળી જાય છે અથવા શાંત કરે છે. આવી રીતે હરેક બાબતનું સમજવું. બાકી એ પચતત્વ રૂપી પરમેશ્વર જે જડ છે તેને પ્રાર્થના કે સ્તુતિ કરવી તે વ્યર્થ—વિપથ ગામી છે. એ વહેમ અને અજ્ઞાનના અવળા ઉપાય છે. પંચતત્વના એક ગુણને વશ કરવા માટે બીજા ગુણનો આશ્રય જ લેવો ઉચિત અને શ્રેયસ્કર છે. આ પંચતત્વ જ સર્વેનું મુળ, અધિષ્ઠાતા, કર્તાહર્તા, પોષણ કર્તા અને સઘળું છે. પરમેશ્વર કહો કે પંચતત્વ કહો તે એક જ છે. પચતત્વ જ પરમેશ્વર છે. તેના ગુણોને જ પામવું જોઇએ. તેનું જ્ઞાન જ મેળવવું જોઇએ. ज्ञानादेवाहि कैवल्यं. કૈવલ્ય તેનું જ્ઞાન પામવાથી જ મળે છે. દરેક પ્રકારની મુક્તિનું સાધન જ્ઞાન છે અને જ્ઞાન આ પચતત્વના ગુણોનું મેળવવાનું છે. જેની ભક્તિ—પૂજા—આરાધના—ઉપાસના—પ્રાપ્તિ કે એવું કાંઈ જે કરવાનું છે તે પંચતત્વનું જ કરવાનુ છે. અન્યથા વ્યર્થ છે.

મુદ્દો ચોથો—ઉપરનું બધું જાણ્યા બાદ ચોક્કસ નિર્ણય શો કરવો ? બધી બાબતોનો વિવેક કરતાં—સત્ય શોધતાં સ્પષ્ટતઃ જણાઈ આવે છે કે પરમેશ્વર જેવો પરમ શક્તિવાન પુરૂષ કોઈ નથી. આ પ્રકૃતિને બનાવનાર કોઈ નથી. પ્રકૃતિ સ્વતઃ રચિત અને પોષિત છે. તે જ આદિ કે અંત વગરની છે. પ્રકૃતિથી પર કાંઈ છે જ નહીં પરંતુ અનંતતા રૂપી અધકાર અને ખુલ્લાપણું છે જે જોઈ કે જાણી શકાય તેવું નથી—બિલકુલ અકલિત છે. તેને જાણવા માટે શ્રમ લેવો એ પણ આ અનંતતાના અધકારમાં ગોથાં ખાવા જેવું છે. તે તદન અજ્ઞેય છે. જ્ઞેય થવા જતાં ઓબડી એ ચુકે—અતો ભ્રષ્ટ સ્તતો ભ્રષ્ટઃ જેવી—ભ્રમિત સ્થિતિ થાય છે. આ પંચતત્વની જે અકલિત શક્તિ છે તે અપાર છે. અગમ્ય છે. બ્રહ્મા એટલે મહા 'જ્ઞાની પુરૂષો પણ તે પાર પામ્યા નથી. જે બાબત આગળ સુઝે નહીં તે કયાંથી જાણી શકાય ? દાખલા તરીકે એક ગુલાબનું પુષ્પ લ્યો. તેમાં પંચતત્વ રહેલું છે અને કયું તત્વ કેટલું રહેલું છે તે માનુષી બુદ્ધિથી જાણી શકાય છે પરંતુ પંચતત્વ તેની કઈ શક્તિ કે રીતિથી એ પુષ્પને બનાવે છે અને પછી પોષે છે કે હણે છે તે જાણી શકાતું નથી. એમાં રહેલાં પાંચ તત્વો તેમનાં સહુ સહુનાં પ્રમાણમાં આપણે એકત્ર કરીએ તો તેથી તે પુષ્પ ઉદ્દભવ પામતું નથી. એ તત્વો ક્યારે—કેવી રીતે—કેટલાં આવે છે અને શું ક્રિયા કરે છે કે જેથી એ પુષ્પ બને છે એ જ્ઞાન કોઇને થાય તેમ નથી. જો એ જ્ઞાન થાય તો પછી

સૃષ્ટિ રચવાનાં કારખાનાં ઠામેઠામ નીકળે કે કોઇને મરવાપણું પણ ન રહે. એ અનંત ખુબી અકલિત છે અને સદા અકલિત જ રહેશે. પ્રકૃતિ શબ્દનો અર્થ જ એવો છે કે પ્ર=મહાન, કૃતિ=કાર્ય એટલે મહાન કાર્ય. મહાન કરતાં કોઈ વધારે મહાન તો ન જ હોઈ શકે. એના કરતાં કોઈ મહાન કાર્ય થાય ત્યારે એ મહાન કાર્યનો ભેદ જડે. બનેલાંથી તેના બનાવનારની ખુબી પામી ન જ શકાય.

ગીતાના અધ્યાય ૧૦,૧૧ અને ૧૩ નો તત્વદૃષ્ટિથી વિચાર કરતાં માલુમ પડે છે કે જેને પરમેશ્વર કહીએ છીએ તે આ પ્રકૃતિ જ છે. પ્રકૃતિ જડ હોઈ તેને પ્રાર્થના કે સ્તુતિની અસર થતી નથી. પ્રકૃતિ પોતાની મેળે જ બને છે એ ગીતાના ચોથા અધ્યાયના ૬ ઠા શ્લોક—" જો કે હુ જન્મ વગરનો છું, નાશ નહીં પામવાવાળો છું અને સઘળા જીવો ( સ્થિતિ ) નો ઇશ્વર છું તો પણ મારી પોતાની પ્રકૃતિનો આશ્રય લઇને મારી પોતાની જ માયા ( શક્તિ ) થી હું જન્મ લઉં છું. "—આ શ્લોકને તત્વદૃષ્ટિથી જોતાં જણાઈ આવે છે. પરમેશ્વરને બીજી રીતે તો બનેલો અદ્યપિ કોઇએ દીઠો નથી.

આ દુનિયામાં જે જે થાય છે તે પ્રકૃતિથી જ થાય છે. ગીતાના અધ્યાય ૧૩ ના શ્લોક ૨૬ થી કહેવામાં આવ્યુ છે કે " સ્થાવર અને જંગમ જે કંઈ પેદા થાય છે તે ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્રના સંયોગથી થાય છે. " પ્રકૃતિ એટલે ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્ર એટલે તેની શક્તિ—ગુણ આ વાત જ તત્વદૃષ્ટિથી સિદ્ધ થાય છે બાકી પરમેશ્વર જેવો કોઈ માણસ જણાતો નથી પ્રકૃતિ સિવાય બીજા કશાંયમાં પોતાને કે બીજાને બનાવવાની શક્તિ રહેલી નથી અને છે એમ માનવું એ પણ ભુલ ભરેલુ છે. ગીતાના તત્વને જાણનાર પરમેશ્વર જેવી કોઈ મનુષ્ય રૂપ મહા શક્તિને તો નહીં માને.

આ બધા જીવો અને દુનિયામાં થતા બનાવો પ્રકૃતિથી જ થાય છે. એમનો બનાવનાર કોઈ પરમેશ્વર જેવો માણસ તો નથી જ. આખી સૃષ્ટિનાં માણસો એક સરખાં હોતાં નથી. કોઈ રાજા કોઈ રાંક, કોઈ શ્રીમંત કોઈ ભીખારી, કોઈ શેઠ કોઈ મજુર, કોઈ બુદ્ધિશાળી કોઈ મૂર્ખ, કોઈ જ્ઞાની કોઈ મૂઢ, કોઈ રૂપાળાં કોઈ કદરૂપાં, કોઈ કાળાં કોઈ ધોળાં, કોઈ લાલ કોઈ પીળાં, કોઈ મુગાં કોઈ બ્હેરાં, કોઈ બોબડાં કોઈ આંધળાં, કોઈ લુલાં કોઈ પાંગળાં, કોઈ કો'ઢલાં કોઈ ચીબાં કે બુચાં, કોઈ સુખી કોઈ દુઃખી, કોઈ એશઆરામી કોઈ વૈતરો, કોઈ નિરાધાર કોઈ નિર્બળ, કોઈ સબળ, કોઈ પાપી કોઈ પુણ્યશાળી, કોઈ હિમ્મતવાન, કોઈ બીક, અને એવા અગણિત તફાવતો રહેલા છે. એક માણસ રૂપ બનાવનારને આવા તફાવત રાખવાનું શું પ્રયોજન ? તેને બધાંય સરખાં છતાં આવા તફાવત શા માટે ? આ શું પ્રકૃતિના ગુણોનું વત્તા ઓછાપણું નથી સિદ્ધ થતું ? એ બધાય પ્રકૃતિના ગુણનાં પ્રમાણ મુજબ બનેલાં છે. યુરોપનાં માણસ સફેદ ત્યાં તાઢ અને આફ્રિકામાં કાળાં અને સખ્ત તાપ. શું આ બધુંય પ્રકૃતિના ગુણોનાં પ્રમાણનું પરિણામ નથી જણાતુ ? શાસ્ત્રીય શોધો આ વાત જ કહે છે. શાસ્ત્રીય શોધમાં ક્યાંઈ પણ એવો માણસ રૂપી પ્રભુ જણાતો નથી પરંતુ સર્વત્ર પ્રકૃતિના ગુણો સાબીત થાય છે.

જો એવા માનુષી રૂપવાળો પરમેશ્વર આ સૃષ્ટિનો મહારાજાધિરાજ હોય તો પૃથ્વીના પટ પર થયેલા કે થતા વિગ્રહો, ધરતીકંપ, રેલ, દાવાનળ, જ્વાળામુખી, દટાદણ, દુષ્કાળ, મરકી, પ્લેગ, વાવાઝોડાં, તોફાન કે એવાં અસાધારણ રીતે નાહક ઉપદ્રવ કરનારાંને શ્યા માટે થવા દે ? કોઈ રાજા પોતાના દેશમાં તેમને આવેલાં ઇચ્છશે ખરો ? આવા મહાન શક્તિમાન અને દયાળુ—સર્વેના પતિ ગણાતા રાજામાં એવી નિર્દયતા સંભવે ખરી ? એમનાં નિવારણ માટે ભૂખાંધથી અસંખ્ય પ્રાર્થનાઓ કરવામાં આવે છે, યજ્ઞો, બળિદાનો, હોમ, જપ કરવામાં આવે છે છતાં તે એક સાકાર અને જડતા રહિત વ્યક્તિ હોય તો સાંભળ્યા વગર કે દયા લાવ્યા વગર રહે ખરો ? એ બધા ઉપદ્રવોનાં કારણ તરીકે સામાન્ય માન્યતા એવી છે કે માણસો પાપ બહુ કરે છે ત્યારે પરમેશ્વર તેથી ગુસ્સે થઈ પાપની શિક્ષા તરીકે તેમને મોકલી આપે છે. જેવી રીતે પાપોથી ગુસ્સે થઈ મોકલી આપે છે એવી રીતે ઉપર કહેલાં કર્મોથી પાછો પ્રસન્ન થઈ શ્યા માટે પાછાં ન બોલાવી લે ? કોઈ દહાડો પાછાં બોલાવ્યાં છે ખરાં ? વળી એવા ઉપદ્રવમાં તો માણસ ઉપરાંત પશુ, પખી, વનસ્પતિ વિગેરે સહુને દુઃખ થાય છે. એકલાં મનુષ્યોનાં પાપને માટે બીજા નિરપરાધીનેય શિક્ષા કરવાનું શું પ્રયોજન ? આ બધાં પણ શાસ્ત્રીય રીતે વિચારમાં લેતાં પ્રકૃતિના ગુણોનાં જ પરિણામ છે. પરમેશ્વર તેના ગુણ ગણવામાં આવે છે તેવો એક જ વ્યક્તિ હોય તો સબળ પાપીઓના હાથે નિર્બળ નીતિવાનને નુકસાન થવા દે ખરો ? એક માણસની બીજા પર સત્તા ચાલવા દે ખરો ? તેને સહુ સરખાં છે. એ તો તેની પોતાની સત્તામાં હાથ ઘાલવા જેવું ગણાય ! અપરાધી સાથે નિરપરાધીને શ્યા માટે દંડે ? સુકાં સાથે લીલાંને શ્યા માટે બાળે ? નાસ્તિકનાં પાપથી આસ્તિકને પણ શ્યા માટે ખમવા દે ? પ્રથમ તો તેનામાં આવી શક્તિ છતાં તે કોઈને નાસ્તિક જ શ્યા માટે થવા દે ? પાપો જ શ્યા માટે થવા દે ? કે પછી ઉપદ્રવો મોકલવાની તસ્દી લેવી પડે ! નાસ્તિકના હાથે આસ્તિકને હેરાન ગતિ પહોંચાડવા દે ખરો ? દરેક ઉપદ્રવ આસ્તિક, નાસ્તિક, સબળ દુર્બળ, માનવ જાતિ, પશુપખી, જીવજંતુ, વનસ્પતિ અને એવી દરેક સૃષ્ટીય સ્થિતિનો એક સરખી રીતે ભક્ષ કરી જાય છે. તાજો દાખલો પાલીતાણાની રેલ. શું તેમાં ગયાં તે બધાંય નાસ્તિક કે પાપી હતાં ? શું તેમાં ગયેલાં ઢોર, પખી, વનસ્પતિ, મનુષ્ય સહુએ એક સરખી રીતે પાપ કર્યું હતુ કે સહુને શિક્ષા થઈ ! આવા બધા અસાધારણ બનાવો પ્રકૃતિના ગુણની ભરતી ઓટથી થાય છે. અસાધારણ વધારા કે ઘટાડાનાં એ પરિણામ છે. એ પરિણામ છે. એ રેલથી પ્રકૃતિને કાંઈ અસર થઈ? કહેવામાં આવતા પરમેશ્વરને થઈ ? એ તો એનાં એ રહ્યાં છે અને તેમનું કાર્ય કર્યાં જાય છે. બધી ઘણીએ પ્રાર્થનાઓ કરવામાં આવી હશે પરંતુ કાંઈ વળ્યું નથી. પહેલી રેલ વખતે પ્રાર્થના નહીં થઈ હોય પણ પછી તો થઈ હશેને ? પછી થઈ હશે છતાં બીજી રેલ કેમ આવી ? અને વળી પાછી ત્યાંને ત્યાં જ. ઘરમાં પાણી ભરાયાં હશે—ઘરો પડતાં જતાં હશે બધાં દટાતાં કે તણાતાં જતાં હશે ત્યારે શું પ્રાર્થનાઓ નહીં થઈ હોય ? માનતાઓ—આધાઓ નહીં રખાઈ હોય ? છતાં એ રેલો કેમ સમાવાને બદલે ઉગ્રતર બની ગઈ હશે ? આવું છતાં એ કહેવાતા પરમેશ્વરનાં કઠણ હૃદયને કાંઈ અસર થઈ નહીં કે દયા—સ્નેહ કે

ક્ષમાએ તેમાં પ્રવેશ નહીં કર્યો? તે તો દયા—સ્નેહ—ક્ષમાથી ભરેલો છે તો તે બધાં શું સીલકે નહીં રહ્યાં હોય? ન હોય તો તે અપાર ક્યાંથી કહેવાય? આ રેલોથી આખી દુનિયાનાં માણસોને અરે રાડી—કંપારી છુટી ગઈ છે તો શું એ સર્વનો અધિષ્ઠાતા એવો નિર્દય હશે? રેલ વખતે સપડાએલાંઓને બચાવવા માણસો કુદી પડ્યાં તો એ ક્યાં પરિભ્રમણ કે પર્યટન કરવા ગયો હતો કે ન આવી શક્યો? તેણે પણ માણસો સાથે કામમાં ઝુકી પડવું હતું! અગાધ શક્તિવાળો હોઈ પોતે જ બધુંય કરવું જોઇતું હતું અને કામે લાગેલાં માણસોને જોખમમાંથી દૂર રહેવા કહેવું જોઇતું હતું! અંધ શ્રદ્ધાળુઓ—અજ્ઞો કહેશે કે એણે માણસોને બળ આપ્યું. પોતે કોઇનું નિમિત્ત બનતો નથી. વાહ વાહ! આવો શક્તિવાળો નિમિત્ત થતાં ડરે! નિમિત્ત થાય તો તેને તેની શક્તિને અંગે કોઇથી શું થનાર છે? કોઈ રાજા તેની પ્રજામાં જુલ્મ વર્તાવે છે તો તે બીચારી પ્રજાથી શું થાય છે? એ રાજા બીજાને સ્યા માટે નિમિત્ત બનાવતો નથી અને પોતે જ પ્રકટ રીતે કરે છે? પરમેશ્વરે આપેલું બળ અફળ પણ જાય ખરૂં? આલોને નિમિત્ત થાય નહીં પરંતુ તેણે આપેલું બળ પણ કેમ કતેહમંદ ન થાય?

આ બધું જોતાં કહેવાતા પરમેશ્વર જેવી સાકાર વ્યક્તિ કોઈ જ નથી. જે છે તે આ પ્રત્યક્ષ દેખાતી પ્રકૃતિ છે. જે છે તે બધુંય તેનું જ પરાક્રમ છે. તે છે અને કરે છે માટે તે પ્રત્યક્ષ દેખાય છે અને નિમિત્ત પણ નિડર રીતે બને છે. તે જડ હોવાથી તેને પ્રાર્થના કે સ્તુતિ કશાંયની અસર થતી નથી. તેને તેના કામમાં તેના પોતાના વગર બીજા કોઈની અસર થતી નથી. એ અસરો પણ સત્ય હોવાથી માણસો પામી શક્યાં છે અને હજુ પામતાં જાય છે. પરમેશ્વરના સંબંધમાં સત્ય આ છે. છતાં આગળથી ચાલતી આવતી ખોટી માન્યતાને હઠ પૂર્વક વળગી રહેવું એ અજ્ઞાનના અર્ણવમાં ડુબી રહેવા જેવું છે; અધમતાના આગારમાં કેદ રહેવા જેવું છે; ખોટાપણાંના ખાડામાં પડી રહેવા જેવું છે; અસંભવિતતા—અસત્યને આદર કરવા જેવું છે; તત્વનો તુચ્છકાર કરવા જેવું છે; સત્યની સામા થઈ તેનો વિનાશ કરવા જેવું છે.

જે જે શાસ્ત્રીય સત્યો પ્રકાશમાં આવ્યાં છે, જે જે મહા કાર્યો થયાં છે, જે જે શક્તિ વિકાસ પામી છે, જે જે થયું છે અને થતું જાય છે તે બધુંય શાસ્ત્રીય શોધો—પ્રકૃતિમાં રહેલા સત્ય—ગુણોની શોધખોળ અને જ્ઞાનથી તથા ઉપયોગથી થયું છે અને થશે. યાંત્રિક બળ, વીજળીનાં બળ, રસાયણનાં બળ, હવાનાં બળ (બોઇલરો, એન્જીનો, તાર, ટેલીફોન, ગ્રામોફોન, હવાઈ વિમાનો વિગેરે) અને એવાં અજાયબ પમાડે એવાં કાર્યો થયાં છે અને થતાં જાય છે તે શું તેમના કરનારાઓએ કહેવાતા પરમેશ્વરનાં નામની માળા ફેરવી કે પ્રાર્થના—સ્તુતિ કરી કે બાધા—આનતા રાખી કર્યાં છે? કે એ તો કુદરતમાં રહેલી શક્તિ સમજી તેને ઉપયોગમાં લેવાથી થયાં છે? પૌરાણિક દેવોનાં પરાક્રમો કરતાં આ પરાક્રમો ઉતરતાં છે? દેવોનાં પરાક્રમો તો અસંભવિત જણાય છે કારણ કે તેમણે કર્યા મુજબ કરવાથી તેમ થતું નથી પરંતુ આ તો પ્રત્યક્ષ—મોજુદ છે. ઘણાના ઘણા કહેવાતાં પરમેશ્વરનાં

નામની માળાઓ ફેરવી ફેરવી મરી ગયા અને આપણે પણ તેમના અજ્ઞાનનુ અનુકરણ કરતા કરતા મરી જશુ પરતુ તે પરમેશ્વરના દર્શન ~ સુનાતાત નથી ગ્યા પામ્યા તેમ આપણાથી પણ નહીં થાય આ માર્ગ ખોટા અને અજ્ઞાનતાનો છે

સત્ય અને જ્ઞાનના માગ જવાથી આપણે કહેવાતા પરમેશ્વરને ઉભો પણ નહીં રહેવા દઇએ અને કુદરત ( પ્રકૃતિ ) ના ગુણો યથાર્થ—યથાસ્થિત—યથારીત સમઝ તેમનો આ શ્રય—ઉપયોગ લઈ ઇચ્છિત વસ્તુ મેળવવા લાગશુ મુક્તિના સાધન તરીકે માગા—પ્રાર્થના—સ્તુતિ ક રટન—જપ કામમા નહીં આવે પરતુ પ્રકૃતિના ગુણો જ આવશે

કહેવાતા પરમેશ્વરની જે શક્તિ—માયા ગણવામા આવે છે તે બધી પ્રકૃતિની જ છે એમ શાસ્ત્ર પ્રમાણોથી સિદ્ધ થાય છે શાસ્ત્ર એટલે પ્રકૃતિના ગુણોનુ ગ્રથગ્રણ તથા ઉપયોગ કરતા શીખવનાર વિદ્યા જેના ગુણોને પામવાનું છે તે આ પ્રકૃતિ જ છે પ્રકૃતિથી પર અધકાર અને શુન્યપણામય અનતતા સિવાય કશુય નથી એ અનતતા અસ્તિત છે

નેતિવાદવાળાનુ કથન સત્ય છે કારણ કે કહેવાતો પરમેશ્વર કાઈ છે જ નહીં અનત, અનાદિ, અવિનાશી અસ્તિત, માયાવી વિગેરે જે છે તે આ સહુની નજર આગળ દેખાતી અને દેખાવા માટે તત્પર રહેતી, બીજાને કારણભૂત બનાવ્યા વગર પોતે જ ખુશી રીતે કામ કરતી અને કોઈનુ કશય કાને નહીં ધરતી આ મહાશક્તિ—અદ્દભુતા—જડામાયા પ્રકૃતિ છે તેની ભક્તિ—પૂજા—આરાધના—ઉપાસના—સેવા વિગેરે કરવું તે જ સત્યાચરણ છે તે જ સત્યધર્મ છે આવા કર્મોના પણ પરમેશ્વરની માફક ખોટા અર્થ થાય છે ક્રિયાઓ માન અવળી અને સત્યથી વિપરીત છે તેમના સત્યાર્થો યદનતર બનાવવા પ્રયત્ન કરીશ

હુ ધારૂ છુ કે સ્થાનકવાસી જૈનમાર્ગીઓ તથા થીઓસોફીના ઈશ્વર સબધવાળા નેતિવાદ જ સ્વીકારે છે સ્થાનકવાસી જૈનો નિરાકાર સ્વરૂપને માને છે એ તો પ્રસિદ્ધ છે ઈશ્વર સબધવાળાનો ભેદ તેમા દાખલ થયા વગર નથી જણાતો એટલે લાવાર જો તે ભેદ સત્ય યુક્ત હોય તો તે પ્રગટ કરવામા તે સબધને શો બાધ હશે ? નેતિવાદ હોય તો પણ તે શા માટે સહુને ન જણાવતો ? આસ્તિકો ઘણા હોઈ પોતે ગણ્યા ગાઠ્યા હોવાથી ભીતિ લાગતી હશે ? ગમે તે હોય પરતુ મારી કલ્પના તો તેઓ નેતિવાદના સ્વીકારનારા છે એમ છે ખરૂ ખોટુ તો એ જાણે સત્ય હોય તો તેને પ્રગટ કરવામા ભય રાખવાપણું જ હોતુ નથી ભેદ રાખે તે બીજે સ્વભાવ જ કા તો કોઈ ત્રિવિયાગ હશે ! તે તો તે જાણે સત્ય હોય છે તે તો સમજમા આવવા માટે ઉમળકા મારે છે છતા એમનું સત્ય શિથિલ શા માટે ? એ ખબર કેવુ ?

આ લેખ વસન્તના કાર્તિક ૧૯૭૦ ના અકના પૃષ્ઠ ૫૪૧ મા " રા આનદશકર અને 'મુક્તિનાં સાધન ' —એ નામક ચર્ચાપત્ર ઉપરથી લખવામા આવ્યો છે આના ક્રમના સત્યમા જો કાઈ ખામી હોય તો તે શોધી કરવા સારૂ જ વૃત્તિ અગળ તે ધરવામા આવે છે કોઈ વિદ્વાન આ સત્ય કરતા ભિન્ન પ્રમાણનુ મત બતાવે તો તેથી દુનિયાના જ્ઞાનના

( છેવટ માર્ગ જ્ઞાનમાં તો ખરો ) વધારો થશે સત્ય કહેતા આંચકો ખાવાની જરૂર નથી આથી જ મને લાગતું સત્ય મેં પ્રકટ કરવાની હિમ્મત ભરી છે મારા વિચારને અનુસરી હું "મુનિના સાધન" ગમથી બીજો લેખ થોડા સમયમાં દૃષ્ટિ સમક્ષ રજુ કરીશ ત્યાં સુધી આ લેખને ચાકડે ચડવા ઘો. જય સત્ય!

વાસદા,
તા. ૩૦-૧-૧૯૧૪.

"શીર્પોંદ્."

---

## ગુજરાતી ભાષાની ઉત્પત્તિ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૫૨ થી )

પરતુ રા. ઝ કહેછે તે § ૧૪ મા શતકના "પુષ્કળ મળી આવતા ગુજરાતી દસ્તાવેજો" માટે શું કહીશુ? એટલું જ કે એ દસ્તાવેજો તથા હેના ઉતારા રા. ઝ બતાવે તે પછી જ કશુ પણ કહી શકાય પુષ્કળમાંના થોડા પણ બતાવે તો પછી હેમાંની ભાષા 'ગુજરાતી' છે કે કેમ, અર્થાત્ ગુજરાતીના કિયા પ્રાચીન વિકાસક્રમની છે, તે કહી શકાય કેવળ મોઘમ વચનના આશ્રય પાછળ રા ઝ સતાયછે તે સંશય ઉત્પન્ન કરનારુ થાયછે દસ્તાવેજો ક્યહાં છે? કો'ની કને છે? હેમાની ભાષાના નમૂના કે'વા છે? એ દસ્તાવેજોની વિશ્વસનીયતા માટે પ્રમાણ શુ છે? ઇત્યાદિ અનેક પ્રશ્ન ઉત્તર માગતા ઊભા રહેછે. તે સમાધાન વિનાના ગોળ ગોળ વચનથી સામાન્ય વર્ગ પણ છેતરાશે એમ રા. ઝ માનતા હોય તો સામાન્ય વર્ગની બુદ્ધિને એઓ અપમાન આપેછે એટલુ જ કહેવું બસ છે રા ઝાએ એ દસ્તાવેજોની ઉપર પ્રમાણેની સામગ્રી રજૂ કરી નથી, તો તે દરમ્યાન રા. બ. કમળાશંકરના 'ગુજરાતી ભાષાનો આરમ્ભ' નામના નિબન્ધમા જે દસ્તાવેજોમાથી ઉતારા આપ્યા છે તે જોઈશુ, તો ત્હેમાં તો જૂનામાં જૂનો દસ્તાવેજ સંવત્ ૧૫૮૩ (=ઈ. સ ૧૫૨૭) નો છે† અને હેની ભાષા તો સ્પષ્ટ રીતે મધ્યકાલીન ગુજરાતી છે. નરસિંહ મહેતાના સમય પછી ૪૯ વર્ષના અંતરે આ દસ્તાવેજની સાલ આવેછે, હેમાંના શબ્દ-સ્વરૂપો જુવો —

(૧) विण्हूद जावयद (વિષ્ણુ જાદવે)

---

§ ૧૪ મો સૈકા વિક્રમ સવતનો કે ઇસવીસનનો તે સ્પષ્ટતા રા ઝ એ કરી નથી એ ખેદની વાત છે

† એ નિબન્ધનું પૃષ્ઠ ૬ ૧૨ જુવો; ત્રીજી સાહિત્યપરિષદ્નો રિપોર્ટ, નિબન્ધસંગ્રહ.

(૨) लाखइ सारणइ (લાખે ચારણે; લાખા ચારણે)

(૩) आपणइ कबजि (આપણે કબજે)

(૪) लइइ (લઈ, લઈને)

(૫) जमणइ हाथइ (જમણે હાથે)

આ અને હેવા આ દસ્તાવેજમાંના અનેક પ્રયોગ 'મુગ્ધાવબોધ ઔક્તિક' ના સમયની ભાષાનાં રૂપોનો પ્રચાર હજી એ સમયમાં પણ ટકી રહ્યાની સાક્ષી પૂરેછે. રા. બ. રમણભાઇયે આ વર્ષ પછીના દસ્તાવેજોમાંથી શબ્દાદિકના નમૂના આપ્યાછે; એ સર્વ ક્રમવિકાસ સ્પષ્ટ રીતે સૂચક છે. આ હાલતમાં ૧૪ મા સૈકામાં એટલે ઉપરના જૂનામાં જૂના દસ્તાવેજથી લગભગ બે સૈકા પૂર્વેના દસ્તાવેજોની ભાષા આ નમૂના કરતાં અર્વાચીન હોય-હાલની ગુજરાતી જેવી હોય-એ કેવળ અસંભવિત છે; હેવી ભાષાના દસ્તાવેજો બતાવાય તો હેને સબળ પ્રમાણની અપેક્ષા સ્પષ્ટ રીતે રહેશે જ.

રા. શ કલ્પેછે તેમ માત્ર "કાન્હડદેપ્રબન્ધ" અને "મુગ્ધાવબોધ ઔક્તિક" એ બે ગ્રન્થના ઉપર જ આધાર રાખીને રા. કેશવલાલ અને હેમના મતને મળતા વિચારકોએ ગુજરાતી ભાષાના વિકાસનો સિદ્ધાન્ત નથી ચણ્યો. એ બે ગ્રન્થ ઉપરાંત અનેક પ્રમાણો મળી આવેછે. તે અહિં ઝડપથી બતાવી જઈશું તો બસ છે:—

(૧) (આ ચર્ચાના પૂર્વ ભાગમાં પારસી ધર્મગ્રન્થોમાં ગૂજરાતી ભાષાન્તરો છે તે નમૂના મ્હેં પ્હેલ પ્રથમ જ બતાવ્યાછે, હેની પુનરુક્તિની જરૂર નથી; એ નમૂના જ રા. શનું મુખ બંધ કરવાને બસ છે; આ લખાણો સંવત્ ૧૪૫૦-૧૫૦૦ ની આસપાસના સમયનાં છે; અર્થાત્ 'મુગ્ધાવબોધ' તથા 'કાન્હડદે પ્રબન્ધ' ના સૈકાઓનાં છે; એટલે 'મુગ્ધાવબોધ' અને 'કાન્હડદે પ્રબન્ધ' ઉપરાંતનો આ સબળ પુરાવો પ્રગટ થયોછે),

(૨) 'મુગ્ધાવબોધ ઔક્તિક' ની પછી પણ સંવત્ ૧૫૦૦ ની લગભગ પૂર્વે થયેલું "શુક બ્હોતેરી" નામનું ગદ્ય પુસ્તક. (રા. બ. રમણભાઈનો નિબન્ધ-' ગુજરાતી ભાષાનો આરમ્ભ'). હેમાંની ભાષાના નમૂના —

नगरि (નગરે, નગરમાં), तेहनि (હેને); क्षयतु (ક્ષયથી); हौउ (હુવો, હવો,=થયો); सहुइ छाडयु (સહુએ છાંડ્યો);-ઇત્યાદિ;

(૩) સંવત્ ૧૮૪૧ લખ્યા સાલનું (અર્થાત્ હેની પૂર્વે રચાયલું) એક વેદિયા બ્રાહ્મણનું પુસ્તક સ્વ. વ્રજલાલ શાસ્ત્રી "ગુજરાતી ભાષાના ઇતિહાસ" માં પૃષ્ઠ ૫૯ મે જણાવેછે; હેમાંથી નમૂના:—

वैशाखशुदि लूणदान दीजइ

कार्तिक शुदि नवमी रावादान दीजइ।

दंन विना मरइ तिहनूं सूतक दिन १।
क्षार कर्म करिउं हुइ तिहनूं सूतक दिन ३
विवाह हुउ हुइ तिहनूं दिन १२
वइरी माणसना हिंअडा फूटा।
चिलाडीनइ कामि सीकां त्रूटां।
अणभूतरि जमवा बइसइ।
साप मरइ नइ लाठी भाजइ।

ઈ. ઈ.

(૪) સંવત્ ૧૫૦૮ માં રચાયેલા 'વસન્તવિલાસ' માંથી નમૂના આપતે પાર નહિ આવે; એક બે આપુછું:—

मुनि जननां मन भेदइं छेदइं मानिनीमान।
कामीअ मनि आणंदए कंदए पथिकपराण॥७॥
कोइलि आंबु डालिहिं आलिहिं करइ निनाद।
कामनणूं करइ आयस आ इसु पाडइ साद॥२३॥

(૫) સંવત્ ૧૫૨૯ માં લખાયલા મેરુસુન્દરકૃત 'પુષ્પમાળ પ્રકરણ' માંથી 'નર્મકોશ' માં ('ગુજરાતી ભાષા', પૃષ્ઠ ग માં) આપેલો નમૂનો (ગદ્યનો હોઈ) ખાસ મહત્વનો છેઃ—

"પાડલીપુર નગર તિહાં નંદનઉ શત્રુ ચંદ્રગુપ્ત રાજા તેહનઉ પ્રધાન ચાણિક્ય પ્રતિબિંબ થકઉ રાજ્ય ભોગવઈ। પર ભંડારિ દ્રવ્ય નહીં." ઇ. ઇ.

(૬) નરસિંહ મહેતાના વખતનું (અર્થાત્ સંવત્ ૧૪૭૧ અને ૧૫૩૭ના વચગાળાનું) ગદ્ય રામાયણ; હેમાંથી નમૂનો; ('ગુજરાતી ભાષાનો આરમ્ભ', રા. બા. રમણભાઇનો નિબન્ધ,-ત્રીજી સાહિત્યપરિષદ્‌નો રિપોર્ટ, નિબન્ધસંગ્રહ, પૃષ્ઠ ૧૧; હેમાંથી નીચેનાં રૂપો:-

**वाल्मीकनि आश्रमि** ( વાલ્મીકને આશ્રમે ); **दीसिछि** ( દીસેછે ); **आव्याछि** ( આવ્યાછે ); **करीनि** ( કરીને ); **अह्मानि** (હમને ); **तिहां** (ત્યહાં); **पाहिलु** (પ્હેલો);

(૭) સંવત્ ૧૫૫૬ માં લખાયલો ( અર્થાત્ તે પૂર્વે રચાયલો "ગજસિંહ રાજાનો રાસ" ('નર્મકોશ', 'ગુજરાતી ભાષા', પૃષ્ઠ ग ) હેમાંથી નમૂનાઃ—

ઢમ ઢમ વાજઇ ઢોલ અસંખ બોલઈ મગળ વાજઇ સંખ।
રેણુ સરણાઇ વાજઇ તૂર મિલિયા સુભટ ગહગરિયાસર ॥
ઘોડા સરસા ઘોડા ભિડઇ પાયક પાયક સરિસો ભિડઇ।
રથ સેતી રથ જુડઈ અપાર હથિયારે લાગિ હથિયાર ॥
ઇત્યાદિ.

અને

દોઇ પહર હુયો સંગ્રામ પાપ બુદ્ધિરાય હાર્યો તામ ॥

(૮)-(૯). સંવત્ ૧૫૬૮ માં રચાયલો 'વિમલ રાસ' પણ **वाधइ** (વાધે, વધે), **दिनि दिनि** (દિન દિન), **अगि** (અંગે), **पुउढइ** (પોઢે), **पालणइ** (પાનણે), ઇત્યાદિ રૂપોથી ભરેલો છે.

સ્વ. નવલરામે ('નવલ ગ્રન્થાવલિ' ભાગ ૨ પૃષ્ઠ ૪૨ તથા ૪૫ મા)-વિમલ સરિકૃત, **'સાર રાસ'** વિશે વાત કરી હેમાંથી નમૂના આપ્યાછે, તે ગ્રન્થ સંવત્ ૧૬૦૩ મા રચાયલો અને ૧૬૧૩ મા પ્રત લખાયલી હલોછે તે અને આ એક કે કેમ ? રચ્યા સાલમા ફરક છે. સંવત્ ૧૫૬૮ ના 'વિમલરાસ' ની વાત રા બ રમણભાઈ હેમના 'ગુજરાતી ભાષાના આરમ્ભ' વિશેના નિબન્ધમાં કહે છે; બન્નેને જુદાન માની બન્નેમાંથી નમૂના ટાંકુ*-

'વિમલરાસ' માંથી--

दिनिदिनि वाधइ विमलकुमार
अहनिसि अंगि विमलाचार।
विमलकुंअर पुउढइ पालणइ
मां (?मा) हिंडोलइ ऊलटि घणइ।

'સારરાસ' માથી—

મૂરિખ અક્ષર જ કવઇ ॥ તે સવિ સુગુરૂ પસાય
વર્ણ માત્ર જિણિ શીખવિઉ ॥ તેહનો પ્રણમું પાય

અરિયણ કોડિ તણુ તે કાળ (=અરિજન કોટિ તણો તે કાળ).

પુત્ર પરીખ્યા કરવા કાજિ ॥ ખાંજાં કરડાં ભરાવ્યા રાજિ
(=કાજે) (=રાજે=રાજાએ)

---

*એકમાં કાવ્યનાયક વિમલકુમાર છે, અને બીજાનો કર્તા વિમલસૂરિ છે, એટલે બન્ને જુદા જ ગ્રન્થ હોય

એક દિવસ નિમિ પઉઢિઉ રાય ॥ મન ચિંતઇ એહવું ઉપાય -
( ? પઉઢિઉ )

ઇત્યાદિ, ઇત્યાદિ.

(૧૦) સંવત્ ૧૫૫૭ માં લખાયલું ( અર્થાત્ તે પૂર્વે રચાયલું ) 'ભુવનદીપક' સંસ્કૃત ગ્રન્થનું ભાષાન્તર. (' ગુજરાત શાળાપત્ર ' નોવ્હેમ્બર ૧૯૦૯ માં રા. છગનલાલ વિદ્યારામ રાવળે[†] પ્રગટ કરેલું ).

નમૂનાઃ—

राहुछाया केतु जाणिवु । जीणी राशि राहु हुइ तेहहतुऽ केतु सातमइं अंश जाणिवु।

( રાહુની છાયા કેતુ જાણવો; *(જીણી)–જેણી જે રાશિ ( માં ) રાહુ હોય તેથી કેતુ સાતમે અંશ જાણવો ).

हवइं ग्रहनणं स्वरूप बोलिशि ।
हवइ शविहुं ग्रहतणी वेला कहीशि+ ।

---

† આ ભાષાન્તર રજૂ કરતાં રા. છ. વિ. રાવળ લખેછેઃ—

" જ્યારે વિ. સં. ૧૫૫૭ એટલે નરસિંહ મહેતાની હયાતી પછીની આપણી ભાષા આવી છે, ત્યારે મહેતાના વખતની કેવી ભાષા હશે તે વિચારવા જેવું છે. " નરસિંહ મહેતાનાં કાવ્યોના હાલના રૂપ ઉપર સંશય દષ્ટિ રાખનારામાં રા. છગનલાલ રાવળને ઉમેરીશું.

ऽ આ हुतु પ્રત્યય સર્વ નામને પચમીમાં લાગતો જણાયછે. 'मुग्धावबोध' માં हूंतउ પ્રત્યય છે. રા. કેશવલાલ એ भवत ( भवन्त ) ઉપરથી ઉપજ્યાની કલ્પના મૂકે છે ( બુદ્ધિપ્રકાશ, ઑગષ્ટ ૧૮૯૧ ). હું તે કલ્પના સ્વીકારતાં વિશેષ ઉમેરુંછું કે સિ. હે. ૮–૪–૩૫૫ માં સર્વનામ માટે અપભ્રંશમાં પ્રત્યય हां આપ્યા છતાં ઉદાહરણ બધાંમાં हांहोतउ ( हांहोन्तउ પાઠાન્તર ) છે, તે ઉપરથી જણાયછે કે जहां ( =જ્યહાં )+होतउ (भवत्–ઉપરથી થતો)=જ્યહોથી,–એમ હશે; અને होन्तउ પાઠાન્તર છે, તે ઉપરથી हूंतउ થયેલું. ('સિદ્ધહેમચન્દ્ર'માં जहां જેવાં રૂપ સમર્થનાં સૂત્રમાં નથી; પરતુ એ પ્રયોગ આ સ્થળે પકડાયછે ). પછી हृतउ, हुतु થયું.

* આ સ્ત્રીલિંગ રૂપ ધ્યાન ખેંચનારુ છે. " વૈશંપાયન એણી પેરે બોલ્યા " એ પરિચિત વાક્યમાં ' એણી', તથા પારસી ગુજરાતીમાં વપરાતું 'તેણી' સરખાવો. સંસ્કૃત ह्नीं (हृत् પ્રત્યયના સ્રીલિંગ ) ના સામ્યથી ગુજરાતીમાં ' ધાંચણ', મોચણ', ઇત્યાદિ જેવાં રૂપ થાયછે તે જ રીતે 'હાથણી' જેવાના સામ્યથી આ 'ણી' પ્રત્યય નારી જાતિનો અન્વો જણાયછે.

+ कथयिष्यते નું પ્રાકૃત कहिस्सइ (=કહેવાશે ) એમ કર્મણિ પ્રયોગ ઉપરથી ગુજરાતીમાં કર્મણિ સ્વરૂપ જતું રહી–(૧) 'કહીશ' (૨) 'કહેશે' (૩) 'કહીશ' એમ કર્તરિ ભવિષ્યકાળનાં રૂપ થઈ ગયાં જણાયછે.

( ઓલિશિ, કહીશિ, એ ભવિષ્યકાળનાં રૂપ ધ્યાન ખેંચેછે ).

(૧૧) એ જ સમયનું "સામુદ્રિક શાસ્ત્ર" નું ભાષાન્તર 'ગુજરાત શાળાપત્ર', ડીસેમ્બર ૧૯૦૮ માં રા. છ. વિ. રાવળે પ્રગટ કર્યુંછે.

હેમાંથી નમૂનાઃ—

आदि–पहिलूं  दिव नमस्करी नइ पुरुष स्त्रीनां लक्षण कहीसि।

( કરી નઈ–અહિં 'કરીને' ઇત્યાદિમાં અસલ માત્ર 'કરીઇ', 'કરિ', રૂપમાં ઉમેરાતો 'અનઇ', 'અને' નો સંક્ષેપ 'નઇ', 'ને' પ્રત્યય રૂપ બનેલો નજરે પડેછે; આ રૂપ 'કાન્હડદે પ્રબન્ધ' માં આવ્યુંછેઃ–बीसनिइ ( બેશીને ); ખંડ ૧ શ્લો. ૧૧૧)

मनुष्यनइ पांच दीर्घ—लांबा जोईइ । ( મનુષ્યને પાચ લાંબાં જોઇયે. )

पांच सूक्ष्म–लाहूनां जोईइ ।

( लाहूनां–સં. श्लक्ष्ण, પ્રા. लण्ह ઉપરથી–ને ' ન્હાનું ' નું પૂર્વ રૂપ અહિં ધ્યાન ખેંચેછે ).

जिहनइ निलाडि रेखा ४ हुइ तेहनउ ८० वर्ष अनइ ५ रेखा हुइ तु १०० आयु हुइ ।

( निलाडि–निलाड નું સપ્તમીનું રૂપ; સંસ્કૃત ललाटं, પ્રાકૃત णिडालं ( णिलाडं ), જૂની ગુજરાતી निलाड. ( કોકણી निडल સરખાવો ).

( ગૂજરાતી જૂનાં કાવ્યોમાં निलवट શબ્દ નજરે પડેછે તે ललाटपट्ट–णिडलवट्ट દ્વારા આવ્યો જણાયછે ).

(૧૨) વિ. સંવત ‡૧૫૪૦ માં સિદ્ધપુરના ભીમ કવિએ રચેલા " હરિ લીલા ષોળ

‡ રા. કેશવલાલ ધ્રુવ હેની રચ્યા સાલ સંવત ૧૫૪૩ આપેછે. ( 'મુગ્ધાવબોધ ઔક્તિક' ઉપર ચર્ચા; બુદ્ધિપ્રકાશ, ઓગસ્ટ ૧૮૯૧ ).

આ પુસ્તક વિશે સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવનાં કેટલાંક વચન ધ્યાન ખેંચેછે. ઈ. સ. ૧૮૯૨ માં લંડનમાં ભરાયલી ઓરિયેંટલિસ્ટોની પરિષદ આગળ રજૂ કરેલા પોતાના એક નિબન્ધમાં એ વચનો છે. એ પુસ્તક વિ. સં. ૧૫૪૧ માં રચાયલુંછે એમ એઓ કહેછે. વળી એમ જણાવેછે કે એ પુસ્તક પોતાને જડ્યું હતું; જો કે તરત જ કહેછે કે સ્વ. નવલરામભાઈ કને હેનો હસ્તલેખ પોતાને જડ્યો હતો.

( " My real find was the *Hari Lila Shodas'a Kala*, a poem by *Bhima Kavi*, written in V. S. 1541 ( 1485 A. C ) a Ms. of which I found with the the same Mr. Navalram Lakshmiram at Rajkot in about 1882–83 A. C. ".

કળા" નામના ગ્રન્થની સંવત્ ૧૭૦૨ ની પ્રત વિશે શાસ્ત્રી વ્રજલાલે ("ગુજરાતી ભાષાના ઇતિહાસ" ને પૃ ૬૫ મે) ઉલ્લેખ કર્યોછે; અને સ્વ. નવલરામે સંવત્ ૧૬૮૫ ની પ્રત વિશે ઉલ્લેખ કર્યોછે ("નવલ ગ્રન્થાવલિ", ભાગ ૨, પૃ ૪૨). બંનેમાંથી નમૂના મૂકુંછું:—

સંવત્ ૧૭૦૨ ની પ્રતમાંથી—

ब्रह्मा आव्या अंतरध्यान । तूठो वछ मागि वरदान ।
घरि बाहिरि नवि धराममारि ।। देव असुर पन्नग नरनारि ।
सूके नीले दिवस न रातिं मुझने मरण न आवे तातें ।

સંવત્ ૧૬૮૫ ની પ્રતમાંથી—

सिंहासन बिठु छि क्रुर राइ
मोटु तेह तणो महिमायि ।
शब्द एक हौउ आकाश
कंस ताहारो करसि नाश ।

पगि साहीनि करि विनाश
तेटलि कन्या गइ आकाश ।

सिंह तणी घिरि परहुणु जाणे आव्युं हरण ।

(१३)-(१४)-(१५)

(क) સંવત્ ૧૫૮૧ માં લખાયલું 'નવતત્ત્વબાલાવબોધ' નામનું પુસ્તક,

(ख) સંવત્ ૧૫૮૯ માં લખાયલું 'જીવવિચાર' નામે પુસ્તક,

---

('The Gujarati Language of the Fourteenth-Fifteenth Century', *Transactions of the Ninth International Congress of Orientalists*, Vol. I, P. 320).

સ્વ. નવલરામભાઈને બદલે કોઇ નિરક્ષર કે અર્ધનિરક્ષરના કબજામાં એ પુસ્તકહોત તો પોતાને જડયું એમ કહેવું વાજબી ગણાત. બાકી તો નવલરામભાઈનો હક આમ છીનવી લેવો તે યોગ્ય ના કહેવાય;—ખાસ એટલા માટે કે 'નવલગ્રન્થાવલિ' જોતાં જણાયછે કે નવલરામભાઇયે ઈ. સ. ૧૮૭૩ માં—અર્થાત્ હ. હ. ધ્રુવના નિબન્ધની પૂર્વે ૧૯ વર્ષ ઉપર—એ ગ્રન્થમાંથી ઉતારા પ્રસિદ્ધ કર્યા હતા; તેમ જ સ્વ. વ્રજલાલ શાસ્ત્રીએ પણ એ પુસ્તક વિશે તેથી પણ પૂર્વે (ઈ. સ. ૧૮૬૬ માં, 'ગુજરાતી ભાષાના ઇતિહાસ'-માં) લખેલું હતું.

અને (ग) સંવત ૧૬૧૬ માં લખાયલું 'અશ્વશાસ્ત્ર', ભાષાન્તર. શાસ્ત્રી વ્રજલાલે 'ગુજરાતી ભાષાના ઇતિહાસ" માં (પૃષ્ઠ ૬૧-૬૩મા) ઉલ્લેખ કરેલાંમાંથી નમૂનાઃ—

(क) कितलीं गोली अजमा पीपली मिरी भारंगी सुंठि प्रमुख द्रव्य करी ऊपनी हुइ ति वाय फिडइ।

(ख) सिद्धना जीव नइ दिह नथी प्राण नथी योनि नथा जीव जिनवचन अणलहतउ संसारमाहि घणू फिरइ। अनइ घणू फिरिसइ।

(ग) मुखि चिहु पगि ये अश्व काला हुइ ति आयाग्य ति यमदूत जाणिवु।
कालि भमरा हुइ ति स्वामीनइ मारइ ति विाडु क्लेशनइ वधारइ प्रवासि मरण करइ।

(૧૬) સંવત્ ૧૬૪૦ ની પ્રત સાલનુ "વૈષ્ણવ આહ્નિક" ('નવલ ગ્રન્થાવલિ', ભાગ ૨, પૃષ્ઠ ૪૨-૪૫). હેમાંથી નમૂના --

पछी पूर्वाभिमुख बिशी माथु उहोलीनि हाथ पखालीए।

(ઉહોલીનિ-ઉહોળીને-હોળીને. માથુ 'ઓળવું' એમ ખરો શબ્દ ઠરાવવાને કવિ દલપતરામ-'ઓળ'=પંક્તિ પાડવી-એ રીતે વ્યુત્પત્તિ દર્શાવી હકાર વિરુદ્ધ મત દર્શાવતા હતા, તે આ શબ્દ જોતાં ખોટો પડશે).

ते माहिं प्रात स्नान वश्य करवु.

('અવશ્ય' ની અસ્વરિત પ્રથમ શ્રુતિ લોપ પામી વશ્ય થયેલું જણાયછે. આ અસાધારણ શબ્દ પ્રથમ જ નજરે પડેછે; બાકી અસ્વરિત પ્રથમ શ્રુતિનો લોપ-એ ઉત્સર્ગતો બહુ ઉદાહરણોમાં પ્રવર્તેછે).

काछडी पिहिली दीजि । पाटली पछी वालीए

(૧૭) સંવત ૧૬૮૫ ની પ્રત સાલનું "મોટો સુહાગો" નામનું કાવ્ય સ્વ. નવલરામ ભાઇયે કહેલુછે ('નવલગ્રન્થાવલિ', ભાગ ૨, પૃષ્ઠ ૪૨, ૪૪), હેમાંથી નમૂનાઃ—

मानवी तुह्मनि किम कलि जेहनि न जाणि वेद ।

सुदामु सूखी नहि दोहिलि ते दीहाडा जायि।

(૧૮) સંવત્ ૧૭૧૦ ની પ્રત સાલનું "રાત્રિભોજનગીત"; ("ગુજરાતી ભાષાનો ઇતિહાસ"–શાસ્ત્રી વ્રજલાલકૃત પૃષ્ઠ ૬૫–૬૬).

નમૂના:—

दिवसइ रंधाइ दिवसइ जिमीयइ।
विहाणे भोजन मागसि उत्तर न दिसि कोइ।
तिहनी सुर सेवा करइ।

(૧૯) સોજિત્રાના દેવીદાસ ગંધર્વે રચેલું 'રુક્મિણી હરણ'; પ્રત સાલ સંવત્ ૧૭૧૪ નું. ("ગુજરાતી ભાષાનો ઇતિહાસ", શાસ્ત્રી વ્રજલાલકૃત પૃષ્ઠ ૬૬).

નમૂના:—

शुकदेव वाणी ऊचरि राय परिक्षतनि मनि भावि।
विवाह वैकुंठनाथनु जोवा अमर सहु आवि रे।

(૨૦) સંવત્ ૧૫૮૩ નું વેચાણ ખત—રા. બા. રમણભાઇયે 'ગુજરાતી ભાષાનો આરમ્ભ' એ નિબન્ધમાં કહેલું; ત્હેમાંથી નમૂના પાછળ હું આપી ચૂક્યોછું.

તે પછી ક્રમે ક્રમે સંવત્ ૧૫૯૭, ૧૬૧૮, ૧૬૫૧, ૧૬૮૪, ૧૭૦૬ માં લખાયલાં વેચાણ, ઘરાણા ખત, ઇત્યાદિ દસ્તાવેજોમાંથી ઉતારા આપી રા. બ. રમણભાઇયે ભાષાના વિકાસક્રમના ઉતારા કર્યાછે. તે એ નિબન્ધમા જોવાથી જણાશે. અહિં વિસ્તાર બહુ થઈ જાય એમ છે.

આ રીતે સંખ્યાબન્ધ નમૂના બતાવી સકાય એમ છે, પરતુ अलमति विस्तरेण. આ સાલવાર પ્રમાણોનું નિરીક્ષણ કરતાં એટલું તો સ્પષ્ટ જણાઈ આવેછે કે સંવત્ ૧૪૫૦ અને ૧૬૦૦ ની વચમાં ગુજરાતી ભાષાનું (લૌકિક ભાષાનુ) સ્વરૂપ "મુગ્ધાવબોધ ઔક્તિક" ની ભાષાના* નમૂનાનું બહુધા હતું, અને ત્હેમાં ક્રમે ક્રમે છાયાભેદ પડતો ગયો

* "મુગ્ધાવબોધ ઔક્તિક" ની ભાષા—આમ વચન ઠેર ઠેર હું વાપર્યે ગયોછું ત્હેનો અર્થ એમ સમજવાનો છે કે એ ગ્રન્થમાં ચર્ચા કરતે મુખ્ય ભાગે વપરાયલી પ્રાચીન ગુજરાતી ભાષા; એ ગ્રન્થ ગુજરાતી ભાષાના (તે કાળની ગુજરાતી ભાષાના) વ્યાકરણનો ગ્રન્થ હતો—એમ સમજવાનું નથી. એ સ્વ. હરિલાલ ધ્રુવની કલ્પનાનું ભ્રમયુક્તપણું મ્હેં ઈ. સ. ૧૮૯૦ માં 'ગુજરાત શાળાપત્ર' માં એ ઔક્તિકનું અવલોકન કરીને દર્શાવ્યું હતું; તે જ ચર્ચા અંગ્રેજીમાં ઈ. સ. ૧૮૯૨ ના ફેબ્રુઆરીના The "Indian Antiquary" માં મ્હેં પ્રગટ કરેલી; ત્હેનો ઉત્તર હરિલાલ ધ્રુવે તે જ વર્ષના સેપ્ટેમ્બરમાં લંડનમાં મળેલી ઓરિયેંટલિસ્ટોની પરિષદ્‌માં વાંચેલા એક નિબન્ધમાં આપેલોછે.

હતો; પરન્તુ તે અર્વાચીન ગુજરાતીના નમૂનાનુ તો ન્હોતું જ. ઉપરની યાદીમાંના કેટલાક ગ્રન્થોની રચ્યા સાલ જણાઈ નથી, માત્ર લખ્યા સાલ જ છે, પરન્તુ હેમાંની ભાષાનુંસ્વરૂપ જોતાં સંવત્ ૧૬૦૦ કે ૧૬૫૦ સુધીમાં યથાસંભવ એ ગ્રન્થોને મૂકાશે.

---

(Transactions of the Ninth International Congress of Orientalists—Vol. I, Pp. 315-319, *"The Gujrati Language of the Fourteenth-Fifteenth Century"*).

એ ઉત્તરનો સારભાગ નીચે પ્રમાણે છેઃ—

"(૧) મુગ્ધાવબોધને ગુજરાતી ભાષાનું વ્યાકરણ કહેવામાં જો મ્હેં ભૂલ્ય કરીછે, તો એ ભૂલ્યમાં મ્હારી જોડે સારા સોબતીઓ શામિલ હતા. એક ગુજરાતી શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે પોતાના 'ગુજરાતી ભાષાના ઇતિહાસ'માં હેને ગુજરાતી ભાષાનું વ્યાકરણ કહ્યુંછે. ડૉક્ટર ભાંડારકર પણ એ ગ્રન્થને 'Thesaurus' (શબ્દકોશ) કહેછે.

(૨) જૈન ગ્રન્થકારોનું સંસ્કૃત બ્રાહ્મણોના જેવું વિશુદ્ધ ન્હોતું; હેમના સંસ્કૃત ગ્રન્થોમાં માગધી અને ગુજરાતી રૂઢિયો અજાણતાં પેશી જાયછે. માટે प्राकृत उक्तीनां संग्रहः કહ્યુંછે તે ઉપર કશી દલીલ રચાય નહિ; તેમ એ વચનને प्रायः (ઘણે ભાગે) એ વચનથી વિશિષ્ટ કરેલુંછે.

(૩) એ ગ્રન્થ સંસ્કૃત ભાષાના વ્યાકરણનો હોત તો સૂત્ર, કારિકા ઇત્યાદિનાં ઉદાહરણો તથા ખુલાસા પ્રાકૃત (ગુજરાતી) માં આપ્યાંછે હેને બદલે સંસ્કૃતમાં આપત.

સંસ્કૃત વિભક્તિના પ્રત્યયો આપ્યા પછી પ્રાકૃત પ્રત્યયોની ચર્ચા તથા ખુલાસા સવિસ્તર આપ્યાંછે; પછી કૃદન્ત આપ્યાછે; પણ ક્રિયાપદના પ્રયોગોની વિગત આપી જ નથી.

(૪) ૧૪ મા સૈકાનું ગુજરાતી તે ૧૯ મા સૈકાનું ગુજરાતી નથી; તેથી હેમચન્દ્રની સંજ્ઞાઓ, કારિકાઓ ને સૂત્રો સ્વીકારાયાંછે તે જોઈને ૧૯ મા સૈકાના મ્હારા ટીકાકારોએ ભ્રમમાં પડવું ના જોઇયે.

ગ્રન્થકારે 'સંસ્કૃત' એ શબ્દ જ આખા ઔક્તિકમાં બુદ્ધિપુરઃસર ટાળ્યોછે.

(૫) સંસ્કૃત વ્યાકરણ હોત તો, આ ઔક્તિકમાં વિભક્તિયો ઇત્યાદિનાં ઉદાહરણાર્થે જયાનન્દના 'સર્વજિનસાધારણસ્તવન'નો ઉતારો આપ્યોછે, તેમ બીજાં સ્તવનોના ઉતારા પણ બીજી બાબતોનાં ઉદાહરણાર્થે આપ્યા હોત."

આ પ્રત્યેક કલમનો પ્રત્યુત્તર ટૂંકામાં આપી સકાશેઃ—

(૧) વ્રજલાલ શાસ્ત્રી ભૂલ્ય ના કરે એમ માનવાને કશો આધાર નથી. આ બાબતમાં આ પ્રકારની પ્રમાણપૂજા અસ્થાને છે. વસ્તુતઃ ગ્રન્થનું સ્વરૂપ શું—તે જ જોવાનું છે.

ડૉ. ભાંડારકરે તો સંસ્કૃત હસ્તલેખોની શોધના રિપોર્ટમાં પ્રસંગવશાત્ પ્રસ્તુત ગ્રન્થ

બીજી વાત ખાસ ધ્યાનમાં લેવાની એ છે કે ઉપરના નમૂનામાં ગદ્ય ગ્રન્થો ઓછા નથી, અને કદી પદ્ય ગ્રન્થો માટે બાધ કોઇ કાઢે કે લૌકિક ભાષાનું સાચેસાચુ પ્રતિબિમ્બ હેમાં ના પણ હોય ( જોકે નમૂનાના સ્વરૂપ જોતા તેમ નથી જણાતું ), પણ ગદ્યના નમૂના ઉપરથી તો સ્પષ્ટ જણાયછે કે સ્વાભાવિક, લોકવ્યવહારની ભાષામાં જ એ લખાયલાંછે ભાષાવિકાસના નિપુણ પુરુષોને તેમ જ સામાન્ય અનુભવના પુરુષોને આ સહજ જણાઈ

---

જોયેલો અને ઉપરટપકિયુ સ્વરૂપવર્ણન કરલું જણાયછે તેમ છતા એ, હેમણે ગુજરાતી ભાષાનો (તે કાળની ગુજરાતીનો) શબ્દકોશ છે એમ તો નથી જ કહ્યુ પછી આમ મ્હોટું નામ ઘસડવાથી લાભ શો ?

(૨) આ દલીલ તો ઉનટી હ હ. ધ્રુવની વિરુદ્ધ જાયછે પ્રસ્તુત ગ્રન્થ સસ્કૃતનો હોઈ હેમા પ્રાકૃત અશો પેશી ગયાછે–એમ કોટિ હોય ત્હેના સમર્થનમા આ દલીલ તો આવી સકે **પ્રાય** શબ્દની વિશિષ્ટતા તો મ્હેં મ્હોટા લાભમા જ દર્શાવેલી હતી આ માર્ગો પદેશિકામા બહુધા પ્રાકૃતમા નિયમોનો સગ્રહ દર્શાવાયોછે–એમ કહેવાનુ કારણ એ જ કે કેટલાક ભાગમા સસ્કૃતમા જ બધી ચર્ચા છે

(૩) ગ્રન્થની સ્વરૂપ કલના ખરી આમ છે –સસ્કૃત ભાષાના વ્યાકરણના નિયમો વગેરે **પ્રાકૃતમાં** સમઝાવનારી આ માર્ગોપદેશિકા છે, જેમ સસ્કૃત વ્યાકરણના નિયમો અગ્રેજીમા સમઝાવનારા ડૉ **ભાંડારકર**ના પુસ્તકો છે, ઇત્યાદિ, તેમ તો પછી હેમા સસ્કૃતમા ચર્ચા આવે જ શેની ?–છતા પાછલા ભાગમા તો વળી તેમ સસ્કૃતમા ચર્ચા ભરપૂર છે–તે આ દલીલને રદિયો આપશે

ક્રિયાપદના પ્રત્યયોની ચર્ચા ગ્રન્થમા નથી તેથી કશુ સિદ્ધ થતુ નથી એટલુ જ કે આ માત્ર લઘુ પુસ્તક અપૂર્ણ છે

(૪) આ પુસ્તકમા જે સજ્ઞાઓ વપરાઈ છે તે હાલના ગુજરાતીને લાગૂ ના પડે તે વાત કહી જ નથી મ્હે તો એમ જ દર્શાવ્યુ હતુ કે પ્રાકૃતમા જે અંગો નથી–તે બધાં આ પુસ્તકમા છે

સંસ્કૃત શબ્દ નથી વાપર્યો તેથી કાંઈ ગ્રન્થનુ આન્તર સ્વરૂપ બદલાશે નહિ

(૫) આ દલીલ તો વિચિત્ર છે એકાદ પ્રસગે ઉદાહરણ માટે એક સ્તવન આપ્યુ માટે બીજે આપે જ એમ શા માટે ? અને તે સ્તવન આપ્યુછે તે છે તો સસ્કૃત રૂપો ભરેલું જ ! તે ઉલટુ હ હ ધ્રુવની કલ્પનાની વિરુદ્ધ જ જશે

આમ લૂલા બચાવ કર્યા પછી પણ આખરે હ હ ધ્રુવ અર્ધસ્વીકાર કરેછે કે પોતે એ ગ્રન્થને ગુજરાતી ભાષાનું વ્યાકરણ કહેવામા ભૂલ કરી હતી, પરતુ નવી કલ્પના મૂકેછે કે સસ્કૃત તેમ જ ગુજરાતી બને ભાષાના વ્યાકરણનિયમોનો આ ગ્રન્થ છે !–મ્હારુ અવલોકન સમગ્ર જોઈ જનારને તથા આ ગ્રન્થ ધ્યાનથી જોઈ જનારને આ કલ્પના નિરાધાર લાગશે

આવે એમ છે. પદ્યમાં લોકવ્યવહારનું સ્વરૂપ ન હોવાનો જે અલ્પાલ્પ પણ સંભવ હોય તે આ ગદ્યને વિશે ક્ષીણ થઈ જાયછે.‡

પરન્તુ સર્વ કરતાં વધારે અપૂર્વ મહત્ત્વનો પુરાવો તો પારસી ધર્મગ્રન્થોનાં ભાષાન્તરોમાંથી મ્હેં રજૂ કરેલા ગુજરાતીના–અર્થાત્ તે કાળની અન્તિમ અપભ્રંશ અને મધ્યકાલીન ગુજરાતીના–નમૂનાથી પ્રગટ થયોછે. એ પણ ગદ્યમાં હોઈ લોકના નિત્ય વ્યવહારની ભાષા સૂચવેછે; તેમ જ એમ જણાયછે કે હિન્દુ ગુજરાતી અને પારસી ગુજરાતી વચ્ચે હાલના સમયમાં જે વિશાળ ભેદ પડી ગયોછે તેટલો એ ભાષાન્તરોના સમયમાં પડેલો નહિ હોય, કેમકે સંસ્કૃત ભાષા જોડે તે કાળની પૂર્વના પારસીઓએ જે છૂટ કેટલીક લીધી જણાયછે, તેટલી પણ છૂટ તે કાળની ગુજરાતી જોડે લીધી આ નમૂનાઓમાં જણાતી નથી. આ ગ્રન્થોમાંના નમૂના આજ સુધી કોઇયે રજૂ કર્યા ન્હોતા અને સુભાગ્યે મ્હારું લક્ષ તે ઉપર ગયાથી આજ એ મહત્ત્વનો પુરાવો આપનાર સામગ્રી રજૂ કરી સકાઇછે. એ સામગ્રી બે કીમતી કામ કરેછે:—

(૧) પારસીઓ ઈ. સ. ના ૮ મા સૈકામાં સંજાણમાં ઊતરી વસ્યા તે સમયની દેશભાષા હાલની ગુજરાતી જેવી તો ન્હોતી જ ન્હોતી, પણ વિક્રમ સંવતના ૧૫ મા સૈકાની ભાષા કરતાં પણ અતિ પ્રાચીન પ્રાકૃત હોવી જોઇયે–એમ નિઃસંદિગ્ધ અનુમાન દર્શાવેછે;

અને

(૨) એ ગ્રન્થોનાં ભાષાન્તર (ગુજરાતી) થયાં તે સમયની ગુજરાતી (પ્રાચીન ગુજરાતી)ના સ્વરૂપ ઉપર સ્વતન્ત્ર અને તે માટે જ સબળ પ્રકાશ પાડેછે. કેમકે એ નમૂના માટે તો રા. ઝ જેવા પુરુષો પણ એમ નહિં કહી સકે કે એ કૃત્રિમ અથવા તે કાળ કરતાં પ્રાચીન ભાષા હેમાં છે; અને તે અને "મુગ્ધાવબોધ" આદિની ભાષા એક સ્વરૂપની છે, તો પછી "મુગ્ધાવબોધ" અને "કાન્હડદે પ્રબન્ધ"ની ભાષા પણ લોકવ્યવહારની ભાષાનાં જ પ્રતિબિમ્બછે એ આપોઆપ ફલિત થાયછે.

આ બધી ઐતિહાસિક પ્રમાણોની સામગ્રી આપ્યા પછી રા. ઝને હજી પણ વિશેષ ઐતિહાસિક રીતિની સાબીતીની અપેક્ષા નહિં રહે એમ આશા છે. ખરું જોતાં પારસી ગ્રન્થોના પુરાવા શિવાયના પુરાવા આજ સુધીમાં જુદે જુદે સ્થળે સ્વ. નવલરામ, રા.

‡ જૈન રાસાઓ અસંખ્યાબંધ છે; ત્હેમનો તો હું આ અન્વેષણમાં સંગ્રહ પણ કરી સકેયો નથી. હેમાંના ઘણાખરાનાં સ્વરૂપથી એમ જ જણાશે કે લોકવ્યવહારની ભાષામાં જનસમૂહના લાભ માટે એ રાસા રચાયલા હતા. તથાપિ કેટલાકની ભાષાનું સ્વરૂપ આ અનુમાનને કાંઇક અંશે બાધક થનારું નજરે પડેછે; ઉદા૦–"શીલવતીનો રાસો"—આ ગ્રન્થમાં પ્રાકૃતોના અનેક ભેદની ભાષાનું મિશ્રણ હેવું તો વિચિત્ર છે કે તે લૌકિક ભાષાનું જ પ્રતિબિમ્બ હોવા વિશે સંશય ઉત્પન્ન થાય. પરંતુ આ વિરલ અપવાદ સંખ્યાબન્ધ નમૂનાના પ્રમાણને ઉલટી પુષ્ટિ જ આપેછે.

કેશવલાલ ધ્રુવ, રા. બ. રમણભાઈ, રા. છ. વિ. રાવળ, મ. ન. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ ઇત્યાદિ તરફથી અપાઈ ચૂક્યાંછે. રા. ઝ.ની જાણમાં એ નહિ હોય એમ જ માનીને મેં હેમના લાભાર્થે એ સર્વ પ્રમાણો એક કેન્દ્રમાં ગોઠવી પારસી ગ્રન્થોના નવીન પ્રમાણના પ્રકાશમાં ઉપસ્થિત કર્યાંછે. રા. ઝ. એમ તો નહિ જ કહે કે આ ઐતિહાસિક પ્રમાણો ના કહેવાય, કેવા તો કોઇ ગ્રન્થ એ માગતા નહિ હોય કે જેમાં એમ આજ્ઞા કરાઈ હોય કે આ બતાવેલા નમૂના પ્રમાણેની ભાષા અમુક સમયની ભાષા ગણવાનીછે, અથવા તો અમુક સમયની આ ભાષા છે એમ સ્પષ્ટ તે જ સમયના ગ્રન્થમાં ઉલ્લેખ હોય. હેવાને જ એઓ ઐતિહાસિક માહીતી કહેતા હોય તો તો ઉપાય નહિ. બાકી આજ સૂધી ઐતિહાસિક પદ્ધતિ તો ઉપર દર્શાવેલી રીતિની જ જાણીછે.

છેવટે એટલું જ કહુંછું કે આ પ્રમાણપરંપરા અને તેથી ઉપજાવેલા અનુમાનથી રા. ઝ.ને હજી પણ સંતોષ થતો ના હોય, તો, કેવળ આક્ષેપ કાઢવાને બદલે, જેમ રા. કેશવલાલ ધ્રુવે, રા. બ. રમણભાઇએ અને, આ અન્વેષણમાં, મ્હેં ભાષાના યુગ હેમનાં લક્ષણ અને નમૂના વિશે અમુક સુબદ્ધ કલ્પના ઘડીને મૂકીછે, તેમ પોતાના મનમાં જે કંઈ હોય તે દર્શાવનારી સુબદ્ધ કલ્પના—જુદી તો જુદી, પણ સુબદ્ધ કલ્પના, પ્રમાણોથી સ્થાપેલી કલ્પના—એઓ રજૂ કરે તો પરીક્ષા થઈ સકે. પણ આશા છે કે એઓ પણ આટલાં પ્રમાણોથી સંતુષ્ટ થશે.

વાંદરા
તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

---

## ગ્રન્થાવલોકન.

"શ્રીમચ્છંકર જયન્તી વ્યાખ્યાનમાલા * (શ્રીમચ્છંકરાચાર્યના જીવનચરિત સાથે.)"—

આ લઘુ પુસ્તક આપણા પ્રસિદ્ધ વિદ્વાન રા. બ. કમળાશંકરભાઇએ રચેલું છે. એનું સ્વરૂપ ઉપોદ્ઘાતમાં ગ્રન્થકર્તાએ પોતે વર્ણવ્યું છે તે કરતાં વધારે યોગ્ય શબ્દોમાં ભાગ્યે વર્ણવી શકાય. રા. બ. કમળાશંકરભાઇ કહે છે "શ્રીમચ્છંકરજયન્તીના માંગલિક પ્રસંગે જુદે જુદે સ્થળે કરેલાં વ્યાખ્યાનોને પુસ્તકાકારમાં છપાવવાની માગણી કેટલાક મિત્રો તરફથી થવાથી

* કર્તા—રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. પ્રિન્સિપલ, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, ઇત્યાદિ. કિંમત રૂ. ૦-૧૨-૦ અમદાવાદ.

આ સંગ્રહ પ્રકટ કર્યો છે. એમાં ભાષા જેમ બને તેમ સરળ કરી છે, તેમ જ પૃષ્ઠ ટિપ્પણીની જરૂર લાગી ત્યાં તે પણ આપ્યું છે. ભાવિક વાચકો માટે આરંભમાં શ્રીમચ્છંકરાચાર્યનું રંગિત ચિત્ર તથા અન્તે એમના જીવનની મુખ્ય હકીકત આપી છે, તેમ જ તેમાંથી શો સાર લેવાનો છે તે પણ સ્થળે સ્થળે દર્શાવ્યું છે.

ઉપનિષદનાં ગંભીર ને અમૃત વચનોથી પાશ્ચાત્ય વિદ્વાનોનાં મન પર કેવી અસર થઈ છે અને શ્રીમચ્છંકરાચાર્યની અપૂર્વ દૈવી શક્તિથી તેમના મનમાં કેવા વિચાર ઉદ્‌ભવ્યા છે તેનું દિગ્દર્શન કરાવ્યું છે, તેમ જ શ્રીમચ્છંકરાચાર્યના સમય વિષે વિદ્વાનોના વિચારો આપ્યા છે. અન્તે વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, ને શુદ્ધાદ્વૈત વાદ સંક્ષેપમાં આલેખ્યા છે.".

'અત્રે સંગ્રહેલાં ત્રણ વ્યાખ્યાનો રા. બ. કમળાશંકરભાઈએ ક્રમવાર સુરત ખંભાત અને સિદ્ધપુરમાં આપ્યાં હતાં. 'ભારતભૂમિના પ્રાચીન નરવરો કે દેવાંશી ઋષિમુનિઓ' ના જીવનચરિત માટે ઐતિહાસિક પુસ્તકોનો અભાવ છે એમ ખેદ પ્રદર્શિત કરી, શ્રીમચ્છંકરાચાર્ય સંબન્ધી માધવાચાર્ય કૃત "શ્રીશંકરદિગ્વિજય" વગેરે ગ્રન્થોમાંથી જે હકીકત મળી તે ટૂંકામાં આપી છે. 'એના સારાસારનો નિર્ણય' જો કે વાચક વર્ગને સોંપ્યો છે, તથાપિ એ ગ્રન્થોને આધારે મળતી હકીકત તો એવી સારી રીતે વાચક આગળ રજુ કરી છે કે આ કરતાં વધારે સુગમ અને સુરેખ આકારમાં એ કોઈ પણ પુસ્તકમાં અપાએલી મેં જોઈ નથી. તોપણ એટલું મનમાં થાય છે કે અન્ય પ્રમાણથી નિઃશંક રીતે સ્થપાઈ ચૂકેલી હકીકતનો માધવાચાર્યકૃત જીવનચરિતના કેટલાક વૃત્તાન્તો સાથે સ્પષ્ટ વિરોધ આવે છે એટલી વાત રા. બ. કમળાશંકરભાઈ જેવા વિદ્વાનને હાથે નોંધાઈ હોત તો ઠીક હતું.

આચાર્યશ્રીના સમય પરત્વે પ્રો. પાઠક અને મિ. જસ્ટિસ તેલંગના મત આપ્યા છે, તે પછી ઉપનિષદ્ અને શાંકર વેદાન્ત વિષે પશ્ચિમના ફિલસુફનાં વચનો (ગૂજરાતી અનુવાદ કરી) ટાંક્યાં છે. અને છેવટે રામાનુજ મધ્વ અને વલ્લભાચાર્યના સિદ્ધાન્તનો ટૂંકો સાર આપ્યો છે. એ સર્વ બાબતો આ લઘુ પુસ્તકની લોકોપયોગિતા વધારવામાં, તથા સામાન્ય વાચકને એ તરફ રુચિ ઉત્પન્ન કરવામાં ઠીક મદદ કરશે.

આ પુસ્તક કાંઈ પ્રતિપક્ષી દર્શનોની સામે ઊહાપોહ કરનારો વાદગ્રન્થ નથી, તેમ શાંકર વેદાન્તના એક બે સારભૂત સિદ્ધાન્તો લઈ એ ઉપર વિવેચનરૂપ વિચારગ્રન્થ પણ નથી. તેમ જ વળી, એ શાંકર તત્ત્વજ્ઞાનના સર્વાંગનિરૂપણનો નિબન્ધ યા પ્રકરણ ગ્રન્થ પણ નથી. પણ એ જે છે તે ઉત્તમ છે: એ એક પ્રરોચક અને પ્રવેશક ગ્રન્થ છે*—શાંકરવેદાન્ત પ્રત્યે વાચકને રુચિ ઊપજાવવા માટે, તથા એની વિશાળ ભૂમિમાં પ્રવેશ કરાવવા માટે, આ અતીવ સુન્દર પુસ્તક છે. આવા પુસ્તકમાં શું જોઇએ અને શું ન જોઇએ એની એના વિદ્વાન કર્તાને ઘણી જ સારી સમજણ છે—કોઈ સ્થળે કશું જ ગરબડીયું, ન સમજાય એવું, કે વિષયની કઠિનતાથી વાચકને ત્રાસ પમાડે એવું નથી. ભાષાની ઋજુતા અને પ્રસાદ તો

---

* અને પ્રમુખનાં વ્યાખ્યાનોનું એ જ પ્રધાન કર્તવ્ય છે.

અદ્વિતીય જ છે. દરેક વ્યાખ્યાન 'रम्यान्तरः कमलिनीहरितः सरोभिः' એ પંક્તિમાં* વર્ણવેલા શકુન્તલાના માર્ગની માફક—અનેક મધુર સુભાષિત-સરોવરથી શોભે છે. અને દેશહિતેચ્છાનાં પ્રખર કિરણોથી જમીન તપ્ત બનતી નથી, તથાપિ એ કિરણોનો પ્રકાશ વચ્ચે વચ્ચે સારી રીતે પડ્યાં કરે છે. તે જ પ્રમાણે રસ્તામાં શાન્ત રમુજની લહરીઓ પણ વાય છે, જેણે કરી પથિકને અધ્વશ્રમ લેશ ભાર પણ જણાતો નથી. આ પ્રશંસા કોઇને વધારે પડતી લાગતી હોય તો તેને નીચેના થોડાક ઊતારા તરફ દૃષ્ટિ દેવા વિનંતિ છે—

(૧) "આપણા દેશની ધર્મની આધુનિક પરિસ્થિતિ. ધર્મની બાબતમાં આપણા દેશની હાલની પરિસ્થિતિ ઘણી શોચનીય થઈ પડી છે, જેથી ઇશ્વરનું એકાગ્ર ચિત્તે મનન થાય, આન્તર શુદ્ધિ થઈ મન પવિત્ર થાય, ને વાણી, આચાર, ને વિચાર સુસંગત થાય તે ધર્મની ગણનામાં ગણાવાને બદલે માત્ર બાહ્ય આડમ્બર સામાન્ય લોકોમાં ધર્મને નામે ખપે છે. ઘણા લોકો પૂજાનો મોટો ઠાઠ કરી લોકોને છેતરે છે. એવા લોકો એમ સમજતા જણાય છે કે વ્યવહારનાં પાપિષ્ઠ કર્મો આ રીતે ભસ્મીભૂત થાય છે. વળી એમ પણ વિચારતા હોવા જોઇએ કે પવિત્ર દેખાવથી લોકો તેમનાં વચન પર શ્રદ્ધા રાખે. આમ સ્વાર્થદૃષ્ટિથી ધર્મિષ્ઠપણાનો દેખાવ ધારણ કરે છે. પણ આન્તર શુદ્ધિ વિના બાહ્ય શુદ્ધિ પણ નિષ્પ્રયોજક છે તો તેનો આભાસ તો નિષ્પ્રયોજક થાય તેમાં કહેવું જ શું? યજ્ઞ, વ્રત, ઉપવાસ, તીર્થયાત્રા આદિ કર્મો મનને પવિત્ર કરવાનાં ને એકાગ્રતા કેળવવાનાં સાધન છે, પણ જો એથી સાધ્ય સધાય નહિ તો એ નિરર્થક છે. કાયિક, વાચિક, ને માનસિક તપની એકતા અત્યાવશ્યક છે. એ એકતા વિના કર્મમાર્ગ ને ભક્તિમાર્ગ કોઈ પણ પ્રકારનું ઇષ્ટ કરી શકશે નહિ. જ્ઞાતિના અગ્રેસરોની વાણી, આચાર, ને વિચારમાં વિરોધ હોવાને લીધે જ જ્ઞાતિનો ઉચ્ચ ઉદ્દેશ નષ્ટ થયો છે ને ધર્મનું બન્ધન શિથિલ થઈ અનાચાર વધવા માંડ્યો છે."

(૨) "આચાર્યના ધર્મ. આચાર્યોએ પણ ઘણાં ઉદાર મન રાખવાં જોઇએ ને દેશકાળને અનુસરતો ઉપદેશ આપી પોતાના પવિત્ર ને વિદ્યામય જીવનનો દાખલો આપવો જોઇએ. શ્રીમચ્છંકરાચાર્યે કહ્યું છે તેમ તેઓ दम्भदर्पकुहकशाठ्यमायामात्सर्यानृताहंकारममत्वादिदोषवर्जित । જોઇએ. દમ્ભ એટલે ધર્મની ધ્વજા બાંધવી, ધાર્મિકપણાની દાંડી પીટવી; દર્પ એટલે અભિમાન; કુહક એટલે પારકાને છેતરવા તે, શાઠ્ય એટલે શઠપણું, નિષ્ઠુરતા; માયા એટલે અન્યને વ્યામોહ ઉપજાવવો; માત્સર્ય એટલે ગુણ હોય તેને દોષ કહેવા, અનૃત એટલે મિથ્યા ભાષણ; અહંકાર તે દેહાભિમાન, ને મમત્વ તે પુત્ર, શિષ્ય આદિને વિષે સ્વત્વનું અભિમાન, આવા દોષોથી આચાર્ય મુક્ત હોવા જોઇએ. પણ હાલ કેટલા આચાર્યો એવા જોવામાં આવે છે?"

---

* रम्यान्तरः कमलिनीहरितैः सरोभि-
श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः ।
भूयात् कुशेशयरजोमृदुरेणुरस्याः
शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥ શાકુન્તલ.

(૩) "વેદાન્તજ્ઞાનથી વ્યવહારદશામા ઉદારતા ગ્રહણ કરો, પારમાર્થિક કામો કરો, ભ્રાતૃભાવનું મડળ વિસ્તીર્ણ કરો, ને એવી ઉદાર દૃષ્ટિ લાવો કે તમને

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

એમાં કહેલા મત્યનો પ્રકાશ થાય એમ થશે ત્યારે ઉપમન્યુએ કહ્યું છે તેમ

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह-
स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च ।
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रति गिरं
न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि ॥

(તું સૂર્ય છે, તું ચદ્ર છે, તું પવન છે, તું અગ્નિ છે, તું જળ છે, તું આકાશ છે, તું પૃથ્વી છે, ને તું આત્મા છે, એમ તેઓ તારે વિષે પરિણામ પામેલી, પરિચ્છિન્ન સંકુચિત થયેલી વાણી ધારણ કરે છે. અમે તો તે તત્ત્વ જાણતા નથી કે જે તું નથી.)

विश्वं भूतं भुवनं चित्रं बहुधा जातं जायमानं च यत् ।
सर्वो ह्येष रुद्रस्तस्मै रुद्राय नमो अस्तु ॥"

(૪) "આ પૂર્વ સમયનું ચિત્ર નજરમાં રાખી હાલની સ્થિતિ સરખાવો. હાલ પણ હિંદુ કોમમાં સર્વથી આગળ પડતી કોમ બ્રાહ્મણની જ છે. પરન્તુ એ કોમની મોટી સખ્યા ભિક્ષાવૃત્તિની પરિચર્યામાં પડવાથી સ્વાભિમાનરહિત અને જ્ઞાનશૂન્ય થઈ છે. આથી પૂર્વ સમયમાં 'ભૂદેવ,' 'ભૂસુર,' 'મહારાજ,' એવાં માનનીય પદોને જ્ઞાતિ યોગ્ય હતી, તે હવે નિંદ્ય થવા માંડી છે. જ્યાં સુધી વિદ્યા હોય છે, ત્યાં સુધી જ પ્રતિષ્ઠા જળવાય છે. વિદ્યાનો લોપ થાય છે, એટલે પ્રતિષ્ઠાનો પણ લોપ થાય છે. જ્ઞાનનો પ્રસાર અન્ય જ્ઞાતિઓમા થાય ત્યારે બ્રાહ્મણોએ પોતાની પ્રતિષ્ઠા જાળવવા વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ આવા પવિત્ર સ્થળોના બ્રાહ્મણોએ સ્થાનનું માહાત્મ્ય જાળવવા વિશેષ પવિત્ર અને વિદ્યા પ્રાપ્ત કરવામાં નિમગ્ન રહેવું જોઇએ. દક્ષિણમાં જ્યાં જ્યાં મદિરો છે ત્યાં ત્યાં વેદની ને શાસ્ત્રની શાળા છે. જ્યાં સુધી બ્રાહ્મણો અધ્યયન નહિ કરે ને માત્ર ભિક્ષાવૃત્તિ જ સેવશે ત્યાં સુધી તેમનો તિરસ્કાર થતો અટકશે નહિ. ગમે તેવા શ્રદ્ધાળુ પુરુષની પણ શ્રદ્ધા ઓછી થાય તો તેના નિમિત્તભૂત એવા બ્રાહ્મણો છે. પવિત્રયાત્રાસ્થળોમા જે યાત્રાળુઓ સ્ટેશન પરથી ગામમા પેસે છે કે તરત જ તેમની આસપાસ ટોળાબંધ બ્રાહ્મણો ફરી વળે છે. તેઓ પોતાના સામાનની તથા ગામમા જવાની વ્યવસ્થા કરવા શકાયલા હોય, લાંબી મુસાફરીથી વિશ્રાન્ત થયા હોય, ને ઠેકાણે પડયા ન હોય તે પહેલાં તો તેમને પ્રશ્નપરપરાનો ખુલાસો કરવો પડે છે. કયા ગામના છો? શું ગોત્ર છે? કઇ જ્ઞાતિ છો? ફલાણા ભાઈ તમારા સગા

થાય ? ઇત્યાદિ પ્રશ્ન પર પ્રશ્ન છૂટે છે. પ્રશ્ન કરનારા અનેક હોય છે. બબ્બે ડગલાં આગળ જાય છે એટલામાં અન્ય ગોર દેવો કે પ્રથમ આવેલા જ પંડ્યા એવા ને એવા જ પ્રશ્ન પુછી કાયર કરી તેનું માથું ફેરવી નાખે છે. એકને જવાબ દે છે કે બીજો પ્રશ્ન પૂછે છે; બીજાનો નીકાલ કરે છે કે ત્રીજો: એમ પ્રશ્નોના ઉત્તર આપતો કાયર થાય તો પછી તે બિચારો તિરસ્કાર નહિ તો શું કરે? વળી પવિત્ર સ્થળોમાં ધાર્મિક ક્રિયા પણ શુદ્ધ કરાવનાર મળતા નથી. મોટે સ્થળે ગોરો માત્ર સગવડ સાચવવાનું જ કામ કરે છે. ક્રિયા કરાવવા માટે અન્ય બ્રાહ્મણોને મોકલે છે. તેઓ પણ યથાસ્થિત કરાવી શકે એવા થોડા જ હોય છે. આથી યજમાન શ્રદ્ધા લુપ્ત થાય છે, ને તેનો દોષ બ્રાહ્મણોને શિર જ આવે છે. આ સ્થિતિ છેક આજકાલની નથી. આવી અધોગતિમાંથી ઉદ્ધારનાર માત્ર જ્ઞાન જ છે. ભિક્ષા સમાન કંઈ નીચ નથી ને વિદ્યા પ્રાપ્ત કરવી એ આપણો ધર્મ છે. એમ બ્રાહ્મણોએ સમજવું જોઇએ. ઉપાધ્યાયની વૃત્તિ કરવી એ કંઈ નીચ નથી, પરંતુ બ્રાહ્મણોની મોટી સંખ્યા કંઈ પણ વૃત્તિ કરવાને બદલે માત્ર ભિક્ષા પર જ જીવવું પસંદ કરે છે. આપણા લોકો દયા ભાવથી એવા માણસોને દાન આપે છે, પરંતુ વિચાર કરતાં માલમ પડશે કે એથી આળસને ઉત્તેજન મળે છે ને વિદ્યાનો લોપ થાય છે. આવાં દાન સાત્વિક દાન નથી. સુપાત્રે આપેલાં જ સાત્વિક દાન છે, માટે આવા પુરુષોને દ્રવ્યનું દાન આપવાને બદલે એમને વિદ્યા પ્રાપ્ત કરવાની સગવડ મળે તેને માટે શાળાઓ સ્થાપવામાં દ્રવ્ય ખરચવું જોઇએ, ને તેમ થશે તો સુપાત્રે વિત્ત વ્યય થવાથી તેનાં સુફળ થશે. ને વિદ્યાની વૃદ્ધિ થઈ દેશનું કલ્યાણ થશે.

(૫) પતંજલિ એ શેષ નાગનો અવતાર મનાય છે. कोर्मेवान्। सप्पोऽहम्। कुत्र गतो रेफः। त्वया भक्षितः। ગોનર્દ દેશમાં—સિંધમાં તપ કરતા ઋષિના અંજલિમાં સર્પ પડવાથી ઋષિને સર્પ વચ્ચેનો આ હાસ્યકારક સંવાદ છે. ઋષિએ कोर्भवान्‌માં रकार નકામો વાપરી અશુદ્ધ રૂપ વાપર્યું ત્યારે સર્પે તે रकार ખાઈ જઈ सर्पोऽहम् કહેવાને બદલે सप्पोऽहम् કહ્યું, ને રેફ ક્યાં ગયો તેનું સમાધાન કર્યું કે તમે ખાઈ ગયા—આવી એક આખ્યાયિકા ચાલે છે."

આટલા ઊતારા વાંચી—હું આશા રાખું છું કે—વાચકને રા. બ. કમળાશંકરભાઇના પુસ્તકના ઉપર ફેંકાએલા પ્રકાશની ખાતરી થશે.

અવલોકનકાર તરીકે કર્તવ્ય કરતાં—એક બે અનવધાનના તથા મુદ્રણના દોષ રહેલા જોવામાં આવે છે તે તરફ હું ગ્રન્થકર્તાનું લક્ષ ખેંચું છુ, અને એક સ્થળે મારો સહેજ મતભેદ દર્શાવું છુ:—

(૧) ૧૭ મે પૃષ્ઠે મૂળમાં 'સેશ્વર અને અનીશ્વર સાંખ્યોના મતમાં ' એમ 'સેશ્વર'—'અનીશ્વર ' એવા શુદ્ધ અને સમજાય એવા શબ્દ વાપરી, ટીકામાં ' સાંખ્યોમાં આસ્તિક ને નાસ્તિક એવા બે મત ભેદ છે ' એમ ' આસ્તિક ' અને ' નાસ્તિક ' એવા પરિભાષા વિરુદ્ધના શબ્દ આપવાની જરૂર નથી. આવું પુસ્તક વાંચનાર ' સેશ્વર ' અને ' નિરીશ્વર ' શબ્દ નહિ સમજી શકે એવો સંભવ નથી

(૨) પૃ૦ ૨૭ મે.—

" હાલના પાશ્ચાત્ય રસાયણશાસ્ત્રીઓએ અણુ એ અવિભાજ્ય છે એ સિદ્ધાન્ત ખોટો પાડ્યો છે ને અણુને પણ વિભાજ્ય ગણી છેવટે તેઓ 'ઇલેક્ટ્રન' એટલે પ્રકાશ પર આવ્યા છે. અદ્વૈત તત્ત્વ પ્રાચીન વિદ્વાનોએ અપૂર્વ બુદ્ધિપ્રભાવથી પ્રતિપાદન કર્યું છે તે અદ્વૈતપર જ હાલના પાશ્ચાત્ય વિદ્વાનો સંશોધનપદ્ધતિએ આવ્યા છે."

આ શબ્દો વાંચી—શંકરાચાર્યનું અદ્વૈતતત્ત્વ તે ઇલેક્ટ્રૉન અગર ઇલેક્ટ્રૉન જેવું એમ વાચકને ભ્રાન્તિ થવા સંભવ છે. ઇલેક્ટ્રૉન અગર ઇલેક્ટ્રૉનના જેવા જે કોઈ તત્ત્વ ઉપર 'સંશોધનપદ્ધતિ' થી અવાય છે, તે સર્વે વિષયરૂપ હોઇ અનાત્મપદાર્થની કોટિમાં પડે છે, અને તેથી એમાં વાચકને શાંકર અદ્વૈતનો ભ્રમ થવા દેવો ઉચિત નથી.

(૩) 'રસાયણુ'—એ મુદ્રણદોષ બીજી આવૃત્તિ વખતે રા. બ. કમળાશંકરભાઇની દૃષ્ટિમાંથી બચવાનો સંભવ નથી, તથાપિ એનું સ્મરણ રહે તેટલા માટે એ અહીં નોંધ્યું

(૪) પાશ્ચાત્ય ફિલસુફોના ફકરા ટાંક્યા છે તેમાં '(ગાઝા'='દૂર્ગા'ને બદલે 'કઝિન' છે એ ફેરવી લેવા જેવો છે—જો કે એટલું હું અહીં સ્પષ્ટ કહું છું કે પાશ્ચાત્ય વિશેષ નામોના યથાર્થ ઉચ્ચાર માટે આપણા લોકોને જવાબદાર ગણવા એ ભારે અન્યાય છે, હું પોતે એ જવાબદારી કદી પણ સ્વીકારતો નથી. વળી, પાશ્ચાત્ય ફિલસુફોનાં વચનો ટાંકવાની બાબતમાં એક વાત હું કહેવા ઇચ્છું છું જે ફિલસુફોના વચનો ટાંકવામાં આવ્યાં છે એ અત્યારે એમના દેશમાં એવા તો જૂના-પુરાણા ગણાય છે કે એ ઉપરથી કોઇએ એમ ભ્રમમાં પડવા જેવું નથી કે અત્યારે પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓ આ વિચાર ધરાવે છે. તેમ એમાંના સર્વને યથાર્થ રીતે વેદાન્તનું જ્ઞાન હતું એમ પણ ભાગ્યે જ કહી શકાશે. આ પાશ્ચાત્ય તત્ત્વનો અત્યારે જે 'antiquated' યાને કાલાતીત ગણાય છે તેમની ફરી પૂજા થવાનો વારો આવે એ પાશ્ચાત્ય તત્ત્વમતની ફરતા તડકા-છાંયડાની રીત જોતાં અશક્ય નથી તેમ, વેદાન્તના અપૂર્ણ પરિચય છતાં પણ એનો મહિમા સમજવાની એમનામાં પ્રતિભા હતી એમ માનવામાં પણ બાધ નથી. પરન્તુ આ વિષયમાં જે અન્ન પીરસાય તે તાજું પીરસાય તો સારૂં આપણા ઊતારા વાંચી કોઇ વાચક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના અભ્યાસી આગળ વાત કરવા બેસે અને તેમાં એ ઉપહાસને પાત્ર થાય એવો પ્રસંગ ઉત્પન્ન થવો ન જોઇએ—એવો મારો નમ્ર મત છે, અને એટલા જ પૂરતું મારૂં આ કહેવું છે.

આટલી જૂજ સૂચનાઓ કરી આ સુન્દર પુસ્તક તરફ હું ગૂજરાતી વાચકનું ફરી લક્ષ ખેંચું છું, અને આવાં લઘુ પુસ્તકો દ્વારા હિન્દુ ધર્મ પ્રત્યે આપણા જનસમાજની પ્રીતિ દિન પર દિન વધો એમ ઇચ્છું છું.

આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.

( વસન્ત—ઑફિસ માટે. )

# એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર.

૩.—(૧)

## કપિલ નિરીશ્વરવાદી હતા કે કેમ ?

રા. ઠાકર અને મારી વચ્ચે ત્રીજો મતભેદ—કપિલ અને ગૌતમબુદ્ધ નિરીશ્વરવાદી હશે કે કેમ એ પ્રશ્ન સંબન્ધે છે. મારા પ્રતિપાદનને ખોટું પાડવા રા. ઠાકર કપિલનાં કહેવાતાં સાંખ્યસૂત્રમાંથી 'ईश्वरासिद्धेः' ઇત્યાદિ વચન ટાંકે છે, અને સામાન્ય બ્રાહ્મણશાસ્ત્રોને આધારે ગૌતમ બુદ્ધ સામે યથેચ્છ આક્ષેપ કરે છે. હવે, આ બંને વિષય ઉપર હું આવું છું.

કપિલના કહેવાતા સૂત્ર તે સાંખ્યશાસ્ત્રનો આદ્ય ગ્રન્થ નથી બલ્કે ઘણો અર્વાચીન ગ્રન્થ છે એમ પુષ્કળ પ્રમાણને આધારે હું ગયા લેખમાં બતાવી ગયો છું. એટલે એ ગ્રન્થને અવલબીને મૂળ સાંખ્યદર્શનને નિરીશ્વરવાદી ઠરાવવાનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. હું આટલું જ કહીને અટકું તો પણ રા. ઠાકરના આક્ષેપનો તો ઉત્તર થઈ જાય. પરંતુ આરંભની ભૂમિકામાં મેં જણાવ્યું છે તેમ, મારો ઉદ્દેશ જેટલો રા. ઠાકરને ઉત્તર આપવાનો નથી, તેટલો આ વિષય ઉપર—ગૂજરાતી વાચક માટે—અધિક પ્રકાશ પાડવાનો છે. તેથી હું રા. ઠાકર આગળ તેમજ વાચક આગળ થોડાક ઊતારા રજુ કરૂં છુંઃ

(૧) પહેલો ઊતારો હું સાંખ્યસૂત્રના—રા. ઠાકર જેને કપિલસૂત્ર માને છે અને જેને આધારે એ મારા ઉપર આક્ષેપ કરે છે—તે જ સાંખ્યસૂત્રના ભાષ્યકાર વિજ્ઞાનભિક્ષુના ગ્રન્થમાંથી આપું છું.

"स्यादेतत्—न्यायवैशेषिकाभ्यामत्राविरोधो भवतु; ब्रह्ममीमांसायोगाभ्यां तु विरोधोऽस्त्येव; ताभ्यां नित्येश्वरसाधनात्, अत्र चेश्वरस्य प्रतिषिध्यमानत्वात् । न चात्रापि व्यावहारिकपारमार्थिकभेदेन सेश्वरनिरीश्वरवादयोरविरोधोऽस्तु, सेश्वरवादस्योपासनापरत्वसंभवादिति वाच्यम् । विनिगमकाभावात् । ईश्वरो हि दुर्ज्ञेय इति निरीश्वरत्वमपि लोकव्यवहारसिद्धमैश्वर्यवैराग्यायानुवादितुं शक्यते, आत्मनः सगुणत्वमिव; न तु क्वापि श्रुत्यादावीश्वरः स्फुटं प्रतिषिध्यते, येन सेश्वरवादस्यैव व्यावहारिकत्वमवधार्येत इति ।

अत्रोच्यते—अत्रापि व्यवहारपरमार्थभावेनैव व्यवस्था सम्भवति 'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्'—इत्यादिशास्त्रैर्निरीश्वरवादस्य निन्दितत्वात् । अस्मिन्नेव शास्त्रे व्यावहारिकस्यै·

वेश्वरप्रतिषेधस्यैश्वर्यवैराग्याद्यर्थमनुवादत्वौचित्यात् । यदि हि लोकायतिकमतानुसारेण नित्यै-श्वर्यं न प्रतिषिध्येत, तदा परिपूर्ण-नित्य-निर्दोषैश्वर्यदर्शनेन तत्र चित्तावेशतो विवेका-भ्यासप्रतिबन्धः स्यादिति साङ्ख्याचार्याणामाशयः । सेश्वरवादस्य न क्वापि निन्दादिकमस्ति, येनोपासनादिपरतया तच्छास्त्रं संकोच्येत । .... .... .... ....

तस्मादभ्युपगमवाद-प्रौढिवादादिनैव साङ्ख्यस्य व्यावहारिकेश्वरप्रतिषेधपरतया ब्रह्म-मीमांसायोगाभ्यां सह न विरोधः ।

ભાવાર્થ—" કદાચ આમ કહેવામાં આવે ( પૂર્વપક્ષ ) કે ભલે ન્યાય અને વૈશેષિક સાથે સાંખ્ય શાસ્ત્રનો અવિરોધ હશે,* પણ બ્રહ્મમીમાંસા અને યોગની સાથે તો એનો વિરોધ છે જ. કારણ કે, એ બે શાસ્ત્ર નિત્ય ઈશ્વર સિદ્ધ કરે છે, અને અત્રે ( સાંખ્યમાં ) તો ઈશ્વરનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. તમે કહેશો કે અહીં પણ વ્યાવહારિક અને પાર-માર્થિક એવા ભેદે કરી, સેશ્વરવાદ અને નિરીશ્વરવાદ ( સેશ્વરવાદ, વ્યાવહારિક; અને નિરી-શ્વરવાદ, પારમાર્થિક. ) વચ્ચે અવિરોધ ઠરાવી શકાશે, એટલે સેશ્વરવાદ ઉપાસના અર્થે છે. પરંતુ એમ નહિ કહેવાય. કારણ કે એ બે સેશ્વર અને નિરીશ્વરવાદમાંથી વ્યાવહારિક કયો અને પારમાર્થિક કયો એ નક્કી થઈ શકતું નથી. એમ પણ કહી શકાય કે ઈશ્વર દુર્જ્ઞેય ( જાણવો કઠણ ) છે તે કારણથી, અર્થાત્ ઈશ્વર નથી એમ નથી પણ એનું સ્વરૂપ જાણવું કઠણ છે તે કારણથી, લોક-વ્યવહાર-દૃષ્ટિએ નિરીશ્વરવાદનો અનુવાદ કર્યો છે. વ્યવહાર-દૃષ્ટિએ આત્માનું સગુણત્વ પ્રતિપાદન કરવામાં આવે છે તે રીતે; અને-તે એવા હેતુથી કે ઈશ્વરનું ઐશ્વર્ય જોઈ જીવને એમાં આસક્તિ થવાનો સંભવ છે તે ન થાય. કોઈ પણ ઠેકાણે શ્રુતિ વગેરેમાં ઈશ્વરનો સ્ફુટ પ્રતિષેધ કર્યો નથી, કે જેથી સેશ્વરવાદ એ માત્ર વ્યાવહારિક દૃષ્ટિએ છે એમ નિશ્ચય કરી શકાય.

આનો ઉત્તર ( ઉત્તરપક્ષ ):—અત્રે પણ વ્યવહાર અને પરમાર્થ ભાવે કરીને જ વ્ય-વસ્થા સંભવે છે કારણ કે " असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्" ( ભ. ગી )—" આસુરી સંપત્તવાળા પુરુષો જગતને અસત્ય, નિરાધાર, અને ઈશ્વરરહિત પ્રતિપાદન કરે છે"-ઇત્યાદિ શાસ્ત્રનાં વચનો થકી નિરીશ્વરવાદની નિન્દા કરવામાં આવી છે. તેથી ઈશ્વરના દુર્જ્ઞેયત્વના કારણથી વ્યવહારરીતિએ જે પ્રતિષેધ કરવામાં આવે છે તેનો જ અને તે ઐશ્વર્ય પ્રત્યે વૈરાગ્ય ઉપજે તે હેતુથી-અત્રે સાંખ્યશાસ્ત્ર અનુવાદ ( પુનર્વચન ) કરે છે એમ માનવું ઉચિત છે. ( સાંખ્ય-શાસ્ત્ર પરમાર્થતઃ ઈશ્વરનો પ્રતિષેધ કરતું નથી.) જો લોકાયતિક ( ચાર્વાક ) મતને અનુસરી નિત્ય-ઐશ્વર્ય. ( ઈશ્વરમાં રહેલા ઐશ્વર્ય ) નો પ્રતિષેધ કરવામાં ન આવે, તો પરિપૂર્ણ-નિત્ય-અને નિર્દોષ એવું-ઈશ્વરનું ઐશ્વર્ય જોઇ એમાં ચિત્ત આસક્ત થાય,

*આ ઊનારાની પહેલાં એ ચર્ચા ગઈ છે. જુવો પાનાનો અંક.

અનેક વિવેક-અભ્યાસમાં પ્રતિબન્ધ થાય એમ સાંખ્ય આચાર્યોનો આશય છે. સેશ્વર-વાદની કોઇ પણ ઠેકાણે નિન્દા વગેરે નથી, કે જેથી સેશ્વરવાદ ઉપાસના અર્થે જ છે એમ માની એ સંબન્ધી શાસ્ત્રને સાંકડા અર્થમાં લેવું પડે.

માટે, અભ્યુગમવાદ અને પ્રૌઢિવાદે કરીને જ સાંખ્યશાસ્ત્ર વ્યાવહારિક ઇશ્વરનો પ્રતિષેધ કરે છે. એટલે બ્રહ્મમીમાંસા અને યોગ સાથે એનો વિરોધ નથી."

[ સાંખ્યપ્રવચનભાષ્યમાં વિજ્ઞાનભિક્ષુની ભૂમિકા. ]

(૨) વિજ્ઞાનભિક્ષુના સાંખ્યપ્રવચનભાષ્યમાંથી બીજો ઊતારોઃ—

अयं चेश्वरप्रतिषेध एकदेशिनां प्रौढिवादेनैवेति प्रागेव प्रतिपादितम्। अन्यथा हीश्वराभावादित्येवोच्येत।

ભાવાર્થ—આ ઇશ્વરનો પ્રતિષેધ એકદેશીઓના ( સાંખ્યાનુસારી ઘણામાંના કેટલાકના) પ્રૌઢિવાદને લઇને છે એમ પૂર્વે બતાવેલું જ છે. એમ ન હોત તો ईश्वरासिद्धेः-ઇશ્વર સિદ્ધ થઇ શકતો નથી એમ ન કહેતાં, ईश्वराभावात्-ઇશ્વર નથી એમ જ કહેત." [ કપિલનો નિરીશ્વરવાદ છે એમ સિદ્ધ કરવા રા. ઠાકરે ટાંકેલા પ્રધાન-સૂત્ર 'ईश्वरासिद्धेः- ઉપર સાંખ્ય-ભાષ્યકારનું ભાષ્ય ! ]

(૩) ત્રીજો ઊતારો એ જ ગ્રન્થકારના બ્રહ્મસૂત્રભાષ્યમાંથી આપુછું:—

"नन्वेवं कपिलस्मृतेः किमप्रामाण्यमेव तथा चोदाहृतवाक्यविरोधः, न; सावकाशत्वात् पश्चान्निराकर्तव्यकुमीमांसकानामीश्वरप्रतिषेधस्याभ्युपगमवादेन कपिलस्मृत्युपपत्तेः ईश्वरप्रतिषेधकुतर्का अपि पारम्या एव, तुष्यतु दुर्जन इति न्यायेन प्रौढ्या, सांख्यैरनूद्यन्त इति। किमर्थं पुनः कुमताभ्युपगमवादः सांख्ये कृतः? उच्यते; यदि कश्चित् कुमीमांसक आपाततो वेदान्तानां कार्यब्रह्मपरत्वदर्शान्नित्यं ब्रह्म नाभ्युपगच्छति, नाभ्युपगच्छति च ब्रह्मविद्यायाः कार्यब्रह्मलोकातिरिक्तं फलं, तदा तस्येश्वरमनभ्युपगच्छतोऽपि कपिलोक्तविवेकख्यातेरेव मोक्षो भवतीति प्रतिपादयितुमिति.

इदं च पूर्वसूत्रस्यादाद्यप्रसङ्गशब्दाल्लभ्यते सांख्यस्मृतेर्यथोक्तावकाशाभावे हि पूर्वपक्षे प्रसङ्गशब्दो व्यर्थः स्याद् यदि चाभ्युपगमवादेन बौद्धादिमतानुवादपरता कपिलस्य नोच्येत तदा।

पञ्चविंशोऽभिमन्येत नान्योऽस्ति परतो मम।
अन्योन्यत्वान्तरात्मा ऽस्ति यः सर्वमनुपश्यति ॥

इति मोक्षधर्मे सांख्यानां नित्येश्वरोपदेशो नोपपद्येत, नोपपद्येत न–

एवं षड्विंशकं प्राहुः शरीरमिह मानवाः।
सांख्यं संख्यात्मकत्वाच्च कपिलादिभिरुच्यते॥

इति मात्स्यादिषु कपिलस्यापि षड्विंशान्तर्गतेश्वराभ्युपगमवचनमिति। एतेन परमार्थवादाभ्युपगमवादाभ्यां सेश्वरनिरीश्वरविभागप्रसिद्धिः सांख्यानां व्याख्याता।"

ભાવાર્થ: "કપિલસ્મૃતિ–અર્થાત્ સાંખ્યદર્શન નિરીશ્વરવાદી છે એટલે એ અપ્રમાણ ઠરશે. અને એમ ઠરે તો "ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति" ઇત્યાદિ જે શ્રુતિ કપિલને જ્ઞાનથી ભરેલા જણાવે છે—તેની સાથે વિરોધ આવે. આ શંકાનો ઉત્તર કે એ કપિલસ્મૃતિને બીજી રીતે અવકાશ છે.§ તે આ રીતેઃ–પાછળથી જે દુષ્ટ મીમાંસકોનું ખંડન કરવાનું છે તેઓ ઈશ્વરનો જે પ્રતિષેધ કરે છે તે અભ્યુપગમવાદ વડે કપિલસ્મૃતિમાં કબૂલ કર્યો છે. એ રીતે સમજવાથી કપિલસ્મૃતિની ઉપપત્તિ થાય છે. **ઈશ્વરપ્રતિષેધરૂપી કુતર્કો સાંખ્યના પોતાના નથી પણ પારકા–દુષ્ટ મીમાંસકના છે, એનો 'तुष्यतु दुर्जनः' દુર્જનનું મ્હોં કાળું એ ન્યાયે, પ્રૌઢિવાદે કરી, સાંખ્યો અનુવાદ કરે છે.** તમે પૂછશો કે આવા દુષ્ટ મતનો સાંખ્યમાં શા માટે સ્વીકાર કર્યો? તો એનો ઉત્તર કે તેમ કરવાનું કારણ છે. દુષ્ટ મીમાંસક, વેદાન્તનાં વાક્યોને ઉપર ઉપરથી જોઇને એમ માને કે એમાં કાર્યબ્રહ્મ–દેવતાઓનાં સ્વર્ગાદિ લોક–નું જ પ્રતિપાદન છે અને તેથી નિત્ય બ્રહ્મ નથી, અને બ્રહ્મવિદ્યા વડે કાર્યબ્રહ્મની પાર કાંઈ પ્રાપ્ત કરવાનું નથી; અને આ રીતે ઈશ્વરને એ ન સ્વીકારે; તોપણ કપિલે જે વિવેકખ્યાતિ બતાવી છે તે વડે કરીને, એ નિરીશ્વરવાદી દુષ્ટ મીમાંસક પણ કોઇક દહાડો મોક્ષ પામે એવા હેતુથી એની વાત સ્વીકારી છે (વાસ્તવિક રીતે એ નિરીશ્વરવાદ સાંખ્યનો મત છે એમ ન સમજવું.)

વળી આ વાત "**स्मृत्यनवकाशदोषप्रसङ्गादिति चेन्न। अन्यस्मृत्यनवकाशदोषप्रसङ्गात्**"—એ સૂત્રમાં પહેલા ભાગમાં જે '**प्रसङ्ग**' શબ્દ છે તેમાંથી નીકળે છે. સાંખ્યસ્મૃતિને ઉપર કહ્યું તેમ વસ્તુતઃ અનીશ્વરવાદી માનવાથી એ નિરવકાશ થઇ જાય છે, અને એમ થાય છે તો પછી નિરવકાશ થવાનો પ્રસંગ આવે છે એમ 'પ્રસંગ'–શબ્દ વાપરવાનું કારણ રહેતું નથી. ('પ્રસંગ'–શબ્દ વાપરવાનું કારણ જ એ છે કે વસ્તુતઃ એ નિરવકાશ થતી નથી, અભ્યુપગમવાદે કરીને જ એણે ઈશ્વરનો પ્રતિષેધ કર્યો છે એમ ઘટના કરવાથી એ સાવકાશ ઠરી શકે છે.)

---

§ જો બે સ્મૃતિ વચ્ચે વિરોધ આવતો હોય, તો બેમાંથી જે સ્મૃતિને અપ્રમાણ માનવાથી એ તદ્દન ઉખડી જતી હોય તેને પ્રમાણ માનવી; અને બીજી જેને એક રીતે અપ્રમાણ માનવા છતાં પણ બીજી રીતે પ્રમાણ માનવાનો અવકાશ રહેતો હોય તેને થોડાક અંશમાં અપ્રમાણ માનવામાં બાધ નથી. કારણ કે જેનો સંપૂર્ણ નાશ થઇ જતો હોય તેને જ બચાવવાની આપણી ફરજ છે.

નિરીશ્વરવાદ પ્રતિપાદન કરવામાં કપિલ માત્ર બૌદ્ધાદિ મતનો અનુવાદ જ કરે છે, વસ્તુતઃ એમનો એ મત નથી એમ જો ન કહીએ તો " पञ्चविंशोऽभिमन्येत नान्योऽस्ति परमो मम । अन्योऽप्यन्तरात्मा ऽस्ति यः सर्वमनुपश्यति " પચીસમું તત્ત્વ જે પુરુષ તે એમ અભિમાન કરે કે મારી પાર બીજો કોઈ નથી ! પણ વસ્તુતઃ એના ઉપરાંત એક બીજો અન્તરાત્મા ( પરમાત્મા ) છે, જે સઘળું જુવે છે. " એમ મહાભારતમાં મોક્ષધર્મ પર્વમાં, સાંખ્યો નિત્યેશ્વર માને છે એમ કહેલું છે—એ બંધ ન બેસે. અને વળી

एवं षड्विंशकं प्राहुः शरीरमिह मानवाः
सांख्यं संख्यात्मकत्वाच्च कपिलादिभिरुच्यते ।

' અને મનુષ્યો આ શરીરમાં એક છવીસમું તત્ત્વ—પરમાત્મા—રહેલો છે એમ કહે છે. એને કપિલાદિક સાંખ્ય કહે છે, કારણ કે એ સંખ્યાત્મક છે.' એમ મત્સ્યપુરાણ વગેરેમાં, કપિલ છવીસમું તત્ત્વ—ઈશ્વર સ્વીકારે છે એમ જે કહ્યું છે તે પણ બંધ ન બેસે."

[ વિજ્ઞાનભિક્ષુકૃત બ્રહ્મસૂત્રભાષ્ય-વિજ્ઞાનામૃત ]

આ રીતે, પરમાર્થ અને અભ્યુગમવાદ એમ બે જુદી જુદી રીતે ઈશ્વરવાદ અને નિરીશ્વરવાદ સાંખ્યો માને છે એમ સમજવું. આમ સાંખ્યસૂત્ર વસ્તુતઃ અનીશ્વરવાદી નથી એમ સાંખ્યભાષ્યકારનો સ્પષ્ટ મત છે. છતાં, પ્રાચીન પદ્ધતિ માટે આટલો આગ્રહ દર્શાવનાર .. ઠાકર એ પ્રત્યે કેમ આંખો મીંચે છે એ હું સમજી શકતો નથી. ' ईश्वरासिद्धेः ' એવું ; સાંખ્યસૂત્ર છે અને સાંખ્યશાસ્ત્ર સામાન્ય રીતે નિરીશ્વરવાદી ગણાય છે—આટલી વાત ા શાસ્ત્રની બારાખડી જાણનારને પણ સુવિદિત છે. છતાં, જ્યારે તત્ત્વદર્શનના સિદ્ધાન્તનું ચિન્તન કરવાના ખાસ મેળાવડામાં એ વાતથી ઉલટો મત પ્રદર્શિત કરવામાં આવે, ત્યારે વધારે ઊંડા જઈ તપાસ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે એટલું રા. ઠાકરે સમજવું જોઇએ. એ કર્તવ્ય સમજી રા. ઠાકરની ફરજ હતી કે સિદ્ધપુરના બ્રહ્માનન્દ આગળ બારે મહિને પોતે બોલવા ઊભા થયા તો તે વખતે "ईश्वरासिद्धेः" એવું સૂત્ર ટાંકીને લોકને ભ્રાન્તિમાં ન નાંખવા, પણ એ સૂત્ર નીચે ભાષ્યકાર શું કહે છે એ જણાવવું, અને પોતામાં સામર્થ્ય હોય તો એ ભાષ્યકારનો મત ખોટો છે એમ પ્રમાણપુરઃસર સિદ્ધ કરવું. આને જ સમજુ માણસો પ્રામાણિક અને શાસ્ત્રીય વાદપદ્ધતિ સમજે છે. બાકી, સામાને એને બે ચાર જેવી સાદી વાતોનું અજ્ઞાન આરોપી, પછી એ અજ્ઞાન ટાળવાનો આડંબર કરવો એ તો કેવળ અજવાળામાં દીવો ફેરવવા જેવો—હસવા જેવો—દેખાવ થાય છે ! અધિક શું કહેવું ?

મેં ઉપર જણાવ્યું તેમ આ લેખનો ઉદ્દેશ રા. ઠાકરને ઉત્તર દેવાનો નથી. જેઓ પ્રાચીન ટીકાકાર સિવાય બીજું પ્રમાણ જાણતા નથી તેમને નિરુત્તર કરવા માટે તો પૂર્વોક્ત સાંખ્ય ભાષ્યકારનાં વચન પૂરતાં છે. પણ મને પોતાને એ બસ થતાં નથી, અને ટીકાકારની મદદ વિના સ્વતન્ત્ર રીતે અર્થ નિર્ણય કરવાના આજના જમાનામાં કોઇને માટે એ બસ થવાં ન

જોઇએ. અને તે જ કારણથી યુરોપિઅન પંડિતો સાંખ્યભાષ્યકારના વ્યાખ્યાનનો તિરસ્કાર કરી સાંખ્યશાસ્ત્રને નિરીશ્વરવાદી કહેવાની સામાન્ય ભૂલમાં જોડાય છે. પરંતુ ખરી વાત એ છે કે—જો કે સાંખ્યભાષ્યકારે સૂત્રકારનો આશય બતાવ્યો છે તે કૃત્રિમ છે, તથાપિ એ ભાષ્યકારને સાંખ્યશાસ્ત્રના ઇતિહાસનું એક મ્હોટું સત્ય હાથ લાગ્યું છે; અને તે એ કે સાંખ્યદર્શન મૂળ નિરીશ્વરવાદી ’ન હતું. ઇતિહાસના જ્ઞાનના અભાવે, વિજ્ઞાનભિક્ષુએ, સાંખ્ય શાસ્ત્રના બે યુગ પાડવા જોઇએ તેને બદલે, ‘ વ્યાવહારિક ’ અને ‘ પારમાર્થિક ’—‘ અભ્યુપગમવાદ ’ અને ‘ પરમાર્થવાદ ’—એવાં સાંખ્યશાસ્ત્રનાં બે સ્વરૂપ કલ્પ્યાં. પણ એ કલ્પનાના મૂળમાં ઉપર કહ્યું તે ઐતિહાસિક સત્ય રહેલું છે. આ જ ઐતિહાસિક સત્યમાંથી, બે કપિલ‡

‡ એક અગ્નિનો અવતાર, અને બીજો નારાયણનો અવતાર. વેચનરામ શર્મા નામના કાશીના એક સમર્થ પંડિત સાંખ્યકારિકાના ટિપ્પણમાં કહે છેઃ—“सूत्रषडध्यायी तु वैश्वानरावतार-भगवत्कपिलप्रणीता; इयं तु द्वाविंशतिसूत्री तस्या अपि बीजभूता नारायणावतार-महर्षिभगवत्कपिलप्रणीतेति वृद्धाः” અર્થાત્ સાંખ્યસૂત્રને નામે ઓળખાતી ષડધ્યાયી તે અગ્નિના અવતાર કપિલે કરેલી; અને બાવીસસૂત્રનો તત્ત્વસમાસ નામનો ગ્રન્થ જે એ ષડધ્યાયીના બીજરૂપ છે એ નારાયણના અવતાર કપિલે કરેલો છે—એમ વૃદ્ધજનો કહે છે.”

આમ બે કપિલની સાંપ્રદાયિક માન્યતામાં સાંખ્ય શાસ્ત્રનાં બે સ્વરૂપોનું સ્મરણ રહ્યું જણાય છે. બાકી તે સિવાય વસ્તુતઃ બે કપિલ—એક સેશ્વરવાદી અને એક નિરીશ્વરવાદી થયા હશે એમ માનવાને કાંઈ ખાસ પ્રમાણ મળતું નથી. અત્રે જે ‘ તત્ત્વસમાસ ’ નામનો ગ્રન્થ કહ્યો છે તે પણ જો કે પ્રસિદ્ધ ‘ સાંખ્યસૂત્ર ’ ના જેવો નિરીશ્વરવાદી નથી, તથાપિ એમાં ઈશ્વરના અસ્તિત્વનું પ્રતિપાદન પણ નથી. એટલે એ બે ગ્રન્થોને પણ ઉપર કહેલાં સાંખ્યશાસ્ત્રનાં બે ઐતિહાસિક સ્વરૂપોના પ્રતિપાદક તરીકે લેવાના નથી.

‘ સાંખ્યતત્ત્વસમાસ ’ને—‘ સાંખ્યસૂત્ર ’ ની માફક જ મૂળ કપિલના સાંખ્યનું સ્વરૂપ નક્કી કરવામાં હું નિર્ણાયક ગ્રન્થ માનતો નથી. કારણ કે એ ગ્રન્થ પણ સ્પષ્ટ રીતે અર્વાચીન છેઃ મૂળ સાંખ્યાચાર્ય કપિલનો રચેલો નથી. આની ખાતરી કરવા હું વાચકને માત્ર નીચેના ઉતારા ઉપર દૃષ્ટિ ફેરવવા વિનંતિ કરૂં છુંઃ—

(૧) “इह कश्चिद् ब्राह्मणस्त्रिविधेन दुःखेनाभिभूतः सांख्याचार्यकपिलमहर्षि-शरणमुपागतः । स्वकुलनामगोत्रस्वाध्याय निवेद्याह । ‘ भगवन् किमिह परं, किं याथातथ्यं किं कृत्वा कृतकृत्यः स्यामिति । कपिल उवाच ‘ कथयिष्यामि.........’

(૨) एवं तावत्साङ्ख्याचार्याः कपिलासुरिपञ्चशिखप्रभृतयो बहून् पुरुषान् वर्णयन्ति। वेदान्तवादिन आचार्याः हरिहरव्यासादयः एकमेवात्मानं वर्णयन्ति..........

( આ પછી વેદાન્તમાં માનેલા પરમાત્માનાં પ્રતિપાદક પુષ્કળ વચનો ટાંક્યાં છે. ટાંકીને એનું ખંડન કર્યું નથી એ ધ્યાનમાં લેવા જેવું છે. )

થઇ ગયા એવી સાંપ્રદાયિક માન્યતા જન્મ પામી હશે એમ લાગે છે. આ સૂક્ષ્મ સત્ય આપણાં દર્શનગ્રન્થોનું ઝૂજ જ્ઞાન ધરાવનાર યુરોપિઅન વિદ્વાનોના જાણવામાં નથી; કદાચ હશે તો સંપ્રદાયની તદ્દન અવગણના કરનાર એ વિદ્વાનોને એ ગળે ઉતરતું નથી. આમ હોવાથી ઘણા ખરા યુરોપિયન વિદ્વાનો-બલ્કે અત્યારે મને સ્મરણ છે તે પ્રમાણે તો સઘળા યુરોપિયન વિદ્વાનો–સાંખ્યશાસ્ત્રને નિરીશ્વરવાદી કહે છે. પણ એ સર્વ વિદ્વાનોને એક પક્ષમાં મૂકીએ તો પણ જેના એકના વચનથી સામો પક્ષ વધારે વજનદાર ઠરે એવી ગંભીર અને વિશાળ વિદ્યા ધરાવનારા આપણા અદ્વિતીય વિદ્વાન ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર સાંખ્યશાસ્ત્રના ઇતિહાસમાં પ્રાચીન અને નવીન એવા બે યુગ માને છે અને એમાંનો પૂર્વ યુગ સેશ્વરવાદી અને ઉત્તરયુગ નિરીશ્વરવાદી હતો એમ કહે છે. એમના આ જ વર્ષે પ્રસિદ્ધ થએલા "Encyclopaedia of 'Indo-Aryan Research"નામની પુસ્તકમાળાના Vaisnavism, Saivism and Minor Religious Systems" નામના પુસ્તકમાંના નીચેના શબ્દો વાંચોઃ

"Uttama Purus'a or the Supreme Soul, which is not found in the *later* Sankhya........ ...But the word Sankhya does not seem to be used in the Bhagavadgita to indicate the *non-theistic system........ out of it grew the non-theistic system of later times.*" (મહત્ત્વના શબ્દો ઉપર ધ્યાન ખેંચવા ઇટાલિક મેં મૂકયા છે.)

આ શબ્દો થકી મારી માન્યતાને એવી અદ્ભુત પુષ્ટિ મળી છે કે જે સામે જે જે આક્ષેપો થાય તે સામે હવે નિર્ભયતાથી ઊભા રહી શકાશે.

---

ઉપરના ઊતારાની ભાષા તમને કયા યુગની લાગે છે? 'સાંખ્યાચાર્ય કપિલ આસુરિ પંચશિખ પ્રભૃતિ' એવો સાંખ્યાચાર્યોનો ઉલ્લેખ જે ઊપલા બીજા ઊતારામાં જોવામાં આવે છે એ કપિલમુનિએ પોતે જ કરેલો હોય એમ માન્યામાં આવે છે? આ ગ્રન્થકાર વેદાન્તવાદીઓમાં **વ્યાસ**નો પણ ઉલ્લેખ કરે છે એ જોતાં એ **વ્યાસ**થી પણ અર્વાચીન નથી? વળી એ ગ્રન્થમાં—

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

ઇત્યાદિ શ્રીમદ્ભગદ્ગીતાનાં અનેક વચનો ટાંક્યાં છે એ જોતાં એ ગ્રન્થ શ્રીમદ્ભગદ્ગીતાથી સ્પષ્ટ રીતે અર્વાચીન ઠરે છે. અને કપિલમુનિ ભગવદ્ગીતા (જેમાં '**सिद्धानां कापिलो मुनिः**' એવું વચન આવે છે) કરતાં પ્રાચીન છે; ગૌતમબુદ્ધ કરતાં પ્રાચીન છે (ગૌતમબુદ્ધ કપિલવાસ્તુમાં જન્મ્યા હતા); અને આપણાં પુરાણો એકે અવાજે એમને બ્રહ્મા મનુ વગેરેની પાસે મૂકે છે—એટલી પ્રાચીનતા આપણે ન સ્વીકારીએ તથાપિ એ ગૌતમ બુદ્ધ, અને ભગવદ્ગીતાકારથી પ્રાચીન છે એમાં તો સન્દેહ નથીજ. એટલે એમને 'તત્ત્વસમાસ' ના કર્તા માનતાં સ્પષ્ટ બાધ આવે છે.

હવે વાચકની ક્ષમા માગી આ સબન્ધી મારા પોતાના વિચાર કેવી રીતે બંધાયા એ અત્રે જણાવુ છુ. મને કોઇકે-કાંઇક એ અત્યારે મને ચોક્કસ યાદ નથી પણ ઘણું કરીને પચીસ વર્ષ ઉપર એક ધુરંધર પંડિતવર્ય—કહેલુ કે 'ईश्वरासिद्धे.' એ સાખ્યસૂત્રનુ તાત્પર્ય ઈશ્વરનો પ્રતિષેધ કરવાનુ નથી, પણ ઈશ્વર સિદ્ધ થઈ શકતો નથી એટલુ જ પ્રતિપાદન કરવાનું છે પરંતુ આ માન્યતા તે વખતે મને કપોલકલ્પિત લાગેલી ત્યારપછી કાશીના પ્રસિદ્ધ પંડિતશિરોમણિ બાલશાસ્ત્રીના એક વાદલેખમાં (ઈ. સ. ૧૮૬૬ નુ 'પંડિત' પત્ર) નીચેના શબ્દો મારા વાચવામા આવ્યા—

"तत्र यद्यपि साङ्ख्यशास्त्रस्य पुरुषार्थतत्साधनीभूतप्रकृतिपुरुषविवेकख्यात्योरेव प्रतिपादने मुख्यतात्पर्यस्य सत्त्वेनेश्वरासिद्धेरित्यादीश्वरप्रतिषेधप्रकरणस्य विवेकज्ञानप्रतिबन्धनिरासार्थमैश्वर्ये वैराग्यार्थमेवाभ्युपगमवादप्रौढिवादादिनैवेश्वरप्रतिषेधकताया. साख्यभाष्येऽसकृन्मुव्यक्तमुक्तत्वेन सूत्रस्थासिद्धिपदस्वारस्येन च यत्पर शब्द इति न्यायेन तदंशे तन्याभ्युपगमवाद्रकल्पनेऽपि तत्त्वतेन परमेश्वरसत्त्वोपगमोऽपि न क्षुणोति साख्यतन्त्रानुयायिनम्तथापि यथाश्रुतार्थग्राहिणामर्वाग्दृशा सन्तोषाय सक्षपतो निरीश्वरवाद उपपाद्यत ।"

ભાવાર્થ—"સાખ્યશાસ્ત્રનુ મુખ્ય તાત્પર્ય, પુરુષાર્થ અને પુરુષાર્થનુ સાધન જે પ્રકૃતિ-પુરુષ વચ્ચે વિવેકખ્યાતિ, તેનુ 'પ્રતિપાદન કરવાનુ છે, અને તેથી 'ईश्वरासिद्धे.' ઇત્યાદિ ઈશ્વરના પ્રતિષેધનુ જે પ્રકરણ છે તે વિવેકજ્ઞાનના પ્રતિબન્ધકને દૂર કરવા માટે, ઐશ્વર્ય પ્રત્યે વૈરાગ્ય ઉપજાવવા માટે, અભ્યુપગમવાદ અને પ્રૌઢિવાદે કરીને જ છે એમ સાખ્યભાષ્યમા વારવાર બહુ સ્પષ્ટતાથી કહેવામા આવ્યુ છે અને 'ईश्वरासिद्धेः' એ સૂત્રમા જે 'અસિદ્ધ'—પદ છે તે ખાસ તાત્પર્યપૂર્વક મૂકેલુ છે (નથી એમ નહિ, પણ સિદ્ધ થઈ શકતો નથી—અર્થાત્ દુર્જ્ઞેય—જુઓ ઉપર સાખ્યપ્રવચન ભાષ્યના વચનો જેનો બાલશાસ્ત્રી અને ઉલ્લેખ કરે છે.) અને તેથી જે મુખ્ય પ્રતિપાદન કરવાનુ હોય તે જ વસ્તુમા એ વચનનુ પ્રામાણ્ય માનવુ અને બાકીનો વિષય અભ્યુપગમવાદે કરીને પ્રતિપાદન કર્યો છે એમ કલ્પના કરવી. આ રીતે અર્થ કરતા, સાખ્યશાસ્ત્રમા પરમેશ્વર છે એમ માનનાથી એ શાસ્ત્રના અનુયાયીઓને કાંઈ હાનિ નથી. તથાપિ યથાશ્રુત—શબ્દશ—અર્થ ગ્રહણ કરનારા અર્વાગ્ (પાછલી વા ઊતરતી) દૃષ્ટિવાળાના સન્તોષ માટે સક્ષેપમા નિરીશ્વરવાદની ઉપપત્તિ કરવામાં આવે છે"

[ઇ. સ. ૧૮૬૬ નું કાશીવિદ્યાસુધાનિધિ (પંડિત).]

અને એને સાખ્યપ્રવચનભાષ્યનો આધાર છે એમ મારા જાણવામાં આવ્યુ. પરતુ તેટલાથી શારીરકભાષ્ય, સર્વદર્શનસગ્રહ વગેરે ઘણા અનુવાદક ગ્રન્થોની, તેમજ એ જ પ્રમાણેથી બંધાએલા યુરોપિયન વિદ્વાનના મતની મારા મત ઉપર જે છાપ પડી હતી તે બદલાઈ નહિ. દરમિયાન 'ઇશ્વર નથી' અને 'ઇશ્વર સિદ્ધ થઇ શકતો નથી' એ બે વચન વચ્ચે કેવો ગભીર અને વાસ્તવિક ભેદ છે એ પાશ્ચાત્ય ફિલસુફ કાન્ટ અને સ્પેન્સરના તત્ત્વજ્ઞાનના

અભ્યાસથી મારા જાણવામાં આવ્યું અને તે વખતથી 'ઈશ્વરાસિદ્ધેઃ' ની જે વ્યાખ્યા મેં પૂર્વે સાંભળી હતી તે યથાર્થ છે એમ મને પ્રતીતિ થઇ. છતાં પણ સાંખ્યસૂત્રના કર્તા સેશ્વરવાદી હશે એમ મને ખાતરી થઇ નહિ. પરંતુ સાંખ્યભાષ્યકારનું કહેવું નિરાધાર નહિ હોય એવા વિશ્વાસથી સાંખ્યશાસ્ત્રનો ઇતિહાસ મેં ઉકેલવા માંડ્યો, અને આપણા પ્રાચીન ગ્રન્થોમાં જ્યાં જ્યાં સાંખ્યનું નિરૂપણ અને સાંખ્યના ઉલ્લેખ છે ત્યાં ત્યાં વિશેષ મનન કરતાં મને જણાયું કે પતંજલિનું સાંખ્ય સેશ્વરવાદી છે, એટલું જ નહિ, પરંતુ કપિલના સાંખ્યમાં પણ એકદેશ સેશ્વરવાદનો છે, અને તે નિરીશ્વરવાદ કરતાં જૂનો છે, અને આ જે નિરીશ્વરવાદ છે તે ઉપનિષદ્‌માંથી અમુક ભ્રાન્તિએ કરીને તેમજ કાળબળને લીધે જન્મ પામ્યો છે. ૧૯૦૩-૪ ના અરસામાં થએલો આ નિશ્ચય ૧૯૦૪-૫ (સં. ૧૯૬૦-૬૧) ના વસંતમાં મેં મન્દ મન્દ રીતે પ્રકટ કર્યો. છેવટે, બે વર્ષ ઉપર સિદ્ધપુરની શંકરજયન્તીમાં મેં એ સ્પષ્ટ રીતે બહાર મૂક્યો. તેમાં પણ "આગળ જતાં સાંખ્યદર્શનનાં પુસ્તકોમાં એ અનીશ્વરવાદનું સમર્થન કરવામાં આવ્યું. પણ કપિલ ભગવાનનો એ આશય નહિ હોય."—એમ 'હોય' શબ્દ-આવા ગૂંચવણભરેલા અને મતભેદના અવકાશ વાળા વિષયમાં સામા મત માટે જે માન રાખવું જોઇએ તે માન રાખી વાપર્યો હતો. પરંતુ ડૉ. ભાંડારકરનું આ વર્ષે પ્રસિદ્ધ થયેલું પુસ્તક વાંચ્યા પછી હું મારા નિર્ણયની યથાર્થતા માટે વધારે પ્રબળ અને દૃઢ આગ્રહ ધરાવી શકું છું. આ સંબન્ધી કેટલુંક "કપિલ અને સાંખ્યશાસ્ત્ર" એવા સ્વતન્ત્ર વિષયનિર્દેશથી-વાદવિવાદના પંકની બહાર નીકળી-આગળ ઉપર હું લખવા ઇચ્છું છું. હાલ આટલું બસ છે. તોપણ આ લેખ સમાપ્ત કરતાં કરતાં સાંખ્યશાસ્ત્ર મૂળ નિરીશ્વરવાદી નહોતું એટલું જ નહિ પણ સ્પષ્ટ સેશ્વરવાદી હતું એમ સિદ્ધ કરવા માટે એક ખાસ ઐતિહાસિક વસ્તુસ્થિતિ દર્શાવનાર એક જ પ્રમાણ રજુ કરી લઉં છું. મહાભારત, ભાગવત, સાંખ્યતત્ત્વકૌમુદી, સાંખ્યતત્ત્વ-સમાસ આદિ ગ્રન્થોને આધારે એક વાત સર્વાનુમતે મનાય છે કે સાંખ્યશાસ્ત્રમાં કપિલના શિષ્ય આસુરિ અને આસુરિના શિષ્ય પંચશિખ હતા. આ પંચશિખ માટે મહાભારતમાં કહ્યું છે કે એ 'પંચરાત્ર' માં કુશળ હતા –

"आसुरेः प्रथमं शिष्यं यमाहुश्चिरजीविनम् । पञ्चस्रोतसि निष्णातः पञ्चरात्रविशारदः।
पञ्चज्ञः पञ्चकृत् पञ्चगुणः पञ्चशिखः स्मृतः"

અને પંચરાત્ર એ સ્પષ્ટ નારાયણનામથી ઇશ્વરવાદી છે, વ્યાસસૂત્રથી પ્રાચીન છે, અને પ્રાચીન ભાગવત ધર્મનું પ્રતિપાદક છે-એ સર્વવિદિત અને સર્વમાન્ય છે. એટલે કપિલમુનિના સેશ્વરસાંખ્યનો સંપ્રદાય પંચશિખના ઉપદેશમાં વર્તમાન હતો એમ ઐતિહાસિક પ્રમાણથી સ્પષ્ટ સિદ્ધ થાય છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

"कपिलाय महामुनये शिष्याय तस्य चासुरये। पंचशिखाय तथेश्वरकृष्णायैते नमस्यामः"

**હજારો પુસ્તકોના વાંચનથી જેટલો ભાવોલ્લાસ ન થાય તેથી ગેકરો ઘણી અધિક આત્માની ઉજ્જવલતા આ તદ્દન નવાં પુસ્તકોના વાંચનથી સ્ફુરાયમાન થયા વિના રહેશે નહિ.**

**૧ શિવવિનોદ ભાગ પ્રથમ**-આ પુસ્તકમાં ભક્તિનું, નીતિનું અને અધ્યાત્મનું જે મધુર સંગીત ઉછળે છે, તેથી વાંચનારના આત્મામાં સ્વાભાવિક આનંદની ઊર્મીઓ ઉછળ્યા વિના રહેતી નથી. વિદ્વાનોએ આ ગ્રન્થ વાંચી છેવટે જણાવ્યું છે કે એક એક પદ્ય સોનાના મૂલ્યથી પણ અધિક કીંમતી છે ૦-૧૨-૦

**૨ શિવવિનોદ ભાગ ૨ જો**-આ ભાગનાં કાવ્યો જેણે એકવાર વાંચ્યાં છે તેઓ પૂછે છે કે આ પુસ્તકની ભાવનાઓ અવલોકયા પછી એવું કયું કઠિન હૃદય છે કે જ્યાં અધ્યાત્મિક મસ્તી પ્રગટ થયા વિના રહે? ૦-૧૨-૦

**૩ શિવવિનોદ ભાગ ૩ જો**-આ ભાગમાં એક ઉછળતા અને મસ્ત હૃદયના સંગીતને પ્રબળરૂપ લીધું છે, અને જાણે કે તે પદ્યના શબ્દો વાચકોના હૃદયને હોય તેવો અનેકોને અનુભવ થાય છે. ૦-૧૨-૦

**૪ શિવવિનોદ ભાગ ૪ થો**-એક વિદ્વાન, જેને સુખાભિલાષી હૃદય કહે છે, તે હૃદયનું આ ચતુર્થ ઝરણું ઘણું નિર્મળ અને ગંભીર છે. આ પદ્યોના પઠનથી આત્માની દશા ઉચ્ચ ભાવને પામે છે અને સાંસારિક પ્રપંચોમાંથી ઝટ છુટકારો મેળવે છે-કીંમત કેવળ આઠ આના.

**૫ શિવવિનોદ ભાગ ૫ મો**-આ પુસ્તકમાં ઉચ્ચભાવનાઓવાળા વિવિધ પદ્યો છે. ભાષાની સરળતા ભાવની રસાળતા તથા રાગ રાગણીઓની વિષયાનુકૂળ પસંદગી એ નજરેથી આ ભાગ ઘણો તાત્વિક થઇ પડે તેવો છે ૦-૮-૦

**૬ શિવબોધ-ભાગ ૧ લો**-આ પુસ્તકમા આપણા રોજના સાંસારિક પત્રોમાં લખાતી હકીકતના જેવી નથી પણ જાણે કે એ પત્રો વાંચતી વખતે કોઇના વિશુદ્ધ હૃદયનો આપણે એકલાજ સાક્ષાત્કાર કરતા હોઇએ અને કોઇની આત્મોન્નતીની ખાનગી વિગતો જાણે આપણે એકલાજ વાંચતા હોઇએ તેવો ખ્યાલ થયા વિના રહેતો નથી, પત્રોની ભાષા પ્રૌઢ અને વિચારો યુક્તિપ્રદ છે. ૦-૧૨-૦

**૭ શિવબોધ ભાગ ૨ જો**-આ ભાગમાં પ્રકટ થયેલા પત્રોમાં જે ઉચ્ચ ભાવનાઓ અને ઉપદેશોની સુગંધી વહેછે તેથી જાણે કે નંદનવનની ટોચે રહેલી સ્વર્ગની સુરભી આપણા માટે સમાજમાં કેમ ઉતરી આવતી નહોય તેવો ક્ષણવાર ભાસ થયા વિના રહેતો નથી ૦-૧૨-૦

**૮ શિવપ્રબોધ**-આ પુસ્તકમાં જુદા જુદા ઉપયોગી વિષયો ઉપર સ્વતંત્ર વિચારો પ્રકટ કરવામાં આવ્યા છે ૦-૮-૦

**૯ શિવપ્રબોધ ભાગ ૨ જો**-આ પુસ્તકમા ઘણાજ ઉપયોગી વિષયો ઉપર છટાદાર વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. વિષયો જેમ ઉપયોગી છે. તેમ ભાષા પણ જુસ્સાદાર અને મર્મભેદક છે. અમે આ ગ્રંથ વાચવાની ખાસ ભલામણ કરીએ છીએ કીંમત માત્ર ૦-૮-૦

**૧૦ શિવવિલાસ**-આ ગ્રંથમાં એક ભક્તમહાત્માએ વિવિધ મનોદશાઓ અથવા સ્ફુરણાઓનુ આલેખન છે એ મનોદશાઓની નિર્મળતા તથા ઉચ્ચતા વાંચનારાઓને આનંદની સાથે ઉત્તમ ઉપદેશ પણ આપી શકે છે. ૦-૧૨-૦

**૧૧ રાગબોધ**-પશુઓ અને યોગીઓ સિવાય સંગીતનો અભ્યાસ કરવાની કોને ઇચ્છા નહીં થઈ હોય? આ પુસ્તક વિવિધ રાગ-રાગણીઓની સમજણ આપવા માટે એક ભોમીયા સમાન છે. ૦-૫-૦

૧૨ પ્રેમથી મુક્તિ ૦-૮-૦

૧૩ સદ્વક્તા આવૃત્તિ બીજી ૦-૧૨-૦

૧૪ પ્રવૃત્તિ નિવૃત્તિ ૦-૬-૦

૧૫ આત્મ શક્તિનો ઉદય ૦-૩-૦

૧૬ આત્મ જ્ઞાન ૦-૮-૦

૧૭ વિદ્યાચંદ અને સુમતિ અદ્‌ભૂત સચિત્ર નવલકથા આવૃતિ ૧૨ મી ૧-૦-૦ પોસ્ટેજ ખર્ચ જુદું.

**લખો મેસર્સ મેઘજી હીરજીની કંપની**

... પાયધુની ... મુંબઇ

## *Readers and Libraries.*

"How many species are there of the genus reader Perhaps a short half-dozen.

There is the professional reader, who either seeks fresh knowledge and the fruits of fresh research, or else, at the lower end of the scale, seeks in old books to find material for the rather mechanical manufacture of new ones Then there is the student arming himself for his coming duel with the examiner There is the listless, idle reader, who takes a book as an inexpensive and respectable sedative, like the smoking of tobacco Then there are those—I hope the most numerous—who read, if you go to the root of them on the principle, as it has been put, that your own mind is theatre enough for yourself—who read because books stimulate curiosity, feed, multiply, and enlarge the whole range and compass of your interests and raise a man or a woman to a high level in the general cultivation of their age The necessities of Geography, for instance are more and more pressing It is one of the most remarkable features of our day Six Months ago, who of us ever heard of Kikuyu? Not I for one Yet who knows that this remote spot of most cacophonous name will not take a place in ecclesiastical history as notable as the Synod of Dort the Westminster Assembly, or the very Council of Trent itself

. . . . . . . . . . . . . . .

A great library is a warning, a lesson, a rebuke, to the unlucky people whose minds are constitutionally unable ever to hold more than one idea at a time it is, or ought to be, a check on the frightful impulse to rush to take angry sides at five minutes notice on every question no matter how complex or how delicate that rises in the morning paper. It is a place for learning, but believe me it is also a grand place for unlearning, and sages have wisely said that our difficulty in life lies less in learning than in unlearning

One more point The mere presence of one of these great collections of books scrolls, manuscripts seems in itself to give a new and almost overpowering significance to them It was Lord Acton who said that the *gifts of historical thinking* were better than *historical learning* and I cannot have been wrong when I said that the very sight of one of these vast and ordered arrays, in all departments, tongues and times of the history of civilized governments, growth of faiths and institutions the diverse types of great civil and ecclesiastical governors the diverse interests of State is not only in itself a powerful stimulus to the ardent scholar It amazes, excites, overwhelms, like *youth's first vision of the waters of the sea* But this is no opportunity for trying to take you on an academic voyage So with my cordial thanks and much refreshed by so agreeable a visit, I will find my way back to Bacon's "wholesome and well-bottomed contemplations" on navy Estimates

—*Lord Morley*

Reg. No. B. 463

# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्

વર્ષ ૧૩, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૭૦

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલએલ. બી.

પ્રાકૃતિક બોધ (રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી.) ૧૩૭
ગ્રન્થાવલોકન (રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી.) ૧૪૨
"પ્રકૃતિનું સંગીત" (રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી) ૧૪૯
પ્રાર્થના (રા. રા. મોહનકાન્ત નરસિંહરાવ દીવટિયા બી. એ.) ૧૪૯
પ્રિયતમનો સંદેશો (રા. રા. 'નિરાશ') ૧૫૦
હિન્દુસ્થાનના વસ્તીપત્રકમાંથી થોડા જાણવાજોગ આંકડા (વસન્ત—ઑફિસ) ૧૫૧
પ્રેમલક્ષણા ભક્તિનો અનુવાદ (રા. રા. ગો. ક. દેલવાડાકર) ૧૫૬
"માતૃભૂમિની આશા" (રા. ઇ. સી. પટેલ) ૧૫૮
બનાવ (રા. રા. [illegible]) ૧૫૮
ઐતિહાસિક દૃષ્ટિએ માનવંશ[illegible]નનું અવલોકન (રા. રા. 'શરચ્ચંદ્ર' બી. એ.) ૧૬૨
ખંભાત (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) ૧૬૫
"રાજકુંવરીના દુહા" (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) ૧૬૯
પરમેશ્વર—હેવાના પરમેશ્વરની ઉત્પત્તિ અને અગત્ય (રા. રા. 'ગીરીન્દ્ર') ૧૭૦
ચિત્રો—૧ (રા. ન. ના. મહેતા બી. એ. એલએલ. બી.) ૧ [illegible]
" ૨ "ખૂણી" (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) ૧૭૧
" ૩ "હીંચું" (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) ૧૭૨

અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું

# નિયમો.

૧ વસંત મહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" મા દાખલ કરવાનો ઠર્યો હોય કે ન હોય-પણ પાછુ લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમા પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

## લવાજમનો દર.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે )

મળવાનુ ઠેકાણું—વસન્ત ઑફિસ

અમદાવાદ

## ગ્રાહકોને વિનંતિ.

ગ્રાહકો એ કૃપા કરી લવાજમ અગાઉથી મોકલી દેવું વસન્તનુ કદ વધારવામા આવ્યુ છે તેથી પ્રેસનું બિલ ચૂકવવામા ગ્રાહકો તરફથી અમને આટલી અનુકૂળતા મળવાની જરૂર છે

વ્યવસ્થાપક

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद.

વર્ષ ૧૩, અંક ૪. [ માસિક ] ચૈત્ર, સંવત ૧૯૭૦

## પ્રાસંગિક નોંધ.

અભિનન્દન

આ માસની પ્રાસંગિક નોંધમાં અગ્રસ્થાન—રા. બ. રમણભાઇ અને સૌ. વિદ્યાના સૌભાગ્ય-ઉત્સવને* ઘટે છે.

પરમાત્માના નિરવધિ રસસાગરથી જ ઊતરતું, એવુ આ સંસારમાં કોઇ પણ સુખનું નિધાન હોય, તો તે પતિ-પત્નીના હૃદયતટ વચ્ચે વહેતી પ્રેમજીવનની સરિતા છે. એવા અખંડ અને અદ્વૈત પ્રેમજીવનમાં—પ્રાકૃત દૃષ્ટયા જેને સાંસારિક સુખ કહેવામાં આવે છે તે હો વા ન હો, તથાપિ એથી એ જીવનની પવિત્રતામાં અને ઉચ્ચતામાં ફેર પડતો નથી. એટલું જ નહિ, પણ એ પ્રેમમય જીવન સ્થૂલ દેહના અસ્તિત્વની પાર ભેદીને જાય છે, એટલે મૃત્યુ પણ એને બાધ કરી શકતું નથી. તથાપિ એટલુ તો ખરૂં કે દિવ્ય પ્રેમની સાથે લૌકિક સુખ અને લાંબું આયુષ્ય જોડાય છે, ત્યારે એ જોઈ આપણાં નેત્ર ઠરે છે, અને આ વિશ્વની વ્યવસ્થા વધારે સુઘટિત—એનું સંગીત વધારે મધુર અને સુસ્વર પ્રતીત થાય છે.

---

* અંગ્રેજોમાં 'સિલ્વર વેડિંગ,' 'ગોલ્ડન વેડિંગ' અને 'ડાયમન્ડ વેડિંગ' એમ લગ્ન-સૌભાગ્યના ત્રણ ઉત્સવો—ક્રમવાર પચીસ, પચાસ, અને સાઠ વર્ષને અન્તે—કરવાનો રિવાજ છે. એ ત્રણને આપણે 'સૌભાગ્ય-ઉત્સવ,' 'સૌભાગ્ય-મહોત્સવ,' અને 'સૌભાગ્ય-મહામહોત્સવ' કહીએ. અથવા મૂળ અંગ્રેજી શબ્દનો વિશેષણાર્થ સાચવીએ તો—સૌભાગ્યનો 'રજત-મહોત્સવ,' 'સુવર્ણ-મહોત્સવ,' અને 'મણિ-મહોત્સવ' એવાં નામ આપીએ.

રા. રમણભાઇ અને સૌ. વિદ્યાના લગ્નને પચીસ વર્ષ થયાં. રા. રમણભાઇએ એ પ્રસંગે 'विवाहविधि' નામથી આપણા વિવાહસંસ્કારનું એક લઘુ પુસ્તક ગુજરાતી વિવેચન સાથે બહાર પાડ્યું હતું, એની એક નકલ મિત્રભાવે મને આપેલી તે અત્યારે મારા ટેબલ ઉપર છે, અને એમાં વર્ણવેલા સંસ્કાર આ દમ્પતીના જીવનમાં ફલિત થએલા અત્યારે હું જોઉં છું.

બંને દમ્પતી સર્વ વાતે સુખી છેઃ એક હૃદય સાથે, બંનેએ ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી છે, અને એ કેળવણીને શોભા આપે એવો ઉત્તમ ગૃહસ્થાશ્રમ તેઓ ચલાવે છે. રા. રમણભાઇએ આજીવિકા ઉપરાંત લોકસેવાના જીવનથી રાજદરબારમાં માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. સૌ. વિદ્યા, ગંભીર વિદ્યાનો આનન્દ લેતા ઉપરાંત, છોકરાં ઉછેરવાં અને એમને સારી કેળવણી આપવી—એ ગૃહિણીનો પ્રથમ અને પરમ ધર્મ બહુ સારી રીતે બજાવે છે, અને ગુજરાતમાં સ્ત્રીકેળવણીની ઉત્તમ ભાવના પોતાના દૃષ્ટાન્તથી લોક આગળ મૂર્ત્ત ઉપસ્થિત કરે છે.

આ સુખી અને વિદ્વાન દમ્પતીને એમના ઉચ્ચ, મનોહર, અને સુભગ દામ્પત્ય માટે અભિનન્દન દઉં છું, અને આજ કરતાં પણ વધારે સુખથી એમના સૌભાગ્યના સુવર્ણ—અને મણિ—મહોત્સવો ઊજવો, તથા સમય આવે ઘરડાં થઇ, ભવભૂતિએ પેલી પ્રસિદ્ધ '**विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः**' ઇત્યાદિ પંક્તિઓમાં* વર્ણવેલું દામ્પત્યસુખ અનુભવો—એમ ગુજરાત તરફથી આશીર્વાદ અર્પું છું.

---

લગ્નસુખને સંસ્કૃતમાં 'સૌભાગ્ય' કહે છે. એ જો કે વસ્તુતઃ દ્વિનિષ્ઠ—અર્થાત્, પતિ—પત્ની ઉભય નિરૂપિત—છે, તથાપિ જેમ ગૃહિણી જ 'ગૃહ' કહેવાય છે, તેમ પુષ્પની કાન્તિ સમુ એ લગ્નસુખ પણ સ્ત્રીના જ સુખ ઉપર સવિશેષ રમે છે, અને તેથી 'સૌભાગ્ય'—શબ્દનો પ્રયોગ સંસ્કૃતમાં—તેમ જ ભાષામાં—સ્ત્રીના લગ્નસુખ માટે જ થાય છે. પણ વસ્તુતઃ પતિપત્ની એ એક જ દેહના બે અંગો છે, અને તેથી યજમાન અને યજમાનપત્ની બે વિના કોઇ પણ યજ્ઞ થઇ શકતો નથી એવી માન્યતા વેદકાળથી આપણામાં ચાલતી આવે છે—એ જોતાં, 'સૌભાગ્ય' શબ્દને આપણે પતિ—પત્ની ઉભયના લગ્નસુખ માટે વાપરીએ તો ખોટું નથી. આ વિશાળ અર્થમાં અત્રે આ શબ્દ વાપર્યો છે.

'દામ્પત્ય—ઉત્સવ,' 'દામ્પત્ય—મહોત્સવ' વગેરે શબ્દો પણ યોજી શકાય, પણ તે કર્ણને રુચિકર થતા નથી તેથી જવા દીધા છે.

* विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्नहार्यो रसः ।
कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितं
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते ॥

—ઉત્તરરામચરિત.

**સ્ત્રીનાં કર્તવ્યનો પ્રદેશ.**

જર્મનિના શહેનશાહે સ્ત્રીઓનાં કર્તવ્યનો પ્રદેશ 'K'=કક્કાથી શરૂ થતા ત્રણ જર્મન શબ્દોમાં સમાવ્યો છે: 'Kirche,' 'Kuche,' અને 'Kinder'—જેનો અર્થ ક્રમવાર **ધર્મ**, **રસોઈ** અને **છોકરાં** થાય છે. સ્ત્રીઓની ઊંચી પદવીના હિમાયતીને આમાં સ્ત્રીજાતિને અપમાન રહેલું લાગશે અને તેઓ પૂછશે કે–શું સ્ત્રીઓનું કર્તવ્ય, અજ્ઞાન અને વહેમમાં ડૂબી રહેવાનું, રસોડાનો ધૂમાડો ખાવાનું, અને પશુસમાન જીવન ગાળવાનું જ છે? ખરેખર પૂર્વોક્ત ત્રણ 'K' 'કક્કાનો આવો ઉપરછલ્લો જ અર્થ કરવાનો હોય તો સ્ત્રીજાતિને આ કરતાં વધારે અપમાન સંભવે નહિ, અને જે સ્ત્રીઓ સ્ત્રીજાતિના હક માટે અત્યારે ઈંગ્લંડમાં તુમુલ યુદ્ધ મચાવી રહી છે તે યોગ્ય જ કરે છે એમ કહેવું પડે. પણ વસ્તુતઃ, ઉપરના ત્રણ શબ્દોમાં મનુષ્યજાતિના કલ્યાણનાં સર્વોપરિ સાધનો સમાએલા લાગે છે–અને પૃથ્વીની સઘળી પ્રજાના 'unsophisticated mind' યાને વિચારથી દુર્વિદગ્ધ નહિ બનેલી એવી સરળ અને સ્વયંભૂ બુદ્ધિએ સ્ત્રીને એ જ કર્તવ્ય સોંપ્યું છે એ એનું અપમાન કરવા માટે નથી જ.

પ્રભુનું અસ્તિત્વ અને સ્વરૂપ યથાર્થ જાણવાનું સ્થાન બજાર કે રાજ્ય નથી–એ સ્થાન તો ગૃહ જ છે. 'હું એક છું તે બહુ થાઉં' એ પરમાત્માનો સંકલ્પ ગૃહમાં પ્રતીત થતો નથી તો ક્યાં થાય છે? બજાર અને રાજ્યમાં હક અને ન્યાયના શબ્દો સાંભળશો, પણ નિસ્વાર્થ પ્રવૃત્તિ અને પ્રેમ–જે પરમાત્માના આ સૃષ્ટિમાં પ્રતીત થતા ખાસ લક્ષણો છે–એનું દર્શન તો તમને ગૃહમાં જ થશે. તો પછી ગૃહ એ જ ધર્મનું સ્વરૂપ સમજવાની અને કેળવવાની ખરી શાળા છે, અને એ શાળાની અધિકારી સ્ત્રી એ જ ધર્મનું ખરું સ્વરૂપ સમજનારી સમજાવનારી અને આચરનારી આચાર્યા છે, એમ કહેવામાં શું ખોટું છે?

સ્ત્રીનું બીજું કર્તવ્ય રસોઈ દેહના પોષણનું કાર્ય અધમ છે એ નાસ્તિકતા સિવાય ઉત્પન્ન કરી શકે એ સમજાતું નથી. આપણા ઋગ્વેદસંહિતાના ઋષિઓ તો ક્ષણે ક્ષણે દેવતાઓ પાસે અન્ન માગે છે. અને જગતનું ઊંચામાં ઊંચું તત્ત્વજ્ઞાન જો ઉપનિષદ્‌નું હોય તો એમાં પણ ઋષિની પ્રાર્થના એ જ જોવામાં આવે છે કે "**आप्यायन्तु ममाङ्गानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि**"—"મારાં અંગો–વાણી પ્રાણ ચક્ષુ શ્રોત્ર–બલ અને સર્વ ઇન્દ્રિયો–તૃપ્ત થાઓ!" આ તૃપ્તિનું આવશ્યક સાધન જે તૈયાર કરે, અને એમાં પોતાની કુશળતાથી રસ ઉપજાવે–એ જીવનવ્યવહારના અધમ કાર્યમાં પોતાનો કાળ વ્યતીત કરે છે એમ કોણ કહેશે? એ વ્યવહાર દેહ ઉપર આધાર રાખે છે–દેહ વિના એ અશક્ય છે એટલું જ નહિ પણ દેહ અને ઇન્દ્રિયો જેમ અધિક કાર્યક્ષમ, તેમ જીવનવ્યવહાર પણ વિપુલ સમર્થ અને સફલ બને છે.–અને એ દેહની અને ઇન્દ્રિયોની સ્વસ્થતા અન્ન સારું સ્વચ્છ સુખડ પૌષ્ટિક અને રસિક હોય એના ઉપર આધાર રાખે છે. આ જોતાં, શું સ્ત્રીઓના હાથમાં મનુષ્યકલ્યાણનો થોડો ભાગ સોંપાએલો છે?

**છોકરાં**—એ સ્ત્રીઓનાં કર્તવ્યનો ત્રીજો મોટો પ્રદેશ છે, અને એક રીતે જોઈએ

તો એ સૌથી વધારે અગત્યનો અને મહત્ત્વનો પ્રદેશ છે, આપણા પ્રાચીન ઋષિઓ દેવ પાસે છોકરાં માગતા, અને "प्रजातन्तुं मा व्यवच्छेत्सीः" એવી ઉપનિષદ્‌માં આચાર્યની શિષ્ય પ્રત્યે આજ્ઞા હતી. એ પ્રાર્થના અને એ આજ્ઞા સિદ્ધ કરવામાં શુ પાશવ જીવન રહેલું છે? પ્રકૃતિનુ પહેલું સૂત્ર–જીવવું અને ઉત્પન્ન કરવું એ છે, અને એનુ ઉલ્લંઘન કરનાર પ્રજાઓ—ઉદા૦ ફ્રાન્સ–અત્યારે પસ્તાય છે. પણ સ્ત્રીનો કર્ત્તવ્યપ્રદેશ, માત્ર છોકરાં ઉત્પન્ન કરવામાં રહેલો નથી. છોકરાં ઊછેરવાં, એમને કેળવવાં અને શાળાયોગ્ય કરવાં, તથા એમની ગૃહ પ્રત્યે મમતા રહે એવું ગૃહજીવન સુન્દર બનાવવું, એ કર્ત્તવ્ય સ્ત્રીનું છે. અને હાલનાં છોકરાં એ જ ભવિષ્યની પ્રજા છે એ જોતાં, છોકરાં ઊછેરવાનુ જેમને સોંપવામાં આવ્યુ છે તેમને દેશનું ભવિષ્ય સોંપવામાં આવ્યુ છે એમ કહીએ તો ચાલે.

" And you who are keeping the children,
Sweet, frail as the buds of a rose,
Who are keeping the canker from blighting
The blossoms before they unclose,
And making the future men hardy
To face all the future's fell foes—

You are doing the world's work eternal,
That the first dawn of time so begun;
You are hastening the hour when the children
The battles we have lost shall have won,
When the deeds that we did not, and could not,
Those small hands, grown strong, shall have done!"

યથાર્થ રીતે સમજે તો ખરેખર સ્ત્રીજાતિને પૂર્વોક્ત ત્રણ 'K' = કુક્ષામાં પરોપકારનો અને દેશકલ્યાણનો પારસમણિ લાધ્યો છે.

જાણવા જેગ આંકડા — સ્પેઇનના એક પત્રકારે ૧૯૧૧ ની સાલમાં દુનીઆના જુદા જુદા ભાગમાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકોની સંખ્યા આપી છે.

| | |
|---|---|
| જર્મનિ | ૩૩,૦૦૦ |
| રશિયા | ૨૯,૦૦૦ |
| જાપાન | ૨૪,૦૦૦ |

પુસ્તકો એટલે વાઙ્મયનાં પુસ્તકો; છપાએલા કાગળ માત્ર–જેમકે મિત્રોનાં સરક્યુલરો—આમાં આવી જાય છે એમ ન સમજવું.

| | |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૧,૧૨૩ |
| ગ્રેટબ્રિટન | ૧૧,૦૦૦ |
| ઇટાલિ | ૧૦,૯૨૯ |
| ફ્રાન્સ | ૧૦,૪૦૦ |
| સ્વિટ્ઝર્લૅંડ | ૧૦,૦૦૦ |
| ઑસ્ટ્રિઆ-હંગરિ | ૭,૦૦૦ |
| ડેન્માર્ક, સ્વીડન, નૉર્વે | ૬,૪૭૫ |
| બાલ્કન સ્ટેટ્સ | ૪,૦૦૦ |
| હૉલંડ | ૩,૭૦૦ |
| સ્પેઇન-પોર્ટુગલ | ૨,૬૫૫ |

વસ્તી પ્રમાણે ગણતરી કરતાં ૧૦ લાખ માણસ દીઠ પુસ્તકો:—

| | | |
|---|---|---|
| સ્વિટ્ઝર્લૅંડ | ૨,૭૦૨ | |
| ડેન્માર્ક, સ્વીડન, નૉર્વે | ૬૧૯ | |
| હૉલંડ | | એક પછી એક ઉતરતા ક્રમવાર. |
| જાપાન | | |
| જર્મનિ | | |
| ઇટાલિ | | |
| ફ્રાન્સ | | |
| ઇંગ્લંડ | | |
| રશિયા | | |
| બાલ્કન સ્ટેટ્સ | | |
| ઑસ્ટ્રિઆ-હંગરિ | | |
| સ્પેઇન-પોર્ટુગલ | | |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧૨૨ | |

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

---

# ગ્રન્થાવલોકન.

**સામાજિક સેવાના સન્માર્ગ***—દેશની જમીન ઉપર અમીર લોકોનું જ સ્વામિત્વ હતું એ એક વિષમતા તો ઈંગ્લંડના ઇતિહાસમાં જૂના કાળથી હતી જ; તેમાં વિશેષમાં—ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં હાથની કારીગરીને ઠેકાણે યાન્ત્રિક બળનાં કારખાનાં સ્થપાવા લાગ્યાં તેનું એક પરિણામ એ આવ્યું કે કારીગરવર્ગ મજૂર બની ગયો,. ધનિક વર્ગના હાથમાં એ ગુલામ જેવો થઈ રહ્યો, અને દિવસે દિવસે ધનિક વર્ગ અને મજૂર વર્ગ વચ્ચે અંતર વધતું ગયું. તેમાં, વ્યક્તિના સ્વાતન્ત્ર્ય ઉપર સમષ્ટિના‡ હિત ખાતર પણ રાજ્યને હાથ નાખવાનો હક નથી એ સિદ્ધાન્તે ઉમેરો કર્યો. અને એક તરફ ધનના ઢગલા અને બીજી તરફ દારિદ્ર્યની ખાઈ એ ઈંગ્લંડના જનસમાજનું આર્થિક લક્ષણ થઈ પડ્યું. પણ જ્યાં દુઃખ હોય છે ત્યાં એ દુઃખને નિવારવા માટે દયાળુ હૃદયો પણ ઉત્પન્ન થાય છે જ: એ નિયમાનુસાર અગણિત સ્ત્રીપુરુષોએ પરદુઃખભંજનનું વ્રત લીધું, અને મહાન અનર્થો દૂર કરવા માટે મહાન યોજનાઓ જોઇએ તે તેઓએ રચવા માંડી. આ પ્રયત્નો ઈંગ્લંડમાં એટલા બધા, એટલા મ્હોટા પાયા ઉપર, અને એટલી વ્યવસ્થાસર ચાલે છે કે આ જાતની સામાજિક સેવાની એક કલા ( art ) થઈ છે, અને તે એટલે સુધી કે ન્હાના ન્હાના પોતપોતાના સ્વતન્ત્ર પરોપકારો કરવાનું ભૂલી જઈ, સર્વ લોક આ જાતની નવીન પરોપકાર પદ્ધતિએ જ ચઢ્યા છે, અને એ જ માર્ગ હવે ખરો 'સામાજિક સેવાનો સન્માર્ગ' ગણાય છે. પરોપકાર-ની આ પદ્ધતિ જ ખરી અને ઇષ્ટ છે એમ તો આપણાથી કબૂલ કરી શકાતું નથી—પણ મ્હોટા અનર્થો સામે મ્હોટા ઉપાયો યોજવા જોઇએ, અને તે જનસમાજની સંઘાતશક્તિ અને વ્યવસ્થાબુદ્ધિના ઉપયોગ વિના અશક્ય છે એ તો ખુલ્લું છે: એક ઉપમા વાપરીએ તો—રેલવે અને મોટરના વર્તમાનયુગમાં સ્વાભાવિક રીતે પડેલી પગથીઓ ન ચાલે, તે તો ઉત્તમ 'મૅકેડેમાઇઝ્ડ રોડ્ઝ' અને લોઢા પાટા જ જોઇએ.

આપણે ત્યાં હજી જેમ પશ્ચિમ જેટલું ધન નથી, તેમ તેટલું દારિદ્ર્ય પણ નથી. સામાન્ય મનુષ્ય દીઠ આપણું ધન પશ્ચિમ કરતાં ઘણું ઓછું છે, પરંતુ પશ્ચિમનું દારિદ્ર્ય જ્યાં છે ત્યાં તે એટલું બધું ઊંડું અને પાશવવૃત્તિથી ભરેલું છે કે એની સરખામણીમાં આપણા ગરીબ લોકો સુખી અને સાધુ જીવન ગાળે છે એમ કહેવામાં બાધ નથી. પરંતુ, પશ્ચિમ સાથેના સંબન્ધને લીધે, હવે આ વસ્તુસ્થિતિ લાંબો વખત ટકે એમ નથી. મ્હોટાં શહેરોમાં પશ્ચિમના અનેક અનર્થો ઉત્પન્ન થવા લાગ્યા છે અને ગામડાં પણ કેળવણીને અભાવે પશ્ચિ

* રેવ. મિ. ફ્લેમિંગ કૃત "Suggestions for Social Usefulness" નામના ઇંગ્રેજી પુસ્તકનો અનુવાદ. કર્તા રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ; છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. કિંમત ૧૨ આના.

‡ જુવો ઇ. સ. ૧૯૧૨ સંવત્ ૧૯૬૮ માં પ્રસિદ્ધ થએલો વસન્તનો "બ્રિટિશ સામ્રાજ્ય" અંક. પૃ૦ ૧૪૦–૪૬.

સાથે આર્થિક હરીફાઇમાં બહુ વિષમ સ્થિતિ ભોગવે છે. તે સાથે દારિદ્રય અને અજ્ઞાનને લીધે કેટલીક ખાસ મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિમાં—પ્રજાકેળવણી વધારવી, આરોગ્યના ઉપાયો યોજવા, સકલ દેશને–અંત્યજ સુદ્ધાંને–આ નવી હરીફાઇમાં ટકી શકે એવો સમર્થ બનાવવો—વગેરે અસંખ્ય કર્તવ્યો આ જમાનામાં આપણે શિર પડ્યાં છે, અને તે વ્યવસ્થિત રીતે અને પૂરું બળથી કરવા માટે આપણે ઘણું જાણવાનું છે, અને ઘણા ભોગ આપવાના છે. આ માટે દિશા બતાવનાર એક પુસ્તકની ગૂજરાતીમાં ઘણી જરૂર હતી, તે આ પુસ્તક પૂરી પાડે છે. તે માટે એના મૂળ કર્તાનો, ભાષાન્તર કર્તાનો, અને પ્રકટ કરાવનાર ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટીનો ઉપકાર માનવા ઉપરાંત, એક બીજી વ્યક્તિનો ઉપકાર માનવાની જરૂર છે.

આ પુસ્તક રેવ. મિ. ફ્લેમિંગ ( લાહોરની ફૉરમન ક્રિશ્ચન કૉલેજના પ્રિન્સિપાલ ) કૃત એક અંગ્રેજી પુસ્તકનો રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પરેખે કરેલો અનુવાદ છે અને તે "ફરસનદાસ મૂળજી સ્મારક ગ્રન્થમાળા "ના એક મણકારૂપે ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ તરફથી પ્રસિદ્ધ થયો છે. પ્રસિદ્ધ કરાવનાર તરીકે ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિનું નામ મૂકવામાં આવ્યું છે તે રીતસર છે, કારણ કે એ અનુવાદનું પારિતોષિક તથા છપામણીખર્ચ સોસાઇટિ હસ્તકના એક ફંડમાંથી અપાયાં છે. પણ વસ્તુતઃ, આ ઉત્તમ પુસ્તકનો ગૂજરાતી વાચકને લાભ અપાવવાનો ઉજ્જવળ યશ—હું જાણું છું તે પ્રમાણે–સ્વર્ગસ્થ રા. રા. લાલશંકરભાઇને ઘટે છે. એ પરોપકારી સજ્જનનું હૃદય નિરન્તર પરોપકારના ઉત્સાહથી ભરપૂર રહેતું, એમના મગજમાં રાત દિવસ લોકહિતની અનેક યોજનાઓ ઘડાયાં કરતી, અને એમનો દેહ એ યોજનાઓને ગતિમાં મૂકવામાં અને ચાલતી રાખવામાં સદા તત્પર હતો. એમણે જ આ પુસ્તક મને એક વાર બતાવેલું, અને ત્યાર પછી એનો અનુવાદ કરવા માટે, સાદું શુદ્ધ અને રસિક ગૂજરાતી લખી જાણનાર ગૂજરાતી લેખક રા. રા. ડાહ્યાભાઈ( બન્ધુસમાજ )ને પોતે પસંદ કરી સોસાઇટી પાસે એમને એ કામ સોંપાવેલું, એમ મને યાદ આવે છે.

રા. રા. ડાહ્યાભાઇએ પોતાને સોંપાએલું કામ બહુ સારી રીતે કર્યું છે. આ પુસ્તકની ભાષા સાદી છતાં શુદ્ધ, રૂઢ છતાં સંસ્કારી છે, અને અન્ય ભાષાના પુસ્તકનો આ અનુવાદ છે એમ વાચકને ભાગ્યે જ શંકા થાય છે. આરંભમાં રા. ડાહ્યાભાઇએ એક પ્રસ્તાવના લખી છે, તેમાં વનિતાવિશ્રામ, સેવાસદન, હિન્દસેવકસમાજ, નિષ્કામ કર્મમઠ, વગેરે આપણા પ્રાન્તની અગત્યની પરોપકારી સંસ્થાઓનું ટૂંકું વર્ણન આપ્યું છે—જેથી પુસ્તકમાં બતાવેલા સામાજિક સેવાના સન્માર્ગ તે હવાઇ રેખાઓ નથી, પણ પૃથ્વી ઉપર—આપણી ગૂજરાતની પૃથ્વી ઉપર—પાડી શકાય એવી પગથીઓ છે એમ વાચકને સહજ પ્રતીતિ ઉપજે છે. વળી આ વિષય એક નવલકથાની માફક વાંચવાનો નથી, પણ એ ઉપર ગંભીર વિચાર કરવાનો છે, અને તેટલા માટે આ પુસ્તકમાં દરેક પ્રકરણને અન્તે "સ્વાનુભવ અને ચિંતન વડે મળી આવતી સૂચનાઓ નોંધવાની જગા" નું એક એક કોરું પાનું રાખવામાં આવ્યું છે તે બહુ ઉચિત અને ઉપયોગી છે.

કેળવણી એ સર્વ સુધારાનો પાયો છે, અને વિદ્યાદાન જેવુ બીજુ દાન નથી જ, તેથી એ વિષયને સામાજિક સેવાના સન્માર્ગમા અગ્રસ્થાન આપ્યુ છે તે યોગ્ય છે "કોઈએ કહ્યુ છે કે હિન્દુસ્તાન અને જાપાનમા મુખ્ય ભેદ એ છે કે જાપાનમા જ્યારે ૭ વર્ષની ઉમ્મર ઉપરાંતની વસ્તીનો સેંકડે ૯૫ ટકા ભાગ વાચી શકે છે ત્યારે હિન્દુસ્તાનમા સેંકડે ૯૫ ટકા ભાગ વાચી શકતો નથી "—આ વિશાળ નિરક્ષરતા એ હિન્દુસ્થાનના સઘળા દુખોનુ બીજ છે, અને તેથી એને મ્હારવા જેટલા યત્નો થાય તેટલા ઓછા છે એના યત્નો પૈકી પ્રથમ સ્થાન 'ગૃહશિક્ષણ'ને છે, અને બીજુ સ્થાન પોતાના ગામના શિક્ષણને છે. ઉચ્ચ શિક્ષણ લઈ પાર ઉતરેલા ગૃહસ્થને માથે જ નહિ, પણ એ શિક્ષણ લેતા વિદ્યાર્થીને માથે પણ આ વિષયમા કેટલી મોટી ફરજ છે અને તે કેવી રીતે બજાવવી એ સબન્ધી આ પુસ્તકમા ઘણો મનન કરવા યોગ્ય બોધ છે ગ્રન્થકર્તા કહે છે

"**કેવી વૃત્તિથી કામ થવું જોઈએ**—કોઈપણ વિદ્યાર્થી રજાના વખતમા પોતાને ગામ જાય, પછી મોટા બાદશાહની માફક મહેલે મહેલે અભિમાનથી ફરે, પોતાના મુરબ્બીઆગળ પણ પોતે મોટો છે એમ બતાવે તો જે મદદ માટે સૂચના કરવામા આવી છે તે સ્વીકાર પાત્ર થઈ પડે નહિ, પણ તે વિદ્યાર્થી જો ઘેર જઈ પોતાની કોલેજ માટે રાખેલા કપડા ઉતારી, પોતાના ગામના લોકોને નવીન ન લાગે, સ્વાભાવિક જણાય તેવો પોશાક પહેરે, કોલેજમા જતા પહેલા તે જેમ પાણી વિગેરે લાવી આપવાનુ અગર બીજુ ઘરનુ કામકાજ કરવામાં તત્પરતા બતાવતો તે પછી પણ બતાવે કુટુમ્બમા જો નમ્ર અને સુશીલ રહે તો લગભગ સઘળુ બની શકે માતપિતા પોતાના છોકરાને કોલેજમા મોકલવા માટે બારે આત્મત્યાગ કરે છે માબાપને માલમ પડે છે કે જ્યારે છોકરાઓ કોલેજથી ઘેર આવે છે ત્યારે ઘેર તેમને ગમતુ નથી, અભ્યાસ માટે અગર વિનોદ માટે તેઓ કોઈ બીજે સ્થળે, બહારગામ જવા તૈયારી કરે છે, અને જેમણે તેમને જન્મ આપ્યો હોય તેમની પણ તેમને શરમ આવે છે ગૃહશિક્ષણના પ્રચારનો આરમ્ભ આવા લોકોથી થતો નથી એ સ્પષ્ટ છે જન્મ આપનાર માતપિતાને વિદ્યાર્થીઓએ સન્માન આપવુ, સુખ આપવુ, એ ઉચ્ચમા ઉચ્ચ પ્રકારની સેવા છે "

"**ગામડાંની શાળાઓની મુલાકાતઃ તેમને ઉત્તેજન સંભવિત પરિણામ.**—ગામડાના છોકરા ઉચ્ચ કેળવણી પામેલા વિદ્યાર્થીઓ તરફ માનની નજરથી જૂએ છે આ વિદ્યાર્થીઓ ગામડાના છોકરાની શાળામા આવી રસ લે અને ઉત્તેજન પ્રદર્શિત કરે, તેમ તેઓમા હોંશ વધે છે. કેટલાકને વાંચતા સાંભળવાથી, કેટલાકને કામ કરતા જોવાથી, એકાદ મુખપાઠ જેવુ કાંઈ સાંભળવાથી, પેન, પેન્સિલ, ચપ્પુ, પુસ્તક જેવાં થોડા સાદા ઈનામ વહેંચવાથી, જેમના માબાપને કેળવણી પર ઘણી ઓછી શ્રદ્ધા હોય છે, તેવા આ ગામડાના છોકરાને ખરેખર ઉત્તેજન આપી શકાય. સ્કુલ અગર કોલેજની ટર્મના અંત પહેલાં આ નાના સાદા ઈનામ ખરીદી લેવાય તો રજામા તે ગામડામા લઈ જઈ શકાય વિદ્યાર્થીઓ ઉપરાન્ત અન્ય સુશિક્ષિત વર્ગ આ કામ કરી શકે "

"**એક શાળાની સ્થાપનાનો ઇતિહાસ.**—એક વિદ્યાર્થીએ પોતાના ગામમાં પોતાના પરોશની સ્ત્રીઓમાં ૫૦ બાળપોથી એવા વિચારથી વહેંચી કે તેમની પાસે તે ચોપડીઓ હશે તો તે શીખવવા માટે તેઓ બીજા કોઇને કહેશે. તેની સભાનો સેક્રેટરી તેનો સગો હતો. એક મીટીંગ મેળવવા તેણે તેને કહ્યું. આ મીટિંગમાં વહુ, દીકરીઓને ભણાવવા તેણે આગ્રહ કર્યો. પરિણામમાં–એક શાળા ઉઘડી, શાળાના છેલ્લા અહેવાલ વખતે તેમાં સ્ત્રી વિદ્યાર્થીઓની સંખ્યા ૨૨ હતી. પોતાની જ ઇચ્છાથી એક વિધવા, શિક્ષક તરીકે તેમાં દાખલ થઇ હતી. કોઈ પણ વિદ્યાર્થી જેને ખરી ખંત હોય તે કેટલું કરી શકે એ આ બનાવથી માલમ પડી આવે છે."

બીજો એક વિદ્યાર્થી '**નિરક્ષર આગળ વાચન** કર્યાનો અનુભવ નીચે પ્રમાણે નોંધે છે:—

"મારા એક મિત્રે અજ્ઞાન લોકો આગળ દર સાંજે કોઈ વર્તમાનપત્ર વાંચવાનો નિશ્ચય કર્યો. તેની એટલી બધી સારી અસર થઈ કે બાવન વર્ષના એક વૃદ્ધ માણસે તેની આગળ ભણવાની મરજી બતાવી.

"પુસ્તકોમાંના કેટલાક ભાગનું નિરક્ષર વર્ગ આગળ હુ વાચન કરતો અને ગુજરાતીમાં તેમનો અર્થ કરી સમજાવતો. આ વાચન વડે મેં તેમના ઘણા વહેમ કાઢી નાંખ્યા, લોકો ખેતરમાં હળ હાંકતા હોય અગર ઢોર ચારતા હોય તે વખત હુ તેમની પાસે જતો."

"તાપણીની આજુબાજુ એકત્ર થયેલા ગામડાના લોકોને 'શેક્સપિયર" ની એકાદ નાટ્યકથા હું કહેતો, તેનાં પાત્રોનાં નામ હુ ગુજરાતી કરી દેતો, જ્યાં જ્યાં તેમને વાર્તામાં શંકા પડતી ત્યારે તેઓ મને પૃછતા, વાર્તા પૂરી થતી ત્યારે વાર્તાથી તેઓ ઘણા પ્રસન્ન થયા હોય એમ જણાતું. આ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે નીતિ, ધર્મ અને ગામડાના લોકો પ્રત્યે કર્તવ્ય, એ વિષયો વિષે કોઈ વાતો કહે તો ગામડામાં સાંભળનાર ઘણાં માણસ મળી આવે. તેની અસર એવી સરસ થાય કે તેમને ઘણું જ્ઞાન મળે."

આ છેલ્લા પેરેગ્રાફમાં બતાવેલો સામાજિક સેવાનો સન્માર્ગ આપણા દેશમાં નવીન નથી. આપણા પૂર્વજો વાંચવા–લખવા સિવાય કર્ણથી સાંભળવું એને પણ કેળવણીનું એક મ્હોટું સાધન માનતા, અને પૌરાણિકો, વ્યાખ્યાતાઓ, અને ઉપદેશક સાધુ સન્તોને મુખે સામાન્ય જનસમુદાયને આ રીતની પુષ્કળ કેળવણી મળતી. આનું એક ચિત્ર રહાઇસ ડેવિડ્ઝે "બૌદ્ધ ધર્મ"ના પોતાના એક પુસ્તકમાં આબેહૂબ ચીતરેલું આ સ્થળે મને યાદ આવે છે. એ લખે છે:—

"The wandering mendicants have become settled celibate parochial clergy; but every year, during those months which were the rainy season in Magadha in the time of Gautama, they leave their permanent homes; and, living in temporary huts put up by the peasantry of some district

who specially invite them, hold a series of public services in which they read and explain the Pili Pitakas to all of any age or sex or caste who choose to listen. This period, called 'was (from the Sanskrit varsha,' rain), is in Ceylon the finest part of the year, and as there are no regular religious services at any other time, the peasantry celebrate the reading of bana ( or the Word ) at 'was' time as their great religious festival. They put up under the palm-trees a platform roofed, but quite open at the sides, and ornamented with bright cloths and flowers, and round it they sit in the moonlight on the ground and listen through the night with great satisfaction, if not with great intelligence to the sacred words repeated by relays of shaven monks. × × × ×

'To these wonderful stories the simple peasantry, dressed in their best and brightest, listen all the night long with unaffected delight, chatting pleasantly now and again with their neighbours and indulging all the while in the mild narcotic of the betel leaf their stores of which ( and of its never failing adjuncts chunam that is white lime and the areka nut ) afford a constant occasion for acts of polite good fellowship.

આ વર્ણન સિલાન ( સિલહદ્વીપ-લંકા ) માટે જ ખરૂં નથી પણ તે આખા હિન્દુસ્થાનને લાગુ પડે છે—અને એ જોતા, અનેક નદી-નાળા-વન-ડુંગર અને નાતજાતના અન્તરાયોને ભેદીને એક અનર્ધ્ય એકતા હિન્દુસ્થાનમા પ્રસરેલી છે એમ ભાન થયા વિના રહેતુ નથી. ભૂતકાળમા આ જાતના વ્યાખ્યાનોએ દેશને નિરક્ષરતાના દુષ્પરિણામમાથી ઘણે અંશે બચાવ્યો છે અને હજી પણ બચાવે છે, પરન્તુ તે જ પ્રમાણે નવા જમાનાની વિદ્યા દેશમા વધે તેમ પણ કરવાની નવા જમાનાના સુશિક્ષિત વર્ગની ફરજ છે.

વ્યાખ્યાની પછી બીજા નંબરનો વિષય આરોગ્ય છે, અને તેને યોગ્ય સ્થાન આ પુસ્તકમા આપવામા આવ્યુ છે એના ઉપોદ્ઘાતરૂપે 'રમતગમત' નો વિષય આવે છે, અને એને અંગે ગ્રન્થકાર એક જાણવા જેવુ જણાવે છે કે 'રમતગમતના સમ્બન્ધમા વિચાર કરવા ત્રણ કોન્ફ્રેન્સ ત્યા મળી છે એકલા ચિકાગો શહેર આવા સ્થાન માટે રૂ ૩૦૦૦૦૦૦૦ ખર્ચ્યા છે બાળકોના રમતગમતના સ્થાન, અને વિશ્રાન્તિને લગતા કામકાજની ભિન્નભિન્ન શાખાઓમા ત્યાં હાલ ૧૦૦૦ કરતા વધારે શિક્ષક રોક્યા છે '

પછી 'પતિતવર્ગની સભા' 'મદ્યપાન નિષેધ,' 'પ્રાણીઓ પ્રત્યે થતી નિર્દયતાનો અટકાવ' વગેરે સામાજિક સેવાના વિવિધ વિષયો લીધા છે, અને તે દરેકને અંગે કેટલીક જાણીતી તો કેટલીક નવી એવી અનેક લોકસેવાના માર્ગો બતાવ્યા છે એનુ વિવેચન કરવુ અને

ગામે ગામ પથરાયેલી 'વ્યાયામશાળા', જિમના પરસા, અને 'ચાહની ભુખી' પ્રસરે, અને દરિદ્રાય, ભગોળ, પાર્થપાઠ અને આરોગ્યવિદ્યા ન પ્રસરે તેનુ કાંઈ કારણ ?

"અભ્યાસની વૃત્તિ.જે મળી તપાસ વિષે મનના કરવામાં આવી છે તેના આંતર ભાગમાં પણ, અભ્યાસ પણ સેવા માટે છે એવો નિર્ણય રહેવો જોઇએ. માત્ર વિચારોનું જ્ઞાન મેળવવું, વિદ્યાની દૃષ્ટિથી રસ લેવો, એ સ્થિતિમાં આવી જવું હમેશાં સહેલું હોય છે. આથી આ હેતુ ધ્યાનમાં રાખવો જોઇએ છીએ;–સાધનસંપન્ન થવા અભ્યાસ કરો, અભ્યાસ એક સાધન છે એમ ગણી અભ્યાસ કરો. અભ્યાસ એ જ હેતુ છે એ વિચારથી અભ્યાસ કરો નહિ."

ગૂજરાતીમાં પ્રસિદ્ધ થએલું આ જાતનું આ પ્રથમ જ પુસ્તક છે, અને એનો યોગ્ય સત્કાર કરવા સામાજિક લાયબ્રેરીઓ મંડળો અને ખાનગી ગૃહસ્થોને મારી ખાસ વિનંતિ છે. મારાં પુસ્તકોને યથાશક્તિ ઉત્તેજન આપવાની આપણી ફરજ છે એટલા માટે જ નહિ; પણ વર્તમાન સમયમાં દેશમાં જે જાગૃતિ આવી છે, અને દરેક વ્યક્તિ તે જનસમાજનું અંગ છે અને જનસમાજનું કલ્યાણ તે જ એનું કલ્યાણ છે એવી સમજણનો જે પ્રાદુર્ભાવ થવા લાગ્યો છે, તે વૃથા વહી ન જાય તે માટે યોગ્ય વિચાર અને ડહાપણપૂર્વક કર્તવ્યને માર્ગે પળવા કરવાની જરૂર છે, અને એ માર્ગ ઉપર આ પુસ્તક કેટલોક સારો પ્રકાશ પાડે છે તેટલા માટે હું એની ભલામણ કરૂં છું. આશા છે કે એમાંથી સૂચના લઈ આપણા જનસમાજમાં ન્હાનાં–મ્હોટાં પણ ખરાં કર્તવ્યનિષ્ઠ અનેક મંડળો બંધાશે, અને આ પુસ્તક પ્રસિદ્ધ કરાવવામાં સ્વર્ગસ્થ લાલશંકરભાઇનો જે હેતુ હતો તે સફલ થશે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

' ગ્રન્થકારના દરેકે દરેક વિચારમાં આપણે સંમત થઈ શકીએ છીએ એમ મારૂં કહેવું નથી. દાખલા તરીકે—" વિદ્યાર્થીઓ કેળવાયલી કન્યા સાથે લગ્ન કરવાનો આગ્રહ રાખે તો સ્ત્રી કેળવણીની અભિવૃદ્ધિ અને બાળલગ્નના નિષેધ માટે ઘણું થઈ શકે. કેટલીક કૉલેજમાં વિદ્યાર્થીઓએ અમુક વય સુધી લગ્ન નહિ કરવાની અને નિરક્ષર કન્યા સાથે નહિ પરણવાની પ્રતિજ્ઞા લીધી છે."

આ મતમાં આપણે મળી શકીશું નહિ. અંગ્રેજોની વ્યાપારી હરીફાઈની નીતિ કૃપા કરી હિન્દુ ગૃહસંસારથી દૂર રાખો, અને સ્ત્રીને એની કેળવણી માટે નહિ, પણ સ્ત્રીને સ્ત્રી તરીકે જ માન આપો.

# પ્રકૃતિનું સંગીત

મૃદુ મન્દ મમ ઉર સુણંત
સરલ પ્રકૃતિ–સન્દેશ;
એ ઉરપટ વિધવિધ પૂરંત
રમ્ય સુન્દર રેખ; ૧.

સંગીતશબ્દ સુખદ વહંત
કેરી સુજન હૃદયંગ,
એ શાન્ત ગૂઢ ગુણ મહંત
કરિઆવે ગેહિ રમેશ, ૨.

સુખનિમગ્ન સુધીર બનંત,
નહીં શોક, નહીં ઉદ્વેગ;
એ સુર ત્યાં પ્રભુના પ્રકટંત
ભજન અતિ આદેશ. ૩.

"આ સૃષ્ટિમાંહ્યે જ્વલંત
છે જગદીશ—કૃતિ બેશ;
સહુ શુભ–રમ્ય–પ્રભુ અર્પંત"
એજ પ્રકૃતિ—સન્દેશ. ૪.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

---

## પ્રાર્થના.

### રાગ—આશાવરી તાલ ત્રિતાલ.

કેમ થશે ઉદ્ધાર પ્રભુ મુજ, કેમ થશે ઉદ્ધાર
આ જગમાં મેં પાપ કીધાં બહુ
લેશ કીધો ન વિચાર—પ્રભુ મુજ કેમ થશે ઉદ્ધાર. ૧

દુખીયા જનની અરજ સુણી પણ
દયા ધરી ન લગાર, હૃદે મુજ—કેમ થશે ઉદ્ધાર ૨

લોભ, ક્રોધ, મોહાદિક રિપુને વશ થઈ વારવાર
કીધો નહિ સુપથ તણો સ્વીકાર. પ્રભુ મુજ કેમ. ૨

સહાય કરી મુજને જ ઉતારો
આ ભવસાગર પાર,
પ્રભુ મુજ તો જ થશે ઉદ્ધાર ૪

વાંદરા. માર્ચ ૧૯૧૩ — નલિનકાન્ત નરસિંહરાવ દીવટિયા.

---

# પ્રિયતમનો સંદેશો.

પ્રિયતમનો સંદેશો
વ્હાલાનો સંદેશો
કોઇ આવે,
લાઈ લાવે
પ્રિયતમનો સંદેશો

મીઠા કુસુમની સામ ભની ભી છે સોપામ,
(અરે) કોઈ પુરે મ્હારા હૈયાની આશ
કોઈ લાવે,
વ્હાલાનો સંદેશો

વસન્ત ખીલી આરામ, પ્રસન 'કૃતિ' ગામ,
(પણ) પોપટ વીણ સખી! વસન્ત ના કરમાય
મ્હારા વ્હાલાનો સંદેશો
કોઈ આવે,
કોઈ લાવે,
પ્રિયતમનો સંદેશો

'નિરાશા.

---

| | | ૦ | ૮ | |
|---|---|---|---|---|
| પંજાબ | ૮૪૪ | ૮૫૦ | ૮૫૮ | ૮૧૭ |
| સંયુક્ત પ્રાન્ત | ૯૭૫ | ૯૩૦ | ૯૩૭ | ૯૧૫ |
| બ્રિટિશ હિન્દુસ્થાન | ૯૫૪ | ૯૫૮ | ૯૬૩ | ૯૫૮ |

૧૦૦૦ પુરુષના મરણ દીઠ **સ્ત્રી** મરણની સંખ્યાઃ—

| | ૦-૧૫ | ૧૫-૨૦ | ૨૦-૩૦ | બધી ઉમ્મર. |
|---|---|---|---|---|
| બંગાળ | ૮૧૩ | ૧૨૧૫ | ૧૧૭૧ | ૮૯૭ |
| બિહાર | ૮૨૪ | ૮૮૯ | ૧૦૧૩ | ૯૮૯ |
| મુંબાઈ | ૯૮૦ | ૧૦૨૫ | ૧૦૬૧ | ૯૮૮ |
| બ્રહ્મદેશ | ૮૭૮ | ૮૫૦ | ૮૬૫ | ૮૫૩ |
| મધ્ય પ્રાન્ત | ૮૯૩ | ૧૦૫૩ | ૧૧૪૭ | ૯૧૩ |
| મદ્રાસ | ૯૪૬ | ૧૨૩૪ | ૧૨૩૧ | ૯૬૦ |
| પંજાબ | ૧૦૩૨ | [illegible] | ૧૦૫૫ | [illegible] |
| આસામ | ૯૭૦ | ૧૦૫૬ | ૧૧૦૫ | ૯૬૮ |

અનુમાન ખુલ્લુ છેઃ પંદરથી ત્રીસ વર્ષની વયમાં સ્ત્રીઓ બહુ મરે છે. અને તેમા જે પ્રાન્તમાં બાલવિવાહ વિશેષ ( મદ્રાસ અને બંગાળ ) ત્યાં મરણ વિશેષ.

[ વસન્ત-ઑફિસ. ]

# " પ્રેમલક્ષણા ભક્તિનો અનુવાદ "

## રાધાનું રીસામણું.

અને

## કનૈયાનું મનામણું.

કાવ્યગેટો

**રાધાનો મનોવેગ.**

સખી મેં સ્વપ્ને જોયા શ્યામ,
કનૈયો તેનું જાણ્યું નામ. **સખી**

બહુ બહુ દર્શન મેં મન દીઠાં, ક્યાય ન મળ્યો વિશ્રામ,
અંતે મેં સંદેશો દીધો, કહાડી નામનું કામ. **સખી.**

સંદેશાનું સ્વરૂપ જોઇને, હરખ્યા કાળા કાન,
પત્રરૂપે દર્શન આપીને, કીધુ મુજ સન્માન. **સખી.**

રાજનગરમાં રૂડા રાજવી, મ્હારે ધામ ન કામ,
પરદેશી પ્રીતમ મન ભાવ્યા, થયો મને આરામ. **સખી.**

**સખી.** દોહરો

રાધા! ત્હારૂં મન બહુ વ્યાકુળ છે બળજોર;
શાન્તિ કહે તું સ્થિર નથી, અનગ ત્હારો ચોર.
મન-વાંદર સમ ભટકતું, આ ડાળે પર ડાળ,
રૂપ વિષે રાચી રહી, નહિ જામે તુજ તાલ.
ચિન્તા મુજને એજ છે, લાવીશ ના મન દુઃખ
સહવાસે ગુણ પારખ્યા, મેં સખી પુંણું અસૂખ.

ચોપાઇ.

સાંભળ ત્હારા મનની વાત,
હૈયું તુજ નથી ત્હારે હાથ;
કરે કનૈયા સાથે પ્રીત,
નિભાવવાની નથી તુજ રીત.
પહેલાં તો મનમાં મગરૂર,

રૂપે શચી ખાલી જરૂર;
વળી છુપી લાલચે ચકચૂર,
નકી વાળશે જીવન ધૂળ.
પ્રીત હશે નિર્મળ નિસ્પૃહ,
તોજ નિભશે થાતાં સ્પૃહ
તને ખુશામત બહુ મન ગમે,
છતાં દીલ હર પળમાં ભમે.
નહિ શાન્તિ એકાદે પ્રેમ,
ઘર ઘર પર છે ત્હારી નેમ.
વળી કાળું ને ગોરૂં જુએ,
નાહક પાણી ડોળી ધૂએ-
તને સ્વચ્છંદી રીતિ ગમે,
મન ઇચ્છા પગમાં જો રમે;
એવો પ્રેમી ક્યાંથી મળે,
તુજ મન માન્યો ચિત્તે ચળે-
મળે ઘણા-પણ મનના નાથ.
ત્હારૂં દીલ નથી તુજ હાથ;
કાળો છે કનૈયો બ્હેન,
તેથી તુને ન પડશે ચેન-
મુકીશ જો તું ત્હારૂં માન,
ખાઇશ ખત્તા નકી જાણ.
ઘાત કરીશ જો તારે હાથ,
ખોઇશ તું સાચો સંગાથ-

માલિની

વચન શ્રવણ કરીને રાધિકા રોઇ ભારી,
મનન ગ્રહણ કરીને કૃષ્ણને જોઇ ધારી;
દૃઢ મન કરી વદતી, નાથ ગોપાળ મ્હારો,
જીવન સકળ અરપું, લઇ પ્રતિજ્ઞાય પ્યારો.

સખી. શાર્દૂલ-વિક્રીડત.

જોજે બ્હેન ભૂલી પડી ચળિત થૈ, પ્રેમે બની આંધળી,
પાછળથી પસ્તાઇને રઝળતી, જોજે થતી આકળી;
પ્રેમી સુત્ર ગ્રહી પછી વિસરતી, થાતી કલંકીત તું !
ના રે ના સખી સમજ ના, આ પ્રેમનાં ગીત તું.

સંધ્યા. સોરઠો

સખીને મન સંદેહ, સદા શાન્તિનો તો હતો,
આખર વટલ્યો દેહ, તજી કૃષ્ણ ગોપાળને.
મળ્યો ચંદ્ર* રૂપ ધન, મોહી પડ્યું ક્ષણમાં રતી,
*ક્ષય જોયો નહિ તન, ભૂલી રાધા ભામિની.

વસંત-તિલકા.

વિલા બહુ દીન પવિત્ર પ્રીતિ પ્રમાણે,
નાદાન ચિત્ત ભમતું ચકરોળ જાણે;
સારૂં નઠારૂં કરતું તરુ ડાળ ડાળે,
પખી બિચારૂં રડતું મન તો અકાળે!–
"શુ કૃષ્ણનાથ કરૂ સુન્દર રાધિકાનો ?
સંભાળશે પુરણ પ્રીત થકી સદાનો ?"
ભ્રાન્તિ વિષે ભ્રમણતા થતી રાધકાને,
તેમાં કુસગ થયો એક કુમારિકાને—

લલિતા સવૈયા

હું સખી લલિતા, રાધા ત્હારી ! બાળકપણની સાહેલી;
હાસ્ય વિનોદ કરી મન ગમતાં રહેતાં'તાં ખેલો ખેલી–
નામ તને વ્હાલું કાનાનું હતું હૃદયમા, અલબેલી,
ભૂલી તું પણ હું નથી ભૂલી, સ્મરણ તને છે કે ઘેલી?–

રાધા

હા રે હા, સખી ! સ્મરણ મને છે, સાહેલી તું છુ મ્હારી !
પણ મન ભાવ-અભાવે થઇ તું છુટી મુજથી મન ધારી;
કહે ! કહે ! કાનુડાની ગત, તેં નિજ પ્રસગે શી જાણી ?—
અનેક રગે રમતો નટવર, પ્રેમ તણો ઘૂંઘટ તાણી !

---

ચંદ્ર, દેખાવડો ને ધનવંત રૂપાળો ગણાય છે; પણ તેનું જીવન, અંધારી રાત્રીમાં ઉજાસ આપનારૂં, અને વળી ક્ષય રોગી, તેથી તે કાંઇ અહોકાળ સ્નેહ સંભાળી ના શકે; કેમકે મહિનાના થોડા દહાડાજ ઘેલી રજનીને રિઝવી શકે, અને તે પણ ચડતા ઉતરતા તેજ (કામ) વડે; એટલે અચળ પ્રેમી નહિ;–એથી સખીનો મન સંદેહ ખરો પડવા સભવ લાગ્યો—કેમકે ચંદ્ર પર રાધાનો મોહ માત્ર લોભી હતો. પણ કૃષ્ણ–ગોપાળ તો રાધા પર સત્ય પ્રેમ થ જોતા હતા, ને તેથી તે અચળ હતો;

લલિતા

એ ગોપાળ ગુણીજન કહાવે, ગાંડો-થઈ ગેલ કરે,
પણ રાધા? કહું સાચુ તો, તે ત્હારી પ્રત્યે કેમ ઠરે?
સોળ હજાર ને આઠ ગોપીકા, સૌના મનમા પ્રેમ ભરે?
તું તો કહે કે મ્હારો-મ્હારો, કહે કેમ એ સત્ય ઠરે?

રાધા

હા, હા, જાણ્યુ જાણ્યુ છે મે, કપટી કાનુડો કૂડો,
પ્રીતિ નહિ પણ કામ વિકારે ભમતો મે દીઠો રૂડો!*

લલિતા

ભાગી અભાગી કપટી લપટી કામ રંગમા એ રમશે,
તેની તે શી પ્રીતિ, ભૂંડી? ચપટીમાહે તે ગળશે!–

રાધા

હા, હા સત્ય મને લાગે છે, હું તો તે નામે અળગી–

લલિતા

હા બા, અળગી રહેજે રાધા? જોજે હું પાછી વળગી?

શિખરણી

કાનુડાએ, પરમ પ્રીતની, આ પરિક્ષા કરી છે,
રંગી રાધા, ચળિત મનની, કે ઠરેલી ભરી છે?
લીલા કીધી, પરમ પ્રભુએ, તાવવા પ્રેમ-ધાતુ
લોભી નારી, અકળ ગુણને ટાળીને ભૂલી વા'તુ!–

હરિગીત

રાધા બની રજની રૂપાળી, ચન્દ્રના ચિત્તમા ગઈ,
રંગી રસીલી વિવિધ રંગે રાચીને રમણી થઇ,
આકાશ ને પૃથ્વી તણા બહુ શ્વેત રંગે મોહી રહી,
વ્હાલો કરીને વધાવીઓ-તનમાં મળી જીવથી જઇ!
"છે કૃષ્ણ કાળો ગાંડીયો ગોપાળ નબળો મન તણો,
મુજ ચન્દ્ર કેવો શ્વેત રાગી, પ્રેમનો પ્યાલો બન્યો"–
ઉપર ઉપરથી જોઇને, રજની ભૂલી નિજ ભાનને,
પંદર તિથી પૂરી થતા, શશિ અસ્ત પામ્યો પ્રાણ એ!–'

ઈન્દ્રવજ્રા

રાધા બિચારી મન દુખ પામી,
વ્હાલો નિહાળી, હતી પુષ્ટ જામી
લાગી ગયો તે તન ક્રોધ આણી,

* ( વિરોધાભાસ-અલંકાર )

એ હું ● ચંદ્ર-કહી બોલી વાણી !
અંગે રૂપાળો, પણ દીસ કાળું,
કામી ધૂતારો, બહુ ભોસો ભાળું !
મ્હારો ભલો છે, પ્રીય કાનુડો તો.
મને તે વ્હાલો, ભલે હોય ભૂડો—

'મંદાક્રાન્તા.'

અંતે આવી, લટપટ કરી, રાધિકા કૃષ્ણ પાસે,
"વ્હાલા હું તો, તન મન ભૂલી, દે ક્ષમા આપી હાસ્યે;
નારી પાપી, અવગુણી હું તો, બૂદ્ધિ કૂબૂદ્ધિ વાળી,
લોભી કામી, શરણ પડું છું, તાહરાં ચર્ણ ન્યાળી !—
ભૂલી વ્હાલા, ચલિત મનથી, ને કુસંગી પ્રસંગે,
ધોળો ન્યાળી, ક્ષય તન છતાં મેં સ્વિકાર્યો સુઅંગે—
પાપી દીઠો, મતલબી પુરો, ત્યાગી ચાલ્યો ગયો તે,
ત્યારે જાણ્યું, જગત અવળું, રે અભાગી રહ્યો તે;
ઝાલી હાથે નિરમળ કરી, થા ગુરૂનાથ મ્હારો,
હું તો ત્હારી જીવનભરની પ્યારી દે છાંયો ત્હારો !
ભક્તિ માગી તન મન ધરી હું કરૂં સત્ય ભાવે,
ગોપાળા, તું વચન અર્પીને, શરણ લ્હે પ્રેમ લ્હાવે !

સાખી

પ્રેમ-લક્ષણા ભક્તિનું, ભાનુ રૂપ થયું ભાન;
તિમિર ગયું અંતે ઉડી, ચન્દ્ર તણું ગયું ગાન—
તિરસ્કાર તેનો કરી, ગ્રહ્યા હરત ગોપાળ;
ગ્રહી પ્રતિજ્ઞા પ્રેમની, થયો અચળઉ દ્વાર—
પ્રેમ-ધર્મનાં પગથિયાં, સાચાં હોય સુજાણ;
માહી ત્યાં છે શામળો, નિશ્ચય મનને માન—
રાધા-કૃષ્ણ મીસામણું, તુટ્યું તરત, સુમેન;
ઉદય ભાનુ થાતાં બન્યું, પ્રેમ-લક્ષણા તેજ—

ગો. ક. દેલવાડાકર.

# "માતૃભૂમિની આશા."

નવલા કુમળા મધુરા ફુલડા,
  અનુરાગી ઉરે તમ બાળકડા,
ભૂમિ ભારતની તમ આશ હજો,
  ભૂમિવત્સનડા તમ બાળ થજો

જનની ચરણે તમ જીવન હો,
  જનનીચરણે તમ આતમજ હો,
પ્રભુ તેજ વિકાસ વિનાશ વણા

  જનની વિશ્વે તમ ઉર તણા
ભૂમિસેવ તણા ભણી મન ફરે
  ઉરતન્ત્ર રચો દુ ખડા વિદરે
શ્રધયા અનુરાગથકી ઉરમા
  ધરી આશ ધરો કુન્જે મરમા

ઉગતો રવિ મદગ પૂર્વ દિસે
  નભ મધ્ય પુન સ્થિર થૈ ઠરશે,
જનની ભૂમિ ભારત દિ ય તણી
  દયણા તમ લો ધરી અંતરની

મી બી પટેલ

---

## બાલક.

છપાતો મતાતો હુ એક ઝાડની પાછળ ઉભો રહ્યો

કુદરતને પોતાની કુદરતી અવસ્થામા જોવાનો મ્હને શોખ હતો પ્રગટ થઈ વિક્ષેપ ન મ્રવાના હેતુથી હુ સંતાઈ રહ્યો

મેં જે જોયુ તે સ્વર્ગીય હતુ સ્વર્ગીય હતુ કેમકે તે તદનજ સાદુ હતુ, અને મનુષ્યે ત્હેને સુધારવાનો પ્રયત્ન કર્યો નહતો

આઠેક વર્ષનુ એક બાળક ન્હાની ટેકરીઓ ઉપર ચડતુ ઉતરતુ છોડોને પગતળે કચરી નાખતું તા ભમતુંહતુ આનમ પોતે નવા ગગના નવા ગાયનો સર્ડેનાઇથી જોડી નાકે છે હેવુ એક ગાયન એ બાળક બેદરકારીથી ગાતું હતુ તે કાઈ શોધતુ હોય એમ

લાગતું હતું એકાએક તે ઉભુ રહ્યું ત્હેની નજર નાના ઉપર પડી તે શોધી કાઢતા મ્હને વાર લાગી બાનકની નજરનો, વાચક! ત્હને અનુભવ છે? આપણી નજર કરતા તે ઘણીજ વધારે તીક્ષ્ણ હોય છે

એકાએક તે ઉભુ રહ્યું બને હાથ કમર ઉપર રાખ્યા, નાકે લશ્કરી છટાથી ઉભા રહી, તેણે એક ચુન્ચાઈ ભરેલુ હાસ્ય કર્યું

ઓ હાસ્ય! કેટલા પુસ્તકો ત્હારે માટે લેખુ? તત્વવેત્તા હસે છે, કવિ હસે છે, સ્ત્રી હસે છે, મીર, ફકીર, બાલક, બધા હસે છે. અને આ દરેક, અનેક પ્રકારના હાસ્ય હસે છે તે છતા, ઓ દિવ્ય હાસ્ય! ત્હારી મધુરતા, ત્હારી ભવ્યતા, હવામા વેરાઈ જાય છે હુ આવો બાનક હતો ત્યારે આવું હાસ્ય હસ્યો હઈશ પરંતુ મ્હને ધ્યાન પણ નહતો ક બાર વર્ષનું એક ન્હાનુ ચક્ર ફર્યા પછી એ હાસ્ય પાછુ લાવવા માટે હુ એક ખજાનો આપી દેવા તૈયાર થશિ! બાનક! હસાય તેટલુ હસી લે, ત્હારૂ આ ક્ષણભંગુર હાસ્ય આવતી કાલે તો ત્હા હાસ્ય સમારના તડકા છાયાનાજ હસે અને સભાગ રાખજે પરમપિતાએ ત્હારા અશ્રુ હાસ્યના જ હોય

મ્હને તત્વજ્ઞાન શીખવનારૂ એક હાસ્ય તેણે કર્યું એ ફુલ ઉપર પતગીઉ બેઠુ હતુ અધરની કમાન કરી, તર્જનીથી ધમકાવતુ, આંખને નચાવતું હસતું હસતું, તે બાનક એક ચોરને શરમાવે ત્હેવા પગલાથી ચાલ્યુ

તે પતગીઉં મનોહર હતું એમ કહેવુ તે વખત ગુમાવવા બરોબર છે વાચક! ત્હારી પીંછી કદિ ન ચિતરી શકે એવા રંગોવાળા પતગીઆ તેં અનેક જોયા હશે તે માનુ આ એક હતુ અલબત, ત્હારાથી તો તે ન જ પકડાયુ હોત પરંતુ તે બાલની ચાલાક આગળીએ ત્હેને પકડી લીધુ આખમાથી ખુશી અને ફતેહ નરમી રહ્યા

તે બાનકે પછી શુ કર્યું? થોડીવાર જોઈ, પછી ફુક મારીને ત્હેને ઉગાડી મુક્યુ

“ત્યારે ત્હેને પકડયુ શા માટે?'

વાચક! ત્હારા સવાલથી મ્હને રમુજ ઉત્પન્ન થાય છે જેટલુ તે બાલક પોતાની જીંદગી વિષે જાણતુ હતુ જે હેતુ–રમવાનો–પોતાની જીંદગીનો તે ગણતુ હતુ તેજ હેતુ તે પતગીઆની જીંદગીનો હશે એમ ધારતુ હતું તે ડાર્વિન ન હતું તે વીસેમ ન હતુ પતંગીઆના શરીરના અવયવો અને ત્હેમાની ક્રિયાઓનો ત્હેને અભ્યાસ કરવાનો ન હતો ત્હેની પાખની રચના જોઈ, તે કેમ ઉડે છે અને પૃથ્વીના ગુરુત્વાકર્ષણ તથા પોતાના રેના ગુઓની શક્તિના સંયોજનથી પૃથ્વીની સપાટીને કેટલો ખુણો કરીને કેટલું ઉડી શકે છે તે ગતિશાસ્ત્રથી નક્કી કરવાનો ત્હેનો હેતુ ન હતો ત્હેની પાખના રંગોના મિશ્રણનો અભ્યાસ કરી ચિત્રકળામા વધારો કરવો ન હતો કવિ તરીકે પતગીઆની ખુબસુરતી ઉપર એક

કાવ્ય હેને લખવું ન હતું. તત્ત્વવેત્તા થઈ જીંદગીની નશ્વરતા પતંગીઆંમાં મૂર્તિમાન્ થયલી હેને જોવી ન હતી. અને છેલે, સ્નેહની નિરાશા હેનામાં ન હતી, તેથી પતંગીઆંને સંબોધી, સ્નેહીને ઉપાલમ્ભ હેને આપવાનો ન હતો.

હેનો હેતુ રમુજ મેળવવા હતો. માનુષી નિર્બલતાને આધીન થઈ, પોતે કેટલું ચાલાક છે તે જાણીને હેને મગરૂર થવું હતું. તે પતંગીઆં કરતાં પોતે વધારે જોરવાળું છે એમ જો દુનિયા માનતી ન હોય તો પ્રત્યક્ષ સાબીત કરી દુનિયાના ઈતિહાસમાં નવું પાનું હેને ઉમેરવું હતું.

પતંગીઉં ઉડ્યું. બાલક પણ ઉડ્યું જ. એટલામાં ખુણામાંથી પતંગીઆંનું એક મ્હોટું લસ્કર આવ્યું. દોડાદોડ થઈ રહી. કારણ કારણ કે તે બધાં જ પતંગીઆં હતાં. અથવા કહો કે તે બધાં જ બાલકો હતાં.

* * * *

તે બાલક ગયું

પ્રિય વાચક ! તુ મ્હારી મશ્કરી કરશે ? ભલે કર, પણ હુ તો કબુલ કરી દઉં છું. મેં તે બાલકનું અનુકરણ કરવા માંડ્યું. પરંતુ મ્હારી નિરાશા પર નિરાશા જો.

કવિ પ્રેમાનંદની પણ જે કરવાની શક્તિ નહિ તે હું ક્યાંથી કરી શકું ? તે બાલક ગાતું હતું હેવું કોઈ નવાજ રાગનું નવું ગીત મ્હારાથી ગાઈ શકાયું નહિ. કારણ એટલુ જ, વાચક ! કે હુ, તું, અને પ્રેમાનંદ, કવિતાના નિયમો ગોખીને પછી લખવા બેસીએ છીએ. જ્યારે તે બાલક તો કાવ્ય અને સંગીતના કોઈ કુદરતી સ્નેહથી દોરાઈ જઈ પોતે શુ કરે છે તે જાણ્યા શિવાય લવતું હતું. અને આ જ કારણથી, છંદ અને કવિતાના નિયમોનું ઉલ્લંઘન કર્યા છતાં હેનુ ગાણું રસિક હતું. મ્હારાં હેવાં કોઈ પણ ગાણાં કરતાં વધારે ડોલનવાળુ હતું.

અને તે કારણથી ગાવાનું મેં બંધ રાખ્યુ. તે બાલકના જેવું લુચ્ચાઈ ભરેલું છતાં છેક જ નિર્દોષ હાસ્ય ક્યાંથી લાવું ? એક પતંગીઉં ફુલ ઉપર બેઠેલું દૃષ્ટિએ પડ્યું ગંભીર રહી હેની પાસે ગયો. પરંતુ, ઓ નિરાશા, ફુલની અંદરની રચના આંખ આગળ તરી આવી, અને તે પતંગીઉં શું કરતું હશે હેનું ચિત્ર ખડું થઈ ગયું. જો પતંગીઆંને પકડી લઉં છું તો કુદરતનાં નિયમિત કાર્યમાં વિક્ષેપ કરું. એમ વિચાર આવ્યો. મનને દૃઢ કરી વનસ્પતિશાસ્ત્ર ભુલી જવાનો સબળ યત્ન કર્યો. ત્યારે, નિરાશાનું એક બીજું વાદળ ! કવિઓ અને ફિલસુફોની એક ફોજ મ્હારાં તે નીરસ હૃદય ઉપર ધસી આવી. ફુલ, પતંગીઆં, કુદરત, વિગેરે બાબતની અનેક લીટીઓ નિર્દય રીતે સ્મૃતિપથમાં ઉછળવા માંડી !

થોડો વખત, અરે ! એક ક્ષણ, ઓ મગજ ! વિજ્ઞાન ભુલી જા. એક પળ સુધી જ ઓ સ્મરણ શક્તિ ! ફિલસુફી ઉપર કાળો પડદો નાંખી દે. તે અજ્ઞાનતાના દિવસો ! ફરીને મ્હને તે બાલસ્વર્ગમાં લઈ જાઓ.

નહિ જ. જેમ જેમ વધારે પ્રયત્ન કરવા માંડયો તેમ તેમ બાલક, ફુલ, પતંગીઉં, અને કુદરત મ્હારા ઉપર વધારે નિર્દય થતાં ગયાં.

પતંગીઉં પેલાં ફુલમાંથી પરાગ લઈ પાસેના બીજા છોડનાં એક ફુલ ઉપર બેઠું મગજ વિજ્ઞાન ભુલી ગયું નહિ.

વખત જોવાને ત્યાં કોઈ હતું નહિ. કેટલેક વખત વીત્યા પછી મ્હને માલમ પડયું કે કુદરતમાં થતાં તે લગ્ન મ્હારા કાચથી મેં જોયાં હતાં.

વાચક ! ત્હને યાદ છે ? તે પતંગીઆંને પકડવાને અને પછી ફુક મારીને ઉડાડી મુકવાને માટે હું ત્યાં ગયો હતો. મ્હારાં કિસ્મતમાં તે લખ્યુ ન હતું. થાકેલાં હૃદય સાથે દૂર જઈ, એક શિલા ઉપર માથુ ટેકવી, બેઠો, અને હતો ત્હેના કરતાં બમણો ગંભીર થઈ વિચારનાં વમળમાં પડયો.

* * * * *

તે વ્હાલું બાલક ત્યાં રોજ આવતું. મધ્યાહ્ન થતાં રોજ આવતું અને રોજ અવનવાં ચિત્રદર્શન મ્હને કરાવતું.

તે જગાનું વર્ણન સ્હેજ કરી લઉં છું.

ન્હાની ન્હાની ટેકરીઓ વેરાઈ રહી હતી. કેટલેક ઠેકાણે ઝાડની ઘટા થઈ રહી હતી. તડકામાં અને છાંયામાં, મનુષ્ય ! કુદરત તો સરખી જ આનંદી લાગતી હતી. ધીમી પવનની લ્હેરોમાં રમતું રમતું એક શાન્ત ઝરણું આ ટેકરીઓમાં થઈને કોણ જાણે ક્યાંક ખોવાઇ જતું હતું.

એક જીર્ણ થઈ ગયલાં ઝાડની બખોલમાં તે બાલકે ઘર બારણું કર્યું હતું, રમકડાંનાં કારખાનાંઓનું સામ્રાજ્ય આ પ્રદેશમાં થયું ન હતું. પરતુ વાચક ! ત્હને કહેવાની જરૂર નથી કે એડીસનનો આત્મા તે દરેક બાલકનો આત્મા છે. પોતાને રમવાનાં રમકડાં પોતે જ ઉપજાવી કાઢી તે બાલક શોધનાર, બનાવનાર, તથા રમનાર, એક જ અને એકલું જ હતું.

"ઘરમાં રમવાની રમતો" અનેક હતી. જો કે સાહિત્ય થોડું જ હતું. સારા વીણી કાઢેલા પત્થરો, ફુલવાળા ડાંખળીઓ, ઘાંસ, ઝાડની ડાળીઓ, તથા ઝરણાંમાંનો કાદવ—આટલી વસ્તુઓ પૂરતી હતી.

વાસનું બિઠાનું થતું હતું ઝાડની ડાળીઓ ગોઠવીને ઘરનું કર્યું હતું કવ્ચીક વખત આવીને એ ડાળીઓ બારણા આગળ પાથરીને દુકાન મંડાતી હતી કુતો, પત્થરો, તથા કાદવના ન્હાનેક આકારો, વેચવાની વસ્તુઓ થતી

અર્થશાસ્ત્રનો તેને અભ્યાસ ન હતો, તે છતા ઘણા થોડા સાહિત્યથી અનેક કાર્યો કરવાની શક્તિ-બાળકની કુદરતી શક્તિ-તેનામા હતી આટલી જ વસ્તુઓથી તે કેટલીક વાર બાગ બનાવતુ કાદવના (આકાર વગરના) કુડા કરી ફુલવાળી ન્હાની ડાળખીઓ રોપતુ બાગની મર્યાદા તથા અંદરના ન્હાના ન્હાના રસ્તાઓ પેલા પત્થરો વડે બાંધતું રસ્તાની હારમા કુડા વિરાજતા, તથા કાદવની મદદથી ઠેકાણે ઠેકાણે ઘાસ રોપાતુ ઝાડની ડાળીની મેડી કરી તે બાળક, બાગ ઘણો ન્હાનો હોવાથી, બાગની આસપાસ ફરી આનંદ માની લેતુ સોટી કેટલીક વખત વાજુ વગાડવાના કામમા પણ આવતી

'ઘરની બહાર રમવાની રમતો' પણ વિવિધ પ્રકારની હતી કેટલીકવાર તે પત જીઆ પકડતુ કેટલીકવાર તે ટેકરીઓ ઉપર ચઢી દુરતેહની નજરે આસપાસ જોતુ તે સિ-વાન ઝરણામા કાંકરા નાખવા, કાદવમા ચાલી આવીને પછી ઝરણામા પગ ધોવા, ઘાસ પાસ ચરતા ઢોરમાથી એકાદના કાન પકડી એમના જતા પડી જવુ, વિગેરે જુદી જુદી રમતો વારાફરતી રમતુ

આ બસ, હવે બહુ થયુ પ્રિય વાચક! એ સૌન્દર્યની ખુબી બહુ પૃથક્કરણથી જતી રહેશે એટલું મ્હારૂ નસીબ હશે કે હુ માનસશાસ્ત્રનો અભ્યાસી ન હતો નહિતો કદાચ આ બધુ જોવાનુ બાજુપર રહેત અને બાળકની માનસિક શક્તિના વિકાસનો અ ભ્યાસ કરવામા જે કાંઈ થોડુ હસ્યો હઉશ તેટલુ પણ ગુમાવત જો કે અનુકરણ કરવાની આશા તો પહેલા દિવસ પછી છોડી જ દીધી હતી

ગજાનંદ મહાદેવપ્રસાદ દેસાઇ.

---

# "ઐતિહાસિક દૃષ્ટિએ માનવ જીવનનું અવલોકન."

( અનુસન્ધાન પ૮ થી )

"There was in the world as caesar found it the rich and noble heritage of past centuries and an endless abundance of splendour and glory but little soul, still less taste, and least of all joy in and through life Truly it was an old world and even the patriotic genius of caesar could not make it young again The blush of dawn returns not until the night has fully

descended yet with him then came to the muchtormented races of the Mediterranean a tranquil evening after a sultry day and when after long historical night, the new day broke once more upon the peoples and fresh nations in free self. guided movement began their course towards new and higher aims, many were found amongst them in whom the seed of caesar had sprung up, many who owed him and who owe him still their national individuality."

*Mommsen.*

આપણે ઉપર, કહી ગયા એ કુટુંબની વ્યવસ્થામાં નોકરોનો પણ સમાવેશ થતો. પણ તે સમાવેશ અન્ય અધિકાર પ્રમાણે ધર્મની ક્રિયા કર્યા પછી કરવામાં આવતો. અને તે ક્રિયાની સમાપ્તિ પછી નોકરો તે સમાજનાં અંગભૂત મનાતા. આમ તે કુટુંબની વ્યવસ્થા વર્તમાન કુટુંબની વ્યવસ્થા કરતાં અધિક વિસ્તારવાળી હતી, પરંતુ તે વ્યવસ્થાની અંદરના મનુષ્યોનું જીવન સ્વતંત્ર નહતું. જેમ જેમ સમાજની સ્થિતિ બદલતી ગઈ તેમ તેમ આ વ્યવસ્થા તુટતી ગઈ. પિતૃદેવને સ્થાને પ્રકૃતિનાં સ્વરૂપો દેવરૂપે મનાવાં લાગ્યાં. આવા સ્વરૂપોને પ્રત્યેક વ્યક્તિ સ્વચ્છંદી નામ આપતી તેથી રૂપાંતરે અનેક દેવ દેવતાઓની પૂજા થવા લાગી. તેમનું પૂજ્યત્વ બીજા પિતૃદેવોના કરતાં વિશેષ મનાવા લાગ્યું. ધીમે ધીમે સર્વેને એમ જણાયું કે દેવ દેવતાઓનાં સ્વરૂપો તો એક જ છે; માત્ર નામે જ ફેર છે તેથી તે સર્વ સમાજો એકત્ર થઈ અને આવી સમાજોના વિસ્તારથી અને એકત્રતાથી એક સંસ્થાનની ઉત્પત્તિ થઈ. આ સર્વેનું મૂળ કુટુંબ હતું તેથી તે કુટુંબની ધર્મ સંસ્થા સ્વતંત્ર જ રહી. પણ જે પદ્ધતિને અનુસરીને કુટુંબમાં ગૃહપતિનો અધિકાર ચાલતો હતો તે જ પદ્ધતિને અનુસરીને તે સંસ્થાનમાં એક જણનો અધિકાર પ્રવર્તવા લાગ્યો. પહેલાં કુટુંબ, પછી તેથી અધિક વિસ્તારવાળી સમાજવસ્થા જ્ઞાતિ અને પછી સંસ્થાન એમ દરેકની સંસ્થાઓમાં દરેક સંસ્થાનવાસીને વયોનુસાર દીક્ષા આપવામાં આવતી. આ સર્વ સંસ્થાઓની ચૈતન્ય શક્તિ ધર્મની એકતામાં હતી અને તેથી દરેક સમયે તેને યોગ્ય ક્રિયાઓ કરવામાં આવતી. રોમ્યુલસે જ્યારે રોમની સ્થાપના કરી ત્યારે જેમ એક કુટુંબ અન્ય સ્થલે ચિરવાસ કરવા જતું હોય અને સર્વ ક્રિયાઓ કરે—વાસતું કરે—તેમ એક આખા નામના સંસ્થાનનું કુટુંબ રોમની પરભૂમિમાં દેવાજ્ઞાએ ગયું અને ત્યાં કોઈક ક્રિયાઓ કરી વસ્યું. રોમ્યુલસ આ સમય પછી રોમના અધિષ્ઠાતા દેવ તરીકે પૂજાવા લાગ્યો. તેની પૂજા માટેની સામગ્રીઓ જૂદી રાખવામાં આવતી. તેના જેવી બીજી નામાંકિત વ્યક્તિઓ દેવાંશી ગણાતી અને તેના માનમાં આવાં સંસ્થાનોમાં મંદીર ઇત્યાદિ ચણાતાં. આમ આવા સંસ્થાનિક જીવનનો વિસ્તાર વધવા લાગ્યો. પણ એક સંસ્થાનનો ધર્મ બીજા સંસ્થાનના ધર્મથી નીરાળો હતો, જેમ પ્રથમ એક કુટુંબનો ધર્મ બીજા કુટુંબના ધર્મ કરતાં નીરાળો હતો. એક સંસ્થાનનો પરાજય કરવા તેના સર્વોપરી દેવને પહેલાં ભ્રષ્ટ કરવામાં આવતા પરાજય વખતે યજ્ઞ વિગેરે થતું. જૂદા જૂદા દેવો માટે જૂદી જૂદી જયંતીઓ ઉજવવામાં આવતી. ધર્મ ગુરૂઓ આ જયંતીનો નિશ્ચય કરતા. કોઈ ક્રિયામાં કંઈ ફેર થઈ જાય તો પ્રાયશ્ચિત્ત લેવાની જરૂર પડતી. તે માટે એક

દિવસનો નિર્ણય થતો કે જ્યારે વિના અપવાદે બધા સંસ્થાનવાસીઓ હાજર રહેતા અને એ સમયે એક વસતિપત્રક લેવામાં આવતું. આ વેળા જો કોઈ ગેર હાજર રહેતું તો તેને દંડની શિક્ષા કરવામાં આવતી અને ઘણીવાર બહિષ્કારની શિક્ષા થતી.

રાજસભા કે ધર્મસભાનું સંમેલન અમુક દિવ્ય ચિન્હો નજરે પડે ત્યારે જ કરવામાં આવતું. આવી સભાઓ મંદીરમાં મળતી કારણ કે તે મંદીરમાં પ્રતિષ્ઠાપિત દેવની મૂર્તિનું ચૈતન્ય એ સભાજનને ઉત્સાહ પ્રેરશે એમ માનવામાં આવતું. સભાના પ્રમુખને ધર્મક્રિયા કરવી પડતી. સંધિવિગ્રહના પ્રશ્નોનું નિરાકરણ ધર્મગુરુઓની સલાહ વિના ન થઈ શકતું. કારણ કે તેઓ દેવદેવતાઓના પ્રતિનિધિરૂપે તેમની વાંછના ત્યાં બહાર લાવતા. વિગ્રહ સમયે દેવદેવીઓની પ્રતિમાઓને સંગ્રામભૂમિ પર લઈ જવામાં આવતી. વિજય વખતે બહુ ધમાલ કરવામાં આવતી. તે સમયે પણ યજ્ઞ ઇત્યાદિનો રંગ બજવાતો. રોમના લોકોની Triumphs—વિજય પછીની સવારીઓ—જગત્પ્રસિદ્ધ છે.

પૂજાની સામગ્રીમાં મંત્રની આવશ્યકતા ખાસ હતી તેથી તેમની જાળવણી અક્ષરશઃ કરવામાં આવતી. મંત્રને ધર્મની માફક ગુપ્ત રાખવામાં આવતા. મંત્રો શૂદ્રને અશ્રાવ્ય હતા. મંત્રના રક્ષણથી પ્રાચીન સમાજોનો ઇતિહાસ જળવાઈ શક્યો. તે મંત્રો મુખપાઠે કરવામાં આવતા, અથવા શિલા કે તામ્રપત્ર કે ધાતુ પર તેમને કોતરવામાં આવતા. એમનું રક્ષણ ધર્મગુરુઓ કે બ્રાહ્મણો જ કરી શકતા કારણ કે તે તેમને હસ્તક હતા. આ મંત્રો દંભરૂપે નહોતા. કોઈવાર આખી વાર્તા મુખપાઠે રહેતી.

આ ધર્મગુરુ પ્રથમ રાજાનું કર્તવ્ય કરતો. જેમ ગૃહપતિ ધર્મગુરુ હતો અને કુટુંબનો અધિપતિ પણ તેજ હતો, તેમ જ આ વ્યક્તિ પણ એ બધો અધિકાર ભોગવતી. ધર્મગુરુ તરીકે શુભ અશુભ યોગનું જ્ઞાન તેને જ હોઈ શકે અને તેથી સેનાપતિની ફરજ તે બજાવતો. આ સત્તા વંશ પરંપરા ચાલી આવી. પણ પછી સહજ ફેરફાર કરવો પડ્યો. અનુભવથી એમ જણાયું કે ન્યાય રાજ્ય, સેના, ધર્મ સર્વેની વ્યવસ્થા એક જ વ્યક્તિ કરે એમ ઠીક ન કહેવાય. પ્રજાજનને તે અનુભવ બહુ કડવો લાગ્યો. તેથી તેની સત્તાને થોડીક ઘટાડવામાં આવી. આ સર્વે અધિકારીઓને ધર્મક્રિયા કર્યા પછી તેમના અધિકારમાં પ્રવેશ કરવા દેવામાં આવતો. રોમમાં જે સત્તા મૂળ સંસ્થાનવાસીઓના અધિકારમાં હતી તે સત્તાના અધિકારીઓને આને આવી બધી ક્રિયાઓ કરવી પડતી. Tribun—ટ્રીબ્યુન—ને આવું કંઈ ફરજ્યાત નહોતું કારણ કે તે મૂળ સંસ્થાનવાસી વર્ગનો અધિકારી નહતો. એમની ચુંટણી વખતે ચીઠીઓ નખાતી. આનું તાત્પર્ય એવું હતું કે દેવદેવતાઓ જે મનુષ્યને યોગ્ય ગણશે તે મનુષ્યને ચીઠીઓ દ્વારા નિયુક્ત કરશે. કોઈનું ચરિત ઉત્કૃષ્ટ હોય, કોઈનું જ્ઞાન સારૂં હોય, તો પણ તેમની ઉપેક્ષા કરવામાં આવતી. માત્ર દેવ વાણી દ્વારા જે થયું તેને જ સંસ્થાનવાસીઓ અનુમોદન આપતા.

ધર્મશાસ્ત્ર અનાદિ ગણાતું. આ શાસ્ત્ર પણ પહેલાં ગુપ્ત જ રાખવામાં આવ્યું હતું. ઘણી વાર તે શ્લોકબદ્ધ હતું. કારણ કે શબ્દ ઉપર બહુ ધ્યાન અપાતું અને એક શબ્દના ઉચ્ચારના અભાવે આખો વ્યવહાર અવિહિત ઠરતો. શૂદ્રની સમીપે તેનો ઉચ્ચાર સરખો પણ અનિષ્ટ હતો. જ્યાં ક્રિયાનું સંપૂર્ણ પ્રતિપાલન થતું ત્યાં જ ન્યાય અનુકૂળ નીવડતો. સ્મૃતિ પણ આમ ધર્મના એક વિભાગ રૂપે કલ્પાતી હતી.

સંસ્થાનવાસીઓ જ સંસ્થાનના સર્વ અધિકારને યોગ્ય ગણાતા. સઘળું તેમને માટે જ અસ્તિત્વ ધરાવતું હતું. આથી પર સંસ્થાનવાસી મોટા વેપારી હોય. મોટા ધનાઢ્ય હોય અને મોટા વિદ્વાન હોય અને તે જ સંસ્થાનમાં ઘણા કાળ સુધી રહેતા હોય પણ બહિષ્કૃત ગણાતા અને તેથી તેમને શૂદ્રથી પણ હલકા લેખવામાં આવતા.

ધર્મસંરક્ષણ એ જ સર્વ સુખનું કારણ હતું તેથી રાજ્યભક્તિ તે ધર્મભક્તિ હતી અને ધર્મભક્તિ તે રાજ્યભક્તિ હતી. રાજદ્રોહી ધર્મદ્રોહી ગણાતો અને તેથી રાજ્યમાંથી જ્યારે તેને કાઢી મૂકવામાં આવતો ત્યારે તેના કુટુંબ સાથેનો સર્વ સંબંધ તૂટી જતો. રોમમાં રાજ્યદ્રોહ માટે વિવાસનને મુખ્ય શિક્ષા ગણવામાં આવતી. કારણ કે વિવાસનથી મનુષ્ય મનુષ્ય તરીકેના સર્વ અધિકાર ગુમાવતો. આ કારણથી દેહાંતદંડ પામેલો જણ પોતાના સંસ્થાનની હદ છોડીને અન્ય સંસ્થાનમાં ચાલ્યો જતો. અને તે વેળાએ તે શિક્ષા દેહાંત દંડની બરોબર ગણાતી.

એક સંસ્થાનનો સંયોગ બીજા સંસ્થાનની સાથે ત્યારે જ થઈ શકે કે જ્યારે બંનેનો ધર્મ એક જ હોય. આ અસંભવિત હતું. તેથી બે સંસ્થાન સંયુક્ત થઈ શકતાં નહિ. જ્યારે એક સંસ્થાનની બીજા સંસ્થાનની સાથે જોડી દેવાની ઇચ્છા તે સંસ્થાનમાં તીવ્ર હોય તો પરાજિત સંસ્થાનનાં સર્વમંદીર ઇત્યાદિનો ઉચ્છેદ કરવામાં આવતો અને તેના દેવ દેવતાઓને વિજય પામેલા સંસ્થાનના દેવતાઓની સાથે અમુક ક્રિયાને યોગે મિત્ર કરવામાં આવતા. વિગ્રહ સમયે સેનાજનો એમ માનતા કે તેમની સાથે દેવ, દાનવ, સર્વ યુદ્ધ કરે છે. રાજ્ય સત્તા નીચે વ્યક્તિનું સ્વાતંત્ર્ય તદ્દન દબાઈ રહી ચાલતું. યુદ્ધ સમયે સ્ત્રીઓને જાહીર ત્યાગવાની ફરજ પાડવામાં આવતી. લેણદારોનાં લેણાં રદ જતાં વેપારીઓને બળતણ ઇત્યાદિ પુરું પાડનારો હુકમ થતો. આથિન્સમાં ક્ષૌર ન કરનારાઓનો ભારે દંડ થતો. સ્પાર્ટામાં સ્ત્રીઓને શું ઓઢવું એના પણ કાયદા ઘડવામાં આવ્યા હતા ! આથિન્સમાં એક એવો વિચિત્ર નિયમ હતો કે મુસાફરી વખતે કપડાંની માત્ર ત્રણ જ જોડી સાથે લેવી ! કોઈ અધિકારીને પોતાના અધિકારથી વિમુક્ત થવું હોય તો બહુ વિટંબના આવી પડતી: અર્થાત્ તેનુ રાજીનામુ ક્વચિત્ જ સ્વીકારાતું ! સંસ્થાનના સુખ દુઃખમાં સંસ્થાનવાસીઓને કોઈવાર પરાણે ભાગ લેવો પડતો ! એકાંતમાં જીવનનો નિર્વાહ કરવા ઇચ્છતા તત્ત્વજ્ઞાનીઓની દશા બહુ જ વિકટ હતી. તેમને શિક્ષણ આપવા દેતા નહિ. મતમતાંતર સહિષ્ણુતા તદ્દન અજાણી જ હતી. જો રાજ્ય વિરુદ્ધ એટલે ધર્મ વિરુદ્ધ કંઈ શબ્દોચ્ચાર કે અક્ષર લેખ થયો હોય

તો તરત જ તેને અપવિત્ર ગણી તેના કર્તાને ભારે સજા કરતા આ સમયે ન્યાય, દયા કે નીતિ શેનો પણ વિચાર થતો નહિ વ્યક્તિનુ જીવન માત્ર રાજ્યવશ જ હતુ આપ ણામા અને પ્રાચીનોમા આ ભેદ ખાસ તરી આવે છે

ધીમે ધીમે જ્ઞાનઅને વિચારના ભેદની ઉત્પત્તિથી અને સખ્યાબદ્ધ જનોના બહિષ્કારથી આવી વ્યવસ્થા તુટી પડી ગૃહપતિ સિવાયના અન્ય કુટુબીઓએ અને તેમની નીચેના મજુરો દાસજનોએ બહિષ્કારથી ઉદ્વેગ પામી ક્રમે ક્રમે તે કુટુબની નિરકુશ સત્તામા બહુ અગત્ય વિપર્યય કરાવ્યો રાજાના અધિકાર માગેની નિયોજના ચુટણીથી થવા લાગી રાજાની પાસેથી તેની ધાર્મિક સત્તા જૂદી કરી લેવામા આવી રાજ્યનો અધિકાર હવે આ રાજાની સત્તાને દુર્બલ કરનાર મડળનો હસ્તગત થયો એ મડળ પણ ધીમે ધીમે પરિક્ષીણ બનતુ ગયુ કુટુબની વ્યવસ્થા શિથિલ થતી ગઈ વ્યક્તિ સ્વતન્ત્રતાનુ પરિબળ વધવા લાગ્યુ બધા કુટુબીઓની સત્તા હવે એક જ મનાવા લાગી પહેલા ગૃહપતિના રાજ્ય નીચે બધા નમતા, હવે સર્વની પરિસ્થિતિ એક સરખી જણાવા લાગી દાસજનોએ પણ પોતાની અત્યાર સુધીની પરતન્ત્રતાના કારણભૂત સત્તાધિકારીઓ વિરુદ્ધ સખત પ્રયત્ન કરવા માડ્યા પ્રથમ તો તેઓ અવ્યવસ્થિત હતા પણ હળવે હળવે તેમનામા વાણિજ્ય ઇત્યાદિની દ્રષ્ટિથી તેઓની તેમની યોગ્યતા અને અગત્યતા સ્પષ્ટ ભાસવા લાગી તેઓમા પણ ધનાઢ્ય અને પ્રતિભાવાન નેતાઓનો સભવ થયો એમના અગ્રણી પદ નીચે તેઓએ પોતાની જ ધર્મસસ્થાઓ સ્થાપી અને એવી રીતે સસ્થાનિક ધર્મ અને રાજ્યનો અનુભવ મેળવવા તેઓ પ્રયત્નશીલ થવા લાગ્યા છેવટે તેમના અધિકારી અને હવે તેમના પ્રતિસ્પર્ધી બહુ ઉદાસીઓ અથવા સસ્થાનિક હકના ભોગવનારાઓના ઉપર તેમને પોતાનો અભિમત ધર્મશાસ્ત્ર રચવાની તેમણે ફરજ પાડી આવી રીતે તે સસ્થાનિક રાજ્ય પ્રજાસત્તાક થયા છતા હજી ગેય રાજ્યની સત્તા તો નિરકુશ હતી સમૃદ્ધિ વધવા લાગી અને છેવટે ગરીબ અને તવગર વચ્ચે ગભીર ક્લેશ ઉત્પન્ન થયા આ ભયકર ક્લેશના પરિણામે રાજ્યક્રાતિ થઈ, જેનુ છેવટનુ પરિણામ એ આવ્યુ કે કટલાક સસ્થાનો એક જ વ્યક્તિની સત્તા નીચે આવ્યા તે સસ્થાનોનુ અસ્તિત્વ હજી એવુ ને એવુ જ હતુ તેમનામા સયુક્ત થઈને એક રાજાને ભારી હઠાડવાની સત્તા નહોતી દરેક સ્વાર્થી રહેતુ તેથી છેવટે આ સસ્થાનોમાથી એક સર્વથી બળવાન સસ્થાન જે રોમ હતુ તેણે તે બધાને પરાજિત કરીને પોતાના સસ્થાનિક અધિકાર અનુક્રમે તેમને સર્વને આપીને તે બધાને પોતાના રાજ્યના એક ભાગમા જોડી દીધા

ઇટલિ અને ગ્રીસમા સસ્થાનોની છેવટની સ્થિતિ આવી બની ઉપર પ્રમાણે આપણે પહેલા આપણામા ગ્રીસમા અને રોમમા ને ટ્યુનોમા શુ સમાનતા હતી તે જોઈ પાછી ગ્રીસમા અને રોમમા શુ સમાનતા મળી આવી તે જોઈ તેમની રાજ્યક્રાતિ જોઈ ધર્મક્રાતિ થવી બાકી હતી તે ખ્રીસ્તિધર્મે પુરી કરી અને આ વ્યવસ્થા જ્યારે ચાલતી હતી ત્યારે રોમનુ રાજ્ય ભાગ્યુ

રોમમા પણ એક વ્યક્તિનુ રાજ્ય છેવટે થયુ આ સમયે ઇશુખ્રિસ્તનો જન્મ થયો

એ સમયે મનુષ્યની વિચારદશાની ઘટના કરતી હતી. માનસિક જિજ્ઞાસા વધતી હતી. ધર્મ બુદ્ધિ કરતાં અનુભવતી હતી. પર્વતોની પૂજાઓનું રહસ્ય તેમને સમજાવા લાગ્યું. સ્થાનના દેવદેવીઓ સર્વ માન્ય દેવદેવીઓ ગણાવા લાગ્યા ગ્રીસમાં આ પ્રથમ બન્યું એનેક્સો ગોરસ નામના તત્ત્વચિંતકે એમ નિશ્ચિત કર્યું કે એક ઈશ્વર ચૈતન્ય સર્વ પ્રાણીઓમાં સત્તા રૂપે પ્રચલિત છે Sophist સૉફિસ્ટ—તર્કવાદી—પણ કંઈક આવું જ માનતા હતા અંતઃકરણનીજ પ્રવૃત્તિને અનુસરીને સમાજના જીવનની મર્યાદાનો નિર્ધાર કરવાનો આ સમયના સુધારકોનો આશય હતો. રૂઢીને તેઓ તીન બંધન માનતા. પ્રાચીન ધર્મશાસ્ત્ર નૈસર્ગિક અનુભવની વિરૂદ્ધ આવતું હોવાથી તેને તેઓ શકાસ્પદ ગણતા. સૉક્રેટિસને રૂઢી વિરૂદ્ધ જીવન ગાળવાથી જીવન ખોવું પડયું હતું. પ્લેટો અને એરિસ્ટોટલના કહેવા પ્રમાણે કાયદાનું બંધારણ બુદ્ધિપૂર્વક થવું જોઇએ રૂઢીપૂર્વક નહિ. એક વ્યક્તિને જેટલું તેના રાજ્ય તરફ આપવાનું છે તેટલું જ તેના પોતાના તરફ તેને આપવાનું છે. આ સિદ્ધાંતમાં વ્યક્તિની સ્વતંત્રતા—વ્યક્તિવાદ—યોગ્ય પ્રકાશમાં આવી જતી હતી આવા સિદ્ધાંતોને લઇને દેશભક્તિ કે રાજ્યભક્તિ કરતાં ચરિતની વિશુદ્ધતા વિશેષ સન્માન–પાત્ર થઈ પડી અને આવે સમયે રોમમાં આ સંસ્થાનો ભળી ગયાં. સર્વ એક રાજ્યના સંસ્થાનવાસી બન્યા અને તે જ સમયે પૂર્વ તરફથી ખ્રિસ્ત ધર્મનો ઉપદેશ પ્રસરવા લાગ્યો કે જેથી બધા એકધર્મી બન્યા.

રોમને દિગ્વિજય પ્રાપ્ત કરવામાં આવી આવા અનુકૂળતા આવી રોમન લોકો પણ સૂક્ષ્મ બુદ્ધિવાળા અને વ્યવહાર કુશલ હતા રોમે પોતાના સંસ્થાનના અધિકારો બીજા સંસ્થાનોમાં વસનારાઓને બક્ષ્યા અને એ વેળાએ તે એક મોટા રાજ્યની રાજનગરી બન્યું. તેથી જ્યારે તે રાજ્યનો અંત આવ્યો ત્યારે તેની બક્ષેલી સ્થાનિક સંસ્થાઓ, તે રોમનું પ્રબળ ધર્મશાસ્ત્ર અને મહારાજ્યની બધી ભાવનાઓ,—જેવી કે આજ્ઞાકત્વ, નિયમિતજીવન અને પૂર્વથી આ પ્રસરતી ખ્રિસ્તિ ધર્મની ધાર્મિક લાગણીઓથી ઉદ્ભવેલી વિમલ અસર, આટલાં વાનાં ઉતરતી પ્રજાના લાભઅર્થે શેષ રૂપે રહ્યા હતા એ વેળાએ ઉત્તર તરફથી ટયુટનોના અભિયાન આવવા શરૂ થયા.

ટયુટનોની સામાજિક સ્થિતિમાં કુટુંબની સત્તા તેમના પર બહુ નહોતી પણ રાજાનું કર્તવ્ય કરતાં તેમના સેનાપતિની સત્તા તદ્દન નિરંકુશ હતી. તેમની વ્યવસ્થા સંકુચિત ન હોતી. પણ તેમના વિસ્તારથી અને ભયાનકત્વથી તેઓ તે સમયના રોમનોને બહુ ત્રાસદાયક થઈ પડયા અને અને ઘણી પ્રાચીન સંસ્થાઓનો ને પ્રાચીન સુધારાના શેષ રૂપે રહેલાં ચિન્હોનો તેઓએ નાશ કર્યો. તેઓ સાહસિક બહુ હતા તેમ જ તેમનામાં વ્યક્તિ તત્વકેનું પરિમલ પૂર્ણ જોસમાં ભભકતું હતું. જ્યારે તેઓ રોમનોના સંસર્ગમાં આવ્યા ત્યારે તેઓનું જીવન સંસ્કૃત બન્યું અને તેથી રોમના સુધારાની સાથે તેમની સંસ્થાઓની ભેળસેળ થઈ. તેઓએ રોમના મહારાજ્યના વિશાળ ઈલાકાઓને અને પ્રાંતોને પોતાનાં ઘર માનાવ્યાં અને ત્યાં પોતાની શ્રેણી રચનાને તેઓએ જાળવી રાખી. આ જાગીરદારીને Feudal system ના નામથી ઓળખવામાં આવે છે. અને તેની તુલના થોડે અંશે આપણા દેશના

અર્વાચીન ઇતિહાસમાં આવતા રજપૂતોના રાજકીય અને સામાજિક બંધારણની સાથે થઈ ગઈ પ્રથમ મહારાજાધિરાજ, પછી રાજા, પછી જીવાઇદાર, પછી ગરાસીઆ, ઇત્યાદિના નામથી આ બંધારણની યોજના સમર્થિત કરી શકાય યુરોપના અર્વાચીન યુગમા મહારાજાધિરાજની પદવી ગએલ કાલના ગૌરવને માન આપી રોમ શહેરની હકુમત ધરાવનારા જર્મનિના કે ઓસ્ટ્રિઆના કે ફ્રાસના રાજાને આપવામા આવતી આ પણ એક મહારાજ્યના જેવુ બંધારણ હતું મૂળ વસ્તુસ્થિતિમા ફેર એવો હતો કે આ યુગમા જો કે બધી પ્રજાઓને અથવા બધા દેશની—ઇગ્લંડની, ફ્રાસની, જર્મનિકી, સ્પેનની,—પ્રજાઓને એક જ છત્રપતિના રક્ષણ નીચે કલ્પવામા આવતી પણ તે પ્રજાઓના આતિવિકાસમા તે છત્રપતિનુ પ્રધાન મડળ અપવાદ રૂપે જ માથુ મારી શકતુ અને એ મહારાજ્યનો સ્વીમર તેના છેવટના વખતમા તો માત્ર નામનો જ થતો

અર્વાચીન યુગમા ટચુટનો નિયમિત જીવન ગાળવા લાગ્યા તેથી, અને તેમનો જીવન નિર્વાહ તેમની જીવાઇઓમા માત્ર તેમનાથી નીચા દરજ્જાના મનુષ્યો વચ્ચે તેમને ચલાવવો પડે એમ હતુ તેથી સ્ત્રીઓનુ માન તે વખતે વધ્યુ, જીવાઇનુ રક્ષણ કરવુ આવશ્યક હતુ તેથી જીવાઈ ઉપરનો પ્રેમ વધ્યો અને ધીમે ધીમે લોકની સ્થિતિ બદલાતી ગઈ જે મહારાજ્યના કલ્પિત રક્ષણ નીચે તેઓ રહેતા હતા તે મહારાજ્યને તેઓ “પવિત્ર રોમનુ મહારાજ્ય” એ નામથી ઓળખતા તેઓ તેનો આ પ્રકારે સ્વીમર કરતા “ ઇશ્વર એક છે જનસમાજના અતરના અને બહારના જીવનમા નિયામકનુ કર્તવ્ય કરે છે અતર્જીવનના પ્રકાશ અર્થે તેણે ધર્મગુરૂ—રોમના બિશપ—ને નિયુક્ત કર્યો છે, બીજા બહારના જીવનના પ્રકાશ તરીકે તેણે રોમના રાજાને નિયુક્ત ર્ક્યા છે કારણ કે ઇસુનો જન્મ અને ઇસુનુ મરણ તે જ રાજ્યના જીવનમાગમા થયા હતા એ અવસર પવિત્ર હોવો જોઇએ જે આજ્ઞાથી ઇસુનુ મરણ નીપજ્યુ તે આજ્ઞા ધર્મ્ય હોવી જોઇએ અને તે આજ્ઞાનો કરનાર રોમનો ચક્રવર્તી રાજા હતો તેનુ રાજ્ય તેથી અવિચ્ચિન્ન રહ્યુ જોઇએ

આ વિચારો ૧૦ મા સૈકા સુધી ચાલ્યા બારમા સૈકામા અને તે પછી જ્યારે મુસલમાનો સાથે ખ્રિસ્તિઓને મહાયુદ્ધો કરવા પડ્યા ત્યારે યુરોપીઓનુ અસસ્કૃત જીવન સસ્કારી મુસલમાનોના સસર્ગથી વિશેષ યોગ્ય બન્યુ તેઓ આરબ લોકો દ્વારા ગ્રીસના તત્ત્વજ્ઞાનીઓના પુસ્તકોના પરિચયમા આવ્યા તેમનુ વાણિજ્ય વધ્યુ છેવટે મુસલમાનોએ સ્તબુન હાથ કર્યું ત્યારે પૂર્વનો જમીન માર્ગનો વેપાર યુરોપીઓને બધ થયો તેથી સમુદ્ર દ્વારા તેમનુ સાહસ પરાક્રમી નીવડ્યુ ભારત વર્ષ અને અમેરિકા અને બીજા અપરિચિત ખડોમા તેઓ જવા લાગ્યા સ્તબુલના યુરોપીઓએ વાસ્તવિક યુરોપમા જઈ તેમના રોમન પૂર્વજોના બુદ્ધિબલ અને રાજ્યનીતિનો તે અપરિચિત મડલને સ્વાદ ચખાડયો છાપવાની કળાની શોધ થઇ ઇટલિમા પ્રતિભાવાન પુરૂષોના બુદ્ધિચાતુર્યથી લૅટિન ભાષાનો ઉદ્ધાર થયો અને તે ભાષાદ્વારા રોમની અને સ્તબુલ અને આરબદ્વારા પ્રાપ્ત કરેલ ભાષાતરવાળા પુસ્તકો મુખે ગ્રીસની અદ્ભુત શક્તિનુ તેમને ભાન થયુ આ કારણથી તેઓનુ કપોલ કલ્પિત મહારાજ્ય નિગમ

પામ્યું. સાહસને બળે સમૃદ્ધિ અને સમૃદ્ધિને બળે જનસમાજના આચાર અને વિચારમાં ભેદ તરી આવવા લાગ્યા. બધા દેશોમાં સમાજની સત્તા વધવા લાગી. ધર્મ સંબંધી પણ અનેક વિપ્લવો થયા. માર્ટિન્ લ્યુથરે રોમની કલુષિત ધાર્મિક સત્તા વિરૂદ્ધ એક પક્ષ ઉભો કર્યો. ધર્મ ક્લેશ થવા લાગ્યા. રાજાઓ તે ક્લેશમાં ભાગ લેવા લાગ્યા. છેવટે ફ્રાંસમાં ચૌદમા લુઇની નિરંકુશ સત્તાથી કંટાળી યુરોપમાં મોટો વિગ્રહ થયો. ફ્રાંસની સત્તા પડી ભાંગી. પણ ધાર્મિક સ્વતંત્રતાના પરિણામરૂપે મનોવિકાસમાં ઘણો ભેદ થવા લાગ્યો. ચૌદમા લુઇએ અને રોમના ધર્માધિકારીએ પોતાની સત્તાનો જે દુરૂપયોગ કર્યો હતો તે દુરૂપયોગની અયોગ્યતાથી દૂર ખસતી જનસમાજની બુદ્ધિએ સમાનતા, બન્ધુત્વને સ્વતન્ત્રતાના કાનુનો ઘડી કાઢ્યાં અને બહુ બોલાતા વ્યક્તિવાદને વશ થઈ ફ્રાંસની પ્રજાએ ઇ. સ. ૧૭૭૯ માં રાજાને પદભ્રષ્ટ કરી તેને દેહાંત દંડની શિક્ષા પમાડી પ્રજાસત્તાક રાજ્ય યોજના કરી, જે ત્રણ વખત પડી અને ત્રણ વખત સંછવિત થઇને અત્યાર સુધી ચાલે છે. પણ એ યોજના વિરૂદ્ધ સર્વ દેશોએ સંયુક્ત થઇ નેપોલીઅનને યુદ્ધમાં પરાજિત કર્યો. પરંતુ જ્યારે અને એ શિક્ષા આપી ત્યારે એ દેશના અધિકારી વર્ગે પોતાના લોકોને રાજ્યસત્તામાં ધીમેધીમે દાખલ કર્યા ને આ વર્ષથી ૧૮૦૬ થી યુરોપમાં સઘળા દેશોની પ્રજાઓનુ મત વધવા લાગ્યુ.

( અપૂર્ણ. )

' શરચ્ચંદ્ર. "

---

# ખંભાત.

## ( પૂરવણી લેખ. )

આ નામ વિશે ચર્ચા (' વસન્ત ' સંવત્ ૧૯૬૯ ના ભાદ્રપદના અંકમાં ) મોકલ્યા પછી, ગિરનારના લેખની પ્રતો વગેરે પુસ્તકોમાં મ્હેં તપાસ કરી, તે અન્વેષણનું પરિણામ નોંધી તે ઉપર રચાયલી કલ્પના છેવટે હું મૂકીશ.

(1) **स्तम्भतीर्थ** નામ જૂનામાં જૂનું સંવત્ ૧૧૬૩માં લખાયલા ' પ્રવાસકુલ ' નામના ગ્રન્થમાં છે, તે આપણે પાછળ જોઈ ગયા;

(2) તે પછી " કીર્તિકૌમુદી " ( સંવત્ ૧૨૫૦ અને ૧૩૦૦ ની દરમ્યાન ) અને ગિરનાર ઉપરના વસ્તુપાળના શિલાલેખ ( સંવત ૧૨૮૮ ) એ બે પાસેપાસેના સમયનાં પ્રમાણોમાં **स्तम्भतीर्थ** નામ છે.

વસ્તુપાળના લેખના વચન નીચે પ્રમાણે છે: —

महामात्यश्रीवस्तुपालात्मजे महं श्रीललितादेवीकुक्षिसरोवरराजहंसायमाने महं० *श्रीजयन्तसिंहे सं. ७९ वर्षपूर्वं स्तंभतीर्थे §मुद्राव्यापारान् व्यापृण्वति सति.

આ ભાગ ઉપરથી જણાયછે કે સં. ૧૨૭૯ ની પૂર્વે વસ્તુપાલનો પુત્ર જયન્તસિંહ સ્તમ્ભતીર્થમાં નાણાવટીનો ધંધો કરતો હતો.

બીજા એક લેખમાં—

स्तम्भतीर्थे वेलाकुल मुद्राव्यापारं व्यापृण्वति

એમ છે.

वेलाकुल તે वेलाकूल હોય તો (સમુદ્રની ભરતી પ્હોચનારો કિનારો—એ અર્થદ્વારા) બંદર એમ અર્થ સંભવે. (આચાર્ય વલ્લભજીએ वेलाकुल=બંદર એમ 'કીર્તિકૌમુદી' ભાષાન્તરની પ્રસ્તાવના પૃષ્ઠ ૩૪ મે લખ્યુંછે—તે આપણે ગયા લેખમાં જોઈ ગયા છિયે). પછી वेला+आकुल એમ લઈ 'બંદર' અર્થ થાય તો કોણ જાણે. कुल=Country; અથવા front, fore-part એમ લેતાં ક્લિષ્ટાર્થતા બહુ થાયછે.

वेलाकूल એ આપ્ટેના કોશ પ્રમાણે ताम्रलिप्त નામના પ્રદેશનું નામ છે. ખંભાત નામની વ્યુત્પત્તિ ताम्रवती ઉપરથી કેટલાક કાઢવા જાયછે,† ત્હેની જોડે આ ताम्रलिप्तનો સંબન્ધ હશે? અને તેથી આ લેખમાં स्तंभतीर्थे वेलाकुल એમ હોય?—પરંતુ ખંભાતને स्तम्भावती ઉપરથી ખોટી રીતે ઠરાવનારા થોડાક જણ છે તે વિચારતાં, स्तंभावती અને तंबावती એમ સરખા માની ताम्रवती એ નામ ઠરાવ્યું હોવાનો સંભવ વધારેછે.

---

* जयतसिंह મૂળ પ્રતમાં છે.

§ 'વ્હેપાર' શબ્દના અર્થમાં व्यापार શબ્દ ખરી રીતે વપરાય નહિં; અને 'વ્હેપાર' શબ્દ व्यवहार ઉપરથી આવ્યોછે, કેમકે હકારનો ખુલાસો હેમાંથી મળેછે, તેમ જ અર્થ પણ ખરો એ મૂળમાં છે, આટલી વાત સ્હેજ આહિં નોંધવા જેવી છે.

† Cambay Gazetteer, (Gazetteer of the Bombay Presidency, Vol. VI, Rewa Kantha, Naru Kot, Cambay and Surat States), P. 212 text and foot-note; એ સ્થળે તો त्रंबावती નામની ચર્ચા છે. પણ ताम्र ઉપરથી तम्ब થાય, ત્હેનું વળી અશુદ્ધ રૂપાન્તર त्रंब થયું ગણાય.

પ્રથમ લેખને અંતે પ્રશસ્તિ રચનારનું નામ स्तम्भतीर्थમાં રહેનાર જૈત્રસિંહ ध्रुव આપ્યુંછે.

(આ ધ્રુવ અડકનો ઉલ્લેખ હાલના ધ્રુવ અડકધારીઓના ઇતિહાસને §ઉપયોગી થઈ પડે એમ છે.)

---

§ આ ઇતિહાસમાં એમ જણાવાનો સંભવ છે કે હાલની ધ્રુ, દર, અડકનું સંસ્કૃતીકરણ કરીને 'ધ્રુવ' એ શબ્દકલ્પના આધુનિક નથી પણ સંવત્ ૧૨૮૮ જેટલી પ્રાચીન છે. ધ્રુ, દરૂ,—એ અડકનો સંબન્ધ અમુક ચાકરિયા ઇનામ જોડે અથવા તો અમુક હોદ્દા જોડે છે. હાલના વડનગરા નાગરમાંના ધ્રુ સાથેનો તો મીઢાના અગર ઉપરના અમુક ચાકરિયા વતનનો સંબન્ધ પ્રસિદ્ધ જ છે. કાયસ્થ લોકોમાં 'દરૂ' અડક જાણીતી છે. અને કાયસ્થોમાં શુદ્ધ અડકો છે જ નહિં તેથી કલ્પના થાય કે 'દરૂ' એ અડક પણ અમુક હોદ્દાના ઉપરથી જ પડીછે. આ જૈત્રસિંહ ધ્રુવ પણ કાયસ્થ હતો એમ એક લેખને અંતે આપેલા વચનથી જણાયછે.' કચ્છમાં તલાટીને 'ધ્રુ' અથવા ધરૂ કહેછે. આ શબ્દ 'દારોગા'=Inspector, overseer, એ ઉપરથી આવેલો કેટલાક ધારેછે. પણ બીજી કલ્પના એ છે કે સિંધમાં 'ધરવાઇ' નામ જે માણસ જમીનમાંથી ઊપજેલા અનાજનો ભાગ માપે અથવા વજન કરે તેહેને અપાયછે; તે ઉપરથી તલાટીનું કામ સરકારના હિસ્સાનું વસુલ લેવાનું તેથી એ પણ એ હિસ્સો માપી લેનારો ગણાય. (ભાગબટાઇની પદ્ધતિ પ્રાચીન છે). ધડો=એક માપ, અથવા વજન; ધડો વહેનાર, લેનાર, તે ધડવાઇ, ધરવાઈ. મુસલમાન અમલમાં પણ 'ધરવાઇ' નામ કાયમ રહેલુંછે, અને 'ધ્રુ' અડક મુસલમાન અમલ પ્હેલાંની હશે એમ જણાયછે, તેથી 'દારોગા' કરતાં 'ધરવાઈ' ઉપરથી 'દરૂ', 'ધ્રુ'ની ઉત્પત્તિ વધારે સંભવિત લાગેછે. પછી એ અડકને સંસ્કૃતરૂપનો માનયુક્ત ઢોળ ચઢાવવા માટે—શાસ્ત્રી પંડિત વર્ગના સ્વભાવને અનુરૂપ રીતિયે—સંવત ૧૨૮૮ના લેખમાં પણ ध्रुव એમ રૂપ અપાયું હશે; ખાસ એટલા માટે કે ध्रुव શબ્દના અર્થને આ ધ્રુ—દરૂ—લોકોના હોદ્દા જોડે કશો સંબન્ધ નથી. આ પ્રકારે ખોટાં સંસ્કૃતીકરણો અનેક જોવામાં આવેછે.

પરંતુ આ ટીકાને કાંઇક વિશિષ્ટ કરવી પડશે. Bombay Gazetteer, Vol. I, Part I, (History of Gujrat), Pp. 81 ઇત્યાદિમાં કહ્યુંછે કે વલભી વંશના તામ્રપત્રોમાં રાજ્યમાંના અમલદારોનાં નામ આપેલાંમાં એક નામ ध्रुव છે; તે ગામનો તલાટી; ગેઝિટીઅર લખનાર સૂચવેછે કે એ તલાટી અથવા કુલકર્ણી વંશપરંપરાનો અમલદાર હોવાથી હેનું નામ ध्रुव (fixed, permanent) પડેલું. અહિં શઙ્કા એક રહેછે કે વલભી રાજાઓનો પ્રભાવ સુરાષ્ટ્રની બ્હાર મહારાષ્ટ્રમાં વ્યાપ્યો ન્હોતો; અને વંશપરંપરાનો કુલકર્ણિનો હોદ્દો તો મહારાષ્ટ્રમાં જ જણાયોછે. એ લખનાર ડૉ. બ્યુલરના એક લખાણ ઉપર આધાર રાખીને બોલેછે. તે લખાણ (Indian Antiquary, V. 205)તપાસતાં જણાયછે કે ડૉ. બ્યુલરે વંશપરંપરા અમલદાર ध्रुव હતો એમ લગારે કહ્યું નથી. બીજે

આ શિવાય બીજા અનેક લેખમાં લેખકનું નામ તે જ અને ગામ પણ **स्तम्भतीर्थं** આપેલાંછે.

તે ઉપરાંત આ લેખોમાં વસ્તુપાલે અનેક નગરોમાં દેવાલયો બંધાવ્યાનું જીર્ણોદ્ધાર કરાવ્યાનું લખતાં **स्तम्भतीर्थ** એ ગામનું નામ આપ્યુંછે. *

(૩) સંવત્ ૧૬૫૨ પછી રચાયલા "હીરસૌભાગ્ય" કાવ્યગ્રન્થમાં **स्तम्भतीर्थ** છે તે આપણે પાછલા લેખમાં જોઈ ગયા.

આમ **स्तम्भतीर्थ** શબ્દનાં પ્રમાણો પુષ્કળ છે.

હવે **स्तम्भनकपुर, स्तंभन,** એ નામો નીચેનાં પુસ્તકોમાં નજરે પડેછેઃ—

(I) સુમતિગણિના યુગપ્રધાનનાં જીવનચરિતોના ગ્રન્થમાં અભયદેવસૂરિના વૃત્તાન્તમાં એક વાર્તા લખીછે કે અભયદેવને સ્વપ્નામાં કોઇ દેવતાએ આજ્ઞા કરી કે 'તું स्तंभनकपुरમાં પાર્શ્વનાથ છે ત્હાં જા તો ત્હારો કુષ્ટ (ફોડ)નો રોગ મટશે.'

આ ગ્રન્થનો રચનાર (સુમતિગણિ) સંવત્ ૧૨૭૭ માં મરણ પામ્યો.† પ્રો. રામકૃષ્ણ

---

પક્ષે, કચ્છમાં તપાસ કરતાં જણાયછે કે કચ્છમાં પાછલાં ૧૫૦ વર્ષ સુધીનાં દફતરોમાં ધ્રુ એ તલાટીનું નામ જડેછે; અને અગાઉ કચ્છમાં વંશપરંપરાનો હોદ્દો એ હતો.

ગમે તેમ હો, પણ ઉપર કહેલું વલભી તામ્રપત્ર જૂનામાં જૂનું મળી આવેલુંછે, તે વલભી સંવત્ ૨૦૭ નું, એટલે વિક્રમ સંવત્ ૫૮૨ (=ઈ. સ. ૫૨૬) નું છે; ત્હેમાં તલાટીને **ध्रुव** કહેલોછે; હવે એ તો અનુભવસિદ્ધ છે કે પ્રાકૃત નામોને અવાસ્તવિક સંસ્કૃતરૂપ આપવાની પદ્ધતિ પ્રાચીન કાળથી છે. તે રીતે ધ્રુવ એમ સંસ્કૃતીકૃત રૂપ હોય તો નવાઈ નહિં. માત્ર 'ધરવાઇ' ઉપરથી વ્યુત્પત્તિ કાઢેલી વલભી તામ્રપત્રની પ્રાચીનતા જોતાં પૂર્ણ સમાધાન આપનારી હવે લાગશે નહિં, એટલું ખરું.

* આ લેખો નીચેનાં પુસ્તકોમાંથી જોયાછેઃ—

(1) *Revised Lists of Antiquarian Remains in the Bombay Presidency*, by Cousens; Pp. 328 et seq.

(2) Kathiawar and Kachha (Archæological Survey of India) by Burgess Pp. 170 et seq.

આ બેમાંથી નં. (૧) માં પાંચ લેખો આપ્યાછે; નં.-(૨) માં પ્રથમનો લેખ આપી તે પછી લખ્યુંછેઃ—બીજા લેખો પણ બહુધા એ જ અર્થના છે.

† આ હકીકત પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના Report on Sanskrit Manuscripts in the Bombay Presidency, for 1882-83 માંથી લીધીછે. (Pp. 45-47).

ભાંડારકાર આ હકીકત ઉતારતાં स्तंभनकपुर નામની પછી ( Cambay ? ) એમ લખી સંદિગ્ધ કલ્પના સચવેછે

અભયદેવના સમયમાં પણ स्तंभनकपुर નામ હશે એમ માનિયે, તો એ સૂરિનું અવસાન કપડવણજમાં સંવત ૧૧૩૫માં થયું હતું તે ધ્યાનમાં રાખીશું. (હેમને સૂરિપદ સંવત્ ૧૦૮૮ માં મળ્યું હતું ).*

• (II) "હીરસૌભાગ્ય" કાવ્યગ્રન્થમાં ( જેમ स्तम्भतीर्थ નામ એક સ્થળે આપણે પાછળના લેખમાં જોયું, તેમ અન્ય સ્થળે ) स्थंभन ( स्तंभन ) નામ પણ છે; જે વિશે પાછલા લેખમાં ઇશારો કર્યોછે. એ શ્લોક આખો આ પ્રમાણે છેઃ—

> तत्रापि च स्फूर्तिमियर्त्यपूर्वां
> श्री स्थंभने स्थंभनपार्श्वदेवः ।
> व्यधायि धन्वन्तरिणेव येन
> कुष्टोपतापोऽभयदेवसूरेः ॥
>
> ( સર્ગ ૧, શ્લોક ૪૪. )

( આ ગ્રન્થ સંવત્ ૧૬૫૨ પછીનો છે એ ભૂલવાનું નથી. ) અહિં અભયદેવસૂરિના કુષ્ઠોક વિશેની વાર્તા ( સુમતિગણિયે કહેલી તે ) વિશે સ્પષ્ટ ઉલ્લેખ છે. ખંભાતમાં સ્તંભન પાર્શ્વનાથ છે. એટલે स्थंभन નામ અહિં ખંભાતનું જ ઉદ્દિષ્ટ જણાયછે.

ત્ય્હારે પ્રશ્ન એ થાય છે કે स्तम्भतीर्थ અને स्तम्भनकपुर એ બંને નામ ખંભાતનાં હતાં ?

આ પ્રશ્નનો ઉત્તર અસ્તિપક્ષમાં આપવા માટે માત્ર "હીરસૌભાગ્ય"નું જ ઉપર કહેલું પ્રમાણ છે. પરંતુ નાસ્તિપક્ષ માટે નીચેનું સબળ પ્રમાણ છેઃ—

ગિરનાર ઉપરના વસ્તુપાળના શિલાલેખમાં જે નગરોમાં દેવાલયો બંધાવ્યાં જીર્ણોદ્ધાર કરાવ્યાં તે નગરોની નામગણના આમ આપીછે.—

श्रीमदणहिल्लपुरभृगुपुरस्तंभनकपुरस्तंभतीर्थ †दर्भवतीधवलक्ककप्रमुखनगरेषु

---

* "Indian Chronology," by Mabel Duff, P. 126

† दर्भवती = ડભોઈ. રા. કમળાશંકરનું લક્ષ આ દૃષ્ટાન્ત તરફ ખેંચીશું તો જણાશે કે, स्तम्भावती નું 'ખંભાવઇ' થઈ 'ખંભોઈ,' કે 'ખંભાવી' કે હેવું નામ બનત. इरावती ( નદી )નું इरावई થઈ પછી (અસ્વરિત પ્રથમ સ્વર લુપ્ત થતાં ) रावई થઈ, रावी ( પંજાબની પાંચ નદીમાંની એકનું નામ ) થયુંછે, તે પણ અહિં દૃષ્ટાન્ત બતાવવા જેવું છે.

અહિં તો સ્પષ્ટ રીતે **સ્તંભનકપુર** અને **સ્તંભતીર્થ** એ બે જુદાં જુદાં ગામનાં કરીને નામ આપ્યાંછે. [ આચાર્ય વલ્લભજી **સ્તંભનકપુર** માટે (ખંભાણા ?) એમ સંદિગ્ધ તર્ક મૂકેછે. ('કીર્તિકૌમુદી' ભાષાન્તર, પ્રસ્તાવના, પૃષ્ઠ ૩૨.) ]

આ સર્વ સ્થિતિ તપાસતાં નીચે પ્રમાણે કલ્પનાઓ પ્રગટ થાયછેઃ—

(૧) સંવત્ ૧૨૮૮ નો વસ્તુપાળનો શિલાલેખ અને સંવત્ ૧૨૭૭ માં અવસાન પામેલા સુમતિગણિ હેમનો ગ્રન્થ-એ બે વચ્ચે સમયનો અંતર એટલો અલ્પ છે, અને **સ્તમ્ભતીર્થ** એ સુમતિગણિની પૂર્વે લાંબા વખતથી હેતું જાણીતું નામ હતું, કે **સ્તંભનકપુર** તે **સ્તમ્ભતીર્થ**થી જુદું હતુ એ વાતની સુમતિગણિને માહિતી ના હોય એ અસભવિત છે.

(૨) "હીરસૌભાગ્ય"ના કર્તાને મતે બંને નામ એક જ ગામનાં હતાં; માત્ર પદ્યરચનામાં ગોઠવણીની સરલતા માટે **સ્તમ્ભન** એમ હેણે વાપરેલું. (સુમતિ ગણિયે પદ્યરચનાની સગવડ માટે **સ્તંભનકપુર** નામ મૂકવાનો સંભવ નથી, કેમકે હેમનો ગ્રન્થ ગદ્યાત્મક જણાયછે×)

(૩) અભયદેવસૂરિનું અને સુમતિગણિનું **સ્તમ્ભનક** તે ખંભાત નહિં, પણ કોઇ બીજાં ગામ હશે; અને પાછળના સમયમાં સુમતિગણિના ગ્રન્થ પછી લગભગ ૪૦૦ વર્ષ પછીના "હીરસૌભાગ્ય"માં **સ્તંભનક** અને **સ્તમ્ભતીર્થ** બે એક મનાઈ ગયાં હશે, અને **સ્તંભનપાર્શ્વનાથ** વગેરે નામ પડ્યાં હશે.

(૪) અથવા, **સ્તમ્ભતીર્થ** નામ સંવત્ ૧૧૬૩ ના "પ્રવાસકૃત્ય"માં વ્હેલામાં વ્હેલું જણાયછે; તો સંવત્ ૧૧૩૫ માં અવસાન પામેલા અને સંવત્ ૧૦૮૮ માં સૂરિપદ પ્રાપ્ત કરેલા અભયદેવના સમયમાં **સ્તંભનકપુર** નામ હેય, અને **સ્તમ્ભતીર્થ** નામ તે પછીથી પ્રચરિત થયુ હોય; આ સ્થિતિમાં સુમતિગણિયે **સ્તમ્ભતીર્થ** નામનો સ્વીકાર ના કરીને પેતાના જૈન પૂર્વાચાર્યોના સમયનું **સ્તંભનકપુર** નામ સ્વીકારી ખંભાતનો જ ઉદ્દેશ કર્યો હોય. અર્થાત્, **સ્તંભનકપુર** તેમ જ **સ્તમ્ભતીર્થ** બે નામો ગ્રન્થોમાં પ્રચરિત હોઈ ખંભાત નગર જ ઉદ્દિષ્ટ હોવાની કલ્પના ઉપર પાછા જવાનું **થશે**.

પણ વસ્તુપાલના લેખમાં એ બે નામો જુદા જુદા ગામનાં સ્પષ્ટ છે તે સાથે આ કલ્પનાને કાંઇક ક્ષોભ આવશે. વખતે એમ હોય કે **સ્તંભનકપુર** નામનાં બે ગામ હોય. આ અસંભવિત નથી; નાસિક જિલ્લામાં દહિવદ છે, ને પંચમહાલમાં પણ દહેવદ (દાહોદ) છે; બંને **દધિપદ્ર** ઉપરથી છે. 'પાલી' નામનાં ગામ અનેક છે, ગુજરાતમાં, માળવામાં

---

× પાછળ કહેલા પ્રો. ભાંડારકરના Report of Sanskrit manuscripts-માં આપેલા Appendix II O-O, P-P માં આપેલા સુમતિગણિના ગ્રન્થમાંના ઉતારા ગદ્યાત્મક છે, તે ઉપરથી આમ કહુંછું. પછી કોઇ ભાગ પદ્યાત્મક હોય અને **સ્તંભનકપુર** નામનો પ્રયોગ પદ્યમાં કર્યો હોય તો, એ ગ્રન્થ જોયો ન હોવાથી, હું કશું કહી સકતો નથી.

કાનડા જિલ્લામાં,—એમ દૂર દૂર સ્થળે હેવી રીતે બીજા ગામના નામો પણ એ રીતના છે એટલે વસ્તુપાલના લેખમાં ખંભાત અને ખંભાતભિન્ન સ્તમ્ભનક ઉદ્દિષ્ટ હશે, અને અન્યત્ર સ્તમ્ભનક એટલે ખંભાત જ ઉદ્દિષ્ટ હશે

પણ, વળી, વસ્તુપાલના શિલાલેખોમાંના નંબર ૭ વાળા લેખમાં स्तंभनकपुरावतारश्रीपार्श्वनाथ (સ્તંભનકપુરમાં અવતાર લીધેલા શ્રી પાર્શ્વનાથ) એમ વચન છે, તે ખંભાતમાં હાલ છે તે સ્તંભનપાર્શ્વનાથ વિશે ઉદ્દિષ્ટ હોય તો તો स्तंभनकपुर તે ખંભાત એમ આ વચનમાં જ છે એમ માનવું પડશે તો ઉપર ઉતારેલા ગામના નામોની માળામાં स्तंभतीर्थ ની પૂર્વે મૂકેલું स्तंभनकपुर નામ વખતે સરતચૂકથી લેખમાં લખાયું હશે કે કેમ ? સંભવ તો ઓછો છે, પણ વસ્તુપાલના લેખોમાં અંદર અંદરમાં જ વિરોધ જેવું થાય છે, તેથી એ પક્ષ ઉપસ્થિત થાય છે બાકી હેનો ખુલાસો એમ અપાય કે એ પાર્શ્વનાથ તે ખંભાતના જ એમ માનવાને કશો આધાર નથી અને ખંભાતથી ભિન્ન સ્તંભનકપુર કોઈ હશે ત્હાંના જ પાર્શ્વનાથ ઉદ્દિષ્ટ હશે તે ગામનો મહિમા કોઈ કારણથી કોઈ કાળે ઘટ્યા પછી ખંભાતમાં સ્તંભનપાર્શ્વનાથ ઇત્યાદિ વાતારચનાનું સ્થાનાન્તર કરાયું હોય.

આ કલ્પનાઓ વિશે સુજ્ઞવર્ગ વિચાર કરશે અને કોઈ નવો પ્રકાશ આપશે તો લાભ છે

એક વાત નોંધવા જેવી છે, 'કાન્હડદે પ્રબન્ધ' સં ૧૫૧૨ માં રચાયો, ત્હેમાં 'ખંભાયત' નામ છે, અને તે પછી ૧૫૦ વર્ષ પછીના 'હીરસૌભાગ્ય'માં स्तम्भतीर्थ છે,—એ અસંગતિનો ભાસ છે, અસંગતિ નથી, કેમકે 'હીરસૌભાગ્ય' એ સંસ્કૃતમાં લખાયલો ગ્રન્થ છે, અને સ્વાભાવિક રીતે જૂનું સંસ્કૃત નામ स्तम्भतीर्थ જ હેમાં હોય

આ સમ્બન્ધમાં એક વાત ઉમેરું છું પારસીઓના ધર્મગ્રન્થોના સંસ્કૃત ભાષાન્તરો ઈ સનના ૧૨ મા ૧૩ મા સૈકામાં મોબેદોએ કરેલા ત્હેમાંથી કેટલાક પ્રસિદ્ધ કરનાર એર્વ૰ સેઠિયારજી ભરૂચાએ મ્હને એક પહેલવી ભાષાનો હસ્તલેખ બતાવ્યો, ત્હેમાં ખંભાતનું નામ, 'કૂંબાયત' વાંચી ગભરાયો આ હસ્તલેખ યઝ્દજર્દી સન ૮૧૬ નો એટલે વિક્રમ સંવત્ ૧૫૦૨-૩ નો લખેલો છે આ 'કુંબાયત' તે 'ખંભાયત'ના ઉપરથી થયેલું રૂપ છે, અને कंभायत, स्तम्भतीर्थ द्वारा મૂળ स्तम्भतीर्थ તરફ જ નિર્દેશ કરેછે *

| | |
|---|---|
| વાંદરા<br>તા ૨૦-૮-૧૩<br>અમ૰વાદ તા ૮-૧૦-૧૩ | નરસિંહરાવ ભોળાનાથ. |

---

તા૰ ક૰

Cambay Gazetteer મા (Pp 211-214 મા) ખંભાત શબ્દની વ્યુત્પત્તિયો તથા નામના કારણો આપ્યાંછે, ત્હેમાં स्तम्भतीर्थ તે જ ખરી વ્યુત્પત્તિ માનેલી છે, ને તે માટે

* "કાન્હડદે પ્રબન્ધ' હમણાં જ રા ડાહ્યાભાઈ દેરાસરી તરફથી પ્રગટ થયોછે હેમાં પ્રથમ ખંડના ૨૨ મા શ્લોકના વિવેચનમાં (પૃ૰ ૧૦૮ મે) "खम्भायत-ખંભાત,

સ્વ. ડૉ. બ્યૂલરનાં વચનો ટાંક્યાંછે. ડૉ. બ્યૂલર કહેછે ખંભાતનું જૂનું નામ સ્તમ્ભતીર્થ છે, અને ખંભાત તે સ્કમ્ભતીર્થનું અપભ્રષ્ટ રૂપ છે, સ્તમ્ભ અને સ્કમ્ભ બંનેનો અર્થ Pillar, થાંભલો, છે. [ કોશ જોતાં સ્કમ્ભનો અર્થ ટેકો ( prop, support ) એમ છે, તે દ્વારા ડૉ. બ્યૂલરે કરેલો થાંભલાનો અર્થ સંભવે ખરો. પણ હેમચન્દ્રે ( સિ. હે. ૮-૨-૮માં)

---

સ્તમ્ભાવતી—સ્તમ્ભ = થાંભલો દીવાદાંડીવાળું શહેર-બંદર." એમ આપ્યુંછે. પરંતુ સ્તમ્ભાવતી નામમાં વ્યુત્પત્તિદોષ, લિઙ્ગભેદનો દોષ, અને પ્રમાણભૂત ગ્રન્થાદિકમાં એ નામનો અભાવ—એ સબળ નડતરો છે, તે વિચારશે તો બીજી આવૃત્તિ વખત સુધારો એઓ કરશે એમ આશા છે. દીવાદાંડી એ અર્થ અને કલ્પના માટે પણ બાધ હુ પ્રથમ લેખમાં બતાવી ચૂકયોછું.

ટોડકૃત 'રાજસ્થાન,' પ્રથમ વોલ્યૂમમાં Annals of Mewar ના પ્રકરણ ૪, પૃષ્ઠ ૨૨૫ મે ફુટનોટમાં ખંભાયત ( Khumbayet ) નામ આપ્યુંછે, તે નામ અસીલ ગેહલોતો વિશેના એક પ્રાચીન ઓળિયામાં કર્નલ ટૉડે દીઠેલું હતું. આ પણ 'ખંભાયત' ના ઉત્તરાર્ધ ભાગના સ્વરૂપને પુષ્ટિ આપેછે.

એ જ વિવેચનમાં ખંભાતનું જૂનુ નામ ગ્યાનિ અગર ગ્યજનિ હતું એમ રા. ડાહ્યાભાઈયે કહી ટૉડકૃત રાજસ્થાનનો નિર્દેશ કર્યોછે. ટોડમાં જોતાં જણાયછે ( S. K. Lahiri's Revised Edition, 1894 A. D., Vol. I, Annals of Mewar, Chap. I, Pp. 202-3, text and foot-note, and Do. Chap. IV, P. 231 text and foot-note જોતાં જણાયછે ) કે-ખંભાતથી ત્રણ માઇલ છેટે હાલ જે'નાં ખંડેર છે તે ઠેકાણે અસલ Gayni ( ગયની ) અથવા Gajni ( ગજની ) નામનું નગર હતું તે જૂનું ખંભાત; ખંભાતનાં જૂનાં નામોમાંનું એક નામ ગયની કે ગજની હતું; હસ્તલેખોથી જણાયછે કે વલભીપુર ઈ. સ. ૫૨૪ માં મુસલમાનોએ લૂંટયું તે વખતે સૌરાષ્ટ્રમાંથી ન્હાશીને છેવટનું આશ્રયસ્થાન રાજસિંહના કુટુમ્બને ગયની ( ગજની )માં મળ્યું હતું; તેમ જ, બપ્પ રાવળે એ ગામ ( ગયની, ગજની) મુસલમાનો કનેથી જીતી લઈ પોતાના ભત્રીજાને ત્યાં નીમ્યો. હવે રા. દેવદત્ત ભાંડારકરના The Indian Antiquary A. D. 1910 માંના the Atpur Inscription of S'akti Kumâra એ લેખ ઉપરથી જણાયછે કે બપ્પ રાવળે વિ સં. ૮૧૦ માં રાજ્ય છોડયું; રાણપુર, અચલગઢ, અને ચિતોડગઢના લેખો પ્રમાણે તો બપ્પ રાવળ એથી પણ નવ પેઢી પ્રાચીન થવા જશે; પરંતુ રા. દેવદત્તે તે પ્રમાણોની આ બાબતમાં ભૂલ બતાવીછે. તો વિ, સં. ૮૧૦ પૂર્વે ગયની અથવા ગજની નામ ખંભાતનું હતું, અને વલભીપુરની લૂંટની સાલ-(ઈ. સ. ૫૨૪)માં પણ તે નામ પ્રચારમાં હતું એમ માનિયે તો વિ. સં. ૫૮૦ માં પણ તે નામ હતું એમ કહેવાય. આ ઉપરથી એમ તર્ક રચાય કે વિ. સં. ૫૮૦ માં અને કાંઈ નહિં તો વિ. સં. ૮૧૦ માં ખંભાતનું નામ ગયની (ગજની) હતું, અને વિ. સં. ૧૧૬૩ માં "પ્રવાસકૃત" ગ્રન્થમાં સ્તમ્ભતીર્થ નામ પ્રથમ જોઇયે છિયે, તે તત્કાળ તો ઉત્પન્ન

स्तम्भना स्त नो त्थ अने थ એમ વિકલ્પ બતાવ્યોછે;× તો स्तम्भतीर्थमांથી સાક્ષાત્ જ 'ખ' થયો ગણવાને બાધ નથી; બાકી એ તો ખરૂં જ કે થંભ રૂપ થવામાં स्तना त કારનો ખરો સંબન્ધ નહિં જ હોય, स्कंभना क દ્વારા જ એ વિકલ્પ ઉત્પન્ન થયેલો, પરંતુ હેમચન્દ્રે એ તારતમ્ય લક્ષવાર્થે કે ગમે તે કારણથી, તછ દઈને स्तना વૈકલ્પિક આદેશો મૂકીને એક સૂત્ર કર્યું હશે.]

ડૉ. બ્યૂલર કહેછેઃ—

"The other names of the town, Stambhávati and Trambávati are, in my opinion, merely modern attempts to make a Sanskrit word out of the Prakrit form. Neither name occurs in Jain or Brahman writings of any antiquity."

(અર્થઃ—"એ શહેરનાં બીજાં નામો, સ્તંભાવતી અને ત્રંબાવતી તે તો, મ્હારા મત પ્રમાણે, પ્રાકૃત રૂપ ઉપરથી સંસ્કૃત શબ્દ ઘડવાના આધુનિક પ્રયત્નો છે. જૈન કે બ્રાહ્મણના પ્રાચીન ગ્રન્થોમાં એ બેમાંથી એકે નામ જડતું નથી.")—આ છેલ્લું વાક્ય ખાસ મહત્વનું છે.

આ વચન નીચે ફુટનોટમાં ડૉ. બ્યૂલર કહેછેઃ—

'These names are not real Sanskrit. The long *a* in Stambhávati is inappropriate and is due to the desire of its inventor to preserve the long vowel which occurs in Khambhát."

[મ્હારી શડ્કાઓમાં આ પણ એક હતી તે પ્રથમના લેખમાં જણાવીછે.]

---

થયું ના જ હોય માટે, એ નામ વિ. સં. ૮૧૦ અને ૧૧૬૩ એ સાડા ત્રણ સૈકાના વચગાળામાં પ્રચારમાં આવ્યું; પછી ગયની, ગજ્ની એ નામ स्तम्भतीर्थ જોડે વૈકલ્પિક હોઈ સમકાલીન હોય તો તો એ નામની પ્રાચીનતા આજથી ૧૦૦૦ થી ૧૩૦૦, ૧૪૦૦ (તેરસેં ચૌદસેં) વરસ સુધીની થશે; પરંતુ સપ્રમાણ પ્રાચીનતા તો ૮૦૦ વર્ષ કરતાં વધારેની છે જ, અર્થાત્ ૧૦૦૦ વર્ષની હદ બાંધવામાં બાધ નથી.

(ટૉડ પોતાના પ્રથમ વૉલ્યુમમાં Annals of Mewar પ્રકરણ ૫ પૃષ્ઠ ૪૨ મે આપેલા પત્રકમાં જણાવેછે કે બપ્પે સં. ૭૭૦ માં ચિતોડ લીધું; તે જ વિભાગના પ્રકરણ ૪ પૃષ્ઠ ૨૨૭ મે આપેલા પત્રકમાં જણાવેછેઃ—બપ્પ જન્મ્યો, સં. ૭૬૯, ચિતોડ લીધું, સં. ૭૮૪, રાજ્ય છોડી ગયો, સં. ૮૨૦; ટૉડની સાક્ષી પૂર્ણ વિશ્વાસપાત્ર નથી, છતાં ૮૨૦ અને સં. ૮૧૦ વચ્ચે અંતર અલ્પ છે તે રા. દેવદત્તના પ્રમાણને પુષ્ટિ આપેછે.)

× આ રીતે ગુજરાતીમાં થંભ—થાંભલો, અને મરાઠીમાં खांब એમ શબ્દો પ્રગટ થયાછે.

"Trambávati is a monster consisting of the Gujrati *Trámbun*, copper, to which the Sanskrit affix 'vat' has been added "

આમ કહી કહેછે કે કેટલીક દંતકથામાં ખંભાતને તાંબાનો કોટ હતો કે હેમાં તાંબાનો થાંભલો હતો એમ છે તે વાતને પુષ્ટિ આપવા કોઇયે આ નામ જોડી કાઢ્યું હશે.

ડૉ. બ્યૂલરનો મત આપણે જોયો. આમ છતાં **સ્તંભાવતી** નામ વિદ્વાન્ લોકો કેમ સ્વીકારતા હશે તે સમઝાતું નથી.

**સ્તમ્ભતીર્થ** નામ શા ઉપરથી પડ્યું હશે તે પ્રશ્ન વિશે ગેઝિટીઅરમાં કહ્યુંછે કે એ સંદિગ્ધ પ્રશ્ન છે, પણ એક દંતકથા આપેછે કે શહેરના દરવાજાથી બહુ છેટે નહિં એમ પ્રાચીન કાળમાં એક તાંબાનો સ્તંભ હતો, અને હેનું મૂળ 'કુમારિકાખંડ' માંની એક કથામાં હશે એમ કહેછે. એ કથામાં એમ છે કે તારકાસુરનો વધ કુમારે (કાર્તિકેયે) કર્યો હેના સ્મારક તરીકે દેવોએ કુમારની સંમતિ લઈને એ રણક્ષેત્રમાં એક સુવર્ણનો સ્તમ્ભ સ્થાપ્યો ને આસપાસ માટીની વેદિ રચી, તે માંહિ રત્નો જડ્યાં. અને હેની પાસે સ્તમ્ભેશ્વરનું લિઙ્ગ કુમારે સ્થાપ્યુ.

ડૉ. બ્યૂલર કહેછેઃ—"ખંભાતમાં સ્તમ્ભેશ્વર નામથી શિવ પૂજાયછે હેનું આ કારણ હુ વજનદાર નથી ગણુતો; પરતુ એ વસ્તુસ્થિતિમાં એ શહેરના નામ માટે સ્હેલો ખુલાસો મળેછે." એમ કહી એ લિઙ્ગનો આકાર ષટ્કોણ અથવા ગોળ સ્તમ્ભ જેવો હોયછે જેથી, તેમ જ શિવનું સ્થાણુ એ એક નામ છે ને તે શબ્દનો યોગાર્થ થાંભલો છે તેથી, સ્તમ્ભના આકારના શિવનું તીર્થ તે **સ્તમ્ભતીર્થ**,—એમ તર્ક એઓ કરેછે. આ કલ્પના મ્હેં પ્રથમના લેખમાં ગ. દયાશંકર વાચસ્પતિયે આપેલી દર્શાવી હતી તે જ પ્રકારની છે.

વાંદરા
૨૨–૮–૧૩
અમદાવાદ
૮—૧૦—૧૩

ન. ભો.

# "રાણકદેવીના દુહા."

## (સુધારો.)

સદરહુ દુહાઓ વિશેનો મ્હારો લેખ શ્રાવણ સંવત્ ૧૯૬૯ના 'વસન્ત' માં વાંચીને ન. ૩ના દુહા વિશે રા ભાનુસુખરામ નિર્ગુણરામ 'બીલા' નો અર્થ બતાવવા નીચે પ્રમાણે મ્હને પત્રમાં લખેછે —

"રે સાબર શિંગાળ, એક દિન શિંગાળા હતા,
મરતાં રા ખેંગાર, ભવનાં બીના થઈ રહ્યાં.

હેમાં આપે પ્રશ્ન† કર્યુંછે કે ભવના બીનાનો શો અર્થ હશે? વગેરે. તો તે સબન્ધમાં લખવાની રજા લઉંછુ —

અરે શીંગડાંવાળા સાબર! ત્હારે માથે શીંગડાનું જે રક્ષણનું સાધન છે (શોભાનુ નહિં, કારણ§ રક્ષણ મુખ્ય અને ત્હેને લગે શોભા ગૌણ) ત્હેવુ મ્હારે માથે પણ રક્ષણનુસાધન એક દિવસ હતુ. પરતુ રા ખેંગારના મૃત્યુથી તે મ્હારુ રક્ષણ નષ્ટ પામ્યુ (? રા૦. નષ્ટ થયુછે—જોઇયે) જેવી રીતે ત્હારાં શીંગડા ખરી પડેછે ત્હારે શીંગડાને સ્થાને વાળવાળા એ ઢેકા (જે બીવા‡ કહેવાય છે તે) રહેછે તે વખતે તુ રક્ષણરહિત થાયછે, તેમ હું રા ખેંગારના મરવાથી રક્ષણરહિત થઈછુ ત્હારા શીંગડા પાછાં ઊગશે ને તું રક્ષણવાળો થઈશ, પરતુ મ્હારાં બીના તો ભવનાં થયાછે, એટલે હું તો આખો જન્મારો રક્ષણ વિનાની એટલે નિરાધાર થઈછુ હાને માટે ક્ષમા ચાહુંછુ."

§ સાબર હમેશા પોતાનો બચાવ શીંગડાથી કરેછે અને લઢેછે પણ શીંગડાથી

‡ બીવા=શીંગડા ખરી પડયા પછી માથા ઉપરના વાળવાળા ઢેકા.

રા ભાનુસુખરામે ક્ષમા માગવા જેવુ કશુ કર્યું નથી, ઉલટો, ખરો પ્રકાશ પાડીને, મ્હારા ઉપર ઉપકાર કર્યોછે, તે આ સ્થળે પ્રસિદ્ધ રીતે માનુંછુ. કેમકે 'બીના' અર્થ હેમણે બતાવેલો બહુ સુઘટિત હોઈ આખા દુહાના અર્થ ઉપર નવી દીપ્તિ પાડેછે

---

† આ દુહાનો અર્થ સારી રીતે બતાવવા માટે રા. ભાનુસુખરામનો ઉપકાર માનુછુ, તે વૃત્તિથી સકોચ પામ્યા છતા હેમને જણાવવાની રજા લઉંછુ કે उत्तर તે સંસ્કૃતમા નપુસક હોવાને લીધે પંડિત થવા ઇચ્છનારા લોકો 'ઉત્તર' શબ્દ ગુજરાતીમાં પણ નપુસકમાં વાપરેછે, પરતુ प्रश्न એ તો સંસ્કૃતમા પણ પુલિંગ છે, ત્હેને નપુસકમા લખવાથી સરકારી ગુજરાતી નહિં બને.

આ પ્રસગનો લાભ લઈને એક બીજા મિત્રે ૧૦ મા નગરના દુહામા એક અર્થસૂચન કર્યુંછે તે પણ અહિં નોધવુ એ કર્તવ્ય છે.

"ગોઝારા ગિરનાર! વળામણ વેરીને કિયો?"

અહિં રાણકદેવી પોતે ગિરનારને તજીને જાયછે માટે પોતે વેરી—એમ અર્થ મ્હેં કર્યોછે પરતુ આ મિત્ર સૂચવેછે કે રાણકદેવીને લઈને સિદ્ધરાજ જાયછે તે સિદ્ધરાજ તે જ વેરી એમ અર્થ શા માટે ના હોય?

હુ સ્વીકારૂંછુ કે હોય, અને એ જ અર્થ પ્રથમદર્શને વધારે સુઘટિત પણ લાગેછે. છતા 'ત્હેને તજી જનારી હું—માટે વેરણ'—એ અર્થની ભાવરસિકતા મ્હારા હૃદયને વધારે આકર્ષણ કરેછે

વાંદરા
તા ૧૮-૧૦-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

---

# પરમેશ્વર—કહેવાતા પરમેશ્વરની ઉત્પત્તિ અને અગત્ય.

(એક વિચાર નિવેદન)

પ્રજ્ઞની કૃતિયો કદિ નિશુ પ્રજ્ઞના સમજી જતી,
પ્રજ્ઞના વચનો મહીં પ્રજ્ઞા વગરનુ નહીં રતી,
જો દુધમા હો સલિલ પણ દુધ હસ તારવીને પીએ,
તેમજ બધેથી સત્ય જુદુ તારવી પ્રજ્ઞો ગ્રહે

આથી પૂર્વના મારા "સત્ય-પરમેશ્વર અને પ્રકૃતિ સબળી સત્ય' ના લેખ ઉપરથી બતાવવામા આવ્યુ છે કે પરમેશ્વરના વિષે જેવી સામાન્ય માન્યતા છે તેવી તે કોઈ એક વ્યક્તિ નથી અને જે છે તે માત્ર આપણી દૃષ્ટિ સમીપ રમી-વ્યાપી રહેલી આ પ્રકૃતિની શક્તિ જ છે એ પ્રકૃતિ જ સર્વનુ મૂળ છે અને એનુ મૂળ સભવતું નથી કેમકે મૂળનું મૂળ હોય જ નહીં જે શક્તિ-માયા પરમેશ્વરની કહેવામા આવે છે તે એ પ્રકૃતિની જ છે એમ સ્વ ય અનુભવ પણ સ્થાપિત કરે છે જ્યારે આવો કોઈ પરમેશ્વર નથી તો પછી પરમેશ્વર એવો શબ્દ ક્યાંથી ઉત્પન્ન થયો? શુ કરવા થયો? કોણે કર્યો? મારી તત્વશોધક દૃષ્ટિથી મને જે જણાય છે તેનુ અત્રે નિવેદન કરૂં છુ

પ્રકૃતિની વિભૂતિયો-ખસુસ કરીને માનવજાતિ-ની બધી વસ્તુઓ એક જ સરખા ગુણો વાળી હોતી નથી પરંતુ ભિન્ન ભિન્ન ગુણો વાળી હોય છે. એ ભિન્નત્વ પ્રકૃતિના મૂળ ગુણોની ન્યૂનાધિકતાને અંગે હોય છે. દરેક ભૂતમાં રહેલા પ્રકૃતિના ગુણને અનુસરીને જ-તેટલે અંશે જ તે ભૂતનું કાર્ય-વર્તન-જીવન હોય છે. પ્રકૃતિ કોનામાં કયો અને કેટલો ગુણ મૂકે છે એ તો તેના જ હાથમાં છે. વધુ ઉંડે જતાં એ તેનામાં છે એમ પણ નથી પરંતુ ગુણોના અંશ ભૂતના ઉદ્ભવ વખતે જે આવી ગયા તે આવી ગયા એમ થાય છે. પ્રવાહ વહેતો હોય તેને એક બાજુ વાળવાથી કેટલું પાણી લાવવું એ એક રીતે જોતાં પ્રવાહના હાથમાં છે પરંતુ વધુ બારીકીથી એતાં એ પાણી જેટલું આવી ગયુ એટલુ આવી ગયું એમ થાય છે અને પ્રવાહનામાં પાણી કેટલું લાવવું, કેટલું ન લાવવું એ ગતિ હોતી નથી. પ્રકૃતિના ગુણના સંબંધમાં પણ આજ રીતિ જણાય છે. આ બાબત અકલિત છે અને તેનો પાર પણ અજ્ઞેય-અકલિત છે. છેવટના વિચારે આ બાબત અકલિત છે એમ જણાય છે પરંતુ તે અકલિત સ્યા માટે છે અને તેનામાં આવી અદ્ભુતશક્તિ છતા જડતા કેમછે તેનુ કારણ શોધીશકાતું નથી. જો એ શોધી શકાય તો પછી પ્રકૃતિને સર્વથા વશ કરવામાં વિલંબ લાગે નહીં. તે બાબત એવી અકલિત છે માટે જ એ પ્રકૃતિ-મહાન અદ્ભુત કૃતિ ગણાય છે પરંતુ જો કલિત થઈ જાય તો પછી તેના નામમાં પણ ફેરફાર થાય. જો તે કલિત થાય તો પછી તે પ્રકૃતિ નામને લાયક રહે નહીં.

માણુમમાં રહેલી બુદ્ધિ પણ પ્રકૃતિનો એક ગુણ છે. **भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धि रेव च। अहंकारं इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा.** ( પૃથ્વી, પાણી, અગ્નિ, પવન, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર-એ મારી પ્રકૃતિના આઠ ભાગ છે. ગીતા ૭-૪. ) પ્રકૃતિ દરેક જીવને છે અને દરેક જીવની પ્રકૃતિમાં આવા આઠ ભાગ છે. પ્રકૃતિનો એક ગુણ તેના બીજા ગુણ ઉપર અસર કરી શકે છે એ સિદ્ધ હોઈ પ્રકૃતિના એક ગુણ ઉપર અસર કરવા માટે તેના બીજા ગુણનો-બુદ્ધિનો આશ્રય લેવો જોઇએ. એ બુદ્ધિ પણ પોતાના એક સજાતીય ગુણ માટે બીજા સજાતીય ગુણનો જ ઉપાય બતાવે છે. તે પ્રમાણે કરવાથી બદલાવવાધારેલો પ્રકૃતિનો કોઈ એક ગુણ તેના બીજા ગુણના ઉપયોગના પ્રકાર મુજબ બદલી શકાય છે. આ વાત તો સિદ્ધ-નિર્વિવાદ છે અને તેથી જ બુદ્ધિને સર્વોત્તમ ગુણ ગણવામાં આવે છે.

આ પ્રકૃતિ તેની શરૂઆતમાં તો તેની બાલ્યાવસ્થામાં હોવી જોઈએ અને તેને અંગે મનુષ્યબુદ્ધિ પણ બાળકના જેવી જ હોવી જોઈએ. બાલ્યાવસ્થા અજ્ઞાનની અવસ્થા છે. જેને આપણે જંગલી-અજ્ઞાની કહીએ છીએ તેમની બુદ્ધિ આવી બાળક જેવી જ હોય છે. તે લોકો અજ્ઞાનવશ હોય છે. જંગલી લોકો બાળકના જેવા જ અજ્ઞાની હોય છે તેનો મને મારા 'રક્ષિત પૂર્વ આફ્રિકા'ના નિવાસ દરમિયાન તથા આ વાંસદા રાજ્યના મારા સામ્પ્રત નિવાસ દરમિયાન અનુભવ થયો છે. જંગલી લોકો અને બાળક વચ્ચે ઘણો અલ્પ અંતર જ દષ્ટિગોચર થાય છે. એ તો પ્રકૃતિનો જ ક્રમ છે કે સર્વ રચનામાં **कौमारं यौवनं जरा** ( બાલ્યા, યુવા અને વૃદ્ધા ) ની સ્થિતિ રહેલી છે એટલે સમસ્ત મનુષ્યજાતિના સંબંધમાં પણ એ સ્થિતિ ખુશીથી-વિના હરકતે લાગુ પાડી શકાયછે અને એ લાગુ પડેલી છે એ

પણ આગળના અને અત્યારના જમાનાનો મુકાબલો કરતાં સ્પષ્ટ: જણાઈ આવે છે. ઉત્પત્તિ જેમ જેમ આગળ વધતી જાય તેમ તેમ તે ખીલતી જાય. મનુષ્યપ્રકૃતિ અત્યારે તેની બાલ્યાવસ્થા પૂર્ણ કરી યુવાની શરૂઆતમાં આવી છે. બાલ્યાવસ્થા સાથે તે અવસ્થાની બુદ્ધિ-અજ્ઞાન ગયું છે અને યુવાવસ્થાની બુદ્ધિ આવવા લાગી છે. મનુષ્યપ્રકૃતિની અવસ્થાઓનો અત્યારે સંક્રાંતિકાળ છે. યુવા હમ્મેશાં જાત જાતનાં પરિવર્તનો-તોફાનો-મસ્તી વિગેરેથી ભરપૂર હોય છે તેમ મનુષ્યબુદ્ધિ પણ છે. કહે છે કે "સોળે સાન" એ મુજબ બાલ્યાવસ્થામાં જે સાન નહોતી તે હવે આવતી જાય છે. સાન આવતાં તરૂણ તેની બાલ્યાવસ્થાની અજ્ઞાની રમતો-તોફાન-મસ્તી-ચેષ્ટા આદિ છોડી દે છે તેમ મનુષ્યપ્રકૃતિ પણ અજ્ઞ સ્થિતિ છોડી સાન લાવતી જાય છે. કહે છે કે યુવાની અને દિવાની એ બેય સરખાં છે. યુવાનીમાં નવા નવા રંગ-પરિવર્તનો આવે છે. જેવી દિવાના માણસની સ્થિતિ તેવીજ યુવાનની સ્થિતિ. આવી સ્થિતિ અત્યારે માનવ બુદ્ધિની છે.

બાળકને કોઇ બ્હીવડાવે કે વ્હેમાવે તો તેને તેનાં અજ્ઞાનનાં પરિણામે-સત્યા સત્ય સમજવાની અશક્તિના લીધે બ્હીતાં કે વ્હેમાતાં વાર લાગતી નથી. બાળક અજ્ઞ હોવાથી તેના ઉપર "લઘુ વૃક્ષ વાળ્યુ વળે જેમ વાળો, તમે તેમ છોટાપણે ટેવ પાડો"-આ ઉક્તિ મુજબ ગમે તે સંસ્કાર પડી શકે છે. યુવાવસ્થામાં સાન આવતાં તે ખોટા સંસ્કારોનો પરિત્યાગ કરે છે. બાલ્યાવસ્થા અજ્ઞાનભર્યા કાંઇ કાંઇ તોફાનોથી ભરપૂર હોય છે અને એ તોફાન હાનિકારક માની તેની પાસે તે છોડાવવા સારૂ તેને બહુ બહુ જાતની બીતિયો આપવામાં આવે છે. બીતિથી તે તોફાન છોડી દે છે અને ફરી કરતાં પણ ડરે છે.

આવી રીતે આપણી માનવજાતિ તેની બાલ્યાવસ્થામાં તોફાની-બ્હીકણ અને વ્હેમી હોવી જોઇએ. તેને તોફાન કરતાં અટકાવવા સારૂ ભય અને વ્હેમની યુક્તિયો પણ યોજાવી-રચાવી જોઇએ કે જેથી તે ફરી તોફાન કરતાં અટકે. માનવજાતિએ તેની બાલ્યાવસ્થામાં નહીં હોય તેવાં તોફાન કર્યાં હશે તેથી તેને ભય અને વ્હેમ બતાવવાની જરૂર પડી હશે. ભય કે વ્હેમ ન બતાવવામાં આવે ત્યાં સુધી બાળક તેનાં તોફાનમાં આગળ આગળ વધતું જાય છે તે મુજબ મનુષ્યજાતિ ભય અને વ્હેમ બતાવતાં સુધી તોફાનમાં વધતી જતી હશે. અસુર એટલે તમોગુણી અને તમોગુણ એટલે અજ્ઞાન. ધર્મપુસ્તકોમાં જે અસુરો કહેવામાં આવે છે તે આવી તોફાની માનવજાતિ. તેને આવી પરમેશ્વરરૂપી મહાશક્તિવાન વ્યક્તિ, અને તે શિક્ષા કરે એવો ભય અને વ્હેમ બતાવવામાં આવ્યો હશે. પરમેશ્વરને ભય ભર્યો અને શિક્ષા કરનાર બતાવવાનું કારણ આજ હોવું જોઇએ.'

જે બાળક ભય અને વ્હેમ બતાવ્યા છતાં તેને ગાંઠતું નથી તેને "તોફાની" તરીકે જ ગણી કાઢવામાં આવે છે અને ભય તથા વ્હેમથી અટકી જાય છે તેને "ડાહ્યું" અથવા "સમજુ" ગણવામાં આવે છે. જેટલાં માણસ પરમેશ્વરના ભય કે તેની શિક્ષાના વ્હેમને ન ગાંઠયાં અને તોફાનીજ રહ્યાં તે અસુર કહેવાયાં, અને ભય તથા વ્હેમને ગાંઠી તોફાન છોડયાં તે સુર એટલે સમજુ ગણાયાં. અસુરોનાં તોફાન ધર્મપુસ્તકોમાં બાળકોનાં તોફાન

જેવાં જ જણાય છે. તોફાની બાળક પોતે શું કરે છે તેનું તે ભાન રાખતું નથી. બીજાં બાળકોની સાથે લડે છે-મારે છે-ગાળો દે છે અને નાના પ્રકારનાં તોફાન કરી ત્રાસ વર્તાવે છે તેમ અસુરો પણ સુરો સાથે કરતા.

ભય કોનો લાગે કે આપણા કરતાં વધારે શક્તિમાન હોય તેનો. સકળ માનવજાતિને એક સરખી રીતે ભય કોનો લાગે કે જે આખી જાતિ કરતાં વધારે શક્તિમાન હોય તેનો, પરમેશ્વરની આખી માનવજાતિને બીતિ લાગે છે. પરમેશ્વરની વ્યુત્પત્તિ કરતાં અર્થ પરમ× ઇશ્વર=પરમ એટલે ઘણો અને ઈશ્વર એટલે સત્તાવાન એમ થાય છે. આ ઉપરથી પરમેશ્વર એટલે ઘણો જ સત્તાવાન. તેને એવો પરમ શક્તિમાન કહેવામાં આવે એટલે તે એવો પુરૂષ છે એમ સ્વાભાવિક—નિર્વિવાદરીતે માનવામાં આવે. આ ઉપરથી તેની સાકાર વ્યક્તિ તરીકેની માન્યતા શરૂ થઇ હોવી જોઇએ કારણ કે કાંઇ ઘાટ કે આકાર વગર કોઈ શિક્ષા કરી શકે ખરૂ ? કે સાકાર વગર ભય પણ લાગે ? દશ્ય હોય અને તે વિકાળ—બીહામણું—પ્રચંડ દેખાતું હોય તો જ તેને જોઇ ભય લાગે. આ સિવાય બ્હીક લાગે ખરી? એક સાદો દાખલો-જે બાળક તોફાન કરતું હોય તેને "એ સીપાઇ આવ્યો ! એ વાંદરો આવ્યો ! એ બિલાડો-ઘોઘર આવ્યો ! એ હાથી આવ્યો ! એ ભૂત આવ્યું !" એમ બ્હીક દેખાડવાથી તે તોફાન છોડી ત્યાંથી સહસા નાસી છુટે છે અને ભયથી કંપિત બની છુપી પણ જાય છે. હવે સીપાઇ કે બીજું ખરી રીતે આવતુ હોય કે ન આવતું હોય તે તે જોવા ઉભું રહેતું નથી. તેને તો સીપાઇ આવીને પકડે છે, કેદમાં લઇ જાય છે અને પછી ત્યાં મારે છે કે અન્ય દુઃખ આપે છે એવી વાતો કરી-વ્હેમ-ભયમાં નાખી દીધું હોય છે. વ્હેમ અને ભયથી ગ્રસ્ત થઇ બાળક તેનુ નામ સાંભળતાં જ ડરી જઇ ન્હાસે છે કારણ કે આવે તો પકડીને લઈ જાય અને ત્યાં માર કે દુઃખ પડે એવો તેને વ્હેમ-ભય લાગે છે. શું બાળક તે વખતે સમજે છે કે એવી રીતે ખરેખર બને કે નહીં ? આવી રીતે બાળક જેમ ડરાવવાથી ડરી જઇ તોફાન કરતાં અટકે છે તેમ પરમેશ્વરની પણ આવી જ વાતો ચાલી છે અને માત્ર મોઢેથી કાલ્પનિક-માનસિક ભય દેખાડાયો છે. દુનિયાની શરૂઆતથી તે આજ સુધીમાં એવો એક પણ દાખલો નથી બન્યો કે પરમેશ્વર કોઇને સાક્ષાત દેખાયો અને તેણે ન્યાય કરી શિક્ષા ફરમાવી હોય. જ્યારે તે દેખાતો નથી કે સાક્ષાત રીતે શિક્ષા કરી શકતો નથી અને તેમ થવું અસંભવિત ત્યારે તે તો અદશ્ય રહી દુઃખ-આપત્તિ આપે છે એમ મનાવવામાં આવે છે. અસુરો પરમેશ્વરથી ડરતા નહીં તો તેમને પણ પરમેશ્વરે સાક્ષાત આવી શિક્ષા કરી નથી.

કોઈ બાળક સીપાઇ કે બીજાનો ભય બતાવતાં "ભલે આવ્યો :" એમ કહી ડરીને ન્હાસતું પણ નથી. તે તેવું નજરે ભાળે ત્યારે બ્હીક લાગે છે કે વખતે નથી પણ લાગતી. સીપાઇ તો વસ્તુતઃ હોઇ નજરે દેખી શકાય પરંતુ પરમેશ્વર કદિ કોઇના જોવામાં આવ્યો નથી. બીરૂ સ્વભાવનાં હોય છે તે તેનું નામ સાંભળી ડરે છે. નિડર તો ડરતાં નથી. નિડર તે અસુર અને ડરે તે સુર-આવી વિશ્વમાન્યતા છે. નિડર માણસ અપવિત્ર કાર્યો પણ કરે

છે નિડર બાળક ઘણા અઘટિત તોફાનો કરે છે તે થોડા ઘણા અનુભવ બહાર હોતુ નથી આપણે આપણો પોતાનો જ દાખલો લેવો આપણે આપણી બાલ્યાવસ્થા દરમિયાન કેવા કેવા અઘટિત તોફાન કર્યા હોય છે અને તે તોફાન બંધ કરવા માટે આપણને કેવી કેવી ધાક દેખાડવામા આવી હોય છે અને એ ધાકની માનસિક—કાલ્પનિક માન્યતા સિવાય કેટલુક નજરે દીઠું હોય છે અને કેટલાક કર્યા હોઇએ છીએ નથી કર્યા હોતા બાળ કોમા મિથ્યા ભય કેવો હોય છે તેનો મને પોતાને થયેલો અનુભવ કહુ એક વારમાળી મેડી ઉપર શાન્ત બની લખતો હતો તે વખતે બે બાળાઓ આવી આ બાળાઓ ઉપર મારી ઘણીજ મમતા હતી અને હુ તેમને લાડ લડાવતો અને સાથે રમવામા પણ ભળી પડતો બેય જણીઓ આવી ખુરશીની બેય બાજુએ ઉભી રહી અને હાથ પકડી ખુરશીને હચમચાવતી કહેવા લાગી—'મોટા ભાઇ માન માટે હજુ ચોપડી આવી નહીં' મેં કહ્યુ—"આવશે, સીપાઇ ઘેર ગયો છે તે આવશે ત્યારે લેતો આવશે" એટલામા બીજી બોલી—'પણ મારી પાટી તમે કહેતા હતા કે આજે આવશે પણ હજુ આવી નહીં' મેં કહ્યુ—"તારી પાટી તથા વિજયાની ચોપડી બેય એક સાથે આવશે માટે જાઓ હમણા નીચે રમો હુ કામમા છુ' બાળાઓ કામમા શુ સમજે? તેમણે ખુરશીને હચમચાવવા સાથે પોતે કાલુ કાલુ બોલી નૃત્ય કરવા માડ્યુ અને વળી નૃત્યની સાથે એંએંએં ની સારંગી પણ બજાવવા માંડી મને કામમા ખલેલ પહોંચી મનની એકાગ્રતામા ભ્રંશ થયો બાળકીઓ હમ્મેશની છુટવાળી હોવાથી ડરે તેમ નહોતી કે કહેતા સમજે તેમ નહોતી ગઇ પ્રસગે તેમને ત્યાથી મારે રજા આપવી હતી મેં કહ્યુ—"એ વાઘરો આવ્યો!" આ કહેવાનુ કારણ એ કે સીપાઇ તો તેમને રોજ રમાડતા એટલે તેમને સીપાઇનો ડર નહોતો 'આ શબ્દો સાભળતાની સાથે તે બેય જણીઓ એવી તો ચમકાઇ ગઇ કે એકદમ ઉઠી લઇને નાસી અને મહા મહેનતે દાદરો ઉતરી શકી બાળી ચીસ પાડતી તેમની બા પાસે દોડી ગઇ અને કહેવા લાગી—'બા! મોટા ભાઇ કહે છે વાઘરો આવ્યો વાઘરો આવે તો કરડી ખાય બા!' તેમની માએ જાણ્યુ કે તે ઉપર જઇ પજવતી હશે ત્યારે વાઘરો આવનાનુ કહ્યુ હશે તેણીએ પણ કહ્યુ કે 'હા ઉપર જઇ કામમા ખલેલ પહોંચાડીએ તો વાઘરો આવે માટે કામમા હોય ત્યારે તમારે ત્યા જવુ જ નહીં' નિર્દોષ અજ્ઞાની બાળકીઓએ વાઘર જોયો નહોતો છતા માત્ર નામથી જ ભડકી ગઇ અને સાચુ માન્યુ આ બનાવ પછી મારા બોલાવ્યા વગર તે ભાગ્યે જ હુ લખતો હોઉ ત્યારે મારી નજીક આવતી બાળકો આવી રીતે મિથ્યા ભયથી ડરી જઇ તોફાન કરતા નથી અને આપણે તેમને એવી ખોટી ભીતિ આપીએ છીએ છતા સાચી માને છે આવી રીતે માનવજાતિ પણ તેની બાલ્યાવસ્થાને લીધે—અજ્ઞાનને લીધે પરમેશ્વરના અસ્તિત્વ અને તેના કર્તવ્યને માની લઇ તેનો ભય તથા વ્હેમ રાખતી આવી છે આ માન્યતા માટે ઇતર કારણ મારા જોવામાં આવતુ નથી

પરમેશ્વરરૂપી સર્વ શક્તિવાન અને તોફાની (અધર્મ) ને પારિપત્ય આપનાર પુરૂષ મુગ્ધાવસ્થા કારણથી યોજાયો હશે અને પછી અજ્ઞાનને લીધે તે માન્યતા દ્રઢતર બનતી ગઈ છે અને ધાક આપતુ ગયુ છે સર્વ શક્તિમાન તરીકે આ પ્રકૃતિ (જે પોતાની માયા

વડે જ બનેલી છે તથા નિભેલી છે) ના કર્તા હર્તા, નિયંતા વિગેરે તરીકેની માન્યતા દઢ બનતી ગઇ છે અને આખરે પરમેશ્વર શબ્દ અત્યારની માન્યતાની સ્થિતિયે પહોંચ્યો છે.

તે સમયના પુરૂષોએ બુદ્ધિ ચલાવી તેની સત્યતાની શોધ કરી હશે પરંતુ એ અકલિતતા નહીં પામવાથી–એ ક્યાંઈ ન જણાયાથી આગળ નિર્ણય કરવો છોડી દઈ તેની સૃષ્ટિનો રચનાર અને મચણું છે એવી વગપરંપરાથી ચાલતી આવતી માન્યતાને અનુસરી તેને એવો દૈવાનું સ્વીકારી લઈ—પરંતુ તે ન દેખાયાથી કે ન ઓળખાયાથી કે તેનો પાર ન પમાયાથી —માત્ર તે અદૃશ્ય છે, અકલિત છે અને (પ્રકૃતિરૂપી મહાનકાર્યનો ભેદ ન પામવાથી) આ સૃષ્ટિ બનાવવા—નિભાવવા—હરવા જેવો પરમ શક્તિવાન છે, તે નિરાકાર, છે અનન્ત છે, તેનાથી પર કંઈ નથી અને એવા બીજા તેના ગુણ ગણી કલ્પનામાં આવ્યા હશે. સામાન્ય બુદ્ધિ અને સષ્ટિક્રમ કહે છે કે જે વસ્તુ હોય તેનો બનાવનાર જોઈએ. તેથી આ સષ્ટિ પણ કોઈએ બનાવેલી હોવી જોઈએ એમ ધારી તેના બનાવનારને પણ અસ્તિત્વવાળો માન્યો હશે. તેને આવી મહાન કૃતિ-પ્રકૃતિના બનાવનાર તરીકે પરમ શક્તિવાન કલ્પ્યો હશે. પરંતુ તે ક્યાં છે, કેવો છે અને કેમ સહુની નજરે પડતો નથી એ પ્રશ્ન આવી પડતા તે વિશે ગોથા ખાવા છતાં નિર્ણયપર નહીં અવાયાથી તે અકલિત છે, નિરાકાર છે, અનન્ત છે, અદૃશ્ય છે, તેનાથી પર—પૂર્વે કાંઈ નથી અને મહા શક્તિવાન છે એવી પ્રમાણરહિત કલ્પના કરી હશે. એ કલ્પનાની સત્યતા વિશે કોઈએ પ્રવૃત્તિ નહીં રાખી હોય એટલે તે જેમની તેમ રહેવા પામી હશે અને જે અદ્યપિ પણ છેક ચળવા પામી નથી મનુષ્યબુદ્ધિ તેની છેક બાલ્યાવસ્થામાંથી જેમ જેમ આગળ વધતી ગઇ છે તેમ તેમ પ્રકૃતિના ગુણોની શોધ ખોળ થઇ છે અને તેમ તેમ પૂર્વોક્તપ્રમાણ વિહીન માન્યતા—કલ્પનામાં ભરતી થતો આવ્યો છે. તેને નહીં જોઇ કે જાણી શકવાથીજ તેને નિરાકાર ગણવામાં આવ્યો છે અને ત્યારથી જ સાકાર નિરાકારના બે ભિન્ન મત શરૂ થયા છે, બાળક જેમ જેમ મોટું થતુ જાય તેમ તેમ તેની બુદ્ધિ ખીલતી જાય તે પ્રમાણે માનવજાતિની સમગ્ર બુદ્ધિમાં રૂપાંતર થયુ છે અને તેમ થતાં બાલ્યાવસ્થા—અજ્ઞાનવશતાની વગર જોઇ જાણી—પ્રમાણરહિત માન્યતાઓ-કલ્પનાઓ-શિક્ષાઓમાં ફેર પડતો આવ્યો છે.

પરમેશ્વર નામક એક મહા શક્તિવાન પુરૂષે આ પ્રકૃતિ બનાવી છે અને પ્રકૃતિદ્વારા સાધનવડે જ તે બધુ કરી રહ્યો છે અર્થાત્ પ્રકૃતિને ચલાવી રહ્યો છે એવી માન્યતા મજબૂત બેસી જવાથી અને એમ ન માને તે પાપી ગણાતો હોવાથી કોઇએ તેનાં સત્યાસત્યની શોધ નહીં કરી હોય. આગળનાં રાજ્યો આવી માન્યતા વિરૂદ્ધ બોલે કે આચરે તેને અધર્મી—પાપી—ધર્મદ્રોહી—નાસ્તિક ગણી દેહાંત જેવી શિક્ષાઓ પણ કરતાં તેથી એવી શિક્ષાથી મુક્ત રહેવા કોઇએ સત્યની દિશામાં પ્રવૃત્તિ કરી નથી. માત્ર આ બ્રીટીશસામ્રાજ્યમાંજ આપણને ધાર્મિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયેલ છે અને ધાર્મિક વિચારોમાં રાજ્ય આડે આવતું નથી. અલબત્ત આ સ્વાતંત્ર્ય સ્વધર્મ વિશે બોલવા કે આચરવાનુ જ છે. પર ધર્મ વિશે તો મનાઇ છે. આપણામાં સત્યાન્વેષણની પ્રવૃત્તિ જાગી છે તેનુ મચણું માન બ્રીટીશ રાજ્ય અને અંગ્રેજી કેળવણીને છે. અંગ્રેજી કેળવણી લેવાથી જ આપણામાં વિચાર સ્વાતંત્ર્ય જાગૃત થયું છે.

ઉપરના ભયથી સત્ય અધધારમા રહ્યુ હશે પરતુ ધીમે ધીમે માનવબુદ્ધિ ખીલતા પ્રકૃતિ ( બોધના ઉપરિપણા—નિવેચાની ) માર્ગોપદેશ વગર પોતાની સ્વતત્રતાથી બધુ કરે છે એમ જણાતા મતાતર થયા હશે અને ત્યાર પછીજ પ્રકૃતિના ગુણોના પૃથક્કરણ કરી જુદા જુદા શાસ્ત્રો રચાયા હશે કારણ કે શાસ્ત્રો પરમેશ્વરે આગળથી રચી તૈયાર આપ્યા છે એવો પુરાવો ક્યાય દૃષ્ટિગોચર થતા નથી શાસ્ત્રો અમુક મુનિયો—ઋષિયે રચ્યા છે એ સુસ્પષ્ટ બાબત છે કેટલાક ઋષિમુનિયો પણ પ્રકૃતિના સ્વતત્ર ગુણો પોતે જાણ્યા છતા તે ગુણોનો અન્વિત ભેદ ન જાણી શકાયાથી પરમેશ્વરના અસ્તિત્વની માન્યતાને સ્વીમાર્યા ગયા છે કેટલા નથી સ્વીમારી તે બહુ મતની **यद्यपि शुद्ध लोक विरुद्ध ना करणीय ना चरणीय** ના જેવી ભીતિથી સ્પષ્ટ રીતે કહેતા ડર્યા છે અને કહ્યા વગર જેમને ચાલ્યુ નથી તેમણે એવા ડરથી જુદા રૂપથી દ્વિઅર્થી રીતે કહ્યુ છે આગળ ઉપર કહ્યા પ્રમાણે પરમેશ્વર નથી એમ કહેનારને અધર્મી ગણી મારી નાખવામા આવતા ( જુઓ દેવોના અસુરોનો સહાર કરવાના મર્યો ) એટલે મોતથી બચવાની ખાતર તેમને આવા દ્વિઅર્થીપણાનો આશ્રય લેવો પડ્યો છે કવિતા એટલે ગભિર અને જેવો ધારે તેવો અર્થ કરી શકાય તેવી કૃતિ પણ ત્યારથીજ શરુ થઇ હશે કવિયો તત્વજ્ઞ ગણાય છે પરતુ તેમની કૃતિયો ( એટલે તત્વ નિરૂપણ ) તે એવી દ્વિઅર્થી-ગૂઢાર્થ રીતે કરી ગયા છે કે જેમને જેમ ફાવે તેમ તેમનો અર્થ કરે પોતે કેટલીકવાર નિર્ણયથી દૂર—તટસ્થ રીતે અલગ રહ્યા છે મનની એમ વાત ન કરી ગયેલા હોવાથી તેઓ પોતાના મનમા ખરી રીતે—નિશ્ચયાત્મક રીતે શુ માનતા તે જાણી શકાય તેમ નથી તેમણે પણ હાથીના દાત જેવુ કર્યું છે અને તેમ કર્યા વગર તેમનો છુટકો પણ નહોતો ' ગામ હોય ત્યા ઢેડવાડો પણ હોય ' એ ઉક્તિ માફક બધાય તો તત્વજ્ઞો ન હોય એટલે ઘણા પોતાના જેવા ન હોય ત્યારે તેમની સાથે કામ પાડતા પોતાની સહી સલામતી પહેલા જોવી પડે છે ચોરોની ટોળીમા પ્રમાણિક માણસ હોય તો તેને ચોરોની હાએ હા પાડવી પડે છે નહીંતર પોતાનો જીવ ખોવો પડે છે ' ઝાઝા નબળા લોકથી કદિ ન કરીએ વેર—કીડી કાળા નાગનો પ્રાણ જ લે આ પેર ' —એ કવિ સુત મુજબ ઝાઝા અજ્ઞાની આગળ એક જ્ઞાનીનુ કહ્યુ ચાલે ? પરતુ પોતાને કર્તવ્ય જોતા કહ્યા વગર ન ચાલે તેમ હોવાથી આવી રીતે કહે પછી જેને જે ગમે તે ગ્રહણ કરે અને પોતે તેમના ત્રાસથી બચી જાય

આવા કારણોથી સત્ય અધારામા રહ્યુ છે કે દ્વિઅર્થી અને ગૂઢ રીતે કહેવાયુ છે પ્રકૃતિનો ગુણજ્ઞ તો પરમેશ્વરની હયાતિ માને જ નહીં ખરી રીતે જોતા સત્ય-જ્ઞાન એજ પરમેશ્વર છે સત્ય કરતા મોટુ કશુ છેજ નહીં સત્ય જાણવાથી પ્રકૃતિને વશ કરી શકાય છે સત્ય કાઇ વ્યક્તિમાન નથી શ્રીકૃષ્ણ પણ ગીતામા પોતાને પરમેશ્વર કહી તે બરાબર સિદ્ધ કરી શક્યા નથી આવી મુશ્કેલી આવી પડતા તે કહે છે કે આ બધી પ્રકૃતિ પરમેશ્વરે રચી છે અને પોતે અલગ રહી પ્રકૃતિને સ્વતત્ર બનાવી છે આ શબ્દોનો અર્થ પણ મનમર્મ આ સૃષ્ટિ છે ( Life is real, life is earnest જીવન સત્ય અને ગભીર

છે ), અર્થાત્ તેનું કામ સ્વતન્ત્ર રીતે કરે છે અને આત્મ પોતે અનત્સ્થ રહી અલિપ્ત અનગ રહે છે–આવો આ માટે ન કરાય ? કારણ કે કૃષ્ણ આગળ કહે છે કે—

प्रकृत्यैवच कर्माणि क्रियमाणानि सर्वश ।
य पश्यति तथात्मान मकर्तारस पश्यति ॥

( સઘળી જગાએ જે જે કાંઇ કામ થાય છે તે સઘળા કામની કરનાર પ્રકૃતિ છે–અને આત્મા કંઇ જ કરતો નથી એમ જે જુએ છે તે જ જુએ છે ગી ૧૨–૨૧ )

એટલે કે પ્રકૃતિ તેને રૂચે તેમ તેનો કાર્યભાર ચલાવ્યે જાય છે તો તે તેમા પોતે આડે આવતો નથી કે કોઇની નજરે ચડતો નથી રાજા પોતે અને કાર્યભારી પ્રકૃતિ એવો કોઇ રાજા હોય ખરો કે પોતાનો કાર્યભારી કામ ચલાવે અને પોતે કોઇને દર્શન જ આપે નહીં અને ગુમ રહે ? ભલે જાતે કામ ન કરે પરંતુ તેને દર્શન દેવામા શી હરકત ? કોઇવાર જન્મથી મરે ત્યાસુધી અને મુઆ પછી મુડદાનુ પણ દર્શન ન આપે તો તે છે એમ મનાય કેવી રીતે ? એ એક ઠગાઇ–મશ્કરી જેવુ ગણાય ? હોય તો દર્શન દેવામા શો બાધ ? ભલે બહુને નહીં તો કોઇ ખાસને પણ દર્શન દેવુ જોઇએ માલવાર સ્વામી તરીકે બધાને દર્શન દેવુ જોઇએ ભલે કોઇની સાથે વાત ન કરે ! પરમેશ્વર રાજા છે તો તે આવુ કાંઇ કરે છે ? જો નથી કરતો તો પછી તેને રાજા માનવો કેવી રીતે ? પ્રકૃતિ જો હમ્મેશા જોવામા આવે છે અને કામ પાડે છે તે જ રાજા શા માટે નહીં ? જે રાજા જાતે કાંઇ કામ ન કરે તે કોઇને શુ કરી શકે ? કાર્યભારી સ્વતન્ત્ર હોવાથી બધી સત્તા તેની પાસે જ હોય તો પછી સલામ–આદર વિગેરે કાર્યભારીને શા માટે ન કરવી ? સલામ કે આદર જે કામ કરે તેને જ કરાય નહીં કે ગુમ રહેનારને અને કદિ ગમે તેટલી મહેનતે પણ દર્શન ન દેતા રાજાને ! આવી પરિસ્થિતિ છતા એ રાજા પછવાડે શ્રમ લેવા એ શુ વ્યર્થ કે નિષ્ફળ–આવશ્યક નથી ? એક કાર્યભારીએ કોઇ રાજાના એક માસ સુધી મરી ગયા પછી જીવતા છે પરંતુ માંદા છે એમ કહી ગુમ રાખ્યો હતો અને બધુ કામ પોતે ચલાવ્યુ હતુ એવી દંતકથા ચાલે છે એમ થાય પરંતુ તે અમુક કાળ પર્યંત જ નહીં કે સદાકાળ—યુગોની પરંપરા પર્યંત !

આ દલીલ આગળ પરમેશ્વરના અસ્તિત્વની વાત ટકી શકતી નથી પરંતુ અજ્ઞાનીને તોફાન કરતા અટકાવવાની બીતિ સારૂ જ તેની કલ્પના કરવામા આવી છે, વસ્તુતઃ તે નથી પરમેશ્વરની આવી હયાતિ અને બીતિ ન બતાવી હોત તો બાળક સીપાઈ કે વાઘની બીતિ ન બતાવવાથી તોફાન કર્યા કરે અને ન અટકે તેની માફક માનવજાત અજ્ઞાની હોત તેથી તો ઉચ્છૃંખલ–તોફાની અને પાપી બની જાત તેને કોઇની ધાક ન હોવાથી પોતાના અજ્ઞાનને લઇને તે કાંઈ કાંઈ કરી ચુકી હોત અનુરૂપી ઉચ્છૃંખલ—તોફાની બાળકોને પ્રભુએ સદાર ન કર્યો હોત તો તોફાનનો અંત પણ ન આવ્યો હત અને તત્પરિણામે અત્યારે આપણી જે સ્થિતિ હોત તે જાણવુ પણ અશક્ય હોત નગ્નપણે અજ્ઞાની સાથે સદા

ઉપરના ભયથી સત્ય અંધકારમાં રહ્યું હશે પરંતુ ધીમે ધીમે માનવબુદ્ધિ ખીલતાં પ્રકૃતિ જ કોઇનાં ઉપરિપણાં—નિયંતાની કે માર્ગોપદેશ વગર પોતાની સ્વતંત્રતાથી બધું કરે છે એમ જણાતાં મતાંતર થયાં હશે અને ત્યાર પછી જ પ્રકૃતિના ગુણોનાં પૃથક્કરણ કરી જુદાં જુદાં શાસ્ત્રો રચાયાં હશે કારણ કે શાસ્ત્રો પરમેશ્વરે આગળથી રચી તૈયાર આપ્યાં છે એવો પુરાવો ક્યાંય દૃષ્ટિગોચર થતો નથી. શાસ્ત્રો અમુક મુનિયો–ઋષિયે રચ્યા છે એ સુસ્પષ્ટ બાબત છે. કેટલાક ઋષિમુનિયો પણ પ્રકૃતિના સ્વતંત્ર ગુણો પોતે જાણ્યા છતાં તે ગુણોનો અકલિત ભેદ ન જાણી શકાયાથી પરમેશ્વરનાં અસ્તિત્વની માન્યતાને સ્વીકાર્યા ગયા છે. કેટલાકે નથી સ્વીકારી તે બહુ મતની **यद्यपि शुद्धं लोक विरुद्धं ना करणीयं ना चरणीयं** ના જેવી બીતિથી સ્પષ્ટ રીતે કહેતાં હર્યાં છે અને કહ્યા વગર જેમને ચાલ્યું નથી તેમણે એવા ડરથી જુદાં રૂપથી દ્વિઅર્થી રીતે કહ્યું છે. આગળ ઉપર કહ્યા પ્રમાણે પરમેશ્વર નથી એમ કહેનારને અધર્મી ગણી મારી નાખવામાં આવતા (જુઓ દેવોનાં અસુરોનો સંહાર કરવાનાં કાર્યો) એટલે મોતથી બચવાની ખાતર તેમને આવાં દ્વિઅર્થીપણાંનો આશ્રય લેવો પડયો છે. કવિતા એટલે ગભિર અને જેવો ધારે તેવો અર્થ કરી શકાય તેવી કૃતિ પણ ત્યારથી જ શરૂ થઇ હશે. કવિયો તત્વજ્ઞ ગણાય છે પરંતુ તેમની કૃતિયો (એટલે તત્વ નિરૂપણ) તે એવી દ્વિઅર્થી-ગૂઢાર્થે રીતે કરી ગયા છે કે જેમને જેમ ફાવે તેમ તેમનો અર્થ કરે. પોતે કેટલીકવાર નિર્ણયથી દૂર—પ્રત્યક્ષ રીતે અલગ રહ્યા છે. મનની એક વાત ન કરી ગયેલા હોવાથી તેઓ પોતાનાં મનમાં ખરી રીતે—નિશ્ચયાત્મક રીતે શું માનતા તે જાણી શકાય તેમ નથી. તેમણે પણ હાથીના દાંત જેવું કર્યું છે અને તેમ કર્યા વગર તેમનો છુટકો પણ નહોતો. "ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય." એ ઉક્તિ માફક બધાય તો તત્વજ્ઞ ન હોય એટલે ઘણા પોતાના જેવા ન હોય ત્યારે તેમની સાથે કામ પાડતાં પોતાની સહી સલામતી પહેલાં જોવી પડે છે. ચોરોની ટોળીમાં પ્રમાણિક માણસ હોય તો તેને ચોરની હાએ હા પાડવી પડે છે નહીંતર પોતાનો જીવ ખોવો પડે છે. "ઝાઝાં નબળાં લોકથી કદિ ન કરીએ વેર—કીડી કાળા નાગનો પ્રાણ જ લે આ પેર"—એ કવિ સુત્ર મુજબ ઝાઝાં અજ્ઞાની આગળ એક જ્ઞાનીનું કેટલુંક ચાલે? પરંતુ પોતાને કર્તવ્ય જોતાં કહ્યા વગર ન ચાલે તેમ હોવાથી આવી રીતે કહે પછી જેને જે ગમે તે ગ્રહણ કરે અને પોતે તેમના ત્રાસથી બચી જાય.

આવાં કારણોથી સત્ય અંધારામાં રહ્યું છે કે દ્વિઅર્થી અને ગૂઢ રીતે કહેવાયું છે. પ્રકૃતિનો ગુણજ્ઞ તો પરમેશ્વરની હયાતિ માને જ નહીં. ખરી રીતે જોતાં સત્ય-જ્ઞાન એ જ પરમેશ્વર છે. સત્ય કરતાં મોટું કશું છે જ નહીં. સત્ય જાણવાથી પ્રકૃતિને વશ કરી શકાય છે. સત્ય કાંઇ વ્યક્તિમાન નથી. શ્રીકૃષ્ણ પણ ગીતામાં પોતાને પરમેશ્વર કહી તે બરાબર સિદ્ધ કરી શકેલ નથી. આવી મુશ્કેલી આવી પડતાં તે કહે છે કે આ બધી પ્રકૃતિ પરમેશ્વરે રચી છે અને પોતે અલગ રહી પ્રકૃતિને સ્વતંત્ર બનાવી છે. આ શબ્દોનો અર્થ પણ સત્યમય આ સૃષ્ટિ છે (Life is real, life is earnest: જીવન સત્ય અને ગંભીર

છે); નહિ તેનુ કામ સ્વતંત્ર રીતે કરે છે અને સત્ય પોતે અતગ્ય રહી આહત અવગ ગરે છે—આવો શ્યા માટે ન કરાય? કારણ કે કૃષ્ણ આગળ કહે છે કે—

> प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
> यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥

(સઘળી જગાએ જે જે કાંઇ કામ થાય છે તે સઘળાં કામની કરનારપ્રકૃતિ છેઅને આત્મા કઇજ કરતો નથી એમ જે જુએ છે તે જ જુએ છે ગી ૧૩-૨૯)

એટલે કે પ્રકૃતિ તેને રૂચે તેમ તેનો કાર્યભાગ ચલાવ્યે જાય છે તો તે તેમાં પોતે આડે આવતો નથી કે કોઇની નજરે ચડતો નથી રાજા પોતે અને કાર્યભારીપ્રકૃતિ એવો કોઇ રાજા હોય ખરો કે પોતાનો કાર્યભારી કામ ચલાવે અને પોતે કોઇને દર્શન જ આપે નહીં અને ગુપ્ત રહે? ભલે જાતે કામ ન કરે પરતુ તેને દર્શન દેવામા શી હરકત? એક-વાર જન્મથી મરે ત્યાસુધી અને મુવા પછી મુડદાનુ પણ દર્શન ન આપે તો તે છે એમ મનાય કેવી રીતે? એ એક દગાઇ—મશ્કરી જેવુ ગણાય? હોયતો દર્શન દેવામા શો બાધ? ભલે સહુને નહીં તો કોઇ ખાસને પણ દર્શન દેવુ જોઇએ કોઇવાર સ્વારી તરીકે બધાને દર્શન દેવું જોઇએ ભલે કોઇની સાથે વાત ન કર! પરમેશ્વર રાજા છે તો તે આવુ કામ કરે છે? જો નથી કરતો તો પછી તેને રાજા માનવો કેવી રીતે? પ્રકૃતિ જો હમ્મેશાં જોવામા આવે છે અને કામ પાડે છે તેજ રાજા શ્યા માટે નહીં? જો રાજા જાતે કાઇ કામ ન કરે તે કોઇને શુ કરી શકે? કાર્યભાની સ્વતંત્ર હોવાથી બધી સત્તા તેની પાસેજ હોય. તો પછી સલામ—અરજી વિગેરે કાર્યભારીને સ્યા માટે ન કરવી? સલામ કે અરજી જે કામ કરે તેને જ કરાય. નહીં કે ગુપ્ત રહેલા અને કદિ ગમે તેટલી મહેનતે પણ દર્શન ન દેતા રાજાને! આવી પરિસ્થિતિ છતા એ રાજા પછવાડે શ્રમ લેવા એ શુ વ્યર્થ કે વિપથગામી—અવળુ નથી? એક કાર્યભારીએ કોઇ રાજાને એક માસ સુધી મરી ગયા પછી જીવતો છે પરતુ માંદો છે એમ કહી ગુપ્ત રાખ્યો હતો અને બધુ કામ પોતે ચલાવ્યુ હતુ એવીવત કથા ચાલે છે. એમ થાય પરંતુ તે અમુક કાળ પર્યંતજ નહીં કે સદાકાળ—યુગોની પરંપરા પર્યંત!

આ દલીલ આગળ પરમેશ્વરના અસ્તિત્વની વાત ટકી શકતી નથી પરતુ અજ્ઞાનીને તોફાન કરતાં અટકાવવાની ભીતિ સારૂ જ તેની કલ્પના કરવામા આવી છે, વસ્તુત તે નથી પરમેશ્વરની આવી હયાતિ અને ભીતિ ન બતાવી હોત તો બાળક શીપાઈ કે વાઘની ભીતિ ન બતાવવાથી તોફાન કર્યા કરે અને ન અટકે તેની માફક માનવજાત અજ્ઞાની હોત તેથી તો ઉચ્છૃંખલ—તોફાની અને પાપી બની જાત તેને કોઇની ધાક ન હોવાથી પોતાના અજ્ઞાનને અંગે તે કાઈ કાઈ કરી ચુકી હોત અસુરો રૂપી ઉચ્છૃંખલ—તોફાની બાળકોનો પ્રભુએ સંહાર ન કર્યો હોત તો તોફાનનો અંત પણ ન આવ્યો હત અને તત્પરિણામે અત્યારે આપણી શી સ્થિતિ હોત તે જાણવું પણ અસંભવિત હોત પ્રભુ પુરૂષો અજ્ઞાની સાથે સદા

હિકમતથી નામ કરે છે અત્યારે આપણે પણ જગલી—અજ્ઞાની માણસો સાથે બળના બદલે કળાથી કામ નથી કરતા ? શામ અને ભેદનો ઉપયોગ શુ નીતિયુક્ત નથી ગણાતો ? આમ કરવુ એજ ઉચ્ચતર મનાય છે અને ખરી રીતે છે પણ તેમજ આ પ્રમાણે આપણા વડ- વાઓએ તેમની પ્રજ્ઞા વડે અનીતિનો અત આણવા કે જેમ બને તેમ ઓછી થાય તે સારૂ આની પરમેશ્વરની અદ્ભુતશક્તિ અને તેની સજા કરવાની સત્તા—વૃત્તિરૂપી જે હિકમત કરી છે તે છેક વખોડી કાઢવા જેવી તો નથી કારણ કે તેમા બુદ્ધિ–હિકમતના તત્તો રહેલા છે પરમેશ્વરને તેમની બુદ્ધિની હિકમતની એક વસ્તુ તરીકે લેખ્યા વગર તો આપણને છુટકો નહી થાય અને એમ ન લેખીએ તો આપણે બુદ્ધિને તુચ્છ ગણનારા ગણાઈએ તેમણે આ પરમેશ્વર વિષયક હિમ્મત અજ્ઞ માણસોને માટે શોધી કાઢી છે અને તે સામ્પ્રતમા પણ ચાલુ રહે તો વાધા ભર્યું નથી પ્રજ્ઞ તો તેની બુદ્ધિને લીધે એ ના માને તો પણ સુકૃત્ય કરે છે પરતુ એવો ભય જે સામાન્યત છેક કાઢી નાખવામા આવે તો અત્યારે પણ આગળના જેવી અસુરોના આધિપત્ય જેવી—જુ મની સ્થિતિ થઈ પડે આ જુ મથી જે કે આપણે અત્યારે છેક મુક્ત નથી ઝઘડા - બહારવટીઆ–ચોર–લુટારા આદિ લોક અસુરાજ છે સુરો અસુ રોની બીજી એક મત્ય વાત–ખરા અર્થ વિશે હુ હવે પછી લેખ આપીશ

જેને સત્યના જ્ઞાનરૂપી પરમેશ્વરની પ્રાપ્તિ થઈ છે તેને આવા બુદ્ધિના હિકમતથી સર્જ- એના–ઊભા કરેલા પરમેશ્વરની પરવા કે ભીતિ રાખવા જેવુ નથી કદાચ ભીતિ રાખવામા આવે પરતુ સત્યનુ જ્ઞાન જેને પ્રાપ્ત થયુ હોય તે ભીતિ રાખવા જેવુ કર્મ કદિ કરે નહીં તેથી તેને તે રાખવાનુ કારણ હોતું નથી જ્ઞાન પરમેશ્વર વાદવાળા પણ કહે છે કે જે માણસ તેનુ પરમ ભક્ત હોય તે તેનુ રૂપ પામે છે અને પછી તેને આગળ ભક્તિ કરવા જેવુ રહેતુ નથી આ કહેતીને લક્ષમા ઉતારવાથી પણ સમજાય છે કે જ્ઞાનીને પરમેશ્વરત્વ પ્રાપ્ત થાય છે એટલે તેને પરમેશ્વરની પરવા રાખવા જેવુ રહેતુ નથી જ્ઞાન થતા પરમેશ્વરનો લય થાય છે એ આ ઉપરથી સાબીત થાય છે અને એજ સાબીતી બતાવી આપે છે કે પરમેશ્વર વસ્તુત નથી અગાધ જ્ઞાન પ્રાપ્ત કર્યા છતા તે જડ તો નથી માટે ખરી રીતે છેજ નહીં માત્ર તે છે અને તેના આવા ગુણો હોઈ તે જ્ઞાની ઉપર પ્રસન્ન થાય છે એ જ્ઞાન માટે ઉત્સુક બનાવવાની લાલચ છે અને પાપો—કુકર્મો ન કરવાની ભીતિ છે આવી લાલચ કે ભીતિ વગર પણ માણસ સ્વતત્ર રીતે જ્ઞાની થઈ શકે છે કારણ કે જ્ઞાન માત્ર બધી બાબતોમા સત્ય–તત્ત્વ–સત્વ શુ છે તે જોવુ એજ છે સત્ય સમજાતા અસત્ય પ્રત્યે પ્રવૃત્તિ પ્રલય પામે છે અને અસત્ય ન હોય એટલે કોઇની ( ભલે પછી તે ખરી રીતે હોય કે ન હોય તથાપિ ) ભીતિ રાખવાપણુ હોય નહીં ભીતિ પાપમા છે, પુણ્યમા નથી ભીતિ પાપ કરતા લાગે છે પુણ્ય કરતા નહિ લાગતી નથી

આ ઉપરથી કહેવાતો પરમેશ્વર ( એટલે પરમ શક્તિમાન પુરૂષ ) પ્રજ્ઞોને માટે નથી અને તેનરો તેના અસ્તિત્વને માનવાની જરૂર પણ નથી વિશ્વની પરિસ્થિતિ જોતા સર્વત્ર અજ્ઞાન વ્યાપી રહેલુ છે અને અજ્ઞાનને અગે પાપાચરણ સ્વાભાવિક છે અજ્ઞને કેમણે

લાવવા સારૂં ભય જોઇએ. એક કહેતી છે કે " ભીતિ વગર પ્રીતિ નહીં. " જો કોઈ બાબતની ભીતિ ન હોય તો તે બાબત પ્રતિ પ્રીતિ થતી નથી એટલે અજ્ઞોને પાપથી બચાવવાની ખાતર ભય બતાવવાની જરૂર છે અને આ કારણથીજ અજ્ઞોને માટે તો આપણે જાણીએ છીએ કે પરમેશ્વર ખરી રીતે નથી કે તે કોઇને શિક્ષા કે એવું કાંઈ કરી શકતો નથી કે સુખ દુઃખ આપી શકતો નથી તોપણ તે છે અને તેવો છે એમ હાથીના દંતુશળની માફક બાહ્ય રીતે કહ્યા વગર ચાલે તેમ નથી. અજ્ઞોને સુમાર્ગે ચડાવવાની ફરજ હમેશાં પ્રજ્ઞો ઉપર રહેલી છે. દુર્બળનું રક્ષણ કરવાની ફરજ સબળ ઉપર રહેલી છે—નહીં કે હાલ થાય છે તેમ ભક્ષણ કરવાની;—દુઃખીની સંભાળ રાખવાની ફરજ સુખી ઉપર રહેલી છે—દરદીની સુશ્રૂષા—ચાકરી બરદાસ્ત કરવાની ફરજ તદુરસ્ત (નિરોગી) ઉપર રહેલી છે તેમ પ્રજ્ઞો ઉપર અજ્ઞોને અવળા માર્ગે જતા બચાવવાની ફરજ રહેલી છે. આપણા પ્રજ્ઞ વડવાઓ આ ફરજને આવી બુદ્ધિ ભરી રીતે એટલે કે પરમેશ્વર વાદ ચલાવી અદા કરતા ગયા છે અને આપણે પણ એજ રીતિ રાખ્યા વગર ચાલે તેમ નથી કારણ કે અજ્ઞો માટે ભય સિવાય બીજો ઉપાય સંભવતો નથી. અજ્ઞને શિખામણ કરતા શિક્ષાથી વધુ સારી અસર થાય છે.

આપણા પ્રજ્ઞ વડવાઓ જેણે આ પરમેશ્વર વાદ શરૂ કર્યો હશે તેમણે આવા હેતુથીજ કર્યો હશે એમ સમજાય છે. પરમ ભક્તને પછી પરમેશ્વરની ભક્તિ આગળ કરવાની જરૂર નથી એ ઉક્તિ મુજબ પોતે પરમેશ્વર જેવુ ખરી રીતે ન માનતા હોવાથી એવું ભય બતાવેલું છે એમ પણ સમજાય છે. જ્ઞાન થતાં પરમેશ્વર નથી એ એની મેળે સમજી જવાતું એટલે તેને ખુલી રીતે—સામાન્યતઃ પ્રકટ કરવાની પણ જરૂર નહોતી અને એમ નહીં કરવાનું કારણ એ જ કે જો એમ સામાન્ય રીતે કહેવામાં આવે તો અજ્ઞો કોઇનો ભય રાખે નહીં કે સવળા માર્ગે જવા પ્રવૃત્ત બનેજ નહીં. સવળા માર્ગના છેડે પહોંચ્યા પશ્ચાતજ આ ખરી હકીકત મળતી એટલે સહુને અવળા માર્ગે પ્રથમ જવુ પડતું અને તેમ જવા વૃત્તિ પણ થતી. બાળક જે નિશાળે બેસે તે દહાડેજ સંપૂર્ણ જ્ઞાન થતું નથી પરંતુ દીર્ઘ અભ્યાસ કરવો પડે છે તેમ આ જ્ઞાનને માટે પણ છે. આથીજ ક્રમ ક્રમ અધિકાર પ્રાપ્ત કરવો પડે છે.

આપણા વડવાઓની આવી પ્રજ્ઞા જોતાં આપણાં હૃદય તેમના પ્રતિ માનની લાગણી—પૂજ્યભાવથી શ્યા માટે ન ઉભરાવાં જોઇએ? આ જોતાં મૂર્તિપૂજાની હિકમત પણ ઘણીજ બુદ્ધિ ભરી અને શ્રેયસ્કર જણાય છે.

અંતમાં પ્રજ્ઞોને માટે એટલુંજ કે—પરમેશ્વર જેવો પુરૂષ અગર મહાશક્તિ વસ્તુતઃ છેજ નહીં (જે છે તે આ પ્રકૃતિ અને તેની અકલિત ક્રિયા અર્થાત્ માયાજ છે) પરંતુ આપણે જ તેના ઉપરનાં કારણસર ઉત્પન્ન કરનાર છીએ અને પોષણ તથા લય પણ આપણે જ કરીએ અને કરી શકીએ છીએ. ઉપરોક્ત બુદ્ધિવંત હેતુઓથી જ પરમેશ્વરની ઉત્પત્તિ આપણા બુદ્ધિવંત વડવાઓથી થઈ છે અને એ હેતુ જોતાં આપણને પણ તે હિકમત માન્ય રાખ્યા વગર ચાલે તેમ નથી. ખરી રીતે આપણો બનાવનાર પરમેશ્વર—પુરૂષોત્તમ નથી પરંતુ આપણે જ તેના બનાવનાર છીએ. તેનું અસ્તિત્વ અને લય પણ આપણાં જ્ઞાન અને અજ્ઞાન ઉપર આધાર રાખે છે.

હિકમતથી કામ કરે છે. અત્યારે આપણે પણ જંગલી—અજ્ઞાની માણસો માથે બળના બદલે કળથી કામ નથી કરતા ? શામ અને ભેદનો ઉપયોગ શુ નીતિયુક્ત નથી ગણાતો ? આમ કરવું એજ ઉચ્ચતર મનાય છે અને ખરી રીતે છે પણ તેમજ. આ પ્રમાણે આપણા વડ-વાઓએ તેમની પ્રજ્ઞા વડે અનીતિનો અંત આણવા કે જેમ બને તેમ ઓછી થાય તે સારૂ આવી પરમેશ્વરની અદ્ભુતશક્તિ અને તેની સજા કરવાની સત્તા—શક્તિરૂપી જે હિકમત કરી છે તે છેક વખોડી કાઢવા જેવી તો નથી કારણ કે તેમાં બુદ્ધિ-હિકમતનાં તત્વો રહેલાં છે. પરમેશ્વરને તેમની બુદ્ધિની હિકમતની એક વસ્તુ તરીકે લેખ્યા વગર તો આપણને છુટકો નહી થાય અને એમ ન લેખીએ તો આપણે બુદ્ધિને તુચ્છકારનારા ગણાઇએ. તેમણે આ પરમેશ્વર વિષયક હિકમત અજ્ઞ માણસોને માટે શોધી કાઢી છે અને તે સામ્પ્રતમાં પણ ચાલુ રહે તો વાધા ભર્યું નથી. પ્રજ્ઞ તો તેની બુદ્ધિને લીધે એ ના માને તો પણ સુકૃત્ય કરે છે પરંતુ એનો ભય જો સામાન્યત. છેક કાઢી નાખવામાં આવે તો અત્યારે પણ આગળના જેવી અસુરોના અધર્મિત ઉપદ્રવ-જુલમની સ્થિતિ થઈ પડે. આ જુલમથી જો કે આપણે અત્યારે છેક મુક્ત નથી કારણ કે બહારવટીઆ-ચોર-લૂટારા આદિ લોકો અસુરોજ છે. સુરો અસુરોની બીજી એક સત્ય વાત-ખરા અર્થ વિષે હુ હવે પછી લેખ આપીશ.

જેને સત્યનાં જ્ઞાન રૂપી પરમેશ્વરની પ્રાપ્તિ થઈ છે તેને આવા બુદ્ધિના હિકમતથી સુજાએલા-ઊભા કરેલા પરમેશ્વરની પરવા કે બીતિ રાખવા જેવું નથી. કદાચ બીતિ રાખવામાં આવે પરંતુ સત્યનુ જ્ઞાન જેને પ્રાપ્ત થયુ હોય તે બીતિ રાખવા જેવું કર્મ કદિ કરે નહી તેથી તેને તે રાખવાનુ કારણ હોતું નથી હાલ પરમેશ્વર વાદવાળાં પણ કહે છે કે જે માણસ તેનુ પરમ ભક્ત હોય તે તેનુ રૂપ પામે છે અને પછી તેને આગળ ભક્તિ કરવા જેવું રહેતું નથી. આ કહેતીને લક્ષમા ઉતારવાથી પણ સમજાય છે કે જ્ઞાનીને પરમેશ્વરત્વ પ્રાપ્ત થાય છે એટલે તેને પરમેશ્વરની પરવા ગણવા જેવુ રહેતું નથી. જ્ઞાન થતાં પરમેશ્વરનો લય થાય છે એ આ ઉપરથી સાબીત થાય છે અને એજ સાબીતી બતાવી આપે છે કે પરમેશ્વર વસ્તુત નથી. અગાધ જ્ઞાન પ્રાપ્ત કર્યાં છતા તે જડ તો નથી માટે ખરી રીતે છેજ નહીં. માત્ર તે છે અને તેના આવા ગુણો હોઈ તે જ્ઞાની ઉપર પ્રસન્ન થાય છે એ જ્ઞાન માટે ઉત્સુક બનાવવાની લાલચ છે અને પાપો—કુકર્મો ન કરવાની બીતિ છે. આવી લાલચ કે બીતિ વગર પણ માણસ સ્વતંત્ર રીતે જ્ઞાની થઈ શકે છે કારણ કે જ્ઞાન માત્ર બધી બાબતોમા સત્ય-તત્વ-સત્વ શુ છે તે જોવું એજ છે. સત્ય સમજાતાં અસત્ય પ્રત્યે પ્રવૃત્તિ પ્રલય પામે છે અને અસત્ય ન હોય એટલે કોઇની ( ભલે પછી તે ખરી રીતે હોય કે ન હોય તથાપિ ) બીતિ રાખવાપણું હોય નહીં. બીતિ પાપમાં છે; પુણ્યમાં નથી. બીતિ પાપ કરતાં લાગે છે; પુણ્ય કરતાં કદિ લાગતી નથી.

આ ઉપરથી કહેવાતો પરમેશ્વર ( એટલે પરમ શક્તિવાન પુરૂપ ) પ્રજ્ઞોને માટે નથી અને તેમણે તેનાં અસ્તિત્વને માનવાની જરૂર પણ નથી વિશ્વની પરિસ્થિતિ જોતા સર્વત્ર અજ્ઞાન વ્યાપી રહેલ છે અને અજ્ઞાનને અંગે પાપાચરણ સ્વાભાવિક છે અજ્ઞને તેમાંથી

બાળકના સારુ ભય જોઈએ એક કહેવત છે કે "ભીતિ વગર પ્રીતિ નહીં" જો કોઈ બાબતની ભીતિ ન હોય તો તે બાબત પ્રતિ પ્રીતિ વધતી નથી એટલે અજ્ઞોને પાપથી બચાવવાની ખાતર ભય બતાવવાની જરૂર છે અને આ કારણથીજ અજ્ઞોને માટે તો આપણે જાણીએ છીએ કે પરમેશ્વર ખરી રીતે નથી કે તે કોઈને શિક્ષા કે એવુ કાંઈ કરી શકતો નથી કે સુખ દુઃખ આપી શકતો નથી તોપણ તે છે અને તેવો છે એમ હાથીના દંતુશળની માફક બાહ્ય રીતે કહ્યા વગર ચાલે તેમ નથી અજ્ઞોને સુમાર્ગે ચડાવવાની ફરજ હમેશા પ્રજ્ઞો ઉપર રહેલી છે દુર્બળનુ રક્ષણ કરવાની ફરજ સબળ ઉપર રહેલી છે—નહીં કે હાન થાય કે તેમ ભક્ષણ કરવાની,—દુઃખીની સંભાળ રાખવાની ફરજ સુખી ઉપર રહેલી છે—દરદીની સુશ્રૂષા—ચાકરી બરદાસ્ત કરવાની ફરજ તંદુરસ્ત (નિરોગી) ઉપર રહેલી છે તેમ પ્રજ્ઞો ઉપર અજ્ઞોને અવળા માર્ગે જતા બચાવવાની ફરજ રહેલી છે આપણા પ્રજ્ઞ વડવાઓ આ ફરજને આવી બુદ્ધિ ભરી રીતે એટલે કે પરમેશ્વર વાર્તા રચનારી અદા કરતા ગયા છે અને આપણે પણ એજ રીતિ રાખ્યા વગર ચાલે તેમ નથી કારણ અજ્ઞો નર્ક ભય સિવાય બીજો ઉપાય સમજતો નથી અને તેને શિખામણ કરતા કિંમતથી વધુ વાણી વાપરવી પડે છે

આપણા પ્રજ્ઞ વડવાઓ જેણે આ પરમેશ્વર વાદ શરૂ કર્યો હશે તેમણે આવા હેતુથીજ કર્યો હશે એમ સમજાય છે પરમ ભક્તને પછી પરમેશ્વરની ભાવના આગળ કરવાની જરૂર નથી એ ઉક્તિ મુજબ પોતે પરમેશ્વર જેવુ ખરી રીતે ન માનતા હોવાથી એવુ ભય બનાવેલુ છે એમ પણ સમજાય છે જ્ઞાન થતા પરમેશ્વર નથી એ એની મેળે સમજી જવાતુ એટલે તેને ખુલ્લી રીતે—સામાન્યતઃ પ્રગટ કરવાની પણ જરૂર નહોતી અને એમ નહીં કરવાનુ કારણ એ જ કે જો એમ સામાન્ય રીતે કહેવામા આવે તો અજ્ઞો કોઈનો ભય રાખે નહીં કે સવળા માર્ગે જવા પ્રવૃત્ત બનેજ નહીં સવળા માર્ગના છેડે પહોંચ્યા પશ્ચાતજ આ ખરી હકીકત સમજાય એટલે સહુને સવળા માર્ગે પ્રથમ જવુ પડતુ અને તેમ જવા વૃત્તિ પણ થતી બાળક જે નિશાળે બેસે તે વહેલોજ સંપૂર્ણ જ્ઞાન થતુ નથી પરંતુ દીર્ઘ અભ્યાસ કરવો પડે છે તેમ આ જ્ઞાનને માટે પણ છે આથીજ ક્રમ ક્રમ અધિકાર પ્રાપ્ત કરવો પડે છે

આપણા વડવાઓની આવી પ્રજ્ઞા જોતા આપણા હૃદય તેમના પ્રતિ માનની લાગણી—પૂજ્યભાવથી શા માટે ન ઉભરાવા જોઈએ ? આ જોતા મૂર્તિપૂજાની હિકમત પણ ઘણીજ બુદ્ધિ ભરી અને શ્રેયસ્કર જણાય છે

અંતમા પ્રજ્ઞોને માટે એટલુજ કે—પરમેશ્વર જેવો પુરુષ અગર મહાશક્તિ વસ્તુતઃ છેજ નહીં ( જે છે તે આ પ્રકૃતિ અને તેની અસ્ખલિત ક્રિયા અર્થાત્ માયાજ છે ) પરંતુ આપણે જ તેના ઉપરના કારણસર ઉત્પન્ન કરનાર છીએ અને પોષણ તથા લય પણ આપણે જ કરીએ અને કરી શકીએ છીએ ઉપરોક્ત બુદ્ધિવત હેતુઓથી જ પરમેશ્વરની ઉત્પત્તિ આપણા બુદ્ધિવંત વડવાઓથી થઈ છે અને એ હેતુ જોતા આપણને પણ તે હિકમત માન્ય રાખ્યા વગર ચાલે તેમ નથી ખરી રીતે આપણો બનાવનાર પરમેશ્વર—પુરુષોત્તમ નથી પરંતુ આપણે જ તેના બનાવનાર છીએ તેનુ અસ્તિત્વ અને લય પણ આપણા જ્ઞાન અને અજ્ઞાન ઉપર આધાર રાખે છે

હિકમતથી કામ કરે છે. અત્યારે આપણે પણ જંગલી—અજ્ઞાની માણસો સાથે બળના બદલે કળાથી કામ નથી કરતા ? શામ અને ભેદનો ઉપયોગ શું નીતિયુક્ત નથી ગણાતો ? આમ કરવું એજ ઉચિતજ મનાય છે અને ખરી રીતે છે પણ તેમજ. આ પ્રમાણે આપણા વડ-વાઓએ તેમની પ્રજ્ઞા વડે અનીતિનો અંત આણવા કે જેમ બને તેમ ઓછી થાય તે સારૂ આવી પરમેશ્વરની અદ્‌ભુતશક્તિ અને તેની સજા કરવાની સત્તા—શક્તિરૂપી જે હિકમત કરી છે તે છેક વખોડી કાઢવા જેવી તો નથી કારણ કે તેમાં બુદ્ધિ-હિકમતનાં તત્વો રહેલાં છે. પરમેશ્વરને તેમની બુદ્ધિની હિકમતની એક વસ્તુ તરીકે લેખ્યા વગર તો આપણને છુટકો નહી થાય અને એમ ન લેખીએ તો આપણે બુદ્ધિને તુચ્છકારનારા ગણાઇએ. તેમણે આ પરમેશ્વર વિષયક હિકમત અજ્ઞ માણસોને માટે શોધી કાઢી છે અને તે સામ્પ્રતમાં પણ ચાલુ રહે તો વાંધા ભર્યું નથી. પ્રજ્ઞ તો તેની બુદ્ધિને લીધે એ ના માને તો પણ સુકૃત્ય કરે છે પરંતુ એવો ભય જો સામાન્યતઃ છેક કાઢી નાખવામાં આવે તો અત્યારે પણ આગળના જેવી અસુરોના અધર્મિ ઉપદ્રવ-જુલ્મની સ્થિતિ થઈ પડે. આ જુલ્મથી જો કે આપણે અત્યારે છેક મુક્ત નથી કારણ કે બહારવટીઆ-ચોર-લુટારા આદિ લોકો અસુરોજ છે. સુરો અસુ-રોની બીજી એક સત્ય વાત-ખરા અર્થ વિશે હું હવે પછી લેખ આપીશ.

જેને સત્યનાં જ્ઞાન રૂપી પરમેશ્વરની પ્રાપ્તિ થઈ છે તેને આવા બુદ્ધિના હિકમતથી સર્જા-એલા-ઉભા કરેલા પરમેશ્વરની પરવા કે બીતિ રાખવા જેવું નથી. કદાચ બીતિ રાખવામાં આવે પરંતુ સત્યનુ જ્ઞાન જેને પ્રાપ્ત થયુ હોય તે બીતિ રાખવા જેવું કર્મ કદિ કરે નહીં તેથી તેને તે રાખવાનુ કારણ હોતું નથી. દાસ પરમેશ્વર વાદવાળાં પણ કહે છે કે જે માણસ તેનુ પરમ ભક્ત હોય તે તેનુ રૂપ પામે છે અને પછી તેને આગળ ભક્તિ કરવા જેવું રહેતું નથી. આ કહેતીને લક્ષમા ઉતારવાથી પણ સમજાય છે કે જ્ઞાનીને પરમેશ્વરત્વ પ્રાપ્ત થાય છે એટલે તેને પરમેશ્વરની પરવા રાખવા જેવું રહેતું નથી. જ્ઞાન થતાં પરમેશ્વરનો લય થાય છે એ આ ઉપરથી સાબીત થાય છે અને એજ સાબીતી બતાવી આપે છે કે પરમેશ્વર વસ્તુતઃ નથી. અગાધ જ્ઞાન પ્રાપ્ત કર્યા છતાં તે જડ તો નથી માટે ખરી રીતે છેજ નહીં. માત્ર તે છે અને તેના આવા ગુણો હોઈ તે જ્ઞાની ઉપર પ્રસન્ન થાય છે એ જ્ઞાન માટે ઉત્સુક બનાવવાની લાલચ છે અને પાપો—કુકર્મો ન કરવાની બીતિ છે. આવી લાલચ કે બીતિ વગર પણ માણસ સ્વતંત્ર રીતે જ્ઞાની થઈ શકે છે કારણ કે જ્ઞાન માન બધી બાબતોમા સત્ય-તત્વ-સત્વ શુ છે તે જોવુ એજ છે. સત્ય સમજાતાં અસત્ય પ્રત્યે પ્રવૃત્તિ પ્રલય પામે છે અને અસત્ય ન હોય એટલે કોઇની ( ભલે પછી તે ખરી રીતે હોય કે ન હોય તથાપિ ) બીતિ રાખવાપણું હોય નહીં. બીતિ પાપમાં છે; પુણ્યમાં નથી. બીતિ પાપ કરતાં લાગે છે; પુણ્ય કરતાં કદિ લાગતી નથી.

આ ઉપરથી કહેવાતો પરમેશ્વર ( એટલે પરમ શક્તિવાન પુરૂષ ) પ્રજ્ઞોને માટે નથી અને તેમણે તેનાં અસ્તિત્વને માનવાની જરૂર પણ નથી. વિશ્વની પરિસ્થિતિ જોતાં સર્વત્ર અજ્ઞાન વ્યાપી રહેલ છે અને અજ્ઞાનને કાંઇ

# ચર્ચાપત્ર.

મેહેરબાન "વસન્ત"ના તંત્રી સાહેબ,

માઘ માસના વસન્તમાં રા. નરસિંહરાવે વિરામચિહ્નોના લેખમાં સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકોને અંતે "॥છ॥ ॥છ॥ ॥છ॥" આમ લખાય છે તેનો ખુલાસો માગ્યો છે, તત્ સંબંધમાં લખવાનું કે, એ માત્ર છ નથી પરંતુ પુષ્પની આકૃતિ છે, અને અંતે શોભા માટે ફુલની બૉર્ડર જેમ હાલ છાપવામાં આવે છે તે રીતે તે કાઢવામાં આવતાં. બે આકૃતિઓની વચ્ચે ॥ આવી બે લીટી દોરી તેનાં ખાનાં જૂદાં પાડવામાં આવતાં. પુષ્પની આકૃતિ ꙮ આવી હોય છે તે છને મળતીજ છે, ફક્ત ઉપરનાં સઘળાં મીંડાં મળેલાં હોવાં જોઇએ, નીચેનો ભાગ પુષ્પની દાંડી છે અને ઉપર ત્રણ પાંખડી છે.

અમદાવાદ,<br>
તા. ૨૧-૮-૧૯૧૪.

લા. ન. ના. મહેતા.

---

# "કણબી"

કેટલાક વખત ઉપર ભરાયલી પરિષદનું નામ "કુર્મી ક્ષત્રિય પરિષદ્" એમ જાહેર કરાયું હતું. કણબી લોકોનો અતિ માનવંતો ઉદ્યોગ કરનાર વર્ગ ક્ષત્રિય છે કે વૈશ્ય છે એ પ્રશ્ન જોડે મ્હારે આજ સંબન્ધ નથી. 'કણબી' શબ્દને 'કુર્મી' એ નામ શા માટે આપ્યું હશે એ જ મ્હને તો આશ્ચર્ય ઉપજાવનારું થઈ પડ્યું હતું. આજથી ત્રણેક વર્ષ ઉપર અન્ય પ્રસંગે‡ મ્હેં 'કણબી' શબ્દ કુટુમ્બી ઉપરથી આવેલો છે એમ સવિસ્તર કારણો દર્શાવીને વ્યુત્પત્તિ સૂચવી હતી. એ પક્ષને પોષક એક ઉદાહરણ હમણાં મ્હારા જોવામાં આવેલું નોંધું છુંઃ—

> "અંધાગ્રે નાટક કળા, બેહેરા આગળ ગીત;<br>
> મૂરખ આગેં રસ કથા, ત્રણ્યે સરખી રીત.<br>
> કુસુમ સુગંધી દેશમાં, બાયક કુટંબી જેમ;<br>
> શાસ્ત્ર રસિક કવિની કળા, થાય નિરર્થક તેમ."

(વીરવિજયકૃત 'ધમ્મિલકુમારનો રાસ', તૃતીય ખંડ, શ્લોક ૯-૧૦)

સંવત ૧૮૯૬ માં આ રાસ રચાયલો છે. (અહિં વિરામચિહ્નો શાળાખાતાની જૂની પદ્ધતિ પ્રમાણે પ્રકાશકોએ મૂક્યાં જણાય છે, મૂળ લેખકનાં નહિં જ હોય).

---

‡ 'વસન્ત', કાર્તિક સંવત્ ૧૯૬૭, પૃષ્ઠ ૪૬૯-૪૭૦ જુવો; "લાઘવનું ભાષાવિકાસના અન્વેષણમાં સ્થાન"—એ લેખમાં.

અહિં બીજા ( ૧૦ મા ) શ્લોકના બીજા ચરણમાં 'ખાયક' હેમાં 'ક' ફાલતુ પડેલો લાગે છે.

એ ચરણમાં 'કુટંબી' શબ્દ 'કણબી' ના અર્થમાં વપરાયલો સ્પષ્ટરીતે જણાય છે.

વાંદરા,
તા. ૧૧-૪-૧૯૧૪.

નરસિંહરાવ ભોળાનાથ.

---

## "કિશું."

'શું' એ શબ્દથી કેટલાક વાચકો ભડકેછે, માટે આમ મથાળું બદલ્યુંછે એમ નથી 'શુ'નું પૂર્વરૂપ 'કિશું' હતું ત્હેનાં ઉપરા ઉપરી દૃષ્ટાન્ત એક પ્રાચીન ગ્રન્થમાં મળેછે એ વાત તરફ મ્હારા મિત્ર રા. અંબાલાલ બુ. જાનીએ મ્હારું લક્ષ ખેંચ્યું, અને તે માટે ઉપકાર માનવાને આજ બે પંક્તિ લખુંછું. એ ગ્રન્થ કેશવદાસ હૃદયરામ વાલમ કાયસ્થ કૃત "દશમ સ્કન્ધ" છે. ત્હેનો હસ્તલેખ રા. અંબાલાલની કને છે. એ કવિ નરસિંહ મહેતાનો સમકાલીન એ ગ્રન્થમાંથી એક જ ઉદાહરણ આપુંછું—

> રાજા પૂછે ઋષિ શુણો અહો યશોદા નંદ
> પુન્ય કિશાં પૂર્વે કર્યાં ઘર પામ્યા ગોવિંદ
>
> ( દશમ સ્કન્ધ, ૧૬ મો સર્ગ, કડી ૨ ).

"ચીંદશાં ઉપરણું કદ્દસં" ( પ્રાચીન ગુજરાતી ) દ્વારા 'કિશું' ને હાલના 'શું'નું પૂર્વરૂપ અહિં પ્રત્યક્ષ છે વિશેષ ચર્ચાની જરૂર નથી.

"किम—क्षम-च्यम-स्यम—शु"—* એ અદ્ભુત વ્યુત્પત્તિક્રમની ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ બાલિશતા આ ઉપરથી પ્રસંગવશાત્ પ્રગટ થાયછે એટલું કહેવું બસ છે

વાંદરા,
તા. ૧૧-૪-૧૪.

નરસિંહરાવ ભોળાનાથ.

---

* 'વસન્ત' સંવત ૧૯૬૫, જ્યેષ્ઠ, પૃષ્ઠ ૨૩૨, તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનું નાગોપન જુઓ

હજારો પુસ્તકોના વાંચનથી જેટલો ભાવોલ્લાસ ન થાય તેથી સેંકડો ઘણી અધિક આત્માની ઉજ્વલતા આ તદ્દન નવાં પુસ્તકોના વાંચનથી સ્ફુરાયમાન થયા વિના રહેશે નહિ.

**૧. શિવવિનોદ ભાગ પ્રથમ**—આ પુસ્તકમાં ભક્તિનું, નીતિનું અને અધ્યાત્મનું જે મધુર સંગીત ઉછળે છે, તેથી વાંચનારના આત્મામાં સ્વાભાવિક આનંદની ઊર્મીઓ ઉછળ્યા વિના રહેતી નથી. વિદ્વાનોએ આ ગ્રન્થ વછે ચીંતરે જણાવ્યું છે કે એક એક પદ્ય સોનાના મૂલ્યથી પણ અધિક કીંમી છે ૦-૧૨-૦

**૨ શિવવિનોદ ભાગ ૨ જો**—આ ભાગનાં કાવ્યો જેણે એકવાર વાંચ્યાં છે તેઓ પૂછે છે કે આ પુસ્તકની ભાવનાઓ અવલોક્યા પછી એવું કયું કઠિન હૃદય છે કે જ્યાં અધ્યાત્મિક મસ્તી પ્રગટ થયા વિના રહે? ૦-૧૨-૦

**૩ શિવવિનોદ ભાગ ૩ જો**—આ ભાગમાં એક ઉછળતા અને મસ્ત હૃદયના સંગીતે પ્રબળરૂપ લીધું છે, અને જાણે કે તે પદ્યના શબ્દો વાંચકોના હૃદયન હોય તેવો અનેકોને અનુભવ થાય છે. ૦-૧૨-૦

**૪ શિવવિનોદ ભાગ ૪ થો**—એક વિદ્વાન, જેને સુખાભિલાપી હૃદય કહે છે, તે હૃદયનું આ ચતુર્થ ઝરણું ઘણું નિર્મળ અને ગંભીર છે. આ પદ્યોના પઠનથી આત્માની દશા ઉચ્ચ ભાવને પામે છે અને સાંસારિક પ્રપંચોમાંથી ઝટ છુટકારો મેળવે છે—કીંમત **કેવળ આઠ આના.**

**૫ શિવવિનોદ ભાગ ૫ મો**—આ પુસ્તકમાં ઉચ્ચભાવનાઓવાળાં વિવિધ પદ્યો છે. ભાષાની સરળતા ભાવની રસાળતા તથા રાગ રાગણીઓની વિષયાનુકૂળ પસંદગી એ તત્વોથી આ ભાગ ઘણો તાત્વિક થઇ પડે તેવો છે. ૦-૮-૦

**૬ શિવબોધ-ભાગ ૧ લો**—આ પુસ્તકમાં આપણા રોજના સાંસારિક પત્રોમાં લખાતી હકીકતના જેવી નથી પણ જાણે કે એ પત્રો વાંચતી વખતે કોઇના વિશુદ્ધ હૃદયનો આપણે એકલાજ સાક્ષાત્કાર કરતા હોઇએ અને કોઇની આત્મોન્નતીની ખાનગી વિગતો જાણે આપણે એકલાજ વાંચતા હોઇએ તેવો ખ્યાલ થયા વિના રહેતો નથી, પત્રોની ભાષા પ્રૌઢ અને વિચારો યુક્તિપ્રદ છે. ૦-૧૨-૦

**૭ શિવબોધ ભાગ ૨ જો**—આ ભાગમાં પ્રકટ થયેલા પત્રોમાં જે ઉચ્ચ ભાવનાઓ અને ઉપદેશોની સુગંધી વહેછે તેવી જાણે કે નંદનવનની ટોચે રહેલી સ્વર્ગની સુરભી આપણા માટે મસારમાં કેમ ઉતરી આવતી નહોય તેવો ક્ષણવાર ભાસ થયા વિના રહેતો નથી ૦-૧૨-૦

**૮ શિવપ્રબોધ**—આ પુસ્તકમાં જૂદા જૂદા ઉપયોગી વિષયો ઉપર સ્વતંત્ર વિચારો પ્રકટ કરવામાં આવ્યા છે. ૦-૮-૦

**૯ શિવપ્રબોધ ભાગ ૨ જો**—આ પુસ્તકમા ઘણાંજ ઉપયોગી વિષયો ઉપર છટાદાર વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. વિષયો જેમ ઉપયોગી છે. તેમ ભાષા પણ જુસ્સાદાર અને મર્મભેદક છે. અમે આ ગ્રંથ વાચવાની ખાસ ભલામણ કરીએ છીએ કીંમત માત્ર ૦-૮-૦

**૧૦ શિવવિલાસ**—આ ગ્રથમાં એ ભક્તમહાત્માએ વિવિધ મનોદશાઓ અથવા સ્ફુરણાઓનુ આ લેખન છે એ મનોદશાઓની નિર્મળતા તથા ઉચ્ચતા વાંચનારાઓને આનંદની સાથે ઉત્તમ ઉપદેશ પણ આપી શકે છે. ૦-૧૨-૦

**૧૧ રાગબોધ**—પશુઓ અને યોગીઓ સિવાય સંગીતનો અભ્યાસ કરવાની કોને ઇચ્છા નહીં થઈ હોય? આ પુસ્તક વિવિધ રાગ-રાગણીઓની સમજણ આપવા માટે એક ભોમીયા સમાન છે. ૦-૫-૦

૧૨ પ્રેમથી મુક્તિ ૦-૮-૦
૧૩ મદ્દવક્તા આવૃત્તિ બીજી ૦-૧૨-૦
૧૪ પ્રવૃત્તિ નિવૃત્તિ ૦-૬-૦
૧૫ આત્મ શક્તિનો ઉદય ૦-૩-૦
૧૬ આત્મ જ્ઞાન ૦-૮-૦
૧૭ વિદ્યાચંદ અને સુમતિ અદ્ભૂત સચિત્ર નવલકથા આવૃત્તિ ૧૨ મી ૧-૦-૦
'પોષ્ટેજ ખર્ચ જુદું.

**લખો મેસર્સ મેઘજી હીરજીની કંપની**
બુક સેલર્સ એન્ડ પબ્લીસર્સ પાયધુની નં૦ ૫૬૬-મુંબઇ.

## *Great hours of Life.*

It was a great hour when the men of Athens resolved to fight at Marathon, and by doing so preserved the civilisation of Europe It was a great hour when Peter the Hermit, fresh from a pilgrimage of Jerusalem, stirred up a crusade to rescue the Holy Sepulchre from the grasp of the Saracen, the Holy Sepulchre was not rescued, but the Crusades went on for two centuries, and what came of them was the renaissance of art and literature, the end of feudalism, the growth of nationality, a new sense of unity in Christendom It was a great hour when Columbus, seeking a new route to the Indies, stumbled upon a continent, when William of Orange resolved upon the war with Spain, when the first gun was fired at Fort Sumter which heralded the downfall of slavery in Amer ca Such hours hold in them the founding of cities and states, civilisation, culture, and religion They are the critical hours of human history, determining issues which profoundly affect, for good or for evil the life of coming generations and they become the sign and symbol of all that follows in their train

It was a great hour in the intellectual history of mankind when there dawned on the mind of Sir Isaac Newton the wonderful conception to which we give the name of gravitation–the law of attraction which binds the worlds to gether and keeps the planets in their courses a unity was then conceived that grasps all things, the near and the distant, the smallest particle and the largest star It was a great hour when, in 1859, Charles Darwin's *Origin of Species* was published for every one born since then may be said to have drawn in with daily breath the thoughts which make up what we now call the philosophy of Evolution–even though not qualified to understand their scientific basis even though strictly speaking ignorant of them It was an intellectual birthday for the world for then there entered into human thought an element which did not exist before, and which has change l our view of life and God of nature and man, changed our attitude to many things both material and spiritual so that we cannot look upon them in the same way that men did fifty years ago It was a great hour in another province of the intellectual life of the world, in the history of the literature which int[illegible]re a human life, when Dante met Beatrice. Beatrice died when on [illegible]hreshold of womanhood, but her memory remained for ever with D[illegible]nte and became a great revealing and insp[illegible]g power What would the world not have lost had they never met "

—John White

Reg. No: B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત ૧૯૭૦

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્‌એલ્‌. બી.

પ્રાસંગિક નોંધ. (રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ એ એલ એલ બી.) ૧૯૩
મહારાણા પ્રતાપ. (રા. રા. પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. એમ એ.) ૧૯૭
"ભક્ત સુદામાનું કીર્તન." (રા. રા. "લાલત." ) ૨૦૯
"અમે તો સાત" (રા. રા. પ્રાણલાલ અમૃતલાલ વૈદ્ય ) ૨૧૦
હિન્દી સાહિત્ય સંમેલન. (રા. રા. પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા. એમ. એ.) ૨૧૧
શ્રી શાંકરસિદ્ધાન્તમાં ભક્તિનું સ્થાન. (રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા. બી. એ.) ૨૨૪
દિ. બ. અંબાલાલ સાકરલાલની મુલાકાત. (રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ એલ બી ) ૨૩૭
શંકરાચાર્ય અને વર્તમાન કાળ. (રા. રા. મણિલાલ અચ્છતરાય ઠાકોર બી. એ.) ૨૪૯
એક આત્માનું પ્રયાણ (રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. એલ. ઇ. ઇ.) ૨૫૪
ચર્ચાપત્ર. (રા. રા. "દ્વ." એમ. એ.) ૨૫૮
'શબ્દો નિત્ય.' (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. બી એ. સી. એસ.) ૨૬૧
અન્યાવલોકન. (રા. રા. પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ એલ બી.) ૨૬૪
વંચવાજોગ આંકડા ( વસન્ત-ઑફિસ. ) ૨૭૦

---

અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

## લવાજમનો દર.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ
અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનંતિ.

ગ્રાહકોએ કૃપા કરી લવાજમ અગાઉથી મોકલી દેવું. વસન્તનું કદ વધારવામાં આવ્યું છે તેથી પ્રેસનું બિલ ચૂકવવામાં ગ્રાહકો તરફથી અમને આટલી અનુકૂળતા મળવાની જરૂર છે.

વ્યવસ્થાપક.

Reg. No. B. 463

# वसन्तः

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

'सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૭૦

## પ્રાસંગિક નોંધ.

**ધર્મનું સાહિત્ય.**

અઢારમી સદીના યુરોપમાં બુદ્ધિવાદ ( 'Rationalism') નું બહુ પ્રાબલ્ય હતું. ડેકાર્ટના સમય પછી ધર્મના મહાપ્રશ્નો સ્વતન્ત્ર બુદ્ધિવડે ચર્ચાવા લાગ્યા હતા અને વૉલ્ફ નામના જર્મન ફિલસુફ સુધી આવતાં તો, જીવ જગત્ અને પરમાત્મા સંબન્ધી સઘળાં ગૂઢ સત્યો મનુષ્યબુદ્ધિએ હસ્તામલકવત્ થએલાં માની લીધાં હતાં. ત્યાં કૅન્ટે + મૂળ પ્રશ્ન જ પૂછ્યો કે મનુષ્યબુદ્ધિમાં મન અને ઇન્દ્રિયોથી પર એવી વસ્તુ ગ્રહણ કરવાનું સામર્થ્ય છે ખરૂં ? મનુષ્યબુદ્ધિનું બંધારણ તપાસી એણે નિર્ણય કર્યો કે—નથી. પણ તે જ સાથે એણે બતાવ્યું કે બુદ્ધિ ઉપરાંત મનુષ્યમાં કેટલીક વૃત્તિઓ છે—ભાવનાવૃત્તિ, નીતિવૃત્તિ, અને રસવૃત્તિ—જે દ્વારા મનુષ્ય પરમ તત્ત્વને અનુભવી શકે છે. કૅન્ટે આ પ્રતિપાદન કર્યું તે પછી એના ઉપર ઘણી ટીકાઓ થઈ છે, મનુષ્યઆત્માના આવા ખંડ—જુદી જુદી વૃત્તિઓ રૂપી—પાડી શકાય કે કેમ ઇત્યાદિ પ્રશ્નો પૂછાયા છે, પણ આજ એક વાત સિદ્ધવત્ મનાઈ ચૂકી છે કે પરમતત્ત્વને પામવું હોય તો તે કેવળ બુદ્ધિથી પામી શકાશે નહિ: કોઈ એક વૃત્તિ ઉપર ભાર મૂકે છે, કોઈ બીજી ઉપર મૂકે છે—પણ સૌથી વધારે પ્રતિષ્ઠિત સિદ્ધાન્ત તો અત્યારે એ જ છે કે પરમ તત્ત્વને પામવું હોય તો અખંડ મનુષ્યે એ તરફ જવું જોઇએ—તાત્પર્ય કે પરમતત્ત્વને અનુભવવાનું સાધન

---

+ જર્મન વિચાર કૅન્ટ.

કેવળ બુદ્ધિ નથી, પણ હૃદય છે, કૃતિ છે, અને વધારે સારી રીતે બોલીએ તો અખંડ જીવન છે. આમ હોવાથી વિચારગ્રન્થો એ જ ધર્મનું સાહિત્ય નથી. અને 'રૂપકો, કલ્પિત વાર્તાઓ' આદિ ત્યજી, 'તેમને સ્થાને ચોક્કસ અર્થવાળાં પદો વાપરી, સાદી અને સીધી ભાષા'માં ધર્મનું નિરૂપણ કરવું જોઇએ એમ, જે કેટલીકવાર ઇચ્છા દર્શાવવામાં આવે છે;† તે બરાબર નથી. જો ધર્મના વ્યાખ્યાનનો એક પ્રધાન ઉદ્દેશ ધાર્મિક વૃત્તિ જગાડવાનો હોય તો અખંડ જીવનને સ્પર્શ કરે—કલ્પના જગાડે, હૃદયમાં રસ પૂરે, અને હાથને હલાવે—એવી વાણીમાં ઉપદેશ કરવો જોઇએ. એ વાણી આપણા ઋષિઓ અને સન્તોને પ્રાપ્ત હતી. આપણામાં એ નથી. પણ, તેથી શું આપણા બન્ધુઓને એવી વાણી સાંભળવા તરફ દોરવામાંથી પણ જવું? નીચેના ઉતારા શબ્દપ્રમાણ નથી, પણ એવા પ્રતિષ્ઠિત પુરુષોના એ અભિપ્રાય છે કે સહસા અવગણી શકાય એવા નથી. અને અનુભવ પણ એની યથાર્થતામાં પ્રબળ સાક્ષી પૂરે છે. તે માટે, ધર્મના પ્રદેશમાં જેઓ 'રૂપક અને કલ્પિત વાર્તાઓ'નો ઉપયોગ અનિષ્ટ ગણે છે, તેમને એ ઉતારામાંથી નવું દૃષ્ટિબિન્દુ જડશે 'એમ ધારી અત્ર ટાંકું છું:

(૧) "It is good that a man should thus be made to feel in his heart how small a part of him his head is—that the Scientific Understanding should be reminded that it is not the Reason—the Part, that it is not the Whole Man.

"It is a profound remark that Imagination rather than Reason makes the primary difference between man and brute"

Professor Stewart's
*"The Myths of Plato."*

(૨) "The critics will tell you that the use of this mode of instruction in ancient times was a consequence of the oral teaching then prevalent; that printing being unknown, and writing uncommon, it was necessary to strike deep into the mind at once the lesson which vanished on the lips; that so the prophets in the palace or the street, the seer in the desert, the man of God on the beach or the hill-side, borrowed hints from the scene around, and painted sacred things in visual and dramatic forms on the imagination of monarch or of multitude. But now that art has clipped the 'winged words,' and memory betakes itself to books, we are more elaborately and precisely taught by argument and precept; and human nature, emerging from its childhood, exchanges its love of fable and similitude for moral and religious philosophy. I rather suspect a different cause for the phenomenon in question; and doubt whether, even if Jesus of Nazareth were living among us now, amid all the advantages of cheap tracts and daily journals, he would teach us much otherwise than after the old fashion, not with the

† જૂઓ વસન્તના ગયા કાર્તિકના અંકમાં એક ચર્ચાપત્ર પૃ. ૫૪૫, છેલ્લો પેરા.

dead page and laboured disquisition, but with the living voice, and the artless parable. For, I take it, different conceptions of the work to be achieved lie at the root of his method and of ours: ours assuming that religion is to be put into the mind; his, that it is to be brought out of it; ours aiming to teach the truth by intellectual judgment; his, to inspire it by moral sympathy; ours speaking with didactic baldness, as to the ignorant; his, with mystic hints and deep suggestions, as to a fraternity already taught of God, and needing but a new touch of holy light to re-awaken trust and wonder from their sleep. He who instructs by indirect and figurative methods, and, avoiding literal statements, delights in allusion and analogy, supposes one or both of two things; viz, that this subject is incapable of direct presentation, or, that his hearers possess its fundamental ideas, and require, not its form with their thought, but its spirit in their souls. Both these assumptions appear to me to pervade the whole ministry of Christ; to have opened his lips in parables, as the natural speech of religion; and to explain in part, why 'never man spake like this man.' "

Dr. Martineau's.
" Hours of Thought "

તાત્પર્ય કે—(૧) બુદ્ધિ એ સકલ મનુષ્ય નથી, મનુષ્યનું મગજ એ મનુષ્યનો બહુ જ અલ્પ ભાગ છે, અને એ વાતનો એના હૃદયને અનુભવ કરાવાય એ ઠીક છે.

વળી, ખરૂં જોતાં બુદ્ધિ નહિ પણ કલ્પના એ જ મનુષ્યનો પશુ થકી ભેદક ગુણ છે.

(૨) કેટલાક એમ ધારે છે કે અસલ મન્તો ઋષિઓ રૂપકની ભાષામાં ઉપદેશ કરતા કારણ કે તે વખતે લખવાની કળા હાલના જેવી નહોતી અને તે માટે એ ઉપદેશને હૃદયમાં ઠસાવવા સારૂ રૂપક અને કલ્પનાનાં ચિત્રોની જરૂર પડતી. પણ વસ્તુતઃ એમ નથી. ક્રિ-સ્ત આજ ઉપદેશ કરતો હોત તો પણ એ રૂપકની ભાષામાં જ—ઉપદેશ કરત, કારણ કે ધર્મ બહારથી ભરવાનો નથી પણ અન્તરમાંથી કાઢવાનો છે, અને તે માટે આત્માનું જે ઉદ્બોધન કરવું જોઇએ તે સીધી, બોડી ભાષામાં થઇ શકતું જ નથી.

આટલા માટે જ રૂપક અને અર્થવાદનો ઉપયોગ ઇષ્ટ ગણી શ્રુતિ કહે છે ' परोक्ष-प्रिया हि देवाः ' દેવોને આડકતરૂં નિરૂપણ ગમે છે. અને શ્રુતિનાં સત્યોને પણ વધારે લોકપ્રિય વાણીમાં બદલાવનાર ઇતિહાસ અને પુરાણનો ઉપયોગ કરવા નીચેની પંક્તિઓ કહે છે:

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं महरिष्यति ॥

—ઇતિહાસ અને પુરાણવડે વેદનું ઠીક ઠીક ઉપબૃંહણ કરવું. અલ્પશ્રુતથી વેદ બ્હીએ છે કે રખેને આ મને મારે.

આપણા ઇતિહાસ અને પુરાણોનું આપણા ધાર્મિક સાહિત્યમાં કેવું મહત્ત્વનું સ્થાન છે એ આર્યસમાજી લાલા લજપતરાયને પણ ડૉ આનન્દકુમારસ્વામીના સમાગમ પછી સમજાયું હતું

* * *

ઈશ્વરનું લક્ષણ

"Great Thoughts"—નામના પત્રમાં "Attempts to define the Highest" ("ઉત્તમ તત્ત્વનું લક્ષણ બાધવાના પ્રયત્નો") એ મથાળા નીચે ઈશ્વરના કેટલાક લક્ષણો આપ્યા છે એ વાચવા તથા મનન કરવા જેવા હોવાથી વાચકને સમર્પું છુ

૧ આપણો ઈશ્વર—જે કાઈ આપણે સર્વોત્કૃષ્ટ ગણીએ તે

—સિમ્સ

૨ સગુણ ઈશ્વર—આપણી પ્રાર્થનામાં સર્વ-શક્તિમાન્

—જે મૂલર

૩ હેગલનો ઈશ્વર—વિશ્વના રાજ્યાસન ઉપર બેઠેલો જર્મનિનો પડિતમન્ય પડિત

—મેન્ઝેલ

૪ ઈશ્વરનું સ્વ-સ્વરૂપ—પોતાના સ્વરૂપ પ્રમાણે, પોતે અન્તરમાથી અને પોતા માટે જેવો છે તેવો—ઈશ્વર

એ ગ્રેમ ફેરમેર્ન

૫ અજ્ઞાત ઈશ્વર—ગ્રીક તત્ત્વજ્ઞાનનો, પ્રાચીન જગતના સર્વ ધર્મોનો છેલ્લો શબ્દ

—ક્રેમેન્સ

૬. ઈશ્વરનો વિચાર—આપણા સ્વભાવનો અનિવાર્ય ગુણ, અને અજય્ય માન્યતા, આપણા વિચારની સાકળમાં આદ્ય વિચાર

—વિનેટ

આપણા આધ્યાત્મિક જીવનનો અનન્તગણો શુદ્ધ કરેલો અને વિસ્તારેલો, વિચાર

—ચૅનિંગ

૭ ઈશ્વરની માન્યતા—મનુષ્યજાતિનો મહત્તમ અધિકાર—જેમાથી દરેક ન્હાની મહત્તા ઉદ્ભવ પામે છે

—માર્ટિનો

૮ ઈશ્વરનું તત્ત્વ—જે પોતે જ જાણે છે, જે દરેક મનુષ્યનો આત્મા લાગણીથી અનુભવે છે, પણ વાણીમાં ઉચ્ચારી શકતો નથી

—નોવેશિયન

૯. તત્ત્વજ્ઞાનીઓનો ઈશ્વરઃ—શક્તિ પણ આત્મા નહિ; તત્ત્વ પણ લાગણી નહિ; સત્‌નો મ્હોટો અખાત, જે કલ્પનાને અને હૃદયને ભયંકર લાગે.

—વિનેટ.

૧૦. પ્રકૃતિમાં ઈશ્વરઃ—શક્તિ, પ્રભુતા, કલ્યાણમયતા. આપણા પાપી મનુષ્યત્વમાં—નીતિનું અન્તર્જ્યોતિ, જે પ્રભુના ન્યાયનો વિચાર કરતાં મનુષ્યમાં ભય પ્રેરે છે; જે ક્રાઇસ્ટમાં પિતારૂપે, ન્યાય, દયા, પ્રેમ, માર્દવ, ક્ષમા અને આત્માર્પણ રૂપે પ્રકટ થયું છે.

૧૧. ઈશ્વરઃ—સત્‌માત્રનો ધાતા, પિતા—સર્વથી પહેલાંનો, આકાશથી પહેલાંનો, સર્વ કાલથી અધિક, દરેક જમાનાથી અધિક, પ્રકૃતિનાં સર્વ કાર્યોથી અધિક—જેને વાણી વદી શકતી નથી, નેત્ર જોઈ શકતાં નથી.

—મૅક્સિમસ આફ ટિર.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# મહારાણા પ્રતાપસિંહ.

ભારતવર્ષમાં જે વીર પુરૂષોએ નિજ દેશનુ ગૌરવ જાળવી રાખવા ભગીરથ પ્રયત્નો કર્યાં છે, તેમની ગણનામાં ઉચ્ચતમ પદવી ધરાવનાર બે મહાપુરૂષો છે. જો આપણે ઉત્તર તરફ દૃષ્ટિપાત કરીશું તો મહારાણા પ્રતાપસિંહ જડી આવશે. તેવી જ રીતે દક્ષિણ તરફ નજર કરતાં છત્રપતિ શિવાજી મહારાજનાં દર્શન થશે. આ બન્ને વીર પુરૂષોએ સિદ્ધ કરી આપ્યું છે કે ભારતવર્ષ ઉપર વારંવાર આવી પડતી આફતોને ખાળવા સંપૂર્ણ રીતે શક્તિમાન્ યોદ્ધાઓને આ પવિત્ર ભૂમિ જન્મ આપી શકે છે. પોતપોતાના સમયને અનુકૂલ કાર્યો કરવામાં તેમાંના એકે વીર પુરૂષે પાછી પાની કરી નથી. છત્રપતિ મહારાજ શિવાજીને પોતાના કાર્યમાં વિજય મળી શકે એવી અનુકૂલ વસ્તુપરિસ્થિતિ હતી. ધર્માંધ ઔરંગઝેબે રાજપુતો સાથે વૈર બાંધી સ્વહસ્તે જ પોતાની કબર ખોદવાનો પ્રયત્ન આદર્યો હતો. જે રાજપુતોની સાથે મિત્રભાવ રાખી અકબરે મોઘલ સામ્રાજ્યની સ્થાપના કરી હતી તેજ રાજપુતોનાં મન કલુષિત થવાથી રાજ્યના મજબુત સ્તંભ તુટી પડયા. અકબરના સમયમાં દેશપરદેશે જેટલા વિજય કરવામાં આવ્યા હતા તે સઘળામાં માનસિંહ, ભગવાનદાસ જેવા શૂરવીર રાજપુત સરદારોનો મુખ્ય હાથ હતો. તેટલા માટે શિવાજી મહારાજનો સમય વધારે અનુકૂલ હતો. જઝીયાવેરા જેવા ક્રૂર કરોથી હિંદુ પ્રજા પણ કકળી ઉઠી હતી અને એક સમર્થ ઉદ્ધારકના આગમનની પ્રતીક્ષા કરતી હતી. તેથી શિવાજી મહારાજને પોતાના ઉદ્યોગમાં વધારે સ્થાયી ફળ મળ્યું. જ્યારે પ્રતાપસિંહના સમયનુ નિરીક્ષણ કરીએ છીએ ત્યારે તુરત જણાઈ આવે છે કે તેમના સમયમાં જુદા જ પ્રકારની વસ્તુપરિસ્થિતિ હતી. જે પ્રતિસ્પર્ધી સામે તેમને કામ લેવાનું હતું તે ઘણો ડાહ્યો, કાબેલ, રાજનીતિપ્રવીણ અને હોંશીયાર હતો. તેણે પોતાનું કાર્ય સાધવા અપૂર્વ સાધનોનો ઉપયોગ કરવા માંડયો હતો.

---

* ભરતખંડના વીસ મહાન પુરૂષોને અંગે લખાએલો આ પાંચમો લેખ.

દીલ્હીની ગાદિ ઉપર બેસતી વેળા અકબર પાસે એક નાનકડું રાજ્ય પણ નહોતું. તે ઉપરાંત અકબરના મોગલ સૈન્યમાં ઘણા ખરા સરદારો બેવફાદાર હતા. તેથી પોતાના જ બળે એક ડગલું આગળ ભરી શકાય એવી તેનામાં શક્તિ નહોતી. અકબરે આ સઘળા ઉપર મનન કરી એક નવીન રાજનીતિનો આરંભ કર્યો. જે રાજપુતો સાથે વારંવાર વૈર બાંધી તેના પૂર્વજો ખુવાર થઈ ગયા હતા તેમનો પ્રેમ જીતી લેવાનો અને તેમને જ પોતાની મહત્વાકાંક્ષામાં સાધન તરીકે વાપરવાનો આ મહાન્ બાદશાહે નિશ્ચય કર્યો. જયપુર અને જોધપુરના રાજકુટુંબ સાથે લગ્ન સંબંધથી જોડાયા બાદ ત્યાંના રાજાઓને પોતાની શેહેનશાહતમાં ઉચ્ચ પદવીઓ આપી. અત્યાર સુધી ધર્માંધ મુસલમાન બાદશાહોનો જેમણે અનુભવ કર્યો હતો તે રાજપુતોને આ નવીન પ્રેમ અદ્ભુત જણાયો અને તેના મોહપાશમાં ફસાયા. સમગ્ર ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં જયપુર અને જોધપુરના રાજ્યકર્તાઓએ સુખ્યાતિ કરી પોતાના જ રૂધિરનો વ્યય કરી અકબરને માટે મોટા મોટા ભૂમિપ્રદેશો જીતી આપ્યા અને એક નાનકડા રાજ્યનાં અધિપતિને સાર્વભૌમ પદવી પ્રાપ્ત કરાવી. તેટલા માટે પ્રતાપસિંહનો સમય તેમની અભિલાષાઓ માટે કેવળ અનુચિત હતો. કારણ કે તેમને ફક્ત અકબર સામે કામ લેવાનુ હતુ એટલુ જ નહીં પણ જે રાજપુતો તેના મોહપાશમાં લપટાયા હતા તેમને પણ મ્હાત કરવાનુ કામ મહારાણાના શિરે ચોંટયુ હતું. આ પ્રમાણે સમયની અનુકૂલતા નહીં હોવા છતાં મહારાણા પ્રતાપસિંહ પોતાનો નેક ટેક જાળવી અને જીવ મટે સ્વભૂમિનુ સંરક્ષણ કરી એક જ્વલંત ઉદાહરણ મુકી ગયા છે જે ઇતિહાસનાં પાનાઓમાં સર્વદા સોનેરી અક્ષરે કોરાઈ રહેશે.

મહારાણા પ્રતાપસિંહે રાજ્યાધિરોહણ કર્યું તે પહેલાંની કેટલીક બીનાનું દિગ્દર્શન કરાવવાની ખાસ આવશ્યકતા છે. પોતાના બીનવફાદાર સરદારોને કબજે કર્યા બાદ અકબરે સને ૧૫૬૭ માં ચિત્તોડ ઉપર ચડાઈ કરી. તે સમયે ઉદયસિંહના હાથમાં મેવાડના રાજ્યની લગામ હતી. કમભાગ્યે ઉદયસિંહ બીકણ હતો અને વીરોચિત સદ્ગુણોનો તેનામાં સંપૂર્ણ અભાવ હતો. આપત્તિના પ્રસંગે કેવી ધીરજ અને હિમ્મતથી કાર્ય કરવું જોઇએ તેનો ખ્યાલ તેને નહોતો. પરિણામે ચિત્તોડ ઘેરાયુ તે સમયે બાપારાવલનો વશજ તેના કાંગરાઓનું રક્ષણ કરવા હાજર ન રહ્યો. સીસોદિયાની કુળદેવીનુ એવું વચન છે કે જ્યાં સુધી મેવાડનો રાજમુકટધારી નરપતિ સ્વહસ્તે દુર્ગનુ પાલન કરે ત્યાં સુધી ચિતોડનો કિલ્લો શત્રુઓના હાથમાં જાય નહીં. જ્યારે અલાઉદ્દિને ચિત્તોડ ઉપર હુમલો કર્યો ત્યારે દ્વાદશ રાજકિરીટાલકૃત કુમારોએ ભગવા ઝુંડાના સંરક્ષણ માટે સ્વકીય પ્રાણ અર્પ્યા; તેવી જ રીતે માળવાના બાઝબહાદુરની ચડાઈ વખતે દેવરાનો અધિપતિ જે મેવાડના રાજકીય કુટુંબનો કુમાર હતો તેણે સ્વહસ્તે ચિતોડના કાંગરાઓનો બચાવ કર્યો. પણ ઉદયસિંહના વખતમાં થયેલા આ ત્રીજા હુમલા વખતે ચિતોડના બુરા નસીબે રાજા કર્તવ્યભ્રષ્ટ થઈ નાસી ગયો અને ચિતોડના સંરક્ષણ તરફ જરીકે લક્ષ્ય આપ્યું નહીં. તો પણ બીજા બહાદુર સરદારોએ પોતાનુ શૌર્ય દાખવવામાં મણા રાખી નહીં. આ સરદારોમાં બેદનોરના જયમલ અને કેલવાના પ્રતાપનાં નામ વધારે સુવિખ્યાત છે. આ બન્ને કુમારો સોળ મુખ્ય પટાવતોમાં હતા

અને તેમણે નાની ઉમ્મર છતાં તેમનાં યશસ્વી પરાક્રમોથી અસ્ત થતા ચિતોડ સૂર્યનાં કિરણોને વધારે દીપ્તિશાળી બનાવ્યાં છે. રાજપુતોનો અથાગ પરિશ્રમ છતાં ચિતોડ પડ્યુ એકે રાજપુતે પાછી પાની કરી નહીં શની રાજપુતાણીઓ જોહાર કરી બળતી ચિતામા પડી બળી મુઈ અને બહાદુર ક્ષત્રિયો હાથમાં તરવાર ગ્રહી મરણ પર્યંત લડ્યા. તો પણ ચિતોડ, રાજપુતોને અતિ વ્હાલુ ચિતોડ, અકબરના હાથમાં ગયુ. આ પ્રમાણે મેવાડનો મુખ્ય દુર્ગ, જેના માટે હજારો વીર સૈનિકોએ પોતાના ઉષ્ણ રૂધિરથી ભૂમિતલને ભીંજવ્યુ, તે રિપુહસ્તગત થયો.

ઉદયસિંહની કારકીર્દિમાં ઉપર બતાવ્યા મુજબ મેવાડની જાહોજલાલીને મોટામાં મોટો ટટકો લાગ્યો. આ ભયકર બીના થયા બાદ ફક્ત ચાર વર્ષ ઉદયસિંહનુ જીવન ટક્યુ. મરતી વખતે પણ ભવિષ્યમાં કલહ ઉપસ્થિત થાય એવી તેણે મૂર્ખાઈ કરી. પોતાના પાટવીકુંવર પ્રતાપસિંહને કોરાણે મુકી તેણે જગમલને ગાદિવારસ ઠરાવ્યો. ઉદયસિંહના શબને સ્મશાનમા અન્ત્યેષ્ટિ સંસ્કાર થતો હતો તે વખતે પ્રતાપસિંહના મામા ઝાલોરરાવ અને ચદાવત કૃષ્ણે થતી ભુલ સુધારી લેવાનો નિશ્ચય કર્યો અને બીજા બધા સરદારોએ તેને ટેકો આપ્યો. સઘળા રાજ્યભવન તરફ ગયા. જગમલ ગાદિ ઉપર બેસી ગયો હતો પણ ચદાવત્ સરદારે તેનો હાથ ઝાલી નીચે ઉતાર્યો અને પ્રતાપસિંહનો રાજ્યાભિષેક કર્યો. આ પ્રમાણે નિર્વિઘ્ને મહારાણા પ્રતાપસિંહ બાપારાવળના સિંહાસન ઉપર વિરાજમાન થયા અને ખરેખર તેમના વશમા કોહીનુર તરીકે શુભ્ર પ્રકાશ પાડી રાજપુતોની પ્રતિષ્ઠાનુ પુન ગૌરવ વધાર્યું.

મહારાણા પ્રતાપસિંહનો રાજ્યાભિષેક થયો તે વખતે તેમનો કોષ રિક્ત હતો, સાધનોનો અભાવ હતો, અને વારવાર આવી પડેલા પરાજયોને લીધે તેમના સરદારો નાહિમ્મત થયેલા હતા. ફક્ત પ્રાચીનકાળથી પ્રસિદ્ધ વશની લુખ્ખી કીર્તિ શીવાય બીજો વધારે સંગીન વારસો તેમને મળ્યો નહતો. પણ તે જ ઉજ્જ્વળ કીર્તિને નિષ્કલંકિત રાખવાનુ મહાન્ કાર્ય સમશેરની ધાર ઉપર ચાલવા જેટલુ કઠિન હતુ મોટામા મોટો ઘા જે તેમના હૃદયમા સાલતો હતો તે રૂઝાવો ઘણો મુશ્કેલ હતો. મેવાડની રાજધાની ચિતોડ જેણે સેંકડો, બલકે, હજારો વર્ષો સુધી રિપુદળને હંફાવ્યુ હતુ તે અત્યારે પોતાના પ્રતિસ્પર્ધીના હાથમા ગયેલો દેખી મહારાણાનુ દિલ અતિશય દાઝતુ હતું. જો કે બીલકુલ સાધન શૂન્ય દશામા મહારાણા બાપારાવલના સિંહાસન ઉપર વિરાજમાન થયા તો પણ તેમના શરીરમા વહન કરતા ઉચ્ચ રૂધિરને અનુસરતી ભીષ્મ પ્રતિજ્ઞાઓ તેમણે જાહેર રીતે લીધી ફક્ત પ્રતિજ્ઞા લઇ બેસી રહ્યા એટલુ જ નહીં પણ તેને ફલીભૂત કરવા તેમના સમર્થ પ્રતિસ્પર્ધી અકબર બાદશાહ સાથે યુદ્ધ ઉપસ્થિત કર્યું. પ્રાચીન સમયમાં ચિતોડના દુર્ગમાં મેવાડના કટ્ટામા કટ્ટા દુસ્મનોને પણ કારાગૃહનિવાસ સેવવો પડ્યો હતો અને હમ્મીરસિંહ જેવા શૂરવીર સેનાધિપતિના સતત પ્રયત્નોએ ભસ્મીભૂત ચિતોડને પણ નવપલ્લવવાળી બનાવી હતી, એવા ઉત્સાહી ચિત્રોને નજર સમક્ષ રાખી મહારાણા પોતાની અભિલાષાઓ પૂર્ણ કરવા પ્રેરાય એ સ્વાભાવિક હતુ પણ જે વખતે મહારાણા પ્રતાપસિ. આવી રીતે મેવાડને પુન સ્વતન બનાવવા કન્ય આ યોને પોતાના મનમા સ્થાન આપતા હતા તે વખતે એક જુદી જ પ્રકૃતિનો સેન-

શાહ દિલ્હીના તખ્ત ઉપર હતો જો અકબરને સ્થળે ઔરંગઝેબ જેવો ધર્માંધ અને કમઅક્કલનો બાદશાહ હોત તો એટલું ખાત્રીપૂર્વક કહી શકાય કે મહારાણાના અભિપ્રાયોને સંપૂર્ણ વિજય મળ્યા વિના રહેત નહીં અગ્યારે ઔરંગઝેબની માફક રાજપુતોના દિન ઉકર્યા હોત તો પ્રતાપસિંહના કાર્યને વધુ સરળતા મળત જેની રીતે બાબરે હિંદુસ્તાનમા પગ મુક્યો તે વખત પ્રતાપી રાણા સંગે ઝંડાવેના એકનિગના ભગના ઝુંડા હેઠે સઘળા રાજપુતો એકત્ર થયા હતા તેની રીતે મહારાણા પ્રતાપસિંહ જેવો બલિષ્ઠ અને પરાક્રમી નરપતિ એક વાર ફરીથી સઘળા રાજપુતોને એક છત્ર નીચે લાવી શકત અને તે સઘળાઓની એકત્રિત શક્તિનો રિપુ સામે ઉપયોગ કરી શકત પણ કમનસીબે રાજનીતિનિપુણ અકબરે એક નવીન દાવ રમવા માંડ્યો હતો તેણે રાજપુતોને પોતાના કરી લેવા યુક્તિઓ રચી હતી અને તે યુક્તિઓના ભોગ મોટા મોટા રાજપુત રાજ્યો થઈ પડ્યા હતા ઉપર જણાવ્યું તે મુજબ અંબર અને જોધપુરના મોટા રાજ્યો અકબર સાથે લગ્ન સબંધથી જોડાયા હતા અને પરિણામે અકબરની શેહેનશાહતના મજબુત સ્તંભ બન્યા હતા તેની જ રીતે બીમનેરનું રાજ્ય પણ બાદશાહની સાર્વભૌમ પદની ગ્યીમરી ચુક્યું હતું જે બુંદીનો રાજા અત્યાર સુધી મેવાડનો ચુસ્ત મિત્ર હતો તે પણ આ સમયે બાદશાહને ભળી ગયો હતો આબુ અરવદશાની પરિસીમા આટલેથી અટકી નહતી પ્રતાપનું થોડી પણ તેની સાથે રહ્યું નહતું પ્રતાપનો પોતાનો ભાઈ સગરજી પણ તેને છોડી બાદશાહના દળમા ભળ્યો હતો સગરજી ઘણો બહાદુર સરદાર હતો સગરજીએ પોતાના શૌર્ય પરાક્રમ એટલે સુધી બતાવ્યા હતા કે કંદહાર જેવા સ્થળના સુબા તરીકે તેની નીમણુક કરવામા આવી હતી કંદહારનો કિલ્લો અને તેની સઘળી જમીન સગરજીના કબજામા હતી સગરજીના વંશજો સગરાવતના નામથી ઓળખાવા લાગ્યા અમરના સવાઈ જયસિંહના સમય સુધી કંદહારનો કબજો સગરજીના હાથમા રહ્યો જહાંગીરનો બહાદુર સરદાર મોહોબતખાન એક વખત સગરાવત હતો આવી રીતે પ્રતાપની સાથે રહી જે રાજપુતોએ કામ કરવાની જરૂર હતી તે સઘળા રાજનીતિના ભોગ થઈ પ્રતાપના વિરુદ્ધ દળમા ઉભા રહ્યા

પણ જે ભયંકર આપત્તિ મહારાણાની સમક્ષ ઉભી રહી હતી તેની મહત્તાથી પ્રતાપસિંહનું ધૈર્ય ઘટ્યું નહીં પણ ઉલટું તેમના ઉત્સાહમા અતિશય વૃદ્ધિ થઈ તેમણે અંતઃકરણના ઉંડા ભાગમાંથી સોગંદ લીધા કે હું મારી માતાના ધાવણને દીપાવ્યા વિના નહિ રહુ. મહારાણાએ આ નિશ્ચય બહુ સારી રીતે નભાવ્યો જો કે એકલો હતો તોપણ તેણે આખી શેહેનશાહતના એકત્રિત બળ સામે પચીસ વર્ષ સુધી બાથ ભીડી એક વખત સપાટ જમીન ઉપર સહાર વર્ષાવતો, ત્યારે એક વખત એક પાહાડથી બીજે પાહાડ નાસતો, કોઈ કોઈ વખત પોતાના કુટુંબનું મેવાડના પાહાડી પ્રદેશના ફૂલ ફળાદિથી પોષણ કરતો, ત્યારે કોઈ કોઈ વખત બાળક વીર અમરસિંહને જંગલી પશુઓ અને તેમનાથીએ વધારે જંગલી રાની મનુષ્યોની સોબતમા ઉછેરતો આવી રીતે એવી એકે આપત્તિ અવશિષ્ટ રહી નહોતી કે જે મહારાણા પ્રતાપસિંહે સહન ન કરી હોય નીચેના શ્લોકથી તે સ્થિતિનું વર્ણન કરીશું

પ્રતિષ્ઠાને મલિન કરી નહીં અને મેવાડને પરતંત્રતાની સોનેરી બેડીઓ પણ પહેરાવી નહીં. પોતાના જીવન દરમ્યાન મહારાણાએ મેવાડની સ્વતંત્રતા અખંડ જાળવી રાખી.

ચિતોડના નાશની યાદગીરી જાળવી રાખવા સારૂ મહારાણાએ ઘણી આકરી પ્રતિજ્ઞાઓ લીધી: જ્યાં સુધી તરવારના બળે ચિતોડ પાછું નહીં મેળવું ત્યાં સુધી હું પત્રાળામાં જમીશ અને ઘાસમાં સુઈ રહીશ. વળી લગ્નમાં તેમજ યુદ્ધમાં નિશાન ડંકા આગળ રાખવાને બદલે પાછળ રાખવાનો નિશ્ચય કર્યો જેથી શૂરવીર યોદ્ધાઓનાં દિલ વધુ ઉશ્કેરાય અને વધારે પરાક્રમી કાર્યો તેમના હાથે બની શકે. પાછળથી ચિતોડ મેવાડના ભૂપતિઓને પુનઃ પ્રાપ્ત થયું છે પણ તરવારના બળે પાછું નહીં મળેલું હોવાથી હજુ સુધી આ પ્રતિજ્ઞાઓ મેવાડના ભૂપતિઓ પાળે છે. જો કે હાલના રાણાઓ સુંદર સુશોભિત પલંગોમાં સુઈ રહે છે, તો પણ તેની નીચે ઘાસ પાથરે છે અને સોના રૂપાનાં વાસણોમાં જમે છે છતાં નીચે હજુ પણ પત્રાળું મુકવામાં આવે છે. ધન્ય છે સૂર્યવંશી રાણાઓના ટેકને !

મહારાણા પ્રતાપસિંહ વ્યાકુલિત અંતઃકરણે આ અર્થનો વારંવાર ઉદ્ગાર કહાડતા કે,

> मज्जाद्रव्यं नृपतिरुदयः शक्तिशून्योऽतिभीरु
> नो भूतश्चेन् खलु मलिनयन् वंशकीर्तिं सुशुभ्राम् ।
> नूनं नैषा रिपुकरगता भूमिमात्रप्रमाणा
> रम्या भूमिर्भरतविषयस्याधिभोग्याऽभविष्यत् ॥

"જો રાણા સંગ અને મારી વચ્ચે ઉદયસિંહ ન હોત તો ભારતભૂમિની એક તસુ જમીન પણ રિપુઓના હાથમાં જાત નહીં. આ કથનમાં બિલકુલ અતિશયોક્તિ નથી. કારણ કે છેલ્લા સૈકામાં હિંદુ સમાજમાં નવીન જીવનનો પ્રવેશ થવા માંડ્યો હતો. ગંગા યમુનાની આસપાસનાં હિંદુ રાજ્યોએ પુનઃ પોતાનું ગૌરવ પ્રકાશિત કર્યું હતું અને બળવાન સત્તાઓ તરીકે લેખાવા લાગ્યાં હતાં. અંબર અને જોધપુરનાં રાજ્યોએ તો પોતાની શક્તિ એટલે સુધી વધારી હતી કે તેઓ એક હાથે શેરશાહ સામે લડી શક્યાં હતાં. તેવીજ રીતે ચંબલ નદીની બન્ને બાજુએ નાનાં રાજ્યો પણ સ્વીયસ્વરૂપ મેળવી શક્યાં હતાં અને તેઓનું જોર ધીમે ધીમે વધવા માંડ્યું હતું. એક અપૂર્વ બુદ્ધિવાળા હિંદુ રાજાની જરૂર હતી કે જેને આ બધાં રાજ્યો પોતાના અધિનાયક તરીકે માની તેના પવિત્ર ધ્વજ નીચે દિગ્વિજયનો આરંભ કરે. છુટાં છવાયાં રહેવાથી નીપજતાં માઠાં ફળ તે સઘળાંઓએ બહુ સારી રીતે ચાખ્યાં હતાં. તેથી હવે બધાં ઐક્યનો લાભ સમજવા લાગ્યા હતા. આવો યોગ્ય અધિનાયક તેમને યોગાજ સમય ઉપર મળ્યો હતો. તે અધિનાયકે પોતાના પરાક્રમોથી સમગ્ર ધરણીતલને અંજાવી નાંખ્યું હતું. તેનામાં એવા સર્વોત્તમ ક્ષાત્ર ગુણો હતા કે તેની ભવ્ય મૂર્તિ તરફ શૌર્યના ઉપાસક રાજપુતોની દૃષ્ટિ આકર્ષાઈ હતી. કોઈ સમયે ન બની શકે એવો રાજપુતોનો એકસંપ આ બહાદુર વીરશિરોમણિના હાથે થયો હતો. આ મહાપુરૂષ બીજો કોઈ નહીં પણ સૂર્યવંશદીપક મહારાણા સંગ્રામસિંહ જેને આપણે રાણા સંગ તરીકે ઓળ-

બીએ છીએ તે હતો. આ મહારાણાએ સઘળા રાજપુતોને એકલિંગના પવિત્ર ધ્વજ નીચે એકત્રિત કર્યા હતા અને બાબર જેવા યોદ્ધાને હંફાવવામાં જરીકે કચાશ રાખી નહોતી. તેવીજ રીતે સુર વંશના છેલ્લા નામર્દ રાજા ઉપર વિજય મેળવી અકબરે પોતાની કારકીર્દિનો આરંભ કર્યો તે વખતે મેવાડના સિંહાસન ઉપર ઉદયસિંહને બદલે પ્રતાપસિંહ જેવો શરવીર વિરાજમાન હોત તો સઘળાં રાજપુત રાજ્યો મહારાણાને પોતાનો સ્વામી કરી એક વાર ફરીથી હિંદુ સામ્રાજ્ય સ્થાપિત કરવાને શક્તિમાન્ થાત. પણ ભારતવર્ષના કમભાગ્યે તે સમયમાં ઉદયસિંહ જેવો બીકણ નરાધિપતિ મેવાડ ઉપર રાજ્ય કરતો હતો જેને લીધે અકબર પોતાની નવીન રાજનીતિનો પ્રયોગ કરી પોતાની સ્થિતિને પ્રબલતમ બનાવી શક્યો અને કુદરની રીતે જે રાજપુત રાજ્યો મેવાડના છત્રની આસપાસ ગુથાવાને સરજાયાં હતાં તેજ રાજ્યોને પોતાના પક્ષમાં લઈ પોતાની શક્તિમાં અપરં વધારો કરી દીધો.

મહારાણા પ્રતાપસિંહ ગાદી નશીન થયા ત્યાર પછી થોડા વખતે આંબેરનો માનસિંહ અકબર બાદશાહના સેનાપતિ તરીકે દક્ષિણ જીતવા નીકળ્યો ત્યાં તેણે સોલાપુરનો વિજય કર્યો. ત્યાંથી પાછા ફરતી વખત માનસિંહે ઉદયપુરમાં થોડા વખત મુકામ કર્યો. માનસિંહનો આતિથ્યસત્કાર કરવા માટે મહારાણા પ્રતાપસિંહે ઉદયસાગર ઉપર યોગ્ય વ્યવસ્થા કરી. ભોજન સમયે મહારાણાએ હાજરી આપી નહીં અને પોતાના પુત્ર અમરસિંહને મોકલ્યો. પણ માનસિંહ મહારાણાની ગેરહાજરીનું કારણ કળી ગયા અને આગ્રહ કર્યો કે જો મહારાણા આ વખત તેની સાથે ભોજન નહી કરે તો પરિણામે બારે પશ્ચાત્તાપ કરવો પડશે. મહારાણા પ્રતાપસિંહે આ ધમકીની દરકાર કરી નહીં અને સાફ શબ્દોમાં જણાવી દીધું કે જેણે પોતાની બેનને મોગલ શેહેનશાહ સાથે પરણાવી છે તેની સાથે બેસી સૂર્યવંશી મહારાણા કદી ભોજન કરશે નહીં. આ વચનોથી માનસિંહને ઘણો ક્રોધ વ્યાપ્યો. સૂર્યવંશોદ્ભવ મહારાણા સાથે ભોજન કરવામાં સઘળા રાજપુતો પોતાનું માન અને ગૌરવ સમજતા હતા. આ માન પોતાને આપવામાં ન આવ્યું તે જોઈ માનસિંહનો કોપ અતિશય ઉછળ્યો. માનસિંહે ભોજન કર્યું નહીં અને પ્રતાપ મહારાણાને હેરાન કરવાના સોગંદ લીધા. દિલ્હી ગયા બાદ તેણે અકબર બાદશાહને મહારાણા વિરૂદ્ધ સારી રીતે ઉશ્કેર્યો. માનસિંહના ઉત્તેજનથી બાદશાહે એક મોટું લસ્કર મેવાડ તરફ મોકલ્યું. આ સૈન્યની સરદારી સલીમ તથા માનસિંહને આપવામાં આવી. જે મોટું લશ્કર પોતાની વિરૂદ્ધ ચઢી આવ્યું તેની સામે મહારાણા પ્રતાપસિંહ ફક્ત બાવીસ હજાર ચુનંદા રાજપુતો એકઠા કરી શક્યા પણ આ અતિવીર સિપાઈઓ પોતાથી ચારગણા લશ્કરને પોતાના શૌર્યથી મ્હાત કરી શકે એવા વીર્યવાન્ હતા. આ લોકોની સાથે મહારાણા સમરક્ષેત્રમાં આવીને ઉભા રહ્યા અને સિનજે હલદીઘાટનો રસ્તો રોક્યો. અજમેર તરફથી આવતા મોગલ સૈન્ય અને રાજપુત ફોજ વચ્ચે ઘણી ખુનરેજી લડાઈ થઈ. યુદ્ધમાં સૌથી આગળ પડતો ભાગ મહારાણાએ લીધો. કેટલાક હાલના સેનાપતિઓની માફક તેઓ સમરાંગણથી છેટે તંબુમાં બેસી સૈનિકોને હુકમ આપવાનું કામ કરી પોતાને કૃતકૃત્ય માનતા નહોતા. પણ હુકમ આપવા પહેલાં તેજ હુકમને જાતે અનુસરવાના ઉત્તમ સિદ્ધાન્તને તેઓ અનુસરતા હતા.

અન્ન પણ તેમને અને તેમના અનુયાયી રાજપુતોને મળતું નહોતું. પ્રતાપની રાણી જેણે સ્વપ્ને પણ દુઃખનું દર્શન કર્યું નહોતું તેને પાહાડે પાહાડ અને ખીણે ખીણ અથડાવું પડતું હતું અને પ્રતાપનાં બાળકો જેઓ પુરા લાડમાં ઉછેરાવાં જોઇએ તેમને ખાવા માટે પૂરું અન્ન પણ નહોતું મળતું. એક વખતે રાણીએ ઘાસના લોટની એક બાટી પોતાનાં બાળક-વાનાં બાળકો માટે કરી હતી પણ એક જંગલી બિલાડો તે બાટી ખેંચી ગયો. મહારાણાની એક નાની છોકરી તે જોઈ કલ્પાંત કરવા લાગી. આ બાળકીના દયામણા રૂદનથી મહા-રાણાની વજ્રમય છાતી પણ ચીરાઇ અને જે પ્રતાપસિંહ અત્યાર સુધી ભયંકર કષ્ટો સામે ટકી રહ્યો હતો તેનું હૃદય આન્તર વ્યથાથી ભેદાવા લાગ્યું. નિરાશાની પરિસીમામાં મગ્ન થયેલા મહારાણાએ આ શોચનીય અવસ્થામાં અકબર બાદશાહ ઉપર સંધિ કરવાનો પત્ર લખ્યો. પોતાનો બહાદુર પ્રતિસ્પર્ધી નમતું આપવા તૈયાર થયો છે એ જોઈ બાદશાહ ઘણો ખુશી થયો અને ગર્વ સાથે તે કાગળ રાજસભામાં વંચાવ્યો. બિકાનેરના કુમાર પૃથ્વીરાજને તે સાંભળી ખોટું લાગ્યું અને છાતી ઠોકી ઉત્તર આપ્યો કે " આ કાગળ મહારાણાનો હોઈ શકે નહીં. મહારાણાના કોઈ દુશ્મને આવી રીતનો કાગળ લખી તેમની કીર્તિને ઝાંખ લગાડવા યત્ન કર્યો હશે. તેથી મને રજા આપો તો હું મહારાણાને પત્ર લખી ખરી ખબર મંગાવું." બાદશાહે પૃથ્વીરાજને તેમ કરવાની રજા આપી. પૃથ્વીરાજે જે પત્ર મહારાણા ઉપર લખ્યો તેમાં ઉત્તેજક વચનો વાપરી તેમના મંદ પડતા ઉત્સાહને પુનઃ ઉત્તેજિત કર્યો. આ પત્ર એટલો ઉત્તમ છે કે અત્યાર સુધી દરેકે દરેક ઐતિહાસિક ગ્રંથમાં તેનો સારાંશ આપવામાં આવે છે. આ પત્રના શબ્દો શરીરના રોમે રોમમાં શૌર્યનું સિંચન કરે તેવા તેજ-સ્વી છે. રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બી. એ. એલ.એલ. બી બાર-એટ લૉએ રચેલા "ક્ષાત્રપાળ પ્રતાપ" એ નામના નાનકડા કાવ્યમાં આ કાગળ પુરેપુરો આપવામાં આવ્યા છે. સ્થળસંકોચને લીધે જે જુની શબ્દોમાં પત્રનો છેવટનો ભાગ આપવામાં આવ્યો છે તેટલાજ શબ્દો અત્રે ટાંકી સંતોષ પામીશું.

હાય આ ભારત ભૂમિના
લાગતો તેજનો દીપ
એકલો બોલવીને તેં
જવવા ધાર્યું શું મન ?
હજુ એ રાજ ભંડાર
રાણાના કુળના રીતિ
રાજ્યભોગ કરે પાછા
વીતો કાળ ફરે નહીં. '

પૃથ્વીરાજનો પત્ર વાંચી પ્રતાપની નસે નસમાં ક્ષાત્રરક્ત વહેવા લાગ્યું અને દેહાન્તે પણ પોતાનો ટેક નહીં છોડવાનો તેણે સંકલ્પ કર્યો. નિર્જન અરણ્યોમાં, પાહાડની ગુફાઓમાં, અને વેરાન જંગલોમાં સ્વતંત્ર રીતે મ્હાલતા મૃગેન્દ્રોની માફક પ્રતાપ અને તેના નિમક-હલાલ ભાયાતો ઐહિક દુઃખોને પગ નીચે કચરી નાંખતા આનન્દે વિચરવા લાગ્યા.

આવી હીન દશામાં પણ ફલફલાદિ અથવા રોટલા મહારાણાને મળતા તેની પોતાના બાળકો વચ્ચે વ્હેંચણી કર્યા બાદ અવશિષ્ટ અન્નનું પોતે ભોજન કરતા. પ્રતાપી રાજપુતો જેઓ આ વીર નરપતિની પાછળ પ્રેમપૂર્વક રહ્યા હતા તેઓ પણ ક્ષુધાના દુઃખથી કદી ડરતા નહીં અને જંગલના પથરાઓને સુકોમળ ગણ્યા માની આનન્દે દિવસ નિર્ગમન કરતા. જુદે જુદે પ્રસંગે છુટા છવાયા મોગલો ઉપર હલ્લો કરી તેમને એક ઘડી નિરાંતે ઉંઘી બેસવા દેતા નહીં. આમ સમય વ્યતીત થતો ગયો. દિન પ્રતિદિન આપત્તિની તીવ્રતામાં વૃદ્ધિ થતી ગઈ. જ્યારે કોઈ પણ ઉપાય ન રહ્યો ત્યારે છેવટ મેવાડ છોડી, રણ ઉપ્રથી, સિંધમાં એકલિંગનો ભગવો ઝુંડો ફરકાવવાનો નિશ્ચય કર્યો. કારણ કે વીર પુરુષ ગમે તે સ્થળે પોતાનું શૌર્ય પ્રકાશવા સમર્થ થાય છે. સંસ્કૃત કવિઓ પણ આ વિચારને ઘણી છટાદાર ભાષામાં વર્ણવી ગયા છે.

को वीरस्य मनस्विनः स्वविषयः को वा विदेशस्तथा ।
यं देशं श्रयते तमेव कुरुते बाहुप्रतापार्जितम् ।
यद्दंष्ट्रानखलाङ्गुलप्रहरणः सिंहो वनं गाहते
तस्मिन्नेव हतद्विपेन्द्ररुधिरैस्तृष्णां छिनत्त्यात्मनः ॥

આ પ્રમાણે પ્રતાપે છેલ્લા ઉપાય તરીકે મેવાડ ત્યાગીને પણ સ્વતંત્રતાનું રક્ષણ કરવા નિશ્ચય કર્યો. મહારાણા અને તેમના રાજ્યભક્ત સરદારો પોતાના ઘોડા તૈયાર કરી મેવાડને છેલ્લા રામ રામ કરવાની તૈયારીમાં હતા તેવામાં દૂરથી ' મથુર કરો, મથુર કરો " એવા શબ્દ સંભળાયા અને જાણે પરમાત્માએજ મહારાણાના ટેકની પૂરી પરીક્ષા કર્યા બાદ સ્વયમ્ તેમને સાહાય્ય કરવા પ્રેરણા કરી ન હોય તેવો ભાસ થયો. દૂર મુસાફરીના પરિશ્રમથી થાકી ગયેલો એક અધ્વગ મહારાણાની સન્મુખ આવી ઉભો રહ્યો, અને તેમના પરમ પવિત્ર ચરણકમલનું વિનતશિરસા ચુમ્બન કરી સવિનય મહારાણાને આજીજી કરવા લાગ્યો. પ્રતાપસિંહે તેને એકદમ ઓળખ્યો અને માનપુરઃસર તેની સાથે વાત કરવા માંડી. આ વ્યક્તિ બીજી કોઈ નહીં પણ મેવાડના પ્રધાન ભામાશા હતા. તેમણે પોતાનો અખૂટ ખજાનો મહારાણાના પગ આગળ ધરવાની માગણી કરી. ભામાશાએ વીરોચિત શબ્દોમાં કહ્યું કે,

" વીરજી, આ ધરિત્રીમાં એક એવો નથી કદી
દેશસ્વાતંત્ર્યને અર્થે પ્રાણ દેતાં હઠે જરી.
બાર વર્ષ લગી રાખો લાખોનું સૈન્ય વીરનું
ખર્ચને અર્થે ગણાજી હીરા ભંડાર ભામનું
વિત્ત એ ગજમેવાની સામગ્રી હર્ષથી ધરે
વૃદ્ધ ભામા તણું હર્ષે હઠે આ રાજ્યની ભણે.
પ્રજાની લક્ષ્મીની રેલ દેશના ચર્ણસ્પર્શથી
પવિત્ર આજને દહાડે સાચાઇ હાથથી કરે. "

ઉપર મુજબ રાજભક્ત ભામાશાએ મેવાડના રક્ષણ માટે પોતાના સઘળા ધનની મહારાણાને ભેટ કરી, જે પ્રેમપૂર્વક સ્વીકારવામાં આવી. ભામાશા જેવા આત્મત્યાગી પુરૂષો વિરલા હોય છે. જે દેશમાં સર્વસ્વ સમર્પણ કરનાર ભામાશા જેવા સ્વદેશાનુરાગી નર પુરૂષોએ જન્મ લીધા છે તે ભૂમિને હજારો વાર, લાખોવાર ધન્યવાદ ઘટે છે

મહારાણાને ધનની સાહાય્ય મળી કે તુરત પોતાનો વિચાર ફેરવી નાખ્યો અને બહાદુર રજપુતોનું સૈન્ય પુનઃ જમાવવા માંડ્યું. એક પછી એક મોગલોએ જીતેલા કિલ્લા પાછા જીતવા માંડ્યા. વિજયથી રજપુત સૈનિકો આગળ રિપુના ભાડુતી સૈનિકો પરાજિત થવા લાગ્યા અને થોડા સમયમાં આખો મેવાડ દેશ મહારાણાની શીતળ છાયા નીચે આવી ગયો. કોમલ મેર, ઉદેપુર ઇત્યાદિ અગત્યના મથકોએ પણ એકલિંગનો ભગવો ઝુંડો ફરકવા લાગ્યો અને મહારાણા પ્રતાપસિંહ એકવાર ફરીથી આબાદીના ઉચ્ચ શિખરે પહોંચ્યા. પણ આ ટેકીલા રાણાને જ્યાં સુધી ચિતોડ પાછું ન મળે ત્યાં સુધી શાન્તિ અને આરામ મળે તેમ નહોતું. ચિતોડની ફીકરમાં અને ચિતોડની ઝંખનામાં પ્રતાપસિંહનો વજ્રમય દેહ પણ ભર જુવાનીમાં ઘસાવા લાગ્યો. જ્યારે જ્યારે ચિતોડના કાંગરા તરફ તેમની નજર થતી ત્યારે ત્યારે તેમનું હૃદય માનસિક વ્યથાથી ચીરાઈ જતું હતું. જેવી રીતે ઇંગ્લંડની એક શેહેનશાહબાનુ મેરીએ મરણ સમયે "કેલે મારા વક્ષ સ્થળમાં કોતરાયેલું જણાશે" એવા ઉદ્ગારો કહાડ્યા હતા તેવીજ રીતે અંત સમયે ચિતોડની ઝંખનામાં મહારાણાનો પ્રાણ મુઝાવા લાગ્યો "નાગ છોકરો અમરસિંહ મારી પાછળ રાજ્યવૈભવમાં લેપાશે, અને ચિતોડ પુનઃ પ્રાપ્ત કરવાનો પ્રયાસ નહીં કરે" એ ફીકરથી મહારાણા પુનઃ પુનઃ ગભરાવા લાગ્યા. જ્યારે અમરસિંહે ચિતોડ પાછું ન મળે ત્યાં સુધી તેમની આકરી પ્રતિજ્ઞાઓ પાળવાના સોગંદ લીધા ત્યારે તેમનો પવિત્ર આત્મા આ અસાર સંસારનો પરિત્યાગ કરી વીરજનોચિત દિવ્ય સ્થળમાં ચાલી ગયો

ઉપર જણાવ્યું તે પ્રમાણે જન્મથી તે અંત સુધી એક સરખી રીતે પોતાની જન્મભૂમિ અને પોતાની વ્હાલી પ્રજાનું સંરક્ષણ કરવા કમર કસી મચી રહેલા મહારાણા પ્રતાપસિંહનું નામ ભારતવર્ષીય ઇતિહાસમાં સોનાના અક્ષરે કોતરાયું છે અને યાવચ્ચંદ્રદિવાકરૌ તેમના ગુણયશનું ગાન કરી ભારતવાસીઓ અનૃણ થાઓ એજ અભિલાષા પ્રકટ કરી આ લઘુ લેખ સમાપ્ત કરૂં છું

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.**

# ભક્ત સુદામાનું કીર્તન.

( ધીરા ભક્તનાં પદનો ઢાળ. )

એ તો એક સુદામા રે !
    સાચા બ્રહ્મભોગી થયા. હોજી !
જેણે તાંદુલ સ્હામા, રે !
    શ્રીકૃષ્ણને ચરણે ધર્યા. હોજી !

ભક્ત ટેકિલા અભયથી, હો !
    પ્રભુશું રમતા હોડ;
એક સવાઠ કર્યા કરે, ત્યાં
    બીજા વાળે દ્દોડ.
અબોલ અદ્ભુત કામા, રે !
    રસિયાં જનના પ્રભુતા ભર્યાં. હોજી

બન્ધુતાને એડલે, હો !
    બેલડિયે સમ્બન્ધ,
ઝૂકી સંસારે ઝૂલતાં, એ
    સંત જ સ્વજન અબન્ધ'
વ્હાલાંને વિસામા, રે !
    દેનલ તો દીન ભાવે ભર્યા હોજી !

વસન્ત પૂર્ણિમા: સં. ૧૯૭૦. }
સંતકુંજ. ( સાંતાકુઝ. ). }

લલિત.

# "અમે તો સાત"

( ભુજંગી. )

"હતાં સાત જે હું કહું બાળ સાતે
રહ્યાં તો હતાં ઝુંપડાં મધ્ય સાથે
હતા ભ્રાત બે તે ગયા કંઈ હવે તો
નથી આવવાના કહે માત એ તો.—૧

ગયા છે બીજા બંધુ મારા વિદેશે
કમાઈ ખરે લાવશે તે સ્વદેશે!
કહે માત મારી ગયા ભ્રાત બેતો
ખરી સાક્ષી આપે પ્રભુ પાસ તે તો.—૨

જવું સર્વને જે દીશા એક માંહિ
પછી શોચશો સર્વને માટ આંહિ'!
"ધરૂં સત્ય હું સર્વ જે માત કે'છે
હજુ આરા ભ્રાતા મળે તેમ રે'છે"—૩

'પ્રભુ પાસ જો સર્વને સદ્ય જાવું
વૃથા શોકથી જીવને શું રીબાવું?
હજુ ભ્રાતના શબ્દ કાને સુણું છું
હજુ સ્વપ્નમાં સ્નેહથી વીનવું છું.—૪

'અરે ભ્રાત મારા રહે આંહિ આંહિ
નથી સ્વપ્નથી કાંઈ સંતોષ ભાઈ'
કહે છે મને 'બ્હેની' હું તુજ પાસે
રહીશે, રહેજે સુખે નીજ વાસે.'—૫

"રહ્યા ભ્રાત જે ચાર તે તો કમાઈ
ખરે લાવશે" માત કે'છે બીચારી
મને સાંભરે છે ખરા ભ્રાત જે જે
ગયા અન્ન માટે અને પાણીવાટે.—૬

આહિં ઝુપડી આ મહિં હું રહું છું
લઈ માતને સાથ હું તો ફરૂં છું."
કહી સર્વ આ બાળકી બંધ રે'છે
કહે છે જ પછી ગણીયે જ "પાંચે."—૭

"ભલી બાળકી ! તુજ અજ્ઞાન એ છે
પ્રભુ પાસથી કોન પાછું વળ્યું છે
અહિં વાસ જેનો હતો તે જ સત્યે
બીજું જાણજે આજથી તું અમસ્તે."—૮

"નહિ, ભાઈ મારા, નહિ એમ થાશે"
કહે બાળકી રોતી રોતી નીરાશે
"અમે સાત એ સર્વ કો આંહિ જાણે
નથી સાતની વાતથી હુ અજાણે.—૯

ખરે જાણજે પંથી તું ભાઈ મારા
અમે સાતને સાત સદૈ થવાનાં."

કહી આ બાળકી એવું, કહે, "આ ઉર માંહિ તે
વસે છે સાત પ્રતિમાઓ પછી શું જુદું હું માનુ?
વસે મુજ માતની એક પછીની પર ભ્રાતની
કહે તું, આશની ભાષા શાહિં પાછી ભરૂ પાની ?"*

પ્રાણલાલ અમરતલાલ વૈદ્ય.

---

# હિન્દી સાહિત્ય સંમેલન.

હિન્દુસ્તાનમાં ભિન્ન ભિન્ન ભાષાઓ ભિન્ન ભિન્ન સ્થળે બોલાય છે. તેઓની સંખ્યા કેટલી બધી છે અને ત્હેને લીધે રાષ્ટ્રીય સ્થિતિમાં કેવા કેવા પ્રશ્નો ઉત્પન્ન થાય છે, તે પ્રત્યેક વિચારશીલ મનુષ્યને વિદિત છે. તેમ છતાં પણ એવું કહેવાની કોઈક જ હિંમત કરશે કે તે ભાષાઓની સ્થિતિ અને તે ભાષાઓથી ઉત્પન્ન થતા પ્રશ્નોનું સ્વરૂપ પચાસ વર્ષ પૂર્વે હતું, તેવું ને તેવું જ આજ રહ્યું છે. વર્તમાન સ્થિતિનું એક લક્ષણ એ છે કે ભરતખંડની કેટલીક મુખ્ય ભાષાઓના વિકાસ ઉન્નતિ તથા ગૌરવને માટે કેટલેક સ્થળે ઉત્સાહભેર પ્રયાસ ચાલી રહ્યા છે. આ સર્વ પ્રયાસ, જે આરંભમાં પૃથક્ પૃથક્ વ્યક્તિઓ તથા ક્વચિત્ કોઈ સોસાયટી–મંડળી–આદિને લીધે સફળ થતા હતા, તે, વીસમી સદીના આરંભથી નવીન સ્વરૂપને પામ્યા, ને લગભગ તે સમયથી એકેક ભાષા બોલનાર તથા સમજનાર આખી

---

* "વર્ડઝવર્થ"ની આંગ્લ નામની એક કવિતાને અનુલક્ષીને જ લખાયેલ છે. તેમાં બતાવવામાં આવેલ બાલ્યભાવ દર્શાવવા માટે પ્રયાસ કરવામાં આવેલ છે કિન્તુ "તે પ્રયાસ કેટલે દરજ્જે સફળ છે એ તો શીષ્ટ પુરુષો માટે જ છોડવું જોઇએ." અને તે પ્રમાણે જ હું અહિં સજ્જન લોકોની સમજ ઉપર જ છોડું છું.

" આશ્રમ " ના નામથી નવી મ્હોટી હીલચાલોનો પાયો નખાયો ગુજરાતી ભાષા ને સાહિત્ય સંબન્ધમાં ગુજરાતી સાહિત્યપરિષદ્‌નો જન્મ થયો તે પ્રમાણે મહારાષ્ટ્રીય ભાષા ને સાહિત્ય સંબન્ધમા ગ્રન્થકર્તાઓની મડળી, બંગાળી માટે બંગાળી સાહિત્યપરિષદ્, ને હિન્દી માટે હિન્દી સાહિત્ય સમ્મેલનની સંસ્થાઓ હાલમાં પ્રવર્તે છે કેટલાક ઉદ્દેશો ને કેટલીક કાર્યપદ્ધતિમા તેઓ વચ્ચે સ્વાભાવિક રીતે અન્તર રહે છે, પરંતુ વિશાળ દૃષ્ટિએ જોતાં તેઓના હેતુ તથા સાધ્યનુ સામ્ય પ્રતીત થયા વિના રહેતુ નથી ઉત્તર હિન્દની આ ચાર મુખ્ય ભાષાઓએ આવી વ્યાપક પ્રવૃત્તિ આરભી છે, ત્યારે દક્ષિણ હિન્દની મુખ્ય ભાષાઓ તેલગુ, તામિલ, કાનડી મલયાળમ વગેરેએ હજી તેવી જાગૃતિ પ્રગટ કરી હોય એમ જાણવામાં નથી.

એક ભાષા ભાષી સમસ્ત આલમનો, અન્ય વર્ણ ધર્મના કોઈ પણ ભેદ સિવાય અંગીકાર કરતી, ને અને પૂર્વ પશ્ચિમના પ્રાચીન અર્વાચીન અભ્યાસથી તીવ્ર થયેલી દૃષ્ટિએ ભાષા તથા સાહિત્યનો ઉત્કર્ષ કરવા પ્રયત્ન કરતી, આ પરિષદોની સ્થાપના એ વર્તમાન સ્થિતિનું એક લક્ષણ છે, તો તેની સાથે જ કહેવુ પડે એવુ બીજુ લક્ષણ એ છે કે પોતાની માતૃભાષા ઉપરાંત હિન્દની અન્ય ભાષા શીખવા તથા સમજવા, અને ત્હેના શિષ્ટ સાહિત્યનુ દર્શન કરવા વિદ્વાન્ ને બુદ્ધિશાળી વર્ગનુ ધ્યાન વધારે ને વધારે આકર્ષાયુ છે આ વૃત્તિ કોઈ નવીન નથી વ્યાપાર, વ્યવહાર, તીર્થયાત્રા આદિના નિમિત્તથી, તેમ જ કેટલીક ભાષાઓના શબ્દ—વ્યાકરણ આદિના સાદૃશ્યથી આ હીલચાલ અન્ય વર્ગોમાં પણ ઘણા સમયથી પ્રવેશ પામી જ હતી પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષો થયા, એકરાષ્ટ્રીયત્વના અભિલાષ, પ્રાન્તીય ભેદ કમી કરી પરસ્પર સંબન્ધી જ્ઞાન મેળવવાની વિશેષ અનુકૂળતા, પ્રત્યેક ભાષામા સંસ્કૃત ભાષાનાં તત્ત્વોની વૃદ્ધિ કરવાની એક સામગ્રી હીલચાલ, ઇત્યાદિ કારણોએ ઉપર જણાવેલી વૃત્તિને વિશેષ ઉત્તેજિત કરી છે, ને ત્હેને વિશેષ મ્હોટા વર્ગમા વિસ્તારી છે તુલસીદાસ, સુરદાસ, બંકીમચન્દ્ર આદિની સમર્થ કૃતિઓથી અત્યાર સુધી જે વૃત્તિ પોષણ પામી હતી, તે હવે રવીન્દ્રનાથ ઠાકુરને મળેલા અણધાર્યા અસામાન્ય પરંતુ સર્વથા ઉચિત સંમાનથી વિશેષ બળવતી થઈ છે, એમ કહેવુ અસત્ય નહિ હોય એમ ધારૂ છુ દક્ષિણ હિન્દની ભાષાઓ આ બાબતમાં પણ, પોતાની ભિન્ન લિપિ બંધારણ તથા સંસ્કારોને લીધે, તથા સંસ્કૃત સાથેના ઘણા થોડા સાદૃશ્યને લીધે, જુદી પડે છે તો પણ તે ભાષાઓના વર્તમાન સાહિત્યમા સંસ્કૃતના અંશો હવે ઘણા પ્રવેશ પામ્યા જાય છે, તેમ દેવનાગરી લિપિ સ્વીકારવા તરફ પણ કેટલેક સ્થળે રુચિ ઉત્પન્ન થઈ છે

આવા સંયોગોમા પ્રત્યેક પ્રાન્તની સાહિત્ય પ્રવૃત્તિનુ સાપેક્ષ અવલોકન લાભકારક તથા સત્કારયોગ્ય છે, એમ માની હિન્દી સાહિત્ય સમેલનના છેલા અધિવેશન સમન્ધી, તથા તે સંસ્થા સમન્ધી કેટલીક હકીકત ગુજરાતી વાચકો સમક્ષ મૂકવી એ યોગ્ય લાગ્યુ છે હિન્દી સાહિત્ય સંમેલનની પત્રિકાને આધારે આ લેખ તૈયાર કરવામાં આવ્યો છે [1]

---

૧. આ વૃત્તાન્ત આપવામાં બને ત્યાંસુધી મૂળના શબ્દોનો જ ઉપયોગ કર્યો છે, જો કે સ્થળે સ્થળે મુદ્દાઓનો વિસ્તાર ઓછો કર્યો છે, તો પણ બને ત્યાં સુધી મૂળનો આખો ખ્યાલ આવે, એવો યત્ન કરવામાં આવ્યો છે.

## હિન્દી સાહિત્ય સંમેલનનું ચતુર્થ અધિવેશન.

હિન્દી સાહિત્યસંમેલનની સ્થાપનાને ચાર વર્ષ થઈ ગયાં છે. એનું ચોથું અધિવેશન બિહાર પ્રાન્તમાં આવેલા ભાગલપુર શહેરમાં ગયા ડીસેમ્બર માસમાં થઈ હતી. કેટલાક વિસંવાદને લીધે ભાગલપુરની સ્વાગતકારિણી સભાનાથી સંમેલનના પ્રમુખ સંબન્ધી નિશ્ચય થઈ શક્યો ન્હોતો, અને ત્હેણે છેલ્લી ઘડીએ તે કાર્ય સંમેલનની સ્થાયી સમિતિને સોંપી દીધું. આખરે હરદ્વારના ગુરુકુળના પ્રણેતા તથા આત્મા મહાત્મા મુનશીરામજીને સંમેલનના સભાપતિ નિમવાનો નિશ્ચય થયો, અને સંમેલનનું કાર્ય નિર્વિઘ્ન ચાલ્યું. તા. ૭ ડીસેમ્બર ૧૯૧૩ ને રોજ બપોરના દોઢ વાગ્યાથી સંમેલનની ચોથી બેઠકનો આરંભ થયો. મંડપમાં સ્થળે સ્થળે સ્વાગતવચનોની સાથે સાહિત્યપ્રેમનાં પ્રોત્સાહક વચનો દૃષ્ટિએ પડતાં હતાં: "શુદ્ધ સાહિત્યકે બિના રાષ્ટ્રનિર્માણકા કાર્ય નહીં હો સકતા," "જો ચાહો અપની કલ્યાણ, જપો નિરન્તર મન્ત્ર મહાન, સબ મિલિ બોલો એક જબાન, હિન્દી હિન્દુ હિન્દુસ્થાન." ઇત્યાદિ. બહારના પ્રતિનિધિઓની સંખ્યા ૧૫૦ હતી: તે સિવાય પ્રેક્ષકો પુષ્કળ હતા. પ્લેટફોર્મ ઉપર સંમેલનના સભાપતિ લાલા મુનશીરામ, સ્વાગતકારિણી સભાના અધ્યક્ષ અને બનૈલી રાજ્યાધીશ ઑનરેબલ કુમાર કીર્ત્યાનન્દસિંહ બી. એ., પ્રયાગના વયોવૃદ્ધ પંડિત બાલકૃષ્ણ ભટ્ટ, લખનૌના પંડિત શુકદેવબિહારી મિશ્ર, બાબુ શ્યામસુન્દરદાસ, પ્રધાન મંત્રી બાબુ પુરુષોત્તમદાસ ટંડન, પંડિત બાબૂરાવ પરાડકર, હસમુખ જગન્નાથપ્રસાદ ચતુર્વેદી, પંડિત દ્વારિકાપ્રસાદ ચતુર્વેદી, પંડિત લક્ષ્મીધર બાજપેયી, કુમાર મહેન્દ્રપાલસિંહ, બંગાળી નાયક પત્રના સંપાદક પંચકૌડી બન્ધોપાધ્યાય, પંડિત રામાવતાર શર્મા, પંડિત કૃષ્ણકાન્ત માલવીય, શ્રીયુત સત્યદેવ ઇત્યાદિ અનેક સજ્જનો બેઠા હતા.

સૌથી પહેલાં એક યુવાન વિદ્યાર્થીએ મંગલાચરણ ગાયું. એની કેટલીક પંક્તિઓ ભાવવાળી લાગવાથી નીચે આપી છે.

### મંગલાચરણ.

ધુન-પૂર્વી

જયતિ જય જય પુણ્યધામ ધર્મ કી અસલ ભૂમિ,
જયતિ જય શ્રી ભારત ભવાની મેરી જનની.
કાજ છુટે ધન હિત કાજ છુટે જન હિત,
મેરી પ્રાણ તુમ્હીં મહરાની મેરી જનની.

* * * *

તેરે ગોદ બીચ નાચે યોગિનિ યમુન ગઙ્ગા,
મોનમદ ગાવેં મીઠી બાની મેરી જનની.

" માન્યવર મહોદયગણ,

કરુણાલય શ્રી જગદાધાર પરમાત્માને હું હૃદયથી ધન્યવાદ આપું છું, જેની અસીમ કૃપા તથા અનુકમ્પાવડે, પ્રાચીન ગૌરવના કેન્દ્રસ્થાન આ બિહાર પ્રાન્તમાં આપ સજ્જનોનું સ્વાગત કરવાનો શુભ અવસર મ્હને આજે પ્રાપ્ત થયો છે. જો કે દુર્ભાગ્યે અમારો પ્રદેશ હાલમાં ઉન્નતિના માર્ગમાં પાછળ રહી ગયો છે, તોપણ એક દિવસ એવોયે હતો જ્યારે આ પ્રદેશ ભારતના અન્ય પ્રદેશોનો ગુરુ રૂપ હતો. એણે એક દિવસે દેવવાણીના ગુરુ પાણિનિને વિદ્યા ભણાવી હતી, ભગવાન ગૌતમ બુદ્ધને નિર્વાણ માર્ગનો પત્તો બતાવ્યો હતો, અને આખા સંસારને ચાણક્યદ્વારા નીતિનું તથા અશોકદ્વારા ધર્મનું શિક્ષણ દીધું હતું. દેશ દેશનાં મનુષ્યો નીલન્દ વિશ્વવિદ્યાલયમાં તથા મૈથિલ ન્યાયવિદ્યાલયોમાં આવી વિદ્યાધન પ્રાપ્ત કરતા હતા. જે સમયે નદિઆ શહેરનું કોઈ નામ સરખું પણ જાણતું ન હતું, જે સમયે હાલની સભ્ય સુધરેલી પ્રજાઓ અસભ્ય 'બાર્બેર' (જંગલી) ગણાતી હતી, તે સમયે ગૌતમ મુનિ ન્યાયદર્શનની તથા કપિલમુનિ સાંખ્યદર્શનની રચના કરતા હતા, અને વાચસ્પતિ ષડ્દર્શનો ઉપર ભાષ્ય બનાવી રહ્યા હતા; બિહારનુ એ સૌભાગ્ય છે કે વઙ્ગદેશને (બંગાળાને) એણે કવિતા શિખવી છે. આજ પણ બંગાળામાં ઘેરે ઘેર મૈથિલકોકિલ વિદ્યાપતિના આલાપનું ગુઞ્જન થઈ રહ્યું છે. પરંતુ એ પાછલી વાતો હવે પાછળ જ રહી ગઈ છે, અને હવે તો વાતવાતમાં અમારે બીજાનુ મ્હોં જોવું પડે છે

બિહારમાં આ ભાગલપુર નગર-જ્યાં આપ સર્વ આજ વિરાજમાન છો, અને જ્યાંના નિવાસીઓ આપના દર્શનથી આજ કૃતકૃત્ય થઈ રહ્યા છે, તે નગર પણ-એક અતીવ પ્રાચીન સ્થાન છે. હિન્દુ તથા મુસલમાનોના પ્રભુત્વકાલમાં એણે પોતાના સુદિવસો દેખ્યા હતા. અઙ્ગ દેશનું એ પ્રધાન અઙ્ગ છે. મહાભારત આદિ પ્રાચીન ગ્રન્થોમાં એનું નામ હજી પણ જડી આવે છે. હિન્દુરાજ્યકાળમાં પાલવંશના ધર્મપાલન રાજાએ વિક્રમશિલા વિશ્વવિદ્યાલયની સ્થાપના કરી આ પ્રાન્તનો કીર્તિધ્વજ સમગ્ર દેશમાં ઉરાડ્યો. પ્રાચીન તત્ત્વવેત્તાઓ કહે છે કે આ વિખ્યાત વિશ્વવિદ્યાલય કહલગામના પત્થરઘટ્ટા સ્થાનમાં હતું. આપ સજ્જનો ચાહો તો થોડે જ શ્રમે એ પુણ્યસ્થાનનુ દર્શન થઈ શકે એમ છે. જૈનોના દસમા તીર્થંકર વસુપૂજ્યે આ જ જિલ્લામાં જન્મ ધારણ કર્યો હતો, અને ચમ્પાનગરનું સુન્દર મન્દિર એના સ્મારકરૂપે આજ પણ વિદ્યમાન છે. આ જિલ્લામાં જૈન ધર્મનાં સ્મારક ચિન્હો ખાત્રી કરાવે છે કે કોઈક સમય વિખ્યાત ચમ્પાનગર જૈનધર્મનું કેન્દ્રસ્થાન અવશ્ય હોવું જોઇએ. આજ પણ લાખો જૈનો અહીં દર્શન કરવાને આવે છે. મુસલમાની શાસનકાળમાં મીર કાસિમની સાથે આ નગરનો બહુ સંબન્ધ હતો.

આ પ્રાચીન નગરમાં આપ સજ્જનોનું સ્વાગત કરતાં મ્હને આન્તરિક આનન્દ થાય છે. આપ મહાનુભાવોનું અહીં આગમન એ મ્હારા પરમ સૌભાગ્ય તથા ગૌરવનું ચિહ્ન છે. પરંતુ જ્યારે મ્હારા દેશવાસીઓએ મ્હને આ પદ દઈને પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો,

ત્યારે આપ પણ દૃઢ વિશ્વાસ રાખશો કે આ સમયે મ્હારા મુખથી આપ સજ્જનોના સ્વાગત સારૂં જે વાક્યો નીકળે છે તે નિશ્ચલ ભક્તિ અને આન્તરિક આનન્દનો ઉદ્રેક છે. મ્હારામાં એ શક્તિ નથી કે મ્હારી યથાર્થ માનસિક અવસ્થા આપની સમક્ષ સ્પષ્ટ રૂપમાં પ્રકટ કરૂં: કારણ કે, હૃદયની વાતો હૃદય જ સુણે ને સમજે છે, જિહ્વાનું સામર્થ્ય નથી કે તે કહી સંભળાવે.

માન્યવર મહોદયો, બિલકુલ સન્દેહ નથી કે આજે આ ભાગલપુર નાગરી પ્રચારિણી સભાનો જન્મ સુફલ થયો, એનો મનોરથ સિદ્ધ થયો અને એ આ પ્રકારે કૃતાર્થ થઈ આપ સર્વને એના મંડપમાં બેસાડી એ પોતાને આજ ઘણી સૌભાગ્યવતી માને છે. આપે આજ એના માનની રક્ષા કરી, એના ગૌરવને વધાર્યું; એની પ્રતિષ્ઠાની વૃદ્ધિ કરી, એની કીર્તિ અચલ કરી. બિહારના ઇતિહાસમાં આજનો દિવસ સુવર્ણાક્ષરોમાં અંકિત થશે, જે હિન્દીભાષાના આટલા પ્રેમીજનો, તન મન ધનથી પોતાની માતૃભાષાની સેવાને માટે, અનેક શારીરિક કષ્ટોનો અઙ્ગીકાર કરી, બહુ ધનનો વ્યય કરી, પોતાનાં કામ ધામ છોડી, દૂર દૂર દેશોથી અહીં એકત્ર થઈ, ચતુર્થ હિન્દી સાહિત્ય-સંમેલનમાં સંમિલિત થયા છે.

ત્રણ વર્ષો થયાં આ સંમેલનનાં વાર્ષિક અધિવેશનો થયાં કરે છે. પ્રત્યેક અધિવેશનમાં મ્હોટા મ્હોટા વિદ્વાનો હિન્દી ભાષાની અવસ્થા, એની ઉન્નતિના ઉપાય, અન્ય ભાષાઓની સાથે એનો સંબન્ધ, એની ઉપયોગિતા અને એનો અભાવ આદિ વિષયો ઉપર વિચાર કરી રહ્યા છે, તેમ જ પોતાના આદરણીય અભિપ્રાયોને સુણાવી રહ્યા છે. એ વિષયમાં મ્હારે કાંઈ પણ કહેવું એ બાહુલ્ય છે. કારણ કે, પહેલાં તો મ્હારામાં એ કહેવાની યોગ્યતા જ નથી; અને બીજી વાત એ છે કે, મ્હારી સમજ પ્રમાણે, આજે મ્હારૂં કર્તવ્ય આપ સજ્જનોની સેવા કરવાનું છે, નહિ કે મ્હારા અભિપ્રાયો આપવાની સમક્ષ પ્રકટ કરવાનું. પરતુ મ્હને લાગે છે કે આવો શુભ અવસર વારવાર આવતો નથી. તેથી મ્હારી વિનીત પ્રાર્થના તેમ જ દૃઢ આશા છે કે જો કદિ હું આપનો અમૂલ્ય સમય થોડોક લઉં તો આપ મ્હને ક્ષમા કરશો તેમ જ મ્હારા ઉપર રોષ ન કરશો.

મતભેદ હોવા છતાં પણ અમે એમ માનીએ છીએ તથા વિશ્વાસ રાખીએ છીએ કે અમે હિન્દી ભાષાભાષી છીએ. બિહારની માતૃભાષા હિન્દી છે; બિહારની કોઈ સ્વતંત્ર ભાષા નથી. એમ તો કોઇ પણ દેશમાં પુસ્તકવાળી સાફસુફ કરેલી ભાષા બોલાતી નથી. એ કોણ નથી જાણતું કે વીરભુમિનાથી હુગલીની બોલીમાં બહુ ભેદ છે, તેમ જ આ દેશોની બોલીમાં અને ઢાકા તથા દિનાજપુરની બોલીમાં કાંઈ પણ સમતા નથી? ત્યારે શું બંગભાષા એક જ છે? બીજી નથી? અને બન્ને પ્રાન્તોના લોકો બંગભાષા બોલનારામાં ગણાશે નહિ? આ દશા તો ઇંગ્લિન્ડની પણ છે, જ્યાં પ્રત્યેક પાંચ માઈલે બોલી બદલાય જાય છે. વિદ્વાન્ પ્રાચીન તત્ત્વજ્ઞોએ બહુ ખોળ કરી જ્યારે એટલું સિદ્ધ કર્યું છે કે પ્રારમ્ભિક અવસ્થાવાળી હિન્દીની ઉત્પત્તિ મિશ્રિ શૌરસેની અથવા મિશ્રિત માગધીમાંથી થઈ છે, અને

સામયિક હિન્દી, પશ્ચિમી ને પૂર્વ હિન્દીના સુધારા ૩૫ છે, ત્યારે અમારે ડૉ. ગ્રિયરસનના 'મેન્મમન્ટરીપૉર્ટ' વાળી વાત માનવાની જરૂર નથી. ભલે અજ્ઞાનવશ થઈ કોઈ 'સ' ને બદલે 'શ' લખી દે, પરંતુ બિહાર હિન્દીનો બંગલા સાથે કશો સંબન્ધ નથી. એમ તો વિદ્યાપતિ ઠાકુરનો પ્રભાવ બંગ સાહિત્ય ઉપર બહુ પડ્યો છે, અને તેથી જ પ્રારમ્ભાવસ્થામાં બંગભાષા તથા હિન્દી એક બીજાને બહુ જ મળતી દેખાય છે. કોઈ ગમે તેટલું કહે, તોપણ એ અવશ્ય માનવું જ પડશે કે વર્તમાન હિન્દીની આદિ જનની સંસ્કૃત જ છે, અને વિવિધકાળનાં નાનારૂપને ધારણ કર્યા પછી તે આજ આ અવસ્થાને પ્રાપ્ત થઈ છે અને એણે આ કલેવરને ધારણ કર્યું છે. બિહારની લિપિ કૈથી છે, એ દલીલ મૂકવી એ પણ અસંગત જણાય છે. સાધારણ વ્યવહારમાં કૈથીનો પ્રચાર ચાહે તેટલો હોય, પરંતુ પુસ્તકોની લિપિ, પહેલેથી આજ સુધી, નાગરી જ હતી અને છે.

હું મ્હારા બિહારી ભાઇઓને એ કહીશ કે આપ લોકોને કોઇ હિન્દી ભાષાભાષી કહે કે ન કહે, તેમાં આપને કાંઈ હાનિ નથી. આપનું કર્તવ્ય એ જ છે કે જેમ આજ સુધી આપના પૂર્વજો હિન્દીની સેવા કરતા આવ્યા છે, તે જ પ્રકારે આપ પણ કર્યા કરશો. પંડિત કેશવરામ ભટ્ટ, બાબુ રામદીન સિંહ, પં૦ અમ્બિકાદત્તવ્યાસ, પં૦ છોટુરામ ત્રિપાઠી અને બાબુ અયોધ્યાપ્રસાદજી આદિ મહાનુભાવોનું અનુકરણ કરી આપ એની એકાન્ત ઉપાસના કરો....શ્રી લલ્લુજીલાલના સમકાલીન શ્રી સદલ મિશ્રની 'ચન્દ્રાવતી' ની...... ભાષા સર્વાંગસુન્દર તેમ જ પરિમાર્જિત છે, આજના પ્રચલિત પુસ્તકોવાળી ભાષાથી કોઈ પ્રકારે તે હીન નથી. આ સદલ મિશ્ર બિહારના અન્તર્ગત આરા શહેરના નિવાસી હતા. વળી છપરા નિવાસી પજનેશ કવિએ પણ પોતાની કવિતા દ્વારા હિન્દીને અલંકૃત કરવામાં કમર રાખી નથી. એથી જ કહેવું પડે છે કે બિહાર દેશ પણ પોતાની માતૃભાષાની સેવા યથાશક્તિ કરતો આવ્યો છે, જેનો પૂર્ણ ઉલ્લેખ આપ અન્ય મહાનુભવો પાસેથી સાંભળી શકશો.

આપ સજ્જનોની સન્મુખ જો હિન્દી સાહિત્ય સંબન્ધી મ્હારા એકાદ બે વિચાર પ્રકટ કરવાનું સાહસ કરૂં તો આશા છે કે આપ મ્હારી ધૃષ્ટતાને ક્ષમા કરશો. આપની એ ખરેખરી અભિલાષા છે કે હિન્દી રાષ્ટ્રભાષાનું પદ પ્રાપ્ત કરે, ને તે પ્રત્યેક પ્રાન્તમાં વ્યવહૃત થાય. પરંતુ એને આ પદને યોગ્ય બનાવવાને માટે આપને ઉચિત છે કે અપર પ્રાન્તના નિવાસીઓની મુશ્કેલીઓ ઉપર આપ ધ્યાન દો. દેશી ભાષાઓમાં બંગાળી સાહિત્ય આજ સૌથી ઉચ્ચ ગણાય છે. પરંતુ એ ભાષાનું વ્યાકરણ હિન્દીના વ્યાકરણથી કેટલું સરલ છે! હિન્દીમાં લિંગની ગુંચવણ નવા શિખનારાઓને ભારે અડચણ કરે છે. કેટલાયે વિદેશીઓ એ ભયને લીધે એની પાસે આવવાનું સાહસ કરતા નથી. તેથી હું વિનયપૂર્વક એટલું કહું છું કે આ સંમેલન જો લિંગ- નિયમોને સુધારવાને તેમ જ કાંઈક સરલ કરવાને યત્ન કરે તો આપણી સર્વ શ્રેષ્ઠ ભાષાના પ્રચારમાં ઘણી સુગમતા પ્રાપ્ત થાય.

આપને સારી પેઠે વિદિત છે કે જીવિત ભાષાને નિયમબદ્ધ કરવી એ કેટલું કઠિન છે.

જે ભાષામાં નિત્ય નવાં નવાં પરિવર્તન થઈ રહ્યાં છે, જેમાં નવા નવા 'મહાવરા' (idioms) નો દિન પ્રતિદિન સમાવેશ થઈ રહ્યો છે, જેમાં ભાવભર્યા નવીન શબ્દો તેમ જ વાક્યો સદા સંગૃહીત થયાં જાય છે,–એવી ભાષાને વ્યાકરણના જટિલ નિયમોમાં કોણ જકડી શકશે? આ વાત તો સ્વયંસિદ્ધ છે કે સાહિત્યથી વ્યાકરણ બને છે, કાંઈ વ્યાકરણથી સાહિત્ય નહિ. તેથી જ આપણે શ્રૃંખલાબદ્ધ નિયમોની બેડી તૈયાર કરતા હોઈશું એટલામાં તો ઉન્નતિના માર્ગમાં સાહિત્ય આગળ વધી જશે ને વ્યાકરણ પાછળનું પાછળ જ પડી રહેશે. તેથી મ્હારી પ્રાર્થના છે કે આપ લોકો વ્યાકરણના નિયમોને ઢીલા કરો.

વળી ભાષાપ્રણાલી તરફ પણ ધ્યાન દેવું એ આપણું કર્તવ્ય છે. વર્તમાન શૈલીના જન્મદાતા પ્રાતઃસ્મરણીય ભારતભૂષણ ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્રની સદા એ ઇચ્છા હતી કે હિન્દીભાષાની શૈલી સરળ, સહજ, સરસ, મનોહર તથા ઓજસ્વિની હોય. તેથી આપણે અવ્યવહૃત, અપ્રચલિત, ક્લિષ્ટ સંસ્કૃત શબ્દોનો વ્યવહાર આપણા લેખોમાં ન કરવો જોઇએ. હિન્દીની શૈલી એવી હોવી ઉચિત છે કે સર્વ સાધારણ મનુષ્ય એને સુગમતાથી સમજી શકે....અસંકુચિત ભાવથી મ્હારે એ કહેવું પડે છે કે હિન્દીનો શબ્દભંડાર હજી ઘણો અપૂર્ણ છે, અને સર્વ પ્રકારના ભાવોને આપણે સુગમતાથી આપણી ભાષામાં પ્રકટ કરી શકતા નથી. આપણને ઉચિત છે કે વિવિધ ભાષાઓના ભિન્નભિન્ન ભાવોના શબ્દોનો આપણી હિન્દીભાષામાં સમાવેશ કરવો, જેથી એના ગૌરવની તથા રાષ્ટ્રીયતાની ઉન્નતિ થાય.

સામાન્ય મનુષ્યની ઉપર જેટલો પદ્યનો પ્રભાવ પડે છે એટલો ગદ્યનો નથી પડતો, કારણ કે માનવજાતિની હૃદયરજની શક્તિમાં પદ્ય અનેરો પ્રભાવ રેલે છે.... તેથી મ્હારી પ્રાર્થના છે કે સાહિત્યસેવીઓ, રોજના વ્યવહારમાં આવતાં ગીતકે છન્દોમાં, ગૂઢ ને ગંભીર વિષયો તથા ભાવાનો, સરલ ભાષામાં ઉલ્લેખ કરે. કારણ કે સરલ શબ્દોની બનેલી કવિતા ઘણુંખરૂં મધુર તેમ જ મનોહર હોય છે અને એના ભાવ સહજમાં હૃદયંગમ થઇ જાય છે. જેટલી સ્હેલાઈથી મનુષ્ય કવિતાને કણ્ઠસ્થ કરી લે છે, એટલી સ્હેલાઈથી ગદ્યને તેમ કરી શકતો નથી. એ જ કારણને લીધે શ્રી સૂરદાસજી, વિદ્યાપતિ ઠાકુર તથા બરદાઈ કવિ ચન્દની કવિતા લોકોની જિહ્વાપર આજ પણ વિરાજમાન છે. પરંતુ એના સમકાલીન કોઈ ગદ્યલેખકનું નામ પણ કોઈના સ્મરણમાં નથી. તે સમય ગદ્યમાં કોઈ લખતું જ ન્હોતું એમ તો હું નથી માની શકતો. કારણ, કોઈ ભાષાની ઉન્નતિ થતાં વાર તરત જ કવિતાની રચના થતી નથી. વળી ફક્ત ભણેલા લોકો જ પુસ્તકો વાંચી શકે છે, પરંતુ ગીતને તો સૌ સ્હેલાઈથી સાંભળી તેમ જ ગાઈ શકે છે. તેથી એ દ્વારા પણ ભાષાનો પૂર્ણ પ્રચાર થઈ શકે છે.

દિવસે દિવસે હિન્દી ભાષાનું ગૌરવ દેશમાં, વૃદ્ધિ પામ્યા જાય છે....તો હવે આપણો ધર્મ છે કે એને સર્વાંગ પુષ્ટ કરવા તથા એનો ભંડાર ભરવા યત્ન કરીએ. તેથી એના સાહિત્યને ઉચ્ચશ્રેણીનું કરવાની સાથે એને લોકપ્રિય ને સુલભ બનાવવું પડશે. ગૂઢ વિષયોના સરળ રીતે લેખો લખવા પડશે......

...હિન્દીને સર્વોચ્ચ પદ પર પહોંચાડવી. એ આ સંમેલનનો ઉદ્દેશ છે. જો એના માર્ગ

આપણે કાઢી ન શકીએ, જો આ[illegible] ઉચ્ચ વિચારોને આપણે કાર્યમાં પરિણત ન કરી શકીએ, જો અંગ્રેજી જેવી સર્વવ્યાપિની આપણી માતૃભાષાને આપણે બનાવી ન શકીએ, જો એની મૂળ જનની સંસ્કૃત જેવી એને ઉચ્ચ ન કરી શકીએ, તો આપણો પરિશ્રમ ને વ્યય વ્યર્થ જ છે.... દેશમાં નાગરીપ્રચારને માટે જેટલી સભાઓ સ્થાપિત થઇછે એ સર્વેને ઉચિત છે કે એક સાથે મળી કામ કરે, એક બીજાને યથાશક્તિ સાહાય્ય આપે અને સંમેલન સમિતિને પોતાનું કેન્દ્ર માની એની સંમતિથી કાર્ય કરે."

તે પછીથી બિહારપ્રાન્તના "પ્રથમ ને વર્તમાન શાસનકર્તા સર ચાર્લ્સ બેલી" ને નાગરીપ્રચારના કાર્ય તરફની એમની દિલસોજી માટે અભિનન્દન આપી," મહાત્મા મુનશીરામજી, જે નિયમ પ્રમાણે સભાપતિ તરીકે ચુંટાયા છે, એમને સભાપતિનુ આસન સુશોભિત કરવાની પ્રાર્થના કરી." કુમાર કીર્ત્યાનન્દજીએ પોતાનુ ભાષણ સમાપ્ત કર્યું હતું.

તે પછીથી પ્રયાગના વૃદ્ધ પંડિત બાલકૃષ્ણભટ્ટજીએ એનુ સુન્દર રીતે સમર્થન કર્યું હતું. મહાકવિ શ્રી હર્ષનું કથન.

> वाग् जन्म वैफल्यमसह्यशल्यं गुणाधिके वस्तुनि मौनिता चेत् ।
> खलत्वमल्पीयसि जल्पितेऽपि तदस्तु वन्दि भ्रम भूमितैव ॥

સમજાવીને, પંડિતજીએ મહાત્મા મુનશીરામજીનાં એ મહત્કાર્ય કાંગડીના ગુરુ કુલની ઉન્નતિ અને "સદ્ધર્મપ્રચારક" પત્ર જે પહેલાં ઉર્દુમાં હતુ તેનું હિન્દીમાં ઘણા પરિશ્રમથી સફળ કરેલું રૂપાન્તર—એ બેને ઉદ્દેશી, માતૃભાષા ઉપરના એમના પ્રેમની પ્રશંસા કરી હતી. અન્તમાં રસિક પંડિતજીએ કહ્યું કે "કાન એમના ગુણોને ઘણીવાર સાંભળ્યા કરતા હતા, પણ નેત્રોએ એમને દીઠા ન્હોતા. તેથી કાન ને આંખ વચ્ચે લડાઇ થઇ, ને આંખ કાનને ટોકવા લાગી કે 'તું તો વ્યર્થ પ્રશંસા સુણ્યા કરે છે. અમે તો કાંઇ દીઠું નથી.' પણ આજે એમણે અક્ષિગોચર થઇ સભાને શોભાવી છે.

> श्रुत्वाऽऽपि दूरे भवदीय वार्तां कर्णौ च तृप्तौ न हि चक्षुषी मे ।
> तयोर्विवादं परिहर्तुकामः समागतोऽहं तव दर्शनाय"

પછીથી માન્યવર બાબુ શ્યામસુન્દરદાસજીએ ઓજસ્વિની ભાષામાં વિશેષ અનુમોદન આપ્યું. ત્યાર પછી મુનશીરામજીએ સભાપતિનું આસન સ્વીકાર્યું. મહાત્માશ્રી જેમ સમસ્ત હિન્દના કાર્યકર્તાઓમાં ઉચ્ચસ્થાને વિરાજે છે, તેમ હિન્દીવક્તા તરીકે પણ એમનીખ્યાતિ જેવી તેવી નથી. એમણે પોતાનું ભાષણ લખી આણ્યું ન્હોતુ, તોપણ બે કલાક સુધી "બહુ ઓજસ્વિની તથા મનોહર વક્તૃતા" થી એમણે શ્રોતાઓને મુગ્ધ કરી દીધા. એમના ભાષણના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે.

## સંમેલનના પ્રમુખનું ભાષણ.

આરંભમાં, આ સંમેલનના પ્રમુખ તરીકે પોતાની નિયોજના થઇ તે પ્રતિ ઘણું આશ્ચર્ય પ્રકટ કરી, મુનશીરામજીએ કહ્યું કે "મ્હારૂં નામ શા માટે પસંદ થયું હશે એનું કારણ હવે મ્હારાથી સમજાયું છે તે એ છે કે સંસારમાં મનુષ્યસમાજની વ્યવસ્થા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર ચારે વર્ણ આવશ્યક છે. બ્રાહ્મણ ગમે તેટલો જાતિનો ઉદ્ધાર મુખથી કરે, તેમ ક્ષત્રિય ને વૈશ્ય પણ ગમે તેટલું પોતાનું કામ કરે, તોપણ શૂદ્ર વિના વ્યવસ્થાની પૂર્તિ થતી નથી-જેવી રીતે પગ વિના શરીરની પૂર્તિ થતી નથી.... શ્રી રામચન્દ્રજીને પણ નીચ શૂદ્ર વાનરોને લઇને પોતાનું કાર્ય કરવું પડ્યું હતું. આપ સજ્જનોએ પણ એ જ માર્ગનું અવલમ્બન કરી મ્હને શૂદ્રને ત્હમારો કર્યો. આપની ઇચ્છા છે કે જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય હોવા છતાં શૂદ્રની જરૂર પડે છે, તેમ સાહિત્યના કાર્યની પૂર્ણાહુતિને માટે આપે મ્હારા ઉપર કૃપાદૃષ્ટિ કીધી.

આપે 'સદ્ધર્મપ્રચારક' નું નામ લીધું તે વિષયમાં હું કેવળ એટલું જ કહેવા ચાહું છું કે મ્હેં પહેલેથી જ 'સદ્ધર્મપ્રચારક' ની ભાષામાં સંસ્કૃત ને હિન્દી શબ્દોનો અધિકતાથી પ્રયોગ કરવા માંડ્યો હતો. એ પત્ર સ્ત્રીઓ સમજી શકતી હતી, અને તેઓને વાંચવામાં પણ કાંઇ સંકોચ ન થાય એવી રીતે એ પત્રની રચના થતી હતી. એના લેખો, અરે એની જાહેરખબરોમાં પણ, અશ્લીલ વાત આવી શકતી નહિ. આ વિષે અન્ય સમાચારપત્રોએ પણ ધ્યાન દેવાની જરૂર છે. તે પછી અમે જાહેર કર્યું કે જો 'પ્રચારક' ના ૫૦૦ ગ્રાહક થઈ જશે તો તે હિન્દીમાં કાઢવામાં આવશે. પરંતુ અફસોસ છે કે એટલા પણ ગ્રાહક ન થયા. તોયે ઇશ્વર ઉપર ભરોંસો રાખી એને હિન્દીમાં કાઢવાનો મ્હેં આરંભ કર્યો. વાસ્તવિક રીતે મ્હને ઉર્દુ ઉપર કાંઇ દ્વેષભાવ નથી પરંતુ ભારતસંતાન થયા પછી આર્યભાષાની સેવા કરવી એ મ્હારો પરમ ધર્મ સમજું છું....

સંમેલનના ઉદ્દેશ્ય ઘણા મહત્ત્વપૂર્ણ છે. જ્યારે તેઓ ઉપર હું વિચાર કરતો હતો, ત્યારે મ્હારી દૃષ્ટિ ઉદ્દેશ્ય નં ૨ ઉપર પડી, એમાં એમ લખ્યું હતું કે 'દેવનાગરી લિપિનો આખા દેશમા પ્રચાર કરવો.' પરંતુ મ્હારા વિચાર પ્રમાણે આ નિયમ કેટલેક અંશે સાંકડી મર્યાદા બાંધે છે. મ્હારી સમજ મુજબ તો હિન્દી સાહિત્યનો પ્રચાર ભારતમાં જ નહિ પરંતુ વિશ્વમાત્રમાં કરવો પરમ આવશ્યક છે.

એનો અનુભવ મ્હને મ્હારા વિદ્યાર્થીઓને શિખવતી વેળાએ થયો. પહેલેથી જ મ્હારા મનમાં એ ભાવ ઉત્પન્ન થયો હતો કે વર્તમાન શિક્ષણ-પ્રણાલી દોષયુક્ત છે. એ ભાવઅને એ વિચારનું પ્રતિફળ ગુરુકુળ છે. મ્હારા છોકરાઓને શિક્ષણ દેતી વખતે મ્હેં જોયું કે તેઓ નાગરીલિપિ અને આર્યભાષા ઘણી સરલતાથી શીખી ગયા. ત્હેની સાથે જ એમને શંકા કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ અને તે વાતવાતમાં પ્રશ્ન કરવા લાગ્યા. આ સ્વતંત્ર વિચારનું ચિહ્ન છે. વર્તમાન શિક્ષાપ્રણાલીનો દોષ એ છે કે યુવકો સ્વતંત્ર વિચાર નથી કરી શકતા.

હાથમાં કેમ્બ્રિજ યુનિવર્સિટિના ... ફ્રિશરની સાથે મ્હારે વાતચિત થઈ હતી, તેમાં એમણે કહ્યું કે ભારતવાસીઓ કઠિનમાં કઠિન વિષય તૈયાર કરી શકે છે, પરન્તુ સ્વતંત્ર વિચાર નથી કરી શકતા. મ્હેં કહ્યું કે એનું કારણ એટલું જ છે કે માતૃભાષા દ્વારા તે શિક્ષણ મેળવતા નથી. આપ ગુરુકુલમાં આવી જાતે જ જોઈ લ્યો કે ત્યાં આ ન્યૂનતા નથી હોતી.

મ્હેં જોયું કે મ્હારાં બાળકોને જ્યારે શિક્ષકે કહ્યું કે 'why' નો ઉચ્ચાર 'વ્હાઈ' થાય, અને 'knowledge' નો ઉચ્ચાર 'નૉલેજ' થાય, ત્યારે એમની સમજમાં જ તે આવ્યું નહિ, અને શિક્ષક પણ એનું કારણ સમજાવી શક્યો નહિ. નાગરીમાં આવી વાત નથી. એમાં જે લખાયું હોય છે તે વંચાય પણ છે. એને લીધે આખા સંસારની લિપિ દેવનાગરી જ થશે.

આમ કહેવાનાં મ્હારે કાંઈક કારણો છે. તેમાં સૌથી મુખ્ય તો એ છે કે હિન્દી સિવાયની બીજી ભાષાઓમાં મ્હોટી મ્હોટી ખામીઓ છે. મ્હોટી મ્હોટી અભિમાની ભાષાઓની લિપિ સર્વાંગ સંપૂર્ણ નથી.... સારાંશ એ છે કે હિન્દી રાષ્ટ્રભાષા થાય એ એક પ્રકારે નક્કી અવશ્યંભાવિત જ છે. ભારતના સર્વ રાજનૈતિકોના હૃદયમાં એ ભાવ છે કે આપણને કાંઈ ને કાંઈ સ્વતંત્રતા મળી જાય. પરન્તુ હું એમને પૂછું છું કે સાહિત્યના અખાડામાં આપણને પરિપૂર્ણ સ્વતંત્રતા છે કે નહિ? અને છે તો પછી આપણા આ હિન્દી સાહિત્યનો પૂર્ણરૂપથી પ્રચાર કેમ થતો નથી?.... આજ કાલનાં સમાચારપત્રોમાં પ્રાયઃ અશ્લીલ જાહેર ખબરો દેખાય છે; પણ એને દૂર કરવાને કેમ વિશેષ યત્ન થતો નથી?

ભાષાના કારણથી દેશ દેશની સભ્યતામાં ઘણો અન્તર પડી જાય છે. આપણી સભ્યતા અન્ય સભ્યતાઓથી ભિન્ન છે. બિહારમાં ગૌતમબુદ્ધની કથા પ્રત્યેક બાલ યુવાન તેમ જ વૃદ્ધને માલૂમ છે. દેવદત્ત પક્ષીને તીર મારી એને ઘાયલ સ્થિતિમાં નીચે પાડી નાખે છે, અને સિદ્ધાર્થ એને ઈશ્વરની સૃષ્ટિનો એક જીવ સમજી છાતીએ લગાડે છે અને પાલનપોષણ કરે છે. જે સમય 'એ પક્ષી કોનું?' એનો ઉચિત ન્યાય કરાવવા બન્ને રાજદરબારમાં જાય છે, ત્યારે, સ્પષ્ટ શબ્દોમાં એવો નિર્ણય થાય છે કે મારનારના કરતાં બચાવનારનો અધિકાર અધિક છે, ભારતવર્ષ અહિંસાપ્રધાન દેશ છે.

લોકો આપણા ઉપર દોષારોપણ કરે છે કે ભારતવાસીઓમાં સ્ત્રીની પ્રધાનપ્રતિષ્ઠા નથી થતી. એમનો સત્કાર કાંઈ પણ થતો નથી. પણ હું એમ કહું છું કે આ તો પવિત્રભૂમિ છે કે જ્યાં 'રામસીતા' 'શ્યામરાધે' નથી કહેવાતું પણ 'સીતારામ' ને 'રાધેશ્યામ' જ કહેવાય છે. પાશ્ચાત્ય સભ્યતાનો ચમત્કાર એ જ વાતથી પ્રકટ થાય છે કે દિલ્હીદરબારને વખતે રાજરાજેન્દ્ર જ્યૉર્જની પાછળ રાજરાણી મેરીને સ્થાન મળ્યું હતું. પરંતુ આપણે ત્યાં તો સ્ત્રીનો આદર મુખ્ય મનાયો છે.

ત્રીજી વાત છે એ કે આપણે ત્યાં બ્રાહ્મણોનું ઉચ્ચ સ્થાન છે. બ્રાહ્મણોની પ્રધાનતા ન હોવાને લીધે જ સંસાર કષ્ટમાં પડ્યો છે. અમેરિકામાં 'Mighty Dollar' પ્રબળ

લક્ષ્મીની ધૂમ મચી રહી છે, ને ધનની કામનાને લીધે ત્યાં નિત્ય હડતાલો થયાં કરે છે... પરંતુ આપણા દેશમાં રામરાજ્યના સુશાસનના એક જ સચિવ મહર્ષિ વસિષ્ઠ એવા નિર્લોભિત હતા કે જે લક્ષ્મી ને સાંસારિક વૈભવને લાત મારી એકનિષ્ઠ થઈ રાજ્યપ્રબન્ધમાં ભાગ લેતા હતા. વિલાયતના ધર્મગુરુ લૉર્ડ બિશપ રાજ્યારોહણ પછી બાદશાહ જ્યૉર્જની સંમુખ અતિ વિનીત ભાવથી પોતાનું મસ્તક નમાવે છે. પરંતુ વિશ્વામિત્રના આવતાંની સાથે જ હિન્દુ રાજ્યના પ્રધાનસૂર્ય મહારાજ દશરથ પોતાનું સિંહાસન છોડી શિર ઝુકાવે છે અને સ્વાગત કરવા દોડે છે.

અંગ્રેજી અને હિન્દી આદર્શમાં આટલો બધો અન્તર છે. ખરેખર અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવાથી ભારતનું રાષ્ટ્ર ભસ્મતુલ્ય થઈ જશે. '

મુનશીરામજીએ તે પછીથી હિન્દના જુદા જુદા પ્રાન્તમાં હિન્દી વિશેષ બોલાય છે, તથા તે સર્વત્ર સમજી શકાય છે, એમ એક બે એક બે દૃષ્ટાન્તો આપી, પ્રાન્તિક વ્યવહારના સાધન તરીકે હિન્દી સર્વથી વિશેષ યોગ્ય છે એમ કહ્યું. તે પછીથી હિન્દની પુરાણી અને નવી રાજધાની દિલ્લીમાં બે ઉર્દુ દૈનિકપત્રો છે, પરતુ હિન્દીનું એકે દૈનિકપત્ર નથી તે માટે ખેદ પ્રકટ કર્યો હતો. ત્યાં સાપ્તાહિક ' સદ્ધર્મપ્રચારક ' સિવાય કોઈ બીજું હિન્દી સમાચાર પત્ર નથી. ત્યાં એક દૈનિકપત્રની ઘણી આવસ્યકતા છે. ત્યાં સંચાલકોની ખામી નથી: કાર્યકર્તાઓ પણ કમી નથી: કેવળ ધનની ન્યુનતા છે. એમ નથી કહી શકતો ધન મળી શકે એમ નથી. લાહોરમાં રાયબહાદુર રામશરણદાસજીના પુત્રના વિવાહમાં ૧૨૫૦૦૦ રૂપિયાનો વ્યય કરવાનો વિચાર છે: એ રકમમાંથી તો દિલ્લીમાં બે સરસ દૈનિકપત્રો નિકળે. દિલ્લીમાં જ રાયબહાદુર સુલ્તાનસિંહના પુત્રના વિવાહોત્સવમાં રૂ. ૬૦,૦૦૦ ખર્ચાશે ! ...

એ સિવાય સ્થાન સ્થાનપર પાઠશાલાઓ ને પુસ્તકાલય ખોલવાની આવસ્યકતા છે. મ્હારો તો એ દાવો છે કે ભારતવર્ષની અંદર જો આર્યભાષાને શિક્ષણ આપવાનું સાધન નહિ બનાવાય તો શિક્ષણની ઉન્નતિ કોઈ પ્રકારે થવાની નથી.

... હિન્દુ યુનિવર્સિટિના એક સંચાલક સાથે મ્હારે મેળાપ થયો હતો. મ્હેં એમને પ્રાર્થના કરી કે હિન્દુ યુનિવર્સિટિમાં હિન્દીમાં જ શિક્ષણ આપવાનું રાખો. ત્યારે એમણે જવાબ દીધો કે હજી હિન્દી સાહિત્યમાં ભણાવવાલાયક પુસ્તકો ઘણાં થોડાં છે: જ્યાં સુધી એ ખામી પૂર્ણ ન થાય ત્યાં સુધી હિન્દીમાં શિક્ષણ આપવું યોગ્ય નથી. આ લુખ્ખા ઉત્તરથી સ્વામી રામતીર્થનો એક પ્રસંગ મ્હને યાદ આવ્યો. તે જ્યારે અમેરિકાની ભૂમિ ઉપર ઉતર્યા, ત્યારે ત્યાંના સત્તાવાળાએ, કાયદા મુજબ એમની પાસે અમુક દ્રવ્ય હોવું જોઇએ, તે છે કે નહિ તે જોવા માગ્યું. સ્વામી પાસે શું હોય ? સ્વામીની દીન અવસ્થા જોઈ તે અધિકારીએ પૂછ્યું તમારી પાસે કશું નથી, તો તમને ખાવાનું કોણ આપશે ? સ્વામીએ કરુણસ્વરે કહ્યું કે ભાઈ, ' તું આપશે. આ સાદા શબ્દોની એટલી અસર થઈ કે તે સત્તા-

ધિકારીએ પોતાની ગાંઠના પૈસા એમને આપી, દેશમાં પ્રવેશ કરવા દીધા. અફસોસ! અમેરિકાવાળાએ જે ઉત્તર આપ્યો તે ભારતના સપૂત તરફથી મળતો નથી.

માતૃભાષાના પ્રેમીઓ! એટલું યાદ રાખજો કે માતાની ઉન્નતિ માતૃભાષાના ઉપર જ છે. હિન્દીમાં કલાકૌશલ વિજ્ઞાન આદિનું સાહિત્ય નથી, એ કહેવું વ્યર્થ છે. ગુરુકુલમાં વનસ્પતિશાસ્ત્ર તેમ જ ગણિતશાસ્ત્ર હિન્દીમાં ભણાવાય છે. સંયુક્ત પ્રાન્તના લેફ્ટેનન્ટ-ગવર્નર સર જૉન મેસ્ટન એ ગુરુકુળનું નિરીક્ષણ કરી, એની શિક્ષણપ્રણાલી ઉપર આશ્ચર્ય પ્રકટ કરી એવું કહ્યું હતું કે આજે જે વાતો મ્હેં જોઈ છે તે એવી છે કે મ્હેં ત્હેમને મ્હારી નજરે દીઠી ન હોત તો હું તે કદી માનત નહિ.... અંગ્રેજી ને જર્મન ભાષાઓ લૅટિનમાંથી શબ્દો ઉછીના લે છે. એમનો ધાતુકોષ ઘણો અપૂર્ણ છે.... સંસ્કૃતનો કોષ એટલો મ્હોટો છે કે કોઈપણ વિષયના શબ્દ તૈયાર કરવા મુશ્કેલ નથી. ભારતના સૌભાગ્યને લીધે આ દેશમાં હજી પણ રવીન્દ્રનાથ ઠાકુર જેવા વિદ્વાન છે, જેમણે પોતાની કાવ્યપ્રતિભાથી વિશ્વમાત્રને સ્તબ્ધ કરી દીધું છે... રવીન્દ્રબાબુનો મત પણ એ જ છે કે આર્યભાષા જ દેશભાષા થવાને યોગ્ય છે.

આપણા દેશમાં માતૃભાષાનો સત્કાર છે.... અંગ્રેજીમાં 'ફાધર' ટેમ્પ, 'ફાધર' ટેમ્સનું નામ લેવાય છે, પણ આ દેશ એવો છે કે જ્યાં ગંગા 'માતા' ના ધ્વનિનું ગુંજન થઈ રહ્યું છે. પિતાથી આપણે શિક્ષા-પ્રકાશ લઈએ છીએ. પણ વિપત્તિ દુર્ઘટના આપત્તિ આદિના સમયમાં તો મ્હોટામાં મ્હોટો પુત્ર પણ પોતાની માતાની ગોદમાં બેસી શાન્તિ પ્રાપ્ત કરે છે. 'ફાધરલૅન્ડ' ને બદલે અમારી આ માતૃભૂમિ છે. '**श्रद्धा माता अग्ने पिता**' એ સામવેદના મંત્રથી, તેમ જ '**श्रद्धा प्राण**' એ અથર્વવેદની ઉક્તિ ઉપરથી પણ કોણ નહિ કહી શકે કે ભારતમાતા શ્રદ્ધાની ભૂમિ છે? એ શ્રદ્ધાના નામ પર, માતૃભાષાને માટે, માતૃભૂમિને માટે, હું આપને અપીલ કરૂં છું. શું માતાને માટે કોઈ શબ્દલાલિત્યની આવશ્યકતા છે? શું એને ખાતર કોઈ બનાવટી ઢોંગની જરૂર છે? માતાની સેવામાં બાળકની બોબડી તોતડી બોલી વધારે સીધી રીતે કામમાં આવશે. અયે ભારતવાસીઓ! ભારતમાતાના યોગ્ય પુત્રો! શું માતા આવી રીતે જોઈ રહેશે? શું માતાનું શોકપૂર્ણ મુખ ત્હમે દેખતા નથી? ભાઈઓ! માએ આપણને લાખો વર્ષો સુધી ઉચ્ચાદર્શથી પાળ્યા છે, તો શું આપણે એનાં આંસુ નહિ લ્હોઈએ? શું આપણે એને આવી રીતે દુઃખી રહેવા દઈશું? માના મલિન મુખને જુઓ: મા ત્હમારી આશા રાખી બેઠી છે. ગુરુકુળના એક નિબન્ધોત્સવ ઉપર એક બાળકે દેશભક્તિ સંબન્ધી એવું જણાવ્યું હતું કે

> 'હમ સૂખે ટુકડે ખાએંગે,
> ભારતકી જય જય ગાએંગે.'

ને વખતે મ્હારું હૈયું ભરાઈ આવ્યું—નેત્રોમાંથી આંસુ પડવા લાગ્યાં. મ્હેં કહ્યું મા, નિરાશ ન થા. ત્હારાં આંસુ લ્હોવાવાળા હજી આ દેશમાં પેદા થશે. એકેક ભારતપુત્ર પોતાનાં

કર્તવ્યો પાળી માતાની ખાત્રી કરાવી દે–શ્રદ્ધામયી માતાને પ્રેમધર્મની અંજલિ સમર્પણ કરે,–માતા પર પોતાના તનમનધનની ન્યોછાવર કરી દે–દેશભક્તિના અનુપમ તરંગથી રંગાઇને માતાના દુઃખનું નિવારણ કરવાને પ્રયત્ન કરે તો જ આ પ્રશ્ન થશે–તો જ આપણો ઉદ્ધાર થશે.

આવો ! આપણે સૌ એક બીજા સાથે મળીએ–ઈર્ષા દ્વેષને ભસ્મ કરી માતાની માતૃભાષાની ઉન્નતિના કાર્યમાં સંલગ્ન થઇએ–એકમત–એકવિચાર–એકશક્તિ–એકપ્રાણ–એકસમય–એકજીવ–એકતેજ થઇને, માતા પ્રતિનાં આપણાં કર્તવ્યોનું પાલન કરીએ, અને માતાની પાસેથી ‘ **एतद्देश प्रसूतस्य** ’ નો આશીર્વાદ લઇએ. ઓઉમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ”

પ્રમુખનું ભાષણ પૂરૂં થયા પછી વિષય નિર્વાચન સમિતિની નિયોજના થઇ. તે પછીથી પહેલા દિવસની કાર્યવાહી સમાપ્ત થઇ.

( અપૂર્ણ. )

આગરા.
તા. ૭ એપ્રિલ ૧૯૧૮.

કાન્તિલાલ છ. પંડ્યા.

---

॥ ॐ श्री ॥

# શ્રી શાંકરસિદ્ધાન્તમાં ભક્તિનું સ્થાન.*

मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥

( વિવેકચૂડામણિ. )

તત્ત્વજ્ઞાન રૂપ નેત્રને ભક્તિરૂપ અંજનની અગત્ય છે.

શ્રી શંકર ભગવત્પાદાચાર્યની જયંતીના મંગલમય પ્રસંગે તે દિવ્યાત્માના ઉંડા આદેશોનુ સર્વાંશ અનુસંધાન કરવું જો કે આપણાથી બની શકે તેમ નથી, તોપણ તેમના આદેશોના એક દેશનું પણ આપણે ન્યાયપુરઃસર ચિંતન કરીએ તો આ જયંતીના ઉત્સવજન્ય ફલને આપણે ન્યૂનાધિક અંશે પ્રાપ્ત કર્યું મનાય એમ છે.

---

* હમણાં અમદાવાદમાં શંકરજયન્તીમાં વંચાએલો લેખ.

વેદગ્રન્થિના મહાસમુદ્રનું મંથન કરી બ્રહ્માત્મૈક્ય રૂપ અમૃતનું દોહન કરનાર આ મહા પુરુષના **સાધન** અને **ફલ** સંબંધી અધ્યાત્મશાસ્ત્રના નિશ્ચયો આપ સર્વેના જાણવામાં છે પરંતુ જેમ નેત્રમાં આંજેલું કાજળ અત્યંત પાસે હોવાથી નેત્ર જોઈ શકતું નથી તેમ મોક્ષ રૂપ ફલની સિદ્ધિમાં સાધનરૂપ સ્વીકારાયેલા તત્ત્વજ્ઞાન રૂપ નેત્રને સ્નિગ્ધતા આપનાર ભક્તિરૂપ અંજનને આપણે ઉવેખીએ છીએ તેનું પરિણામ એ આવે છે કે આપણી આંખમાં રૂક્ષતાની ઝીણી ગ્રંથિઓ ( granulations ) બંધાય છે અને આંખે ઝાંખ મારે છે દોષ નેત્રનો નથી–તત્ત્વજ્ઞાનનો નથી–પણ તેને દીપ્તિ આપનાર ભક્તિરૂપ અંજનને ધારણ ન કરવાનો છે

શાંકરસિદ્ધાન્તના આપાતતઃ અભ્યાસ કરનારને એવું અવિચારરમણીય માનવાનું હોય છે કે શ્રી શંકરાચાર્ય તો જીવબ્રહ્મનો વાસ્તવ અભેદ, જે અવિદ્યાથી ઢંકાયેલો છે, તેને પ્રકટ કરવા મથેલા છે, અને તે પ્રકટ કરવાનું અમોઘ સાધન તત્ત્વજ્ઞાન જ છે તે જ્ઞાન વસ્તુતન્ત્ર છે અર્થાત્ જેમ પ્રમાણ અને પ્રમેયનો સંબંધ થતાં સામાન્ય જ્ઞાન ઉદય થાય છે તેમાં મનુષ્યની ઈચ્છા અનિચ્છાને અવકાશ નથી, તેમ જીવબ્રહ્મના અભેદનું ભાન કરાવનાર **તત્ત્વમસિ** વિગેરે મહાવાક્યના શ્રવણ વડે જીવબ્રહ્મનો અભેદ સ્ફુરે છે અને તેમાં સાધકને ઈતર કોઈ પણ પ્રયત્નની અપેક્ષા નથી જેમ શંકરભગવાન્ સંસારના સ્વરૂપનું વર્ણન કરતાં કહે છે કે **સત્યાનૃત મિથુનીકૃત્य**–એ ન્યાય વડે સાચા જુઠાના યોગ વડે સંસાર ઉભો થાય છે, તેમ સાધનશ્રેણીનું આ સાચા જુઠા અંશોનું મૈથુન થવાથી આ માનવું ઉભું થયેલું છે

જીવ–બ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરનાર વેદાન્તશાસ્ત્રમાં અને મુખ્યત્વે કરીને શાંકર સિદ્ધાન્તમાં ભક્તિ ગૌણ સ્થાન ભોગવે છે એવા વિચારનું સાહસ કરનારને જાણવાની અગત્ય છે કે શાંકર સિદ્ધાન્તનો આવિર્ભાવ ઇતિહાસની દૃષ્ટિથી એકાએક થયો નથી તે સમયના પૂર્વગામી વિચારકો અને આચાર્યોએ ભાગવત ધર્મની પ્રણાલિકા સ્વીકારેલી હતી, અને

ભક્તિસિદ્ધાન્તની પુરાતનતા

તે ધર્મમાં ભક્તિ પ્રધાન પદ ભોગવે છે એ કોઈથી ના કહી શકાય તેમ નથી મોક્ષ સાધનની સામગ્રીમાં ભક્તિ અગ્રભાગ ભોગવે છે એમ શ્રી શંકરાચાર્ય વિવેકચૂડામણિમાં કહે છે તે પ્રાચીન ભાવનાની અનુવૃત્તિ સૂચવે છે

ભક્તિરૂપ સાધન ઉપનિષત્કાળ જેટલું પુરાતન છે ઉપનિષદોના અભ્યાસને સ્પષ્ટ થાય તેમ છે કે **रसो वै स**–એ તૈત્તિરીય શ્રુતિ અનુસાર રસ રૂપ પરમેશ્વરને આત્મા રૂપે અનુભવવાનો જે આદેશ છે, તથા (૨) છાન્દોગ્ય ઉપનિષદ્‌માં શાંડિલ્ય વિદ્યાના નામથી પ્રસિદ્ધ થયેલી અધ્યાત્મ ઉપાસનાનો જે આદેશ છે, તથા (૩) તે જ ઉપનિષદ્‌માં ભૂમવિદ્યાના નામથી વર્ણન થયેલા રહસ્યભાગમાં **ध्रुवा स्मृति** એ વાક્ય વડે પરમાત્માનું અખંડ અનુસંધાન કરવાનો જે ઉપદેશ છે, તથા (૪) શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં **भावग्राह्यमनीडाख्य**–એ શ્રુતિ અનુસાર નિર્મળ ભાવ વડે પ્રભુને ગ્રહણ કરવાની જે કલાનું પ્રતિપાદન થયું છે–આ સર્વમાં પાછળથી બંધાયેલા વેગથી વહેતી ભક્તિમાર્ગની ગંગાનું ગોમુખ છે

ભક્તિપ્રવાહના પ્રવર્તક શાંડિલ્ય નારદ, સનત્કુમાર ઇત્યાદિ આચાર્યોનાં નામનિર્દેશ ઉપરના વેદના વાક્યમાં આવે છે, અને તેથી જ્ઞાનકાંડની મીમાંસા કરનાર ભગવાન્ બાદરાયણ મુનિના સૂત્રોમાં પણ આન્તર ઉપાસનાનું સૂચન કરનાર સૂત્રોમાં ભક્તિસૂત્ર ગુંથાયેલું જણાય છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની સ્વીકાર્યા પછી શ્રી શંકરાચાર્ય ભક્તિસિદ્ધાન્તથી અજાણ્યા હતા, અથવા ભક્તિની સાધનરૂપતા તેમને ઇષ્ટ ન હતી એવું વદનાર સાહસ કરે છે એમ કહેવામાં બાધ નથી.

શાંકર સિદ્ધાન્તમાં ભક્તિ બાહ્ય પૂજારૂપ નથી પણ આન્તર ઉપાસનારૂપ છે

પરન્તુ શાંકરસિદ્ધાન્તમાં ભક્તિરૂપ સાધન બાહ્યપૂજાના આડમ્બરરૂપે સ્વીકારાયેલું નથી પરન્તુ તત્ત્વવિચારના અત્યન્ત પાસેના પ્રદેશમાં રહેલું પરમેશ્વરના સ્વરૂપની અખંડ અનુચિન્તનરૂપે સ્વીકારાયેલું છે. આ અનુચિન્તન કૃત્રિમ છે કે નૈસર્ગિક છે, અનુચિન્તનનો વિષય કેવો છે, અને અનુચિન્તન કરનારનો અધિકાર કેવો જોઇએ ઇત્યાદિ વિચાર આપણે કરવાનું ધાર્યું છે.

શાંકર સિદ્ધાન્તમાં અધિભૂત અધ્યાત્મ અને અધિદૈવ વિશ્વનો સમન્વય

અદ્વિતીય તત્ત્વ પ્રતિ ભજન કરનારના ચિત્તનો અખંડ પ્રેમ પ્રવાહ વહ્યા કરવો એ ભક્તિનું લક્ષણ सा परानुरक्तिरीश्वरे અથવા सा त्वस्मिन् परमप्रेमरूपा એ ભક્તિસૂત્રમાં ગુંથાયેલ છે. શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તમાં એક અદ્વિતીય બ્રહ્મતત્ત્વ જ પરમ સત્ય છે, અને ઇતર સર્વ દૃશ્યજગત્ સ્વસત્તાશૂન્ય હોવાથી માત્ર બ્રહ્મતત્ત્વના આશ્રયને લેઈ સત્તા ભોગવતું હોવાથી માયિક અથવા મિથ્યા છે. જેમ બાહ્યજગત્‌ની પરીક્ષા કરતાં અર્થાત્ અધિભૂત વિશ્વનું સ્વરૂપ તપાસતાં મોગમા મોટું તત્ત્વ જેને બ્રહ્મ સત્તા આપનારામાં આવે છે તે અધિષ્ઠાનરૂપે પોતાના મહિમામાં સુપ્રતિષ્ઠિત જણાય છે, તેમ આન્તર જગત્‌માં આપણે ઘણા ઊંડા ઊતરીએ તો આપણા અખંડ જ્ઞાનમય આત્માથી અન્ય સર્વ પ્રતીતિઓ જન્મ પામતી અને પ્રકાશિત થતી અનુભવાય છે અને તેથી સ્વયમ્ પ્રકાશવાળું અને સ્વપ્રતિષ્ઠિત આન્તર તત્ત્વ આત્મા રૂપે સ્વીકારાય છે. આ પ્રમાણે અધિભૂત વિશ્વ અને અધ્યાત્મવિશ્વના છેડા બ્રહ્મ અને આત્મામાં રહેલા હોવાથી અને અનુસંધાયક બુદ્ધિ મન-ઇન્દ્રિયો વિગેરે અધિદૈવ જગત્‌ની પરીક્ષા થયેલી નહિ હોવાથી ઘણા વિદ્વાનો આ બ્રહ્મ અને આત્મારૂપ તત્ત્વો ઉત્તર દક્ષિણ ધ્રુવના છેડા જેવા અત્યન્ત નિરાળા માની લે છે, તો સામાન્ય પ્રજા માને અને ગસરણ પામે તેમાં શું આશ્ચર્ય!

જેઓ ભૂગોળ અને ખગોળને યથાર્થ જાણતા હોય તેમને આપાતતઃ જણાતા બે ધ્રુવોના છેડા વસ્તુતઃ એક અનુસંધાન વાળા જણાય છે, તેમ અધિભૂત અને અધ્યાત્મ પરાકાષ્ઠાએ રહેલા બ્રહ્મ અને આત્મા-પરમેશ્વર અને જીવ-રૂપ પ્રાણીઓએ સ્વીકારેલાં તત્ત્વો વસ્તુતઃ એક અખંડૈકરસ તત્ત્વના બે આવિર્ભાવ માત્ર છે એમ તત્ત્વજ્ઞને અનુભવાય છે.

આ પ્રકારે પરોક્ષજ્ઞાન કે કલ્પના મહાવાક્યજ્ઞાન કે ભાવનાકૃત અપરોક્ષ અનુભવ

यत्पुनरुक्त ईश्वराभावप्रसग इति तदसत । शास्त्रप्रामाण्यादनभ्युपगमाच्च । नहीश्वरस्य समार्यात्मत्व प्रतिपाद्यतइत्यभ्युपगच्छाम, कि तर्हि ससारिण ससारित्वापोहेन ईश्वरात्मत्व प्रतिपिपादयिषितमिति ॥

"જે પુન એમ કહેવામા આવે છે કે આ અદ્વૈતવાદમા ઈશ્વરના અભાવનો પ્રસંગ ઉભો થાય છે, તે ખોટુ છે ઈશ્વરના અસ્તિત્વમા શાસ્ત્રનુ પ્રામાણ્ય છે એટલુ જ નહિ પણ ઈશ્વરાભાવ અમને ઈષ્ટ નથી અમે ઈશ્વરનુ સંસારી આત્મારૂપે પ્રતિપાદન કરતા નથી, પરંતુ સંસારી જીવને તેના સંસારિપણાનો બાધ કરી ઈશ્વર જ તેનો આત્મા છે એવુ પ્રતિપાદન કરવાનો અમારો આશય છે ' આ ભાવ આચાર્યશ્રીએ નીચેની રમ્ય આર્યામા વર્ણવ્યો છે –

सत्यपि भेदापगमे नाथ तवाह न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरग क्वचन समुद्रो न तारग ॥ (षट्पदी)

વસ્તુત જીવ બ્રહ્મનો ભેદ નથી તોપણ હે નાથ ! હુ તમારો છુ, તમે મારા નથી. સમુદ્રનો તરગ ગણાય છે, કદી તરગનો સમુદ્ર ગણાતો નથી

બ્રહ્મની સગુણ અને નિર્ગુણ રૂપતા અને સગુણદ્વારા નિર્ગુણપ્રાપ્તિ

શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તમા સગુણ અને નિર્ગુણ બ્રહ્મ તત્ત્વનો વિવેક અથવા પર બ્રહ્મ અને અપર બ્રહ્મનો વિવેક એવી સ્પષ્ટ રીતે ભાષ્યાદિ ગ્રંથોમા કર્યો છે કે આ સિદ્ધાન્તમા શ્રદ્ધાભક્તિહીન શુષ્ક તત્ત્વજ્ઞાન સમાવેલુ છે એવુ વદનાર શ્રીઆચાર્યના પરમ રહસ્યને જાણતા નથી એમ કહેવામા બાધ આવે તેમ નથી

જીવોની ગતિના વિષયરૂપ બ્રહ્મ પર છે કે અપર છે એ વસ્તુનો વિચાર કરતા ભાષ્યકાર કહે છે કે —

किं द्वे ब्रह्मणी परमपरचेति । बाढम् "एतद्वै सत्यकाम पर चापर च ब्रह्म यदोंकार" इत्यादिदर्शनात् । किं पुन पर ब्रह्म, किमपरमिति ? उच्यते । यत्राविद्याकृतनामरूपादिविशेषप्रतिषेधादस्थूलादिशब्दैर्ब्रह्मोपदिश्यते तत्परम् । तदेव यत्र नामरूपादिविशेषेण केनचिद्विशिष्टमुपासनायोपदिश्यते "मनोमय प्राणशरीरो भारूप" इत्यादिशब्दैस्तदपरम् ॥

= શુ બ્રહ્મ પર અને અપર એમ બે છે ? હા શ્રુતિમા એવુ સ્પષ્ટ પ્રતિપાદન છે "હે સત્યકામ આ પ્રણવ પર અને અપર બ્રહ્મરૂપ છે' ત્યારે કોને પર બ્રહ્મ કહેવુ ? અને કોને અપર બ્રહ્મ કહેવુ ? ઉત્તર આપવાનું કે વેદાન્તવાક્યોમા અવિદ્યા કારણ વડે ઉભા થતા નામરૂપાદિ વિશેષોનો અસ્થૂલાદિ શબ્દવડે નિષેધ કરી જે બ્રહ્મનુ પ્રતિપાદન થાય છે

તે બ્રહ્મ પર ગણવાનું છે. તેજ બ્રહ્મને કોઇપણ નામરૂપવિશેષવડે યુક્ત થયેલું ઉપાસના અર્થે ઉપદેશાય છે તે બ્રહ્મ અપર છે. જેમકેઃ "પરમાત્મા મનોમય, પ્રાણરૂપ શરીરવાળા જ્યોતિર્મય"—ઇત્યાદિ વાક્યોમાં અપરબ્રહ્મનું વર્ણન છે.

આ પ્રમાણે શાંકર સિદ્ધાન્તમાં પર બ્રહ્મ અને અપર બ્રહ્મ—નિર્ગુણ પરમાત્મા અને સગુણ પરમેશ્વર—એવા બે ભેદ પ્રતિપાદન કરવામાં આવે છે, અને એક તત્ત્વ જ્ઞેય છે તો બીજું તત્ત્વ ઉપાસ્ય અથવા ભજનીય છે.

જ્યાં સુધી જીવનું જીવત્વ સત્યવત્ અનુભવાય છે ત્યાં સુધી અપરબ્રહ્મનું ઈશિત્વ તેવુંજ સત્ય ઉપાસના અથવા ભક્તિદ્વારા અનુભવાય છે. ખરી રીતે એકજ બ્રહ્મ ઉપાધિના ત્યાગવડે નિર્ગુણ, અને ઉપાધિથી યુક્ત થઈ સગુણ મનાય છે. પરતુ જેમ જીવ વસ્તુતઃ પરબ્રહ્મરૂપ છતાં તથા અલ્પજ્ઞત્વ પરતંત્રત્વાદિ ધર્મો ઉપાધિના છતાં પોતાના આત્માના સત્ય માની સંસારમાં ખેંચાય છે તેમ સગુણબ્રહ્મ અથવા નિત્યસિદ્ધ ઈશ્વર ચેતન ખેંચાતું નથી. તે પરમેશ્વર પોતાની સગુણતાને ઐશ્વર્યને—જાણતા છતા પોતાના નિર્ગુણપદના મહિમાથી ક્ષણભર વિખૂટા પડતા નથી. આ કારણથી તે ઉપાધિયુક્ત છતા ઉપાધિ ઉપર અધિષ્ઠાતાપણું ભોગવે છે, અને જીવ ઉપાધિપરતંત્ર બને છે. આથી જે ચેતનવિશેષ પોતાને ઉપાધિ પરતંત્ર અનુભવતો હોય, સંસારના સુખદુઃખાદિ ધર્મથી યુક્ત પોતાને જાણતો હોય તેને ઉપાધિ ઉપર સ્વાતન્ત્ર્ય મેળવવાનું અને સંસારધર્મથી વિયુક્ત થવાનું પરમ સાધન જ નિત્યસિદ્ધ પરમેશ્વરનું અખંડ આત્મારૂપે ચિંતન કરવારૂપ ભક્તિ અથવા ઉપાસના ગણાય છે.

મોક્ષના અધિકારિના કૃતોપાસ્તિ અને અકૃતોપાસ્તિ એવા બે ભેદ

શાંકરસિદ્ધાન્તમાં અધિકારીઓ—(૧) કૃતોપાસ્તિ એટલે જેમણે ઉપાસના સિદ્ધ કરી ઉપાસ્ય પરમેશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કર્યો છે તેવા અને (૨) અકૃતોપાસ્તિ અર્થાત્ ઉપાસના સિદ્ધ કર્યા વિના કેવલ વિચારબલથી અક્ષર બ્રહ્મમાં સ્થિત થવાની ઇચ્છા રાખનારા. આ ઉભય અધિકારીઓમાં અકૃતોપાસ્તિની બુદ્ધિવિશુદ્ધિ ઘણા ઉંચા પ્રકારની જોઇએ છીએ, અને હજારોમાં કોઈ વિરલજ કેવલ વિચારમાર્ગે બ્રહ્માત્મૈક્ય અનુભવી શકે છે. રાજમાર્ગ કૃતોપાસ્તિનો છે.

શાખાચંદ્રન્યાયે સગુણદ્વારા નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર

શાખાચંદ્રન્યાયમાં જેમ સત્ય આકાશમાં રહેલા દ્વિતીયાના ચંદ્રને જોવાની ઉત્કટ ઇચ્છા શાખાથી ઉપલક્ષિત ચંદ્રદ્વારાજ સફલ થાય છે; ગમે તેમ આકાશમાં દૃષ્ટિ ફેરવ્યાથી સિદ્ધ થતી નથી, તેમ નિર્ગુણ જ્ઞેય બ્રહ્મ સાથેના પોતાના વાસ્તવ અભેદને અનુભવવાની ઇચ્છા રાખનારે સગુણ ઉપાસ્ય બ્રહ્મરૂપ શાખાચંદ્રનો આશ્રય લેવોજ પડે છે. આ સગુણ ઉપાસ્ય બ્રહ્મ સાથે જ અનન્યાશ્રય સેવ્યા વિના ગમે તેટલા સૂક્ષ્મ અથવા ગમે તેટલા મોટા તત્ત્વ સાથે બુદ્ધિનો સંબંધ માત્ર કર્યાથી સ્વરૂપનું સામ્રાજ્યસુખ ઉદય થતું નથી.

જેમ શાખાચંદ્ર અને આકાશસ્થ ચંદ્ર વસ્તુત એકજ છે, પણ જોનારના દૃષ્ટિબિંદુના ભેદથી ભિન્ન મનાય છે તેમ સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મ વસ્તુતઃ એકજ છે, માત્ર ઉપાસક અને તત્ત્વજ્ઞના દૃષ્ટિબિંદુના ભેદથી ભિન્ન મનાય છે

પરમપદમા નિર્વાણ પામવાની ઇચ્છા રાખનાર નિઃશ્રેયસ ગામી અધિકારી જનોએ સગુણ બ્રહ્મ અથવા પરમેશ્વરના અર્થાત્ અંતર્યામી આત્માના ભક્તિજન્ય પ્રસાદને અવશ્ય પ્રાપ્ત કરવો જોઇએ. તે પ્રસાદ વિના જીવને પરબ્રહ્મ સાથેના અભેદ સાક્ષાત્કાર થવો સામાન્ય રીતે સભવતો નથી આ વિચાર શીશકર ભગવાનના પરમાસ્તિક અને શ્રદ્ધાલુ અંતઃકરણમા બદ્ધમૂલ હતો પ્રકરણગ્રંથોમા આ વિચારને તેઓશ્રી નિર્ભ્રાંતપણે પ્રકટ કરે છે —

ઈશ્વરપ્રસાદની અવશ્યતા.

आचार्येभ्यो लब्धसुसूक्ष्माच्युततत्त्वा
वैराग्येणाभ्यासबलाच्चैव द्रढिम्ना ।
भक्त्यैकाग्र्यध्यानपरा य विदुरीश
त संसारध्वान्तविनाश हरिमीडे ॥

( हरिस्तुति )

સંસારના અજ્ઞાનરૂપ અધકારને નાશ કરનાર પરમેશ્વર જ ખરી રીતે સ્તુત્ય છે અને તે પોતાના સત્ય નિર્ગુણ સ્વરૂપને, જે જીવો (૧) આચાર્યદ્વારા નિર્ગુણ બ્રહ્મના સૂક્ષ્મ અવિનાશિ સ્વરૂપનુ પરોક્ષજ્ઞાન મેળવે છે, (૨) અને ત્યારપછી વૈરાગ્ય અને અભ્યાસરૂપ સાધનના બળનો આશ્રય કરે છે, (૩) તથા અપ્રમાદયુક્ત ધૈર્યને સેવે છે, (૪) અને ભગવાન્ પ્રતિના પોતાના નૈસર્ગિક ભક્તિભાવ વડે એકાગ્ર થઇ ધ્યાનસ્થ થાય છે, તે જીવો આગળ પ્રકટ કરે છે એ ભાવ આર્દ્ર અંતઃકરણથી આચાર્યશ્રી ઉપરના શ્લોકમા દર્શાવે છે

શ્રી ભગવત્પાદાચાર્યના અભિપ્રાય પ્રમાણે બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કારની અતરગ સાધન શ્રેણી આ પ્રમાણે ગોઠવાય છે —

અતરગ સાધનષટ્કમા ભક્તિનુ સ્થાન

( ૧ ) જિજ્ઞાસા ઉદય થયે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુદ્વારા જીવ, જગત્, ઇશ્વર અને શુદ્ધબ્રહ્મના સ્વરૂપનુ પરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરવુ

(૨) પરોક્ષજ્ઞાન ઉદય થયા પછી શુદ્ધ ચિદાત્મા વિનાના અન્ય સર્વ પદાર્થો પ્રતિ દૃઢ વૈરાગ્યભાવના.

(૩) વૈરાગ્ય ઉદય થતા ચિત્તવૃત્તિની સ્વરૂપમા પ્રતિષ્ઠા કરવા નિરોધનો અભ્યાસ

(૪) અંતર્યામી ઈશ્વર પ્રતિ અર્થાત્ પોતાના સત્ય આત્માપ્રતિના ભક્તિભાવથી બહિર્મુખ થતા મનને એકાગ્ર કરવુ

(૫) ચિત્તની એકાગ્રતા સ્વરૂપ વૃત્તિની અખંડ એકતાનતારૂપ ધ્યાનનો પ્રવાહ

(૬) તે ધ્યાનયોગના ફળરૂપે બ્રહ્માત્મૈક્યરૂપ સાક્ષાત્કાર થવો

આ પરોક્ષજ્ઞાન, વૈરાગ્ય, અભ્યાસ, ભક્તિ, એકાગ્રતા, ધ્યાન આ સાધનષટ્કમાં એક પછી એક ઉદય થાય તેવો અવશ્ય કાર્યકારણભાવ સંબંધ નથી પરંતુ તેઓ વચ્ચે પરસ્પર ઉપકાર્ય ઉપકારકભાવ સંબંધ છે અર્થાત્ જીવ, બ્રહ્મ, જગતના સ્વરૂપનું સામાન્ય પરોક્ષજ્ઞાન ઉદય થાય તો આત્મ અનાત્મ પદાર્થોનો વિવેક થવાથી સર્વ અનાત્મસમૂહ પ્રતિનો મોહ છૂટવાનું શરૂ થાય છે અર્થાત્ પરોક્ષજ્ઞાન વૈરાગ્યનો ઉદય કરાવે છે વૈરાગ્યવડે પરોક્ષજ્ઞાન સંશયવિપર્યય વિનાનું દૃઢ થતું જાય છે વૈરાગ્ય સિદ્ધ થતાં ચિત્તનો બહિર્મુખ વેગ બંધ થઈ અંતર્મુખ વેગ આરંભ પામે છે આ વેગને શાસ્ત્રમાં પ્રત્યક્પ્રવાહ કહે છે, અને તે પ્રવાહ જ્યાંસુધી નિરોધસમાધિદ્વારા બ્રહ્માત્મૈક્ય અનુભવ ન થાય ત્યાંસુધી વહ્યાજ કરે છે.

જેમ નદીનો પ્રવાહ ઋતુના સ્વભાવ પ્રમાણે વધતો ઘટતો થાય છે તેમ ચિત્તનો પ્રત્યક્પ્રવાહ સંસ્કારાનુસાર ન્યૂનાધિક થાય છે, પણ તે પ્રવાહની અખંડિત દશા અંતર્યામી આત્મા પ્રતિનો અપૂર્વ ભક્તિરસ હોય તોજ બની રહે છે, નહિતો જેમ સામાન્ય વહેળાઓ ઉનાળામાં સૂકાઈ જઈ ખંડિત થાય છે તેમ પ્રત્યક્પ્રવાહ ખંડિત થાય છે

ભક્તિરસવડે આર્દ્ર થયેલો ચિત્તનો પ્રત્યક્પ્રવાહ જ્યારે અખંડ અનુસંધાન રૂપ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિમાં બની રહે છે ત્યારે ધ્યાનયોગનો પરિપાક થાય છે, અને ત્યારેજ તે ધર્મનું વર્ષણ કરનાર ધર્મમેઘ સમાધિના ફળરૂપે અપરોક્ષજ્ઞાન અથવા બ્રહ્માત્મૈક્યનો નિર્વિકલ્પ સાક્ષાત્કાર આવિર્ભાવ પામે છે

આ પ્રમાણે ચિત્તવૃત્તિના પ્રત્યક્પ્રવાહને સદા સર્વદા રસ આપનાર સ્વરૂપાનુસંધાન નામની ભક્તિ જ છે અને તે ભક્તિ જ ધ્યાનયોગદ્વારા બ્રહ્મસાક્ષાત્કાર કરાવી શકે છે.

અંતર્યામી ઈશ્વરાત્મા પ્રતિની ભક્તિ વિના તત્ત્વજ્ઞાન આવિર્ભાવ પામતું નથી એ સંબંધમાં શાંકરસિદ્ધાન્ત ભગવાન્ બાદરાયણના સૂત્રોનું અનુસરણ કરે છે. ઉદાહરણ તરીકે નીચેનાં સૂત્રો વિચારવા યોગ્ય છે —

(१) पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ॥ ( ३–२–५ )

બ્રહ્મસૂત્રોમાં ભક્તિમાર્ગની છાયા

જીવનું સત્યજ્ઞાનાદિ સ્વરૂપ ઢંકાયેલું પરમેશ્વરના અભિધ્યાન અર્થાત્ ભક્તિયોગવડે પ્રગટ થાય છે, કેમકે પરમેશ્વરવડેજ તેનો બંધ અને મોક્ષ થાય છે.

(२) अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥ ( ३–२–२४ )

નિર્વિશેષ આત્માનો અનુભવ ભક્તિયોગ મારફતે પ્રકટ થાય છે એમ શ્રુતિ અને સ્મૃતિ પ્રતિપાદન કરે છે



(૩) विशेषानुग्रहश्च ॥ (૩–૪–૩૮)

ઇશ્વરના આરાધનાદિ વડે તત્ત્વવિદ્યા ઉપર અનુગ્રહ પડે છે.

(૪) आत्मेतितूपगच्छन्ति ग्राहयन्तिच ॥ (૪–૧–૩)

એ પરમેશ્વરને પોતાના આત્મા રૂપે મહર્ષિઓ અનુભવે છે, અને વેદાન્ત વાક્યો ગ્રહણ કરાવે છે.

(૫) आप्रायणात्तत्रापि हि दृष्टम् । (૪–૧–૧૨)

યાવજ્જીવ આ ઇશ્વરપ્રણિધાન કરવાનુ છે, કારણ કે પ્રાયણ (મરણ) સમયે ભાવના વિજ્ઞાનની અપેક્ષા શ્રુતિ દર્શાવે છે

આ પ્રમાણે તત્ત્વદર્શન અથવા વિદ્યામાં અપૂર્વ અનુગ્રહ કરનાર ભક્તિની અવગણના કરનાર શાંકરસિદ્ધાન્તની સાંપ્રદાયિક પ્રણાલિકાનો ત્યાગ કરે છે, અને નિષ્ફલ શુષ્ક વેદાન્તની વાતોજ માત્ર કરે છે.

શાંકર સિદ્ધાન્તમાં અભિપ્રેત ભક્તિનો ઇતર આચાર્યોએ પ્રતિપાદન કરેલા ભક્તિના સ્વરૂપથી વિવેક.

પરંતુ આ નિર્ણય સ્થાપતા પહેલાં મારે અવશ્ય જણાવવું જોઇએ કે શાંકરસિદ્ધાન્તમાં અભિપ્રેત ભક્તિ ઉપનિષદ્કાલના શાંડિલ્ય મુનિએ પ્રતિપાદન કરેલી એકતાર સગુણબ્રહ્મની આત્મારૂપે ઉપાસનારૂપ ગણવાની છે. ભક્તિનુ બાહ્યરૂપ પૂજાદિનો અનુરાગ અથવા કથા શ્રવણાદિ તત્વજ્ઞાનના અંતરંગ સાધનરૂપ નથી. તેની ઉપયોગિતા છે તે સંબંધમાં વિવાદ નથી પરતુ તે બહિરંગ સાધનરૂપે છે, અને જેટલા અંશમાં યજ્ઞાદિ કર્મો ચિત્તશુદ્ધિમાં ઉપકારક છે તેટલા અંશમાં આ બાહ્યપૂજાદિ ઉપકારક છે, પરતુ વિદ્યાના સાક્ષાત્ અનુગ્રહ કરવાને સમર્થ તો આ આત્માનુસંધાનરૂપ અખંડ ભક્તિજ સ્વીકારાઈ છે

આ શાંકર સિદ્ધાન્તનો ભક્તિના સ્વરૂપ સંબંધી અભિપ્રાય ગ્રહણ કરવામાં ભક્તિના ઇતર આચાર્યોએ સ્વીકારેલા સ્વરૂપ જાણવાની અગત્ય છે.

ભેદવાદમાં ભક્તિનું સેવ્યસેવકરૂપે અથવા સખ્યરૂપે પ્રતિપાદન

જીવ અને ઇશ્વરના સંબંધમાં વિચારકો કેવલ અભેદવાદ અથવા કેવલ ભેદવાદ અથવા વિશિષ્ટાભેદવાદ સ્વીકારે છે, અને તદનુસાર ભક્તિનુ સ્વરૂપ રચાય છે. જે દર્શનમાં જીવ અને ઇશ્વર અત્યંત નિરાળા પદાર્થ છે તેમાં જીવનું સેવકપણું અને ઇશ્વરનું સેવ્યપણું માનવામાં આવે છે અને ભક્તિભાવ પણ દાસત્વ ઉપર ઘડાય છે. આ ભક્તિ **पूजादिष्वनुराग इति पाराशर्यः**—એ ભક્તિસૂત્રાનુસાર બાહ્ય પૂજાદિમાં પ્રીતિ રાખવામાં આવી અટકે છે.

તે ભક્તિ પ્રસંગે થઠીઆતું રૂપ પકડી સખાભાવ ધારણ કરે, અને ઇશ્વિરને સર્વભૂત-પ્રાણીના પરમસુહૃદરૂપે સ્વીકારી તેમના ગુણોનો ભજન કીર્તનમાં અનુવાદ કરવામાં ચિત્તનું સમાધાન સેવવામાં આવે. અને **कथादिष्वनुराग इति गर्गः** એ સૂત્રાનુસાર ગર્ગાચાર્યના અભિપ્રાય પ્રમાણે શ્રવણ કીર્તનાદિમાં પ્રીતિ બાંધવામાં આ ભક્તિ આવી અટકે છે

ભેદાભેદવાદમાં ભક્તિ-નું આત્મનિવેદન રૂપે અથવા દાંપત્યભાવ-રૂપે પ્રતિપાદન

જે તત્ત્વદર્શનમાં જીવ અને ઇશ્વિર ચિદાત્મારૂપે એક છતાં ઇશ્વિરના વ્યાપક સ્વરૂપમાં સ્વતંત્ર સત્તાવાળા અંશરૂપે જીવનો સ્વીકાર થાય છે એવા વિશિષ્ટા-દ્વૈતમાં અથવા વિશિષ્ટ અભેદવાદમાં જીવ અને ઇશ્વિર વચ્ચેના ભેદનો પડદો અત્યંત સૂક્ષ્મ રહે છે, અને જેમ પતંગ દીપના અત્યંત નિકટના પ્રદેશમાં આવી તેની આગળ પાછળ મોહમાં રમણ કરે છે તેમ જીવ ઇશ્વિરપદના લક્ષ્યથી ક્ષણભર વિખૂટો પડતો નથી. આ સિદ્ધાન્તમાં જીવ ઇશ્વિરનો યોગ દંપતી-યોગ જેવો છે. બને એકતત્ત્વ-રૂપ છતાં પૃથક્ પડયાછે, અને આ વિયોગ નષ્ટ થવા અખંડ તત્પરતા રહે છે. આવી જીવની અખંડ તત્પરતા અને વિયોગને ક્ષણભર પણ ન સહન કરવાપણાવાળી ચિત્તની સ્થિતિને અનુકૂલ જીવનો સર્વ આચાર થઈ જવો એને નારદમુનિ 'ભક્તિ' કહે છે.

नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति ॥

ઇશ્વિરને પોતાના સર્વ આચારોનું અર્પણ કરી તે પ્રભુની વિસ્મરણક્ષણમાં પરમ વ્યાકુલ બનવારૂપ સ્થિતિને નારદમુનિ ભક્તિનામ આપે છે.

કેવલ અદ્વૈતવાદમાં સ-ર્વાત્મભાવરૂપે ભક્તિનું પ્રતિપાદન.

પોતાના આત્માનું ઉપર પ્રમાણે સર્વાંશ નિવેદન થયા પછી એકજ સત્ય અંતર્યામી પરમાત્માના સ્વરૂપનું અખંડાનુસંધાન થયા કરવું તે કેવલાદ્વૈતની ભક્તિ છે, અને તે ભગવાન્ શાંડિલ્ય મુનિએ:—

आत्मरत्यविरोधेनेति शांडिल्यः ॥

એ ભક્તિસૂત્રથી સૂચિત કરેલી છે. ભગવાન્ શંકરાચાર્યના સિદ્ધાન્તમાં જીવબ્રહ્મનો વાસ્તવ અભેદ તત્ત્વદર્શનમાં સ્વીકારાયેલો હોવાથી કલ્પિત જીવનો ભેદકાલે સત્ય ઇશ્વિરરૂપ આત્મા પ્રતિનો જ્ઞાનપક્ષપાતી અખંડ યોગ બન્યો રહેવો એનું નામ ભક્તિ છે એમ પોતે સ્વમુખે પ્રતિપાદન કરે છે:—

स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥

આથી ભક્ત અને ભજનીય-જીવ અને ઇશ્વિરના-સ્વરૂપ સંબંધી જેવો તત્ત્વાર્થનિર્ણય હોય તેને અનુકૂલ ભક્તિનું સ્વરૂપ નિર્માણ થાય છે:—



| તત્ત્વાર્થવાદ. | ભક્તિનું સ્વરૂપ. | ફલનિર્ણય. |
|---|---|---|
| ભેદવાદ | સેવ્યસેવકભાવ અથવા સખાભાવ | સામીપ્ય અથવા સારૂપ્ય મોક્ષ |
| ભેદાભેદવાદ | આત્મનિવેદન યોગ અથવા દાંપત્ય જેવો યોગ. | સાયુજ્ય મોક્ષ. |
| અભેદવાદ | સર્વાત્મભાવ યોગ. | કૈવલ્ય મોક્ષ. |

જ્યારે ભેદવાદમાં અથવા ભેદાભેદવાદમાં જીવને ઈશ્વર સાથે ભક્તિવડે યોગ કરવાનો હોય છે તેમાં એ બે તત્ત્વના સંનિકર્ષની અથવા સ્પર્શની અપેક્ષા હોય છે, ત્યારે અભેદવાદમાં ભક્તિને તેવા સ્પર્શની અપેક્ષા રહેતી નથી. આ કારણથી શાંકર સિદ્ધાન્તના ભક્તિયોગને:—

ગૌડપાદાચાર્ય આ ભક્તિયોગને અસ્પર્શ યોગ કહે છે.

अस्पर्शयोगो वै नाम दुर्दर्शः सर्वयोगिभिः ॥

એ પ્રમાણે શ્રીશંકરાચાર્યના પરમગુરુ શ્રીગૌડપાદાચાર્યે અસ્પર્શયોગ નામ આપે છે. આ યોગમાં પોતાનું ભિન્નાસ્તિત્વ નષ્ટ થશે પોતે લુપ્ત થશે ઇત્યાદિ ભેદવાદીઓ જે ભય ધારણ કરે છે તેનો ઉપહાસ કરતાં શ્રીગૌડપાદ કહે કે એક વિજ્ઞાનાત્મરૂપ પરમેશ્વરના પરમમંગલમય શિવસ્વરૂપમાં સર્વદા અભય છતાં—**अभये भयदर्शिनः**—ભય ઉભો કરે છે. જેમ અમંગલશીલવાળા મહાદેવનું નામસ્મરણ મંગલતા–શિવરૂપતા–લાવે છે, તેમ આ આપાતતઃ જીવનું ભિન્નાસ્તિત્વ નષ્ટ કરતાર ભક્તિયોગ તેની પરમશિવતાને પ્રકટ કરનાર છે છતાં જેમ મિથ્યા વૈષ્ણવો શિવનામથી ભડકે છે તેમ આ સર્વાત્મભાવરૂપ અસ્પર્શયોગ અથવા ભક્તિયોગથી ભેદવાદીઓ ભડકે છે.

ભેદવાદના સત્યપણાનો નિશ્ચય જેને આરૂઢ છે તેને આત્માનુસંધાનરૂપ ભક્તિયોગ ઇષ્ટ ન લાગે તો શાંકરસિદ્ધાન્ત તેમને બળાત્કારથી ભેદભાવ ભૂલવવા માગતો નથી. તેમને સેવ્યસેવકભાવ અથવા સખાભાવ–અથવા આત્મનિવેદનભાવ–સેવવાનું તે સિદ્ધાન્ત અનુમોદન આપે છે. તે ત્રણે ભાવ સિદ્ધ થયા છતાં અતૃપ્તિ જણાય તોજ સર્વાત્મભાવ સેવવા સૂચવે છે. જેમણે નિર્દોષ અને નિઃસ્વાર્થ સખ્ય અનુભવી જાણ્યું નથી, અથવા જેમણે **परिणतस्नेहसार** રૂપ ભેદ છતાં અભેદરસનું ભાન કરાવનાર દાંપત્ય ભાવને જોયો નથી અથવા જાણ્યો નથી, તેમને સર્વાત્મભાવરૂપ અમૂલ્ય મણિ આવ્યો હોય તોપણ કાચ જેવો મૂલ્ય વિનાનોજ છે. જેઓ ઉપરનાં ભક્તિનાં નીચાં ઉંચાં પગથીઆં ચઢી ગયા છે તેમને આ સર્વ ભૂતપ્રાણીમાં રહેલા એકાત્માના અનુસંધાનરૂપ ભક્તિયોગનો મહિમા જણાયા વિના નહિ રહે, કારણ કે પરમેશ્વરરૂપ અંતર્યામી પ્રતિનો પ્રેમઃ—

ભક્તિયોગનું તારતમ્ય અને સાક્ષાત્કારમાં પર્યવસાન.

गुणरहितं कामनारहितं प्रतिक्षणवर्धमानमविच्छिन्नं सूक्ष्मतरमनुभवरूपम् ॥

( नारदभक्तिसूत्रम् )

સત્વાદિ ગુણોના સ્પર્શ વિનાનો, સર્વ અનાત્મ પદાર્થો પ્રતિની ઇચ્છાના તાપ વિનાનો, પ્રતિક્ષણ વધતો જતો, અત્યંત સૂક્ષ્મ અને અખંડિત આત્મસાક્ષાત્કારરૂપ થઇ રહે છે.

અદ્વૈત સાક્ષાત્કારરૂપે પરિણામ પામતો ઈશ્વિરાત્મા સંબંધી પ્રેમ અથવા ભક્તિ દ્વૈતદર્શનાનુસારી ભક્તિ કરતાં વિલક્ષણ પ્રકારની છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ચાર પ્રકારના ભક્તનું વર્ણન છેઃ—(૧) આર્ત, (૨) અર્થાર્થી, (૩) જિજ્ઞાસુ, (૪) જ્ઞાની. તેમાં આર્તની અર્થાત્ દુઃખીની અને અર્થાર્થીની અર્થાત્ ઇષ્ટવિષયની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાની ભક્તિ ભેદદર્શનાનુસારી હોવી ઘટે છે. તેમાં ભગવાન્ પોતાથી પૃથક્ સર્વ દુઃખભંજન અને સર્વ સુખના અર્પનાર છે એ વૃત્તિના નિશ્ચયને અવલંબી ભગવાન્ પ્રતિનો પ્રેમપ્રવાહ વહે છે. આ આર્ત અને અર્થાર્થી પણ ઉદાર છે એટલે ક્ષુદ્ર પ્રાણી પ્રતિ દુઃખના પોકાર કરતા નથી અથવા સુખાર્થે યાચના કરતા નથી, તોપણ તેઓનો પ્રેમ નારદ મુનિ કહે છે તેમ **ગુણરહિત** અને **કામનારહિત** નથીઃ તેઓ રાજસ તામસ ચિત્તના દોષને વશ વર્તી ભક્તિ સેવે છે; અને અમુક ફલને ઉદ્દેશી પ્રવૃત્ત થાય છે.

પરંતુ ઈશ્વરને પોતાના આત્મારૂપે અનુભવવાની ઇચ્છા રાખનારનો પ્રેમ ગુણરહિત અને કામનારહિત છે, કારણ કે તે નિર્ગુણ અને નિત્યતૃપ્ત સ્વરૂપમા રમવા અર્થે છે. આ પ્રેમ પ્રતિક્ષણ વધતો જાય છે એટલુંજ નહિ પણ વચમાં કદી પણ ખંડિત થતો નથી. પ્રભુ સાથેની આ "લગની" અથવા પ્રેમ સર્વ વિષયવાસનાથી પર હોય છે અને અંતઃકરણના સર્વ મૂઢ ઘોર અને શાંત—એવા ત્રણ પ્રકારના વિકારોથી પણ પર હોય છે. આ પ્રેમભાવને નારદમુનિ મૂગાના અનુભવેલા રસની પેઠે અનિર્વચનીય કહે છે, અને જિજ્ઞાસુની જ્યાંસુધી જ્ઞાનનિષ્ઠ બંધાતી નથી ત્યાં સુધી ઈશ્વરભાવનાનો ક્ષણભર વિચ્છેદ થતાંઃ—

युगायते निमेषेण चक्षुषा प्रावृषायते ।

એ વાક્યાનુસાર પ્રભુના વિરહની એક ક્ષણ યુગનું રૂપ ધારણ કરે છે, અને નેત્રો અખંડ અશ્રુની વૃષ્ટિ કરે છે.

પરંતુ અપરોક્ષ જ્ઞાનનો ઉદય થયા પછી આ પ્રેમનો આવેગ પ્રશાન્તવાહિતાનું રૂપ પકડે છે. અને જીવ્‌ઈશ્વરનો યોગ વ્યવહારમાં પણ એવી વિલક્ષણતા જન્માવે છે કે ભગવાન્ પણ તેવા શરીરીને—ज्ञानी त्वात्मैव मे मतम्—પોતાના આત્મારૂપે સ્વીકારે છે. તત્વજ્ઞાનનો ઉદય થયા પછી, ભેદદૃષ્ટિનો લય થયા છતાં તત્વજ્ઞનો પોતાના અંતર્યામી ઈશ્વર પ્રતિનો પ્રેમ અલંકારવત્ સાથે રહે છે તે પ્રેમનો તેને ઉદય કરવો પડતો નથી, પરતુ જ્ઞાની

સર્વથા ભક્ત જ હોય છે; તે કેવલશુષ્ક તાર્કિક અથવા વિચારક હોતો નથી પરંતુ અનુભવી અથવા ઇશ્વિરરસિક હોય છે; તેનાં બુદ્ધિ અને હૃદય એકતાર હોય છે; તેનો અનુભવ નીચેની શ્રુતિની સત્યતાની સાખ્ય પૂરે છેઃ—

नायमात्मा बलहीनेन लभ्यः
न मेधया न बहुधाश्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ।

આ પરમેશ્વરરૂપ આત્મા બલ વિનાના જીવથી પ્રાપ્ત થઈ શકે તેવો નથી; બુદ્ધિવૈભવથી જાણ્યો જાય તેવો નથી; ઘણા પાંડિત્યથી પરખાય તેવો નથી; પરંતુ જેને તે પોતાના તરીકે સ્વીકારે છે તેને આ ઇશ્વિરાત્મા પોતાના સત્ય સ્વરૂપનો પ્રકાશ કરે છે.

સારાંશ શાંકર સિદ્ધાન્તના અભ્યાસકોએ તેના મર્મને જાણવો હોય તો આ ઇશ્વિરાનુસંધાનરૂપ ભક્તિયોગને અવશ્ય સ્વીકારવો જોઇએ. તે વિના આ મહાપુરુષના તત્ત્વ સંબંધી નિર્ણયો અનુભવાત્મક થતા સંભવતા નથી. આ મંતવ્ય કપોલકલ્પિત નથી પરંતુ આચાર્યશ્રીના મુખની અમોઘવાણી પણ એજ ભાવનું પ્રતિપાદન કરે છે!—

श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानैः ।
ज्ञातुं शक्यो देव इहैवाशु य ईशः ।
दुर्विज्ञेयो जन्मशतैश्चापि विना तैः-
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥

આ પરમેશ્વર દેવ આ જન્મમાં જ અને આ દેહમાં જ શ્રદ્ધા ભક્તિ ધ્યાન અને શમાદિ સાધનોને પ્રયત્નપૂર્વક સેવનારને અનુભવમાં ઝટિતિ આવે છે, અને તે સાધન વિના સો જન્મે પણ અનુભવમાં આવતા નથી—તેવા સંસારના અજ્ઞાનાંધકારનો નાશ કરનાર ભગવાનને મારા અખંડ પ્રણામ હો!

નર્મદાશંકર દેવશંકર મહેતા.

---

# દિ. બ. અંબાલાલ સાકરલાલની મુલાકાત.

આજે સહવારે નદીની પાર ખેતરોમાં ફરતો ફરતો હું દિ. બ. અંબાલાલ સાકરલાલને બંગલે ગયો. એ વૃદ્ધ અને અનુભવી પુરુષ સંસારની અનેક વિષમતાના-અર્થાત્ સંકટના પ્રસંગોમાં પણ આત્માની શાન્તિ અને દેશહિતની લાગણી જાળવી રહ્યા છે, અને એમની વિચારશીળતા એવી અસાધારણ છે કે કોઇ પણ વિષય ઉપર એમની સાથે દસ મિનિટ વાત કરવી એ કેળવણી સમાન છે.

એમના ટેબલ ઉપર એક લખેલી સ્લેટ પડી હતી, અને એમના પૌત્રોને મારા જતાં પહેલાં પોતે પોતે કાંઈક શિક્ષણ આપી રહ્યા હતા એમ એ સ્લેટ ઉપરથી જણાતું હતું.

દિવાન બહાદુર: તમે અહીં ક્યાંથી ?

મેં કહ્યું: હું ફરવા નીકળ્યો હતો; ફરતાં ફરતાં, આપના સમાગમનો દસ મિનિટ લાભ લેવાની ઇચ્છા થઈ, અને તેથી આવ્યો.

દિવાન બહાદુરે ખુશી બતાવી અને આજકાલ પોતે જે વ્યવસાયમાં પડ્યા છે—અર્થાત્ "**ગૂજરાત કેળવણી મંડળી**"—એ વિષે તુરત વાત શરૂ કરી. શરૂ કરતાં કરતાં કહ્યું: તમે કાંઈ ખાસ વાત કરવા આવ્યા હોય તો કહેજો. આપણે પહેલી એ વાત કરીશું. મેં ઉત્તર દીધો: હું એક સ્વાર્થ માટે આવ્યો છું; પણ તે આપ વાત શરૂ કરો છો તે કરી લ્યો, ત્યાર પછી છેવટે હું આપને કહીશ.

દિ. બ. આપણી "મંડળી" ના કાર્ય સંબન્ધી તમારા શા વિચાર છે ?

આ પ્રશ્ન એમણે મને વારંવાર પૂછેલો છે અને મેં ઘણીવાર ઉત્તર આપેલો છે, પોતે સ્થાપેલી "કેળવણી મંડળી"ના કાર્ય ઉપર એમનું એવું સતત લક્ષ રહ્યાં કરે છે કે એ સંબન્ધી જે કાંઈ સૂચના મળે તે મેળવવા એમનો હમેશાં યત્ન હોય છે જ.

મેં ઉત્તર દીધો: આપણે રાત્રિશાળા ઊઘાડી છે એ બહુ સારું કર્યું છે. દેશી ભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ આપનાર એક નમૂનેદાર શાળા આપણે ઊઘાડી શકીએ, પણ એ બહુદુઃસાધ્ય છે, અને એની સફળતા અને ઇષ્ટતા અત્યારે શંકાસ્પદ છે. અત્યારે તો રાત્રિશાળા જેવી ગરીબ અભણ વર્ગને ઉપયોગી થાય એવી શાળાઓ કાઢીએ તો બસ. અત્યારે આપણા પ્રયત્નો માત્ર 'Supplementary'-કેળવણી ખાતાને મદદ રૂપ-થવા જોઇએ. એક બીજું હું વારંવાર આપને કહ્યા કરૂં છું: હાલ આપણે છૂટક છૂટક એક એક ભાષણ અપાવીએ છીએ તે ઠીક છે. 'આત્મમરણ' કે 'શરીરસ્વાસ્થ્ય' ઉપરનાં ભાષણો નકામાં નથી-પણ મને એથી આપણી મંડળીનું ખરૂં કર્તવ્ય સધાતું હોય એમ લાગતું નથી. એમાં છૂટક છૂટક ભાષણને બદલે એક એક વિષય લઈ એના ઉપર એક Set of

tures-say, six or eight lectures—( ભાષણો: દાખલા તરીકે ૭ આઠ ભાષણો ) અપાવવાં જોઇએ—Ambulance ( અકસ્માત વખતના ઈલાજો ) નાં લેક્ચરો જેવાં—જેનો લાભ માત્ર ગૂજરાતી જ જાણનારાને નહિ પણ અંગ્રેજી જાણનારાઓને પણ થશે. ૭ ભાષણથી ફિઝિક્સ કે કેમિસ્ટ્રિનું બધું જ્ઞાન આવી જાય નહિ, પણ એટલાં ભાષણથી એવા એકાદ વિષયના એકાદ ખંડનું એટલું જ્ઞાન મેળવી શકાય કે જેથી કાંઈક આપણે જાણ્યું એમ થાય, અને એ વિષયમાં અધિક જાણવાનો આપણને રસ ઊપજે, અને પરિણામે અધિક જાણીએ. પરંતુ આવાં ભાષણો અપાવવા માટે થોડુંક નામનું-સો એક રૂપીઆ જેટલું-પણ પારિતોષિક રાખ્યું હોય તો ઠીક. વર્ષમાં બે વખતે આવું ખર્ચ કર્યા વગર આપણે લોકને મંગીન લાભ આપી શકીશું નહિ.

દિ. બ. પણ અત્યારે આપણી પાસે એટલા પૈસા આપવા જેટલી મૂડી ક્યાં છે?

મ ઉત્તર દીધો: હું જાણું છું કે નથી જ. અને અત્યારે આપણે કર્તવ્યમાં ચૂકીએ છીએ એમ મારૂં કહેવું પણ નથી. પણ આપણે ધીમે ધીમે દ્રવ્ય એકઠું કરીને અમુક માર્ગે સેવા કરવી જોઇએ એટલું જ મારૂં તાત્પર્ય છે. અત્યારે તો આપણે રાત્રિશાળાનું કામ ઉપાડ્યું છે તે ઠીક છે.

દિ. બહાદુરઃ મોહનલાલભાઈ ડેપ્યુટિના દીકરા—શા. કૃષ્ણલાલ ઝવેરી—મને કહેતા હતા કે મુબાઈમાં રાત્રિશાળાઓ બહુ ફતેહમન્દ નીવડી છે.

મેં કહ્યું: ખરૂં છે. અને એ જ માર્ગે આપણો પ્રયત્ન સતત ચાલુ રહેવો જોઇએ. અમે કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયમાં પ્રો. પાદશાહ ( મિ. ટાટાના સેક્રેટરિ બરજોરજી બાદશાહના ભાઈ, જે પછીથી બૅરિસ્ટર થયા હતા અને થોડાંક વર્ષ ઉપર ગુજરી ગયા ) એમણે આપણા શહેરમાં રાત્રશાળાઓ કાઢી હતી અને તે બહુ સારી ચાલતી હતી—પણ એમના ઈંગ્લંડ ગયા પછી એ બંધ થઈ ગઈ. આપણી મંડળીનું ફંડ સારૂં એકઠું થાય, અને તે પછી એનો ટ્રસ્ટ થઈ જાય—તો પછી આપણે સ્થાપેલી શાળાઓની સ્થિરતા સંબન્ધી કાંઈ શંકા ન રહે.

દિ. બ. ( ફંડ એકઠુ કરવાના વિચારમાં ગૂંથાયા હોય એમ ): પૈસા આપનારા ઘણા છે, જો આપણે આપણા ન્હાના સર્કલની બહાર જઈ મેળવીએ તો. આપણા નવી કેળવણી પામેલા વર્ગે પોતાના સર્કલની બહાર—જૂના વર્ગમાં-હળવું મળવું જોઇએ.

મેં વચમાં: કેળવાએલાઓની પણ કાંઇક અંશે એક 'Caste' (નાત) બંધાઈ ગઈ છે.

દિ. બહાદુરઃ ખરૂં છે. આપણે અંગ્રેજ અમલદારો વિષે ફરિયાદ કરીએ છીએ કે તેઓ આપણા લોકો સાથે ભળતા નથી. પણ આપણા કેળવાએલા વર્ગમાં પણ એ જ ખામી છે. એટલું ખરૂં કે વગર ભજ્યે પણ-આપણા શિક્ષિત અને અશિક્ષિત વર્ગનું લોહી ને સંસાર એક

છે અને તેથી કેટલુંક વગર કહ્યે જાણી લેવાય છે હું આપણા અજ્ઞાન અને જૂની ઢબના લોકોથી છૂટા પાડું પસંદ કરતો નથી, અને એ જ તમામ સુધારાવાળાઓ સામે મારા વાંધો છે બન્ધન તોડીને એકના આવા ન્હાસી જવાથી સુધારો થવાનો નથી પ્રથમ તો 'common ideas'—એક વિચાર— રચા જોઈએ

મેં વચમા—પણ સાહેબ આપને નથી લાગતુ કે 'ideas' અને 'કૃતિ' એક બીજા ઉપર 'act' અને 're-act'–પરસ્પર અસર કરે છે, અને એ રીતે ગડમથન ચાલ્યા જ જાય છે? બાહ્ય અને આન્તરનો એવો સમન્વય છે કે , અને આ પો અને આપની સાથે વાતચિત કરી તો બાહ્ય કૃતિની મારા અન્તરમા અસર થઈ?

દિ બહાદુર બેશક , 'ideas' અને 'institutions' વચ્ચે 'interaction' થાય છે પણ માત્ર પરિણામે જોઈને આપણુ તોડી નાખવુ એ બરાબર નથી આપણે [illegible] ગો છે આપણે ક્યા જવુ છે એ વિષે આપણા જનસમાજના વિચારમા એકતા થવી જોઈએ

મેં કહ્યું હુ પણ એ વાતમા તો આપની સાથે મળુ છુ

દિ બહાદુર આપણે કેળવણીની વાત કરતા હતા ત્યા આવીએ સરકાર કેળવણી આપે છે તે ઠીક છે પણ આપણે ખરેખર કેવી કેળવણીની જરૂર છે એના દૃષ્ટાન્ત રૂપ એક નાળા તો થવી જોઈએ

મેં રવીન્દ્રનાથ ટાગોરની બોલપુરની શાળાનુ સ્મરણ આપ્યુ

દિ. બહાદુર મને એ શાળાના અભ્યાસક્રમની માહિતી નથી પણ આર્યસમાજીઓના 'ગુરુકુલ' વિષે કેટલુક જાણુ છુ

મેં કહ્યું પણ આ તરેહના યત્નોમા હમેશા એક મુશ્કેલી આવીને ઊભી રહે છે આ વિદ્યાર્થીઓનુ કરવુ શુ?

દિ. બહાદુર આ ત્રીસ લાખ આર્યો ( આર્ય-સમાજિસ્ટો) છે, તેઓ ખરેખર બેંક અને કારખાનાઓ વગેરે કાઢે, અને એમા એમના વિદ્યાર્થીઓ ધધે લાગે

મેં પણ સાહેબ, એકલા આર્ય-સમાજિસ્ટો ઉપર આખા દેશના કાર્યનો ભાર નાખી શકાય? આર્ય સમાજિસ્ટો એવા કેટલાં ખાતા કાઢે? એ તો 'naturally' ઉત્પન્ન થાય તો જ પહોંચી વળાય

દિ બ. 'natural'ની વ્યાખ્યા કરવી કઠણ છે

મેં—હુ 'natural'થી આ સ્થળે શુ કહેવા માગુ છુ એ આપને સ્પષ્ટ કરુ ટૂંકમા self-contained (સ્વાવલમ્બન) આવે, અને તેને પરિણામે પ્રત્યેક એક તરફ એમ પોતાને

જોઈતી કેળવણી ઉત્પન્ન કરે, તેમ બીજી તરફ એવાં સ્વદેશી કારખાનાંઓ પણ એની મેળે—અર્થાત્ એ કેળવણીની સંસ્થાઓ રચનારને હાથે નહિ, પણ મેં કહી તેવી 'self-consciousness' ને પરિણામે-ઉત્પન્ન થાય, ત્યારે જ એ કેળવણીના વિદ્યાર્થીઓ ઠેકાણે પડે. બાકી અત્યારે તો, સરકારી કેળવણીના ચક્રમાં ગોઠવાઈ ન જાય એવી કોઈ પણ કેળવણીની સંસ્થા ફતેહમંદ નીવડવાનો સંભવ નથી. દૃષ્ટાન્તરૂપે કદાચ થોડીક શાળાઓ બની શકે, પણ તે અપવાદરૂપ જ રહેઃ એને 'universalize' કરી ન શકાય.

દિ. બહાદુર: પણ આપણી રાત્રિશાળામાં તો એ વાંધો આવનાર નથી. આપણે તો એ મજૂર વર્ગ જે શીખવા માગે તે શીખવીશું. તેની સાથે 'Hygiene' આરોગ્ય વગેરે જરૂરની બાબતો થોડી થોડી ભેળવતા જઈશું. પણ એક વાત ધ્યાનમાં રાખીશું કે એમની જરૂરિયાતો જેવી એ જાણે તેવી આપણે ન જાણીએ. સરકારી કેળવણીમાં એ ઉપર લક્ષ અપાતું નથી એ એક મ્હોટી ખામી છે. બીજી એક ખામી એ લાગે છે કે દેશી ભાષા ખીલવવાના તરફ એમાં કોઈનું લક્ષ જ નથી. આપણી અદાલતોમાં જ્યાં સુધી અંગ્રેજીમાં જ ભાષણ કરવાનો રિવાજ ચાલે ત્યાં સુધી આપણે ત્યાં ઍસ્કિવથ અને કાર્સન જેવા વકીલ વક્તાઓ શી રીતે ઉત્પન્ન થાય? બીજી ભાષામાં બોલ્યા કરવાથી, માતૃભાષામાં, શબ્દોની આસપાસ જે 'associations'-વળગણો-બંધાવાં જોઈએ તે બંધાતાં નથી.

હું: આપનું કહેવું યથાર્થ છે. પણ આ સંબન્ધમાં એક બાબત વિચારવા જેવી છે. માતૃભાષાદ્વારા કેળવણી આપવાના પ્રશ્નમાં તો થોડોક જ મતભેદ છે. પણ અંગ્રેજી કેળવણી વિના એકલી માતૃભાષાની કેળવણી હાલના સમયમાં ચાલે? હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાન્તોમાં એકતા શી રીતે આવવાની? એ એકતાને બળે જ—અત્યારે લોકમતનું ભાન પડે છે, કેટલાક સુધારા થઈ શકે છે, અને સ્વદેશી કારખાનાંઓ વગેરે સ્થાપી ફતેહમંદ કરી શકાય છે.

દિ. બહાદુર: એ ખરૂં. પણ ગૂજરાતી ભાષા તદ્દન લુપ્ત થઈને આખા હિન્દુસ્થાનની એક ભાષા થશે એમ મારી કલ્પનામાં આવતું નથી. આપણી ગરબીઓમાં જે ખૂબી છે તે બીજી કયી ભાષામાં છે? અને તે કેમ લુપ્ત થવા દેવાય.? હું તો આ વિષયમાં 'Federation'—અનેકના એકત્રપણા—નું ધોરણ માનું છું.

હું: હું પણ આપ સાથે એ બાબતમાં મળું છું. આપણા દેશની વિવિધ ભાષાઓને લુપ્ત થવા ન જ દેવાય. અનન્ત ભવિષ્યમાં અમુક જ થશે અને અમુક નહિ થાય એમ કહેવું અશક્ય છે, પણ અત્યારે આપણી કલ્પના પહોંચે છે ત્યાં સુધી તો આપણી ભાષાઓ રહેવાની અને રહે એ જ ઇષ્ટ છે, અને તે સારી રીતે કેળવાવી જોઈએ.

આટલી વાત કરી—"કેળવણી મંડળી" ની એક રજિસ્ટર્ડ ઑફિસ કરવી તથા કલાર્ક નીમવો વગેરે બાબત તથા એક બીજી રાત્રિશાળા ઉઘાડવી એ બાબત કેટલીક વાતચિત કરી.

પછી દિવાન બહાદુરે કહ્યું: હવે તમારે જે વાત કરવાની હતી તે કહો.

મેં કહ્યું: મારી વાત મારા અર્થની છે. આપના સમયનાં થોડાંક ' Reminiscences ' (સંસ્મરણો) વસન્ત માટે ન લખો?—આપના સમયની કેળવણી, સંસાર-સુધારો, તથા એના નેતા પુરુષો સંબન્ધી આપ થોડાંક સ્મરણો આપો, તો તેથી ગૂજરાતને ઘણો લાભ થાય. એક વાત આપે મને કહેલી તે મને યાદ છે: આપ હવે શ્રમ લઈ લખી શકો એમ નથી. પણ આપ કાંઈ વખતોવખત લખાવો નહિ?

દિ. બહાદુર: બધા વિચાર એકઠા કરી લખતાં જરા શ્રમ પડે. પણ તમે પૂછો તેના ઉત્તર આપું.

દિવાન બહાદુર પોતે પોતાના સમય વિષે લખે એથી જેવું પૂર્ણ ચિત્ર નજર આગળ તરાય, તેવું એમના સમય વિષે કાંઈ જ ન જાણનારના છૂટા-છવાયા પ્રશ્નોથી ન જ દેખાય. અને તેમાં પણ, તે સમયના ઐતિહાસિક પુસ્તકોનાં સાધનથી પ્રશ્નમાળા રચી હોય, અને એ ઉપર ઉત્તર લેવાયા હોય, તો કદાચ સારી માહિતી મળે. પણ તે માટે પણ હુ પહેલેથી તૈયાર થઈને ગયો ન હતો. તેથી સમયસૂચકતા રાખી મેં વિચાર કર્યો કે—'A bird in the hand is worth two in the bush' ' अल्पस्य हेतोर्बहुहातुमिच्छन् ' અલ્પની ખાતર બહુને છોડી દે એ માણસ હમેશાં મૂર્ખ જ નથી—કેટલીકવાર એમ કરવામાં જ ડહાપણ રહેલું હોય છે. ભવિષ્યમાં દિવાન બહાદુર કાંઈ લખશે અગર લખાવશે એ આશા ઉપર રહ્યા કરતાં અત્યારે પ્રશ્ન પૂછવાનું મને કહે છે તો તે પૂછું, અને કાંઈક જાણું એ જ સારું છે.

પ્રશ્ન: આપના સમયમાં શિક્ષાગુરુઓ કેવા હતા? કેળવણીનાં સાધન શાં શાં હતાં? એ આપવાની પદ્ધતિ કેવી હતી?

દિ. બહાદુર: અમારા વખતમાં અહીંની અંગ્રેજી સ્કૂલના હેડમાસ્ટર મિ. કર્ટિસ હતા. અને મૉનિટર સિસ્ટમ ચાલતી: આગળ પડતા, ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને નીચલા વર્ગ શીખવવાનું કેટલુંક કામ સોંપવામાં આવતું.

મેં: આ ' મૉનિટર સિસ્ટમ ' એક વાર ઈંગ્લંડમાં પણ ચાલતી, પણ તે હવે પસંદ થતી નથી.

દિ. બહાદુર: વિદ્યાર્થીઓની ' character '—નીતિ-બંધારણમાં એ લાભકારક ગણાતી નથી. તેથી તે હવે બંધ થઈ છે.

મેં: પણ એથી મૉનિટરને એક ફાયદો થતો હશે: એમનું પોતાનું જ્ઞાન વધારે ચોક્કસ અને ચોખ્ખું થતું હશે?

દિ. બહાદુર: બેશક; બીજાને શીખવવાથી આપણે પોતાનું જ્ઞાન વધારે સારું થાય છે. એક બાળકના પ્રશ્ન ઉપરથી પણ કેટલીકવાર આપણને નવું દૃષ્ટિબિન્દુ સૂઝે છે. તમારા ડૉ. ભાંડારકર તો કહેતા કે મારું ઘણું ખરું જ્ઞાન શીખવતાં શીખવતાં મેં મેળવ્યું છે. બીજું—વિદ્યાર્થી વિદ્યાર્થીની—સરખી ઉમ્મરનાની—મુશ્કેલીઓ સારી સમજે છે.

મેં વચમાં—ખરૂ; મ્હોટા શિક્ષકે બાળકની ભૂમિકામાં કૃત્રિમ રીતે ઊતરવું પડે છે, તેમ મૉનિટરને કરવું પડતું નથી. વળી, સરખા-સરખા ઉપર કેમ અમલ ચલાવવો અને કેમ અમલને તાબે થવું એ લાભ પણ ખરો.

દિ. બહાદુરઃ વળી એક બીજો લાભ એ કે એડ્યુકેશન બહુ 'cheap' (સોંઘું) થાય. મને મૉનિટર તરીકે કામ કરવાના માસિક પાંચ રૂપીઆ મળતા. એડ્યુકેશન તો માત્ર ઇંગ્લંડમાં જ મોંઘું છે. હમણાં જર્મનિની કેળવણી સંબન્ધી હું એક પુસ્તક વાંચતો હતો-ત્યાં શિક્ષકોના પગાર બહુ થોડા છે.

મેંઃ પણ એકંદર વિચાર કરતાં અત્યારે આપણે મૉનિટરની પદ્ધતિ ભાગ્યે જ પસંદ કરીએ. 'primitive' અને કેળવણીના 'initial stages' (આરંભ ભૂમિકા— પહેલાં પગલાં) નું એ લક્ષણ લાગે છે.

દિ. બહાદુર : એમ તો ખરૂ. તે વખતના શિક્ષક પણ 'scholar' (વિદ્વાન) નહિ. કર્ટિસ સાહેબ એક ગરીબ માબાપના પુત્ર હતા, અને 'Christ Hospital' નામની ગરીબ વિદ્યાર્થીઓની શાળામાં શીખ્યા હતા. સુરતમાં એક સાર્જંટ drummer (લશ્કરી પડઘમચી) અંગ્રેજી શીખવતો. આ લોકો મહેનતુ સારા હતા. બહુ વિદ્વાન નહિ, પણ હમેશાં તરજુમા કરાવવા વગેરે કામ બહુ ખંતથી કરતા.

પ્રશ્નઃ તરજુમા અંગ્રેજીમાંથી ગુજરાતી, અને ગુજરાતીમાંથી અંગ્રેજી એમ બે, કે એક જ ?

દિ. બહાદુરઃ બંને. કર્ટિસ સાહેબને ગુજરાતી આવડતું હતું. ત્રીજી વારે ગુજરાતી પરીક્ષામાં એ પાસ થયા હતા, અને ત્યાંસુધી એમનો પગાર વધ્યો નહોતો. એ અંગ્રેજી અક્ષર બહુ સારા લખતા

પ્રશ્નઃ આપના વખતમાં અંગ્રેજી સ્કૂલમાં શા શાં પુસ્તકો ચાલતાં ?

દિ. બહાદુર : મૅકકલોક (MacCulloch) નામના એક સ્કૉચની કરેલી વાંચનમાળા ચાલતી. શરૂઆતના અધિકારીઓ સ્કૉચ હતા, અને કેળવણીખાતામાં પણ સ્કૉચનું જોર હતું. હાવર્ડ પછી જ ઑક્સફર્ડના ગ્રૅડ્યુએટો તો આવવા લાગ્યા. એ મૅકકલૉકની વાંચનમાળામાં સારા સારા અંગ્રેજી ગ્રન્થકારોના ઊતારા હતા, અને તે સાથે સાયન્સની પણ કેટલીક હકીકત જેમ કે 'કલર' (રંગ)ની મૂળ જાત અને એનાં મિશ્રણ' વગેરે હકીકત આપેલી હતી. ૧૮૬૧-૬૨ માં હાવર્ડ સાહેબે સીરિઝ લખી, પણ તે બહુ 'happy' (સુરેખ) ન થઈ.

પ્રશ્ન : મૅકકલૉકની સીરીઝ તો હાલના રૉયલ રીડર્સ જેવી હશે એમ આપના વર્ણન ઉપરથી સમજાય છે. આપના વખતમાં સાયન્સનું શિક્ષણ ખરૂં કે નહિ ?

દિ. બહાદુર : વાંચનમાળામાં આવે એટલું જ.

પ્રશ્ન: પણ એ રંગ લઈ તેનું મિશ્રણ કરી કોઈ બતાવે ખરૂં ?

દિ. બહાદુર: ના; એ રીતના પ્રયોગ કરી શીખવવાનું તો છેક ૭૫-૭૭ પછી થયું. સૅમ્યુઅલ કુક પાસે પીલ¹ સાહેબે સાયન્સની ચોપડીઓ લખાવી, જૂદી જૂદી હાઇસ્કૂલમાંથી એક એક શિક્ષકને સૅમ્યુઅલ કુક પાસે મોકલી સાયન્સનું શિક્ષણ અપાવ્યું. અને એ રીતે નિશાળોમાં સાયન્સ્ શીખવવાની શરૂઆત થઈ. આપણી આ ( અમદાવાદ ) હાઇસ્કૂલમાંથી દાલાભાઈ જાગીરદારને મોકલ્યા હતા.

પ્રશ્ન: આપના વખતમાં સંસ્કૃત શિક્ષણ કેવું ?

દિ. બહાદુર: મારા વખતમાં અમદાવાદ હાઇસ્કૂલમાં તો સંસ્કૃત શીખવાતું જ નહિ. હું ગૂજરાતી લઇને મૅટ્રિક પાસ થયો હતો. પછી થોડું લૅટિન કર્યું અને પછી સંસ્કૃત.

દિ. બહાદુર લૅટિન શીખ્યા હશે એ મેં પહેલવહેલું જ જાણ્યું અને તેથી આશ્ચર્ય પામી મેં પૂછ્યું: લૅટિન કેમ ?!

દિ. બહાદુર ( જરા સ્મિત સાથે ): અમારા વખતમાં નવેમ્બર-ડીસેમ્બરમાં મૅટ્રિકની પરીક્ષા થઈ જતી અને પછી માર્ચમાં સ્કૉલરશિપપરીક્ષા થતી. ત્રણ ચાર મહિના ગાળ્યા એટલામાં મેં એ પરીક્ષા જેટલું લૅટિન કરી લીધું અને એમાં હું પહેલે નંબરે પાસ થયો. લૅટિન સહેલું છે. સંસ્કૃત જેવું અટપટું નથી. 'લૅટિન થ્રૂ ઇંગ્લિશ' નામનું એક પુસ્તક અને બીજું થોડુંક વાંચવું પડતું. માર્ચ પછી મેં સંસ્કૃત કરવા માંડ્યું તે વખતે તુરત જ ડૉ. ભાંડારકરની પહેલી ચોપડી બહાર પડી હતી. સેકન્ડ બુક તો બહુ મોડી તૈયાર થઇ. તેલંગ સંસ્કૃત લઇને મૅટ્રિક પાસ થયા હતા. એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં સંસ્કૃત શીખવાતું હતું. ડાક્ટર ભાલચન્દ્રના બાપ કૃષ્ણશાસ્ત્રી ભાટવડેકર શીખવતા.

પ્રશ્ન: ડૉ ભાંડારકરનું પુસ્તક નહોતું-ત્યારે પ્રાચીન વ્યાકરણદ્વારા શીખવતા હશે ?

દિ. બહાદુર: હા; જૂની પદ્ધતિએ. થોડું વ્યાકરણ શીખવે અને તે સાથે કાવ્ય વચાવે વગેરે પરચુરણ રીત ચાલતી.

પ્રશ્ન: આપના વખતમાં સંસ્કૃત હાલના કરતાં સહેલું કે કઠણ ?

દિ. બહાદુર: હાલ મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં તો બહુ સહેલું પૂછે છે. એવું સહેલું તો પહેલાં નહિ.

મે વચમાં—અમારા વખતમાં પણ આવું સહેલું નહિ. ઉપલી પરીક્ષામાં કેવું ?

દિ. બહાદુર: સહેલું નહિ: જગન્નાથ શંકરશેઠ વગેરે ઇનામો અને સ્કૉલરશિપો થઇ ત્યારથી તો કઠણ. ડૉ. કીલહૉર્ન અને ડૉ. વિલ્સન અમારા ભગવાનદાસ પ્રાઇઝના પરીક્ષક હતા.

---

¹ સર જેમ્સ પીલ કેટલોક વખત કેળવણી ખાતાના ડિરેક્ટર થયા હતા.

પ્રશ્ન: ડૉ. કીલહૉર્ન તો સારા સ્કૉલર હતા એમ સાંભળ્યું છે. પણ ડૉ. વિલ્સન કેવા ?

દિ. બહાદુર : એ સ્કૉલર નહિ, પણ પરચુરણ સંસ્કૃત બહુ વાંચેલું.

પ્રશ્ન : સેકન્ડરિ ઍડ્યુકેશનમાંથી આપણે કૉલેજના એડ્યુકેશનમાં ગુદી ગયા. સેકન્ડરિ એડ્યુકેશન સંબન્ધી એક બે વાત આપ કહો તો પૂછી લઉં.

દિ. બહાદુર : ખુશીથી.

પ્રશ્ન : આપના વખતમાં ઇતિહાસ–ભૂગોળનું શિક્ષણ કેવું ?

દિ. બહાદુર : ભૂગોળમાં માત્ર 'location' (નકશામાં સ્થળ)–અમુક ક્યાં આવ્યું એ જ જાણવાનું.

પ્રશ્ન : હાલ 'કમર્સ્યલ જ્યોગ્રોફિ' (વ્યાપારી ભૂગોળ) શીખવે છે તેવું કાંઇ નહિ ?

દિ. બહાદુર: કાંઈ નહિ.

મેં વચમાં: હાલ પણ ઘઉં, રૂ, તેલનાં બીઆં વગેરે પદાર્થોના લિસ્ટમાંથી અમુક અમુક ચીજો વારંવાર આવે છે તે ઉપરથી છોકરાઓ પરીક્ષામાં ઘણીવાર એ ત્રણ નામ આશરે ગણાવી જાય છે ! કમર્સ્યલ જ્યૉગ્રૉફી ખરેખર રીતે શીખવાતી નથી–તેમ એ વિષયનો ખરો ઉપયોગ પણ મ્હોટી ઉમ્મરે છે, એટલે કેટલુંક ગોખણ ચાલે છે. હવે સાહેબ, ઇતિહાસની બાબતમાં કેમ ?

દિ. બહાદુર: મેટ્રિકમાં અમારે એક 'Universal History' અને ચાર ઇતિહાસ તૈયાર કરવાના હતા: હિન્દુસ્થાન, ઇંગ્લંડ, ગ્રીસ અને રોમ.

મેં ચકિત થઇને: એટલું બધું શી રીતે તૈયાર થતું ?

દિ. બહાદુર: એમાંથી જે જાણવા જેવું હોય તે ગુજરાતીમાં શિક્ષક ઘણીવાર સમજાવતા; ને મૅટ્રિક ક્લાસમાં તેના દરરોજ પાઠ હતા. 'expression ની power' થોડી આવતી, પણ એથી જાણવા જેવું યાદ રહી જતું. બાકી કેટલુંક માલ વગેરે વાંચીને તૈયાર પણ કરવું પડતું. પરીક્ષા હોય તેમાં કેટલુંક 'cram' તો કરવું પડે જ.

મેં કબૂલ કર્યું. વિશેષ વાત ચલાવતાં, મેં પૂછ્યું: આપ તો આપના વર્ગમાં top boy હતા; પણ સામાન્ય વિદ્યાર્થીઓ આ બધું શિક્ષણ લઇ શકતા ?

દિ. બહાદુર: લેતા. અમારા શિક્ષકો બહુ વિદ્વાન નહિ, પણ 'earnest' હતા.

હું: They *loved* their work (તેઓને પોતાના કામ ઉપર પ્રીતિ હતી.)

દિ. બહાદુર: Just so (એમ જ).

હું: પણ સાહેબ, તે સમયે વખતની કેળવણી ફતેહમંદ નીવડવાના મને બે કારણો લાગે છેઃ એક તો અંગ્રેજી શિક્ષણ નવીન હોઇ એમા શિક્ષકોનો તેમ જ વિદ્યાર્થીઓનો રસ હતો, બીજુ, વિદ્યાર્થીઓને ભણીને સારે દરજ્જે ચઢવાની અને પૈસો કમાવાની સારી આશા હતી. તેથી ભણતરમા એમનો ઉત્સાહ સારો રહેતો. આજ તો ફર્સ્ટક્લાસ વિદ્યાર્થીઓને માટે પણ ભવિષ્ય મુશીબતવાળુ છે, અને એથી નિરાશાની છાપ એમના મગજ ઉપર સતત પડેલી જ રહે છે.

દિ. બહાદુર તમારુ કહેવુ ખરુ છે. ભણીને શુ કરીશુ એ સવાલ અમારા વખતમાં નહોતો. તેમ તમે કહોછો તે નવીનતા પણ ઉત્સાહનુ કારણુ ખરુ

હું. પણ એ જમાનાના વિદ્યાર્થીઓને એટલો ન્યાય કરવો જોઇએ કે–તેઓને કુટુમ્બ તરફની વ્યાવહારિક પ્રતિકૂળતાઓ થોડી નહોતી. ભણવાનુ ખર્ચ માબાપ આપવા નારાજ હતા, અને વિદ્યાર્થી મૉનિટરનુ કામ કરીને અગર એવી બીજી કોઈ રીતે મહેનત કરીને નિશાળનુ ખર્ચ કાઢતા–એમ મે મારા મામા પાસેથી સાભળ્યુ છે ( મારા મામાને દિ. બ. ઓળખતા હતા. )

દિ. બહાદુર એ ખરુ છે. અમારા વખતના વિદ્યાર્થીઓ જાતમહેનતથી અને કષ્ટ વેઠીને ભણતા

પ્રશ્ન. આપના વખતમા, સાહેબ, એક એક વર્ષે ધોરણ ચઢાવતા કે એક વર્ષમા બે ધોરણ કરી શકાતા ?

દિ. બહાદુર : મેં એક વર્ષમાં બે ધોરણ એટલે બે ચોપડીઓ કરી હતી આગળ, ભણવાની ચોપડી ઉપરથી વર્ગ ઓળખાતા. ધોરણ પાછળથી ૧૮૬૨–૩ થી થયાં છે અમારા વખતમાં પણ સામાન્ય નિયમ તો એક વર્ષમા એક ચોપડી કરવાનો જ. અમારા વખતમા દરેક વિદ્યાર્થીના મનમા એટલુ ખરુ કે જે ભણીએ તે પાકુ ભણીએ માબાપને પણ એમ કે મારો છોકરો પાકુ ભણે તો સારુ. શિક્ષકો પણ 'charactor' વાળા ઉંચી નીતિવાળા હતા

પ્રશ્ન. એની નગેદની નીતિ ?

દિ બહાદુર : સત્ય બોલવુ અને સત્ય આચરવુ હુ જૂઠુ નહિ બોલુ અને જૂઠુ નહિ આચરૂ એમ એમનો નિશ્ચય ખરો. એના પ્રત્યક્ષ દાખલા બન્યા છે ભોગીલાલભાઈ—ભોગીલાલ પ્રાણવલ્લભદાસ–પ્રથમ અહીંની સ્કૂલમા હેડમાસ્ટર હતા. ૧૮૬૪–૫ માં એક બેંક નીકળી એમાં એમને અને એક બીજા ગૃહસ્થને ( એ ડેપ્યુટિ કલેક્ટર હતા એમનુ નામ આપવાની જરૂર નથી ) સારા પગારની નોકરી મળવાની હતી–પેલા ગૃહસ્થે શરીરે કામ કરવાને અશક્ત છુ એવુ ખોટુ 'ઇન્વલિડ સર્ટિફિકેટ' ( અશક્તિનુ સર્ટિફિકેટ ) મેળવી પેન્શન લીધુ અને બેંકમા જોડાયા. ભોગીલાલભાઇએ કહ્યું હુ કામ કરવાને શક્તિમાન છુ છતા નથી એમ નહિ કહુ–ભલે મને પેન્શન ન મળે પછી રાજીનામુ આપી પેન્શનનુ

પ્રશ્ન: ડૉ. કીલહૉર્ન તો સારા સ્કૉલર હતા એ હું જાણું છું. પણ ડૉ. વિલ્સન કેવા?

દિ. બહાદુર : એ સ્કૉલર નહિ, પણ પરચુરણ સંસ્કૃત બહુ વાંચેલું.

પ્રશ્ન : સેકન્ડરિ ઍડ્યુકેશનમાંથી આપણે કૉલેજના એડ્યુકેશનમાં ચઢી ગયા. સેકન્ડરિ એડ્યુકેશન સંબન્ધી એક બે વાત આપ કહો તો પૂછી લઉં.

દિ. બહાદુર : ખુશીથી.

પ્રશ્ન : આપના વખતમાં ઇતિહાસ-ભૂગોળનું શિક્ષણ કેવું ?

દિ. બહાદુર : ભૂગોળમાં માત્ર 'location' (નકશામાં સ્થળ)—અમુક ક્યાં આવ્યું એ જ જાણવાનું.

પ્રશ્ન : હાલ 'કમર્સ્યલ જ્યોગ્રોફિ' (વ્યાપારી ભૂગોળ) શીખવે છે તેવું કાંઇ નહિ ?

દિ. બહાદુર: કાંઈ નહિ.

મેં વચમાં: હાલ પણ ઘઉં, રૂ, તેલનાં બીઆં વગેરે પદાર્થોના લિસ્ટમાંથી અમુક અમુક ચીજો વારંવાર આવે છે તે ઉપરથી છોકરાઓ પરીક્ષામાં ઘણીવાર એ ત્રણ નામ આશરે ગણાવી જાય છે ! કમર્સ્યલ જ્યૉગ્રૉફી ખરેખર રીતે શીખવાતી નથી–તેમ એ વિષયનો ખરો ઉપયોગ પણ મ્હોટી ઉમ્મરે છે, એટલે કેટલુંક ગોખણ ચાલે છે. હવે સાહેબ, ઇતિહાસની બાબતમાં કેમ ?

દિ. બહાદુર: મેટ્રિકમાં અમારે એક 'Universal History' અને ચાર ઇતિહાસ તૈયાર કરવાના હતા: હિન્દુસ્થાન, ઇંગ્લંડ, ગ્રીસ અને રોમ.

મેં ચકિત થઇને: એટલું બધું શી રીતે તૈયાર થતું ?

દિ. બહાદુર: એમાંથી જે જાણવા જેવું હોય તે ગુજરાતીમાં શિક્ષક ઘણીવાર સમજાવતા; ને મૅટ્રિક ક્લાસમાં તેના દરરોજ પાઠ હતા. 'expression ની power' થોડી આવતી, પણ એથી જાણવા જેવું યાદ રહી જતું. બાકી કેટલુંક સાલ વગેરે વાંચીને તૈયાર પણ કરવું પડતું. પરીક્ષા હોય તેમાં કેટલુંક 'cram' તો કરવું પડે જ.

મેં કબૂલ કર્યું. વિશેષ વાત ચલાવતાં, મેં પૂછ્યુ: આપ તો આપના વર્ગમાં top boy હતા; પણ સામાન્ય વિદ્યાર્થીઓ આ બધું શિક્ષણ લઇ શકતા ?

દિ. બહાદુર: લેતા. અમારા શિક્ષકો બહુ વિદ્વાન નહિ, પણ 'earnest' હતા.

હું: They *loved* their work (તેઓને પોતાના કામ ઉપર પ્રીતિ હતી.)

દિ. બહાદુર: Just so (એમ જ).

હું: પણ સાહેબ, તે ... વખતની કેળવણી ફતેહમંદ નીવડવાના મને બે કારણો લાગે છે: એક તો અંગ્રેજી શિક્ષણ નવીન હોઇ એમા શિક્ષકોનો તેમ જ વિદ્યાર્થીઓનો રસ હતો, બીજું, વિદ્યાર્થીઓને ભણીને સારે દરજ્જે ચઢવાની અને પૈસો કમાવાની સારી આશા હતી તેથી ભણતરમા એમનો ઉત્સાહ સારો રહેતો. આજ તો ફર્સ્ટક્લાસ વિદ્યાર્થીઓને માટે પણ ભવિષ્ય મુશ્કેલીવાળું છે, અને એથી નિરાશાની છાપ એમના મગજ ઉપર સતત પડેલી જ રહે છે.

દિ. બહાદુર: તમારૂં કહેવું ખરૂ છે. ભણીને શુ કરીશુ એ સવાલ અમારા વખતમાં નહોતો. તેમ તમે કહો છો તે નવીનતા પણ ઉત્સાહનુ કારણ ખ-

હું. પણ એ જમાનાના વિદ્યાર્થીઓને એટલો ન્યાય કરવો જોઇએ કે–તેઓને કુટુમ્બ તરફની વ્યાવહારિક પ્રતિકૂળતાઓ થોડી નહોતી. ભણવાનુ ખર્ચ માબાપ આપવા નારાજ હતા, અને વિદ્યાર્થી મૉનિટરનુ કામ કરીને અગર એવી બીજી કોઈ રીતે મહેનત કરીને નિશાળનુ ખર્ચ કાઢતા–એમ મે મારા મામા પાસેથી સાભળ્યુ છે ( મારા મામાને દિ. બ. ઓળખતા હતા. )

દિ. બહાદુર: એ ખરૂ છે. અમારા વખતના વિદ્યાર્થીઓ જાતમહેનતથી અને કષ્ટ વેઠીને ભણતા.

પ્રશ્ન: આપના વખતમાં, સાહેબ, એક એક વર્ષે ધોરણ ચઢાવતા કે એક વર્ષમા બે ધોરણ કરી શકાતા ?

દિ. બહાદુર. મે એક વર્ષમાં બે ધોરણ એટલે બે ચોપડીઓ કરી હતી આગળ, ભણવાની ચોપડી ઉપરથી વર્ગ ઓળખાતા ધોરણ પાછળથી ૧૮૬૨–૩ થી થયાં છે અમારા વખતમા પણ સામાન્ય નિયમ તો એક વર્ષમા એક ચોપડી કરવાનો જ. અમારા વખતમા દરેક વિદ્યાર્થીના મનમા એટલુ ખરૂ કે જે ભણીએ તે પાકુ ભણીએ માબાપને પણ એમ કે મારો છોકરો પાકુ ભણે તો સારૂ શિક્ષકો પણ 'character' વાળા ઊંચી નીતિવાળા હતા

પ્રશ્ન: કેવી તરેહની નીતિ ?

દિ બહાદુર: સત્ય બોલવુ અને સત્ય આચરવુ હુ જૂઠું નહિ બોલુ અને જૂઠ નહિ આચરૂ એમ એમનો નિશ્ચય ખરો. એના પ્રત્યક્ષ દાખલા બન્યા છે ભોગીલાલભાઈ—ભોગીલાલ પ્રાણવલ્લભદાસ-પ્રથમ અહીંની સ્કૂલમા હેડમાસ્ટર હતા. ૧૮૬૪–૫ માં એક જગ્યા નીકળી એમા એમને અને એક બીજા ગૃહસ્થને (એ ડેપ્યુટિ કલેક્ટર હતા એમનુ નામ આપવાની જરૂર નથી ) સારા પગારની નોકરી મળવાની હતી–પેલા ગૃહસ્થે શરીરે કામ કરવાને અશક્ત છુ એવુ ખોટું 'ઇન્વલિડ સર્ટિફિકેટ' ( અશક્તિનુ સર્ટિફિકેટ ) મેળવી પેન્શન લીધુ અને એ કામા જોડાયા ભોગીલાલભાઇએ કહ્યું' હુ કામ કરવાને શક્તિમાન છુ છતા નથી એમ નહિ કહુ–ભલે મને પેન્શન ન મળે પછી રાજીનામુ આપી પેન્શનનુ

નુકસાન વેઠીને બૅંકમાં દાખલ થયા, પણ જાડું ન જ ફાવ્યું. બૅંક તૂટયા પછી એ ભૂજ ગયા હતા, અને ત્યાંથી કર્નલ બાર સાહેબ એમને વડોદરે લાવ્યા હતા.

પ્રશ્ન : આપના વખતમાં ગૂજરાતી નિશાળો કેવી ?

દિ. બહાદુર : ગૂજરાતી નિશાળમાં એક મહેતાજી અને એક શિક્ષક-નિશાળો મહેતાજીના નામથી ઓળખાતી. તમારા નાગરો બધા તુળજારામ મહેતાજીની નિશાળે ભણેલા. બીજી એક લાલભાઇ રૂપરામની નિશાળ હતી, એવી બધી મળીને-અમદાવાદમાં-ચાર નિશાળો હતી.

પ્રશ્ન : તે વખતે 'Pedagogy'-શિક્ષણશાસ્ત્રનું ટ્રેનિંગ ખરૂં કે ?

દિ. બહાદુર: નહિ જ. માત્ર મુંબાઇમાં એક 'નૉર્મલ સ્કૂલ' હતી. અહીં પહેલી એક નૉર્મલ ક્લાસ રા. લાલભાઈ રૂપરામને ગુરુ ઠરાવી કાઢી. આશરે ૧૮૫૮-૫૯ માં. પછીથી મહીપતરામભાઇને એ શિક્ષણ લેવા વિલાયત મોકલ્યા હતા.

હું : હું જાણું છું તે પ્રમાણે ઇંગ્લંડમાં પણ એ જમાનામાં 'Pedagogy' ની શરૂઆત જ હતી: દરેક નવો પ્રયોગ કૉન્ટિનન્ટ ઉપર એકવાર થઇ જાય ત્યાર પછી ઈંગ્લંડ એને સ્વીકારે છે.

દિ. બહાદુર : અંગ્રેજો બહુ 'practical' (વ્યવહારૂ) છે.

પ્રશ્ન : સાહેબ, આ બધી વાત ઉપરથી હું એટલો સાર કાઢું છું કે તે સમયમાં શિક્ષણ છેક આરંભદશાનું જ, અત્યારે એ ન ચાલે. પણ આપ કહો છો તે 'earnestness', બીજું નવીનતા, અને ત્રીજુ આશા-એ ત્રણ કારણોથી એ ફતેહમંદ નીવડયું.

દિ. બહાદુર : એમ જ.

પ્રશ્ન : હવે, સાહેબ, હું ઉચ્ચ શિક્ષણ-કૉલેજના શિક્ષણ ઉપર આવું. વિદ્યાર્થીઓના જે ગુણો આપે કહ્યા તે તો કૉલેજમાં પણ ખરા; એટલે એ સંબન્ધી હું બહુ પૂછતો નથી. આપના વખતના પ્રોફેસરો કેવા ?

દિ. બહાદુર : મહેનતુ ખરા. કેટલાક વિદ્વાન પણ ખરા. ૧૮૬૧-૬૨ પછી સર ઍલેક્ઝાન્ડર ગ્રૅન્ટ વગેરે ઓક્સફર્ડના ગ્રૅજ્યુએટો આવવા લાગ્યા તેમાં કેટલાકે ઈંગ્લંડમાં પણ સારી પ્રતિષ્ઠા મેળવી.

હું : સર ઍલેક્ઝાંડર ગ્રૅન્ટે 'Aristotle's Nicomachaean Ethics' એડિટ કર્યું છે તે હજી પણ 'supersede' થયું નથી.

દિ. બહાદુર : હાવર્ડ તે વખતે ડિરેક્ટર હતા-એ પોતે સારા વિદ્વાન હતા. પણ નોકરી છોડી હાઈકોર્ટમાં બૅરિસ્ટર તરીકે પ્રૅક્ટિસ કરવા લાગ્યા: નોકરી છોડતી વખતે એમણે

કહ્યું હતું કે સર ઍલેક્ઝાંડર ગ્રાન્ટ કરતાં પણ વધારે વિદ્વાન છે. હાવર્ડ, મુબાઈ અને પૂના વચ્ચે ઘાટમાં બે ટ્રેઇનો અથડાઈ તેમાં મરણ પામ્યા. ઓવન કરીને એક 'માડર્ન હિસ્ટરિ'ના પ્રોફેસર હતા એ પણ સારા વિદ્વાન હતા–પછી ઑક્સ્ફર્ડમાં નીમાયા હતા, અને થોડાક વખત ઉપર જ મરણ પામ્યા છે. એ તમારૂં સૂત્ર-શૈલીનું લખાણ પસંદ કરતા. કૉમ્પોઝિશનમાં એક શબ્દ પણ વધારે પડયો હોય તો કાઢી નાંખે. દરેકે દરેક શબ્દ justify જરૂરનો છે એમ સિદ્ધ કરી આપવું પડે.

મે વચમાં ઉમેર્યું–એ વખતમાં સર એડવિન આર્નોલ્ડ, કીલહોર્ન, બૂલર વગેરે પણ સારા થઇ ગયા. પણ તેમાંના કેટલાક તો બહુ જ થોડો વખત અત્રે રહી ગયા. આપણે સર ઍલેક્ઝાંડર, સર એડવિન વગેરેનાં વખાણ કરીએ છીએ, પણ તે લાંબું રહ્યા નથી.

દિ. બહાદુર : ઘણાખરા 'discontented' (અસન્તુષ્ટ) થઇને ગયા. ઉત્સાહથી આવ્યા, પણ સિવિલિયનના જેટલો અધિકાર નહિ, પગાર નહિ વગેરે કારણથી અસન્તુષ્ટ થઇ થોડો થોડો વખત રહી ચાલ્યા ગયા. પ્રો. વર્ડ્ઝવર્થ આવ્યા ત્યારે સાધારણ હતા, પણ એકાન્તવાસી હતા અને બહુ વાંચતા,–તેથી પાછળથી પકાયા. મહેનતુ ખરા.

હું : મહેનત તો, સાહેબ, હાલ જે પ્રોફેસરો આવે છે તે થોડા નથી કરતા. અમારા વખતના પ્રોફેસરો વધારે સારા હતા એમ સર ફીરોઝશાહ વગેરે તરફથી વારંવાર કહેવામાં આવે છે તેથી–લોકમતના ભયથી–હાલના પ્રોફેસરો પણ સારી મહેનત લે છે.

દિ. બહાદુર : પણ એક લોકમતના ભયથી, અને બીજા પોતાની મેળે એ ભેદ થોડો છે ?

હું : પણ, સાહેબ, હાલના સ્ટાફમાં પણ એઇન ફ્રેઝર વગેરે કેટલાક ઈંગ્લંડની કૉલેજોમાં પણ માન પામેલા અને વિદ્વત્તાના કારણથી ત્યાંના ફેલો થએલા–એવા છે.

દિ. બહાદુર : તે હશે.

પ્રશ્ન : સાહેબ, ડૉ. ભાંડારકર આપના વખતમાં ફેલો હશે. અને તે પછી દક્ષિણમાં હેડમાસ્ટર થયા, અને ડૉ. બૂલર સંસ્કૃતના પ્રોફેસર હતા તે વખતે એ ઍસિસ્ટન્ટ હતા. એમને ડૉ. બૂલરનો લાભ નહિ મળ્યો હોય ?*

દિ. બહાદુર : મુખ્ય તો સરકારે એમને ભંડાર તપાસવાના કામ ઉપર મોકલ્યા તેમાં એ કામ શીખ્યા. આર્કિઑલૉજીમાં એ સારા થયા.

હું : ઘણા જ 'accurate' અને 'critical': એ ગુણ મેં એમનામાં જોયા છે. અંગ્રેજીની બહુ ખૂબી નહિ, પણ બીજો માણસ સો પાનામાં લખે તે ડૉક્ટર ભાંડારકરનાં

* આ ગૃહસ્થ વિષે ડૉ. ભાંડારકરનાં સ્મરણ ઓરિયન્ટૅલિસ્ટમાં થોડા વખત ઉપર પ્રસિદ્ધ થયાં હતાં. તેના ઉપર મેં જ ન. વસન્તમાં એક પ્રાસંગિક નોંધ લખી છે.

પચીસ પાનાંમાં ભરેલુ હોય. આર્કિઓલોજીમાં એમણે એક ... પુનર્-દેવદત્તને બહુ સારા કેળવ્યા છે. આખુ કુટુમ્બ સાચુ સીધુ અને કેળવણીમા લાગેલુ છે.

દિ. બહાદુર : સુધારક તરીકે પણ ભાંડારકર બહુ honest છે.

દિવાન બહાદુરનો મેં બહુ વખત લીધો, અને તડકો બહુ ચઢી જતો હતો તેથી મેં મારા પ્રશ્નો હવે સંક્ષેપના માડયા. પણ એક પ્રશ્ન જરૂરનો લાગવાથી છેવટે પૂછ્યો.

પ્રશ્ન આપના સમયમાં સ્વદેશાભિમાન તો પુષ્કળ ?

દિવાન બહાદુર જરા વાક્યમન્ત જણાયા તેથી મેં જ આગળ વાત ચલાવી

પ્રશ્ન માન દેશમાં સુધારો કરુ એમ તો દરેકને ખરુ ને ?

દિ. બહાદુર ઘણે ભાગે તો છૂટ લેવી એટલુ જ હતું અને એના દુર્ગુણો પણ પુષ્કળ હતા

મેં ઉમેર્યું એ વાત તો હુ પણ બહુ નિ શક પ્રમાણને આધારે જાણુ છુ.

પ્રશ્ન : પણ સાહેબ, સ્વદેશી હુન્નરની આપણે આજ જે વાતો કરીએ છીએ તેનો આરભ એ વખતના લોકોએ કર્યો હતો. આપણા ગામમાં એક સ્વદેશી કારીગરીને ઉત્તેજન આપનારી મડળી હતી અને એમાં સ્વદેશી માલ વેચાતો. એમાં ભોળાનાથભાઈ મુખ્ય હતા અને મારા પિતા પણ એમા હતા એમ મને કાંઈક સ્મરણ છે.

દિ. બહાદુર પણ એ તો ૧૮૭૦-૭૫ ના વર્ષોમા. તમને ૭૦-૭૫ નો વખત જૂનો લાગે છે પણ અમને એ નવો લાગે છે. એ દેશી કારીગરીની હિલચાલ તો પૂનામાં રાનડેએ કરી અને તે ઉપરથી અમદાવાદમા થઇ રાનડે પહેલેથી 'protection'ના મતના હતા

દિવાન બહાદુર સાધારણ રીતે કાંઈ પણ મ્હોટા નામથી સ્તબ્ધ થને એવા નથી, પણ રાનડેનુ નામ ઉચ્ચારતાની સાથે, એમના મુખ ઉપર એ મહાપુરુષ માટે માનની મુદ્રા જણાવા લાગી, અને મારુ હૃદય પણ એ મહાપુરુષનો આ દેશ ઉપર થએલો ઉપકાર હજાર વખત જાણ્યા છતાં, એકવાર વધારે, માન અને ઉપકારથી ઊભરાવા લાગ્યુ ! નીચે અવાજે, ચાર શબ્દોનો એક સારો પ્રશ્ન પૂછ્યો.

પ્રશ્ન : રાનડે સબન્ધી કાંઇ કહેશો ?

દિ. બહાદુર : ડૉક્ટર ભાંડારકર ઉત્પન્ન કરી શકાય, પણ રાનડે ઉત્પન્ન કરી ન શકાય.

મે ઉમેર્યું : સાહેબ, ભૂતકાળની આસપાસ આપણા મનમાં હમેશાં એક 'halo' રહે છે, અને એ સંબન્ધી અતિશયોક્તિ પણ સાંભળીએ છીએ પણ થોડાક વર્ષ ઉપર

એલ્ફિન્સ્ટન કૉલેજમાં રાનડેએ ...... તરીકે જે કામ કરેલું અને પુસ્તકો વાંચેલાં તેનું વર્ણન અને ટીપ પ્રસિદ્ધ થયાં હતાં; એ લેખી પ્રમાણ માન્યા વિના કેમ ચાલે ?

દિ. બહાદુર : ' Sociology '-વિશાળ અર્થમાં, જેના પેટામાં History, Economics વગેરે વિષયો આવે છે—એમાં એમણે ઘણું વાંચેલું હતું. અને બુદ્ધિ પણ બહુ જ વિશાળ અને સ્વદેશાભિમાન પણ એવું જ. રાનડે જેવા પુરુષ ઉત્પન્ન કરવા કઠણ.

આ મહાપુરુષના નામસ્મરણ સાથે અમે અમારી વાતચિત પૂરી કરી અને મેં દિવાન બહાદુરની રજા લીધી. મેં આરંભમાં જ કહ્યું છે તેમ—એક વાતચિત—અને તે પણ સાધનની તૈયારી વિનાની વાતચિત—દિ. બહાદુરના પોતાના હાથના લેખની ગરજ સારે એમ નથી. તોપણ એથી મને ઘણું જાણવાનું મળ્યું છે અને મારી આ નોંધ વસન્તના વાચકને કાંઇક અંશે પણ ઉપયોગી થશે એમ ધારી—દિવાન બહાદુરની પરવાનગીથી+ પ્રસિદ્ધ થવા મોકલું છું.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.



---

# શંકરાચાર્ય અને વર્તમાનકાળ.*

મેહેરબાન પ્રેસીડન્ટ સાહેબ, આર્ય ભાઇઓ અને બ્હેનો,

જે મહાત્મા શંકરને વિદ્યારણ્ય સ્વામી જેવા વિશાળ બુદ્ધિમાન્ શિષ્યે " ભગવાન્ પૂજ્યપાદ " એવા વિશેષણથી સંબોધન કર્યું છે, અને તેમનું નામ વાપરવાનું સાહસ કર્યું નથી, તેવા મહાન્ આત્માની જયંતી નિમિત્તે મારા જેવા કેવળ સાધારણ અભ્યાસીએ વેદાંતશાસ્ત્રના અતિ ગૂઢ તત્ત્વો વિષે ભાષણ આપવા આપના સમક્ષ ઉભા થવું તે એક ગંભીર સાહસ છે. રેવન્યુ ખાતાના નોકર તરીકે રાજસી—તામસી વૃત્તિઓનો અભ્યાસ કરવાનો પ્રસંગ મને વધારે મળે છે. મારો ધંધો સાત્ત્વિક નથી. અને કામ, ક્રોધ, લોભ મોહના વિકારોના આવેશોનાં જે પરિણામો થાય છે તેનો મને સતત અભ્યાસ મારા ધંધાને અંગે કરવો પડે છે. અને વેદાંતશાસ્ત્રમાં પ્રવેશ થવાને શાંતિ એ એક મોટું સાધન છે. રાજસી વૃત્તિઓમાં શાંતિનો ઘણે ભાગે હમેશાં અભાવ હોય છે. તેથી આ ગહન વિષય ઉપર બોલવાને મારામાં જોઇતી શક્તિનો અભાવ છે. પણ આ શાસ્ત્રે મને જે શિખવ્યું છે તેનું પ્રવચન કરવું એ એક પવિત્ર ધર્મ છે. અને " વિદ્યા " નો વધારો આવા પ્રવચનોથી થાય છે. વળી આ

---

+ દિવાન બહાદુરે આ વાતચિતનાં પ્રૂફ જોઈ જવા કૃપા કરી છે.

* અમદાવાદમાં શંકરજયન્તીને પ્રસંગે અપાએલું ભાષણ.

વિદ્યાએ જે ઉપકાર મારા ઉપર કર્યો છે તેનું ઋણ વળવાનો માર્ગ પણ એ જ છે કે જે મને જણાયું હોય તે, કસોટી માટે, આર્યબંધુ તથા બ્હેનો સમક્ષ રજુ કરવું. આ કારણોને લીધે હું એક નાના અભ્યાસી તરીકે આપની સમક્ષ ઉભો થાઉં છું. તે વિદ્યાના જ્ઞાની તરીકે ઉભો થવાની શક્તિ કે જોઇતા સદ્ગુણોનો મારામાં કેવળ અભાવ છે. માટે ખામીઓ જણાય તે સુધારી લેજો.

(૨) ભાષણનો વિષય "શ્રી શંકરાચાર્ય અને વર્તમાનકાળ" મેં પસંદ કર્યો છે, તે એવા ઉદ્દેશથી કે વર્તમાનકાળમાં જે મોટી ચળવળો ચાલી રહી છે તેમાં શ્રી શંકર ભગવાનનું તત્ત્વજ્ઞાન અથવા વેદાંતશાસ્ત્ર કેટલે અંશે ઉપયોગી થઈ પડે તેમ છે તે જોવાને આપણને પ્રસંગ મળે.

## સૃષ્ટિ વિકારી હોવાથી અનિત્ય છે.

(૩) આ દેખાતું સર્વ જગત્ અને તેમાં રહેલા પદાર્થો, સહજ અવલોકનમાં આપણને, **વિકારી-હમેશાં ફરતાં, અસ્થિર,** જણાયા વગર રહેશે નહિ. આજે આપણે અન્ન જમ્યા. આઠેક કલાક પછી તે અન્નનો એક ભાગ આપણા શરીરમાં તેના મૂળ રૂપમાં રહેલો જણાશે નહિ. તે અન્ન શરીરના જુદા જુદા ભાગોમાં તે તે રૂપે પરિણામ પામેલું જણાશે. કંઈ ભાગ લોહી થએલો, કંઈ ભાગ હાડકાંનો અંશ થવાની તૈયારીમાં—કંઈ મજ્જામાં, કંઈ ચામડીમાં, કંઈ દાંત, કંઈ આંખ, કાન, જીભ, વિગેરે ઇંદ્રિયોને નવા પદાર્થો પુરા પાડવામાં, વપરાઈ ગયો હશે. અને જેવી ખાધેલા અન્નની વહેંચણ શરીરના નિયમો પ્રમાણે શારીરિક પિતૃઓએ પુરી કરી કે પેટ બીજુ અન્ન માગવા તત્પર થએલું જણાશે. પેટમાં ગએલા અન્નનો ભાગ શરીરના માહેના ભાગમાંથી તે જ શરીરના બહારના ભાગોમાં વેંહેંચાઈ જઈ છેવટે રૂવાં, નખ અને વાળ રૂપે પરિણમી શરીરનો ત્યાગ કરશે. અને બીજે દિવસે ખાધેલું અન્ન પાછું તે જ ચક્રમાળ ફરી ઓળગશે.

(૪) ગાયને અન્ન આપીએ તેનું દૂધ થાય. તે દૂધ તેના સ્તનમાં રહે તો ગાયને ઉપકારક ન થતાં ઉલટુ ભાર રૂપ થાય. અને કહાડવામાં ન આવે તો ગાયને રોગ કરે. અને તે જ દૂધ દોહીને તે જ ગાયને પાછું પાવામાં આવે તો તેને પુષ્ટિકારક થઈ પડે. આપણે હજામત કરાવીએ છીએ તે જ પળથી નવા વાળ વધવા માંડે છે. કહાડી નાખેલા વાળ તેના મૂળ સ્વરૂપમાં પાછા જાય નહિ અને માટી કે ખાતર રૂપે અન્નમાં પાછા પ્રવેશ કરે નહિ ત્યાં સુધી શરીરના નવા વાળ બનાવવામાં તે સહાયક થાય નહિ. વિકાર તથા ફેરફારનો આ બીજો દાખલો છે.

(૫) વરસાદ રૂપે દરિયાનું પાણી વરાળ થઈને આકાશમાં ચઢે છે. તે ફરીને નીચે પડે છે, અને પાછું તેના મૂળ સ્વરૂપ દરીઆમાં નદી વેહેળા રૂપે જાય છે. તેમાં

વર્ણવી બીજાએ તે જ વસ્તુને " આનંદ" નામ આપ્યું નિત્ય વસ્તુ એકવાર જણાઈ કે તે દિવસથી આર્ય પ્રજાના તત્ત્વજ્ઞાનીઓની દૃષ્ટિ તે વસ્તુની શોધ તરફ જ લાગી રહી વિકારી અસાર તે જ નિત્ય વસ્તુનું બ્હારનું શરીર છે. અંતર્યામિ તે નિત્ય વસ્તુ છે તેને કેમ મેળવવી કે વારંવાર અસાર રૂપી ચકડોળમાં ઉંચા નીચા થવું બંધ થાય?—આ વિચારે પૂર્વે તરફની આર્ય પ્રજાનું લક્ષ પ્રથમથી રોક્યું. નિત્ય અંશ તે ( Spirit ) આત્મા છે. અનિત્ય વસ્તુ તે તે જ નિત્ય અંશ ( Spirit ) આત્માનું બ્હાર દેખાતું શરીર છે તે શરીરને દેશ-કાળ-વસ્તુના બંધન હોવાથી તે " અવ્યાપક" ( Limited ) છે. નિત્ય વસ્તુ સર્વનો આત્મા હોવાથી તેને દેશ-કાળ-ની સીમા લાગતી નથી અને તે વ્યાપક-તથા ગૂઢ છે

જો આત્મા વ્યાપક હોય તો તે સર્વ વસ્તુમાં હોવો જોઈએ એક લાકડી-ઈટ કે ફળીયાં તે છે કે નહિ? આ પ્રશ્ન સહજ ઉઠે

તેનો ઉત્તર વેદાંત તેવી જ સ્પષ્ટ તથા સીધી ભાષામાં આપે છે તે કહે છે કે દરેક વસ્તુના છેક ઓછા પાંચ ભાગ પાડી શકાય તેથી વધારે વિભાગ પડી શકે તેમ નથી તે પાંચ ભાગ તે (૧)સત્તા, (૨) ચેતન, (૩) આનંદ-(૪) નામ અને (૫) રૂપ છે એક લાકડી હોતે છે આ હોવાપણું તે સત્તાનો અંશ છે તે દેખાય છે એટલે તેને જોનાર જીવ ઉપર તે પોતાની હયાતીનું સ્ફુરણ કરે છે આ દરેક વસ્તુમાં ચિત્, ચેતન, વિજ્ઞાનનો અંશ છે તે આનંદ આપે છે દરેક વસ્તુ કોઈ ને કોઈ જીવોને અનુકૂળ હોય છે જ, અને તેગસે અંશે તે પોતાનો " આનંદ" અંશ બનાવે છે ખરી રીતે " આનંદ અંશ" શિવાય કોઈ વસ્તુ પોતાના શરીરના પરમાણુને એક બીજાના (cohesion ) સંબંધ-માં રાખી શકે જ નહિ. આની રીતે-સત્-ચિત્-આનંદ-અંશ-નિત્ય છે નામ તથા રૂપ-માયા શક્તિના અંશ છે લાકડી છે, દેખાય છે, આનંદ આપે છે તેનું નામ લાકડી છે તે જોનારની દૃષ્ટિથી (subjectively ) છે તેનું રૂપ અમુક પ્રમાણનું છે તે લાકડીની દૃષ્ટિથી ( objectively ) છે

અમારના આ ' નિત્ય' તથા ' અનિત્ય ' અંશો મળીને એક વસ્તુ કલ્પીએ તેનું નામ વેદાંતશાસ્ત્ર " બ્રહ્મ " કહે છે

આર્ય પ્રજાના નેતાઓનું લક્ષ્ય હમેશાં " બ્રહ્મ "ના નિત્ય અંશ ( spirit-side ) તરફ વળેલું જણાય છે તે અંશ મેળવવા માટે જે પરાક્રમ કે મેહેનત કરવી તેનું નામ તેઓએ " નિવૃત્તિમાર્ગ " આપ્યું છે-" બ્રહ્મ ' ના અનિત્ય અંશ-" નામ-રૂપ " ને મેળવવા પરિશ્રમ કરવો તેનું નામ " પ્રવૃત્તિ માર્ગ " તેમણે કહ્યો છે. પશ્ચિમ દેશના નેતાઓનું સ્વાભાવિક વલણ " પ્રવૃત્તિ માર્ગ ' એટલે " માયા " " માત્રા "અથવા " matter " ના ગુણ દોષ તથા સ્વરૂપ જોવા તરફ વિશેષ રહેલું છે હાલના સમયમાં આપણે પ્રાચીન શાસ્ત્રો કરતા વધારે અભ્યાસ પશ્ચિમ દેશના સાહિત્ય વિગેરેનો કરીએ છીએ તેથી આપણું વલણ પણ " નિવૃત્તિ " કરતા " પ્રવૃત્તિ ' માર્ગ તરફ વધારે રહે છે " પ્રવૃત્તિ " એટલે મન રૂપી ઘોડાને સંસાર રૂપી મરતમાં દોડાવવો અને બ્હાર દેખાતા પદાર્થો મેળવવા તરફ હમેશાં ગોડવા દેવો " નિવૃત્તિ ' એટલે અંતઃકરણની વૃત્તિને તેના મૂળ તરફ એટલે નિત્ય ભાગ તરફ વાળવી

અને બ્હારના વિષયો તરફ [illegible]વી નહિ તે. આ બન્ને માર્ગમાં મેહેનત ( પરાક્રમ ) તો જોઇએ જ. પણ વેદાંત એમ શિખવે છે કે પ્રવૃત્તિમાર્ગમાં મુખ્ય બળ પૂર્વ જન્મના સંસ્કારોનું ચાલે છે. ગમે તેટલું પરાક્રમ હું કરૂં પણ હું દ્રવ્યમાં શેઠ હીમાભાઇની બરોબરી કરી શકું નહિ. તેમ બુદ્ધિબળમાં અખ્ખાની બરોબર આવી શકું નહિ. આ જન્મ લેતી વખતે જે બાયું આ જન્મની મુસાફરી માટે સાથે લીધું તે જ બાયું મારે આ જન્મમાં ખાવું જોઇએ. આનું નામ "પ્રારબ્ધ કર્મ" કહે છે. આત્માની શોધ કરવામાં બાધાનો ખપ નથી. તે તો કર્મની ઉપર છે. તેથી તેને મેળવવાને થોડું પરાક્રમ કરીએ તો પણ ઘણું ફળ મળે છે. તેથી નિવૃત્તિમાર્ગ અથવા પરમાર્થ મેળવવામાં પરાક્રમ પ્રધાન છે. જગતની વસ્તુ અર્થ ( લાભ ) મેળવવામાં પ્રારબ્ધ મુખ્ય છે. એમ વેદાંતશાસ્ત્ર પોકારીને કહે છે. અને મને તે સિદ્ધાંત અનુભવથી અક્ષરે અક્ષર ખરો લાગ્યો છે. વ્યવહાર સત્તામાં પ્રારબ્ધ કર્મનું બળ સો અંશમાં નેવું અંશ સુધી હોવાનું હું માનું છું. પરમાર્થ સત્તા એટલે આત્માની ભૂમિકામાં પ્રારબ્ધનું બળ દશ અંશ જેટલું હશે એમ મારૂં માનવું છે. જેને જેવો અનુભવ મળે તેને અનુસાર તે અનુમાન કરે છે. મને આવો અનુભવ છે. તે વિચાર માટે આપની સમક્ષ રજુ કરૂં છું.

સંસારના પદાર્થોમાં ચઢતી વખતે મિથ્યા અભિમાનને રોકવાને તથા પડતીમાં મિથ્યા શોકને રોકવાને-વેદાંતનો આ "પ્રારબ્ધ કર્મ પ્રમાણે ફળ મળવાનો" સિદ્ધાંત મને અમૂલ્ય લાગે છે. મિથ્યા ચિંતા નાશ કરનાર તે એક અમૂલ્ય અમૃત છે. ઘણા શોકોના સમયમાં તે સિદ્ધાંતે લાખો લોકોને શાંતિ આપી છે, અને હજી આપશે. હાલના અતિ વેગના કાળમાં તે સિદ્ધાન્ત લગાર શિથિલ થયો છે ખરો. પણ તે સત્ય છે તેથી તેનો નાશ કોઈ દિવસ થવાનો નથી.

પશ્ચિમ દેશોની ઉન્નતિનાં મુખ્ય સૂત્રો Equality સમતા અને Liberty છૂટ છે. વેદાંત સિદ્ધાન્ત પણ મોક્ષમાર્ગ ( Absolute Liberty ) લેવાની જ ભલામણ કરે છે. તફાવત માત્ર એટલો જ છે કે "સ્વતંત્રતા" નું સૂત્ર સંસારમાં અને પ્રવૃત્તિમાર્ગમાં ખરી રીતે અનુસરવાનું કામ અશક્ય છે. અને ખરી સ્વતંત્રતા પ્રવૃત્તિની બ્હાર ગયાથી અને આત્મા જે નિત્ય વસ્તુ છે તેની ભૂમિકામાં દાખલ થયાથી મળે છે. ચારે તરફ સાંકળો બાંધી હોય તે બંધનમાં મુક્તિ કે છૂટ મળે તે માત્ર તારતમ્યથી જ હોય. નિત્ય વસ્તુ તરફ જવા સિવાય ખરો મોક્ષ ( true liberty ) નથી એમ વેદાંતનો સિદ્ધાંત છે.

"સમતા" ( equality ) ના સૂત્ર કરતાં વેદાંતનું "તાદાત્મ્ય" નું સૂત્ર બહુ જ ઊંચું છે. તે સૂત્ર તો સર્વ વસ્તુમાં આત્મા એક જ છે એમ પોકારીને કહે છે. બધી વસ્તુમાં એકતા જોનારને-દ્વેષ, વેર, ઇર્ષા, રહે જ નહિ. તે સ્વાભાવિક છે.

વેદાંતના સિદ્ધાન્તોને સરળ તુરત સમજાય તથા મગજમાં તુરત ઉતરે તેવી સ્થિતિમાં લાવવાને શ્રી શંકર સ્વામી તથા તેમના શિષ્યોએ જે અત્યંત પ્રયત્ન કર્યો છે. તેનો ઉપકાર કોઈ દિવસ વળે તેવો નથી.

કોનાથી અટકાવ્યાં અટકાવાય? એક જ્ઞાની પુરુષ કહે છે કે જ્યહારે મનુષ્યની લાગણી અને ઊર્મિ અતિ તીવ્ર હોય છે ત્યારે હેને કશુંય લાગતું નથી. આ ખરું જ હોવું જોઇએ, કારણ કે નહિં તો મૃત્યુ પામેલાં મનુષ્યનાં વ્હાલામાં વ્હાલાં સ્નેહીઓથી હેની મૃત્યુક્રિયા થઇ શકે જ નહિં. સૂર્યાસ્ત સમયે જ્યહારે તે મૃત્યુ પામી ત્યહારે અંધારૂં થવા માંડયું હતું. જેમ જગતમાં સાયંકાળ હતો, તેમ આ ગૃહમાં પણ સાયંકાળ—આત્માના પ્રયાણ અને હેની પાછળ રહેલા દેહને હેના અંતિમ સ્થાને લઈ જતાં રહેલો અતિ દુઃખમય સમય—હતો. રૂદન બંધ થયું હતું અને મૃત્યુ-ખંડમાં મૃતવત્ દેહ અને સમીપમાં પ્રાર્થના કરતી એક આકૃતિ સિવાય અન્ય કોઇ નહતું. જો નમન કરવું હોય તો આ સમય ઉચિત હતો; આપણે ચાહ્યું અને વંદ્યું હેને કુદરતના અનુલ્લંઘનીય કાયદા રાખ બનાવી દે તે પહેલાં તે આત્માને નમન કરવાનો આ સમય હતો. જે મુખાકૃતિએ આપણામાં સૌન્દર્ય અને સ્નેહની પરમભાવના જગાડી હતી, જે મુખાકૃતિ આપણને વ્હેનીનાં મધુરાં સ્મિતથી આતિથ્ય અર્પતી હતી, જે મુખાકૃતિ પ્રતિભા અને જીવનના પ્રકાશથી પ્રકાશતી હતી તે મુખાકૃતિ વસ્ત્રથી ઢંકાય તે પહેલાં એક દીર્ઘ, વિલંબિત, અશ્રુભર્યો, સન્માનભર્યો દૃષ્ટિપાત નાંખિયે. મૃત્યુએ ક્રુર ઉપડામણથી સૌન્દર્યને વધુ સુન્દર બનાવ્યું હતું. ત્યહાં ઉછળતા મોજા હવે નહતા પણ શાન્તિ-અકળ, સુખદ શાન્તિ હતી, મૃદુ મધુરતાનાં ઊંડાણ હતાં-સ્થૂલ સૃષ્ટિમાંથી જ્યહાં પ્રવેશતાં આપણે બ્હીએ છીએ પેલી અનન્તતાની સૃષ્ટિમાં લઇ જતાં, ચન્દ્રિકામાં સ્નાન કરતાં, એકાન્તનાં અરણ્યો હતાં. કુંજપ્રદેશના એકાન્તમાં અનન્તતાના આહ્વાનો હોય છે, આ દિવ્ય મનુષ્ય-મુખાકૃતિમાં, જ્યહાંથી આત્મા આવે છે અને જ્યહાં જાય છે તે અનન્તતાના આહ્વાનો હતાં. આવા એકાન્તમય પ્રદેશોની વચમાં આપણે છીએ એટલે આપણા આ જીવનમાં, આ દુનિયાના અહિં પણ પૂર્વજન્મના ભણકારા રૂપ લાગતા ગૂઢ સન્દેશાઓ અને ગર્જના ધ્વનિ હોય છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. એવું કહેવાય છે કે આપણું આ સ્થૂલ શરીર આ જગતમાં ફક્ત અલ્પ ભાગ જ ભજવે છે અને આત્માના પ્રયાણ પછી અલ્પ સમયમાં ઠેકાણે પાડી શકાય તેવા અર્થશૂન્ય ઓજારરૂપ છે. તે આરસશી મુખાકૃતિની સુન્દર રેખાઓ, હેમની નિષ્કલંક સાદાઇની પવિત્રતામાં આત્માનાં ઊંડાણ જેવાં ઊંડાણના ભાન કરાવતી હતી અને અનેક સૈકાઓ પહેલાંની સૃષ્ટિ સાથેનો પોતાનો સમ્બન્ધ તાદૃશ બનાવતી હતી. આ ગૂઢ અમર

એકલા ભૂતકાલનું ભાન કરાવતી નહતી પણ ભવિષ્યના ભણકારા પણ સંભળાવતી હતી કારણ કે જેને માટે પોતાની ઝિંદગીનું હેણે બલિદાન આપ્યું હતું તે જીવન અને સ્નેહના ભાવક વડે કરીને, જે અનેક વર્ષોની પરંપરા આવવાની છે હેની સાથે માતા તરિકે તે જોડાયેલી છે.

. . . . . . . .

છેલ્લી મેવાંજલિ અર્પાઇ, અને પછી મનુષ્યના દુઃખ અને આધીનતાના ગીત-સંગીતની છાયામાં હમે હેને ગૃહની બ્હાર લઇ ગયા. અને આ પ્રમાણે, જે જગ્યાએ આપણે સૌને એક વખતે જવાનું છે તે સ્થળે જતાં હમે જંગલની કોરે થઇને જતા હતા. સર્વ

ધર્મમા અને મુખ્યત્વે કરીને હિન્દુ અને મુસ્લમાનમાં [illegible] મૃત્યુ પામેલા પ્રતિ યથાશક્તિ માન દર્શાવવાના હક્કમા પોતાને ભાગ્યવાન સમજે છે—મૃત્યુ પામેલા સ્નેહીની આ છેલ્લી ક્રિયાને ઉચ્ચ સ્થાન મળ્યુ છે ઉ[illegible] અને હિમ જેવા ચન્દ્રના અ[illegible]વાગાને પ્રભાત સ્હમ[illegible]ને એક [illegible] અવાજ કર્યા અને નિતિની શાંતિમા વિઘ્ન પાડ્યુ હમે જે સ્થળે જતા હતા તે સ્થળ કુતરાના ભસવાનાથી સૂમસામ હતુ પ્રભુના મન્દિરના દ્વાર સર્વદા ઉઘાડા જ હોય છે અને તે જ પ્રમાણે મૃત્યુના મન્દિરના કમાડ પણ અહોનિશ ઉઘાડા જ હોય છે શુ જીવન અને મૃત્યુના મન્દિર તે પ્રભુના મન્દિર નહિ ? જેમને જવાનુ હોય તે ભલે જાય [illegible]બ્રસ્તાનની પેઠે આ રાખમા અને આ પવિત્ર અગ્નિમા પણ સાર્વજનિકતા છે, બન્ધુતા છે સર્વ સાવાગપાના છે—વખતે કબ્રસ્તાનના કરતા પણ કાંઈ વિશેષ છે કારણ [illegible] લ્હેમાના [illegible] પોતાના જુદા કબ્રસ્તાન ગણે છે, પરન્તુ અગ્નિ અને રાખ કોઈના નથી—આખા જગતના છે સર્વ મનુષ્યોના છે

એક લાકડાની ચિતા ઉપર—લ્હેના છેલ્લા વિરામસ્થાન ઉપર હમે લ્હેને ભક્તિભાવથી મૂકી લ્હેના મુખ ઉપરનુ વસ્ત્ર ખસેડ્યુ ચન્દ્રિકાની સખિતાએ લ્હેને ધારણી લીધુ પણ લ્હેના ઉત્તરમા લ્હેની હિમવત્ જડતા હૃદયભેદક અને ભયાનક હતી કુદરતે ચન્દ્રિકા અને સ્નેહ ભર્યા હસ્તે પુષ્પો લ્હેના સન્મુખ ધર્યા હતા અને જીવનમા આ ઉભય વસ્તુઓ લ્હેને અતિ પ્રિય હતી છતાય અત્યારે તો તે લ્હેમને આન[illegible] નહિ જ આપી [illegible] આપણા અનુભવમા [illegible]લીક ઘટનાઓ આવે છે જે કદી ભની ભુમાતી નથી અને જે નિરન્તર [illegible] જેમી મધુરતાથી આપ[illegible] આસપાસ ભમ્યા કર[illegible] હિમવત્ ચન્દ્રિકામા સ્નાન કરતુ તે દિવ્ય સ્નેહભર્યું, પવિત્ર અને સુન્દર મુખ આસપાસ ઉભેલા હમે અ[illegible] પક્ષીઓ અને પ્રાણીઓની મરમી ચીસો—આ ઘટના [illegible] ભની વામરાતી નથી કદી ભુમાને નહિ હમે લ્હેને નિરન્તર હમારી પ્રાર્થનામા સ્મરશુ [illegible] પ્રાર્થના સનાતન ગૈ[illegible]ના સમ્ભારણા સાથે ગૂંથાયની નથી ? મૃત્યુ પામેલાને ધીની જેવી આપત્તિ સપાટ ચિતા[illegible] અગ્નિ લગાડ્યો ક્ષણમા આસપાસ [illegible] નાખતો પવિત્ર અગ્નિ [illegible] આમતા ભણી પોતાની જ્વાળા [illegible] લાગ્યા હમે, હમે સગાઓના એક ન્હાના તાપ ગાની આસ પાસ સેરજ [illegible] અને આ દુનિયામા જે મેળવી ના રાખ્યા એના જીવન અને સ્નેહ ને માટે પ્રયાસ કરનાર [illegible] અને [illegible] ભાવનાથી ભરેલા આત્માનુ જે [illegible] નિવાસ સ્થાન હતુ તે [illegible] શરીરને પવિત્ર અગ્નિ [illegible] નાખતો હતો ન જોઈ રહ્યા

આખરે આજ અન્ત બ્હેની ! લ્હારી બ્હેનોને ઉચ્ચ પદે લઈ જવા માટેના લ્હારા યત્નો અને પ્રયાસો, અલ્પ સમય માટે લ્હને અર્પાયેલ પ્રેમામૃતના સુવર્ણ પ્યાલા માટેના લ્હારા અશ્રુ, જે દુનિયા લ્હને સ્હમજી શકી નહતી અથવા સ્હમજવા તત્પર નહતી તે દુનિયા સ્હામેનુ લ્હારૂ યુદ્ધ એ સર્વનો આખરે આજ અન્ત ! આપણામાના સર્વનો [illegible] ન્હાના [illegible], શુ કલવાન [illegible] નિર્ધન સાન [illegible] એટલુ જ નહિ [illegible]

મ્હોટી સજાવટ અને મહારાજ[illegible]ણ આજ અન્ત છે. પરન્તુ, જીવનના ઉત્તમ રસથી છલકાતી તું-હને એ અન્ત શા માટે આટલો વ્હેલો આવ્યો ? ત્હારામાં જીવન જગવનાર એ બધી શક્તિઓ, ઊર્મિઓ અને લાગણીઓ ક્ય્હાં ગઈ? એ સર્વ પણ ત્હારા શરીર સાથે જ ગઈ? અન્ય આત્માઓને પ્રકાશવા ગઈ? કે કોઇથી પણ નહિં પ્રવેશ કરી શકાય એવા અગમ્ય, ગૂઢ પ્રદેશમાં પોતાનું કાર્ય પરિપૂર્ણ કરતી અને હમારી આસપાસ ભમતી કોઈક આકૃતિના રૂપમાં એ સર્વ હજી ભ્રમણ કર્યા કરે છે ?

આ બધા પ્રશ્નો એટલી બધી વાર પૂછાયા છે કે એ સર્વ નિઃસાર વચન થઇ ગયાં છે, પરન્તુ જેમણે પોતાના સ્નેહીને ગૂમાવ્યું છે તે સર્વ સ્નેહાળ આત્માઓને તો એ સર્વ પ્રશ્નો કાંઈક નવા જ બળથી અને કાંઇક ગેબી શક્તિથી આકર્ષવાના. દિનપ્રતિદિન ઉત્કર્ષ પામતા વિજ્ઞાનશાસ્ત્ર વડે કરીને વખતે સૈકાઓ પછી એ પ્રશ્નો ઉકેલાય પણ ખરા, પરન્તુ નથી ઉકેલાયા તેમ છતાં તે પ્રશ્નો મનુષ્યોને શાન્તિ અને આશા અર્પે છે. કદાચ આપણે ઇન્દ્રજાલને પણ હૈયાં સરસી ચાંપતા હઇએ. પણ એમ જ ગણીએ તો શું આ આખું જગત જ એક ઇન્દ્રજાલ નથી ?

જ્વાલા શમતી જતી હતી, અને એક વખતનુ અસ્તિત્વ નાસ્તિત્વમાં ફેરવાઇ ગયું. દુઃખથી જ્વાલાને શાન્ત કરીને હમે છૂટા પડયા. હમારામાંના ઘણાકના જીવનમાં સૌથી હૃદયભેદક ઘટિકા આવી ગઇ અને પાછી ચાલી ગઇ અને હમે શુષ્ક દુનિયામાં શુષ્ક વાતો કરવા અને શરીર કે આત્મા સાથે કાંઈજ સમ્બન્ધ નહિ ધરાવતી હોય તેવી વસ્તુઓમાં કાલ ગૂમાવવા પાછા જતા હતા. એ પણ એક કડવી વિપરીતતા અને વિરોધાભાસ છે કે આપણે સત્ય વસ્તુઓ ગણીએ છીએ તે ખરૂં જોતાં ઇન્દ્રજાલ જેવી જ છે અને જે વસ્તુઓને ડાહ્યા ગણાતા પુરૂષો ઇન્દ્રજાલ જેવી ગણે છે તે જોકે વિરલ ક્ષણે અનુભવગમ્ય થાય છે છતાં આપણને આપણી આસપાસના જીવનથી કાંઇક ઉચ્ચતર પ્રદેશમાં લઇ જાય છે અને જીવનને ત્હેના અનાચ્છાદિત ઉત્કટ સ્વરૂપમાં આપણી સમ્મુખ ધરે છે ' આ ઘટિકાઓ શા માટે ચિરસ્થાયી હોતી નથી ? જગતની સનાતન વ્યવસ્થામાં જેને સ્થાન નથી એવી શુષ્કતા, ક્ષુદ્રતા અને જગતની સામાન્યતામાં આપણને છોડીને તે શાને દૂર દૂર ચાલી જાય છે ? હમારામાંના ઘણા બીજે જ દિવસે આ સમયને ભૂલી ગયા હશે અને બનાવને બહુ દીર્ઘ સમય ઉપર બનેલા બનાવ તરીકે અને અલ્પ મહત્ત્વના તરીકે ગણી કાઢયો હશે.

પરંતુ હમારામાંના કેટલાકે ત્હેમની સ્મરણશક્તિમાં ત્હેને નિરન્તરનું સ્થાન આપ્યું હશે, ત્હેમના હૃદયમાં એક પવિત્ર ગોખ ત્હેને માટે રાખ્યો હશે, અને જ્યહાં આગળ કોઇથી પણ આદર અને ભક્તિભાવ સિવાય પ્રવેશ નહિં કરી શકાય તેવી દેરી ત્હેના ઉપર ચણી લીધી હશે. ઊંડાં અને સ્નેહભર્યાં દુઃખો હમ્મેશ ઈર્ષ્યાભર્યાં હોય છે અને જેમણે સ્હાયું છે અને સહ્યું છે ત્હેમના સિવાય અન્ય કોઇને ત્હેમાં ભાગ લેવા દેતાં નથી.

આકાશમાં પ્રભાતના રંગ પ્રસરતા હતા અને [illegible] બન્દીજનનો ધ્વાદ વિજય અને આશાના મંગલધ્વનિનું ભાન કરાવતો હતો. આશા ! જે રચીને ઊભી કરવામાં દરેક સુન્દર આત્મા સહાયભૂત થાય છે એવી જીવન અને સ્નેહની આશા !*

અનુવાદક—
ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
એલ્, ઈ. ઈ.

---

## ચર્ચાપત્ર.

### ચો. ગુ. સા. પરિષદના રિપોર્ટમાં 'છાનો' ભાગ કયો ?

મે. વસંતના તન્ત્રી જોગ

સાહેબ,

ગઈ સાલના આપના શ્રાવણ મહીનાના અંકમાં 'વડોદરાની સાહિત્યપરિષદે ભજવેલુ નાટક' એ ખાસ ચુંટી કાઢેલા મથાળા નીચે પ્રેમાનંદનાં નાટકો સંબંધી પોતે બાંધેલો દુરાગ્રહ આગળ ચલાવવા રા. નરસિંહરાવે પ્રયત્ન કર્યો હતો, પરંતુ કેટલાક ખાસ અને અંગત કારણોને લીધે જાણી જોઈને તે વખતે મારે ચુપકીદી પકડવી પડી હતી. મને હવે એમ લાગે છે, કે કોઈ પણ જાતની ચુપકીદી રા. નરસિંહરાવથી સહન થઈ શકતી નથી, કેમકે આપના ગયા માગશરના અંકમાં બહાદુરીથી—આનું કાર્ય સાહિત્ય કે સંસારસુધારા સંબંધી બીજા કોઈ ઉપયોગી યુદ્ધને માટે તેઓ સાચવી રાખશે તો ઠીક પડશે—તેઓ પાછા રણસંગ્રામમાં દાખલ થયા છે. આમ કેવળ એકલવાયા અને અટુલા તેમને ઝાઝો વખત રહેવા દઉં, તો મારા Sporting spirit—મિત્રભાવમાં ખામી આવે એમ મને લાગે છે, તેથી ચો. ગુ. સા. પરિષદ્‌ના અહેવાલના 'એક છાના ભાગનું' તેમણે જે અર્થદર્શન કર્યું છે તે ખરેખર અર્થદર્શન છે કે કેમ, અગર તેમાં અર્થનો અનર્થ કર્યો છે, તે વિશે આપની પરવાનગીથી થોડુંક લખવા માગું છું.

સૌથી પહેલું તો એ, કે આ અહેવાલનો કોઈપણ ભાગ 'છાનો' શી રીતે કહેવાયો ? ફૂટનોટમાં જે લખાણ થયું હોય, તે છાનું કહેવાય ? અગર રા. નરસિંહરાવને જે ન રુચે તે છાનું કહેવાય ? અગર તેમના મતથી વિરૂદ્ધ મત કોઈ ઠેકાણે પ્રકટ કરવાની કોઈ હીમ્મત

---

* ( આ લેખ માર્ચ ૧૯૧૪ ના East & West'માં પ્રગટ થયેલા "The Passing of a soul" નામક ર. જ. કૃ. મહેતા એમ. એ. કૃત લેખનો અનુવાદ છે. )

ધરે તે ઉપ તેમનુ પોતાનું ...ાડુ ગેરાય, તેથી તે મત કાનો કહેવાય ? પ્રચલિત શબ્દોના નવા અર્થ કરવાની રા. નરસિંહરાવની શક્તિ અજબ દિસે છે

બીજુ, પ્રેમાનંદનુ નાટક ભજવવા માત્રથી પરિષદે પ્રેમાનંદનુ કર્તૃત્વ સ્વીકાર્યું એમ જો ગણવાનુ નથી, તો એકાકારણ્યા ખાણ્યા તરીકે મિત્રે ન. નરસિંહરાવને અતમયવચન આપ્યુ હોય—કે "આ નાટકનો પ્રયોગ પરિષદે કરાવડાવ્યો તે ઉપરથી એમ ઠરાવવાનુ નથી કે પ્રેમાનંદના કર્તૃત્વ બાબત પરિષદે નિર્ણય કર્યો"—તે અભય વચન પરિષદને કેવી રીતે બંધન કરતા થાય ? તેવી જ રીતે 'પરિષદના કાર્યવાહકોમાના એક અગ્રેસર સજ્જને' અંગ્રેજીમા પોતાનો અભિપ્રાય રા. નરસિંહરાવને લખી મોકલ્યો તે પણ—તે સજ્જન ગમે તેટલો પ્રતિષ્ઠિત હોય છતા—પરિષદને કેવી રીતે બંધન કરતા થાય ? શુ એ ચાણ્યા તન્ત્રી ને એ સાણ્યા સજ્જન, એ બનેએ પરિષદની વ્યવસ્થાપક સભા બોલાવી નિર્ણય કરાવી લીધો હતો ? શુ તેઓને તેમના કૃત્યમા વ્યવસ્થાપક સભાએ કાની સમતિ આપી હતી ? શુ તેમણે જે કાગળો રા. નરસિંહરાવને લખ્યા હતા, તે વ્યવસ્થાપક સભા સમક્ષ મુકી મંજુર કરાવ્યા હતા ? એમ તો મને પણ ઘણા ગૃહસ્થોએ કહ્યું હતુ—કાગળો લખ્યા હતા, કે તમે પ્રેમાનંદનુ કર્તૃત્વ ઠીક સાબીત કર્યું છે. આવા અભિપ્રાય પુરાવા તરીકે ગણાય ?

ત્રીજુ હુ ધારૂ છુ, કે ઉપર જણાવેલા બંને મિત્રોએ રા. નરસિંહરાવને બનાવેલા છે, કારણ કે એ બંને ગૃહસ્થોએ નીચે મુજબ રા. નરસિંહરાવને લખ્યુ હતુ —

૧ "સાહિત્યપરિષદના કાર્યવાહકો પ્રેમાનંદ જ આ નાટકનો કર્તા છે એમ માનતા નથી એ નિર્વિવાદ છે."

૨ "જ્યા સુધી પ્રેમાનંદના કર્તૃત્વ વિશે એ મત પ્રદર્શન કરવાનો અધિકાર પરિષદની વડોદરાની કમિટીએ આપ્યો નથી, ત્યા સુધી એ મત કમિટીનો ઓફિશિયલ અભિપ્રાય માનવાનો નથી."

સાહેબ, હુ કહેવાની હીમ્મત ધરૂ છુ, કે આ બંને વાક્યો પરિષદના થયેલા ઠરાવથી તેના ઇતિહાસથી, તદ્દન વિરુદ્ધ છે જેમ પોતાને મનગમતો એક 'કાનો' ભાગ શોધી કાઢી રા. નરસિંહરાવ તેના ઉપર ભાષ્ય લખવા બેસી ગયા, તેમ તે જ અહેવાલમાંનો બીજો 'કાનો'—હુ 'કાનો' કહુ છુ, કેમકે તે ભાગના રા. નરસિંહરાવે જાણી જોઈને આખમીંચામણાં કર્યા છે—ભાગ તેઓ જોશે, તો જણાશે, કે કેવળ "આ રિપોર્ટ લખનાર પ્રમુખ નાટક પ્રેમાનંદ કૃત માને છે અને ઠરાવે છે" એમ નથી પરંતુ રા. નરસિંહરાવ કહે છે તેમ ખરેખર "એ પરિષદનુ વ્યવસ્થાપક મંડળ તે મત અને કૃતિને સમોદન આપે છે," કારણ કે તે જ અહેવાલના પાન ૨૩ ઉપર વ્યવસ્થાપક મંડળમા થયેલુ મસલત તથા તેણે કરેલા ઠરાવો નોધવામા આવેલા છે, તેમાથી એક અક્ષરશઃ નીચે ઉતાર્યો છે —

મી મારોભાતે ઠરાવ રજુ કર્યો કે, "પ્રેમાનંદનુ નાટક ભજવવા મુખ્ય મુખ્ય ગુજરાતી નાટક કંપનીઓને લખી જણાવવુ કે રૂ ૫૦૦) મહેનતને બદલે આપવામા આવશે

અને તેની પહેલા દિવસની ઉપર પરિષદ લેશે એમ [illegible] ત્યારે કંપની તે દરખાસ્ત કબુલ કરશે તો પસંદગીનો અધિકાર વ્યવસ્થાપક કમિટી તરફ રહેશે ” આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યો હતો

એ યાદ રાખવાનુ છે કે ઠરાવ રજુ કરનાર એક તંત્રી રા માણેકલાલ હતા તેમના શબ્દો અવતરણ ચિન્હો સાથે રિપોર્ટમા રજુ કરવામા આવેલા છે આ મીટિંગમા વ્યવસ્થાપક મંડળના પ્રમુખ અને પ્રેમાનંદના નાટકો પ્રસિદ્ધિમાં લાવનાર રા બ હરગોવિંદદાસ હાજર હતા નહી આ ઠરાવ—પ્રેમાનંદનુ નાટક ભજવવાનો હતો તે સર્વાનુમતે પસાર કરવામા આવ્યો હતો ઉપર જણાવેલા તંત્રી મિત્રે અગર સજ્જને વાંધો ઉઠાવેલો જણાતો નથી આ બનાવની નોંધ રા માણેકલાલ જેવા બીજા નિષ્પક્ષપાત ને વિચારશીલ તંત્રી રા જોશીપુરાએ અક્ષરે અક્ષર કરી લીધી હતી આખો અહેવાલ ર. જોશીપુરાએ લખેલો છે અને આ મીટિંગનો રિપોર્ટ પરિષદના ઓફિશિઅલ વાજીંત્ર ‘ મહાગુજરાત-વિજય ’ મા આ જ શબ્દોમા છપાયો છે

આ ઉપરથી ગુજરાતી પ્રજા જોઈ શકશે કે અહેવાલનો જે ઘણો જ ઉપયોગી ભાગ છે, તેને રા નરસિંહરાવે જાણી જોઈને છોડી જ મુક્યો છે, ને નાહક ‘ભુતના ભડકા’ સામે લડવા તૈયાર થયા છે પરિષદના વ્યવસ્થાપક મંડળે જે ઠરાવ કર્યો હતો, તે ઉપર અક્ષરે અક્ષર આપવામા આવ્યો છે, ને તે જ આધારે વડોદરાના આગેવાન પત્રમા લખવામા આવ્યુ હતુ કે “ નાટકની બાબતમા તો (પરિષદે) પ્રેમાનંદને ઇનસાફ આપ્યો જ છે ” પરિષદ કેવળ આ ઠરાવ કરીને, અગર નાટક ભજવવાથીને અટકી નહોતી તેણે પ્રેમાનંદનું કર્તૃત્વ સાબીત કરનારા બે ન્યાયપુરઃસર લેખ બે તટસ્થ વિદ્વાનો પાસે તૈયાર કરાવી વંચાવ્યા હતા તેના સને પ્રમુખ મહાશયોએ પ્રેમાનંદના ભાષાભિમાનના તથા વિદ્વત્તાના એટના બધા વખાણ કર્યા હતા, કે પ્રેમાનંદમા તેવુ અભિમાન હતુ કે કેમ તે “પ્રભુ જાણે” એ મત “ સદાને માટે ” ‘ અસ્તપ્રાય ” થઈ ગયો ને જે જે વખતે પ્રેમાનંદનુ નામ પરિષદમા બોલાતુ હતુ, તે તે વખતે બધો સભા–મંડપ એટલા મોટા હર્ષનાદથી ગાજતો હતો, કે રા નરસિંહરાવની મુખાકૃતિ ઉપર તેથી ચમત્કારી અસર થતી સ્પષ્ટ દેખાતી હતી ટુંકમા, તે વખતનુ વડોદરાનુ વાતાવરણ કેવળ પ્રેમાનંદમય જણાતુ હતુ

જે વિષય ઉપર લખવાનુ હોય, તે સબંધી સપૂર્ણ તપાસ કરીને માહીતી મેળવીને લખો એવી શીખામણ બીજાને આપતા પહેલાં પોતાનું જ ઘર તપાસીએ તો સારૂ હજી પણ પોતાની ભુલ થયાની ખાતરી થતા તેઓ ઉદાર દિલથી કબુલ કરશે—કે જેની આશા મને થોડી છે—તો જે sporting spirit રા નરસિંહરાવને પ્રિય છે, જે ‘શુભચિન્હ’ તેઓ વખાણે છે, તે બનેનો તથા સાથે પોતાનો મોભો સારી રીતે જળવાશે એમ મૈ કાઈ કબુલ કરશે છેવટે, સાહેબ, આપને આપેલી તસ્દી માટે માફી ચાહું છુ

ક્ષ.

---

# શબ્દો નિત્યઃ

"કે તું રહી લટકતી વનવૃક્ષડાળે,
બેશી રહી વિરત વાદિતને નિહાળે?"

( ભીમરાવકૃત 'પૃથુરાજ રાસા' સર્ગ ૧ લો શ્લોક ૪૧ )

"વીણાને આવાહન" એ મથાળાથી આ કાવ્યભાગ 'કાવ્યમાધુર્ય' નામના સંગ્રહમાં રા. હિ. ગ. અંજારિયાએ પ્રગટ કર્યોછે. એ સંગ્રહની બેમાંની એકે આવૃત્તિમાં આ કાવ્ય ઉપર ટીકા 'સંક્ષિપ્ત ટિપ્પણ' માં આપી જણાતી નથી. તે તો ભલે, પરંતુ ઉપરના શ્લોકાર્ધમાંના 'વિરત વાદિતને' એ વચનનો અર્થ પ્રથમ આવૃત્તિમાં આપેલા કોશમાં નીચે પ્રમાણે અપાયો હતોઃ—

વિરતવાદી—સંસારથી વિરક્ત થઈ જવાનો મત ધરાવનાર.

તે અર્થની ઉઘાડી ભૂલ તથા અસંગતતા તરફ રા. અંજારિયાનું લક્ષ મ્હેં જાણ્યામાં ખેંચ્યું હતું. ( વિરત=બંધ પડેલું; તે 'વિરક્ત'=વિરાગ-કટાળો-પામેલું એ અર્થથી તદ્દન ભિન્નછે; તેમ જ, 'વાદિત'=એમ એકો શબ્દ છે, 'વાદી'+ તને'—એમ નથી ). આ સૂચનાને પરિણામે બીજી આવૃત્તિમાં કોશમાંથી 'વિરતવાદી' શબ્દ કાઢી નાંખ્યો જણાયછે, અને વિરત='બંધ થયેલ; અટકી ગયેલ'; અને 'વાદિત'=વાજિંત્ર—એમ સુધારો કર્યોછે.

પરંતુ આ સુધારામાં પણ થોડોક બગાડો રહેલોછે તે બતાવવાની જરૂરછે. વાદિત= વાજિંત્ર એમ અર્થ કરીશું તો વીણા જે વાજિંત્ર છે હેને જ કહે છે કે તું બંધ પડેલા વાજિંત્રને જુવેછે, એમ અસંભવિત અર્થ ફળશે ' વીણા વીણાને ( પોતાને ) જુવે છે ! અર્થ જ નથી થતો. તેમ 'વાદિત'નો અર્થ વાજિંત્ર નથી, 'વાદિત્ર'નો છે. 'વાદિત' એટલે ધ્વનિ, અવાજ; વગાડ્યાથી ઉત્પન્ન થયેલો નાદ, ધ્વનિ.

આ શુષ્ક ચર્ચા લાગશે. પરંતુ હેની અંદર રસતત્ત્વ કેટલું ગુપ્ત રહ્યુંછે તે 'પૃથુરાજ-રાસા'ની ટીકામાંથી નીચેનો ઉતારો વાંચ્યાથી પ્રગટ થશેઃ—

"અન્વયઃ—કે તું ( કોઇ ) વનવૃક્ષની ડાળે લટકતી રહીને, તળે બેશીને ( ડાળે લટકતી એટલે નીચે જ લટકતી હોય, માટે તળે બેશીને એમ કહ્યું છે ) ( ત્યાગ ) વિરત વાદિતને ( બંધ પડી ગયેલા ગીતધ્વનિને ) તું નિહાળેછે ?

આ ઘણા જ ઉન્નત કવિત્વયુક્ત અદ્ભુત કલ્પનાનું ઉદ્ગમન છે. વીણા તે પોતાના વિરામ

પામેલા સ્વરધ્વનિને જોતી જોતી નિર્જનવનમાં વૃક્ષ ઉપર લટકતી કલ્પીછે * હવે કોઇ એ દિવ્ય વીણાના સ્વરો જગાડનાર ના રહ્યું તેથી ઉપેક્ષિત થયેલી કોઇ વૃક્ષની ડાળે લટકી રહીછે; અને ત્હાં રહી રહી પોતાના ભૂતકાળમાં ઉદ્દભૂત થઈ લીન થયેલા મહાન્, મધુર, ગમ્ભીર, સ્વરો—જે વિરત થયા માટે કાંઇ અસ્તિત્વમાંથી લુપ્ત થયાછે એમ નથી, તે સ્વરો—જે નિહાળેછે; સાંભળેછે એટલું જ નહિ; પણ પ્રત્યક્ષવત્ જુવેછે. સ્વરને શ્રવણવિષય છતાં 'નિહાળે' એમ કહેવાથી, 'શ્રવણ' ને 'દર્શન' એ બે ક્રિયાનો અભેદ કરવામાં માત્ર સાધારણ લક્ષણા થતી નથી, પરંતુ એથી લુપ્ત જેવા થયેલા ગીતસ્વરનું હજી પણ અસ્તિત્વ છે એમ રમણીય પ્રતીતિ થાયછે. એ ગીતસ્વર તે માત્ર ગીત વિરામ પામતાં જે અમુક કાળ સુધી મધુર ધ્વનિના રૂપમાં મનમાં ઝણઝણ્યા કરેછે તે સ્થિતિમાં જ રહેલા નથી, પરંતુ, તેથી પણ વધારે, ચિરતન સ્થિતિમાં અમરવત્ રહેલાછે, ત્હેને એ વીણા—જાણે ખેદ, પ્રેમ, હર્ષ વગેરે ભાવમાં લીન થઈને જોયા કરેછે.

"Music when soft voices die,
Vibrates in the memory" (*Shelley.*)

"શીળી ચાંદનીની સમ રેલી રહે,
કંઇ ગાન મધુરું સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ફરતા,
હરણાંસમ અબ્ધિતરંગ બધા;
મૃદુ એહવું ગાન વહી વિરમે,
તદપિ શ્રવણે ધ્વનિ ત્હેની રમે."

એ કાવ્યોમાં સૂચવેલી ગીતધ્વનિની સ્થિતિ રમણીય છે; પણ તે કરતાં વધારે ઉન્નત કલ્પના ઉપરના શ્લોકાર્ધમાં સમાયલીછે. ગીતધ્વનિના સ્વર ગીત શાન્ત થયા પછી ક્ષણવાર રહેછે એમ નહિ, પણ એ તો ચિરજીવ ચેતનાત્મક કોઈ સત્ત્વ જ છે—વીણાનાં આત્મતેજ

* આ ઉદ્દબોધનમાં સર વૉલ્ટર સ્કૉટના 'લેડી ઑફ ધી લેક' નામના કાવ્યમાંના ઉદ્દબોધનતી છાયા છે. 'વનવૃક્ષડાળે લટકતી' એ કલ્પનામાં ખાસ—'mouldering long hast hung on the witch-elm' એ વાક્યનું ભાન થાયછે. પરંતુ સ્કૉટનું એ આખું ઉદ્દબોધન અને આ નારદવીણાનું ભીમરાવનું ઉદ્દબોધન સાથે સાથે વાંચી જોતાં સ્પષ્ટ જણાશે કે ઉદ્દબોધની પ્રેરણા માત્ર સ્કૉટ ઉપરથી થયેલી, પરંતુ ભીમરાવે પોતાના જ કવિત્વચાતુર્યથી નવીન રચના જ કરીછે, અને બધા ભાવ, વિચાર, ઇત્યાદિ નવીન જ યોજના છે. કલાપીના 'હમીરજી ગોહેલ' નામના કાવ્યના આરમ્ભમાં સ્કૉટના ઉદ્દબોધનનું રેખેરેખ અનુકરણ છે તેથી ત્હેમાં સારસ્ય આવતું નથી; તે પરિણામથી ભીમરાવનું ઉદ્દબોધન અત્યન્ત દૂર રહ્યુંછે એ કહેવાની જરૂર જ નથી.

( આ નોટ હાલ નવી ઉમેરુંછું. )

જ છે—જેને એ વીણા નિરંતર કૌતુક, હર્ષ, શોક ઇત્યાદિ ભાવથી જાણે નિહાળતી રહેછે. આટલો બધો અદ્‌ભુત અને રમણીય તથા ગમ્ભીર ધ્વનિ જણાવનારી કલ્પના અત્યુત્તમ કવિત્વની જ મિલ્કત છે.

આ કલ્પના અસ્વાભાવિક નથી હેના પુરાવામાં નીચેનો ઉતારો ધ્યાનમાં લેવા લાયક છેઃ-

'This scene was succeeded by the representation of Collins's 'Passions'. I represented Music seated on a throne, with a small lyre in my hand. I gazed upwards, *as if my Soul were wandering after the echoing sound.*"

('Golden Memories'—a story by Effie Leigh)."

આટલા ઉતારાથી આ ચર્ચાનું રસિક તત્ત્વમાં સ્થાપન છે તે જણાશે. ઉપર છેવટ કહેલી આ કલ્પનાની સ્વાભાવિકતાનો વિચાર કરતાં આજ એક જૂનો અનુભવ મ્હને યાદ આવેછે;- આજથી ૩૪ વર્ષ ઉપર વડોદરામાં ત્હાંના પ્રખ્યાત સતાર વગાડનાર ઘસીટખાનનો સતાર સાંભળવાનું સુભાગ્ય મ્હને પ્રાપ્ત થયું હતું. રાત્રે દશેક વાગ્યાને શુમારે અગાશીમાં ગણતર પુરુષોની બેઠક હતી ત્હાં એ સતાર મ્હેં સાંભળ્યો. શું એ મોહક કલાવિધાન! ગ્રીષ્મઋતુનો સમય હતો; પણ તે તાપવાળી રાત્રિમાં તાપનું પણ ભાન જતું રહ્યું; અને મ્હારા આત્મા ઉપર અદ્‌ભુત મોહની પ્રસારી એ મધુર ધ્વનિયે મ્હને અર્ધ મૂર્છિત જ કર્યો; સકલ બ્રહ્માણ્ડમાં વ્યાપી રહેલો નાદ સનાતન જ છે, બાહ્ય ઉપાધિથી એ નાદને જાગૃત કરવામાં આવેછે ત્હારે એ ગૂઢ નાદ પ્રત્યક્ષ થાય છે એમ ભાન થઈ **शब्दो नित्यः** * એ સિદ્ધાન્તનું રહસ્ય નવું પ્રગટ થયું. આ દશામાં એ સતારમાંથી નીકળતા પ્રત્યેક સ્વર જાણે મ્હારી નજર આગળ પ્રત્યક્ષ તરતા, સુન્દર રૂપમાં તરતા, જણાયા;—

અન્તરિક્ષ તરીં ચમકતા મધુર વાદ્ય સુર એહ
ગગનાઙ્ગણ રમતા તારક સમ દિવ્ય ધરંતા દેહ

વિલસતા મુજ નયનતણી સમીપ
નિરખિયા એ ઊજળા અર્ચીદીપ.

વાંદરા,
તા. ૨૧-૭-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

---

* મીમાંસા શાસ્ત્રનો સિદ્ધાન્ત.

# ગ્રન્થાવલોકન.

**ગૂજરાતી ગઝલિસ્તાન***—('માર્ગદર્શક ટીકા અને 'સુફીવાદ'ના વિવરણ સાથે ૨૪૫ ગૂજરાતી ગઝલો')

ગૂજરાતી ગઝલોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કરીને—એના સંગ્રહનાર અને પ્રકાશક ગૂજરાતી સાહિત્યને એક સારી સેવા બજાવી છે સંગ્રહકાર રા જગન્નાથ—જે સાહિત્યક્ષેત્રમા **'સાગર'** નામથી જાણીતા છે, અને જેમણે એ નામથી ઘણી ન્હાની ન્હાની રસિક કવિતાઓ લખેલી છે—એમનો 'પ્રેમધર્મ' યાને 'સુફીવાદ' એ પ્રિય વિષય છે, આ સંગ્રહનુ સમર્પણ પણ પ્રેમ અને ગઝલની દેવીને જ છે, અને એની પ્રસ્તાવનાની ઉપર પણ **"प्रेमस्वरूपाय नम, प्रेमधर्माय× नम"** એ શબ્દો જોવામા આવે છે વિષય પ્રત્યે આટલી ભક્તિથી કરેલુ કાર્ય સારૂ થાય એમા આશ્ચર્ય નહિ—અને વસ્તુત છે પણ તેમ જ. માત્ર એક સ્થળે ટીકામા (પૃ ૨૬૩) પાઇથાગોરાસને ઍલેક્ઝાંડરનો સમકાલીન બનાવ્યો છે એ ભૂલ ગભીર છે

સંગ્રહરૂપ આ પુસ્તક તરફ વાચકનુ ધ્યાન ખેંચતા—એમા સમાએલી ગઝલોનુ સવિસ્તર અવલોકન કરવાની જરૂર નથી માત્ર એના મુખ્ય કવિઓ વિષે ઉલ્લેખ કરી ગઝલોના વિષય સંબન્ધી અને એની ગોઠવણ સબન્ધી બે શબ્દો કહીશુ તો બસ થશે

પ્રેમની 'મસ્તી' એ ગઝલોનો પ્રધાન વિષય છે એ 'મસ્તી'નો સિદ્ધાન્ત શી રીતે ઉદ્ભવે છે એનો વિચાર કરીશુ તો જણાશે કે—પરમાત્માના અનન્ત સ્વરૂપનુ અપરોક્ષ ભાન કરાવવામા જ્યારે બુદ્ધિ અને કર્મકાડ—ને કે સામાન્ય જનસમાજની નીતિ પણ અસમર્થ નીવડે છે ત્યારે હૃદય ઊછળી ઊઠે છ, અને બુદ્ધિ અને નીતિના બન્ધનો તોડી પરમાત્માને ભેટવા તલસે છે—ભેટે છે આ કારણથી જગતના સર્વ ધર્મોમા આ જાતનો હૃદયનો આવેશ વખતોવખત દર્શન દે છે મહમ્મદ પયગમ્બર પછી બસોએક વર્ષે મુસલમાન ધર્મમા સુફીવાદ ઉત્પન્ન થયો તે આ સ્વાભાવિક કારણથી જ ઉત્પન્ન થયો હતો એમ કહીએ તો ચાલે પરતુ જેમ બીજ, યોગ્ય ભૂમિની અને યોગ્ય સમયની અપેક્ષા કરે છે તેમ આ સુફીવાદ પણ પ્રથમ પ્રબળ લાગણીવાળા ઇરાની અને તુર્કી હૃદયમા જ ઉત્પન્ન થયો, અને તે એવે સમયે કે જ્યારે મુસલમાન રાજ્યમા દુનીઆદારીની જાહોજલાલી પ્રભુના દર્શનમા અન્તરાયરૂપ થવા લાગવા માડી હતી વળી આ અરસામા મુસલમાન ધર્મ ઉપર સાક્ષાત્ કે પરપરાએ હિન્દુસ્થાનના વિચારોની અસર થવા લાગી હતી એમ માનવાને પણ ઐતિહાસિક પ્રમાણો

---

* સંગ્રહકાર પ્રકાશક **સાગર—જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી** ચિત્રાલ, તા પાદરા (વડોદરા) કિમ્મત સવા રૂપિયો (સ્લેઝ), બાર આના (રફ)

× આર્ષપ્રયોગ ?

છે.+ ખુદ મહમદ પયગમ્બરને પણ ભક્તિનો આવેશ આવીને સમાધિ થઇ જતી અને એમાં એમને પ્રભુસમાગમ થતો—એમ ઇસ્લામ ધર્મના આરમ્ભથી જ મનાતું આવતું હતું એટલે સુફીવાદના પ્રચારને એટલે અંશે અનુકૂળતા હતી. પણ સામાન્ય ધર્મ અને નીતિના આચાર-વિચારનું ઉલ્લંઘન, જનસમાજ—વિશેષે કરી જનસમાજનો અધિકારને સિંહાસને બેઠેલો વર્ગ સ્હેલાઇથી સાંખતો નથી. અને તે કારણથી સુફીઓ ઉપર જો કે ઘણો જુલમ ગુજારવામાં આવતો હતો છતાં, એ આવશ્યક કસોટીમાંથી તેઓ પાર ઊતરતા, અને પરિણામે મુસલમાન ધર્મને એમણે ઘણી અગત્યની સેવા બજાવી છે. બેશક, હૃદય જ્યારે બુદ્ધિ અને નીતિ ઉભયની મત્તાનો અનાદર કરે છે ત્યારે ઉન્માદાવસ્થા પ્રાપ્ત થાય છેઃ તે વખતે, પાત્ર સાત્ત્વિક હોય તો એ ઉન્માદ ઉચ્ચ ભક્તિનુ સ્વરૂપ લે છે; અને તામસ હોય તો મર્મે દુરાચારમાં જ પરિણમે છે. હવે, આ ઉન્માદ એમાંથી કયી જાતિનો છે એ એના પરિણામ ઉપરથી જ જણાય—એમ કહેવું પ્રાપ્ત થાય છે. પણ મનુષ્યહૃદય એવી અદ્ભુતતાનુ ભરેલુ છે કે એનાં વિવિધ તત્ત્વોની અઘટિતઘટના વિરલ નથી, અને તેથી આચારની શિથિલતા અને અન્તરની ઉચ્ચતા કેટલીકવાર સાથ–સાથે રહેતાં નજરે પડે છે. લાંબે ગાળે તો બંને વચ્ચે એકરૂપતા અને સમાધાન થયા વિના રહે નહિ—અને તેથી આપણે જોઇએ છીએ કે દુરાચારી છવો પણ અન્તરમાંથી ઉન્નત હોય તો આગળ જતાં એમના જીવનમાં અદ્ભુત પરિવર્તન થાય છે. પરન્તુ કેટલેક વખત આન્તર અને બાહ્ય વચ્ચે વિરોધ રહે છે, અને એવે વખતે બાહ્ય દુરાચારને આધારે આન્તર ઉચ્ચતા નાકબૂલ કરવી એ મનુષ્યહૃદયનુ અજ્ઞાન દર્શાવે છે. વળી કેટલીકવાર તો આ કલ્પ્યો તેવો બાહ્ય દુરાચાર પણ હોતો નથી. માત્ર દુરાચારનો ભાસ

---

+ સુફીવાદનો ઉદ્ભવ મૂળ વૈરાગ્યમાંથી થયો છે. ' સુફી ' શબ્દની વ્યુત્પત્તિ ' સફા ' = સ્વચ્છમાંથી કરવામાં આવે છે, પણ અર્વાચીન વિદ્વાનો એકમતે નિઃસંશયપણે માને છે એની ખરી વ્યુત્પત્તિ 'સુફ' = ઊન શબ્દમાંથી છે. 'સુફી' એટલે સંસાર ત્યજી, ઊનનો ઝભ્ભો માત્ર પહેરી ( આપણે સંન્યાસીને માટે 'ભગવી ચૌદરી' કહીએ છીએ તેમ ), પ્રભુની શોધમા નીકળી પડેલો તે. મૂળ કેવળ વૈરાગ્યની ભાવનારૂપ આ સુફીવાદને અંગે હુસાન મનસૂર નામના એક ઇરાનીએ જીવબ્રહ્મનુ અદ્વૈત માની " અહં બ્રહ્માસ્મિ " એમ ઉદ્દોષ કર્યો છે. અને અબુ યઝિદ–બાયેઝિદ—નામે એક ઇરાની સુફી ' ફના '—યાને નિર્વાણ, આત્માનો બ્રહ્મમાં લય કરી દેવો—એમ ઉપદેશે છે. સુફીવાદમાં આ રીતે જે વિવિધ તત્ત્વો આવ્યાં છે—સંન્યાસ, પ્રેમ, મસ્તી, અદ્વૈતવાદ વગેરે—એનો ખુલાસો અર્વાચીન વિદ્વાનો ત્રણ–ચાર પરિસ્થિતિમાંથી કાઢે છેઃ (૧) ઇરાનનો જાતિસ્વભાવ (૨) ખ્રિસ્તી સંન્યાસી સાધુઓનો સંસર્ગ; (૩) એલેક્ઝાન્ડ્રિઆ( ઇજિપ્ટ )ના ' નિઓ–પ્લેટોનિઝમ ' ( બ્રહ્મ–ઉપાદાનકારણતાવાદ ) ની અસર; અને (૪) બલ્ખના પ્રદેશમાં બૌદ્ધ ધર્મનો સમાગમ. ઇસુના વૈરાગ્યમાં બૌદ્ધ ધર્મની અસર લપાએલી હતી, અને એનું જ ખ્રિસ્તી સંન્યાસીઓના જીવનમાં અનુસરણ હતું. એલેક્ઝાન્ડ્રિઆનુ નિઓ–પ્લેટોનિઝમ સ્પષ્ટ રીતે પ્લેટો સાથે વેદાન્ત અને બૌદ્ધ ધર્મ મળીને ઉત્પન્ન થયું હતું. અને બૌદ્ધ ધર્મ તો હિન્દુસ્થાનનો છે જ. આ કારણથી અને આટલા પરતું જ હું સુફીવાદની ઉત્પત્તિમાં સાક્ષાત્ કે પરંપરાએ હિન્દુસ્થાનના વિચારને કારણભૂત કહું છું.

જ હોય છે. કહેવાતા સદાચારીઓને સ્વાર્થ ઢોંગ લુખા[illegible] દોષોથી ભરપૂર જોઇ, ઉપર કહ્યાં તેવાં ઉચ્ચ–ઉન્મત્ત હૃદયો ખળભળી ઊઠે છે–અને પ્રેમ સત્ય અને પરોપકાર, દુરાચારની વચમાં જુવે તો ત્યાં પણ એને ભેટે છે. વેશ્યાનું જીવન દુરાચારથી કલંકિત છે એની કોણ ના કહી શકશે ? છતાં, એના જ જીવનમાં પ્રેમ સત્ય અને પરોપકારનું દર્શન પણ શા નથી થતું? નથી જ થતું એમ જે આગ્રહ ધરાવે છે તે–ક્રાઇસ્ટના વિરોધી 'Pharisees'–છે એમ કહ્યા વિના ચાલતું નથી.

આટલું દિગ્દર્શન, આ 'ગઝલિસ્તાન'ના મુખ્ય કવિઓને યથાર્થ દૃષ્ટિબિન્દુથી અવલોકવા માટે જરૂરનું જણાવાથી અહીં કર્યું છે.

વળી આ સંગ્રહનો રસ ઠીક ઠીક લેવા માટે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. એ સંગ્રહકારે પોતે જ ઉપોદ્ઘાતમાં કહી છે, અને તે સારા શબ્દોમાં કહી છે–તેથી એ જ રૂપે અમે એ અત્રે ઉતારીશું.

'સારી કવિતા લખે તે બધા કવિ, એવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો દયારામ, બેશક ઊંચા વર્ગનો કવિ ગણી શકાય; પણ તેના આન્તર જીવનની સર્વોપરિ પ્રવૃત્તિ અથવા તેના હૃદયાન્તરના મૂલ પ્રવાહની સતતતા પરથી નિર્ણય કરીએ, તો તે **કવિ** નહીં, પણ **આશક છે–ભક્ત** છે. આપણા સમકાલીન અને સુપ્રસિદ્ધ–સ્વર્ગવાસી કલાપીના સંબન્ધમાં તે **કવિ** કે **સ્નેહી** એ ચર્ચા જુદા જુદા લેખકોએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી ઘણીવાર કરેલી છે, અને છતાં એનો નિર્ણય જાણે ઘણાને માટે હજી અપૂર્ણ રહેલો છે. **કવિતા** જેની **માશૂક** છે તે **કવિ;** કાલિદાસ, શેક્સપીઅર, શેલી, ટેનીસન, પ્રેમાનન્દ અને દલપતરામ સુદ્ધાં, અલબત્ત, કવિ છે, કેમકે, **કવિતા** એ તેમની મનોરમા–**પ્રિયતમા** છે. 'કવિતા' એ કલાની દેવી છે, અને તેની ખાતર તેઓ લગભગ બધું સમર્પણ કરવાને તૈયાર છે. **નરસિંહ, મીરાં**, દયારામ, કલાપી કે પ્રેમનું દર્દી કોઈ પણ જિગર એ દેવીની ખાતર પોતે હૃદયથી સ્વીકારેલો પ્રેમજીવનનો ધર્મમાર્ગ એક તસૂ પણ, કદાપી, છોડી શકે નહીં, અને કાલિદાસાદિ કવિતા વગરના જીવનમાં ક્ષણ પણ જઈ શકે નહીં; આવો મૂલતત્ત્વનો તફાવત બહુ સ્પષ્ટ છે ત્યારે દયારામ અને કલાપી પ્રભૃતિને કવિમાં ગણવાનો આગ્રહ શા માટે ? તેમને **કવિ નહીં**, પણ **આશક** જ ગણવા એ સકારણ વાજબી લાગે છે. એમનાં હૃદયને, એમનાં જીવનને–ખુદ એમને, કવિ કહેવાથી શું આપણે ગેરઇન્સાફ કરતા નથી ? જિગરના લોહીથી લખેલા એમના અસ્ખલિત હૃદયોદ્ગારમાં પાંડિત્યનું પ્રદર્શન નહીં, પણ **સ્નેહનું** સ્વભાવિક દર્દ અને વિરહનું રુદન ખુલ્લું છે. કલાના પૂજારીની પેઠે તે બહારથી નહીં પણ **અન્દરથી** ( from Within ) બોલનાર છે એ આપણે ,વિચારી શકીએ: કવિ પ્રકૃતિમાં ખેલતું, પ્રકૃતિથી ખીલતું અને પ્રકૃતિને પોષતું પ્રાણી છે; **આશક** અથવા **ભક્ત** પ્રકૃતિને વશ વર્તનાર નહીં, પણ તેને ઉતરવાને મથનાર–તેની સ્હામે થનાર છે: ઇલ્મ અગર અક્કલપરસ્તી જો કવિના અંતરંગમાં પ્રધાન છે: ઇશ્કપરસ્તી વગર આશકમાં બીજું તત્ત્વ જ્હેર નથી. જો, કવિતાને આત્મગાનના અર્થમાં જોઇએ તો પ્રેમભક્તિ

ગાનાર હરેક આશક, કુદરતનો આલંકારિક કલાવિધાયક કરતાં, ઊંચા દરજ્જાનો શાયર અને ઉમદા ઝિન્દગાનીનો આદમી ( Nobler Soul ) છે. "

તાત્પર્ય કે કેટલાક કવિ પ્રકૃતિ કે મનુજ હૃદયનાં સત્યો ઊકેલવા કરતાં—પોતાના હૃદયનો પ્રેમ—બહુધા આર્તસ્વરે—ગાવામાં જ મસ્ગૂલ રહે છે, અને એમની યથાર્થ કદર કરવી હોય તો એમને પ્રેમી તરીકે જ અવલોકવા જોઇએ, એમની પ્રેમની ચીસ કેટલી ઊંડી અને ઊંચી છે એ જ જોવું જોઇએ. ગઝલિસ્તાનના કવિઓનો મ્હોટો ભાગ આ વર્ગનો છે.

બાલાશંકર, મણિલાલ, હરિલાલ, દેરાસરી અને કલાપી એ પાંચ 'ગૂજરાતી' ગઝલિસ્તાન'માં પ્રધાન સ્થાને વિરાજે છેઃ મસ્તી અને પ્રેમ એ સુરીવાદનાં જે બે તત્ત્વો ઉપરના પેરેગ્રાફમાં બતાવ્યાં, તે આ પાંચ કવિઓના 'કવિહૃદય'માં સારી રીતે નજરે પડે છે. અને એમાંના કેટલાકનાં તો જીવનનાં પ્રધાન સૂત્ર પણ એ બે શબ્દો જ છે. તેમાં બાળાશંકર અને મણિલાલમાં સુરીવાદનું સંપૂર્ણ અનુસરણ છેઃ અર્થાત્ એમણે પ્રેમને પરમાત્મા સાથે જોડયો છે, બલ્કે પરમાત્માને સ્થાને સ્થાપ્યો છે.

દુનીઆના નિયમોની અને એના ભેદની બેદરકારી અને પોતાના જીવનની વિલક્ષણતાનું ભાન, સત્ય અને પ્રેમ સ્વરૂપ પરમાત્માનું દર્શન કરવાની તીવ્ર—બલ્કે દર્દી—વૃત્તિ, પણ તે માટે ગ્રન્થી પંડિતાઇનો અત્યન્ત તિરસ્કાર, અને છેવટે સાક્ષાત્ અનુભવનો આનન્દ—ઇત્યાદિ સુરીવાદના સર્વ સૂર આ બે અગ્રેસરોના ઉદ્ગારમાં સંભળાય છે. બાળાશંકર કહે છેઃ

> જિગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છે.
> બધા સંસારથી એ યાર, એતબાર જૂદો છે
> અરે શું જાણશે લઝ્ઝત, પવિત્રીમાં પડી રહેતાં,
> પ્રિયાની પ્યાલિની મસ્તી, તણો કંઈ બ્હાર જૂદો છે.
> ગણું ના રાવ રાયાને, ગણું ના આખિ દુનિયાને;
> પરન્તુ જાન આ પર પ્યારિનો, અખ્ત્યાર જૂદો છે.
> હજારો બોધ મદીરે મહીં, નિત્યે ભલે થાજો;
> અમો મસ્તાનના ઉસ્તાદનો, દરબાર જૂદો છે.

મણિલાલ પણ કહે છેઃ

> ઉથામ્યાં ધર્મશાસ્ત્રોને—ગણાયો જ્ઞાની પંડિતમાં,
> ઠરી દૃષ્ટિ ન કો ઠામે, પ્રીતિ રીતિ અખંડિતમાં !
> હશે ક્યાં સત્ય દેખાડો, હશે શું સત્ય સમજાવો;
> રડી રે'વું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો.
> બધી દુનિયા જુવે જેથી ગયાં મુજ નેત્ર તે ફૂટી,
> બધી દુનિયાનું અજવાળું મને અંધારી તે ઊંડી !

જ હોય છે. કહેવાતા સદાચારીઓને સ્વાર્થ ઢોંગ લખા[illegible]. દોષોથી ભરપૂર, તેઇ, ઉપર કહ્યાં તેવાં ઉચ્ચ-ઉન્મત્ત હૃદયો ખળભળી ઊઠે છે-અને પ્રેમ સત્ય અને પરોપકાર, દુરાચારની ગાચમાં જુવે તો ત્યાં પણ એને ભેટે છે. વેશ્યાનું જીવન દુરાચારથી કલંકિત છે એની કોણ ના કહી શકશે ? છતાં, એના જ જીવનમાં પ્રેમ સત્ય અને પરોપકારનું દર્શન પણ શું નથી થતું? નથી જ થતું એમ જે આગ્રહ ધરાવે છે તે-ક્રાઇસ્ટના વિરોધી 'Pharisees'-છે એમ કહ્યા વિના ચાલતું નથી.

આટલું દિગ્દર્શન, આ 'ગઝલિસ્તાન'ના મુખ્ય કવિઓને યથાર્થ દૃષ્ટિબિન્દુથી અવલોકવા માટે જરૂરનું જણાવાથી અહીં કર્યું છે.

વળી આ સંગ્રહનો રસ ઠીક ઠીક લેવા માટે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. એ સંગ્રહકારે પોતે જ ઉપોદ્‌ઘાતમાં કહી છે, અને તે સારા શબ્દોમાં કહી છે-તેથી એ જ રૂપે અમે એ અત્રે ઉતારીશું.

'સારી કવિતા લખે તે બધા કવિ, એવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો દયારામ, બેશક ઊંચા વર્ગનો કવિ ગણી શકાય: પણ તેના આન્તર જીવનની સર્વોપરિ પ્રવૃત્તિ અથવા તેના હૃદયાન્તરના મૂલ પ્રવાહની સતતતા પરથી નિર્ણય કરીએ, **તો** તે **કવિ** નહીં, પણ **આશક** છે-**ભક્ત** છે. આપણા સમકાલીન અને સુપ્રસિદ્ધ-સ્વર્ગવાસી કલાપીના સંબન્ધમાં તે કવિ કે **સ્નેહી** એ ચર્ચા જુદા જુદા લેખકોએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી ઘણીવાર કરેલી છે; અને છતાં એનો નિર્ણય જાણે ઘણાને માટે હજી અપૂર્ણ રહેલો છે. **કવિતા** જેની **માશૂક** છે તે **કવિ;** કાલિદાસ, શેકસ્પીઅર, શેલી, ટેનીસન, પ્રેમાનન્દ અને દલપતરામ સુદ્ધાં, અલબત્ત, કવિ છે, કેમકે, **કવિતા** એ તેમની મનોરમા-**પ્રિયતમા** છે. 'કવિતા' એ કલાની દેવી છે, અને તેની ખાતર તેઓ લગભગ બધું સમર્પણ કરવાને તૈયાર છે. **નરસિંહ, મીરાં,** દયારામ, કલાપી કે પ્રેમનું દર્દી કોઈ પણ જિગર એ દેવીના ખાતર પોતે હૃદયથી સ્વીકારેલો પ્રેમજીવનનો ધર્મમાર્ગ એક તસૂ પણ, કદાપી, છોડી શકે નહીં, અને કાલિદાસાદિ કવિતા વગરના જીવનમાં ક્ષણ પણ જઈ શકે નહીં; આવો મૂલતત્ત્વનો તફાવત બહુ સ્પષ્ટ છે ત્યારે દયારામ અને કલાપી પ્રભૃતિને કવિમાં ગણવાનો આગ્રહ શા માટે ? તેમને **કવિ નહીં,** પણ **આશક** જ ગણવા એ સકારણ વાજબી લાગે છે. એમનાં હૃદયને, એમનાં જીવનને-ખુદ એમને, **કવિ** કહેવાથી શું આપણે ગેરઇન્સાફ કરતા નથી ? જિગરના લોહીથી લખેલા એમના અસ્ખલિત હૃદયોદ્‌ગારમાં પાંડિત્યનું પ્રદર્શન નહીં, પણ **સ્નેહનું** સ્વભાવિક દર્દ અને વિરહનું રૂદન ખુલ્લું છે. કલાના પૂજારીની પેઠે તે બહારથી નહીં પણ **અન્દરથી** ( from Within ) બોલનાર, છે એ આપણે વિચારી શકીએ: કવિ પ્રકૃતિમાં, ખેલતું, પ્રકૃતિથી ખીલતું અને પ્રકૃતિને પોષતું પ્રાણી છે; **આશક** અથવા **ભક્ત** પ્રકૃતિને વશ વર્તનાર નહીં, પણ તેને જીતવાને મથનાર-તેની સ્હામે થનાર છે, ઇલ્મ અગર અક્કલપરસ્તી એ કવિના અંતરંગમાં પ્રધાન છે: ઈશ્કપરસ્તી વગર આશકમાં બીજું તત્ત્વ હોતું નથી. જો, કવિતાને આત્મગાનના અર્થમાં લેઇએ તો પ્રેમભક્તિ

વવા પોતે અહર્નિશ મથે છે. કલાપી પ્રેમને જ જાણે છે. અને પરમાત્માને એમણે જાણ્યો હોય તો પ્રેમમાં જ જાણ્યો છે.

સંસ્કારમાં કલાપી બાળાશંકર અને મણિલાલની વચમાં છે. એમનું પ્રેમનું દર્દ મણિલાલ કરતાં વધારે વાસ્તવિક છે, અને બાળાશંકર કરતાં વધારે સંસ્કારી છે.—કદાચ વધારે તીવ્ર પણ હશે.

પ્રેમભક્તિ, લલિત વગેરેની ગઝલો પણ થોડી મનોહર નથી. પણ તેની તરેહ સાંપ્રદાયિક ગઝલનાથી જુદી છે: પ્રેમની કદર, અને સ્નેહીઓ સાથે હૃદયની આપ-લે છે; તો પણ એમાં સર્વત્ર પ્રેમની મસ્તી અને પ્રેમનાં દર્દ ગવાતાં નથી. રા. સાગરે જેને 'સ્નેહી' નહિ પણ 'કવિ' કહ્યા એ વર્ગના કવિમાં એ આવે છે, અને આ રીતે પ્રેમભક્તિ અને એમના અનુયાયીઓએ ગઝલનો વિષયપ્રદેશ વિસ્તાર્યો છે, એનાં જળ વધારે સ્વચ્છ શુદ્ધ અને શાન્ત વ્હેતાં કર્યાં છે.

અમારે આંગણે તો એકદા કોયલ હતી પેલી :  
છુપીને ડાળ બેઠી'તી, મધુર ગીત બોલતી ઘેલી.  
ઊંડા સ્મિત વેરતી રમતી નવલ રજની નભોમંડપ  
અને શશિરાજ સખીશીર્ષે સુહવતો જ્યોત્સ્નિકાવેલી.  
દિશાઓ ગાજતી ગીતે, ઉછાળા લેતું'તું હૃદય;  
સખિ! ક્હાં એ સુણું જઈને? ઉડી રમ કોકિલા રેલી.  
વિરલ અન્ધાર વરસી મેઘમંડળની ઘટા ડોલે;  
ડૂબી અન્ધારમાં અવની, ડૂબી સૌ પૂર્વની કેલી.  
પધારો ઓ હવે દિલબર! સુણાવો સુર ત્હમારા તે :  
ગહન નિઃશબ્દતા જગની નહીં તો ઉર જશે ફેલી.  
પ્હણે પણ જો! ગગનમાર્ગે અમીદીપ લઈ ઉભી તારા :  
જગતના સ્નેહીઓને નોતરે એની અમૃતરેલી.  
હજો અન્ધાર કે જ્યોત્સ્ના, હજો ગીતશબ્દ કે શાન્તિ :  
હૃદય ઉછળે હૃદય મળતાં, હૃદયઊર્મિ ન કો છેલી.  
ઉગી એ આશની તારા, નયન ચોટ્યાં ત્યહાં રૂહેશે :  
જીવનની તારલી! ત્હારે ઝરણ મુજ હોડી મ્હેં મ્હેલી.  
કદી તો તો સુહાગી સાડીમાં સન્તાઇને ત્હારી  
ભણીશ, સુખભાવ તુજ પીતાં, હૃદયની વાત, અલબેલી!  
કદી સુકુમાર ગુલસૌન્દર્યના તુજ તેજમાં, રસીલી!  
કહીશ, મધુહાસ તુજ ઝીલતાં, હૃદયની વાત અલબેલી:  
હૃદયની વાત અલબેલી.

'પ્રેમભક્તિ.'

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી !
**સોऽहं સોऽहं** સતી રટે **साहं साहं** કન્થ;
સેવે એક બીજાં સદા, એ સહચાર અનન્ત;
વિરહ–સહવાસની જાદૂઈ બલિહારી જ જૂદી !
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જૂદી !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
અબોલ આંખે સમજતાં વ્હાલપની કંઈ રીત;
અમીમય હૈયાં ઉમળકે થાય પરસ્પર લીન !
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !

'લલિત.'

છેવટે રા. સાગરના આ સંગ્રહ પરત્વે બે વાનાં કહેવાનાં રહે છે: (૧) આપણી ગઝલો આજ સુધી વીખરાએલી પડી હતી—કેટલીક તો જૂનાં ચોપાનીઆં સિવાય અન્યત્ર મળતી પણ નહતી—તે સર્વને આ સંગ્રહમાં પ્રસિદ્ધ કરીને ગૂજરાતી સાહિત્યના ઇતિહાસકારને રા. સાગરે સારી સરળતા કરી આપી છે. પરંતુ તે જ સાથે, બીજા દૃષ્ટિબિન્દુથી—ઇતિહાસકારના નહિ પણ સહૃદયના દૃષ્ટિબિન્દુથી—એટલું કહ્યા વિના રહેવાતું નથી કે ઘણી ગઝલોને આ સંગ્રહદ્વાર સ્થાયી જીવન ન મળ્યું હોત તો ચાલત. (૨) બીજું—એક કહેવાનું એ છે કે ગ. સાગરે કવિવાર ગઝલો ગોઠવી છે, તેને બદલે વિષયવાર—પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરિની પદ્ધતિએ ગોઠવી હોત તો સહૃદય વાચકને વધારે ગમત. ગઝલોનો પ્રધાન વિષય બહુધા એક જ—પ્રેમની મસ્તી—છે એ મુશ્કેલી કદાચ સંગ્રહકારને નડી હશે, પણ હું ધારૂં છું કે ઝીણાં ઝીણાં સામ્ય અને ભેદ લક્ષમાં ગણીને ગોઠવણ કરી હોત તો તે થઈ શકત—યત્ન કરવા જેવો હતો.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

---

# જાણવાજોગ આંકડા.

ઇમ્પીરિયલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં સર ફેઝલભાઈ કરીમભાઈએ આંકડા માગેલા તેના જવાબમાં સરકાર તરફથી નીચેની હકીકત પૂરી પાડવામાં આવી છે:+

| આયાત | ૧૯૦૮–૯ | હાલ. | વધારો. |
|---|---|---|---|
| જાવામાંથી— | રૂ. ૬૨૦·૨૧ લાખ. | રૂ. ૯૫૩·૯૧ લાખ. | ૫૪ ટકા |
| ,, ખાંડ— | ,, ૫૮૧·૬૮ ,, | ,, ૯૪૪·૧૮ ,, | ૮૦ ,, |
| જાપાનમાંથી | ,, ૨૧૪·૭૦ ,, | ,, ૪૦૬·૬૭ ,, | ૯૪ ,, |

+ આ આંકડા મૉડર્ન રિવ્યુમાંથી લીધા છે.

| જાપાનમાંથી આયાત. | ૧૯૧૦ | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
|---|---|---|---|---|
| દીવાસળી | ૧,૧૧૦,૦૦૦ યેન × | ૧,૩૬૦,૦૦૦ યેન | ૧,૭૮૦,૦૦૦ યેન | ૩,૦૦૦,૦૦૦ યેન |
| ટોપા | ૧૫૮,૦૦૦ | ૧૮૧,૦૦૦ | ૯૯૩,૦૦૦§ | |

* *

| જર્મનિ | ૧૮૯૧ | ૧૯૦૧ |
|---|---|---|
| જનાવર માટે કાચા માલની આયાત | પાઉંડ [illegible] | ૧૭૨,૮૫૦,૦૦૦ |
| તૈયાર માલની ,, | ,, ૮૬,૨૫૦,૦૦૦ | ૯૬,૪૦૦,૦૦૦ |
| અનાજ, ઢોર, અને વિલાસની ચીજોની ,, | ,, [illegible],૪૫૦,૦૦૦ | ૧૧૭,૨૦૦,૦૦૦ |
| કાચા માલનો નિકાસ | ,, ૩૬,૧૧૦,૦૦૦ | ૭૦,૧૦૦,૦૦૦ |
| તૈયાર માલનો ,, | ,, ૧૦૮,૯૦૦,૦૦૦ | ૧૯૧,૨૦૦,૦૦૦ |
| અનાજ અને વિલાસની ચીજોનો | ,, ૨૦,૭૦૦,૦૦૦ | ૨૫,૩૭૦,૦૦૦ |

* * *

* આ આંકડા જાપાન મૅગેઝીનમાંથી મૉડર્ન રિવ્યુમાં ટાંક્યા તે અહીં ઊતાર્યા છે.

× યેન=રૂ. ૧-૮-૭.

§ આ ઉપરાંત સ્ટ્રેટ સેટલમેન્ટ અને હોંગકોંગ ગીતર્ગતે અહીં ચઢેલા તે.

## *Attempts to Define the Highest.*

Our God.—Whatsoever we value highest. — Sibbes.

* * *

A Personal God.—The "Thou" of our prayers. — J. Muller.

* * *

God of Hegel.—A German pedant on the throne of the world. — Menzel.

* * *

The Godhead.—Deity conceived according to His own nature, as He is from within and for Himself. — Dr. A. M. Fairbairn.

* * *

The unknown God.—The final term of Hellenism, as of all the religions of the old world. — Pressense.

* * *

The Idea of God.—An invincible belief and inalienable attribute of our nature; in logical order the first of our ideas. — Vinet.

* * *

The idea of our own spiritual nature, purified and enlarged to infinity. — Channing.

* * *

Belief in God.—The greatest thing allowed to mankind, the germ of every lesser greatness. — Dr. Martineau.

* * *

The Essence of God.—That which Himself only knows, which every human soul feels, although it cannot express. — Novatian.

* * *

God of the Philosophers.—Power without personality, essence without feeling, gulf of existence, terror of the imagination and the heart. —Vinet.

* * *

God in Nature.—Power, majesty, beneficence; in our sinful humanity—conscience, with trembling apprehensions of the divine justice; in Christ—fatherhood, justice, mercy, love, tenderness, forgiveness, sacrifice. — E. H. Sears.

* * *

God.—The Father and the Founder of all that exists, older than the sun, older than the sky, greater than all time, than every and than all the works of Nature, whom no words can express, whom no eye can see. — Maximus of Tyr.

Reg. No. B. 463

# વસન્ત

इदं सत्यं सर्वेषां भूताना मध्वस्य सत्यस्य … नि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायम … मयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૩. અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૭૦

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્‌એલ્. બી.

પુનાની મહિલા પરિષદ્‌ના પ્રમુખ સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી એ નું ભાષણ ૨૫૩
(સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી. એ.)

પ્રાસંગિક નોંધ. ૨૫૯
(પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ એલ. બી.)

જપાનની કેળવણી. ૨૮૫
(રા. રા. રંગીલદાસ એમ. કાપડીયા.)

એક સ્વપ્ન. ૨૯૧
(રા. રા. નરભેરામ જમીયતરામ મ્હેતા.)

પર્યાવલોકન. ૨૯૫
(પ્રો. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર. બી. એ.)

પ્રાચીન ગુજરાતીનો વિભક્તિવિભાગ તથા વાક્યપ્રકાર ઓક્તિ- ૨૯૭
(રા. રા. સી. ડી. દલાલ. બી. એ.)

"બીજા ઓષ્ઠો અને બીજાં હૃદયો." ૩૦૪
(રા. રા. ચાપશી વિઠ્ઠલદાસ ઉદેશી)

વ્યાઘ્રાચાર્ય બૃહલ્લાંગલ. ૩૦૫
(રા. રા. નવિનચન્દ્ર નરસિંહરાવ દીવટિયા)

અનુપૂર્તિ–'ખંભાત' વિષેના પુરવણી લેખની ૧–૨ ૩૧૦
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ.)

પ્રાચીનકાળમાં ભરતખંડના દેશોનાં નામ
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.)

…ન પ્રાન્તીય

વસન્ત માટે સૌ. વિદ્યાગૌ…

અમદાવાદ—ધી યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મા મોતીલાલ

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થા જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવા શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અમને લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય-પણ પાછુ લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

## લવાજમનો દર.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ.
અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનંતિ.

than all
eye can see

ગ્રાહકો એ કૃપા કરી લવાજમ અગાઉથી મોકલી દેવું. વસન્તનું કદ વધારવામાં આવ્યું છે તે ચુકવવામાં ગ્રાહકો તરફથી અમને આટલી અનુકૂળતા મળવાની જરૂર છે.

વ્યવસ્થાપક.

Reg. No. B. 463



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૭૦

## પુનાની મહિલાપરિષદ્‌નાં પ્રમુખ સૌ. વિદ્યા રમણભાઈનું ભાષણ.

સન્નારીઓ,

આજની સભાનુ અધ્યક્ષસ્થાન મને આપ્યુ છે તે માટે હું આપ સહુની આભારી છું. એ સ્થાનને યોગ્ય કાર્ય મારાથી થઈ શકશે નહીં તેમ જ પુના શહેરમાં એ સ્થાનનું કાર્ય વધારે સંતોષકારક રીતે કરે એવી સન્નારીઓ છે તે હું જાણું છું. તે છતાં આપની ઇચ્છાને અનુકૂળ થવું અને આપણી બહેનોની ઉન્નતિના કાર્યમાં આપ કહો તે રીતે મારે ભાગ લેવો એવી મારી ફરજ સમજું છું.

પ્રથમ તો હું મરાઠી ભાષામાં વ્યાખ્યાન નહીં કરી શકું તે માટે તમારી માફી માગું છું. મરાઠી ભાષામાં વ્યાખ્યાન કરી શકત તો જેટલું તમારી સાથે વિચારમાં મારૂં ઐક્ય છે તેટલું શબ્દમાં પણ થાત. હું આશા રાખું છું કે એવો સમય પણ આવશે કે મહારાષ્ટ્ર અને ગુજરાતની સ્ત્રીઓ એક બીજાની ભાષા બોલી શકશે તથા આવાં સંમેલનો તે પુરુષો તેમ જ સ્ત્રીઓમાં પ્રાન્તીય ભાષાનું જ્ઞાન વધારવામાં સહાયભૂત થશે. હિંદુસ્તાનની મુખ્ય પ્રાન્તીય

* આ ભાષણ મૂળ અંગ્રેજીમાં હતું, તેનું ગૂજરાતી ભાષાન્તર વસન્ત માટે સૌ. વિદ્યાગૌરીએ પોતે કરી આપ્યું છે.

બાપાઓ તે હિંદવાસીઓના શિક્ષણનો ભાગ હોવો જોઇએ આ પ્રમાણે મનની બાપાના અજ્ઞાનથી અરાજા લોઈ અંગ્રેજી ભાષામા આપ સમજ બોલીશ

મનારીઓ, આપણા દેશની સ્ત્રીઓનુ હિત કેવી રીતે સાધી શકાય તથા તેઓ પ્રજાના ઉત્કર્ષના કાર્યોમા કેવે પ્રકારે સહાયભૂત બની શકે તે બાબત પર વિચાર કરવા આપણે અત્રે એકત્ર થયા છીએ એક વખત એમ પણ મનાતુ હતુ કે ઘર બહાર, દેશને લગતા બીજા વિષયોમા આપણે કર્તવ્યનુ સ્થાન જ નથી સુભાગ્યે તેવી માન્યતા હવે રહી નથી અને દેશોન્નતિના કાર્યોમા સ્ત્રીઓની સહાયતાની જરૂર મનાઈ છે એટલું જ નહીં પણ તે કાર્યોમા સ્ત્રીઓ વિના ચાલે તેમ જ નથી એમ માનવામા આવે છે આ પરિણામના બે કારણો છે સ્ત્રી જાતિની પદવી વિશે ઉચ્ચ વિચારો દાખલ થયા છે તે એક કારણ અને આપણામાના ગ્લીટ બહેનોએ લોકસેવાનુ કાર્ય આદર્યું છે તે બીજુ કારણ છે જે વેળાએ આવા કાર્ય કરવા સ્ત્રીઓ યોગ્ય નથી એમ સામાન્ય અભિપ્રાય હતો તે વેળા તેના કાર્યોનો આરભ કરી લોકકલ્યાણની ભાવના અને હિમત બતાવી તે કરવામા તેઓએ પોતાની લાયકાત સિદ્ધ કરી આપી છે

આપણુ પોતાનુ હિત સાધવા માટે તેમ જ દેશની પ્રગતિના સાધનોમા આપણું યોગ્ય સ્થાન લેવા માટે પ્રથમ તૈયારી શિક્ષણ છે આપણા દેશમા સ્ત્રીશિક્ષણ ઘણુ પછાત છે, તથાપિ હાલમા મને જે શુભ ચિહ્નો દેખાય છે તે પરથી માલમ પડે છે કે પુરુષોના શિક્ષણ જેટલી જ સ્ત્રીઓના શિક્ષણની આવશ્યકતા સ્વીકારવામા આવે છે, તથા તેમા સગાન વધારો થતો જાય છે મુબાઈ ઈલાકાના ત્રણ પ્રાતો–સિધ, ગુજરાત અને દખણ–મા હિંદુ સ્ત્રીઓની ગણતરીમા દખણ સહુથી વધારે આગળ વધેલુ છે વળી મારે એટલું ખાસ કહેવુ જોઇએ કે દક્ષિણની સુશિક્ષિત સ્ત્રીઓએ પોતાના જીવનની સાદાઈ, દઢનિશ્ચ, તથા ઉચ્ચતા વડે હિંદની સ્ત્રીઓના શિક્ષણથી ખાસ મહત્ત્વની પ્રાપ્તિ થઈ શક્ય છે તે સિદ્ધ કરી બતાવ્યુ છે

આપણા દેશના સ્ત્રીઓના શિક્ષણના હજી ઘણો વિકાસ કરવાની જરૂર છે અને તેમના શિક્ષણના સાધન વધારવાને તેમ જ જે સાધનો છે તેનો લાભ લેવા માટે હજી ઘણું કરવાનું છે. દરેક ગામગામમા તથા શહેરોના દરેક ભાગમા પ્રાથમિક કન્યાશાળાઓની જરૂર છે તે વડે સ્ત્રીશિક્ષણની આવશ્યકતા સમજનારને પ્રાથમિક શિક્ષણ મળી શકે અને તે ન સમજનારને તેની જરૂરીઆત માલમ પડી શકે તેમ છે સરકારે પ્રાથમિક શિક્ષણ વધારવાને મોટી યોજનાઓ કરી છે અને તેમા કન્યાઓની શાળાઓનો પણ સમાવેશ કરવામા આવ્યો છે એ કબુલ કરવુ જોઇએ આ પ્રકારની શિક્ષણ સબધી યોજનાઓથી આપણે માથે નવી જવાબદારી ઉભી થાય છે તે એ કે નિશાળે જઈ શકે તે ઉમરની છોકરીઓને નિશાળે મોકલવાનું તેમના માબાપને સમજાવી જેમ બને તેમ શિક્ષણ લેનાર કન્યાઓની સંખ્યામા વધારો કરવો.

પરતુ પ્રાથમિકશાળાઓની સખ્યા વધે તેટલાથી જ સ્ત્રીશિક્ષણનો કાર્યક્રમ સમાપ્ત થતો નથી પ્રાથમિક શિક્ષણથી આગળ શિક્ષણ વધારવુ જોઇએ, કારણ કે શિક્ષણની મર્યાદા

બાંધી શકાય તેમ નથી તેમ તે બાંધવી જોઇએ પણ નહીં.' સ્ત્રીઓનું શિક્ષણ સામાન્ય રીતે પહેલે પગથીએથી જ એટલે પ્રાથમિક શિક્ષણથી સમાપ્ત કરવામાં આવે તો એ શિક્ષણની વાસ્તવિકતા રહે જ નહીં. સ્ત્રીને ઘરમાં પુત્રી, બહેન, પત્ની અને માતા તરીકે જે કર્તવ્યો બજાવવાનાં છે તેને માટે તથા ઘર બહાર દેશના અંગ તરીકે જે ફરજો તેને બજાવવાની છે તેને માટે ઉદાર કેળવણીથી પ્રાપ્ત થતી બુદ્ધિની સંપત્તિની જરૂર છે. તેથી દરેક મોટા શહેરમાં મધ્યમ શિક્ષણની શાળાઓ તેમ જ હાઇસ્કુલો કન્યાઓને માટે જોઇએ. જ્યાં એવાં શિક્ષણનાં સાધનો છે ત્યાં વધારે ને વધારે કન્યાઓ તેનો લાભ લે છે. અને એ સંબંધમાં લોકમત હાલ એવી સ્થિતિએ આવી પહોંચ્યો છે કે કન્યાઓ માટે અંગ્રેજી સ્કુલો દેશમાં સર્વત્ર ખોલવામાં આવે તો તમનું શિક્ષણ એકદમ આગળ વધે. આ સાધનની જરૂરીઆત બહુ અગત્યની છે એમ સરકારની સમક્ષ મુકાવું જોઇએ. છોકરીઓને માટે જે વિષયો ખાસ જરૂરના છે તે તેમના શિક્ષણક્રમમાં આવવા જ જોઇએ.

તે જ પ્રમાણે આર્ટસ તથા મેડીકલ કોલેજોમાં શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે, અને તે બંને માટે સ્ત્રીઓની ખાસ કોલેજો જોઇએ એમ સૂચના પણ વારંવાર કરવામાં આવે છે. જુદી કોલેજોના વિષયમા કાંઇક મતભેદ છે તથાપિ કોલેજોમાં શિક્ષણ લેતી બાળાઓને રહેવા માટે સારી હોસ્ટેલોની, જ્યાં તેઓ સારા સહવાસમાં રહી શકે તેવી સગવડની ખાસ જરૂર છે.

જે સ્ત્રીઓ નાનપણમાં શાળામાં પુરતું શિક્ષણ ન લઈ શકી હોય તેમને માટે (તેવાંઓની સંખ્યા હજી કેટલાક વખત સુધી મોટી રહેશે.) 'હોમ-ક્લાસીસ' એટલે ઘેર શિખવવાના વર્ગ અને 'વર્ક-ક્લાસીસ' અર્થાત્ હુનરકળા શિખવવાના વર્ગ ઘણે ઠેકાણે કાઢવામાં આવ્યા છે અને તેમાં સારૂં કામ થાય છે. આવી સંસ્થાઓનો વધારો થવો જોઇએ અને શિક્ષણ પામેલી સ્ત્રીઓને લોકહિત કરવાની પ્રવૃત્તિનુ સાધન એ સંસ્થાઓ બનવી જોઇએ.

જે જે સુધારણા દાખલ કરવાની આપણે ઇચ્છા રાખતાં હોઇએ તે સર્વનો પાયો શિક્ષણ છે અને તેથી જ તે સબંધે આટલું કહેવામાં આવ્યુ છે. શિક્ષણ પછી લગ્નનો પ્રશ્ન આપણે વિચારીએ. આપણા દેશમાં દુર્ભાગ્યે કાંઇક સૈકાથી લગ્ન સંબંધી ખોટા વિચાર દાખલ થઈ ગયા છે અને તેનાં અત્યંત અનિષ્ટ પરિણામ થયાં છે. લગ્નની આ ભૂલ ભરેલી પદ્ધતિને લીધે સ્ત્રી જાતિને વધારે દુઃખ ખમવું પડયું છે. તેમનો શારીરિક તથા માનસિક વિકાસ અટકી પડે છે, તેમના સ્ત્રીત્વનું ગૌરવ ઘુવાઈ જાય છે, મનુષ્ય તરીકેના તેમના હક નષ્ટ થાય છે અને તેમની પદવી પશુ સરખી બને છે. બાળલગ્ન, બાળપણમાં માતૃત્વ, કન્યાવિક્રય, નાની કન્યાઓનાં ઘરડા વર સાથે લગ્ન, ફરજીઆત, વૈધવ્ય, અનેક પત્ની સાથે લગ્નઃ આ સર્વ અને એવી બીજી રૂઢિઓથી સ્ત્રીઓ પર નિર્દયતા અનેક અન્યાય પ્રવર્તા છે. એ રૂઢિઓને પરિણામે લગ્નના વિષયમાં સ્ત્રી જાતિના સુખ તરફ કેવળ બેદરકારી થઈ ગઈ છે. આ કૃત્રિમ, અમાનુષી અને અનિષ્ટ પદ્ધતિના ફળ રૂપે પ્રજાની જે અધોગતિ થઈ છે તે એટલી સુવિદિત છે કે આ સ્થળે તેનું વર્ણન કરવાની જરૂર નથી. પ્રાચીન કાળની લગ્ન સંબંધી

તથા સ્ત્રીઓની પદવી સંબંધી ઉચ્ચ ભાવના કેવળ ભૂસાઈ ગઈ છે, અને આપણા સંસારની જે ગાઢ અવનતિ થઇ છે તેનો વિચાર કરતાં ખેદ થાય છે. સુભાગ્યે અર્વાચીન સમયની કેળવણીની શરૂઆતની સાથે આપણા દેશીઓની આંખ ઉઘડી છે અને આવાં અનિષ્ટ દૂર કરવા સારૂ સંસારસુધારાની સંસ્થા શરૂ થઈ છે. તેના પરિણામમાં ધીમેધીમે સુધારો થતો આવે છે અને લગ્નની બાબતમાં પરણનાર વરકન્યાનું સુખ તે પ્રથમ વિચારવાની બાબત છે એ સહેલી પણ ભૂલી જવામાં આવેલી વાતની વાસ્તવિકતા સ્વીકારવામાં આવે છે. સંસાર સુધારાની સંસ્થાએ જે કાર્યક્રમ શરૂ કર્યો છે તે આપણને આદરણીય છે અને સંસાર સુધારા સમાજમાં જે ઠરાવો વખતોવખત પસાર થયો છે તેમાં આપણી સંમતિ છે. એક જરૂરી બાબતમાં સુધારો સ્પષ્ટ રીતે થએલો છે અને તે જોઇને આપણને સંતોષ થાય છે. છોકરા અને છોકરીના લગ્નની ઉમરમાં વધારો થાય છે. એ નિર્વિવાદ છે. એકવાર એવું મનાતું કે પંદર સત્તર વરસનો છોકરો પરણ્યો ન હોય તો તેના કુટુંબની આબરૂ ઓછી ગણાય અને દસ વરસ પહેલાં છોકરી ન પરણાવી હોય તો તેનાં માબાપ દોષમાં પડે. હવે આ ઉમર પછી ઘણે વખતે લગ્ન કરવામાં આવે છે અને જે ફેરફાર એકવાર હેબતાવી નાંખનારો ગણાતો તે સામે હવે કોઈ વિરોધ પણ દર્શાવતું નથી. ગઈ કાલની સંસાર સુધારા સમાજની બેઠકમાં પસાર થએલા ઠરાવમાંનું લગ્ન વખતે છોકરાની ઉમર ઓછામાં ઓછી એકવીસ વર્ષની અને છોકરીની ઉમર ઓછામાં ઓછી સોળ વર્ષની રાખવાનું ધોરણ વ્યવહારમાં મુકતાં ઘણી મુશ્કેલી પડે તેમ નથી. આ ઠરાવને આપણી તરફથી પૂર્ણ અનુમોદન મળવું જોઇએ. આ સ્થળે આપણે યાદ રાખવું જોઇએ કે વર્ષોનાં વર્ષો સુધી અનિષ્ટ અને બુરા રીવાજોનું અનુસરણ કરવાથી તે રીવાજો માટે પ્રીતિ ઉત્પન્ન થાય છે. અને સ્ત્રીજાતિ કેળવણી ન પામવાને લીધે એ રીવાજથી જે નુકસાન તેમને પોતાને થાય છે તથા જે ખરાબ પરિણામ આવે છે તે જોઈ શકતી નથી અને એ રીવાજો કાયમ રાખવા માટે સ્ત્રીઓ જ આગળ પડે છે. આ બાબતની સુધારણા માટે સ્ત્રીઓ તરફથી વિરુદ્ધતા દર્શાવવામાં આવે છે તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી એ આપરથી જણાશે. તે માટે સંસાર સુધારો લોકપ્રિય કરવાની તેમ જ પુરુષોને એ કાર્યમાં સહાયતા કરવાની આપણી જવાબદારી આપણે સ્ત્રીઓએ સમજવી જોઇએ.

લગ્નની પદ્ધતિને લગતો એક જુનો રીવાજ છે જે હાલના સમયમાં વધારે દૃઢ થવાનો સંભવ છે અને તે માટે સાવચેતી લેવાની તેમ જ તેના સામા થવાની જરૂર છે. લગ્ન વખતે વર તરફથી કન્યાનાં માબાપ પાસે નાણાંની ભારે રકમો માગવાના રીવાજ વિશે મારૂ આ કહેવું છે. હાલમાં બંગાળામાં બે છોકરીઓએ, પોતાનાં માબાપ તેમને માટે આ પ્રમાણે પૈસા ખરચવા અશક્ત હોવાથી બળી મરીને આપઘાત કરેલા તે દૃષ્ટાંત આપણી આગળ તાજાં જ છે. આત્મહત્યા એ નિન્દ્ય વર્તન છે પરંતુ આ ખેદકારક અને દયાજનક બનાવો 'હુંડા' અથવા પહેરામણીને નામે પ્રચલિત થયેલા રીવાજ પર ભડકા જેવો પ્રકાશ પાડી તેનું ઘોર સ્વરૂપ પ્રકટ કરે છે; આગળના જમાનામાં આ દુષ્ટ રીવાજ કુળના ઓઠા તળે પ્રવર્તમાન હતો; હાલ, લગ્નની ગોઠવણમાં ભણેલા વરની વધારે અંકાય છે તે કારણથી એ

રીવાજે જોર પકડ્યું છે. પોતાની છોકરી માટે સુશિક્ષિત વર મેળવવાની માબાપની ઇચ્છા સ્વાભાવિક છે. પરંતુ લગ્નનો સંબંધ કરવામાં શિક્ષણ એ પૈસાનું સારું કરવાનું સાધનભૂત થાય અને ભણેલો છોકરો પોતાને વેચવા ઇચ્છે એ તિરસ્કારપાત્ર છે. આ દુષ્ટ રીવાજને જડમૂળથી ઉખેડી નાંખવા પ્રયાસ કરવો જોઇએ. કુટુંબની સ્ત્રીઓ પોતાના છોકરા માટે પૈસા માગવાનું અને પોતાની છોકરીઓ સારૂ પૈસા આપવાનું બંધ કરે તો આ રીવાજનો અંત જલદી આવી શકે.

લગ્નનો વિષય પૂરો કરતાં પહેલાં લગ્ન પ્રસંગના કેટલાક રીવાજોથી જે ભારે ખર્ચ થાય છે તે તરફ લક્ષ આપીએ. આ ખર્ચ સાધારણ સ્થિતિનાં માણસપર બોજારૂપ થઈ પડે છે અને ઘણી વેળા તેથી તેઓ નાણાં સંબંધી ઘણી ભીડમાં આવી જાય છે. આ રીતરીવાજો લગ્નના ખરાપણા માટે આવશ્યક નથી અને જુના રીવાજો પાળવાના સંતોષ સિવાય બીજો કાંઈ આનંદ આપનાર નથી. એમાંના ઘણા તો કટાળા ભરેલા હોય છે અને જે પ્રસંગે માત્ર હર્ષ પ્રવર્તવો જોઇએ તે પ્રસંગે કલહ ઉત્પન્ન કરે છે. ચાલતી આવેલી રૂઢિઓના સ્તંભરૂપ આપણે સ્ત્રીઓ ગણાઇએ છીએ તો આપણે જ એ નકામી પરંતુ ખર્ચાળ રીતો બંધ કરીએ તો એ ચાલ બંધ પડી જાય.

આપણા દેશની સ્ત્રીઓએ લોકસેવાનાં કાર્ય કરવા માંડયાં છે તે વિશે મેં આગળ કહ્યું છે. પોતાને જેટલી નવરાશ મળે તેટલી પોતાના બંધુઓની સેવામાં ગાળવાની જરૂર માટે જેટલું કહીએ તેટલું થોડું છે. સમાજસેવા એ ગૃહકાર્ય જેટલી જ ઉત્તમ છે. અને માંદાં તથા દરિદ્ર તરફ દયાભાવ દર્શાવવા, દુઃખી તેમ જ અસ્વસ્થ ઘરમાં શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત કરાવવાના, સ્ત્રીઓ તથા બાળકોનાં શિક્ષક થવાના, તથા અજ્ઞાન, ભ્રમિત થએલાં, વિમાર્ગે ગએલાં તથા અધઃપાત પામેલાંની ઉન્નતિના કામ માટે સ્ત્રીજાતિની વિશેષ યોગ્યતા છે. નિર્બળ અને પીડાતાં મનુષ્યો તરફ સ્નેહ અને માયા બતાવવી એ સ્ત્રીજાતિનો ખાસ અધિકાર છે. અને એ અધિકાર વાપરવાનું સ્થાન ગૃહ તથા ગૃહ બહારનું જગત્ છે. સ્ત્રીઓના કર્તવ્યના આ પ્રદેશની શક્યતાના પ્રમાણ તરીકે વિધવાશ્રમ, સેવાસદન, વનિતાવિશ્રામ વગેરે સંસ્થાઓ જે સુકાર્ય કરે છે તેની ગણના કરવી બસ છે. આપણાં ગૃહકાર્યો, જે આપણાં પ્રથમ કર્તવ્ય છે તે કરતાં જો અવકાશ મળે તો આવાં પરોપકારનાં અને પુણ્યનાં કામ જે સામાજિક સેવાને નામે ઓળખાય છે તે કરવાની આપણી ફરજ છે એમ નિશ્ચય કરવો જોઇએ.

સામાજિક સેવા ગૃહકાર્યને પરિપૂર્ણ કરનાર વિભાગ છે એમ કહેવામાં આવ્યું છે. ગૃહકાર્યનો એક મહત્ત્વનો ભાગ તે બાળકોને ઉછેરવાનું કાર્ય છે. સ્ત્રીજાતિના અધિકારનું આ ઘણું અગત્યનું કાર્ય છે. મનુષ્યપ્રજા પર માતાનો હાથ અંકિત થએલો હોય છે અને માની સત્તા તે તેનાં બાળકપર જન્મભર સત્તા ચલાવનાર બળ છે. તે માટે ભવિષ્યની પ્રજાના ચારિત્ર્યનો પાયો મજબુત અને ખોડ વિનાનો થવાની ખાસ જરૂર છે. ઉત્તમ ચારિત્ર્ય રચાય એવા ધોરણપર બાળકોને ઉછેરવાં જોઇએ. મનને કેળવવું એ એક કળા છે અને તે

યથાયોગ્ય કરવા સારૂ શાસ્ત્રીય પદ્ધતિથી તે કેળવવું જોઇએ. સ્ત્રીઓને બાળકો પ્રિય હોય છે પણ તેઓ પ્રિય હોય એટલું બસ નથી. બાળકો માટેનો આપણો સ્નેહ તેમને યોગ્ય રીતે ઉછેરવાના સાધનરૂપ હમેશ બનતો નથી. તેમનાપર સ્નેહ રાખવા ઉપરાંત, મનુષ્યનું મન કેવી રીતે ઘડાય છે, મનપર કેવી રીતે સંસ્કારોની છાપ પડે છે, સ્મરણો કેવી રીતે રહે છે, અને ઉચ્ચ આશય પૂર્ણ કરવાની ઇચ્છા કેવી રીતે પેદા થાય છે, તે સર્વ આપણે જાણવાની જરૂર છે. માટે આ વિષયની મહત્તા ધ્યાનમાં રાખવી જોઇએ અને તેનું જ્ઞાન વધારવા બનતો પ્રયાસ કરવો જોઇએ.

વિધવાઓની દશા સુધારવાના મહાન પ્રશ્ન સંબંધે મૌન ધારણ કરવું ઉચિત ગણાશે નહીં. સામાન્ય રીતે વિધવાઓનાં જીવન કેટલાં દુઃખપૂર્ણ હોય છે તેનું ચિત્ર દોરવા મારાં વચનોની જરૂર નથી. લગ્ન સંબંધી ભૂલ ભરેલા જે વિચાર સંબંધે મેં ઉપર કહ્યું છે તે, વિચારોને પરિણામે વિધવાઓ તરફ ભારે અન્યાય અને નિર્દય વર્તન દાખલ થયાં છે અને તેમને જીદગીના અંત સુધી દુઃખમાં રીબાવું પડે છે. આ દુઃખમાં જાણે અપમાનથી વધારો કરવાના હેતુથી એવું મનાય છે કે વિધવાઓ તે શાપરૂપ છે અને તેમનું અસ્તિત્વ અમંગલસૂચક છે. આ અન્યાયનાં પરિણામમાં આપણા સમાજમાં જે અસદ્વર્તન આવ્યું છે તે તેની શિક્ષારૂપ છે. પુરુષોએ જે દૃષ્ટિબિન્દુથી સ્ત્રીઓને માથે ફરજીઆત વૈધવ્યનો નિયમ નાંખ્યો છે તેને લીધે તથા જીવનસુખનાં સામાન્ય સાધનો પણ તેમને ન આપવાને લીધે આ અનિષ્ટ પરિણામ ઘણે ભાગે આવેલું છે, એ બેશક ખરૂં છે; પરંતુ એ અનિષ્ટ પરિણામ ઘણો વખત ચાલુ રહેવાને લીધે સ્ત્રીઓની દૃષ્ટિએ પણ તેમાં પવિત્રતા લાગવાથી એ અનિષ્ટતામાં વધારો થયો છે. તેથી આ પ્રશ્નને તેના ખરા સ્વરૂપમાં લક્ષમાં લેવો એ આપણી ફરજ છે. અર્થાત્ મનુષ્યજાતિના જન્મથી મળેલા હક-સ્વતંત્રતા અને સમાનતા-તે વિધવાઓના પણ છે; તેમનાપર પડેલી આફતનુ નિવારણ કેવી રીતે કરવું તેનો નિર્ણય કરવાનો અધિકાર તેઓનો જ હોવો જોઇએ, જે વિધવાઓ ફરી લગ્ન કરવા ઇચ્છતી હોય તેમને સતત વૈધવ્ય પળાવવાની ફરજ પાડવી જોઇએ નહીં; જીવનનાં સાધારણ સુખ સગવડ તેમને માટે બંધ કરવાં જોઇએ નહીં; અને જે વિધવાઓ તંગીમાં હોય તેમને ગુજરાનનાં શિષ્ટ અને આબરૂદાર સાધનો કરી આપવાં જોઇએ: આ સર્વ સ્વીકારવાની આપણી ફરજ છે.

હવે હું મારૂં વ્યાખ્યાન પૂરૂં કરૂં છું. તેમ કરતા પહેલાં, એવી આશાના ઉદ્ગાર કાઢવાની રજા લઉં છું કે આપણા દેશની સ્ત્રીઓ થોડા સમય પછી જાગ્રત થઈ પોતાના હક તથા જવાબદારીઓનું ખરૂં સ્વરૂપ સમજતી થાય, તેમના જે હક હોય તે તેઓ પ્રાપ્ત કરે, અને દેશોદ્ધારના મહાન કાર્યમાં પોતાના પતિ, ભાઈ તથા પુત્રોની સહકારી તરીકે દેશમાં સર્વત્ર સત્કાર પામે.

[ સૌ. વિદ્યા રમણભાઈ ]

---

# પ્રાસંગિક નોંધ.

**સંસારસુધારા પરિષદ્**

આ વર્ષે પૂનામાં મળેલી સંસારસુધારાપરિષદ્‌ના કાર્ય સંબન્ધે એ મત પડ્યા વિના નહિ રહે. દરવર્ષે મળવું, મુખે ભાષણો કરવાં, અને કાગળ ઉપર ઠરાવો નોંધવા—એમાં પરિષદ્‌નું કાર્ય સમાપ્ત થતું નથી. સુધારો બોલવામાં નહિ, પણ કરવામાં રહ્યો છે, અને 'સુધારાવાળા' બોલે છે એક અને કરે છે જુદું—એ આક્ષેપ દૂર કરવા માટે પરિષદે સુધારક મંડળમાં માત્ર એવા જ પુરુષોને સ્વીકારવા જોઇએ કે જેઓ પોતાના વિચાર આચારરૂપે મૂર્તિમન્ત કરવા તત્પર હોય. આવા હેતુથી આ વખત સુધારાની સિદ્ધાન્તમાળા રચવામાં આવી હતી, અને એના કુલ સાત સિદ્ધાન્તમાંથી જે ઓછામાં ઓછા પાંચ સિદ્ધાન્ત સ્વીકારવા અને તે પ્રમાણે વર્તન કરવા કબૂલ હોય તેવાને જ આ પરિષદ્‌માં સત્કાર આપવામાં આવ્યો હતો * આ આગ્રહનું કારણ એમ જણાવવામાં આવે છે કે **'एकश्चन्द्रस्तमो हन्ति न च तारा गणैरपि'** + એ ન્યાયે સેંકડો નિર્વીર્ય સુધારકોનું ટોળું ભેગું કર્યા કરતાં, શૂરવીર પાંચ-પચીસ સુધારકોની બેઠક વધારે સારી.

વળી, સંસારસુધારાપરિષદ્‌ના આ નવા ઉપક્રમને અનુસરી, સર્વ જ્ઞાતિના સુધારકોનું એક પંક્તિએ ભોજન પણ કરવામાં આવ્યું હતું. અને એમાં આશરે ત્રણસો સ્ત્રીપુરુષ ડેલિગેટોએ ભાગ લીધો હતો એમ વર્તમાનપત્ર ઉપરથી જણાય છે. ડેલિગેટોમાં ગૂજરાતીઓની સંખ્યા જૂજ હતી, અને જેટલા હતા તેમાંના ઘણાખરા સુધારાના અગ્રેસર અને ઉત્સાહી હોવાથી તેઓ આ ભોજનમાં સંકોચ વગર ભળ્યા હતા.

પૂનાની સંસારસુધારાપરિષદ્‌ની ખાસ જાણવાજોગ હકીકત આટલી છે. તે સિવાય તો, દરવર્ષની માફક સુધારાના ઠરાવો રજુ કરવામાં આવ્યા હતા, અને પાસ કરવામાં આવ્યા હતા—જે વિષે આ ટૂંકી નોંધમાં કાંઈ લખવાની જરૂર નથી. હવે, આ વખતની ખાસ હકીકત ઉપર વિચાર કરતાં, સુધારાની સફળતા ઇચ્છનાર હરેક જણને પ્રશ્ન થયા વિના નહિ રહે કે પૂનાની પરિષદે ગ્રહણ કરેલો આ નવો માર્ગ હિતકારક છે કે કેમ? આ પ્રશ્નનો એક બાજુનો ઉત્તર તો ઉપલા પૅરેગ્રાફમાં અપાઈ ગયો. એની બીજી બાજુ પણ જરા જોવા જેવી છે.

---

* એ ઉપરાંત, જુદાં જુદાં ગામોમાં સુધારા મંડળના પ્રતિનિધિઓને દાખલ કરવામાં આવ્યા હતા. પણ તેઓ પૂર્વોક્ત નિયમ કબૂલ કરીને જ પરિષદ્‌માં ભાગ લેવા ઇચ્છે છે એમ સમજણ હતી એમ હુ ધારું છું. નહિ તો ડેલિગેટોની યોગ્યતાના ધોરણમાં અનુગમ ન રહે—અર્થાત્ ભાત પડે.

\+ એક ચન્દ્ર અન્ધકાર વિદારે છે, તારાઓ, ટોળેટોળાં થઇને પણ, એ કરી શકતા નથી.

સુધારાવાળાનો 'પ્રોગ્રામ' એકદમ અમલમાં આવી જતો નથી તેનું કારણ પૂર્વોક્ત પક્ષને નાતજાતનો મજબૂત બન્દોબસ્ત અને એથી રૂઢિને મળતો પ્રબળ આશ્રય એટલું જ લાગે છે અને તેથી નાતજાતના વાડા તોડી નાંખવા એને તેઓ સુધારાના 'પ્રોગ્રામ'નું એક 'આઇટેમ'—અનેક સુધારામાંનો એક સુધારો—માને છે એટલું જ નહિ પણ આખા સુધારાના પ્રોગ્રામને અમલમાં લાવી શકવા માટે એને એકમ, આવશ્યક સાધન ગણે છે. અર્થાત્ જ્ઞાતિભંગ એ આ વર્ગની દૃષ્ટિએ સુધારાનું સાધ્ય તેમજ સાધન ઉભય છે. આ દૃષ્ટિથી ગયે વર્ષે રા. નરસિંહરાવે અમદાવાદમાં મળેલી સંસારસુધારા પરિષદ્‌માં જ્ઞાતિને સર્વ અનર્થનું બીજ ગણી 'એક જૂના મુક્કમ પાપી માણસ'ની* ઉપમા આપી હતી, અને એ જ સિદ્ધાન્તને આ વખતે પૂનાની પરિષદે પોતાના કર્તવ્યના કેન્દ્રસ્થાને સ્થાપ્યો હતો, તથા અમલમાં મૂકી બતાવ્યો હતો.

પરંતુ હું જાણવા ઇચ્છુ છું કે—જ્ઞાતિ પરત્વે આ દૃષ્ટિ ખરી છે ? જે દેશમાં જ્ઞાતિઓ નથી તે દેશમાં પણ કરવા ધારેલા સુધારા એકદમ થઈ જતા નથી એ સુપ્રસિદ્ધ છે. વિશ્વક્રમમાં મનુષ્યની ભ્રાન્તિઓ પણ આકસ્મિક નથી,—કાર્યકારણના મહાનિયમને એ પણ અધીન છે અને તેથી જે કારણથી એ ઉત્પન્ન થએલી હોય તે કારણ દૂર થાય વા નાશ પામે ત્યારે જ એ ભ્રાન્તિઓ શમે છે—જે વળથી ગૂંચ પડી હોય તે જ વળ પાછા ઉકટાવાય ત્યારે જ ગૂંચ ઊકલે છે. ધર્મ ગૃહ રાજ્ય વગેરે સર્વ વિષયના સર્વ દેશના સુધારામાં આપણે જોઇએ છીએ કે સુધારકોને જે વસ્તુ દીવા જેવી સ્પષ્ટ લાગે છે, તે જ એના સામા પક્ષની દૃષ્ટિને દીસતી નથી; એટલું જ નહિ, પણ દીસે છે ત્યારે પણ દીવા જેવી નહિ પણ ઘર સળગાવી મૂકનાર એક કાકડા જેવી જ દીસે છે. આ દૃષ્ટિ સુધારકોની દૃષ્ટિથી વિપરીત છતાં, હમેશાં ખોટી જ છે એમ સુધારકોએ માનવું જોઇતું નથી. મનુષ્ય એવો સર્વજ્ઞ, અને રાગ-દ્વેષ-અભિમાન વગેરે ભ્રામક વૃત્તિઓથી મુક્ત નથી કે વસ્તુની બીજી બાજુ, સામા પક્ષ તરફથી બતાવ્યા વગર, હમેશાં પોતાની મેળે જ એને યથાર્થરૂપે સૂઝી આવે. તેથી સુધારકોને સંપૂર્ણ સત્ય દૃષ્ટિગોચર કરવા માટે સંરક્ષક પક્ષની જનસમાજમાં જરૂર છે. એ પક્ષ તરફથી શુદ્ધ બુદ્ધિએ સુધારાના માર્ગમાં જે જે વિઘ્નો નાંખવામાં આવે તે પ્રત્યે અસહનતા ધારણ ન કરતાં, એ વિઘ્નોમાંથી જ્ઞાન લેવું વા એ વિઘ્નોનો ધૈર્ય શાન્તિ અને ઉદારભાવથી પ્રતીકાર કરવો એ જ ખરા સુધારકનું કર્તવ્ય છે. રાજ્યતન્ત્રમાં સામા મતને સહન કરી ઉદાર ભાવથી કામ લેવાનું સેંકડો વર્ષથી આપણે જે ભૂલી ગયા છીએ, તે જ આજ સુધારકોની અસહનતાનું મને બીજ લાગે છે. મારા સુધારક મિત્રો મને કહેશે–" તમે તમારી દલીલમાં 'શુદ્ધ બુદ્ધિએ' એટલો શબ્દ છાનોમાનો દાખલ કરી દઇને દલીલનું સામાન્ય સત્ય સાચવ્યું છે, પણ પ્રકૃત વિષયને એ દલીલ લાગુ પડે છે ? સંરક્ષકોનાં કાર્યમાં શુદ્ધ બુદ્ધિ જ ક્યાં છે ?". આ પ્રશ્નનો હું એટલો જ ઉત્તર આપીશ કે સંરક્ષકોનાં કાર્યમાં તમને શુદ્ધ બુદ્ધિ દેખાતી જ ન હોય તો મારો અને તમારો અનુભવ ભિન્ન છે. સંરક્ષકોની ભ્રાન્તિઓ હું સેંકડાબંધ કબૂલ કરવા તૈયાર છું. પણ તેઓ 'પરદેશગમન'

* જુવો મ. સાકરલાલ અમૃતલાલ દવેનું ભાષાન્તર, નમન, ફાલ્ગુન સં. ૧૯૬૯ પૃ. ૬૫.

કરવામાં ભક્ષ્યાભક્ષ્યના નિયમો તોડવામાં, રજોદર્શન પછી કન્યાને અપરિણીત રાખવામાં કે વિધવાનાં પુનર્લગ્ન કરવા દેવામાં વસ્તુતઃ કાંઈ દોષ જોતા નથી, અને જે વાંધા લે છે તે માત્ર દ્વેષબુદ્ધિથી જ લે છે–એમ તો મારૂં મન કબુલ કરી શકતું નથી.

પૂર્વોક્ત વર્ગના સુધારકો સંરક્ષક વર્ગ પ્રત્યે જે અસહનતા બતાવે છે તે જ અસહનતા એમનાથી ભિન્ન માર્ગે કામ કરનાર અન્ય સુધારક વર્ગ પ્રત્યે પણ આ વખતે તેઓએ બતાવી છે. ગૂજરાતમાં નાતજાતનાં જૂથ યા જાળાં–સુભાગ્યે કે કુભાગ્યે–જામેલાં છે, એ સ્થિતિને એક વસ્તુસ્થિતિ તરીકે સ્વીકારીને કેટલાક સુધારકો* કામ કરે છે. જેઓને પત્રકારના ધન્ધાને અંગે, વિવિધ જ્ઞાતિઓ તરફથી પ્રકટ થતાં પત્રો જોવાનો પ્રસંગ મળે છે, તેઓ નિઃસંદિગ્ધપણે એટલી સાક્ષી પૂરશે કે જ્ઞાતિઓદ્વારા ગૂજરાતમાં થોડો સુધારો થતો નથી ગૂજરાતનો જનસમાજ જ્ઞાતિઓનો બનેલો છે એ જોતાં આ પદ્ધતિ સ્વાભાવિક છે. એટલું જ નહિ, પણ જુદી જુદી જ્ઞાતિઓના જુદા જુદા કુધારા છે એ જોતાં આ પદ્ધતિ આવશ્યક પણ છે. થોડાંક ઉદાહરણ આપુ. ગૂજરાતની કડવા કણબીની જ્ઞાતિમાં બાળવિવાહ એ મ્હોટું દૂષણ છે; બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં વરને આપવી પડતી પહેરામણી કન્યાનાં માબાપને નિર્ધન કરી નાંખે છે, વડનગરા નાગર જ્ઞાતિમાં લગ્ન અને ભોજનના કેટલાક અસહ્ય પ્રતિબન્ધો છે અને 'પરદેશગમન'નો માર્ગ હજી સરળ થયો નથી. વૈષ્ણવ વાણીઆઓને પણ હજી 'પરદેશગમન'ની મુશ્કેલી છે; ઔદીચ્ય બ્રાહ્મણમા અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ બહુ નીચું જોવડાવે છે; ચરોતરના પાટીદારો કુળના મિથ્યાભિમાનમાં ડૂબી જાય છે; અને કેટલીક પરસુરણ જ્ઞાતિઓ મદ્યપાનમાં ખરાબ થાય છે—ઇત્યાદિ અસંખ્ય જ્ઞાતિઓનાં અસંખ્ય દૂષણો છે–એ દૂર કરવા માટે તે તે જ્ઞાતિના મેળાવડામાં કાર્ય કરવાની જરૂર છે એ કાર્ય જ્ઞાતિ બહાર તટસ્થ રહીને કે મિશનરીની માફક બહારથી ઉપદેશ કરીને કે પરિષદ્‌ના પ્લૅટફૉર્મ ઉપર ઉદ્‌ગાર કાઢવાથી થવાનુ નથી.

જ્ઞાતિઓ દ્વારા સુધારો કરવાની પદ્ધતિ વિરુદ્ધ બે દલીલો લાવવામા આવે છે અને તે રા. નરસિંહરાવે એવી સારી રીતે મૂકી છે કે એની જ પરીક્ષા કરીશું તો બસ થશે. (૧) "આ નાતોની સભાઓ કવચિત્ ઘણા સંકુચિત અર્થમાં લાભ કરે એ સંભવિત છે. પણ નાતોથી જે લાભ થાય છે તેને કાં તો નાતના બંધારણ જોડે કાંઇ લેવા દેવા હોતી નથી, અથવા તો તે લાભોથી નાતની પોતાની સત્તા તૂટે છે. દાખલા તરીકે, કોઈ નાતની સભા તે નાતમાં કેળવણીની વૃદ્ધિ કરવાનો ઠરાવ કરે તો આવા ઠરાવને નાતના બંધારણ જોડે કાંઇ જ સંબન્ધ નથી; અથવા પરદેશગમનની છૂટ આપે તો તેનો અર્થ એટલો જ થયો કે નાતે પોતાની શિક્ષા કરવાની સત્તા છોડી દીધી." (૨) "આવી નાતોની સભાઓથી મનુષ્ય જાતની સ્વતન્ત્રતા અને ગૌરવનાં વિશાળ તત્ત્વો જળવાતાં નથી."

---

* સંસારસુધારાપરિષદ્‌માં તેઓ ભાગ લેતા નહિ હોય, અને પરિષદ્‌ના છેલ્લા વલણ પછી તો એમાંના ઘણાખરાને માટે એમાં ભાગ લેવો અશક્ય થઈ ગયો છે. તથાપિ તેઓ સાચા સુધારકો છે, અને તેથી જ હું તેમને સુધારકો કહું છું.

(૧) ' કોઈ નાતની સભા તે નાતમાં કેળવણીની વૃદ્ધિ કરવાનો ઠરાવ કરે તો આવા ઠરાવને નાતના બંધારણ જોડે કાંઇજ સંબન્ધ નથી '—એ શી રીતે તે હું સમજી શકતો નથી. એક પિતા, પોતાનાં છોકરાંને ઑક્સફર્ડમાં કેળવણી આપવાની ગોઠવણ કરતો જાય—એ વાતને કૌટુમ્બિક સ્નેહ સાથે સંબન્ધ નથી? એક હિન્દુ, હિન્દુઓને માટે સ્કૉલરશિપ સ્થાપે—એ વાતને એના હિન્દુપણા સાથે કાંઇ જ લેવા દેવા નથી? નાત સ્વજનમાં કેળવણીની વૃદ્ધિ કરવાનો ઠરાવ કરે છે એમાં નાતના બંધારણ દ્વારા કેળવણીનો ઉચ્ચ આશય એ સિદ્ધ કરે છે એમ કહેવામાં ખોટું છે?

રા. નરસિંહરાવની દલીલમાં મને જ્ઞાન અને ક્રિયા વચ્ચે સંકર થતો લાગે છે. બેશક, કેળવણી એ સારી ચીજ છે એ જ્ઞાનને નાતના બંધારણ સાથે સંબન્ધ નથી; પણ એ જ્ઞાન જ્યારે ક્રિયારૂપે પરિણમે છે ત્યારે એ ક્રિયામાં નાતનું બંધારણ મ્હોટો ભાગ લે છે: 'Blood is thicker than water' એ એક સંકુચિત હૃદયવૃત્તિની, પણ માનસશાસ્ત્રના એક પ્રસિદ્ધ સત્યનો નિર્દેશ કરનારી, કહેવત પ્રમાણે—જે નાણાંની કોથળીનાં મ્હોં સામાન્ય જનના હિત માટે છૂટતાં નહોતાં તે જ્ઞાતિજન માટે છૂટે છે. તેમાં પણ કેટલાક દાતાઓ કેવળ જ્ઞાતિજન પ્રત્યે શુદ્ધ પ્રેમ અને પરોપકારબુદ્ધિથી પ્રેરાય છે, કેટલાક એ જ્ઞાતિજનમાં આપણાં છોકરાં છૈયાં પરણાવવાનાં છે અને તેથી જ્ઞાતિજનનું હિત તે છેવટે આપણા ઘરનું જ હિત છે એવી સાંકડી પણ દીર્ઘ દૃષ્ટિથી—' enlightened self-interest ' પૂર્વક —પ્રવર્તે છે. પણ સર્વમાં ' એક લોહી ' એ જ મુખ્ય પ્રવર્તક હેતુ છે.

વળી નાત પરદેશગમનની છૂટ આપે છે એથી નાતે પોતામાં સુધારો ન કર્યો પણ પોતાના હક છોડ્યા, પોતાનું અસ્તિત્વ એટલે અંશે ખંડિત કર્યું—એ દલીલ પણ જ્ઞાતિદ્વારા સુધારો કરવાની પદ્ધતિ સામે નવાઈ જેવી છે. જ્ઞાતિ પોતે પોતાનો નાશ કરે એમાં જ્ઞાતિ વિરોધી સુધારકોને શી અનિષ્ટાપત્તિ છે? વસ્તુતઃ જ્ઞાતિ પરદેશગમનની છૂટ આપે છે એમાં એ પોતાની શિક્ષા કરવાની સત્તા છોડી દે છે એટલું જ નથી; પણ વિશેષમાં એ પરદેશગમનના લાભ કબૂલ કરે છે, અને એ લાભ વધારે સ્પષ્ટ થશે ત્યારે પરદેશગમન માટે જોઇતાં નાણાં વગેરે સાધનો જ્ઞાતિદ્વારા ઊભાં થવાની આશા ઉપજાવે છે.

(૨) બીજી દલીલ સત્ય હોય તો પણ મ્હોટે પાયે કામ કરનાર સુધારકને એ ઉપર ધ્યાન દેવું પરવડતું નથી. જેમ નીતિના વિષયમાં સૌ કોઈ એક જ હેતુથી પ્રવર્તતા નથી—કોઈ ઇશ્વિરપ્રીત્યર્થે સદાચારી થાય, અને કોઈ જનસમાજનો લાભ જોઈ સન્માર્ગ સેવે, છતાં જેનો આચાર સારો તે સદાચારી એમ સ્થૂલ દૃષ્ટિએ લોકવ્યવહાર ચલાવવો પડે છે; તેમ સુધારાના દળમાં પણ સર્વ જાતના સૈનિકો દ્વારા કામ લેવું ઇષ્ટ છે. પણ વસ્તુતઃ ' "નાતોની સભાઓથી મનુષ્યજાતની સ્વતન્ત્રતા અને ગૌરવનાં વિશાળ તત્ત્વો જળવાતાં નથી " એ વાત કાંઇક ખરી છે, તો ઘણે અંશે ખોટી છે એમ અત્યારે ઘણા સુધારકોનો **અનુભવ** સાક્ષી પૂરે છે×

× "This leads me to the question of caste conferences. I have noted that while the Bombay Provincial Conference Presidential address considered

જેમ કુટુમ્બસ્નેહ સાથે દેશભક્તિ સંગત છે, જેમ દેશભક્તિ સાથે મનુષ્યમાત્ર ઉપર પ્રેમ સંગત છે—તેમ જ્ઞાતિજન ઉપરનું મમત્વ વિશાળ જનસમાજ ઉપરના પ્રેમ સાથે અવિરુદ્ધ રહી શકે છે. વળી, વિશેષમાં આપણે જોઇએ છીએ કે આવા પરોપકારી પ્રેમનું સ્વરૂપ જ એવું છે કે એ એની મર્યાદા દિવસે દિવસે વધારતો જાય છે, અને તેથી ઘણા દાનવીરો પ્રથમ પોતાનાં દાન પોતાની જ્ઞાતિને કરે છે, પણ ક્રમે ક્રમે વિશાળ જનસમાજ પણ એમનાં દાનનો ભાગી થાય છે—પીટીટ, જમશેદજી જીજીભાઈ વગેરેના દાખલા પ્રત્યક્ષ છે.

આ સર્વ સત્યો ધ્યાનમાં રાખીને જ, સ્વર્ગસ્થ મહાદેવ ગોવિન્દ રાનડેએ સંસાર-સુધારાને રાષ્ટ્રીય જીવન આપ્યું હતું. એમની દીર્ઘ વિશાળ અને વસ્તુસ્થિતિને માન આપનારી દૃષ્ટિમાં—જ્ઞાતિબન્ધન તોડવાં એટલામાં જ સંસારસુધારાનાં સાધ્ય અને સાધન સમાપ્ત થઈ જતાં નહોતાં. જેમ પરમાત્માના દરબારમાં વિવિધ ભૂમિકાના ભક્તોને સ્થાન છે,* જેમ એની સેવાભક્તિમાં પણ વિવિધ પ્રકારની સેવાને સ્થાન છે, તેમ સંસારસુધારાના મંડળમાં પણ સઘળા દરજ્જાના સુધારકોને સ્થાન છે, સઘળી જાતના સુધારાને સ્થાન છે. જ્ઞાતિબન્ધન તોડીને ઊભો રહે એ જ સુધારક, અને જ્ઞાતિબન્ધન તોડવાં એ જ સુધારો—એવી સાંકડી

---

these as harmful, the last year's Presidential address disapproves of them only partially and the Meerut Social Conference address distinctly approves their work and utility. While noticing the tendency of these caste conferences to sectarianism, one cannot help thinking that they are on the whole useful for furtherance of the cause of social reform. Most of the leaders of these caste conferences are fully alive to the danger of these institutions being oblivious of the larger communal good and take care to avoid this evil. Barring this evil tendency, the caste conferences do achieve a certain amount of progress. They have a distinct advantage of concentrating attention on the evils of a particular community with reference to their stage of development and appeal to they individual members of that community with greater intensity.

*It is of course, open to any single individual reformer to deal with a particular item of social reform so as to be in advance of social opinion of his times, but so far as the masses are concerned we can only expect a gradual progress and not a sudden breaking with the past."*

*M. V. Joshi.*

* "He who still pants in the stifling air and toils through the mire of its low beginnings, may deserve as well as one who, perhaps born upon an Alp, looks down upon him from serener heights, and has no longer dangers to surmount."

*Martineau.*

દૃષ્ટિ રાનડેએ રાખી નહોતી. વળી રાનડે, સુધારાના સમર્થનમાં ન્યાય અને સ્વતન્ત્ર બુદ્ધિનાં સાદાં તત્ત્વો ઉપર આધાર ન રાખતાં, હિન્દુસ્થાનના સમસ્ત ઇતિહાસનો વારંવાર ઉલ્લેખ કરે છે, અને એ ઇતિહાસમાંથી સુધારાનું તત્ત્વજ્ઞાન ઊપજાવે છે. એમ કરીને એ મહાન પુરુષે સુધારાને દેશભક્તિ સાથે જોડ્યો છે—અને એ રીતે સુધારાની કુમકમાં એમણે જે એક મહાન શક્તિ ઉત્પન્ન કરી છે એને પણ વ્યર્થ જવા દેવી જોઇતી નથી.

રાનડેનાં ગયાં પછી મિ. ચંદાવરકરે સુધારા પરત્વે કલકત્તામાં 'Rationalism vs Nationalism' એ નામનું બહુ હાનિકારક દ્વૈત ઊભું કર્યું હતું, અને તેમાં પોતે 'Rationalismની હિમાયત કરી હતી. પણ 'Rationalism' માને—બુદ્ધિવાદ—સંસારસુધારાનું જે કાર્ય પચાસ વર્ષથી કરી શક્યો નહતો તે 'Nationalism'—દેશમાં પ્રકટ થએલા પરમાત્માના નવા ચૈતન્યે—બહુ વિજય સાથે કરવા માંડ્યુ, અને અત્યારે સંસાર સુધારાની ફતેહ દેખાય છે. તે મ્હોટે ભાગે એ Nationalism નું જ પરિણામ છે અત્યારે પણ એ વાત સ્મરણમાં રાખી, 'Conscience' અને 'Reason' રૂપી વિઘટક ( disintegrating ) તત્ત્વો દેશમાં ફરી જગાડવામાં ન આવે તો સારું. સ્વદેશભક્તિની જે આજકાલ નવી જાગૃતિ આવી છે એ સુધારાના બળ તરીકે જેવી તેવી શક્તિ નથી—'Reason' અને 'Conscience' કરતાં એ વધારે સ્થૂળ પણ વધારે સુગ્રાહ્ય અને બળવત્તર શક્તિ છે, અને વિશેષમાં એ સંઘટક ( integrating, unifying ) શક્તિ છે.

પણ મારા એક મિત્રે મિ. રાનડે સંબન્ધી એક ટીકા કરેલી મને યાદ આવે છેઃ એમણે રાનડેના સુધારાને 'milk and water policy'—'ભેળશેળીયું દૂધ' કહ્યું હતું! ખરેખર, દૂધમાં બહારથી પાણી ભેળવવું એ ખોટું—અપ્રામાણિક. પણ દૂધમાં જે સ્વાભાવિક પાણી ભળેલું હોય એનો પણ નાશ કરવો? દૂધ જે મનુષ્યના જ્હાર માટે ખોરાકનાં સર્વ તત્ત્વોનો બનેલો ઉત્તમ ખોરાક છે એમાં જળની પણ આવશ્યકતા ક્યાં નથી? જેઓ રાનડેના સુધારામાં, સુધારાની વિશાળતા ખાતર, સુધારાનાં, ઉચ્ચ તત્ત્વોનો ભોગ અપાતો જુવે છે, અને તે માટે ખેદ કરે છે—તેઓ એક વાત એ ભૂલી જાય છે કે લોકકલ્યાણ માટે નમવામાં જ કર્તવ્યની ખરી ઉચ્ચતા રહેલી છે, અને 'અર્હત્'ના જીવન કરતાં 'બોધિસત્ત્વ' નું જીવન વધારે સ્પૃહણીય અને વન્દનીય છે. *

ગૂજરાત અને દક્ષિણ એક રાજકીય પ્રાન્તના બે વિભાગ હોવાથી—રાજકીય હિલચાલ ઉભયની એક જ હોય એ સ્વાભાવિક છે. પણ સંસારસુધારા પરત્વેની સ્થિતિ તો દક્ષિણ અને ગૂજરાતની એવી ભિન્ન છે કે આખા ઇલાકા માટે એક પરિષદ્ ન થતાં બે થાય એ

* "The Mahayanists wanted to go even beyond the attainment of Arhatship, however exalted its spirituality may be. They wanted to make every humble soul a being like Sakyamuni, they wanted lavishly to distribute the bliss of enlightenment."

*Dr. Suzuki*

વધારે ઇષ્ટ છે. દક્ષિણની જરૂરિયાત દક્ષિણ જાણે—પણ ગૂજરાત પરત્વે તો હું ધારૂં છું કે આપણા સુધારાના અગ્રેસરો, પૂના-પરિષદ્ જેવી પ્રવૃત્તિ ગ્રહણ કરીને સુધારાના બળને છિન્નભિન્ન કરી ન દેતાં, વિશાળ પાયા ઉપર સુધારાને અને સુધારકમંડળને સ્થાપે તો વધારે સારૂં. ગૂજરાતની સુધારાની સઘળી પ્રવૃત્તિઓનું વિશાળ એકીકરણ કરવાનો મહાન પ્રસંગ ગૂજરાતના અગ્રેસર સુધારક રા. બ. રમણભાઈને પ્રાપ્ત થયો છે—એને ખોઈ ન નાંખી, જે યશ આખા હિન્દુસ્થાન માટે મહર્ષિ રાનડેએ મેળવ્યો તે ગૂજરાત માટે રા. રમણભાઈ મેળવે—એટલું જ ઇચ્છી હું આ મારી નોંધ સમાપ્ત કરૂં છું.§

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# જાપાનની કેળવણી.

વ્યાપારના કામમાંથી અગર ઑફીસમાંથી છુટા પડીને જેવા તમે તમારા નિવાસસ્થાન પર પાછા ફરો છો તેવા જ તમે એક ઘડી ઉપર થોડાની જગ્યાએ કામ કરવા તમારી સેવામાં હાજર થયેલા (ગાડીઓ કેટલેક સ્થળે માણસો ખેંચે છે.) 'કુલી'ને પોતાની ગાડીની બાજુએ પૈડાને અઢેલીને બેઠેલા શાંત ચિત્તે દૈનિક વર્તમાનપત્ર વાંચતો જોશો. તમારી આંખો તમે ચોળશો અને તમે હજુ પણ પૂર્વ પ્રદેશમાં જ છો, કે કેમ એ બાબત ઘડીભર તો તમે સંદેહમાં જ પડશો; કારણ કે આખા ખંડમાં કોઈ પણ સ્થળે તમને આવું દૃશ્ય જોવા મળશે નહિ. ખરેખર પૂર્વ ખંડના ઘણા દેશોમાં દૈનિક વર્તમાનપત્રની કીંમત એટલી બધી હોય છે કે તે સાધારણ માણસને અપ્રાપ્ય જ હોય છે અને જો કદાચ તેની કીંમત જુજ જેવી પણ હોય છે તો પૂર્વનો સાધારણ મનુષ્ય, એશિયાની પ્રજામાં વાંચી અને લખી શકે એવા મનુષ્યોનું પ્રમાણ ઘણું ઓછું હોવાથી, તેનો લાભ મેળવી શકતો નથી. તેમ છતાં જાપાનમાં વસ્તુસ્થિતિ એથી વિપરીત જ છે. જેપાનીઝ પ્રજાનો મોટો ભાગ સુશિક્ષિત છે, અને પ્રજાના લાભાર્થે સસ્તાં વર્તમાનપત્રો પ્રગટ કરવામાં આવે છે.

આ તફાવત જાપાન કોઈ પણ પૂર્વ પ્રદેશ કરતાં વધારે પ્રમાણમાં જાહેર શિક્ષણને માટે સગવડો પુરી પાડે છે, તેનું સ્વાભાવિક પરિણામ છે. ગવર્નમેન્ટના રીપોર્ટો ઉપરથી જણાય છે કે, પ્રત્યેક જેપાનીઝ ગામ દીઠ બબ્બે પ્રાથમિક શાળાઓ છે. પુખ્ત ઉમરના બાળકો

§ ભ્રાન્તિ ન થાય તે માટે ખુલાસો કરૂં છું કે જ્ઞાતિસંસ્થાને અત્યારે પ્રજાજીવનમાં ઓતપ્રોત એક વસ્તુસ્થિતિ તરીકે સ્વીકારી એમાં અને એ દ્વારા સુધારો કરવાની મેં આ લેખમાં દલીલ કરી છે. જ્ઞાતિ સંસ્થા ઇષ્ટ છે કે કેમ અથવા તો એમાં શો સુધારો કરવા જેવો છે એ જુદો પ્રશ્ન છે.

છોકરાને તેમ જ છોકરીઓ આ શાળાઓનો જોઇએ તેવો લાભ લે છે કે કેમ તે તરફ લક્ષ આપ્યા વિના આવી સગવડો પુરી પાડવી એ દ્રવ્યનો નિરર્થક વ્યય માત્ર છે. તેથી સ્વભાવિક રીતે જ શિક્ષણને ફરજીયાત કરવામાં આવ્યું છે. આના પરિણામ તરીકે સેંકડે નવાણું ટકા જેટલા જેપાનીઝ છોકરા તથા છોકરીઓ આ શાળાઓમાં હાજર થાય છે. બાકીના સાત ટકાને શારીરિક અશક્તિ અને ગરિબાઇને લીધે કાયદામાંથી મુક્ત કરવામાં આવે છે.

એશિયા ખંડમાં આ બાબતની શી અસર થાય એ વાત જ્યારે તમે આ સંખ્યા સાથે હિંદની શાળાઓની હાજરીનાં આંકડા રજુ કરો ત્યારે સમજાશે. હિંદમાં પાંચમાંથી ચાર ગામમાં નિશાળ હોતી નથી. માત્ર દશ ટકા જેટલા પુરૂષો અને એક ટકા જેટલી સ્ત્રીઓ શિક્ષિત હોય છે; અને માત્ર નામના પ્રમાણમાં શાળામાં જવા લાયક છોકરા અને છોકરીઓને કેળવણી અપાય છે. જાપાન પોતાની ૫૦,૦૦૦,૦૦૦ મનુષ્યોની વસ્તી પાછળ શિક્ષણમાં ૫,૦૦૦,૦૦૦ પૌંડ ખર્ચે છે, જ્યારે બ્રીટીશ હિંદુસ્તાન પોતાની ૨૩૧,૦૦૦,૦૦૦ વસ્તી પાછળ ઓછા નહિ ને બધા ૧,૫૦૦,૦૦૦ પૌંડનો ખર્ચ કરી નાંખે છે. મીકાડોના રાજ્યની આધુનિક ઉન્નતિ અને ચાલુ પ્રગતિ આ ઉદાર દિલની શિક્ષણની સગવડોને લીધે જ છે.

જાપાનમાં શિક્ષણનો યુગ ઈ. સ. ૧૮૭૧ માં શરૂ થયો છે કે જ્યારે શિક્ષણખાતું ત્યાં નવું જ ખોલવામાં આવ્યું. આને બીજે જ વર્ષે સરકારનો હુકમ બહાર પડયો કે કોઈ પણ ગામમાં અજ્ઞાન કુટુંબોનો વસવાટ થવા ન દેવો અને કોઈ પણ કુટુંબમાં અજ્ઞાન માણસ ન હોવા જોઇએ એવું સરકાર ઇચ્છે છે. આ 'પોલીસી'નું અક્ષરશઃ પાલન કરવામાં આવે છે. જાપાનની નવી શિક્ષણપદ્ધતિનો મોટો વિકાસ જાપાન–ચીનના યુદ્ધ વખતે એટલે ઈ. સ. ૧૮૯૪–૧૮૯૫ મા થયો. રાત્રીભરમાં જેમ એક કળી પ્રફુલિત થઈ વિકસિત પુષ્પ થઈ રહે છે, તેમ જાપાનમાં આ છત પછી પણ વિકાસ પામ્યું. ખરેખર આ લડાઈના અંત પછી જાપાન પોતાની ખરી શક્તિનું પ્રમાણ જોઈ શક્યું પૂર્વ એટલા આ 'દીગ્ગીજી' માં સુસ્ત પડી રહેલા મનુષ્યત્વને રણસંગ્રામ ઉપર થયેલા યુદ્ધે જાગ્રત કીધું છે, અને એક વખત જાગ્રત થયા પછી તે પોતાનો ફેલાવો કરવામાં આગળ વધતું જ ગયું. જેપાનીઝ સુધારકો પરદેશીય પ્રજાની પ્રચલિત શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કરવા પરદેશની મુસાફરીએ નિકળ્યા, અને સ્વગૃહે પાછા ફર્યા પછી જેપાનીઝ સ્થિતિને લાગુ પડે એવી રીતે તે પદ્ધતિને ફેરવતા ગયા. આખા દેશમાં ઠેકઠેકાણે શાળા, કોલેજ, અને યુનીવર્સીટીઓના રાફડા ફાટી નીકળ્યા. સરકારે પણ પ્રજાના શિક્ષણ પાછળ પૈસા ખરચવામાં કોથળીનું મોં ખુલ્લું જ મુક્યું. જાહેર મફત શાળાઓ સ્થાપી ખાનગી સંસ્થાઓને સારો આશ્રય આપ્યો.

જેપાનીઝ બાળકનું શિક્ષણ 'કીન્ડરગાર્ટનથી' શરૂ થાય છે અને તેમના શિક્ષણનો આ ભાગ ખાસ કરીને સ્ત્રીઓને જ સોંપવામાં આવે છે. ત્રણથી ૭ વર્ષની વયના બાળકો ઉભય છોકરા અને છોકરીઓ—આ શાળામાં જાય છે, કે જ્યાં શાળાની સખ્ત 'ડીસીપ્લીન'ને બદલે રમત ગમતને વધારે પસંદ કરવામાં આવે છે. આ વાત ઉપર આવતાં એટલું કહેવું અવશ્યક છે કે આજે જાપાનીઝ કીન્ડરગાર્ટનને લગતાં સાધનો જર્મનીથી મગાવવાને બદલે સઘળાં જાતે જ બનાવી લે છે.

ફરજીઆત પ્રાથમિક શિક્ષણ કે જે તે વખત સુધી નામ માત્રનું હતું તેને ઈ. સ. ૧૮૯૦ માં વ્યવહારિક બનાવવામાં આવ્યું, અને ઈ. સ. ૧૯૦૦ માં તે મફત પણ કરાયું.

જાપાનમાં આજે રખડેલ આળસુ છોકરાઓ લગભગ અપ્રાપ્ય જ છે. જો કે ત્યાંથી ફરજીઆત કાયદાનું કાર્ય માત્ર નૈતિક નિશ્ચયજ કરે છે. તે જ તેમને કાયદાને માન આપવાની અને શાળાએ જવાની ફરજ પાડે છે. તે દેશના ૭ વર્ષની ઉપરની વયના બાળકોને ચાર ચાર વર્ષના પ્રત્યેક એવા બે પ્રાથમિક વર્ગમાંથી—સાધારણ અને ઉચ્ચ—પસાર થવું પડે છે. પ્રાથમિક શિક્ષણ દરમ્યાન બાળક અને બાળકીઓને એક જ શાળામાં ભેગા શીખવવામાં આવે છે. પરંતુ ઉચ્ચ શિક્ષણ દરમ્યાન તેમને જુદા પાડવામાં આવે છે. ૨૫૦૦૦ કરતાં પ્રાથમિક શાળાઓ સરકાર તરફથી ચલાવવામાં આવે છે, અને તેમાં ઉભય જાતિના આશરે ૬૦૦૦૦૦૦ બાળકો હાજરી આપે છે.

પ્રાથમિક વિદ્યાર્થીઓમાંથી સેંકડે બે ટકા જેટલાં બાળકો માધ્યમિક શાળાઓમાં પોતાનો અભ્યાસ ચાલુ રાખે છે; કે જેની સંખ્યા તે દેશમાં બધી મળીને ૨૫૦ છે અને જેનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો હોય છે. માધ્યમિક શાળામાંથી બહાર પડેલા 'ગ્રેજ્યુએટો' માંથી દશ ટકા જેટલા ઉચ્ચ શિક્ષણ માટે આગળ વધે છે. તેઓ ઔદ્યોગિક, વ્યાપારી અગર સાધારણ ઉચ્ચ શિક્ષણ મળે એવી શાળાઓમાં દાખલ થાય છે કે જેમાંના કેટલાક પાછળથી યુનીવર્સીટીનો અભ્યાસક્રમ ગ્રહણ કરે છે. આ બાબતમાં એ ખાસ નોંધવા જેવું છે કે જાપાન દેશની મહિલાઓના ઉચ્ચ શિક્ષણને માટે જોઇએ તેટલી સગવડો કરે છે. કન્યાશાળાઓ આખા દેશમાં મોટી સંખ્યામાં ચલાવવામાં આવે છે.

જ્યારે અમીર ઉમરાવની કન્યાઓને માટે ચલાવવામાં આવતી શાળાઓની હાઇસ્કુલો ઉપરાંત આશરે ૭૫ કન્યા હાઇસ્કુલો છે. અને તે ઉપરાત બીજી કેટલીક ખાનગી સંસ્થાઓ પણ છે. આ શાળામાંથી પાસ થઇને ઘણીક કન્યાઓ ટોકીઓ શહેરની "મહિલા યુનીવરસીટી'માં એથી પણ વધારે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવાને જાય છે.

'મહિલા યુનીવર્સીટી' એ એક વ્યક્તિગત યાને ખાનગી સાહસ છે; એ જ પ્રમાણે પુરૂષો માટેની કંઈ કેટલીક યુનીવર્સીટીઓનું પણ સમજવું. માત્ર ટોકીઓ શહેરમાં આવી સાત યુનીવર્સીટીઓ છે, (૧) મર્હુમ ફુરુઝાવા( Furuzava )એ સ્થાપેલી 'કીયો-જી-જુકુ' (૨) કાઉન્ટ ઓકુમાએ સ્થાપેલી 'વાસે ધે; (૩) નીપોન અથવા નીહોન (૪) ચીનો અને (૫) હોઝઈ' તેમાંની પ્રત્યેક અને સઘળી બીજા વિષયો સાથે કાયદાશાસ્ત્ર અને રાજ્યનૈતિક તેમ જ અર્થશાસ્ત્ર વિષેનો ઉચ્ચ અભ્યાસ કરાવે છે. જ્યારે 'ટેટસુગાક'ને અને 'સુકીયો' યુનીવર્સીટીઓએ તો તત્ત્વજ્ઞાન અને ધર્મ બાબત પર ઉચ્ચ જ્ઞાન આપવાનો ઇજારો જ રાખ્યો છે. ક્યોટોમાં પણ એક યુનીવર્સીટી પાદરીઓ તરફથી પણ ચલાવવામાં આવે છે. અને પાંચ બીજા દેશના જુદા જુદા ભાગોમાં સરકાર તરફથી ચલાવાય છે. આ ઉપરાંત, પોલીસને કેળવવાને અને ટેલીગ્રાફી શિખવવાની સંસ્થાઓ જેવા અનેક જુદા જુદા ખાતાને માટે જુદી જુદી સરકારી શાળાઓ સ્થાપવામાં આવી છે.

પોતાના ધંધા વિષે સંપૂર્ણ માહિતી દરેક વિદ્યાર્થીએ મેળવવી જ જોઇએ. દાખલા તરીકે રેલ્વે ખાતામાં કામ કરનારને 'સરવે' યાને માપણી કરવાનું, બાંધકામ, અને લાઇનની અન્ય વ્યવસ્થા કરવાનું કાર્યને પોતાની નોકરી પર હાજર થાય તે પહેલાં જાણવું જોઇએ. આ પ્રકારની કેળવણી નોકરીને ઉચ્ચ પ્રકારની બનાવે છે. અને તે એક પોલીસ અગર તો રેલ્વે કામદારને સરખી રીતે જ લાગુ પડે છે; કારણ કે પ્રત્યેક વ્યક્તિ પોતાના ખાસ અમુક ગુણોને લઇને જ નોકરી મેળવે છે અને નહિ કે રાજ્યમાં લાગવગ વાળા કોઈ મનુષ્યની ભલામણથી કોઈ પણ સંસ્થા ચાહે તો કોઈ ઓફીસરને કેળવવાને હો, ઔદ્યોગિક કેળવણીને માટે હો, ચાહે ઉચ્ચ હો માધ્યમી હો પણ જ્યાં સુધી તે સરકાર તરફથી ચલાવવામાં આવે છે ત્યાં સુધી તેમાં ધાર્મિક શિક્ષણ તલ માત્ર પણ સ્થાન મળતું નથી. આનું કારણ એટલું જ છે કે જાપાનીઝ પ્રજા 'Secular' યાને સંસારાસક્ત પ્રજા હોઈ તેમને ધર્મ લેશ પણ આકર્ષી શકતો નથી. સૈકા થયાં તેઓ પરદેશના ધર્મો તરફ સહાનુભૂત અગર સહનશીલ રહ્યા છે, સિવાય કે એક વખત જ્યારે રોમન કેથોલીક પંથના પાદરીઓએ સ્થાપિત રાજ્ય સત્તા સામે માથુ ઉંચક્યું હતું ત્યારે ભૂતકાળમાં ભારતના બૌદ્ધ ધર્મ અને ચીન દેશના કોનફ્યુસ્યસના ધર્મને કોઈ પણ પ્રકારનો વિરોધ ખમવો પડયો ન હતો. આજે પણ ક્રીશ્ચીઆનીટીને ધર્માંધતા વિરુદ્ધ થવુ પડતું નથી. ભારતની માફક ક્રીશ્ચીયન થઈ ગયેલા જેપાનીઝને તેના કુટુંબોથી બહાર કાઢવામાં અગર તો હેરાન કરવામાં-પજવવામાં આવતો નથી. આને લીધે પાદરીઓને કેટલાક ભક્તો મળ્યા છે ખરાં; તો પણ આજની જેપાનીઝ પ્રજા તેટલી જ સંસારાસક્ત છે કે જેટલા તેના વડવાઓ હતા.

જે લોકોનું ધર્મ તરફ વલણ છે તે લોક એટલે કે ખ્રીસ્તી ધર્મના આધુનિક ભક્તો, જેપાનીઝ પ્રજાની આ સંસારાસક્તતાને જેપાનીઝ પ્રજાની ભવિષ્યની ઉન્નતિને એક મોટા ભયનું કારણ લેખે છે. પણ એક નિષ્પક્ષપાત અને સ્વતંત્ર ટીકાકાર અન્ય એશીયાટીક દેશોની પ્રગતિમાં ધર્મ કેવો બાધદાયક નિવડયો છે, તે જાણીને જાપાનને તેના ધર્મના ઝગડામાંથી તટસ્થ રહેવા માટે અભિનંદન આપ્યા વિના રહેશે નહિ.

આ જેપાનીઝ રાજ્યનીતિજ્ઞોની માન્યતા છે. એક વખતના પરદેશ ખાતાના જાપાનના પ્રધાન કાઉન્ટ ઓકુમાએ ભારતની અધોગતિના કારણ તરિકે તે દેશની પ્રજાના ધર્મને ગણાવીને કહ્યું હતું કે સુભાગ્યે જાપાનને એ પ્રશ્નનો નીવેડો લાવવાનો નથી. તેણે ભારતવાસીઓના આ ધાર્મિક કલહને જાપાનીઝ પ્રજાની સહિષ્ણુતા સાથે સરખાવતાં ટીકા કરી હતી કે જ્યાં સુધી હિંદીઓ આ ધર્માંધતા એક કોરે મુકશે નહિ ત્યાં સુધી જેપાનીઝ પ્રજા જે કંઈ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડી છે તે પ્રાપ્ત કરી શકશે નહિ. કાઉન્ટ ઓકુમાના આ વિચારોને જેપાનનો એક બીજો રાજ્યનીતિજ્ઞ પુરૂષ પ્રખ્યાત પ્રીન્સ ઇટો પણ સહાનુભૂત થાય છે.

તો પછી સ્વાભાવિક રીતે જ જેપાનની સરકાર તરફથી ચાલતી સંસ્થાઓના ધર્મના શિક્ષણને તિલાંજલિ આપવામાં આવી હોય. આ કરતી વેળા તે લોકો એટલું તો લક્ષમાં

રાખે છે કે ધાર્મિક શિક્ષણના અભાવને લીધે પ્રજાની નીતિ ઉપર કાંઈ પણ પ્રકારે ખોટી અસર થતી નથી. ધાર્મિક શિક્ષણની ખોટ તે દેશની શાળાઓમાં અપાતા નૈતિક શિક્ષણથી પુરાઈ જાય છે. જેપાનીઝ ઉચ્ચ પ્રકારના નૈતિક શિક્ષણ પર ભાર મુકે છે.' અને બાળક છોકરો અગર છોકરીને રાજ્ય, સમાજ કુટુંબ અને પ્રત્યેક વ્યક્તિ પ્રતિ પોતાની ફરજો બજાવતાં શીખવવાને ખાસ કેળવણી આપવામાં આવે છે. શિક્ષણ વિષે દરેક જેપાનીઝને રાજ્ય તરફથી મળેલું ફરમાન જાતે જ એક ઉમદા નૈતિક ઉપદેશ છે. તેનો અનુવાદ નીચે પ્રમાણે થાય છે:—

"અમારી એવી ઇચ્છા છે કે તમે અમારી સઘળી પ્રજા તમારા પિતા, માતા પ્રતિ તમારી પુત્ર તરીકેની ફરજો યોગ્ય રીતે બજાવો, તમે તમારા બન્ધુ અને ભગિનીઓ પ્રત્યે માયાળુ થાઓ, તમે પતિ પત્ની તરીકે એકસંપથી રહો, અને તમે તમારા મિત્રોને વિશ્વાસુ નીવડો. તમો તમારી જાત પર કાબુ રાખો અને સારી વર્તણુંક ગ્રહણ કરો. ગરીબોને દાન કરો.

કેળવણીમાં આગળ વધો, તમારી ફરજો બજાવો, તમારી માનસિક શક્તિઓને ખીલવો અને ઉમદા નૈતિક વર્તન રાખો.

જાહેર ભલુ કરતાં શીખો અને ભલાં કાર્યોથી દુનિયાનુ કલ્યાણ કરો.

રાજ્યબંધારણને પડખે ઉભા રહો અને કાયદાને માન આપો.

જાતીય આપત્તિના વખતમાં જાહેર નોકરીમાં સ્વયં સેવક તરીકે તમારૂં નામ નોંધાવો, તમારૂં શુરાતન દેખાડો અને જેમ બને તેમ તમારા રાષ્ટ્રનો ઉદય થાય એવા ઉપાયો યોજો. આમ કરવાથી માત્ર તમો અમારી વફાદાર પ્રજા અને આદર્શ નાગરિકો તરીકે પંકાશો એટલુ જ નહિ પણ તમારા વડવાઓના ઉદાત્ત આચરણને તમે ઉજ્જ્વળ બનાવશો.'

જેપાનીઝ બાળકને શાળામાં આપવામાં આવતા નૈતિક શિક્ષણ ઉપરાંત તે નિશાળે જતો થાય તે પહેલાં તેને અતિ ઉચ્ચ પ્રકારનુ ચાલચલણ સદાચરણનું શિક્ષણ આપવામાં આવે છે. જેપાનીઝો પોતાનાં બાળકોને ઘણી જ કિશોર વયથી કહો કે જન્મ્યા ત્યારથી જ સારી રીતભાત શીખવવા માંડે છે; અને તે પ્રજાની સભ્યતા—સિદ્ધ થઇને કહેવત રૂપ થઈ પડેલી સભ્યતા—નું મૂળ કારણ પણ આ જ છે. એક જાતિ તરીકે જેપાનીઝ પ્રજા તેની હુન્નરબંદી પ્રકૃતિને માટે વખણાય છે. આ શક્તિ ખીલવવામાં બાળકને અપાતું ગૃહ-શિક્ષણ અતિ ઉમદા પાઠ ભજવે છે. જે કપડાં જેપાનીઝ બાળકને પહેરાવવાનાં હોય છે, તે કપડાંને તે બાળકની માતા અતિ મહત્ત્વનાં લેખે છે, તેમ જ તે સ્ત્રીની સખીઓ પણ અને જેવો તે બાળક સર્વનો પ્રકાશ જુએ કે તરત જ તે લોક એકઠા થઈ જાય તે બાળકને માટે કપડાં કેવાં અને કેવી જાતનાં શણગાર વાળા કરાવવાં તેના 'પલાન' (Plan) નો વિચાર કરવા મંડી પડે છે. ધનિકો પોતાના છોકરાના પોશાક પાછળ અધિક દ્રવ્ય ખર્ચે છે અને ઘણું ખરું કીમતી જાતનું અને રેશમી કાપડ આજે 'ફેશનમાં છે.' પારેપુર એક ધનિક જેપાનીઝનો બાળક

જે પોશાક પહેરે છે, તે ઘણો જ કીમતી, કોઈ પ્રખ્યાત ચિત્રકાર પાસે 'વોટરકલરમાં પેઇન્ટ કરાવેલો જ હોય છે. ચિત્ર ગમે તેવું પણ હોય પણ એટલું તો ખરૂં કે તે કળાનો એક ઉમદા નમુનો જ હોય છે કે જેથી બાળક પોતાના જન્મની પ્રથમ ઘડીથી એવા સંજોગો અને વાતાવરણમાં દાખલ થાય છે કે જે તેના હૃદયમાં સૌંદર્ય તરફના પ્રેમને જાગૃત કરે છે અને પરિણામે દેશમાં કળાને ઉત્તેજન મળે છે. પુષ્પો તેમ જ અન્ય સુંદર પદાર્થો તરફના પ્રેમ ઉપર ખાસ ભાર આપીને આ કળા હુન્નરને વિશેષ પોષણ આપવામાં આવે છે. આ પ્રમાણે એક અમુક દિવસે કોઈ એક ગામની મુલાકાતે જનાર મુસાફરને જણાશે કે તે ગામનાં સઘળા રહેવાસીઓ ધંધો રોજગાર તે દીવસે બંધ કરીને ગામ બહાર ગયલા હોય છે. તપાસ કરતાં જણાશે કે તે શહેરમાં તો પ્રત્યેક મનુષ્ય–યુવાન અગર વૃદ્ધ–ગામ બહાર મેરીના ઝાડ અગર અંજીરનું ઝાડ જોવા ગયેલો હોય છે. આવી પ્રથા બાળકની હુન્નર કળા તરફની વૃત્તિને સ્વાભાવિક રીતે જ ઉગાવે છે. અને તે પણ પશ્ચિમમાં ચાલતું આવ્યું છે તેમ કોઈ પણ શાળામાં તે વિષેનું ખાસ શિક્ષણ મેળવ્યા વિના જ. આ પ્રકારના હુન્નર તરફના સ્વાભાવીક વલણ ઉપરાંત જેપાનીઝ પ્રજાને હુન્નર શિખવવાની સગવડો પણ ઘણી જ હોય છે. ખાનગી શિક્ષકોની સંખ્યા ઘણી મોટી છે જ્યારે એ જ કારણોને માટે ખાસ ખાતાઓ પણ ખોલવામાં આવેલો છે. સરકાર તરફથી ટોકીઓ નગરમાં એક ઉમદા 'આર્ટ સ્કુલ' યાને હુન્નર શાળા ચલાવવામાં આવે છે. જેપાનીઝ શાળાઓ અને વિશ્વવિદ્યાલયો પોતાનું કામ બરાબર પાર પાડે એટલા માટે સંપૂર્ણ રીતે સાધનસંપન્ન છે. ખાસ કરીને વ્યાપારી અને ઔદ્યોગિક શાળાઓની બાબતમાં આ વાત નિશ્ચિત જ છે. ખરેખર જાપાનની આશ્ચર્યકારક ઔદ્યોગિક પ્રગતિ જાપાનની ઔદ્યોગિક પ્રજાના ઉછરતાં સંતાનોને શાળાઓમાં અપાતાં ઉચ્ચ પ્રકારના ઔદ્યોગિક શિક્ષણોને લીધે જ છે. આ પ્રકારની એક જ સંસ્થા ટોકીઓ નગરની Higher Technical School પાછળ સરકારને વરસ દિવસે આશરે બે લાખ રૂપીઆનો ખર્ચ પુરવો પડે છે. શિક્ષકોની નવરાશની વેળા જેપાનીઝ ઉદ્યોગને શિલ્પ વિજ્ઞાન કેવી રીતે લાગુ પડી શકે એના ઉપાયોની શોધ પાછળ તેઓ ગાળે છે. રેશમી કાપડ વણવાના, માટીનાં વાસણો બનાવવાના અને છત્રીનું કાપડ તૈયાર કરવાના અખતરાઓ આ સંસ્થા તરફથી ફત્તેહમંદ રીતે કરવામાં આવ્યા છે. અને ઘણી અમૂલ્ય શોધો તે સંસ્થાના 'પ્રોફેસરો' તરફથી આવી છે. વિજ્ઞાનને માટે દુનિયાનું પ્રખ્યાત નોબલ પ્રાઇઝ આ વર્ષે એક જેપાનીઝ મેળવવા ભાગ્યશાળી નીવડયો છે, એ જ મારા ઉપરોક્ત કથનની એટલે કે જેપાનની હુન્નર કળાના ક્ષેત્રમાં પ્રગતિની સાબિતી છે.

આવી જ જાતની બીજી એક ઉપયોગી સંસ્થા ઓસાકામાં ચલાવવામાં આવે છે, પણ અહીં વહાણના બાંધકામ અને દરિયાઈ બાબતને લગતી એન્જીનીરીંગની તરફ વધારે લક્ષ આપવામાં આવે છે. કારણ કે ઓસાકા એક મુખ્ય બંદર છે. અને તેથી તે એ વિષયને લગતા શિક્ષણને માટે જોઈતાં સાધનો પૂરાં પાડે છે. કયોટોની હાયર ટેકનીકલ સ્કૂલમાં રંગવાના કામ અને વણાટ કામ તરફ ખાસ ધ્યાન આપવામાં આવે છે. આ ઉપરથી માલમ પડશે કે જે શહેરમાં આવી સંસ્થા આવી રહેલ છે તે શહેરના ઉદ્યોગ પર આ ઔદ્યોગિક

શાળાઓની ખાસ અસર હોય છે. આ ઔદ્યોગિક શાળા જેપાનીઝ પ્રજાને નીકાસની ઇચ્છામાં ઉલી રીતે શીખવે છે. જાપાનીઝ વિદ્યાર્થી તરીકેની પણ ઘણા જ ચપળ પડે છે, કારણ કે બીજાઓ કરતાં હોય તે જોઇને જ તે રીત ગ્રહણ કરી લેવાની તીવ્ર શક્તિ તેઓ ધરાવે છે. આ શાળાઓમાં શિષ્યોને માત્ર જોવાનું જ હોતું નથી પણ તેને તે પદાર્થો બનાવવામાં જોખમદારી ભર્યો ભાગ લેવો પડે છે. આ ઉપરથી અનુમાન કરી શકાય કે જેપાન પોતાનાં કારખાનાંઓ ચલાવીને અને વ્યાપારી સાહસ ખેડીને જાપાનની ઐહિક સેવા બજાવી શકે એવા ઉસ્તાદોને કેળવી શક્યું છે. જો હિંદ પશ્ચિમનું અંધતાથી અનુકરણ કરવા કરતાં જાપાન પાસેથી સહેજ પણ ધડો લે તો તેનું કલ્યાણ થાય એમ છે.

ગણદેવી,
તા. ૨૫-૫-૧૪

રંગીલદાસ એમ. કાપડિયા.

---

# એક સ્વપ્નું.

વિદ્વાન વર્ગની કસાયલી કલમથી લખાતા વસન્તને હું આશરે બે ત્રણ વર્ષ થયાં વાંચું છું. તેમાં લખેલી તમામ બાબતો પૂર્ણ રીતે સમજવાનો હું ફાંકો રાખતો નથી, તેમ જ આ ટુંકો લેખ લખી હું વિદ્વાન વર્ગની પંક્તિમાં ઘુસી જવાની ઇચ્છા રાખતો નથી.

વસન્તના પૌષ સંવત્ ૧૯૭૦ ના અંક ૧૨ માં " સત્ય-પરમેશ્વર અને પ્રકૃતિ સંબંધી " સત્યનો વિષય મેં વાંચ્યો તે ઉપરથી કાંઈ અસાધારણ જાણવા જેવી હકીકત મને જણાઈ આવી નહીં, પરંતુ જ્યારે તેના જ મથાળા નીચે ફાલ્ગુણ સંવત ૧૯૭૦ ના અંકમાં પરમેશ્વર છે કે નહીં એ હકીકત વાંચવામાં આવી ત્યારે આશ્ચર્ય લાગ્યું. તે હકીકતનાં સુત્ર કહાડી પરમેશ્વર જેવો પરમ શક્તિવાન પુરૂષ કોઈ નથી. એમ સાબીત કરવા દાખલા દલીલોથી યથાશક્તિ યત્ન કરી પ્રકૃતિને પરમેશ્વરની જગાએ સ્થાપિત કરેલી છે, પરંતુ પ્રકૃતિને કોણે બનાવી? અગર તો જેને લોકો પરમેશ્વર ગણે છે તેનો પરયાય શબ્દ પ્રકૃતિ કે કેમ? એ એક સવાલ ઉત્પન્ન થાય છે.

આ વિષય એવો છે કે જેનો અનાદી કાળથી દુનિયાં ઉત્પન્ન થઈ તેની સાથે જ સંબંધ છે એમ મને લાગે છે—જેમ શરીર ઉત્પન્ન થયું કે વ્યાધી લાગુ જ—સુખ સાથે દુઃખ—અંધારા સાથે અજવાળું ઇત્યાદી. જેવી રીતે આકાશમાં વાદળાંઓની રચના નિયમસર થયા કરે છે તેવી રીતે દુનિયાંનું ચક્ર ફરે છે. તે ફેરવનાર કોણ છે તે જણાતો નથી, જેને આપણે પરમેશ્વર કહીએ છીએ. તે જ્યાં સૂર્ય કે ચંદ્રનો ભાસ થતો નથી ત્યાં નથી.

यद्गत्वाननिवर्तंते, । तद्धामपरं मम ॥

તેરી જગાએ રહે છે; તેમ છતાં પણ શ્રી વિશ્નુ સહસ્ત્ર નામમાં લખ્યા પ્રમાણે યોગીયોના ધ્યાનમાં આવે તેવો છે.

આ વિચારો ઘણી વાર ચાકડે ચહડ્યા છે અને ચહડે જાય છે તેમાં આ લેખ પણ એક વધારા રૂપે ગણાશે—ધર્મના મત તો અખા ભક્તના કહેવા પ્રમાણે છે કે—

ખટ દરશનના જુજવા મતા,
માંહોમાંહી ખોતા ખતા,
એકનું સ્થાપ્યુ બીજો હણે,
આપને અન્યથી અધિકો ગણે,
અખા એ અંધારો કુવો,
ઝગડો ભાગી કોઇ ન મુવો.

એ પ્રમાણે છે. ગમે તેમ હોય છતા પણ જો ઇશ્વિર યા પરમેશ્વર કે કર્તા એવું કાંઈ જો ન માનવામાં આવે તો અંધાધુની થઈ જાય. કોઈ પણ આપણાં છુપાં કૃત જોનાર નથી એમ મનમાં ઠસાઈ જાય તો પછી બધા નિરંકુશ અને ખોટી રીતે સ્વતંત્ર થઈ પીડા આપનાર થઈ પડે. ચારવાક મત પસરે તો મોટી ગેર વ્યવસ્થા શરૂ થાય. ઘણા ખરા માણસોના વિચાર પરમેશ્વર અને પોતપોતાના ધર્મથી છુટા પડતા જાય છે તેવા સમયમાં પરમેશ્વર અને પ્રકૃતિ વિશે વિવેચન એક તરફી ચાલે તો જન સમાજને નુકશાનકારક થઈ પડે એમ મને લાગવાથી એમ વિચાર થયો કે હુ પણ કાંઇક યથાશક્તિ લખુ અને મ્હારા વિચારો રા. રા. શીર્ષોદની પેઠે દરસાવવા હિમ્મત કરૂ, વળી એમ પણ વિચાર થયો કે કોણ માથાકુટમાં પડે અને ટીકા થાય તે સહન કરે ? રા રા પ્રોફેસર આનંદશકરભાઈ જેવા ઘણા વિદ્વાનો જવાબ લખશે તે વાંચીશુ. એમ મનનુ સમાધાન કર્યું અને " મુક્તિનાં સાધન " વિશે લખાઈ આવે ત્યાં સુધી કાંઈ પણ ન કરવુ અને ચુપ બેસી રહેવું, એમ પણ નિશ્ચય કર્યો અને મનની અંદર જે વાત ઘોળાયા કરતી હતી તે બંધ પાડી પણ માણસના નિશ્ચય કાયમ રહેતા નથી તે તો કાળની ગતી યા આજુ બાજુનાં સંયોગો અને પોતાના મનના તુરંગોને આધિન છે

તા. ૨૯ મી એપ્રીલ સ. ૧૯૧૪ ના રોજ મહવારના આશરે છ બજે હું નિત્ય નિયમ મુજબ માહારી આરામ ખુરશીમાં હાથમાં માળા લઈ પડયો કે તરત એક સ્વપ્ન આવ્યુ તે જાણે કે હુ ગરમીના દીવસમા સહવારે મહારી ઑફીસમાં ગયેલો અને ત્યાં નહાવા માટે એક પટાવાળાએ જેવા ગરમ પાણીથી હું નાહુ છું તેવું પાણી એક તપેલામાં નહાવા માટે મુકયુ. હું શરીર ઉપર કળશીયા ઢોળાવા લાગ્યો, તે વખતે એમ પણ વિચાર આવ્યો કે આ* અશુદ્ધ પાણીથી નહવાય છે અને આ વખતે સંધ્યા પુજા થશે નહીં પણ વળી તેજ વખતે વિચાર થયો કે ફીકર નહીં દસ અગીયાર બજે ઘેર જાઇશ ત્યારે બીજી વાર નાહી પુજા કરી જમીશ. તે વખતે જાણે આમ પાસ કેદીયો બગીચાનું કામ કરતા હોય એમ જણાયુ.

વળી તે સાથે એમ પણ થયું કે પહેરેલ ધોતીયું ભીંજવવાથી બીજું કોઈ ઘેરથી મંગાવવા સમજુત આપી તે વખતે મ્હારી પાસે બે ત્રણ જણ હતા (તે કોણ હતા તે અહીં લખવા જરૂર જેવું નથી.) ધોતીયું બદલવાનું તો ન આવ્યું પણ તેટલામાં એક હાથી જેના ઉપર મહાવત બેઠો હતો તેવો ઝુલતો ઝુલતો ચાલ્યો આવતો હતો. છોકરાં "હાથી ગાંડો–હાથી ગાંડો" કહી ખીજવવા લાગ્યાં—તે દોટ કહાડીને આવ્યો અને હું એક ઓટલા ઉપર લપાઈને થરથરતો ભરાઈ બેઠો હતો તે તરફ આવ્યો. મહારાથી આશરે દશેક કદમ હશે અને સુંઢ ઉંચી કરી કે મહાવતે તરત અંકુશથી પાછો હઠાવ્યો ત્યારે મને બીક લાગે તે તો સ્વાભાવિક છે; વળી તે સાથે એમ વિચાર ઉત્પન્ન થયો કે આવા ગાંડા હાથીને શા માટે શહેરમાં ફેરવે છે? અને એમ પણ વિચાર ઉત્પન્ન થયો કે જો મહાવત જરા મરજી બતાવે તો હું એકદમ હડી કહાડી અમુક દીશાએ નહાસી જાઉં—એટલામાં આંખ ઉઘડી ગઈ અને નિવૃત્તિ થઈ કે આ તો સ્વપ્નું હતું, બીહીવાનું કારણ નથી. આશરે પાંચેક મિનિટ આ સ્વપ્નાને લાગી હશે. હું ખુરશી ઉપરથી ઉઠ્યો કે નીચેની કવીતાની એક લીટી મહારા મનમાં સ્વાભાવિક રીતે આવી ગઈ.

"નથી નથી શું ભાઈ કહે છે, કોઈક શક્તિ છે."

એટલે કે પરમેશ્વર નથી નથી એમ શું કહે છે? પરમેશ્વર યા એવી કોઈ અકળીત છવતી જાગતી શક્તિનું અસ્તિત્વ છે. આથી મને બહુ આશ્ચર્ય લાગ્યું, અને એમ સ્ફૂરણા થઈ કે પાદપૂર્તિ કરૂં. ઘણું કરી સ્વપ્નની હકીકત તરત જ ભુલી જવાય છે એમ હું જાણું છુ તેથી ઉપરની તમામ બીનાનો ખ્યાલ મેં તરત કર્યો કે ભુલી જવાય નહીં. પછી મેં આશરે બે કલાક પછી નીચે પ્રમાણે પાદપૂર્તિ પુરી કરી અને આ લેખ લખવા બેઠો.

### લાવણી.

ઝાડ પાન પશુ પૃથ્વિ જો તું, વાયુ ને વળી મ્હે,  
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૧

માત તાત ને ભગિ ભાઈ, નારી પરનો નેહ,  
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૨

ચાર વાક ને જૈન મતો, શકર મુનીતે ચુપ રહે,  
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૩

ચાલે નિત્ય નિયમસર કામો, ટાઢ તાપ તું સહે,  
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૪

થાપે કોણ ઉથાપે તેને, કોણ? અને તે કહે,  
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૫

કર્મ કરેલાં ભોગવરાવે, તેમાં શું સંદેહ,  
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૬

જગ કર્તાનો અનાદર જો, કરીયે તો શું રહે,
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૭

ઘડીયાળી ઘડીયાળ કરે જ્યમ, પંચભૂત આ દેહ,
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૮

રાગ દ્વેષને મમતા માયા, પૂરમાંહીં સહુ વહે,
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૯

તર્ક વિતર્કો પળ પળ ઉઠે, ચર ચર ચિંતા દહે;
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૧૦

શત્રુ મિત્રો એક બીજાને, ધીઃકારે ને ચહે,
નથી નથી શું ભાઈ કહે છે, કોઇક શક્તિ છે. ૧૧

મથીમથી થાક્યા નેતી બોલ્યા, અકળિત ગતી કોણ લહે,
નથી નથી શું ભાઈ કહે છે. કોઇક શક્તિ છે. ૧૨

નિરંતર આવી જ બાબતનુ મનન કરનાર માક્ષરો કહો કે આ શું? જનકવિદેહીના સ્વમા જેવો આ દાખલો પણ છે, જે ઉપરથી રાજાએ પ્રશ્ન ઉઠાવ્યો હતો કે "આ સાચું કે તે સાચું?" વળી સ્વમામાં પણ વિચાર ઉપર પ્રમાણે ઉત્પન્ન થયા!!!

સ્વમાં તો આળપપાળ છે, હજારો આવે છે અને જાય છે, કાંઈ તે છપાવવા જેવાં હોતા નથી પરંતુ ઉપરની કવીતાની લાઇનની મને સ્ફુરણા થઈ તેથી આ મહારૂં સ્વપ્નું વાંચવા તસ્દી આપવી પડી છે. તે કલ્પિત છે એમ કોઈ પણ પ્રકારે શંકા ઉઠાવશો નહીં કારણ તેમ કરવા મને કાંઈ નીસબત નથી. હું પણ સત્યને વળગી રહેનારાઓમાંનો એક છું, અને તેના કાયદા પ્રમાણે ચાલુ છું.

વળી એક વાત લખવી રહી જાય છે તે એ છે કે હુ કવીતા લખવા બેઠો ત્યારે એમ લાગ્યું કે લખનાર રા. રા. શીર્પોદને હું ઓળખતો નથી યા જાણતો નથી પણ તેઓ વિદ્વાન વર્ગમાંના પ્રતિષ્ઠિત પુરૂષ અને વખતે મ્હારાથી મોહોટી ઉમરના પણ હોય જેથી મહારે એમને અગર એમના જેવા મત વાળાને બહુ વચનમાં કહેવું જોઇએ કેઃ—

નથી નથી શું ભાઈ કહો છો, કોઇક શક્તિ છે.

પણ એમ કરવાથી spontaneous યા સ્વાભાવિક લાઇનો નીકળવા માંડી નહીં તેથી જે મૂળ લાઇન ઉત્પન્ન થઈ તે જ રાખી અને આગળ ચલાવવું પડયું; તે એવા અર્થમાં હું લઉં છું કે પરમેશ્વરને અને આપણા સ્નેહીને તુંકારેથી પણ બોલાવીએ છીએ તે એક ખરા ભાવની નિશાની છે માટે તે પ્રમાણે ગણી રા. રા. શીર્પોદ ક્ષમા કરશે. વળી એમનામાં પણ આત્મા રૂપી ભગવાન યા તેમના સિદ્ધ કરેલા અભિપ્રાય પ્રમાણે સર્વ વ્યાપક પરમેશ્વરની જગા લેનાર પ્રકૃતિનો કર્તા બીરાજમાન્ય છે એટલે એક વચનમાં તેમને કહેવામાં મહારો દોષ નહીં ગણાય. ભિન્ન મત થવાથી વખતે મહારા જેવા અલ્પ જ્ઞાનવાળાને બળીયા

સાથે બાથ ભીડવા જેવુ થતું હોય તો પણ હન્મન જેવુ દુ ગણુતો નથી કેમકે સત્યને જો આપણે વળગી રહીએ તો સાચુ કહેવા યા લખવાને તો આપણે બધાયા જ છીએ "ખરૂ બોલે તેમા શો ખાર" એ ન્યાયથી અને વિશેષ જાણવાની ઉત્સુકતાથી આગલુ લખવુ પડયુ છે

બાઇબલમા પણ God યા પરમેશ્વર શબ્દ વાપરવામા આવે છે કુરાનમા પણ ખુદા શબ્દ છે—આપણા શાસ્ત્રોમા પણ ઇશ્વર યા પરમેશ્વર શબ્દ છે, ત્યારે પરમેશ્વર તો હોવો જ જોઇએ—તેના વિના કાંઈ પણ ખાલી નથી—તે સર્વ વ્યાપક, સર્વજ્ઞ અને સર્વ શક્તિ માન છે તેની ના કેમ કહેવાય?

સ્થૂલ દ્રષ્ટિથી ઇશ્વર જોવાતો નથી પણ સુક્ષ્મ દ્રષ્ટિવાળા જોઈ શકે ખરા ગીતા અધ્યાય ૧ ના શ્લોક ૧૩ ૧૪ મા જે પરમેશ્વર કહ્યો છે તે જ પરમેશ્વર, તેનાથી યા જેની શક્તિ વડે આ વિશ્વની રચના નિયમસર ચાલે છે ગીતાના ૧૦-૧૧-૧૨ અને ૧૩ મા અધ્યાયમા પરમેશ્વર કોણ છે, ક્યા છે અને કેવા કર્મોથી મળે છે તે જણાવેલુ છે અને અનેક જન્મોમા યોગ વિગેરે પ્રયત્નો કરતો આવેલો યોગી પરમ ગતીને પ્રાપ્ત થાય છ એમ ગીતાજીના સાતમા અધ્યાયમા છે, કેવી તતન્ત્રથી ઉપરના અધ્યાય ાા અભ્યાસ કરવામા આવે તો સમજાય કે "જેને પરમેશ્વર કહીએ છીએ તે આ પ્રકૃતિ જ છે પ્રકૃતિ જડ હોઈ તેને પ્રાર્થના કે સ્તુતિની અસર થતી નથી" તે સમજવાની મનુષ્ય માત્રને જરૂર છે પરમેશ્વર જોવો કોઈ માણસ જાણતો નથી એટલે કે આપણા નજર જોવામા આવતો નથી" એ વાત ખરી છે પણ પરમેશ્વર મનુષ્ય રૂપે મહાશક્તિ બનાવ છે તે ચરાચર વ્યાપક થોડે ઘણે અશે છે અને છે જ એ મહાનશક્તિ તો અલૌકીક છે જેને આપણે પરમેશ્વરના નામથી ઓળખીએ છીએ

આ લેખમા લખેલી ચર્ચા બહુ જાણીતી છે, લખતા પાર આવે તેવી નથી, જેમ જેમ વિશેષ મનન કરીએ તેમ તેમ લખાતુ જાય વળી આ લખવુ રહી ગયુ અને તે લખવુ રહી ગયુ એમ તર્ક ઉઠયા જ કરે અને તેથી કાગળો ઉપજે એટલુ લખાણ થઈ જાય તેથી મન ઉપર કાબુ રાખી આ લેખ સમાપ્ત કરવા રજા લઉ છુ

તાના તારીખ ૨૪ મે સ ૧૪ પાટણ (ગુજરાત)

મહેતા નરસેરામ જમીયતરામ.

---

# ગ્રંથાવલોકન.

રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠે રચેલુ 'રાઈનો પર્વત*' એ નાટક વાચતા તે વિશે મને વિચાર સુઝયા છે તે સક્ષેપમા નીચે પ્રમાણે દર્શાવુ છુ

વસ્તુવિધાન અને લેખનક્રિયા જેમ જેમ તપાસુ છુ તેમ તેમ આકર્ષક લાગતા આવે છે ગ રમણભાઇના મગજ ગાંભીર્યની ઉંચા પ્રકારની છબી પડી આવી છે

* કર્તા ઓનરેબલ રા બ રમણભાઇ મહીપતરામ નીલકંઠ કિંમત ૧-૦-૦

પહેલું સાવિત્રી–કલ્યાણકામનું જોડું, બીજું કમલા–દુર્ગેશનું, અને ત્રીજું જગદીપ–વીણાનું, એ વ્યવસ્થા સૂક્ષ્મ ઔચિત્યવાળી છે.'

દુર્ગેશ, જાલકા, ગૌર, પર્વતસિંહ, રૂપવતી, મંજરી, શીતલસિંહ, અને પુરોહિત:—જગતનાં પાપ અને દુઃખનાં સ્થાયિ કારણોની આ રા. રમણભાઇની યોજેલી મૂર્ત્ત પરંપરા પણ અનેક રીતે સૂચક છે.

બાહ્ય જગતથી અત્યત સુરક્ષિત રાખેલા બગીચાનું એકાંત તોડનાર યુરોપીય મહા નાવોનું રૂપક મગરમચ્છ—એ રા. રમણભાઇની કલ્પના, તેમના સંપ્રદાયનું મંતવ્ય, કે એ એકાંત તોડવાનો ઇશ્વરી સંકેત બગીચામાં મૂર્છાવશ થઈ ગયેલ પ્રેમમંત્રને પાછો જાગ્રત કરવાનો હતો એ, જેને ગ્રાહ્ય નહીં હોય એવાઓને પણ લલિત લાગ્યા વગર ન રહે એવી છે.

વિધવાવિવાહની બાબતમાં રા. રમણભાઇનો સંપ્રદાય આટઆટલું ગૌરવ જોવામાં સદ્‌સદ્વિવેકની મર્યાદા ઓળંગી જાય છે એવો જેમનો મત હશે તેમને પણ તેમના નાટકમાંની મુખ્ય રેખાઓ સ્વીકારવી જ પડે એવું ચિત્ર તેમણે આલેખ્યું છે. વીણાના ઇતિહાસવાળા, બાલવિધવાનાં લગ્ન જગદીપ સાથે કલ્યાણકામ સાવિત્રી દુર્ગેશ કમળા અમૃતદેવી અને લીલાવતી જેવાં વડીલોની સંમતિથી થાય, અને ગુજરાતની ગાદી જાય તો પણ ખેર એવા સાહસિક આત્મભોગની સ્થિતિમાં થાય, એની સામે કોણ વાંધો લઈ શકે ? વળી વીણાના પિતા વૃદ્ધાવસ્થામાં નવયૌવના રૂપસુંદરી પતિવ્રતા લીલાવતીને પરણે અને પરણ્યા પછી એ ગંભીર પાપના પ્રાયશ્ચિત્ત તરીકે જુવાની પાછી મેળવવાની અશક્ય વાતને શક્યવત્ માને, એ બીજમાંથી ઉત્પન્ન થતા નાટકમાં વિધવાવિવાહ (ઉપર જણાવી તે મર્યાદાઓમાંના વિધવાવિવાહ)ને પ્રાધાન્ય આપવામાં આવે, એ તે કયા પ્રકારના તર્કજાલથી અનુચિત ઠેરવી શકાવાનું ?

બવાઇસંગ્રહની વાર્તાના સ્થૂલ ગ્રામ્ય ખોખામાંથી એક સુપ્રતિ કથાની કલ્યાણ સૃષ્ટિ થઈ આવી છે. 'વીણા' નું નીતિસૂત્ર કે 'સરલ પથ મન અભિલાષા,' એને કલાપ્રદેશમાં જ સંકોચી લઇએ તો નાટકની વસ્તુઘટનામાં એ અભિલાષા સિદ્ધ કરવાને માટે રા. રમણ લાગ્યું કે લજ્જા. અને કલ્યાણકામ ઉભયનું નયસૂત્ર કે શાંત ગંભીર નનન વગર તે ગૂંચો વર્ગમાંના પ્રતિષ્ઠિત પુરે સેવન કેટલું સ્પષ્ટ છે.

એમને અગર એમના જે ભાઇનું સુગ્રથિત અને સરલતાની સ્પષ્ટતાથી લખાયલું તથા વચ્ચે

નથી નથી શુભમતી ઉચ્ચાભિલાષાઓના પ્રકારવાળું નાટક પ્રજાના નાટ્ય

પણ એમ કરવાથી spontaneous પ્રિય નહીં નીવડે. આપણા જમાનાની સમગ્ર તેથી જે મૂળ લાઇન ઉત્પન્ન થઈ તે જ રાખી અદ્‌ભુત પ્રતિભા વિનાના આપણાં સાહિત્યમાં હું લઉં છું કે પરમેશ્વરને અને આપણા સ્નેહ ન જ હોઈ શકે. આમ કેમ એનો ખુલાસો ખરા ભાવની નિશાની છે માટે તે પ્રમાણે ગ અટકીશ.

નામાં પણ આત્મારૂપી ભગવાન યા તેમના િ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.

લેનાર પ્રકૃતિનો કર્તા બીરાજ

મેશ્વરની તે ણાય. ભિન્ન મત થવાથી

મહારો હોય

# સંવત્ ૧૪૬૬ માં રચાએલા દેવસુંદરસૂરિના શિષ્ય ગુણરત્નસૂરિના ક્રિયારત્ન સમુચ્ચયમાંથી પ્રાચીન ગુજરાતીનો વિભકિત વિભાગ (tenses) તથા સંવત્ ૧૫૦૭ માં રચાયેલું વાકય પ્રકાશ ઔક્તિક.

જૈન આચાર્યોએ ઘણાંક ઔક્તિકો લખેલાં છે અને તે ઔક્તિક મુગ્ધજનના બોધને વાસ્તે હોવાથી તેમાં તે વખતની ભાષામાં વ્યાખ્યા, ઉદાહરણો સ્પષ્ટીકરણો તથા અર્થો આપેલાં હોય છે. ઔક્તિક એ શબ્દ, ઉક્તિ ઉપરથી થયેલો છે. **ऋवजृद्ब्राह्मणकं प्रथमाध्वर पुरश्चरणनामाख्याट्ठक्** ૪-૩-૭૨ એ સૂત્રથી ઉક્તિઓના વ્યાખ્યાન રૂપ (વ્યાકરણ) ગ્રંથના અર્થમાં ठक् પ્રત્યય લાગતાં ઔક્તિક એ સિદ્ધ થાય છે.

મુગ્ધાવબોધમાં—प्रायः प्राकृत उक्तीनां संग्रहः क्रियते मया । (ઘણું ખરું પ્રાકૃત ભાષામાં પ્રાકૃત ઉક્તિઓનો સંગ્રહ મારાથી કરાય છે.)

ક્રિયારત્નસમુચ્ચયમાં अथ बालानामवबोधाय प्राकृतवार्ताभिर्विभक्तिविभागो वर्ण्यते ॥

વાક્ય પ્રકાશ ઔક્તિમાં मुग्धबुद्धिप्रबोधार्थमुक्तियुक्तिः प्रतन्यते ।

ઔક્તિકમાં देवदेवं नमस्कृत्य जिनं त्रिजगदीश्वरम् ।
संक्षेपादौक्तिकं वक्ष्ये बालानां हितबुद्धये ॥ १ ॥
षट् कारकाणि संबंधः स्याद्या: सप्तविभक्तयः ।
दश त्याद्यास्त्रयः काला ज्ञेयाः संस्कृतमिच्छता ॥ २ ॥
उक्तिः पंचविधा ज्ञेया भावे कर्तरि कर्मणि
कर्मकर्त्तरि विज्ञेया हेतुकर्त्ता च पंचमी ॥ ३ ॥

ક્રિયારત્નસમુચ્ચય સંસ્કૃત ધાતુના રૂપો જાણવાને વાસ્તે બનાવેલો છે અને તેમાં વિભક્તિ (tenses & mood) ના સરળ જ્ઞાનાર્થે સંસ્કૃત ઉદાહરણો ગૂજરાતી અનુવાદ સાથે સમજાવેલા છે તે તથા ज्ञेयाः संस्कृतमिच्छता તે ઉપરથી આ ઔક્તિકો સંસ્કૃતના જ્ઞાનાર્થે જ રચાયેલાં હતાં તેમાં સંદેહ રહેતો નથી. આ ઔક્તિકો સંસ્કૃતના સંપૂર્ણ જ્ઞાનને માટે નહી પણ વાક્યપ્રયોગમાં ઉપયોગિ ક્રિયા કારક પ્રાતિપદિક તદ્ધિત તથા કૃતની માહીતી આપવાને

છે; અને તે મુગ્ધજનોના બોધને વાસ્તે હોવાથી તે તે પ્રયોગો પ્રાકૃત ભાષામાં સમજાવેલા છે. મુગ્ધાવબોધમાં ક્રિયા બહુજ સંક્ષેપમાં કહેલી છે તથા ભવિષ્ય વગેરેને તો સમજાવા મૂકી દીધેલા છે. તેથી ક્રિયારત્નસમુચ્ચય જે દેવસુંદરસૂરિના શિષ્ય ગુણરત્નસૂરિયે સંવત્ ૧૪૬૬ ની જે સાલમાં રચેલો છે તેમાં પ્રાચીન ગૂજરાતી રૂપો આપેલાં છે તે જૂની ગૂજરાતી ભાષાના અભ્યાસીને ઉપયોગી થઈ પડશે એવી આશાથી નીચે આપેલા છે. મુગ્ધાવબોધ સં. ૧૪૫૦ રચાયેલુ છે અને તેના કર્તા પણ દેવસુંદરસૂરિના શિષ્ય હતા. પ્રોફેસર મણીલાલની પાટણના ભંડારોની યાદીમાં તેના કર્તા તરીકે કુલમંડનનુ નામ જણાવેલુ છે. જે પ્રતીકોના આ લેખમાં ઉપયોગ કરેલો છે તેમાંનો એક પ્રતીક સંવત્ ૧૪૭૦ માં લખાયેલા ક્રિયારત્ન સમુચ્ચયના પ્રતીક ઉપરથી ઉતારેલો છે તેથી તે વખતની ભાષાનો યથાર્થ ખ્યાલ આપી શકશે વાક્ય પ્રકાશ ઔક્તિક સંવત્ ૧૫૦૭ માં સિદ્ધપુરમા વડતપગચ્છના રત્નસિંહસૂરિના શિષ્ય ઉદયધર્મે પ્રાથમિક સ્મૃતિને વાસ્તે બનાવ્યુ હતું.

> गुरुतपगणगगनांगनगणतरणिश्रीरत्नसिंहसूरीणाम् ।
> शिष्याणुनेदमौक्तिकमुदितमिदंमुदयधर्मसंज्ञेन ॥ २६ ॥
> मुनिगगनशरेंदुमिते वर्षे हर्षेण सिद्धपुरनगरे ॥
> प्राथमिकस्मृतिहेतोर्विहितो वाक्यप्रकाशोयम् ॥ २७ ॥

આ ઔક્તિમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ બન્નેમા મલીને ૧૨૭ શ્લોકો છે. તેમાં ઉક્તિઓ, કારક, તદ્ધિત, કૃત્ વગેરેનો વિચાર કરેલો છે. આની એક જીર્ણ આઠમાં ઓછી સાડાત્રણસો વર્ષની જૂની પ્રતિનો ઉપયોગ કરેલો છે વાક્ય પ્રકાશ ઉપર ત્રણ ટીકાઓ છે. ત્રીજા ગ્રંથ ઔક્તિક–નો કર્તા, રચના સાલ વગેરે આપેલું નથી. આ બન્ને મુગ્ધાવબોધની પછીની ભાષામાં કેવા ફેરફારો થયા તે જાણવાને ઉપયોગી થઈ પડશે.

### ક્રિયારત્નસમુચ્ચયમાંથી.

#### વર્તમાન.

| કર્તરિ | ભાવે | કર્મણિ |
|---|---|---|
| | સુઇઅઇ બઇસીઅઇ | હૂ કીજઉ |
| | | તૂ કીજં તુમ્હે કીજઉ |
| | | કીજઇ કીજઈ |

### વિધિ વર્તમાન.

વિધિ. (विधिनिमन्त्रणामन्त्रणाभीष्टसम्प्रश्नप्रार्थने)

કરેવઉં સેવઉં દેવઉં — શ્રાવકઈં વિનઉ *જિનરહઈં કરિવઉ

કરિજ્જે સેજ્જે દેજ્જે — જન્મનઉ ફલ સેવઉં દેવઉં દાનુ દેવઉં

હૂં કરિજઉં અમ્હે — અમ્હે ભીખ જિમિવી જૂનઉં વસ્ત્ર પહિરવઉં

તૂ કરિજે તુમ્હે કરિજ્જે — (भुञ्जीमहि वयं भैक्षं जीर्णं वासो वसीमहि)

| અનુજ્ઞા | અનુમતિ | આશિષ્ |
|---|---|---|
| ગુરિ અણુજાણિઉ ચેલઉ વ્યાકરણ પઢત | કરઉ લિઉ દિઉ | ઍઉ રાજ્ય કરઉ |
| (કર્તરિ) હૂં કરિજઉ તિણઈં કીજઇ (કર્મણિ) | તૂં કરિ | એહના વઈરી મરઉ |
| તૂં કરિજે હુઇઅત (ભાવે) | કીજઉ / દીજઉ (કર્મણિ) | |

### અતીત.

| અદ્યતન | હ્યસ્તન | સામાન્ય | |
|---|---|---|---|
| આજુ કીધઉં લીધઉં | કાલિ લીધઉં | આગઇ કરતઉ / આગઇ કરતા | કર્તરિ |
| | | આગઇ કીધઉ / આગઇ લીધઉ | કર્મણિ |

લહુડપણિ દિહાડી પ્રતિ હૂં બિ કરસ ધી જિમતઉ અમ્હે સઉ શ્લોક પઢતા

તૂં દિહાડી પ્રતિ ૫૦ શ્લોક વ્યાખ્યાનિ ભણતઉ તુમ્હે ત્રિન્નિ સઈ ગ્રન્થ લિખતા

એઉ પાંચ જોઅણ ભૂમિ ચાલતઉ એ ચેલા દિહાડી પ્રતિ બિ સહસ્ર સજ્ઝાય ગુણતા

એઉ ગામિ ગિઉ (કર્તરિ) જાણુંહો આપણિ દેવપણઇ તીણઇ વિમાનિ વસતા

ઘણઈં ધર્મુ કીધઉ (કર્મણિ) અમ્હે હો સંઘ સાથઇ શ્રીશત્રુંજઇ શ્રીગુરુ ચાલિઆ

ઘણઈં પુરુષઈં દસ ગ્રામ પામ્યાં (કર્મણિ) જાણું હો મિત્ર અહે દિહાડે આપણિ જલ કેલિ કરતા

ઘણઈં વસ્ત્ર વીકયાં (કર્મણિ)

* ષષ્ઠીના અર્થમાં રહઇ એ તદ્ધિત પ્રત્યય વાપરેલો છે. આ રહઇ અને મારવાડીમાં ચતુર્થીના પ્રત્યય રઇનો સંબંધ માટે જુઓ *Dative and genitive postpositions in Gujarati and Marwari*; Tessitori J.R. A. S. 1913 pp. 563 et seq.

માડ-યોગે અદ્યતન | આક્રોશે માડ-યોગે અદ્યતન.
---|---
| મ કીધુ મ દીધુ રખે જીવતઉ રખે કરતઉ
મ કરે મકરિજે મ કરિસિ મ દિઇ | મ લીધુ મ જાઇઉ રખે જાતઉ
મ દેજે મ દેસિ |

ક્રિયાતિપત્તિ | આશીઃ
---|---
જઇ કિમઇ અમુકં કરત નિઅત દિઅત તઉ અમુક હુઅત | કરિજ્યઉ પરિજ્યઉ
ભવિષ્ય | મરિજ્યઉ હુજ્યઉ

હૂં કરિસુ અમ્હે કરિસિઉં

તૂં કરિસિઇ તુમ્હે કરિસિઉં

કરિસિઇં તેસિઉં તેસિઇં

### વાક્ય પ્રકાશમાંથી.

प्रणम्यात्मविदं विद्यागुरु श्रीदेवबर्धनम् ।
मुग्धबुद्धिप्रबोधार्थमुक्तियुक्तिः प्रतन्यते ॥ १ ॥
द्विधोक्तिः प्रखरा वक्रा प्रखरा कर्त्तरि स्मृता ।
वक्रा कर्मणि भावे च

(कर्मकर्त्तरि) सुखि भगाइ ए ग्रंथु ग्रथोऽय पठ्यते सुखम् ।
आफणी कण वीकाइ विक्रीयते कणाः स्वयम् ॥ १० ॥
भगवन् तुम्हे वदाउ आफणी आपणे गुणे ।
भगवंतः स्वयं यूयं वंद्यध्वे निजकैर्गुणैः ॥ ११ ॥
आफणी अम्हि पूजाउं स्वयं पूज्यामहे वयम् ।
पचाणु आफाणे कूर अपाचि स्वयमोदनः ॥ १२ ॥

(भावे) अमुकई अमुकउं करतइ अमुकइ होतइ इति प्रयोगि यथा

(कर्त्तरि भाव) सूर्येऽभ्युदयं गच्छति कजेषु विकसत्सु रात्रिरगात् ॥ १८ ॥
अमुकइं इसिं करीतइ होई हो तसइ कर्मभावयोश्च यथा ।

(कर्मणि भाव) रविणा क्रियमाणेऽह्न्युदीयमाने च याति तमः ॥ १९ ॥
करतु भणतु एवं तकारो यत्र दृश्यते
तत्र शत्रानशौ ज्ञेयौ तुल्यकालक्रियागतः ॥ २० ॥



करीतुं दीजतुं एवमादौ यत्तेन ईजनौ ।
यमान इति तत्रानश् तृतीया चास्य कर्तरि ॥ ३९ ॥
देणहारलेणहारेत्यर्थे णकतृचो तयोः।
कर्तरि च विभक्त्यादं षष्ठीत्वाप्ये मदीयके ॥ ३८ ॥
करवुं राहिवुं देवुं इत्यादौ कृत्यप्रत्ययाः
कार्यं स्थानीयमेतव्यं देयं कृत्यं तव त्वया ॥ ४० ॥
करी लेईत्यादिवाक्येष्वीकारो यत्र जल्प्यते ।
तत्र पूर्वक्रियायां क्त्वा द्वितीया चास्य कर्मणि॥ ४२ ॥
(यथा) स्नात्र करी जिन पूजइ स्नात्रं कृत्वा जिनं स पूजयति ।
धन इवरि पेसइ धनानि लात्वा गृहं प्रविशति ॥ ४३ ॥
करिवा भणिवेत्यादौ यत्र वाकार उच्यते ।
तत्रोत्तरक्रियायें तुम् तद्व्याप्ये च द्वितीयिका ॥ ४४ ॥
(यथा) घर करिवा धन मागइ गृहाणि कर्तुं धनानि मार्गयति ।
गुरु भगवा गुरु सेवइ सुनिमध्येतुं गुरून् भजति ॥ ४९ ॥
ईकारे सत्यपि ज्ञाशकूधात्वर्थो यत्र योज्यते ॥
तुमेव तत्र विज्ञेयो न तु क्त्वाप्रत्ययो भवेत्॥ ४६ ॥
एउ दान देई जाणइ अनइं तप करी सकइ
दानं दातुमयं वेत्ति तपः कर्तुं च शक्नुयात् ॥ ४७ ॥
भागणुं काठइत्यादौ प्रत्ययौ घुरकेलिमौ ।
भंगुर भिदुरं काष्ठ केदाराश्च पचेलिमाः ॥ ४८ ॥
यत्र प्रयोक्तृव्यापारे णकारो वाक्यमध्यगः।
तत्र णिग् प्रत्ययो यद्वत् छात्रान् भाणयते गुरुः ॥ ४९ ॥
करिवा वांछइ भणिवा हींडइ इत्येवमादिषु स्यात् ।
माधुश्चिकीर्षति तपः श्रीसिद्धांतं च बिभणिषति ॥ ५० ॥

वर्तमान—કર્મકર્તાઉક્તિ સુખિ ભણાઈ એ ગ્રંથુ આ ગ્રંથ સુખે ભણાય છે
(સુખા० એ ગ્રંથ સુખિ પાયઈ)
આક (પ) ણી કલુ વીકાઈ—કણ્ણ એની મેરે વેચાય છે
ભગવન્ તુમ્હે વદાઉ આદ્ (પ) ણી આપણે ગુણે

ભગવન્ તમે તમારા ગુણોથી પૂજ્યો છો

આપણિ અમ્હિ પૂજઉં—આપણે આપણી મેરે પૂજાઇએ છીએ.

અતીત પચાણ્ આપણિ કૂર—ભાત એની મેરે રંધાયો

કર્તરિભાવે અમુકઈ અમુકઉં કરતઈ અમુકઈ હોતઈ—અમુક અમુક કરે તો અમુક થાય છે

કર્મણિભાવે અમુકઈ ઇસિ કરી તઇ હોઇ હોત તઇ—અમુકથી એવું કરાતાં અમુક થાય છે

શતૃશાનચ્ કરતુ ભણતુ કરતો ભણતો ।

કરીતું દીજતું

તૃચ્ દેણહાર લેણહાર

કૃત્ય કરિવું રહિવું દેવું

ક્ત્વા કરી દેઈ સ્નાત્ર કરિ જિન પૂજઈ ધન લેઈ ઘરિ પેસઈ

( મુગ્ધા૦ કરી લેઈ દેઈ ઇત્યાદિ ઔક્તિકઈ)

તુમ્ કરિવા ભણિવા

ઘર કરિવા ધન માગઈ શુઈ ભણવા ગુરૂ સેવઈ

એક દાન દેઈ જાણઈ અનઈ તપ કરી સકઈ

આ દાન દેઇ જાણે છે અને તપ કરી શકે.

ધ્યણ્ ભાજણ કાર

ઇચ્છાર્થે—કરિવા વાછઈ ભણિવા દીંકઈ

આ ભાષામાં અને મુગ્ધાવબોધની ભાષામાં ઘણું સામ્ય છે. મુગ્ધાવબોધના ચેતુની પેઠે અહીંઆ મથુ એવું રૂપ પણ વાપરેલું છે.

મુગ્ધાવબોધ તથા વાક્યપ્રકાશ ઔક્તિકમાં પ્રાતિપદિક તથા ક્રિયાના રૂપો વાપરેલાં છે તેવાં રૂપો સંવત્ ૧૫૪૮ માં રચાયેલા વિપ્ર જનાર્દન કવિના ઉષાહરણમાં પણ નજરે પડે છે. અહીંઆ તે કાવ્યની સંવત્ ૧૬૭૩ માં લખાયેલી અતિ શુદ્ધ પ્રતિ ઉપરથી કેટલાંક ઉદાહરણો આપીશું.

મરમનિ કરઉ ? પમાઉ ૧-૧.

એકમના જે ગાઇયિઇ સાંભયિઇ જે રામ' ૧-૩

બયવન બાણ વધાવીઉ એ કીધુ એ શ્રોણિતપુરતુ ગજીઉરે ૫-૧

હર બાણાસુર કૈલાસિ સંચરઇ પ્રણમીય સ્વામિદાયક અસુરનઇ પદતસુઉં એ ૬-૧

આદિ ઉષાઈ આણી આલોચિઉ સાહેલરે ગિરરી વર દેઉરે સંસારિ

પ્રીતિ પાર્વતીઈ પૂછીઉં ૯-૧

તિહાં ચીણ લિખ્યૂ તિહાં ભોટ લિખ્યૂ મહા ભોટ લિખ્યું તિહાં

તિહાં સિંધુ લિપી સ્વેત વધાર ચીણ તિલંગ લિખ્યા બીજા નગર લિખ્યા અપારા તિહાં આવી

તિહાં સોરઠ લિપી સરગીરે તિહાં અનિરુદ્ધ લિખ્યાં શ્રી કૃષ્ણ લિખ્યાં બલદેવ લખ્યાં

તિહાં લાછરે

ચીર ચોલી લાવું જનાર્દન બાણઇ ચિરંછનુ યાદવનઇ કુલિ દીઠુ ૧૩

ડોબંક કહઇ નવિ મારીઇ સારીઇ વાત હું જાણૂ

કુલ પરિ પરિ પૂછીઉં કહુ તુ મંદિરિ હૂં આણૂ

ઇસિ સમઇ ઉષા આવીયાં ભાવિયાં અનિરુદ્ધ જોડિ

અમર અન્નોઅન્નિ ઇમ ઉચ્ચરઇ ૨૪

ઉષારે ચાલણહાર સાર કરઇ સહીયરતણીઅ ૨૭

આમાં દીઠુ રાછઉ પાર્વતીઈ, ઉષાઈ, પદતણઉં, યાદવનઇ, કૈલાસિ, કુલિ, મંદિરિ અન્નોઅન્નિ, ઉચ્ચરઇ, કહઇ, કરઇ, કરઉ, પૂછીઉં, આલોચિઉં, વધાવીઉ, ગાઇસિઇ સાંભળિઇ, ચાલણહાર, પ્રણમીય, વગેરેને મુગ્ધાવબોધના તથા વાક્યપ્રકાશના તેવા, રૂપોની સાથે સરખાવો.

(અપૂર્ણ.)

ચી. ડી. દલાલ.

# બીજા ઓષ્ઠો અને બીજાં હૃદયો.

( શિખરિણી. )

બીજા ઓષ્ઠો જ્યારે નિજ પ્રણયને વ્યક્ત કરશે,
બીજા ઉરો જ્યારે નિજ પ્રણયમા મગ્ન બનશે,
બીજા પ્રેમીઓની જન મૃદુ મીઠી ગોઠી મનશે,
અને એ આલાપે પ્રણયઅભિલાષા પ્રકટશે ૧

અરે ! એવા દશ્યે સ્મરણ ગૂઢ છૂપ્યુ કદી હશે,
અરે ! એવા સ્નેહે કદી સ્મરણ સ્વસ્નેહનું થશે,
અરે ! એથી સન્મુખ ગત સમયનુ સુખ દીસશે,
અને . ત્યારે મારૂ સ્મરણ તવ ઉરે પ્રિય ! થશે ૨.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

---

૧ મીસીસ હેનરી વુડની 'East Lynne' નામક નવલકથામાના નીચેના કાવ્ય ઉપરથી:—

"When other lips and other hearts
Their tales of love shall tell,
In language whose excess imparts
The power they feel so well,
There may, perhaps, in such a scene
Some recollection be,
Of days that have as happy been—
And you will remember me"

* દિવાન બહાદુરની સંમતિ અહીં મૂકવી.

# વ્યાઘ્રાચાર્ય બૃહલ્લાંગૂલ*

એક સમયે વાઘ લોકોએ ગીરના વનમાં એક મ્હોટી સભા બોલાવી. વનના મધ્ય ભાગમાં એક ઉંચાણવાળી જગ્યાએ આ મહા પ્રાણીયોની હાર્યની હાર્ય બેઠી હતી. વનના ગાઢા અંધકારમાં ત્હેમના સફેદ અને મ્હોટા દાંતનો પડછો સ્પષ્ટ જણાતો હતો. સર્વાનુમતે અમિતોદર નામના એક વૃદ્ધ વ્યાઘ્રને સભાનું પ્રમુખપદ આપવાનું નકી થયું. માનવંતા અમિતોદર ગંભીરતાથી પોતાની પૂંછડીના ટેકાથી બેઠા થયા અને પ્રતિષ્ઠિત શ્રોતાજનોની સભા આગળ નીચે પ્રમાણે ભાષણ શરૂ કરી સભાનું કાર્ય આરમ્ભ્યું.

"આપણી જાતિના ઇતિહાસમાં આજનો દિવસ ઘણો સ્મરણમાં રાખવા લાયક છે. આપણા જેવી પ્રાચીન, અરણ્યવાસી અને માંસાહારી જાતિના પ્રતિષ્ઠિત સામાજિકો, આપણું અરસપરસ હિત વધારવાના વિચારથી વિવાદ ચલાવવા આ સભામાં આવેલા હુ જોઉ છું. અફસોસની વાત એ છે કે બીજાં દ્વેષી તથા નિંદક પ્રાણીયોએ વાત ફેલાવી છે કે આપણે હળતામળતા નથી, સંયુક્ત નથી પણ દરેકથી વિયુક્ત રહી વનમાં છુટા છુટા વશીયે છીએ. આજની આ મ્હોટી સભાના ઉદ્દેશોમાંનો એક મુખ્ય ઉદ્દેશ, આવી ખોટી અને દુષ્ટ ચર્ચાની સ્હામે વાંધો ઉઠાવી ત્હેનો રદીયો આપવાનો છે. આપણે દરેક રીતે એટલા તો સુધરતા જઇએ છીએ કે થોડા જ સમયમાં, સજીવ પ્રાણીયોમાંના સૌથી સુધરેલા આચાર વિચારવાળા તથા સંસ્કારી પ્રાણીયોમાં ગણાઇશું એમ હુ આશા રાખું છું. આજે જેવી રીત્યે આપણે એકઠા થયા છીએ ત્હેવી જ રીત્યે ભવિષ્યમાં પણ સંયુક્ત રહી આપણો પૂર્વકાળથી ચાલ્યો આવેલો—બીજા પ્રાણીયોનો આહાર કરવાનો—ધંધો સલાહ અને શાન્તિથી ચલવીશું એમ હું આશા રાખું છુ (જમીન ઉપર પૂછડીઓના પછાડા કરી સર્વ શ્રોતાજનોએ પાડેલી તાળીયો). અને બન્ધુઓ ! હવે આજની સભા ખાસ શા કામ માટે બોલાવી છે તે હું ત્હમને ટુંકામાં જણાવવાની રજા લઉં છુ. ત્હમને સર્વેને ખબર તો હશે જ કે હમણા થોડાંક વર્ષ થયાં આપણી જાતિમાંથી સભ્યતા વગેરે ઓછાં થતાં ગયાં છે. તે વાત નિર્વિવાદ છે. ત્હેનો ઉપાય સ્હેલો છે. આપણામાં ઘણાઓને કેળવણી પ્રાપ્ત કરવાની તીવ્રેચ્છા થઈ છે. આજકાલ બધી જાતનાં પ્રાણીયો કેળવણી લે છે તો આપણે તે પ્રમાણે શા માટે ન કરવું જોઇયે. આ કોન્ગ્રેસ આપણી જાતિની કેળવણીના ઉપાયો યોજવાને મળી છે. આટલું કહી હવે આ સભાનું કામકાજ શરૂ કરવાની તથા ત્હમારી સન્મુખ જે કાંઈ વિષયો મુકાય તે ઉપર ચર્ચા ચલાવવાની ત્હમને વિનંતિ કરૂ છું."

પ્રમુખના આ ટુંકા ભાષણને સર્વેએ ભયંકર ઘુઘવાટ અને ગર્જનાઓથી અનુમોદન આપ્યું. પછી ઘણા ઠરાવો વંચાયા, અને ત્હેને અનુમોદન આપનારાં લાંબા લાંબા ભાષણો થયાં. ભાષણો વ્યાકરણ તથા વક્તૃત્વની દૃષ્ટિયી જોતાં ઘણાં સારાં હતાં પણ અવાજના

* સ્વ. બંકિમચન્દ્ર ચટરજીના મૂળ બંગાળી લેખના અંગ્રેજી લેખનું ભાષાન્તર.

દષ્ટિબિન્દુથી જોતાં તે ઘણાં ભયંકર હતાં. આખું વન તેથી ગાજી ગયું હતું. સભાનું બીજું બધું કામ થઇ રહ્યા પછી પ્રમુખ બેઠા થયા અને બોલ્યા" આપ સર્વેને ખબર તો હશે જ કે આપણી વ્યાઘ્ર જાતિમાંના સાક્ષર શિરોમણી, વિદ્વર્ય, શ્રીયુત વ્યાઘ્રાચાર્ય, બૃહચ્છાંગૂલ આ વનમાં વસે છે. તેઓએ આજે આપણી સમક્ષ 'મનુષ્ય જાતિનો ઇતિહાસ' એ વિષય ઉપર એક નિબંધ વાંચવાનું ઘણી કૃપાથી કબુલ્યું છે."'

'મનુષ્ય' શબ્દ સાંભળતાં જ, સભામાંના કેટલાક યુવાન વ્યાઘ્રોને ભૂખની લાગણી થઇ આવી પણ સાર્વજનિક મિજબાનીની કંઇ તૈયારીયો ન જોવાથી, પોતાની સ્વાભાવિક લાગણીયોને કાબુમાં રાખી. પ્રમુખનું નિમંત્રણ સ્વીકારી, વિદ્વાન ભાષણકર્તા માનભરેલી રીતે ગર્જના કરી બેઠા થયા અને રસ્તે જનારને ભય ઉત્પન્ન થાય હેવા અવાજથી નીચે પ્રમાણે ભાષણ શરૂ કર્યું.

"પ્રમુખ સાહેબ, સન્નારીઓ, અને સદ્‌ગૃહસ્થો, મનુષ્ય એક રીતે વિચારતાં, બે પગાં પ્રાણીઓના વર્ગમાં ગણાય, પરન્તુ હેમને પીંછાં નથી હોતાં તેથી પક્ષીઓના વર્ગમાં હેમને ના મુકાય. વળી ચોપગાં જાનવરો અને મનુષ્યમાં ઘણું સરખાપણું જણાય છે. હેમનાં અવયવો અને અસ્થીશાસ્ત્ર ચોપગાં જેવાં જ છે. તેથી એકંદર રીતે જોતાં મ્હને તો લાગે છે કે તેઓ ચોપગાં જાનવરોમાં જ ગણાય, બીજાં ચોપગાંના જેવાં બળ અને ખુબસુરતી હેમનામાં નથી હોતાં એ વાત ખરી છે પણ તેથી હેમને પક્ષી વર્ગમાં અથવા તો બીજાં બેપગાંના વર્ગમાં ગણવા તે ગેરવાજબી કહેવાય.

ચોપગાં જાનવરોમાં, તેઓ, વાનર વર્ગને વધારે મળતા આવે છે. વિજ્ઞાની માણસો કહે છે કે જાનવરોમાં જે કાંઇ અવયવોની તથા બુદ્ધિબળની ખોટ્ય હાલ જણાય છે તે કેટલીક પેઢીઓ પછી પૂરી પડશે તેથી આપણે એમ આશા રાખી શકીયે કે મનુષ્ય જાતે દહાડે જેમ વૃદ્ધિ પામતા જશે તેમ હેમને જે પૂંછડીઓની ખામી હાલ છે તે પૂરી પડશે અને વાનર વર્ગની પદવીમાં ગણાવાને લાયક તેઓ થશે.

હમને સર્વને ખબર જ છે કે મનુષ્ય સ્વાદે ઘણા સ્વાદિષ્ટ હોય છે અને પાચક અને પોષક ખોરાક તરીકે બહુ કામના છે ( આ સાંભળી શ્રોતાજનો પોતાના હોઠ ચાટવા મંડી ગયા. ) તેઓ આપણા જેવી ઉમદા જાતના ઘણી સ્હેલાઇથી ભક્ષ થઈ પડે છે, તે પણ હમે સર્વે જાણોછો જ. હરણની પેઠે તેઓ ઉતાવળા દોડી શકતા નથી, આપણા વનમાંની ભેંશાની પેઠે હેમને શીંગડા હોતાં નથી તેમ હેમના જેટલી શક્તિ પણ હોતી નથી. કોઈ પણ, અક્કલવાળો, સભાસદ હશે હેની તો ખાતરી જ થશે કે મનુષ્યને ફક્ત વાઘો માટે જ પરમકૃપાળુ પરમેશ્વરે સરજ્યા છે અને તેથી જ હેમને ન્હાશીને બચવાનું અથવા તો રક્ષણ કરવાનાં સાધન નથી આપ્યાં. એમ ન હોય તો જીવનના સ્પર્ધાયુક્ત યુદ્ધમાં ભાગ લેવાને આવી નબળી અને નાલાયક જાતીને શા માટે સરજાવી હશે હેનું કારણ જડવું મુશ્કેલ છે. માટે વધારે વાદવિવાદ કર્યા શિવાય આપણે કબુલ કરીશુ કે મનુષ્ય તો ફક્ત

આપણા ખોરાકને અર્થે જ સરજાયેલા છે. બીજા કારણો ઉપરાંત મનુષ્ય જાતિનું માંસ બહુ કુમળું હોવાથી આપણે હેમના બહુ શોખીન છીએ. અને હમને જાણીને નવાઇ લાગશે કે તેઓને પણ આપણે માટે તેટલો જ શોખ હોય છે. જો કોઇને પણ આ બાબત શક પડતો હોય તો મ્હારો પોતાનો જાતી અનુભવ કહેવાની નમ્રતાથી રજા લઉંછું. હું ધારૂં છું. કે આટલા બધા શ્રોતાજનોમાંથી સૌથી વધારેમાં વધારે મ્હેં મુસાફરી કરી છે એમ કહીશ તો મ્હને મગરૂર નહિં ગણો. તે મ્હારી મુસાફરી દરમ્યાન હું ઘણીવાર આપણી પ્રતાપી જાતીના અસલના નિવાસસ્થાન ગીરના વનની ઉત્તર દિશાના દેશમાં ગયો હતો. તે દેશમાં મનુષ્ય, ગાયો વગેરે બીજાં નિર્દોષ અને અરક્ષિત પ્રાણીયો વસે છે. ત્હાં મનુષ્યો બે જાત્યના છે. કાળા અને ધોળા. એક દિવસ હું કામે બ્હાર ગયો હતો.—

મહાદંષ્ટ્ર નામના એક જીજ્ઞાસુ વાઘે વચમાં વિઘ્ન પૌંટીને પુછ્યું "આપણા વિદ્વાન ભાષણકર્તા કહે છે તેઓ 'કામે' બ્હાર ગયા હતા. 'કામ' શબ્દનો અર્થ અહિં શો થાય છે તે તેઓ જણાવશે ?"

ભાષણકર્તાએ કહ્યું "કામ શબ્દનો અર્થ એ કે ખોરાકની શોધ. સુધરેલી પ્રજાઓ ધંધા રોજગાર માટે આ શબ્દ આજકાલ વાપરે છે. પણ મ્હારે કબુલ કરવું જોઇએ કે આવા સાર્વલૌકિક ધંધા માટે તે શબ્દ વાપરવો ના જોઇએ, મહાપુરૂષો માટે તે શબ્દ વપરાય પણ હલકા દરજ્જાના લોકો ખોરાકની શોધમાં ફરે ત્હારે હેમને માટે ચોરી, ગૃહવ્યવહાર, અથવા ભીખ એવા શબ્દો વપરાય છે. અપ્રમાણિક લોકોના ધંધાને ચોરી કહેવાય છે. જોરજુલમથી માલ લઇ જનાર માટે 'લુંટારા' શબ્દ વપરાય છે. પણ લુંટારા એ શબ્દ બહુ સંભાળથી વાપરવાનો છે. કેટલીકવાર લુંટારાને બદલે વીરપુરૂષ શબ્દ વાપરવો જોઇએ. સજા કરી સકાય હેવી લૂંટને ફક્ત લૂંટ કહેવાય છે. બીજા બધાને શૂરવીરતા કહેવાય છે. જ્હારે હમે સુધરેલી અને સંસ્કારી મંડળીમાં હળોમળો ત્હારે આ ભેદ ખાસ યાદ રાખવાની મ્હારી હમને નમ્ર વિનંતી છે, નહિ તો હમે જંગલી અને અસંસ્કારી ગણાશો. મ્હેં પોતે તો આ બાબત ઉપર વિચારી જોયું તો મ્હને તો એમ લાગે છે કે આ બધાં નકામાં નામો છે. બધું એક જ વર્ગમાં ગણી શકાય અને તે વર્ગનું નામ 'ઉદર પૂજા.'

અસ્તુ. હવે હું મ્હારા અનુભવનું વર્ણન પાછું ચલવું અને પુનઃ એકવાર કહું છું કે મનુષ્યો વ્યાઘ્રવર્ગ તરફ ઘણા જ રીઘા રીઘા થયેલા હોય છે. એક દિવસે હું કામ પ્રસંગે મનુષ્યો વસતા હતા ત્હાં ગયો હતો. હમને સર્વેને ખબર તો હશે જ કે થોડાંક વર્ષ ઉપર વેરાવળ બંદરમાં એક કંપની નીકળી હતી.

મહાદંષ્ટ્ર પાછો વચમાં બોલી ઉઠ્યો "વેરાવળ બંદરની કંપની એ કીયા વર્ગનું પ્રાણી હશે વારૂ ?"

શોખંડના મરસ શળીયાવાળું સુન્દર નિવાસસ્થાન મ્હારે માટે તૈયાર રાખેલું બતાવ્યું. આ સ્થાનમાં તે મ્હને રોજ જીવતાં અથવા તરતનાં જ મારેલાં ઘેટાં, બકરાં વગેરે આપી મ્હારી ઇચ્છાઓ પૂરી પાડતો. દરેક જાતિ તથા સ્થિતિના મનુષ્યો મ્હને હેમની મ્હારી તરફની પૂજ્ય બુદ્ધિ બતાવવા આવતા અને તેથી હેમનું કલ્યાણ થયું જ હશે. હું આ મ્હારા નિવાસસ્થાનમાં ઘણા વખત સુધી રહ્યો. આટલી બધી સગવડોમાં રહેવાથી કેટલાક વખત સુધી તો હું સુખી રહ્યો પણ પછી મ્હને મ્હારે ઘેર આવવાની ઇચ્છા થઈ આવી જ્હારે મ્હને મ્હારી જન્મભૂમિનાં સ્વપ્ન આવતાં ત્હારે હું દયાજનક બરાડા અને ઘુઘવાટ કરી મ્હારી લાગણી બતાવતો હતો. અહા! મ્હારી ગીરની માતૃભૂમિ! ત્હને હું કોઇ પણ દિવસ વીસરી શકું ખરો? ત્હારાં પ્રિય વનો જ્હારે મ્હને યાદ આવતાં ત્હારે હું ઘેટાં અને બકરાંનું માંસ પણ ખાતો નહિં અથવા ખઇ મુકો તો હેમનાં હાડકાં અને ચામડાં એમને એમ રહેવા દેતો અને મ્હારી પૂછડીના પછાડા કરી પ્રેક્ષક જનોને મ્હારા મનની અસ્વસ્થતા બતાવતો હતો. અહા મ્હારી જન્મભૂમિ! ત્હારાથી હું દૂર હતો ત્હારે ઘણી જ ભૂખ લાગ્યા વગર કદી ખાતો નહિં, ઘણી જ ઉંઘ આવ્યા વગર કદી ઉંઘતો પણ નહિં. ફક્ત પેટ ભરાય એટલું જ અથવા તેથી એકાદ બે પૌંડ જ વધારે ખાતો અને હેનાથી વધારે ન્હોતો ખાતો—નહિં કદી પણ ન્હોતો ખાતો એમ સોગનપૂર્વક કહું તો પછી મ્હારી દિલગીરીની બીજી સાબિતીની ત્હારે શી જરૂર છે?"

ભાષણકર્તા આ બધાં સ્મરણોથી એટલા તો ખિન્ન થઈ ગયા કે થોડાક સમય સુધી તો તેઓ મૂક રહ્યા. એમ પણ કહેવાય છે કે તેઓ રોઈ પડયા. અલબત એક બે અશ્રુબિન્દુ તે ઉભા હતા તે જમીન ઉપર પડતાં દેખાયાં પણ હતાં પરન્તુ તે તો વખતે પોતાની જન્મભૂમિની બ્હાર હતા ત્હારે રોજ જે સ્વાદિષ્ટ ભોજન મળ્યાં હતાં તે સ્મરણમાં આવવાથી મ્હોમાં પાણી છુટીને પણ પડયાં હોય, પાછા સ્વસ્થ થઈ ભાષણકર્તાએ શરૂ કર્યું:—

"મ્હારૂં પેલું અનુકૂળ થઇ ગયેલું નિવાસસ્થાન શી રીતે મ્હેં છોડયું તે હમને હવે ટુંકામાં કહીશ. એક દહાડો મ્હારો અનુચર મ્હારો ખંડ સાફ કરી બ્હાર જતે બારણું ઉઘાડું મુકતો ગયો. મ્હને મ્હારી જન્મભૂમિમાં આવવાનું મન થયું હતું તે તે જાણી ગયો હોય તેથી અથવા તો બેદરકારીથી તે તો કહી શકાય તેમ નથી. તે ગમે તેમ હોય. મ્હેં તે તકનો લાભ લીધો અને તે ઉપરાંત એક નિર્બળ અને કંઈ જ સંતોષ ન થાય હેવો દૂબળો એક માળી ત્હાં ફરતો હતો તે પ્રસંગનો પણ લાભ લીધો, અને આખરે મ્હારી પ્રિય જન્મભૂમિમાં આવી પહોંચ્યો.

મ્હારા અનુભવનું આટલાં લંબાણથી વર્ણન કરવાનું કારણ એટલું જ કે મનુષ્ય જાતિના સ્વભાવ, આચારવિચાર વગેરેનો ઘણો જ પાકો અભ્યાસ કરવાની મ્હને શી શી તક મળી હતી તે બતાવવું હતું. મ્હારા જાતિઅનુભવ વગરની કોઈ પણ બાબત હું હમને કહીશ નહિં. બીજા મુસાફરોની પેઠે જોડી કહાડીને કંઈ કહેવાની મ્હને ટેવ નથી.

મનુષ્યજાતિ વિષે આપણામાં કેટલીક વાતો કહેવાય છે તે તદ્દન ખોટી છે. દાખલા તરીકે આપણને એમ કહેવામાં આવ્યું છે કે મનુષ્ય દુર્બલ જાતિ છે, છતાં પોતાને માટે મ્હોટાં મકાનો બાંધી શકે છે. હવે મ્હેં તો કદી ત્હેમને મકાનો બાંધતા જોયા નથી. એવાં મકાનો બાંધવાની શક્તિ ત્હેમનામાં છે ત્હેની પણ કાંઈ સાબિતી નથી. હું તો ધારૂં છું કે તેઓ પર્વતોમાં રહે છે, અને ત્હેમાં ગુફાઓ નજરે પડવાથી ત્હેમનામાંના કેટલાક વધારે બુદ્ધિવાળાઓ ત્હેનો ઉપયોગ કરે છે.

મનુષ્ય બે જાતના ખોરાક ખાનાર છે. માંસાહારી તથા ફલાહારી મ્હોટાં વૃક્ષો તેઓ ખાઈ શકતા નથી પણ ન્હાના છોડ કંદમૂળ વગેરે ખાય છે. ન્હાના છોડના તેઓ ઘણા શોકીન હોય છે, પોતાના રહેવાના સ્થાનની પાસે ન્હાના છોડ વગેરે ઉગાડે છે ત્હેને તેઓ ખેતર અથવા બગીચા કહે છે. ત્હેને ફરતી વાડ હોય છે. એક માણસને બીજા માણસના ખેતર અથવા બગીચામાં ચરવા દેવામાં આવતો નથી.

ફળ, કંદમૂળ, વેલા વગેરે મનુષ્યો ખાય છે એ તો સાબીત થયેલી વાત છે પણ તેઓ ઘાસ પણ ખાય છે કે નહિં તે હું ખાતરીથી કહી શકતો નથી પણ મ્હને શક છે કે તે પણ તેઓ ખાતા હશે. ગોરા લોકો, અને કાળા લોકોમાંના તવંગર સ્થિતિના માણસો ઘાસના ક્યારાઓ બનાવે છે ત્હેને તેઓ 'લૉન' કહે છે. વખતે આ ક્યારાઓમાંનું ઘાસ ખોરાક તરીકે વપરાતું હશે. એક વખત એક જણને મ્હેં કહેતાં સાંભળ્યો પણ હતો કે "દેશનું આવી બન્યું છે. મ્હોટા લોકો કશું કરતા નથી. બેઠા બેઠા ઘાસ ખાય છે." તે ઉપરથી એમ ધારી શકાય ખરૂં કે ઉંચા વર્ગના માણસો ઘાસ પણ ખાતા હશે.

જ્યહારે મનુષ્ય વર્ગમાંના કોઇનો મિજાજ જાય છે ત્યહારે તે કહે છે "શું હું ઘાસ કાપું છું?" મનુષ્યજાતિનો સ્વભાવ એવો છે કે પોતાનું ગુજરાન શી રીત્યે ચલાવે છે તે તેઓ હમેશાં છાનું રાખે છે તેથી ઘાસ ખાવા બાબતનો શક જતે દહાડે ભરાય છે તે તે ઉપરથી જ એમ ધારી શકાય કે તેઓ તૃણાહારી હશે.

મનુષ્યો ઘો[illegible]રાને પૂજે છે. મ્હારી તરફ ત્હેમણે કેટલી માનની વૃત્તિ બતાવી હતી તે તો મ્હેં [illegible] ાં છે. તો તો હું કોણ? ઘોડાઓને પણ તેઓ પૂજે છે. ત્હેમને માટે ઘર બંધાવે [illegible]રે તેઓએ [illegible] ખોરાક આપે છે, અને ન્હવડાવે ધોવડાવે છે, તથા શણગારે છે.—બેશક [illegible] રીત્યે ઉચ્ચ રીત્યે તેઓ ઘોડાની જાતિનું પ્રાધાન્ય સ્વીકારે છે.

[illegible]રવું જોઇયે કે

તેમ વળી [illegible]ી છુટવાનાં તથા ઢોરને પણ તેઓ ખવડાવે છે. ગાયોના સંબંધમાં તો મ્હેં મનુષ્યની એ[illegible]બકરીનું બચ્ચું જોઇ છે. તેઓ ત્હેનું દૂધ પીએ છે! પૂર્વ સમયના વિજ્ઞાની લોકો આ ઉ[illegible]મુસાફરી કરતે મનુષ્ય કોઇ એક સમયે વાછડાં હશે. એટલું બધું તો માની શકતો નથી [illegible]ને આવકાર આપીએ છે તેથી જ ત્હેમની બુદ્ધિ ઢોર જેવી હશે એમ

મ્હારૂં ધારવું છે. ગમે તેમ હો પણ મનુષ્યો ઘેટાં, બકરાં, ઢોર, વગેરેને પોતાના ખોરાકને માટે કામ આવે એ ઉદ્દેશથી પાળે છે. એ ઘણી સારી યુક્તિ છે. આપણે પણ ભવિષ્યમાં, માણસોને રાખવાને તબેલા બાંધીશું અને ત્હેમાં તે જાતિના ઉપયોગી પ્રાણીઓને રાખીશું અને ઉછેરીશું એમ હું આશા રાખું છું.

ઢોર, ઘોડા, ઘેટાં, બકરાં વગેરે વિષે તો મ્હેં ત્હમને કહ્યું પણ માણસો હાથી, ઊંટ, ગધેડાં, કુતરાં, બિલાડાં, અને પક્ષીઓ પણ પાળે છે. તે ઉપરથી જણાય છે કે મનુષ્યો તે બીજાં સર્વ પ્રાણીયોના ગુલામ અને તાબેદારો તરીકે જ સરજાયલા છે.

મનુષ્યોને રહેવાના સ્થાન પાસે મ્હેં ઘણાં વાનરોને જોયાં હતાં. વાનરો બે જાતનાં હોય છે. પૂંછડીવાળાં અને પૂંછડી વગરનાં. પૂંછડીવાળાં, ઘરનાં છાપરાં ઉપર તથા વૃક્ષો ઉપર વસે છે. કેટલાકને મ્હેં જમીન ઉપર પણ દીઠાં હતાં પણ ઘણાંખરાં તો ઊંચે સ્થાને જ રહે છે. ખોટી રીતનું જાતિઅભિમાન આનું કારણ હશે, એમ હું ધારૂં છું.

મનુષ્યોની નિતી વગેરેના રીવાજ ઘણા હસવા જેવા છે. ત્હેમની રાજ્યપદ્ધતિ પણ ઘણી વિચિત્ર હોય છે, ત્હેનું હું ત્હમને વિગતવાર વર્ણન કરૂં

આટલે સુધી વિદ્વાન ભાષણકર્તા આવ્યા એટલામાં માનવતા પ્રમુખ સાહેબની દૃષ્ટિએ એક હરણનું બચ્ચું પડયું. ત્હેને જોઇ તેઓ પ્રમુખપદેથી છલંગ મારીને ઉઠયા અને ત્હેની પાછળ પડયા (આ માનવંતા ગૃહસ્થને ત્હેમની તીક્ષ્ણ દૃષ્ટિને લીધે જ પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા તે અત્રે જણાવવું અગત્યનું છે). પોતાના ભાષણમાં રસ લેવાના અભાવની પ્રમુખ સાહેબની આ કૃતિ જોઈ ભાષણકર્તા જરા ક્રોધાયમાન થયા. આ જોઈ શ્રોતાજનોમાંથી એક જણ બોલ્યું" મહાશય કૃપા કરીને માઠું ના લગાડશો. આપણા માનવંતા પ્રમુખ સાહેબ જરૂરને કામે ગયા છે. હરણનું એક ટોળું આવતું દેખાય છે. મ્હને ત્હેની વાસ આવે છે."

આ સાંભળી શ્રોતાજનો બધા ઊંચી પૂંછડી કરી અગત્યને કામે ઉપડી ગયા. વિદ્વાન ભાષણકર્તાએ પણ તેમજ કર્યું. એવી રીતે તે દિવસે શ્રો[illegible] દિવસે પાછા એકઠા થયા ત્હારે પ્હેલેથી પુષ્કળ ખાઇને [illegible] રાખ્યું હતું. બીજે દિવસે પાછું અધુરૂં રહેલું ભાષણ શ[illegible]નાં લગ્ન હોય છે. ત્હેને 'દ્રવ્યા-પરસ લ્હેણદેણ થાય છે."

૨.

ભાષણકર્તાએ નીચે પ્રમાણે શરૂ કર્યું:— [illegible]ષ્યો પૂજે છે. જો આપ સર્વની

"મહેરબાન માનવતા પ્રમુખ સાહેબ, વાઘણો તથા

કાલે, મ્હેં ત્હમને, મનુષ્યોમાં લગ્નના રીત રીવાજની વિચિત્રતા બાબત થોડુંક જણા-

વવાનુ વચન આપ્યું હતું તે વચન આજે પુરૂ પાડીશ. તેથી હવે વધારે પ્રસ્તાવના કર્યા વગર જ ભાષણના વિષય ઉપર આવું છું.

લગ્ન તે શું તે ત્હમે સર્વ જાણોછો જ. ત્હમે સર્વેએ પ્રસંગ આવ્યે વખતોવખત લગ્ન કર્યાં જ છે. મનુષ્ય જાતિના રિવાજ પ્રમાણે લગ્નનો અર્થ જુદો થાય છે આપણી વ્યાઘ્ર જાતિમાં, અને બીજાં સુધરેલાં પ્રાણીયોમાં "લગ્ન" એટલે નર અને માદા વચ્ચે સરખા કરારથી થોડા વખત માટે થયેલી ગોઠવણ, એના જેવો અર્થ થાય છે. મનુષ્યોમાં લગ્ન તે ઘણુંખરૂ આખા જીવન સુધીનો સંયોગ હોય છે.

'મનુષ્યોમાં લગ્ન બે પ્રકારનાં હોય છે. વ્યવહારિક અને અવ્યવહારિક. આમાંથી વ્યવહારિક અથવા યાજકીય લગ્ન વધારે માનયુક્ત ગણાય છે. જે લગ્નની વિધીમાં ગોર વચમાં પડે છે ત્હેને યાજકીય લગ્ન કહેવાય છે."

મહાદષ્ટ—ગોર તે શી વસ્તુ છે તે આપણા વિદ્વાન ભાષણ કર્તા મહેરબાની કરી સમઝાવશે?

"શબ્દકોશમાં ગોર શબ્દની વ્યાખ્યા એવી આપી છે કે, 'પુષ્કળ લાડુ, અને લોકોને તરવા ઉપર જે જાત ગુજરાન ચલાવે છે ત્હેને ગોર કહેવાય છે.' પણ આમાં થોડીક ભૂલ્ય રહી ગઇ છે. કારણ કાંઇ [illegible] ગોર ફલાહારી જ હોતા નથી. ઘણા માંસાહારી અને મદ્યપાન કરનારા પણ હોય છે. કેટલાક સર્વાહારી હોય છે. તેમજ વળી લાડુ ખાવામાં જ કંઈ ગોરપણું નથી આવી જતુ. બનારસ નગરીમાં ઘણા આખલાઓ છે તે લાડુ શીવાય બીજું ખાતા જ નથી તેથી કાંઈ ત્હેમને ગોર નહિ કહી શકાય કારણ તેઓ છેતરતા નથી. પણ જો હગારા લોકો લાડુ ખાતા હોય તો ત્હેમને ગોરના વર્ગમાં ગણવામાં આવે છે.

યાજકીય લગ્નમાં મુખ્ય તત્વ એ છે કે ગોર ગભીર થઈ વર અને કન્યાની વચમા બેસે છે, અને પછી ગણગણતે અવાજે પુષ્કળ ઝડપથી કંઇક બોલી જાય છે. આને લગ્ન- કહેવાય છે. આવે પ્રસંગે કાં [illegible] બોલાય છે ત્હેની મ્હને બરોબર ખબર નથી તે તો મ્હેં [illegible] નીચે પ્રમાણે કંઈક બોલવામાં આવ છે.
ઘર બધાવે [illegible]રે તેઓએજ ખોર.
છે.—બેશક એરી રીત્યે ઉપર રીત્યે તેનો બંધનથી ત્હમે યોજિત થાઓ. જો ત્હમે આવી [illegible] કરવું જોઇયે [illegible] કદિ ખોટય નહિં પડે, માટે ત્હમે સંયુક્ત થાઓ.
તેમ વળી [illegible]થી છુટવાનાં તથા મૈક પ્રસંગે મ્હારો ખપ પડશે અને તેથી મ્હને લાડુ મ્હેં મનુષ્યની એ[illegible] બકરીનું અન્ન જે ભવિષ્યમાં થનારી સંતતિના જીવનોમાં પણ મ્હને લાડુ જ્ઞાની લોકો આ ઉ[illegible] મુસાફરી કરતે ત્હમે સંયુક્ત થાઓ. ત્હમારા, કુટુમ્બના, સંયુક્ત અધ્ય- માની શકતો નથી [illegible]હને આવકાર ગંભાળથી કરવાના કામો આવશે અને ત્હેમાં ત્હમને

મ્હારો ખપ પડશે અને તેથી મ્હને દ્રવ્યપ્રાપ્તિનો લાભ થશે, તેથી ત્હમે બે સુદૃઢ રીત્યે સંયુક્ત થાઓ ત્હમે બે એકવત્ થાઓ. એક બીજાથી કદી જુદાં પડશો નહિં નહિં તો મ્હને ગેરલાભ થશે. જો જુદાં પડશો તો ત્હમને યોગ્ય સજા થશે એમ આપણા પૂર્વજોએ ઠરાવ્યું છે।

આ સજાના ભયથી જ યાજકીય લગ્ન સુદૃઢ હોય છે તે બાબત નિઃસંશય છે. તેમ જ વળી આપણામાં જે જાત્યનાં લગ્નની રૂઢિ પ્રચલિત છે ત્હેને અવ્યવહારિક લગ્ન કહેવાય છે. મનુષ્યોમાં ત્હેવાં લગ્નો નથી હોતાં તેમ હું કહી શકતો નથી. ઘણા સ્ત્રી તથા પુરૂષો બને રીત્યે લગ્ન કરે છે. ફેર માત્ર એટલો જ છે કે યાજકીય લગ્ન કદી છૂપી રીત્યે નથી થતાં અને અવ્યવહારિક લગ્ન હમેશાં છૂપી રીત્યે થાય છે. એક માણસને જો ખબર પડે છે કે બીજાએ અવ્યવહારિક લગ્ન કર્યું છે તો તે ત્હેને હેરાન કરે છે. અલબત આ બધું ગોરના ચ્હડાવ્યાથી જ કરવામાં આવે છે. કારણ યાજકીય લગ્નોને લીધે જ ગોર લોકોને લાડુ અને બીજાં મિષ્ટાન્ન ખાવાને મળે છે. નવાઈની વાત એ છે કે મનુષ્યોમાં જેમણે પોતે અવ્યવહારિક લગ્ન કરેલાં હોય છે તેઓ જ ત્હેવાં લગ્ન કરનાર બીજા મનુષ્યની સ્હામે થાય છે. મ્હને તો એમ લાગે છે કે મનુષ્યોમાંના ઘણે ભાગે અંદરખાનેથી આપણી જાતિમાં ચાલતી લગ્ન રૂઢિ પસંદ કરે છે પણ ગોર લોકોની બ્હીકથી તેઓ તેમ ખુલ્લી રીત્યે કહી શકતા નથી. હું મનુષ્યોમાં રહ્યો હતો તે દરમ્યાન મ્હેં નક્કી જાણી લીધું હતું કે ત્હેમનામાંના ઊંચા વર્ગના લોકોમાં ખાસ અવ્યવહારિક લગ્નની રૂઢિ પ્રચલિત છે.

ટુંકામાં, સન્નારીયો તથા સદ્ગૃહસ્થો, મનુષ્યજાતિમાંની સર્વથી સુધરેલી અને આગળ પડેલી વ્યક્તિઓ આપણી પ્રાચીન જાતિમાંની રૂઢિ પસંદ કરે છે, અને આપણે આશા રાખીશું કે જેમ જેમ તે ચિત્તાકર્ષક જાતીમાં સંસાર સુધારો વધતો જશે તેમ તેમ આવી જાત્યનાં સુધરેલાં અને વિચારયુક્ત લગ્નોનો વધારો થશે. મનુષ્યોમાંના કેટલાક ઘણા જ વિદ્વાન અને બુદ્ધિમાન નરોએ 'અનિરુદ્ધ પ્રેમ' જેવા સુંદર વિષયને સમર્થન આપનારાં પુસ્તકો લખ્યાં છે. ત્હેવા પુરુષોને આપણી કોન્ગ્રેસના માનાર્થ સભાસદો તરીકે ચૂંટી કહાડવા એવી મ્હારી નમ્ર સૂચના છે. જો તેમ થઇ શકે તો આપણી કોન્ગ્રેસના સુવાન સભાસદો, તે સભાસદોને ખોરાકની વસ્તુ ન ગણવાની સંભાળ રાખશે એમ હું આશા રાખું છું કારણ આખરે તેઓ પણ સંસારિક ઉન્નતિને આવશ્ય-તત્વદાર્શનિક બુદ્ધિમાં આપણને મળતા આવે છે.

અવ્યવહારિક લગ્નોના વિભાગમાં એક બીજી જાત્યનાં લગ્ન હોય છે. ત્હેને 'દ્રવ્યાત્મક' લગ્ન કહે છે. આવાં લગ્નોમાં શીક્કાઓની અરસપરસ લ્હેણદેણ થાય છે."

મહાદંષ્ટ્ર—શીક્કા તે શું તે કૃપા કરી સમજાવશો?

"શીક્કો તે એક જાત્યનો દેવ છે અને ત્હેને મનુષ્યો પૂજે છે. જો આપ સંની

રજે હોય તો આ રસમય પંથ વિશે થોડુંક હમને કહું. મનુષ્યો બીજા બધા દેવો કરતાં આ દેવને વધારે માન આપે છે. સુવર્ણ, ચાંદી અને તાંબાની આ દેવની મૂર્તિયો થાય છે. લોખંડ, ટીન, તથા લાકડાંની મૂર્તિયો શા માટે નથી બનાવતા તે મ્હને ખબર નથી. આ દેવની મૂર્તિયોને રેશમ, ઉન, સુતરાઉ કાપડ તથા ચર્મની કોથળીયોમાં સંભાળીને રાખવામાં આવે છે. મનુષ્યો રાતદિવસ ત્હેની સેવાચાકરીમાં હાજર રહે છે અને જે ઘર આવી મૂર્તિયોથી ભરેલું હોય છે તે ઘર ત્હેના આતૂર પુજકોથી ભરપૂર હોય છે. ત્હેમને જોર-જુલમથી ત્હાંથી કહાડી મુકવા છતાં જતા નથી. આ દેવોના ગોરનું લોકોમાં બહુ માન હોય છે. કોઇ ત્હેવો માણસ, સાધારણ માણસ તરફ સ્હેજ દૃષ્ટિ કરે છે તો તેથી સાધારણ માણસ મગરૂર થાય છે.

ઉપર કહેલા દેવ મનુષ્યોના સર્વ વ્યવહારમાં સર્વશક્તિમાન અને સર્વવ્યાપી હોય છે તે આપણે કબુલ કરવું પડશે. તે દેવની મદદથી જે લેવું હોય તે લેવાય છે, જે ગુનાહ કરવા હોય છે તે કરી શકાય છે, જે ગુનાહ ઢાંકવા હોય છે તે ઢાંકી શકાય છે. ગીકાની મદદ વગર કબુલાતા હોય એવો એક પણ સદ્‌ગુણ મનુષ્ય જાતિમાં નથી. જેના ઘરમાં આ સર્વોત્તમ દેવ નિવાસ કરી રહે છે તે કહે તે સર્વ ખરૂ જ હોય છે આ દેવ જેના ઉપર કૃપાવત હોય છે ત્હેવા મનુષ્યો ડાહ્યા ગણાય છે. ગમે ત્હેવો કોઈ એક વિદ્વાન માણસ હોય પણ જો ત્હેની પાસે આ દેવની મૂર્તિયો ના હોય તો તે મૂર્ખ ગણાય છે. આપણામાં "મ્હોટો વાઘ" કહીએ તો ત્હેનો અર્થ શક્તિવાળો, સૌન્દર્યવાન, અને હિંમતવાળો વાઘ એમ સમઝાય. પણ મનુષ્યોમાં મ્હોટો માણસ એમ કહેવાય છે તે માણસ કાંઈ આઠ અથવા દશ ફીટ ઊંચો હોય .તેમ નહિં પણ ત્હેના ઉપર આ દેવ કૃપાવન્ત થયેલા છે એમ સમઝાય છે પછી તે દેવની કૃપા ગમે તે રીત્યે મેળવેલી હોય. જો તેમ ના હોય તો તે હલકો માણસ ગણાય છે પછી ગમે ત્હેવા સારા કુટુમ્બનો તે હોય.

આ દેવના ચમત્કારિક ગુણો જ્હારે મ્હારી જાણમાં આવ્યા ત્હારે મ્હને તે દેવનો પથ આપણી જાતીમાં દાખલ કરવાની ઈચ્છા થઈ પણ પછીથી તપાસ કરતાં જણાયું કે મનુષ્યોમાં હજારો કપટો અને કજીઆ આનાથી જ ઉદ્‌ભવે છે. વ્યાઘ્રો તથા બીજાં અપ્રયાસી જનાવરો એક બીજાની ઈર્ષ્યા કરતાં નથી કે એક બીજાને ધીક્કારતાં પણ નથી. મનુષ્યોમાં તેથી ઉલટું જ છે. તેઓ એક બીજાને ઘણા ધીક્કારે છે અને તે સર્વનું મૂળ આ દેવ છે. ત્હેની કૃપા મેળવવાના પ્રયત્નમાં મનુષ્યો એક બીજાનો નાશ કરતાં પણ અચકાતા નથી. લડાઈ શાથી થાય છે? તે પણ આજ કારણથી આ દેવની સેવા કરવા જતે માણસો એક બીજાનું ખૂન, એક બીજાને ઘાયલ કરતે, હજારો રોગો ઉત્પન્ન કરતે નિંદા, અદેખાઇ અને કપટ કરતે અચકાતા નથી. તેથી જ આપણી સુખી અને નિર્દોષ જાતીમાં આવા ભયંકર અને એકલસરા દેવનો પંથ દાખલ કરવાનો વિચાર મ્હેં માંડી વાળ્યો.

પણ મનુષ્યો આ સમઝતા નથી, એ લોકો સતત એક બીજાનુ નુકસાન કરવામાં રોકાયલા રહે છે. પૈસો મેળવવાને ગમે ત્હેવું કૃત્ય તે લોકો કરે છે.

મનુષ્યોમાં લગ્નવિધી જેવી વિચિત્ર અને હાસ્યજનક છે ત્હેવા જ બીજા ઘણા રિવાજો છે, પણ ત્હમારા કાર્યક્રમમાં અવ્યવસ્થા થઈ જાય તેથી વળી બીજી કોઇ વખત તે બાબત ભાષણ આપીશ.”

એટલું બોલી વિદ્વાન ભાષણકર્તા બેશી ગયા અને પૂંછડીઓના પછાડા કરી સર્વ મંડળીએ ત્હેમને માન આપ્યું. ભાષણકર્તાના ભાષણ ઉપર ચર્ચા ચલાવવાને દીર્ઘનખ નામનો એક વિદ્વાન, યુવાન વાઘ ઉઠ્યો.

“સન્નારીયો તથા સદ્ગૃહસ્થો આપણા પ્રતિષ્ઠિત ભાષણકર્તાનો ઉપકાર માનવાનો ઠરાવ રજુ કરવાની આનંદદાયક ફરજ મ્હારે માથે આવી છે. શાસ્ત્રીય વિષયોના અગત્યના અંશ–ચોકસાઇ–ની દૃષ્ટિથી જોતાં મ્હારે કહેવું પડે છે કે ત્હેમનું ભાષણ ઘણું જ નમાલું અને હાસ્યજનક ભૂલ્યોથી ભરેલું હતું. ત્હેમને યોગ્ય માન આપીને હું કહેવાની રજા લઉં છું કે આપણા વિદ્વાન ભાષણકર્તા એક મૂર્ખ કરતાં સ્હેજ જ ચઢીઆતા છે.”

( ઓરડર ! ઓરડર ! ની બુમો. )

પ્રમુખ–સભ્યતાના નિયમો પ્રમાણે સદ્ગૃહસ્થોની મંડળીમાં આટલું બધું સ્પષ્ટ બોલાતું નથી તે બાબત ઉપર હું મ્હારા યુવાન મિત્રનું ધ્યાન ખેંચું છું. પાર્લામેન્ટની સભાઓમાં આથી પણ વધારે સ્પષ્ટ બોલી શકાય છે.

( હીઅર ! હીઅર ! ની બુમો. ).

શ્રીયુત દીર્ઘનખ—હું પ્રમુખ સાહેબની સલાહ માન્ય રાખું છું, અને ભાષણકર્તા ઘણા જ સત્યવક્તા છે એમ હું ઘણી ખુશીથી કહું છુ, જો કે ત્હેમના ભાષણમાંનો ઘણોખરો ભાગ જુઠો અને જોડી કહાડેલો છે તોપણ ત્હેમાંની એક બે વાતો સત્ય છે. આપણે બધા કબુલ કરીએ છીએ કે તે ઘણા વિદ્વાન છે આપણામાંના ઘણાનો અભિપ્રાય એવો હશે કે ત્હેમના ભાષણમાં કાંઇ પણ ખાસ જાણવા જેવું ન્હોતું. ત્હેમનાં બધાં વચનોને હું અનુમોદન નથી આપી શકતો છતાં આજે આપણે ત્હેમના મુખમાંથી જે જે વચનો સાંભળ્યાં છે તે માટે આપણે ત્હેમનો ઉપકાર માનવો જોઇએ. ખાસ કરીને મનુષ્યોમાં પ્રચલિત લગ્નવિધી વિશે ત્હેમણે જે કાંઈ કહ્યું ત્હેમાં ઘણી ભૂલ્યો છે. આપણામાં વંશ ચલાવવાની ઇચ્છાથી કોઇ પણ વાઘ કોઈ પણ સુન્દર વાઘણ સાથે સંગત કરે છે ત્હેને લગ્ન કહેવાય છે. ( હવે હું સંગત માટે અંગ્રેજીમાં વપરાતા શબ્દ Consort ની વ્યુત્પત્તિ આપું છું તે ઉપર મ્હારા વિદ્વાન શ્રોતાજનોનું લક્ષ ખેંચું છું ) Con એટલે સંયોગ. અને sors એટલે આકસ્મિક. મનુષ્યોમાં થતાં લગ્નો આવા પ્રકારનાં હોય છે. મનુષ્ય મૂળથી જ નિર્બલ અને બીજા ઉપર આધાર રાખવાના સ્વભાવવાળા હોય છે તેથી ત્હેને પોતાથી ચઢિયાતી વ્યક્તિની જરૂર પડે છે અને તેથી જ સ્ત્રીને પોતાની નેત્રી અને રાજ્યકર્ત્રિ તરીકે નીમે છે. આને તે લોકો લગ્ન કહે છે. જ્યારે આ વિધી સાક્ષીઓની સમક્ષ કરવામાં આવે છે

ત્હારે ત્હેને યાજ્ઞકીય લગ્ન કહેવાય છે. સાક્ષીઓને 'ગોર' કહે છે. આપણા ભાષણકર્તાએ કહેલાં લગ્ન વખતે વપરાતાં સૂત્રો તદ્દન ખોટાં છે. ખરાં સૂત્રો તો નીચે પ્રમાણે હોય છે.

ગોર—આ વ્યવહાર મ્હારી સમક્ષ થાય એવી ત્હમારી ઇચ્છા છે?

વર—ભગવાન્! મરણ જુદાં પાડે ત્હાં સુધી આ સ્ત્રીને હું મ્હારી કાયદેસર ઠરાવેલી રાજ્યકત્રિ તથા મૈત્રી તરીકે સ્વીકારૂં છું ત્હેના ત્હમે સાક્ષી રહો એવી મ્હારી ઇચ્છા છે.

ગોર—બીજું કાંઈ?

વર—ત્હેનો આજ્ઞાંકિત ગુલામ અને સેવક રહેવાનું વચન આપુંછું. અમારા બંનેના જીવનાર્થે અન્નાદિક મેળવવાનું હું ખુશીથી માથે લઉં છું, ત્હેનું કર્તવ્ય તો એટલું જ કે જે હું લાવું તે ત્હેણે ખાવું.

ગોર (કન્યાને)—ત્હમારૂં શું કહેવું છે?

કન્યા—હું આ પુરૂષને મ્હારા ગુલામ તરીકે ખુશીથી સ્વીકારૂં છું. મ્હને ફાવશે ત્હાં સુધી હું ત્હેને મ્હારી ચાકરી કરવા દઇશ. ત્હેની સાહાય્ય તથા સંગતની મ્હને જરૂર નહિં જણાય તો ત્હેને હું વગર અચકાયે કહાડી મૂકીશ.

ગોર "તથાસ્તુ."

પણ આપણે સાંભળેલા ઉત્તમ વ્યાખ્યાનમાં આ શિવાય બીજી ઘણીએ ભૂલો છે. દાખલા તરીકે આપણા ભાષણકર્તાએ કહ્યું કે પૈસો તે તો મનુષ્યોને મન પૂજનીય વસ્તુ છે. તે તદ્દન ખોટું છે. ઉલટું તે તો હલાહલ જેવું વિષ છે. મનુષ્યોને વિષકારક વસ્તુઓ ખાવાની બહુ ટેવ હોય છે. તેથી જ તેઓ પૈસો એકઠો કરે છે. એમનું જોઇને મ્હને પણ મ્હારી યુવાવસ્થામાં તે ખાવાની ઇચ્છા થઈ. શેત્રુંજી નદીને કાંઠે એક દિવસ એક માણસને મ્હેં મારી નાંખ્યો હતો ત્હેનાં કપડામાં કેટલાક શીક્કા મ્હારી નજરે પડ્યા. તે હું તરત ગળી ગયો અને બીજે જ દીવસે મ્હને અજીરણ થયું. તો પછી સિક્કા એ વિષ છે તે બાબત કંઇ પણ શંકા રહે છે?"

ત્હેની કૃપા

લડાઈ શાથી કેટલાંક ભાષણો થયાં પછી પ્રમુખે નીચે પ્રમાણે ટુંકું પણ છટાદાર ભાષણ

એક બીજાનું ખૂન, એકપત્ની કર્યું.

અને કપટ કરતે અચકાતા નથી. તેથી જ

ભયંકર અને એકલસુરા દેવનો પંથ દાખલ કરવાનો,

પણ મનુષ્યો આ સમજતા નથી, એ લોકો સતત એકમનો સમય પાસે આવતો જાય રોકાયલા રહે છે. પૈસો મેળવવાને ગમે ત્હેવું કૃત્ય તે લોકો કરે છે. ગમ્યુ તો પછી! માટે હું ખારાં સારાં ભાષણો

સાંભળ્યાં છે અને આપણા વિદ્વાન ભાષણકર્તાએ ચર્ચાનો પણ વિષય સારો કહાડ્યો હતો તેથી હેમનો ઉપકાર માનવો જોઇએ. આજ આપણે જે કાંઈ સાંભળ્યું તે ઉપરથી એમ તો નક્કી જ જણાય છે કે મનુષ્ય જેવી અસંસ્કારી જાતિ બીજી કોઈ જ નથી, અને આપણા જેવી સંસ્કારી જાત બીજી કોઈ નથી તેથી મનુષ્યોને કેળવણી આપી સુધારવા એ આપણી ફરજ છે. મ્હારા નમ્ર મત પ્રમાણે આપણને ઈશ્વરે આ ગીરના વનમાં તેટલા માટે જ મોકલ્યા છે. વળી જેમ જેમ માણસ કેળવણી પામતો જશે અને સુધરતો જશે તેમ તેમ હેનું માંસ કોમળ અને સ્વાદિષ્ટ થતું જશે, અને આપણે હેમને વધારે સહેલાઈથી પકડી શકીશું કારણ જ્ઞાન વધવાની સાથે હેમને તરત જણાશે કે વાઘના ખોરાક માટે જ હેમને સર્જ્યા છે. આવી રીતે આપણે હમને સુધારવા જોઇએ. આ બાબત ઉપર વિચાર કરી જોવાની તમને હું નમ્ર વિનંતી કરું છું. વ્યાઘ્ર જાતિને સુભાગ્યે, હેમને માથે મનુષ્યોને કેળવવાનું તથા પછી હેમને ખાવાનું નિર્માણું છે."

આ વિદ્વત્તાભર્યા ઉપસંહાર પછી પૂંછડીઓના પછડાટ રૂપે પુષ્કળ તાળીઓ ચાલુ રહી અને પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઈ બધા પોતપોતાના અનુભવ તથા તરંગ પ્રમાણે કામધંધે ઉપડી ગયા.

ઉપલી સભા જે સ્થળે ભરી હતી ત્હાં ઉંચા અને પાંદડાથી ભરપૂર પુષ્કળ વૃક્ષોની ઘટા હતી. તે વૃક્ષોમાં વાનરો ભરાઈ બેઠાં હતાં અને હેમણે બધો વાદ વિવાદ સાંભળ્યો હતો. બધા વાઘ ત્હાંથી ચાલ્યા ગયા પછી એક વાંદરાએ પાંદડાંમાંથી ડોકું બ્હાર કહાડયું અને બોલ્યો.

"કેમ ભાઈ! તું ક્યહાં છે ?"

બીજાએ ઉત્તર દીધો "સાહેબ આપની સેવામાં હાજર છુ ને."

પ્હેલું વાંદરું—ત્હારે આવ્યને. વાઘો બધો વિવાદ ચલાવતા હતા તે વિષે આપણે વાતો કરીયે

બીજું—કેમ ?

પ્હેલું—વ્યાઘ્રો વંશ પરંપરાથી આપણા શત્રુ છે તો હેમને વિષે આપણે શું ધારીએ છીએ તે છુપી રીતે હેમને કહી સંતાપ પામીએ.

બીજું વાંદરું—હા ચાલોને ઘણી ખુશીથી તમે કહો છો હેવું નિખાલસપણું તો આપણી જાતિમાં જ હોય છે.

પ્હેલું વાંદરું—વારુ પણ નીચે કોઈ વાઘ હજી રહ્યો નથી ને?

બીજું—ના તે તો બધા જતા રહ્યા છે. છતાં પણ આપણે આ પાંદડામાં ભરાઇને વાતો કરીશું.

પ્હેલું—હા તે બરોબર છે. નહિ તો આપણે પકડાઇ જઇએ તો વળી આપણે કોઇ દહાડો ત્હેમને મળીયે ત્હારે આપણને ખાઇ જાય.

બીજું વાંદરૂં—હવે, તે લોકો માટે શી વાત કરવાની હતી?

પ્હેલું વાંદરૂં—પ્હેલાં તો એ વાત જ કે તેઓની ભાષા વ્યાકરણના નીયમોથી તદન જુદી જ છે. આપણે વાનરો વ્યાકરણમાં ઘણા જ પ્રવીણ છીએ, તે સર્વે કોઈ કબુલ કરશે જ. એ લોકોનું વ્યાકરણ આપણા વાનર વ્યાકરણથી તદન જુદું જ છે તે શોચનીય વાત છે.

બીજું—ખરી વાત. બીજું કાંઈ?

પ્હેલું—તે લોકોની વાણી કાનને ઘણી જ કર્કશ લાગે છે.

બીજું વાંદરૂં—સત્ય છે. તેઓ વાનરોની વાણી નથી વાપરતા.

પ્હેલું—દાખલા તરીકે ત્હેમના પ્રમુખે કહ્યું "વ્યાઘ્ર જાતિને સુભાગ્યે ત્હેમને માથે મનુષ્યોને કેળવવાનું તથા પછી ત્હેમને ખાવાનું નિમાયુ છે." ત્હેને બદલે પ્હેલાં ત્હેમને ખાવા અને પછી કેળવવા એમ કહ્યું હોત તો શું ખોટુ હતું? તે વધારે યોગ્ય વચન વધારે યોગ્ય હતું.

બીજું—નિઃસંશય. નહિ તો આપણે વાનરો શા માટે કહેવાત.

પ્હેલું—વાદવિવાદ શી રીતે ચલાવવા, કી ભાષા વાપરવી, ત્હેનો ક્યહાં ત્હેમને ખ્યાલ છે? ભાષણ કરતાં વચમાં દાંત કચકચાવવા જોઇએ, વળી એક જગ્યાથી બીજી જગ્યાએ કુદવું જોઇએ, મ્હોં ઉપરથી મનમાંની વાત જણાઇ જાય ત્હેવાં મ્હોં કરવાં જોઇએ, વળી વચમાં વચમાં બચકાં ભરીને કેળું ખાવું જોઇએ. તે બધું એ લોકો શું જાણે? એ લોકોએ વક્તૃત્વ વિદ્યા આપણી પાસે શીખવી જોઇએ.

બીજું—હા તો જ તે લોકો કોઇક દિવસ વાનરની ઊંચી પદવીએ પ્હોંચી સકશે નહિં તો અમથા વાઘના વાઘ જ રહી જશે.

દરમ્યાન બીજાં કેટલાંક વાનરો ઝાડીમાંથી બ્હાર આવ્યાં. ત્હેમાંનું એક બોલ્યું.

"મ્હારા નમ્ર મત પ્રમાણે તો પ્રમુખે પોતાની થોડીક અક્કલથી દોરાઇ, સાહિત્યમાં પ્હેલાં કદી ન વપરાએલી એવી ભાષા અને એવાં વચનો વાપર્યાં હતાં. પ્રાચીન સંસ્કારી ગ્રન્થકારોએ ચાવી ચાવીને કુચા કરેલી ભાષા શીવાય બીજી ભાષા વાપરવી તે ભૂલ્ય છે. આપણે વાનરો છીએ અને ઘણા સમયથી આપણે ચાવતા અને કુચા કરતા આવ્યા છીએ. વ્યાઘ્રોએ તેમ નથી કર્યું એ એક પાપ બરોબર જ ગણાય."

એટલામાં એક સુન્દર યુવાન વાંદરી બોલી.

( આ સર્વ માહિતી માટે કચ્છના દિવાન સાહેબ રા. બ. ચૂનીલાલ સારાભાઈનો આભાર માનવાનોછે. )

(ख) **स्तंभावती**—આ કૃત્રિમ વ્યુત્પત્તિ સ્વીકારવાની ભૂલ સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે પણ કરેલી જણાયછે. "ગુજરાતી ભાષાના ઇતિહાસ" ( ઈ. સ. ૧૮૬૬ ની આવૃત્તિ ) ને પૃષ્ઠ ૨૦ મે એઓ લખેછેઃ—"**स्तंभावती** શબ્દનો અપભ્રંશ **खंभाति** થયો, તેનો અપભ્રંશ ઇંગ્રેજ લોકો **केम्बे** બોલેછે." પ્રાકૃતાદિકમાં પ્રવર્તતા વાગ્વ્યાપારનું વિસ્મરણ જ શાસ્ત્રીજીને થયેલું માનવું પડશે.

(ग) ગિરનાર ઉપરના લેખોમાં ( વસ્તુપાળ તેજપાળના લેખોમાં ) એક સ્થળે **स्तंभपुरीय भुवो जयतसिंहः** એમ છે. **स्तंभतीर्थ**ને બદલે * **स्तंभपुर** એમ પણ નામાન્તર કરવાની છૂટ અહિં લીધેલી હશે કે એ નામ પણ કોઇ કાળે પ્રચારમાં હશે તે વિચારવા જેવું છે. ગામનાં નામો જોડે છૂટ લેવાની પદ્ધતિ પ્રાચીન કાળમાં લેખકોમાં ખાસ હતી તે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(घ) પ્રસ્તુત પૂરવણીલેખ લખીને 'વસન્ત'ના તન્ત્રને સ્વાધીન મ્હેં કર્યો તે પછી લાંબી મુદતે રા. તનસુખરામનો 'ખંભાત' વિશેનો લેખ માર્ગશીર્ષ સંવત્ ૧૯૭૦ ના 'વસન્ત'માં પ્રગટ થયો; તે વાંચી થોડુક ન્યૂનાધિકદર્શન કરવાની જરૂર જણાયછેઃ—

(૧) 'વસન્ત' પૃષ્ઠ ૫૧૦ મે ભાદ્રપદ સંવત્ ૧૯૬૯ 'વસન્ત' માંના મ્હારા 'ખંભાત' વિશેના લેખનું અનુલક્ષણ કરીને **स्तम्भतीर्थ** ઉપરથી વ્યુત્પત્તિ ખરી છે એ મ્હારા વચન વિશે રા. તનસુખરામ લખેછેઃ—

"એ **शुद्ध** છે. **स्तंभ** ઉપરથી પ્રાકૃતમાં **खंभ** અને **थंभ** વિકલ્પે થાયછે."

આ પ્રાકૃત વાગ્વ્યાપારનું દર્શન રા. તનસુખરામને શી રીતે થયું તે જણાવવું એ હેમણે કર્તવ્ય ગણ્યું નથી; તો રંગભૂમિની જવનિકાની પછાડી વાચકવર્ગને લઈ જવો એ મ્હને ઠીક લાગતું નથી. પરંતુ રા. તનસુખરામ જેવા પંડિત તરફથી મ્હને આમ શુદ્ધિની છાપ, તે વળી મ્હોટાં ટાઇપમાં, મળી જોઈને મ્હારી જાતને ધન્ય ગણવી જોઈશે એમ લાગેછે. એ છાપ મળી ના હોત તો જીવનમાં એક ઊનતા રહી જાત. પણ રા. બ. કમળાશંકર રા. તનસુખમના આ ઠરાવ માટે શું ધારશે ? એ કુતૂહલને ઉત્તેજિત વ્યર્થ શું કામ કરવું ?

---

* પહેલાં કહી **स्तंभपुर**નું રૂપાન્તર (पुरના અર્થનો **नगर** શબ્દ મૂકીને) **स्तंभनगर** શબ્દ ગ્રન્થકારોએ યાદ અનુકૂલતા માટે કે કેમ પણ, યોજાયેલો જણાયછેઃ—

આપણે વાનરો છીએ — ખંભનયર પ્રભુપાસપસાયેં
છીએ. વ્યાઘ્રોએ તેમ નથ — કિઉં કવિત ઉપગાર પરો.

( વિજયભદ્ર મુનિકૃત 'ગૌતમરાસો,' સંવત્ ૧૪૧૨ ).

એટલામાં એક સુન્દર યુ

(૨) 'વસન્ત' પૃ૪ ૫૧૦ મે ર તનસુખરામે અભયદેવસૂરિકૃત **जयतिहुमण स्तोत्र**મા **थमणपुर** એમ નામ આપ્યાનુ જણાવી ઉપયોગી જ્ઞાનસામગ્રી આપીછે એ ગ્રન્થનો સમય સંવત્ ૧૧૧૧ નો કહ્યોછે તો તે સમયમા—અર્થાત્ **स्तंभतीर्थ** વાપરનાર 'પ્રભાસકૃત્ય' (સંવત્ ૧૧૬૩) ની પર વર્ષ પૂર્વે— **थमणपुर। स्तमनपुर**) નામ વપરાયુ જણાયછે

(૩) 'વસન્ત' પૃ૪ ૫૮૭ મે ગિરનાર ઉપરના વસ્તુપાલ તેજપાલના શિલાલેખ વિશે રા તનસુખરામ કહેછે —

"મૂળમા આમ પક્તિ છે કે **श्री जयतसिंहे स्तमनकतीर्थे मुद्राव्यापारान् व्यापृणति** "

અહિ **स्तमनकतीर्थे** એમ નામ શા આધારે ર તનસુખરામે વાપર્યુ છે તે સમજાતું નથી (છાપવાની ભૂલ હોય તો જુદી વાત) પ્રસિદ્ધ થયેલા શિલાલેખોના પુસ્તકો (કઝેન્સ તથા બર્જેસના) પાછળ કહી ગયોછુ તેમા તો **स्तंभतीर्थ** શબ્દ આ સ્થળે સર્વ લેખોમા છે રા તનસુખરામે જૂનાગઢમા મૂળ લેખ જોયા હોય અથવા સાક્ષાત્ નકલ મેળવી હોય ને તેનુ પ્રમાણ હેમની કને હોય તો તે જણાવવુ જોઇયે એમ **स्तमनकतीर्थ** એ વળી ત્રીજુ જ નામ ઊભુ થાયછે

(૪) પ્રસ્તુત સ્થળે **मुद्राव्यापार** એટલે શરાફના ધંધો એ અર્થ યુરોપીય પંડિતોનો સ્વીકાર છે એમ ર તનસુખરામ કહેછે આ માટે મારો સાચો ખરો અર્થ શો છે તે અન્ય પ્રસંગે એઓ જણાવશે તો જ્ઞાનલાભ થશે

(૫) 'વસન્ત' પૃ૪ ૫૮૦–૫૮૧ મા ફારસી નામ કમ્બાયત, 'કમ્બાયત'— ઇત્યાદિની ચર્ચા સમાપ્ત કરતા રા તનસુખરામ કહેછે —' આરબ વ્યાપારીઓ તથા મુસલમાન અધિકારીઓથી વપરાતુ એ નામ નગરવાસીઓને પણ વાપરવુ પડ્યુ, અને તેથી વ્યુત્પત્તિ અનુસાર પ્રાપ્ત થતા 'થભણપુર' ને બદલે ખભાયત ના ખભાયત અને ખબાત વા ખભાત એમ લોકોચ્ચારમા વિશેષ આ યુ

**स्तमतीर्थ** ઉપરથી જ 'ખભાયત' અને આરબ મુસલમાનોનુ 'કંબાયત' (જે લોકોચ્ચારમાથી જ લેવાયલુ)—આમ સ્થિતિ સરલ છતા રા તનસુખરામે આ અસંગત અને વક્ર કલ્પના શા માટે કરી હશે ? 'કમ્બાયત' ના મૂળ **स्तमतीर्थे** ઉપરથી વ્યુત્પત્તિ અનુસાર 'થભણપુર' શી રીતે પ્રાપ્ત થાય ? તે તો **स्तमनकपुर** ઉપરથી આવે

(૬) 'વસન્ત' પૃ૪ ૬૦૦ મે રા તનસુખરામ કહેછે —

"પારસીના સંજાનમાં સંવત્ ૮ ? મા પ્રથમ આ યા '

આ સમયનિર્માણ માટે શું પ્રમાણ હશે ? અન્ય સ્થળે મ્હેં બતાવ્યુંછે + તે પ્રમાણોથી તો જણાશે કે પારસીઓ સંજાનમાં ઊતર્યા તે ઈ. સ. ૭૮૫ માં; એટલે વિક્રમ સંવત્ ૮૪૧ માં. 'કિસ્સે-એ-સંજાન' નામના પુસ્તકમાંથી શમ્સુલઉલ્મા જીવણજી જમશેદજી મોદીએ આ સમયનિર્માણ સ્થાપિત કર્યુંછે. તે છેક ૧૫૦ વર્ષ મોડું મૂકવા માટે કાંઇ પ્રમાણ હોય તો તે જાણવાને જગત્ ઉત્સુકતાથી વાટય જોશે.

(૭) 'વસન્ત' પૃષ્ઠ ૫૪૯ મે **स्तंभनकपुर,** અને **स्तंभतीर्थ** એ બે નામ ખંભાતનાં શા રીતે પડ્યાં હશે હેનો સમન્વય રા. તનસુખરામે બેસાડ્યોછે; બંદર સમુદ્ર કિનારે **स्तंभनकपुर,** અને ૭ કે ત્રણ માઇલ છેટે જમીન ઉપર અંદર પડતું **स्तंभतीर्थ**—આમ વ્યવસ્થા દેખાયછે: તો આકર્ષક. પણ હેમાં શઙ્કાઓને સ્થાન છે. ગિરનારના લેખ નં. ૪ માં **स्तंभतीर्थ वेलाकुल** ( બંદર ) કહ્યુંછે. અને **स्तंभनक** તેમ જ **स्तंभतीर्थ** બંને સાથે જ ગિરનારના લેખમાં કહેલાછે, એટલે કાલાન્તરયોગે સમુદ્ર અને નગરે સ્થાન બદલ્યાનો પ્રસંગ અહિં નથી.

(૮) 'વસન્ત' પૃષ્ઠ ૫૫૧ મે **स्तंभतीर्थ** ને **वेलाकुल** ( બંદર ) કહેનારા શિલાલેખની ચર્ચા કરતાં રા. તનસુખરામ લખેછેઃ—

"( જેના પ્રશસ્તિશ્લોકો સોમેશ્વરે નહિં પણ નરેન્દ્રસૂરિયે રચિત છે તે. )" આ પરિસંખ્યાવચનનું લક્ષ્ય મ્હારા પૂર્વ લેખની એક ફુટનોટ જણાયછે. ભાદ્રપદ સંવત્ ૧૯૬૯ના 'વસન્ત'ને પૃષ્ઠ ૪૩૮ મે, આચાર્ય વલ્લભજીએ સોમેશ્વરનો સમય સંવત્ ૧૨૫૦ થી ૧૩૦૦નો કહેલોછે તે વિશે ફુટનોટમાં મ્હેં શઙ્કા મૂકીછે કે સંવત્ ૧૩૧૧ નો લેખ તે સોમેશ્વરની કૃતિમાં વલ્લભજી આચાર્ય ગણાવેછે. રા. તનસુખરામ જરાક ધ્યાનથી એ ફુટનોટ વાંચશે અને વલ્લભજી આચાર્યની પ્રસ્તાવના ઉપોદ્ઘાતનાં સૂચિત સ્થળ જોશે તો જણાશે કે હું ગિરનારના સંવત્ ૧૨૮૮ ના લેખ વિશે બોલ્યો જ નથી, પણ સંવત્ **૧૩૧૧** ના ડભોઇના લેખ વિશે જ ઉલ્લેખ મ્હેં કર્યોછે. તો આ વ્યર્થ દોષ કલ્પી હેનો નિષેધ શા માટે ?

(૯) 'વસન્ત' પૃષ્ઠ ૫૫૨ મે રા. તનસુખરામ લખેછેઃ—"એક વિદ્વાન્ કલ્પના કરેછે તેમ ત્હાં અશોકનો કોઇ સ્તંભ નથી, કારણ ત્હેવું ચિહ્ન પણ જણાતું નથી, અને હ્યુએનત્સંગ આદિ બૌદ્ધોના ધર્મપ્રવાસોમાં એ ભાગનું સૂચન પણ નથી." ઇ. ઇ.

+ 'વસન્ત' સંવત્ ૧૯૭૦ ના કાર્તિકનો અંક, પૃષ્ઠ ૫૫૧, "ગુજરાતી ભાષાની ઉત્પત્તિ"—એ લેખમાં જુવો.

હવે, ભાદ્રપદ સંવત્ ૧૯૬૯ના 'વસન્ત'નું પૃ૪ ૪૪૦ ઉઘાડીને હું જોઉંછું તો મ્હારા છેવટના પૅરૅગ્રાફમાં શું કહેલું દેખુંછું? એટલું જ કે—ખંભાતમાં કોઇ કાળે અશોકનો સ્તમ્ભ અથવા હેનો કોઇ બીજાનો સ્તમ્ભ હોય, તે ઉપરથી **સ્તમ્ભતીર્થ** નામ **કદાચ** પડ્યુ હોય. આટલું ત્રિગુણ સંકોચવાળું વચન વાપરીને વળી વધારામાં મ્હેં કહ્યુંછેઃ—

"પરંતુ આ માટે વસ્તુસ્થિતિનું પ્રમાણ જડતા સુધી ખાતરીથી કશું ના જ કહેવાય."

છતાં રા. તનસુખરામનું આ નિરાકરણ પ્રગટ થાયછે! હેનો હેતુ?

પરંતુ રા. તનસુખરામને સંભારી આપવું પડશે કે (અત્રે પ્રસંગ હાલ નથી પણ) જ્યહાં ચિહ્ન પણ નથી હોતાં ત્હોથી અનેક વેળા અણધાર્યા મન્દિર, સ્તમ્ભ, સ્તૂપ ઇત્યાદિ કાલવશાત્ જડી આવેછે

વાંદરા,
તા. ૨૧-૨-૧૪

નરસિંહરાવ ભોળાનાથ.

---

# ખંભાત.

## અનુપૂર્તિ નં. ૨.

ફેબ્રુઆરી ૧૯૧૪ના 'બુદ્ધિપ્રકાશ'માં રા. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલનો લેખ 'ખંભાત' શબ્દની વ્યુત્પત્તિ વિશે છે. હેમની ચર્ચાનો સાર આ છેઃ—

(૧) **स्तम्भावती** નામ ઉપરથી 'ખંભાત' શબ્દ ઉપજાવી સકાયછે; કેમકે

(a) **स्तम्भ**ના અન્ત્ય अનું દીર્ઘત્વ સિ. હે. ૩-૨-૭૮ને આધારે, હેમાં કહેલો **शरादि** ગણ આકૃતિગણ હોવાથી, સધાશે.

(b) સિ. હે. ૮-૨-૧૫૯ને આધારે **वती** પ્રત્યયનો **इत्त** આદેશ થતાં **खंभाइत्त** બની સકશે;

(૨) 'તુઝક-ઇ-જહાંગિરિ'માં 'ખંભાવતી' નામ આપેલુંછે; અને સંવત્ ૧૪૮૦ના અરસામાં રચાયલા એક સ્તવનમાં "પાટણિ ખંભાઇતિ" એમ છે,

અને

(૩) **स्तम्भतीर्थ**નો અપભ્રંશમાં **खंभतित्थ** થાય; (અર્થાત—**स्तम्भतीर्थ** ઉપરથી વ્યુત્પત્તિ કાઢેલી અયોગ્ય છે).

આ દલીલોના ઉત્તર નીચે પ્રમાણે આપી સકાશેઃ—

(૧) (a) આકૃતિગણમાં ગમે તે શબ્દને પ્રવેશ સ્વેચ્છાએ ના અપાય. **વસ્તુસ્થિત** પ્રયોગ હેવો હોય તો જ એ શબ્દનો સંગ્રહ તે ગણમાં થાય. આકૃતિગણનો આશ્રય લેવાનું કારણ ભાષાની વિશાલ વ્યાપકતા અને વ્યાકરણકારની દૃષ્ટિમર્યાદિની અવશ્ય સંકુચિતતા એ એમાં જડશે. *

(b) **वत्** પ્રત્યયનો **इत्त** આદેશ છે ખરો, પણ તે **आलु, इर,** ઇત્યાદિ નવ આદેશોમાંનો એક છે; અને તે ગમે તે આદેશ ગમે તે શબ્દને લગાડાય એમ નથી. ભાષામાં પ્રયોગ થતો હોય ત્હાં જ એ આદેશનો સ્વીકાર ગણવાનોછે. એ આદેશો **यथाप्रयोगं** લગાડાયછે એમ સિ. હે. ના એ સૂત્રની વ્યાખ્યામાં સ્પષ્ટ કહેલુંછે. અને ભાષાનાં ધોરણ એમ જ સંભવે, કેમકે ભાષા તે લક્ષ્ય હોઈ હેને અનુસરનારુ લક્ષણશાસ્ત્ર વ્યાકરણ છે. વ્યાકરણનાં સૂત્રો તે ગમે તેમ રૂપ ઘડી કાઢવાના યન્ત્ર નથી.

(૨) ' ખંભાવતી ' એ નામ ઐતિહાસિક આધારનું નથી, કેવળ દન્તકથાનું જ છે, તેથી તે પ્રમાણભૂત ના ગણાય. પાટણિ ખભાઇતિ—એ વાક્યમાં ' ખંભાઇતિ ' નો અન્ત્ય ઇકાર તે ( પાટણિ–માં છે તે જ રીતે ) સપ્તમીનો પ્રત્યય છે, અને પ્રાતિપદિક શબ્દ તો ' ખંભાઇત ' જ છે. તો તે **स्तम्भावती**નું રૂપાન્તર માનવામાં ભ્રમ થાયછે.

( એપ્રિલ ૧૯૧૪ ના બુદ્ધિપ્રકાશમાં રા. **ચી**મનલાલ દલાલે પ્રસ્તુત વચન માટે સવિસ્તર ઉતારો આપી દર્શાવ્યુછે કે 'પાટણિ' અને 'ખંભાઇતિ' એ સપ્તમીનાં રૂપ નથી પરંતુ પ્રથમાનાં જ છે. માટે ઉપરના ઉત્તરમાં ફેરફાર એટલો જ થશે કે **किस्यूं खंमायत** એમ નપુંસકલિંગનો પ્રયોગ અન્યત્ર જોતાં, તેમ જ 'પાટણિ' તે તો સ્ત્રીલિંગ સંભવે જ નહિં તે વિચારતાં, આ ઇકાર બનેમાં છે તે નથી સ્ત્રીલિંગદર્શક કે નથી સપ્તમીનો પ્રત્યય, માત્ર આનુષંગિક વળગાડેલો છે; હેવા પ્રયોગો પ્રાકૃતમાં બહુ વાર જડેછે. તા. ૨૬–૫–૧૪. )

(૩) **स्तम्भतीर्थ** એ સમાસ હોવાથી એકપદ પ્રથમદર્શને ગણાય; અને તેથી સિ. હે. ૮–૧–૧૭૭ ને આધારે **तीर्थ**ના તકારનો લોપ થઈ **खंमइत्थ** જ થાય; માત્ર અપવાદ એમ થાયછે કે સમાસમાંના ઉત્તરપદને એક દૃષ્ટિયે જુદું પદ ગણી સકાય તેથી હેનો આદિવ્યંજન તે અનાદિ ન એ ગણાય, ( લોપ તો **અનાદિ** અસંયુક્ત અને સ્વર પછી આવેલા અમુક વ્યંજનોનો જ ગણાવ્યોછે ); અને તેથી **યથાદર્શન** લોપ અને લોપાભાવ બંને થાયછે. હાવા લોપનાં અનેક ઉદાહરણો છેઃ—

---

* એક વાત ધ્યાન ખેંચનારી છે; પાણિનીય ગણપાઠમાં **शरादि**ગણને આકૃતિગણ કહ્યો નથી; હોય ત્હાં આકૃતિગણ એમ નિર્દેશ કરવાની પદ્ધતિ એ ગણપાઠમાં છે. હેમાચાર્યે હેને આકૃતિગણ કહ્યોછે, હામાં વિરોધ નથી. પંદર સત્તર સૈકાના અંતરમાં ભાષાના પ્રચારમાં અત્યન્ત ફેર પડે જ; એટલું જ કે હેમચન્દ્રના સમયની બહુ પૂર્વે સંસ્કૃત ભાષા બોલાતી ભાષા મટેલી હતી.

**चित्रकूट-चित्तऊड-**ચિતોડ;-

**राष्ट्रकूट-रट्टऊड-**રાઠોડ;

**देवकुल-देवउल, देउल** ( વિકલ્પે )-દેવળ;

ઇત્યાદિ, ઇત્યાદિ.

સારાંશ, **स्तम्भावती** એ પ્રયોગ **વસ્તુસ્થિત** કદિ બનાવ્યો નથી, અને **स्तम्भतीर्थ** એ પ્રયોગ વસ્તુસ્થિત સપ્રમાણ ગ્રન્થોમાં છે; અને **खंभाइत्त** એ ઉપરથી વ્યાકરણાનુસાર ઊપજેછે, તેથી **स्तम्भतीर्थ** ઉપરથી જ વ્યુત્પત્તિ કાઢવી વાજબી છે.

( આ વિશે વિસ્તારથી કરેલી ચર્ચા માર્ચ તથા મે ૧૯૧૪ના 'બુદ્ધિપ્રકાશ' માં પ્રગટ થયેલાં મ્હારાં ચર્ચાપત્રોમાં, જેને જોવી હોય ત્હેણે, જોવી. )

---

રા. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે માર્ચ ૧૯૧૪ના 'બુદ્ધિપ્રકાશ' માં આ જ વિષયનો નં. (૨)નો લેખ પ્રગટ કર્યોછે; તે લેખથી મ્હારા મતને બહુ જ પુષ્ટિ મળેછે અને કેટલાંક નવાં સબળ પ્રમાણ મળ્યાંછે, તેથી હેમનો હું ખાસ ઉપકાર માનુંછું. એ મહત્ત્વના મુદ્દા નોંધવા જોઇશે;—

(૧) **स्तम्भतीर्थ**નું **खंभाइत्त** થઈ ત્હેનો પ્રયોગ સંવત્ ૧૧૬૦ માં રચાયલા વર્ધમાનાચાર્યકૃત 'ઋષભદેવચરિત્ર' માં છે;

(૨) જિનહર્ષગણિકૃત સંસ્કૃત 'વસ્તુપાલચરિત્ર' માં **स्तंभतीर्थ** અને **स्तंभन** તથા **स्तंभनक** એ જુદાં ગણેલાંછે. **स्तम्भतीर्थ**ના સંઘને લઈને વસ્તુપાલ **स्तंभनक**માં પાર્શ્વનાથને નમસ્કાર કરવા જાયછે, એમ એ ગ્રન્થમાં કહ્યુંછે.

આ મહત્ત્વના લેખ ઉપરથી બે બોલ આવશ્યક લાગેછે, તે લખુંછું:—

(૧) કેબ્રુઆરીમાં '**खंभातित्थ** જ થાય' એ જે આગ્રહ હતો તે હવે ( પાછલી ભૂલ સ્પષ્ટ રીતે તો સ્વીકારીને નહિં, પણ વસ્તુતઃ આ નવા વચનથી સ્વીકારીને ) રા. ચીમનલાલ દલાલ છોડી દેછે અને **खंभाइत्त** એમ પ્રયોગ ગ્રન્થમાંથી ઉતારીને બતાવેછે તે માટે હેમનો અન્તઃકરણથી ઉપકાર માનુંછું.

(૨) સમાસમાં ઉત્તરપદના આદિવ્યંજનનો લોપ વિકલ્પે થાય એ સિ. હે. ૮-૧-૧૭૭ અને હેના વ્યાખ્યાન ઉપરથી રા. ચીમનલાલ દલાલે પણ ધ્યાનમાં લીધુંછે તે સંતોષની વાત છે. ખેદ માત્ર એટલો છે કે લોપ તે સામાન્ય નિયમ અને વિકલ્પે લોપાભાવ તે અપવાદ—એ સ્થિતિને હેમણે ઉલટાવીછે. એ સૂત્ર તથા વ્યાખ્યાન હું સમજ્યુંછું તે પ્રમાણે તો સામાન્ય રીતે તો લોપ જ અને અપવાદરૂપે ( અને **यथादर्शन** ) વિકલ્પ—એમ વ્યવસ્થા છે.

(૩) રા. ચીમનલાલ દલાલે આપેલા ઉતારામાં **सेत्तुंजम्मि तित्थे** એ લોપાભાવનું ઉદાહરણ આપ્યુછે તે નિરર્થક છે. કેમકે લોપ તો અનાદિ વ્યંજનનો થાય એમ નિયમ છે, અને અહિં **तित्थे** એ તો સ્પષ્ટ રીતે જુદો શબ્દ હોવાથી તકાર તે પદાદિ વ્યંજન બનેછે; તો ત્હાં લોપનો પ્રશ્ન જ નથી ઉત્પન્ન થતો.

(૪) સંવત્ ૧૧૬૩ ના 'પ્રવાસકૃત'માં **स्तम्भतीर्थे** એ સંસ્કૃતમાં પ્રયોગ છે અને એથી ત્રણ વર્ષ પૂર્વેના, સંવત્ ૧૧૬૦ ના 'ઋષભદેવચરિત્ર'માં **खंमाइत्य** એ પ્રાકૃત પ્રયોગ પણ (તે જ સંસ્કૃત શબ્દના રૂપાન્તરનો) છે—આ લક્ષમાં રાખીશું તો **स्तम्भतीर्थ** એ મૂળ નામ એ સમયની પણ બહુ લાંબી પૂર્વે હશે એમ લાગેછે.

વાંદરા,
તા. ૩૧-૩-૧૪

નરસિંહરાવ ભોળાનાથ.

---

# પ્રાચીનકાળમાં ભરતખંડમાં દેશોનાં નામ.

પ્રાચીન સમયમાં ભરખંડમાં દેશોના નામ બહુવચનમાં કેમ બોલાતાં હતાં? **विदर्भाः, कोशलाः, पाञ्चालाः**, ઇત્યાદિ બહુવચનમાં જ દેશોના નામ સંસ્કૃત ગ્રન્થોમાં નજરે પડેછે. આ વિલક્ષણ પ્રકાર, અન્યત્ર ના જણાતો પ્રકાર, અહેતુક તો ના જ હોય. આ સ્થિતિનો ખુલાસો Rhys Davidsના "Buddhistic India"માં† એક સ્થળે જડેછે. બૌદ્ધધર્મના આરમ્ભકાળમાં ભરતખંડના દેશોનાં નામની યાદી—પુસ્તકોને આધારે—નીચે પ્રમાણે હેણે આપીછે—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | अङ्गा | ૫ | वज्जी | ૯. | कुरू | ૧૩ | अस्सका |
| ૨. | मगधा | ૬. | मल्ला | ૧૦. | पाञ्चाला | ૧૪. | अवन्ती |
| ૩. | कासी | ૭. | चेती | ૧૧. | मच्छा | ૧૫ | गंधारा |
| ૪. | कोसला | ૮. | वंसा | ૧૨. | सूरसेना | ૧૬. | कंबोजा |

(આ નામ સંસ્કૃત નહિ, પણ પાલીનાં જણાયછે; હેનાં મૂળ સંસ્કૃત **कोशला**', **शूरसेनाः** ઇત્યાદિ યથાસંભવ જોઈ સકાશે.)

આ યાદી વિશે રિહસ ડેવિડ્સની ટીકા આ પ્રમાણે છે.—

"It is interesting to notice that the names are names, not of countries, but of peoples, as we might say Italians or Turks This shows that the main idea in the minds of those who drew up, or used, this old list was still tribal and not geographical"

† The Story of the Nations Series, 'Buddhistic India,' Chap II, p 23.

( "એ વાત લક્ષમા લેવા જેવી છે કે આ નામ તે દેશના નહિ પણ લોકોના ( પ્રજા-જાતિ-ના ) છે, જેમ આપણે ઇટાલિયનો કે ટર્ક કહિયે તેમ આ ઉપરથી જણાયછે કે આ યાદી જેમણે બનાવી અથવા જેઓ વાપરતા હતા તેમના મનમા દૈશિક નહિ પણ જાતિગત કલ્પના મુખ્ય ભાગે હતી ")

આ ખુલાસો કેવળ કલ્પનામૂલક નથી લાગતો દેશને બહુવચનમા કહેવો એ પ્રથમ દર્શને જ અસ્વાભાવિક લાગેછે, અને દેશમા વસનારાઓ દેશને નામ પોતાની જાતિ ઉપરથી આપેછે એમ ઘણુ વાર બનેછે, ગુર્જરો ઉપરથી ગુર્જરત્રા નામપડ્યુ, તે હાલ ગુજરાત કહેવાયછે, Angles ( ઍંગલ ) લોકોની ભૂમિ ( land ) તે England, ઇંગ્લંડ, સ્કૉટ ( Scot ) લોકોની ભૂમિ તે સ્કૉટલેંડ ( Scotland ), ઇત્યાદિ પ્રમાણે પરિચિત જ છે એ માત્ર પ્રસ્તુત નામોને વિશે એટલો જ છે કે તે તે જાતિના નામોને કશો પણ બીજો શબ્દ જોડયા વિના જ, માત્ર જાતિના નામને બહુવચનમા વાપર્યાથી જેમ એ નામ તે લોકોના વાચક થાય તેમ દેશના પણ વાચક કાળક્રમે થઈ ગયા

આ જેવા કહેલા સ્વરૂપના ઉદાહરણ જેટલાં હાલ પણ ચાલૂ રહેલા મ્હારા જોવામા આવેલા આપુ છુ તેથી ઉપરની કલ્પનાને પુષ્ટિ મળશે એમ ધારુ છુ સિંધમા ઘણે પણ ગામોના નામ બહુ ભાગે તે તે ગામમા વસનાર ( અથવા ગામ મૂળ વસાવનાર ) clan—જાતિની ટોળી-ના નામ ઉપરથી જ પડેલાછે, એટલુ જ નહિ પણ એ ગામને તે ટોળીના વાચક શબ્દને બહુવચન લગાડીને તે ગામનો નિર્દેશ કરાયછે, ઉદાહરણ —

**हाला** ( ગામનુ નામ-તે **हालनजो गोठ** ( =હાલાઓનુ-હાલા, જાતિના લોકોનુ ગામ ) એમ લખાણથી કહેવાય ખરુ, પરતુ વ્યવહારમા બોલવાનુ તો **हाला** અને હેતે વિભક્તિના રૂપાન્તરમા બહુવચનનો **न** આગળ લાગવાનો, જેમકે **मां हालनमें व्युस्** ( હુ હાલા (ઓ)મા ગયો ), આમ અનેક નામોની સ્થિતિ છે સિંધની વસતિનુ સ્વરૂપ ભ્રમણશીલ (nomadic) ગોપ જેવી જાતિઓનુ આમન હતુ, અને જ્યહા વસે તે **गोठ** ( સ **गोष्ठ** =ભરવાડોનુ થાણુ ) અથવા **तडो** ( =અમુક ટોળીના નેતાનુ થાણુ, છાવણી ) * એ નામ હજી પણ લગાડાયછે તે ઉપરથી પ્રાધાન્ય ગામને નહિ પણ જાતની ટોળીના નામને સ્વાભાવિક રીતે જ મળેલુ

---

* **तडो** શબ્દ જુદા જુદા પ્રદેશમા જુદા જુદા રૂપમા પ્રચારમા આવતો જણાયછે દક્ષિણમા ભ્રમણશીલ જાતોની છાવણીને **ताण्डा** કે **ताण्ड** કહેછે, ગુજરાતમા પણ ક્વચિત્ એ શબ્દ ટેરી Gypsy—જાતો વિશે સાભળ્યોછે Wilson's Glossary of Judicial, Revenue and other Terms નામના વિશેષ કોશમા Tanda ( **तंडा** ) શબ્દ તેલુગુ અને કર્ણાટ ( =કાનડી ) ભાષામાનો આપ્યોછે, અર્થ—A troop of travelling traders, Lambadis or Banjaras, એમ આપ્યોછે Troop= 'ટોળી' એમ પ્રાથમિક અર્થ ઉપરથી એ ટોળીનુ છાવણીનું સ્થાન એ લાક્ષણિક અર્થ બનેલે જણાયછે સિંધમા **तडो** નામની પાછળ સ્થાપક પુરુષનું નામ હોયછે, ઉદાહરણ—**तडो अल्लाहयारखान, तडो आदम**, ઇત્યાદિ, એ પ્રસગે આખી જાતને બદલે નેતાના નામ આવેછે, બીજા ગામોમા જાતનુ જ નામ હોયછે

આ પ્રકાર પ્રાચીન કાળમાં ભરતખંડની બ્હારથી આવી જુદા જુદા દેશભાગમાં વસી રહનારી જાતિનાં નામને વિશે પણ પ્રવર્તેલો સંભવેછે.

બીજું ઉદાહરણ કોકણમાં રત્નાગિરિ જિલ્લામાં વિરલ પ્રસંગે, જડયુંછે. ખેડ તાલુકામાં શિંગરી નામનું ગામછે, ત્હાંના બધા રહેવાશી મરેઠાની અડક શિંગરે છે; તે જ પ્રમાણે આંબવલી ગામના બધા મરેઠા આંબવલે અડકધારી છે. આ પ્રસંગોમાં શિંગરે અને આંબવલે એ ટોળીનાં નામ હોઈ તે તે વસાવેલાં ગામોનાં નામ એ ઉપરથી પડ્યાં હશે?—ખાતરીથી કહેવાતું નથી; કારણ એ છેઃ—(૧) શિંગરે લોકોની મૂળ અડક કદમ્બ હતી; અર્થાત્ શિંગરી નામના ગામમાં વસ્યા પછી શિંગરે અડક બની હોય; (૨) આંબવલી એ ગામનું નામ आम्रपल्ली ઉપરથી થયેલું સંભવે, અને તેથી. આંબવલી એ ગામનું નામ પ્રથમ અને વશેલા લોકોનું નામ આંબવલે પછીથી—એ ક્રમ વધારે સુસ્થિત લાગેછે. આ ઉપરાંત એ પણ યાદ રાખવાનું કે સિન્ધની જાતિયોની પેઠે દક્ષિણ અને કોકણમાં વસનારા મરેઠાઓ તે ભ્રમણશીલ ( nomadic ) જાતિ ન્હોતી, એટલે ટોળી ઉપરથી વાસસ્થાનનું નામ પડવાનો સંભવ અતિ અલ્પાલ્પ. માટે આ ઉદાહરણો ટોળીના નામ ઉપરથી ગામનું નામ પડવાની ક્રિયાના વિપરીત ક્રમના ગણાશે. એ વિપરીત ક્રમ પેલા સીધા ક્રમને પોતાના વિપરીત પ્રકારથી આડકતરી પુષ્ટિ આપી શકે એટલું જ માની શકાશે.

આ રીતે પ્રાચીન ભરતખંડના દેશોના નામનું સ્વરૂપદર્શન છે. એ સ્વરૂપદર્શન ખોટું નથી તે માટે એક ભૂલનો પ્રસંગ આવે જ નહિં હેવું પ્રમાણ कामरूप એ દેશનામમાં જડશે. એ નામનો શબ્દાર્થ જ—કામ, ઇચ્છા, પ્રમાણે રૂપ ધારણ કરનાર, એ અર્થ જ—દૈશિકસંજ્ઞાને બદલે વસનારા લોકની જાતિપર સંજ્ઞા તરફ સ્પષ્ટ નિર્દેશ કરેછે, અને તે, બહુવચનમાં વપરાય તે વિના બીજો માર્ગ જ નહિં. આ સામ્યથી અન્ય દેશોનાં નામોના બહુવચનમાં પણ જાતિલક્ષણ સ્વરૂપ જોવાનો આધાર મળશે.

છેવટે ઇંગ્લાંડનાં કેટલાંક પ્રગણાંનાં નામોની સરખામણી પણ આ ચર્ચામાં પ્રકાશ પાડે એમ છે. उत्तर कोशलाः નામ જેમ પ્રાચીન ભરતખંડમાં એક દેશનું હતું, તેમ ઇંગ્લાંડમાં South Saxons ( દક્ષિણમાં વશેલા સેક્સન લોકો ) ઉપરથી Sussex, West Saxons ( પશ્ચિમમાં વશેલા સેક્સન) ઉપરથી Wessex, અને East Saxons (પૂર્વમાં વશેલા સેક્સન ) ઉપરથી Essex—એ નામો આ પ્રકારને તદ્રૂપ મળતાં આવેછે. Norfolk (North folk§) અને Suffolk ( South folk§ ) એ નામોમાં 'ઉત્તરના લોક' અને 'દક્ષિણના લોક'—એમ વ્યુત્પત્તિ ઉપરના અર્થમાં પણ આ સંજ્ઞાસ્વરૂપ પ્રકારાન્તરથી જણાઈ આવેછે.

આ પ્રશ્ન વિશે આ થોડાક છૂટક વિચાર આ વિષયના રસિક વિદ્વાનોના ચરણમાં નિવેદન કરીને સમાપ્ત કરુંછું.

વાંદરા.<br>
તા. ૨૪-૧૧-૧૩.

નરસિંહરાવ ભોળાનાથ.

§Folk = લોક.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવવા શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય-પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

## લવાજમ.


લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ
અમદાવાદ.


---

## શુદ્ધિપત્ર.

વસન્ત જ્યેષ્ટ ૧૯૭૦ પૃષ્ટ ૨૯૬ છેલ્લેથી બીજા પેરેગ્રાફની છેલ્લી બે લીટી.

અશુદ્ધ. કે શાંત ગંભીર નનન વગર તે ગૂંચો ઉકલતી હશે.

શુદ્ધ. કે 'શાંત ગંભીર મનન વગર તે ગૂંચો ઉકલતી હશે!'

---

Reg. No. B. 463

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यंस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૬. [ માસિક ] અષાઢ, ૫૦ ૧૯૭૦

## દિગ્દર્શન.

પરદેશગમન.

"We are going to India to see the Durbar and as much else as may be crammed into a feverish seven weeks. Of the remaining three hundred a good third are '*going home*,' as they keep saying, 'home' being Sydney, Melbourne, Auckland, Wellington, or some other delectable city or green spot which, they have satisfied themselves by careful comparison, is without equal in England or Europe. London, they tell you, is all very well for six weeks, but give them Sydney or Melbourne to live in. Another third is going back after leave to India, many of them as frankly reluctant as boys returning to school after the holidays. By and by, when we have got past Aden, and are in Indian waters, the East will have caught them again and their leave be forgotten, but for the moment the pull is backwards, wives and children have been left behind. The thought of the things that may happen before they come this way again is heavy upon them. The last third, are a mixed group of all ages and destinations. This gallant old lady, seventy years and upwards, is going to join a daughter in Newzealand, just for a winter's jaunt. This lad of eighteen, fresh from a public school, finds himself surprisingly consigned to a business house in Java, just about the time when his school

contemporaries are starting as Freshmen at Oxford and Cambridge His knowledge of Java is as vague and sketchy as my own, but he has a cheerful confidence that it will be all right A dozen other lads are bound for Ceylon Burma, Siam, Singapore, Hongkong, and some mark themselves down for remote lands and settlements I have never heard of and can find on no map The average age of this group cannot be more than twenty one and I marvel at the courage of the parents at home who launch them alone on these great waters and leave them to find their little niches in heaven knows what company and surroundings on the far side of the world Presently they will be scattered, and in all human probability will never meet again, but for the moment they are strong friends, and some admirable women–wives going out to join official husbands in the Far East–have taken upon themselves to play the mother s part Then there are the old hands making the journey for the twentieth time, the forester going to Cambodia for teak, whose journey is as intricate an affair of changes and junctions as a cross country expedition from Guildford to Birmingham, half a dozen agents in pursuit of new markets, Chinese Customs officials, and so forth

*Mr J Spender*

એક જૂના સુધારકને પૂછવામા આવ્યુ કે 'હિન્દુસ્થાનનો ઉદ્ધાર શી રીતે કરવો ?' ત્યારે એણે ઉત્તર આપેલો પ્રસિદ્ધ છે કે "હુ તો શેરીએ શેરી ભૂગોળ અને ખગોળના બે ગોળા લઈને ફરૂ" કાઇક આના જ તાત્પર્યથી વેસ્ટમિન્સ્ટર ગૅઝેટના તન્ત્રી મિ સ્પેન્ડરના "The Indian Scene" નામના પુસ્તકમાથી ઉપનો ઊતારો હુ વસન્તના વાચક આગળ મૂકુ છુ. એ વાચીને અત્યારે આપણને આપણી સ્થિતિ માટે ખેદ થાય છે, તેમ બીજી તરફ આપણને આપણો ભૂતકાળ યાદ આવ્યા વિના રહેતો નથી ઋગ્વેદની ઋચા કહે છે કે–તુગ્ર રાજાએ પોતાના પુત્ર ભુજ્યુને દરીએ મોકલ્યો હતો બૌદ્ધ ગ્રન્થોમા હિન્દુસ્થાનના લોકો દરિઆ માર્ગે વ્હેપાર કરતા તેની અસખ્ય વાતો છે. સુપ્પરક જાતક'મા આપણે ત્યાના–આપણા પોતાના પ્રાન્તના–સાતમે વ્હેપારીઓ ભરૂચથી નીકળી દરીઆમાર્ગે વ્હેપાર કરવા ગયા હતા એમ વાચીએ છીએ બુદ્ધ ભગવાન પોતે પૂર્વે એક અવતારમા ખલાસી હતા એમ

---

* तुग्रो ह भुज्युमश्विनोदमेघे रयिं न कश्चिन्ममृवाँ अवाहाः।
तमूहथुर्नौभिरात्मन्वतीभिरन्तरिक्षप्रुद्भिरपोदकाभिः।

= હે અશ્વિનો ! તુગ્રે ( ભુજ્યુના પિતાએ ) ભુજ્યુને દરીએ મોકલ્યો મરવા પડેલો માણુસ ધન છોડે એ રીતે ( એની નારાજીથી ) દઇ ( અથવા પોતાની ), અન્તરિક્ષમા * ઊડતી, અને જેમા જળ પ્રવેશ ન કરે એવી નૌકા વડે તમે ( પાછો ઘેર ) લઈ આવ્યા

એક જાતક-કથા છેઃ એમાંથી ઊઘડું અનુમાન નીકળે છે કે ખલાસીનો ધંધો અમસ હલકો ગણાતો નહિ હોય, નહિ તો બુદ્ધદેવનો એવો અવતાર થયાનું જાતકકર્તા ન કહે; બીજું, જ્યારે એને પૂર્વાવતાર કહ્યો છે ત્યારે એ પણ ખુલ્લું છે કે ખલાસીનો ધન્ધો અને દરિઆઈ મુસાફરી બહુ પ્રાચીન છે એવી માન્યતા બૌદ્ધયુગમાં હોવી જોઇએ. આ ઉપરાંત પરદેશી પુસ્તકો ઉપરથી પણ આપણે જાણીએ છીએ કે એ સમયમાં હિન્દુસ્થાનનો વ્હેપાર બહુ બહોળો–એક તરફ રોમ અને બીજી તરફ ચીન સુધી ચાલતો. હિન્દુ જનસમાજના ઘણા લોકો–બ્રાહ્મણ, શુદ્ધાં–સમુદ્રમાર્ગે પરદેશ જતા અને જાવા વગેરે દૂર દ્વીપમાં વસ્યા હતા, અને ત્યાં એમની મહાભારતાદિક કથાઓ પણ લેતા ગયા હતા. હિન્દુસ્થાનના બૌદ્ધ કોતરકામમાં વહાણોનાં પુષ્કળ ચિત્રો છે, અને આપણાં પ્રાચીન પુસ્તકોમાં વહાણની વિવિધ જાતો તથા એને બનાવવાની રીત સંબન્ધી પણ કેટલુંક વાંચવામાં આવે છે. પાસુ–આજથી ચોવીસ વર્ષ ઉપર–પ્રો. જીન્સિવાળેએ મને કહ્યું હતું તેમ "**ते हि नो दिवसा गताः !**"

ભૂતકાળનું અભિમાન કર્યાથી કાંઈ ફળ નથી. જેટલો આપણો ભૂતકાળ પ્રતાપી, તેટલી જ આપણી વર્તમાન સ્થિતિ વધારે શોકકારક. એ શોકમાં કાંઈ સન્તોષની રેખા હોય તો તે એટલી જ છે કે હવે આપણે આપણી જરૂરિયાત સમજતા થયા છીએ, અને દેશકાળને અનુસરી આપણાં બન્ધનોની ગાંઠો ઊકેલતા જઇએ છીએ.

'પરદેશગમન'નો પ્રશ્ન અત્યારે નવો નથી. ખાસ આપણા પ્રાન્તમાં સ્વ. કરસનદાસ મૂળજી અને રાવ સાહેબ મહીપતરામ રૂપરામ વિલાયત ગયા ત્યારથી ચર્ચાતો આવે છે, અને હું ધારું છું કે ગૂજરાતની વિવિધ જ્ઞાતિઓમાં 'સુધારા'ના આ પ્રશ્ન ઉપર જેટલો લોહી–ઊકાળો થયો છે તેટલો બીજા કોઈ પ્રશ્ન ઉપર થયો નહિ હોય. દક્ષિણમાં જ્ઞાતિઓ મ્હોટી હોવાથી, વિલાયત જઈ આવેલા સાથે ભોજનવ્યવહાર કે લગ્નવ્યવહાર કરવો પ્રાચીનપન્થીઓને ગમે તેટલો નાપસંદ પડે, તોપણ એ નાપસંદગીને બહિષ્કાર કે શિક્ષારૂપે પ્રકટ કરવાનો બહુ અવકાશ મળતો નથી. એટલે દક્ષિણ માટે તો એ પ્રશ્ન લગભગ મરી ગયો છે એમ કહીએ તો ચાલે. ગૂજરાતમાં પણ હવે કેટલીક જ્ઞાતિઓ–જેવી કે બ્રહ્મક્ષત્રિય, શ્રાવક, અને પાટીદાર–એમણે પણ આ પ્રશ્નનું સમાધાન કરી દીધું છે, બ'કે એ પ્રશ્ન ઉપસ્થિત થવાને કારણ જ નથી એમ દર્શાવ્યું છે. બ્રાહ્મણો હજી કાંઈ નિરાકરણ કરી શકયા નથી. મોઢ-દરા જ્ઞાતિના કેટલાક યુવકો 'વિલાયત' ગયા છે–અને પ્રાયશ્ચિત્ત વડે એમને શુદ્ધ કરી જ્ઞાતિમાં લેવાનો ધારો સ્વ૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવના વખતથી માન્ય થઇ ગયો છે. વડનગરા જ્ઞાતિમાં–કાઠિઆવાડ આ સમાધાનને માર્ગે હજી ચઢ્યું નથી, પણ એ જ જ્ઞાતિ ગૂજરાતી બાઇઓમાં એટલે સુધી પગલાં ભરાઈ ગયાં છે એમ કહીએ તો હરકત નથી. વીસનગરા જ્ઞાતિમાં હજી ઝઘડો ચાલે છે, પણ પ્રાયશ્ચિત્તનો માર્ગ એ જ્ઞાતિમાં પણ માન્ય થશે, અને કેટલેક અંશે થયો છે જ. પ્રશ્નોરા જ્ઞાતિમાંથી ભાવનગરના દિવાન સાહેબ અને હાલ મુંબાઈની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના મેમ્બર–ઑનરેબલ મિ. પટની, તથા રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય—એઓ વિલાયત જઈ આવ્યા છે, પણ એમને જ્ઞાતિ તરફથી કાંઈ વિશેષ અડચણ આવતી હોય એમ જાણવામાં નથી.

આમ એકંદર લેતાં, બ્રાહ્મણ જ્ઞાતિમાં પણ 'પરદેશગમન'નાં દ્વાર થોડાં ઘણાં ઉઘડયાં છે, અને એકંદર દેશનું વલણ જોઇએ છીએ તો આ પ્રશ્ન હવે વ્યવહાર મુશ્કેલીથી **લગભગ** મુક્ત થયો છે એમ કહેવામાં હરકત નથી. છતાં હજી પણ વખતોવખત આપણે એવા શબ્દો સાંભળીએ છીએ કે-'પરદેશગમન' શાસ્ત્રવિરુદ્ધ છે, અને હાલમાં બંગાળાના પંડિતોએ એ પ્રમાણે નિર્ણય જણાવ્યો છે. થોડાંક વર્ષ ઉપર કાશી કે અલ્લાહબાદમાં 'પરદેશ ગમન'નો એક કેસ કોર્ટે ચઢયો હતો. એમાં કાશીના મૈથિલ પંડિત **શિવકુમારમિશ્રે** વિરુદ્ધ જુબાની આપી હતી. પણ પુષ્કળ શાસ્ત્રનાં વચનોનો વિચાર કરી આખરે વિદ્વાન ન્યાયાધીશે 'પરદેશગમન'ના લાભમાં ચુકાદો આપ્યો હતો—જો કે અપીલ કોર્ટે એ ફેંસલો પાછળથી રદ કર્યો;—એમ કહીને કે આ રૂઢિના સવાલમાં નીચલી કોર્ટે શાસ્ત્રનો વિચાર કરવાનો નહોતો. પહેલી કોર્ટનો શાસ્ત્રાર્થભર્યો ફેંસલો અલ્લાહબાદના 'લીડર' પત્ર તરફથી પ્રસિદ્ધ થયો છે, અને જેમને આ વિષયની વિસ્તૃત ચર્ચા જોઇતી હોય તેમને માટે એ ઉપયોગી છે. એ ફેંસલો અત્યારે મારી પાસે હાજર નથી. પણ ઉભય પક્ષનાં પ્રમાણો હું જાણુંછું તે ઉપરથી અને હમેશાં આ વિષય પરત્વે એક જ પ્રશ્ન થયાં કરે છે કે—આ સાદા શાસ્ત્રના વિષયને વૃથા આડંબરથી શા માટે ડહોળી નાંખવામાં આવે છે? **'પરદેશગમન' સામે શાસ્ત્રનો મુખ્ય વાંધો માત્ર બૌધાયનના એક વાક્ય ઉપર અને આદિત્યપુરાણના અડધા શ્લોક ઉપર રચાએલો છે.** બૌધાયન ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્થાનના રીતરિવાજમાં પાંચ ભેદ ગણાવે છે જે એકમાં ધર્મ્ય અને બીજામાં અધર્મ્ય મનાય છે. એ નીચે મુજબઃ—દક્ષિણમાં વગર જનોઈ દીધેલાની સાથે અને (૨) સ્ત્રી સાથે જમવાનો રિવાજ છે, (૩) વાશી ખાવાનો રિવાજ છે, અને (૪) મામા તથા (૫) ફોઈની કન્યા સાથે પરણી શકાય છે. તે જ પ્રમાણે, ઉત્તર હિન્દુસ્થાન વિષે બોલતાં બૌધાયન કહે છેઃ—"**अथोत्तरत ऊर्णाविक्रयः सीधुपानमुभयतोदद्भिर्व्यवहार आयुधीयकं समुद्रसंयानमिति**—(૧) ઊન વેચવું (૨) મદ્ય પીવું (? કે કલાલની દુકાન રાખવી), (૩) ઉપર નીચે દાંતવાળાં પ્રાણીનો વ્હેપાર કરવો, (૪) શાસ્ત્રવડે આજીવિકા કરવી, અને (૫) 'સમુદ્રસંયાન' કરવું. ઉત્તરમાં ઉત્તરના રિવાજ પ્રમાણે અને દક્ષિણમાં દક્ષિણના રિવાજ પ્રમાણે ચાલવાથી દોષ લાગતો નથી-એમ સામાન્ય માનવું છે, પણ એ ખોટું છે એમ ગૌતમનું કહેવું છે. એમ જણાવીને આખરે આ પાંચ ને પાંચ-દશે રિવાજ નાપસંદ કરવા જેવા છે એમ બૌધાયન પોતાનો મત જાહેર કરે છે. §

---

§ पञ्चधा विप्रतिपत्तिः ॥ १८ ॥ पञ्चधा विप्रतिपत्तिर्दक्षिणतस्तथोत्तरतः ॥१९॥ यानि दक्षिणतस्तानि व्याख्यास्यामः ॥ २० ॥ यथैतदनुपेतेन सह भोजनं स्त्रिया सह भोजनं पर्युषितभोजनं मातुलपितृष्वसृदुहितृगमनमिति ॥ २१ ॥ अथोत्तरत ऊर्णाविक्रयः सीधुपानमुभयतोदद्भिर्व्यवहार आयुधीयकं समुद्रसंयानमिति ॥ २२ ॥ इतरदितरस्मिन्कुर्वन्दुष्यतीतरदितरस्मिन् ॥ २३ ॥ तत्र तत्र देशप्रामाण्यमेव स्यात् ॥ २४ ॥ मिथ्यैतदिति गौतमः ॥ २५ ॥ उभयं चैव नाऽऽद्रियेत शिष्टस्मृतिविरोधदर्शनात् ॥२६॥ (બૌધાયન-ધર્મસૂત્ર.)

આગળ જોતાં 'સમુદ્રસંયાન'‡ બૌધાયન 'પતનીય'—પાતક—માં ગણાવે છે.* અત્રે પ્રશ્ન એટલો જ છે કે 'સમુદ્રસંયાન' એટલે શું? પ્રથમ દૃષ્ટિએ-એનો અર્થ સમુદ્રમાર્ગે મુસાફરી કરવી એવો લાગે. પણ વસ્તુતઃ એની પાસેના શબ્દો જોઈશું તો જણાશે કે અમુક આજીવિકાવાચક આ શબ્દ છે. બ્રાહ્મણે 'આયુધીયક' યાને સિપાહીગીરીનો ધન્ધો કરવો એ જેમ નિન્દ્ય છે, અમુક જાતનાં પ્રાણી વેચવાં, ઊન વેચવું કે દારૂ પાવાનો ધન્ધો કરવો નિંદ્ય છે, તેમ 'સમુદ્રસંયાન' એટલે કે વહાણવટી-ખલાસીનો ધન્ધો કરવો એ નિન્દ્ય છે. આમ તાત્પર્ય છે. પણ દલીલ ખાતર ક્ષણવાર માની લઈએ કે 'સમુદ્રસંયાન' એટલે દરિઆમાર્ગે મુસાફરી કરવી—તથાપિ એ પાતક એવું નથી કે જેનું શાસ્ત્રે પ્રાયશ્ચિત્ત ન બતાવ્યું હોય. બૌધાયન પોતે સમુદ્રસંયાનને, જમીન બાબતં જૂઠું બોલવું, (બ્રાહ્મણને નિષિદ્ધ એવી) ગમે તે વસ્તુનો બ્હેપાર કરવો, શૂદ્રની સેવા કરવી, વગેરે પાતકની સાથે ગણાવીને એનું પ્રાયશ્ચિત્ત બતાવે છે. માત્ર આદિત્યપુરાણનો અડધો શ્લોક જ,—"**समुद्रेन तु संयातुः शोधितस्याप्यसङ्ग्रहः**"—કહે છે કે "સમુદ્રસંયાન જે કરે તેને પ્રાયશ્ચિત કરાવીને પણ પંક્તિમાં દાખલ ન કરવો." 'સમુદ્રસંયાન' આજીવિકાવાચક છે એ પૂર્વોક્ત બૌધાયનના આખા વાક્ય ઉપરથી આપણે જોયુ. અને એ જ અર્થ અત્રે પણ કરવો ઘટે છે. છતાં, આનો અર્થ મુસાફરી કરવી એવો છે એમ માની વિલાયત જઈ આવેલા માટે જ્ઞાતિમાં અડધી બારી ઊઘાડી આપવાના હેતુથી કેટલાક 'સુધારા'ના પક્ષી આચાર્યોએ '**संयातृ**' શબ્દના **तृ** પ્રત્યય ઉપર ભાર મૂકી એનો અર્થ શીલ, ટેવ, વારંવાર કરવું—એવો કરીને, માત્ર એકજ વાર વિલાયત જઈ આવે એને જ્ઞાતિમાં લેવામાં બાધ નથી એમ ઠરાવ્યું છે. પણ વસ્તુતઃ આદિત્યપુરાણનું વચન આટલા ગૌરવને યોગ્ય નથી. જેઓ એ પુરાણનું વચન વારંવાર ટાંક્યા કરે છે તેઓ ભાગ્યે જ જાણતા હશે કે આદિત્યપુરાણનું વચન અક્ષરશઃ લેતાં તો હિન્દુસ્થાનમાં વસવું જ કહ્યું નથી! એ પુરાણમા નીચે પ્રમાણે પંક્તિઓ છેઃ—

" कांचीकाश्यपसौराष्ट्रदेवराष्ट्रोऽन्ध्रमत्स्यजा' ।
" कावेरीकोंकणाहूणास्तेदेशानि न्दिता भृशम् ।
" पंचनद्यो वहन्त्येता यत्र निःसृत्य पर्वतात् ।
" आरट्टा नाम ते देशा न तेष्वार्योऽन्वहं वसेत् ॥

---

* अथ पतनीयानि—॥ ९० ॥ समुद्रसयानम् ॥ ९१ ॥ ब्रह्मस्वन्यासापहरणम् ॥ ९२ ॥ भूम्यनृतम् ॥ ९३ ॥ सर्वपण्यैर्व्यवहरणम् ॥ शूद्रसेवनम् ॥ ९४ ॥ शूद्राभिजननम् ॥ ९५ ॥ तदपत्यत्वं च ॥ ९६ ॥ एषामन्यतमत्कृत्वा—॥ ९७ ॥

चतुर्थकालामितभोजिनः स्युरपोऽभ्युपेयुः सवनानुकल्पम् ॥
स्थानासनाभ्यां विहरन्त एते त्रिभिर्वर्षैस्तदपघ्नान्ति पापमिति ॥

‡ ભાતે દારૂ પીવાની છૂટ હોય એ અસંભવિત છે.

" नर्मदासिंधुकौशीनां पारं पद्मस्य प्राग्मम् ।
" गत्वा नरकमायाति तीर्थकालाधिकं वसन् ।
" अंगवंगकलिंगाश्च लाटमालविकास्तथा ।
" नर्मदादक्षिणे यच्च सिंधोरुत्तरमेव च ॥
" पौंड्राश्चैव सुराष्ट्राश्च वैद्यमागधिकास्तथा ।
" न विवाहं तथा श्राद्धं यज्ञं चैव समाचरेत् ॥
" पापदेशाश्च ये केचित् पापैरध्यूषिता जनैः ।
" गत्वा देशानपुण्यांस्तु कृत्स्नं पापं समश्नुते ॥
" सौराष्ट्रं सिंधुसौवीरमावन्त्यं दक्षिणापथम् ॥
" गत्वैतान्कामतो देशान् कलिंगांश्च पतेत् द्विजः" ॥

ઉપલી પંક્તિઓમાં જે દેશ વર્જ્ય તરીકે ગણાવ્યા છે તેને હિન્દુસ્થાનના નકશામાંથી કાઢી નાંખો, અને પછી હિન્દુસ્થાન કેવડું રહે છે એ કહો ! વિશેષ રમુજ જેવું તો એ છે કે આદિત્યપુરાણના આ લિસ્ટમાં આપણું ગૂજરાત અને કાઠીઆવાડ-સૌરાષ્ટ્ર અને 'લાટ' 'નર્મદાનું દક્ષિણ તીર '—પણ આવે છે ! એ પુરાણની આજ્ઞા પ્રમાણે—એમાં ગણાવેલા કોઈ પણ દેશ કેટલા હિન્દુ વર્જે છે ?

ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરનાર વાચક સહજ જોઈ શકશે કે ઉપલા ઉતારામાં ગણાવેલા સઘળા દેશોમાં એક વખત મ્લેચ્છ અને અનાર્ય લોકની વસ્તી થઈ ગઈ હતી. હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોમા જેમ જેમ મ્લેચ્છ લોકો ધસતા ગયા તેમ તેમ વર્જ્ય દેશોનુ લિસ્ટ વખતોવખત વધતું ગયુ. પણ એ જ મ્લેચ્છો જતે દહાડે દેશમાં સમાઈ ગયા 'દેશનિર્ણય'—અમુક ભાગ પવિત્ર અને અમુક અપવિત્ર એ વિચાર—જતો રહ્યો, અને હવે સર્વ હિન્દુઓ હિન્દુસ્થાનના સર્વ ભાગમાં છૂટથી ફરે છે, તથા વસે છે. મનુસ્મૃતિના ટીકાકાર મેધાતિથિએ ખરી ઐતિહાસિક દૃષ્ટિથી ઠીક કહ્યું છે કે,—

"न देशसम्बन्धेन पुरुषा म्लेच्छाः; किं तर्हि पुरुषसम्बन्धेन म्लेच्छदेशता ।
न कश्चिदेव देशोऽस्ति म्लेच्छसम्बन्धे स्वत एव म्लेच्छदेश"

"यदि कथंचिद् ब्रह्मावर्तादि देशमपि म्लेच्छा आक्रमेयुः तत्रैवावस्थानं कुर्युर्भवेदेवासौ म्लेच्छदेशः । यदि कश्चित् क्षत्रियादिजातीयो राजा साध्वाचरणो म्लेच्छान् पराजयेत चातुर्वर्ण्यं वासयेत् म्लेच्छांश्चार्यावर्ते इव चाण्डालान् व्यवस्थापयेत् सोऽपि स्याद्यज्ञियः । यतो न भूमिः स्वतो दुष्टा संसर्गादिना दुष्यत्यमेध्योपहतेव ॥"

" કોઈ પણ દેશ—મ્લેચ્છોના સંબન્ધ વિના—સ્વતઃ મ્લેચ્છ નથી. અમુક દેશમાં વસતા

માત્રથી પુ[illegible] મ્લેચ્છ થતા ન[illegible] પણ મ્લેચ્છ પુરુષોના વસવાથી દેશ મ્લેચ્છ થાય છે. બ્રહ્માવર્તાદિ દેશ ઉપર મ્લેચ્છો ચઢી આવે અને ત્યાં વસી પડે તો એ દેશ મ્લેચ્છદેશ થાય; તે જ પ્રમાણે કોઈ ક્ષત્રિય રાજા મ્લેચ્છદેશ જીતે, અને ત્યાં ચાતુર્વર્ણ્ય વસાવે, અને આર્યાવર્તમાં ચાંડાલોને જનસમાજમાં જેવું સ્થાન આપવામાં આવ્યું છે તેવું સ્થાન ત્યાં મ્લેચ્છોને આપે, તો એ દેશ પણ યજ્ઞને લાયક થાય. ભૂમિ કાંઈ સ્વતઃ અપવિત્ર નથી, સંસર્ગ વડે જ અપવિત્ર થાય છે—એના ઉપર અપવિત્ર વસ્તુ પડવાથી એ અપવિત્ર થાય છે તેવી રીતે.''

ત્યારે હવે બીજો પ્રશ્ન એ થાય છે કે—મ્લેચ્છસંબન્ધના કારણથી આદિત્યપુરાણમાં જેમ હિન્દુસ્થાનના અંદરના જુદા જુદા ભાગને વર્જ્ય કહ્યા છે, તેમ હિન્દુસ્થાનની બહારના ભાગ પણ અત્યારે એ જ કારણથી શા માટે વર્જ્ય ગણવા ન જોઇએ ? આનો એક ઉત્તર એ કે પૂર્વે મ્લેચ્છ દેશમાં હિન્દુધર્મનો તદ્દન લોપ થવાનો સંભવ—બલ્કે ખાતરી હતી, તેમ અત્યારે મ્લેચ્છ દેશમાં ભય નથી. એ દેશો અત્યારે સુધરેલા છે, ધર્મપરત્વે કોઈ પણ તરેહનો જુલમ નથી, માત્ર સ્નાનાદિકની અનુકૂળતાને અભાવે તથા અન્ન પરત્વે સંસર્ગદોષના કારણથી બ્રાહ્મણે શૂદ્ર ધર્મ પાળવો પડે એટલુ જ છે. અત્યારે જે બ્રાહ્મણો હિન્દુસ્થાનમાં વસે છે તેમાંનો માત્ર ⅙ ભાગ જ બ્રાહ્મણનુ પ્રધાન કાર્ય—પુરોહિતનો ધન્ધો—કરે છે એમ છેલ્લા વસ્તીપત્રકથી જણાય છે. જેઓ પુરોહિતનો ધન્ધો કરે છે તેમનામાં પણ વસ્તુતઃ કેટલું બ્રાહ્મણત્વ છે એ પ્રશ્ન છે. વળી સન્ધ્યાદિક કર્મની ખામીને લીધે બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ થઇ શાસ્ત્રનાં વચન પ્રમાણે સ્પષ્ટ શૂદ્રત્વને પામેલા, છતા બ્રાહ્મણ ગણાતા—એવા પણ કેટલા બધા છે ? આ બહોળી વસ્તુસ્થિતિ પ્રત્યે આંખ મીંચીને, ફક્ત વિલાયત જનારાને જ કહેવું કે તમે શૂદ્ર સમાન છો, એ ઘણું ગેરવાજબી છે

હવે આ 'ઢાલની બીજી બાજુ' જોઇએ.

જેમ દરેક જનસમાજમાં હોય તેમ, આપણા જનસમાજમાં મ્હોટો વર્ગ એવો છે કે જે અનિચ્છાએ જન્—લાચારીથી—નવી સ્થિતિ સ્વીકારે છે, અને એ સ્વીકારતાં એમનું મન દુઃખાય છે. કેટલાક 'સુધારકો' અન્યની ઇચ્છાને કચરીને પણ અમુક સુધારો થતો હોય તો તે ઇષ્ટ ગણે છે, પણ આ સિદ્ધાન્ત નીતિદૃષ્ટિએ ગ્રહણ થવો કઠણ છે. જ્ઞાતિમંડળથી પૃથક્ રહેવાનો દરેક વ્યક્તિને 'abstract' હક છે—પણ લઢીઝઘડીને બીજાને એવી વિષમ સ્થિતિમાં મૂકવા કે જેમાં એમની સ્નેહ—સગપણની લાગણીઓ અને ખરી—ખોટી ધર્મની લાગણીઓ વચ્ચે વિરોધ થઇ, આ બીજી લાગણીઓ પરિણામે ચગદાઈ જાય—એ આપણી પ્રજાને માટે 'demoralizing'—કર્તવ્ય પરત્વે બળહીન કરનારી પદ્ધતિ છે. મનુષ્યમાં જ્યાં સુધી સ્વાર્થ અભિમાન આગ્રહ ક્રોધ આદિ વૃત્તિઓ છે ત્યાં સુધી આ પદ્ધતિ અટકવાની નથી. જુલમથી પણ જનસમાજનો એક ભાગ બીજા ભાગને પોતાની સાથે ખેંચશે, અને એ રીતે પણ—અસતમાંથી સતતે ન્યાયે—દેશ કેટલાંક આગળ પગલાં ભરશે. પણ વસ્તુતઃ આ પદ્ધતિ એ સાત્ત્વિક પદ્ધતિ નથી, અને તેથી દરેક ખરો સુધારક કે જેણે દેશના બાહ્ય આચારના સુધારા સાથે આન્તર વૃત્તિની ઉચ્ચતા પણ જાગવી રાખવા પ્રયત્ન કરવાની જરૂર છે, તેણે આ પદ્ધતિને ઉત્તેજન આપવું ન જ જોઇએ. મનુષ્ય મનુષ્યને પ્રેમથી જુવે, ક્રોધથી ભ્રુકુટિ વાંકી ન કરે, અને એક બીજાને

બોધ દઇ, જૂના સંસારમાંથી નવો સંસાર ઉપજાવે એ ઉછરવા જેવી પદ્ધતિ છે અને એ પદ્ધતિએ કરેલું કામ ધીમું, પણ સ્થાયી, અને અન્ય હાનિ વિનાનું થાય છે એક ઝઘડામાંથી જે વિષની જ્વાળાઓ ઉત્પન્ન થાય છે તે સમાજની એકતાથી મર્યા કરવાના બીજા કેટલા પ્રસંગોને જન્મતા પહેલા જ બાળી નાખે છે એની ગણતરી કોઇએ કાઢી છે? આ જે સાત્વિક પદ્ધતિ તરફ હું વાચકનું ધ્યાન ખેંચુ છું તે જ આ ત્રિગુણાત્મક જગતમા હમેશા પ્રવર્તે એ આશા રાખવી વ્યર્થ છે પણ ત્રિગુણાત્મક જગતના ત્રણ ગુણોમા રજસ્ અને તમસ્‌નું સામ્રાજ્ય જ ચાલ્યા કરે અને એના કાર્ય ઝડપથી થાય છે તેથી સત્ત્વ ગુણ તરફ કોઇનું લક્ષ જ ન જાય એ ઇષ્ટ નથી આપણી રાજકીય અને આર્થિક પ્રગતિમા જેમ ધીરે પણ ધીરા પગલા જ લાંબે ગાળે સફળ થાય છે, તેમ સામાજિક સુધારણામા પણ એ જ પદ્ધતિ વિશેષ લાભપ્રદ છે અને તેથી સંસારસુધારાની કાર્યવાહક મડળી જેમ એક પાસ 'પરદેશગમન'નો ઠરાવ કરે છે, અને પરદેશગમન કરી આવેલા સાથે ભોજનાદિક વ્યવહાર રાખવાની સુધારકો પાસે પ્રતિજ્ઞા લેવરાવે છે તેમ બીજી પાસ એ સબન્ધી **લોકમત** કેળવવા માટે પણ એણે પૂરો પ્રયત્ન કરવો જોઇએ, નાની નાની નાતોમા નવા તડ ઉત્પન્ન કરવા ન જોઇએ, ઝઘડા દાખલ કરી પ્રજાને કુસપમા ઝબોળવી ન જોઇએ તે સાથે જૂના પક્ષે પણ સમજવું જોઇએ કે 'પરદેશગમન'ને હિન્દુસ્થાનના સઘળા પ્રાચીન ઇતિહાસનો ટેકો છે—અને વિશેષમા, આ જમાનામા એને અટકાવવું અશક્ય છે અટકાવવું ન જ જોઇએ

આવી સ્થિતિમા, ઉચ્ચ હિન્દુ ધર્મની સમુદ્રપરિવર્જનની ભાવના જળવાય, ધર્મનું માન રહે, અને 'પરદેશગમન'નો માર્ગ સરળ થાય એવો કોઇક રસ્તો નીકળવો જોઇએ એ પરિવર્જનની આવશ્યકતા દર્શાવનાર પ્રાયશ્ચિત્ત—એ જ અત્યારે બને પક્ષ વચ્ચે સપથી કાર્ય કરવાનો વ્યવહાર માર્ગ દીસે છે જેમને પ્રાયશ્ચિત્તમા શ્રદ્ધા છે તેમને તો તે કરવામા હરકત ન જ હોવી જોઇએ પણ જેમને નથી, તેમને શાન્ત ક્ષણમા એટલું વિચારવાની વિનતિ છે કે જગતનો કોઈ પણ ધર્મ સંસ્કાર (ક્રિયા) વિનાનો છે? છતા—શ્રદ્ધા એ એવી વસ્તુ છે કૃત્રિમ રીતે એ ઉત્પન્ન કરી શકાતી નથી તેથી જેઓને એ શ્રદ્ધા નથી જ, તેઓએ પણ હિન્દુ ધર્મના માન ખાતર, અને એ ઇષ્ટ ન હોય તો સામાની ધાર્મિક લાગણી ખાતર અને એની પણ દરકાર ન હોય તો છેવટે દેશમા સપ ખાતર પણ આ વ્યવહાર માર્ગનો અગીકાર કરવો જોઇએ હિન્દુધર્મના લગ્ન–યજ્ઞોપવીતાદિક સસ્કારો જેઓ સ્વીકારે છે તેમને પ્રાયશ્ચિત્ત સસ્કાર સ્વીકારતા શો બાધ આવે છે એ હું સમજી શકતો નથી શ્રદ્ધા ન હોય છતા શ્રદ્ધા છે એમ કહેવું તે અસત્ય છે, અને એવા અસત્યની હું તિલમાત્ર પણ ભલામણ કરતો નથી પણ ધર્મના સસ્કારો—આખી પૃથ્વી ઉપરના સર્વે ધર્મમા—જેમ શ્રદ્ધાથી સ્વીકારાય છે તેમ શ્રદ્ધા વિના અન્ય કેટલાક શુભ હેતુઓથી—જેમકે એક પ્રાચીન અને 'મારા' કહેવા ધર્મ માટે માન વગેરે હેતુઓથી—પણ સ્વીકારાય છે, અને પોતાના સસ્કાર સ્વીકારાવવાનો જે હક અન્ય ધર્મને છે તે જ હક હિન્દુધર્મને શા માટે ન હોય?

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

# ઈશ્વરનું અસ્તિત્વ.

૧.

'વસન્ત' ના છેલ્લા ફાલ્ગુન માસના અંકમાં રા. શીર્ષોંદનો 'સત્ય—પરમેશ્વર અને પ્રકૃતિ સંબન્ધી સત્ય' એ નામનો લેખ વાંચી અને ખાસ કરીને ત્હેમના લેખને 'ચાકડે ચ્હડવા' દેવાની ત્હેમની ઇચ્છા જોઇને મ્હને સ્હેજ વિચાર થઈ આવ્યો કે સત્ય કે જ્હેને રા. શીર્ષોંદ અત્યન્ત ચ્હાતા હોય તેમ જણાય છે ત્હેને ખાતર, ઇશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્તને તેમજ મનુષ્યની બુદ્ધિને ત્હેમણે જે અન્યાય કર્યો છે તે અન્યાયમાંથી ત્હેમને બચાવવાની જરૂર છે. રા. શીર્ષોંદનો લેખ વાંચતાં એક વાત તો સ્પષ્ટ જણાય છે કે જે પ્રકારના ઇશ્વર વિષે રા. શીર્ષોંદે ચર્ચા કરી છે તે પ્રકારના ઇશ્વરનુ તો કેટલાએક પુરૂષોના મગજ શિવાય બીજે કોઈ ઠેકાણે અસ્તિત્વ છેજ નહીં. અને એવા ઇશ્વરનું અસ્તિત્વ છેજ નહિં એમ કહેવામાં તો હું પણ રા. શીર્ષોંદની સાથે મળતો થાઉં છું. પરન્તુ ઇશ્વર વિષે જે 'સત્ય' ત્હેમણે પ્રતિપાદન કર્યું છે તે કેવળ અસત્ય છે તથા ઇશ્વરનું સ્વરૂપ ખોટી રીતે કલ્પી ત્હેમણે ત્હેનુ અનસ્તિત્વ બતાવવા જે રીતિએ પ્રયાસ કર્યો છે તે રીતિ ભૂલ ભરેલી તથા ઇશ્વર સંબન્ધી ચર્ચામાં કેવળ અનુચિત છે એમ બતાવવાનો મ્હારો હેતુ છે.

રા. શીર્ષોંદ ઇશ્વરના અસ્તિત્વ વિષેના પ્હેલા મુદ્દા વિષે ચર્ચા શરૂ કરતાં લખે છે કે "જે સત્ય હોય તે સંદિગ્ધ ન હોવું જોઇએ તથા જે વસ્તુ ખરેખર અસ્તિત્વ ધરાવતી હોય તે અદૃશ્ય ન હોવી જોઇ જ્ઞાનની મર્યાદા બ્હાર ન હોવી જોઇએ." આવા સિદ્ધાન્તોથી જે ચર્ચા શરૂ થતી હોય તે ઇશ્વરનું અનસ્તિત્વ બતાવે ત્હેમાં શું આશ્ચર્ય છે? જે વસ્તુ દૃશ્ય હોય તે જ અસ્તિત્વ ધરાવી શકે એ ધારણા ઉપર એમની આખી ચર્ચા ચ્હાલી છે હવે આ ધારણા કેટલી ખોટી છે તે બતાવવાને લાંબુ વિવેચન કરવાની જરૂર નથી. જે જે વસ્તુઓ દૃશ્ય હોય છે તેટલી જ અસ્તિત્વ ધરાવે છે એમ કયો સાધારણ બુદ્ધિવાળો પુરૂષ કબુલ કરશે? રા. શીર્ષોંદને એટલુંજ પુછીશું કે તેઓ બીજાનુ મન દેખી શકે છે? અને તેથી આગળ જઇએ તો તેઓ પોતાનું જ મન દેખી શકે છે ખરા? પરન્તુ તેઓ કદાચ એમ કહેશે કે દૃશ્ય હોવું એટલે જ્ઞાનની મર્યાદામાં હોવું એમ ત્હેમનો અર્થ છે. કારણ કે તેઓ આગળ કહે છે કે "જે હોય છે તે અદૃશ્ય રહી શકતું જ નથી. એક વિચાર જેવી વસ્તુ પણ અદૃશ્ય રહી શકતી નથી. આખરે તે વાણી અને કાર્ય રૂપે તે પ્રત્યક્ષ દેખાય છે." હવે આમ કહેવામાં ત્હેમનો ચોક્કસ અર્થ શો છે તે કહી શકાતુ નથી. કારણ કે એક અદૃશ્ય વિચાર વાણી કે કાર્યરૂપે જણાય ત્યારે ત્હેને 'પ્રત્યક્ષ' રીતે જણાતો કેવી રીતે કહી શકાય? કોઈ પણ વસ્તુનું પ્રત્યક્ષરૂપે દેખાવું અને ત્હેના આવિર્ભાવો દેખાવાથી ત્હેનું બુદ્ધિપૂર્વક અનુમાન થવું એ બે જુદી વસ્તુઓ છે. જે વસ્તુ પોતે અદૃશ્ય હોવા છતાં ઇન્દ્રિયોવડે ગ્રહણ થતાં અમુક આવિર્ભાવોને લીધે મનના પ્રદેશમાં આવી શકતી હોય તે વસ્તુ પ્રત્યક્ષ, એટલે કે કોઈ ઇન્દ્રિયગ્રાહ્ય વસ્તુ જેવી રીતે પ્રત્યક્ષ દેખાય છે તેવી

રીતે, જણાઈ શકેજ નહીં. રા. શ્રીબિંદુના મનમાં નીચેના બેમાંથી એક સિદ્ધાન્ત હોવો જોઇએ 'જે વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય તે વસ્તુ પોતેજ પ્રત્યક્ષ દેખાવી જોઇએ' અને 'જે વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય તે ગમે તે રીતે પ્રત્યક્ષ અથવા ત્હેના આવિર્ભાવોવડે જણાતી હોવી જોઇએ.' આ બેમાંથી જો પ્હેલો સિદ્ધાન્ત ત્હેમના મનમાં હોય તો તે કેવળ ખોટો છે, અને બીજો હોય તો તે સિદ્ધાન્તનો અર્થ કાંતો તેઓ સ્હમજ્યા જ નથી અથવા ત્હેનો ઉપયોગ કરવામાં ત્હેમની ભૂલ છે.

હવે 'અસ્તિત્વ' શબ્દનો ખરો અર્થ શો છે તે સ્હમજવાની જરૂર છે. સાધારણ રીતે જે જે વસ્તુઓ આપણી ઇન્દ્રિયોવડે જણાતી હોય ત્હેમનું અસ્તિત્વ તો આપણને ઘણું ખરૂં શંકારહિત જણાય છે, પરન્તુ એટલું ખાસ સ્હમજવાની જરૂર છે કે વસ્તુઓનું અસ્તિત્વ જાણવામાં કેવળ ઇન્દ્રિયવ્યાપાર નહીં પરન્તુ ત્હેની સાથે બુદ્ધિવ્યાપાર પણ રહેલો છે. ઇન્દ્રિયો તો આપણને અમુક સંસ્કારજ આપે છે. જેમકે આંખવડે રંગ જણાય છે, નાકવડે ગન્ધ જણાય છે વિગેરે. પરન્તુ અમુક સંસ્કારો એકજ વસ્તુમાંથી મળતા હોઈ તે સંસ્કારોમાંથી જે એક વસ્તુના અસ્તિત્વનું જ્ઞાન થવું એ બુદ્ધિવ્યાપાર છે. મનુષ્યની ઇન્દ્રિયો તથા બુદ્ધિ વચ્ચે એટલો નિકટ સંબન્ધ છે કે બુદ્ધિના કંઈ વ્યાપારથી અમિશ્રિત કેવળ ઇન્દ્રિયવ્યાપાર અશક્ય જ છે. એટલું જ નહીં પરન્તુ કોઈ પણ વસ્તુના અસ્તિત્વનું ભાન થવા માટે ઇન્દ્રિયવ્યાપાર એટલે રંગ ગન્ધ વિગેરે ગુણોના છુટા સંસ્કારો—ત્હેમના કરતાં, તે સંસ્કારો અમુક એક વસ્તુના ગુણોરૂપે છે એવું જ્ઞાન કરાવતો બુદ્ધિવ્યાપાર વધારે અગત્યનો છે. એકજ વસ્તુ જુદે જુદે વખતે અથવા જુદે જુદે અન્તરે જોયાથી ત્હેના સંસ્કારો જુદા જુદા મળે છે છતા તે વસ્તુ એકજ છે તે આપણે ઇન્દ્રિયોવડે નહીં પરન્તુ બુદ્ધિવડે જાણી શકીએ છીએ. તાત્પર્ય એ છે કે કોઈ પણ વસ્તુના અસ્તિત્વ જણાવાની ખરી કસોટી 'ઇન્દ્રિયોવડે વસ્તુનું પ્રત્યક્ષ દેખાવું' તે નથી પરન્તુ 'મનને બુદ્ધિપૂર્વક જણાવું' તે છે. આ સિદ્ધાન્તનાં એક બે ઉદાહરણો જોઇએ. જ્યારે કોઈ માણસને આપણે જોઇએ છીએ ત્યારે ત્હેના શરીરનું અસ્તિત્વ તો આપણને ઇન્દ્રિયોવડે પ્રત્યક્ષ જણાય છે. પરન્તુ આપણે ત્હેનું મન અર્થાત્ ત્હેના વિચારો, ભાવનાઓ વિગેરે કેવી રીતે જાણીએ છીએ? મન પોતે તો પ્રત્યક્ષ રીતે એટલે ઇન્દ્રિયો વડે જણાઈ શકેજ નહીં કારણ કે ભૌતિક વસ્તુઓનું જ પ્રત્યક્ષ રીતે ભાન કરાવે છે. પરન્તુ તેટલા માટે એમ કહી શકીશું કે મન અસ્તિત્વ ધરાવતુંજ નથી? નહીંજ. મનનું અસ્તિત્વ જો કે પ્રત્યક્ષ રીતે જણાતું નથી, પરન્તુ ત્હેના અસ્તિત્વનું બાહ્ય જગતમાં થતા આવિર્ભાવોવડે સૂચન થાય છે. આ તો આપણે માનસિક સૃષ્ટિમાંથી ઉદાહરણ લીધું. બીજું એક ઉદાહરણ ભૌતિક સૃષ્ટિમાંથી લઇએ. વિદ્યુતશક્તિના અનેક આવિર્ભાવો આપણે ઇન્દ્રિયો વડે જોઇએ છીએ. જેમકે આકાશમાં વાદળાંઓના એક બીજા સાથે અથડાવાથી ઉત્પન્ન થતી વિજળી, ડાઇનેમોથી ઉત્પન્ન થતી વીજળી, બેટરીથી ઉત્પન્ન થતી વીજળી, પાણીના ધોધથી ઉત્પન્ન થતી વીજળી વિગેરે. આ સર્વે જુદાં જુદાં સાધનોથી ઉત્પન્ન થતી શક્તિ એકજ—વિદ્યુતની—શક્તિ છે એમ આપણે આ જુદા જુદા આવિર્ભાવોની ભૌતિક વસ્તુઓ ઉપર એકજ પ્રકારની અસર થાય છે તે ઉપ-

રથી કહીએ છીએ. પરન્તુ વિદ્યુત્ શક્તિ પોતે પ્રત્યક્ષ દેખાય છે ખરી? નહીંજ. ભૌતિક વસ્તુઓમાં પોતાના આવિર્ભાવો શિવાય આ શક્તિ જણાતીજ નથી. છતાં આપણે હેનું અસ્તિત્વ સ્વીકારીએ છીએ હેનું કારણ એજ છે કે હેના આવિર્ભાવો તે શક્તિનું પોતાનું સૂચન કરે છે. તેવીજ રીતે લોહચુમ્બકમાં રહેલી આકર્ષણશક્તિનું અસ્તિત્વ હેના આવિર્ભાવો વડે હેનું જે સૂચન થાય છે હેનાથી જ જાણીએ છીએ. ટુંકામાં કહીએ તો દરેક પ્રકારની શક્તિ—ભૌતિક તેમજ માનસિક—પ્રત્યક્ષ રીતે નહીં પરન્તુ ઇન્દ્રિયગ્રાહ્ય આવિર્ભાવો વડે જ પોતાનું અસ્તિત્વ સૂચવે છે.

આવી રીતે અસ્તિત્વ બે પ્રકારનું હોય છે: પ્રત્યક્ષ અસ્તિત્વ અને સૂચિત અસ્તિત્વ. પ્હેલા પ્રકારમાં વસ્તુનું અસ્તિત્વ હેને પોતાનેજ જોયાથી જણાય છે. અને બીજા પ્રકારમાં હેનુ અસ્તિત્વ સૂચનવડે જણાય છે. હવે કોઈપણ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે કે નહીં તે જોવા માટે એકલા પ્હેલા પ્રકારમાંજ તે આવે છે કે નહીં એટલી તપાસથી જ અટકવાનું નથી. પરન્તુ બન્નેમાંથી કોઈ પણ પ્રકારનુ અસ્તિત્વ તે ધરાવે છે કે નહીં તે જોવાની જરૂર છે. રા. શીર્ષોદ્ગની આખી ચર્ચા આ ભૂલથી દૂષિત થયેલી છે. નહીં તો તેઓ એમ કહેત નહીં કે "જે નથી હોતું તે નથી દેખાતું, માટે જો એવો પરમેશ્વર હોય તો તે સહુને દેખાવો જોઇએ." "જહેનો કઈ પણ આકાર ન હોય, જે દેખાતું ન હોય હેનામાં ક્રિયા પણ ક્યાંથી સભવે!" વિગેરે. વિદ્યુત્ આકર્ષણ વિગેરે અનેક ભૌતિક શક્તિઓનો આકાર કોણ જાણે છે? છતાં પદાર્થશાસ્ત્રનો કયો અભ્યાસી એમ કહી શકશે કે આ શક્તિઓની ક્રિયાઓ સંભવતીજ નથી? ઇશ્વરના અસ્તિત્વની ચર્ચામા ઘણી વખત એમ જોવામાં આવે છે કે ચર્ચા કરનાર પોતે ઇશ્વર જો હોય તો તે એક મોટા માણસ જેવોજ હોવો જોઇએ એવો વિચાર મનમાં પ્હેલેથી રાખી, અને કોઈ પણ માણસ પ્રત્યક્ષ દેખાતો નથી એવુ બતાવી, ઇશ્વરનું અનસ્તિત્વ સિદ્ધ કર્યાનો પોતે સંતોષ માની લેછે. પરન્તુ આ એક અત્યન્ત અનિષ્ટ રીતિ છે. ઇશ્વરની ચર્ચા કરવામાં મનને કેવળ નિષ્પક્ષપાત સ્થિતિમા રાખવાની ખાસ જરૂર છે. અને ભૌતિક તથા માનસિક સૃષ્ટિના અભ્યાસ વડે વિશ્વમાં કોઈ એક પરમ શક્તિમાં અસ્તિત્વનું સૂચન થાય છે કે નહીં તથા જો થતું હોય તો હેનું સ્વરૂપ શું જણાય છે—એ પ્રશ્ન ઇશ્વર વિષેના માત્ર કાલ્પનિક વિચારો કહાડી નાંખીને મનમાં રાખવો જોઇએ

હવે ઇશ્વરનું અસ્તિત્વ કઈ રીતિએ બતાવી શકાય તેમ છે તે સમજવાની જરૂર છે જે રીતિવડે આપણે ગણિતશાસ્ત્રના અથવા વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્તો તથા નિયમો સિદ્ધ કરીએ તે રીતિવડે ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય નહીં એ વાત ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. સૃષ્ટિના વિવિધ વિભાગોનાં સ્વરૂપો જેમ જુદાં જુદાં હોય છે તેમ તે ભાગોનું જ્ઞાન મેળવવાની રીતિઓ પણ અવશ્ય જુદી હોય છે. જે રીતિએ પદાર્થોના પ્રાકૃતિક ગુણો જેમકે વજન ગતિ વિગેરેના નિયમો જાણી શકીએ તે રીતિ હેમના રાસાયનિક ગુણોનું જ્ઞાન આપી શકતી નથી. તેમજ પદાર્થશાસ્ત્રના નિયમો જાણવાની રીતિ પ્રાણીશાસ્ત્રના અભ્યાસમાં સર્વાંશે લાગુ પડતી નથી. અને મનુષ્યને લગતાં શાસ્ત્રો જેવાં

કે અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વિગેરે—હેમના વિષયમાં સિદ્ધ કરવા માટે પદાર્થશાસ્ત્રોની રીતિ કેવળ અયોગ્ય અને ભૂલભરેલી છે. આ સર્વે પ્રકારની રીતિઓમાં એટલું તો સામાન્ય છે કે તે સર્વ બુદ્ધિપૂર્વક રીતિઓ હોવી જોઇએ અર્થાત્ જે સિદ્ધાન્ત સ્થાપવો હોય તે તે શાસ્ત્રની વસ્તુઓ વિષે પ્રયોગ નિરીક્ષણ અથવા ચિન્તન કરીને ન્યાયપૂર્વક નીકળતો હોવો જોઇએ. હવે જેમ જેમ કોઈ શાસ્ત્રના વિષયની વસ્તુઓ વધારે હોય તેમ તેમ તે વસ્તુઓ વિષે પ્રયોગ નિરીક્ષણ અથવા ચિન્તનનો પ્રદેશ વધારે ને વધારે વિશાળ હોવાથી હેના નિયમો તથા સિદ્ધાન્તો સ્થાપવામાં કઠિનતા જણાય છે. આ પ્રમાણે ઇશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્ત વિષે ચર્ચા કરવી તે એક રીતે અત્યન્ત કઠિન છે કારણ કે અહીં આપણે કંઈ સૃષ્ટિના અમુક ભાગનુંજ સ્વરૂપ જોવાનું નથી પરન્તુ સમગ્ર વિશ્વનું સામાન્ય જ્ઞાન તથા હેના જુદા જુદા ભાગોનું વિશિષ્ટ જ્ઞાન તે સર્વે ઇશ્વરના અસ્તિત્વને લગતી ચર્ચા માટે જરૂરનું છે. ' ઇશ્વર દેખાતો નથી માટે છેજ નહીં ' અથવા ' વિશ્વમાં કુદરતના નિયમો શિવાય બીજું કંઈ જણાતું નથી માટે તે શિવાય બીજા કોઇનું અસ્તિત્વ છેજ નહીં ' એમ માની બેસી રહેવાનું નથી. પરન્તુ વિશ્વના જડ તેમજ ચેતનમય વિભાગોનું જ્ઞાન મેળવી તે જ્ઞાનના એકીકરણવડે સૃષ્ટિનું સ્વરૂપ શું જણાય છે તે જોવાનું છે. પ્રકૃતિના નિયમો જાણવાની જેટલી જરૂર છે તેટલી જરૂર બલ્કે હેનાથી વધારે જરૂર મનુષ્યની બુદ્ધિનું બંધારણ કેવું છે તે જાણવાની છે કારણ કે ઇશ્વરનો એટલે સૃષ્ટિના આદિકારણનો વિચાર મનુષ્યના માનસિક બંધારણમાં જ જડાયેલો છે. પ્રત્યેક વિજ્ઞાનશાસ્ત્રનો વિષય સૃષ્ટિના અમુક વિભાગ વિષેજ હોવાથી હેનું દૃષ્ટિબિન્દુ હમેશાં તે વિભાગમાંજ સંકુચિત થયેલું હોય છે. હેના નિયમો તથા સિદ્ધાન્તો પોતાનાજ વિષયને લાગુ પડે છે આમ હોવાથી કોઇપણ અમુક વિજ્ઞાનશાસ્ત્રના નિયમો સકળ સૃષ્ટિનું તાત્ત્વિક સ્વરૂપ શું છે તે વિષે કંઈ પણ સાબીત કરી શકે નહીં. કારણ કે આવું તાત્ત્વિક સ્વરૂપ જોવામાં સૃષ્ટિના સર્વે વિભાગોના જ્ઞાનનુ એકીકરણ કરવાની જરૂર છે. અને આવું એકીકરણ તે પ્રત્યેક વિજ્ઞાનશાસ્ત્રના પોતાના પ્રદેશની બ્હાર છે. ઇશ્વરના અસ્તિત્વની ઘણીખરી ચર્ચામાં આ સત્ય ભૂલી જવાય છે. અને અમુક એક અથવા વધારે શાસ્ત્રોના દૃષ્ટિબિન્દુથી જોતાં કુદરતના નિયમો શિવાય બીજું કંઈ જણાતું નથી માટે તે નિયમો શિવાય બીજું કંઈ છેજ નહીં એવા ખોટા તર્ક ઉપર વિજ્ઞાનશાસ્ત્રના ઘણા અભ્યાસીઓ પોતાની દલીલ રચે છે. પ્રયોગ અને નિરીક્ષણની કસોટીવડે સિદ્ધાન્તો સાબિત કરવા ઉપર જેઓનું મન ટેવાઈ ગયેલું હોય છે તેઓની શ્રદ્ધા તે રીતિ ઉપર એટલી ચોંટી ગયેલી જોવામાં આવે છે કે આ કસોટીને તાબે ન થાય એવા સિદ્ધાન્તો માત્ર કલ્પના ઉપરજ આધાર રાખે છે એમ ધારવા તરફ તેઓનું વલણ હોય છે. તેઓ ભૂલી જાય છે કે જ્ઞાનની ઘણી વસ્તુઓ એવી છે કે જેઓ ઉપર ભૈતિક વસ્તુઓની માફક તેઓને મેજ ઉપર રાખીને પ્રયોગો બની શકતા નથી તેમ ઇન્દ્રિયો વડે તેઓનું નિરીક્ષણ પણ બની શકતું નથી. જેમ જેમ જ્ઞાનનો વિષય ઓછો સંકુચિત અને વધારે સામાન્ય થતો જાય છે તેમ તેમ વસ્તુઓ પોતે પાછળ રહે છે અને વસ્તુઓને લગતા નિયમો તથા સિદ્ધાન્તો હેમનું સ્થાન લે છે. અને આ સિદ્ધાન્તો તથા

નિયમોની પરસ્પર તુલના તથા એકીકરણ વડે જ્ઞાન આગળ વધે છે. આવી રીતે જડ તથા ચેતનમય વસ્તુઓનાં સર્વ શાસ્ત્રોના નિયમો તથા સિદ્ધાન્તોનું એકીકરણ કરી તે એકીકરણ-ના ઉચ્ચ દૃષ્ટિબિન્દુ વડે સૃષ્ટિનું તાત્ત્વિક સ્વરૂપ શું જણાય છે ત્હેની ચર્ચા કરવી તે તત્ત્વ-જ્ઞાનનો વિષય છે. હવે ઇશ્વરના અસ્તિત્વનો વિષય ધર્મશાસ્ત્ર તેમજ તત્વજ્ઞાનના વિષયમાં આવે છે કારણ કે ઇશ્વરનું અસ્તિત્વ છે કે નહીં તે પ્રશ્નનો નિર્ણય આપણે ઉપર જોયું તેમ મનુષ્ય બુદ્ધિ વડે સૃષ્ટિનું તાત્વિક સ્વરૂપ શું જણાય છે ત્હેના ઉપર આધાર રાખે છે. આવી રીતે ઇશ્વરનું અસ્તિત્વ જે રીતિએ પદાર્થશાસ્ત્રનો નિયમ શોધી કહાડીએ તથા ભૂમિતિનો સિદ્ધાન્ત સિદ્ધ કરીએ તે રીતિએ સિદ્ધ કરી શકાય તેમ નથી. એક રીતે જોતાં ઇશ્વરના અસ્તિત્વને લગતી ચર્ચામાં પ્રયોગ તથા નિરીક્ષણની રીતિનો પરોક્ષ રીતે ઉપયોગ થાય છે ખરો કારણ કે જે સિદ્ધાન્તોના એકીકરણ વડે ઇશ્વરના અસ્તિત્વનું સૂચન થાય છે ત્હેમાંના ઘણાઓ પ્રયોગ તથા નિરીક્ષણની રીતિ વડે જ સાબિત થયેલા હોય છે. પરન્તુ વસ્તુઓ-માંથી નિયમો શોધવાની રીતિથી નિયમોમાંથી વધારે સામાન્ય નિયમો શોધવાની રીતિ જુદીજ હોય છે પ્હેલી રીતિમાં એકીકરણ કરતાં પૃથક્કરણ ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે ત્યારે બીજી રતિ મુખ્યત્વે કરીને એકીકરણનીજ રીતિ હોય છે, પ્હેલી રીતમાં કોઈ નિયમને સિદ્ધ કરવો એટલે ઇન્દ્રિયોવડે ત્હેની કસોટી' કરવી એમ છે જ્યારે બીજી રીતિમાં કોઈ સાર્વત્રિક નિયમને સિદ્ધ કરવો એટલે બીજા ઓછા સામાન્ય નિયમો તથા સિદ્ધાન્તોમાંથી ત્હેનો બુદ્ધિપૂર્વક તર્ક થવો એમ હોય છે. આ ઉપરથી સ્હમજાશે કે ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાના બુદ્ધિપૂર્વક તર્કમાં જડ તેમજ ચેતન સૃષ્ટિના મૂળ સિદ્ધાન્તો તથા નિયમોનું જ્ઞાન મેળવવાની પ્હેલી જરૂર છે અને જે ચર્ચામાં આવા જ્ઞાનનુંજ અનસ્તિત્વ જણાય તે ચર્ચામાં ઇશ્વરનું અનસ્તિત્વ 'સિદ્ધ' થાય ત્હેમાં શી નવાઇ!

હરસિદ્ધભાઈ વજુભાઇ દિવટીયા.

---

# પરિપૂર્ણતાનું એક દૃષ્ટાંત.

એક વિદ્વાન્ હતો. તેણે આઠ વર્ષ પર્યન્ત એવી ઇચ્છા રાખ્યા કીધી કે: "હે પ્રભુ! મને એવા માણસનો સમાગમ કરાવ કે જેની પાસેથી હું સત્યજ્ઞાન પ્રાપ્ત કરૂં." મનની આવી સ્થિતિ રહ્યાં કરતી હતી, તેવામાં એક દિવસ તેની ઇચ્છા બહુ જ તીવ્ર થઈ હતી તે જ વખતે ઇશ્વિરે કહ્યું હોય તેમ તેના કર્ણમાં અવાજ સંભળાયો કે:—"અહિંથી થોડેક દૂર નીલકંઠ મહાદેવનું શિવાલય છે ત્યાં તું જા. ત્યાં દ્વારસમીપ જ એક માણસને તું બેઠેલો જોઇશ, એ તને સત્યજ્ઞાનનો—સત્યસુખનો—માર્ગ દેખાડશે." આટલું સાંભળતાં જ પેલો

વિદ્વાન્ જિજ્ઞાસુ તે સ્થાને ગયો અને એક દીન માણસને બેઠેલો તેણે દીઠો જેના પગ ફાટી ગયના હતા, અને તે પર ધૂળ અને કચરો વળગેલો હતો, અને એણે શરીર પર જે વસ્ત્ર પહેર્યા હતા તે બધાનુ સમસ્ત મૂલ્ય ત્રણ બદામ પણ નહોતું ' •

પેલા જિજ્ઞાસુએ એ દીન પુરૂષ સમીપ જઇને કહ્યું —" પ્રભુ તને સારો દહાડો દેખાડે ।"

દીન પુરૂષે ઉત્તર આપ્યો —" નબળો દિવસ કદિ મેં જોયો જ નથી "

જિજ્ઞાસુ —" ઇશ્વર તને સૌભાગ્ય આપો

દીન પુરુષ —" મને કદિ દુર્ભાગ્ય હતું જ નહિ ' ~

જિજ્ઞાસુ —" તું સુખી થા—પણ વારુ, તુ આવા ઉત્તરો મને શા કારણથી આપે છે ? '

દીન પુરુષ —" હુ કદિ દુખી હતો જ નહિ "

જિજ્ઞાસુ —" ભના માણસ, તું જરા મને કહે તો ખરો કે આવા ઉત્તર આપવાનુ શુ કારણ ?

દીન પુરૂષ —' હા, ઘણી જ ખુશીથી હું કહીશ તમે ઇચ્છયુ કે ઇશ્વર મને રૂડો દિમ દેખાડે પણ નબળો દિવસ મારો હતો જ ક્યારે, કે મને એ દિવસની ગ્યહા રહે ? મને કાઈ દિવસ અન્ન મળતુ નથી તોપણ હું પ્રભુનો આભાર જ માનુ છુ કોઈ દિવસ હીમ પડે, ઝાકળ પડે, બરફ વરસે કે વરસાદ વરસે—હવા અનુકૂળ હો કે પ્રતિકુળ હો—તોપણ હુ પ્રભુના જ વખાણ કરૂ છુ દુખી હોઉં—કંગાળ હોઉં—જગત મને તિરસ્કારની દ્રષ્ટિથી જોતુ હોય—તો પણ હુ પ્રભુના જ ગુણ ગાઉં છુ તેથી મારો કોઈ દિવસ નબળો હતો જ નહિ તમે ઈચ્છ્યુ કે પ્રભુ મને સૌભાગ્ય આપે પણ દુર્ભાગ્ય મને હતુ જ ક્યારે ? કારણ કે પ્રભુની ઇચ્છાનુસાર જિવન નિર્ગમન કરતા મ્હને સારી રીતે આવડે છે અને હુ ખાત્રી પૂર્વક માનું છું કે પ્રભુ જે કંઈ કરે છે તે ઉત્તમ જ છે, અને એ પ્રભુ જેવો દહાડો મને દેખાડે છે તે સારો હો વા નબળો હો—ગમે તેવો હો—પણ તે પ્રભુનિર્મિત હોવાથી સારો જ છે એમ હુ માની લઉં છુ તેથી નબળો દિવસ મેં કદિ જોયો જ નથી તમે ઇચ્છ્યુ કે પ્રભુ તને સુખી કરે પણ હુ દુખી કદિ હતો જ નહિ, કારણ કે ઇશ્વિરની ઇચ્છાને અધીન રહીને જ જિવન નિર્ગમન કરવુ એ જ મારી અતીમ ઇચ્છા છે, અને મેં મારી બધી જ ઇચ્છાઓ પ્રભુને સમર્પણ કરી દીધી છે અને એમ જ માની બેઠો છઉં કે જે ઇશ્વરની ઇચ્છા છે તે જ મારી ઇચ્છા "

આ સાંભળી પેલા જિજ્ઞાસુને પ્રતીત થયુ કે સપૂર્ણ નમ્રતાપૂર્વક પ્રત્યેક વસ્તુની અન

પેદિતા—વિરક્તિ—રાખવી એ જ પ્રભુનાં ચરણ સમીપ જવાનો સરલ માર્ગ છે.

જિજ્ઞાસુએ પુનઃ પ્રશ્ન કર્યો:—"તું ક્યાંથી આવ્યો છું?"

ઉત્તર:—"પ્રભુ પાસેથી"

પ્રશ્ન:—"પ્રભુને તેં ક્યાં જોયો?"

ઉત્તર:—"મેં પ્રાણિમાત્રનો ત્યાગ કીધો ત્યારે."

પ્રશ્ન:—"પ્રભુને તેં ક્યાં રાખ્યો છે?"

ઉત્તર:—"પવિત્ર હૃદયવાળા અને શુભનિષ્ઠ ધરાવતા મનુષ્યોમાં."

જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો:—"તું કેવા પ્રકારનો મનુષ્ય છે?"

ઉત્તર:—"હું રાજા છું."

પ્રશ્ન:—"તારૂં રાજ્ય કયું?"

ઉત્તર:—"મારો આત્મા એ જ મારૂં રાજ્ય છે, કારણ કે મારી બાહ્ય અને આન્તર ઇન્દ્રિયો ઉપર હું એવી રીતે રાજ્ય ચલાવું છું કે મારા આત્માની સર્વ તૃષ્ણાઓ ઇચ્છાઓ—અને શક્તિઓ હું અંકુશમાં રાખી શક્યો છું, અને મારૂં આ રાજ્ય પૃથ્વી ઉપરના કોઇ પણ રાજ્ય કરતાં વધારે સારૂં છે."

જિજ્ઞાસુએ છેલ્લો પ્રશ્ન કીધો:—"આવી પરિપૂર્ણ દશા તેં શી રીતે પ્રાપ્ત કીધી?"

તેને ઉત્તર મળ્યો:—"**મૌન, ઉમદા વિચાર, અને પ્રભુમાં તન્મયતા**—એ જ આ ઉત્તમ માર્ગની કુંચીઓ હતી. પરમાત્માથી એક આણુ કે તસુપૂર પણ દૂર હોય એવી વસ્તુ મારે અગ્રાહ્ય જ હતી. આ રીતિથી જ મેં કૈવલ્ય પ્રાપ્ત કીધું છે, અને પ્રભુપદપ્રાપ્તિમાં જ શાશ્વત સુખ અને શાન્તિ મને મળી છે."*

તા. ૧ લી જુન ૧૯૧૪<br>
વાડીફળીયુ—સુરત.

**લીનકરરાય અચરતલાલ સૈયદ.**

---

* અંગ્રેજી ઉપરથી.

# શોધખોળ.

હાલના સમયમાં કેળવણીના વિષય તરીકે શોધખોળના સંબંધમાં ઘણાં અંગ્રેજી બાપણોમાં વિદ્વાન્ વર્ગ તરફથી ઘણી ચર્ચા ચલાવવામાં આવે છે અને યુનિવર્સિટીની કેળવણીમાં તેને સ્થાન આપવું એવો બાહોશ શિક્ષણશાસ્ત્રીઓનો આગ્રહ છે. આપણા દેશમાં વિદ્વાન્ વર્ગ શોધખોળ કરતા હતા કે નહીં તે આપણા સાહિત્ય પરથી તેમ જુદા જુદા વિષયોમાં આપણે કેટલા આગળ વધેલા હતા તેપરથી સર્વેને અનુમાન કરવાનું સાધન મળે છે. ક્યા ક્યા વિષયોમાં શોધખોળ ચાલતી હતી, કયો વર્ગ શોધખોળ તરફ લક્ષ આપતો હતો, રાજ્ય તરફથી કંઈ મદદ મળતી હતી કે નહીં, અર્થપ્રાપ્તિ સારૂ શોધખોળ થતી હતી કે નહીં, સાહિત્ય, શાસ્ત્ર, વિદ્યા, કલા એ સર્વ વિષયોમાં નિપુણ વર્ગ શોધખોળ એટલે પોતાના વિષયમાં સુધારો વધારો અથવા નવીન પદ્ધતિ અથવા નવો પ્રકાશ, અથવા પ્રગતિ કરી હતી કે નહીં—તેને કોઈ પણ દેશના ઇતિહાસમાં સ્થાન છે. આપણા દેશના ઇતિહાસમાં આ બાબતોનો સમાવેશ થતો નથી. છુટી છુટી જગાએ આ બાબતની થોડી હકીકત મળે છે, પણ આપણા દેશના સમગ્ર સાહિત્યનો, એટલે દરેક વિષયમાં આપણું જ્ઞાન ધીમે ધીમે શી રીતે વધ્યું હતું અને તે વધારનારા વિદ્વાન્ કોણ હતા અને તેમણે કેટલો પરિશ્રમ વેઠ્યો હતો તથા તેમની સ્થિતિ કેવી હતી વગેરે બાબતનો, એક સંપૂર્ણ ઇતિહાસ જો પ્રગટ થાય તો તેમાંથી ઘણું જાણવાનું મળે. ભાષાના ઇતિહાસ છપાવવા બધા પ્રાન્તોમાં, દક્ષકામાં હિલચાલ થાય છે, પણ દેશના સમગ્ર સાહિત્યનો એટલે દેશની સમગ્ર બુદ્ધિપ્રભાવનો ઇતિહાસ મળી શકતો નથી. રસાયનશાસ્ત્રનો ઇતિહાસ કલકત્તાના પ્રખ્યાત બાહોશ રસાયનશાસ્ત્રી પ્રોફેસર પી. સી. રૅયે છપાવ્યો છે. તેનાં બન્ને પુસ્તક વાંચવાથી આપણા દેશમાં તે શાસ્ત્રનું જ્ઞાન હતું અને કેટલું હતું, આપણે કેવાં ઉપકરણો વાપરતા હતા, તે સર્વ આપણા ધ્યાનમાં આવે છે. તત્વજ્ઞાનનો ધર્મજ્ઞાનનો ઇતિહાસ આપણને સહેલાઇથી મળી શકે છે, પણ અન્ય વિષયોનો ઇતિહાસ મળી શકતો નથી. આપણો દેશ મોટે ભાગે ખેતી પર આધાર રાખે છે. પણ ખેતી આપણા દેશમાં કેટલાં સૈકાથી કેવી ચાલે છે, તેનો ઇતિહાસ પણ આપણને મળી શકશે નહીં. આપણા લોકો પોતાના જુદા જુદા અનુભવનો પોતાના ધંધામાં ઉપયોગ કરતા હતા, અવલોકન કરતા હતા એ બધું આપણને હવે માલૂમ પડે છે, કારણ કે આપણે પાશ્ચાત્ય સાહિત્ય, વિદ્યા વગેરેના તેમના જ્ઞાન સાથે આપણા અત્યાર સુધીના જ્ઞાનનો મુકાબલો કરીએ છીએ.

શોધખોળ કરવા સારૂ કયા વિષયો પસંદ કરવા તે સંબંધી હાલના સમયમાં ઘણો ગુંચવાડાનો પ્રશ્ન ઉભો થાય છે, કારણ કે હાલ આપણે સાંભળીએ છીએ કે સાહિત્યમાં શોધખોળ, ઇતિહાસમાં શોધખોળ, રસાયનશાસ્ત્રમાં શોધખોળ, સૃષ્ટિશાસ્ત્રમાં શોધખોળ, વૈદકમાં શોધખોળ, ભૂસ્તરવિદ્યામાં શોધખોળ એટલે દુનિયામાં જેટલા વિષયો છે તેટલા બધા વિષયમાં શોધખોળને સ્થાન છે. શોધખોળના બે વિભાગ પાડી શકાય:—(૧) જે વિષયના જ્ઞાનમાં વધારો કરવાથી ફક્ત દુનિયાના જ્ઞાનમાં વધારો થાય, પણ અર્થપ્રાપ્તિ થાય નહીં (૨) જે

વિષયના જ્ઞાનમાં વધારો કરવાથી અર્થપ્રાપ્તિ થાય. શોધખોળ કરવાનાં દૃષ્ટિબિંદુ આ પ્રમાણે બે હોય છે. ઇતિહાસના વિષયમાં કોઈ પણ માણસ શોધખોળ કરે એટલે જે જુના લેખો, લખાણો, સિક્કા વગેરે મળે તે ઉપરથી જ્ઞાનમાં વધારો કરે. આવું કામ કરવામાં આ માણસ પોતે કોઈ ધંધો અથવા હુન્નર કરી શકતો નથી એટલે તેને અર્થપ્રાપ્તિ થઈ શકતી નથી. બહુ થાય તો એક પુસ્તક છપાવે અને તેમાંથી કાંઈ થોડુ ઘણું મેળવી શકે. રસાયનશાસ્ત્રમાં, વૈદકશાસ્ત્રમાં અથવા વિદ્યુતશાસ્ત્રમાં કે કોઈ એવા બીજા વિજ્ઞાનના વિષયમાં ધંધા હુન્નરને લગતી શોધખોળ કરે તો અર્થપ્રાપ્તિ થાય.

હવે આપણે શોધખોળ કરવા સારૂ બુદ્ધિ કેવી જોઇએ, કેવાં સાધનો જોઇએ એટલે કેટલી અનુકૂળતા જોઇએ તે સંબધી વિચાર કરીએ.

કોઈ પણ વિષયમાં શોધખોળ કરવી હોય તો તે વિષયનું સારૂ સામાન્ય જ્ઞાન એટલે (General knowledge) જોઇએ અને તે વિષયના એક વિભાગ અથવા શાખાનું ખાસ જ્ઞાન (Special knowledge) જોઇએ. તેણે જે શાખામાં શોધખોળ કરવાનું ધાર્યું હોય (અને અત્રે મારે જણાવવું જોઇએ કે જ્યાં સુધી એ માણસે પોતે પોતાના વિષયનો ખાસ અભ્યાસ કરી દરેક બાબતનું મનન કર્યું ન હોય ત્યાં સુધી શોધખોળ કઈ દિશામાં કરવી તે સૂઝતું નથી) તે સંબંધી જે જે સાહિત્ય પ્રગટ થયુ હોય તે બધાંનો સંગ્રહ કરવો જોઇએ, ત્યાર પછી તેણે એટલું ધ્યાનમાં લેવું જોઇએ કે એ વિષય આટલે સુધી આગળ વધ્યો છે અને તેથી વધારે આટલુ થઈ શકે તેમ છે: આ બધાનો વિચાર કર્યા પછી જો ઇતિહાસનો વિષય હોય તો જે સ્થળો જોવાનાં હોય, જે પુસ્તકો વાંચવાનાં હોય તે બધાંનો અભ્યાસ કરી કેટલું ખરૂ છે, કેટલુ ખોટું છે, કેટલુ સંશયાત્મક છે એ બધાનો વિચાર કરી પોતાની શોધખોળ બહાર પાડી શકે. સાહિત્યના વિષયમાં પણ તે જ પ્રમાણે છે. જુના લેખો મળી આવે તે જુના છે કે નહીં તે કઈ સાલમાં લખાએલ છે, જેટલું જાણીએ છીએ તેના કરતાં તે ગ્રંથો વધારે પ્રકાશ પાડી શકે છે કે નહીં, તે અરસાના બીજા ગ્રન્થોની ભાષા સાથે આ ગ્રન્થની ભાષા મળતી આવે છે કે કેમ વગેરે બાબતોનો નિર્ણય કરવો જોઇએ; તે ઉપરાંત તે ગ્રન્થોમાં બીજા દેશનાં નામ આવ્યાં હોય, કપડાંના વર્ણન આવ્યાં હોય તે બધાનો વિચાર કરી તે સંબધી પોતાનો અભિપ્રાય દર્શાવે તો તે પણ એક શોધખોળ કરી કહેવાય.

સાહિત્ય, ઇતિહાસ એ વિષયોમાં શોધખોળ કરવા સારૂ મુખ્ય લાઇબ્રેરીની ખાસ જરૂર હોય છે. તે સિવાય શોધખોળ કરનારને પ્રવાસ કરવાની જરૂર પડે છે, તેમ તામ્રપટ, શિલાલેખ વગેરે જે જે જગાએ હોય, જે જાણવામાં ન આવ્યા હોય એ સઘળું તપાસવાની જરૂર છે. આ બાબતમાં શોધખોળ ક્યારે થાય છે કે જ્યારે શોધખોળ કરનારને પોતાના વિષયમાં પ્રીતિ થાય ત્યારે. જે માણસને ધર્મ ઉપર શ્રદ્ધા હોય છે, તે માણસ ગમે એટલું સંકટ, કષ્ટ વેઠીને પણ જાત્રા કરે છે, તીર્થ કરે છે, દર્શન કરવા જાય છે, ઉપવાસ વગેરે વ્રત કરે છે, તેવી રીતે જો વિષય પ્રતિ ખરી પ્રીતિ હોય તો જ આવી શોધખોળ થઈ

શકે છે જ્ઞાનાર્જનાર્થે જ આવા કામ થઈ શકે પારિતોષિકથી થોડુ ઘણું કામ થાય પણ તે જ્ઞાનાર્જનાર્થ થાય તેના જેવુ તો નહીં જ ઘણા કામો અર્થપ્રાપ્તિથી થાય છે, પણ સારી શોધખોળો અર્થપ્રાપ્તિના જોરથી થતી નથી છતાં તો આપણને દુનિયામા જે જોવામા આવે છે તેમા મોટામા મોટી શોધખોળ અર્થપ્રાપ્તિ સારૂ થાય છે એવુ જણાઈ આવે છે અર્થપ્રાપ્તિની જરૂર છે Money is power–ધન એ મોટી સત્તા છે એ બધુ ખરૂ, પણ જેનામા બુદ્ધિ છે જ્ઞાન છે અને જેને અનુકૂળતા છે તેમને જ્ઞાનમા વધારો કરવા પોતાની અનુકૂળતાઓનો ઉપયોગ કરવો એ ઘણુ જરૂરનુ છે જેઓ અમુક ધધામા કે નોકરીએ જોડાયા છે તેઓએ પોતાના ઐચ્છિક વિષયને ભૂલી જવો જોઇએ નહીં પોતાને જોઇએ તેટલુ મળે, તે છતા વધારે ધન મેળવવાની એકલી પ્રવૃત્તિ કરવી અને પોતાના જ્ઞાનનો બુદ્ધિનો ઉપયોગ કરી જનસમાજને ઉપયોગી ન થવુ એ ઘણું શોચનીય છે પાશ્ચાત્ય લોકોએ આપણા દેશમા આવી સાહિત્યમા ઇતિહાસમા શોધખોળ કમ કરવી એ પદ્ધતિઓથી આ પણને જાણીતા કર્યા છે અને આપણા દેશના સાહિત્યને સારૂ એમણે જેટલુ કર્યું છે એટલુ આપણા દેશના લોકોએ શોધખોળમા કર્યું નથી તેમ લક્ષ આપ્યુ નથી રા ર ભગવાનલાલ ઇન્દ્રજીએ જુના લેખો તામ્રપત્ર વગેરે વાચવામા યુરોપીઅન લોકોને ઘણી મદદ કરી હતી તેમ પોતે પણ Archæologyના વિષયમા સારી શોધખોળ કરી છે એમના જુના કાગળો જોવાનો મને પ્રસગ મળ્યો હતો અને તે ઉપરથી કહું છું કે મોટા મોટા યુરોપીયન લો । તેમની સહાય લેતા હતા તેમના વખાણ કરતા હતા અને તેમને ઘણુ માન આપતા હતા આ કામ કરવામા તેમને અર્થપ્રાપ્તિ થઈ હોય એવુ મારા જાણવામા નથી

વિજ્ઞાનના વિષયમા શોધખોળ કરવા સારૂ ઉપર જણાવ્યા તે વિષયો કરતા વધારે સાધનોની જરૂર પડે છે જે વિષયમા શોધખોળ કરવી હોય તેના બધા પુસ્તકો જોઇએ એટલે સારી Scientific Library (વિજ્ઞાનના વિષયના પુસ્તકોની લાઇબ્રેરી) જોઇએ અને તે ઉપરાત સારી Laboratory (પ્રયોગશાળા) જોઇએ આ વિષયમા ખરચની બાબત મુખ્ય આડે આવે છે આ વિષયોમા શોધખોળ જાગવા સારૂ પહેલી તો આત્મવિસ્મૃતિ અથ શોધખોળ થએલી હોવી જોઇએ નહીંતર આવા વિષયોમા શોધખોળ કરવાનો વખત અને પૈસા ક્યાથી લાવવા ? આપણામાના ઘણા ચકિત થાય છે કે યુરોપ અમેરિકા, જપાન વગેરે દેશમા વિજ્ઞાનના દરેક વિષયમા આટલી બધી શોધખોળ થાય છે તેનું કારણ શુ ? હિદુસ્તાનમા ત્યાના જેટલી આ વિષયમા શોધખોળ કેમ થતી નથી ? શુ હિદુસ્તાનના લોકોમા ત્યાના લોકો જેટલી બુદ્ધિ અને આવડ નથી ? આ પ્રશ્નો સાધારણ રીતે થયા વગર રહેશે નહીં

મુબઈ યુનિવર્સિટીમા Scienceનો વિષય દાખલ થયાને ઘણા વર્ષ થયા નથી એલ્ફિન્સ્ટન કૉલેજમા Scienceના વિષયની કલાસ પણ પહેલા નહોતી Chemistryને સારૂ Grant Medical Collegeમા જવુ પડતુ હતું ઘણા વિદ્યાર્થીઓ વિષય પસદ પણ કરતા નહોતા પાસ થયા પછી સારો નોકરી મળતી એટલે નોકરીમા જોડાઈ જતા Botany અને Zoologyનો વિષય ખાસ કરીને એલ્ફીન્સ્ટન કૉલેજમા અને વડોદરા

કૉલેજમાં ઘણા વિદ્યાર્થી લેતા અને તેનું મૂળ કારણ મારા જાણવા પ્રમાણે શિખવનાર સારા, વિષય સહેલો અને માર્ક વધારે મળે તેથી ઘણા વિદ્યાર્થીઓ પસંદ કરતા. વિષય પરત્વે પ્રીતિ હોય એવું થોડાના સંબંધમાં કહી શકાય. બી. એ. થયા પછી એમ. એ. ની પરીક્ષામાં તો થોડાક જ Physics and Chemistry અને Botany and Zoology લેઇને પાસ થતા. સને ૧૯૦૧ થી Physics and Chemistry એ બન્ને વિષય એમ. એ. ની પરીક્ષામાં જૂદા કર્યા અને Chemistryને સારૂ પ્રો. ગજ્જરે ખાનગી લેબોરેટરી કરી, અને તેમાં કેટલાએક વિદ્યાર્થીઓને Chemistry સારૂ સારી પ્રીતિ ઉત્પન્ન કરી, અને પોતાની પ્રયોગશાળામાં સવડ કરી આપી, તેમ સેંટ ઝેવીઅર કૉલેજમાં પણ બંદોબસ્ત કરી આપ્યો. ત્યાર પછી Chemistryનો વિષય એમ. એ. માં લેઇને અત્યાર સુધીમાં ત્રીસેક વિદ્યાર્થી પસાર થયા. Physicsનો વિષય લેઇને પણ થોડા પસાર થયા. આ પ્રમાણે Physical Sciencesમાં સારી સંખ્યા પસાર થઈ નીકળી. પણ સવાલ એ ઉત્પન્ન થાય છે કે પસાર થયા પછી કરવું શું ? કેટલાક કૉલેજોમાં પ્રોફેસરો થયા. કેટલાક કારખાનામાં જોડાયા અને કેટલાકે સ્વતંત્ર કારખાનાં કર્યાં. Physicsમાં જેઓ પસાર થયા તેમને તો પ્રોફેસર તરીકે અથવા માસ્તર તરીકે જોડાવાની જરૂર પડી.

આ બધો ટુંકો ઇતિહાસ આપવાની જરૂર એ છે કે પહેલાં તો શોધખોળ કરી શકે એટલા જ્ઞાનવાળા માણસો તૈયાર કર્યા સિવાય શોધખોળ થઈ શી રીતે શકે ? માણસો તો તૈયાર થયા. હવે તેમણે શોધખોળ કરવી હોય તો તેમને પહેલુ તો પોતાની આજીવિકા અર્થે પ્રવૃત્તિ કરવી પડે, ત્યાર પછી પોતાના વિષયમા શોધખોળ કરવા પ્રયત્ન થાય. એમનાથી Pure Research અથવા તો Technical Research બે જાતની Research થઈ શકે. હવે Pure Research ક્યા કરે અને સાધનો સિવાય શી રીતે કરે ? જ્યારે એમના હાથમાં Laboratory હોય, કોઈ તેમને દિશા બતાવનાર હોય અને પૈસા ખરચવા તૈયાર હોય તો મહેનત કરે, પણ આ બાબતોનો તો આપણા દેશમાં અભાવ. વળી Pure Researchની કદર પણ કોણ કરે ? અહીંઆં જે કંઈ કર્યું હોય તેના Papers લખી વિલાયત મોકલે ત્યારે કંઈ કદર થાય. આ બધાં કારણોને અભાવે Pure Research આ ઇલાકામાં થઈ શકી નથી.

હવે Technical Researchનો વિષય લેઇએ. જો કારખાનાંવાળા આવા માણસોના જ્ઞાનની કીમ્મત કરે, તેમના હાથમાં Laboratory આપે, અને તેમને તેમના કારખાના સંબંધી કંઈ Problem આપે ત્યારે તેમનાથી કામ થઈ શકે, પણ આપણા કારખાનાવાળા, જેટલી કારખાનામાં Officeની ગરજ છે તેટલી Laboratoryની છે તેવું સમજતા નથી. કારખાનાવાળા તો એટલું સમજે છે કે તમે અમને અમારા કામમાં ઉપયોગી થાઓ એટલે અમે તમને પગાર આપીએ તેના બદલામાં રોજ તમારી પાસેથી અમે કેટલી કીમતનું કામ લેઈ શકીએ એટલે તમારી મહેનતથી અમને તાત્કાલિક લાભ હોય તો અમે રાખીએ, નહિંતર અમારે તમારા વગર ચાલે છે. એક રીતે તેમનું કહેવું બરાબર છે,

કારણ કે તેઓ ધંધો વપાર લેઇને બેઠા છે એટલે એમનું લક્ષ ફક્ત કમાવા તરફજ હોય, પણ તે ઉપરાંત તેમણે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે દેશની અંદર જે બુદ્ધિ અને જ્ઞાન હોય તેનો તેમના કારખાનામાં કેવી રીતે ઉપયોગ કરવો, જેથી કારખાનાને ફાયદો થાય અને એવા લોકોનું પોષણ થાય અને વિદ્યાને ઉત્તેજન મળે.

આ પરથી એટલું જણાશે કે Pure Research કરવાને સારૂ સ્થાન જોઇએ અને તેને સારૂ અનુકૂળ સ્થાન જ્યારે કૉલેજમાં સારી Laboratory હોય અને તે પોતાના સ્વતંત્ર ચાર્જમાં હોય તો થઈ શકે. Technical Research કારખાનામાં થઈ શકે. તે સિવાય તો જ્યારે પ્રોફેસર તરીકે સારો પગાર મળતો હોય અને પોતાને Researchનો ખરો શોખ હોય તો ખાનગી Laboratory કરે ત્યારે જ Research થઈ શકે. આવા પ્રત્યવાયને લીધે હજી સુધી મુબઈ ઈલાકામાં સ્વતંત્ર શોધ કરનારાઓ નીકળ્યા નથી. પહેલું કૉલેજની Laboratoryનુ જ ઠેકાણું નહોતું, એટલે પ્રોફેસર શું કરી શકે?

બંગાળામાં Pure Research સારા પ્રમાણમાં થાય છે અને તેનું મૂળ કારણ એ છે કે ત્યાં Presidency Collegeની Laboratories ઘણી સારી છે. તેમ પ્રોફેસર બોસ અને પ્રોફેસર રૉય જેવાઓ દેશી, અને તેમને પોતાને શોધખોળ સારૂ ખાસ શોખ, એટલે એમણે પોતે Research કરી એટલું જ નહીં, પણ પોતે પોતાના શિષ્યોને આ બાબતમાં કેળવ્યા. આ ઉપરાંત બીજા પણ ગૃહસ્થો છે જેમણે Researchમાં એ તરફ સારૂ કામ કર્યું છે. વિલાયતના પેપરોમાં એમની શોધખોળની હકીકત આવે છે. તે ઉપરાંત ત્યાં એવી સંસ્થાઓ છે અને બીજી પ્રયોગશાળાઓ છે કે જ્યાં Researchને ઉત્તેજન મળે છે. આ તરફ એવી એક પણ સંસ્થા નથી કે જેને એક વિષયપર Research કરવી હોય તો ત્યાં જાય અને પોતે શોધખોળ કરે. બંગાળામાં બધા પ્રકારની પ્રવૃત્તિઓ ચાલે છે અને દરેક વિષયમાં બંગાળા હિંદુસ્તાનમાં આગળ પડતું છે એમાં અતિશયોક્તિ નથી; ફક્ત વ્યાપારઉદ્યોગમાં બંગાળીઓ આગળ પડેલા નથી. સાહિત્ય અને વિજ્ઞાનના દરેક પ્રદેશમાં તેમણે હિંદુસ્તાનના કોઈ પણ ભાગ કરતાં સારો ભાગ લીધો છે એમ કહેવામાં કાંઈ બાધ નથી; બંગાળામાં એક એસોસીએશન છે જેની તરફથી વિજ્ઞાનમાં ત્યાં જે શોધો થઈ હોય તે છપાય છે, અને શોધખોળ કરનારાઓને ઉત્તેજન મળે છે.

આપણા દેશમાં શોધખોળને ઉત્તેજન આપવા સારૂ આપણા દેશના ઉદાર અને સખી ગૃહસ્થ મી. તાતાએ રૂપિયા ત્રીસ લાખ આપી એક રીસર્ચ ઇન્સ્ટીટયુટ બૅંગ્લોરમાં કર્યું, પણ હજી ત્યાં શું શોધખોળ થાય છે તે બાબત આપણને કંઈ માહિતી નથી. જે ઉદ્દેશથી આ સંસ્થા સ્થપાઈ છે તે ઉદ્દેશ પાર પડે છે કે કેમ તે હજી જોવાનું છે.

યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશોમાં જ્યાં શોધખોળ થાય છે ત્યાંના લોકો આપણા પ્રાચીન ઋષિમુનિઓ જેવું જીવન ગાળે છે. જેવી રીતે જેઓ સાહિત્યપ્રેમી હોય છે તેઓ પોતાનું જીવન સાહિત્યની શોધખોળમાં તેમ સાહિત્યમાં વધારો કરવામાં ગાળે છે, તેમ

ત્યાંના લોકો જેઓ વિજ્ઞાનના [illegible]માં કુશળ હોય છે તેઓ પોતાનું આખું જીવન તે વિષયને સમર્પણ કરે છે. ત્યાંના પ્રોફેસરો જેને ખરા પ્રોફેસરો કહીએ તેઓ તો પોતાનો આખો વખત પોતાના વિષયમાં શોધખોળ કરવામાં ગાળે છે. જેઓ પ્રોફેસર તરીકે કામ કરે છે તેઓ તેમના પગાર ઉપરાંત અર્થપ્રાપ્તિની બિલકુલ દરકાર કરતા નથી. કેટલાક વિજ્ઞાનકુશળ પ્રોફેસરો તો પોતાને દૂર દેશ વધારે પગાર મળતો હોય તેની પરવા કરતા નથી, કારણ કે તેમને પોતાનું કામ છોડવું ગમતું નથી, તેમ પોતે જે વાતાવરણમાં રહેતા હોય તે પણ છોડવા તેમને ગમતું નથી. ઇંગ્લંડમાં પ્રોફેસર રામઝે જેવા, જર્મનીમાં પ્રોફેસર ફીશર જેવા માણસો અહર્નિશ કંઈ ને કંઈ નવી શોધો તરફ પોતાનું લક્ષ દોડાવે છે અને કામ કર્યે જાય છે. પોતાને કામ કરવા ખાનગી પ્રયોગશાળાઓ પણ કરે છે. આપણા દેશમાં આવા સાહિત્યપ્રેમી અને વિજ્ઞાનપ્રેમી માણસો ક્યારે પાકશે? જ્યાં સુધી આપણી પોતાની લેબોરેટરીઓ થાય નહીં અથવા જ્યાં સુધી દેશી પ્રોફેસરોને લેબોરેટરીનો સ્વતંત્ર ચાર્જ મળે નહીં અથવા કોઈ ખાનગી પ્રોફેસર જેને સારો પગાર મળતો હોય અને જેને પોતાને ખાસ શોખ હોય તેઓ ખાનગી લેબોરેટરી કરે નહીં ત્યાં સુધી શોધખોળ કરનારા અને અસલના ઋષિમુનિઓએ જેવું જીવન ગાળ્યું તેવું જીવન ગાળી જ્ઞાનાર્જનાર્થે જીવન ગાળનારા ઉત્પન્ન થશે નહીં.

શોધખોળ કરવાને સારુ અમુક જાતની તૈયારી કરવી પડે છે. પહેલું તો જે ગૃહસ્થ શોધખોળ કરવા ઇચ્છતો હોય તેનું શરીર તન્દુરસ્ત હોવું જોઇએ. આ મોટામાં મોટો qualification જરૂરી ગુણ છે, કારણ કે તે વગર શોધખોળ માટે જે સતત ઉદ્યોગ કરવો પડે તે થઈ શકે નહીં. બીજી વાત એ ધ્યાનમાં રાખવાની કે પોતાની મગજશક્તિ સારી હોવી જોઇએ, એટલે તેનામાં ફક્ત Receptive faculty હોય તે ઉપરાંત જે વાંચ્યું હોય તેનું વિવેચન કરવાની અને તેમાંથી કેટલું ખરૂં અને કેટલું ખોટું છે અને કયે ઠેકાણે લખનારે અને પ્રયોગ કરનારે ભૂલ કરી છે તે સઘળું તપાસવાની અને તારવી કાઢવાની શક્તિ હોવી જોઇએ. તેનામાં Generalisation કરવાની વ્યાપક બુદ્ધિ હોવી જોઇએ. સૌથી મોટામાં મોટો ગુણ ચોકસાઇનો હોવો જોઇએ. વિજ્ઞાન શીખવવામાં જે મોટામાં મોટો ગુણ કેળવવાનો છે તે ચોકસાઇનો છે. જ્યાં સુધી માણસમાં ચોકસાઈ હોય નહીં ત્યાં સુધી તેનાથી શોધખોળ થઈ શકે નહીં. તે ઉપરાંત અવલોકન કરવાની બહુ જ સારી શક્તિ હોવી જોઇએ. અત્યાર સુધી આપણી સ્કુલોમાં અથવા કૉલેજોમાં વિજ્ઞાનનો વિષય શીખવાતો હતો, પણ તેથી વિદ્યાર્થીઓને ફક્ત પોથીમાંનું (પુસ્તકમાંનું) જ્ઞાન થતું હતું. પ્રયોગ જાતે કરવા સારુ સગવડ નહોતી, તેમ બી. એ. ના વિષય સુધી તો ઍપેરેટસ જાતે વાપરવા મળતાં નહીં એટલે અવલોકનશક્તિમાં વધારો થતો નહીં. મારા એક પ્રોફેસર હરરોજ કહેતા કે આપણા લોકોને આંખ નથી. એમના કહેવાનું તાત્પર્ય એટલું જ કે રસ્તે હાથી જતો હોય તો પણ કોઈ વિદ્યાર્થીને પૂછ્યું હોય કે આજે રસ્તે તમને હાથી મળ્યો? તો ઉત્તર આપે કે 'સાહેબ મને ખબર નથી.' આંખ વાપરતાં કેળવવી એ પણ ઘણું આવશ્યક છે. વિજ્ઞાનના વિષયમાં તો તે ખાસ જરૂરનું છે. આ સિવાય શોધખોળ કરનારને પોતાને સુતારી અને લુહારી કામ પણ થોડું ઘણું આવડવું જોઇએ. Manual Trainingનો વિષય આપણી પ્રાથમિક

શાળાઓમાં હજી દાખલ થયો નથી, કારણ કે આપણા લોકો આ વિષયની અગત્ય હજી બિલકુલ સમજ્યા નથી. પ્રાથમિક શાળામાં આ વિષય ઘણોજ ઉપયોગી છે, કારણ કે Mandal Trainingથી Physical Exercise મળે છે તે ઉપરાંત ચોકસાઇનો ગુણ આવે છે અને હાથેથી કામ કરવાનો કંટાળો આવતો નથી. હાલ તો કેટલાક ભણેલા એવા હશે કે, ઘરમાં એક ખીલો ઠોકવો હોય તો સુતારને બોલાવે, ઘરમાં જો સ્ટૉપકૉક જરી બગડી ગયો હોય તો લુહારને બોલાવે. આ પ્રમાણે સ્થિતિ છે, પણ જેને લેબોરેટરીમાં કામ કરવું છે તેને તો આ બધા જ્ઞાનની ખાસ જરૂર છે. જ્યારે હાથે કામ કરવા તરફથી આપણી ઉચી વર્ણનો અભાવ ઓછો થશે ત્યારે આપણા દેશની સ્થિતિ બદલાયા વગર નહીં રહે. મીકૅનીકલ એન્જીનીઅરો, સ્પીનીંગ માસ્તર, વીવીંગ માસ્તર એ બધાને આ કામ કરવું પડે છે અને આપણા ઉચી વર્ણના દેશીઓ પણ આ કામમાં પડ્યા છે. પણ જેઓ આર્ટસ કૉલેજમાં જાય છે તેઓ તો એમ સમજે છે કે ચોપડીઓમાંથી જ્ઞાન મેળવવું. હાથની મજુરીનું કામ કેઈ થાય? એ તો ઘણું હલકું. આવી જાતનું કામ હલકું સમજવાથી જ્યારે આવું કામ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે કેટલું વસમુ લાગે છે તેનો તેમણે પોતે વિચાર કરવો જોઇએ. આ ગુણો ઉપરાંત ધીરજ અને ખત હોવાં હોઇએ અને પોતે આશાવાદી હોવો જોઇએ.

આપણા દેશની હાલની સ્થિતિ જોતાં, જો કે વિજ્ઞાનનો ખપ પડે એવાં ઘણાં કારખાનાં છે, પણ ત્યાં હલકા પગારે પહેલાં જોડાવા ઘણા ખુશી હોતા નથી, કારણ કે પહેલું ઘણું વૈતરાનુ કામ ત્યાં કરવું પડે છે. તે ઉપરાંત નોકરીનું સ્થાયીપણું હોતું નથી. કારખાનાના માલીકની sweet will—અનિયન્ત્રિત સ્વેચ્છા, મૌજ—ઉપર પોતાની નોકરીનો આધાર હોય છે. Prospects ભવિષ્યમાં કમાણી કેવી મળશે તેનો પણ ભરોસો હોતો નથી. આ બધી અડચણોને લીધે કારખાનાઓમાં જોડાવા ઘણા રાજી હોતા નથી, એટલે કારખાનાઓમાં હાલ શોધખોળ થાય તેવુ દીસતું નથી. કારખાનાવાળા લેબોરેટરીઓ રાખતાં હજી શીખ્યા નથી, તેમ જે લોકો કામ કરવા આવે છે તેમની પાસેથી તેમના ગજા ઉપરાંત કામની આશા રાખે છે અને ફાયદો તાત્કાલિક જોઇએ છીએ. આવી પરિસ્થિતિને લીધે શોધખોળ થવી મુશ્કેલ છે.

Pure Research તો કૉલેજની લેબોરેટરીમાં અથવા તો ખાનગી લેબોરેટરીમાં થઈ શકે. આ પ્રકારની શોધખોળ કરવા સારૂ તૈયારી ઘણી જ સારી હોવી જોઇએ, કારણ કે આમાં મગજ શક્તિ ઘણી જ વાપરવી પડે છે.

આપણા દેશમાં અત્યાર સુધી વિજ્ઞાનનો વિષય એટલો બધો ખેડાએલો નથી એટલે અભિરૂચિ પણ ઘણા થોડાને છે. આ વિષયની મહત્તાનો ખ્યાલ પણ હજી આપણા લોકોને આવ્યો નથી; પણ આશાજનક ચિહ્ન જણાય છે. ઉદ્યોગમાં વિજ્ઞાનનો ખપ છે એ હવે સ્વીકારાવા લાગ્યું છે. લૉર્ડ સીડનહામ (સર જ્યૉર્જ ક્લાર્ક—આપણા માજી દયાળુ ગવર્નરે—આ વિષયની મહત્તા વધારી આપી છે અને તેનાં સાધન પણ આપણા આ ઇલિકામાં તેઓ ઉભાં કરતા ગયા છે.

શોધખોળને સારૂ અમેરિકાના કોટયાધિપતિ કાર્નેગીએ મોટી મોટી સ્કૉલરશીપો સ્થાપી છે અને તેના જોરથી ઘણા વિદ્યાર્થીઓ જુદા જુદા પ્રદેશમાં શોધખોળ કરતા જાય છે. એવી શિષ્યવૃત્તિઓ જ્યારે આપણા દેશમાં સ્થપાશે ત્યારે આ તરફ પણ કેટલાક વિદ્યાર્થીઓ વળશે.

આપણા દેશમાં શોધખોળ કયા પ્રકારની થાય છે તે જાણવું હોય તો હિન્દુસ્તાનમાં કેટલા પેટન્ટ લેવાય છે અને કયા વિષયમાં શોધખોળ થયાના લેવાય છે તે જાણ્યાથી પૂરતો ખ્યાલ આવશે.

એક વિષય સંબંધી લખવાનુ રહી ગયુ છે તે એ કે Mathematics (ગણિત શાસ્ત્ર)માં પણ રિસર્ચ થાય છે અને આપણે અહીંઆં ગણિતશાસ્ત્રીઓ આ બાબત પર લક્ષ આ પેછે, પણ મારી જાણ છે તે પ્રમાણે બધી Research થાય છે, તે Pure Mathematicsમાં, Applied Mathematicsમાં નહી. આપણા દેશમાં Applied Mathematicsમાં M. A., થએલા ભાગ્યે જ મળી આવશે. ખગોળવિદ્યામાં શોધખોળ કરવાનાં સાધન પણ આપણા દેશમાં ઘણાં જ થોડા છે, તે ઉપરાંત કોણ જાણે કયા કારણથી આ વિષયની મહત્તા દિવસે દિવસે આપણા દેશમા ઓછી થતી જાય છે.

આ ટુંકો લેખ પૂર્ણ કરતાં પહેલા મને એક વાત યાદ આવે છે તે એ કે અમારા એક પ્રોફેસર અમને દરરોજ કહેતા હતા કે હિન્દુસ્તાનના દરેક ઘરમાં રોજ શોધખોળ થાય છે. તેનો અર્થ એટલો કે આપણે આપણી વસ્તુઓ વ્યવસ્થિત ઠેકાણેસર મકતા નથી એટલે દરરોજ શોધશોધા કરવી પડે છે। એટલે આ પ્રવૃત્તિને તેમણે શોધખોળ નામ આપ્યુ. છેવટે એટલું જ જણાવવાનુ કે રાજ્ય તરફથી જેટલો મળે છે એટલો ટેકો જો ન મળતો હોત અને સરકાર જો નોકરીઓ ન આપતા હોત તો વિજ્ઞાનના ઘણા વિષય તદ્દન વગર ખેડાએલા રહેત અને કેટલાક વિષયોમાં આપણને જે જાતની મદદ દેશી તરફથી મળે છે તે પણ મળત નહીં અને યુરોપીઅનોની મદદની જરૂર પડત. આપણા દેશમાં Geology કોણ શીખત?

સાંકળચંદ જેઠાલાલ શાહ.

# એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૩૬ થી. )

## ૩-(૨) ગૌતમ બુદ્ધ નિરીશ્વરવાદી કે સેશ્વરવાદી ?

મારા સિદ્ધપુર-જયન્તીના ભાષણમાં ગૌતમ બુદ્ધ સંબન્ધી પ્રસંગોપાત્ત મેં કરેલા ઉલ્લેખ સંબન્ધી ટીકા કરતાં—રા. ઠાકર કહે છેઃ—

" 'બૌદ્ધોનો **सर्वं क्षणिकं क्षणिकं, दुःखं दुःखं, स्वलक्षणं स्वलक्षणं, शून्यं शून्यं**' એ સિદ્ધાન્ત છે. એટલે ઇશ્વર પણ ક્ષણિક, દુઃખરૂપ, વ્યક્તિરૂપ, શૂન્યરૂપ થાય. આ સ્વરૂપ માનવામાં જો ઇશ્વરત્વ આવી શકતું હોય તો **પ્રો. આનંદશંકરભાઈના મતે તેમના બૌદ્ધ ભગવાન ઈશ્વરવાદી** થાય ! પણ જે બૌદ્ધ મતમાં સર્વ વ્યક્તિ સ્વતન્ત્ર છે, અને એક બીજા પર સત્તાનો તિલપ્રાય અવકાશ નથી, ત્યાં સર્વેશ્વર, સર્વ શક્તિમાન્, સર્વાન્તર્યામિ એવું ઇશ્વરસ્વરૂપ ક્યાં રહી શકે તે સહજ લક્ષમાં આણી શકાવા જેવું છે. આ પ્રમાણે બુદ્ધના સિદ્ધાન્તથી ઇશ્વરત્વનો નિષેધ થાય છે, તેની સાથે જ વેદનો પણ નિષેધ જ થાય છે. કારણ કે વેદ સિદ્ધાન્તની સાથે તેમના સિદ્ધાન્તનો જરા પણ સ્પર્શ થતો નથી. તેમ મોક્ષ સ્વરૂપ માન્યતા પણ ભિન્ન હોવાથી 'સાધનમાત્રનો આગ્રહ સાધ્યના નિષેધના અર્થમાં લેવાયો' એમ નથી. પણ બૌદ્ધોનુ જેવું સ્વરૂપ છે તેવું જ માનવામાં આવ્યું છે."

( મ્હોટા અક્ષર રા. ઠાકરના કાયમ રાખ્યા છે. કારણ કે ગૌતમ બુદ્ધને 'મારા' કહેતાં કે 'ભગવાન' કહેતાં હું શરમાતો નથી. બલ્કે, તેમ કહી શકું છું એ મારું સુભાગ્ય માનું છું.)

આ આક્ષેપનો પરિહાર કરવા માટે માત્ર નીચેના જ પ્રશ્નો બસ છેઃ—

(૧) મારા ભાષણમાંથી 'બૌદ્ધ' શબ્દ કાઢી બતાવશો ? 'ગૌતમ બુદ્ધ' અને 'બૌદ્ધ' એ શબ્દો વચ્ચે ભેદ ન સમજતા હો, તો આપણી વચ્ચે વાદવિવાદ અશક્ય છે.

(૨) 'બૌદ્ધ મતમાં સર્વ વ્યક્તિ સ્વતન્ત્ર છે અને એક બીજા પર સત્તાનો તિલપ્રાય અવકાશ નથી'—આ અદ્ભુત સમજણ તમે ક્યાંથી કાઢી ? 'બૌદ્ધ મતમાં સર્વ વ્યક્તિ સ્વતન્ત્ર છે એટલે શું ?—એ કર્મના નિયમને અધીન નથી ? એ નીતિના નિયમને અધીન નથી ? 'એક બીજા પર સત્તાનો તિલપ્રાય અવકાશ નથી'—તો 'ધર્મસંઘ' અને 'વિનય' ક્યાંથી આવ્યાં ? વસ્તુતઃ માનીએ કે 'અવકાશ નથી'—તો પણ અમુક સિદ્ધાન્તને 'અવકાશ નથી,' માટે તે મનાતો નથી એમ શી રીતે કહેવાય ? પરસ્પર વિરુદ્ધ સિદ્ધાન્તો પણ એક મહા-સિદ્ધાન્તને અંગે ક્યાં-જોવામાં નથી આવતા ?

(૩) બૌદ્ધોની 'મોક્ષ સ્વરૂપ માન્યતા' પણ શી છે, અને બ્રાહ્મણ ધર્મનાથી એ

કેટલી ભિન્ન છે એ બતાવશો? બતાવશો તો 'વેદના સિદ્ધાન્તની સાથે તેમના સિદ્ધાન્તનો **જરા પણ સ્પર્શ થતો નથી**' એ ઉક્તિમા ??ુ સત્ય છે એનુ માપ આવશે

રા ઠાકરે કરેના આક્ષેપના પરિહારમા આ ત્રણ પ્રશ્નોથી એમના પ્રસ્તનુ માર્ કર્તવ્ય પૂરુ થાય છે હવે વસન્તના વાચકોને પ્રકૃત વિષયમા ગૌતમ બુદ્ધના ઉપદેશની ખરી સ્થિતિ છે એ જણાવવા માટે ? વિશેષ નિરૂપણમા ઊતરૂ છુ

ગૌતમ બુદ્ધ ઐશ્વરવાદી હતા કે નિરીશ્વરવાદી?—એ રૂપ જ જો મને પ્રશ્ન પૂછવામા આવે તો હું કાઈ પણ ઉત્તર ન દેતા મૌન જ ધારણ કરૂ ગૌતમ બુદ્ધ સેશ્વરવાદી ન હતા તેમ નિરીશ્વરવાદી પણ નહોતા—આ પૂર્વોક્ત વસ્તની ??? પણ ??મીમરવી, એ ગૌતમ બુદ્ધના ઉપદેશનુ ખરૂ તત્ત્વ જ એમના તત્ત્વચિન્તનની ખરી દિશા જ, સમજવામા ભૂલ છે એ તત્ત્વ શુ હતુ એ દિશા શી હતી—એ જાણવા માટે આપણે હાલના સમયમા મુખ્યત્વે, **માધવાચાર્યના સર્વદર્શનસંગ્રહ** ઉપર જ આધાર રાખવા પડે એમ નથી એ માટે હવે વધારે સારા પ્રમાણ—પાલી સૂત્રો—પ્રાપ્ત થયા છે અને એમાના એકનો નીચે ઉતારો આપુ છુ—જે ઉપરથી પ્રકૃત પ્રશ્ન પરત્વે **ગૌતમ બુદ્ધનો** શો મત હતો ?? યથાર્થ જાણવામા આવશે

## વૃથા વાદવિવાદ

'એક વાર **બુદ્ધ ભગવાન શ્રાવસ્તિ** નગરી પાસે **અનાથપિંડ**ના ઉપવનમા જેતવન વિહારમા શિષ્યા સહવર્તમાન રહેતા હતા તેવામા **માલુક્યપુત્ર** નામે એક શિષ્યને ધ્યાન ધરતા ધરતા વિચાર થયો આ તો — ગુરુ ??? પ્રશ્ન વિષે ??? સુધી કઈ બોલ્યા નથી જેમ કે—આ જગત નિત્ય હશે કે અનિત્ય? પરિછિન્ન હશે કે અપરિચ્છિન્ન? માટે એ વિષે એમને હું પૂછુ એમ વિચાર કરી એ **બુદ્ધ ભગવાન** પાસે ગયા અને પૂછ્યુ ભગવન્! આપે અમારી ઘણી શંકાઓનુ સમાધાન કર્યું છે પણ ગેટલાક પ્રશ્ન રહી જાય છે આ જગત નિત્ય હશે કે અનિત્ય? પરિચ્છિન્ન હશે અપરિચ્છિન્ન? નિત્ય છે એમ જાણતા હો તો તેમ કહો અનિત્ય છે એમ જાણતા હો તો તેમ કહો બેમાથી શુ હશે તે ન જાણતા હો તો કૃપા કરી કહો કે હુ નથી જાણતો અને એમ હોય તો પછી તમે ગુરુ પણ શેના?

શિષ્યની આવી વાણી સાભળીને પણ પૂર્ણ શાન્તિથી **બુદ્ધ ભગવાને** જવાબ દીધો 'ભાઈ માલુક્યપુત્ર! તમે શિષ્ય થયા તે વખતે મેં તમને કહ્યુ હતુ કે હુ તમને આ પ્રશ્નનો જવાબ દઈશ?' શિષ્યે કહ્યું 'ના, મહારાજ' બુદ્ધદેવ "ત્યારે મારા તરફથી ઉત્તર માગવો જ જોઈએ એમ કેમ કહો છો? જે માણસ એમ ધારતો હોય કે આ પ્રશ્નોનો જે જવાબ દે તે જ ગરુ ખરા તો તેને તો મારૂ એટલુ જ કહેવુ છે કે—ભાઈ, મારા શિષ્ય ન થશો કેમ? તે સાભળો

એક માણસને ઝેરી બાણ વાગ્યું હોય તો એ ઈશ્ચિવૈદ્ય પાસે જઈને કહીશે કે પહેલાં વિચાર કરવા બેસશે કે—વારૂ, આ બાણ મારનાર બ્રાહ્મણ હશે કે ક્ષત્રિય ? વૈશ્ય હશે કે શૂદ્ર ? એ એમ કહેશે ખરો—કે ના, ના, હું તો આ બાણ નહિ કઢાવું, પહેલું તો મને એ કહો કે એ બાણ મારનાર લાંબો હતો કે ટૂંકો ? આ ગામનો હતો કે પરગામી ? ધનુષ્ય વાંસનું હતું કે નેતરનું ? દોરી શ્રતશણ હતી કે તાંતની ? ઇત્યાદિ, ઇત્યાદિ.

માલુક્યપુત્ર ! જગત્ નિત્ય છે કે અનિત્ય ? એનો કર્તા છે કે નહિ ? હોય તો કેવો છે ? ઇત્યાદિ પ્રશ્નો ઉપર ધાર્મિક જીવનનો આધાર નથી."

આ ઊતારામાં કાંઈ વિવરણ ઉમેરવાની જરૂર નથી. ગૌતમ બુદ્ધ ઇશ્વરના અસ્તિત્વનો પ્રશ્ન જ બાજુ પરે મૂકી દીધો છે. ઇશ્વર છે કે નહિ એ પ્રશ્નના કરતાં આ સંસાર રૂપી દુઃખમાંથી કેમ મુક્ત થવું એ પ્રશ્ન જ એમને વધારે મહત્ત્વનો—અને ખરા મહત્ત્વનો લાગ્યો છે, અને તેથી એ મહાપ્રશ્નનો ઉત્તર દેવામાં એમનો સઘળો ઉપદેશ સમાએલો છે. આમ અમુક પ્રશ્નને વિચારકેન્દ્રમાંથી ખસેડી નાંખવો, અને પ્રશ્ન પૂછી એનો નકારમાં જવાબ કરવો—એ બે એક વસ્તુ નથીઃ પણ આ સૂક્ષ્મ ભેદ—બહુ મહત્ત્વનો છે, છતાં એ સૂક્ષ્મ હોવાથી સામાન્ય જનોના સ્મરણમા રહેતો નથી, અને જો કે બુદ્ધ ભગવાને પોતે અન્ય જણાવાની પણ દરકાર ન કરતાં પોતાનો સિદ્ધાન્ત જેવો હતો તેવો જ—અર્થાત્ ઇશ્વરના અસ્તિત્વ વિષયે મૌન ધારણ કરીને જ—પોતાના શિષ્ય આગળ મૂક્યો, તો પણ ઇશ્વરના અસ્તિત્વનો પ્રશ્ન એવો મહાન અને અનિવાર્ય છે કે બૌદ્ધોને આગળ જતાં એ પ્રશ્નનો ઉત્તર દીધા વિના ચાલ્યું નહિ, તેઓએ બ્રાહ્મણોના ઇશ્વરનો નિષેધ કર્યો, અને તે જ સાથે મહાયાનમાં અવલોકિતેશ્વર વગેરે નામે ઇશ્વર સ્વીકાર્યો.

ગૌતમ બુદ્ધ પોતે નિરીશ્વરવાદી—ઇશ્વર નથી એમ કહેનારા—નહોતા એટલું જ નહિ, પણ ઇશ્વરના અસ્તિત્વનો સિદ્ધાન્ત જેઓ માનતા તેઓનો તે સિદ્ધાન્ત છે તેવો ને તેવો અખંડિત રહેવા દઈ, એ સિદ્ધાન્તના અપરોક્ષ અનુભવ માટે જે સાધનની જરૂર છે એ સાધન તરફ તેઓનુ લક્ષ ખેંચતાઃ નીચેનો ઊતારો વાંચવાથી આ વાતની ખાતરી થશે.

### સાધનની જરૂર.

મનસાકટ નામે નગરમાં વાસિષ્ઠ અને ભારદ્વાજ ( વાસિષ્ઠ અને ભરદ્વાજ ગોત્રના ) નામે બે બ્રાહ્મણો રહેતા હતા તેઓ વચ્ચે મુક્તિ યાને બ્રહ્મને પહોંચવાનો સીધો અને ( ઋજુ ) માર્ગ કયો એ વિષે વિવાદ ચાલ્યો. વાસિષ્ઠ કહે કે પુષ્કરાદિ આચાર્યે બતાવેલો માર્ગ સીધો અને ઋજુ છે; ભારદ્વાજ કહે તારુક્ષ આચાર્યે બતાવેલો માર્ગ સીધો અને ઋજુ છે. તેઓથી નિર્ણય થઈ શક્યો નથી, તેથી બંને જણાએ વિચાર કર્યો કે બુદ્ધ ભગવાન જેવું જ્ઞાની અને સાધુ બીજું કોઈ નથી. એમને આપણી શંકા પૂછીએ, એ આપણા વિવાદનું સમાધાન કરશે. બંને ગૌતમ બુદ્ધ પાસે ગયા, અને કહ્યુંઃ " ભગવન્ ! અમારી વચ્ચે વિવાદ પડયો છે." ગૌતમ ભગવાને પૂછ્યું " શો ?" ત્યારે વાસિષ્ઠે જવાબ દીધો " ભ-

વાસિષ્ઠ! આ નદી પૂર વહે છે તે વખતે એક માણુસને સામે કાંઠે જવું છે. પણ બિચારાના હાથ મજબૂત સાંકળથી પૂંઠે બાંધ્યા છેઃ એ સામે કાંઠે જઈ શકે ખરો ? તે જ પ્રમાણે અર્હન્તોના વિનયમાં જેને 'સંયોજન' યાને સાંકળો કહે છે તે રૂપી મનુષ્ય માત્રને પાંચ બન્ધનો છે–રૂપ, શબ્દ, ગન્ધ, રસ અને સ્પર્શ-જે હૃદયમાં વિકાર (રાગ) ઉત્પન્ન કરી એનું બન્ધન રચે છે.

વાસિષ્ઠ! આ નદી પૂર વહે છે તે વખતે એક માણુસને સામે કાંઠે જવું છે, પણ તે આ કાંઠે માથે ઓઢીને સૂતો છે અને ઊંધે છે! આ માણુસ સામે કાંઠે પહોંચે ખરો ? એ જ પ્રમાણે મનુષ્ય જ્યાં સુધી પાંચ આવરણો—રાગ, દ્વેષ, મોહ, ચાંચલ્ય અને વિચિકિત્સા (શંકા) થી ઢંકાએલો છે ત્યાં સુધી એ બ્રહ્મને પામે એ બનવાનું નથી."

વળી એ જ સુત્તમાં આગળ જતાં શાંકર સિદ્ધાન્તના જેવો જ, ગુરુશિષ્યસંવાદ પૂર્વક, સિદ્ધાન્ત બાંધવામાં આવ્યો છેઃ—

વાસિષ્ઠ ગૌતમ બુદ્ધને કહે છે—"ગૌતમ! મને કહેવામાં આવ્યું છે કે બ્રહ્મા સાથે એકતા પ્રાપ્ત કરવાનો માર્ગ શ્રમણ ગૌતમ જાણે છે."

(આનો દેખીતી રીતે અસંબદ્ધ ઉત્તર આપતાં) ગૌતમ કહે છેઃ "વાસિષ્ઠ! કહો વારુ, મનસાકટ આ સ્થળની પાસે—અદૂર—નથી?" વાસિષ્ઠઃ "છે જઃ પાસે જ છે, દૂર નથી."

ગૌતમઃ "પણ વાસિષ્ઠ! ધારો કે એક માણુસ મનસાકટમાં જન્મ્યો છે અને ત્યાંથી બહાર ગયો જ નથી, એને લોક પૂછે છે કે—મનસાકટનો રસ્તો કયો? મનસાકટમાં જન્મેલા અને ઊછરેલા એ માણુસને એ વિષે જરા પણ શંકા કે મુશ્કેલી હોય ખરી ?

વાસિષ્ઠઃ "નહિ જ, ગૌતમ. અને એનું કારણ શું? જે એ માણુસ મનસાકટમાં જ જન્મ્યો અને ઊછર્યો હોય તો મનસાકટનો દરેકે દરેક રસ્તો એને તદ્દન જાણીતો હોય જ.

ગૌતમઃ "મનસાકટમાં જ જન્મેલા અને ઊછરેલા એ માણુસને મનસાકટના રસ્તા વિષે શંકા કે મુશ્કેલી હોય, પણ બ્રહ્મલોકનો માર્ગ કયો એમ તથાગત (બુદ્ધ) ને પૂછવામાં આવે તો એને એ વિષે જરા પણ શંકા કે મુશ્કેલી નથી. કારણ કે હે વાસિષ્ઠ! બ્રહ્મા* હું જાણું છું, બ્રહ્મલોક હું જાણું છું, અને ત્યાં જવાનો રસ્તો પણ હું જાણું છું. બ્રહ્મલોકમાં ગયો હોય, ત્યાં જ જન્મ્યો હોય, તેની પેઠે હું એ જાણું છું."

આ બ્રહ્મા તે જ ઈશ્વર; અને બ્રહ્મલોક તે ગાર્ગી અને યાજ્ઞવલ્ક્યના સંવાદમાં જેનો ઉલ્લેખ કારણ તરીકે ઉલ્લેખ કર્યો છે તે.§

આટલા ઊતારા વાંચ્યા પછી કોણ કહેશે કે—

'વેદ સિદ્ધાન્તની સાથે તેમના (ગૌતમ બુદ્ધના) સિદ્ધાન્તનો જરા પણ સ્પર્શ થતો નથી?' ——— આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* બ્રહ્મ સગુણ ઈશ્વર રૂપે 'બ્રહ્મા' કહેવાય છે.

§ "कस्मिन्न खलु ब्रह्मलोका ओताश्च प्रोताश्चेति ? स होवाच गार्गि मातिप्राक्षीः"
વાજસનેયિ બ્રાહ્મણોપનિષદ.

# ધર્મનું સાહિત્ય અને બુદ્ધિવાદ.

વસન્તના વર્ષ ૧૩ ના અંક ૪ માં 'પ્રાસંગિક નોંધ'ના શીર્ષક નીચે 'ધર્મનું સાહિત્ય' એ વિષય વિષે એક લાક્ષણિક લેખ રા. આનન્દશંકરભાઈએ લખ્યો છે. એ લેખના મુખ્ય મુદ્દાનો સામાન્ય રૂપમાં સ્વીકાર કરવા છતાં તે લેખની તેમ જ હેમના અન્ય લેખોની પાછળ રહેલા સામાન્ય વલણ માટે કેટલુંક કહેવાનું પ્રાપ્ત થાય છે (૧) પ્રથમ તો એ કે પોતાની પ્રકૃતિને અનુસાર એક વિષયનું છુટક છુટક અવલોકન કરવું અથવા તો પોતાના સિદ્ધાન્તોનું સમર્થન કરનાર વચનો સાહિત્યના સર્વગ્રાહી ભંડારમાંથી ચૂંટી કાઢવાં એ એક વસ્તુ છે, સત્યનિષ્ઠાથી વિષયનું સાંગોપાંગ અવલોકન કરી, જુદાં જુદાં અંગોનો સમન્વય કરી, તે તે અંગોના સ્થાનોનો નિર્ણય ન્યાયબુદ્ધિથી કરવો એ બીજી વસ્તુ છે લખવા માટે છુટક છુટક અંગો વિષે અનુકૂલતા અનુસાર ન્હાનામ્હોટા લેખો લખવા એ કાંઈ બાધરૂપ નથી, પરન્તુ તે અંગોનું નિરીક્ષણ પ્રથમ પદ્ધતિએ થાય અને દ્વિતીય પદ્ધતિએ થાય એ બેમાં આસમાનજમીનનો ફેર છે (૨) બીજું એ કે અર્વાચીન પાશ્ચાત્ય આચારવિચારની અપૂર્ણતાઓ અને ત્હેમનાં ભયસ્થાનો તરફ નજર ખેંચવામાં કૃતકૃત્યતા માનવી એ એક વસ્તુ છે, એ અપૂર્ણતાઓ અને ભયસ્થાનોનો સ્વીકાર કરવા છતાં ત્હેમના સમગ્ર ઝોક—trend—ની કદર કરવી, અને બને તો તે અપૂર્ણતાઓ પૂરવા તથા તે ભયસ્થાનો દૂર કરવા પ્રયાસ કરવો એ બીજી વસ્તુ છે (૩) ત્રીજું એ કે વીસમી સદીમાં મૂકાયા છતાં જાણે આ જીવન પ્રવાહ સાથે આપણે કાંઈ લેવાદેવા ન હોય એવા ઔદાસીન્યથી જોવું એ એક વસ્તુ છે, આપણે વીસમી સદીમાં મૂકાયા છિએ તો તે સદીના જીવનપ્રવાહમાં આપણે યથાશક્તિ આપણો ભાગ આપવો એ આપણો ધર્મ છે એમ સમજી પ્રવાહપતિતતાનો પૂરેપૂરો ઉપયોગ કરવા યત્ન કરવો એ બીજી વસ્તુ છે પ્રસ્તુત લેખની પાછળ મતાયલા વલણ માટે આટલું સામાન્ય, હવે પ્રસ્તુત લેખ વિષે કેટલુંક વિશેષ

'પ્રાસંગિક નોંધ'નું શીર્ષક પ્રસ્તુત લેખની એકદેશીયતાને દોષરૂપ થતાં બચાવે છે, છતાં જ્યારે એક બાજુ જ બતાવવાની હતી ત્યારે ધર્મના સાહિત્યને પશ્ચિમમાં બુદ્ધિવાદે કેટલું બધું ઉન્નત, સશુદ્ધ અને સમૃદ્ધ બનાવ્યું છે તે બતાવવાને સ્થાને બુદ્ધિવાદની આપ ચમિતાનું દર્શન કરાવવા ઉંડકો રા આનન્દશંકરભાઈની પ્રકૃતિ ઉપર સૂચક પ્રકાશ નાખે છે 'બુદ્ધિ એ સર્વસ્વ નથી,' ધર્મસાક્ષાત્કારની સમગ્રતા માટે બુદ્ધિ એકલી બસ નથી, એ સ્મારક બુદ્ધિવાદનો અતિયોગ કરનાર ઉત્સાહ માટે આવશ્યક છે, પરન્તુ 'હૃદય એ સર્વસ્વ નથી ધર્મસાક્ષાત્કારની સમગ્રતા માટે અન્તર્જ્ઞાન એકલું બસ નથી એ સ્મારક 'હૃદય' અને 'અન્તર્જ્ઞાન' ઉપર બધોય ભાર મૂકનાર માટે શું જરૂરનું નથી? તેમ જ 'હૃદય,' 'અન્તઃપ્રેરણા,' 'પ્રભુસંદેશ,' 'શ્રદ્ધા' આદિ પવિત્ર નામોના આવરણ નીચે ધર્મને ભ્રમસમૃદ્ધ બનાવી દેનાર આ પમતોથી અજ્ઞાનમાંથી બચાવનાર અને બ્હાર કાઢનાર બુદ્ધિવાદ હતો એ ઐતિહાસિક હકીકત ઉપર લક્ષ ખેંચવું શું જરૂરનું નથી? આરૂપથી જ બુદ્ધિવાદ એકલો ધર્મસાક્ષાત્કારની સમગ્રતા માટે અપર્યાપ્ત છે એમ સ્વીકારવા છતાં પશ્ચિમમાં બુદ્ધિવાદે ધર્મસા

હિત્યની અને ધર્મજીવનની કરેલી સેવાઓની કદર ન્યાય અને સત્ય ખાતર કરવાજેવી છે, તો પછી આપણી વર્તમાન ભ્રમમય સ્થિતિમાં તો બુદ્ધિવાદની અગત્યનું અતિમૂલ્ય આંકવું અશક્ય છે. બુદ્ધિવાદે સમર્પેલી સમૃદ્ધિને પોતાની કરી લીધા પછી પશ્ચિમને બુદ્ધિવાદની ઉપેક્ષા કદાચિત્ પાલવશે; પરન્તુ જ્યાં ધર્મને નામે અકાલીન આચારના આડંબરનું સામ્રાજ્ય પ્રવર્તે છે, જ્યાં ધર્મને નામે પથ્ય પ્રગતિના પન્થમાં પ્રાણશોષક પ્રતિબન્ધો મૂકવામાં આવે છે, જ્યાં બુદ્ધિવાદજન્ય ઐતિહાસિક અને વિવેચનાત્મક અભ્યાસપદ્ધતિઓનો પ્રયોગ આપણા ધર્મસાહિત્યની સમૃદ્ધિ માટે હજી તો આરંભવાનો છે, ત્યાં તો બુદ્ધિવાદને વધામણાં દેવાં ઘટે,—ત્હેની અપર્યાપ્તતાનાં દોષકીર્તન નહિ. પશ્ચિમમાં બુદ્ધિવાદના અતિયોગ સ્હામે પ્રત્યાઘાત સ્થાને હશે; પૂર્વમાં બુદ્ધિવાદના આઘાતોના આરમ્ભકાલમાં પ્રત્યાઘાતનાં અન્તકાલીન કીર્તનો અપ્રસ્તુત છે. પશ્ચિમે બુદ્ધિવાદનો કસ ક્હાડી પોતાના જીવનમાં ઉતાર્યો છે; આપણે હજી તે કરવાનું છે. સ્ત્રીસ્વાતંત્ર્યના અતિયોગથી કાયર થયેલા અમેરિકાને “Back to the Zenana”ની બૂમો શોભે; સંકોચકી બન્ધીયાર હવામાં કરમાયેલાં હિન્દનાં સ્ત્રીસુમનો માટે “Out in the open air” ના પોકાર સ્થાને ગણાય. પશ્ચિમમાં વ્યક્તિસ્વાતંત્ર્યને નામે સ્વાર્થના અત્યાચારો સ્હામે સોશિયૅલિઝમ શોભે; સામાજિક જૂલ્મના ભોગ બનેલા હિન્દને વ્યક્તિસ્વાતન્ત્ર્યનો આરામ આવશ્યક છે. આપણા ભૂતકાલની સમૃદ્ધિની સ્મૃતિ આપણા વર્તમાનકાલની દરિદ્રતાના આવરણના કારણરૂપ ન બનવી જોઇએ. એ આવરણ—એ આંખમીંચામણાં—આપણી પાસે આત્મઘાતનાં પાપ વ્હોરાવશે.

મોરાજી ગોકળદાસની ચાલી,
ગિરગામ, મુંબાઈ,
તા. ૧૨–૬–૧૯૧૪

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# વડોદરાની સાહિત્ય-પરિષદ્ અને પ્રેમાનન્દનું નાટક.

વૈશાખ સં. ૧૯૭૦ ના ‘વસન્ત’માં રા. ‘ગ્રુ’ એ આ સવાલ ઉપર ચર્ચા જગાડી વાગ્જાળ પાથરીછે. વિશદ બુદ્ધિવ્યાપારનો ઉપયોગ ના કર્યાથી, તેમ જ અંગ લાગણીઓના ઉપર અંકુશ ના રાખ્યાથી, કેવાં શોકજનક પરિણામ આવે છે ત્હેનો નમૂનો એ ચર્ચામાં મબળ રૂપે પ્રકાશેછે. રા. ‘ગ્રુ’ની ચર્ચામાં સુજનનાએ સ્વીકારેલાં સર્વ માન્ય સૂત્રોનો સ્વચ્છન્દે ભંગ કરનારાં, તેમ જ અસંબદ્ધ વચનોને અસ્પૃશ્ય ગણીને, વિષયને લગતા જ મુદ્દાઓને સ્પર્શ કરીને બને તેટલા સંક્ષેપમાં ખુલાસો તથા પરીક્ષા કરવાની આજ ઇચ્છા છે.

રા. ‘ગ્રુ’નો કહેવાનો આશય એમ જણાય છે કે સંદિગ્ધ કર્તૃત્વવાળાં આ નાટકોનું કર્તૃત્વ પ્રેમાનન્દનુંછે એમ પરિષદે વડોદરાની પરિષદની વ્યવસ્થાપક કમિટીએ સ્વીકાર્યુંછે.’ તે માટે પ્રમાણ એ આપેછે:—

(ङ) રિપોર્ટ પૃ. ૨૩ માં નોંધાયલો વ્યવસ્થાપક મંડળનો ઠરાવ નંબર ૭ જો

(च) પરિષદે પ્રેમાનન્દનું કર્તૃત્વ સાબીત કરનારા બે "ન્યાયપુરઃસર" (?) લેખ 'તટસ્થ (?) વિદ્વાનો' પાસે તૈયાર કરાવી વંચાવ્યા હતા.

આ વિશે પ્રથમ તો એ જ જોવાનું છે કે જે સ્થળમાં પરિષદ્ ભરાય તે સ્થળનું વ્યવસ્થાપક મંડળ તે અને પરિષદ્ એ બેનો અભેદ કરવામાં વિચારનું શૈથિલ્ય થાયછે. રા. રા.એ બંનેમાં બહુ તો સ્થાનિક વ્યવસ્થાપક મંડળ સુધી જ જવાનું એ ખરું સ્વરૂપ પ્રદર્શનછે તો એ મંડળનો ઉદ્દેશ શો હતો તે પ્રમાણ (क)ના અર્થ ગ્રહણ ઉપર આધાર રાખે છે તે દર્શાવવામાં રા. 'રા.'ના પક્ષને પોષક હોવાનો ભાસ રાખનાર વચન "પ્રેમાનન્દનું નાટક"—એ બે શબ્દો ઉપરાંત કશું જણાતું નથી. અને એટલા વચન ઉપરથી એમ અર્થ ઠરાવી દેવો કે પ્રેમાનન્દનું કર્તૃત્વ *સ્વીકારાયું એ યુક્તિ વિરુદ્ધછે. 'પ્રેમાનન્દના નામથી પ્રગટ થયેલા' 'પ્રેમાનન્દના કહેવાયછે તે'—નાટક એટલું જ તેનું તાત્પર્યછે. વ્યવસ્થાપક મંડળ સમક્ષ પ્રેમાનન્દનું કર્તૃત્વ એ પ્રધાન અને નિર્ણયનો વિષય નહોતો, પરંતુ નાટક ભજવાનું એ પ્રશ્ન હતો, તેથી ગૌણસ્થાને રહેલો કર્તૃત્વનો પ્રશ્ન કૃપા દ્વારથી પેસાડી દઈને તે પણ નિર્ણયનો વિષય બન્યો એમ માનવું તે અન્યાય યુક્ત છે અથવા તો બુદ્ધિવ્યાપારની અવિશદતા સૂચવેછે.

પણ રા. રા.ને મતે તો પેલો ખોટો અર્થ જ ખરોછે અને તે માટે મદદમાં વડોદરાના "આગેવાન" પત્રમાંનું વચન ટાંકેછે "નાટકની બાબતમાં તો (પરિષદે?) પ્રેમાનન્દને ઇનસાફ આપ્યો જ છે" એ પત્રને રા. રા. પરિષદનું 'ઑફિશિયલ વાજિંત્ર' કહેછે—પરિષદનું અને ઑફિશિયલ વાજિંત્ર એ પત્ર શી રીતે બન્યું તે મઝેહની વાતછે. અમુક પત્રમાં પરિષદ્ માટેનું છાપવાનું કામ થાય માટે આ ઉચ્ચ અધિકાર તે પત્રને અપાય એ તો આશ્ચર્યની વાત. કાલ્ય તો પરિષદનો પગારદાર પણ હેવો મત દર્શાવશે તો તે પરિષદનો 'ઑફિશિયલ' મત થઇ જશે!

અસ્તુ. પણ આ વાજિંત્રમાંથી નાદ કાઢનાર કોણ હતું? 'સ્વર્ગમાં વિરહી સાક્ષર સભા'ના મથાળાનો રમૂજી લેખ લખનાર કોઈ અજ્ઞાત વ્યક્તિ જે સ્પષ્ટ રીતે એક પક્ષને વળગી રહેનાર પુરુષ જ હતો, અને જે નામ ગુપ્ત રાખીને જવાબદારીનો બોજો માથે ના રાખવાનું સુખ સેવતો હતો.

---

* રા. રા.ના ચર્ચા વિષય લેખમાં એક વચન આમછે—

"રા. નરસિંહરાવ કહેછે તેમ ખરેખર" એ પરિષદનું વ્યવસ્થાપક મંડળ તે મત અને કૃતિને સમોદન આપેછે" આ મ્હારું વચન ઉતારવામાં મહત્વનો ભાગ ટાળી દઈને રા. રા.એ મ્હારા વચનને ખોટું સ્વરૂપ આપ્યુંછે, મ્હેં કહેલા વચનમાં સ્પષ્ટ છે કે "સમોદન આપેછે"—એમ "સાધારણ રીતે ભાસ થવાનો સંભવછે" ઉત્તર આપવાની આ કાપકૂપિયા યુક્તિને શું વિશેષણ આપવું?

આમ અર્થ ગ્રહણ કરનારની સ્હામે ઉપર મ્હેં સ્વાભાવિક અર્થ દર્શાવ્યો ત્હેની ન્યાય યુક્તતા જોઇશું તો ખરા; છતાં તે અર્થ ગ્રહણને પુષ્ટિ આપનાર એ જ વ્યવસ્થાપક મંડળની બેઠકમાં હાજર રહેલા બે મેમ્બરોછે,--(૧) રા. નન્દનાથ કેદારનાથ દીક્ષિત, વડોદરાની પરિષદ્‌ના સ્થાનિક તન્ત્રીમાંના એક, અને (૨) રા. મનુભાઈ નન્દશંકર (વ્યવસ્થાપક મંડળના ઉપપ્રમુખોમાંના એક). મ્હેં પ્રસ્તુત ચર્ચા શ્રાવણ ૧૯૬૮ ના 'વસન્ત'માં શરૂ કરી ત્હેમાં જે બે ગૃહસ્થોના પત્રોમાંથી ઉતારા આપ્યાછે તે જ આ બે ગૃહસ્થો. એ ઉતારા જોવાથી જણાશે કે એઓએ પોતાનાં નામ તથા પત્રનો મજકૂર પ્રગટ કરવાની પરવાનગી મ્હને આપી હતી. નામ આજ સુધી પ્રયોજન ન આવ્યાને લીધે અપ્રગટ રાખ્યાં હતાં, તે રા. ન્રના લેખથી પ્રગટ કરવાની ફરજ પડેછે. સુજ્ઞવિચારક વર્ગ આટલા ખુલાસાથી ખરો નિર્ણય સ્હેલાઇથી કરી સકશે, તથા આ બે ગૃહસ્થોએ " રા. નરસિંહરાવને બનાવેલા છે " એ રા. ન્રની વિલક્ષણ કલ્પનામાં સારસ્ય કેટલુંછે, તેમ જ તે ગૃહસ્થોની તરફ માન તથા ન્યાયની નિવૃત્તિ કેટલીછે તે પણ વિચાર કરશે

આ બે ગૃહસ્થોના પત્રો પરિષદ્‌ને (રા. 'ન્ર'ને મન વડોદરા સંકુચિત પ્રદેશનુ મડળ તે પરિષદ્ જ છે--તે પરિષદ્‌ને) બંધનકારક નથી એમ રા. ન્ર કહે છે ને પૂછે છે કે એઓએ વ્યવસ્થાપક મડલનો અભિપ્રાય પૂછ્યો હતો?--જો રા. ન્ર શ્રમ લઇને શ્રાવણ સં. ૧૯૬૮ ના 'વસન્ત'ના પૃષ્ઠ ૪૧૦ મે રા. નન્દનાથના તા. ૨૦-૪-૧૨ ના પત્રમાંનો ઉતારો જોશે તો જણાશે કે હેમણે કેટલા સાથે વાત કરીને પછી મ્હને ઉત્તર લખ્યો હતો. ગમે તેમ હો, પણ વ્યવસ્થાપક મંડળના પ્રસ્તુત ઠરાવનો અર્થ કરવાની જે છૂટનો રા. ન્ર પોતાને માટે તથા હેમના " ઑફિશિયલ વાર્જિત્ર " ને માટે દાવો કરે છે તે છૂટ આ ગૃહસ્થોને પણ શા માટે ન મળે? તે પછી જોવાનુ એટલુ જ રહે છે કે કિયું અર્થ ગ્રહણ સાચું, યુક્તિ સિદ્ધ અને સંભવનીય. એ પ્રશ્નનો ઉત્તર ઉપર અપાઈ જ ચૂકોછે.

(ખ) માટે બહુ કહેવાનુ નથી. કોઈ પણ પરિષદ્‌મા નિબન્ધો લખાય વંચાય તે પરિષદ્‌ના વિચાર તથા મતના પ્રદર્શક છે એમ ગણવુ જોખમ ભરેલું તથા અન્યાય યુક્તછે. એ રીત્યે તો રાજકોટની પરિષદ્‌માં મ્હારો નિબન્ધ પ્રેમાનન્દનાં નાટકો બાબતનો દાખલ થયો તેથી તે પરિષદે એ નાટકોનુ કર્તૃત્વ પ્રેમાનન્દનું નથી એમ ઠરાવ્યું એમ ગણાશે. પરંતુ રા. ન્રના આ અતિશય નિખાલસ અને અસાવધાન ઉદ્‌ગારની સાથે જ આ પ્રશ્નને અંગે વડોદરાની પરિષદ્‌નો દુરુપયોગ કરનારી અમુક ટોળીનાં કૃત્યો ઉપરનો પડદો એકાએક ઊઘડી જાયછે એ દર્શન અત્યારે થવાથી સુજ્ઞ વર્ગની સમક્ષ ન્યાય માટે નવીન અને કીમતી સામગ્રી રજૂ થઈછે તે જોઇને હુ આનન્દ જ માનુંછું ને રા. ન્રનો અન્તઃકરણથી ઉપકાર માનુંછું.

વડોદરા
તા. ૪-૩-૧૪.

**નરસિંહરાવ ભોળાનાથ.**

# "સૌભાગ્ય-ઉત્સવ"

યાને

## દામ્પત્ય સ્નેહનું યથાર્થદર્શન.

રા. બ. રમણભાઈ અને સૌ. વિદ્યાગૌરી—હેમણે પોતાના સૌભાગ્યના પ્રથમ પચીસ વર્ષ પ્રભુકૃપાએ આનન્દમા વ્યતીત કીધા અને પરિણામે હેમને જે હર્ષાનુભવ થયો તે હેમણે ગત એપ્રિલ માસની ૧૭ મી તારીખે અમદાવાદમા એક **"સૌભાગ્ય-ઉત્સવ"**—સૌભાગ્યનો "રજત-મહોત્સવ"—"સિલ્વર વેડિંગ '—કરીને જાહેર રીતે ઉજવ્યો હતો તે જાહેર-ઉત્સવને ઉદ્દેશીને ગ. રા. પ્રો. આનન્દશંકરે "વસન્ત" ના ચાલુ વર્ષના ચૈત્ર માસના અંકમા પોતે લખેલી "પ્રાસંગિક નોંધ" મા તે દમ્પતીને અભિનન્દન આપ્યુ છે તે બેશક ઘણુ જ મનનીય છે. વિદ્વાન્ પ્રોફેસરનુ એ વિવેચન કલ્પનાનુ ગૌરવ ભાષાનુ લાલિત્ય, રસનું પ્રાધાન્ય વગેરે ગુણોથી એટલુ બધુ તો ભરપૂર હતુ કે તે એકાદ વાર વાચ્યાથી મ્હારા મનને સંતોષ મળ્યો નહિ, તેથી મ્હેં એ ચાર વાર એ પુનરપિ વાચ્યા કીધુ, અને તે જ ક્ષણે હેમના વિચારસાગરની તરંગાવલિ ઉપર મ્હારા વિચાર-મત્સ્યનુ આન્દોલન શરૂ થયુ અને એ વિષય સમ્બન્ધી કેટલાંક છૂટક સ્મરણો મ્હારા મન પ્રદેશમા થઈ આવ્યા

"પરમાત્માના નિરવધિ રસસાગરથી જ ઉતરતુ એવુ આ સંસારમા કોઈ પણ સુખનુ નિધાન હોય, તો તે પતિ-પત્નિના હૃદયતટ વચ્ચે વ્હેતી પ્રેમઝરનની સરિતા છે" "ઓહો! આ વાક્યનુ કેટલુ બધુ અર્થગૌરવ! આ સંસારમા મનુષ્ય નાના પ્રકારના સુખ અનુભવે છે તે બધાં એક સરખી તરેહનાં નથી—એક જ પંક્તિમા મૂકાય તેવાં નથી તે સર્વ સુખમા "પરમાત્માના નિરવધિ રસસાગર" મા તલ્લીન થવુ—ડુબવુ—એ સુખ ઉત્તમ પ્રકારનુ ગણ્યુ છે એ નિર્વિવાદ જ છે એ સુખનો ખરો અનુભવ પણ વિરલ જ છે, એક હજાર કે એક લાખ માણસોમા એક માણસને પણ એ અનુભવ ભાગ્યે જ થતો હશે એથી ઉતરતી પંક્તિનુ સુખ તે "દામ્પત્યસ્નેહનુ સુખ' કહ્યુ છે એ વાત પણ બેશક સાચી જ છે. એ સુખનો અનુભવ પણ વિરલ જ છે. જેમ આ સંસારમા ઈશ્વરનુ પૂજન, પ્રાર્થના, ધ્યાન આદિ કરનારા અનેક—અસખ્ય—મનુષ્યો હશે, પણ "પરમાત્માના નિરવધિ રસ-સાગરમા તલ્લીનતા" પ્રાપ્ત કરવાનુ મહદ્ ભાગ્ય તો વ્યાસ, વાલ્મીકિ, હનુમાન, ધ્રુવ, પ્રહ્લાદ, વિદુર, નૃસિંહમહેતો, સૂરદાસ, કબીર, શંકરાચાર્ય, બુદ્ધ, અખો આદિ વિરલ પુરુષોને જ હતું, તેમ આ સંસારમાં પતિ-પત્નીનો સંબન્ધ કરી—દામ્પત્ય ધર્મનો સ્વીકાર કરી—સૌભાગ્ય—લગ્નગ્રન્થિથી જોડાઈ ગૃહસ્થાશ્રમ ચલાવતા અનેક મનુષ્યોનજરે પડે છે, પણ તેમાથી "પરસ્પરના હૃદયતટ વચ્ચે વહેતી પ્રેમઝરનની શુદ્ધ કે નિર્મળ સરિતા" મા અવગાહન કર્યાના સુખનો ખરો અનુભવ તો રામસીતા, નળદમયન્તી, હરિશ્ચન્દ્રતારામતી, પાંડવો ને દ્રૌપદી, આદિ જેવા કોઈ વિરલ મહાપુણ્યશાળી જ કરી શકે છે.—

દમ્પતીના પ્રેમની "અદ્વૈતભાવનાનું સ્તુતિગાન મહાકવિ ભવભૂતિયે ચારજ પંક્તિમાં મચોટ રીતે ગાયું છે:—

(शार्दूलविक्रीडितम्)

अद्वैतं सुखदुःखयोरनुगतं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ।
कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितं
भद्रं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत् प्राप्यते ॥

(उत्तररामचरित)

(શાર્દૂલવિક્રીડિત)

"જેનુ રૂપ ન થાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં સર્વે અવસ્થા વિષે;
સંસારે ઝટ પ્રાપ્ય શોક દુઃખથી દાઝયું ઠરે જ્યાં દિલ,
ટાળાયે, ન કદાપિ જાય ધરતો જેનો જરાથી રસ.
જાતાં કાળ ઘસાઈ થાય અળગાં સંકોચ લજ્જા ભય,
ત્યારે સાર ચખાય સ્નેહરૂપનો તેમાં ઠર્યો જે રસ;
એવો પૂર્ણ અનત નિર્મલ રસે—સન્માનવ પ્રેમ તે,
લાધે વિશ્વ વિષે મહા શ્રમ વડે, તે એકનો એક રે.

(સ્વ. સા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

(વસન્તતિલકા)

અદ્વૈત સહુ દશા મહિં વ્યાપી રૂહે છે,
વિશ્રાન્તિ જ્યહાં હૃદયને જ સદા મળે છે,
જેનો હરે રસ નહિં વળી વૃદ્ધતા એ,
અદ્વૈત હેવું સુખ દુઃખ વિશે સદા એ;
સંકોચનાં પડ સરી પરિપક્વ થાતું,
જે દીર્ઘકાળસહવાસ બળે સધાતું,
તે પ્રેમતત્ત્વ મહિં જે વસીને રહે છે
અદ્વૈત દુઃખ સુખનું, અણમૂલ જે, છે;
છે ધન્ય તે મનુજ, જો કદી ભાગ્યયોગે
અદ્વૈત એ મળી સકે અહિં મર્ત્યલોકે."

(સા. નરસિંહરાવ ભોળાનાથ દીવટીઆ.)

આપણે પણ એ જ કવિવરના રામચન્દ્રની સાથે ઉદ્ગાર વાસ્તવી રીતે કરી સકીશું કે:—

"सुखे वा दुःखे वा क नु खलु तदैक्यं हृदययोः ।"

" ( સુખે દુઃખે ક્હાં એ હૃદયતણું અદ્વૈત વિરલું ? ) "

પરસ્પરના હૃદયનું આવું અદ્વૈત ખરેખર વિરલ જ છે, અને તેથી જે મનુજ એ પ્રાપ્ત કરી સકે છે તે ખરેખર પુણ્યશાળી—ભાગ્યશાળી—મનાય છે.

હવે લગ્ન કે વિવાહવિધિની સમાપ્તિ થઈ તે જ ક્ષણથી એવી હૃદયની અદ્વૈતભાવના સિદ્ધ થઈ છે એવી કેટલાક મનુષ્યની માન્યતા છે તે યુક્ત નથી જ.

" પરસ્પરના હૃદય તટ વચ્ચે વહેતી પ્રેમજિવનની સરિતા " ના પ્રવાહનો આરંભ તો કવિવર કથે છે તેમ–

" દીર્ઘકાળ સહવાસ બળે જ સધાતો " છે.

" એવો પૂર્ણ અનન્ત નિર્મલ રસે—સન્માનવ પ્રેમ તે,
સાધે વિશ્વ વિષે મહા શ્રમ વડે, તે એકનો એક રે. "

અર્થાત્ " દીર્ઘકાળ સહવાસ " એ જ " દામ્પત્ય પ્રેમની "—" સૌભાગ્ય સ્નેહ " ની પરિપૂર્ણતાની ખરી કસોટી છે.

એક વિદ્વાને કહ્યું છે:—

" It ( real marriage ) is a union, which not only outlasts the romance of the honeymoon, but which strengthens with the passing years. Indeed, if we only ponder it, it takes *a long time* ( italics are mine) to marry *completely* two hearts, however perfect, in the first instance, the mutual bond may appear. We climb only *by slow degrees* the altar stairs of life. 'Marriage,' as one has said, 'is *gradual*, a fraction of us at a time. A happy wedlock is little less than a long falling in love. Most men and women are married fractionally, now a small fraction, and now a large one.' Very few are married totally, and they too after years of gradual intercourse and assimilation."

પૂર્વોક્ત કથન, એ અદ્વૈત " દીર્ઘકાળ સહવાસ બળે જ સધાતું " છે એ ઉક્તિના સમર્થન રૂપે જ છે. એ કથનનો ભાવાર્થ એવો છે કે:—

પતિપત્નીના લગ્નની પારિપાકદશા લગ્ન પછીના પ્રથમ સહવાસથી જ પ્રાપ્ત થઈ સકતી નથી, પણ જેમ એ સહવાસ દીર્ઘકાળપર્યન્ત ટકે છે તેમ તેમ જ એ ગ્રન્થિ સુદૃઢ

થતી જાય છે. ખરેખર જો આપણે એ વિષય પરત્વે મનન કરીશું તો આપણને પ્રતીત થશે કે કોઈ પણ યુગલ લગ્ન પહેલાં અન્યોન્યને ગમે તેવા અપરિમેય પ્રેમથી ચ્હાતું હશે તોપણ લગ્નની સંપૂર્ણ દશા પ્રાપ્ત કરવી એ ઘણાં વર્ષોનું કાર્ય છે. ઘણાં વર્ષો સુધી પરસ્પરને શુદ્ધ પ્રેમથી ચ્હાયા પછી જ સુખી "સૌભાગ્ય" પ્રાપ્ત થાય છે. સુખી "સૌભાગ્ય" ઘણાં વર્ષો પર્યન્ત પરસ્પરના સહવાસથી જ અને હૃદયતટ વચ્ચે વહેતી પ્રેમજીવનની અને આચારવિચારની મગ્નતાના ઐક્યથી જ પ્રાપ્ત થઈ શકે છે.

નાના પ્રકારના સુખ દુઃખના સપાટાનો સ્વાદ મળવો—જિવનની રંગબેરંગી કળાઓનુ દર્શન અને અનુભવ થવો—યુવાવસ્થામાં તેમ જ વૃદ્ધાવસ્થામાં પ્રેમનું સ્વરૂપ એમનું એમ જ રહેવું—સુખ દુ.ખમાં અડગ વૃત્તિથી પરસ્પરનુ અવલબન કરવું—અને એ રીતે પરસ્પરના હૃદયની અદ્વૈતભાવના સિદ્ધ કરવી એ એક ક્ષણની વાત નથી, પણ દીર્ઘકાળ સહવાસનુ જ કાર્ય છે

અમુક યુગલ લગ્નની પવિત્ર ગ્રન્થિથી જોડાય તે ક્ષણથી માંડીને છેક વાર્ધક્ય પ્રાપ્ત કરે ત્યા સુધીના આખા સમયમા—આખા લગ્નકાળમા–પોતે અવિરત પ્રેમ અનુભવ્યો છે—સંપૂર્ણ સુખ ભોગવ્યુ છે—એવું આનન્દભરી દૃષ્ટિથી અવલોકીને પોતાનુ હૃદય શાન્તિ અને સન્તોષની વૃત્તિથી ઠરે ત્યારે જ એ યુગલના સૌભાગ્યને ધન્યવાદ ઘટે છે

આ સમયમાં પચીસ વર્ષની મુદત પણ એ ધન્યવાદ માટે ઓછી નથી જ. એ સમ્બન્ધી એક વિદ્વાને કહ્યુ છે —

"Beautiful is the morning of love, with its leaves dewpearled, and its prophetic promise kindling in the sky but beautiful also is its *evening*, when the twilight of a deep content enfolds it, (વાક્યના ઉત્તરાર્ધ તરફ વાચકનું ખાસ ધ્યાન ખેંચુ છુ) Beautiful is the blossoming of love with its varied tints, and its sweet odors, but beautiful also is the fruitage of love, which the summer has ripened and the autumn mellowed Angels might fitly pause in their flight across our dim old world to contemplate a perfect human marriage

દુનિઆ પરના સુખી દમ્પતીને અનેક પ્રકારનાં સુખદુઃખાદિક અનુભવતાં જોઇને આકાશ માર્ગે અદૃશ્ય ઊડતા દેવગણો પણ ક્ષણવાર ચકિત થઇ થોભે છે !

"The consecrating tenderness, the sweet patience, the mutual interests, the united purposes, the fine adjustment of character and conduct; the sorrows shared and thus divided, the joys united and thus doubled; the mingling of experiences in one blessed current, the endeavour to sooth, support and beautify each other's being."

લગ્નની આ ઐક્યભાવના દીર્ઘકાળ સહવાસનુ જ પરિણામ છે. "દીર્ઘકાળપર્યન્તના

સહવાસથી એક બીજાના સ્વભાવમાં મૃદુતાભર્યો સ્નેહ ઉદ્ભવે છે, માધુર્યભર્યું ધૈર્ય આવે છે, અન્યોન્યના સ્વાર્થ વિભિન્નતાનું રૂપ ત્યજીને એકતાનું રૂપ ગ્રહે છે, સર્વે કાર્યોની એકતાનું પ્રતિપાદન થાય છે, અન્યોન્યના સ્વભાવ-વર્તન પરસ્પર અનુકૂળ થઈ રહે છે, અન્યોન્યનાં દુઃખમાં સહભાગી થવાથી દુઃખનો દંશ સહ્ય થાય છે, અન્યોન્યનાં સુખમાં સહભાગી થવાથી સુખનો હર્ષ દ્વિગુણિત થાય છે, જીવનના અનુભવો એક જ સુખ પ્રવાહમાં સંમિલિત થઈ રહે છે, અને એક બીજાને સાન્ત્વન, આશ્રય, સૌન્દર્યના સાધન રૂપ થઈ રહે છે."

અંગ્રેજી મહાકવિ શેલીએ પોતાના Epipsychidion નામક કાવ્યમાં છેવટના ભાગમાં આ અદ્વૈતભાવનાનું અદ્ભુત વાણીમાં નિરૂપણ કીધું છે, અને એનું થોડુંક અવતરણ રા. નરસિંહરાવે આપેલું છે.§ તેમાંથી માત્ર છ લીટીઓ જ* હું નીચે ઉતારીશઃ—

× × × ×
We shall become the same, we shall be one
Spirit within two frames, Oh wherefore two?
× × × ×
One hope within two wills, one will beneath
Two overshadowing minds, one life, one death,
One heaven, one hell, one immortality,
And one annihilation"

"A model marriage" તે ઉદ્દેશીને એક વિદ્વાને લખ્યું છે કેઃ—

"Sometimes we have seen a *model marriage*, found in pure love, and cemented in mutual esteem, × × × ×. Their (the husband's and the wife's) object in life is *common* In all matters of their worldy life, they are *fully one* Their wishes blend, their hearts are indivisible *By degrees* (આ શબ્દ અગત્યના છે) they come very much to think the *same thoughts*. × × × ×
If heaven be found on earth, they have it. *At last*, the two are so welded, so engrafted on *one stem* that their old age presents a lovely attachment, a *common sympathy*, by which its infirmities are greatly alleviated, and its burdens are transformed into fresh bonds of love So happy a union of will, sentiment, thought, and heart exists between them that the two streams of their life have washed away the dividing bank, and run on as *one* broad current of *united existence*, till *their common joy* falls into the main ocean of felicity."

*C. H. Spurgeon.*

§ જુઓ 'વસન્ત'ના ચાલુ વર્ષના "માઘ" માસનો અંક-પૃષ્ઠ ૧૧.
* આ ઉતારામાં ઇટાલિક ટાઇપ મેં મુક્યા છે.

" Marriage is the nursery of heaven" *Jeremy Taylor.*

શુદ્ધ પ્રેમનું અદ્વૈત ધરાવતું જે લગ્ન તે સ્વર્ગની નીસરણી જ છે.

આવી સ્વર્ગની નિસરણી રૂપ અદ્વૈતભાવના પ્રાપ્ત થાય છે ત્યાર પછી જ મહાકવિ કૂપરની સાથે સંમત થઈ આપણે ઉચ્ચારીશું કેઃ—

" What is there in the vale of life,
Half so delightful as a wife ? "

*Cowper.*

પત્ની જેટલો આનન્દ આપે છે તેટલો જ બલ્કે તેથી અડધો પણ આનન્દ આપે એવી (પુત્ર સિવાય) બીજી કઈ વસ્તુ જીંદગીમાં પ્રાપ્ય છે ? અર્થાત્ નથી જ. ખરે ! પતિપત્નીના હૃદયતટ વચ્ચે વહેતી શુદ્ધ પ્રેમજીવનની સરિતાની તો વાત ન્યારી જ છે ! એ તો જે હૃદયને એનો અનુભવ થયો હોય તે જ કલ્પી કે કળી સકે. એનું યથાર્થ વર્ણન કરવા શબ્દો કે વાણી સમર્થ નથી જ. તોપણ આપણા દેશના મનુ, વાલ્મીકિ, વ્યાસ, ભવભૂતિ, કાલિદાસ, આદિ સંસ્કૃત કવિવરોએ, મણિલાલ, ગોવર્ધનરામ, કલાપી, નરસિંહરાવ, નાનાલાલ આદિ ગુજરાતી કવિવરોએ અને પશ્ચિમના દેશોના ચૉસર, મિલ્ટન, શેક્સપીઅર, સ્કૉટ, મિલ્ટન, કૂપર, બાયરન, શેલી, વર્ડ્ઝવર્થ, ટેનિસન, આદિ અંગ્રેજી કવિવરોએ પોતાના ગ્રન્થોમાં દામ્પત્યસ્નેહ વિષે ઉત્તમ વિવેચન કીધું છે. એ દામ્પત્ય સ્નેહથી સુશોભિત ગૃહસ્થાશ્રમ વિષે એક સંસ્કૃત સુભાષિત પણ કહે છેઃ—

सानन्दं सदनं सुताश्चसुधियः कान्ता प्रियालापिनी
सन्मित्रं सधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे
साधोः संग उपासनं च सततं धन्यो गृहस्थाश्रमः ॥

" આવા ગૃહસ્થાશ્રમના ઉપભોગ ધર્મપુરઃસર લીધાથી મનુષ્ય અભ્યુદય અને નિઃશ્રેયસ સાધવા શક્તિમાન થાય છે. અને ખરેખર ! જો કોઈ પણ ગૃહસ્થાશ્રમીને ઉપર ગણાવેલી વસ્તુઓ પ્રાપ્ત હોય તો એ એમના અભ્યુદયની સિદ્ધિની એ નિશાની અને નિશ્રેયસનું અમુક સાધન છે. "

આવા ઉત્તર ગૃહસ્થાશ્રમનું મુખ્ય અંગ સ્ત્રી જ છે; કારણ કે શ્રીમન્મહાભારતમાં જ કહ્યું છે કેઃ—

पुत्रपौत्रवधूभृत्यैराकीर्णमपि सर्वतः ।
भार्याहीनं गृहस्थस्य शून्यमेव गृहं भवेत् ॥

न गृह गृहमित्याहुर् गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनमरण्यसदृशं मतम् ॥
( महाभारत शान्तिपर्व अ० १४४-९-६ )

( ભાવાર્થ )—લાકડાં ઇંટોનું ઘર તે ઘર નથી પણ સ્ત્રી એ જ ઘર છે. સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સમ છે. ઘરમાં પુત્ર, પૌત્ર, પૌત્રની વહૂ, નોકરો વગેરે ભરપૂર હોય તથાપિ ભાર્યા વિનાનું ગૃહસ્થનું ઘર શોભતું નથી. આ કારણથી એટલું તો નિર્વિવાદ છે કે આખા ગૃહસ્થાશ્રમનો—સૌભાગ્ય આશ્રમનો—મૂળ સ્તંભ સ્ત્રી—ગૃહિણી—જ છે. માટે જ સ્ત્રીનાં—ઉત્તમ ગૃહિણીઓનાં-યશોગાન જગતમાં ગવાયલાં છે.

યથાર્થ જ ગવાયું છે કેઃ—

( રુચિરા )

" સુશીલ સુન્દરી તણા પ્રેમથી સુખ છાના જે જન પામે,
તે આગળ રત્નાકર કેરા અમૂલ્ય કોષો ક્ષુદ્ર દીસે;

સદ્‌ગુણી સુશીલા મહિલાનો પતિ નિજ ગૃહ નજદીક આવે,
સુગન્ધમય સુખ કેરો વાયુ પ્રસન્ન તેનું હૃદય કરે.

( દોહરા )

પ્રમદો રહો જ્યાં લગનો મધુરો રૂડો સુવાસ,
કુસુમ તણા બાગ મહ તુચ્છ દીસે તે પાસ."

( ગ. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ. )

વર્ડ્ઝવર્થ કહ્યું છે કેઃ—

"A prefect woman nobly planned,
To guard, to comfort, and command."

વળી,

" True wife ! fond wife ! we have together stood
Through years of trial, each supporting each,
Ever into infinite good;
..........................................................................
Thou art indeed a gift, a favour from the Lord."

*Egors.*

આવી ઉત્તમ સ્ત્રીઓ જ ઈશ્વરી બક્ષીસ છે એમ કહેવામાં શું ખોટું છે?

આવી ઇશ્વરી બક્ષીસવાળા અને અદ્વૈતભાવનાથી સંપૂર્ણ દાંપત્યજીવનના અનુભવવાળાં થોડાંક દૃષ્ટાંતો માનવ ઇતિહાસનાં વૃત્તાન્તોમાંથી લઇએ.

સીતા રાજ્યવૈભવને તુચ્છ ગણી પોતાના પતિ રામ સાથે વનવાસનું કષ્ટ વ્હોરવા નીસરી પડ્યાં, એટલુ જ નહિ પણ એમણે રાવણના ગૃહમાં રાજ્યવૈભવનું અતુલ સુખ તૃણવત્ લેખીને રામના જ ચરણ સેવનની સ્પૃહા ધરાવી. દમયન્તીએ નળની સંગતિમાં અને તારામતીએ હરિશ્ચન્દ્રની સંગતિમાં વનવાસનાં દારુણ કષ્ટ ધૈર્યપૂર્વક સહન કીધાં. સાવિત્રીએ પાતિવ્રત્યથી જ પોતાના મૃત પતિને સજીવન કીધો ! દ્રૌપદીએ કૈરવોની પટરાણી થવાની દુષ્ટ માગણીની તિરસ્કારપૂર્વક અવગણના કરીને પાંડવોની સાથે વનમાં સંચર્યાં. સેનેકા અને તેની સ્ત્રી પાઉલીના વચ્ચે એવો શુદ્ધ પ્રેમ હતો કે જ્યારે રોમના નીરો નામના ક્રૂર શહેનશાહે સેનેકાને આત્મઘાત કરવાની આજ્ઞા કરી ત્યારે પાઉલીનાએ પતિ પહેલાં પોતે આત્મઘાત કરવાની ઇચ્છા દર્શાવી. વળી તે જ દેશના બીજા ક્રૂર શહેનશાહ ક્લૉડીઅસે પીટસની જીંદગીનો અંત આણવા ફરમાવ્યુ ત્યારે તેની જ સ્ત્રી એરીઆએ પોતાની જ છાતીમાં પ્રથમ ખંજર ભોંક્યુ અને પછી "પીટસ, આ ખજર તું લે, તે ઇજા કરે તેવું નથી" એવું કહેતી તેણે તે તેના પતિના હાથમાં મૂક્યું ! એરીઆના આ શબ્દો ચિરઃસ્મરણીય છે. બ્રુટસ અને પોર્શીઆની વચ્ચેનો પ્રેમ રોમના ઇતિહાસ વાંચનારને અપરિચિત નહિ જ હોય. વળી પ્રખ્યાત તત્ત્વવેત્તા સર વિલ્યમ હેમિલ્ટનની સ્ત્રીએ રાતોરાત ઊજાગરા નહિ કર્યા હોત તો તે વિદ્વાનનાં ભાષણોનો ને જ્ઞાનનો લાભ જગતને મળ્યો ન જ હોત.

ઇતિહાસમા બહુ પ્રસિદ્ધિમાં નથી આવ્યો હોય એવો એક બનાવ બનેલો છે તે નીચે પ્રમાણે છેઃ—

એક વખતે રોમમાં ઑગસ્ટસ સીઝર નામે શહેનશાહ રાજ્ય કરતો હતો. તેણે સ્વપરાક્રમથી ઘણા મુલ્કો જીતીને રોમની શહેનશાહતની સીમા ચારે દિશાએ વધારી હતી. તેના સમયમાં રોમના સામ્રાજ્યનો સૂર્ય પૂર્ણ કળાએ પ્રકાશ્યો હતો. જ્યારે તેનો અવસાનકાળ નજદીક આવ્યો ત્યારે મરણ પથારી પર તેણે નીચે પ્રમાણે છેલ્લા શબ્દો પોતાની પ્રિયા પ્રત્યે ઉચ્ચાર્યા હતાઃ—

"પ્રિયે ! આપણો સુખી લગ્નનો સંબંધ યાદ રાખજે." આટલું કહી તેણે પોતાના નાના બાળક—પુત્રના શરીરસુખાકારીના વૃત્તાંત પૂછ્યા !

પૃથ્વીના સામ્રાજ્યનો ધણી આ મહા પ્રતાપી નરવીર, જે દુનીઆમાં એ વીરત્વ પામ્યો હતો તે દુનીઆ છોડીને જતો હતો ત્યારે તેના મગજમાં તેની સ્ત્રી અને બાળકનો વિચાર રમ્યા કરતો હતો !

જગતની ચમત્કારિ વસ્તુઓ જેને જોઇને મનુષ્ય હેરત પામી જાય છે,—અપરિમિત સત્તાનો પ્રભાવ—આ બધું અવસાનકાળ સમીપ પહોંચતા આ રાજાને તુચ્છ—તૃણવત્—લાગવા માંડ્યું. અને પોતાની પ્રિયાનો સરળ પ્રેમ, નાના બાળક પરની મમતા—અને ગૃહસ્થાશ્રમ જે તેને સંસારના સુખદુઃખના સમયે ધૈર્ય અને સાન્ત્વન રૂપ નીવડ્યો હતો—આ ત્રણ વસ્તુઓનું જ તેને સ્મરણ રહ્યું !

ઇતિહાસકારો ભલે ઑગસ્ટસની વહૂને ધન્યવાદ કે અભિનન્દન ન આપતા હોય પરંતુ એ ધર્મદારા પોતાનું જીવન કૃતાર્થ થયું માને તો તેમાં અયોગ્ય નથી જ. ઑગસ્ટસ સીઝરના સુખ દુઃખના સપાટા ઝપાટાના સમયમાં પણ એ સ્ત્રીએ પોતાના પ્રેમની જાળ એના પતિની આસપાસ પાથરી મૂકી હતી, અને તેની અસરથી એણે પોતાના પતિને એટલો બધો તો આંજી દીધો હતો—પોતાનો કરી લીધો હતો—કે એના અવસાન સમયે એ શહેનશાહે નથી સંભાર્યું રોમના શહેનશાહતને, કે નથી સંભારી મહા પ્રતાપી જુલીયસ સીઝરના તખ્તની સત્તા કે કીર્તિને, કે નથી સંભાર્યો પોતાના મહાભાગ્યનો એવો એક કીર્તિમન્ત સમય જ્યારે તે રોમના મુખ્ય બજાર ( ફોરમ ) માં જગતના સમ્રાટ્ તરીકે અભિમાનથી કે સગર્વ ઊભો રહ્યો હતો ! પણ એણે યાદ કરેલી વસ્તુ તો માત્ર એક જ હતી ને તે એ કે પોતાની પ્રિયા, જેણે એને સંસારયાત્રામાં અનેક પ્રકારે સહાય આપી હતી, પ્રેમ ધરાવ્યો હતો અને ધૈર્ય આપ્યુ હતું. ત્રાજવાના એક પલ્લામાં આખી રોમન શહેનશાહતનો અમલ્ય પ્રભાવ અને બીજા પલ્લામાં પ્રિયાનો પ્રેમ—એ બેમાંથી પ્રિયાના પ્રેમનું પલ્લુ નમ્યું-વધ્યું! શહેનશાહના મનોરાજ્ય ઉપર પ્રેમનું વશીકરણ કરનારી આ તી સ્ત્રીને બેશક ધન્યવાદ ઘટે છે !

આવી ઉત્તમ પ્રિયા જેણે પ્રાપ્ત કીધી હશે તે જ મનુષ્ય કવિવર લૉર્ડ ટેનિસન સાથે વદી સકશે કેઃ—

" The peace of God came into my life, the day I married her."

( જે દિવસે હું એને ( મારી પ્રિયાને ) પરણ્યો તેજ દિવસે પરમાત્માની કૃપા મ્હારી પર વર્ષી. )

" Woman thou art indeed a gift, a favour from the Lord."

( ખરેખર સ્ત્રી ઇશ્વર તરફથી મળેલી બક્ષીસ જ છે. )

એડમંડ બર્ક નામના એક સુપ્રસિદ્ધ ઇતિહાસકાર અને તત્ત્વવેત્તાએ એક વચન કહ્યું હતું કેઃ—" જે ક્ષણ હું મારા ઘરના ઉંબરાપર પગ મૂકું છું તે જ ક્ષણે મારા મગજ ઉપરનો ચિંતાનો સઘળો ભાર અદૃશ્ય થઈ જાય છે. " *

---

* " Every care vanishes, the moment I enter under my own roof."

*Edmund Burke.*

જે ઘરના ઉંબરાપર પગ મૂકતાં જ ઑફિસની ચિંતા, કોર્ટની લમણાઝીક, દુકાનની માથાકૂટ, નિશાળનો શ્રમ, પ્રયોગશાળાનો થાક, વગેરે અદૃશ્ય થઈ જાય એ ઘર સ્વર્ગ જ છે !

નેથેનિયલ હૉથોર્ન નામનો એક અમેરિકન હતો. તે રોજ માફક એક દિવસ સ્હવારે નોકરી પર હાજર થવા પોતાને ઘેરથી ઑફિસ તરફ જવા નીકળ્યો; અને તે વખતે તેનો ચ્હેરો રોજના જેવો જ આનન્દી હતો. ઑફિસનો ટાઇમ પુરો થતાં સ્હાંજે તને તેના શેઠ તરફથી સંદેશો મળ્યો કેઃ—" તમારી હમને જરૂર નથી, માટે હવે તમારે આવતી કાલથી નોકરી પર હાજર ન થવું. " આ શબ્દે તેના હૃદય પર વજ્રપાત જેવો આઘાત કીધો. પ્રાતઃકાળે પોતાની પ્રેમાળ પત્ની કનેથી રજા લેઇને ઉલ્લાસપૂર્વક પોતાના ઉદ્યમ માટે ઑફિસ તરફ જવા નીકળવું અને સાયંકાળે આવા આઘાતથી ખિન્ન થયેલા હૃદય સાથે ઘેર જવું—એ બે વચ્ચે કેટલો વિપર્યય ! " મ્હારી સ્થિતિ મૂળથી જ નિર્ધન હતી તથાપિ જે ઉદ્યમે હું બે પૈસા રળી લાવતો તે વડે મ્હારી પ્રેમાળ પત્નીની સાથે આનન્દપૂર્વક મ્હારૂં નાવ ચલાવતો હતો તે જ ઉદ્યમ આજથી બંધ થયો એ વર્તમાન સ્હાંજે ઘેર પહોંચીને મ્હારી પ્રેમાળ પત્નીને કહેવા તો પડશે જ ને જ્યારે કહીશ ત્યારે એના મનોરાજ્ય પર નિરાશા, તિરસ્કાર વગેરેની કેવી વિપરીત અસર થશે "—એવા ભયભીત વિચારવાળા અને કંપતા અંતઃકરણથી તે ઘેર પહોંચ્યો. ઘેર આવ્યો કે તરત જ તેની મ્લાન મુખમુદ્રાએ જ તેની સ્ત્રીના મનમાં સશયને જન્મ આપ્યો. ઉભય અન્યોન્યની સન્મુખ ટગર ટગર જોતાં ઘડીક વાર ઉભાં રહ્યાં. આખરે નેથેનિયલે જ ધીમે સાદે કહ્યુંઃ—" પ્રિયે ! મ્હારી નોકરી આજથી બંધ થઈ છે. " આટલા શબ્દ સાંભળતાં જ તેની સ્ત્રી તે રૂમમાંથી એકાએક ચાલી ગઈ,—ને થોડીવારમાં હાથમાં મીણબત્તીનો દીવો, સાહીનો ખડીયો, કલમ અને થોડા કોરા કાગળની થોકડી લઇને પાછી આવી, અને એક ટેબલ પર એ ચીજો મૂકીને, પોતાના પતિના ખભા પર પોતાના પ્રેમાળ હસ્તનો સ્પર્શ કરતી અને જાણે વાંસો થાબડી તેને હિંમત ને ધૈર્ય આપતી હોયની તેમ પ્રસન્ન વદનવાળી થઇને તેણે એને કહ્યુઃ—" કંઈ હરકત નહિ; ( મુઝાવાની જરૂર નથી ); હવે તમે પેલુ આરંભેલું પુસ્તક પુરૂં કરી શકશો. " ( " Nover mind, now you can write your book," ) આટલું કહી તેણે એને ખુરશી પર નિરાશ થઈ પડયો હતો ત્યાંથી ઉભો કીધો—તેના ભાંગી ગયલા પગને ઉત્સાહનું જોર આપ્યુ—અને એના હાથમાં પોતાનો હાથ સંલગ્ન કરી રૂમની એક બારી પાસ એને લેઈ જઈ, દ્વાર ઉઘાડી રાત્રિના તિમિર આકાશ માંહ્ય તારકવૃન્દનો પ્રકાશ દેખાડતી તેણે પોતાના પ્રિય સ્વામીને કહ્યું કેઃ—" રાત્રિના ઘોર અન્ધકારમય આકાશમાં જુઓ પેલો પ્રકાશ દેખાય છે, તે ( ઉન્નતિના ) લાખો સૂર્યોનો જ છેઃ સ્વતન્ત્ર જીવનનાં દ્વાર હવે ખુલ્લાં થયાં છે. " પોતાની પ્રેમાળ પત્ની તર્ફથી આવું ધૈર્ય મળવાથી નેથેનિયલની નસોમાં ઠરી ગયલું લોહી ફરીથી સતેજ થઈ ઉત્સાહપૂર્વક દોડવા લાગ્યું, તેણે પોતાનું પુસ્તક થોડાક મહિનામાં સંપૂર્ણ કીધું અને જગતના એક નિપુણ ગ્રન્થકર્તા તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કીધી. આ ઉમદા ભવિષ્યના દ્વારની કુંચી કોના હાથમાં હતી ? ઉન્નતિના શૃંગ પર ચઢવાનો એને ટેકો આપનાર એની પ્રેમાળ પત્ની જ હતી !

આ જગતમાં આવાં અનેક દૃષ્ટાંતો બનતાં જ હશે. પણ તેમાંથી કેટલાંક અપ્રસિદ્ધ તો બીજાં કેટલાંક પ્રસિદ્ધ પણ હશે. તો પણ એ બધાં લખીને વાચકના મનને શ્રમિત કરવાની અત્ર જરૂર નથી. માટે ઉત્તમ ગૃહસંસારનું—દાંમ્પત્ય સ્નેહનું—યથાર્થદર્શન આપનારૂં એક દૃષ્ટાંત નીચે ટાંકીને જ હું વિરમીશ.

આવી ઉત્તમ ગુણ ધરાવનારી પત્ની અને પતિ લગ્ન સંબંધીથી જોડાઇને ઉત્તમ સૌભાગ્ય સુખનો અનુભવ કરતાં હોય એનું યથાર્થ દર્શન મહાકવિ ભવભૂતિએ પોતે રચિત ઉત્તર રામચરિત નાટકમાં બહુ સારી રીતે આલેખ્યું છે. તેમાંથી થોડાંક અવતરણ નીચે આપીશું જેથી જેમણે એ વૃત્તાંત કે નાટક નહિ વાંચ્યું હોય તે સમજી શકે:—

**રામ:**—પ્રિયે ! આ વાતાયનના ઝરૂખામાં જરા વાર વિશ્રામ લેઇએ.

**સીતા:**—હા નાથ, ચાલો, થાકથી કરીને ઊંઘથી સો જાણે ઢળી જવાય છે.

**રામ:**—ત્યારે અહીંયાં મારા ઉપર નિરાંતે ચોંપીને ટેકો દેઈ સુઈ જા.

(વસન્તતિલકા.)

કોટે પ્રિયા ! મક તું હાથ જીવાડનારો,
જ્યાંથી ગળે શ્રમથી સ્વેદકણો હજારો;
જે છે શશિ કિરણથી ગળતી રૂપાળી,
ચંદ્રમણિ સજનીં શીતલ કાંતિ ધારી.

(તેમ કરાવતો આનન્દથી) પ્રિયે ! આ તે શું ?

(શિખરિણી)

ઊંઘું કે જાગું છું, ઝીલું હું સુખમાં, કે દુઃખ ડુબું ?
ગયો છું ઘેરાઈ મદથી, વિષથી ? ના કશી સમજ;
તવ સ્પર્શે સ્પર્શે જડ મમ બધાં ઇન્દ્રિય કરી,
ભમાવે વિકાર પ્રફુલ કરિ દે ચેતન વળી.

**સીતા:**—(હસતી) આપનો પ્રેમ સદાય ગભીર અને સ્થિર છે એથી બીજું શું કહું ?

---

§ " A King of England once said to Lord Eldon:—"I know how much I owe to Lady Eldon; I know that you would have made yourself a country curate and that she has made you my Lord Chancellor."

રામઃ—

( વસન્તતિલકા. )

સુકાયલા જીવ રૂપી ફુલને ખિલાવે,
તૃપ્તિ કરે, મનની શુદ્ધિ બધી ભુલાવે;
જે કર્ણ અમૃત, રસાયન ચિત્ત કેરાં,
આ આ મીઠાં, વચન તે કમલાક્ષિ કેરાં.

સીતાઃ—પ્રિયંવદ ! હવે મારે સુવું છે.

( સુવાને માટે ચારે તરફ જુએ છે. )

રામઃ—પ્રિયે ! શું શોધવાનું છે ?

( ગીતિ. )

વિવાહ સમયથી માંડી જે કર પર તું ઉંઘી જતી પ્રીતિમાં,
ઘરમા વનમાં નિત્યે બાલાપણમાં પછીથી યૌવનમાં;
અન્ય નારી અડક્યાથી પતિત થયો જે કદાપિ ના વ્રતમાં,
કર ઉપધાન રહ્યો તે રામ બાહુ આ સદાય સેવામાં.

સીતાઃ—( નિદ્રાથી ઝુકતી ) આર્યપુત્ર ! એમ જ છે એમ જ છે.

( ઉંઘે છે )

રામઃ—શું પ્રિયવદા છાની ઉપર સુઈ ગઈ જ.

( સ્નેહપૂર્વક નિહાળીને )

( શિખરિણી. )

ગૃહે આ છે લક્ષ્મી, અમૃતતણી નેત્રાંજનશળી,
અડતાં અંગોઅંગ પ્રફુલ ગમ રે, ચંદન મળી;
ધર્યો કંઠે, બાહુ શિશિર મૃદુ મુક્તાસર ખરે,
ન શું એનુ વ્હાલુ ? અસહ નવ જો હ નિવડે.

× × × ×

સીતાઃ—(સ્વપ્નમાં લવે છે ) હા ! આર્ય પુત્ર ! સૌમ્ય ! ક્યાં છો ?

રામઃ—અરે રે ! ચિત્રદર્શન કર્યા પછીથી થએલી, અતિ ઉદ્વેગ કરનારી, વિરહની ગ્રંથી રે
જ સ્વપ્નના રોઈને ઉદ્વેગ કરે છે.

( સ્નેહથી હાથ ફેરવતો )

अद्वैतं सुखदुःखयोरनुगुणं   ઇત્યાદિ, ઇત્યાદિ.

" જેનું રૂપ ન થાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
ઈ૦ ઈ૦

(જુઓ આ વસન્ત પૃષ્ઠ ૩૫૦)

આવો ઉત્તમ "સૌભાગ્ય પ્રેમ" અન્યોન્યના હૃદય જ જાણે છે !—

કારણ કે એ જ નાટકમાં અન્યત્ર કહ્યું છે કેઃ—

प्रकृत्यैव प्रिया सीता रामस्यासीन् महात्मनः ।
प्रियभावः स तु तया स्वगुणैरेव वर्धितः ॥
तथैव रामः सीतायाः प्राणेभ्योपि प्रियोभवत् ।
हृदयंत्वेव जानाति प्रीतियोगं परस्परम् ॥

પ્રકૃતિથી હતાં વ્હાલાં સીતા રામ મહાત્મને,
પ્રિય ભાવ ગયો વાધી સીતાના સ્વગુણો વડે
તેમ રામે સીતાજીને હતા પ્રાણ થકી પ્રિય,
ચિત્તમાત્ર જ એ જાણે પ્રીતિયોગ પરસ્પર.

(સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

આવો જ ઉત્તમ સૌભાગ્ય પ્રેમ ધરાવતી સીતાને ઉદ્દેશીને રામે યથાર્થ જ કહેલું કહેવાયછે કેઃ—

"તું જીવ, તું હૃદય છે, મમ પ્યારિ ! બીજું;
તું કૌમુદી નયનની, તું સુધા અમાંગે;
એવાં હજાર વચને રીઝવી સુમુગ્ધા,"

વા—(તેને જ—શાન્ત, અથવા વદું શું વધારે.)

(સ્વ. મા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.)

X.

# ચર્ચાપત્ર.

## ૧.

## ( ખંભાત શબ્દની વ્યુત્પત્તિ. )

મે. વસંતના અધિપતિ યોગ્ય,

વસંતના જ્યેષ્ઠ અંકમાં ખંભાત શબ્દની વ્યુત્પત્તિના અનુપૂર્તિના લેખમાં બુદ્ધિપ્રકાશમાં લખેલા મારા એ લેખ સંબંધી જે ટીકા કરવામાં આવી છે તેનો જવાબ આપવાનું હું જરૂરનું ધારૂંછું.

મેં લખેલું કે **तीर्थ** શબ્દનો અપભ્રંશ **तित्थ** થાય અને સમાસમાં પણ તે જ રહે. અને તેના ઉદાહરણ તરીકે બતાવેલું કેઃ—

तत्थुज्जयंततित्थे (१) पारुत्थय अद्धलक्खमुप्पन्नम् ।

सेत्तुंजयम्मि तित्थे (२) तीस सहस्सा समुप्पन्ना ॥

આમાં બીજામાં **तीर्थ**નો **तित्थ** એવો અપભ્રંશ બતાવેલો છે અને પ્રથમમાં સમાસમાં પણ તે જ રૂપ રહેલું બતાવેલુ છે. **खम्भतित्थ** અને **खम्भइत्थ** એમ પ્રથમમાં લોપાભાવ અને બીજામાં લોપ એમ કહેલું છે તેના સમર્થનમાં એટલું જ કહેવું બસ છે કે હેમાચાર્ય (૮-૧-૧૭૭) પણ તે જ ક્રમે ઉદાહરણો આપે છે. **सुहकरी सुहयरो ( यश्रुति ) आगमिओ आअमिओ** વગેરે. **खंभाइत्थ** એ પ્રયોગ બતાવવા માટે મારો ખાસ ઉપકાર માનેલો છે તે માટે હું પણ રા. નરસિંહરાવનો ખાસ આભારી છું. પરંતુ **खम्भाइत्थ** એવા પ્રયોગથી ખંભાવતી ઉપરથી ખભાધતિ—ખંભાઇત—ખંભાત નીકળે છે તેને કંઈ પણ ક્ષતિ આવતી નથી. તુઝક-ઇ-જહાંગીરીમાં કહેલી સ્તંભવાળી દેવી કોણ તથા ખંભાવતીનો પ્રમાણભૂત ગ્રન્થમાં ઉલ્લેખ વગેરે ઉપર મેં જુન માસના પૂર્વાર્ધમાં જ બુદ્ધિપ્રકાશ માટે લખીને મોકલેલુંછે.

પાણિનિના ગણપાઠમાં શરાદિ ગણને આકૃતિ ગણ ગણેલો નથી તેથી શું? પાણિનિના પછી સંસ્કૃત ભાષામાં ઘણા ફેરફારો થયેલા છે કાત્યાયનના વાર્તિકો ભાષાના ફેરફારને લીધે પાણિનિના વ્યાકરણમાં જણાતી અપૂર્ણતાઓ પૂરનારાં છે. અને પછી પણ નવા નવા વ્યાકરણકારોએ ભાષામાં થયેલા ફેરફારો તથા વૃદ્ધિને અનુલક્ષીને જ પોતાના વ્યાકરણોના સૂત્રો રચેલા છે. કાત્યાયન અને પતઞ્જલિના સમયમાં પણ જો કે સંસ્કૃત લોકભાષા નહતી તો પણ વિદ્દદ્વર્ગની ભાષા તો હતી. અને સંસ્કૃત વિદ્દદ્વર્ગની ભાષા તરીકે ઘણા સમય સુધી ચાલુ હતી. અને તેથી તેમાં જે સુધારા વધારા થયેલા તે જૂદા જૂદા સમયે થયેલા વ્યાકરણો તથા કોશોમાં માલુમ પડે છે. અને તેથી જ શરાદિ ગણને સં. ૧૧૯૭ માં ગણરત્ન મહોદધિના કર્તા વર્ધમાને તથા હેમાચાર્યે આકૃતિ ગણ ગણેલો છે.

વડોદરા.

ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ.

૨.

## પ્રેમાનન્દનાં નાટકો.

મે વસંતના તંત્રી સાહેબ

વિ. ક આપણા સાહિત્યજનના વૈશાખ માસના અંકમાં છપાયલા "શો શું સા પરિ પદના રીપાર્ટમા " છાનો ' ભાગ ક્યો ? " એ મથાળા નીચે ન ગણેલો લેખ રા નરસિંહ રાવને અપાતા ઉત્તર રૂપે પ્રસિદ્ધ થયો છે તેમા આકસ્મિક રીતે મારૂ નામ મેળાવવામાં આવેલુ છે તેમા ના ફાર્બ્સ મારી તરફ જે પક્ષપાત દર્શાવેલો છે તેને માટે હું તેમનો આભાર માનુ છુ તથાપિ જ્યારે મારૂ નામ તેમા બ્લુ જ મોટા અક્ષરે લખેલુ જોવામાં આવે છે ત્યારે હું "સત્યભામાગૌરદર્શિકા " નામના સંબંધમા બે બોલ બોલ્યા વિના રહી શકતો નથી —

(૧) સત્યભામારોષ દર્શિકાખ્યાન ? પ્રેમાનન્દની જ કૃતિ છે એવુ મારૂ પોતાનુ નિશ્ચય પૂર્વક માનવુ નથી મારો અંગત અભિપ્રાય હજુ દૃઢ થયો નથી અને આ વાત મારા તરફથી લખાયલી અને પરિષદ્ ઉપર પ્રસિદ્ધ થયલી "સાહિત્યમાળા" નામના પુસ્તકના પૃ ૩૪ ના બીજા કાલમમાના શબ્દો વાચવાથી સમજાય તેમ છે

(૨) **સત્યભામારોષદર્શિકા** આખ્યાનના આરંભમા સૂત્રધાર અને નટી વચ્ચે જે વાર્તાલાપ ચાલે છે તેમા સૂત્રધારના મુખમા એમ ન્યાં છે **"નવીન નામધારી પ્રેમાનન્દ"** એવા શબ્દો મૂકવામા આવેલા છે એ ગતે એ શબ્દોનુ પૃથક્કરણ કરતા મારી બુદ્ધિ અનુસાર તેમાથી ફક્ત એક જ સરળ અર્થ નીકળી આવે છે આ શબ્દો ધાર્મિક છે, તેના ગર્ભમા રહેલો છે, અને તે ગર્ભ એવો છે કે, **પ્રેમાનન્દનુ નવલું નામ, ધારણ કરનાર કોઇ અન્ય વ્યક્તિ** છે પ્રેમાનન્દ પોતે જ જો આ આખ્યાનનો લેખક હોય તો તે પોતાને માટે "નામધારી" અને 'નવીન" શબ્દો વાપરે જ નહિ એવુ મારૂ માનવુ છે

(૩) **વળી પ્રાકૃત ભાષાનાં સૂત્રો ટાંકી બતાવે એવા પ્રકારનુ પાંડિત્ય પ્રેમાનન્દમાં હોઇ શકે કે કેમ એ પણ એક વિચારના જેવી વાત છે** સૂત્રધારના મુખમા પ્રાકૃતભાષાના સૂત્રોને લગતો ઉલ્લેખ કરનારી જે ભાષા મૂકવામા આવેલી છે એ પણ પ્રેમાનન્દના કર્તૃત્વ વિરોધમાં ઉત્પન્ન કરનારી ગણી શકાય એવી મારી માન્યતા છે

(૪) **પાંચાળી પ્રસન્નાખ્યાનમા** પણ સૂત્રધાર તથા પારિપાર્શ્વક વચ્ચે ચાલેલો સંવાદ પણ ભ્રમણા ઉત્પન્ન કરાવે તેવો તથા ' ભાવના મનોભાવ "મા ચઢાવે ચઢાવે તેવો દેખાય છે

ટીપ.—કલમ ૨,૩ તથા ૪, મા બતાવેલા કારણોને લઈ હું હજુ સુધી પ્રેમાનન્દના લાભમા ચુકાદો આપી શક્યો નથી

હવે હું ચોથી પરિષદ્ને અંગે બન્ધાયલા નાટક પરત્વે બોલવાની રજા લઈશ રા નરસિંહરાવે " છાના " ભાગને ઉઘાડો પાડવાનુ બીડુ ઝડપ્યુ એ સામે મારે કશો વાંધો નથી રા ફાર્બ્સ "આખો અહેવાલ રા જોશીપુરાએ લખેલો છે ' એ વાત કાગળ ગુજરાણુ મોટા અક્ષરે પ્રકટ કરી દીધી તે વિષે પણ હું બોલવા માગતો નથી તથાપિ જે પ્રકારની વિચારસરણીના તથા નિષ્પક્ષપાતીપણુ મેં આચર્યા છે તે વિષે હું ખુલાસો આપી શકું છુ, અને તે નીચે મુજબ છે —

(૧) સત્યભામાખ્યાન પ્રેમાનન્દના નામ ઉપર સામાન્યતઃ ચઢેલું છે એટલે તે નાટક ભજવવાની જે ચર્ચા જે સ્થળે થાય તે સ્થળે નાટકના નામ સાથે પ્રેમાનન્દનું નામ સામાન્યતઃ બોલાય એમાં કશું આશ્ચર્યજનક નથી; અને એવા જ કારણથી સત્યભામાઆખ્યાનને લગતો ઠરાવ લાવતી વખતે સત્યભામાખ્યાનના સૂચક વિશેષણરૂપે "પ્રેમાનન્દ" નામ યોજાયું છે તો તે ઉપરથી તે ઠરાવ પરિષદ્‌ને બંધનકારક થઈ પડે તેમ નથી જ; કારણ કે વ્યવસ્થાપક મંડળે પોતાની કાર્ય પરપરાને અનુકૂળ થઈ પડે તેવા શબ્દોમાં જે ઠરાવો કરેલા હોય તે આખી પરિષદ્‌ના ગણાય જ નહિ. વ્યવસ્થાપક મંડળનું કાર્ય નિર્ણય કરવાનું નહિ પરન્તુ કાર્ય અમલમાં મૂકનારાઓને માર્ગ બતાવવાનુ હતું.

(૨) ચોથી પરિષદ્‌ના રીપોર્ટના પાન ૪૨ ઉપરથી **પ્રદર્શન તથા નાટક** એવા મથાળા હેઠળ સાતમુ પ્રકરણ શરૂ થાય છે તેમાંનો "નાટક" એ મથાળા નીચેની પૃ. ૫૭ ઉપરની પહેલી જ લીટી જો યથાર્થ વાંચવામાં આવશે તો હરકોઈ સમજી શકશે કે રીપોર્ટના લેખકે ઘણી જ કાળજી રાખી શબ્દ ઘટના કરેલી છે, અને એ શબ્દ ઘટના નાટકને લગતા ઠરાવ સાથે મેળવી વાંચવામાં આવશે તો તે ઉભય વચ્ચે રહેલી સંદિગ્ધતા દૃષ્ટિગોચર થયા વિના રહેશે નહિ. વળી પૃ. ૫૭ ઉપર જે ફૂટનોટ આપવામાં આવેલી છે તે ફૂટનોટ પ્રેમાનન્દના પક્ષકારો તથા તેના આ નાટક પરત્વેના વિરોધીઓ એ બન્નેને લાભદાયક નીવડ્યા વિના રહે તેમ નથી.

(૩) વડોદરાના વ્યવસ્થાપક મંડળે સત્યભામાઆખ્યાન ભજવાવ્યું તે કેટલાકને રૂચ્યું અને કેટલાકને ન પણ રૂચ્યુ. વ્યવસ્થાપક મંડળનો તે આખ્યાન ભજવવામાં એટલો જ હેતુ હતો કે તે જૂની કૃતિને ?—તે જ નાટકને પ્રયોગદ્વારા જાહેરમાં મૂકવું. આમ કરતાં શું પરિણામ આવશે તેનો વિચાર કરવાનુ કામ મંડળનુ નહતું. 'કોઈ પણ એક પ્રયોગ કરવો અને તે સત્યભામા આખ્યાનનો' એવો માત્ર તેનો હેતુ. હવે એ નાટક જેમને ભવાઈ રૂપે ભાસ્યુ તેનું કારણ શુ હોવુ જોઇએ એ વાત ફૂટનોટ કહી આપે છે. ફૂટનોટ તો બધી જવાબદારી એ નાટક—એ કૃતિ, (પછી તેનો લેખક ગમે તે હોય તે) તેના માથા ઉપર મૂકે છે, એટલે ભવાઈ ભજવાઈ એ માટે રા. નરસિંહરાવે ગુસ્સે થવાનું નથી તેમ પ્રેમાનન્દના ભક્તોએ પણ ફૂલાઈ જવાનું નથી. એ આખ્યાન જેવું હતું તેવું દેખાયુ છે એટલે હવે જોઇએ તો તેને પ્રેમાનન્દનુ ઠરાવો, અને જોઇએ તો તેનો અન્ય કર્ત્તા શોધી કાઢો.

ઉપર બતાવેલા મારા વિચારો કોઈ પણ પક્ષને દુભાવવાના કે રીઝવવાના હેતુથી લખેલા નથી; પરન્તુ સત્ય હકીકત જે હતી તે લક્ષમાં રાખી રીપોર્ટમાં દાખલ કરવા મેં મારાથી બનતુ કરેલું છે.

તા. ૧૦-૬-૧૪
વડોદરા.

જ. પુ. જોષીપુરા.

---

# ગૂજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય.

સંસ્કૃત નાટકનુ સાહિત્ય બહુ વિશાળ છે. કોલંબિઆ યુનીવર્સીટી તરફથી પ્રસિદ્ધ થયેલા નાટક સાહિત્યના વર્ણનના પુસ્તકમાં ૫૦૦ થી વધુ નાટકો ગણાવેલાં છે. અને હજુ પણ બીજા વધારે પ્રકાશમાં આવશે. ઋગ્વેદમાં યમ અને યમી, પુરુરવા અને ઉર્વશી વગેરેના આશરે ૧૫ સંવાદ સૂક્તો છે અને તે સંવાદો નાટકોનું બીજ છે. આ સૂક્તો નાટકની પેઠે બોલવામાં આવે તો એક નાના નાટક રૂપે થઈ શકે. બ્રાહ્મણ સાહિત્યમાં પણ નાટકના લક્ષણવાળા પ્રયોગોનો વૃત્તાંત મળે છે. આ પ્રયોગો કેટલીક ધાર્મિકક્રિયાને અંગે હતાં. વૈદિક સમયમાં અશ્વમેધ જેવા યજ્ઞોમાં જૂના ઇતિહાસો અને ગીતો હોતા અને અધ્વર્યુ વારાફરતી ગાતા. મહાવ્રતના દિવસે આર્ય અને શુદ્ર બન્ને ધર્મની બાબત વાદ ચલાવતા (શાખાયન આરણ્યક Keith 78) અને સોમક્રયની ક્રિયા વખતે વેચનાર તથા ગ્રાહક બન્ને યજ્ઞમાં આવતા અને કિંમતની બાબત તકરાર ચલાવતા. આમ કેટલાકો વૈદિક સાહિત્યમા નાટકની ઉત્પત્તિ જુવે છે. પરંતુ †બીજાઓ આ મતથી વિરુદ્ધ વિચાર ધરાવે છે. નાટક શબ્દ નટ્ ઉપરથી આવેલો છે અને તે નૃતનુ પ્રાકૃત રૂપ છે; તથા નાટકોમાં કેટલાક પાત્રોવાસ્તે પ્રાકૃત ભાષાઓ વાપરવાની હોય છે તથા સ્થાપક, સૂત્રધાર એ શબ્દો પૂતળા બતાવવા ( puppet show ) માંથી નાટકની ઉત્પત્તિ દર્શાવે છે. આ ઉપરથી તેઓ નાટકની ઉત્પત્તિ વિદ્વાન્ વર્ગમાંથી નહિ પણ લોકસમૂહમાંથી થઈ છે એમ માને છે. પરંતુ બન્ને પક્ષો નાટકની ઉત્પત્તિ ધાર્મિક ક્રિયાને અંગે થયેલી છે તે મતમાં સંમત થાય છે. હજી સુધી પણ બંગાળામા યાત્રાઓ ધાર્મિક ક્રિયાને અંગે થાય છે. મહાભારત તથા રામાયણમાં પણ ઘણા આખ્યાનો છે જે નાટકની પેઠે ભજવી શકાય.

પાણિનિના વખતમાં નાટ્યશાસ્ત્ર અસ્તિત્વમાં હતુ. **पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः** ૪–૩–૧૧૦ અને **कर्मन्दकृशाश्वादिनिः** ૪–૩–૧૧૧. ^એ સૂત્રોમાં શિલાલિ અને કૃશાશ્વનાં નટ સૂત્રો કહેલાં છે.

મહાભાષ્યમાં કંસવધ અને બલિબંધન એ નાટકોના નામ આપેલાં છે. પ્રથમમાં કંસના અનુયાયિઓ રાતાં અને વાસુદેવના અનુયાયિઓ કૃષ્ણ મુખ બનાવતાં. આ નાટકો કૃષ્ણના જીવનમાંથી છે તેથી એવું અનુમાન દોરવામાં આવે છે નાટકની ઉત્પત્તિ કૃષ્ણ–વિષ્ણુ પૂજામાંથી થયેલી હોવી જોઇએ. બંગાળાની યાત્રાઓ આને ટેકો આપે છે કુશન સમયના આરંભમાં રચાયેલા બૌદ્ધ નાટકોના કટકાઓ તાડપત્ર ઉપર લખેલા સેન્ટ્રલ એશિયામાંથી મળી આવેલા છે; અને તેમાંનું એક તો કનિષ્કના રાજકવિ અશ્વઘોષનુ બનાવેલું છે. સેન્ટ્રલ એશિયા જ્યારે હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ હતો ત્યારે આ નાટકો રચવામાં આવેલાં. આ નાટકો કાલિદાસ

---

Mont gomery Schulyer-Bibliography of the Sanskrit Drama Columbia University Indo-Iranian Series Vol. III.

†The Vedic Akhyana and the Indian Drama ( J. R. A. S. Oct 1911 pp 079-1002 ).

વગેરેના નાટકો જે સિદ્ધાંતો ઉપર રચાયેલા છે તેના ઉપર જ રચાયેલા છે એ) તે ઉપરથી નાટક રચનાના સિદ્ધાંતો જૂના છે તે સિદ્ધ થાય છે. કુશન રાજ્યનો કાળ બરાબર નિર્ણીત થયો નથી. કેટલાક ઈ. સ. પૂર્વે શતકમાં કેટલાક ઈ. સ. પ્રથમ શતકમાં અને બીજાઓ દ્વિતીય શતકના આદિમાં મૂકે છે.

માલવિકાગ્નિમિત્રમાં ભાસ, રામિલ, સોમિલ, અને કવિપુત્રના નામો નાટ્યકાર તરીકે આપેલાં છે. પરતુ ભાસ સિવાય બીજાના નાટકો મળી આવ્યા નથી. ત્રાવણકોરના મી. ટી. ગણપતિ શર્માએ ભાસના દશ નાટકો શોધી કાઢ્યાં છે, જેમાં પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, સ્વપ્નવાસવદત્ત અને દરિદ્રચારુદત્ત મુખ્ય છે. દરિદ્રચારદત્તમાં મૃચ્છકટિકનું મૂળ આપણને મળે છે. ભાસ ઈ. સ. પૂર્વે ૫૩ થી ઈ. સ. ૨૫૦ ના અરસામાં થયો હોય એમ મનાય છે. નાટકસાહિત્યમાં શકુન્તલા, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર, મૃચ્છકટિક, રત્નાવલી, પ્રિયદર્શિકા, મુદ્રારાક્ષસ, ઉત્તરરામચરિત્ર, માલતીમાધવ, બાલરામાયણ, બાલભારત, કર્પૂરમંજરી, વિદ્ધશાલભંજિકા અને પ્રબોધચંદ્રોદય એ મુખ્ય છે.

શિલાઓ ઉપર પણ નાટકો કોતરવામાં આવતાં, આવા ત્રણ શિલાલેખો મળી આવ્યા છે. અજમેરના શિલાલેખમાં સવત્ ૧૨૧૦ મા રચાયેલા લલિત વિગ્રહરાજ અને હરકેલિરાજ નામના નાટકો છે. ધારમા ભોજશાળામાં પારિજાત મંજરી નામની નાટિકા કોતરેલી મળી આવી છે. ધારાના રાજા અર્જુનવર્મદેવે ( ગીતગોવિંદની રસિક સંજીવિની નામની ટીકાના કર્તા ) ગુજરાતના રાજા જયાસંહને ( અભિનવ જયસિંહ ) ને હરાવ્યો તેની પ્રશસ્તિ૨૫ અર્જુનવર્મના રાજગુરુ મદને આ નાટિકા રચી છે. અર્જુનવર્મનો સમય ઇ. સ. ૧૨૧૧ થી ૧૨૨૫ ના અરસામાં છે.

હવે આપણે આપણા પ્રસ્તુત વિષય ઉપર આવીએ. નાટક સાહિત્ય હાથમાં ધરતાં પહેલા આપણે ગૂજરાતનુ નાટ્યશાસ્ત્ર સાહિત્ય તપાસીએ. હેમાચાર્યે કાવ્યાનુશાસનમાં આઠમા અધ્યાયમાં નાટક સબંધી વિવેચન કરેલુ છે. તેમના શિષ્ય પ્રબંધશતકર્તૃ રામચન્દ્ર ગુણચંદ્રે બન્ને શ્લોકનો નાટ્યદર્પણ નામનો ગ્રથ આ વિષય ઉપર રચેલો છે. વાગ્ભટના કાવ્યાનુશાસનના પ્રથમ અધિકારમાં પણ તે સંબંધી કેટલુક છે.

હેમાચાર્યે એક પણ નાટક લખ્યુ હોય એવું જણાયુ નથી. તેમના શિષ્ય રામચંદ્રે કેટલાંક નાટકો લખેલાં છે.

**પ્રબધશતકર્તૃ રામચંદ્ર**—( ઈ. સ. ૧૧૪૩-૧૧૭૪ ) આ હેમાચાર્યના શિષ્ય હતો. અજયપાલે તેમનો તામ્રપટ્ટિકા ઉપર બેસાડીને વધ કરાવ્યો હતો. તેઓ મૃત્યુ વખતે નીચેનું સૂક્ત બોલ્યા હતા.

મહીવીઢહ સચરાચરહ જિણિ સિરિ દિણ્હાં પાય
તસુ અત્થમણુ દિણેસરહ હોઉત હોઇ ચિરાય

J A. B July 1913 pp. 259-270

એમણે નિર્ભયભીમવ્યાયોગ, [illegible]ય હરિશ્ચન્દ્ર નાટક, દ્રવ્યાલંકાર, રાઘવાભ્યુદય, યાદવાભ્યુદય, નલવિલાસ, રઘુવિલાસ વગેરે નાટકો બનાવેલાં છે. પ્રથમ બે પ્રસિદ્ધ થયાં છે.

पंचप्रबंधमिषपंचमुखानकेन
विद्वन्मनःसदसि नृत्यति यस्य कीर्त्तिः।
विद्यात्रयीचणमचुंबितकाव्यतंद्रम्।
कस्तं न वेद सुकृती किल रामचन्द्रम्॥
किंतु द्रव्यालंकारनामा प्रबंधोनभिनेयत्वेन तावदास्ताम्।

अपरेषां राघवाभ्युदययादवाभ्युदयनलविलासरघुविलासानांचतुर्णां रमणीयतमसंघ्रंगनिवेशानां विशदप्रकृतीनां पुनर्मध्ये कुत्र प्रजानामनुराग । (રઘુવિલાસ.)

એ કવિની સૂક્તિઓ અધિકાધિક સ્વાદુ તથા હર્ષની વૃષ્ટિ કરનાર હતી.

सूक्तयो रामचन्द्रस्य पूर्णेन्दुः कलगीतयः।
स्वातन्त्र्यमिष्टयोगश्च पञ्चैता हर्षवृष्टय॥
आम्नातो सर्वभाषासु पठितो दशरूपके।
अधीती रसकाव्येषु प्रबन्धान् द्रष्टुमिच्छति॥
व्युत्पत्तिर्मुखमेव नाटकगुणायासे तु किं वर्ण्यते
सौरम्यप्रसवा नवा भणितिरप्यस्त्येव काचित् क्वचित्।
संप्रीणन् दशरूपकस्य सकरोत्क्षेपं समाचक्षते
साहित्योपनिषद्विदः स नु रसो रामस्य वाचां परम्॥
प्रबंधा इक्षुवत्प्रायो हीयमानरसाः क्रमात्।
कृतिस्तु रामचंद्रस्य सर्वा स्वादुः पुरः पुरः॥

યશઃપાલમન્ત્રીએ રાજીમતી પ્રબોધ અને મોહપરાજય નામના નાટકો રચેલાં છે.

**પાર્થપરાક્રમ**—ધારાવર્ષાદેવના ભાઈ પ્રહ્લાદનદેવ જેણે પાલણપુર વસાવેલું છે તેનું બનાવેલું આ નાટક છે તેમાં અર્જુનના પરાક્રમો વર્ણવેલા છે. આ વ્યાયોગ શ્રીમદ્યલેશ્વરદેવના પવિત્રકારોપણપર્વના ઉત્સવમાં ભજવવામાં આવ્યો હતો. પ્રહ્લાદનદેવ સં. ૧૨૨૫ના અરસામાં થયા હતા.

तन्नजाने श्रीभगवन् श्रीमदचलेश्वरदेवस्य पवित्रकारिपणपर्वाणि केनापि रूपकेणाद्य प्र-साधनीयाः सभासदः ।

तदेतदतुलपराक्रमचमत्कारिताखिलभारतस्य श्रीधारावर्षदेवस्य पर्षदा प्रहितं पत्रकं तन्नि-रूपयतु भवान् । *सूत्रधारः गृहीत्वा वाचयति*

यत्र क्षत्रनिकारकारणरणप्रेमा कुमारः प्रभुः
संदर्भः सुकवेः समाधिसमतागर्भं कुमारस्य च ।
तत्रास्माकमकुंठिताद्भुतरसश्रोतःप्लुते रूपके
चेतः कौतुकलोलुपं सपदि तत्संपाद्यतामुद्यमः ॥
एतेन व्यायोगप्रयोगनियोगः सामाजिकानामिति तर्कयामि ।
स हि दीप्तरसावरगीतो राजव्यतिरिक्तनायकोपेतश्च ।

नटः ( स्मृत्वा )—भाव अस्त्येव युवराजश्रीप्रह्लादननिर्मितः पार्थपराक्रमनामा व्यायोगः ।
सूत्र० ( सानदम् ) अहो प्राचीनपुण्यसपदा संप्रदायः । तथाहि

प्रह्लादनस्य कविता वसति प्रसत्तेः
सतोपकारि चरितं कपिकेतनस्य ।
निर्मत्सरा च परिषत् पटुरस्मि नाट्ये
तत्सर्वथा फलितमस्य मनोरथैर्नः ॥
अपि च । तद्भारतमभिवंदे यशःशरीरं परासरात्मभुवः ।
क्षेत्रज्ञो यत्र हरि करणानि च पंच पांडुसुताः ॥

પ્રહ્લાદનની કવિતા વિષે કીર્તિકૌમુદીનો કર્તા કહે છે કે—

श्रीप्रह्लादनदेवोऽभूद्द्वितयेन प्रसिद्धिमान् ।
पुत्रत्वेन सरस्वत्याः पतित्वेन जयश्रियः ॥ १–२०
श्रीभोजमुञ्जदुःखार्ता रम्या वर्तयता कथाम् ।
प्रह्लादनेन साह्लादा पुनश्चक्रे सरस्वती । २१

**હમ્મીરમદમર્દન**—ભૃગુપુરના વીરસૂરિના શિષ્ય જયસિંહ નામના આચાર્યે વસ્તુપાલે મીલચ્છીકાર હમ્મીરને હરાવ્યો તેનું આ પચાંકી નાટક રચેલું છે ખંભાતના ભીમેશ્વરની યાત્રામાં વસ્તુપાલના પુત્ર સચિવ જયસિંહની આજ્ઞાથી આ નવરસભધુર નાટકનો પ્રયોગ થયો.

હતો. તે વખતમાં બહુ દેશોથી આવેલા બહુ કુશીલવસાર્થોએ ભયાનકમય ૪ પ્રકરણો ભજવેલાં હોવાથી લોકો કર્થિત થયેલા હતા.

સંવત્ ૧૨૮૬ ના અરસામાં આ રચાયેલું છે.

अस्ति तद्वाननेन्दुकौमुदीसमुदयायमानमसमानलसन्नवरसातिपूरणपरिगलितमत्यक्ष-निस्यंदसुंदरसुधाकुंडमंडितमहीमंडलमूलं दुगूरसनाश्रवणरसनीयं शरीरवदिव यशश्चुलुक्यकुल काननकल्पतरोः श्रीवीरधवलदेवस्य सहृदयहृदयमुदामुद्बोटकं हम्मीरमदमर्दनं नाम नाटकम्।

अहोमहोदधिमुखमुखरलहरीमधुराधरपानमहमहनीयमहीसरिन्मुखमंडनदक्षिणकुंडला-यितस्तंभतीर्थनगरीगरीयोरत्नांकुरस्य त्रिभुवनविभुविनम्रमौलिमुकुटमणिकिरणधोरणीधौतच-रणारविंदस्य.....श्री भीमेश्वरस्य यात्रायां.... समस्तसचिवचास्तोःपतिश्रीवस्तुपालकुलकानन-केलिसिंहेन श्रीमता जयंतसिंहेन समादिष्टोस्मि मधुरितनवरसबंधप्रसरबंधुरं कमपि प्रबंधम-भिनयन्........

एते नाटककर्ममर्मसु नटा· प्रत्येकमुत्कर्पिणः<br>
सभ्योयं च जयंतसिंहसचिवश्रिद्रूपचूडामणिः ।<br>
शौर्यश्रीसदनं च वीरधवलाधीशः कविश्चाद्भुत<br>
प्रज्ञः श्री जयसिंहसूरिरिति च कोप्येष पुण्योदयः ॥

**દૂતાંગદ**—સુભટ કવિ, આ નાટક દેવશ્રીત્રિભુવનપાલ (ઈ. સ. ૧૨૪૨–૪૩) ની પરિષદ્ની આજ્ઞાથી કુમારપાલસ્થાપિતશિવની મૂર્ત્તિના માનમાં દોલોત્સવને સમયે ભજવવામાં આવ્યું હતું. (J. R. A. S. 898-229.)

विश्वविश्वंभरासमुद्धरणादिवराहस्य निजभुजयुगलविदलितसकलवैरिवृंदसुंदरीनेत्रनी-लोत्पलविगलितबहुलबाष्पपूरक्षमानमताभराजहंसस्य महाराजाधिराजश्रीमत्त्रिभुवनपालदेवस्य परिषदाज्ञया प्रबंधविशेषमुपक्रममाणोस्मि ।.. . यदद्य वसंतमहोत्सवे श्री कुमार-पालदेवस्य यात्रां पदवाक्यप्रमाणपारंगमेन महाकविश्रीसुभटेन निर्मितं दूतांगदं नाम छाया नाटकं भवताभिनेतव्यम् ।

આ નાટકમાં રામે વાલિના પુત્ર અંગદને રાવણ પાસે સીતાને પાછી આપી દેવાનું કહેવાને દૂત તરીકે મોકલ્યો તે વસ્તુ છે. આમાં મળમાં ઘણાક ઉમેરા થયેલા છે. પ્રાચીન કાવ્યમાળામાં છપાયેલા પુસ્તકમાં તથા બીજી હસ્તલિખિત પ્રતોમાં ઘણો ફેર પડે છે. છપાયેલામાં તથા કેટલીક પ્રતિઓમાં નીચેનો શ્લોક છે.

स्वनिर्मितं किंचन गद्यपद्यबंधं कियत्प्राक्तनसत्कवीन्द्रैः ।
प्रोक्तं गृहीत्वा प्रविरच्यते स्म रसाढ्यमेतत् सुभटेन नाट्यम् ॥

ખરેખર કેટલીક પ્રતિઓમાં બીજા કવિઓના શ્લોકો માલમ પડે છે પરંતુ સંવત્ ૧૫૧૫ માં લખાયેલી આ નાટકની પ્રતિમાં **नाद्यंते सूत्रधारः** થી નાટકની શરુઆત થઈ **बालत्वे पिहता सुकेतुदुहिता** એ શ્લોકથી સમાપ્તિ થાય છે. સુભટ જેવો મહાકવિ બીજાના ઉતારા પોતાના નાટકમાં કરે તે સંભવિત નથી. કીર્તિકૌમુદીનો કર્તા સુભટ વિષે કહે છેઃ—

सुभटेन पदन्यासः स कोपि समितौ कृतः ।
येनाधुनापि धीराणां रोमाञ्चो नापचीयते ॥१—२४;

**મુદ્રિતકુમુદચંદ્ર પ્રકરણ**—આ પચાંકી પ્રકરણમાં સિદ્ધરાજની સભામાં દેવસૂરિએ દિગંબરવાદી કુમુદચન્દ્રને હરાવ્યો તેનો વિસ્તાર છે. શાકમ્ભરી ( શંભર ) ભૂપાલોને બુદ્ધિથી અભ્યુન્નતિને પમાડનાર ધર્કટવંશના શ્રેષ્ઠિ ધનદેવનો પૌત્ર યશશ્ચંદ્ર શ્રેષ્ઠિ આ પ્રકરણનો કર્તા છે યશશ્ચન્દ્રે અનેક પ્રબન્ધો રચેલાં છે અને તેની વાણી આગળ પ્રત્યગ્ર સુધાસર, શર્કરાયુત ગોદુગ્ધ અથવા ઉંચા કરેલા લોચનયુક્ત રામા મનને આનંદ ઉપજાવતી નથી.

श्रीसपादलक्षलक्ष्मीविलासवलभमिूलस्तंभान्यमानदोःकन्दलेऽङ्कपालीशयालुशाकम्भरीभूपालकराङ्गुलीकिशलयितकूर्चकुन्तले वरिष्ठश्रेष्ठिसीम्नि धनदेवनाम्नि परां बहुमानसंपदमुद्वहन्ययमी समासदः । तत्पौत्रसूत्रितमत्यग्रप्रबन्धाभिनयेन चमत्करोभ्येतद्येन. ।

तैस्तैर्बुद्धिसुधारसव्यतिकरैः शाकम्भरीभूभुजो येनास्यां भुवि चेनसोप्यविषमामभ्युन्नतिं लंभिताः । स श्री धर्कटवंशवारिधिसुधारोचिर्जगद्विश्रुतो यस्य श्रीधनदेव इत्यभिधया ख्यातः पितामूत्पितुः ॥ यस्याराधनबुद्ध्युपागतमहासामन्तचक्रोल्लसद्धाहीकाश्वमुखान्तरालविगलल्लालाजलैः पङ्किलाः। वेश्मद्वारवसुन्धरा प्रतिदिवं तावद्बभूवाद्भुतं तत्कर्णे जपमन्दिरेषु कमला दृष्टास्वलन्ती पुनः॥ मल्लिस्रग्भिरिवावृताः सुरसरिन्नीरैरिव स्नापिनाः श्रीखण्डैरिवमण्डिताः स्ववचिताः कर्पूरपूरैरिव । पीयूषैरिव सारिताः परिचिताः द्राक्षारसौघैरिव पीताः कुञ्चितलोचनैर्भणितयो विद्वज्जनैर्यत्पितुः ॥न प्रत्यग्रसुधासरःपरिसरे प्रेमाणमापद्यते पातुं वाञ्छति शर्करासुभगितं नो गोस्तनीपानकम्। उत्तंसीकृतलोचनां रमयितुं रामां न चोत्कण्ठते यत्सूक्तिं श्रवणातिथिं विरचयन् विश्वो मनस्वी जनः। कर्तानेकप्रबन्धानामत्र प्रकरणे कविः । आनद्धकाव्यमुद्रासु यशश्चन्द्र इति स्मृतः॥

( અપૂર્ણ.

સી. ડી. દલાલ.

---

# ખર્ચના કેટલાક જાણવાજોગ આંકડા.

( અંગ્રેજી ન્યુસપેપરમાંથી લીધેલુ. )

સાંપ્રત કાળમાં લક્ષ્મીનો વધારેમાં વધારે સંચય કેવી રીતે કરવા એ કળા અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં વસતી યુરોપીયન પ્રજાએ પ્રાપ્ત કીધી છે, અને એ અતુલ લક્ષ્મીનો સૌથી વધારે મોટા પ્રમાણમાં વ્યય કરવાનુ કામ પણ એ પ્રજા જ સૌથી સારી રીતે જાણે છે—એ વાત નીચેના આંકડા વાંચ્યાથી સહજ સમજાશે.—

અમેરિકામાં ન્યૂયૉર્ક નામે મોટું શહેર છે. તેમાં ફિફ્થ ઍવેન્યૂ (Fifth Avenue) નામે મહોલો છે; તે મહોલ્લામાં ૫૦ નાનાં મોટાં ભવ્ય મકાનો છે, એ મકાનો પૈકી નીચેની હકીકત જાણવા જોગ છેઃ—

| | સદ્ગૃહસ્થનું નામ. | બાબતે થયલો ખર્ચ. | ખર્ચની રકમ. |
|---|---|---|---|
| ૧ | મી. કૉર્નેલિયસ વૉન્ડરબિલ્ટ | પોતાના બાદશાહી મહેલની બાંધણી અને શણગારવામાં ખર્ચ | રૂ ૧,૧૫,૦૦,૦૦૦ |
| | | એની પાસે એક નાનો બગીચો બનાવવા માટે ૧ ઘર ખરીદ્યુ તેનું ખર્ચ | રૂ. ૩,૭૫,૦૦૦ |
| | | બગીચાને સુશોભિત કરવામાં થયેલુ ખર્ચ. | રૂ. ૧૦,૫૦,૦૦૦ |
| ૨ | મી. જેકબ ઍસ્ટર. | પોતાના મહેલના બાંધકામમાં મજુરીનુ ખર્ચ. | રૂ. ૨૪,૦૦,૦૦૦ |
| | | મકાનમાં ટાંગેલા ચિત્રોનુ મૂલ્ય | રૂ. ૧૫,૦૦૦,૦૦૦ |
| ૩ | મી. ગેરી. | મકાનની અંદર આરસ પહાણના પથ્થરના પગથીયાનો દાદર અને બન્ને બાજુએ સુવર્ણના સળીયાના કઠેરાનુ મૂલ્ય. | રૂ. ૩,૦૦૦,૦૦૦ |
| ૪ | મી. યર્કસ. | પોતાનો મહેલ બંધાવવામાં ને શણગારવામાં થયેલો ખર્ચ. | રૂ. ૯૦,૦૦૦,૦૦૦ |
| | | નહાવાની રૂમનુ ખર્ચ. | રૂ. ૯૦,૦૦૦ |
| | | મીસીઝ યર્કસના સૂવાના ઓરડામાં પલંગનુ મૂલ્ય. | રૂ. ૩૦,૦૦૦ |
| | | આખા મકાનમાં શોભા માટે ખરીદેલાં ચિત્રો. | રૂ. ૬૦,૦૦,૦૦૦ |
| ૫ | સૅનેટર ક્લાર્ક. | શ્વેત આરસપહાણનો મહેલ તેમાં ત્રણ રૂમ છે પ્રત્યેકનું મૂલ્ય. | રૂ. ૧૫,૦૦૦ |
| | | બીજી રૂમમાં એક કસબ ચઢાવેલો ને રત્નજડિત રગ તેનું મૂલ્ય | રૂ. ૧,૨૦,૦૦૦ |
| ૬ | મી. સ્ટીવ્હન માર્શન્ડ. | સૂવાનો ઓરડો શણગારવામાં થયેલું ખર્ચ. | રૂ. ૨૫,૯૫,૦૦૦ |
| | | સૂવાનો પલંગ હાથીદાંતનો. | રૂ. ૫,૭૦,૦૦૦ |
| | | હાથીદાંતની ને રત્નજડિત ખુરસીઓ. | રૂ. ૧,૨૦,૦૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| | | કપડાં પહેરવાનું બાથ ને ૫-રચુરણ ફર્નીચર. | રૂ. | ૭,૭૫,૦૦૦ |
| | | મીલીંગ ફેઝન રંગાવવા માટે ખુદ ફ્રાન્સથી ઉત્તમ ચિતારા બોલાવેલા તેનું ખર્ચ. | રૂ. | ૫૧,૦૦૦ |
| | | દિવાલો રંગામણ ચિત્રામણ. | રૂ. | ૧,૯૦,૦૦૦ |
| ૭ | એક ધનિકની પત્નીએ. | પોતે પાળેલા વાનરની પથારી માટે હાથીદાંતનો ને રત્નજડિત ખાટલો. | | ......... |
| ૮ | મી. પીયર મૉન્ટ મૉર્ગન. | 'રેફાયલ મેડોના' ચિત્ર ખરીદ્યું. | રૂ. | ૧,૫૦,૦૦,૦૦૦ |
| | | એક પેટી. | રૂ. | ૬,૦૦,૦૦૦ |
| | | એક પથ્થરનું બાવલું. | રૂ. | ૩,૦૦,૦૦૦ |
| | | રત્નજડિત પુસ્તક. | રૂ. | ૧,૫૦,૦૦૦ |
| ૯ | એક ધનિક. | એની કને બે નોકર હતા તેમનું કામ શેઠને ટોપી પહેરાવવી અને પગનાં તળીયાં લમવા તેમનો પગાર-બારે પગાર. | | |
| ૧૦ | કેટલાક ધનિકો. | નાટકો જોવામાં નૃત્ય ગાન જોવા સાંભળવામાં લાખો રૂપીઆનો વ્યય કરે છે. | | |
| ૧૧ | એક ધનિક. | ૧ પંખો—તેનું મૂલ્ય. | રૂ. | ૩,૦૦,૦૦૦ |
| ૧૨ | એક ધનિક. | વેસ્ટ કોટના બટનમાં હીરા જડેલા તેનું મૂલ્ય. | રૂ. | ૭૫,૦૦૦ |
| | | અને સુવર્ણનો હાથો ન હોય એવા ચાપુ કાંટાને તે હાથમાં પકડતો નહિ | | |
| ૧૩ | વૉન્ડર્બિલ્ટની પત્ની. | એક બૉલ—ઈ. સ. ૧૮૮૩ મા આપ્યો, તેનુ ખર્ચ. | રૂ. | ૭,૫૦,૦૦૦ |
| | | એક બૉલ—તેનું ખર્ચ. | રૂ. | ૯,૩૦,૦૦૦ |
| ૧૪ | મી. બ્રૅાડલી માર્ટિન. | બાર માણસ વચ્ચે ખાણું | | |
| ૧૫ | મી. હાર્વર્ડ ગૂલ્ડ. | આપ્યુ તેનું બિલ. | રૂ. | ૧૫,૦૦૦ |
| | | ટર્કીશ બાથ. | રૂ. | ૧૦,૦૦૦ |
| ૧૬ | એક ધનિક. | ડેલ્મોનિકોમાં ૧ ખાણું આપ્યુ | | |
| ૧૭ | મી. લક મીયરે. | તેનું નામ "સ્વાન ભોજન" આખી દુનિયાના જુદા જુદા ભાગોમાંથી ઉત્તમ વાનીનું ભોજન ને ઉત્તમ રસોઇઆઓએ પરિપક્વ કીધેલું માણસદીઠ રૂ.૪૦૦ | રૂ. | ૩,૭૫,૦૦૦ |
| ૧૮ | એક ધનિક | પોતાની મૃત્યુની શય્યા. | રૂ. | ૧,૫૦,૦૦૦ |
| ૧૯ | એક ધનિક. | પોતાના મૃત્યુ પછી કબર પર ઇમારતની બાંધણીનું ખર્ચ. | રૂ. | ૧,૨૦,૦૦૦ |

"એક અભ્યાસી."

## લવાજમ.

લવાજમ મર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

## શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | |
|---|---|---|
| ૪૨૪ | ફુટનોટ | વડોદરા કોઓપરેટિવ કોન્ફરન્સમાં વાંચેલો લેખ. ("પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારો" નું). |

| પૃષ્ઠ | પંક્તિ: | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૦૧ | પેરા ૩ | પરતે | પરંતુ |
| " | " ૮ | ઊડાં | ઊંડાં |
| ૪૦૩ | ફુટનોટ પં. છેલ્લેથી ૩ જી | impresson | impression |
| ૪૦૪ | ફુટનોટ પં. ૫ | impressons | impressions |
| " | " ૨૨ | ગાત્ર | માત્ર |
| " | " " | ઉત્પ્રેક્ષા કરે છે | ઉત્પ્રેક્ષા પ્રવેશ કરે છે. |
| " | " " | અપહ્ નુતિ | અપહ્નુતિ |

## શુદ્ધિપત્ર. (મહત્ત્વની ભૂલોનું)

વડોદરાની સાહિત્ય પરિષદ્ અને પ્રેમાનન્દનું નાટક.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૫૮ | લેખની પંક્તિ ૨ | અંગ | અંગત |
| " | " ૮ | પરિષદે | પરિષદે તેમ જ |
| ૩૫૯ | ૧૦ | યુક્તિ વિરુદ્ધ | યુક્તિવિરુદ્ધ |
| " | ૧૮ | પરિષદનું અને | પરિષદનું |
| ૩૬૦ | ૪ | સ્થાનિક | સ્થાનિક |
| " | ૧૨ | નિવૃત્તિ | વૃત્તિ |
| " | ૧૬ | નનન્દનાથ | નન્દનાથ |
| " | ૧૭ | કેટલા | કેટલાક |

---

Reg. o'B N. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત્ ૧૯૭૦.

## મિ. જોસેફ ચેમ્બરલેન.

ગયે તા. ૩ જી જુલાઇને રોજ ગ્રેટબ્રિટનના ઇતિહાસમા પોતાનુ નામ કાયમ રાખી મિ જોસેફ ચેમ્બરલેન અઠ્ઠોતેર વર્ષની પાકી વયે પરલોકવાસી થયા એ રાજપુરુષના રાજ્યકીય જીવનના કેટલાએક પ્રસંગો ગમિક છે બોધક છે અને રાજ્યવિદ્યા અને રાજ્યકલાના અભ્યાસીઓને ખાસ મનન કરવા લાયક છે તે જીવનના પરાક્રમો તેમજ તેની નિષ્ફલતા ઓમાં આપણે ઘણું જાણવાનુ ઘણું સમજવાનુ અને ઘણું વિચારવાનુ મળી શકે તેમ છે અને એમના જેવા એક નેતા પુરુષના અવસાનની નોધ લેતી વખતે તેમના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગોનુ સ્મરણ કરીએ તો તે અસ્થાને નહિ ગણાય એવી મને શ્રદ્ધા છે.

મિ. ચેમ્બરલેન સને ૧૮૩૬ માં જન્મ્યા હતા. તેમના પિતા લન્ડનમા જથાબધ પગરખાં શીવડાવનારનો ધન્ધો કરતા હતા. જોસેફ તેમનો જ્યેષ્ઠ પુત્ર હતો. ચૌદ વર્ષ સુધી સાધારણ નિશાળોમાં થઈ શકે તેટલો અભ્યાસ કરી ચૌદે વર્ષે તેઓ યુનિવર્સિટી કોલેજ સ્કુલમાં દાખલ થયા. સોળે વર્ષે તો કેળવણીને રામરામ કરી પોતાના પિતાના ધન્ધામા જોડાયા આટલીજ કેળવણીવાળો એક મોચીમહાજનનો છોકરો એક રાજમન્ત્રીના મોટા પદને પામે એ વાત જ આપણા દેશ કાળમાં નવાઈ જેવી લાગે તેવી છે. પણ જે દેશની છાયામા આપણે સુખેદ શાન્તિમાં આપણું જીવન ગાળીએ છીએ તે દેશમાં એ અસાધારણ બનાવ

નથી કારણ કે ત્યા ઊચા પ મેળવવાની તક મહેનતુ રીતીના અને રાજ્ય મેળમા પોતાનુ જીવન ગાળવાના અભિલાષવાળા સર્વને થોડી ઘણી મળે છે આવા જીવનને માટે યોગ્યતા સંપાદન કરવાસારૂ આરંભમા મહેનત કરવાની જરૂર ઘણી રહે છે મિ ચેમ્બરલેન એમના એક પિત્રાઈ ભાઈના ધંધામા સામીલ થઈ સને ૧૮૫૪ મા બર્મિન્ગહામ ગયા ત્યા ધંધા માટે સર્વ તરેહની મહેનત કરી ધંધામા જોઇએ તેટલી ફતેહ મેળવી કુટુમ્બજીવન વ્યવસ્થિત રીતે ચાલ્યુ જાય તેટલી જોગવાઈ થઈ રહી એટલે તેમનુ કુટુમ્બ પણ બર્મિન્ગહામ ગયુ અને તે પછી મિ ચેમ્બરલેને ત્યાના સામાજિક જીવનમા ભાગ લેવા માડ્યો પરન્તુ તે જીવનની આનમિક તૈયારી તો તેમણે બર્મિંગહામ જવાની સાથેજ કરવા માડી હતી બર્મિન્ગહામ ગયા તેજ વરસમા તેમણે એક ડિબેટિંગ સભામા—વાદ સભામા—ભાગ લેવાનુ શરૂ કર્યું હતુ અને તેમા મિ બ્રાઇટના ભાષણો ઉપર અને ખાસ કરીને તેમની સંસ્થાના સંબંધી રાજ્યનીતિ ઉપર તેઓ ઘણુ વિવેચન કરતા

૧૮૬૭ ના રિફોર્મબિલને માટે ચાલેલા વાગ્યુદ્ધમા મિ ચેમ્બરલેને ફટા તરીકે ભાગ લીધો હતો અને તેને અંતે થયેલી ચુટણીમા બર્મિન્ગહામ તરફથી એક લિબરલ પ્રતિનિધિને પસંદ કરાવવામા તેમણે ઉલટભેર ભાગ લીધો હતો આ જ વર્ષમા મજૂરીના હક સમંધે આયર્લેન્ડના સવાલ ઉપર પણ તેમનુ ધ્યાન દોરાયુ હતુ આ સમયથી તેમણે પાર્લમેન્ટના જીવનનો આરંભ કરવો શરૂ કર્યો એમ કહીએ તો ચાલે પણ તેનો પરિપાક સને ૧૮૭૬ સુધી થવા પામ્યો નહિ એ પણ નોધવા જેવુ છે

## મિ. ચેમ્બરલેનની સ્વ-સ્થાન ભક્તિ

આ સમયમા બર્મિન્ગહામના સ્થાનિક જીવનમા તેઓ ઉત્સાહથી ભાગ લેતા હતા આપણે એ જીવનના મુખ્ય પ્રસંગો ઉપર આપણી નજર જરાક ફેરવીશુ સને ૧૮૬ ની સાલમા બર્મિંગહામની સ્થાનિક સભાના તેઓ પ્રતિનિધિ સભાસદ નિમાયા ત્રણ વર્ષની અંદર એ સભા ઉપર પોતાનો પ્રતાપ જમાવવા તેઓ શક્તિવાન થયા તે અરસામા બર્મિન્ગહામનો જુવાન વર્ગ સ્થાનિક જીવનમા આગળ આવી ગયો હતો સને ૧૮૭૩ મા મિ ચેમ્બરલેન મેયરના પદ ઉપર નીમાયા અને તે પછીના બે વર્ષ પણ ફરી ફરીને તેમને જ તે પદ માટે પસંદ કરવામા આવ્યા

સ્થાનિક સભાના કાઉન્સિલર તરીકે તેમને હાથે થયેલા કામોની નોધ લેતા પહેલા બર્મિન્ગહામની કેળવણી માટે તેમણે લીધેલા શ્રમની નોધ લઇએ સને ૧૮૬૭ એટલે કાઉન્સિલર તરીકે ચૂટાયા તે પહેલા બે વર્ષ પૂર્વે બર્મિન્ગહામમા બર્મિન્ગહામ એજ્યુકેશન લીગ એ નામની એક સંસ્થા સ્થાપવામા આવી હતી મિ જેસ કોલિન્સ એના મન્ત્રી હતા તે લીગે શરૂ કરેલુ કામ નેશનલ એજ્યુકેશન લીગે આગળ ચલાવ્યુ અને નેશનલ એજ્યુકેશન લીગના સમયમા ફરજીઆત કેળવણીનો પાયો પ્રમાણ થયો આ લીગનો મુખ્ય હેતુ

એ હતો કે ઇંગ્લંડ અને વેલ્સમાં "પ્રત્યેક બાળકને એવી કેળવણી આપવી કે જેથી એક ગરીબમાં ગરીબ કારીગર પણ, ધારે તો, યુનાઇટેડ કિન્ગડમના પૌરજનને મળી શકે તેવી ઊંચામાં ઊંચી પદવી મેળવવા માટે લાયક થઈ શકે." મિ. ચેમ્બરલેન આ લીગની કાર્યભાર સભાના પ્રમુખ થયા હતા અને તેના કાર્યમાં કોઈ પણ પ્રકારના સંકોચ વિના પોતાનો સમય આપતા. કેળવણીને માટે એમનો આ ઉત્સાહ ૧૮૭૨ માં જે વખતે મિ. ફોસ્ટરનુ બીલ પાર્લામેન્ટમાં આવ્યુ તે વખતે પાર્લામેન્ટમાં પ્રકટ થયો હતો. મિ. મોર્લે ગ્લેડસ્ટનના જીવનચરિતમાં લખે છે કે આ બીલની ચર્ચામાં મિ ચેમ્બરલેને રાજ્યજીવનના રણક્ષેત્રમા આગળ પડતો ભાગ લીધો. ધૃષ્ટતા, નિર્ભયતા, રાજ્યકીય પક્ષો સંબધે અચમતિનું વજાણુ ધારણુ કરવાની તીવ્ર વૃત્તિ અને સ્વાભાવિક દક્ષતાઃ મિ. ચેમ્બરલેનના આ ગુણો તે વખતે પાર્લામેન્ટમાં પ્રકટ થયા. મિ ચેમ્બરલેનનો કેળવણી માટેનો આગ્રહ બર્મિન્ગહામના સ્થાનિક કારભારમાં વેગથી સફળ થતો હતો અને તેનુ મોટામાં મોટુ ફળ બર્મિન્ગહામની યુનિવર્સિટિ થયુ. અને ૧૯૦૦ ની સાલમાં ત્યાંની મેસન કોલેજને યુનિવર્સિટીનું રૂપ આપવામાં આવ્યુ તે પ્રસગે મિ. ચેમ્બરલેને કરેલી યુનિવર્સિટીની વ્યાખ્યા ઉપર વાચનારનું ધ્યાન દોરી આપણે આગળ ચાલીશું. મેસન કોલેજના તન્ત્રીઓની પહેલી જ સભામા બોલતાં તેમણે કહ્યું હતુ - "આ કોલેજને સર્વદેશી કેળવણીનુ એક મોટું ધામ બનાવવું જોઇએ. જ્ઞાનની કોઈ વિશેષ શાખામા પુરાઈ ન રહેતાં સમસ્ત જ્ઞાન તેની વિષયમર્યાદામાં સ્થપાવુ જોઇએ અને તે એવુ ધામ બનવું જોઇએ કે જ્યાં આપણા મહોપાધ્યાયો અને પંડિતો અને તેમના વિદ્યાર્થીઓ એક બીજા સાથે મળે—અને સહુ સાથે મળી વિદ્યાદેવીની ઉપાસનામાં મગ્ન રહે બર્મિન્ગહામમાં આવું ધામ સ્થાપવુ એ આ શહેરના સમગ્ર જનમંડળને ઊંચા લક્ષ્યો અને ઊંચા પ્રકારના મનોરથોમા આથી દેવા સમાન છે. તે રીતે આપણી દૃષ્ટિમર્યાદાને વિશાળ કરીને અને આપણા સદ્‌જીવનના વિસ્તારને વધારીને આજ વેપાર વણજના કામમાં ગોંધાયલી આ શહેરની પ્રજાના જીવનમાં ઉત્પન્ન થતી નીરસતાને આપણે વિવિધતાથી—સરસતાથી—રંગી શકીશું" અને ૧૮૯૮ માં મેસન કોલેજ જે પહેલાં એક ખાનગી શાળા હતી તે સાર્વજનિક થઇ તે વખતે મિ. ચેમ્બરલેને આ ભાવના રજુ કરી હતી, અને બે વર્ષની ટૂંકી મુદતમાં તેમણે તે ભાવના સફળ કરી. જાતિશ્રમથી તેમણે એના ભંડોળમાં ૪૭૦,૦૦૦ પાઉંડની જમાવટ કરી. જન્યાની બક્ષીસ થઈ અને બર્મિન્ગહામનુ વિશ્વવિદ્યાલય સ્થપાયુ. તેમના શ્રમથી તે વિદ્યાપીઠમા વ્યાપારભવન પણ સ્થપાયુ. મિ ચેમ્બરલેનની વિનતિથી મિ. કાર્નેગીએ આપેલી મોટી બક્ષીસોથી કળાભવનો સ્થપાયા. મિ. ચેમ્બરલેન પોતે યુનિવર્સિટીના બાળ ન હોતા પણ તેઓનો નિશ્ચય હતો કે વ્યાવહારિક અને વાણિજ્યોપયોગી કેળવણી સાક્ષરતાની કેળવણીનું સ્થાન કદી પણ લઈ શકશે નહીં. સાક્ષરતા અને વ્યાવહારિક કેળવણી એ બન્ને એક બીજાનાં વિરોધી નથી પણ અન્યોન્ય સહાયક છે એવો એમનો સિદ્ધાન્ત હતો. પણ તેઓ એમ માનતા કે કોઈ પણ નગરના વિશ્વવિદ્યાલયનુ જીવન તે શહેરના જીવનના અંશ રૂપજ હોવું જોઇએ.

વિદ્યાવૃદ્ધિના કામમાં મિ. ચેમ્બરલેને આ પ્રમાણે ઉત્સાહપૂર્વક ભાગ લઈ મિ૦ ચમ્બરલેન

બર્મિન્ગહામને સ્થાનિક ઉદ્યોગોના શિક્ષણનુ એક મોટુ ધામ બનાવવાને શક્તિવાન થયા તેજ પ્રમાણે શહેર સુધારાના કાર્યમા પણ તેઓ તેટલા જ ઉત્સાહી હતા મિ॰ ચેમ્બરલેનની પૂર્વે બર્મિન્ગહામનો સ્થાનિક કાર્યભાર નાના નાના વેપારીઓના હાથમા હતો, જેમને મન શહેરનુ જાહેર કરજ ન વધવા દેવુ એ એક મોટુ કર્તવ્ય હતુ આના પરિણામમા શહેર સુધરાઇનુ કામ ખ‍ મદ મદ ચાલતુ હતુ મિ ચેમ્બરલેનનો પ્રતાપ જામતા આ દૃષ્ટિ બદલાઈ ગઈ અને સુધરાઇનુ કામ જોસબધ ચાલવા માડયુ થોડાજ વર્ષના અરસામા જે કરજ ૬,૦૦,૦૦૦ પાઉંડ હતુ તે બરાબર દસ ગણુ થયુ મિ ચેમ્બરલેન મેયર થયા પછી તેમણે પહેલુ કામ તો એ કર્યુ કે ત્યાની ગૅસ કમ્પનીનુ સ્વામિત્વ શહેરને માટે ખરીદી લીધુ, અને તે પછી ત્યાના પાણીખાતાની પણ ખરીદી કરી લીધી ગૅસ કમ્પની ખરીદવામા શહેરને માટે સગવડ અને નફો એ બે હેતુ હતા પાણી કામની ખરીદી કરવાનો હેતુ એ હતો કે શહેરને પુષ્કળ પાણી પૂરૂ પાડવુ અને નફો ન મળવો આ બે યોજનાઓની સામે રસ્તાના સુધારાની યોજના પણ હાથમા લેવાઇ આ સિવાય સાર્વજનિક આરોગ્ય અને જાહેર બાધકામના ખાતાઓ ઉપર પણ મિ ચેમ્બરલેનના ઉત્સાહની શુભ અસર થયે જતી હતી લાયક જગાઓમા ઝાડો રોપવાનુ અને શહેરને માટે ખુલ્લા મેદાનો રોકવાનુ કામ પણ તેમણે આગળ પાડયુ હતુ અને શહેરમા મફત વાચનગૃહો અને કલાગૃહો પણ પૂરા પાડવાને તેઓ શક્તિવાન થયા આ બધા સારા કામોની તુલના ઈંગ્લંડના બીજા શહેરોએ બર્મિન્ગહામનુ અનુકરણ કરીને કરવાનુ શરૂ કર્યું

મિ ચેમ્બરલેનના સ્થાનિક કાર્યભારને માટે આટલુ બસ છે આ ઉપરથી એમ સ્પષ્ટ સમજાય છે કે સ્વ-સ્થાન ભક્તિ અને સ્થાનિક કાર્યનિર્વાહ એ દેશભક્તિ રાષ્ટ્રભક્તિ અને સામ્રાજ્યભક્તિના તેમજ દેશકાર્ય રાષ્ટ્રકાર્ય અને સામ્રાજ્યકાર્યમા નિપુણતા મેળવવાના પહેલા પગથીઆ છે આપણા દેશના વર્તમાનમા આ વાત ઉપર ભાર મૂકવાની ખાસ જરૂર છે આપણે ત્યા સ્થાનિક કાર્યભારમા જે શિથિલતા જોવામા આવે છે તેનુ કારણ આપણા નગરોના આગેવાન પુરુષોની સ્થાનિક કાર્યભાર તરફ બેદરકારી હોવાનુ પણ જણાયુ છે બીજા કારણો નથી એમ કહેવાનુ નથી પણ જો સ્વસ્થાનભક્તિ અને સ્વસ્થાનકાર્યનિર્વાહ માટે પૂરતો ઉત્સાહ હોય તો અત્યારના કરતા ઘણો ફેર પડે એટલુ તો સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી જ

## મિ ચેમ્બરલેનની સામ્રાજ્યભક્તિ

આપણે જોયુ કે મિ ચેમ્બરલેનની સ્વસ્થાનભક્તિ ઊંચા પ્રકારની હતી રાષ્ટ્રના ક્ષેત્રમા પણ એ ભક્તિ તેવીજ ઊંચી હતી વિદ્યા વૃદ્ધિને માટે એમનો કેવો આગ્રહ હતો તે આપણે જોઈ ગયા તેજ પ્રમાણે રાષ્ટ્રના બીજા પ્રશ્નોના સબધમા પણ તેમની ભાવનાઓ ઉદાર અને જનાનુરાગી હતી સને ૧૮૭૪ મા તેમણે પાર્લમેન્ટને માટે ઉમેદવારી કરેલી પણ તેમા તેઓ ફત્તેહ થયા નહિ પરતુ ૧૮૭૬ મા તેમને તક મળી અને સર્વાનુમતે પાર્લમેન્ટમા દાખલ થયા પાર્લમેન્ટના સભાસદ થવાની સાથે તેમણે બર્મિન્ગહામની મ્યુનિસિપાલિટીના મેયરના પદનુ તથા

ત્યાંની કેળવણી કમિટીના પ્રમુખના પદનું રાજીનામું આપી દીધુ, અને પાર્લામેન્ટમાં ઉલટથી ભાગ લેવા માંડયો. પ્રથમ મિ. ગ્લેડસ્ટનના રાજ્યતન્ત્રમાં સામેલ થઈ આર્યલેન્ડને સ્વરાજ્ય આપવાના સવાલ ઉપર એ બે રાજ્યપુરષો વચ્ચે કેવો મતભેદ પડયો અને તેના પરિણામમાં લીબરલ પક્ષ કેવી રીતે તૂટયો અને આયર્લેન્ડના સ્વરાજ્યનો પ્રશ્ન કેવો મુશ્કેલ થઈ પડયો એ વાત સર્વને તાજી છે. લીબરલ પક્ષ તોડ્યા પછી થોડો વખત મિ. ચેમ્બરલેન સ્વતન્ત્ર રહ્યા. પણ પછીથી લોર્ડ સોલ્સબરીએ એમને પોતાના પક્ષમાં ધીમે ધીમે ભેળવ્યા અને સને ૧૮૯૫ માં જ્યારે લોર્ડ સોલ્સબરી વડા પ્રધાન થયા ત્યારે મિ. ચેમ્બરલેને સંસ્થાનો ખાતાના પ્રધાનની પદવી અંગીકાર કરી. આ વખતે સંસ્થાન સંબંધી રાજ્યનીતિ પૂર બહારમાં ખીલાવવાનો તેમને પ્રસંગ મળ્યો. સંસ્થાનોની સાથે માતૃભૂમિનો સંબંધ જેમ બને તેમ વધારે ગાઢ કરવા અને માતૃભૂમિ અને સંસ્થાનોને જકાતની એક મહા જાળ ગૂંથીને એક બીજાં સાથે ન તોડી શકાય એવા સંબંધમાં જોડવાં એ તેમની સંસ્થાનરાજ્યનીતિનો મુખ્ય ઉદ્દેશ હતો. આ ઉદ્દેશ હજી સુધી સિદ્ધ થયો નથી અને જો કે મિ. ચેમ્બરલેને આરંભેલો યત્ન હજી ચાલુ છે તો પણ એનું છેવટે શું પરિણામ આવશે એ કહી શકાતું નથી. તો પણ તેઓ ઊંચા પ્રકારની સામ્રાજ્ય ભક્તિથી દોરાતા હતા એ વાતમાં કોઇને સંશય નથી.

## મિ. ચેમ્બરલેનનો જનાનુરાગ.

પરન્તુ મિ. ગ્લેડસ્ટનથી અને તેરીતે લીબરલ પક્ષથી છૂટા થયા છતાં લિબરલ સંપ્રદાયનું ખાસ લક્ષણ–જનાનુરાગ–તેમાં તેઓ અંત સુધી સ્થિર હતા. તેઓ પાર્લામેન્ટમાં આવ્યા ત્યારે રેડીકલ—લિબરલોથી પણ આગળ વધેલા–હતા. પાર્લામેન્ટમાં એમના પગ ભોંય અડ્યા તેની સાથેજ પક્ષધર્મનું ઉલ્લંઘન કરીને સ્વમનોરાજ્યરૂપ એક કાર્યક્રમ પોતે પ્રકટ કર્યો કર્યો હતો. સને ૧૮૮૩ માં બર્મિન્ગહામમાં એક પ્રસંગે બોલતાં તેમણે ચર્ચનું વિસર્જન (disestablishmont of the Church) મનુષ્ય માત્રને માટે મતાધિકાર, ચુંટણીને માટે સમાન દેશવિભાગો અને પાર્લામેન્ટના સભાસદોને લવાજમ આપવું: આ બધા સુધારાઓ દાખલ કરવાની આવશ્યકતા સ્પષ્ટ રીતે સ્વીકારી હતી. આ કાર્યક્રમ તદ્દન અપૂર્વ હતો. લોર્ડ સોલ્સબરીએ એને જેકોબિનિકલ એવી સંજ્ઞા આપી હતી. આ કાર્યક્રમે વ્હીગ પક્ષના કાન ઊંચા કર્યા, અને મિ. ચેમ્બરલેનના વિરોધીઓને અધીરા કર્યા. કેટલેક ઠેકાણે તેને મારો મત્કાર પણ મળ્યો. આ વખતે મિ. ચેમ્બરલેન એક રાજ્યમન્ત્રી હતા તે છતાં તેમનું આવુ સ્પષ્ટવક્તૃત્વ મિ. ગ્લેડસ્ટનના અભિપ્રાય પ્રમાણે પ્રધાનમંડળ અને પક્ષતન્ત્રના ધોરણોથી વિરુદ્ધ હતું. આવા સમૂલકસુધારકની (Radical) સાથે પ્રધાનમંડળમાં પોતે બેઠા છે એવું જાણી ડયુક ઓફ આર્ગાઈલને તો ગ્લાનિ થઈ. આવી રીતે આગળ વધેલા એક સમૂલક સુધારક જ્યારે લોર્ડ સોલ્સબરી સાથે જોડાયા ત્યારે જરા પણ ફર્યા ન હતા. એટલું જ નહિ પણ તેમના પ્રતાપથી તેઓ સુધારાના દ્વેષી પક્ષને પણ સુધારાને અનુકૂલ બનાવી શક્યા. વૃદ્ધોનું ભરણ પોષણ કરવાની રાજ્યની ફરજ પણ મૂળ મિ. ચેમ્બરલેનના મનોરાજ્યે સ્વીકારી હતી. મિ. લોયડ જ્યોર્જે અત્યારે જમીનની માલકીના સંબંધમાં જે પ્રશ્નમાં ગુંથાયા

છે તે પ્રશ્ન પણ મિ. ચેમ્બરલેને ઉપસ્થિત કર્યો હતો. ૧મિ. ચેમ્બરલેનના ઉદ્ભવવા પછી. કન્ઝર્વેટિવ પક્ષ અને લિબરલ પક્ષ વચ્ચે જનકલ્યાણની રાજ્યનીતિના સંબંધમાં બહુ મતભેદ ન રહ્યો. અત્યારે લીબરલોને હાથે મિ. ચેમ્બરલેનના ૧૮૮૩ ના મનોરાજ્યના સુધારાઓ દાખલ થયા છે, વૃદ્ધોના ભરણ પોષણની રાજ્યની ફરજ સ્વીકારાઈ છે અને અમલમાં મૂકાઈ છે અને એ માટે મિ. ચેમ્બરલેનના પ્રતાપને પણ થોડોક યશ ઘટે છે.

પરન્તુ જેમ સ્વદેશજનોના કલ્યાણને માટે તેઓની ઉત્સુકતાએ તેમની સ્વદેશની રાજ્યનીતિને ઉદાર બનાવી હતી તેવી જ રીતે તે ઉદારતા માત્ર સ્વદેશ અર્થે રૂંધાઈ ગયાથી તેમની સ્વદેશ બહારની રાજ્યનીતિ સંકોચ લક્ષણવાળી હતી. આયર્લેન્ડના સંબંધમાં મતભેદ પડવાનું મુખ્ય કારણ પણ એમના સ્વભાવના આ લક્ષણમાં જ આપણે જોઈએ છીએ. મિ. ગ્લેડસ્ટન જ્યારે ઉદાર ધોરણે આયર્લેન્ડને સ્થાનિક સ્વરાજ્ય આપવાની ઇચ્છા ધરાવતા હતા ત્યારે મિ. ચેમ્બરલેનનો હેતુ સ્વરાજ્યનો અધિકાર જેમ બને તેમ સંકુચિત અને એમની સ્વસ્થાનો સંબંધી રાજ્યનીતિમાં પણ સંસ્થાનોના બલથી ( ગ્રેટબ્રિટન ) ના બલને પુષ્ટ કરવાનો સ્વદેશાર્થ સિદ્ધ કરવાની ઊંચી પણ સ્વાર્થબુદ્ધિ હતી.

હિન્દુસ્તાનના સંબંધમાં આટલી લાંબી કારકીર્દિમાં કાંઈ જ વિચાર કરવાનો પ્રસંગ મિ. ચેમ્બરલેનને મળ્યો ન હતો.

સ્વસ્થાન ભક્તિ સ્વદેશ ભક્તિ અને સામ્રાજ્ય ભક્તિની સિદ્ધિનો જે ક્રમ મિ. ચેમ્બરલેનના જીવનતન્ત્રમાં ગુંથાયલો આપણા જોવામાં આવે છે તેવા ક્રમનું પ્રકટીકરણ આપણા જનમંડળમાં ઉત્પન્ન કરવામાં એમનુ દૃષ્ટાન્ત ઉપયોગી થઈ પડશે. આપણા દેશમાં સર ફીરોજશાહ મેહેતા અને ઓ. મિ. ગોખલેનાં દૃષ્ટાન્તો પણ આ ક્રમના ઉપયોગીપણાની સાખ્ય પૂરે છે. હિન્દુસ્તાનના નાના મોટા સર્વ નગરોમાં મિ. ચેમ્બરલેનના જેવી સ્વસ્થાનભક્તિથી પ્રેરાયલા પુરુષો ઉત્પન્ન થાય તો આખા દેશને કેટલો લાભ થાય એ પ્રશ્ન ઉપર વાંચનારનું ધ્યાન ખેંચી આ લેખ સમાપ્ત કરૂ છુ.

મુબઈ,
તા. ૧૩ મી જુલાઈ ૧૯૧૪.

ઉત્તમલાલ કે. ત્રિવેદી.

---

The design here under all the four heads of objection (of Mr. Chamberlain) was the dwarfing of the legislative body, the cramping and contraction of its organs, its reduction to something which the Irish could not pretend to accept, and which they would have been no better than fools if they had ever attempted to work —Morley's Gladstone, II. 543.

# ઈશ્વરનું અસ્તિત્વ.

## (૨.)

ગયા અંકમા ઈશ્વરનુ અસ્તિત્વ કઈ રીતિએ જાણી શકાય તેમ છે તે આપણે જોયુ હવે ત્હેના અસ્તિત્વ માટે શા પ્રમાણો છે ત્હેનુ ટુકામા નિરૂપણ કરીશુ.

(૧) સૃષ્ટિના પ્રત્યેક વિભાગ—બલ્કે પ્રત્યેક વસ્તુ—મા સામાન્ય રીતે રહેલા કોઈ પણ નિયમને સાર્વજનિક નિયમનુ નામ ખરી રીતે આપી શકીએ તો તે કાર્યકારણભાવનો નિયમ છે આ નિયમનુ ટુકામા ટુ અને સાદામા સાદુ વર્ણન એ છે કે જે કોઈ વસ્તુ ઉત્પન્ન થયેલી હોય એટલે કે કાર્ય હોય ત્હેનુ ત્હેને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવનાર કારણ હોવુ જોઈએ આ નિયમનુ તાત્પર્ય એ છે કે સૃષ્ટિમા જે જે વ્યાપારો થાય છે તે સર્વે પોતાની મેળે એટલે કે કોઈ પણ બીજી વસ્તુથી સ્વતન્ત્ર રીતે ઉત્પન્ન થતા નથી પરન્તુ તેઓ ત્હેમને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવનાર વસ્તુ ઉપર આધાર રાખે છે હવે આવી રીતે જે કોઈ વસ્તુની ઉત્પત્તિ બીજી કોઈ વસ્તુના ઉપર આધાર રાખે છે ત્હેને આપણે સાધારણ રીતે પ્હેલી વસ્તુનુ કારણ કહીએ છીએ જેમકે તોપનો ગોળો વાગવાથી દીવાલનુ પડી જવુ—ત્હેમા તોપના ગોળાનુ વાગવુ એ કારણ અને દીવાલનુ પડી જવુ એ ત્હેનુ કાર્ય સ્હમજીએ છીએ અર્થાત્ દરેક કારણમા કાર્ય ઉત્પન્ન કરવાની શક્તિનો ગુણ રહેલો હોવો જોઈએ અને દરેક કાર્ય એક ઉત્પન્ન થયેલી વસ્તુ હોઈ પોતાના કારણ ઉપર પરતન્ત્ર હોવી જોઈએ તોપનો ગોળો વાગવામા તોપમાથી ઉડતા ગોળાને અપાયેલો વેગ, ગોળાનુ વજન તથા ગોળાનો પદાર્થ જે તત્વોનો બનેલો હોય તે તત્વોના ગુણો—એ ત્રણ પ્રકારની શક્તિઓના સંયુક્ત બળ ઉપર દિવાલ પડવાના કાર્યનો આધાર રહેલો છે ગમે તે કાર્યકારણભાવનો વ્યાપાર લઈશુ પરન્તુ ત્હેમા કારણમા રહેલી શક્તિ અને કાર્યમા રહેલી **પરતન્ત્રતા**—એ બે ગુણો પ્રધાનપદે રહેલા જણાશે હવે એક જ વસ્તુ જે કોઈ વસ્તુનુ કારણ હોય તે પોતે કોઈ બીજી વસ્તુનુ કાર્ય પણ હોઈ શકે જેમ ઉપરના ઉદાહરણમા તોપના ગોળાનુ છૂટવુ તે દિવાલના પડવાનુ કારણ છે પરન્તુ ગોળાનુ તોપમાથી છૂટવુ તે પોતે પણ એક કાર્ય છે કારણ કે તે પોતે પણ ઉત્પન્ન થયેલુ છે અને ઉત્પન્ન થવુ એ દરેક કાર્યનો વિશિષ્ટ ધર્મ છે તોપમાથી ગોળાના છૂટવાનુ કારણ તોપમા ભરેલા દારૂનુ સળગવુ છે આવી રીતે એક જ વસ્તુ કારણ તથા કાર્ય બન્ને હોઈ શકે છે પોતાનામા રહેલી જણાતી શક્તિને લીધે ત્હેને બીજી વસ્તુઓનુ કારણ માનીએ છીએ અને પોતે જ વળી ઉત્પન્ન થયેલુ હોવાથી બીજી કોઈ વસ્તુ ત્હેના કારણરૂપે હોવી જોઈએ એમ જણાય છે સૃષ્ટિના દરેક વિભાગમા જે જે વ્યાપારો થાય છે તે સર્વેનુ મૂળ શોધવા જઈએ તો આવી કારણ-પરંપરા જણાય છે જે વસ્તુથી આપણે બીજી વસ્તુની ઉત્પત્તિ સ્હમજીએ તે વસ્તુને પોતાને સ્હમજવા માટે પાછુ ત્હેની ઉત્પત્તિનુ કારણ સ્હમજવુ જોઈએ હવે આ કારણપરંપરાનો અન્ત છે કે નહીં અને હોય તો તે શો છે? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે એટલુ સ્હમજવાની જરૂર છે

કે જ્યાં સુધી કોઈ પણ કારણ પોતે જ એક કાર્ય છે ત્યાં સુધી તેને વાસ્તવિક રીતે કારણ કહી શકાય નહીં ધારો કે अ, ब, क, ड એક કારણ–પરંપરા છે अ, बનુ, ब, कનુ, અને क, डનુ કારણ છે હવે कમા રહેલી શક્તિ જો કે डનુ કારણ છે પરન્તુ તે શક્તિનો આધાર बની શક્તિ ઉપર રહેલો છે અને તેથી डની ઉત્પત્તિ અન્તે ब ઉપર આધાર રાખે છે તેવી જ રીતે ब પોતે જ अનુ કાર્ય હોવાથી डની ઉત્પત્તિ अમા રહેલી શક્તિ ઉપર રહેલી છે ब તથા कને આપણે કારણો કહીએ છીએ પરન્તુ તે બન્ને પોતે ઉત્પન્ન થયેલા કારણો ( caused causes ) છે અને તેથી ખરા કારણો નહીં પરન્તુ કારણમાળાના અંકોડા છે હવે કાર્યકારણભાવનો સંબન્ધ એકરૂપ અને નિત્ય હોય તો દરેક કારણમાળાના અંકોડા એક બીજાની સાથે દૃઢ સંબન્ધમા ગોઠવાયેલા હોવા જોઇએ અને પદાર્થશાસ્ત્રના અભ્યાસથી એક મુખ્ય સિદ્ધાન્ત એ નીકળે છે કે આ ભાવ હમેશા એકરૂપ તથા નિત્ય હોય છે હાઇડ્રોજનના બે અણુઓ તથા ઑક્સીજનનુ એક અણુ ભેગા થાય તો હેમના સંયોજન વડે પાણી હમેશા જ થવુ જોઇએ ટુંકામા કહીએ તો, દરેક કાર્યનુ કારણ હોવુ જ જોઇએ અને કાર્ય ઉત્પન્ન કરવા માટે પુરતી શક્તિ કારણમા અથવા કારણ સમૂહમા હોય તો બીજા કોઈ વિરોધી કારણને અભાવે કાર્ય ઉત્પન્ન થવુ જ જોઇએ—એ બે સિદ્ધાન્તો ઉપર સૃષ્ટિના દરેક વિભાગના જ્ઞાનની ઇમારત રચાયેલી છે હવે આ સિદ્ધાન્તોના દૃષ્ટિબિન્દુથી જોઇશુ તો દરેક કારણમાળા એ એક દૃઢ શૃંખલા છે અને હેના દરેક અંકોડાની ઉત્પત્તિ સમજવા માટે હેની પહેલાના અંકોડાનુ સ્વરૂપ સમજવાની જરૂર રહે છે જો આ પરંપરાનો અન્ત અર્થાત્ હેમનુ પ્રથમ અંકોડો ન હોય તો હેનુ દરેક અંકોડો એક બીજાથી જુદુ અને ઉત્પત્તિ વિનાનુ રહે છે કારણ કે જ્યાં સુધી હેનુ પ્રથમ અંકોડો ન હોય ત્યાં સુધી એક અંકોડો બીજા અંકોડા ઉપર શા માટે અને શી રીતે આધાર રાખે છે હેનો નિર્ણય થઈ શકતો નથી એક કારણમાળા બીજી ઉપર આધાર રાખે છે બીજી ત્રીજી ઉપર આધાર રાખે છે એમ જાણતા જાણતા અન્તે જ્યારે આપણે એમ એવા કારણ ઉપર આવીએ કે જે કારણ આપણને કોઈ બીજા કારણના કાર્ય તરિકે નહીં પરન્તુ કેવળ કારણ તરિકે જ જણાય ત્યારે સૃષ્ટિમા રહેલી સર્વે કારણમાળાઓનુ અને તેથી કાર્યકારણભાવનુ રહસ્ય સમજી શકાય અર્થાત્ સૃષ્ટિના સર્વે ભાગોમા રહેલા કાર્યકારણભાવના નિયમનુ રહસ્ય સમજવા માટે કારણમાળાની ટોચે એક પ્રથમ અંકોડો હોવુ જ જોઇએ એમ બુદ્ધિપૂર્વક વિચાર કરતા જણાય છે કોઈ બીજા કારણ ઉપર આધાર રાખનારને આવુ પ્રથમ કારણ માની શકાય નહીં કારણ કે જ્યાં સુધી તે પોતે જ કાર્ય છે ત્યાં સુધી તે કારણમાળાનું પ્રથમ અંકોડો હોઈ શકે જ નહીં સાધારણ રીતે આપણે ઉત્પન્ન થયેલી વસ્તુઓને બીજી વસ્તુઓના કારણો તરિકે ગણીએ છીએ ખરા, પરન્તુ અહીં આપણે 'કારણ' શબ્દને હેના તાત્વિક અર્થમા નહીં પરન્તુ લક્ષણાના વ્યાપાર વડે વિસ્તૃત અર્થમા વાપરીએ છીએ ખરૂ જોતા તો એ કારણો નહીં પરન્તુ કાર્યકારણભાવના વ્યાપારના માત્ર ચિહ્નો જ છે અને ઉત્પત્તિના રહસ્યની શોધમા આપણને મૂળ કારણનો માત્ર માર્ગ સૂચવે છે આવી રીતે કાર્ય–કારણભાવનો નિયમ વધારે સ્પષ્ટ રીતે કહીએ તો તે એ છે કે જ્યાં કાર્ય છે ત્યાં કારણ હોવુ જ જોઇએ અને જ્યાં ઉત્પન્ન થયેલા

કારણો છે[illegible]યા પ્રથમ કારણ હોવુ જોઇએ તેમ જ તે પ્રથમ કારણ સર્વ શક્તિમાન એટલે કે બીજી સર્વ કારણો રૂપે જણાતી શક્તિઓનુ મૂળ હોવુ જોઇએ

અત્રે એટલુ યાદ રાખવાની જરૂર છે કે કાર્ય–કારણભાવનો નિયમ ઘણી વખત માન વામા આવે છે તેમ એમ નથી કે દરેક વસ્તુનુ કારણ હોવુ જ જોઇએ પરન્તુ એમ છે કે જે કોઇ વસ્તુ ઉત્પન્ન થયેલી હોય તેનુ કારણ હોવુ જોઇએ આ ભૂલ થવાનુ કારણ એ છે કે જે જે વસ્તુઓ આપણા અનુભવની મર્યાદામા આવે છે તે સર્વ ઉત્પન્ન થયેલી જ હોવાથી દરેક વસ્તુનું કારણ હોવુ જ જોઇએ એમ માની લેવામા આવે છે પરન્તુ એ દરેક વસ્તુનું કારણ હોય એટલે કે જો દરેક વસ્તુ પોતાના અસ્તિત્વ માટે બીજી કોઈ વસ્તુ ઉપર પરતન્ત્ર હોય તો કાર્ય–કારણભાવનો વિચાર અન્ત વિનાનો માત્ર એક તર્ક જ રહે છે કારણ કે કોઈ પણ વસ્તુનુ કારણ શોધતા જતા એક પછી એક વસ્તુની અન્ત વિનાની કારણમાળા જ જણાય છે અને જ્યા સુધી આ કારણમાળાના અકોડાને એક બીજાની સાથે સમ્બન્ધમા રાખનાર કારણમાળાની ટોચ ઉપર રહેલુ મૂળ કારણ ન જણાય ત્યા સુધી કારણ માળાના અકોડા વચ્ચે કાર્ય–કારણનો સમ્બન્ધ રહેલો છે એમ બુદ્ધિપૂર્વક કહી શકાય નહીં તથા ત્યા સુધી કાર્ય–કારણભાવનો નિયમ પણ અર્થ વિનાનો રહે છે આવી રીતે સૃષ્ટિનુ કોઈ પણ મૂળ અથવા પ્રથમ કારણ હોવુ જોઇએ તથા આ પ્રથમ કારણ સ્વયભૂ (Self Existent, Absolute) તેમ જ આવશ્યક (Necessary) છે તે કાર્ય–કારણભાવના નિયમના અનિવાર્ય પરિણામ તરીકે જણાય છે હવે આ મૂળ કારણ રૂપે રહેલી શક્તિનુ સ્વરૂપ શુ જણાય છે તે જોઇશુ

વિજ્ઞાનશાસ્ત્રોના દૃષ્ટિબિન્દુથી પ્રકૃતિના નિયમોનુ જે જ્ઞાન અત્યાર સુધીમા મળ્યુ છે તે ઉપરથી એટલુ તો સ્પષ્ટ જણાય છે કે ભૌતિક વસ્તુઓમા રહેલી શક્તિઓ એકબીજાનુ રૂપાન્તર પામે છે તથા તે સર્વ શક્તિઓ પ્રકૃતિના અણુઓ—અથવા કે અણુઓના સૂક્ષ્મભાગો મા રહેલી મૂળ શક્તિના જુદી જુદી પરિસ્થિતિમા જણાતા જુદા જુદા રૂપો છે અલબત આ મૂળ શક્તિનુ સ્વરૂપ શુ છે તે વિજ્ઞાનશાસ્ત્ર કહી શકતુ નથી કારણ કે તે તેનો વિષય જ નથી પરન્તુ સર્વે વૈજ્ઞાનિક શોધખોળો આવી મૂળ શક્તિના અસ્તિત્વનુ બુદ્ધિપૂર્વક સૂચન કરે છે એમા કાઇ શક નથી હવે પ્રશ્ન એ છે—અને ઇશ્વરના અસ્તિત્વ વિષે આ એક અત્યન્ત મહત્વનો પ્રશ્ન છે—કે પ્રકૃતિના સર્વ પરમાણુઓમા રહેલી આ પરમશક્તિ કેવળ ભૌતિક (physical) શક્તિ છે કે અતિભૌતિક (spiritual) છે ? અર્થાત્ તે શક્તિ માત્ર પ્રકૃતિના અણુઓમા જ રહેલી છે તથા અન્ધ એટલે કોઈ પણ પ્રકારના માનસિક વ્યાપાર વિનાની જણાય છે કે ભૌતિક વસ્તુઓમા પોતાનો માત્ર આવિર્ભાવ પામેલી તથા બુદ્ધિ, ઇચ્છા વિગેરે માનસિક ગુણો વાળી જણાય છે ? અત્રે આગળ ચાલતા પહેલા એટલુ ખાસ જાણવાની જરૂર છે કે ઇશ્વરના અસ્તિત્વ વિષેનો પ્રશ્ન કેટલાએક પુરતો ખોટી રીતે સમજે છે અને તેથી તેઓનો મત ઇશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્તની વિરુદ્ધ ન હોય છતાં તેઓ ઇશ્વરનુ અસ્તિત્વ છે જ નહીં એમ ધારે છે આનુ મુખ્ય કારણ એ છે કે ઈશ્વરનું

અસ્તિત્વ જો હોય તો ત્હેનુ વાસ્તવિક સ્વરૂપ આપણને કેવુ જણાવુ જોઇએ ત્હેનુ ખરુ જ્ઞાન તેઓને હોતુ નથી ઉદાહરણ તરિકે ઘણાઓ એમ માને છે કે જગતમા કુદરત અને ત્હેના નિયમો શિવાય ઇશ્વર જેવી બીજી કોઈ વસ્તુ છે જ નહીં. આ મત ઇશ્વર એક મોટા માણસ જેવો છે એવી ખોટી કલ્પનાની વિરુદ્ધ છે ખરો, પરન્તુ ઇશ્વરના ખરા સ્વરૂપની વિરુદ્ધ નથી ખરૂ જોતા ઇશ્વરનુ અસ્તિત્વ સ્હમજવા માટે આટલી માન્યતા જ બસ છે એક વખત કુદરતના નિયમોનુ અસ્તિત્વ સ્વીકાર્યા પછી અનન્ત બુદ્ધ, ઇચ્છા વિગેરે શક્તિઓ ધરાવનાર ઇશ્વરનુ અસ્તિત્વ સ્હમજવામા માત્ર બુદ્ધિપૂર્વક અનુમાન જ કરવાની જરૂર રહે છે 'કુદરતના નિયમો'ને જ માનનારા પુરૂષો પ્રકૃતિ ઉપર ચેતન ભાવ આરોપી જે જે વિશે પણો વ્યાજબી રીતે પુરૂષોને જ લગાડી શકાય તે સર્વે 'કુદરત'ને લગાડી ઇશ્વરનુ અસ્તિત્વ સિદ્ધ કર્યાનો સંતોષ માને છે પરન્તુ તેઓની મોટી ભુલ એ છે કે 'પ્રકૃતિ' 'કુદરત' 'નિયમ' એ સર્વે વ્યક્તિઓ નહીં પરન્તુ માત્ર ભાવવાચક ગુણો છે એટલે કે તેઓ આપણા મનથી સ્વતન્ત્ર રીતે વિશ્વમા નથી પરન્તુ વિશ્વના વ્યાપારોને સ્હમજવા માટેના આપણા એક પ્રકારના માનસિકશાસ્ત્રો છે જેવી રીતે વિચારો, ભાવનાઓ વિગેરે કોઇ પુરૂષના મન શિવાય અસ્તિત્વ ધરાવતા નથી ત્હેવી રીતે કુદરતના નિયમો જે વ્યાપારોમા તે નિયમો જણાય છે તે વ્યાપારોને નિયમ પૂર્વક ઉત્પન્ન કરનારી શક્તિ શિવાય અસ્તિત્વ ધરાવતા નથી અને આપણે આગળ જોઇશુ તેમ જ્યા નિયમ છે ત્યા બુદ્ધિનો વ્યાપાર છે તે પ્રમાણે કુદરતના નિયમો વિશ્વના કર્તા તરિકે કોઇ માત્ર અન્ધ શક્તિનુ નહીં પરન્તુ અગાધ બુદ્ધિમાન પુરૂષના અસ્તિત્વનુ સૂચન કરે છે ઇશ્વરના અસ્તિત્વ વિષે ખરો પ્રશ્ન એ છે કે વિશ્વની ઉત્પત્તિ તથા રચના માત્ર આકસ્મિક જ જણાય છે કે નિયમ પૂર્વક જણાય છે? જો આકસ્મિક હોય તો સૃષ્ટિના સર્વ વ્યાપારો તળે બુદ્ધિમય શક્તિનુ અસ્તિત્વ માનવાનુ કારણ મળતુ નથી પરન્તુ જો તે સર્વે વ્યાપારો નિયમપૂર્વક અને પરસ્પર અડગાડગિ ભાવનો સમ્બન્ધ ધરાવતા હોય તો ઇશ્વરનુ અસ્તિત્વ સ્વીકારવા માટે સબળ કારણો મળે છે

હરસિદ્ધભાઇ વજુભાઇ દીવટીયા

---

# બાળશિક્ષણ.*

## ( નજીવી વસ્તુનું મહત્ત્વ. )

નજીવી વસ્તુને નિર્માલ્ય–નિરુપયોગી–ગણીને આપણે ઘણી વખતે તે ઉપર વધારે લક્ષ આપતા નથી, અને તેને પડતી મૂકીએ છીએ; પણ એવી નજીવી વસ્તુમાં જ મહાન્–મહત્ કાર્ય ઉત્પન્ન કરનારી—વસ્તુનું કે ચમત્કારિ શોધોનું બીજ રહેલું છે. નીચે લખેલું વાંચ્યાથી પૂર્વોક્ત કથનનું સત્ય પ્રતીત થશેઃ—

### ( ૧ )

" Think nought a trifle, though it small appear;
Small sands the mountain, moments make the year,
And trifles, life."

*( Lucretius.)*

### ( ૨ )

" We must not despise the day of small things This is the seed-time of great harvests. × × × ×
For the most part, the men of fame and renown to-day are they who bestowed the greatest care on the little details of their daily work."

*B. Harvey-Jelly.*

× × × ×

### ( ૩ )

મિકાયલ એન્જેલો નામક એક ઈટાલીયન ચિત્રકાર–શિલ્પકાર–મૂર્તિકાર હતો. તેનું સુવિખ્યાત નામ ભાગ્યેજ કોઈ માણસના કર્ણગોચર નહિ થયુ હોય. તે એક દિવસ એક બાવલું સંપૂર્ણ કરી રહ્યો, ને તે પર નકશી આપતો હતો. તેવામાં તેનો મિત્ર તેને મળવા આવ્યો. પછી બીજે દિવસે એનો એજ મિત્ર સાંજે તેને ફરીથી મળવા આવ્યો ત્યારે તેને તેના તેજ બાવલા પર કામ કરતો દીઠો, તેથી તેને એણે પ્રશ્ન કીધોઃ—" ગઈ કાલ્યે મેં આ બાવલું સંપૂર્ણ કરેલું જોયું હતું અને આજે પણ તું એના એજ બાવલા પર ગોઠાયલો જણાય છે તેથી તું નિરર્થક સમય ગાળતો હોય એમ લાગે છે! "

---

* આ મથાળા નીચે—બાળકોની કેળવણીમાં રસ અને ખાસ જ્ઞાન ધરાવનાર સર્વે ગૃહસ્થોને લેખ લખી મોકલવા વિનંતિ છે.

તન્ત્રી.

મૂર્તિકારે ઉત્તર આપ્યોઃ—" એમ શા માટે કહો છો ? હું સમયનો સદુપયોગ જ કરું છઉં. મેં આ કપાળના ભાગને નકસી આપી છે અને નાકને સમાર્યું છે. અને ગાલને ઓપ આપ્યો છે. મેં આ અવયવને આછું કીધું છે અને પેલા અવયવને બ્હાર આણ્યું છે."

તેના મિત્રે અધીરા બની કહ્યું:—" એ બધું તો ઠીક. પણ આ તો બધી નજીવી બાબતો કહેવાય."

મૂર્તિકારે જવાબ આપ્યોઃ—" ભલે એમ કહો. પણ યાદ રાખજો કે આવી નજીવી બાબતો જ અગત્યની છે. કારણ કે નજીવી બાબતો પર લક્ષ આપવાથીજ વસ્તુનું સૌન્દર્ય વધે છે. વસ્તુ એથીજ સંપૂર્ણતા પામે છે. અને સૌન્દર્ય કે સંપૂર્ણતા એ નજીવી વાત ન કહેવાય." પ્રખ્યાત મૂર્તિકારના આ શબ્દો ચિરસ્મરણીય છેઃ—

"Trifles make perfection and perfection is no trifle."

× × × ×

(૪)

ફ્રેંક્લિન નામે એક અમેરિકાના વિદ્વાને એક દિવસ પોતાના છોકરાને પતંગ ઉડાડતો જોયો, અને તે પતંગ એટલો બધો ઊંચો ગયો કે છેક આકાશના વાદળ સાથે અથડાયલો ફ્રેંક્લિને જોયો. આ બનાવ જોતાંજ ફ્રેંક્લિનના મનમાં વિચાર સ્ફુર્યો કે વાદળાંમાંની વીજળી પતંગ મારફત નીચે ઉતારી સકાય, અને તેમ થાય તો આકાશમાંની વીજળી અને પૃથ્વીપર ઘર્ષણથી ઉત્પન્ન થતી વીજળી એકજ વસ્તુ છે તેવું સાબીત કરી સકાય. એ ઉપરથી તેણે પતંગના ઘઢાને છેડે અણીદાર તાર બાંધ્યો ને પતંગ ઉડાડયો. અને દોરીનો એક છેડો પોતાના હાથમાં પકડયો અને બીજો લોઢાની કુંચી બાંધીને કુંચીને છેડે રેશમનો દોરો બાંધીને એક વૃક્ષને બાંધ્યો. અને એવો પ્રયોગ કરીને વીજળીનો ચમકારો કુંચી આગળ ઉપજાવીને સિદ્ધ કર્યું કે આકાશની અને પૃથ્વીની—બન્ને જાતની વીજળી એકજ છે!

× × × ×

(૫)

રૉન્ગન નામના એક વિદ્વાનને પોતાની પ્રયોગશાળામાં એકદા પ્રયોગ કરતાં માલમ પડ્યું કે જે કાચની નળીને પ્રથમ નિર્વાત (હવા વિનાની) બનાવીને તે માંહીથી પછી તેણે વિદ્યુત્તો પ્રવાહ પ્રસાર કરીને પ્રકાશિત બનાવી હતી, તે નળીની આસપાસ જાડા કાગળનું ઢાંકણ દીધું હતું તોપણ પાસે પડેલો છબી પાડવાનો કાગળ કાળો થઈ ગયો–એ ઉપરથી એણે એવું અનુમાન કર્યું કે "એ નળીનાં કિરણો પોતે અદૃશ્ય હોવા છતાં જે સામાન્ય પદાર્થોમાં પ્રકાશ સાધારણ રીતે પસાર થઈ શકતો નથી તેમાં પણ એ કિરણો પ્રવેશ કરી શકે છે અને વક્ર થતાં નથી!"

શસ્ત્રક્રિયાનુ ડૉક્ટરોને રૅાનગનની આ શોધ ઘણી ઉપયોગી થઈ પડી! એક બાઇની હથેલીમાં સોયની અણી પેસી ગયલી, તે ક્યાં પેસી ગઈ છે તે સમજાતું નહિ. તે પણ આ અજ્ઞાત કિરણો—રૅાનગનના 'X' rays—"એક્સ રેઝ"ની, મદદથી જોઇને શસ્ત્રક્રિયાદ વૈદ્યોએ તે અણી ખેંચી કાઢી।

× × × ×

( ૬ )

એક પુસ્તક વેચનાર હતો. તેણે ન ઉકેલી સકાયએવા અક્ષરનું એક પુસ્તક નિર્માલ્ય ગણીને પોતાની દુકાનના ઓટલા ઉપર નાખી મુક્યુ હતું. એક રસ્તે જનારે બે દોઢીઆં આપીને તે ખરીદ્યું. તે પ્રાચીન સમયની છાપવાની કળાનો નમુનો હતો. તે તેણે વેચ્યું અને તેની વેચાણ કિંમતથીજ તે પૈસાદાર પુરુષની પક્તિમાં લેખાવા લાગ્યો!

× × × ×

( ૭ )

ઇંગ્લંડમાં કૉર્નવૉલ નામે પરગણું છે. તેમાં કલાઈ બહુ જડે છે. ખાણ ખોદનારા મજુરોએ ખાણમાંથી કાઢેલા કચરાના—ધૂળના—ખાણની બહાર ઢગ કીધા. એ નિર્માલ્ય ગણી નાખી મુકેલા ઢગ પર કેટલાંક વર્ષો પછી બીજા કેટલાક પુરુષોએ ફેક્ટરીઓ બાંધીને એ કચરામાંથી આર્સેનિક નામનો પદાર્થ શોધી કાઢ્યો ને તેવડે લક્ષાધિપતિઓ થયા! આનું નામ તે ધૂળમાંથી પૈસા!

× × × ×

( ૮ )

દક્ષિણ આફ્રિકામાં એક મુસાફર એક દિવસ એક ખેડુતને ઘેર રાતવાસો કરવા રોકાયો. ત્યાં તે ખેડુતનાં છોકરાંને ઘરનાં બારણા આગળ પથ્થરના કાંકરાની રમત રમતાં એણે જોયાં. તેમાંનો એક કાંકરો—પથ્થરો—એને ચળકતો લાગ્યો; અને તેથી એણે તે પથ્થરને કીમતી ધાર્યો. તે પથ્થરને એણે ૫૦૦ પાંડે ( રૂ. ૭૫૦૦ ) વેચ્યો! અને ત્યાર પછી એ જગાએ અને એની પાડોશમાં ( કિમ્બર્લી નામે ગામ નજદીક ) હીરાની ખાણો હશે એમ ધારીને યુરોપીયનો સંખ્યાબંધ ત્યાં ગયા અને ખાણો જડી, અને હાલમાં આખા દક્ષિણ આફ્રિકામાં પ્રતિવર્ષ ૧૦૦,૦૦૦,૦૦૦ પાંડ=૧૫૦૦,૦૦૦,૦૦૦ રૂ. ( ૧ અબજ અને ૫૦ કરોડ રૂપૈયા ) ની કિંમતના હીરા જડે છે।

× × × ×

( ૯ )

ઑસ્ટ્રેલીઆમાં એક ખેડૂતને જમીનમાંથી માટીનું ઢેફું તપાસતાં તેમાં સોનું હશે એવો સંશય થયો, તેપરથી તેને મોથ્યું'તો તેમાંથી સોનું નીકળ્યુ! તે પરથી ત્યાં સોનાની ખાણો ખોદાઈ, અને ઈ. સ. ૧૮૫૨ થી ૧૮૯૭ સુધીમાં ૩૫૦,૦૦૦,૦૦૦ પૌંડ, ૫૨૫૦,૦૦૦,૦૦૦ રૂ. ( ૫ અબ્જ ૨૫ કરોડ રૂપૈયાનું ) સોનુ–જડયું હતું!

× × × ×

( ૧૦ )

તીડ નાનાં પ્રાણી છે. પણ જ્યારે અનાજના ખેતર પર પડે છે ત્યારે તેઓ અનાજના છોડનો એટલો બધો ભક્ષ કરી લે છે કે તેઓ ઊડીને જતાં રહે છે ત્યારે તે સ્થળે વાવેતર થયું હતું કે નહિ તેની નિશાની પણ પાછળ રહેલી જણાતી નથી ! અને એવું મનાય છે કે તે ખેતરમાં બીજે વર્ષે પાક ઉત્તમ નીપજે છે એનું કારણ એમની હગાર!

× × ×

( ૧૧ )

રોગનાં જંતુઓ (microbes) નરી આંખે જોઇ શકાતાં નથી. તોપણ ધરતીકંપથી માણસ મરતાં હશે તે કરતાં વધારે સંખ્યામાં માણસ રોગનાં જંતુથી મરે છે !

× × × ×

( ૧૨ )

ફ્રાન્સના દક્ષિણ ભાગમા એક વખતે રોગનો ઉપદ્રવ થયો. તેથી રેતુરના–રેશમના–કીડા સંખ્યાબંધ મરવા લાગ્યા. તેથી ફ્રાંસની સરકારે તેમ થવાનુ કારણ શોધી કાઢવા એક કમીશન નીમ્યુ. તેમાં લૂઈ પેશ્ચૂરની નીમણૂક કરી હતીઃ તેણે એ જીવડાં રોગજનક જંતુ (microbes) થી મરે છે એ નક્કી કીધુ, એટલુંજ નહિ પણ મનુષ્યના દેહમાં પેસીને એ જંતુ વિનાશકારક અસર કરે છે એ સિદ્ધાંત સ્થાપિત કરીને એ જંતુ સામે ટક્કર ઝીલી શકાય એવા ઇલાજોની શોધ કરી જેથી મનુષ્યની જીદગીની સલામતીનો સંભવ વધ્યો છે. અને અર્વાચીન સમયના પ્રસિદ્ધ રશિઅન ડૉકટર મેટ્શીનકૉફ ( Metchinkoff ) પોતાના એક પુસ્તકમાં ("Prolongation of Life" નામના પુસ્તકમાં ), " Immunity from the ravages of microbes અર્થાત્ " સૂક્ષ્મ જંતુઓના ઉપદ્રવમાંથી બચાવ " એ વિષયની ચર્ચા કરતાં કહ્યું છે કે " એ સૂક્ષ્મ જંતુઓની સામે જેમ જેમ વધારે સખ્ત લડત લડવામાં આવતી જશે તેમ તેમ ભવિષ્યમાં એવા ક્ષય જેવા રોગ ઉત્પાદક જંતુઓ અમગટાજ નાશ પામશે, અને મનુષ્ય દીર્ઘાયુષી થશે " એવી આશા પ્રદર્શિત કીધી હતી!

× × ×

( ૧૭ ) ૯

ઈ. સ. ૧૪ મી સદીમાં ઇટાલિના ફ્લોરેન્સ શહેરમાં સેલ્વીનો નામના માણસે ચસ્મા માટે કાચ તૈયાર કીધા; તે ચસમાના બે કાચની રમત રમતાં છોકરાંને જોઇને હોલંડના એક માણસે ( Hams Lippershay of Middleburgh ) દેવળનું શિખર-જોયું તે ઉપરથી તેણે આઘેની ચીજ નજદીક જણાય એવા કાચ બનાવવાની યુક્તિ ખોળી કાઢી! અને એવા કાચ વાળું એક રમકડું બનાવીને પોતાની દુકાને ટાંગ્યું. એ રમકડુ માર્કિસ સ્પીનોલાએ ખરીદ્યું અને નાસાઉના પ્રિન્સને તે વેચ્યું. એ પ્રિન્સે દુશ્મનના લશ્કરને દૂરથી આવતું જોવા માટે વાપર્યું! આ વાત ઊડતી ઊડતી ગેલીલીઓના કાને પહોંચી. એણે કેપ્લરના ગણિતશાસ્ત્રનો અને ચક્ષુઃશાસ્ત્રનો અને વૈદકજ્ઞાનનો સારો અભ્યાસ કીધેલો હતો. તેથી એ વિશે કેટલોક વખત મનન કરીને એવા કામની અમુક ગોઠવણી કર્યાથી દૂરની વસ્તુ પાસે દેખાશે એટલુંજ નહિ પણ અગાઉ પેઠે ઉંધી ન દેખાતે સવળીજ દેખાશે એવી કલ્પના કરી; અને પરિણામે એક વાંસળીને બે છેડે એવા કાચની ગોઠવણ કરીને આકાશી પદાર્થ જોવા માટે દુરબીન શોધી કાઢ્યુ !

તા. ૧૫-૭-૧૪.
અમદાવાદ.

"બાળમિત્ર"

---

# પ્રેમયજ્ઞ.

લીધી મેં પ્રેમયજ્ઞ દીક્ષા, લીધી મેં પ્રેમ યજ્ઞ દીક્ષા, ટેક.
પ્રણય સખી ! સહધર્મચારિણી તું છે મ્હારી તેમાં,
પ્રેમધર્મ તું પળાવ વિધિવત્ શુદ્ધ પવિત્ર હમેશાં;
રસિલી ! દે જે તું શીક્ષા. લીધી૦
યજ્ઞવેદિમાં પરમ પ્રેમની પુનિત પ્રતિષ્ઠા કરશું,
પ્રેમ પ્રદીપ પ્રકાશ જગવશું, હૃદયથી પૂજન કરશું;
ફરશું સંગે પ્રદક્ષિણા. લીધી૦
ભજન, ધ્યાન, સમાધિ નિરંતર પ્રેમ પ્રભુની કરશું,
પ્રેમ પ્રભુને પ્રસન્ન કરશું, નિર્મલ પ્રસાદ ધરશું;
જમશું પ્રેમ હવિષ્ ભિક્ષા. લીધી૦
નિરંતરાનુષ્ઠાન માદરૂં પ્રેમ યજ્ઞનો હોમ,
માનુંછું હું મોક્ષ જ એમાં, મારે મન એ ૐ;
હું લેપન કરૂં પ્રણય રક્ષા. લીધી૦

રસિક.

---

# • પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારો.

## (૧.)

### ( પૂર્વરંગ. )

પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારોમાં પ્રસિદ્ધ રીતે બ્હાર પડેલા બે જણા છેઃ—રા. 'ન' એમ. એ. અને રા. અંબાઈદાસ કાળીદાસ પટેલ બી. એ.. રા. 'ન'એ પોતાના લેખોનો પ્રવાહ શ્રાવણ સંવત્ ૧૯૫૯ના 'વસન્ત'માં બંધ કર્યોછે. એ છેવટના લેખને એઓ 'ઉપસંહાર' નામ આપેછે. ત્હેને અંતે "તુર્તને માટે શાન્ત થાઉંછું" એમ લખ્યુંછે, તેથી જણાયછે કે પાછા એ અશાન્ત થશે એમ પોતાને ભય રહેતો હશે; અથવા તો મ્હારા માથા ઉપર હેમની ડૅમોક્લિસની તલવાર લટકતી જ છે એ વાતનું મ્હને વિસ્મરણ ના થવા દેવું એમ અર્થ હશે.

રા. 'ન'ની વિસ્તીર્ણ ચર્ચાનો ઉત્તર આપવો એ આવશ્યક પણ નથી અને શક્ય પણ નથી. માટે હેમની ચર્ચામાંની કેટલીક ખાસ મહત્ત્વની અથવા પ્રમગબળે મહત્ત્વ પામેલી બાબતોનો જ હું એક સામાન્ય ચર્ચા લખીને સ્પર્શ કરીશ. રા. અંબાઈદાસના * લેખનો તો કોઇકવાર ઇશારો કરવામાં આવશે; અને આમ "એક કાંકરે બે પક્ષી પાડવાનો" પ્રયત્ન હું કરીશ. પછી "કાગડો કામઠીને ધીરે નહિ" તો તો ઉપાય નહિ. ચતુર ઊડનારાઓનાં એ લક્ષણ અને અધિકાર જ છે, વળી મ્હારી કને પાશ કે પાશ વાપરવાની કળા નથી; પોતાના જ પાશમાં એ બંધાઈ જશે તો જુદી વાત.

પ્રસ્તાવ રૂપે થોડીક સામાન્ય ટીકા કરવાની જરૂર છે. 'વસન્ત'માં રા. 'ન'ના લેખ આ વિષય ઉપર ચાલૂ હતા તે અરસામાં 'બુદ્ધિપ્રકાશ'માં 'K.'ની મદદથી એ જ વિષય ઉપર બે ત્રણ લેખ આવ્યા હતા. આ ઉપરથી વાચક વર્ગને એ જ ભ્રમ થાય કે આ બે લેખકો જુદા છે, આમ પ્રેમાનન્દ પક્ષના દળમાં સંખ્યાનુ આધિક્ય જણાય. પરંતે રા. રણજિતરામે અને "ગુજરાતી" પત્રના બીજા લેખકે વાત ઉઘાડી પાડી દીધી અને તેથી જણાયું કે ન=K। આટલી આ અજ્ઞાત રકમની અજ્ઞાત કીમત તો નીકળી. આમ દળનું બહુત્વ દેખાડવાની યુક્તિ જોઈને એક અંગ્રેજી પુસ્તક કે વર્તમાનપત્રમાં આવેલી રમુજી કથા યાદ આવેછે,—એક ડોશી ઇંડાં વેચતી હતી, પણ દુકાનમાં ઈંડાં થોડાં, અને માલ બહુ છે એમ જણાવવાનો લોભ તો ખરો; તેથી હેણે એક યુક્તિ કરી; મેજ ઉપર ઈંડાં ગોઠવ્યાં ત્હેની પાછળ મ્હોટો આયનો મૂક્યો, એટલે સખ્યા બમણીનો તો ભાસ થયો જ થયો!

આ રા. 'ન'નો આયનો રા. રણજિતરામે તથા બીજા લેખકે જગતને બતાવી દીધો એટલે હવે આ ઉપસંહારમાં રા. 'ન' પોતાનો શુદ્ધ ભાવ દર્શાવવા ખુલાસો એક આપેછે.

---

* વડોદરાની સાહિત્યપરિષદમાં હેમણે વાંચેલો નિબન્ધ.

'બુદ્ધિપ્રકાશ'માં **જુદી સહીથી** લેખ આપ્યા હેનું કારણ એટલું જ જણાવે છે કે– "રા. નરસિંહરાવને એક હેવી ટેવ છે કે કાંઇ તકરાર ચાલતી હોય, તો હેના રદિયા જુ જુદાં માસિકોમાં આપેછે; હાનું અનુકરણ કરવાનું મ્હને મન થયું, અને કાંઇક ઉતાવ કરવાની તથા કાંઇક જુદા જુદા વાંચકોને આ બાબત જાણવાની ઉત્કંઠાથી પ્રેરાઈ આ રસ્તો મ્હેં લીધો હતો."

રા. નરસિંહરાવની અનેક નઠારી ટેવોમાંની આ નઠારી ટેવનું અનુકરણ કરવાનું મ રા. 'ગ્ર' જેવા ગ્રને થાય એ આશ્ચર્ય ! ફરક માત્ર એટલો જ છે કે નરસિંહરાવ અપવા રૂપે જ અને અમુક યોગ્ય કારણોથી જ જુદાં માસિકોનું સેવન કરેછે, અને તે જુદ **જુદી સહીથી નહિં** પણ એક જ સહીથી,—ને પોતાના નામથી જ. આ ફરકથી રે અંશ એક પક્ષમાં હોય છે ને બીજામાંથી ખશી જાય છે તે સ્પષ્ટ કહેવાની જરૂર છે?

ગ. 'ગ્ર' હવે આમ થીંગડાં મારવાનું કરેછે, પરંતુ હેમના જ વચનથી આ થીંગ ફાટી જાયછે,—'વસન્ત' સંવત્ ૧૯૬૯ ના માઘના અંકમાં પૃષ્ઠ ૨૩ મે રા. 'ગ્ર' કહેછેઃ– "K. એ 'બુદ્ધિપ્રકાશ'માં આ વિશે સવિસ્તર લખ્યુંછે, હેની પુનરુક્તિ કરવાની જરૂ નથી." આમ બોલનારા 'ગ્ર'નો ઉદ્દેશ એ જ હોય કે K નામના અન્ય પુરુષોનો હેમ પોતાને ટેકો મળ્યોછે એમ ભાસ કરવો. આ પદ્ધતિને શું નામ આપવું ?—અસ્તુ. પરંતુ આ બબ્બે નામના વેશમાં સતાવાથી મ્હને બીજો અન્યાય એક રીતે એ મળેછે કે 'ગ્ર' અ 'K'ની દલીલોમાં વિરોધ હોય તો તે મ્હારાથી બતાવાય નહિં; 'ગ્ર' કહેશે કે એ તે 'K'નું કહેવું છે, અને 'K' કહેશે—એ તો 'ગ્ર'નું કહેવું છે! દાખલા તરીકે,—'એક કાંક અનેક પક્ષી પડે' એ કહેવત વિશે 'K'ના જુલાઈ ૧૯૧૨ ના 'બુદ્ધિપ્રકાશ'ના લેખને સમગ્ર ઉદ્દેશ એ બતાવવાનો છે કે એ સ્વતન્ત્ર ગુજરાતી કહેવતછે (એ 'બુદ્ધિપ્રકાશ' પૃષ્ઠ ૧૯૩), અને ભિન્નભિન્ન ભાષામાં એક મતલબની પણ જુદી જુદી કહેવતો હોવા એ આકસ્મિક સંયોગનો જ આ એક નમૂનો છે. 'K' આમ દરાવેછે ત્હારે રા. 'ગ્ર એમ બતાવેછે કે સુરતમાં પ્રેમાનન્દ રહ્યા હતા, અને સુરતમાં અંગ્રેજો અને બીજા યુરોપિયને વ્હેપાર માટે ઘણા રહેતા હતા હેમની પાસેથી કોઇ દેશીએ એ કહેવત સાંભળી હોય અ પ્રેમાનન્દના જાણવામાં આવી હોય—એ (અદ્‌ભુત અસંભવપરંપરાની વાત) 'બનવ જોગ'છે. ('વસન્ત', કાર્તિક, સંવત્ ૧૯૬૮, પૃષ્ઠ ૪૮૩). બંને વચનોનો વક્તા એક જ છે એમ જાણ્યું હોય તો એ વચ્ચેનો ઉઘાડો વિરોધ દર્શાવી સકાય. પરંતુ હવે રા. 'ગ્ર'એ બહુરૂપીપણું તજી દીધુંછે તો આ સ્પષ્ટ વિરોધ હેના ઉઘાડા સ્વરૂપમાં મૂકીને જ ચૂપ રહું તો બસ છે.

રા. 'ગ્ર'એ બીજગણિતની અજ્ઞાત સંખ્યાનું રૂપ સ્વીકાર્યાથી મ્હને એક વિષમ પ્રસંગમાં મૂક્યોછે. રા. 'ગ્ર' તે કોણછે તે જાણ્યું હોય તો ઉત્તર લખવો કે ના લખવો એ પ્રશ્નનો નિર્ણય કરવામાં યોગ્યતાનું એક સાધન મળે, તે સાધન ખોવાઈ જાયછે. પરંતુ એમ કહેવાય કે નામ ના જાણ્યાથી લેખના અન્તર્ગત ગુણદોષ ઉપરથી જ નિર્ણય કરાય તે વધારે વાજબી

છે; પરીક્ષામાં ઉત્તરો વાંચતી વખતે કેટલાક પરીક્ષકો ઉત્તર લખનારનાં નામ વાંચ્યા વિના જ તપાસેછે, ન્યાય શુદ્ધ થાય તે હેતુથી. તો આપણે પણ તે ધોરણ કબૂલ રાખીશું. અને, ખરે, એ ધોરણે મ્હેં તપાસ્યું તો મ્હને તો એમ જ લાગ્યું કે 'વસન્ત'ના ગુણદર્શી તન્ત્રીએ લેખકે સ્વીકારેલા ન એ ગુજરાતી અક્ષરની પાછળ 'એમ. એ.' એ અંગ્રેજી અક્ષરો વળગાડ્યા ના હોત તો હું માનત નહિ કે એ લેખોના લેખક એમ. એ. ના ઉપાધિધારી છે. હેમની દલીલોની ચર્ચાની પદ્ધતિમાં ઐતિહાસિક રીતિ, વિવેચનરીતિ, અને તર્કશાસ્ત્રરીતિ, એ સર્વનો એટલો તો અનાદર થયોછે, ડગલે ડગલે મ્હારાં વચનોનો એટલો તો વિપર્યય થયોછે, અને પોતે જ એટલા અપૂર્ણ અભ્યાસથી આ કાર્યમાં પ્રવૃત્ત થયાછે, કે આ સર્વ વાગ્જાળનો ઉત્તર આપવાની ઇચ્છા જ મ્હને થતી ન્હોતી.

પરંતુ એક બે પ્રસંગ હેવા બન્યા કે તે ઉપરથી એમ જણાયું કે રા. 'ન'ના (કાર્તિક સંવત્ ૧૯૬૮ ના 'વસન્ત'માંના) પ્રથમ લાંબા લેખથી કેટલાક સમજુ જણાતા લોકો પણ ક્ષણવાર છેતરાઈ ગયા હતા.† આ કારણથી કાંઈક સામાન્ય રૂપે અને મહત્ત્વની વાતોના

† આ છેતરામણીનું કારણ તરત જ જણાયું. એ સમજુ માણસે આ પ્રશ્નનો અભ્યાસ પણ કર્યો ન્હોતો અને મ્હારો મૂળ નિબન્ધ પણ વાંચ્યો જણાતો ન્હોતો. આ વાત માટે નીચેના પત્રવ્યવહારમાંથી ઉતારો ટાંકવાની જરૂરછે.એ મિત્રના મ્હારા ઉપરના તા. ૨૪–૧–૧૨ ના પત્રમાંથી ઉતારોઃ—

"રા. 'ન'નો લેખ વાંચી આપની ઘણી ખરી દલીલો ખંડિત થતી હોય એમ મ્હને લાગેછે, તે આપને વગર પૂછે (sic? પૂછ્યે) જણાવવાની રજા લઉંછું."

એ પત્રને મ્હેં ઉત્તર લખ્યો હેમાંથી ઉતારોઃ—

"રા. 'ન'ના લેખથી મ્હારી ઘણી ખરી દલીલોનું ખંડન થયું એમ ત્હમને લાગેછે તો તે મત ત્હમને મુબારક હો. મ્હને તો એ કેવળ આડમ્બરી અને મ્હારા મુદ્દાને જાણીને અથવા અજાણતાં ઉલટાવીને અથવા હેતું હાર્દ દૂર છોડીને કરેલી ચર્ચા ડગલે ડગલે દૂષિત જણાઈ આવેછે. ત્હમારા જેવા બુદ્ધિમાન્ અને નિષ્પક્ષપાત પુરુષ હેવાથી છેતરાઈ જાય એ આશ્ચર્યની વાત. એ ઉપરથી એમ અનુમાન કરી સકાય કે ત્હમે મ્હારા નિબન્ધનો ઊંડો અભ્યાસ ભાગ્યે જ કર્યો હશે."

આ ઉપર તે મિત્રનો ઉત્તરઃ—

"રા. 'ન'ના લેખ વિશે મ્હને જે impressons થઈ તે જ આપને જણાવી હતી. પ્રેમાનન્દના "નાટકોની આ તકરાર વિશે મ્હેં ઊંડા ઊતરી વિચાર કર્યો જ નથી"

આ ઉપર મ્હારો પ્રત્યુત્તરઃ—

વિશેષ રૂપે ઉત્તર આપવાની મ્હને પ્રવૃત્તિ થઈ. માટે 'ગ્ર'ની આ ચર્ચાકુસ્વરૂપ આમ દૂષણો ભરેલું છે તે જણાવવા જેટલા નમૂના આપીને જ વિશેષ ચર્ચા તે ઉપર કરવાનું ધાર્યુંછે.

આ દૂષણોનાં ઉદાહરણો આગળ ઉપર આવશે જ; પણ અહિં હેમાંનું એક બતાવુંછું. છેવટના ઉપસંહારલેખમાં જ રા. 'ગ્ર' કહેછેઃ—

"હમણાં જ, એક ભાવનગરના ગૃહસ્થે લગભગ પ્રેમાનન્દના સમયમાં લખેલું 'ભાગ્ય મહોદય' નામનું સંસ્કૃત નાટક પ્રસિદ્ધ કર્યુંછે. આ ગ્રન્થને બરોબર નાટક નામ અપાય તેમ તેમ નથી, છતાં હેમાં જે રીતે નાટકનાં પ્રધાન અંગો, શબ્દો ને* અભિનયનો ઉપયોગ

---

"આ વિષયમાં ત્હમે સ્વીકાર કરોછો કે ત્હમે ઊંડા ઊતરી વિચાર કર્યો નથી. છતાં પ્રથમના પત્રમાં લગભગ ઠરાવી ઘોછો કે 'આપની ઘણી ખરી દલીલો ખંડિત થતી હોય એમ મ્હને લાગેછે.' એ વચનના સાહસ, નિષ્પક્ષપાત ન્યાય આપવાની અનિચ્છા, ઇત્યાદિ માટે શું કહેવું? ત્હમે જો આ વિષયમાં ઊંડા ઊતરી વિચાર કર્યો નથી તો ત્હમારે આ બાબતમાં બોલવાનો હક ઉત્પન્ન થતો નથી એમ કહું તો ક્ષમા કરશો. Impressonsની બાગલી ઢાલનું રક્ષણ લેવું એ ત્હમારા જેવા સત્યસંશોધકને છાજે નહિ. હવેથી ત્હમે કોઇ વિષય ઉપર પત્ર લખો તો પૂરો અભ્યાસ તથા વિચાર કરીને જ લખશો. ત્હમારી પદ્ધતિથી વ્યર્થ શ્રમ મ્હને આપશો નહિં."

* સંસ્કૃત નાટક છે એટલે પ્રસ્તુત પ્રશ્નની બ્હાર જ વાત જાયછે; પરંતુ એટલું કહેવું પડેછે કે રા. 'ગ્ર'એ આપેલા વર્ણનથી વ્હેમ પડેછે કે આ નાટક તે ખરું નાટક નહિં હોય. "આ ગ્રન્થને બરોબર નાટક નામ અપાય તેમ નથી"—આ હેમનું વચન જ એ વ્હેમ ઉત્પન્ન થવા માટે બસ છે. એ ઉપરથી જણાયછે કે નાટકનું સ્વરૂપ બાંધનારાં પ્રધાન અંગો હેમાં હશે જ નહિં; છતાં પોતાના વચનથી થતી નિર્બળતાને નભાવી દેવાને રા. 'ગ્ર' ઉમેરેછે કે નાટકનાં પ્રધાન અંગો, શબ્દો, ને આભનયો હેમાં વપરાયાછે. (અભિનયો તો જોવાથી જ પ્રત્યક્ષ થાય તે ગ્રન્થમાં શી રીતે વપરાયા હશે?). જો પ્રધાન અંગો આવ્યાં તો નાટક નામ બરોબર રીતે અપાય એમ નથી તે કેમ? બધું પાણીના પાયા ઉપર ચણતર છે.

આ નોંધ લખ્યા પછી 'ભાગ્યમહોદય' નાટકનું પુસ્તક મ્હારા જોવામાં આવ્યું. સૂત્રધાર અને નટીના સંવાદવાળી પ્રસ્તાવના બાદ કરતાં હેમાં અણુ માત્ર નાટકનું સ્વરૂપ નથી. 'પ્રધાન અંગો, શબ્દો, અને અભિનયો'—હેમાંનું તિલમાત્ર જડતું નથી. **મયમન તજરસ** એ આઠ ગણ અને પછી ઉપમાદિક અર્થાલઙ્કારોને સજીવ રૂપ કલ્પી હેમની કને પોતપોતાનાં સ્વરૂપ બોલાવ્યાંછે, અથવા તો તે તે અલઙ્કારોના નમૂના જ ઉપસ્થિત કર્યાછે. અર્થાત્, આ અલઙ્કાર શાસ્ત્રનો ગ્રન્થછે; ગાત્ર 'ઉત્પ્રેક્ષા કરેછે, અપહ્નુતિ પ્રવેશ કરેછે,' એ નમૂનાનાં જ વચનોથી નાટક બની જતું હોય તો અદ્ભુત! 'ગ્ર'ના ભરૂસા ઉપર જ આ ગ્રન્થને નાટક રૂપે સ્વીકારવામાં કેટલું જોખમ છે તે આ ગ્રન્થ જોયા પછી મ્હને જણાયું. આટલું જ કહેવું બસ છે. વિશેષ કહેવામાં હેમની બુદ્ધિશક્તિને અથવા હૃદયશુદ્ધિને અપમાન કરવા જેવું થવાનો ભય છે.

કરવામાં આવ્યોછે, તે જોતાં કબુલ કર્યા વગર ચાલે તેમ નથી કે નાટક લખવાનો પ્રચાર પ્રેમાનન્દના સમયમાં હતો." ('વસન્ત', શ્રાવણ, સંવત્ ૧૯૬૯, પૃષ્ઠ ૩૮૭, છેલ્લો પૅરા.)

મ્હારી આ પ્રશ્નની દલીલ ખરી રીતે સમજનારને યાદ હશે કે પ્રેમાનન્દના સમયમાં નાટકો ન્હોતાં તે **સંસ્કૃત** નાટકો નહિ, પણ **ગુજરાતી** નાટકો, એમ જ તત્ત્વ હતું. આ વાત ભૂલી જઈને, અથવા ભૂલાવી દઈને, ઉપરના સંસ્કૃત નાટકને આગળ કર્યાથી શું ફળ? સાધારણ વર્ગ છેતરાય એ ફળ ઇષ્ટ હોય તો તો ફળ ખરું.‡

ઉપર કહેલા છેતરાનારા વર્ગમાં કેટલાક જ્ઞાનના સંક્ષેપને લીધે, તો કેટલાક જ્ઞાનના કુવિકાસને લીધે, તો કેટલાક છેતરાવામાં ઇષ્ટાપત્તિ માનીને, એકપક્ષી નિર્ણય કરનારા છે. હાવા હાવા વર્ગને છેતરવાથી સાફલ્ય મળ્યું હોય, રા. 'જ્ઞ'ની ઇષ્ટસિદ્ધિ થઈ હોય, તો તે રીતે હેમનો પ્રયાસ સફળ જ છે, અને એ અર્થમાં મ્હારો પરાજય સ્વીકારુછું, અને રા. 'જ્ઞ'ને હેમના સફળ અને વિજયી ચાતુર્ય માટે અભિનન્દન આપુછું. વૃથા આરોપ મૂકીને અને વચનોના વિપર્યય કર્યાથી વિજયી થવાતું હોય તો નિઃસંશય એ વિજયી થયાછે.

---

‡ સાધારણ વર્ગને ભ્રમ ઉત્પન્ન કરનારાં વચનો આ વિષયની ચર્ચામાં અનેક જણે જુદી જુદી રીતે વાપર્યાંછે; એક ઉદાહરણ આપુછું. ડભોઇના કવિ દયારામભાઈનાં નાટકો છે એમ લોકમાં ભાસ કરાવનારા ઉલ્લેખ કેટલેક સ્થળે જોયાથી મ્હેં રા. કેશવલાલ ધ્રુવને લખીને પૂછ્યું કે એ નાટકો કિયાં? તો હેમણે તા. ૨૮-૮-૦૭ના પત્રમાં મ્હને લખ્યું કેઃ—
"દયારામનાં નાટકો તે 'હનુમાન્ ગરુડના સંવાદ' જેવાં અથવા 'લોચનમનના ઝઘડા' જેવાં ઉક્તિપ્રત્યુક્ત રૂપ છે. હેમાંનું એક તો 'પ્રાચીનકાવ્ય ત્રિમાસિક'માં 'મનમતિસંવાદ'ના નામે છપાયુછે. હેને છેડે દયારામ સહેજ હેના સંબન્ધમાં નાટક શબ્દ વાપરી નાખેછે, બાકી મથાળું તો સંવાદનું જ આપેછે."

આ વાંચ્યા પછી કાંઇ પણ વ્યાખ્યાનની જરૂર રહેતી નથી.

પ્રેમાનન્દના આસપાસના સમયમાં નાટકસાહિત્ય ન્હોતું એ મ્હારું વચન ગુજરાતી નાટકસાહિત્યને લક્ષીને હતું, સંસ્કૃત નાટકસાહિત્ય માટે નહિ—એ વાત સમજવાનો શ્રમ લેનારને સહજ સમઝાય એમ છે, છતાં રા. જ્ઞના જેવો અર્થવિપર્યાસ કરનારા બીજા એક મિત્ર પણ પ્રગટ થયા છે. એપ્રિલ ૧૯૧૪ ના 'સમાલોચક'માં 'પ્રેમાનન્દનાં નાટકો' એ વિષય તન્ત્રી તરફથી રજૂ થયોછે, હેમાં આ વિપર્યાસ નજરે પડેછે. તન્ત્રી, રા. અમ્બાલાલ જાનીને પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારોમાં હું ગણી સકતો નથી; કેમકે એઓએ મિત્રો આગળ અનેક વાર તેમ જ મ્હારી આગળ સ્વીકાર્યુંછે કે આ નાટકો પ્રેમાનન્દની કૃતિ નથી એમ પોતે પણ માનેછે. માત્ર હેમનું કહેવું એમ છે કે નરસિંહરાવની દલીલોના રદિયા આપી સકાય એમ છે. ઉપર કહેલા વિપર્યાસ જેવા તેમ જ એ લેખમાં જે અત્યાચારયુક્ત આક્ષેપો છે તે પ્રકારના રદિયા હશે તો સાર્થક્ય કશું થવાનું નથી. બાકી, પોતે શા કારણથી નાટકો પ્રેમાનન્દનાં નથી એમ માનેછે તે ચર્ચા પ્રગટ કરી હોત તો સત્યની સેવા સધાત. તા. ૪-૭-૧૪.

અને ખરેખર, રા. 'ત્ર'એ આ ચર્ચામાં અથાગ શ્રમ લીધોછે. પરંતુ તે માટે હેમને શાબાશી આપતાં કાંઈક સંકોચ થાયછે, કેમકે એ શ્રમનું પરિણામ જોતાં ખેદ અને દયા ઉત્પન્ન થાયછે. બાકી કેટલીક વિરલ બાબતમાં હેમણે નવો પ્રકાશ આપ્યા માટે હેમનો ઉપકાર હું માનુંછુ; તેમ જ હેમની ચર્ચાથી મ્હારા અભિપ્રાય ફર્યા નથી તે માટે હું લાચાર પણ છું.

પરતુ, સર્વ કરતાં આશ્ચર્યની વાત તો એ છે કે આ વિષયમાં પ્રેમાનન્દના નામનાં નાટકોને પ્રગટ કરનારામાંના અવશિષ્ટ સજ્જન, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, તો હજી સુધી 'મૌન ગમ્ભીર મૌનમાં લીન' રહ્યાછે! "ચર્ચાનું સ્વરૂપ જોતાં હેમણે (=રા. કેશવલાલે) તથા પ્રકાશકોએ જે મૌન ધારણ કર્યુંછે તે સર્વથા યોગ્યછે" ('વસન્ત', કાર્તિક, સંવત્ ૧૯૬૮, પૃષ્ઠ ૫૧૩).—આમ કહીને કેવળ લુલો બચાવ રા. 'ત્ર' કરેછે. પરતુ પ્રકાશકો—પ્રકાશક—ને કશું બહુ બોલવાની જરૂર જ નથી; માત્ર અસલ હસ્તલેખો રજૂ કરે, અથવા તે વિશે ખુલ્લા દિલથી પૂર્ણ હકીકત જાહેર કરે અને પોતાનાં પ્રમાણ આપે, એટલે બસ છે. તે પણ ના થાય તો પછી સુજ્ઞ વર્ગ એક જ અનુમાન કાઢી શકે.+ આ સ્થિતિમાં મ્હેં જેમ બીજા ગૃહસ્થો તરફ 'વસન્ત', કાર્તિક, સંવત્ ૧૯૬૮, પૃષ્ઠ ૪૫૮-૪૫૯ મે ઉલ્લેખેલાં વિનંતિપત્ર મોકલ્યાં તેમ પ્રકાશકોને પણ કેમ ના મોકલ્યાં—એમ કહી રા. 'ત્ર' ફરિયાદ કરેછે ('વસન્ત', શ્રાવણ, સંવત્ ૧૯૬૯, પૃષ્ઠ ૩૮૭) તે કેવળ વ્યર્થ છિદ્રશોધન જેવું છે એમ જણાશે. પ્રકાશકોમાંના એકને એ પત્ર પહોંચાડવો તે માનવ સાધનથી અશક્ય હતું. અવશિષ્ટ સજ્જન તો એક પક્ષના જ હોવાથી એ મત અથવા નિર્ણય આપવાના અધિકારથી દૂર થયાછે.

રા. 'ત્ર'એ મ્હારી ચર્ચામાના ભાગના વિપર્યય કેવા કર્યાછે હેનું એક ઉદાહરણ અહિં આપી બાકીનાં ઉદાહરણ વિશિષ્ટ ચર્ચા માટે મુલતવી રાખીશ. મ્હેં ૫૦ સાક્ષરો તથા માસિકાદિકના તન્ત્રીઓને વિનતિપત્રો મોકલી મ્હારા નિબન્ધ ઉપરથી શો મત બંધાયો તે પૂછ્યું હેનું પરિણામ રા. 'ત્ર' હેવા રૂપમાં બતાવેછે કે—"માત્ર ત્રણ જણે સ્પષ્ટ રીતે નાટકોને બનાવટી જ કહ્યાંછે"—એમ કહી મ્હારો પક્ષ સ્વીકારનારા આખા ગુજરાતમાં માત્ર ત્રણ જ છે એમ ઠરાવ કરી દીધોછે. **પ્રસિદ્ધ રીતે** સ્વીકારનારા એમ કહ્યું હોત તો કાંઈક સત્યાંશ આવત. પરતુ મ્હેં આપેલી હકીકતનું સરવૈયું કાઢીને તપાસતાં શું જણાયછે? આ પ્રમાણે—

| પત્ર કેટલાને મોકલ્યા? | ઉત્તર કેટલાના આવ્યા? | ઉત્તરનું સ્વરૂપ |
|---|---|---|
| ૫૦ | ૨૦ | ૧૯ પત્રો મ્હને મળ્યા ૧ 'પ્રજાબન્ધુ'—<br>૧ 'પ્રજાબન્ધુ'માં લેખ નાટકો પ્રેમાનન્દનાં હોવાની |

+ પ્રેમાનન્દના નાટકો બાબત મ્હારાથી વિરુદ્ધ મતના સજ્જનોમાંથી રા. બ. હરગોવિન્દદાસના જ એક મિત્રે મ્હને કહ્યું કે—"Hargovinddas must speak out now."

આ ઉપરથી ૫૦ માંથી ૩ જણે મ્હને ૨૫૯ ટેકો આપ્યોછે એમ ગણવું વાજબી ગણાશે કે ૨૦ માંથી ૩ જણે આપ્યો એમ કહેવું ખરું કહેવાશે ?

વળી, ત્રણ ઉપરાંત બીજા ૪ જણે પણ મ્હને ટેકો જ—રૂપાન્તરે—આપ્યોછે; તેથી ૨૦ માંથી ૭ જણે ટેકો આપ્યો એમ જ ખરું દર્શન થાય.

આ ઉપરાંત જે ૪૧ જણાએ મૌન રાખ્યુંછે તે રાખ્યાથી એકે તરફ અનુમાન થઈ સકે નહિં.

ખરી સ્થિતિ તો એ જ કે ૨૦ માંથી ૭ જણે ટેકો આપ્યો; ૧ જણ વિરુદ્ધ પડ્યો; બાકીના બધા મૌનની ગુહામાં અજ્ઞાત જ રહ્યા.

આ ઉપરાંત મૌનનાં કારણોની પરીક્ષા મ્હેં કરીછે તે વિચારમાં લેતાં ખરું સ્વરૂપ જણાશે.

પણ રા. 'ગ'ના દર્પભરેલા સાહસવચનથી તો છક જ થવાયછેઃ—

"આ જ સૂધી મ્હેં જે રદિયા આપ્યાછે તે વાંચ્યા પછી ત્હેમના (=નરસિંહરાવના) પક્ષના કેટલા રહ્યા તે જાણવું પણ અગત્યનું થઈ પડશે."

('વસન્ત', શ્રાવણ, સંવત્ ૧૯૬૯, પૃષ્ઠ ૩૮૭.)

આ પ્રકારનાં દર્પવચનોના આડમ્બરથી જે વર્ગ અંજાઈ જશે ત્હેને માટે કશું કહેવાની જરૂર નથી. પણ આશા છે કે એ વર્ગનું પ્રાધાન્ય ગુજરાતમાં હજી તો નહિં હોય.

કાતિક, સંવત્ ૧૯૬૮ ના 'વસન્ત'માં રા. 'ગ'ના બે લેખ છે—ત્હેમાંના પ્રથમ લેખમાં 'સાંઝવર્તમાન'માં પ્રગટ થયેલા મ્હારા ભરૂચ સાહિત્ય સભા આગળના ભાષણના† ‡ છિન્ન ભિન્ન રૂપમાં મૂકાયલા વૃત્તાન્ત ઉપર આધાર રાખીને ચર્ચા કરીછે; તે અધીરાઈનું પરિણામ અનેક ક્ષતિયોમાં આવ્યુંછે તે મ્હારા ભાષણના તે જ 'વસન્ત'માં મૂકેલા લેખ જોડે સરખાવવાથી આપોઆપ જણાઈ આવશે.

આટલો પૂર્વરંગ બસ છે. હવેના લેખોમાં ક્રમવાર મહત્ત્વના મુદ્દાઓની ચર્ચા વિશિષ્ટ રૂપે પણ સંક્ષેપમાં કરવાની યોજના રાખવાનું ધારું છું.

બાંદરા
તા. ૨૩-૯-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

---

† 'વસન્ત', કાતિક, સંવત્ ૧૯૬૮, પૃષ્ઠ ૪૬૦.

‡ એ ભાષણના રિપોર્ટમાંની મહત્ત્વની ભૂલ્યોનું શુદ્ધિપત્ર મ્હેં ભરૂચ સાહિત્યસભાના તન્ત્રીને "સાંઝવર્તમાન'માં દાખલ થાય એમ માગણી કરીને મોકલ્યું હતું. પરંતુ ત્હેનો અમલ થયો જણાયો ન્હોતો.

# હિન્દી-સાહિત્ય સંમેલન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૨૪ થી. )

## ચતુર્થ અધિવેશન.

### બીજો દિવસ.

બીજે દિવસે મંગળાચરણ વગેરે થયા પછી, સૈયદ અમીર અલી નામના મુસલમાન લેખકના "હિન્દી ભાષા દ્વારા ઉચ્ચ શિક્ષા" એ વિષય ઉપરના નિબન્ધનો છેલ્લો ભાગ પંડિત જગન્નાથપ્રસાદ ચતુર્વેદીએ વાંચ્યો. પોતે મુસલમાન હોવા છતાં, આ લેખકના લેખો શૈલી ને ભાષાની દૃષ્ટિએ પ્રશંસા પામ્યા છે. તે પછીથી મહાત્મા મુનશીરામજીએ સભાપતિ તરીકે નીચેના ઠરાવ રજુ કર્યા ને પસાર કરાવ્યા.

૧. બાબુ દેવકીનન્દન ખત્રી, પંડિત રામેશ્વરપ્રસાદ ચતુર્વેદી તથા શ્રીમાન ભિંગાનરેશના અકાલ સ્વર્ગારોહણ વિષે આ સંમેલન આન્તરિક શોક, તથા તેઓનાં કુટુમ્બીઓની સાથે હાર્દિક સમવેદના, પ્રકટ કરે છે.

૨. (ક.) આ સમ્મેલન હિન્દીના સર્વ પુસ્તકપ્રકાશકોને પ્રાર્થના કરે છે કે પોતે પ્રકાશિત કરેલાં પુસ્તકોની એક એક પ્રતિ તેઓ યથાસમય સંમેલનના સ્થાયી કાર્યાલયમાં વિનામૂલ્ય મોકલવાની કૃપા કરે, અને હિન્દી સાહિત્યની સંપૂર્ણ સૂચી, અને એની સામાયિક અવસ્થાનું તથા એની ઉન્નતિના ઉપાયોનું વિવરણ કરવાના કાર્યમાં સંમેલનને સહાયતા કરે. પત્રસંચાલકોને પણ પ્રાર્થના છે કે આ કાર્યમાં સહાયતા કરવા માટે તેઓ પોતપોતાનાં પત્રો ઉક્ત કાર્યાલયમાં વિનામૂલ્ય મોકલવાની કૃપા કર્યા કરે.

(ખ.) આ સંમેલનના વિચાર પ્રમાણે સાહિત્યની ઉન્નતિનું એક ઉત્તમ સાધન એ છે કે પ્રત્યેક તીર્થસ્થાન ઉપર તથા દેવાલયમાં હિન્દી પુસ્તકાલયો ખોલવાં જોઇએ. તે માટે આ તરફ તીર્થવાસી હિન્દી-પ્રેમીઓ તથા મન્દિરોના સંચાલકોનું ધ્યાન સંમેલન ખેંચે છે.

(ગ.) આ ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે સંમેલનની સ્થાયી સમિતિ એક ઉપદેશક નિમે, અને મન્દિરોના વ્યવસ્થાપકો ઉપર ને વિશેષ કરીને મહન્ત મહાશયો ઉપર પત્રાદિ લખે.

(ઘ.) આ સંમેલનના વિચાર પ્રમાણે હિન્દી ભાષામાં સત્ય વીરતા પરોપકાર દેશ-ભક્તિ આદિ ઉચ્ચ ભાવો તરફ પ્રવૃત્તિ કરાવનારાં નાટકોના ખેલ, સામાન્ય મનુષ્યનાં ચરિત્ર સુધારવા ઉપરાંત, એનામાં હિન્દી ભાષા ને સાહિત્યને માટે પ્રેમ ઉત્પન્ન કરવા સારૂ એક ઉત્તમ સાધન છે. તેથી હિન્દીમાં રુચિર ને શિક્ષાપ્રદ ઉત્તમ ઉત્તમ નાટકોની રચના તરફ, અને ભિન્ન ભિન્ન સ્થાનોમાં ભિન્ન ભિન્ન સમયે તેઓને ભજવવાની આવશ્યકતા તરફ ધ્યાન

ખેંચીને, આ સંમેલન દેશના સુશિક્ષિત સજ્જનોને નિવેદન કરે છે કે નાટકોના પ્રચલિત દોષોને દૂર કરવાને માટે તથા એને આદરયોગ્ય તથા સર્વસાધારણ શિક્ષણનું સાધન બનાવવાને માટે, તેઓ જાતે તે નાટકોના અભિનયમાં સામેલ થયાં કરે.

તેમ જ આ સંમેલન નાટક ભજવવાના વ્યવસાય કરનારી કંપનીઓનું ધ્યાન પણ એ વાત તરફ દોરે છે કે, પોતાનાં નાટકોને વિચારવન્ત લેખકોને હાથે સર્વ મનુષ્ય સમજી શકે એવી સરલ હિન્દીમાં લખાવવાં—જેથી એ નાટકોનો પ્રચાર થાય તથા પ્રેક્ષકો ઉપર એનો સારો પ્રભાવ પડે—એ તેઓનું સ્વદેશપ્રતિ કર્તવ્ય છે.

(ક) આ સંમેલનનો અભિપ્રાય એવો છે કે જે ભારતીય ભાષાઓમાં પ્રચલિત લિપિ નાગરી નથી, તે ભાષાઓના પત્રસંપાદકોની સાથે મળી, સ્થાયી સમિતિએ નાગરી-પ્રચારમાં તેઓને સહાયતા આપ્યાં કરવી.

(ચ) આ દેશની ભિન્ન ભિન્ન સંસ્કૃત પરીક્ષા લેનારી સમિતિઓને આ સમેલન પ્રાર્થના કરે છે કે હિન્દી ભાષા બોલતા વિદ્યાર્થીઓનેમાટે સંસ્કૃત પરીક્ષાઓની સાથે હિન્દીનો એક વિષય પણ અવસ્ય રાખવામાં આવે.

૩. આ સંમેલન ભારતીય સરકાર તથા બિહાર ને મધ્યપ્રાન્તોની સરકારને પ્રાર્થના કરે છે કે, બિહાર તથા મધ્યપ્રાન્તોના ભાવી વિશ્વવિદ્યાલયોના પાઠ્યક્રમમાં બી. એ. સુધી હિન્દી ભાષા અનિવાર્ય રાખે, અને એમ. એ. ની ડીગ્રીને માટે પણ હિન્દી એક વિષય તરીકે રહે.

આ ઠરાવ બાબુ રાજેન્દ્રપ્રસાદ એમ. એ. એલ એલ. બી. એ મૂક્યો હતો, ને પદ્ધતિસર મંજુર થયો હતો.

૪. આ સંમેલન બિહાર સરકારના સન્થાલ પરગણામાં તેમ જ છોટા નાગપુરની કચેરીઓ ને સ્કૂલોમાં હિન્દી જારી કરવાને માટે સરકારને ધન્યવાદ આપે છે, અને તે ઉચિત આજ્ઞાનું પાલન હજી નથી થયુ તે તરફ ધ્યાન ખેંચે છે.

આ ઠરાવ સભાપતિએ મૂક્યો હતો. બાકીના ઠરાવ જુદા જુદા સભાસદોએ રજુ કર્યા હતા, ને રીતસર અનુમોદન પામી પસાર થયા હતા.

૫. આ સંમેલન બિહાર, સંયુક્તપ્રાન્ત, મધ્યપ્રાન્ત અને પંજાબની સરકારોને પ્રાર્થના કરે છે કે તેઓ પોતાના પ્રાન્તોનાં સરકારી ગેઝેટો, ( ઉર્દુની સાથે ) હિન્દી લિપિમાં પણ પ્રકટ કરે, જેથી સામાન્ય મનુષ્યને વિશેષ સગવડ પડે.

છઠ્ઠા ઠરાવમાં વકીલો મુખ્તારો તથા કચેરીના અમલદારોને પોતાના કાર્યમાં નાગરી લિપિ તથા હિન્દી ભાષાનો અધિક પ્રયોગ કરવાને વિનતિ કરી હતી.

સાતમા ઠરાવમાં હિન્દી સરકાર તેમ જ પ્રાન્તીય સરકારને વિનતિ કરવામાં આવી

હતી કે તેઓએ છપાવેલાં પુસ્તકો જનસમુદાયના લાભને માટે, મુખ્ય મુખ્ય હિન્દી સમાચાર પત્રોને પણ મોકલવામાં આવે.

૮. આ સંમેલન હિન્દની રેલ્વે બોર્ડ તથા રેલ્વે કંપનીઓને પ્રાર્થના કરે છે કે તે રેલ્વે નિયમાવલી, ટાઇમ-ટેબલ, નકશા ઇત્યાદિ હિન્દીમાં પ્રકાશિત કરે.

આટલું કાર્ય થયા પછી સ્વામી સત્યદેવજીએ હિન્દી પૈસા ફંડને માટે અપીલ કરવા ભાષણ કર્યું. એમના જુસ્સાદાર ભાષણ ને ઓજસ્વિ વક્તૃત્વની સારી અસર થઇ. શ્રી કુમાર કીર્ત્યાનન્દસિંહજીએ રૂ. ૫૦૦ ) બક્ષીસ તરીકે, ને રૂ. ૨૦૦ ) વાર્ષિક સહાયતા તરીકે આપવાનું વચન આપ્યું. રામેશ્વરપ્રસાદસિંહે વાર્ષિક રૂ. ૬૦૦ ) નું વચન આપ્યું. કુલ રૂ. ૮૫૦ ) એકઠા થયા; આશરે રૂ. ૬૬૦ ) નું વચન મળ્યું, ને વાર્ષિક બક્ષીસની રકમ આશરે રૂ. ૪૯૫ ) ની થઇ.

તે પછી બીજા દિવસની બેઠક સમાપ્ત થઇ.

## ત્રીજો દિવસ.

આરંભમાં પંડિત બાલકૃષ્ણ ભટ્ટજીએ "નાટક" ઉપર વ્યાખ્યાન આપ્યું. સાહિત્યમાં નાટકનું ઉચ્ચ સ્થાન દર્શાવ્યા પછી પારસી નાટક કંપનીઓએ નાટકના ઉચ્ચ ઉદ્દેશનું નિકંદન કાઢયું છે, જો કે નાટ્યકલાની ઘણી ઉન્નતિ કરી છે એમ પંડિતજીએ કહ્યું. અને તે માટે તેઓના દુર્ગુણ શિખ્યા વિના તેઓની કળા શિખવાનો હિન્દી યુવાનોને પંડિતજીએ ઉપદેશ કર્યો.

પછી આનન્દસ્વામીએ "બાલકોને સરલતાથી હિન્દી કેવી રીતે શિખવી શકાય છે" તે ઉપર ભાષણ આપ્યું. તેમાં એમણે એવું કહ્યું કે હુ આઠ દિવસમાં હિન્દી વાંચવાનું શીખવી શકુ છુ.

પછી બાબુ રઘુવીરશરણનાં કેટલાંક અપ્રકાશિત કાવ્યો વચાયાં. ત્યાર પછી ઠરાવો પસાર થયા.

૯. આ સંમેલનનો મત એ છે કે રાષ્ટ્રભાષા હિન્દીના પ્રેમીઓએ લખવા વાંચવાના સર્વ વ્યવહારમાં દેશી લિપિ અને દેશી સંવતનો ઉપયોગ કરવો જોઇએ.

દસમા ઠરાવમાં જમીનદાર ને વ્યાપારીઓને પોતાનું કામકાજ ફારસીને બદલે નાગરી લિપિમાં કરવા વિનતિ કરવામાં આવી હતી.

૧૧. આ સંમેલન પોતાનો દૃઢ વિશ્વાસ પ્રકટ કરે છે કે હિન્દુ વિશ્વવિદ્યાલયની ઉચ્ચ પરીક્ષાઓને માટે શિક્ષણ હિન્દીમાં જ અપાવું જોઇએ, અને તે પહેલાંની પ્રત્યેક પરીક્ષામાં હિન્દીનો અભ્યાસ અનિવાર્ય થવો જોઇએ. ઉક્ત વિશ્વવિદ્યાલયના કાર્યકર્તાઓને આ સંમેલન સાનુરોધ પ્રાર્થના કરે છે કે પોતાના સામાયિક વૃત્તાન્તો તથા અન્ય પત્રો હિન્દીમાં પણ અવશ્ય પ્રકટ કરે.

૧૨. આ સંમેલનને અતિ દુઃખ થાય છે કે બે અધિવેશનોમાં ઠરાવ પસાર થવા છતાં ભારત સરકારે હજી સુધી નોટો ઉપર હિન્દીને સ્થાન આપ્યું નથી. આ સંમેલન ઠરાવ કરે છે કે હિન્દી સરકારની પાસે આ વિજ્ઞપ્તિ રજુ કરવાને માટે સ્થાયી સમિતિ એક પ્રતિનિધિમંડળ લઈ જાય.

તેરમા ઠરાવમાં કેળવણી ખાતાવાળા અધિકારીઓને વિજ્ઞપ્તિ કરવામાં આવી કે હિન્દી વાંચનમાળાનાં પુસ્તકોમાં ઘણા પ્રકારની અશુદ્ધિ વગેરેના દોષો છે તે દૂર કરાવવા ને "ટેક્સ્ટ બુક કમિટી"માં સુનંદા વિદ્વાનોને સ્થાન આપવું.

૧૪. આ સંમેલન ઠરાવ કરે છે કે સ્થાયી સમિતિએ એક "ડેપ્યુટેશન" સત્વર સંયુક્ત પ્રાન્તના લેફ્ટેનન્ટ–ગવર્નરની સેવામાં ઉપસ્થિત કરવાની વ્યવસ્થા કરવી, જે, પ્રારંભિક શિક્ષણ હિન્દીમાં આપવા માટે, વર્નાક્યુલર તથા એંગ્લો–વર્નાક્યુલર સ્કૂલોમાં હિન્દી અભ્યાસ ક્રમની તથા અભ્યાસ પુસ્તકોની સુવ્યવસ્થા કરવા માટે અને યુનિવર્સિટિ શિક્ષણમાં હિન્દીને ઉચિત સ્થાન આપવા માટે એમનું લક્ષ દોરે.

પંદરમા ઠરાવમાં બિહાર પ્રાન્તમાં પ્રારંભિક શિક્ષણ, ભોજપુરી માગધા મૈથિલી આદિ બોલીમાં નહિ પણ, હિન્દીમાં આપવા સરકારને પ્રાર્થના કરવામાં આવી હતી.

૧૬. "હિન્દી પરીક્ષા સમિતિ" ના સંબન્ધમાં ઠરાવ થયો કે નિયમાવલી પર વિચાર કરવાને નીચે લખેલા સજ્જનોની એક સમિતિ સ્થપાય, જે ત્રણ માસની અંદર સ્થાયી સમિતિને પોતાના વિચાર જણાવે. સ્થાયી સમિતિ તે ઉપર વિચાર કરી તથા નિયમોમાં જરૂર જેટલા ફેરફાર કરી તે પ્રમાણે કાર્યનો આરંભ કરે. અનુભવ પછી જે વિશેષ ફેરફારોની આવશ્યકતા જણાય તે વિષે આગામી સંમેલન ઠરાવ કરે.

સત્તરમા ઠરાવમાં કવિ શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુરને નોબલ પારિતોષિક મળ્યું તે માટે હર્ષ પ્રકટ કરવામાં આવ્યો હતો.

તે પછીથી સંમેલનના સહાયક મંત્રી શ્રીયુત નરેન્દ્રનારાયણસિંહજીએ સ્થાયી સમિતિના પાછલા વર્ષના કાર્યનો અહેવાલ હિસાબ વગેરે રજુ કર્યાં, જે પસાર થયાં હતાં.

પછી બાબુ શ્યામસુન્દરદાસજીએ નવા વર્ષના "પદાધિકારીઓ" તથા સ્થાયી સમિતિના સભાસદોની નિમણુક કરવા ઠરાવ રજુ કર્યો. આમાં આશરે ૭૫ ગૃહસ્થોનાં નામ હતાં. એના સભાપતિ શ્રીયુત મહાત્મા મુનશીરામજી; ઉપસભાપતિ પ્રયાગના પંડિત બાલકૃષ્ણ ભટ્ટ અને લખનઉની કાલીચરણ હાઇસ્કૂલના હેડમાસ્ટર, બાબુ શ્યામસુન્દરદાસ બી. એ.; પ્રધાન મંત્રી પ્રયાગના બાબુ પુરુષોત્તમદાસ ટંડન; મંત્રી સ્વામી સત્યદેવજી, અને પ્રયાગના હાઇકોર્ટ વકીલ પંડિત લક્ષ્મીનારાયણ નાગર; તે ઉપરાંત સંયુક્ત પ્રાન્ત, બિહાર તથા ઉડીસા,

મધ્યપ્રાન્ત, રજપૂતાના ને મધ્ય હિન્દુસ્થાન, બંગાળ, દિલ્હી, મુંબાઇ અને મદ્રાસના સજ્જનો હતા. સંયુક્ત પ્રાન્તના વીસ સભાસદોમાં "મર્યાદા" પત્રના સંપાદક પંડિત કૃષ્ણકાન્ત માલવીય, "સરસ્વતી"ના સંપાદક પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદી, ઉપરાંત પ્રયાગ, કાનપુર, ફતેહપુર, કાશી, લખનઉ, સીતાપુર, ગોરખપુર, હાથરસ વગેરેના વિદ્વાન્ તથા ઉત્સાહી ગૃહસ્થો હતા. બિહાર ને ઊડીસાના દશ સભાસદોમાં પટના કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર પંડિત રામાવતાર શર્મા ઉપરાંત પટના, આરા, ભાગલપુર, બાંકીપુર, દરભંગા, ગયા આદિ સ્થળોના ગૃહસ્થો હતા. મધ્યપ્રાન્તના આઠ સભાસદોમાં પંડિત લોચનપ્રસાદ પાંડેય આદિ, નાગપુર, ખંડવા, જબલપુર, ઇત્યાદિ નગરના ગૃહસ્થો હતા. રજપૂતાના તથા મધ્યપ્રાન્તના સાત સભાસદોમાં અજમેરના ગવર્મેન્ટ મ્યુઝીઅમના ક્યૂરેટર પંડિત ગૌરીશંકર હીરાચન્દ્ર ઓઝા, પંડિત ચન્દ્રધર શર્મા ગુલેરી ઉપરાંત બ્યાવર, ભરતપુર, છત્રપુર, બીકાનેર વગેરે સ્થળે નિવાસ કરતા ગૃહસ્થો હતા. બંગાલના આઠ સભાસદોમાં "હિન્દી—બંગવાસી"ના સંપાદક બાબુ હરિકૃષ્ણ જૌહર, "ભારતમિત્ર"ના સંપાદક પંડિત અંબિકાપ્રસાદ બાજપેયી, "નાયક"ના સંપાદક બાબુ પાંચ કૌડી બેનર્જી, આદિ કલકત્તા નિવાસી ગૃહસ્થો હતા. દિલ્હી તથા પંજાબનાં પાંચ સભાસદોમાં દિલ્લીના પંડિત હરિશ્ચન્દ્ર વિદ્યાલંકાર, લાહોરના લાલા લજ્પતરાય, હિન્દુસભાના મંત્રી લાલા ગોપાળદાસ, લાહોરની ઓરિયેન્ટલ કૉલેજના મહામહોપાધ્યાય પંડિત શિવદત્ત શાસ્ત્રી તથા જાલંધરની કન્યામહાવિદ્યાલયના લાલા દેવરાજ હતા. મુંબાઇના ચાર સભાસદો હતાઃ બાબુ મહાવીરપ્રસાદ, મુંબાઇના જૈનહિતૈષી કાર્યાલયના પંડિત નાથૂરામ પ્રેમી, વડોદરાના સ્કૂલ ઇન્સ્પેક્ટર માસ્તર આત્મારામ, અને અમદાવાદના "વૈદ્યકલ્પતરુ"ના સંપાદક પંડિત જયશંકર લીલાધર દ્વિવેદી. મદ્રાસના બે સભાસદોમાં એક "ઇન્ડિઅન રીવ્યુ"ના તંત્રી ને માલેક શ્રીયુત નટેસન, ને બીજા સ્વામી અનન્તાચાર્ય કાંજીવરમના હતા.

વીસમા ઠરાવથી "વર્ણવિચાર–ઉપસમિતિ"ની નિમણુક કરવામાં આવી. ગત વર્ષે એ જ વિષય માટે જે ઉપસમિતિ (સબકમિટી) નિમાઈ હતી. તેણે પોતાનો રીપોર્ટ રજુ કર્યો હતો, અને એવી ભલામણ કરી હતી કે આ વિષય ઉપર આખું વર્ષ વિચાર ચલાવી શકે એવી, વિદ્વાનોની એક ઉપસમિતિ રચાવી જોઇએ. તે અનુસાર પંડિત ગૌરીશંકર હીરાચન્દ્ર ઓઝા તથા અન્ય ૭ વિદ્વાનોની ઉપસમિતિ નિમવામાં આવી.

ત્યાર પછી અધિકારીઓ આભાર મનાયો, ને અતિથિ—યજમાને પણ પરસ્પર આભાર પ્રકટ કર્યો. ને પછી સંમેલનું વિસર્જન થયું હતું.

રાત્રિએ પ્રતિનિધિઓને માટે "ભારતપરાજય" નામનું નાટક ભજવવામાં આવ્યું હતું.

સંમેલનની સાથે આ વર્ષે એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. તે ન્હાનું હતું, પણ તેમાં કેટલાંક હસ્તલિખિત પુસ્તકો અગત્યનાં હતાં.

સાહિત્ય સંમેલનની પાછીથી વર્તમાન ને સામયિક પત્રોના તંત્રીઓ સંપાદકો વગેરેનું એક જુદું સંમેલન થયું હતું.

હિન્દી સાહિત્ય સંમેલનનું પાંચમું અધિવેશન વિખ્યાત લખનઉ શહેરમાં થશે.

## હિન્દી સાહિત્ય સંમેલનનો વૃતાન્ત.

હિન્દી સાહિત્ય સંમેલનના ચતુર્થ અધિવેશનનો મુખ્ય વૃત્તાન્ત આ પ્રમાણે હતો. હવે તે સંમેલનની સંસ્થાની સ્થાપના, વૃત્તાન્ત, ઉદ્દેશ, સ્વરૂપ તથા કાર્ય સંબન્ધી સામાન્ય રૂપમાં કેટલીક હકીકત જણાવ્યેથી આ લેખની પૂર્ણાહુતિ યોગ્ય રીતે થશે. તેમ જ એ સામાન્ય રૂપની હકીકતથી આપણી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની સંસ્થાની સાથે એને સરખાવવામાં, તથા આપણી પરિષદ્ સંબન્ધી કેટલીક સૂચનાઓ મેળવવામાં વિશેષ સરલતા પડશે.

હિન્દી સાહિત્ય સંમેલન એ એક વાર્ષિક સંસ્થા છે, અને એને સ્થપાયે ચાર વર્ષ પૂરાં થઈ ગયાં છે. એની પહેલી બેઠક કાશીમાં થઈ હતી. કાશીની નાગરી-પ્રચારણી સભાએ જે કેટલાંક મહત્ત્વના કાર્ય કર્યા છે તેમાં આ સંમેલનને જન્મ આપવારૂપી કાર્ય કદાચિત્ સૌથી વિશેષ મહત્ત્વનુ ગણી શકાય. ચાર વર્ષ પહેલાં એ સભાએ પોતાના વાર્ષિક ઉત્સવને વિસ્તારીને મ્હોટું સાહિત્ય-સંમેલન કરવાનો વિચાર કર્યો, અને એ વિચાર સફળ તથા સિદ્ધ થયો. એ પહેલા અધિવેશનનું પ્રમુખસ્થાન પંડિત મદનમોહન માલવીયને સમર્પવામાં આવ્યું હતું. સંયુક્ત પ્રાન્તના અગ્રગણ્ય લોકનાયક પહેલા જ સંમેલનથી આ કાર્યમાં આવી રીતે સામેલ થયા, ત્હેની અસર સંમેલનના આખા બંધારણ ઉપર તેમ જ સંમેલનના આયુષ્ય ઉપર ઘણી થઈ. પંડિતજીએ તે વેળાએ પ્રયાગથી આવેલા પ્રતિનિધિઓને આગ્રહ કર્યો કે આ સંમેલનને જો સ્થાયી કરવું હોય તો એનુ દ્વિતીય અધિવેશન પ્રયાગમાં કરવું જોઇએ. તેથી પ્રયાગની નાગરી પ્રચારિણી સભાએ સંમેલનને બીજે વર્ષે પ્રયાગમાં આમત્રણ કર્યું, બીજા વર્ષના આ અધિવેશને સંમેલનનુ સ્વરૂપ ખરેખર સ્થાયી કર્યું, એટલું જ નહિ પણ ત્હેની સાથે પ્રયાગમાં સંમેલનનું એક સ્થાયી કાર્યાલય ખોલવામાં આવ્યું, અને સન ૧૯૧૧ માં, નાગરી-પ્રચારિણી સભાની સંમતિથી સંમેલનની સંસ્થા એ સભાથી અલગ થઈ સ્વતંત્ર રૂપને પામી. દ્વિતીય હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખ શ્રીમાન્ પંડિત ગોવિન્દનારાયણ મિશ્ર હતા, જેઓએ "**सारस्वत सर्वस्व**" નામના ગ્રન્થ ઉપરાંત બીજા ઘણા લેખો લખ્યા છે અને જે હિન્દીના એક પ્રસિદ્ધ વિદ્વાન્ તથા લેખક ગણાય છે. આ દ્વિતીય સંમેલનમાં હિન્દી સાહિત્ય સંમેલન માટે બન્ધારણ વગેરેની નિયમાવલી રજુ થઈ, અને તે એક વર્ષ માટે મંજુર થઈ. તે પછી કલકત્તાની નાગરી પ્રચારિણી સભા તરફથી તેમ જ હિન્દી સાહિત્ય—પરિષદ્‌ના મંત્રી જગનાથપ્રસાદ ચતુર્વેદી તરફથી, સંમેલનનું ત્રીજું અધિવેશન કલકત્તામાં ભરવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ, અને તે પ્રમાણે સન ૧૯૧૨ માં ત્રીજું અધિવેશન કલકત્તે થયું. તે પછીથી સન ૧૯૧૩ ના ડીસેમ્બર માસમાં એનું ચોથું અધિવેશન મહાત્મા મુનશીરામજીના પ્રમુખપણા નીચે ભાગલપુરમાં થયું, જેનો સંક્ષિપ્ત વૃત્તાન્ત

આ લેખ આપવામા આવે છે આ સમેલનનુ પાચમુ અધિવેશન લખનઉમા ભરવામાં આવશે, અને ત્યા તૈયારીઓ થવા માડી છે, એમ જાહેર થયુ છે

## હિન્દી સાહિત્ય સમ્મેલનના ઉદ્દેશ

ત્રીજા અધિવેશન વખતે જે નિયમો કાયમને માટે સ્વીકૃત થયા છે, તે પ્રમાણે હિન્દી સાહિત્ય સમેલનના ઉદ્દેશો નીચે પ્રમાણે છે

૧ હિન્દી સાહિત્યના અંગોની ઉન્નતિ માટે પ્રયત્ન કરવો

૨ દેવનાગરી લિપિનો દેશસમસ્તમા પ્રચાર કરવો અને "દેશવ્યાપી વ્યવહારો અને કાર્યો સુલભ" થાય તે માટે હિન્દી ભાષાને રાષ્ટ્રભાષા બનાવવાનો પ્રયત્ન કરવો

૩ હિન્દીને સુગમ, મનોરમ તથા લાભદાયક બનાવવાને માટે વખતોવખત એની શૈલીનુ સશોધન કરવા તથા એની ન્યૂનતાઓ ને ખામીઓને દૂર કરવા પ્રયત્ન કરવો

૪ સરકાર, દેશી રાજ્યો, પાઠશાળાઓ, કોલેજ વિશ્વવિદ્યાલયો તથા અન્ય સસ્થાઓ, સભા ને જનસમૂહો, તથા વ્યાપાર, જમીનદારી અને અદાલતોના કાર્યોમા દેવનાગરી લિપિ અને હિન્દી ભાષાનો પ્રચાર કરવા ઉદ્યુક્ત રહેવુ

૫ હિન્દીના ગ્રન્થકારો, લેખકો, પત્રસપાદક, પ્રચારકો, અને સહાયકને વખતોવખત ઉત્સાહિત કરવાને માટે પારિતોષિક, પ્રશસાપત્ર પદક ઉપાધિ આદિથી સમાનિત કરવા

૬ ઉચ્ચ શિક્ષણ પામેલા યુવકોમાં હિન્દીનો અનુરાગ ઉત્પન્ન કરવા તથા વધારવા પ્રયત્ન કરવો

૭ જ્યા જ્યા આવશ્યકતા જણાય ત્યા ત્યા પાઠશાળા, સમિતિ, તથા પુસ્તકાલય સ્થાપિત કરવા તથા કરાવવાને પ્રયાસ કરવો, તથા એવી જાતની વર્તમાન સસ્થાઓને સહાયતા કરવી

૮ હિન્દી સાહિત્યમા વિદ્વાનો તૈયાર થાય તે માટે હિન્દીની ઉચ્ચ પરીક્ષાઓ લેવાનો પ્રબન્ધ કરવો

૯ હિન્દી ભાષાના સાહિત્યની વૃદ્ધિને માટે ઉપયોગી પુસ્તકો તૈયાર કરાવવા

૧૦ હિન્દી સાહિત્ય સમેલનના ઉદ્દેશોની સિદ્ધિ અને સફળતાને અર્થે અન્ય જે જે ઉપાયો આવશ્યક તથા ઉપયુક્ત જણાય તે તે ઉપાયો લેવા

## સમ્મેલનનુ અત્યાર સુધીનું કાર્ય

આ ઉદ્દેશો સફળ કરવા માટે અત્યાર સુધીમા શુ શુ કાર્ય કરવામા આવ્યુ છે તે જોઈએ વારવાર હિન્દીના વિદ્વાનો, લેખક તથા સાહિત્યપ્રેમીઓનું સમેલન થાય, ત્યા અન્યો-

ન્યનાં ઓળખાણ તથા પરિચય થાય, સાહિત્યના તથા સંમેલનના કાર્ય સંબન્ધી સારા સારા લેખો એકત્ર થાય અને એ સંબન્ધી પ્રશ્નોની ચર્ચા થાય; આ સંમેલનો જુદાં જુદાં મથકોમાં થાય જેથી જુદે જુદે સ્થળે સાહિત્ય ને ભાષાના પ્રેમના તરંગો વહે તથા એક શુભ પ્રકારની ચંચળતા તથા જાગૃતિ થાય ઇત્યાદિ કાર્ય આપણી સાહિત્ય પરિષદની પેઠે આ હિન્દી સાહિત્ય સંમેલનનાથી પણ થયું છે, અને હેના લાભ સ્પષ્ટ ને બંન્નેને સમાન છે. તફાવત એ છે કે આપણી પરિષદ્ વ્હેલી જન્મ પામી છે, છતાં ત્રણ ત્રણ વર્ષે મળે છે, ને હિન્દી સાહિત્ય સંમેલન પ્રતિવર્ષે મળે છે, તેથી આપણા કરતાં ત્યાં આ લાભ વિશેષ અંશમાં મળ્યા છે. આપણે ઉંઘમાંથી ઝબકી ઝબકીને કામ કરતા હોઇએ એવું થાય છે અને ત્યાં કાર્ય અમુક રીતે વિશેષ ઉત્સાહથી ને વિશેષ સાતત્યથી ચાલે છે. અમુક રીતે કહીએ તો સંમેનનું કાર્ય આખું વર્ષ ચાલે છે, અને તેઓ કેવી રીતે એમ કરી શકે છે તે નીચે વિશેષ સ્ફુટ થશે.

દેવનાગરી લિપિ તથા હિન્દીભાષાનો પ્રચાર કરવો એ સંમેલનનું હાલમાં એક મુખ્ય કાર્ય છે. દેવનાગરી લિપિના સંબન્ધમાં નાગરી પ્રચારિણી સભા તથા એની જુદી જુદી શાખાઓ ઘણા સમય થયાં કાર્ય કર્યાં જાય છે. આ પ્રશ્નનું ગૌરવ આપણા પ્રાન્તમાં બરાબર ન સમજાય એ સ્વાભાવિક છે, પરંતુ હિન્દી ભાષા તથા સાહિત્યના ભક્તોને મન તો એ એક પ્રાણરૂપ પ્રશ્ન છે. હિન્દી ભાષાની લિપિ દેવનાગરી—જેને આપણે "બાળબોધ" કહીએ છીએ તે જ છે, તેથી એને બીજાઓની પેઠે એક લિપિ છોડી બીજી લિપિ સ્વીકારવાનો વિચાર કરવાનો નથી. પરંતુ પોતાની જ લિપિનો પ્રચાર કરવાનો પ્રશ્ન છે. પરંતુ તેમાં અજાણ્યા માણસના એકદમ સમજ્યામાં ન આવે એવી મુશ્કેલીઓ ઉભી થાય છે. સંયુક્ત પ્રાન્ત એ ફારસી લિપિ અને ઉર્દૂ ભાષાનુ પણ કેન્દ્રસ્થાન છે. અને જો કે સંયુક્ત પ્રાન્તમાં હિન્દી લખનાર તથા વાંચનાર વર્ગની સંખ્યા ઉર્દૂ બોલનાર વર્ગ કરતાં લગભગ ૧૧ા ગણી વધારે છે, તો પણ લાંબા કાળ થયાં અદાલતો તથા વ્યવહારમાં ફારસી મિશ્રિત ઉર્દૂનો જ ઉપયોગ થાય છે. સ્વાભાવિક રીતે સરકારી અદાલતોની જે ભાષા હોય તે સામાન્ય મનુષ્ય ઉપર વિશેષ અસર કરે, તેથી ઉર્દૂ ને ફારસી લિપિનો પ્રચાર ઘણો થઈ ગયો છે. નાગરી લિપિનો પ્રચાર જેમ ઓછો હોય તેમ હિન્દી સાહિત્યનો પ્રચાર પણ ઓછો જ થાય. હિન્દી સાહિત્યની ઉન્નતિ ને વિસ્તારને માટે, એ પરમ આવશ્યક છે કે હિન્દી એ જેની માતૃભાષા છે તેવા સર્વ મનુષ્યો હિન્દીની લિપિથી પણ પૂરેપૂરા પરિચિત થાય. ઈ. સ. ૧૯૦૦ માં સર એન્ટનિ મેકડૉનલે આજ્ઞા કરી કે હિન્દીભાષા ને દેવનાગરી લિપિમાં લખેલાં ખત વગેરે અદાલતોમાં સ્વીકારવાં. તો પણ ઈ. સ. ૧૯૧૦ સુધી એટલે હિન્દી સાહિત્ય સંમેલનનો જન્મ થતા સુધી આ આજ્ઞાનો લાભ બહુ થોડો લેવાયો. હવે ધીમે ધીમે સંમેલનના પ્રયત્નથી કરીને આ કાર્ય વિશેષ વેગથી ચાલવા લાગ્યું છે, અને હિન્દી ,, નાગરી અદાલતોમાં વિશેષ ને વિશેષ પ્રચાર પામવા લાગી છે. એટલું જ નહિ પણ, કેળવણી વગેરેના આંકડાઓ ઉપરથી, "સરસ્વતી" પત્રમાંના એક લેખકે થોડા સમય ઉપર સિદ્ધ કર્યું છે કે પાછળાં દશબાર વર્ષોમાં નાગરી લિપિ ને હિન્દી ભાષાનો પ્રચાર ઘણો

વધ્યો છે; ઉર્દૂમાં પ્રકટ થતાં પુસ્તકોની સંખ્યા કાયમ રહી છે જ્યારે નાગરી ને હિન્દીનાં પુસ્તકોની સંખ્યા ઘણી વૃદ્ધિ પામી છે. આ લિપિનો પ્રશ્ન, બીજી દૃષ્ટિએ જોતાં, હિન્દની પ્રત્યેક મુખ્ય ભાષાના વિદ્વાનોએ તથા પ્રત્યેક ભાષાની પરિષદે વિચારવા જેવો છે, અને તે દૃષ્ટિએ એ ખરેખરો રાષ્ટ્રીય પ્રશ્ન છે. મહારાષ્ટ્રીય ભાષા બોલનાર પ્રજાએ તો તે લિપિને મુદ્રણવિધિમાં સ્વીકારી લીધી છે. બંગાળા ને ગુજરાત બાકી છે. ગુજરાતમાં તે સંબન્ધી કાંઈ કાંઈ ચર્ચા થઈ છે, ને કેટલાક સારા લેખો પણ દેવનાગરીમાં પ્રકટ થયા છે. હિન્દના જુદા જુદા પ્રાન્તો વચ્ચે, ને જુદી જુદી ભાષા બોલનાર વર્ગ વચ્ચે સંબન્ધ બાંધનાર દેવનાગરી લિપિ એ એક મ્હોટું સાધન છે, તે પ્રશ્ન સંબન્ધી વિશેષ સંભાળથી વિચાર ચલાવાય તો ઠીક એમ લાગે છે. મરાઠી લેખો દેવનાગરીમાં છપાય છે તેથી આપણને કેટલી સુગમતા પડે છે, અને બંગાળી સાહિત્ય પણ દેવનાગરીમાં પ્રકટ થતું હોય તો આપણને કેટલું સરલ પડત, એ અનુભવ તથા એ વિચાર આ પ્રશ્નની ચર્ચા વખતે લક્ષમાં રાખવાનાં છે. દક્ષિણ હિન્દની કેટલીક દ્રાવિડ ભાષાઓમાં પણ આ લિપિ પ્રતિ આદરનાં ચિહ્નો લેખકના જોવામાં આવ્યાં છે. મહાત્મા મુનશીરામજીએ તો પૃથ્વી ઉપરની સર્વ લિપિઓમાં દેવનાગરીને શ્રેષ્ઠ કહેવાની હિંમત કરી છે; આ પ્રશ્નના અભ્યાસીને આ દાવો નવીન નથી. "ઇન્ડિઅન રીવ્યુ"માં થોડા જ સમય ઉપર ન્યાયમૂર્તિ શારદાચરણ મિત્રે પણ આ દાવાની તરફેણમાં સારાં પ્રમાણો આપી એક મનનીય લેખ પ્રકટ કર્યો છે.

હિન્દી ભાષાને "રાષ્ટ્રભાષા" કરવી એ ઉદ્દેશના સંબન્ધમાં એટલું કહેવા જેવું છે કે "રાષ્ટ્રભાષા" નો અર્થ કાંઇક "lingua franca" જેવો, વ્યવહારોપયોગી એક ભાષા જેવો, લેવાનો હોય એમ જણાય છે. બીજી ભાષાઓ સાથે વિરોધ કે તેઓના સાહિત્યનો હ્રાસ એવો ઉદ્દેશ જણાતો નથી. ફક્ત હિન્દી સમજી શકાય એટલું જ્ઞાન હિન્દ સમસ્તમાં ફેલાય, એવી અભિલાષા સમજાય છે. જેમાં આ વિષય ઉપર ચારે પાસનો વિચાર થયો હોય તથા અન્ય ભાષાઓ સંબન્ધી સ્પષ્ટ કથન થયું હોય એવા લેખો હજી લેખકના જોવામાં આવ્યા નથી. પરંતુ એટલું કહેવું જોઇએ કે સંયુક્ત પ્રાન્તોમાં તો આ પ્રશ્ન સંબન્ધી હીલચાલ ચલાવવાની ઘણી જરૂર છે, અને ત્યાં દિવસે દિવસે હિન્દી પોતાનું ઉચિત સ્થાન ઉર્દૂ પાસેથી લેતી જાય છે. સાહિત્ય સંમેલનના અધિવેશનમાં પસાર થતા કેટલાક ઠરાવો આ દૃષ્ટિએ બરોબર સમજી શકાશે.

હિન્દી સાહિત્ય સંમેલનના કાર્ય ઉપર વ્યાવહારિકતાની છાપ ઘણી વધારે દેખાય છે, જ્યારે આપણી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વિશેષ "literary" હશે, પરંતુ ઓછી વ્યાવહારિક છે, એ નિઃસંદેહ લાગે છે. બન્ને અંશો આવાં સમૂહબલથી થતાં કાર્યો માટે આવશ્યક છે, અને બન્નેનું શ્રેષ્ઠ રીતે પાલન થાય તો જ ઇષ્ટસિદ્ધિ છે. હિન્દી સાહિત્ય સંમેલનનું સ્વરૂપ, હિન્દની રાષ્ટ્રીય કોંગ્રેસ વગેરેને કેટલાક અંશોમાં વધારે મળતું આવે છે. કોંગ્રેસની પેઠે તે કેટલાંક વ્યાવહારિક પગલાં સંબન્ધી ઘણા ઠરાવો પસાર કરે છે, ને તે ઉપરાંત તે ઠરાવોનો અમલ કરવા માટે બનતી પ્રવૃત્તિ રાખે છે. આ પ્રમાણે એ સંમેલનનું કેટલુંક કાર્ય પ્રાન્તમાં

જાગૃતિ આણવાનુ તથા સરકાર પાસેથી લિપિ ભાષા શિક્ષણ વગેરેમા લેવરાવવાના પગલા સબન્ધી વારવાર હીલચાલ—agitation—કરવાનું હોય છે ત્યારે બાકીનુ પ્રમુખ કાર્ય તે પોતે કરે છે, અને એ પ્રમાણે, કોંગ્રેસની માફક ત્રણ દિવસના મેળાવડાથી સતુષ્ટ ન થતા, આખુ વર્ષ પોતાના ઉદ્દેશો પાર પાડવા ઉપયોગી પ્રવૃત્તિ ચાલુ રાખે છે આ ઉપરાત સમેલનના અધિવેશન વેલાએ વિદ્દર્ગ પાસેથી તેમ જ સુલેખકો પાસેથી લેખો મેળવવાના પ્રયત્ન થાય છે, તેમાથી અમુક અમુક, આખા અથવા થોડાઘણા વચાય છે, ને તે સર્વ સમેલનના વૃત્તાન્તની સાથે પ્રકટ થાય છે સમેલનનુ અધિવેશન પ્રતિવર્ષ થતું હોવાથી આ સર્વ કાર્યોની સફળતા તથા ચચળતા વિશેષ દેખાય છે

હિન્દી સાહિત્ય સમેલનના ચતુર્થ અધિવેશનના ઠરાવો ઉપર આપ્યા છે તે જોતા સરકાર તથા બીજા જાહેર મડળો વગેરે સમ્બન્ધના ઠરાવો આ પ્રકારના હોય છે તે લક્ષમા આવશે જેમ કોંગ્રેસના ઠરાવો વર્ષોવર્ષ તથા રાષ્ટ્રીય કે પ્રાન્તિક સર્વ પ્રકારના અધિવેશનોમા થાય છે, તેમ જ આ લિપિને ભાષા સમ્બન્ધી ઠરાવો, હિંદીસાહિત્ય સમેલનના મુખ્ય અથવા શાખાના સર્વ અધિવેશનોમા, તેમ જ નાગરી-પ્રચારિણી સભાઓના જુદા જુદા ઉત્સવોમા ઉચિત ફેરફાર સહિત પસાર કરવામા આવે છે "સાહિત્ય' સમેલનને આ સર્વ કદાચ અનુચિત લાગે "સાહિત્ય' ના ઉચ્ચ પ્રદેશમા જ સમેલની પ્રવૃત્તિ સકુચિત કરવાનુ કોઈને યોગ્ય લાગે, તો પણ હિન્દની રાષ્ટ્રીય દષ્ટીએથી, પ્રજામા જાગૃતિ આણનાર વળી મનુષ્યો ઉપર સુપ્રકાશ નાખનાર "agitation ના કાર્ય તરીકે તે બહુ ઉપયોગી છે, એ સ્પષ્ટ છે



નાગર સમેલન પોતે જે કાર્ય કરે છે તે ઘણુ જાણવા જેવુ છે, અને તે બાબત ગુજરાતી સાહિત્ય પરિષદના નાયકોએ ખાસ વિચાર કરવા જેવો છે સમેલનનુ મુખ્ય સ્થાન પ્રયાગ છે, અને ત્યા સમેલનનુ કાર્યાલય છે સમેલનના ઉદ્દેશો અનુસાર કાર્ય ચલાવવા આશરે ૭૦-૭૫ ગૃહસ્થોની એક સ્થાયી સમિતિ-સ્ટેન્ડિંગ કમિટી—વર્ષોવર્ષ નિમાય છે ગત સમેલનના પ્રમુખ તે એના પ્રમુખ, અને સ્થાયી સમિતિના પૂર્વના સર્વ મત્રીઓ એ તેના સભાસદ ગણાય છે આ સિવાય બે ઉપપ્રમુખ, એક પ્રધાનમત્રી, બે ઉપ મત્રી, અને એક આયવ્યયપરીક્ષક નિમાય છે બાકીના સભાસદો નિશ્ચિત સખ્યામા હિન્દના જુદા જુદા પ્રાન્તમાથી ચૂટાય છે આ સમિતિ બાર માસ સુધી અમુક પ્રકારના હક તથા નિયમો અનુસાર સમેલનનુ કાર્ય કરે છે, ને વર્ષ દિવસે સમેલનના અધિવેશન સમયે, આયવ્યય હિસાબ તથા કાર્યનો અહેવાલ, મત્રીદ્વારા ઉપસ્થિત કરે છે ગુર્જર સાહિત્ય પરિષદને સ્થાયી કાર્યાલય નથી, અને સ્થાયી સમિતિ [સુધા] આ આર્યાના લાભ બહુ થોડો લેવાયા જે

ન આ કાર્ય વિશેષ વેગથી ચાલવા લાગ્યુ છે, અને [

સમેલનોત્તામા વિશેષ ને વિશેષ પ્રચાર પામવા લાગી છે એટલુ જ નહિ કે સ્થળે કેળવણી વગેરેના આકડાઓ ઉપરથી "સરસ્વતી' પત્રમાના એક લેખકે થોડા માસ પર સભા ઉપર સિદ્ધ કર્યુ છે કે પાછલા દશબાર વર્ષોમા નાગરી લિપિ ને હિન્દી ભાષાનો પ્રચાર કે આણવી

હાલમા શ્રીયુત સત્યદેવ કરીને ઉપદેશક છે, જે અમેરિકા જઈ આવ્યા છે અને જુસ્સાદાર વક્તા તરીકે અને ઉત્સાહી કાર્યકર્તા તરીકે સારી ખ્યાતિ પામ્યા છે 'સત્ય-ગ્રન્થમાલા' ની તે યોજના કરે છે

સ્થળે સ્થળે પુસ્તકાલયો ઉઘાડાવવાના ઉદ્દેશ ઉપરાંત, સર્વ હિન્દી ગ્રન્થો પત્રો વગેરેનો સંગ્રહ કરી, એક મહાન પુસ્તકાલયની રચના સમેલનને અગે કરવી એમ તેઓનો ઉદ્દેશ છે આ પ્રમાણે લેખક, પ્રકાશક, સપાદક આદિને વિજ્ઞપ્તિ કરવામા આવે છે, ને અત્યાર સુધી આશરે ૫૦૦ પુસ્તકો મળ્યા છે ને કેટલાક પત્રો આવતા થયા છે કેવળ વિજ્ઞાપનાથી જ હિન્દના સમસ્ત પુસ્તકોનુ પુસ્તકાલય કદી બાંધી શકાશે એવી આશા રહેતી નથી, તેથી મત્રીની ફરિયાદ તથા અધીન બહુ સહન થાય એમ સભવ લાગતો નથી ગુજરાતની ગુજરાતી સાહિત્યપરિષદે પણ આવા પુસ્તકાલય સબન્ધી જે આરભ કર્યો છે, તે શરૂઆતમા અત્યાર સુધી તો એવો જ નિષ્ફળ ગયો છે વિશેષ વ્યવસ્થાથી અને ધનાઢ્ય વર્ગની વિશેષ સહાયતા મેળવી, એકસ ચિત્તથી આ એક જ કાર્ય સારી રીતે પાર પાડવામા આવે તો પણ પ્રજાની મ્હોટી સેવા થઈ લેખાય

હિન્દી ભાષાનુ વિશેષ જ્ઞાન થાય તે સારૂ સમેલને હિન્દી-પરીક્ષાઓ સ્થાપી છે તેણ જુદી જુદી પરીક્ષાઓને માટે ત્રણ ઉપાધિઓ દાખલ કરી છે સાહિત્યોપાધ્યાય, સાહિત્ય-ભૂષણ અને સાહિત્યાચાર્ય એ પરીક્ષાઓના સંબન્ધમા નિયમો બરાબર રચવા માટે ચતુર્થ અધિવેશનમા ઉપસમિતિ નિમાઈ છે, ને તેથી એમ દર વર્ષ પછી એ પરીક્ષાઓનો આ ક્રમ થશે એમ આશા રાખી શકાય છે, સરકાર તથા વિશ્વવિદ્યાલયની મદદથી જે ન થઈ શકે તે આપણે-પ્રજાએ-સ્વાશ્રયે કરવુ, એ મત સૂતનો પ્રયોગ આદરણીય છે ગુજરાતમા પણ સનાતન ધર્મની પરીક્ષાની પેઠે આવી પ્રવૃત્તિ ચલાવવામા આવે તો તેથી આપણી ભાષાને સાહિત્યને તથા પ્રજાને લાભ થશે સાહિત્યના તથા વિદ્યાના લાભ ઉપરાંત, સ્વાશ્રયને પરિણામે સામર્થ્યને પણ લાભ થશે

સમેલનના મુખ્ય ઉદ્દેશો વધારે ને વધારે સિદ્ધ થાય એ હેતુથી જુદા જુદા 'ડિસ્ટ્રિક્ટ'મા શાખાઓ ખોલવામા આવે છે તે પ્રમાણે સ ૧૯૭૪ના ફેબ્રુઆરી માસમા અલી ગઢમા એક જિલ્લા હિન્દી સાહિત્યસમેલનની સ્થાપના થઈ છે, અને એનુ પ્રથમ અધિવેશન પણ થઈ ચૂક્યુ છે

આ સર્વ ઉપરાંત એક ખરેખરી અગત્યનુ કાર્ય એ થયુ છે કે હિન્દી સાહિત્ય સમેલનના ઉદ્દેશોની પૂર્તિમા સહાયતા કરવા તેમ જ સાહિત્ય-પ્રેમીઓને તે માટે બોધ આપવા, પ્રયાગમા સમેલનના કાર્યાલય તરફથી "सम्मेलनपत्रिका' નામે સમેલનની "મુખપત્રિકા" પ્રતિમાસે નીકળવા માડી છે એનુ લવાજમ વર્ષનું રૂ ૧) જ છે એટલેતે સુલભ ને લોકપ્રિય થઈ ઘણ ઉપયોગી થઈ પડશે એવી નિઃસંદેહ આશા રહે છે

આ લેખનો ઘણો આધાર એ પત્રિકાના અંકો ઉપર છે, એમ આરંભમાં જણાવવામાં આવ્યુ છે.

હિન્દી સાહિત્ય સંમેલનનાં કેટલાંક મુખ્ય લક્ષણો આ પ્રમાણે છે. એના અધિવેશનના વૃત્તાન્ત ઉપરથી જણાશે કે અધિવેશનમાં, ગુજરાતી સાહિત્યપરિષદ્ કરતાં, ઠરાવો વધારે, લેખોનું વાચન ઓછું, ને ચર્ચા બિલકુલ નહિ, એમ હોય છે. ગુજરાતી પરિષદ્ વધારે સંગીન લેખો મેળવે છે, એમ કેટલાકની માન્યતા છેઃ પણ તે માન્યતા બાંધતી વખતે હિન્દીસંમેલનની ત્રણ બેઠકના લેખો એકઠા કરી તુલના કરવી જોઇએ. તેમ જ લિપિ, દેશી ભાષામાં શિક્ષણ વગેરે વિષયો ઉપર ચર્ચા હમેશ ચાલુ રહે એમાં અયોગ્ય કાંઇ નથી, એટલું જ નહિ પણ વિચારશીલ વિદ્વાનોની પ્રામાણિક તથા નિયમિત ચર્ચાથી લાભ થવાનો સંભવ વધારે છેઃ તેમ છતાં ગુજરાતી પરિષદ્ વ્યાવહારિક રીતે કાંઈ પ્રયત્ન ન કરે ને કેવળ "ખુલ્લી" ચર્ચામાં જ કૃતાર્થતા માને તો તેથી પ્રજાનું કલ્યાણ થવાનું નથી.

ગુજરાતી સાહિત્યપરિષદ્નું અત્યારસુધીનું સ્વરૂપ એવું રહ્યુ છે, ને ત્રણ ત્રણ વર્ષે મળવાથી આ પરિણામ વધારે સ્વાભાવિક થયુ છે, કે પરિષદ્ના પ્રત્યેક અધિવેશન વચ્ચે અમુક પ્રકારના સાતત્યની ન્યૂનતા રહે છે, ને પૂર્વગામી અધિવેશનોના ઠરાવો કાર્યો વગેરે તરફ નવું અધિવેશન કરાવનાર મંડળ ઉદાસીન રહે છે. આનાં ઉદાહરણો, ગોવર્ધનરામ સ્મારકફંડ, પરિષદ્ વ્યાખ્યાનમાળા, પરિષદ્ પુસ્તકાલય, વગેરે જોઇએ તેટલાં મળી આવે છે. હિન્દી સાહિત્ય સંમેલનમાં આટલા બધા ગંભીર પ્રમાણમાં આ ખામી દેખાતી નથી. હ્હેનાં ઘણાં કારણોમાં એક કારણ શું એ પણ નહિ હોય કે પંડિત મદનમોહન માલવીય જેવા અનુભવી લોકનાયકે એના આરંભકાળમાં પૂરી સહાયતા આપી, તથા સંમેલનને પહેલેથી જ વ્યાવહારિક ચીલામાં ચ્હડાવ્યુ? ગુજરાતી સાહિત્ય પરિષદ્ને એવા રાષ્ટ્રીય લોકનાયકની સહાયતા મળી નથી.–ગુજરાતમાં એવા લોકનાયક છે પણ કેટલા?—ને મ્હોટે ભાગે સાક્ષરો ને વિદ્વાનોને હાથે જ એની રચના થઇ છે, એ કારણ પણ આ સ્થિતિનો કાંઇક ખુલાસો આપી શકશે ખરૂં ને ?

આ લેખના પૂર્વ ભાગનો આરમ્ભ થયો ત્યારે ગુજરાતી સાહિત્યપરિષદ્નું પાંચમું અધિવેશન અનિશ્ચિત ને અજાણ્યુ હતું. લેખ પૂરો થતા પહેલાં સુરતના ઉત્સાહી ને વિદ્વાન પ્રજાજનોએ સુરતમાં પાંચમી પરિષદ્ ભરવાનો ઠરાવ કર્યો છે, એથી આનન્દ થાય છે. સાહિત્ય પરિષદ્ના કાર્ય બન્ધારણ વગેરે સમ્બન્ધી ગુજરાતમાં પુનઃ વિચાર ચર્ચા વગેરે ઉત્પન્ન થશે, અને તેમાંનો કેટલોક ભાગ પત્રો માસિકો આદિમાં પ્રકટ પણ થશે. એ વિચાર તથા એ ચર્ચામાં આ લેખ કોઇ રીતે ઉપયોગી થાય તો તેટલે અંશે હ્હેનો વિશેષ સફળતા થશે.

નડિઆદ.
તા. ૧૧ જૂન ૧૯૧૪. }

કાન્તિલાલ છગનલાલ પંડયા.

---

# મુક્તિનાં સાધન.

"છે મનજ કારણ મનુષ્ય કેરા મોક્ષને બંધનતણું."

## મુક્તિ.

મુક્તિનાં સાધન જાણવા પૂર્વે મુક્તિ એટલે શું તે પ્રથમ જાણવાની આવશ્યકતા રહે છે. જન્મ મરણનાં પુનરાવર્ત્તનથી બચવું એ મુક્તિ એમ સામાન્યતઃ મનાય છે. જનનીનાં ઉદરમાંથી અવતરવું તે જન્મ અને એવી રીતે અવતરેલ શરીર પ્રાણ (જીવ–આત્મા) રહિત બને તે મરણ. માણસ જ્યાં સુધી મુક્તિ ન પામે ત્યાં સુધી આ કાર્ય પુનરપિ પુનરપિ થયાં કરે છે. અત્રે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ પુનરપિ જન્મ મરણનો ક્રમ મનુષ્યને કેવી રીતે લાગુ પડે છે એટલે કે વારવાર કોણ જન્મે મરે છે? આ બાબતમાં એક ચોક્કસ વાત નથી તથાપિ સામાન્ય માન્યતા એવી છે કે એ ક્રમ મનુષ્યના આત્માને લાગુ પડે છે. એવી માન્યતાની પુષ્ટિમાં મરણ થતાં આત્મા શરીરમાંથી નીકળી છુટો થાય છે (માણસ જેમ પોતાનું પહેરણ કાઢી એક બાજુ ફેંકી દઇ તેનાથી છુટો થાય છે, તેમ) અને પછી ફરી જન્મ પામે છે (બીજું પહેરણ પહેરે છે) એમ કહેવામાં આવે છે. સર્વ સામાન્યતઃ જન્મ મરણનાં પુનરાવર્તન આત્માને લાગુ છે અને શરીરને કાંઈ નથી કારણ કે શરીર તો વસ્ત્રની માફક એકવારજ પહેરી ફેંકી દેવામાં આવે છે અને ફરી ફરી પહેરનાર તો માણસની માફક આત્મા છે. એટલે પુનરપિની ક્રિયા આત્માને લાગુ છે શરીરને નથી તેથી આત્માને જ મુક્તિ મેળવવાની છે એમ નક્કી માનવામાં આવે છે. જેનો પુનર્જન્મ થતો હોય તેને જ મુક્તિની જરૂર એ તો દેખીતું છે. વસ્ત્ર ન પહેરવાથી ચાવે એ જરૂર માણુસને છે કાંઈ વસ્ત્રને નથી કારણ કે ફરી ફરી નવાં નવાં વસ્ત્રો પહેરવાનું ખર્ચ કે શ્રમ માણસને થાય છે. વસ્ત્રને તો પહેરે તોય શું અને ન પહેરે તોપણ શું? એને તો એકવાર ઘસાઈ નાશ પામવું છે એ તો સિદ્ધ વાત છે. ન પહેરે તો કાળથી ઘસાય અને પહેરે તો પહેરવાથી ઘસાય; ઘસાવું એ તો તેનુ ભાવિ જ છે. એકવાર ઘસાઈ નાશ પામ્યા પછી તેને કાંઇ ફરી શરીરના સમ્પર્કમાં આવવાનું નથી. માટે વસ્ત્ર પહેરવાની અને તે વારંવાર નવાં નવાં લઈ ખર્ચ કરવાની કે પહેરવાના શ્રમની વિટમ્બણામાંથી બચવું એ માણસને જરૂરનુ છે. આવી રીતે ફરી ફરી જન્મ મરણ ન થાય એની જરૂર આત્માને છે.

હવે મુક્તિ મેળવવાની જરૂર આત્માને જ હોય તો પછી એ માન્યતા શું ગીતાથી પ્રતિકૂળ નથી? આત્માને જન્મ મરણ નથી એ તો ગીતામાં જોસભેર પ્રતિપાદિત કર્યું છે.§ તેમાં તો જન્મ મરણ શરીરને છે એમ કહેવામાં આવે છે.

---

§ न जायते म्रियते वा कदा चिन्नायंभूत्वा भविताबान भूयः ।
अजोनित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥ईत्यादि.
ગી० २–२०.

આપણી સન્મુખ તો આવા બે જુદા નિર્ણયો છે[1] તેમાંથી કયો ખરો છે? એ તે બેમાં કોઇનો પક્ષ કર્યા વગર આપણી બુદ્ધિની પ્રામાણિક સહાયથી આપણે આપણાં પોતાના માટે નક્કી કરવાનું છે કારણ કે જ્યાં એક બાબતના બે મત હોય ત્યાં આપણે પોતાએ શું સમજવું એ આપણું કર્ત્તવ્ય છે. આવી બે સામસામી દલીલો જોઈ મને તો મારા પ્રામાણિક વિચાર અનુસાર તે બેમાંથી એકેમાં પરિણામે-સારાંશે સત્ય જણાતું નથી. તોપણ આ પ્રશ્નના સંબંધમાં જોતાં જન્મ મરણનો ક્રમ શરીરને છે અને આત્માને નથી એમ જણાય છે કેમકે શરીર જન્મે છે અને તે મરે છે એ તો નજરે દેખાય છે. વાસ્તવિક રીતે જોતાં ગીતામાં કહ્યા મુજબ આત્માને જન્મ મરણ સાથે કાંઈ લેવા દેવા નથી. જ્યારે જન્મ મરણ સાથે લેવા દેવા નથી તો પછી હું કહું છું કે તેને મુક્તિની પણ પરવા નથી એ નિઃશંક રીતે સ્થાપિત થાય છે. ઉપરના દેખાવમાં શરીરને થતાં જન્મ મરણ દેખાય છે પરંતુ વાસ્તવિક દૃષ્ટિમાં એને પણ મુક્તિની પરવા જણાતી નથી કારણ કે મુક્તિની જરૂર તો પુનર્જન્મ થતો હોય તેને જ રહે છે. હવે શરીરને પુનર્જન્મ થાય છે કે કેમ? આ બાબત પ્રત્યક્ષ છે છતાં તે વિષે ઘણા ઘણા ભિન્ન મતો છે. હું તો મારો પ્રામાણિક મત જ અત્રે પ્રકટ કરીશ. મરણ થતાં શરીરનો અગ્નિદાહથી કે બીજી રીતે નાશ થઇ જાય છે‡ અને તેનો આકાર પણ છેક ભૂંસાઈ જતાં પછવાડે તેનું નામ કે નિશાન રહેતું નથી. આ સત્ય તો નિર્વિવાદ છે એટલે તેમાં તો કોઇથી ના પાડી શકાય તેમ નથીજ. શું એકવાર નાશ પામેલું શરીર ફરી ઉત્પન્ન થાય છે? ઉત્તર સહેલો અને સીધો સટ છે કે-ના. જો ના તો પછી શરીરને પણ પુનર્જન્મ ક્યાં રહ્યો કે તેને તેથી બચવા માટે મુક્તિ મેળવવાની આવશ્યકતા રહે? આ જોતાં મુક્તિની જરૂર નથી આત્માને કે નથી શરીરને.

આમ છતાં મુક્તિ મેળવવી એ મનુષ્યનું કર્ત્તવ્ય શ્યા માટે ગણાય છે? બીજા તો આ વિષે ગમે તે કહેતા હોય પરતુ મારા પ્રામાણિક અને સ્વતંત્ર વિચાર પ્રમાણે મને તો જણાય છે કે-મુક્તિ એટલે જન્મ મરણનાં (જે ખરી રીતે નથી) પુનરાવર્ત્તનથી બચવું એ નહીં પરંતુ આપણાં જીવન દરમિયાન થતાં પાપોનાં પુનરાવર્ત્તનથી બચવું એ છે. મુક્તિને અંતે સ્વર્ગ કહેલુ છે. આ વાત ખરી છે પરતુ સ્વર્ગ એ શું કોઈ સ્થાન છે કે જ્યાં આપણા માટે સર્વ પ્રકારનાં સુખો માર્ગપ્રતીક્ષા કરતાં બેઠાં હોય? મરણ થતાં પછવાડે રહે છે જ કોણ કે તેને સ્વર્ગાલયમાં જઇને વસવાનુ થાય! ખરી રીતે જોતાં સ્વર્ગ એટલે સુખી જીવન. પાપોથી મુક્તિ પામતાં સુખ મળે છે. આ તો આપણે રોજ અનુભવ કરીએ છીએ કે પાપી દુઃખ પામે છે અને પાપનો ત્યાગ કરતાં સુખ મળે છે.

---

[1] અર્થ—તે (શરીરમાં રહેનારો આત્મા) કદી જન્મ પામતો નથી અથવા તે મરતો પણ નથી; તે એકવાર હોઇને પછીથી નથી એમ પણ થતું નથી. તે જન્મ વિનાનો, નિત્ય, શાશ્વત, પુરાણો છે. શરીરને મારી નાખવામાં આવે તો તેથી તે મરાતો નથી. ઇત્યાદિ.

‡ "માટીથી ઉદ્ભવી અંત માટી થતો." (Dust thou art to dust thou returnest.)

આ ઉપરથી મુક્તિનો ખરો અર્થ આપણા જન્મ મરણથી બચવું એવો નથી પરંતુ પાપોથી બચવું એ છે એમ સ્પષ્ટતઃ સમજાશે.

## મુક્તિનાં સાધન.

મુક્તિનો ખરો અર્થ જાણ્યા બાદ આપણે તેનાં ખરાં સાધન વિષે પણ આગળ વધીએ.

ઉપરોક્ત જન્મ મરણનાં પુનરાવર્તન સંબધી મુક્તિ માટે જોઇતાં સાધન તરીકે ઇશ્વરની સિદ્ધિ કહેલી છે અને ઇશ્વરની સિદ્ધિ તેનાં જ્ઞાન અને ભક્તિથી થાય છે એમ બતાવેલું છે. આ વાત બરાબર છે પરંતુ આપણે ઉપર બતાવેલી પાપોનાં પુનરાવર્તન સંબંધી મુક્તિનાં સાધન તરીકે પણ એજ છે પરંતુ જેની સિદ્ધિની જરૂર છે તે ઇશ્વર એટલે શું અને તેનું જ્ઞાન તથા ભક્તિ કેમ થાય એ બરાબર સમજવું જોઇએ.

મારા આ આગળના બે લેખો ( જુઓ "વસંત" પોષ, ફાલ્ગુન અને ચૈત્ર-૧૯૭૦ ) ઉપરથી ઇશ્વર એટલે શુ તે બતાવી આપેલું છે એટલે કે પ્રકૃતિની અનંત શક્તિ એજ ઇશ્વર છે. એ અનંત શક્તિનું જ્ઞાન તથા ભક્તિ કરવાથી તે સિદ્ધ થાય છે. સત્ય જાણવું એજ તેનું ખરૂ જ્ઞાન છે એટલે આ વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલાં સત્યને શોધી પીછાણવું એ ઇશ્વર સંબંધી જ્ઞાન છે. એ શોધી ઓળખ્યા પછી તેને જ વળગી રહી તે પ્રમાણે જ ચાલવું એ તેની ભક્તિ છે.

સત્ય શોધી તે પ્રમાણે ચાલવું એટલે સત્યના જે ગુણ હોય તે આપણાં જીવનમાં સર્વાંશે અભ્યાસ-વર્તનમાં મૂકવા. સત્યના ગુણ હમેશાં સદ્દગુણ જ હોય છે. માટે સદ્દગુણો કયા કયા છે તે જાણી* તે પ્રમાણે જ આચરણ રાખવું એ ઇશ્વરનું જ્ઞાન તથા ભક્તિ છે અને એવું આચરણ સિદ્ધ કરવું એ જ મુક્તિ છે.

આ લેખ મેં જાણી જોઇ સંક્ષિપ્તમાં જેમ બને તેમ મુદ્દાસર કરી સંકેલી લીધો છે કારણ કે "વસન્ત"ના વાચકોમાં કોઇક જ એવો હશે કે જેને મુદ્દો ધરતાં તે પર વિચાર કરી સમજી લેવાની શક્તિ નહીં હોય અને જેને લાંબા લાંબા ખુલાસાની જરૂર હોય.

વાંસદા, તા. ૨૭-૬-૧૪. } "શીર્ષેંદુ."

---

* આ સદ્દગુણો જાણવા માટે વાંચો-(૧) "હૃદય યાને જીવનનો પાયો"-કિમ્મત રૂ. ૦-૧૨-૦.

મળવાનું ઠેકાણું—મેસર્સ ડી. લક્ષ્મીદાસ એન્ડ કંપની.-પારસી બજાર સ્ટ્રીટ-કોટ—મુંબઈ. (૨) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલું "સદ્વર્તન." I add કિંમત ૧-૮-૦. (૩) ગીતા અધ્યાય ૧૬ અને ૧૭.

શ્રી.

# સહકારિત્વ (Co-operation) એ સાંસારિક સામાજીક તથા નૈત્તિક શકિત.

સહકારિત્વ, જેને ઈંગ્રેજીમાં Co-operation કહે છે તેનો અર્થ અરસપરસ સહાય અગર મદદ કરીને કામ કરવું તે થાય છે. એટલે બીજા શબ્દમાં કહીએ તો સહકારિત્વ' એટલે એકત્રતા. આ સહકારિત્વ એક પ્રકારની સાંસારિક અથવા સામાજીક તથા નૈત્તિક શક્તિ છે. એમ કહેવાનો ભાવાર્થ એ છે કે, સહકારિત્વથી એકત્રતાથી કામ કરવાને લીધે આપણા સસારના વ્યવહારમાં, આપણી સમાજના બધારણમાં એવું બળ પ્રેરાય છે કે, તેથી આપણી પ્રવૃત્તિનાં લક્ષ્યબિંદુ વિશાળ અને વિસ્તૃત બનીને તે આપણા સંસારને તથા સમાજને ઉન્નત દશામાં આણે છે; અને આપણા નિત્યનૈમિત્તિક કાર્યક્રમમાં, આપણાં કર્તવ્યો કરવામાં નીતિવિષયક એવી અજબ જેવી શક્તિ ઉત્પન્ન કરે છે. આપણું સમસ્ત જીવન નાહનાં નાહનાં કાર્યોમાં પણ ઉત્કૃષ્ટ નીતિમય બની રહે છે અને તેથી આપણી ઉન્નતિનો માર્ગ સરળ થાય છે.

અર્થ.

ત્યારે હવે આ સાંસારિક અગર સામાજીક બળ સંબધી કાંઇક વિચાર કરીએ. ઈંગ્રેજીમાં એક કહેવત છે કે, " United .we rise, devided we fall." એકત્ર થવાથી આપણી ઉન્નતિ થાય છે વિખુટા પડવાથી આપણી અવનતિ થાય છે. જૂની હોપસીરીઝની વાંચનમાળા શિખેલાને તેમાં આપેલી વાત યાદ હશે કે એક વૃદ્ધ માણસે તે મરણપથારીમાં હતો તે સમયે પોતાના છોકરાઓને બોલાવીને લાકડીના ભારાનું દૃષ્ટાન્ત આપીને સમજાવ્યું કે, જેવી રીતે એક લાકડી સેહેલાઇથી ભાગી શકાય પણ તેવી ઘણી લાકડીઓ ભેગી કરીને કરેલો ભારો ભાગવાનું કામ મુશ્કેલ છે તેવીજ રીતે સંસાર વ્યવહારમાં, સામાજીક કાર્યમાં એકત્ર થઇને કામ કરવાથી તે કાર્ય નિષ્ફળ જવા કરતાં સફળ થવાનો વિશેષ સંભવ રહે છે અને દુશ્મન સામે ટક્કર ઝીલવાને માટે શક્તિમાન થવાય છે.

સાંસારિક અગર સામાજીક બળ

આપણા હિંદુસ્થાનમાં પુરાતન સમયથી ચાલતી આવતી અવિભક્ત કુટુમ્બની સંસ્થા United family system આ બાબતનું એક પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે. આ સંસ્થા પ્રથમ આપણામાં ઘણી દૃઢ હતી તેથીજ ઘણા કુટુંબો વંશપરંપરાથી ઉન્નત દશામાં ટકી રહેલાં માલુમ પડે છે. દિનપરદિન આ સંસ્થાના બંધ શિથિલ થતાં જાય છે એ કેટલેક દરજ્જે શોચનીય છે. આપણામાં વ્યક્તિત્વ (Individualism) અને વિભક્ત રહેવાની ભાવના (separation) યુરોપિયન અનુકરણ કરવાની વૃત્તિને લીધે પેઠી છે. પરંતુ પાશ્ચિમાત્ય દેશોમાં તો જો કે એ ભાવનાઓ છે તોપણ તે માત્ર કુટુમ્બના સંકુચિત ક્ષેત્રમાંજ જણાય

અવિભક્ત કુટુમ્બ સંસ્થાનું દૃષ્ટાન્ત.

છે; બાકી [illegible]રે વિશાળકાર્ય ક્ષેત્રમાં એટલે સામાજીક, રાજકીય, ધાર્મિક વગેરે ઉન્નતિના વિષયોમાં અવિભક્ત રહેવાની ભાવનાજ કાયમ રહેલી છે; બલ્કે તે વિસ્તારથી ફેલાતી જાય છે; અને તેજ હાલના તેમની ઉન્નતિનું એક વિશેષ કારણ છે. હાલ આપણામાં રાજકીય વિષયમાં . આ ભાવના પાછી પ્રદીપ્ત થએલી જોવામાં આવે છે; જૂદી જૂદી જ્ઞાતિઓ પોતપોતાના મંડળમાં સુધારા કરવા માટે, કેળવણીનો પ્રચાર કરવા માટે, ધર્મની ઉન્નતિ તથા શુદ્ધિ કરવા માટે અનેક મંડળો એકત્ર થઇ પ્રયાસ કરતાં જોવામાં આવે છે—પ્રતિવર્ષે કૉંગ્રેસો તથા કૉન્ફરન્સો અને પરિષદો ઠેકઠેકાણે ભરાય છે અને ઠરાવો પસાર કરે છે; અને તેને પરિણામે વિવિધ પ્રવૃત્તિઓ સ્ફુરી આવે છે; નહાનાં મોટાં થોડાં ઘણાં કાર્યોનો આરંભ પણ થાય છે અને આવી રીતે કૉંગ્રેસો અને કૉન્ફરન્સોનો યુગ આવ્યો છે તે પણ એક આનંદની વાત છે કારણ કે તેમાં ઉત્પન્ન થતા વિચારોના આંદોલનોથી આપણું વાતાવરણ એક થઇને તેમાંથી ,અનેક ઉપયોગી કાર્યોની પ્રવૃત્તિ થાય છે અને થશે એ નિઃશંશય છે. પરંતુ તે સંબંધમાં આપણું કાર્યક્ષેત્ર હજી પણ વિશાળ અને વિસ્તૃત હોવું જોઇએ. આપણા નિત્ય જીવનમાં, નિત્યના વ્યવહારમાં આ ભાવના આપણી દ્રષ્ટિ આગળ ને આગળ રહે અને તે વાસ્તવિક રીતે અમલમાં મૂકાય તોજ આપણી જનસમાજની આપણા દેશની ઉન્નતિ થશે. સહકારિત્વ ( Co-operation ) તે આ ભાવનાનું એક વિશેષ સ્વરૂપ છે; અને તે વ્યવહારમાં મૂકયાથી એક જાતનું બળ, એક પ્રકારની શક્તિ આપણા સમાજમાં, આપણી સાંસારિક સંસ્થામાં તેમજ આપણી પોતાની વ્યક્તિમાં આવે છે. જે બળથી, જે પ્રચંડ, અસ્ખલિત શક્તિથી પાશ્ચિમાત્ય પ્રજા આ યુગમાં એક પ્રકારનું સર્વ દેશી સામ્રાજ્ય–માત્ર રાજકીય નહીં પણ સાંસારિક, સામાજિક, વ્યાપારિક, ઔદ્યોગિક વગેરે અનેક વિધ પ્રવૃત્તિઓમાં ચલાવી રહી છે તે બળ, તે શક્તિ જો આપણે મેળવવાં હોય તો એક બીજાના, અરસપરસ સહકારી બનવાની આવશ્યકતા છે. તે પ્રત્યેક વિષયના ઉન્નતિક્રમનો ઇતિહાસક્ જાણનાર સ્વીકારશે. એક હાથ જે કાર્ય કરી શકે તે કરતાં બે હાથ તે કાર્ય વધારે બળથી અને વધારે સારી રીતે કરી શકે; અને એવાજ હેતુથી જાણે ઇશ્વરે આપણને બે હાથ, બે પગ, બે આંખો, બે કાન વગેરે અંગો દ્વિગુણિત બક્ષેલાં છે એમ લાગે છે; તેમજ એક માણસ કરતાં બે અને બે કરતાં ત્રણ અને તે કરતાં ચાર એમ ઉત્તરોત્તર વિશેષ માણસોનો સમૂહ કોઈ કાર્ય એકત્રતાથી એક બીજાને સહાયકારી બની જો કરે તો તે આખા સમૂહના બળથી પ્રેરાયલું હોવાથી સફળ થયા વિના રહેતું નથી. વેપારમાં આજ ભાવનાથી સીન્ડીકેટો સ્થપાય છે અને અમુક વેપાર એક હથ્થુ ( Corner ) કરી દેવામાં આવે છે; પરંતુ તેમાં પણ જો આ ભાવનાથી કાંઇક અંશે પણ વિમુખતા રહી જાય છે તો તે કાર્યને હાની પહોંચે છે જેના દાખલા હાલજ આપણે કેટલીક સ્વદેશી બેંકો તૂટવાના પ્રસંગે કેટલાક અતિ સાહસિક પુરૂષોના સંબંધમાં જોયા છે; અને આ બેંકો તૂટવાનું એક મુખ્ય કારણ પણ એ કહી શકાય કે

કૉંગ્રેસો અને કૉન્ફરન્સ.

વધારે વિશાળ કાર્ય-ક્ષેત્રની જરૂર.

સહકારિત્વ (Co-operation) આ ભાવનાનું સ્વરૂપ.

એ ભાવનાની વિમુખતાથી થતી હાની.

તે બેંકોને યોગ્ય પ્રમાણે મદદ કરવા માટે કોઈ " સાર્વજનિક બેંકો " (People's Banks) જેવી સંસ્થા તૈયાર નહોતી. જેવી રીતે વેપારના સંબંધમાં તેવીજ રીતે બીજા ઉદ્યોગો તથા ખેતીની સંબંધમાં પણ આ સહકારિત્વની ભાવનાની ખાસ આવશ્યકતા છે એ પણ નિર્વિવાદ છે. ગરીબ વર્ગની સ્થિતિ સુધારવા તથા તેમની ઉન્નતિ કરવા માટે હાલ સ્થળે સ્થળે ભાષણો થતાં સાંભળીએ છીએ, વાંચીએ છીએ અને બીજા અનેક પ્રયત્નો થતા જોઇએ છીએ તો આ સહકારિત્વની ભાવનાની અગત્યતા તે વિષયમા ઘણીજ છે તે વાત વિસરવી જોઇએ નહીં. મોટા મોટા દેશો ફ્રાન્સ, જર્મની, આસ્ટ્રીઆ, ઇટલી વગેરે દેશોમાં આ પ્રશ્ન કેટલો ગભીર થઈ પડયો છે તે આ સ્થળે વિચાર કરતાં અમારા ગરીબડા વેલાછા તાલુકામાંજ ગરીબ મજુરીઆત લોકોની ઉન્નતિ કરવાનો પ્રશ્ન કેવો ગંભીર છે તે વિચારીશું તો અસ્થાને નહીં ગણાય આ તાલુકામાં, બલ્કે આખા નવસારી પ્રાન્તમાં, એવો વહિવટ ચાલે છે કે, મજુરીઆત વર્ગના દુબળા, કોળી વગેરે હલકી કોમના લોકો તવંગર જમીનદારોના ગુલામ જેવા થઇ રહે છે, તેઓને પોતાની નોકરીમાં દાખલ કરતી વખતે અમુક રકમ ધીરવામાં આવે છે તે રકમ તેઓ ભાગ્યેજ પાછી વાળી શકે છે; એટલે જન્મપર્યંત તેઓ મજુરી કર્યાં કરે છે; કેટલીક વખત જો કે એવું પણ બને છે કે, ધીરેલા પૈસા લઇને કેટલાક નાસી પણ જાય છે; આને લીધે વળી મોટા જમીનદારોને મજુરો મળવાની પણ મુસ્કેલી પડે છે. આ મુશીબતમાંથી બચવાનો માર્ગ એજ છે કે, સહકારિત્વની ભાવના અમલમાં મૂકીને સહકારી મંડળીઓ કાઢીને, નાની નાની ગ્રામ્ય બેંકો કાઢીને, તેમજ મોટી સાર્વજનિક બેંકો નાની બેંકોને મદદ આપવા માટે કાઢીને આવા ગરીબ વર્ગના લોકોની સ્થિતિ સુધારવી જોઇએ એટલે જો તવંગર જમીનદારો પોતાનાજ મજુરીઆત વર્ગ સાથે એકત્ર થઈ અરસપરસ સહાય કરે તો તેમને મજુર મળવાની મુસ્કેલી દૂર થાય અને તેમના પૈસા ધલાઇ જાય નહીં. અને ગરીબ લોકોની સ્થિતિ ધીમે ધીમે સુધરતી જાય અને પરિણામે સહકારી મંડળની એક ભાગદાર તરીકે એક મજુર પણ પોતે જાતેજ પોતાના લહેણદાર ને દેણદાર બની રહે અને તેથી વેપાર ઉદ્યોગ કે ખેતીનો વિકાસ થવામાં કોઇ પણ રીતનો અંતરાય આવે નહીં.

સાંસારિક સુધારામાં તે ભાવનાની અગત્યતા

ગરીબ મજુરીઆત લોકોની ઉન્નતિનું સાધન

આના સંબંધમાં મિ. હેમ્બોલ્ટ કેલીફોર્નીઆ પ્રથમનું અને પછીનું કેલીફોર્નીઆ એમ બે ભાગ પાડીને જે પ્રશ્ન પૂછેછે કે અસ્તવ્યસ્તસ્થિતિ, લોભ, અદેખાઇ અને અપ્રમાણિકતા વગેરે દુર્ગુણોવાળી સ્થિતિ લોકોની હતી તે વખતે જે સોનું સાંથી મળતું તેવું પ્રથમનું કેલીફોર્નીઆ સારૂ, કે જ્યાં સર્વ લોકની સંગ્રહિત પ્રમાણિકતાથી દુર્ગુણોને બદલે સદ્ગુણોના અંકુરો ફુટી નિકળ્યા, લોકો કરકસરવાળા, ઉદ્યોગી-પ્રમાણિક, નિર્વ્યસની બની ગયા અને જ્યાં આખા વર્ગો માટે રહેવાનાં એવાં મકાનો બંધાયાં કે જે કોઇપણ આર્થિક મુસ્કેલી તોડી શકે નહીં તેવું પછીનું કેલીફોર્નીઆ સારૂં તો તે પ્રશ્નનો એકજ ઉત્તર છે કે, પછીનું સારૂં; અને આ સ્થિતિ આપણે ઉપર જણાવી તે ભાવના સહકારિત્વ અમલમાં મૂકવાનું પરિણામ છે એ સહજ

કેલીફોર્નીઆનું દૃષ્ટાંત.

સમજાય એમ છે ત્યારે હવે આપણે જોઇશું કે, આ ભાવના નૈતિક બળ તરીકે શું કરી શકે છે.

નૈતિક બળ.

સહકારિત્વની ભાવનાનો મૂળ પાયોજ ત્રણ મોટા સદ્‌ગુણ ઉપર રચાયો છે અને તે ત્રણ એક સંપ, વિશ્વાસ અને પ્રમાણિકતા છે. દાખલા તરીકે આપણે ઉપર જોઇ ગયા તેમ સહકારી મંડળો નાની નાની ગ્રામ્ય બેંકો તેમજ મોટી સાર્વજનિક ( લોકોની ) બેંકો સ્થાપવામાં એ ત્રણે ગુણ ખાસ આવશ્યક છે એટલુંજ નહીં પણ તેની સ્થાપના તેમના વગર અશક્ય છે. અને એક વખત થોડા મનુષ્યોએ એકત્ર થઇને સ્થાપના કરી તો ધીમે ધીમે તેની સફળતાને પરિણામે બીજાઓ તે તરફ આકર્ષાશે અને એકસંપ, અરસપરસ વિશ્વાસ તથા પ્રમાણિકપણાનો વિકાસ આશ્ચર્યકારક રીતે થશે એ નિઃસંશય છે.

એકસંપ વિશ્વાસ, પ્રમાણિકપણું.

આપણા રાજ્યની મહેસાણાની સહકારી મંડળીનું દ્રષ્ટાંત આ સ્થળે આના સબંધમાં આપવું અયોગ્ય નહીં ગણાય આ મંડળી સ્થાપતાં મે. કડી પ્રાન્તના સુબા સહેબ રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ તથા મંડળીઓના રજીસ્ટ્રાર સાહેબ રા. મણીલાલ બલ્લાભાઇ નણાંવટીને અત્યંત મુશીબત પડી હતી; થોડા લોકોને સમજાવીને શરૂઆત કરવામાં આવી અને કામનો આરંભ થયો અને બે ચાર મહિના થયા નહીં હોય એટલામાં તો લોકોને તેની સફળતાની એટલી આશા પડી કે વગર કહે સંખ્યાબંધ લોકોએ તેમાં જોડાવા માટે અરજીઓ કરવા માંડી.

મહેસાણાની સહકારી મંડળી

આ સ્થિતિ તે માત્ર એક સંપ વિશ્વાસ તથા પ્રમાણિકપણાનુંજ પરિણામ હતું એ સહજ સમજી શકાય એમ છે. આ સ્થિતિ પ્રાપ્ત થઈ એટલે તેવા મંડળમાં જોડાયલા માણસોમાં સ્વમાન ( self-respect ) તથા સ્વબળ ઉપરજ ટકી રહેવાની વૃત્તિ ( સ્વાશ્રય ) ઉત્પન્ન થાય છે.

સ્વમાન સ્વાશ્રય.

તે માણસો પોતાની સ્થિતિ સમજી શકે છે, અને એવું નિશ્ચયપૂર્વક માનતા થાય છે કે, બહારની મદદ ઉપર ટકી રહેવામાં પરિણામે નુકસાન થાય છે; એટલે સાધારણ મજુર પણ પોતાની હલકી સ્થિતિમાંથી છૂટવા માટે પોતેજ સાધન બને છે અને બીજા તરફથી કાંઈ પણ મદદ મફત અગર બદલા સાથેની મદદની આશા ઉપર બેસી રહેતા નથી; પણ પોતે પોતાની નાની કમાણીમાંથી પણ બચાવ કરવાની ટેવ પાડે છે અને પરિણામે પોતેજ પોતાને ધીરનાર શાહુકાર બને છે, દાખલા તરીકે જો ખેડુત વર્ગના ઇસમ હોય તો સરકાર પાસેની તગાવી મેળવવાની આશા ઉપર નહીં રહેતાં પોતે, ટીપે ટીપે સરોવર ભરાય એ ન્યાયે, થોડે થોડે એકઠી કરીને મંડળીના ભંડોળમા મૂકેલી રકમમાથીજ પોતાનો વ્યવહાર ચલાવી શકે છે. આજ પ્રમાણે મહેસાણાની સહકારી મંડળી જે ગયા છેલ્લા દુષ્કાળના વખતમાંજ સ્થપાઈ છે તેમાંના સભાસદોએ બી બેવડ તથા કોસ ખરીદવા માટે શ્રીમંતે કૃપા કરીને આપવા માંડેલી તગાવી નહીં લેતા જે કોસ માટે દશ કે બાર બાર રૂપિયા તગાવી મળની અને તેટલી કિંમતે ખરીદવામાં આવતા તેજ કોસ આઠ કે નવ રૂપિયે બધાએ એકઠા થઈ ખરીદ્યા હતા અને જે બબે કે ત્રણ ત્રણ રૂપિયા નફો થયો તેમાંથી અડધો નફો અંદર અંદર

એકત્ર કામ કરવાની વૃત્તિ તથા અન્યમત સહિષ્ણુતા

વહેંચી લઇને બાકીનો અડધો નફો મંડળીના ભંડોળમાં નાખ્યો ત્યારે આમ કરવામાં વળી એકત્ર કામ કરવાની વૃત્તિ તથા બીજાના મતની સહિષ્ણુતા એ બે ગુણનો વિશેષમાં પ્રાદુર્ભાવ થાય છે તે પણ આપણે જોઈ શકીએ છીએ; પરંતુ તેથી પણ વધારે કિંમતી અને વધારે ઉપયોગી ગુણ કે જેનાથી મનુષ્યની જીવનસ્થિતિ પલટાઈ જાય છે અને ઉત્તરોત્તર સાંસારિક વ્યવહારમાં ઉન્નત બને છે તે ગુણ વિકાસ પામે છે તે વિસરવું જોઇતું નથી. આ ગુણ કરકસર ( Thrift ) નો છે પોતાની જાતની મદદ ( સ્વાશ્રય ) ઉપરજ આધાર રાખવા માટે કરકસરની ખાસ આવશ્યકતા છે. મિ. ગ્લેડસ્ટને એક પ્રસંગે કહ્યું છે કે—

"It is self help which makes the man; and man making is the aim which the almighty has everywhere impressed upon creation. It is thrift by which self-help for the masses, dependent upon labour, is principally made effective. In them thrift is the symbol and the instrument of independence and liberty, indispensable conditions of permanent good."

સ્વાશ્રય માણસ બનાવે છે અને માણસ બનાવવું એટલે માણસમાં માણસાઈ આણવી એજ સૃષ્ટિકર્તાનો હેતુ છે. એમ સૃષ્ટિમાં દરેક સ્થળે અંકિત થયેલું જણાય છે. જે જનસમૂહ માત્ર મજુરી ઉપર પોતાના નિર્વાહનો આધાર રાખે છે તેમના સંબંધમાં સ્વાશ્રયની સફળતાનો આધાર કરકસર ઉપરજ છે. તેમને તો કરકસર તેમની સ્વતંત્રતા અને મુક્તિ કે જે કાયમના ભલા માટે આવશ્યક છે તેનું સાધન તથા ચિન્હ છે. "કરકસર કરો, બચાવો, સંગ્રહી રાખો અને પાઇએ પાઇનો જેમ બને તેમ સારામાં સારો ઉપયોગ કરો" સાર્વજનિક અમલમાં મૂકવા જેવી છે. પરંતુ તેટલાથીજ બસ થતું નથી. આ બચાવેલી સ્થિતિ સુધારવી જોઇએ એટલી રીતે કરવો જોઇએ અને તેમ કરવા માટે સહકારી મંડળો એકત્ર થઈ અરસપરસ સહાય કરે છે; તેમ કરવા માટે તે સરળતા કરી આપે છે તેમના પૈસા ઘલાઇ જાય નહીં. અંગરીબમાં ગરીબ માણસ પણ તેમાં મૂકીને પછી તેનો પરિણામે સહકારી મંડળની એક વ્યેપાર, બીજા ઉદ્યોગ, ખેતી વગેરે જે જે બાબતોમાં લહેણદાર ને દેણદાર બની રહે આ રકમનો ઉપયોગ થઈ શકે છે. સુધરેલી રીતીએ ખેતી પણ રીતનો અંતરાય આવે નહીં. 'સારૂં ખાતર નાંખવું હોય, સારાં હથિયાર, સારા સંચા એક અમુલ્ય સાધન જ્યારે જોઇએ ત્યારે મળી આવે આના સંબંધમાં મિ. હેમ્બોલ્ડ ની શકે છે. આના સંબંધમાં મિ. વુલ્ફ કહે છે કે, બે ભાગ પાડીને જે પ્રશ્ન પૂછે છે કે

વગેરે દુર્ગુણો trustling business going on daily in that

ડેલીફ્રાન્કીઆનું દ્રષ્ટાંત. મળતું તેવું Which you see in Milan, where a full hundred

હિત પ્રમાણિક besides about 140 unpaid officials, pass-

લોકો કરકસરવાળા, ઉદ્યોગી-પ્રમાણિક, hrough their hands every day, a stream

વાનાં એવાં મકાનો બંધાયાં કે જે ising in volume. All that work is done

હેલીફ્રાન્કીઆ સારૂં તો તે પ્રશ્નનો exactitude in every detail which could

ઉપર જણાવી તે બાબતના સબંધ York, and all has grown up out of

st of the transactions are small-drafts

of ten five-eight shillings are not uncommon. Lira by lira has than magnificient fabric been reared up out of small folk's business—"drop by drop like a stalactite grotto"—till it has grown to be one of the largest banking establishments in all Italy ... ... ... ...."

ઇટલીની "બૅંકો પોપોલેર" લોકોની બૅંકનું આ એક વર્ણન છે. લોકોની પાઇ પાઇની બચતમાંથી રોજ લાખો પાઉન્ડનું કામકાજ ત્યાં થાય છે અને પરિણામ એ થયું છે કે, જે માણસો એક વખત ગરીબ હતા તે મોટા શાહુકાર થયા છે અને વેપાર, ખેતી વગેરેમાં નવીન સુધારા દાખલ થઈ સુખસંપત્તિનો અવર્ણનીય વધારો થયો છે ત્યારે આ કરકસરનું પારણામ છે તે આપણે જોયું પરતુ તેને અંગે આવી રીતે કરકસર કરનારામાં કેટલા બધા બીજા ગુણ આવે છે તે પણ વિચારવા જેવું છે. તેમનામાં સંયમ તથા મનોનિગ્રહ ઉત્પન્ન થાય છે. એટલે વધારે ખર્ચ તરફથી વૃત્તિ તુરત પાછી વળે છે. વળી દયા તથા પરોપકારની વૃત્તિ પેદા થાય છે અને પોતાના સંગ્રહમાંથી ગરીબ વર્ગની ઉન્નતિ થાય છે; અને તેની સાથેજ આવી સ્થિતિ થવાથી આવા લોકોની આંટ ( Credit ) વધે છે. દરેક માણસ એટલો પૈસાદાર હોતો નથી કે પ્રત્યેક વખત અને પ્રત્યેક કામમાં રોકવા માટે પોતા પાસે પુરતું રોકડ નાણું હોય એટલે વેપાર, ખેતી વગેરેમાં રોકડ નાણું પાસે હોવા કરતાં પણ આંટ, શાખ (Credit) સારી હોય તો જોઇએ તે વખત જરૂર પડે તેટલું નાણુ મળી શકે છે. એક માણસની આંટ કરતાં એક મંડળીની આંટ વધારે હોય એ તો સ્વાભાવિકજ છે કેમકે તેમાં ધીરેલાં નાણાં જવાનો સંભવ ઘણો ઓછો રહે છે કારણ કે મંડળીના બધા સભાસદોની જવાબદારી રહેલી હોય છે; એટલુંજ નહીં પણ આવી મંડળીઓને લીધે સંસારસુધારાનાં કામ તથા કેળવણીના કામ પણ થઈ શકે છે. દાખલા તરીકે બાળલગ્ન નહીં કરવા, લગ્ન કે મરણને પ્રસંગે મદદ મળશે પણ અમુકજ ખર્ચ કરવું પડશે, પોતાનાં છોકરાંને ફરજીઆત શાળામાં દાખલ કરવાં પડશે વગેરે શરતો રાખીનેજ સભાસદોને દાખલ કરવાથી આવાં કાર્યો એકત્રતાથી અને સરળતાથી થઈ શકે એમાં કાંઇ પણ સંશય નથી. આ રીતે બીજા અનેક ગુણ આવે છે તથા લાભ થાય છે એમ બતાવી શકાય એમ છે; પરંતુ કોઈ એમ કહેશે કે આ તો Utopia નું ચિત્ર છે, આ તો સ્વપ્નું છે; આવાં પરિણામ માત્ર ચિતરી શકાય પણ વાસ્તવિક રીતે બને નહીં; તો તેમને માટે ઇટલીના કેટલાક પ્રદેશોની સ્થિતિ જોઇને પ્રોફેસર વ્હોંડો બ્રેન્સકીએ આશ્ચર્ય ચકિત થઇને ઉચ્ચારેલા શબ્દો અહીં વાંચી બતાવવામાં આવે તો અસ્થાને ગણાશે નહીં.

સંયમ, મનોનિગ્રહ, દયા, પરોપકાર વિગેરે.

આંટ

સંસારસુધારો, કેળવણી વગેરે

આ કાંઇ સ્વપ્ન નથી

"I have seen a new world—a world of brotherhood; it is a world of brotherly love and mutual help, where every one is the protector and the assister of his neighbour. An issolated man here find himself transplanted

into the bossom of a community whose resources multiply a hundred fold the productive power of its labour, and crown it with success... ... ...'

" મેં એક નવીન દુનિયા જોઈ છે, તે દુનિયા ભ્રાતૃભાવથી ભરપૂર છે. ભ્રાતૃપ્રેમ અને અન્યોઅન્ય સહાયની તે દુનિયા છે; ત્યાં દરેક માણસ પોતાના પાડોશીનો રક્ષક તથા મદદગાર છે; એક વિભક્ત છુટા પડી ગયેલા મનુષ્યની વ્યક્તિ અહીંયા પોતાને એક એવા મંડળ વચ્ચે દૃઢ થઇને રહેલા જુવે છે કે, જે મંડળના સાધનથી મજુર વર્ગની ઉત્પન્ન કરવાની શક્તિ સહસ્ત્રગણી વધેલી હોય છે અને તે સફળતાએ પહોંચેલી હોય છે વળી એક બીજા પ્રદેશ માટે Don Rover

ડા. રોવર.

નામનો એક ધર્મગુરૂ કહે છે કે,—

" People go less to taverns now, and work more and better, since only respectable folk are admitted as member of the association, we have seen habitual drunkards promise never to set foot again in a tavern—and keep their word. We have seen illiterate folk, of fifty years and more, learn to write, in order that they may be able to signe their application for a loan Poor people, excluded as being in receipt of Parish relief, have vigorously exerted themselves to have their names erased from the pauper's list, and instead of living on alms, we now see them living on their labour—thanks to the small capital lent to them by the association. Poor fellows, who previously scarcely support themselves, have been enabled to purchase a cow, out of the milk and cheese of which they pay the debt contracted, keeping the value of the calf as net gain

લોકો પીઠામાં હવે ઓછા જાય છે અને વધારે તથા સારૂં કામ કરે છે; તે એસોશીએશનના મેંબર તરીકે માત્ર આબરૂદાર ગૃહસ્થોનેજ દાખલ કરવામાં આવે છે તેથી કાયમની ટેવવાળા, દારૂડિયા લોકો પીઠામાં હવે ફરીથી કોઇ દિવસ પગ નહીં મૂકવાનું વચન આપતા જોવામાં આવ્યા છે. અને આ વચન તેઓ પાળે છે. અભણ લોકો પચાસ અગર તેથી પણ વધારે ઉમરના અશિક્ષિત લોકો, પૈસા મળવા માટેની અરજી ઉપર સહી કરી શકે એવા હેતુથી લખતાં શીખે છે. જે ગરીબ લોકો ધર્માદામાંથી પોતાનો નિર્વાહ ચલાવતા હોવાથી દાખલ થઇ શકે એવા હોતા નથી તેઓ પોતાના નામ ગરીબ નિર્ધનના લિસ્ટ ઉપરથી કાઢી નંખાવવા માટે ભારે પ્રયત્ન કરી મથે છે. અને ભિક્ષાવૃત્તિ ઉપર ગુજરાન ચલાવવાને બદલે તેમને પોતાની જાત મેહેનતથી પોતાનો નિર્વાહ ચલાવતા આપણે જોઇએ છીએ; અને તે સ્થિતિ એસોસીએશને તેમને ધીરેલાં થોડા નાણાને આભારી છે. ગરીબ માણસો જે પહેલા ભાગ્યે પોતાનો નિર્વાહ ચલાવી શકતા તેઓ ગાય વેચાતી લઇને રાખવાને શક્તિવાન થયા છે અને તેના દૂધ તથા પનીરમાંથી તેગણે કરેલું દેવું તેઓ પતાવી દેછે અને વાછરડાની કિંમત નફા તરીકે પોતાની પાસે રહેવા દેછે અને આ સ્થિતિ સાથી

ઉત્પન્ન થઈ છે તે જો પૂછતાં હો તો એનો ઉત્તર એજ છે કે, સહકારિત્વ (Co oporation ) ની ભાવના અમલમાં મૂક્યાથીજ તે સ્થિતિ આવી છે ત્યારે કોણ કહેશે કે આ સ્વપ્ન છે. ઇટલીમાં આ પ્રત્યક્ષ દર્શન છે, બીજા દેશોમાં ફ્રાન્સ, બેલ્જીઅમ વગેરેમાં પણ તે સ્થિતિ પ્રત્યક્ષ થએલી છે તો આપણા હિન્દ માટે આપણી ભારતભૂમિ માટે શું એ સ્થિતિ અશક્ય છે ? ના. આ સર્વ સ્થિતિ શક્ય છે અને તેના બી રોપાઈ ગયાં છે અને અંકુર ફુટયાં છે. બ્રિટિશ પ્રદેશોમા સ્થળે સ્થળે સહકારી મંડળીઓ અને સહકારી બેંકો ઉદ્ભવ પામી છે અને વડોદરા રાજ્યમાં પણ શ્રીમત મહારાજા સાહેબની સંપૂર્ણ કૃપાથી તથા સહાયથી તેવાં મંડળો સ્થાપવાનો આરંભ થઈ ચુકયો છે અને જો કે તે સસ્થાઓ હજી બાલ્યાવસ્થામાં છે તોપણ તે કૃપાળુ રાજ્ય પિતાના આશ્રય નીચે તેનુ પોષણ થઈ તે સંસ્થારૂપી બાળક અભિવૃદ્ધિ પામશે અને વિકાસશે એવી સર્વ રીતે આશા રહે છે અને અંતે એજ કહીને વિરમીશું કે ?

હિંદમાટે તે સ્થિતિ શક્ય છે

ધીરા ! ધીરા ! ધીરજ ધરજો ! પ્રૌઢ વિચારો—બીજ,
અતરમાં રોપાશે વિણુસ્વ વધશે ત્યાજ નકીજ.

શાન્તિ જળે ઉરભરજો.

વેળાછા તા. ૨-૧-૧૧૪} S B. DIVATIA.

---

# બિસ્મિલ્લાહ.[1]

(ભજની)

દયાળુ, કૃપાળુ પ્રભુને સ્મરૂ છુ;
લઈ નામ ત્હેનુ શરૂ હું કરૂ છુ

સૂરત, જુન ૧૯૧૪. } કરીમ મહમદ.

(ફુટનોટ)—

૧. મૂળ રૂપ 'બિસ્મિલ્લાહિર્રહ્‌માનિર્‌રહીમ' છે.

૧. અરબી, ફ્રા. બાંગઃ "મસીદમાં 'બાંગ' મુલ્લાં પોકારે"—(ક. દ. ડા.), દરેક નમાઝ પ્હેલાં નમાઝીઓને વખતની ખબર આપી બોલાવવા માટે દરેક મસ્જિદમાં જે મ્હોટેથી બોલવામાં આવે છે તે.

ચુસ્ત મુસલમાનો દરેક કામ શરૂ કરતા પ્હેલાં, ઊઠતાં બેસતાં પણ, આના ટુંકા રૂપનો ઉદ્‌ગાર કરે છે. તેમના માનવા પ્રમાણે તે ઉચ્ચાર્યાં વિના કરેલું કામ 'હરામ' થાય છે.

લખવામાં આ ટુંકા રૂપનું પણ વધુ ટુંકું રૂપ કરી મુસલમાનો માત્ર '૭૮૬' આંકડામાં લખે છે; અને એ આંકડા વાચકે મુસલમાનોએ લખેલા કાગળો, તેમના તરફથી બ્હાર પડતી જાહેર ખબરો, વેપારીઓના સિક્કા, તેમની દુકાનોનાં પાટિયાં વગેરેમાં વાંચ્યા હશે.

ફારસીમાં ગણત્રી કરવાની એક પદ્ધતિ છે, જેને 'અબ્જદ' ગણના કહે છે. તે ગણનામાં મૂળાક્ષરોના દરેક અક્ષરની કીમત આંકેલી છે. અને તે અનુસાર મજકુર આખા રૂપના સઘળા અક્ષરોની કીમતનો સરવાળો '૭૮૬' થાય છે.

ક૦ મ૦

## અઝાન [1]

(તોટક.)

પરમેશ[2] પ્રભુ! પરમેશ પ્રભુ!
પરમેશ પ્રભુ! પરમેશ પ્રભુ! ૧

પ્રભુ એક તુંહી વિણ અન્ય પ્રભુ–
નથી કોઈ બીજો, પ્રભુ! સાક્ષી પુરૂં. ૨

પ્રભુ એક તુંહી વિણ અન્ય પ્રભુ–
નથી કોઈ બીજો, પ્રભુ! સાક્ષી પુરૂં. ૩

---

૨. પરમ + ઇશ = સૌથી મ્હોટા ઈશ્વર.

આ ઉદ્‌ગાર ૪ વખત બોલાવામાં આવે છે. નીચે આપેલા બીજા ઉદ્‌ગારો ઘણાખરા બબ્બે વખત બોલાય છે. આ ઉદ્‌ગાર અઝાનના છેવટમાં ફરી પણ આવે છે.

કાનમાં આંગળી ઘાલી, (બ્હારની ગરબડમાં ચિત્ત દોડે નહિં માટે), અને આંખો પણ લગભગ બંધ જેવી કરી, (એવા જ કારણથી), મ્હોટે અવાજે, પવિત્ર ઉદ્‌ગારો કાઢવાથી, અંતર ઉપર ધાર્મિક અસર કેવી ઊઠી અને કેટલી દૃઢ થતી હશે તે તો સમાનુભવીઓ જ સમજી શકે!

કડીઓ ૨–૩, ૪–૫ ઇસ્લામનો "કલમો" છે–પાયો છેઃ એ જ 'ઇસ્લામ' છે. પરધર્મીને ઇસ્લામમાં દાખલ થતી વખત એ કલમો પઢવો પડે છે; અને મુસલમાન તેનો ઇનકાર કરવાથી 'કાફિર' (નાસ્તિક) થાય છે.

વળી એ પણ–એ પણ સાક્ષી પુર–
મહમદ,[૩] રસૂલ[૪] ખુદા ગણું હું  ૪

વળી એ પણ–એ પણ સાક્ષી પુર–
મહમદ, રસૂલ ખુદા ગણું હું  ૫

સઉ પાક નમાઝ વળો પઢવા,
સઉ પાક નમાઝ વળો પઢવા.  ૬

સઉ આવ ભલાઇ ભલી પઢવા,
સઉ આવ ભલાઈ ભલી પઢવા  ૭

મોટી ઉંઘથી પાક નમાઝ ભલી,
મોટી ઉંઘથી પાક નમાઝ ભલી  ૮

ન ગુનાહ ટળે, અલ્લાહ વિના–
નથી દૌલત એકવી બંદગીમાં.  ૯

પરમેશ પ્રભુ ! પરમેશ પ્રભુ !
પ્રભુ એક વિના નથી અન્ય પ્રભુ  ૧૦

પોલીસ પ્રોસિક્યુટર,
સુરત, જુન ૧૯૧૪.

કરીમ મહમદ

———

૩. શુદ્ધ અરબી ઉચ્ચાર 'મોહમ્મદ' અને 'મહમૂદ' છે. અર્થ–'જેના વખાણ થયાં છે તેવો'. 'મહમદ,' 'મહમદ' ઈ અપભ્રંશ જોડણી છે, વળી મેમણોએ તો 'મામદ' રૂપ પણ દાખલ કર્યું છે.

૪. સંદેશો ( ઈશ્વરનો ) લાવનાર

કડી ૭—ઈશ્વરપ્રાર્થનાનુ શુદ્ધ સ્વરૂપ સમજાવે છે, અન્ય પ્રતિ અનિષ્ટ વાછના કાઢી નાંખવાનુ સૂચવે છે.

કડી ૮—'રાતે વ્હેલા સૂઇને ઈ. નો પણ આડકતરી રીતે બોધ આપે છે આ કડી માત્ર સ્હવારની નમાઝની અઝાનમાં જ પઢાય છે, બીજી નમાઝની અઝાનમાં મૂકી દેવાની છે–સ્વાભાવિક રીતે ! સ્હવારની નમાઝ પરોઢ ફાટયા પછી પરંતુ સૂર્યોદય થયા પ્હેલા પઢવી જોઇએ.

કડી ૯—અલ્લાહની દયા અને ક્ષમા વિના મનુષ્યમાત્ર એટલો બધો ભુલને પાત્ર છે કે એકવી પ્રાર્થના કરી પોતાના પાપને તેથી જ નિવારવા માગે તો તે થવું અશક્ય છે. પરંતુ મરણપર્યંત અનેકાનેક પાપકર્મમા લુબ્ધ થયા છતાં માત્ર એક જ પ્રસંગમાં ઈશ્વર કૃપા મેળવવા સદ્‌ભાગી થઈ મોક્ષપ્રાપ્તિ મેળવેલાં દૃષ્ટાન્તો ધર્મ પુસ્તકોમાંથી મળે છે.

ક. મ.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ.

અને

## રા. નરસિંહરાવ.

(૧.)

વસંતના કાર્તિક, પૌષ અને ફાલ્ગુનના અંકોમાં રા. નરસિંહરાવે ગુજરાતી ભાષાની ઉત્પત્તિ એ નામનો લેખ પ્રસિદ્ધ કર્યો છે. પ્રેમાનંદના નાટકો સંબંધે ઝગડો મચાવી લાંબી મુદત સુધી કોઈ સામુ ન થયું ત્યારે તેમણે આહ્વાન આપ્યુ તે સ્વીકારી રા. "જ" એમ. એ. એ તેમના લખાણના રદીઆ આપ્યા, તથી ચીડાઇને તેમણે આ લેખ લખેલો છે એમ સ્પષ્ટ માલમ પડે છે. જો તેઓ એટલેથી જ અટક્યા હોત તો હું કઇ બોલત નહિ પરતુ તેમણે મારા ઉપર પણ હુમલા કર્યા છે, માટે દિલગીરી સાથે આ લેખ મારે લખવો પડે છે. તેઓ પોતે જ કહે છે કે "કશુ નવિન કહેવાનુ નથી. વિચારશીલ પંડિતોને તો તે જાણીતી જ વાતો છે, પરતુ રા. જના ખાસ લાભ માટે અન્ય વિચારકોના વિચારોની પુનરુક્તિ કરવી પડશે." પોતાને કઇ નવિન કહેવાનુ ન છતાં આ વિષય હાથ ધરવાનો હેતુ એ ઉતારાના છેલ્લા ભાગથી સમજાય છે. હેતુ ગમે તે હોય, પરંતુ ગુજરાતી ભાષાના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડવાનો યત્ન કરવો એ સ્તુતિપાત્ર છે. માત્ર જોવાનું એટલું જ કે જ્યારે અમુક હેતુથી કોઇ વિષય લખવામાં આવે છે, ત્યારે લખનાર તે હેતુ તરફ ઘસડાઇ જવાથી મુખ્ય વિષયને જોઇએ તેવો ઇન્સાફ આપી શકતો નથી. લખાણની શરૂઆતમાં જે દોષ રા. "જ" નો તેમણે બતાવ્યો છે, તે જ દોષમાં રા. નરસિંહરાવ પોતે પડે છે. રા. જએ પારસી લોકો સંજાણમાં આવ્યા ત્યારે ત્યાંના રાજાએ સ્વભાષા તજી ગુજરાતી ભાષા ગ્રહણ કરવાની પારસીઓ સાથે શરત કરી એમ લખ્યું છે તે ઉપર તેઓ ઉતરી પડ્યા છે.

સામા પક્ષને ઉતારી પાડવા જેવુ, તેને તુચ્છકારવા જેવું અને તેની બદનક્ષી થાય એવુ લખાણ રા. નરસિંહરાવ જેવા વૃદ્ધ ને અનુભવી વિદ્વાન કરે એ તેમને છાજતું નથી. વાદવિવાદમાં જ્યારે દાખલા દલીલોથી પોતાની વાત સિદ્ધ કરી ન શકાય, ત્યારે સંસ્કૃત પાડતો ગાળંગાળા ને મારંમારા ઉપર આવી જતા, તે માર્ગ પાશ્ચાત પદ્ધતિએ ઊંચી કેળવણી લેનાર ઉચ્ચ જ્ઞાતિના ગૃહસ્થને માટે અયોગ્ય ગણાય. રા. નરસિંહરાવ ગુજરાતી પ્રાચીન સાહિત્યના જ્ઞાન માટે ઘણો ફાંકો રાખે છે, પરંતુ રા. જ. એ આપેલા રદીઆ ઉપરથી એ વિષયનું તેઓ કેવું જ્ઞાન ધરાવે છે તે જણાઇ આવ્યું છે, એટલું જ નહિ,' પણ તેમણે પ્રેમાનંદના જ સર્વ ગ્રંથો બારીકીથી જોયા નહોતા એમ પણ દીસી આવ્યું છે. હું પોતે અજ્ઞાન છું એ વાત ખુશીની સાથે કબુલ કરૂં છું, અને રા. નરસિંહરાવ જેવા મને અજ્ઞાન કહે તેમાં હું આનંદ માનું છુ; પરન્તુ આત્મ શ્લાઘાની ભારી માગી તેમની જાણ ખાતર

સહેજ જણાવીશ, કે જ્યારે તેઓ નાના બાળક હતા ત્યારે મે મુગ્ધાવબોધ ઔક્તિક પુસ્તક વાન્ચુ હતું વરરુચિના પ્રાકૃત વ્યાકરણનો અભ્યાસ કરી તેનુ ભાષાતર મારે હાથે કરેલુ તે તથા શ્રી હેમાચાર્યકૃત પ્રાકૃત ભાષાના વ્યાકરણ ઉપર કરેલી નોંધ હજી મારી પાસે મોજુદ છે 'ઉત્તમ કવિ કોણ? પ્રેમાનદ કે શામળ' એ વિષય ઉપર નાગાપત્ર ને બુદ્ધિ પ્રકાશ વચ્ચે ચાલેલા ઝગડામા મે આગળ પડતો ભાગ લીધો હતો અને મારા ગુરુ સ્વ મહીપતરામભાઇને જોઇતા સાધનો મે જ પૂરા પાડ્યા હતા સન ૧૮૭૫ મા 'બીમ્સ'કૃત સાન્વય વ્યાકરણ મે ખાસ મગાવી તેનો અભ્યાસ કર્યો હતો, અને રા કેશવલાલ ધ્રુવ ઘણા વર્ષો પર વડોદરે મને મળવા આવ્યા, ત્યારે કાદમ્બરીની લેખી પ્રત મે જ તેમને બતાવી હતી, કેમકે તે વખતે હુ તે વાચતો હતો (રા નરસિંહરાવને સશય છે કે મે કાદમ્બરીનો હસ્તલેખ જોયો નથી માટે આ વાત લખવી પડે છે) મન્દકદે પ્રબધ શાળાપત્રમા છપાતો હતો તે છૂટક વાચવામા આવ્યાથી અને તેનો છેવટનો ભાગ જોવામા ન આવ્યાથી તે સમયે મે જે વિચારો જણાવેલા તે કઇ અશે દોષિત હતા એ વાતની હુ હા પાડુછુ, તથાપિ ચારણી* મારવાડી અને જૂની ગુજરાતી વચ્ચે કેવો નિકટનો સબધ છે, તે અન્ય પ્રસગે હુ બતાવવા માગુ છુ ગુજરાતી પ્રાચીન ગ્રન્થો જથાબધ મેળવી મે પ્રસિદ્ધિમા આણ્યા છે અને હજી પણ મારી પાસે તેના પુષ્કળ સગ્રહ છે મારી કઇ ભૂલ બતાવીને રા નરસિંહરાવનુ પ્રમાણ પત્ર કે પ્રસસા પામવાની મને ઇચ્છા નથી પ્રશસા કરી, ઉતરતા બતાવવી અને ઉજળી બાજુ જોવી એ તેમનો સ્વભાવ જ નથી તેઓ મળી બાજુ જોનારા અને ખોડો કાઢનાર માલમ પડ્યા છે તેમણે રા હરિલાલ ધ્રુવની રા કેશવલાલ ધ્રુવની અને રા મા રમણભાઇની ખોડો પ્રસગ આવે બતાવી દીધી છે વિસ્મૃતિથી, નજરચૂકથી હસ્તદોષથી કે છાપખાનાથી થએલી ભૂલો પણ બતાવવાને તે ચૂકતા નથી

આટલો ઉપોદ્ઘાત કર્યા પછી રા નરસિંહરાવના લખાણમા સત્યાસત્ય કેટલુ છે તે જણાવવા હુ પ્રયત્ન કરીશ તેમણે જે કઇ નવા ઉતારા આપ્યા છે, તે હાલમા તેમના હાથમા આવેલા જણાય છે પ્રથમ આપણે ગુજરાતી ભાષાના યુગ તપાસીશુ શાસ્ત્રી વ્રજલાલ જૂની ગુજરાતીનો સમય સવત્ ૧૧૦૦ થી સ ૧૫૦૦ સુધીનો આપે છે, સવત્ ૧૧૦૦ પૂર્વે અપભ્રશનો સમય ઠરાવે છે અને સવત્ ૧૫૦૦ પછી નવી ગુજરાતીનો સમય ગણે છે રા કેશવલાલ ધ્રુવ ઈ સ ના દશમા અગિયારમા શતકથી ૧૪ મા શતક સુધીનો પહેલો યુગ કહી તે સમયની ભાષાને અપભ્રશ અથવા પ્રાચીન ગુજરાતી નામ આપે છે બીજો યુગ ઈ સ ના પદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બતાવી તેને મધ્યકાલીન ગુજરાતી કહે છે, અને તે પછીના શતકનો યુગ તે અર્વાચીન ગુજરાતીનો ગણે છે આમા વળી રા નરસિંહરાવ ઉમેરણ કરે છે કે અપભ્રશ એ નામ (પ્રાચીન ગુજરાતી નહિ) વિશેષ યોગ્ય લાગે છે કઇ નહિ તો પાછલા સમયની અપભ્રશ ભાષા

---

* સન ૧૮૮૧ ના ઓક્ટોબરમા તા ૨૩ ફેબ્રુઆરીનો ચારણી ભાષા વિષે મે એક લેખ છપાવ્યો હતો

અંતિમ અપભ્રંશ કહેવાય. બીજા યુગ માટે તેઓ જણાવે છે કે પ્રેમાનંદની સાહિત્ય પ્રવૃત્તિનો છેવટનો ભાગ બહાર રહી જશે, તેથી આ યુગની મર્યાદા કાંઇક વધારે આગળ ખસેડાય તો ભૂલ નહિ ગણાય. આ વાત લક્ષમાં રાખવાની છે કે શતક શબ્દ અંગ્રેજી પદ્ધતિ ( Century ) પ્રમાણે વપરાયો છે, એટલે દશમા શતકનો અર્થ સંવત ૯૦૦ થી ૯૯૯ થાય છે. રા. વ્રજલાલ કરતાં રા. કેશવલાલને યુગ મુકરર કરવા માટે વિશેષ સાધન મળેલાં છે, તેથી તેમના યુગ વિભાગ વધારે ખાત્રીવાળા ગણવા જોઇએ. અહીં એક વાત જણાવવાની જરૂર છે કે જે અનુમાનો સિદ્ધાંતો ઓછાં સાધનથી બાંધવામાં આવ્યાં હોય, તે વધારે સાધન મળતાં ફેરવવાં પડે છે, અને તે વાત ભાષા, ઇતિહાસ તેમ જ સર્વ શાસ્ત્રીય વિષયોને લાગુ પડે છે. રા. કેશવલાલ પહેલા યુગની ભાષાને અપભ્રંશ અથવા પ્રાચીન ગુજરાતી નામ આપે છે. અથવા વડે શું સમજવું? શું અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી એ એકજ છે, અને શું અપભ્રંશ ભાષા દશમા શતકની પૂર્વે નહોતી ચાલતી? આ બાબતમાં આપણને કંઇક ઇતિહાસ તરફ નજર કરવી પડશે.

મી. દત્ત જણાવે છે કે પ્રાકૃત ભાષાની ઉત્પત્તિ ઇ. સ. પૂ. ૧૪૦૦ થી ૧૦૦૦ ના ઐતિહાસિક બીજા યુગમાં થઇ. જો કે આ વાત નિશ્ચયપૂર્વક કહી શકાતી નથી, તોપણ બૌદ્ધ અને જૈન ગ્રંથો પ્રાકૃતમાં ક્યારથી લખાવા લાગ્યા તે તપાસતાં પ્રાકૃત ભાષાની ઉત્પત્તિ એ યુગમાં થઇ હશે એમ જણાય છે. પ્રો. મેક્સમ્યુલર કહે છે કે બૌદ્ધ લોકોએ પ્રાકૃતમાં ગ્રંથ લખવાની શરૂઆત ઇ. સ. પૂ. ૩૭૭ માં કરી, અને જૈન સિદ્ધાંતનો આખો ગ્રંથ ઈ. સ. પૂ. ના ચોથા શતકમાં રચાયો હતો ( જુઓ હરમેન જેકોબિનો જૈન મૂત્રો ભા. ૧ નો ઉપોદ્‌ઘાત ). વળી મી. બીમ્સ પોતાના ગ્રંથની પ્રસ્તાવનામાં જણાવે છે કે બૌદ્ધ ધર્મ ઇ. સ. પૂ. ૩૦૭ માં લંકામાં દાખલ થયો, અને માગધીની શાખા પાલિએ લંકાની ધર્મ-ભાષા ત્યારથી થએલી છે. માગધી ભાષાની ઉત્પત્તિ ઇ. સ. પૂ.ના દશમા શતકમાં થઇ હશે, કેમકે પુસ્તકો લખવા લાયક ભાષાની સ્થિતિ ચોથા શતકમાં થઇ હોય તો ભાષા તે પૂર્વે કેટલાંક સૈકાંથી ચાલતી હોવી જોઇએ. માગધી ભાષા શૌરસેનીમાંથી ઉદ્‌ભવી છે, અને શૌરસેની અને અપભ્રંશ ભાષાઓ આદિ પ્રાકૃતમાંથી નીકળી છે, તેથી તે બંને ભાષાઓ માગધી કરતાં પણ પ્રાચીન હોવી જોઇએ. પંજાબમાં આદિ પ્રાકૃત થઈ, અને અપભ્રંશ અને શૌરસેની પણ ઘણું કરીને તે જ દેશોમાં પેદા થએલી હોવી જોઇએ, કેમકે અપભ્રંશ ભાષા જો સિંધ, મારવાડ ને ગુજરાતમાં પ્રકટ થઇ હોય, તો તે પાછી પંજાબમાં કેમ પસરે? વળી હાલની પંજાબી પણ અપભ્રંશની પુત્રી છે, એટલે પંજાબમાં પ્રથમ અપભ્રંશ ભાષા ચાલતી હોવી જોઇએ. તાત્પર્ય એકે જો કે અપભ્રંશ ભાષા ઘણી પ્રાચીન હતી, અને તેનો વિકાર ને વિકાસ થવામાં સેંકડો વર્ષ વહી જાય તે ધ્યાનમાં રાખતાં, પણ ગુજરાતમાં અપભ્રંશ ભાષા ઘણા પ્રાચીન કાળથી ચાલતી હતી એમ લાગે છે. ગુજરાતમાં પંજાબ તરફના ગુર્જર લોકો ક્યારે આવ્યા તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, પરંતુ ગુર્જરો, નાગરો ( એક પક્ષે ), હૂણ, ડામર વગેરે હીમાલયની તલેટી આગલી જાતો પ્રાચીન કાળમાં ગુજરાતમાં આવી વસ્યાનું જણાય છે. આથી એટલું તો સાબીત થાય છે કે ગુજ-

શતમાં અપભ્રંશ ભાષા ઘણા કાળથી ચાલતી હતી, અને એ ભાષાનું વ્યાકરણ પણ બીજી પ્રાકૃતોની માફક શ્રીહેમાચાર્યે ૧૨ મા શતકમાં રચેલું છે. અર્થાત્, અપભ્રંશ ભાષાની શરૂઆત ઈ. સ. ના દશમા શતકથી થઇ નથી. રા. કેશવલાલે અપભ્રંશ શબ્દ ગુજરાતીને માટે જ વાપર્યો છે અને તે વિષેનો ખુલાસો તેમણે મુગ્ધાવબોધ ઔક્તિના વિવેચન (જુઓ ૧૮૯૧ ના આગષ્ટનું બુદ્ધિપ્રકાશ) માં કરેલો છે. તેમાં તે જણાવે છે કે "આ રીતે નિબંધનો અર્ધ ઉપરાંત ભાગ **પ્રાકૃતમાં એટલે જૂની ગુજરાતીમાં** લખાયલો છે. ગુજરાતી ભાષાનો ઉદ્ભવ સરસ્વતીકંઠાભરણના કર્તા ભોજદેવના સમય પહેલાં થયો, જણાય છે, તો પણ છેક નરસિંહ મહેતાના અને પદ્મનાભના સમય સુધી તે પ્રાકૃત કે અપભ્રંશ એવા સામાન્ય નામથી ઓળખાતી જોવામાં આવે છે. આ રીતે પ્રાકૃત શબ્દ ઉપરથી રખે, કોઇ એમ માને કે માગધી કે જૈન પ્રાકૃત છે. જેમ સુરત સંગ્રામ કે ગોવિંદ ગમનની, કાન્હડદે પ્રબંધની, હરિલીલાની અને કાદંબરી આદિની ભાષા તે **ગુજરાતી જ** છે તેમ એ પણ છે. સુરત સંગ્રામને અંતે નરસિંહ મહેતા અપભ્રંશ× નામ આપે છે અને કાન્હડદે પ્રબંધના આરંભમાં પદ્મનાભ પ્રાકૃતમાં કાવ્ય કર્યાનું કહે છે. તે ઉપરથી એમ કોઈ નહિ જ ભૂલ ખાય કે તે **આપણી માતૃભાષા** ન હોય." પરંતુ રા. નરસિંહરાવ અપભ્રંશ શબ્દથી ભરમાયા હોય એમ જણાય છે, અને તે માટે જ તેઓ પ્રાચીન ગુજરાતીને ઠેકાણે અપભ્રંશ અને અંતિમ અપભ્રંશ મૂકવાની વકીલાત કરે છે. રા. કેશવલાલે અપભ્રંશ શબ્દ ગુર્જર ભાષાની માતા જે અપભ્રંશ પ્રાકૃતને અર્થે વાપર્યો જ નથી એ તો સ્પષ્ટ છે. (પ્રેમાનંદ ને અખાએ ગુજરાતીને અર્થે 'પ્રાકૃત' શબ્દ વાપર્યો છે, તેમ પદ્મનાભે પણ વાપર્યો છે), અંતિમ અપભ્રંશ એ રા. નરસિંહરાવે નવું ઉમેરણ કર્યું છે, તેથી શું આપણે એમ સમજવું કે સં. ના ૧૪ મા શતક સુધી અપભ્રંશ—અંતિમ અપભ્રંશ ચાલુ રહી હતી, અને પ્રાચીન ગુજરાતી તે પછી થઈ હતી? જો એમ હોય તો તે મત પુરાવાથી સાબીત થવું જોઇએ. રા. નરસિંહરાવે અંતિમ અપભ્રંશ તે શું, તે ખરેખરી ક્યાં સુધી ચાલી, અને પ્રાચીન ગુજરાતી અને તે વચ્ચે શો સંબંધ છે તે જણાવ્યું હોત તો ઠીક પડત.

મી. બીમ્સ કહે છે કે "રૂપની બાબતમાં ગુજરાતી ભાષા હિંદી કરતાં પણ પ્રાચીન છે અને તે ચાલુક્ય લોકો સોરઠમાં લઇ ગયા."÷ ચાલુક્યોનું રાજ ગુજરાતમાં સં. ૬૩૪ થી શરૂ થાય છે, તે ઉપરથી ગુજરાતી ભાષા સંવતના સાતમા શતકમાં શરૂ થઇ એમ ઠરે છે.

× નરસિંહ મહેતાએ સુરત સંગ્રામને છેડે અપભ્રષ્ટ લખ્યું છે તે વડે બગડેલી વિકાર પામેલી ભાષા એવો અર્થ થાય છે, છતાં કોઇ તેને અપભ્રંશ ભાષા સમજતા જોવામાં આવે છે.

÷ મી. બીમ્સને બીજી ભાષાઓની માફક ગુજરાતી ને મરાઠીનો અભ્યાસ કરવાની તક મળી નહોતી, તેથી તેમણે પુસ્તકો અને પત્ર વ્યવહારથી તે વિષેની માહીતિ મેળવેલી જણાય છે. ગુજરાતી એ હિંદીની શાખા તે માને છે પણ એ વાત ખરી નથી. ગુજરાતીમાં સાહેક કવિયો થઇ ગયા, અને તેમાંના દરેક જાણીતા છે એમ કહી જે નામ આપે છે તેમાં પ્રેમાનંદ, દયારામ જેવાનાં નામ પણ જણાવ્યાં નથી. એમ છતાં મી. બીમ્સે કરેલા ઘણા શોધ હિંદની અર્વાચીન ભાષાઓ માટે અમૂલ્ય છે.

શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે મને શ્રી હેમચંદ્રસૂરિ કૃત ગુજરાતી ભાષાનું વ્યાકરણ અને ઉખાણા સંગ્રહનું જૂનું પુસ્તક બતાવ્યું હતું આ વ્યાકરણ વિષે સ્વ હરિલાલ ધ્રુવે મુગ્ધાવબોધ ઔક્તિની પ્રસ્તાવનામાં ઇસારો કર્યો છે તે આ પ્રમાણે —

"But the Gujarati has not even neglected its grammar The Cyclopoedic Hemachandra in the 12th century has left us valuable contributions to this science and other branches of the Linguistic science'

પણ ગુજરાતીએ તેના વ્યાકરણને વિસાર્યું નથી જ્ઞાનના ભંડાર જેના હેમચંદ્ર ૧૨ મી સદીમા આ શાસ્ત્ર વિષે તથા ભાષા શાસ્ત્રની બીજી શાખાઓ વિષે કીમતી ફાળો મૂકી ગયા છે

એને જ ઉદ્દેશીને "Hindu' એવી સહી કરનારે સન ૧૮૮૭ ના એડવોકેટમાં (તારીખ માસ નથી, પણ તે મુગ્ધાવબોધમા પરિશિષ્ટ તરીકે છપાએલ છે) જણાવ્યું છે કે –

"Even befor Narsinh Mehta there were works like the Kanaddev Prabandha (this is apparently a mistake) and the *Grammar of the Gujarati* language by the well known scholar, Hamacharya of Pattan'

નરસિંહ મહેતાની પણ અગાઉ કાન્હડદેવ પ્રબંધ (દેખીતી ભૂલ જણાય છે) અને પાટણના પ્રખ્યાત વિદ્વાન હેમાચાર્યનું ગુજરાતી ભાષાનુ વ્યાકરણ જેવા ગ્રંથો થયા હતા

ગુજરાતી ભાષાના ઇતિહાસની ખોળ કરનારાઓને જે પુસ્તકો હાથ લાગ્યાં છે, તેમની શરૂઆત મારા જાણવા પ્રમાણે ૧૫ મા શતકથી થાય છે મુગ્ધાવબોધ ૧૪૫૦ મા અને ગૌતમ રાસો તથા નરસિંહ મહેતાની કવિતા પણ એ શતકમા થઈ હતી. જૈન ગ્રંથોનું સૂચિપત્ર પ્રસિદ્ધ થયું છે, તેમા પણ પહેલામા પહેલા ગ્રંથની સાલ સંવત્ ૧૪૦૩ ની જોવામા આવે છે ત્યારે પ્રશ્ન એ થાય છે કે દશમા શતકથી ૧૪ મા શતકની ભાષાને અપભ્રંશ અથવા પ્રાચીન ગુજરાતી અથવા અંતિમ અપભ્રંશ શા આધારે કહેવી ? દશમા શતકથી ૧૪ મા શતક સુધીમા ભાષાની અંદર શા શા વિકાર થયા હશે તે શા ઉપરથી નક્કી કરી શકાય ? રા છગનલાલ સાકરચંદ ઝવેરી કાવ્ય મહોદધિના મુખબંધમા જણાવે છે કે સંવત ૧૩૨૭ મા સપ્તક્ષેત્રી—સાત ક્ષેત્ર રાસ રચાયો હતો તેમાંથી તેમણે થોડા નમુના પણ આપ્યા છે, તે આ —

सवि अरिहन्त नमेवि, सिद्ध सूरि उवज्झाय,
पनर कर्म भूमि साहु, तीह पणमिय पाय.
सप्तक्षेत्रि जिन कहिया महामुनि,

विनुवावेजिउ भिवहपार,
जिनवचसु आराधिउ अवक्रसु साविउ,
लहइ पारु ससारु सारे ।
मवन तेर सत्तावीस ए महामसवाडइ,
गुरू वारि आश यद समियहि लइ पखवाडइ,
तहि पुरू हूऊ रासु सिवसुख निहाणू,
जिण चुविसइ भवियणह करिसिइ कल्याणू
जा सिसिरवि-गयणं गणिहि ऊगइ महिमण्डलि,
ताव रहऊ एउ रासु भवियणा जिणमासणि,
निम्मलज ग्रह नक्षत्र तारिका व्यापइ,
जयवन्तु श्रीमङ्गर अनइ जिणमानणू

ના ઉત્પત્તિ' વળી લખે છે કે "આના ૮ મો ૯ એમ નથી પણ તે પૂર્વના કાવ્ય પણ જૈન પંડિતોથી રચાયના સુપ્રાપ્ત છે પરંતુ ભાષા ઉપર સમાન અપભ્રંશ પ્રાકૃતને બર બેમતી છે"

આ રાસથી ભાષા વિષેની માહીતિ એક શતક અગાઉની મળે છે એમા અપભ્રંશ પ્રાકૃતની સાથે પ્રાચીન ગુજરાતીના રૂપો જે તે પછીના ગ્રંથોમા જોવામા આવે છે પણ છે

આ કરતા પણ એક શતક પૂર્વેનો ગ્રંથ અગડ સ્થાનક નામનો સુમારે ૧૨૫૦ ની આસપાસમા રચાયેલો મળી આવ્યો છે, તેના કર્તા મુનિ રત્નસૂરિ છે તે સસ્કૃતમા કવિતાબદ્ધ છતા તેમા કેટલીક પ્રાકૃત ઉક્તિઓ આપી છે, અને એ સિવાય બીજા પણ કેટલાક સુભાષિતના ગ્રંથો પણ મળી આવ્યા છે (તે વડોદરાની લાઇબ્રેરીમા છે), અને તેમાની ઉક્તિઓ રા ચીમનલાલ દલાલે સાહિત્ય માસિકના મે માસના અંકથી આપવા માંડી છે, તે વાચવાથી ૧૩ મા શતકમા ભાષા કેવી લખાતી હતી તે જણાઇ આવશે અત્રે માત્ર થોડા ઉતારા અગડ ગ્રંથમાથી આપુ છુ—

साहामीआ लच्छी लईई, बहु कायर पुरि साण,
काने कुडल रयणमई, कज्जल पुण न यणाण.
सींह नजोइ चंद वल, नवि जोइ धण ऋद्धि,
एकलडो बहु आभिडइ, जा साहस तिहा सिद्धि,
नमी न मूकइ बेसणु, हसी न पूछइ वत्त;
तेह घरि किम न जाइए, रे हइडा निमत्त
मारमञा मोनी निणद, चिणदतु मेन्हद काइ,

वाल्हा माणस जु मिल्इ, मिल्इ तु विहडइ काइ,
उत्तर दिशि न ऊनहई, ऊनइ तउ वरसइ,
सुपुरिस वयण न उच्चरिइं, ते उच्चरइ तु करइ.

આ ભાષાને કેવી ગણવી ? એ અપભ્રંશ છે કે પ્રાચીન ગુજરાતી તેનો વિચાર સુજ્ઞ વાચક વર્ગ કરશે અમદ કથાનકમાંથી ઉક્તિઓના ઉતારા આપ્યા છે, તે વડે એમ પણ સમજવું જોઇએ કે તે ઉક્તિઓ પૂર્વે ચાલતી હશે, એટલે તેમાં સમાએલી ભાષા ૧૩ મા શતકની પણ પૂર્વે ચાલતી હોવી જોઇએ

પોતાના માન્વય વ્યાકરણમાં મી બીમ્સ અર્વાચીન ભાષાઓનો કાલક્રમ નીચે મુજબ આપે છે ( પૃ ૧૨૦ ) —

In cronological sequence therefore we may place the Hindi with its subsidiary forms, Gujarati and Panjabi first, fixing their rise and establishment as modern languages distinct from their previous existence as Prakrits in the eleventh century, second comes Marathi, which remained a Prakrit till the 12th or even 13th century, and third Orya, which must have completed its transformation by the end of the 14th Bengali was no separate independent language, but a maze of dialects without a distinct national or provincial type till the 17th century or beginning of the 18th century

એટલા માટે કાલક્રમ પ્રમાણે હિંદી અને તેના મદદગારી કે નાયબ પેટા ( મતલબ કે શાખાઓ )— * ગુજરાતીને પંજાબીને પ્રથમ મૂકીશું, અને તેમની પ્રાકૃત તરીકેની પાછલી હયાતીથી જૂદી ગણી તેમના ઉદય અને સ્થાપના વડે અર્વાચીન ભાષાઓ તરીકે તેમને અગિયારમા શતકમાં મૂકીશું મરાઠી બીજે પદે આવે છે, અને તે પ્રાકૃત તરીકે ૧૨ મા કે ૧૩મા શતક સુધી રહી હતી ત્રીજે પદે ઉડિયા અને તેનું રૂપ સ્વરૂપ ૧૪ મા શતકની આખરે બંધાયું હતું બંગાળી સ્વતંત્ર જૂદી ભાષા નહોતી પણ તેનું રૂપ પ્રજાની - પ્રાંતિક સ્પષ્ટ જાતની ભાષા જેવું ન છતાં બોલીઓના ગૂંચવાડા વાળી ૧૭મા કે ૧૮મા શતકની શરૂઆત સુધી રહી હતી

આ ઉપરથી જણાશે કે ગુજરાતી ભાષાએ હિંદીની પેઠે ૧૪ શતકમાં પોતાનું સ્વતન્ત્ર સ્વરૂપ પકડ્યું હતું અને પૂર્વે જણાવ્યા પ્રમાણે તે રૂપો ( વિભક્તિ કાળ આદિના ) ની બાબતમાં હિંદી કરતા પણ પ્રાચીન હતી, તો પછી ૧૦ મા ૧૧ મા શતકમાં તેને અપભ્રંશ કે અંતિમ અપભ્રંશ શી રીતે કહી શકાશે ?

---

* મી બીમ્સ ગુજરાતી પંજાબીને હિંદીની શાખાઓ ગણે છે તે ભૂલ જણાય છે, કારણ હિંદીની ઉત્પત્તિ શૌરસેનીથી અને પશ્ચિમી ગુજરાતીની અપભ્રંશથી છે

અનહિલ પાટણમાં એક જૂના ગણપતિનું દેહરૂં છે, તેમાં એક માતાની મૂર્તિ નીચે આ પ્રમાણે લખ્યું છે.

संवत ८०२ वर्षे चैत्र सुद २ शुकरे अणहिलवाड पाटणी तणा राजनी थापना उमा माहेश्वर जय.*

આ લેખ બતાવી આપે છે સંવત ૮૦૨ માં અથવા નવમા શતકની શરૂઆતમાં ગુજરાતી ભાષા ચાલતી હતી. શુકરે, અણહિલવાડ, પાટણ, તણા રાજની થાપના એ ગુજરાતીનાં રૂપો છે: પરંતુ કોઈ શંકા લઈ શકે કે આ લેખ પાછળથી કાં ન કોતરાયો હોય? વળી વજમે ૧૭મા સૈકામાં ગુજરાતી માટે લખ્યું હતુ કે "**પ્રાચીનપણું** તો એનુ **મોટેરૂં** મનાય છે."

શાસ્ત્રી વ્રજલાલે બે જ યુગ પાડ્યા છે ને સંવત્ ૧૫૦૦ પછી નવી ગુજરાતીનો સમય ગણ્યો છે. રા. કેશવલાલ પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો એક યુગ વધારી તેને મધ્યકાલીન ગુજરાતી નામ આપે છે તે ઠીક છે. ઘણા ખરા જૂના ગ્રંથો ઉપલબ્ધ થયા છે. તે આ સમયના છે. આ યુગની મર્યાદા કાંઈક આગળ ખસેડવા રા. નરસિંહરાવ ભલામણ કરે છે ને જણાવે છે-કે પ્રેમાનંદની સાહિત્ય પ્રવૃત્તિનો છેવટનો ભાગ બહાર રહી જશે. પણ આ પ્રમાણે કરવાની જરૂર છે તેનો પુરાવો તેમણે આપ્યો નથી. પ્રેમાનંદના સમયની ને હાલની ગુજરાતીમાં ઝાઝો ફેર નથી એમ મેં અનેક ઠેકાણે જણાવેલું તે ખોટું પાડવાનો કદાચિત્ તેમનો હેતુ હશે, પરંતુ શા. વ્રજલાલ તેમ રા. કેશવલાલ પ્રેમાનંદના શતકને અર્વાચીન ગુજરાતી ગણે છે અને આગળ ઉપર હું સાબીત કરી આપીશ કે તે સમય મધ્યકાલીન નહિ પણ અર્વાચીન ગુજરાતી જ છે.

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

---

* આ લેખ સન ૧૮૭૬ ની મારી નોંધવહીમાં ઉતારેલો છે.

# 'એક ન સ્વીકારાયલું' ચર્ચાપત્ર.

મ્હેરબાન 'વસન્ત' ના તન્ત્રી સાહેબ,

વિ. વિ 'સમાલોચક' ના સમર્થ તન્ત્રીએ ના સ્વીકારેલું નીચેનું ચર્ચાપત્ર આપના માસિકમાં પ્રગટ કરવાનો ન્યાય આપી કૃપા કરશો. (આ યુગમાં ન્યાય તે કૃપાનો અંશ બનેછે).

કેમ આ ચર્ચાપત્ર ના સ્વીકારાયું તે વિશે સંક્ષિપ્ત ખુલાસાની જરૂર છે. મ્હારા ચર્ચાપત્રમાંના અમુક બે ભાગ વિશે 'સમાલોચક' ના તન્ત્રીએ અરુચિ દર્શાવી તે બે ભાગ કાઢી નાખવાની માગણી કરી. હેમાંનો એક ભાગ અનિચ્છાએ મ્હેં કાઢી નાંખ્યો; બીજો ભાગ કાઢી નાંખવાની મ્હારી અસમર્થતા મ્હેં જણાવી. આ કારણથી ચર્ચાપત્ર સ્વીકારાયું નહિં

જે ભાગ કાઢી નાખવાની અસમર્થતા મ્હેં જણાવી તે ભાગ નીચેના ચર્ચાપત્રમાંના પ્રથમ પૅરેગ્રાફમાં છે,—"હેનું એક મુખ્ય કારણ" એ શબ્દોથી શરૂ થઈ "પ્રાયશ્ચિત્ત સંપૂર્ણ રીતે થઈ જશે" એ શબ્દોથી પૂર્ણ થાયછે તે એ ભાગ. 'સમાલોચક" ના તન્ત્રીએ તે ભાગ કાઢી નાંખવા માટે મુખ્ય ત્રણ કારણો દર્શાવ્યાં હતાં.—

(૧) નાટકોના કર્તૃત્વનો પ્રશ્ન બાજૂ ઉપર રાખીને જ પોતાનો લેખ લખાયોછે એમ આ રમ્ભમાં જ ફુટનોટમાં પોતે પ્રતિજ્ઞા મૂકીછે. તેથી તેઓ કર્તૃત્વ વિશે શું માનેછે એ પ્રશ્ન હાલ અપ્રસ્તુત થાયછે,

(૨) નાટકો પ્રેમાનન્દની કૃતિ નથી એ પોતાની માન્યતા હેમણે ઈ. સ. ૧૯૧૦ માં મ્હારી આગળ દર્શાવી હતી, તે પછી પોતાને આ વિષયમાં ઊંડા ઊતરવાનો, ઉભય પક્ષની તુલના કરવાનો, તથા એ વિષયના પ્રમાણભૂત જ્ઞાતાઓ સાથે "વાટાઘાટ"* કરવાનો પણ વિશેષ અવકાશ મળેલોછે,

(૩) મ્હારા પ્રસ્તુત ભાગથી 'સમાલોચક'ના તન્ત્રી વિશેષ દમનીય સ્થિતિમાં મૂકાય એમ છે. આ ત્રણ કારણોમાંના

(૧) વિશે એટલું જ કહુંછું કે 'સમાલોચક' ના તન્ત્રીના લેખના એકંદર સ્વરૂપથી પ્રેમાનન્દનાં નાટકો છે એ પક્ષ તરફ જ સંપૂર્ણ ઝોક જણાયછે, તેમ જ ફુટનોટમાંની પ્રતિજ્ઞાને અંગે આવેલા વિવિધ શબ્દોમાંથી પણ એ જ વલણ વ્યક્ત થાયછે, તેથી એ પ્રતિજ્ઞાની કીમત તદ્દન ઘટી જાયછે.

કારણ નં. (૨) ના ઉત્તરમાં એઓને મ્હેં લખેલું કે ઈ. સ. ૧૯૧૦ (૧૯૧૧†) માં

---

* આ કાંઈક વિસ્મરણ હશે; મ્હને ઈ. સ. ૧૯૧૧ યાદ છે.

† આ મગરી શબ્દ રા. અંબાલાલને કેમ ગમ્યો હશે?

જ નહિં, ▮ છેક પોતાનો પ્રસ્તુત લેખ લખ્યા પછી પણ, થોડા દિવસો ઉપર, પોતે એક મિત્ર આગળ સ્વીકાર્યું હતું કે નાટકો પ્રેમાનન્દનાં છે એમ પોતે માનતા નથી. આ વાતનો ઉત્તર સીધી રીતે એઓએ પોતાના પ્રત્યુત્તરપત્રમાં આપ્યો નથી, ઉડાવ્યોછે. *

કારણ નં. (૩) વિશે શું કહું ? હસનીય સ્થિતિમાં પોતે આવે એમ હશે તો દોષ કોનો ? બાકી હું એ સ્થિતિને હસનીય નહિં, પણ ગમ્ભીર નૈતિક જવાબદારીની ગણુંછું

વાંદરા,
તા. ૨૩–૭–૧૪.

નરસિંહરાવ ભોળાનાથ.

---

## પ્રેમાનન્દનાં નાટકો.

'સમાલોચક'ના તન્ત્રી સાહેબ

વિ. વિ. એપ્રિલ ૧૯૧૪ ના 'સમાલોચક' માં પ્રેમાનન્દનાં નાટકો' વિશે તન્ત્રી તરફથી પ્રગટ થયેલો લેખ મ્હારા જોવામાં આવ્યો. હેમાં સમાયલા અનેક આક્ષેપોનો પરિહાર કરવાની આવશ્યકતા નથી. હેનું એક મુખ્ય કારણ તો એ જ છે કે આપનો મત તકરારી નાટકોના કર્તૃત્વની બાબતમાં મ્હારા મતથી ભિન્ન છે જ નહિં; આપે કેટલાક મિત્રો આગળ અનેકવાર અને મ્હને પણ રૂબરૂમાં એક બે વાર કહેલુછે કે આ નાટકો પ્રેમાનન્દનાં નથી એમ મ્હારો પણ મત છે; માત્ર એટલું કે એ પક્ષ અન્ય રીતિયે સમર્થન કરાય એમ છે.—તો તો આશા છે કે આપની સમર્થ લેખનીનો એ દિશામાં સદુપયોગ કરીને નાટકો પ્રેમાનન્દનાં નથી એ મત ધારણ કરવાનાં:આપનાં કારણો પ્રગટ કરીને આપનું કર્તવ્ય બજાવશો. એટલે આપના પ્રસ્તુત લેખનું યોગ્ય વર્ગીકરણ બુદ્ધિચાતુર્યની લીલાના ખડમાં મુકીને કરાય એમ છે તે લેખનું પ્રાયશ્ચિત્ત સંપૂર્ણ રીતે થઈ જશે.

પરંતુ એક આક્ષેપ હેવો છે કે તે વિશે હુ મૌન ધારણ કરુ તો વાચકવર્ગમાં મ્હારે વિશે ખોટો ગ્રહ બંધાય એમ ભય છે. માટે તેટલા અંશ વિશે જ મૌનભંગ કરવાનું કર્તવ્ય માનુંછું.

પ્રસ્તુત 'સમાલોચક' પૃષ્ઠ ૧૪૫ મે નીચે પ્રમાણે વચન છેઃ—

"એથી રા. નરસિંહરાવ દ્રૌપદીહરણમાં પા. ૧૧–૧૨ મે પ્રેમાનન્દના અપ્રકટગ્રન્થોની યાદી પ્રકાશકોએ આપ્યાનું જે કહેછે, તે હેમનો **ભ્રમ** જ છે, તપાસની **ખામી** છે; કારણ હેવી યાદી ત્હાં પ્રકાશકોએ આપી જ નથી !!"

---

* પ્રેમાનન્દનાં નાટકો વિષયના "પ્રમાણભૂત જ્ઞાતાઓ" નાં નામ યોગ્યતા, ઇત્યાદિ વિશે પ્રશ્ન કરવાનું આ સ્થાન નથી.

આ આરોપથી હું આશ્ચર્યચકિત થયો. ક્ષણવાર, એમ, થયું કે—મ્હારો ભ્રમ તો નથી થયો? ફરીથી 'દ્રૌપદીહરણ' ઉઘાડીને જોયું તો 'કવિચરિત્ર' નાં એ જ પૃષ્ઠોમાં મ્હારા કહ્યા પ્રમાણે પ્રેમાનન્દના ગ્રન્થોની યાદી દીઠી. ત્હારે આપના આ અદ્ભુત આક્ષેપનો અર્થ શો? મ્હારી આંખ્યોએ આ યાદી એ પૃષ્ઠોમાં પ્રત્યક્ષ દેખુંછું, અને આપ તો છાતી ઠોકીને કહેોછો કે—**"હેવી યાદી ત્હાં પ્રકાશકોએ આપી જ નથી."**

આ સ્થિતિમાં એમ સંભવે કે ત્હમારા વચનમાં કાંઇક વિશિષ્ટ રૂપનો અર્થ હશે અને તે અર્થની દૃષ્ટિથી ત્હમે પોતાના વચનનું સમર્થન કરતા હશો. એ વિશિષ્ટ રૂપ એ વચનમાંના બે શબ્દોથી ઉત્પન્ન થઈ સકે એમ લાગેછે:—

(૧) **હેવી** (યાદી)

અને (૨) **પ્રકાશકોએ.**

(૧) હેવી—એટલે અપ્રકટ ગ્રન્થોની યાદી; અને (૨) એટલે યાદી આપીછે ખરી પરંતુ તે પ્રકાશકોની તરફની નથી, માટે પ્રકાશકોએ આપી કહેવાય નહિં; આ બીજા અંશમાં અત્યન્ત તાણીતૂશીને બંધ બેસાડવા જેવું થાયછે, કેમકે બીજાની યાદી આપી હોય તોપણ પ્રકાશકોએ આપી જ કહેવાય; તેમ જ આપના વાક્યનો સ્વાભાવિક અર્થ તો એ જ સમઝાય કે **કશી** પણ યાદી આપી નથી, છતાં આ પક્ષ ક્ષણ વાર સ્વીકારીને ચાલીશું.

હવે વસ્તુસ્થિતિ શી છે તે વાચકો આગળ રજૂ કરુછું. પ્રસ્તુત 'કવિચરિત્ર' પૃષ્ઠ ૧૧ મે 'કવિચરિત્ર' ના લેખક—જે પ્રકાશક પણ છે તેઓ—લખેછેઃ—

"પ્રેમાનન્દે કયા કયા અને કેટલા ગ્રન્થો બનાવ્યાછે તે હજી નક્કી જાણવામાં આવ્યું નથી."

આમ કહી બે યાદીઓ આપીછે. કવિ નર્મદાશંકરે ગણાવેલા ૧૩ ગ્રન્થોની, અને નવલરામભાઇયે તે ઉપરાંત ગણાવેલા ૧૧ ગ્રન્થોની, ત્હેમાંથી ૭ ગ્રન્થો નવલરામભાઈના જોવામાં આવ્યા નથી એમ કહ્યુંછે. (અર્થાત્ આ યાદીઓ પ્રકટ તેમ જ અપ્રકટ ગ્રન્થોની જણાયછે); આમ કહીને પછી પૃષ્ઠ ૧૨ મે લખ્યુંછેઃ—

"ઉપર જણાવેલા ગ્રન્થો શિવાય હમારા તરફથી નીચે આપેલા ગ્રન્થો પ્રકટ થઈ ચૂક્યાછે."

એમ કહી ૪ ગ્રન્થોની યાદી આપીછે. (અને ઉમેર્યુંછે કે એ શિવાય બીજા કેટલાક અપ્રસિદ્ધ ગ્રન્થો પોતાને હાથ લાગ્યાછે;—પણ હેમાં નાટકનું નામ કે ઇશારો નથી.)

અર્થાત્, આ ત્રણે યાદીઓ મળીને સમગ્ર યાદી પ્રકાશકોએ સ્વીકારી જ જણાયછે તો પછી આપના વચનના શબ્દખેલનું સાર્થક્ય ક્યહાં રહ્યું?

પરન્તુ, રખેને હું ભૂલતો હોઉં. મ્હારાં આ પ્રશ્ન વિશેનાં વચનોમાં વખતે હેવું તો કાંઇ નહિ હોય કે તેથી આપના મનમાં જુદા પ્રકારનો ભાસ થવાને કારણ મળ્યું હોય? માટે મ્હારાં વચનો તપાસી જોઇયે. એ નીચે પ્રમાણે છેઃ—

. ( ) " ' દ્રૌપદીહરણ ' માં ' કવિચરિત્ર ' માં પૃષ્ઠ ૧૧–૧૨મે પ્રકાશકોએ પ્રેમાનંદના ગ્રન્થોની યાદી—નર્મદાશંકરે તથા નવલરામે બતાવેલી તેમ જ પોતે પ્રાપ્ત કરેલા ગ્રન્થોની યાદી—આપીછે. "

( " કવિ પ્રેમાનન્દનાં નાટકો," ત્રીજી સાહિત્યપરિષદ્ માટે લખેલો નિબન્ધ પૃષ્ઠ ૩–૪ ).

( ૨ ) " ' દ્રૌપદીહરણ ' માં કવિચરિત્રમાં પૃ. ૧૧–૧૨ મે પ્રકાશકોએ આપેલી પ્રેમાનંદના ગ્રન્થોની યાદી ( નર્મદાશંકરે તથા નવલરામે બતાવેલી તેમ જ પોતે પ્રાપ્ત કરેલા ગ્રન્થોની યાદી ) માં નાટકોનું નામ કે ઇશારો પણ નથી. "

( ' વસન્ત ', માઘ સંવત્ ૧૯૬૭, પૃષ્ઠ ૪૧, પેરા ૩ જો ).

( ૩ ) " એ જ ' દ્રૌપદીહરણ ' માં ' કવિચરિત્ર ' ના લેખમાં આપેલી પ્રેમાનન્દના ગ્રન્થોની યાદીમાં કોઇ પણ નાટકનું નામ દીધું નથી. "

( આમ કહી ઉપરના નં. (૨) વાળા વચનનું અનુલક્ષણ કર્યુંછે, અર્થાત્ આ નં. (૩) નું વચન તે નં. (૨) ના વચનના પ્રકાશમાં જ વાંચવાનુંછે ).

( ' વસન્ત ', કાર્તિક સંવત્ ૧૯૬૮, પૃ. ૪૩૮ ).

( આટલાં વચન મ્હને જડેછે. બીજાં હશે તો નં. (૧) તથા (૨) વાળાં વચનોના અંગનાં જ, અને હેના અર્થસંધાનમાં જ લેવાનાં ).

આ મ્હારાં વચન અસંદિગ્ધ છતાં એમ કોણ કહેશે કે અન્યની યાદીઓ પ્રકાશકોની જ તરીકે મ્હેં ઠરાવી દીધીછે ? અને ' અપ્રકટ ' ગ્રન્થો એમ તો મ્હારાં વચનોમાં કહિં પણ ઉલ્લેખ નથી.

આટલી વસ્તુસ્થિતિ સુજ્ઞ વાચકવર્ગ આગળ મૂકીને મ્હારી ઉપર કરેલા આક્ષેપની યથાર્થતા અયથાર્થતાનો નિર્ણય તે વર્ગને જ સોંપુછું.

વાંદરા. (સહી) લિ. સે. **નરસિંહરાવ ભોળાનાથ.**
તા. ૯–૭–૧૮

૬આ સંબન્ધે ફુટનોટ આપેલી તે ' સમાલોચક 'ના તન્ત્રીની ઇચ્છાથી કાઢી નાંખીછે. તેથી તે અહિં દાખલ કરી નથી. મ્હેં પરિષદ્ માટે નિબન્ધ લખ્યો તે વખતે ' દ્રૌપદીહરણ ' થી હું અજાણ હતો હેવો આક્ષેપ સમાય હેવું ' સમાલોચક ' ના તન્ત્રીનું એક વચન છે તે ઉપર મ્હેં ચર્ચા કરી હતી. પરંતુ હેવો આક્ષેપ ઉદ્દિષ્ટ નથી એમ હેમણે પૂર્વાપર વચનોથી દર્શાવ્યું તેથી એ ભાગ મ્હેં કાઢી નાંખ્યો; જો કે હેમની રંગી શૈલીને લીધે એ વચનના બંને અર્થ સંભવેછે ખરા.

# " ધર્મનું સાહિત્ય અને બુદ્ધિવાદ. "

## ( એ ચર્ચાપત્રનો ઉત્તર. )

વસન્તના ગયા અંકમાં " ધર્મનું સાહિત્ય અને બુદ્ધિવાદ " એ મથાળા નીચે રા. ચન્દ્રશંકરે મારા લેખોના 'સામાન્ય વલણ' ઉપર સામાન્ય રૂપે, તેમ જ ગયા વૈશાખના અંકની મારી ' પ્રાસંગિક નોંધ ' ઉપર વિશેષ રૂપે, કેટલીક ટીકા કરી છે. રા. ચન્દ્રશંકરે, ગૂજરાતના જુદા જુદા લેખકોના સ્વરૂપચિન્તનને અંગે એ વિચારો દર્શાવ્યા હોત તો એની યથાર્થતાનો નિર્ણય કરવાનો હક બીજા વાચકોનો હતો, એ સંબન્ધી મારે કાંઈ પણ બોલવું ઉચિત ન હતું. પણ રા. ચન્દ્રશંકરની ટીકા જુદી જ તરેહની છે: એટલે અગતિકતાએ મારે નીચેનું લખવું પડે છે—એ લખવામાં મારા બચાવ ખાતર મારે મારા લેખના ઉલ્લેખ કરવા પડ્યા છે તથા અવતરણ આપવાં પડ્યાં છે એ માટે હું વાચકની ક્ષમા માગુંછું:—

૧. રા. ચન્દ્રશંકર જેવા વાચક—લેખકને એટલુ સ્મરણ આપવાની જરૂર પડવી ન જ જોઇએ કે—સાહિત્યનો ભંડાર 'સર્વગ્રાહી' છે અને એમાં એક પક્ષને તેમ જ બીજા પક્ષને સમર્થન આપનાર વચનો મળી આવે એ કોઇને પણ અજાણ્યું ન હોય; વળી જ્યારે એક પક્ષને પુષ્ટિ આપનાર વચનો ટકાય ત્યારે એમાં તાત્પર્ય એટલું જ હોય કે હું જે પ્રતિપાદન કરૂંછું તેમાં મારા કરતાં વધારે પ્રબળ લેખકની સંમતિ છે, અને મારા શબ્દોમાં જે સત્યનુ માત્ર દિગ્દર્શન છે તેનું અધિક નિરૂપણ જોવું હોય તો એ લેખકના ગ્રન્થમાં જોઈ લેવું. વળી જે લેખ ઉપરથી રા. ચન્દ્રશંકરને ટીકાએ ચઢવું યોગ્ય લાગ્યું છે તેમાં તો ઉતારા ટાંકતાં પહેલાં મેં સ્પષ્ટ જણાવ્યુ છે કે "નીચેના ઉતારા શબ્દપ્રમાણ નથી, પણ એવા પ્રતિષ્ઠિત પુરુષોના એ અભિપ્રાય છે કે સહસા એ અવગણી શકાય એવા નથી. અને અનુભવ પણ એની યથાર્થતામાં પ્રબળ સાક્ષી પૂરે છે...એ ઉતારામાંથી નવું દૃષ્ટિબિન્દુ જડશે એમ ધારી અત્રે ટાંકુછુ."

૨. રા. ચન્દ્રશંકર મારામાં '**સત્યનિષ્ઠા અને ન્યાયબુદ્ધિ**' નો અભાવ જુવે છે કે સત્યનિષ્ઠ—અને—ન્યાયબુદ્ધિ—જન્ય '**સાંગોપાંગ અવલોકન**'નો અભાવ જુવે છે એ એમના વાક્યમાંથી સ્પષ્ટ સમજાતું નથી. પ્રથમ પ્રકારનો આક્ષેપ હોય તો આ ઉત્તર આપવો ઘટિત નથી: સાહિત્ય-ક્ષેત્રમાં કર્તવ્ય કરવા ઉતરતા દરેક સજ્જને પોતાના બન્ધુઓમાં 'સત્યનિષ્ઠા' અને 'ન્યાયબુદ્ધિ' માનીને જ ચાલવું જોઇએ—એ એની બન્ધુતાનું પ્રથમ સૂત્ર છે. તેથી ઉપર બતાવેલો બીજો અર્થ વિવક્ષિત હશે એમ માની લઉછું—અને એના ઉત્તરમાં જણાવું છું કે વૃત્તાન્તવિષયક સિવાયની ઘણીક 'પ્રાસંગિક નોંધ'માં કોઈ પણ વિષય ઉપર જજ્જનું 'જજમેન્ટ' કે મૅટ્રિક વિદ્યાર્થીના જેવો અમુક વિષયના 'ફાયદા ગેરફાયદા વિષે નિબન્ધ' લખવાનો ઉદ્દેશ હોતો નથી; પણ અમુક અમુક દૃષ્ટિબિન્દુ વાચક આગળ રજુ કરી એ દ્વારા સત્યનું દર્શન કરાવવાનો, અને પ્રસંગવશાત્ અંગ્રેજીમાં જેને વિશિષ્ટ અર્થમાં 'Essay' કહે છે

તેના એક અવાન્તર પ્રકારને ગણતો ગુજરાતીમાં સાહિત્યનો એક પ્રકાર ઉદ્ભવે તો ઠીક એટલું સૂચવવા માટે એક અલ્પ ઉદાહરણ રચવાનો જ હેતુ છે. સાહિત્યના વિવિધ પ્રકારમાં રસ ધરાવતા રા. ચન્દ્રશંકર જેવા વાચકને 'સાંગોપાંગ અવલોકન'ની નીરસતાનું સ્મરણ કરાવવું પડે એ આશ્ચર્યની વાત છે. 'છુટક છુટક અવલોકન' એ 'એક વસ્તુ છે,' 'સાંગોપાંગ અવલોકન' એ 'બીજી વસ્તુ છે' પણ એ બેમાં રા. ચન્દ્રશંકર ધારે છે તેવો–સત્ય અસત્ય જેટલો—'આસમાન જમીનનો ફેર' નથી. ગિરિશૃંગ ઉપરથી નીચેની વસ્તુનું સમગ્ર સ્વરૂપ દેખાય, પણ વસ્તુની અમુક ખૂબી જોવા માટે તો કેટલીક વાર પાસેથી જ દૃષ્ટિ નાખવી પડે એ જાતનો ભેદ છે.*

૩. 'અર્વાચીન પાશ્ચાત્ય આચારવિચારની અપૂર્ણતાઓ અને ભયસ્થાનો તરફ નજર ખેંચવામાં હું કૃતકૃત્યતા' માનું છું, કે 'વીસમી સદીમાં મૂકાયા છતાં જાણે ચાલુ જીવન-પ્રવાહ સાથે આપણે કાંઈ લેવા દેવા ન હોય એવા ઔદાસીન્ય' થી મારા લેખો લખું છું–એ આરોપ તો મને એટલો બધો મિથ્યા લાગે છે કે નૈયાયિકોનો 'અસમ્ભવદોષ'—'**મુણ્ડાદ્દણ્ડવાન્ બ્રાહ્મણ** ' જેને સૂઢ હોય તે બ્રાહ્મણ'—એવા કલ્પિત ઉદાહરણની બહાર સામાન્ય લોકવ્યવહારમાં પણ બને છે એવું સૂચવનાર મને આજ એક અપૂર્વ દૃષ્ટાન્ત મળ્યું એમ કહું તો ચાલે. મારા વિચારની પ્રવૃત્તિ કયી દિશામાં છે એ સમ્બન્ધી નિર્ણય માટે સ્વસંવેદનને પ્રમાણ તરીકે ન લેતાં, બાહ્ય પ્રમાણ તપાસું છું તો કૉલેજ અને કૉલેજની બહાર જ્યારે જ્યારે મને મારા વિચારો જણાવવાના પ્રસંગ મળ્યા છે અને મળે છે, ત્યારે એ પ્રસંગનો લાભ લઈ પૂર્ણ છૂટથી પશ્ચિમના આચારવિચારને ન્યાય કરતા મારા ઉદ્ગારો મારે કાને પડતા સંભળાય છે. અને અત્યારે—આ લેખ લખતી વખતે—વસન્ત અને સુદર્શનની પંદર-સત્તર વર્ષની ફાઈલો ઉપર નજર નાખું છું તો એમાં પણ મારે હાથે યથાશક્તિ લખાએલા સંખ્યાબંધ લેખો નવા જમાના તરફ વાચકને અભિમુખ કરવાના પ્રયત્નમાંથી ઉદ્ભવેલા દૃષ્ટિગોચર થાય છે:—

પ્રથમ તો વસન્તના આરંભ વખતનો જ મારો લેખ જુવો:—

સામાન્ય

"જે કાલનિયમને અનુસરી આજથી પચાશેક વર્ષ ઉપર 'બુદ્ધિપ્રકાશ' અને 'બુદ્ધિવર્ધક' નો જન્મ થયો હતો, અને વીશેક વર્ષ ઉપર 'પ્રિયંવદા'—'સુદર્શન' અસ્તિત્વમાં આવ્યા, એ જ નિયમાનુસાર આજ આ "**वसन्त**" નો પ્રાદુર્ભાવ થાય છે, આપણો છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ અવલોકીશું તો જણાશે કે એ દરમિઆન આપણા આચાર વિચાર અને કર્તવ્યભાવનાના સ્વરૂપમાં અનેક ફેરફારો થઇ ગયા છે–કેટલાક જૂના પ્રશ્નો

---

*જાપાનમાં તે તે સ્થળના સૌન્દર્યવિશેષ દૃષ્ટિગોચર કરવા જુદે જુદે દૃષ્ટિબિન્દુરૂપ સ્થાને પાટીઆ મૂકવામાં આવે છે–જુવો એડવિન આર્નોલ્ડનું 'Lands and Seas.' ઊતારો વાંચવા લાયક હોવાથી પ્રસંગોપાત્ત આપવા જતો હતો—પણ 'અંગ્રેજી સાહિત્યભંડાર'ના રત્નો રા. ચન્દ્રશંકરને ગમતા નથી, માટે તે દૂર રાખું છું.

આજ પતી ગયા છે, કેટલાક નવીન પદ્ધતિએ ચર્ચાવા લાગ્યા છે; કેટલાક નવા ઉત્પન્ન થયા છે, અને કેટલાક થવાની શરૂઆતમાં છે. આવી સ્થિતિમાં, સમયનું યોગ્ય પ્રતિબિમ્બ ઝીલે અને એના જીવનવિકાસમાં કાંઇક પણ સહાય થાય એવા એક માસિકની ગૂજરાતને બહુ જરૂર છે, એ જરૂર થોડીઘણી પણ—કાંઇક સન્તોષકારક રીતે પૂરી પાડી શકાય તો ઠીક, એ આ નવીન ઉપક્રમનો એક ઉદ્દેશ છે. ”

આ શબ્દો “ વીસમી સદીમાં મકાયા છતાં જાણે ચાલુ જીવન સાથે કાંઇ લેવા દેવા ન હોય એવા ઔદાસીન્ય ” થી લખાયા છે ? વળી એ જ લેખના અન્તમાં વસન્તના મુખપૃષ્ઠના મંત્રનુ વિવરણ મે નીચેના શબ્દોમાં સમાપ્ત કર્યું છે:—

“સત્ય એ સર્વ ભૂતોનું અન્તસ્તમ તત્ત્વ છે, એને બહાર તારવી કાઢવાનું છે; એટલુંજ નહિ પણ સર્વ ભૂતો પણ સત્યનાં જ બનેલાં છે, અર્થાત્ સત્યને પ્રત્યક્ષ કરી આપવા માટે ગૃહ રાજ્ય સમાજ આદિ સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, અને જે સંસ્થાના અન્તરમાં સત્ય નથી એ અભાવગ્રસ્ત છે, ‘છે’ નહિ પણ ‘ નથી ’ ગણાવા યોગ્ય છે. માટે સત્યનું સંપૂર્ણ દર્શન કરવું હોય તો તે વિચારમાં અને સિદ્ધાન્ત (abstract thought)માં જ થઈ શકવાનું નથી, પણ ઉત્તમ સંસ્થાઓ ( institutions )રૂપે એને પરિણામ પામેલુ જોવાની જરૂર છે. બંને એક જ સત્યનાં આન્તર ( subjective ) અને બાહ્ય ( objective ) સ્વરૂપો છે. એ સત્યના અન્તરમાં તેમ જ એની પાર સત્યસ્વરૂપ તેજોમય અમૃતમય પરમાત્માનો નિવાસ છે. જીવ અને જગત્ ઉભયના અન્તરમાં અને બહાર એ જ છે, ઉભય એ રૂપ જ છે, એટલે—

(૧) સત્યસ્વરૂપ વિચાર ( abstract thought )નુ અને

(૨) સત્યસ્વરૂપ સંસ્થાઓ ( institutions ) નું અવલોકન કરવું; અને

(૩) ધર્મને એમના મધ્ય બિન્દુસ્થાને રાખવો–એ ‘ **વસન્ત** ’નો મુખ્ય ઉદ્દેશ ઠરે છે.

એ ઉદ્દેશ સિદ્ધ કરવા ‘ **સત્ય** ’ **અર્થાત્ જે હોય તે યથાર્થ કહેવું**,* ‘ **ધર્મ** ’ કહેતાં કર્તવ્ય તે હમેશાં કરવુ, ‘ **કુશળ** ’ **અને** ‘ **ભૂતિ** ’ **નામ કલ્યાણ–આબાદી એ બાબત બેદરકાર ન રહેવું**,* અને ‘ સ્વાધ્યાય ’ નામ પોતાના દરેક વિષયના મૂલ ગ્રન્થનો અભ્યાસ કરવો, અને એનું ‘ પ્રવચન ’ એટલે વ્યાખ્યાન–ભાષ્ય **એનો ઇતિહાસદૃષ્ટિએ વિચાર**[1]—એને આ પત્ર સાધનરૂપે સ્વીકારે છે.

આ શબ્દોમા પૂર્વ અને પશ્ચિમ વચ્ચે કાંઇ પણ ભેદ પાડેલો જુવો છો ?

---

૧ આ શબ્દો અત્યારે વાચકનું ધ્યાન ખેંચવા માટે મ્હોટા અક્ષરે મૂકું છું.

હવે આ સામાન્ય દૃષ્ટિબિન્દુ ઉપરથી વિશેષ પ્રશ્નો ઉપર આવું છું: તો રાજકીય આર્થિક અને સાંસારિક વગેરે અનેક વિષયોમાં હિન્દુસ્થાને, પૃથ્વીના અન્ય દેશોની સાથે, વર્તમાનકાળની વિવિધ પ્રવૃત્તિઓની સાથે, અનુરૂપ થવાની જરૂર મેં વારંવાર દર્શાવી છે: રાજકીય અને આર્થિક વિષયો કદાચ રા. ચન્દ્રશંકરના અવલોકનપ્રદેશની અને કટાક્ષકેન્દ્રની બહાર હશે—તેથી એ પડતા મૂકી માત્ર સાંસારિક અને ધાર્મિક વિષયો જ લઉં છું:

## સંસારસુધારો.

સંસારસુધારા સંબન્ધે મેં સામાન્ય અને વિશેષ રૂપના ઘણા લેખો લખ્યા ; અમદાવાદની સંસારસુધારાપરિષદ્‌ને પ્રસંગે સંસારસુધારાની આવશ્યકતા વિષે લખેલા આપને લેખનું વાચકને સ્મરણ આપવાની જરૂર નથી. પણ હિન્દી સંસારસુધારાસભા મેળાવડાનું મેં ઘણીવાર અવલોકન લખ્યું છે, તેવા એક લેખમાંથી થોડાક ઉતા viduals there

t like home;

"એમનું (ડૉ. ભાંડારકરનું) કહેવું યથાર્થ જ છે કે જ્યાં સુધી આપ rmonious and જેવા ભગીરથશ્રમ કરનારા માણસો નહિ થાય. જેમ કૉબ્ડને દાણા ઉપરની અ us and vir- જકાત કઢાવી નાંખવા માટે આખું ઈંગ્લંડ હલાવી મૂક્યુ અને એ જકાત વિરુદ્ધ લોકમત ઉભો કર્યો એમ સંસારસુધારાના અવાજથી આખા હિન્દુસ્થાનને આપણે ગજવી નહિ મૂકીએ અને જે સુધારક ઠરીને પાછો હઠે એ સખ્ત નિન્દાને પાત્ર થાય એવો 'સુધારાનો પ્રબળ લોકમત નહિ ઉપજાવીએ—ત્યાં સુધી આપણું શ્રેય દૂર છે એમ નક્કી જાણવું. જો આ પ્રમાણે હમેશાં સુધારાની વાતો જ કર્યા કરીએ અને કાંઈ જ પગલુ ન ભરીએ તો સુધારાની મહત્તા આપણા મન ઉપરથી ખસી જશે, અને સુધારાની માત્ર વાતો કરવાની ટેવ પડી જશે. આ ઘણું જ અનિષ્ટ છે. માટે અનેક જીવંત સંસ્થાઓદ્વારા—ખરાં હૃદયનાં ભાષણો, ચોપાનીઆં વગેરે પ્રસિદ્ધ કરીને—સુધારાનુ બળ વધારવું, અને ખરો ઉત્સાહ જાગ્રત્ રાખવો."

**"સુધારો એ આખા વિશ્વનો અને પરમાત્માનો નિયમ છે—એ નિયમ જે પાળશે એ જ આ વિશ્વમાં રહી શકશે, જેને એ નિયમ પાળવા ઇચ્છા ન હોય એણે બીજું વિશ્વમાં શોધી લેવું."***

એ ડૉ. ભાંડારકરના સમાપ્તિના શબ્દો ટાંકી—મ્હોટા અક્ષરમાં છપાવી, એ ઉપર મેં—

"આવા ભવ્ય શબ્દોમાં એક અત્યન્ત ગંભીર, વજનદાર વિચારથી ભરપૂર, અને 'પ્રાચીન' 'નવીન' ઉભય પક્ષે બોધ લેવા લાયક ભાષણની સમાપ્તિ થઈ. સંસારસુધારાસમાજમાં બલ્કે રાજકીય વા કોઈ પણ સુધારાસમાજમાં—આવાં ભાષણો વિરલ જ સાંભળવામાં આવે છે." આવા શબ્દો લખ્યા છે.

---

* આ શબ્દો પ્રથમ લેખ લખતી વખતે જ મ્હોટા ટાઇપમાં મૂકાવ્યા હતા.

આજ પતી ગયા છે, કેટલાક નવીન પદ્ધતિએ ચર્ચાવા લાગ્યા છે; કેટલાક નવા ઉત્પન્ન થયા છે, અને કેટલાક થવાની શરૂઆતમાં છે. આવી સ્થિતિમાં, સમયનું યોગ્ય પ્રતિબિમ્બ ઝીલે અને એના જીવનવિકાસમાં કાંઈક પણ સહાય થાય એવા એક માસિકની ગૂજરાતને બહુ જરૂર છે, એ જરૂર થોડીઘણી પણ—કાંઇક સન્તોષકારક રીતે પૂરી પાડી શકાય તો ઠીક, એ આ નવીન ઉપક્રમનો એક ઉદ્દેશ છે. ”

આ શબ્દો “ વીસમી સદીમાં મૂકાયા છતાં જાણે ચાલુ જીવન સાથે કાંઇ લેવા દેવા ન હોય એવા ઔદાસીન્ય ” થી લખાયા છે ? વળી એ જ લેખના અન્તમાં વસન્તના મુખ-પૃષ્ઠના સૂત્રનું વિવરણ મેં નીચેના શબ્દોમાં સમાપ્ત કર્યું છેઃ—

“સત્ય એ સર્વ ભૂતોનું અન્તસ્તમ તત્ત્વ છે, એને બહાર તારવી કાઢવાનું છે; એટલુંજ નહિ પણ સર્વ ભૂતો પણ સત્યનાં જ બનેલાં છે, અર્થાત્ સત્યને પ્રત્યક્ષ કરી આપવા માટે ગૃહ રાજ્ય સમાજ આદિ સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, અને જે સંસ્થાના અન્તર્માં સત્ય નથી એ અભાવગ્રસ્ત છે, ‘છે’ નહિ પણ ‘ નથી ’ ગણાવા યોગ્ય છે. માટે સત્યનું સંપૂર્ણ દર્શન કરવું હોય તો [illegible] વિચારમાં અને સિદ્ધાન્ત (abstract thought)માં જ થઈ શકવાનું નથી - કહવા એ બે આક્ષેપમાં [illegible] આપણે ભૂલવી જોઇતી નથી. (૩) ઘણીવાર એમ કહેવામાં આવે છે કે ‘ સુધારાવાળાઓએ ’ પ્રાચીનકાળ તરફ નજર જ ન ફેરવી. આ કહેવું પણ ખોટુ છે. રાજારામમોહનરાયનો મૂળ યત્ન ઉપનિષદ્નો ધર્મ જ જગાડવાનો હતો, આપણે ત્યાં સ્વ. ભોળાનાથભાઇએ પણ પ્રાચીન ધર્મ માટ જ આગ્રહ ધરાવ્યો હતો, અને બંગાળામાં ઇશ્વરચંદ્રવિદ્યાસાગરે અને દક્ષિણમાં વિષ્ણુશાસ્ત્રી ચિપલુનકર§ વગેરે મડળીએ વિધવાવિવાહ માટે સ્મૃતિઓનો આધાર શોધ્યા હતા. પાછળથી ‘ સુધારાવાળા’ઓએ પ્રાચીન પ્રમાણ માટે પ્રીતિ છોડી દીધી એ ખરૂ, પણ મૂળથી તેઓ પ્રાચીનને અવગણીને જ ગાલ્યા હતા એમ માનવું મને ભૂલ ભરેલું લાગે છે. ”

વળી, સ્વ. મણિલાલની જયન્તીને પ્રસંગે મે એક લેખ લખ્યો હતો તેમાં રા. મણિલાલનાં લખાણોમાંથી ઘણા ઊતારા આપ્યા છે એમા મ્હોટે અક્ષરે મેં જે જે શબ્દો મૂક્યા છે એ વાંચવાથી સંસારસુધારાનાં કેવાં કેવાં તત્ત્વો તરફ મારૂં વલણ છે એ સમજાવવું પડે એમ નથી. ( એ ઊતારાથી બહુ લંબાણ થઈ જાય તેથી એ પડતા મુકું છુ. ) જ્ઞાતિસંસ્થા સંબન્ધી મેં મારા વિચારો બહુ જૂના તખતથી જણાવ્યા છે, અને અમદાવાદની સંસાર-સુધારા પરિષદ્ના મારા ભાષણથી આશ્ચર્ય પામેલા લોકને એનું મેં પુનઃ સ્મરણ પણ કરાવ્યું છે. વળી છેલ્લી (પૂના) સંસારસુધારાપરિષદ્ની કાર્યપદ્ધતિ ઉપર ટીકા કરવાથી કોઇને એવો

§ હમણાં એક મિત્રે મને સ્મરણ આપ્યુ કે વિષ્ણુ પરશરામ પંડિત જોઇએ. તપાસ કરતાં જણાય છે કે કૃષ્ણશાસ્ત્રી ચિપલૂનકર વિધવા–વિવાહના વિવાદમાં વિવાહપક્ષના મુખ્ય શાસ્ત્રી હતા એમ ઘણાં વર્ષ ઉપર મેં વાંચેલું તે સંસ્કારમાંથી ઉપજી ભૂલ થઈ છે. માટે વિષ્ણુશાસ્ત્રીને ઠેકાણે કૃષ્ણશાસ્ત્રી વાંચવુ.

હવે આ સામાન્ય દૃષ્ટિબિન્દુ ઉપરથી વિશેષ પ્રશ્નો ઉપર આવું છું: તો રાજકીય આર્થિક અને સાંસારિક વગેરે અનેક વિષયોમાં હિન્દુસ્થાને, પૃથ્વીના અન્ય દેશોની સાથે, વર્તમાનકાળની વિવિધ પ્રવૃત્તિઓની સાથે, અનુરૂપ થવાની જરૂર મેં વારંવાર દર્શાવી છે: રાજકીય અને આર્થિક વિષયો કદાચ દા. ચન્દ્રશંકરના [illegible] અને [illegible]ની બહાર હશે—તેથી એ પડતા મૂકી આજ સાં[illegible] ધાર્મિક વિષયો જ લઉં છું:

## સંસાર સુધારો.

સંસારસુધારા સંબન્ધી મેં સામાન્ય [illegible] અમદાવાદની સંસારસુધારાપરિષદ્‌ને પ્રસં[illegible] [illegible] બતાવવા આપને લેખનું વાચકને સ્મરણ આપવાની [illegible] મેળાવડાનું મેં ઘણીવાર અવલોકન ક[illegible] [illegible] Individuals there [illegible] tion like home;

"એમનું ( ડૉ. ભાંડારકરનું [illegible] [illegible] harmonious and જેવા ભગીરથશ્રમ કરનારા ભાગ્ય[illegible] [illegible] harmonious and vir[illegible] જરૂર કહાવી નાંખ[illegible] woman is accorded a worthy place in these homes, with freedom of action, with a consciousness of responsibility and with the right,—unfettered by circumstance or prejudice, to develop all that is best and noblest in her to the utmost perfection."

આમ 'નારી-પ્રતિષ્ઠા'નું અને તેને અંગે સ્ત્રીને મળવી જોઈતી છૂટનું મેં એક વિશાળ નિરૂપણ સમાપ્ત કર્યું હતું.

વળી હમણાં બે ત્રણ માસ ઉપર જ, સ્ત્રીને યજ્ઞોપવીતનો અધિકાર અને એ અધિકારમાં સમાએલો કેળવણીનો અધિકાર એ વિષયની એક 'પ્રાસંગિક નોંધ'માં મેં સૂચના કરી છે—એટલું જ નહિ, પણ પ્રાચીનકાળમાં સ્ત્રીઓને વેદાન્તજ્ઞાનનો પણ અધિકાર મનાતો એ વાત આપણી ભવિષ્યની પ્રજાના લક્ષમાં રહે તે માટે નવી વાંચનમાળામાં–પાંચમી ચોપડીમાં–ભવભૂતિના ઉત્તરરામચરિત્રમાંથી આત્રેયીનો પ્રસંગ મેં મૂક્યો છે. વળી સ્ત્રીકેળવણીમાં કયા કયા વિષયનો સમાવેશ થવો જોઇએ એ વિષે પણ મારા વિચાર મેં સન્દિગ્ધ રાખ્યા નથી.

પૂર્વોક્ત જ્યુબિલિને પ્રસંગે મુબાઈમાં જસ્ટિસ બીમને ભાષણ આપ્યું હતું, એ ભાષણનું અવલોકન કરતાં મેં જણાવ્યું હતું કેઃ—

---

* મારા એક મિત્રે તે વખતનું મારું એક વાક્ય હજી પણ સ્મરણમાં રાખ્યું છે કે "રાજશેખર કવિ ( ઇ. સ. ૯ મો સૈકો ) વિદ્ધશાલભંજિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને 'કન્દુક' ( દડો ) રમાડે છે, અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી. નવશિક્ષિત સ્ત્રીઓને બૅડમિન્ટન રમતી જોઈ ભડકી ઊઠતા ટીકાકારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે."

"આપણે ત્યા સ્ત્રીકેળવણીનો પ્રશ્ન તે આજે એક રાષ્ટ્રીય પ્રશ્ન તરીકે નિર્ણરવાનો છે, અને તેમા છેક ધનાઢ્ય વર્ગ કે છેક ગરીબ વર્ગના લોકો કરતા મધ્યમ વર્ગના લોકની જરૂરિયાતો ધ્યાનમા લેવાની છે છેક ગરીબ વર્ગને સ્ત્રીકેળવણીનુ સ્વપ્ન આવવુ પણ દુર્લભ છે, અને શ્રીમત વર્ગ ભલે એને કેવળ જીવનની અધિદેવતા કરીને સ્થાપે, પણ મધ્યમ વર્ગ તો એને જીવનની સહચરી તરીકે જ લેખ્યા વિના છૂટકો નથી—જે પદવીમા ગૃહમર્યનો સમાવેશ કરવો પડશે **સ્ત્રીએ તો માત્ર ઘર ધંધો કરવો એવો અમારો પણ મત નથી.*** અને તેથી અમે સ્ત્રીકેળવણીમા નીચેના વિવિધ વિષયો દાખલ કરવા જોઇએ એમ માનીએ છીએ.

(૧) નીતિ—કૌટુમ્બિક અને સામાજિક નીતિ—અને ધર્મ જે ઉપર સમગ્ર આ ત્માનો આધાર છે

(૨) ઉપયોગી ગૃહકલા અને ઉદ્યોગો—જેથી કુટુમ્બની આર્થિક સપત્તિ પણ સુધરે તેના ઘરમા ગૌરવને કરવાના ગમો આમા પાકશાસ્ત્રનો સમાવેશ પણ કરવો જોઇએ (જો કે કિ શ્રીમત એ અનિષ્ટ માને છે)

(૩) સ્વચ્છતા અને આરોગ્ય સમ્બન્ધી નિયમો, અને **શહેરી જીવનને લગતાં તત્ત્વો**, શરીરશાસ્ત્ર બાળકને ઉછેરવાની રીત—જેમા શરીર, વસ્ત્ર, ઘર, આગણું વગેરે સ્વચ્છ રાખવા, તન્દુરસ્તી સાચવવી, સહેજ બગડેલી સુધારી લેવી, શરદી અને તાપ વખતે ઋતુ સતરાઉ વગેરે વસ્ત્રના સમયાનુસાર ઉપયોગ સબન્ધી માહિતી ધરાવવી, આડોશી પાડોશી તરફ સારું વર્તન રાખવુ **મ્યુનિસિપેલિટિ અને સરકારના વહીવટ સંબન્ધી કેટલુંક અગત્યનું જ્ઞાન ધરાવવું.**

ઉપરની કેળવણી માટે નીચે મુજબ સાધનો યોજવા જોઇએ—

(૧) ઉપરના વિષયો સમ્બન્ધી રસિક વાચનમાળા અને કૃતિદ્વારા શિક્ષણ

(૨) સીધુ શિક્ષણ, તેમ જ આડકતરું—એટલે કે વાર્તા નવલકથા (જેમ કે સરસ્વતીચન્દ્ર) વગેરે દ્વારા અપાતુ—શિક્ષણ

(૩) ભણેલા પુરુષોનુ કર્તવ્ય કે—પોતાનુ જ્ઞાન સ્ત્રીઓમા સહવાસ અને વાતચિતથી ઉતારવુ અને તે માટે ગૃહજીવનમા તેઓએ રસ લેવો તથા પ્રેમ બાધવો

(૪) પ્રતિષ્ઠિત વિચારસ્થાન વર્તમાનપત્ર અને માસિક ઉપરાત સ્ત્રીઓ પાસે ઘરમા પુસ્તકો વચાવવા તે જગતના મહાન પુસ્તકો જ આવા પચીસ ત્રીસ પુસ્તકો વાચ્યાથી જે લાભ થાય છે તે સેકડો નિર્માલ્ય પુસ્તકો વાચ્યાથી કદી થતો નથી

હવે, ગ ચન્દ્રશકરે હું કહુંછુ કે શહેરી જીવનને લગતા તત્ત્વોનુ 'મ્યુનિસિપેલિટિ

---

* આ ઊતારામા મોટા ટાઇપ અત્યારે ધ્યાન ખેચવા માટે મૂકાવ્યા છે

× ધ્યાનમા રાખવુ કે આટલુ તો મારે મતે મધ્યવર્ગની સ્ત્રીઓમા પણ જોઇએ

અને મરકીના વખતમા મરનારાઓ મનની કેવલ અગત્યનું જ્ઞાન ધરાવતા" અને જગતનાં મહાન પુસ્તકો વાચવા અને (૯) સ્ત્રીકેળવણીના વિષયમા જરૂરનુ ધારુ છુ એ કરતા પણ 'પાશ્ચાત્ય આચારવિચારની સમગ્ર ઝોકની ( trend ) કદર' તમે અધિક માગો છો ?

'આટલા ઉતારા આપી છેવટે રા ચન્દ્રશકરને હુ આટલુ જ પૂછુછું કે—' સત્યનિષ્ઠાથી વિષયનુ આગોપાગ અવલોકન કરી, જુદા જુદા અગોનો સમન્વય કરી, તે તે અગોના સ્થાનોનો નિર્ણય ન્યાયબુદ્ધિથી' કરવાની જે માગણી પોતે કરે છે તે મારી 'પ્રકૃતિ'ની ચિકિત્સા કરવામા પોતે સ્મરણમા રાખી છે ? રાખી હોય—અર્થાત્ એ બધા લેખો વાચી, ધ્યાનમા લઈ, પછી જ પોતાના આ સર્વ વિચારો બાધ્યા છે કે કેમ ? તેમ હોય તો એ લેખોની પોતાની ન્યાયબુદ્ધિમા પોતે શી વ્યવસ્થા કરી છે એ . જાણવા ઇચ્છુ છુ

## ધર્મનુ સાહિત્ય અને બુદ્ધિવાદ.

૮. રા ચન્દ્રશકરે આપણા આક્ષેપનો મનન મારી એમ પ્રાસગિક નોધનાથી પ્રાપ્ત કર્યો કે પણ વસ્તુત એ એક જ લેખના ગુણદોષના વિચારને લાગી ન રહેતા, મારી સામાન્ય 'પ્રકૃતિ'ની ચિકિત્સા કરવી એમને ઉચિત લાગી છે તો આવા અવલોકનથી લોકમત ઉપર કેવી અસર થાય છે એ સમજનાર અને લેખક તરીકેની પોતાની જવાબદારી જાણનાર—રા. ચન્દ્રશકર જેવા લેખકે એ લેખનો નીચે ટાકેલા લેખ સાથે 'સમન્વય કરી' 'ન્યાયબુદ્ધિ'થી નિર્ણય કરવો ઉચિત હતો —

"એક વિદ્વાને કહ્યુ છે કે "Doubt is the disease of privileged souls." "શકા એ આત્માનો રોગ છે, પણ એ રોગ હોવો એ પણ એક અસાધારણ અધિકાર છે આવા વચનમા શકાની નિન્દા અને સ્તુતિ ઉભય છે, અને એ સ્પષ્ટ રીતે સમજતા મોક્ષને અનુકૂલ અને પ્રતિકૂલ શકાના સ્વરૂપો સમજાશે.

શકા અને શ્રદ્ધા

"**સશયાત્મા વિનશ્યતિ**" એમ શ્રીમદ્ભગવદ્ગીતાનુ વાક્ય લઈ એને આધારે ઘણી વાર એમ માનવામા આવે છે કે મનુષ્યના જીવનનો અન્તિમ પરમાર્થ આત્મજ્ઞાનના માર્ગમા બન્ને નથી, અને શ્રદ્ધા એ જ એ પુરુષાર્થ સિદ્ધ કરવાનુ મુખ્ય સાધન છે પરન્તુ આ વિષયમા કેટલાક વિવેક કરવાનો છે જે ન કરવાથી અન્ધ શ્રદ્ધા કે દુષ્ટ સશય પરિણામે નીકળે છે

"મનુષ્ય શ્રદ્ધામય છે," અને "જેની જેવી શ્રદ્ધા તેવો તે" *—એ વાક્ય વિરુદ્ધ કાઈ પણ કહી શકાય એમ નથી એ તો સિદ્ધ છે કે મનુષ્યને શ્રદ્ધા ન હોય તો એની પ્રવૃત્તિ જ સભવે નહિ અમુક પદાર્થ અમુક પ્રકારનો વસ્તુત છે એમ માનીને જ—અર્થાત્ શ્રદ્ધાપૂર્વક જ—મનુષ્ય સર્વ વ્યવહારમા ઊતરે છે, અને મનુષ્ય ક્ષણવાર પણ વ્યવહારશૂન્ય

* "श्रद्धामयोऽय पुरुष यो यच्छ्रद्ध स एव स"—भ. गी.

ટકી શકતો નથી. 'સાયન્સ્' જે શંકાનું ઉત્પત્તિસ્થાન છે, તે પણ ખરું જોતાં કાર્યકારણના મહાનિયમ ઉપર શ્રદ્ધા રાખીને જ પ્રવર્તે છે. અમુક કાર્યકારણનિયમનો જે સ્થળે ભંગ થતો દેખાય છે, ત્યાં 'સાયન્સ્' એ નિયમ માટે શંકા ન ધરાવતાં, એ સ્થળવિશેષને ભ્રાન્તિજનક માને છે, અથવા તો ભવિષ્યમાં જુદો ખુલાસો થશે એમ શ્રદ્ધા રાખે છે; પરંતુ કાલત્રયમાં પણ કાર્યકારણના નિયમને બાધ થાય એમ શંકા ઉદ્ભવતી નથી. વળી જગતની વ્યવસ્થામાં પુણ્યનો જય અને પાપનો ક્ષય એ નિયમ પણ સર્વદા પ્રતીત થતો નથી. આ નિયમ વ્યક્તિ પરત્વે અનેકવાર ખોટો પડતો જણાય છે એટલું જ નહિ, પણ જનસમષ્ટિમાં પણ કેટલીક સદીઓ અપવાદરૂપ દેખાય છે. છતાં વ્યક્તિની તેમ જ સમષ્ટિની સદ્વૃત્તિ અને ઉન્નતિ (Virtue and Civilization or Progress) ઉક્ત નિયમ પરની શ્રદ્ધા થકી જ સંભવે છે. આ રીતે Uniformity of Nature અને Moral Government એ બે પદાર્થ—જેના ઉપર મનુષ્યના જ્ઞાનનો અને ઉન્નતિસંપાદક સદાચરણનો આધાર છે—એના ઉપરની શ્રદ્ધા એ મોક્ષને અનુકૂલ શ્રદ્ધા છે. અન્ન વિના અત્યન્ત તીવ્ર દુઃખથી પીડિત થતા છતાં પણ ભક્તનો પ્રભુ ઉપરનો પ્રેમ શિથિલ થતો નથી, અને પ્લેગના કારણ સંબંધે અનેક કલ્પનાઓ અસિદ્ધ ઠર્યા છતાં પણ એ નિયમ કાર્યકારણના મહાન નિયમને જ અધીન છે અને પ્રકૃતિનું રહસ્ય મનુજબાલ આગળ પ્રકાશિત થવા જ નિર્માયું છે—એવો નિશ્ચય આરોગ્યશાસ્ત્રીઓનો મન્દ થતો નથી.—એ બંને પૂર્વોક્ત શ્રદ્ધાનાં જ ઉદાહરણો છે. ટેનિસન કહે છે તેમ—

> "Oh yet we trust that somehow good
> Will be the final goal of ill"

પણ ઉપર બતાવેલી, મનુષ્યસ્વરૂપના બન્ધારણના મૂળમાં જ જે શ્રદ્ધા રહી છે, તે વિનાની શ્રદ્ધા એ અન્ધ શ્રદ્ધા જ છે, ચેતનની નહિ પણ જડ પદાર્થની શ્રદ્ધા છે. ચેતનની શ્રદ્ધા સકારણ અને વિવેકજન્ય હોય છે, જડ શ્રદ્ધા ગમે તે વસ્તુને, ગમે તે વાક્યને વગર વિચારે વળગે છે.

જેમ અમુક પ્રકારની શ્રદ્ધા મોક્ષને અનુકૂલ છે, તેમ અમુક પ્રકારની શંકા પણ દૈવના અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે. વેદાન્તસિદ્ધાન્તનો અનુવાદ કરીને રા. રા. મણિલાલે યોગ્ય જ કહ્યું હતું + કે જગતનું આદિકારણ અજ્ઞાન છે. પણ તેની સાથે વિશેષમાં એમ પણ ઉમેરી શકાય કે મોક્ષનું આદિકારણ પણ અજ્ઞાન જ છે. ઉભય અવિરોધી સત્ય છે. મોક્ષનું આદિકારણ અજ્ઞાન છે એ નિશ્ચય પ્રત્યેક ધર્મના ઇતિહાસમાં પ્રત્યક્ષ થાય છે. અત્રત્ય ધર્મપ્રવાહ ઉપર દૃષ્ટિ નાંખતાં પણ જણાશે કે શંકામાંથી જ ધર્મની ભવ્યતા અને વિશુદ્ધિ આવે છે. એક ઋગ્વેદ-મહર્ષિ કહે છેઃ—

> "को अद्धा वेद क इह प्रवोचत् कुत आ जाता कुत इयं विसृष्टिः ।
> अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आ बभूव ॥
> इयं विसृष्टिर्यत आ बभूव यदि वा दधे यदि वा न ।
> यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद ॥"

+ જુવો સુદર્શન, ૧૮૯૮, સપ્ટેમ્બર.

(ખરેખર કોણ જાણે, કોણ કહે કે આ વિવિધ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઇ, ક્યાંથી કે કાઈ? દેવો આના વિવિધ સર્જન પછીના છે. એ ક્યાંથી આવી એ કોણ જાણે? ભાઈ, આ વિવિધ સૃષ્ટિ ક્યાંથી આવી, અને સ્થિતિમાં છે કે નહિ એ પરમ વ્યોમમાં આનો જે અધ્યક્ષ છે તે જાણે. અથવા તે પણ ન જાણે!)

અજ્ઞાનમાંથી જ્ઞાનમાં પ્રવેશ કરવા મનુજહૃદય કેવુ તલસે છે!

આ પ્રમાણે પ્રશ્ન ન થવા દેવો એ આત્માને જડ ગણવા સમાન છે. વળી આ શંકાનો ખુલાસો કરવાને બદલે એને બલાત્કારે દાબી મૂકવી એ આત્મામાં કચરો એકઠો કરવા જેવું છે. ટેનિસનનું યોગ્ય કહેવું છે કે—

"There is more faith in honest doubt,
Believe me, than in half the creeds"

પણ આ સંશય જો મૂળમાં શ્રદ્ધાત્મક ન હોય તો એ અનિષ્ટ છે, કેમકે "પર" વસ્તુના અસ્તિત્વની શ્રદ્ધા ઉન્નતિને આવશ્યક છે. આ શ્રદ્ધાવિરહિત પ્રવૃત્તિ દુષ્ટ થયા વિના રહેતી નથી, કેમકે આ શ્રદ્ધાવિરહિત હોવું એનું નામ જ દુષ્ટતા છે. આ શ્રદ્ધા ઉપર જ્ઞાનનો પ્રકાશ પડી એ જ્ઞાનવિષય થઈ છે કે નહિ એ જુદો પ્રશ્ન છે, અને એના ઉપર ધર્મબુદ્ધિનો આધાર છે, પરંતુ આ વિષયની ચર્ચામાં ઉતરવાનો અત્રે અવકાશ નથી. માટે તાત્પર્ય કે, "+અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ, અને મોહ"–રૂપ તામસી વૃત્તિમાં મૂઢ બની પડી રહેતો પુરુષ જ ખરો "સંશયાત્મા" છે, અને "**को अद्धा वेद कुत आ बभूव?**" એમ પ્રશ્ન કરનાર જ ખરો દ્રષ્ટા "ઋષિ"–છે. ઉપનિષદ્ શું ખોટું કહે છે કે "જે જાણું છું કહે છે તે જ એને નથી જાણતો, જે નથી જાણતો (કહે છે) તે જ જાણે છે"?* અર્થાત્ બ્રહ્મ જ્ઞાનથી પર છે એમ સમજવું એ જ એનું યથાર્થ જ્ઞાન છે, કેમકે પરતા એ એ જ બ્રહ્મનું સ્વરૂપ છે.

"What am I?
An infant crying in the night,
An infant crying for the light,
And with no language but a cry."—*Tennyson.*"

---

\+ "अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ॥
तमस्येतानि जायन्ते विवृद्धे कुरु नन्दन".—भ. गी.

* "अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्"—केनोपनिषद्.

બીજો લેખઃ— ૨.

**બુદ્ધિ અને હૃદય**

"બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ શો છે એ ધ્યાનમાં લઈશું તો સહજ સમજાશે કે બુદ્ધિ કે હૃદય એમાંથી એક પણ પદાર્થને આ વિષયમાં સમગ્ર સામ્રાજ્ય સોંપી દેવું ઘટતું નથી. બાહ્ય અને આન્તર જગતના તત્ત્વનું, એટલે એમનામાં અધિષ્ઠાનરૂપે નિવસતા વાસ્તવિક પદાર્થનું, અન્વેષણ કરી એનો સાક્ષાત્કાર કરવો એ જો બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ હોય—અને નિર્વિવાદ રીતે એ જ ઉદ્દેશ છે—તો સ્પષ્ટ છે કે અન્વેષણ અને સાક્ષાત્કાર ઉભયને અનુકૂલ સાધનની એમાં અપેક્ષા છે. 'હૃદય લાગવું જોઇએ' એમ આ વિષયમાં ઘણી વાર કહેવાય છે, પરન્તુ આ વાક્ય ખરું જોતાં અપૂર્ણ હોઈ માત્ર અર્ધ સત્યનું જ પ્રતિપાદક છે. ખરી રીતે તો, '**વસ્તુમાં** હૃદય લાગવું જોઇએ' એમ પૂર્ણ વાક્ય થવું યોગ્ય છે. માત્ર હૃદય લાગવાથી જ પરમાર્થ સિદ્ધ થઈ જતો હોય, તો અહંતામમતાની માયિક જાળ વિશ્વમાં એવી પથરાઈ રહી છે કે વિના યત્ને જન્તુમાત્રનું કોઇક કોઇક સ્થળે તો હૃદય લાગેલું જ છે, એટલે કાંઈ જ કરવાનું રહેતું નથી! ખરું જોતાં પ્રાપ્ત કરવાનું એ છે કે આ પ્રકારની સ્વભાવસિદ્ધ હૃદયની 'લગની'ને બદલે વસ્તુભૂત પદાર્થમાં હૃદયને વળગાડવું જોઇએ. હવે વસ્તુભૂત પદાર્થ શો છે અને શો નથી એ વાતનો નિર્ણય બુદ્ધિ વિના કોણ કરી શકે એમ છે? હૃદય તો **પ્રતીતિ**માં છે કે નથી એટલું જ કહિને રહેશે, **વસ્તુતઃ** 'છે કે નહિ' એ ઉચ્ચારનાર શક્તિ તો બુદ્ધિ જ છે. અને એટલે અંશે બુદ્ધિનું સાર્થક્ય સ્વીકાર્યા વિના કેમ ચાલશે? 'બુદ્ધિવિલાસ' 'તર્કજાળ' ઇત્યાદિ આક્ષેપગર્ભ પદો ઘણેક સ્થળે મહાન પુરુષોને મુખે પણ આપણે સાંભળીએ છીએ, પણ અમારૂં તો સ્પષ્ટ માનવું છે કે એમ બોલનારાઓનું ખરું તાત્પર્ય ન સમજીને જ લોકો ઘણીવાર બુદ્ધિના પ્રયોગને નિરર્થક માની લે છે, અને અમારા અનુભવમાં તો આ વાત એટલે સુધી ગએલી જોવામાં આવી છે કે ઘણા લોકો બુદ્ધિહીનતાને હૃદયના વેગનું એક માપ કરી બેઠા છે, અને એમને જ્યાં જ્યાં કાંઈ પણ બુદ્ધિનો આવિર્ભાવ થતો કે બુદ્ધિનો શ્રમ લેવાની વાત થતી જોવામાં આવે છે ત્યાં ત્યાં જાણે હૃદયની શૂન્યતા જ હોય, "નીરસતા" જ હોય, એમ માનતા જરા પણ વિચાર પડતો નથી! બુદ્ધિ-શ્રમ કેવો કઠિન છે, પરમ પદાર્થ ઉપર હૃદયનો તીવ્ર આવેગ લાગ્યા વિના એટલો શ્રમ સહન કરવા તરફ અભિરુચિ થતી જ નથી એ ધ્યાનમાં રાખતાં, ઘણાખરા લોકો એનાથી કંટાળે એમાં આશ્ચર્ય નથી. પણ પૂર્વે અમે એક વખત કહ્યું છે તેમ એ કઠિનતામાં જ એની ભવ્યતા છે અને અમારા આ સિદ્ધાન્તને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાદિ મહાન ગ્રન્થોનો ટેકો છે. *

નિન્દાયોગ્ય બુદ્ધિ છે તે જુદી જ છે. જે બુદ્ધિ ઇન્દ્રિયોથી ગ્રહી શકાય તે કરતાં અધિક તત્ત્વ સ્વીકારતી જ નથી, જે હૃદયના દુર્વિકારોનું વિસ્મરણ કરી જાદુઈ સમગ્ર રચના રચે છે એટલું જ નહિ પણ જે પ્રેમ માન દયા ઉપકાર આદિ હૃદયના ઉન્નત ભાવોની

---

* "**દૃશ્યતે ત્વગ્ર્યયા બુદ્ધ્યા સૂક્ષ્મયા સૂક્ષ્મદર્શિભિઃ**" એમ કઠોપનિષદ્‌નું પણ વાક્ય છે.

-ઉપ[illegible] નાન્છે; જે ઉદાર સ્વાર્પણને મૂર્ખતા રૂપે પ્રદર્શિત કરવાની ધૃષ્ટતા ધરે છે, તથા—જે મનુષ્યહૃદયમાં ઉછળતા રુધિરને પવિત્ર અને મહાન બનાવવાને બદલે એને ખાલી કરી પોતાનું સ્વતન્ત્ર રાજ્ય સ્થાપવાનો વ્યર્થ યત્ન આદરી, એને કર્તવ્યભંગની અધમતા તરફ દોરે છે; તથા જે 'બ્રાહ્મી સ્થિતિ' ( Religiousness, Piety ) ને બદલે માત્ર શોખ રૂપી બ્રહ્મજિજ્ઞાસા× ( interest in Religion ) માં જ કૃતકૃત્યતા મનાવે છે, એ બુદ્ધ જ નિન્દાને પાત્ર છે. એનો વિલાસ તે જ ખોટો બુદ્ધિવિલાસ છે. 'બુદ્ધિવિલાસ,' 'તર્કજાળ' ઇત્યાદિ પદોવડે બુદ્ધિ ઉપર આક્ષેપ કરનારા મહાન વિદ્વાનોનું આ જ તાત્પર્ય હતું, અને હોવું ઘટે છે. બુદ્ધિનો એક દુષ્ટ પ્રકાર સંભવે છે એટલા ઉપરથી એનો સારો પ્રકાર પણ હોઈ શકતો નથી, એમ મગજ બુદ્ધિને ત્યાજ્ય ગણવી એ ભ્રમ છે.

તર્કજાળમાં લપટાઈ રહેતા તત્ત્વવિમુખ એક ફિલસૂફ કરતા નિર્મળ હૃદયે ભક્તિપરાયણ થતો ગામડીઓ પરમ વસ્તુ પામવામાં વધારે યોગ્ય છે એ સ્પષ્ટ જ છે. સંસારપ્રવાહના નક્રથી પકડાએલા એક ગજેન્દ્રની પ્રભુ પ્રત્યેની ઊંડા હૃદયની ચીસ, કે શબરીના ખરા ભાવથી અર્પેલાં બોર, એને અસંખ્ય 'બુદ્ધિવિલાસો' કરતા અધિક પ્રિય છે એ નિર્વિવાદ છે. પણ એમનો સાક્ષાત્કાર, એમના જેટલા જ હૃદયના વેગવાળા, પણ એ કરતા અધિક જ્ઞાની એવા એક ઋષિના સાક્ષાત્કારની સમાન પંક્તિમાં આવી શકે છે એમ કોણ કહેશે? આપણે ઘણીવાર એક નિર્મળ હૃદયના ગામડીઆને વખાણીએ છીએ, પણ એ તો ખોટા બુદ્ધિવિલાસને નિન્દવા ખાતર કરેલી માત્ર અતિશયોક્તિ જ છે. એનો અર્થ એમ નથી કે એક જંગલી હૉટેન્ટૉટ અને એક મહાન દ્રષ્ટા—ઋષિવર—ધર્મના વિષયમા સમાન છે. એમ કહેવું એ તો અન્ધકાર અને પ્રકાશને એક ગણી નાંખવા બરાબર છે. વળી જુવો કે એ ગામડીઆ ઉપર પણ સ્વબુદ્ધ્યનુસાર તત્ત્વનિર્ણય કરવાની ફરજ નથી? કયી ભાવના પરમાત્માની છે, અને કયી નથી એ વિષે યથાશક્તિ વિવેક કર્યા વિના તો ગામડીઆએ પણ પ્રવૃત્ત થવું યોગ્ય નથી, અને આ નિર્ણય કરનાર જે વિવેકશક્તિ તેનું નામ જ બુદ્ધિ છે. પરમાત્મા જ્યાં જ્યાં સત્ ( સાધુ )ભાવ છે ત્યાં ત્યાં વિરાજમાન છે, અને જેમ જેમ મનુષ્યબુદ્ધિ વિસ્તાર અને વિકાસ પામતી જાય છે તેમ તેમ એનું દર્શન વધારે ઉચ્ચતર અને યથાર્થ થતું આવે છે. આ ઉન્નતિ અને વૃદ્ધિનો પુરાવો પણ બુદ્ધિનો સત્કાર કરાવવા તરફ વળે છે. કદાચ એમ કહેવાશે કે આ ઉન્નતિ અને વૃદ્ધિ તે હૃદયની જ, બુદ્ધિની નહિ. પણ એમ કહેવામાં બુદ્ધિ અને હૃદયના નિકટ સંબન્ધની અવગણના થાય છે હૃદય બુદ્ધિ વિના તો આજ જેવું હશે તેવું જ કોટિ વર્ષો સુધી રહેવાનું. બુદ્ધિ જ એની પાસે વિવેકપુરઃસર પ્રવૃત્તિ કરાવે છે, અને એ રીતે એની અધિકાધિક ઉન્નતિ સાધી આપે છે.

ત્યારે સિદ્ધાન્ત કે બ્રહ્મવિદ્યામાં હૃદય અને બુદ્ધિ ઉભયનો સરવાળો ધ્યાનમાં લેવાનો

× આજ વિચાર કરતાં 'બ્રહ્મજિજ્ઞાસા' શબ્દ પ્રકૃત પ્રસંગે મને યોગ્ય લાગતો નથી. 'બ્રહ્મકુતૂહલ' શબ્દ વધારે ઠીક છે.

ધર્મવિચારમાં સત્યનિષ્ઠા અને અભ્યાસપદ્ધતિ.

'તેમાં અધિકાર અને યોગ્ય સાધનસામગ્રીમાં સર્વથી અધિક આવશ્યકતા સત્યપરાયણતાની છે. પ્રત્યેક અભ્યાસમાં, અને વિશેષતઃ ધર્મના અભ્યાસમાં, અભ્યાસીએ અવશ્ય પાળવાનો, તથા વિચારમાં સ્વતઃસિદ્ધ કબૂલ થતો છતાં આચારમાં વારંવાર વીસરાઇ જતો એવો, મહાન નિયમ તે આ સત્યપરાયણતાનો છે. ધર્મનો વિષય દેશકાલાદિ સર્વ ઉપાધિથી પર છે. અમુક સિદ્ધાન્ત પૂર્વનો છે કે પશ્ચિમનો, પ્રાચીન છે કે અર્વાચીન, એવો નિષ્કારણ ભેદ દેહાત્મવાદમાંથી જ—એટલે આત્માને અમુક દેશમાં કે અમુક કાલમાં વસતો પિંડ માનવાથી જ—ઉદ્‌ભવે છે. ધર્મના વિષયમાં ભૂત ભવિષ્ય કે વર્તમાન કોઈ પણ કાલ માટે હૃદયને પક્ષપાત થાય, અથવા તો અત્રત્ય અને વિદેશીય વિચારનું સમાન રીતે હૃદય સન્માન ન કરી શકે, તો પ્રકૃત વિષયમાં પ્રવેશ કરવાને યોગ્ય અધિકાર પ્રાપ્ત થયો નથી એમ સમજી લેવું. પરમાત્મા સત્યસ્વરૂપ છે અને સત્ય ઉપર એકનિષ્ઠા રાખવાથી જ પ્રાપ્ત થઇ શકે છે, માટે વિચાર ચલાવતાં પરિણામમાં અનીશ્વરવાદ આવે કે ઇશ્વરવાદ, જડવાદ કે ચૈતન્યવાદ, શંકાવાદ કે શ્રદ્ધાવાદ–એ વિષે પણ પ્રથમથી આગ્રહ ધરવો ન જોઇએ. ટેનિસન કહે છે તેમ ' શંકા ઘણી વાર શ્રદ્ધા કરતાં પણ ઉચ્ચતર અને વસ્તુતઃ શ્રદ્ધારૂપ હોય છે. ' સત્યપરાયણતા સાથે બીજી આવશ્યકતા જિજ્ઞાસાની છે. આ જિજ્ઞાસા તે માત્ર સાધારણ જાણવાની ઇચ્છા એમ સમજવાનું નથી. પરતુ ઇચ્છાની સાથે વિષય પ્રતિ હૃદયનો ઉત્કંઠ× ભાવ પણ હોવો જોઇએ, અને તે પણ સહજમાં તૃપ્ત થઇ જાય એવો નિર્માલ્ય ન હોવો જોઇએ. શાસ્ત્રમાં કહે છે તેમ અગ્નિથી જ્વલન્ત કેશવાળો પુરુષ જલાશયમાં જેટલા વેગથી પડવા જાય છે, તેટલા વેગથી વ્યવહારથી પર જે પુરુષાર્થભૂત તત્ત્વ છે તેની શોધમાં પ્રવર્તવું જોઇએ. વળી એ પ્રવૃત્તિશોખરૂપી જ કે ફિલસુફીના આડમ્બરરૂપી ન હોતાં, પરમપુરુષાર્થ રૂપે સત્ય શોધી કાઢવાની હોવી જોઇએ. આટલી સામગ્રી સિદ્ધ થયા પછી જ શ્રવણ યોગ્ય સ્વરૂપ ધારણ કરે છે.* '

ધર્મનો વિષય વિશાલ છે, અને તદનુરૂપ અસંખ્ય ગ્રન્થોમાં એનું જ્ઞાન આવિર્ભૂત થાય છે, પરંતુ એનો વિષયવિભાગ પાડી અભ્યાસ કરવામાં આવે તો માર્ગ સરલ થઇ શકે એમ છે. વિષયવિભાગ કાંઇક આ રીતે કરી શકાયઃ—

(क) તત્ત્વચિન્તન ( Philosophy ), એટલે પદાર્થના ભાસમાન સ્વરૂપથી પર તત્ત્વભૂત સ્વરૂપ શું છે, અને એ તત્ત્વની દૃષ્ટિએ ભાસમાન સ્વરૂપનો શો ખુલાસો છે–એનો બુદ્ધિદ્વારા વિચાર. આ વિચારની ત્રણ શાખાઓ પડે છેઃ—(૧) સત્–વિષયક ( બાહ્ય અને આન્તર સત્–વિષયક ( Metaphysics અને Psychology ), (૨) કર્તવ્યવિષયક ( Ethics ), અને (૩) સૌન્દર્યવિષયક ( Æsthetics ), જેમાંથી પ્રથમ એ પ્રકૃત વિષયમાં સવિશેષ ઉપયોગી છે.

---

×ઊંચી ડોક.

*શ્રવણના દ્વિતીય પ્રકારમાં આનાં ઉપર ભાર મૂકવાનું કારણ એટલુ જ કે અત્રે ઉપદેષ્ટા પુરુષ સાક્ષાત્ ન હોવાથી વિશેષ ભ્રમ થવા સંભવ રહે છે. [ એ લેખમાં શ્રવણનો પ્રથમ પ્રકાર ગુરુમુખે શ્રવણ કરવાનો બતાવ્યો છે. ]

(ख) કવિતા (Poetry), એટલે પૂર્વોક્ત વિષયનું હૃદયદ્વારા સમાલોચન; પ્રકૃતિ અને મનુષ્ય આત્માના વિવિધ સ્વભાવવર્ણનમાં કવિપ્રતિભા જે પરતત્ત્વનું દર્શન કરાવે છે તે.

(ग) બ્રહ્મવિદ્યા તથા વિશેષ અર્થમાં ધર્મ (Theology-Universal અને Particular); એટલે જગતના મહાન ધર્મપ્રવર્તકો અને બ્રહ્મવેત્તાઓ (તાર્કિકો કે શબ્દાર્થમીમાંસકો નહિ) તેમણે પ્રકૃત વિષયમાં આચાર અને વિચાર દ્વારા પ્રકટ કરેલાં પરમ સત્ય, તથા એ સત્યના પ્રાદુર્ભાવનાં વિશેષ સ્વરૂપો.

આ ત્રણે વિષયનો સંપૂર્ણ અભ્યાસ એક મનુષ્યજીવનમાં પ્રાપ્ત કરવો અશક્ય છે એ તો ખરું જ. તથાપિ ક્રમે ક્રમે શાન્તિથી, દૃઢતાથી, અને પદ્ધતિઅનુસાર ચાલતાં ઘણું સંપાદન થઈ શકે એમ છે. જગતના પ્રથમ વર્ગના મહાત્માઓની,—એટલે કે ઉપરનો વિષયવિભાગ લેતાં, પરમ કોટિના તત્ત્વચિન્તકો, કવિઓ, ધર્મપ્રવર્તકો અને બ્રહ્મવેત્તાઓની,—સંખ્યા ઘણી નથી; અને ફક્ત તેમના, તેમ જ તેમને લગતા, મુખ્ય ગ્રન્થોનો જ અભ્યાસ કરવામાં આવે તો તેથી પ્રકૃત માર્ગમાં ઘણું સિદ્ધ થઇ શકે એમ છે.

સારી પેઠે લક્ષમાં રાખવાની બાબત પદ્ધતિ છે. શ્રવણનું પ્રયોજન મનન અને નિદિધ્યાસન છે એ વિચારતાં, શ્રવણ કેવી પદ્ધતિથી કરવું જોઇએ એ સમજાય છે. પ્રથમ તો આપણા મહાન વિષયમાં મુખ્ય અવાન્તર વિષયો શા શા છે એ વિષે સ્પષ્ટ જ્ઞાન મેળવી લેવું જોઇએ; જેમકે જીવ (अहम्–આત્મા), જગત્ (इदम्–આ) અને ઇશ્વર (तत्–પરમાત્મા) એ રીતે. ત્યાર પછી એ પ્રત્યેક સંબન્ધી શી શી બાબતનો ખુલાસો કરવાનો છે તેનું ગ્રહણ કરવું જોઇએ; ઉદાહરણ તરીકે, આત્માનું સ્વરૂપ—અમર કે નશ્વર? સ્વતન્ત્ર કે પરતન્ત્ર? કર્તા કે અકર્તા? ઇત્યાદિ. પછી એ ઉપર નીચેની ત્રણ પદ્ધતિઓને અનુસરી અધ્યયન થવું જોઇએ.

(૧) ઐતિહાસિક પદ્ધતિ (Historical Method),—એટલે તત્ત્વચિન્તનનો તથા બ્રહ્મવિદ્યા (ધર્મ)નો પ્રવાહ ભિન્ન ભિન્ન દેશમાં, કાળમાં, અને અવાન્તર વિષય પરત્વે, કેવી રીતે પ્રવર્ત્યો છે એ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી, કારણસહિત સમજવા યત્ન કરવો. અર્થાત્—ભરતખંડ ચીન ઍસીરિયા ખાલ્ડીઆ પૅલેસ્ટાઇન ઇજિપ્ટ રોમ ગ્રીસ ઇત્યાદિ દેશવાર, બુદ્ધ ક્રાઇસ્ટ બ્રામ શંકર આદિ મહાત્માઓના સમયવાર, તથા જ્ઞાન ભક્તિ કર્મ જડવાદ ચૈતન્યવાદ આદિ અવાન્તર વિષયવાર, પ્રકૃત વિષયનું સમગ્ર ઐતિહાસિક સ્વરૂપ ધ્યાનમાં લેવું. વિકાસ પણ ઐતિહાસિક ક્રમેજ ચાલતો હોવાથી વિકાસ (Evolution) પદ્ધતિનો પણ અત્રે સમાવેશ થાય છે.

(૨) તોલન-પદ્ધતિ (Comparative Method) વિવિધ દેશનાં અને વિવિધ કાલનાં વિચારસ્વરૂપો સરખાવી જોવાં, જેમાંથી પછી મનન કરતાં સામાન્ય અને વિશેષ તારવી કઢાય.

(૩) નિગમન-પદ્ધતિ ( Deductive Method )-એટલે સ્વતંત્ર રીતે વસ્તુના મૂલ સ્વરૂપમાંથી જ પ્રસ્તુત વિષયમાં સિદ્ધાન્તો ઉપજાવી કાઢવાની પદ્ધતિ, જેને અનુસરવાથી તાત્ત્વિક અને આકસ્મિક અંશનો ભેદ પાડી શકાય છે."+

૬. વળી યુરોપમાં બુદ્ધિવાદે ( Rationalism ) અને તત્સહોદરથી સૌજન્યવાદે ( Humanitarianism ) જે સેવા બજાવી છે તેની કદર કરવામાં પણ હું ચૂક્યો નથી. જુવો નીચેના ઊતારાઃ—

"આ ધર્મસુધારો જે 'રેફર્મેશન'ને નામે પ્રસિદ્ધ છે એમાં બેશક ઘણા દોષો હતા. પણ એ સર્વ દોષો ગણતરીમાં લીધા છતાં પણ એટલું કબુલ કર્યા વિના ચાલશે નહિ કે જનસુધારણાના ઇતિહાસમાં આ ખરેખર એક આગળ પગલું હતું એક તો, રોમન કૅથોલિક સંપ્રદાયની નીતિ સ્હામે પોકાર ઉઠાવી આખા ક્રિશ્ચિયન પંથની નીતિમાં એણે સુધારો કર્યો. બીજું આજ સુધી જે સત્તા બધી પોપમા જ એકત્રિત થઈ રહી હતી એમાં વિભાગ પાડ્યો, અને ધાર્મિક જીવનપ્રવાહનાં એક કરતાં વધારે સ્થાન ઉત્પન્ન કર્યાં. ત્રીજું: જો કે વિચારસ્વાતન્ત્ર્યનો નવો મત કેટલીક વખત વિચિત્ર સ્વરૂપ ધારણ કરતો હતો, તથાપિ એ એક રીતે બહુ ઉપયોગી થઈ પડ્યો. દરેક માણસને સ્વતન્ત્ર વિચાર કરવાની ટેવ પડી, અમુક ધર્મમંડળમાં આપણે દાખલ થઈએ એટલે એની મેળે આપણું ધાર્મિક કલ્યાણ થઈ જ જાય એવી ભ્રાન્તિ હવેથી દૂર થઈ, અને દરેકને પોતપોતાની જવાબદારીનું ભાન થવા માંડ્યું."

યુરોપના બુદ્ધિવાદની કદર

"આ પ્રમાણે સૌજન્યવાદીએ વ્યક્તિનુ નિરર્ગલ સ્વાતન્ત્ર્ય સ્થાપવા યત્ન કર્યો એ જય કરી, પણ દુષ્ટ જુલમની બેડીઓ તોડી એ એની મનુષ્ય ઉન્નતિના ઇતિહાસમાં કદી ન ભુલાય એવી સેવા છે."

૭ 'બુદ્ધિવાદને વધામણા દેવા' મને નિમન્ત્રનાર બુદ્ધિવાદી-રા. ચન્દ્રશંકર-એટલું ભૂલી જાય છે કે સારાસારનો વિવેક કરવો અને સત્ય તારવી કાઢવું એ મનુષ્યબુદ્ધિનું પ્રથમ લક્ષણ છે. આવેશભરી રીતે બે અસત્ય વચ્ચે દોડાદોડ કરવી એ કદાચ હૃદયવાદીને શોભે, પણ બુદ્ધિવાદીએ તો દરેક થઈ બીજાની ભૂલોમાંથી બચવા હમેશાં સાવધાન રહેવું જોઇએ. બે અસત્ય વચ્ચે વારાફરતી—ઑડમિન્ટનના ફેધરકૉકની માફક—અથડાવું એ બુદ્ધિનું નહિ પણ અબુદ્ધિનું લક્ષણ છે. એ રીતે સત્ય પ્રાપ્ત થતું નથી એટલું જ નહિ, પણ સંગીન ચિરસ્થાયી કાર્ય પણ થતું નથી: એવી કાર્યપદ્ધતિનું પરિણામ તો એ થાય છે કે સામાન્ય લોક * જેમ જુસ્સાથી એક પક્ષ તરફ ખેંચાય છે, તેમ એ પક્ષના દોષ જણાતાં એટલા

+ આ પદ્ધતિ ખરું જોતાં મનનના અંગમાં પડે છે, પણ શ્રવણ અને મનન એક બીજા સાથે એવાં ગુંથાએલાં છે કે એને અત્રે મૂકવામાં પણ કાંઈ અડચણ નથી. આ પદ્ધતિના ગ્રન્થો જોવા એ 'શ્રવણ' છે.

* નર્મદાશંકરને એમ થયું હતું તો સામાન્ય લોકનું શું કહેવું ?

જે બુદ્ધિવાદ [illegible] સામા પક્ષમાં હોડ છે મનુષ્યજન્તુ એ જડ વસ્તુ કે ગુલામ સેવક નથી, જેને યન્ત્રની પેઠે વચ્ચે કેન્યા કે દોડાવ્યા કરવાનો સાક્ષરોનો હક હોય સત્ય જે ખરે ખરૂં પ્રતીત થતું હોય તે જ એની આગળ મૂકવાની એમની ફરજ છે ભૂતકાળમાં યુરોપના 'બુદ્ધિપ્રકાશ (Aufklarung Enlightenment)વાદી'ઓ ધર્મને પ્રજાકીય સેવા બજાવી શક્યા છે તેનું કારણ કે પોતે જે—ભ્રાન્તિથી પણ—માનતા હતા તે જ ઉપદેશતા હતા બુદ્ધિવાદ ખરૂં જોતાં તો યથાર્થ નથી પણ એને 'વધામણા દેવાથી' ધર્મ સુધરશે એવી અપ્રામાણિક સગવડી સમજણથી તેઓ પ્રવર્ત્યા નહોતા અને તેથી જો અત્યારે આપણને એઓના સિદ્ધાન્તમાં ભૂલ લાગતી હોય તો તે ભૂલ તરીકે જ માનવી, દેખાડવી, અને ખરો સિદ્ધાન્ત પ્રકટ કરવો અથવા ભૂલ ન લાગતી હોય તો તેમ જ નિર્ભયતાથી અને પ્રામાણિકતાથી કહેવું—એ સિવાયના માર્ગમાં સત્યનિષ્ઠા એ સચવાતી નથી, અને તે વિના સમાજસેવા પણ થતી નથી મનુષ્યબુદ્ધિના સ્વાભાવિક સામર્થ્ય અને સ્વાતન્ત્ર્ય માટે જેને માન હોય તેણે કદી પણ એમ માનવું ન જોઇએ કે સામાન્ય પ્રજાને આપણે જ્યાં દોરવીશું ત્યાં તે મુંગે મોઢે ચાલશે આજ તમે 'Out into the open air' એવો પોકાર કરશો તો પ્રજા તેના કાગળ માગશે અને કાલે 'Back to the Zenana' કહેશો તો તેના પણ માગશે મનુષ્ય કાંઇ માટીનો લોચો નથી કે જેને ટપના મારીને જેવો આકાર બનાવવો હોય તેવો બનાવાય અત્યુક્તિભર્યાં વચનોથી એને આમ તેમ ફેરવ્યા કરશો એમ કદી પણ બનવાનું નથી અત્યુક્તિ જ્યારે એના જાણવામાં આવશે ત્યારે એનો તમારામાંથી વિશ્વાસ ઊઠી જશે અને તમને અસત્ય ગણી આઘા મૂકશે

૮ 'બુદ્ધિ એ સકલ મનુષ્ય નથી' બુદ્ધિ જો કે ધર્મને 'અશુદ્ધ' મનાવે છે તથાપિ નિર્મળીથી તૃષા છીપતી નથી, તૃષા તો જળથી જ છીપે છે તેમ ધર્મનું તત્ત્વ જે બુદ્ધિની પારના પ્રદેશમાંથી આવે છે તે જ આત્માને સન્તોષે છે—અને એ જ ધર્મનું ખરૂં આન્તર તત્ત્વ છે એમ મારૂં માનવું છે અને જેવું માનવું છે તેવું કહેવું છે મારૂં માનવું ખોટું હોય તો તે ખોટું છે એટલું જ સિદ્ધ કરો—એથી અમુક સગવડનો ભંગ થાય છે કે વીસમી સદીના પ્રવાહને બાધ આવે છે એ ધર્મ જેવા ગભીર અને સનાતન સત્યના વિષયમાં શોભતી દલીલ નથી વળી બુદ્ધિ એ જ ધર્મનું સુધારક તત્ત્વ છે એમ પણ કાંઇ નથી હું ધર્મના જે ઊંડા તત્ત્વો ઉપર દૃષ્ટિ નાખવા વાચકને વિનતિ કરૂં છું તે ધર્મના ખરા સુધારામાં પ્રતિબન્ધક નથી—ઊલટું અનુકૂળ છે એ જ ઊંડા તત્ત્વોની સાક્ષીએ જ્યારે ધર્મ પખાશે ત્યારે જ ધર્મ એનું ખરૂં સ્વરૂપ પ્રાપ્ત કરશે એમ મારૂં પૂર્ણ નમ્રતાથી કહેવું છે

આ સિદ્ધાન્તના સમર્થન માટે—જે તરેહના પ્રમાણ શક્ય છે તે હું વખતોવખત આપ્યા કરૂં છું એ સિદ્ધાન્ત આપણા દેશનો અને સર્વ ધર્મનો પ્રાચીન સિદ્ધાન્ત છે, પણ એ સ્વીકારવાથી 'વીસમી સદી'ને અણગમતું હું કાંઇ કરતો નથી એ દર્શાવવા માટે—પ્રમાણ તરીકે નહિ પણ આટલું જ દર્શાવવા માટે—એક અવતરણ આપું છું—એ અવતરણ સાહિત્યના 'સર્વાંગી ભાગમાંથી' મારા વાદની સગવડ ખાતર ચૂંટી કાઢેલું નથી, પરંતુ પશ્ચિમમાં ધાર્મિક તત્ત્વવિચારના પ્રતિપાદનની ઉત્તમોત્તમ પીઠિકા (Gifford)

## *Progress: Is the track all upward?*

"Another question that I can here do little more than note, has long had irresistible interest for powerful minds It could not be otherwise Is the track all upward? That is not all The question strikes far deeper than merely social and political interest It goes to the, very quick of modern interpretation of the working of past history and our present universe. There are, we may suppose, three explanations, theories or hypotheses of the course of human things, and the power that guides them shapes them, and controls them One assigns this supreme mysterious control to Providence a second to laws of Evolution a third to a beneficent and steadfast necessity, in which we confidently trust under the name of Progress Such is the modern aspect of an eternal riddle, far too momentous for us to confront here But you will let me offer one or two remarks upon the divinity of Progress, in its ordinary mundane acceptation Progress like Toleration or Equality, is one of the reigning words most familiar in common use, yet having extremely diverse significance It stands for a hundred different things Whether we mean advance in material civilization during historic time, or advance in the strength and wealth of human nature, or advance in ideals of human society and these are evidently neither identical nor always contemporary causes are assumed to be constantly at work, tending both to raise the high water mark of civilization, and to spread its various successive gains over a wider level Do you mean progress in talents and strength of mind? Clear thinkers have declared that they had no reason to expect it, and that there is as much of these, [illegible] often more in an ignorant than in a [illegible]ted age But th[illegible] on to say, great progress [illegible] and opinions [illegible]

Reg. o'BN. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૭૦.

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્. એલ્. બી.
એલિસબ્રિજ રોડ—અમદાવાદ.

યુરોપીય મહા વિગ્રહ. (રા. રા. નવિનકાન્ત નરસિંહરાવ દીવેટિયા.) ૪૬૫

મ્હારા જીવનની એક ધન્ય ઘડી. (રા. રા. સન્મુખલાલ ઝવેરલાલ પંડ્યા. બી. એ.) ૪૭૮

ડૉક્ટર ભાંડારકરની મુલાકાત (રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ.) ૪૮૧

આર્ય સંગીતનું સ્વર સપ્તક. (રા. રા. મણીલાલ સામળભાઇ દ્વિવેદી એમ. એ.) ૪૯૫

ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને રા. નરસિંહરાવ.
( રા. રા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા. ) ૪૯૯

વડોદરામાં ગૌતમ બુદ્ધનું પૂતળું. ( રા. રા. 'પેટલાદ આર્ટ' ) ૫૦૬

એ પસાર થતી વાદળી. (રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ. એલ. એલ. બી.) ૫૦૯

ઈશ્વરનું અસ્તિત્વ. ૩. (રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા એમ. એ. એલ એલ. બી.) ૫૧૧

નીલગિરિનું વર્ણન (રા. રા. "સુના".) ૫૧૫

એ- સ્ટીડાર અને એક શેર દા. (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા બી. એ. સી. એસ.) ૫૧૮

ચર્ચાપત્ર—'ભારતી સાહિત્ય પરિષદ્.' (રા. રા. "નાદ" બી. એ. સી. એસ.) ૫૧૯

'ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ' પ્રેસ કં. લી. મા મોતીલાલ સામળદાસે છાપ્યું.
નંબર ૧૬૨૬–૨૭, ઢીંકવા[illegible]—અમદાવાદ.

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે.)
મળવાનુ ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થા જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મે શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનુ અપ્રસિદ્ધ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો મા હોય કે ન હોય—પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---

Reg. o B N. 463

# वसन्तः



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૮.  [ માસિક ]  ભાદ્રપદ, સંવત ૧૯૭૦.

## યુરોપીય મહા વિગ્રહ.

### જુદાં જુદાં રાજ્યોને લડાઇમાં ઉતરવાનાં કારણો

૧. ઓસ્ટ્રિયા—હુંગરીઃ—૧. આ રાજ્યના યુવરાજ તથા યુવરાજ્ઞીનું તા. ૨૮ મી જુને, ઓસ્ટ્રીયાના, બોસનીયા પ્રાન્તમાં આવેલા સારાજેવો નગરમાં, સર્વિયાના એક માણસે ખુન કર્યું હતું તેહેના બદલા તરીકે સર્વિયા પાસે કેટલીક શરતો ઓસ્ટ્રીયાએ માંગી, સર્વિયાએ તેહેનો સ્વીકાર ન કરવાથી તા. ૨૮ જુલાઇએ ઓસ્ટ્રિયાએ લડાઇ જાહેર કરી.

આ તો ફક્ત નિમિત્ત ઓસ્ટ્રિયાને મળ્યું મૂળ કારણો તો એ જણાય છે કે ઓસ્ટ્રિયાને તથા સર્વિયાને અસલથી એક બીજા તરફ સખ્ત વૈરભાવ હતો. તથા સર્વિયાને જીતી લઇ આડ્રિઆટીક સમુદ્ર તરફનાં બંદરો ઓસ્ટ્રિયાને લેવાનો વિચાર ઘણાં વર્ષોથી હતો.

૨. જરમની—યુરોપનાં મ્હોટા રાજ્યો વચ્ચે બે જાતનાં સંધિ નિયમો છે. એક તો Triple Alliance (ત્રિગુણ સંધિ), તથા Triple entente (ત્રિગુણ સખ્ય). પ્હેલા પ્રકારના નિયમોથી ઓસ્ટ્રિયા, જરમની, તથા ઇટલી ત્રણે રાજ્યોનો સંબંધ હતો. બીજા પ્રકારના નિયમોથી ઇગ્લાન્ડ, ફ્રાન્સ, તથા રશિયાનો સંબંધ હતો. ત્રિગુણ સંધિના નિયમાનુસાર જરમની ઓસ્ટ્રિયા-હંગરીને મદદ કરવા, તેહેનો પક્ષ લઇ યુદ્ધમાં દાખલ થયું.

પોતાનાં રાજ્યના રક્ષણાર્થે યુદ્ધ કરે તો જ એક બીજાને મદદ કરવાને બંધાયલાં છે એમ ઇટલીએ કહ્યું અને આ યુદ્ધ હેવાં કોઈ પણ કારણો વગર શરૂ કર્યું છે એમ જાહેર કરી ઇટલી તટસ્થ રહ્યું.

૩. રશિયાઃ—સર્વિયામાં, રશિયામાં પણ ઘણે ભાગે વસનારી Slav જાતીની પ્રજા હોવાથી, હેમના ઉપર ઓસ્ટ્રિયા તરફથી થતા જુલમ તથા ઓસ્ટ્રિયાના યુવરાજના ખુનનું નિમિત્ત લઈ સર્વિયા સાથે શરૂ કરેલી આ લડાઈ મૂગે મ્હોએ જોયા કરવાનું રશિયાને ઉચિત ના લાગવાથી તે રાજ્ય સર્વિયાની કુમકે જવા તૈયારી કરવા મંડયું, અને તા. ૧ લી ઓગસ્ટથી યુદ્ધ શરૂ કર્યું.

૪. ઈંગ્લાન્ડઃ—જરમનીએ બેલજીયમના રાજ્યને કહેણ મોકલાવ્યું કે અમારા સૈન્યને હમારા દેશમાંથી ફ્રાન્સ ઉપર ચઢાઈ કરવા જવાની સુગમતા કરી આપશો તો આપણે એ મિત્રાચારી કરીશું. બેલજીયમે આના જવાબમાં ચોખ્ખી ના કહાવી. અને જરમની સ્હામે યુદ્ધમાં મદદ કરવાની બેલજીયમના રાજાએ ઈંગ્લાન્ડના રાજાને વિનંતી કરી. ઈંગ્લાન્ડે જરમનીને કહાવ્યું કે ફ્રાન્સના પશ્ચિમ કિનારા ઉપર હમારૂં નૌકા સૈન્ય આવી હેરાન ન કરવાની કબુલાત આપશો તો અમે તટસ્થ રહીશું. જરમનીએ આ કહેણ માંની માંગણીનો અસ્વીકાર કર્યો. જરમની ગયાં વીસ વર્ષોથી ઈંગ્લાન્ડ સ્હામે યુદ્ધ કરવાની તૈયારી કર્યે જ જતું હતું અને કંઈ પણ સ્હેજ કારણ મળવાની તક જોયા કરતું હતું. Triple ontonte થવાથી ફ્રાન્સે પોતાનું નૌકાસૈન્ય પોતાના પશ્ચિમ કિનારા ઉપરથી ખસેડી લઈ ભૂમધ્ય સમુદ્રમાં રાખ્યું હતું આથી ઈંગ્લાન્ડને તે સમુદ્રમાં પોતાનું ઘણું નૌકાસૈન્ય રાખવું ન્હોતું પડતું અને હેના બદલામાં ફ્રાન્સના પશ્ચિમ કિનારાનું રક્ષણ કરવાનું બ્રિટિશ નૌકાસૈન્યે કબુલ્યું હતું. વળી મી. ગ્લેડસ્ટનના સમયમાં ૧૮૭૮ માં ઈંગ્લાન્ડ અને જરમની વચ્ચે શરતો થઈ હતી હેમાં જરમનીએ, બેલજીયમની તટસ્થતાનો ભંગ કદી ના કરવાનું વચન આપ્યું હતું હેનો જરમનીએ ભંગ કર્યો. આમ બેલજીયમની તટસ્થતાનો ભંગ કર્યા માટે તથા વગર કારણે ફ્રાન્સ ઉપર ચઢાઈ કર્યા માટે ઈંગ્લાન્ડ જરમની સ્હામે યુદ્ધમાં ઉતર્યું. ફ્રાન્સ પોતાના રક્ષણાર્થે લશ્કર, એકઠું કરતું હતું હેનો ખુલાસો જરમનીએ માંગ્યો અને તરત જ ફ્રાન્સની સ્હામે યુદ્ધ કરવાની શરૂઆત કરી. ઈંગ્લાન્ડે તા. ૫ મી ઓગસ્ટે જરમની સ્હામે યુદ્ધ જાહેર કર્યું.

૫. ફ્રાન્સઃ—ફ્રાન્સે પોતાના રક્ષણાર્થે લશ્કર એકઠું કર્યાથી જરમનીએ હેનો ખુલાસો માંગ્યો અને જવાબ આવવાનાં પ્હેલાં જ ફ્રાન્સની સ્હામે યુદ્ધ જાહેર કર્યું તા. ૨ જી ઓગસ્ટ.

૬. જાપાનઃ—ચીનના તથા જાપાનના સમુદ્રમાંના જરમનીનાં નૌકાસૈન્યનાં વહાણો ગમે તો પોતાને તાબે કરી દે અથવા હેમના ઉપરનાં હથિયારો ઉતારી લે, અને ચીનને પાછું આપી દેવા માટે Kiau-chau (કીયાઉ-ચાઉ) બન્દર જાપાનને પાછું આપી દે. એમ કહેણ જાપાને જરમનીને મોકલાવ્યું અને તા, ૨૩ મી ઓગસ્ટ સુધીમાં હેનો ઉત્તર

નહિં આવે તો યુદ્ધ કરીશું એમ કહાવ્યુ જર્મનીએ કંઈ જ ઉત્તર દીધો નહિં. તેથી જાપાન યુદ્ધમાં ઉતર્યું. Anglo Japanse Allianceના નિયમાનુસાર ઇંગ્લાન્ડને મદદ કરવા જાપાન તૈયાર જ હતું.

## જુદાં જુદાં રાજ્યોનાં લશ્કરો.

| | શાન્તિના સમયમાં. | યુદ્ધના સમયમાં. | તોપો. |
|---|---|---|---|
| ઓસ્ટ્રિયા. | ૩૯૬,૦૦૦ | ૨,૫૦૦,૦૦૦ | ૨૦૦૦ |
| બેલજીયમ. | ૫૫,૦૦૦ | ૩૦૦,૦૦૦ | ૨૦૪ |
| ફ્રાન્સ અને અલજીરીયા. | ૭૩૦,૦૦૦ | ૪,૦૦૦,૦૦૦ | ૩૦૦૦ |
| ઇંગ્લાન્ડ અને | ૨૩૯,૦૦૦ | ૩૮૦,૦૦૦ | ૬૪૦ |
| હિન્દસ્થાન | ૧૫૯,૦૦૦ | ૧૬૫,૦૦૦ | ૦ |
| જરમની. | ૮,૬૪,૦૦૦ | ૫,૫૦૦,૦૦૦ | ૪૦૦૦ |
| જાપાન. | ૨૩૦,૦૦૦ | ૨,૦૦૦,૦૦૦ | ૨૨૦૦ |
| રશિયા. | ૧,૨૦૦,૦૦૦ | ૪,૫૦૦,૦૦૦ | ૩૫૦૦ |
| સર્વિયા. | ૩૬૦૦૦ | ૩૦૦,૦૦૦ | ૪૦૦ |

યુદ્ધના સમયના સૈન્યની સંખ્યા, તથા તોપોની સંખ્યા સત્તાવાર રીતે જાહેર થઈ નથી.

## જુદાં જુદાં રાજ્યોનાં નૌકા સૈન્યો.

| | ઇંગ્લાંન્ડ. | જરમની. | ફ્રાન્સ. | ઓસ્ટ્રિયા. | જાપાન |
|---|---|---|---|---|---|
| બેટલશીપ્સ— | | | | | |
| ૧ લો વર્ગ (ડ્રેડનોટ) | ૩૨. | ૧૮ | ૧૨ | ૮ | ૬. |
| ૨ જો વર્ગ. | ૧૦. | ૦. | ૯. | ૩. | ૪. |
| ૩ જો વર્ગ. | ૩૦ | ૨૦ | ૧૧. | ૬ | ૯ |
| આરમર્ડ ક્રૂઝર્સ— | | | | | |
| બેટલ ક્રૂઝર્સ......... | ૯. | ૭ | ૦. | ૦ | ૪. |
| અન્ય પ્રકારની...... | ૩૪. | ૯. | ૧૮. | ૩. | ૧૩. |
| ક્રૂઝર્સ (અર્વાચીન ૨૩ માઇલ તથા તે ઉપરાંતની ઝડપવાળી. | ૫૦. | ૨૭. | ૩. | ૪. | ૪ |
| ડીસ્ટ્રોયર્સ. (દસ વર્ષની) | ૧૬૨, | ૧૧૬. | ૭૪. | ૩૬. | ૪૧. |
| ટોરપીડો બોટ. (અર્વાચીન) | ૩૬. | ૦. | ૯૫. | ૧૨. | ૧૧ |
| સબમરીન. | ૯૧. | ૪૦. | ૭૪. | ૧૪ | ૧૫. |
| ખર્ચ (દસ લાખ પૌંડ) | ૪૬.૩. | ૨૩.૩ | ૨૦.૫ | ૮.૩ | ૯.૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નૌકા સૈનિકોઃ— (શાન્તિના સમયમાં) | ૧૪૬૦૦૦ | ૭૨૮૮૯ | ૬૩૦૦૦ | ૧૯૦૦૦ | ૫૧૦૦૦ |
| નૌકા સૈનિકોઃ— (ફાલતું રાખેલું સૈન્ય.) | ૬૨૯૦૦ | ૮૦૦૦૦ | ૭૦૦૦૦ | ૨૦૦૦૦ | ૫૦૦૦૦ |

રશિયાના નૌકા સૈન્યની સંખ્યા મળી નથી.

## જુદાં જુદાં રાજ્યોનાં આકાશ સૈન્ય.

| | એરોપ્લેન્સ, સીપ્લેન્સ. | એરશીપ્સ. | માર્ગદર્શક. |
|---|---|---|---|
| ફ્રાન્સ. | ૭૫૪. | ૨૧. | ૫૫૦. |
| રશિયા. | ૩૮૦. | ૮. | — |
| જરમની. | ૭૫૦. | ૨૧. | ૨૦૦. |
| ઓસ્ટ્રિયા. | ૧૫૦. | ૬. | — |
| ઇંગ્લાંડ. | ૧૩૦ | ૫. | ૨૩૦. |

### ઇંગ્લાન્ડ

રાજધાની—લન્ડન.
રાજ્યકર્તા—શહેનશાહ જ્યોર્જ પાંચમા.
નૌકા ખાતાના મુખ્ય અધિકારી—મી. વિન્સ્ટન ચર્ચીલ.
નૌકા સૈન્યાધિપતિ—એડમીરલ સર જોન જેલિકો.
પ્રધાન—રાઇટ. ઓન. મી. એચ. એચ. એસ્કવીથ.
લડાઈ ખાતાના સેક્રેટરી—અર્લ કિચનર.
સેનાધિપતિ—ફીલ્ડ. માર્શલ સર જોન ફ્રેન્ચ.

### જરમની.

રાજધાની—બર્લિન.
રાજ્યકર્તા—કૈસર વિલહેલ્મ બીજા.
નૌકા ખાતાના મુખ્ય અધિકારી—ગ્રાન્ડ. એડમીરલ ફોન ટીરપીટ્ઝ.
નૌકા નૌકા સૈન્યાપતિ—એડમીરલ ફોન ઇન્ગેનહોલ.
લડાઈ ખાતાના સેક્રેટરી—જનરલ ફોન મોરટ્ટકી.
પ્રધાન—ડૉ. ફોન્ બેથમન્ હોલવેગ.

### રશિયા.

રાજધાની—સેઇન્ટ. પીટર્સબર્ગ. હવે પેટ્રોગ્રેડ.
બર્ગ શબ્દ જરમન ભાષાનો હોવાથી ગામનું નામ રશિયાએ બદલી નાંખ્યું છે,

રાજ્યકર્તા—શહેનશાહ નીકોલસ બીજા
સેનાધિપતિ—ગ્રાન્ડ ડયક નીકોલસ
પ્રધાન—મોસ્યર એકીમોવ

## ફ્રાન્સ

રાજધાની—પેરિસ
પ્રેસીડેન્ટ—મોસ્યર પ્યાંકાર (M Poincare)
નૌકા સૈન્યાધિપતિ—Admiral De Lapeyrore
પ્રધાન—મોસ્યર—વીવીઆની (M Viviani)
સેનાધિપતિ—જનરલ જોફ્ (Gen Joffre)

## ઓસ્ટ્રીયા—હંગરી

રાજધાની—વિએના
રાજ્યકર્તા—શહેનશાહ ફ્રાન્સીસ જોસેફ
પ્રધાન—Graf Karl Sturgkh
સેનાધિપતિ—જનરલ બેરન હેટ્ઝેન્ડોર્ફ

## બેલજીયમ

રાજધાની—બ્રુસેલ્સ
રાજ્યકર્તા—આલબર્ટ પહેલા
પ્રધાન—Baron De Broqueville

## સર્વિયા

રાજધાની—બેલગ્રેડ
રાજ્યકર્તા—રાજા પીટર
પ્રધાન—મોસ્યર પાસિચ (M Pasitch)
સેનાધિપતિ—જનરલ નીકોલીકોવીક

## જાપાન

રાજધાની—ટોકિયો
રાજ્યકર્તા—શહેનશાહ યોશિહિટો
પ્રધાન—ઓકુમીગ્સ માર્કવીસ સાગામેરો

## જુદાં જુદાં રાજ્યોનાં મુખ્ય શહેરો.

જરમની:—

૧. કૌનીગ્સ બર્ગ—બાલ્ટીક સમુદ્રને કિનારે આ ગામ આવ્યું છે. ત્હાંનો કિલ્લો ઘણોજ મજબુત તથા યુરોપના કિલ્લાઓમાંના પ્હેલા વર્ગમાંનો ગણાય છે. શહેર સમુદ્રથી ૨૫ માઇલને છેટે છે. પ્રેગેલ નદી ગામમાં થઇને વહે છે. આ ગામનું બારૂં ઘણું સારૂં છે, તથા ગામ વ્હેપારનું મ્હોટું મથક છે. લશ્કરી રહેઠાણ છે. રશિયનોએ ઘેરો ઘાલ્યો તા. ૨૮ મી ઓગસ્ટ. ૧૯૧૪.

૨. ડાનઝીગ—આ ગામ પણ કૌનીગ્સબર્ગની પેઠે સમુદ્રના કાંઠાથી થોડે દૂર છે. પશ્ચિમ પ્રશિયાનું આ મુખ્ય શહેર છે. અહિંનો કિલ્લો પણ પ્હેલા વર્ગનો ગણાય છે. તોપખાનું તથા હથિયારો બનાવવાનાં કારખાના આ ગામમાં છે. આ ગામ વિસ્ચુલા નદીને ડાબે કાંઠે છે. ગામમાં ગોદીઓ, ટાઉન હોલ, દારૂગોળો ભરવાનું સ્થળ વગેરે છે, અને નૈકાસૈન્યનું આ એક મ્હોટું મથક છે. બર્લિનથી ઇશાન ખુણામાં ૨૫૩ માઇલને છેટે આ ગામ છે

૩. થોર્ન—આ ગામ વીસ્ચુલા નદીને જમણે કાંઠે છે. ડાનઝીગની દક્ષિણે ૯૨ માઇલને છેટે તથા બ્રોમબર્ગની અગ્નિ ખુણે ૨૬ માઇલને છેટે આ ગામ છે. અહિંનો કિલ્લો પણ પ્હેલા વર્ગનો ગણાય છે.

૪. બ્રોમબર્ગ—પ્રશિયાના પોમેન પ્રાન્તનું મુખ્ય શહેર આ છે. બ્રાહિ નદીને કાંઠે આ ગામ છે. ૧૭૭૩-૧૭૭૪ માં ફ્રેડરીક બીજાના હુકમથી તૈયાર થયેલી બ્રોમબર્ગની નહેર નેટઝ, વીસ્ચુલા, ઓડર, અને એલ્બ નદીઓને જોડે છે. આ ગામ ૧૮૧૩ માં રશિયનોએ લઇ લીધું હતું પણ ૧૮૧૫ માં પાછું પ્રશિયનને તાબે કરવામાં આવ્યું હતું. આ એક કિલ્લેબંધ લશ્કરી ગામ છે.

૫. પોસેન—આજ નામના પ્રાન્તનું આ શહેર છે. સીબીના અને વારથે નદીના સંગમ ઉપર આ ગામ આવ્યુ છે. આ ગામમાં જરમન લશ્કરનુ મ્હોટું મથક છે અને અહિંનો કિલ્લો પણ પ્હેલા વર્ગનો ગણાય છે. બાર કિલ્લાઓના ઘેરાવાની અંદર બીજા કિલ્લાઓ છે. બર્લિનથી ૧૫૦ માઇલને છેટે પૂર્વ દિશામાં આ ગામ છે.

૬. કીલ—આ ગામ બરલીનના વાયવ્ય ખુણામાં આવેલું છે. આ ગામ જરમનીનું નૈકાસૈન્યનું મુખ્ય સ્થાન છે. અને બાલટીક સમુદ્રનો કાફલો અહિં રહે છે. બંદરના રક્ષણ માટે ઘણા સરસ તથા મજબુત કિલ્લાઓ અહિં છે. ગામની આસપાસ ૧૧ કિલ્લાઓ છે. મ્હોટી ગોદીઓ, વહાણુ બાંધવાનાં ખાતાં તથા ઇસ્પિતાળો, આંધળા માટે આશ્રમો, યુનિવર્સીટી, ટાઉન હોલ, વેધશાળા વગેરે સ્થાનો આ ગામમાં છે. બાલટીક સમુદ્ર તથા ઉત્તર

સમુદ્રને જોડનારી કીલની મ્હોટી નહેર હમણાં પ્હોળી તથા ઉંડી કરાવવામાં આવ્યાથી જરમનીના ઉત્તર સમુદ્રના નૌકા સૈન્યને તથા બાલટીક નૌકાસૈન્યને ઘણી સુગમતા થઈ ગઈ છે. ગામમાં લોખંડનાં કારખાનાં, સંચા કામ બનાવવાનાં કારખાનાં વગેરે છે. શીયાળામાં કીલના બારામાંનું પાણી ઠરી જઈ બરફ બંધાઈ જાય છે.

૭. વીલીયમ્સહેવન—જરમનીના પશ્ચિમ કિનારા ઉપર આ બંદર આવ્યું છે. આપણ નૌકાસૈન્યનું મ્હોટું અને મુખ્ય સ્થાન છે.

૮. બરલીન—જરમનીની રાજધાનીનું આ શહેર છે. આ શહેર સ્પ્રી નદીને તીરે છે. બાલટીક સમુદ્રની સપાટીથી ૧૨૦ ફીટની ઉંચાઇએ છે. બરલીનમાં લાંબામાં લાંબો દિવસ ૧૬ કલાક અને ૪૭ મીનીટનો તથા ટૂંકામાં ટૂંકો દિવસ ૭ કલાક અને ૩૬ મીનીટનો છે. ઉષ્ણતામાપક યંત્રની વાર્ષિક સરેરાશ ૪૮.૨ ડિગ્રી છે. વધારેમાં વધારે ઈ. સ. ૧૮૧૯ માં પારો, ૯૯.૫૦ સુધી ચડ્યો હતો, અને ઈ. સ. ૧૮૨૩ માં પારો નીચેમાં નીચે ઉતરી ગયો હતો તે વખતે–૧૬.૧૦ ડીગ્રી હતો. બરલીનમાં સરેરાસ રીતે ૧૨૯ વરસાદ વાળા દિવસ, ૨૯ બરફવાળા તથા ૧૭ ધુમ્મસવાળા દિવસ વર્ષમાં થાય છે. બરલીનમાં ક્રિશ્ચન રાજ્યોની રાજધાનીઓમાંથી સૌથી ઓછાં દેવળો છે. શહેરમાં નૌકાખાતાનુ મકાન, પારલામેન્ટ ગેલરી, ટંકશાળ, બાદશાહી નાટકશાળા, કૈસરના મહેલ, સંગ્રહસ્થાન, બગીચા, ઇસ્પીતાળો, પ્રાણીયોનું સંગ્રહસ્થાન, વગેરે ઘણાં સ્થાનો જોવા જેવાં છે. બરલીનમાં ૨૫ નાટકશાળાઓ છે, તથા ૧૪ રમતગમતના મેળાવડા માટેના હોલ છે. બરલીનની યુનિવર્સિટી જગદ્વિખ્યાત છે. તે ઉપરાંત કેક સંગીતની એકેડમી, ૯ સાર્વજનિક પુસ્તકાલયો અને એક સરકારી પુસ્તકાલય છે. સરકારી પુસ્તકાલયમાં ૭ લાખ પુસ્તકો તથા ૧૫૦૦૦ હસ્ત લેખો છે. બરલીનમાં સીવવાના સંચાઓ, પીયાના, હારમોનીયમો, સ્ટીમ એનજીનો, સંચા કામ વગેરે અનેક પ્રકારની વસ્તુઓનાં કારખાનાં છે. સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધરાવનારા ઘણા વિદ્વાન પંડિતો બરલિનમાં છે. ઇલેક્ટ્રીકલ એનજીનીયરીંગની વિદ્યા જરમનીમાં શીખવાય છે તેવી બીજે કાંઈ શીખવાતી નથી. બરલિનમાં દેવળમાં જનારાની સરેરાસ વસ્તીના પ્રમાણમાં માત્ર ૨ ટકા છે!

૯. હેલીગોલેન્ડ—આ એક ઉત્તરસમુદ્રમાં આવેલો દ્વીપ છે. તે જરમનીને તાબે છે. એલ્બ નદીના મુખથી અગ્નિખુણામાં ૨૮ માઇલને છેટે આ બેટ છે. જરમન નૌકાસૈન્યનું ઘણું અગત્યનું અને મજબુત મથક આ છે. તે બેટ કિલ્લાથી રક્ષિત છે. ટારપીડોબોટના વિભાગનું આ મુખ્ય સ્થળ છે.

જરમની અને ફ્રાન્સ તથા જરમની અને બેલજીયમની સરહદો ઉપર, સ્ટ્રાસબર્ગ, મેટ્ઝ, મેન્ઝ, કોલોન વગેરે કિલ્લેબંધ ગામો છે. જરમનીમાં ઉહલાન્સ નામની એક પલટણ છે તે ઘણી જ ઉત્તમ ગણાય છે. જરમનીમાં દરેક જણે ૨૦ વર્ષની ઉંમર પછી તથા ૨૮ વર્ષની ઉમર સુધી લશ્કરમાં નોકરી કરવી જ પડે છે. ત્યાં ફરજિયાત લશ્કરી નોકરીની પદ્ધતિ

છે. આના ગેરફાયદામાંનો મ્હોટામાં મ્હોટો એક એ છે કે સ્વેચ્છાથી લશ્કરમાં દાખલ થઈ દેશ તથા રાજા માટે પ્રાણ આપવામાં જેટલો ઉત્સાહ હોય છે તેટલો ફરજિયાત લશ્કરી નોકરીમાં નથી જ હોઈ શકતો. યુરોપનાં રાજ્યોમાં જરમની, ઓસ્ટ્રીયા, ફ્રાન્સ, રશિયા ઈટલીમાં પણ ફરજીયાત લશ્કરી નોકરીની પદ્ધતિ છે. ફરજીયાત લશ્કરી નોકરીની પદ્ધતિથી અલબત લશ્કરની સંખ્યા વધે છે પણ ત્હેમાં ઉત્સાહના અંશને ઘણી હાનિ પ્હોંચે છે.

ઓસ્ટ્રિયાઃ—

૧. લેમ્બર્ગ—ઓસ્ટ્રિઆમાં આવેલા ગેલીશીયા પ્રાન્તમાંનું મુખ્ય શહેર. સમુદ્રની સપાટીથી ૧૦૦૦ ફીટની ઉંચાઈએ આ ગામ આવેલું છે. આ એક કિલ્લેબંધ ગામ છે. ગામમાં જુદા જુદા પંથનાં દેવાલયો ઘણાં છે આ ગામમાં યુનિવર્સિટી, આંધળાં તથા બ્હેરા અને મુગાઓનાં આશ્રમો છે. ઓસ્ટ્રિયા-હંગરીમાં આ ત્રીજું શહેર ગણાય છે. તા. ૩ જી સપ્ટેમ્બરે રશિયનોએ આ શહેર લીધું છે.

૨. પ્રેમીસ્લ—સાન નદી ઉપર આ ગામ આવેલું છે. આ ગામ પણ ગેલીશીયા પ્રાન્તમાં જ આવ્યું છે. ગ્રીક તથા રોમન કેથોલીક પાદરીઓનું આ મુખ્ય મથક છે. ગામમાં દેવળો, તથા મઠ ઘણા છે. ઓસ્ટ્રીયામાનાં મ્હોટા કિલ્લેદાર ગામોમાંનું આ એક છે. અહીંનો કિલ્લો પ્હેલા વર્ગનો ગણાય છે.

૩. પ્રેગ—ઓસ્ટ્રીયાનું મ્હોટાં શહેરોમાંનું એક છે બોહેમીયાની રાજ્યધાની. મોલ્ડો નદીને તીરે આ શહેર છે. વીયેનાથી અગ્નિ ખુણામાં ૨૫૦ માઇલને છેટે આ શહેર છે. આ શહેરમાં યુનીવર્સિટી, સંગીતની એકેડમી, બોહીમીયન સંગ્રહસ્થાન, બોહીમીયન ટેકની કલ કોલેજ, બોહીમીયન નાટકશાળા, સેઇન્ટ લોરેરોનો મઠ, દેવળો વગેરે અનેક સ્થાનો છે. આ ગામ પણ કિલ્લાઓથી રક્ષિત છે.

૪. વિયેના—ઓસ્ટ્રિયા-હંગરીની રાજધાનીનું શહેર આ છે. તે ડાન્યુબ નદીને જમણે તીરે વસેલુંછે. શહેરમાં ભવ્ય નાટકશાળા છે. આ શહેરની યુનિવર્સિટી પણ પ્રખ્યાત છે, ત્હાંના વૈદકશાસ્ત્રનાં વખાણ જગતમાં સર્વ ઠેકાણે થાય છે. વિજ્ઞાનશાસ્ત્રની એકેડમી, ઔદ્યોગિક સંગ્રહસ્થાન, ટેકનીકલ શાળાઓ, ખેતીવાડીની એકેડમી, ધર્મશાસ્ત્રની એકેડમી, લશ્કરી શાળાઓ, દેવળો, ઉદ્યાનો, ચિત્રકળાનું સંગ્રહસ્થાન, ઓસ્ટ્રીયાના શહેનશાહના પ્રાસાદો વગેરે ઘણાં સ્થાન જોવા લાયક છે.

૫. ક્રેકાઉ—અસલ પોલાન્ડની રાજધાની હતી. વીયેનાથી ઇશાનખુણામાં ૨૦૦ માઇલને છેટે વિસ્યુલા નદીને તીરે છે. શહેરમાં ચાળીસ દેવળો, અને ૨૩ મઠ છે. આ શહેરની યુનિવર્સિટીમાં ૬૯ અધ્યાપકો, અને ૧૪૦૦૦૦ પુસ્તકો છે. વૈદકશાસ્ત્રની પ્રયોગશાળા, વૈદકશાસ્ત્રનું સંગ્રહસ્થાન વગેરે છે. શહેર પાસે મીઠાના અગર છે. આ ગામનો કિલ્લો પ્હેલા

વર્ગનો ગણાય છે. શહેરમાં નાટકશાળા, વેધશાળા, ઇસ્પિતાલ વગેરે પણ છે. ઓસ્ટ્રીયામાં પણ ફરજીયાત લશ્કરી નોકરીની પદ્ધતિ છે. ઓસ્ટ્રીયા અને હંગરીમાં ઘણે ભાગે Slavs જાતના લોકો છે. સર્વિયામાં પણ આ વર્ગ ઘણો છે.

ફ્રાન્સઃ—

૧. પેરીસ—ફ્રાન્સની રાજધાનીનુ આ શહેર છે. તે દુનીયામાં સૌથી સુન્દરમાં સુન્દર તથા આનંદી અને મોજશોક વાળું શહેર ગણાય છે. સીન નદી શહેરમાં થઇને વહે છે. શહેરમાં ભવ્ય બગીચાઓ, મહેલો, નાટકશાળાઓ, હોટેલો, દેવળો વગેરે છે. એફીલટાવર ૯૮૫ ફીટ ઉંચો છે. ત્હેની ટોચ ઉપરથી દરરોજ રાતે ફ્રાન્સના આદર્શ સૂત્ર દર્શાવનાર ત્રણ મુખ્ય નિયમો—સ્વાતંત્ર્ય, બન્ધુતા, અને સમાનતાના સૂચક ત્રણ રંગ—લાલ, ધોળો, અને ભૂરા રંગનો વીજળીનો દીવો, ફરતો દીવો પ્રકાશે છે. પેરિસના ઇતિહાસમાં ૧૮૭૦–૭૧ માં થએલા પેરિસના બે ઘેરા સર્વદા અમર રહેશે. ઇ. સ. ૧૮૭૦ માં ફ્રાન્સ અને જરમની વચ્ચે યુદ્ધ થયું હતું. તે વખતે ત્રણ મહીના ઘેરો ચાલ્યો હતો અને પછી આખરે પેરિસ શરણ થયું હતું. પેરીસની આસપાસ કિલ્લાઓની ત્રણ હાર છે. હાલ પેરીસની આસપાસ જે કિલ્લાઓ છે તે દુનિયામાં સૌથી મજબુતમાં મજબુત ગણાય છે.

૨. બોરડો—ફ્રાન્સના મ્હોટાં તથા સુન્દર શહેરોમાંનું એક. હાલ પેરિસ પાસે જરમન આવી પહોંચેલા હોવાથી ત્યાંથી આ શહેરમાં ફ્રાન્સની રાજધાની થોડા સમય માટે આણવામાં આવી છે. તા. ૩ જી સપ્ટેમ્બર. આ શહેરમાં મ્હોટી યુનિવર્સિટી, નૌકાસૈન્યની ગોદીઓ, વગેરે છે. સમુદ્રથી ૬૦ માઇલને છેટે ગારોન નદીને ડાબે કાંઠે આ શહેર આવ્યું છે. પેરીસથી દક્ષિણ અને નૈઋત્ય ખુણાની વચ્ચે ૩૫૯ માઇલને છેટે આ શહેર છે. અહીંનો દ્રાક્ષારસ ઘણો પ્રખ્યાત છે. આ શહેરની યુનિવર્સિટીમા ધર્મશાસ્ત્ર, કાયદો, વિજ્ઞાન અને સાહિત્યની શાળાઓ છે. ગામમાં બ્હેરાં મૂગાંને માટે આશ્રમ, પ્રાચીન વસ્તુઓ તથા લેખ વગેરેનું સંગ્રહસ્થાન, નાટકશાળાઓ, દેવળો, ટંકશાળ, ઇસ્પિતાલો, લશ્કરી ઇસ્પિતાળ, ચિત્રોનું સંગ્રહસ્થાન વગેરે છે.

૩. સીડન—આરડેન્સ પરગણાનું મુખ્ય શહેર. મ્યુઝ નદીને જમણે કાંઠે આ શહેર છે. શહેરની આસપાસ ૧૦૦૦ ફીટની ઊંચાઇના ડુંગરો છે. શહેર ઘણા મજબુત કિલ્લાઓથી રક્ષિત છે. શહેરમાં ૩ કાંતવાની મીલો છે, તથા કોલેજ, દેવળો તથા સંગ્રહસ્થાન છે. ૧૮૭૦–૭૧ માં ફ્રાન્સ અને જરમની વચ્ચેના યુદ્ધમાં આ શહેરમાં ફ્રાન્સના શહેનશાહ, ૩૯ સરદારો, ૨૬૦૦, તથા ૨૩૦ અમલદારો, ૮૩૦૦૦ સૈનિકો સખત લડાઇ કર્યા પછી જરમનીને શરણ થયા હતા. ત્હાર પછી ફ્રાન્સ પ્રજાસત્તાક રાજ્ય થયું. સીડનની હાર, ફ્રાન્સના ઇતિહાસમાં સૌથી વધારે દુઃખદાયક બનાવ છે. આ શિવાય ફ્રાન્સ અને બેલજીયમની સરહદ ઉપર તથા ફ્રાન્સ અને જરમનીની સરહદ ઉપર, લિલ, વાલાંસીએન, મોબઝ, મેઝીયેર, વરડુન, નેન્સી, તુલ, લુનવીલ, એપીનાલ બેલફર્ટ વગેરે કિલ્લાઓથી રક્ષિત સ્થાનો છે.

ફ્રાન્સે ઈ. સ. ૧૮૭૦ માં ગુમાવેલા આલસાસ અને લોરેઇનના પ્રાન્તો આ વર્ષની લડાઈમાં જરમની પાસેથી પાછા જીતી લીધા છે. ૪૪ વર્ષે પોતાનો દેશ પાછો મળવાથી ફ્રાન્સને ઘણો આનંદ થાય ત્હેમાં નવાઈ જેવું નથી

બેલજીયમઃ—

૧. બ્રસેલ્સ—બેલજીયમની રાજધાનીનુ આ શહેર છે. સૈન નદીને તીરે આ શહેર આવ્યુ છે. આ શહેરની લેસ બહુ જ વખણાય છે. ઈ. સ. ૧૬૯૫ માં ફ્રેન્ચ તોપોના મારાથી આ શહેરનો લગભગ નાશ થઈ ગયો હતો. હાલ ત્હેની વસ્તી ૬૦૦,૦૦૦ માણસની છે. શહેરમાં રસિકકલાઓ અને સંગીતમાં સર્વોત્તમ જે હોઈ શકે છે તે સર્વ છે. આ શહેર સમુદ્રથી ૫૦ માઈલ દૂર છે. બ્રસેલ્સ અને ફ્રાન્સ તથા બ્રસેલ્સ અને જરમની વચ્ચે રેલ્વેથી સંબંધ છે. નહેરથી, બ્રસેલ્સ અને બેલજીયમનાં મેલીન, બ્રુઝ, એન્ટવર્પ વગેરે શહેરો સાથે સંબંધ છે. શહેરમાં મ્હોટી ટંકશાળ, નાટકશાળા, બગીચા વગેરે છે. ઘણી જ સરસ કારીગરી વાળા ફુવારાઓ પણ ઘણા છે. સાર્વજનિક મકાનોમાં હોટેલ-દ-વીલ ઘણી જ સરસ છે, તથા મ્હોટું દેવળ છે તે પણ ઘણું સુન્દર છે. હોટેલ-દ-વીલના ટાવરની ઊંચાઈ ૩૬૦ ફીટની છે. શહેરમાં ઇસ્પિતાળો, અનાથાશ્રમો, સંગીતની એકેડમી, સંગ્રહસ્થાન, વગેરે ઘણી જોવા જેવી જગ્યાઓ છે. ગામમાં મ્હોટું કોનવેન્ટ પણ છે. હાલના યુદ્ધમાં જરમનીએ આ શહેર લઈ લેવાથી બેલજીયમની રાજધાની એન્ટવર્પ લઈ જવામાં આવી છે. તા. ૨૦મી ઓગષ્ટે, જરમનોએ આ શહેર લીધું.

૨. એન્ટવર્પ—તા. ૧૮ મી ઓગષ્ટે બેલજીયમની રાજધાની બ્રસેલ્સથી આ શહેરમા આણી. આ શહેર બ્રસેલ્સની ઉત્તરે ૨૫ માઈલને છેટે છે. અને સમુદ્રથી ૫૦ માઈલ દૂર છે. શહેર સ્કેલ્ટ નદીને કાંઠે છે, આ નદી શહેર આગળ ૨૨૦૦ ફીટ પ્હોળી છે અને ઓટ વખતે ૪૦ ફીટ ઊંડી હોય છે અને ભરતી વખતે ૧૦-૧૨ ફીટ ઊંડાઈ વધે છે. એન્ટવર્પમાં ચિત્રકળા, શિલ્પશાસ્ત્ર, વગેરે શીખવવાની એકેડમી છે, અને બીજી રસિકકળાઓ પણ શીખવાય છે. આ શહેરમાં ચિત્રોનું સંગ્રહસ્થાન છે તે પણ ઘણું પ્રખ્યાત છે. પ્રાણીઓનું સંગ્રહસ્થાન, તથા વનસ્પતિઓનુ સંગ્રહસ્થાન, નૌકાશાસ્ત્રની કોલેજ, નાટકશાળા, દેવળો વગેરે જગ્યાઓ જોવા જેવી ગણાય છે. એન્ટવર્પની આસપાસ મજબુત કિલ્લાઓ છે અને ઘણું સુરક્ષિત શહેર છે.

૩. લુવેઈન—બેલજીયમના "ઓક્સફર્ડ" ગણાતા પ્રખ્યાત યુનિવર્સિટી તથા જંગી લાયબ્રેરી વાળા આ વિદ્યારસિક ગામને જરમનોએ તા. ૨૬ મી ઓગષ્ટે બાળીને ભસ્મ કરી નાંખ્યું છે. આ સુધરેલા જમાનામાં આવું નિર્દય કૃત્ય કરે તે દેશને ભાગ્યે જ સુધરેલો ગણી શકાય. વીસમી સદીમાં આ શહેરમાં એ લાખ માણસની વસ્તી હતી અને ત્હાંની યુનિવર્સિટીમાં ૬૦૦૧ વિદ્યાર્થિઓ અભ્યાસ કરતા હતા. આ ગામની જગપ્રસિદ્ધ યુનિવર્સિટી

ઈ. સ. ૧૪૨૩ માં સ્થાપન થઈ હતી. આ યુનિવર્સિટીમાં ચિત્રકળાની એકેડમી, સંગીતશાસ્ત્રની શાળા, વગેરે પણ હતાં. લુવ્હેં બ્રસેલ્સની પૂર્વ દિશાએ ૧૮ માઈલને છેટે ડાઈલ નદીને કાંઠે આવેલું હતું, શહેરમાં ઘણા જૂના સમયનું દેવળ હતું.

૪. મેલીન્સ—આ શહેર બેલજીયમનું ધાર્મિક મથક ગણાય છે. શહેરમાં ઘણું જ સુન્દર અને પ્રખ્યાત દેવળ છે. તે દેવળનો ટાવર ૩૨૪ ફીટ ઉંચો છે. શિલ્પશાસ્ત્રની દષ્ટિથી જોતાં પણ આ દેવળ ઉત્તમ પ્રકારનું છે. ત્હાંની વેદી ઉપર મૂકવાનો કપડાનો કકડો બેલજીયમના જગવિખ્યાત ચિતારા વાન ડીકને હાથે ચીતરાએલો છે. આ શહેર ઉપર જરમનોએ તા. ૨૫ મીએ ઓગસ્ટે તોપોનો મારો આ યુદ્ધમા ચલાવ્યો હતો હતો અને દેવળને નુકસાન કર્યું હતું. મેલીન્સ બ્રસેલ્સની ઉત્તરે ૧૪ માઈલને છેટે ડાઈલ નદીને કાંઠે આવ્યુ છે. બેલજીયન રેલ્વેનું આ મુખ્ય સ્થાન છે ત્હેમનાં કારખાના અહિં છે.

૫. લીએઝ—લીએઝ પ્રાન્તનુ આ મુખ્ય શહેર છે. બ્રસેલ્સની પૂર્વ દિશાએ ૫૬ માઈલને છેટે મ્યુઝ નદીને કાંઠે આ ગામ આવ્યુ છે. આ શહેરની આસપાસ ૧૨ ઘણા જ મજબુત અને અજિત કિલ્લાઓ છે અને તે લેવાને જરમનોએ તા ૫ મી ઓગસ્ટથી તોપોનો મારો ચલાવ્યો હતો. તા. ૫ મી ઓગસ્ટે બેલજીયમના શૂરા સૈનિકોએ જરમનોને સખત રીતે હરાવ્યા હતા. કિલ્લાઓનું રક્ષણ કરનારા ફક્ત ૨૫૦૦૦ માણસો હતાં અને દુશ્મનનુ સૈન્ય તેથી ઘણું વધારે હતું. તે છતાં ૨૫૦૦૦ જરમનોને મારી કિલ્લાઓનું રક્ષણ કર્યું હતું, અને હજી સુધી તે કિલ્લાઓ અજિત રહ્યા છે. વળી તા. ૨૫ મી ઓગસ્ટે લીએઝ શરણ થયાનું પણ કહેવાય છે. કિલ્લામાંના માણસોની સરદારી બેલજીયમની લશ્કરી કોલેજમાંના એક ગણિતશાસ્ત્રના પ્રોફેસરે લીધેલી છે. ત્હેનુ નામ જનરલ લામન છે ત્હેની ૬૫ વર્ષની ઉંમર છે. તે ઘણી શૂરતાથી લીએઝના કિલ્લાઓનુ રક્ષણ કરી રહ્યો હતો. આ શહેરના કિલ્લાઓ Ring fortress ના આકારના છે.

૬. નામુર—આ શહેરના કિલ્લા પણ લીએઝના જેવા જ મજબૂત અને જગતમાં સર્વોત્તમ કિલ્લાઓમાં ગણના થાય ત્હેવા છે, પણ તા. ૨૨ મી ઓગસ્ટે જરમનોએ તોપોનો મારો શરૂ કર્યો અને તા. ૨૪ મીએ તો આ કિલ્લાઓ શરણ થઈ ગયા. અસલના ઇતિહાસમાં પણ એક વાર ઈ. સ. ૧૬૯૨ માં નામુરના કિલ્લાઓને શરણ થવું પડયુ હતું. તે સમયે ઈંગ્લાન્ડ અને ફ્રાન્સનું યુદ્ધ થતું હતું. અને ઈંગ્લાન્ડને શરણ નામુર થયુ હતું. વાસ્તવિક રીતે જોતાં ફ્રાન્સની લડાઈની સરહદ લીએઝ અને નામુરની લાઈનથી થાય છે પણ આ બંને કિલ્લાઓ બેલજીયમના છે અને બેલજીયમનાં લશ્કર ત્હેનું રક્ષણ કરે છે. નામુર બ્રસેલ્સને વાયવ્ય ખુણે ૩૫ માઈલને છેટે સામ્બ્ર અને મ્યુઝ, નદીના સંગમ ઉપર છે. ગામમાં ટાઉનહોલ, પુસ્તકાલય, ચિત્રનું સંગ્રહસ્થાન, લશ્કરની બેરેક્સ વગેરે છે. આ ગામમાં ચામડાં કમાવવાનો ધંધો ઘણો સારો ચાલે છે. આના કિલ્લા પણ Ring fortress છે,

૭. ગેન્ટ—આ શહેર એન્ટવર્પથી પશ્ચિમ દિશાએ ૩૦ માઈલને છેટે સ્કેલ્ટ અને લીસ નદીઓની વચ્ચે છે. ઈ. સ. ૧૮૧૨ ના ઇંગ્લાન્ડ અને અમેરિકા વચ્ચેના યુદ્ધ પછી

ઈ. સ. ૧૮૧૪ માં ગેન્ટમાં સલાહની શરતો થઈ હતી. ગેન્ટમાં જગપ્રવિખ્યાત યુનિવર્સિટી છે. હેના પુસ્તકાલયમાં ૧ લાખ કરતાં પણ વધારે પુસ્તકો છે; તે ઉપરાંત ટેકનીકલ સ્કુલ, Natural History Society નું સંગ્રહસ્થાન, ગાંડાંઓની ઇસ્પિતાલ, અન્ધ લોકો માટે આશ્રમ, નિરાશ્રિત આશ્રમ, લોખંડનાં કારખાનાં, સાબુ બનાવવાનાં કારખાનાં, કાગળની મિલો, દારૂની ભઠ્ઠીઓ, સંગીતશાસ્ત્રની એકેડમી, મ્હોટાં ભવ્ય દેવળો વગેરે ગેન્ટમાં છે. આ શહેરનું પુષ્પનું પ્રદર્શન યુરોપમાં સૌથી સારામાં સારૂં ગણાય છે.

૮. ડીનાન્ટ—આ શહેર જરમનોએ તા. ૮ મી સપ્ટેમ્બરે જીતી લીધું અને પછી ત્હેમાં ખૂબ લૂંટફાટ ચલાવી, નગરવાસીઓને ઘણાઓને મારી નાંખ્યા તથા નગર બાળી નાંખ્યુ. આ શહેર નામુરની દક્ષિણે બાર માઇલને છેટે, મ્યુઝ નદીને કાંઠે આવેલું છે. ત્હેની પાસેની ૩૦૦ ફીટ ઊંચાઈની ટેકરી ઉપર કિલ્લો છે. તે ટેકરીની તળેટીમાં જ એક ભવ્ય દેવળ છે. ઈ. સ. ૧૪૬૬ માં ડીનાન્ટ ઉપર ઘેરો ઘાલવામાં આવ્યો હતો.

રશિયાઃ—

૧. સેંઇન્ટ પીટર્સબર્ગ—આ શહેર રશિયાની રાજધાની છે. હવે ત્હેનું નામ પેટ્રોગ્રેડ કરી નાંખ્યું છે, કારણ બર્ગ શબ્દ જરમન ભાષાનો છે તે ન રાખવો. નીવા નદીના મુખ ઉપર વોરસોથી ૬૯૫ માઇલને છેટે, આ શહેર આવ્યુ છે. પ્હેલાં રશિયાની રાજધાની મોસ્કો હતી પણ નેપોલિયનના સમયથી રાજધાની સેંઇન્ટ પીટર્સબર્ગમાં આણી હતી. આ શહેરમાં ભવ્ય નાટકશાળાઓ, યુનિવર્સિટી, ટાઉનહોલ, લશ્કરી એકેડમી, વૈદકશાસ્ત્રની એકેડમી, સાર્વજનિક પુસ્તકાલય, રશિયાના ઝારના મહેલો, અનાથાશ્રમ, વિજ્ઞાનની એકેડમી વગેરે છે. ટેકનોલોજીકલ ઇન્સ્ટીટયુટ, ધર્મશાસ્ત્રશાળા, એનજીનીયરીંગ એકેડમી, વગેરે પણ આ શહેરમાં છે.

૨. વોરસો—રશિયન પોલાન્ડની રાજધાનીનુ ગામ છે. વિસ્ચુલા નદીને કાંઠે, બર્લિનથી પૂર્વ દિશામાં ૩૯૫ માઇલને છેટે, તથા સેંઇન્ટ પીટર્સબર્ગથી નૈઋત્ય ખુણામાં ૭૦૦ માઇલને છેટે આ શહેર આવ્યુ છે. આ શહેરમાં યુનિવર્સિટી, ઝારના મહેલો, ધર્મ ગુરૂઓના મઠ, સંગીત ચિત્રકળા, ખેતીવાડી, વગેરેની શાળાઓ, મ્હોટી નાટકશાળાઓ, વગેરે છે. આ શહેરની યુનિવર્સિટીના પુસ્તકાલયમાં ૩ લાખ કરતાં વધારે પુસ્તકો છે. વોરસો રશિયન લશ્કરનુ એક મુખ્ય મથક છે.

રશિયામાં પણ યુરોપનાં બીજાં રાજ્યોની પેઠે ફરજીયાત લશ્કરી નોકરીની પદ્ધતિ છે. કોસેક્સ લોકોની ઘોડેસ્વારની પલટણ રશિયન લશ્કરમાં શૂરવીરતામાં તથા લડાઈના ઝનુનમાં પ્હેલે નંબરે ગણાય છે.

સર્વિયાઃ—

૧. બેલગ્રેડ—સાવ અને ડાન્યુબ નદીના સંગમ ઉપર આ શહેર—સર્વિયાની રાજધાની—આવેલુ છે. ડાન્યુબ નદીને એક કાંઠે આ શહેર છે અને સ્હામે કાંઠેથી ઓસ્ટ્રીયાના

રાજ્યની શરૂઆત થાય છે. અને તે કાંઠે સેમલીન નામનું કિલ્લેબંધ ઑસ્ટ્રીયન ગામ છે. નાટકશાળા, કન્યાશાળા, પુસ્તકાલય, દેવળો, સર્વિયાના રાજાના મહેલો, ઔદ્યોગિક શાળા, લશ્કરી એકેડમી, કસરતશાળા, વગેરે ઘણા સ્થાનો જોવા જેવાં છે. આ યુદ્ધ શરૂ થતાં જ ઑસ્ટ્રીયાએ બેલગ્રેડ ઉપર કરી હતી અને સળગાવી મૂક્યું હતું પણ તે પહેલાં જ રાજધાની ત્યાંથી ખસેડીને બીજે ગામ લઈ જવામાં આવી હતી. રાજ્યની રાજધાની દેશની છેક સરહદ ઉપર હોવાથી આખા દેશને ભય કાયમનો રહે છે. ડાન્યુબ નદીના પૂલને એક છેડે ઑસ્ટ્રીયન પહેરો રહે છે અને બીજે છેડે સર્વિયન લશ્કરનો પહેરો રહે છે. સર્વીયામાં slavs જાતના ઘણા જ લોકો છે ત્હેમની જ જાતના રશિયામાં તેમજ ઑસ્ટ્રીયામાં પણ ઘણા માણસો છે.

આ લડાઈ શરૂ કરી તે વખતે જરમનીએ બે ત્રણ બાબતો વિશે ભૂલ્ય ભરેલાં અનુમાન કર્યાં હતાં. (૧). ઇંગ્લાંન્ડ લડાઈમાં ઉતરશેજ નહિ. (૨) જો ઉતરશે તો પણ આખું ગ્રેટબ્રિટન એકત્ર થઈ નહિ શકે, કારણ આયરલાન્ડના હોમરૂલ બાબત તકરાર ચાલતી હતી અને તે એટલે સુધી કે Civil War થવાનો પણ કેટલાકને ભય હતો એટલે જરમનીએ જોયું કે આ લાગ ઠીક છે. (૩) જરમનીએ ઈટલીની મદદની સંપૂર્ણ ખાતરી રાખી હતી. (૪) રશિયામાં પણ દેશમાં કાંઈ કાંઈ બાબત અસ્વસ્થતા ચાલતી હતી.

આ બધામાં કૈસરે ઘણી સખત ભૂલ કરી છે. અસલથી વખણાતી આવેલી ઇંગ્લાન્ડની દેશભક્તિ અને રાજા પ્રત્યેની વફાદારી આ બે ગુણોએ માંહોમાંહેની તકરારો કોરાણે મૂકાવી દીધી છે અને આખું ગ્રેટબ્રિટન બલ્કે આખુ બ્રિટિશ સામ્રાજ્ય અત્યારે જરમનીને ઇંગ્લાન્ડનો એટલે પોતાનો પણ શત્રુ ગણીને જ યુદ્ધ માટે તૈયાર થઈ ગયું છે. હિન્દુસ્થાનની વફાદારીની પણ ખરી પરિક્ષા આ વખતે જ થાય છે, અને ત્હેમાં હિન્દ કોઇથી પણ ઓછું ઉતર્યું નથી. જરમનીએ જો ધાર્યું હોત, ને ત્હેની ઇચ્છા હોત તો, ઑસ્ટ્રિયા અને સર્વિયાની વચ્ચેનો તકરારી વિષય "હેગ ટ્રીબ્યુનલ"ને નિર્ણય કરવા માટે સોંપી શકત પણ ત્હેને તો ગમે પણ કારણે લડાઈ કરવી જ હતી. સર્વિયાને, ઑસ્ટ્રિયાએ છેવટનું કહેણ મોકલાવ્યું તે પણ કૈસરને બતાવી ત્હેની સંમતિ લઇને જ મોકલાવ્યુ હતુ.

આ વિગ્રહ વિશે બનતી માહિતી એકત્ર કરી વાચક વર્ગ સ્હામે મૂકું છું, ત્હેમાં કાંઇ દોષો રહી ગયા હોય તો તે માટે ક્ષમા યાચું છુ.

બસ્યુબંગલો. વાંદરા.
સપ્ટેમ્બર ૧૯૧૪

નલિનકાન્ત નરસિંહરાવ દીવટિયા.

# મ્હારા જીવનની એક ધન્ય ઘડી.

મ્હારી સ્વપ્નભૂમિમાં હું કંઈ કંઈ રમ્ય પ્રદેશોમાં રખડી આવ્યો છું. સમસ્ત વિશ્વના કોઇક વિરલ પ્રવાસી પેઠે ઇજીપ્તના પીરામીડ ઉપર ઉભો રહી વિશ્વને ગર્વભરી દૃષ્ટિથી જોઇ આવ્યો છું, હિમાલયના શિખરોમાં અનેક વીતકો ખમી વિશ્વ નિયંતાને શોધવા પ્રયત્નો કરી આવ્યો છું, અને કવિવર વર્ડ્ઝવર્થની પેઠે 'નહિ જોયલી યેરો' ને પણ જોઈ આવ્યો છું-પણ આ બધાંય તો મ્હારાં સ્વપ્નાં. મ્હારા મનોરાજ્યમાં ઉભા કરેલા તાજમ્હેલોના પાયા હજી ભવિષ્યમાં નંખાશે ત્યારે ખરા, મ્હારા મનોરાજ્યના પાયનષ્ટનું મંડાણમુહૂર્ત ભવિષ્યમાં પ્રભુ મોકલશે ત્યારે ખરું અને અત્યારે તો હસતી વિધાતા ભવિષ્યમાં અનુકમ્પથી જોશે ત્યારે ખરું-પણ હમણાં હૃદયની, મ્હારી માનસસૃષ્ટિની, એક પુરી પડેલી વાંછના મ્હારાં ભાઈ બ્હેનોને કહું.

માનવોના ક્ષણભંગુર જીવનમંદિરમાં શિલા ઉપર કોતરી રાખવા જેવા પ્રસંગો બહુ નથી આવતા-એ છે એક વિધિની વિચીત્રતા. એવા પ્રસંગો આવે તેમને વધામણાં દેવાની સહૃદયતા અને એવાજ પુનરપિ પ્રભુ મોકલે એ ઇચ્છવાનો અધિકાર એ બન્ને દીધા પછી એવા પ્રસંગો ન મોકલવા એ વળી વિધિની વધુ વિચીત્રતા, કિંતુ વિધાતાને આમ દોષ દેવાને બદલે અત્ર તો એની કૃપાનો એક પ્રસંગ કહેવાનો છે.

એ એક વર્ષ પ્હેલાં જોયલા જુહુના મનોહર કિનારાનાં સ્વપ્નાં ઘણીયે વાર આવતાં, ઘણીયે વાર ઉદાસીન અથવા શૂન્ય મનોદશામાં એકલા અને કોઇક સુખી દશામાં સ્નેહીઓના સહચારમાં એવા સુંદર કિનારે ભમવા વૃત્તિ ઉઠ્યાતી. વળી પ્રસંગ આવે મહાત્માઓનાં દર્શન કરી લેવાની અભિલાષા પણ ઓછી તીવ્ર ન હતી. આ બન્નેનો સંયોગ અશક્ય તો નથી કિંતુ વિરલ તો છેજ. હું જ્યારે નીશાળીઓ હતો ત્યારે સુરેન્દ્રનાથ બેનરજીને માત્ર જોવા સારૂ જ નીશાળમાંથી છાનોમાનો નાસી ગયો હતો એ વાતનું મ્હને અત્ર સ્મરણ થાય છે.

મ્હેં ગઈ કાલનાં જ વર્તમાનપત્રોમાં મહર્ષિ દાદાભાઈની પ્રતાપી પ્રતિકૃતિ ફરીથી જોઇ અને એ મહાત્માને બની શકે તો પ્રત્યક્ષ જોવા ફરીથી વૃત્તિ સ્ફુરી. વળી પેલો જુહુના જેવો સુંદર દરિયા કિનારો પણ આમન્ત્રણ કરતો હતો. બન્નેનો લાભ મળે તો મહાભાગ્ય અને નહિ તો રમણીય કિનારે જઈ આવ્યાનો મહાન્ આનંદ, એમ વિચારી મ્હેં સ્નેહીઓ સાથે વેસાવે-મહર્ષિ દાદાભાઇના નિવૃત્તિનિવાસે-જવાનું ઠરાવ્યું.

અગ્નિરથને સરતમાં હરાવી મ્હારા મનોરથો એ મહર્ષિનો નિવાસ શોધતા હતા, પણ એ મહર્ષિ દર્શન દેશે કે નહિ એ વિચારથી ઓછા વેગવતા હતા. અમે મહાત્માને દ્વાર જતા હોવાથી સૃષ્ટિ પણ અમને આવકાર આપતી હતી. હૃદયને શાંતિ મળશે એ સૂચવવા સૃષ્ટિએ પણ શાંત સ્વરૂપ ધાર્યું હતું. અમને તાપ ન લાગે તે સારૂ આકાશમાં વાદળાં હતાં

અને દૃષ્ટિ ઠરે તે સારૂં આસપાસ મનોહર લીલોતરી હતી. વૃક્ષોની ગાઢ છાયામાં દૃષ્ટિને ખોવાઈ જવું ગમતું હતું પણ પુષ્પો વચ્ચે ડોકિયાં કરી એમ થવા દેતાં ન હતાં–એમ થતું તો હસી પડીને ધ્યાન ખેંચતાં હતાં. દૂર ક્ષિતિજમાં ઉંચી ઉંચી નાળીયેરીઓનાં મ્હોટાં મ્હોટાં વન હતાં, એ નાળીયેરીઓ પાછળ અમારા ઉત્સાહ જેવો સમુદ્ર ઉછળતો હતો અને પવન પાડી નાંખવા પ્રયત્ન કરતો હોય નાની નાની વાદળીઓ એ નાળીયેરીઓ ઉપર ઘડીભર પણ બેસવાનો આગ્રહ કરતી દેખાતી હતી. આમ પ્રભુલીલા જોતા જોતા અમે અંધેરી પ્હોંચ્યા.

અંધેરીથી વેસાવા કાંઈ બહુ દૂર નહતું, પણ મહર્ષિના આશ્રમ પાસે જતા ગયા તેમ તેમ પ્રકૃતિ નવો વેશ ધરતી હતી. દૂર દૂર સુધી માત્ર લીલોતરીજ હતી અને કોઇક સમર્થ માળીએ લીલોતરી લણીને એના પુંજ કર્યા હોય એમ લીલોતરીથી પૂર્ણ ઢંકાયલી નાની નાની ટેકરીઓ હતી. વળી એ માળીએ વાદળીઓ ભરી ભરી જલસિંચન કર્યું હતું અને જલ ભેગાં આવી ગયલાં મૌક્તિકો પણ પત્રોએ સાચવી રાખ્યાં હતાં. દૂર દૃષ્ટિમર્યાદા બાંધતાં વૃક્ષો પાછળ અમારે જવાનું હતું.

જોતજોતામાં તો અમે સુંદર કિનારે આવી પ્હોંચ્યા. વર્ષાૠતુની મેઘથી છવાયલી અંધારી રાત્રે સહસા પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશે, અજ્ઞાનનું આવરણ ખસી જઈ એકાએક જ્ઞાનજ્યોતિ ઝળહળે અને દુઃખભાર ખસી જઈ અચિંતિત આશા કિરણ ફૂટે તેમ વૃક્ષઘટામાંથી કિનારે આવતાં વિશાલ સમુદ્રનું મનોહર દૃશ્ય ઉઘડ્યું. સમુદ્ર એનું અગમ્ય સંગીત ગાતો હતો તે સાંભળવા અમે એની પાસે જઈ એણેજ ધોયલી સ્વચ્છ અને શ્વેત રેતીમાં બેઠા. એ સંગીત રોજ સાંભળવાનું મળે તો સારૂં એ જ સર્વેની પ્રબલ ઇચ્છા હતી. કેમ ભૂલાશે એવું અનેરૂં સંગીત?

કિનારે ફરતે ફરતે અમે મહર્ષિનો આશ્રમ શોધી કહાડ્યો. હૃદય આશાથી ઉછળતું હતું. વિનંતિ કરતાં અમને મહર્ષિના દર્શનની રજા મળી. મહાત્માને આશ્રમથી તે વળી કોઇ નિરાશ થઈ પાછું ફરતું હશે? કેવી ઉછાંછળી હતી એ શંકા? પણ ઓરડામાં તો એ મહાત્મા સ્મિત કરતા કરતા આવ્યા. અમે ઉભા થયા. નમન નમ્યા. બધાય પાછા બેઠા. તરંગી હૃદય મહાત્માનું સ્મિત જોઈ શાંત થયું. અમને ઓળખાવ્યા. મહર્ષિના સંબંધીઃ આ ભાઇઓ મુંબાઇથી આવ્યા છે.

મહર્ષિઃ—ઘણો આનંદ થયો તમને જોઈ, યુવાન બન્ધુઓ!

(Very great pleasure to see you, young friends).

અમારા પૂજ્ય સ્નેહિઃ—અમે રા. મનઃસુખરામ ત્રિપાઠીના સંબંધી થઇએ.

(We are related to Mr. M. S. Tripathi.)

મહર્ષિના મંત્રી.—એ તો સ્વર્ગસ્થ થયા છે.

(Oh ' He is dead)

મહર્ષિઃ—હા—દુનિયા ચાલ્યા જાય છે.

( સ્હેજ શાંતિ. ) (Yes-the world goes on)

અમારા પૂજ્ય સ્નેહિઃ—મહાત્મા ! આપના દર્શનનો અધિકાર અમને, યુવાનોને તો અભિમાનપ્રદ છે. (Sir, it is a proud privilege to us, young men, to see you)

નમન નમી જવાની રજા લીધી. ગયા. જતે જતે બે ત્રણ વાર દૃષ્ટિ એ મહાત્માને નમી આવી, ચોથી વાર નિષ્ફલ થઈ પાછી ફરી. જીવનની આ ધન્ય ઘડી નહિ વિસરાય કદી યે તે. જીવનનિયંતા ! આવા પ્રસંગો અનેક દેજે—આ જીવનની ટુંક અવધિમાં, આભારથી સ્વીકારીશું અને વધુ આભારની નમ્ર ઇચ્છા રાખીશું.

ચાર પાંચ મીનીટ જ બેઠા, પણ મહાત્માને અનિમિષ જોઈ રહ્યા હતા. આ મૂર્તિપૂજા ન હતી, પણ સ્વદેશ સેવાથી કૃતાર્થ થયલા ઉન્નત આત્માના માનવ મંદિરની તીર્થયાત્રા હતી, અને અમારા જીવનની તો એક ઇષ્ટ, પવિત્ર અને પ્રોત્સાહક ઘડી હતી. હૃદયના ભાવો અકથ્ય હતા પણ આનંદ અને શોકની છાયા સર્વ ઉપર હતી. ગઈ કાલે પ્રતિકૃતિમાં જોયા હતા તેના કરતાં મહાત્મા ઘણા જ શિથિલ દેખાતા હતા. એમને શ્રમ પડ્યો તે સારૂ શોક કરતા, પ્રતિભાશાળી મુખ ઉપરનું પેલું ગૌરવભર્યું સ્મિત સંભારતા, આખે રસ્તે એમની જ વાતો કરતા અને કંઈ કંઈ વિરોધી લાગણીઓ અનુભવતા અમે પાછા ફર્યા. પ્રભુ એમના જીવનની કૃતાર્થ સંધ્યા સુખમય અને શાંતિમય બનાવો એટલું જ ઇચ્છી, એમની નેવુમી જન્મતિથિ નિમિત્ત પૂજ્ય ભાવથી અભિનંદનો દઈ અત્ર તો વિરમીશું.

મુંબાઈ. તા. ૫–૯–૧૪. } સન્મુખલાલ ઝવેરલાલ પંડ્યા.

# ડૉક્ટર ભાંડારકરની મુલાકાત.*

પોતાની અસામાન્ય બુદ્ધિ અને લાંબા વિદ્યાભ્યાસને પરિણામે જેમણે જગતના વિદ્વાન વર્ગમાં માનનીય સ્થાન પ્રાપ્ત કર્યું છે, અવિરત પરિશ્રમ અને ચિકિત્સક બુદ્ધિથી પુરાણો, ભાષા, ઇતિહાસ અને તામ્રપટ તથા શિલાલેખ વિગેરેનો અભ્યાસ કરી, વિદ્વત્તાભર્યા ગ્રંથો લખી, તથા નવીન શોધો કરી જેમણે લોકસમાજ તથા જગતના વાઙ્મયની ઉત્કૃષ્ટ સેવા બજાવી છે, હિંદી લોકની સમાજ સુધારણા સારૂ જેમણે ખરા દિલથી લગભગ પચાસ વર્ષ સુધી પ્રશંસનીય કામ કર્યું છે, અને પોતાના પવિત્ર આચારવિચાર તથા ઉત્કટ ધર્મશ્રદ્ધા અને દિનચર્યાથી જેઓ સમગ્ર મહારાષ્ટ્ર સન્મુખ ઉચ્ચ આદર્શરૂપે રહેલા છે—એવા પરમ પૂજ્ય ગુરુવર્ય ડૉક્ટર સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, એમ, એ; પી, એચ, ડી; કે. સી. આઈ. ઈ. ના હંમેશના કાર્યક્રમ, વ્યવસાય, સ્વભાવ મત તથા આચારની વિશેષ માહિતી મેળવવા સારૂ તથા તેમના પોતાના સંબંધિ બીજી કેટલીક વાતો જાણવાની આખા મહારાષ્ટ્રના આબાલવૃદ્ધ સૌને ઘણી ઉત્સુકતા હોય એ સ્વાભાવિક છે.

× × × × ×

આ મહાન પુરુષનો મરાઠી માસિક "મનોરંજન" ના વાચકોને પ્રત્યક્ષ પરિચય કરાવવા સારૂ તે પત્રના અધિપતિએ તેમની છથી સાત વાર મુલાકાત લીધી. ડૉ. ભાંડારકરે પોતાનાં બીજાં મહત્વનાં કામો બાજુ મુકી અમૂલ્ય વખતને ભોગે તેમને પ્રેમથી અને આદરપૂર્વક સર્વ સવડતા આપી, તેમણે જે જે સવાલો કર્યા તેના યોગ્ય ઉત્તર આપ્યા. આ સવાલ જવાબમાંનો મોટો ભાગ ગુજરાતી વાચકવર્ગને પણ ઉપયોગી હોવાથી મજકુર અનુવાદકે તેમાંથી જરૂરી ઉતારા અત્રે આપ્યા છે.

× × × × ×

પ્રથમ વિનંતિ ડૉક્ટર સાહેબની દિનચર્યા સબંધિ થઈ.

ડૉક્ટર સાહેબઃ—મારી પ્રથમની અને હમણાંની દિનચર્યામાં વિશેષ તો નહીં પણ થોડો સરખો ફેર પડ્યો છે. સાધારણ રીતે હું હંમેશ સવારે ૭ સાડા૭ વાગતાં ઉઠું છું. શૌચ, દાતણ પાણી-(મુખમાર્જન), દશમી વિગેરે આરોપી સાતથી અગીયાર સુધી આશરે ચાર કલાક જેટલો વખત વાંચન, લેખન, અને "રેફરન્સીસ"—શાસ્ત્રીય પુસ્તકો જોવામાં ગાળું છું. હમણાં હમણાં આંખનું તેજ કમી થવાથી મારા પોતાથી બરોબર વાંચી શકાતું નથી, અને તે સારૂ એક "રીડર" (વાંચનાર) રાખ્યો છે. બાર વાગતાને સુમારે ભોજન કરવાનો મારો નિત્યક્રમ છે; પણ સ્નાન કર્યા પછી રોજ કાંઈ પણ કાળ પરમેશ્વરનું ભજન, મનન અને

* "મનોરંજન" માસિકના "વસંત" અંક પરથી.

પ્રાર્થના કરવામાં ગાળું છું. આવે પ્રકારે ઈશ્વરના પ્રત્યક્ષ સહવાસમાં થોડો વખત પણ કાઢ્યા સિવાય મનને સ્વાસ્થ્ય પ્રાપ્ત થતું નથી, અને જો તેમ નથી થતું તો જાણે કાંઈ ખૂટતું ન હોય—કાંઈ રહી જતું ન હોય—એમ મન અસ્વસ્થ રહે છે. પેન્શન લીધા પછી અને વૃદ્ધાવસ્થાને લીધે ભોજન બાદ એક કલાક આડા પડવા સમય મળે છે. આશરે અઢી વાગતા ઉઠી ૭ વાગતા સુધી ફરીથી મારું વાચન, લેખન આદિ કામ ચાલુ રહે છે. બપોરે સાડા ચાર વાગે ચહા પીવાની અને છ થી આઠ ગેજ બે કલાક ખુલ્લી હવામાં ફરવા જવાની મને ટેવ પડી છે. ફરવા જતા કોઈ સાથે હોય તો ઠીક, તેમ હોય તો તેમની સાથે ધાર્મિક, સામાજિક વિગેરે બાબતની ચર્ચા ચલવતા આનંદમાં વખત પસાર થાય છે. તથાપિ મને એકલા ફરવા જવામાં વધુ આનંદ મળે છે. કારણ, આ વખતે મને એકના એકાંતે વિચાર કરવાનો અવસર મળે છે, અને આ અવસર ભાગ્યે નકામો જતો નથી. આ વખતે ઘણે ભાગે તો અધ્યાત્મ વિષયનું ચિંતન ચાલુ હોય છે. ઈશ્વરે નિર્માણ કરેલી આ રમ્ય સૃષ્ટિ શોભાનું નિરીક્ષણ કરતા મારી ચિત્તવૃત્તિ પ્રફુલ્લિત થાય છે, વિચારોને સ્ફુર્તિ મળે છે, અને આવી રીતે એકાંતમાં વિવિધ વિષયનું ચિંતન કરતો પ્રસન્ન અંતઃકરણે આઠ સાડાઆઠના સુમારે ઘેર પાછો ફરું છું. સાડા આઠ નવ વાગતાના સુમારે રાત્રીભોજનથી પરવારી સાડા અગીયાર વાગતા સુધી ફરીથી વાચન, લેખન અને રેફરસીસ શાસ્ત્રનું કામ કરી રાત્રે બાર વાગે ઉંઘી જાઉં છું.'

મેં પૂછ્યું "એટલે સાધારણ રીતે સાત આઠ કલાકની ઉંઘ, અગીયાર બાર કલાકનો માનસિક શ્રમ અને ત્રણ ચાર કલાક બીજું નિત્ય નૈમિત્તિક કાર્ય એ આપનો નિત્યક્રમ છે."

ઉ૦ "હા, પહેલા તો હું છ કલાક જ ઉંઘતો. પરંતુ વૃદ્ધાવસ્થા અને બપોરે સૂઈ જવાની ટેવ પડવાથી હાલમાં સાત આઠ કલાકની નિદ્રા લેવી પડે છે. નોકરીમાં હતો ત્યારે રોજ સુમારે તેર ચૌદ કલાકના માનસિક શ્રમનું કામ કરતો. હમણાં તે દિવસો નથી, તો બીજું કાર્ય હાથ ધર્યું છે. ડેક્કન એજ્યુકેશન સોસાયટી, મહારાષ્ટ્ર ફીમેલ એજ્યુકેશન સોસાયટી, ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાયટી, નૂતન મરાઠી વિદ્યાલય, વીરોઝ હોમ, પ્રાર્થનાસમાજ અને એવી બીજી સંસ્થાઓની કમિટીમાં હું કામ કરું છું. વળી કોઈ કોઈ પ્રસંગે સાર્વજનિક સભાઓમાં ભાષણ કરવાના હોય છે, એટલે હમેશ કાંઈને કાંઈ પ્રવૃત્તિ હોય છે જ.'

મેં પૂછ્યું "આપની આટલી ઉત્તરાવસ્થામાં પણ આપ આપનું વાચન લેખનનું નિત્યનું કામ સંભાળવા ઉપરાંત આટલો માનસિક શ્રમ લો છો, વળી સાર્વજનિક સંસ્થાઓમાં પ્રમુખ તરીકે ભાગ લો છો એ આપનો ઉત્સાહ અને આપનું શરીર સામર્થ્ય જોઈ અમારી તરુણ મંડળીએ મો નીચું ઘાલવું જોઇએ, પણ મને એમ લાગે છે કે આનું કાંઈ નિરાળું કારણ હોવું જોઈએ."

ડૉક્ટર સાહેબ હસીને બોલ્યા "શું હશે?'

હું જરા અચકાતો અચકાતો બોલ્યો: "તે મારાથી નક્કી કહી શકાતું નથી. કદાચિત્

આપની પરિસ્થિતિ અને અમારી પરિસ્થિતિમાં ફેર હશે, કદાચિત્ આપને મળેલી સંધિ—અવસરો—અમને પ્રાપ્ત થવા દુર્લભ હશે; કદાચિત્—પણ તે રહેવા દો; આપનો નિત્યનો આહાર શો છે તે કૃપા કરી કહો."

ડૉક્ટર સાહેબ બોલ્યા: મારા આહારમાં કહેવા જેવું મહત્વનું એવું કાંઈ નથી. સવારે દશમીમાં કૉફી અને બ્રેડ લઉં છુ. બપોરે ચહા અને બિસ્કિટ તથા ફળ, અગર બિસ્કિટ ન હોય તો બીજો એવો હલકો પદાર્થ: જમતી વખતે ભાત, રોટલી અને એક બે શાક: પકવાન અગર એવા ભારે પદાર્થ હું લેતો જ નથી એમ કહુ તો ચાલે."

પ્ર૦ "આપ વનસ્પતિ આહારી છો ?"

ઉ૦ "કોઈ કોઈવાર માંસાહાર કે મત્સ્યાહાર કરૂ છુ: પણ હમણાં સાતે આહારો લગભગ છોડી દીધો છે,

પ્ર૦ "અને પાન તંબાકુ પણ વર્જ્ય હશે?"

ઉ૦ "ના, દિવસમા એકથી બે ચીરૂટ અને બે ત્રણ સીગારેટ પીવાની મને ટેવ છે; પણ મારૂ તમાકુનુ સેવન ઘણું નિયમિત છે. આ સિવાય બીજા એકે વ્યસનને ઘર કર્યું નથી,"

× × × × ×

"ત્યારે આપની પ્રકૃતિ આટલી ઉતરતી વયે પણ આવી તંદુરસ્ત શી રીતે રહી શકી છે તે કૃપા કરી કહેશો ? ખરેખર, આપની આવી સારી શરીર સ્થિતિ જોઈ અમને તેવા થવા ઘણી ઇચ્છા થાય છે."

ડૉક્ટર સાહેબ ગંભીરપણે બોલ્યા: "મારી શરીર તંદુરસ્તી જોઈ તમને તેવા થવાની લાલચ થાય છે એવું તમે માનો છો, તો મારા મત મુજબ જે જરૂરી બાબતો પર લક્ષ આપવું જોઇએ તેનો વિચાર કરો. પ્રથમ વાત તો એ છે કે મારી તબિયત બાબત હું અત્યંત કાળજી રાખું છુ. કોઈ પણ પ્રસંગે, કોઈ પણ કાળે મારા શરીરને હુ બિમારે પાડતો નથી. વૈદકજ્ઞાનના મૂળતત્વોની સાધારણ રીતે મેં સારી માહિતી મેળવી છે. (આ પ્રશ્નની શરૂઆત થતાં પહેલાં ડૉક્ટર સાહેબે તેમના નોકર પાસે કાસ્મીરી કોટ મંગાવી પહેર્યો હતો.) આ જુઓ, આ વખતે મને કિંચિત્ ઠંડી લાગી, અને તેથી આ કોટ મંગાવી પહેર્યો. મારા અંગમાં પૂરતી ગરમી થયા સિવાય એ ઉતારીશ નહીં. અમુક બન્યુ તો શું કરવું અને શું ત્યજવું તેની સાધારણ રીતે મને સમજ છે, ગરમી કે ઠંડીથી મારા શરીરમાં કોઈ પણ રીતનો બિગાડ ન થાય એની હું સંભાળ રાખુ છુ ખુલ્લી હવાનું મહત્વ પૂર્ણ રીતે સમજતો હોવાથી મુંબાઈ હો કે પુના હો, હુ હજુ સુધી કોઈ વખત ગલીચ વસતીમાં રહેલો નથી એ ઉપરાંત હંમેશ કલાક બે કલાક ચોખ્ખી હવામાં ફરવા જવાનો નિયમ અબાધિત ચાલુ છે. મારો આહાર નિયમિત છે એ મેં તમને પ્રથમ કહ્યું. હુ જે વાત કરૂ છુ તેમાં મોટો ખર્ચ

કરવાનો નથી, અને તેમ વર્તવું અશક્ય પણ નથી. હું જેવી રીતે વર્તું છું તેવી રીતે તમારામાંના ઘણા નીરાંતે રહી શકે. તમે તેમ કરો છો ? તમારી યુવાન ટોળીને ગળે આ વાત નહીં ઉતરે, કે તેનું મહત્વ તેમની ધ્યાન બહાર છે એમ હું માનતો નથી. કેવળ આળસ, અને મનની દુર્બળતા સિવાય બીજું કારણ નથી, થોડા દિવસ આ નિયમ આરંભી જુઓ; પછી તેમ વર્ત્યા સિવાય તમને ચેન જ નહીં પડે, એ મારા સ્વાનુભવ પરથી તમને કહું છું. તમે જો તેમ વર્તશો તો મારા જેવા વૃદ્ધ મનુષ્યની તંદુરસ્તીની અદેખાઈ કરવાનું કારણ તમને રહેશે નહીં. તમે પણ મારા જેવા વૃદ્ધ થશો અને થાઓ, અને મારા કરતાં વધુ લાંબુ આયુષ્ય ભોગવો, એવો મારો વૃદ્ધ પુરુષનો આશીર્વાદ છે. તમે મારી પ્રકૃતિ બાબત પુછો છો તો તમને કહેવા યોગ્ય એક બીજી વાત છે. મારી બાહ્યપ્રકૃતિની જેમ હું અત્યંત કાળજી રાખું છું તેમ, વખતે તેથી વધારે કાળજી, મારી માનસિક પ્રકૃતિની લઉં છું. હું પણ ઈતર લોક જેવો એક મનુષ્ય પ્રાણી છું; એટલે દુઃખ, શોક, ક્રોધ આદિ વિકારોથી મારી પ્રકૃતિને ક્ષોભ થાય એવા પ્રસંગો મારી જિંદગીમાં આવે એ સાહજિક છે. તે વખતે માનસિક ક્લેશથી હું પર રહું છું—પીડાતો નથી—એવું કાંઈ નથી. તથાપિ મારી જિંદગીનું એક રહસ્ય તમને કહું છું—તે કહ્યા સિવાય મારાથી રહેવાતું નથી—ભલે તે બાબત તમે મને વહેમી, ગાંડો કે જે કહેવું હોય તે કહો—પણ હું ખાતરીપૂર્વક કહું છું કે આવા દુર્ઘટ પ્રસંગે ઈશ્વર મને માનસિક બળ આપી મારી આપત્તિ ત્વરાથી દૂર કરે છે. આવા સંકટ, આપત્તિ અને દુર્બલતાના પ્રસંગે હું સાધુસંતોનાં વચનોનું મનન કરૂં છું, "જે સંકટ, દુઃખ પ્રાપ્ત થયું છે તે સહન કરવાનું મને સામર્થ્ય આપો," આ અને એવી પ્રાર્થના અનન્ય ભાવે કરવાથી પ્રભુ તત્કાળ મારી વિનંતિ માન્ય કરે છે. ગમે તેવો કઠિન પ્રસંગ હોય, મારા ચિત્તને શાંતિ વહેલી પ્રાપ્ત થાય છે; અને તે ક્ષોભ ઉત્પન્ન કરનાર કારણ ભૂલી જવા પૂરતું સામર્થ્ય મને મળે છે. આને મારી ઈશ્વર પરની શ્રદ્ધા કહો, કે આત્મ વિશ્વાસ કહો, અગર તમને ઠીક લાગે તે નામ કહો; મારો માનસિક ક્લેશ ત્વરાથી નષ્ટ થઈ હું પુનઃ પ્રસન્નવૃત્તિ ધારણ કરી શકું છું. તે ક્ષોભજનક વિચાર મારી પ્રકૃતિ પર કોઈ પણ રીતની અનિષ્ટ અસર કરી શકતો નથી. તમે સાધુ સંતોનાં વચનોનું મનન કરશો, આત્મસંયમન પૂરતું બળ પ્રાપ્ત કરવા સારૂ અનન્ય ભાવે દેવની પ્રાર્થના કરશો, તો પરમાત્મા તમારી વારે ધાશે, અને તમને માનસિક ક્લેશની પીડામાં રહેવા દેશે નહીં. તમે આ નિયમો અમલમા મૂકશો તો તમારી પ્રકૃતિ ઉત્તમ રહેશે એ નક્કી માનજો."

× × × × ×

તે પછીની મુલાકાત વખતે મેં પૂછ્યું: આપના બાળકોની કેળવણી—સુધારણુક—બદલ આપે કાંઈ વિશેષ ચોકસી રાખી છે ?"

પ્રો૦ "બાલકોને નાનપણથી સાચુ બોલવાની ખાસ ટેવ પાડી છે. તેઓ જૂઠું બોલે, બીજાની ચાડી ચૂગલી કરે, અગર એવા જ કોઈ પ્રકારનું વર્તન ચલાવે તો હું આંખ આડા કાન કરતો નથી. સત્ય બોલાવવાનો અને અપરાધ માલુમ પડેથી તાબડતોબ યોગ્ય શિક્ષા

કરવાનો મારો નિયમ છે. એજ પ્રમાણે તેમની હઠ કદાપિ હું ચાલવા દેતો નથી. મારા કડક સ્વભાવ અને બહારથી દેખાતા ઉગ્રપણાને લીધે બાળકોને મારી ઘણી બીતિ રહે છે; અને આ બીતિથી તેઓ ખોટું કાર્ય કરતાં અટકે છે. બાળકની રહેણી કરણી બાબત હું ઘણો કડક રહું છું; તેમની હઠ કદિ ચાલવા દેતો નથી; અને તેમને સારૂ મને ઇષ્ટ લાગતું વર્તન તેમના હાથેજ થવા દેવાનો મારો ખાસ આગ્રહ છે. બાળકોના વર્તનપર મારી બારીક નજર રહે છે; અને તેમને સારા સંસ્કાર અને સારી સંગત મળે તે જોવા હું કાળજીપૂર્વક પ્રયત્ન કરૂં છું."

પ્ર૦ "આ તો ગૃહશિક્ષણની વાત થઈ; પરંતુ શાળામાં અપાતી કેળવણી સંબંધિ આપનો શો મત છે? આપણા બાળકોને શાળામાં નીતિ-શિક્ષણ આપવા સારૂ "મોરલ ટેક્સ્ટબુક" ચલવવા સરકાર તરફથી હમણાં હમણાં પ્રયત્ન આરંભાયો છે તે કેટલે દરજ્જે યશસ્વી નીવડશે એ આપ કહો."

ઉ૦ "એનો સઘળો આધાર શિક્ષકની વૃત્તિ અને આસ્થાપર રહે છે. ગણિત, ભૂગોળ, રસાયન-શાસ્ત્ર વિગેરે વિષય જેવો જ નીતિશિક્ષણનો વિષય છે એવું સમજી શિક્ષક શીખવવું શરૂ કરે તો તેનું પરિણામ હિતકર આવે નહીં. નીતિશિક્ષણના પાઠ આપનાર શિક્ષકનું નૈતિક વર્તન અત્યંત શુદ્ધ, આદર્શરૂપ જોઇએ; તેમનું ચારિત્ર્ય ઉત્તમ જોઇએ; અને જે વિદ્યાર્થીઓને તે શિક્ષણ આપે તેમનું ચારિત્ર્ય સુધારવા સારૂ તેણે ખરી કાળજી લેવી જોઇએ. સ્વધર્મ પર આસ્થાવાળો, અને પોતાનું કર્તવ્ય પૂરી રીતે સમજતો તે હોવો જોઇએ. આવા શિક્ષકો પાસેથી બાળકોને નીતિશિક્ષણ મળેથી સારૂ પરિણામ આવ્યા સિવાય રહેશે નહીં. "ચેમ્બર્સ મોરલ કલાસ બુક," "સ્ટુડન્ટ્સ ઇમ્પ્રુવમેન્ટ" આદિ પુસ્તકોએ મારા મન પર પાડેલા સંસ્કારનું મને હજુએ સ્મરણ છે; અને આવાં ઉત્તમ પુસ્તકો મનપૂર્વક બાળકોને શિખવેથી તેનું યોગ્ય પરિણામ આવશે એમ હું ધારૂં છું."

મેં તે પછી પૂછ્યું: "હમણાંના વિદ્યાર્થીઓમાં કયો દોષ વિશેષ પડતો લાગે છે?"

ઉ૦ "કેવળ જ્ઞાન પ્રાપ્તિ સારૂ વિદ્યાનું સેવન કરવાની વૃત્તિ હાલના વિદ્યાર્થીઓમાં થોડી દેખાય છે. બીજા જૂદા જ ઉદ્દેશથી ભણનારા થોકબંધ છે, મારા વખતમાં આથી તદન નિરાળી જ સ્થિતિ હતી. મારો દાખલો આપું: તે દિવસોમાં હું વિદ્યાધ્યયન કરૂં એ મારા ઘરની અને ગામની મંડળીને પસંદ ન હતું; પણ મારા પહેલાં વિશ્વનાથ નારાયણ મંડળિક વિગેરે રત્નાગિરીના પુરુષો મુંબઈ જઈ સારી વિદ્વત્તા પ્રાપ્ત કરી આવ્યાના દાખલા મોજુદ હતા. તેમને અનુસરી હું પણ પુષ્કળ શીખી વિદ્વાન થાઉં, નવી નવી તરેહનું જ્ઞાન સંપાદન કરૂં, એવી ઉત્કટ ઇચ્છા મારામાં ઉત્પન્ન થઈ; અને કુટુંબજનોનું મન મનાવી, વડિલની આજ્ઞા લઈ, સને ૧૮૫૩ માં ઘર છોડી વહાણને રસ્તે આઠ દસ દિવસની ત્રાસદાયક મુસાફરી વેઠી મુંબઈ આવ્યો; અને આડા તેડા વિચાર મનમાં ન આણતાં જ્ઞાન-સંપાદનનો જ માર્ગ હાથ ધર્યો. હમણાંના વિદ્યાર્થી સાથે સરખાવતાં તે વેળા વિદ્યા પ્રાપ્તિ સારૂ પુષ્કળ વિટંબના અને મહેનત અમે સૌએ વેઠી હતી. હમણાં તેવો શ્રમ લેનારા છે; નથી એમ નહીં. પરંતુ તેમનો એ શ્રમ પરીક્ષા પાસ કરવા સારૂ જ છે. જ્ઞાન પ્રાપ્તિ સારૂ તેમની આસ્થા દેખાતી

કરવાનો નથી, અને તેમ વર્તવું અશક્ય પણ નથી. હું જેવી રીતે વર્તું છું તેવી રીતે તમારામાંના ઘણા નીરાંતે રહી શકે. તમે તેમ કરો છો ? તમારી યુવાન ટોળાને ગળે આ વાત નહીં ઉતરે, કે તેનું મહત્વ તેમની ધ્યાન બહાર છે એમ હું માનતો નથી. કેવળ આળસ, અને મનની દુર્બળતા સિવાય બીજું કારણ નથી, થોડા દિવસ આ નિયમ આરંભી જુઓ; પછી તેમ વર્ત્યા સિવાય તમને ચેન જ નહીંપડે, એ મારા સ્વાનુભવ પરથી તમને કહું છું. તમે જો તેમ વર્તશો તો મારા જેવા વૃદ્ધ મનુષ્યની તંદુરસ્તીની અદેખાઈ કરવાનું કારણ તમને રહેશે નહીં. તમે પણ મારા જેવા વૃદ્ધ થશો અને થાઓ, અને મારા કરતાં વધુ લાંબુ આયુષ્ય ભોગવો, એવો મારો વૃદ્ધ પુરુષનો આશીર્વાદ છે. તમે મારી પ્રકૃતિ બાબત પૂછો છો તો તમને કહેવા યોગ્ય એક બીજી વાત છે. મારી બાહ્યપ્રકૃતિની જેમ હું અત્યંત કાળજી ગણું છું તેમ, વખતે તેથી વધારે કાળજી, મારી માનસિક પ્રકૃતિની લઉં છું. હું પણ ઇતર લોક જેવો એક મનુષ્ય પ્રાણી છું; એટલે દુઃખ, શોક, ક્રોધ આદિ વિકારોથી મારી પ્રકૃતિને ક્ષોભ થાય એવા પ્રસંગો મારી જિંદગીમાં આવે એ સાહજિક છે. તે વખતે માનસિક ક્લેશથી હું પર રહું છું—પીડાતો નથી—એવું કાંઈ નથી. તથાપિ મારી જિંદગીનું એક રહસ્ય તમને કહું છું—તે કહ્યા સિવાય મારાથી રહેવાતું નથી—ભલે તે બાબત તમે મને વહેમી, ગાંડો કે જે કહેવું હોય તે કહો—પણ હું ખાતરીપૂર્વક કહું છું કે આવા દુર્ઘટ પ્રસંગે ઇશ્વર મને માનસિક બળ આપી મારી આપત્તિ ત્વરાથી દૂર કરે છે. આવા સંકટ, આપત્તિ અને દુર્બલતાના પ્રસંગે હું સાધુસંતોનાં વચનોનું મનન કરૂં છું, "જે સંકટ, દુઃખ પ્રાપ્ત થયું છે તે સહન કરવાનું મને સામર્થ્ય આપો," આ અને એવી પ્રાર્થના અનન્ય ભાવે કરવાથી પ્રભુ તત્કાળ મારી વિનંતિ માન્ય કરે છે. ગમે તેવો કઠિન પ્રસંગ હોય, મારા ચિત્તને શાંતિ વહેલી પ્રાપ્ત થાય છે; અને તે ક્ષોભ ઉત્પન્ન કરનાર કારણ ભૂલી જવા પૂરતું સામર્થ્ય મને મળે છે. આને મારી ઈશ્વર પરની શ્રદ્ધા કહો, કે આત્મ વિશ્વાસ કહો, અગર તમને ઠીક લાગે તે નામ દોહો; મારો માનસિક ક્લેશ ત્વરાથી નષ્ટ થઈ હું પુનઃ પ્રસન્નવૃત્તિ ધારણ કરી શકું છું. તે ક્ષોભજનક વિચાર મારી પ્રકૃતિ પર કોઈ પણ રીતની અનિષ્ટ અસર કરી શકતો નથી. તમે સાધુ સંતોનાં વચનોનું મનન કરશો, આત્મસંયમન પૂરતું બળ પ્રાપ્ત કરવાસારૂ અનન્ય ભાવે દેવની પ્રાર્થના કરશો, તો પરમાત્મા તમારી વારે ધારે, અને તમને માનસિક ક્લેશની પીડામાં રહેવા દેશે નહીં. તમે આ નિયમો અમલમા મૂકશો તો તમારી પ્રકૃતિ ઉત્તમ રહેશે એ નક્કી માનજો."

× × × × ×

તે પછીની મુલાકાત વખતે મેં પૂછ્યું: આપના બાળકોની કેળવણી—સુધારણુક—બદલ આપે કાંઈ વિશેષ ચોકસી રાખી છે?"

પ્ર૦ "બાળકોને નાનપણથી સાચું બોલવાની ખાસ ટેવ પાડી છે. તેઓ જૂઠું બોલે, બીજાની ચાડી ચૂગલી કરે, અગર એવા જ કોઈ પ્રકારનું વર્તન ચલાવે તો હું આંખ આડા કાન કરતો નથી. અસત્ય બોલાવવાનો અને અપરાધ માલૂમ પડેથી તાબડતોબ યોગ્ય શિક્ષા

કરવાનો મારો નિયમ છે. એજ પ્રમાણે તેમની હઠ કદાપિ હું ચાલવા દેતો નથી. મારા કડક સ્વભાવ અને બહારથી દેખાતા ઉગ્રપણાને લીધે બાળકોને મારી ઘણી બીતિ રહે છે; અને આ બીતિથી તેઓ ખોટું કાર્ય કરતાં અટકે છે. બાળકની રહેણી કરણી બાબત હું ઘણો કડક રહું છું; તેમની હઠ કદિ ચાલવા દેતો નથી; અને તેમને સારૂ મને ઇષ્ટ લાગતું વર્તન તેમના હાથે જ થવા દેવાનો મારો ખાસ આગ્રહ છે. બાળકોના વર્તનપર મારી બારીક નજર રહે છે; અને તેમને સારા સંસ્કાર અને સારી સંગત મળે તે જોવાહું કાળજીપૂર્વક પ્રયત્ન કરૂં છું."

પ્ર૦ "આ તો ગૃહશિક્ષણની વાત થઈ; પરંતુ શાળામાં અપાતી કેળવણી સંબંધિ આપનો શો મત છે? આપણા બાળકોને શાળામાં નીતિ-શિક્ષણ આપવા સારૂ "મોરલ ટેક્સ્ટબુક" ચલવવા સરકાર તરફથી હમણાં હમણાં પ્રયત્ન આરંભાયો છે તે કેટલે દરજ્જે યશસ્વી નીવડશે એ આપ કહો."

ઉ૦ "એનો સઘળો આધાર શિક્ષકની વૃત્તિ અને આસ્થાપર રહે છે. ગણિત, ભૂગોળ, રસાયન-શાસ્ત્ર વિગેરે વિષય જેવો જ નીતિશિક્ષણનો વિષય છે એવું સમજી શિક્ષક શીખવવું શરૂ કરે તો તેનું પરિણામ હિતકર આવે નહીં. નીતિશિક્ષણના પાઠ આપનાર શિક્ષકનું નૈતિક વર્તન અત્યંત શુદ્ધ, આદર્શરૂપ જોઇએ; તેમનું ચારિત્ર્ય ઉત્તમ જોઇએ; અને જે વિદ્યાર્થીઓને તે શિક્ષણ આપે તેમનું ચારિત્ર્ય સુધારવા સારૂ તેણે ખરી કાળજી લેવી જોઇએ. સ્વધર્મ પર આસ્થાવાળો, અને પોતાનું કર્તવ્ય પૂરી રીતે સમજતો તે હોવો જોઇએ. આવા શિક્ષકો પાસેથી બાળકોને નીતિશિક્ષણ મળેથી સારૂં પરિણામ આવ્યા સિવાય રહેશે નહીં. "ચેમ્બર્સ મોરલ ક્લાસ બુક," "સ્ટુડન્ટ્સ ઇમ્પ્રુવમેન્ટ" આદિ પુસ્તકોએ મારા મન પર પાડેલા સંસ્કારનું મને હજીએ સ્મરણ છે; અને આવાં ઉત્તમ પુસ્તકો મનપૂર્વક બાળકોને શિખવેથી તેનું યોગ્ય પરિણામ આવશે એમ હું ધારૂં છું."

મેં તે પછી પૂછ્યું: "હમણાંના વિદ્યાર્થીઓમાં કયો દોષ વિશેષ પડતો લાગે છે?"

ઉ૦ "કેવળ જ્ઞાન પ્રાપ્તિ સારૂ વિદ્યાનું સેવન કરવાની વૃત્તિ હાલના વિદ્યાર્થીઓમાં થોડી દેખાય છે. બીજા જૂદા જ ઉદ્દેશથી ભણનારા થોકબંધ છે. મારા વખતમાં આથી તદ્દન નિરાળી જ સ્થિતિ હતી. મારો દાખલો આપું: તે દિવસોમાં હુ વિદ્યાધ્યયન કરૂં એ મારા ઘરની અને ગામની મંડળીને પસંદ ન હતું; પણ મારા પહેલાં વિશ્વનાથ નારાયણ મંડળિક વિગેરે રત્નાગિરીના પુરુષો મુંબઈ જઈ સારી વિદ્વત્તા પ્રાપ્ત કરી આવ્યાના દાખલા મોજુદ હતા. તેમને અનુસરી હું પણ પુષ્કળ શીખી વિદ્વાન થાઉં, નવી નવી તરેહનું જ્ઞાન સંપાદન કરૂં, એવી ઉત્કટ ઇચ્છા મારામાં ઉત્પન્ન થઈ; અને કુટુંબજનોનું મન મનાવી, વડિલની આજ્ઞા લઈ, સને ૧૮૫૩ માં ઘર છોડી વહાણને રસ્તે આઠ દસ દિવસની ત્રાસદાયક મુસાફરી વેઠી મુંબઈ આવ્યો; અને આડા તેડા વિચાર મનમાં ન આણતાં જ્ઞાન-સંપાદનનો જ માર્ગ હાથ ધર્યો. હમણાંના વિદ્યાર્થી સાથે સરખાવતાં તે વેળા વિદ્યા પ્રાપ્તિ સારૂ પુષ્કળ વિટંબના અને મહેનત અમે સૌએ વેઠી હતી. હમણાં તેવો શ્રમ લેનારા છે; નથી એમ નહીં. પરંતુ તેમનો એ શ્રમ પરીક્ષા પાસ કરવા સારૂ જ છે. જ્ઞાન પ્રાપ્તિ સારૂ તેમની આસ્થા દેખાતી

નથી. અમારી મહત્વાકાંક્ષા ઉચ્ચ હતી, અને તે પૂર્ણ કરવા અમે પૂરતો પ્રયત્ન કરતા. જ્ઞાન મેળવવા સારૂ એવી ઉત્કટ ઇચ્છા, ઉચ્ચ ભાવના અને દૃઢ પ્રયત્નની વૃત્તિ વિદ્યાર્થીના મનમાં જાગૃત કરવાનું કામ માબાપ અને શિક્ષકનું છે. હમણાંના વિદ્યાર્થીઓએ પોતાનું ચારિત્ર્ય અને સદ્વૃત્તિ ખીલવવા સારૂ પુષ્કળ કાળજી રાખવી જોઇએ. આપણા નેતાઓએ પણ એ વાત લક્ષમાં લેવી જોઇએ."

"મેં પૂછ્યું: "વારૂ; ગુરૂજન તરફ અનાદર-વૃત્તિ હાલના બાળ અને તરુણવર્ગમાં દેખાય છે એવો આક્ષેપ કેટલાક તરફથી મૂકાય છે તે ખરો છે? તેમ હોય તો તેનું કારણ આપને શું જણાય છે, અને તેનો પ્રતિકાર શાથી થાય?

આ સાંભળી ડૉક્ટર સાહેબ કાંઇક ગંભીર વાણીથી બોલ્યા: "આક્ષેપ શા સારૂ કહો છો? આ નિંદ્ય વર્તન હાલ તો જ્યાં ત્યાં સ્પષ્ટ દેખાય છે; અને મુખ્યત્વે કરીને કેટલાક વર્તમાનપત્રકારો, ભાષણકર્તાઓ અને નેતાઓ આ પાપના ભાગીદાર છે. ઘણા વિષયોમાં મત-ભિન્નતા રહે એ સ્વાભાવિક છે; અને આ મત-ભિન્નતાથી સમાજને નુકસાન ન થાય તે સારૂ બન્ને પક્ષના મત જોઈ, સાંભળી, સાર ગ્રહણ કરી લેવો એજ સામાન્ય જનનો સુલભ માર્ગ છે. બંને પક્ષ પોત પોતાના મત શાંત ચિત્તે, પુખ્ત વિચાર કરી, સભ્ય અને મીઠી ભાષામાં વાદગ્રસ્ત વિષયની ચર્ચા કરે તો કેવું શુભ પરિણામ આવે? પણ હમણાં તો કેટલાક પત્રકારો, વક્તા અને નેતાઓએ પોત પોતાનો પક્ષ સમર્થ કરવા સારૂ જ આંધળા બની, ઝેરી વાણી, લેખ, અને નિંદ્ય આચરણથી જે વિચિત્ર પ્રકારનું વર્તન અત્યાર સુધી ચલવ્યું છે તેનું ભયંકર પરિણામ સમાજને ભોગવવું પડે છે. પ્રતિપક્ષી સામુ તુચ્છતા, તિરસ્કાર, અપ્રીતિ અને દ્વેષ ઉત્પન્ન થાય એવાં દુષ્ટ કામોને કેટલાક પત્રકારોની કલમ અને કેટલાક વક્તા અને નેતાની વાણી હમેશ ઉત્તેજિત કરે છે; અને જે બાબતની ચર્ચાથી જનસમૂહને બોધ મળે એવા મહત્વના વિષયો બાજુ રહી સમાજમાં વિના કારણ વૈમનસ્ય, દ્વેષ, તિરસ્કાર વધે છે, અને જનહિતનાં કામો સાચે ખરી આસ્થાથી પ્રયત્ન કરનારના માર્ગમાં નકામાં વિઘ્નો ઉભાં થાય છે. જ્યાં મોટા લોક આવું વર્તન ચલવે ત્યાં અનુકરણ કરનારની ખોટ ક્યાંથી હોય? અર્થાત્ સામાન્ય જન મોટે ભાગે વિચાર કરવાની તસ્દી લેતો નથી. તમારી મોટી મંડળીએ વર્તમાનપત્રો દ્વારા સળગાવેલી હોળી જોઈ તરુણ વર્ગને પણ એવી હોળી ખેલવાની મોટી ઉત્સુકતા થાય છે. તમારા મોટા મંડળને સભામાં હલકી, તિરસ્કારથીભરપૂર, હાંડાઈની ભાષા વાપરતાં જોઈ તરુણ મંડળ પણ તેમ કરવા દોરાય છે, અને સાંસર્ગિક—ચેપી રોગ મુજબ આ દુર્ગુણ ઘણી જ ત્વરાથી ફેલાઈ, તેનું વિષ દારૂણ હોઈ તેનો ઉપાય થઈ શકતો નથી. તમો પત્રકાર, લેખક, વક્તા, નેતા તથા માબાપોએ આ બાબતમાં જોઇએ તેટલી ખબરદારી રાખી જ નથી. તમે પોતે જ નીતિ નિયમ છોડી બીજાને તે તોડવા ઉત્તેજન આપ્યું છે; અને તેથી એકંદર અવ્યવસ્થા વધી જઈ તેનું ખોટું પરિણામ આજે સમાજ ભોગવે છે. સમાજ સારૂ હમણાં જે કાંઈ બાબતની જરૂર છે તે નીતિની છે. જ્યાં ત્યાં નીતિનિયમનું એક સરખું ઉલ્લંઘન થવાથી આ અનિષ્ટ પ્રકાર સમાજમાં ઘૂસ્યો છે. તે

દૂર કરવા નીતિનિયમોનું દૃઢ અવલંબન થવું જોઈએ. માબાપોએ બાળકોની રહેણી કરણી તરફ બારીક નજર રાખવી; શિક્ષકે વિદ્યાર્થીને, સભામાં વક્તાએ પોતે, સભાપતિએ સભાસદો પાસે, અને નેતાઓએ પણ વિનાસંકોચે કાયદો પાળતાં અને પળાવતાં શીખવું જોઈએ; અને છેવટે તમારે પત્રકારોએ કોઈપણ વિષયમાં અસત્યતા, તુચ્છતા, તિરસ્કાર ઉત્પન્ન કરે અને મન ઉંચા થાય એવા લેખો લખવાનો ખોટો મોહ છોડી દઈ, તમારી પવિત્ર ફરજ સદૈવ લક્ષમાં રાખી, લોકકલ્યાણનો ખરો માર્ગ બતાવે તેવા વિષયો તરફ જ તમારી કલમનો સદુપયોગ કરવો."

પ્ર૦ "ઠીક, બાળકોના હમણાંના શિક્ષણ ક્રમમાં કયો ફેરફાર આપને જરૂરીલાગે છે?"

ઉ૦ "માબાપ અને શિક્ષક પોતપોતાનું કર્તવ્ય ઉત્તમ પ્રકારે બજાવવાની ખબરદારી રાખે તો હાલના શિક્ષણમાં કાંઈ મોટો ફેરફાર કરવાની આવશ્યકતા હું જોતો નથી."

પ્ર૦ "છોકરીઓના હાલના શિક્ષણક્રમમાં પણ કાંઈ ફેર કરવા જેવું નથી?"

ઉ૦ "છોકરીઓના શિક્ષણક્રમમાં થોડો ફેરફાર કરવો જરૂરી છે. છોકરાઓને મેટ્રિક પર્યંત ઈંગ્રેજી તથા મરાઠીનું જેટલું જ્ઞાન અપાય છે તેટલુ છોકરીઓને મળવું જ જોઇએ. બીજી ભાષાના જ્ઞાનની એટલી આવશ્યકતા હું જોતો નથી. ભાષાવિષય સિવાય થોડુંક ગણિત, ઇતિહાસ, ભૂગોળ, તથા ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન તેને આપવું. આ ઉપરાંત લલિતકલા, ગૃહવ્યવસ્થા તથા આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન, રસોઈ ઇત્યાદિ વિષયોની માહિતી તેને શાળામાં અગર ઘેર મળવી જોઇએ. ફક્ત આટલી જ બાબતોમાં લક્ષ પોરવાય તો બસ છે એમ હું સમજું છું."

પ્ર૦ "હાઇસ્કુલના ઉપલા વર્ગોમાં અને તે જ પ્રમાણે કૉલેજોમાં છોકરા છોકરીઓનું શિક્ષણ એકત્ર હોય તે ઠીક, કે ઉભયને સારૂ જૂદી જૂદી પાઠશાળાઓ રાખવી?"

ઉ૦ "છોકરા તેમ જ છોકરીની નિરનિરાળી હાઇસ્કુલ અને કોલેજ હોય તે જ વધુ હિતકર અને ઇષ્ટ છે એવો મારો મત છે."

આ સાંભળી મેં પૂછ્યું: "ધારો કે આવી પૃથક્ પૃથક્ હાઇસ્કુલ અને કોલેજ થઈ. હવે સ્ત્રીયોની આ હાઇસ્કુલ અને કોલેજમાં શિક્ષકવર્ગ કયો નીમવો? પુરૂષ વર્ગ, વિશેષ કરી તરૂણ પુરૂષને સ્ત્રીયોની પાઠશાળામાં શિક્ષક તરીકે શું કદાપિ ન નીમવો? ઉચ્ચ શિક્ષણ સારૂ પુરૂષ શિક્ષકનો બહિષ્કાર ઇષ્ટ કે શક્ય છે ખરો?"

ઉ૦ "છોકરીઓનું પ્રાથમિક શિક્ષણ તો સ્ત્રી શિક્ષક મારફત થાય તો જ સારૂં; પરંતુ ઉચ્ચ શિક્ષણ સારૂ સ્ત્રી શિક્ષક જ જોઇએ એવો આગ્રહ ધરવો નકામો છે. લાયક સ્ત્રી મળેથી અવશ્ય તેની પ્રથમ નિમણુંક કરવી; પરંતુ તેવી યોગ્યતાવાળી સ્ત્રી ન મળે તો પણ સ્ત્રી શિક્ષક જ જોઇએ, એ તંત હાથ ધરી હાઇસ્કુલ અને કોલેજમાં સાધારણ પંક્તિની–સામાન્ય

યોગ્યતા વાળી સ્ત્રીની કદિ નિમણૂંક ન કરવી. આ જગોપર શિક્ષક વર્ગમાં સ્ત્રી અગર પુરૂષનો ભેદ રાખશો તે ચાલશે નહીં; એ હિતકર નથી તેમ ઈષ્ટ પણ નથી. જે કોઈ લાયક હોય તેને યોજો, અને કાબેલ સ્ત્રી શિક્ષકો મળેથી બેલાશક તેમને જ નીમો."

પ્ર૦ "હમણાં પુરૂષોની કોલેજમાં સ્ત્રી વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ લેવું પડે છે. સ્ત્રીઓ સારૂ જ્યારે સ્વતંત્ર કોલેજ થશે ત્યારે તેમના ઉચ્ચ શિક્ષણક્રમમાં યોગ્ય ફેરફાર કરવા સરકાર અને યુનિવર્સિટી વિચાર કરશે જ. પરંતુ સ્ત્રીઓ સારૂ તેવી સ્વતંત્ર કોલેજ સ્થપાય ત્યાં સુધીમાં સ્ત્રીઓના હાલના ઉચ્ચ શિક્ષણક્રમમાં કાંઈ પણ ફેરફારઃ થવો જોઈએ એમ આપને નથી લાગતું?"

ઉ૦ "અવસ્ય. કોલેજનાં શિક્ષણક્રમમાં થોડોઘણો ફેરફાર થવો જ જોઈએ. ગણિતવિષય અને બીજી ભાષા સ્ત્રી વિદ્યાર્થીને શીખવવાની ખાસ જરૂર નથી. ઐચ્છિક વિષય તેની મરજીમાં આવે તે પસંદ કરે. ઐચ્છિક વિષયમાં આરોગ્યશાસ્ત્ર, ગૃહવ્યવસ્થા અને લલિતકલાનો અવસ્ય કરી સમાવેશ થવો જોઈએ; અને આટલુ જ શિક્ષણ આપશો તો બસ થશે એ મને લાગે છે."

પ્ર૦ "સુશિક્ષિત છોકરીયોના લગ્ન થયા પછી સમાજને-તેમના તરફથી મળવો જોઈતો ફાયદો-મદદ મળતાં નથી એવો તેમના પર એક સામાન્ય આરોપ છે. આમાં આપને કેટલું સત્ય લાગે છે? સમાજસેવા સારૂ સુશિક્ષિત સ્ત્રીયોએ શું અવિવાહિત રહેવું જોઈએ પરણેલી સુશિક્ષિત સ્ત્રી કઈ રીતે સમાજસેવા કરી શકે?"

ઉ૦ "આપણા ભણેલા સ્ત્રીવર્ગ તરફથી સમાજને ફાયદો થતો નથી એ આક્ષેપમાં જરા પણ સત્ય નથી. જો કોઈ પણ રીતનો દોષ હોય તો તેનું કારણ શિક્ષણ નહીં, પણ આપણી સમાજની પરિસ્થિતિ છે. ઓ૦ મી૦ ગોખલે અને તેમની 'સર્વન્ટસ ઑફ ઇંડિયા સોસાઇટી,' પ્રિન્સિપલ પ્રાંજપે અને તેમનું પ્રોફેસર મંડળ, પ્રો૦ કર્વે અને તેમની મંડળી, રા. શિંદે વિગેરેના મંડળ જે કાર્યો કરે છે તેવા પ્રકારના સમાજસેવાના કાર્ય બદલ જો તમે બોલતા હો, તો હુ પૂછીશ કે સારા સુશિક્ષિત પુરૂષો એવાં બીજાં કેટલાં કાર્યો કરે છે? અને તેમ નથી તો સુશિક્ષિત સ્ત્રીઓ જ સમાજકાર્યમાં પડે અને સંસારભાર ન ઉંચકે એનો અર્થ શો? વારુ; રમાબાઈ રાનાડેનું સેવાસદન, મહિલા વિદ્યાલય, મુંબઈનું સેવાસદન વિગેરે સામાજિક સંસ્થાઓ સંસારના ભાર ઉંચકેલી સ્ત્રીઓ જ ચલવે છે ને? સ્ત્રીઓ કે પુરૂષો, સૌને એક કાયદો લાગુ પડે છે. સામાજિક કાર્ય કરવાની પ્રબળ ઉત્કંઠા જેને હશે તે સંસારમાં રહીને પણ તેવાં કામો કરવા બહાર આવશે અને આવે છે. તે સારૂ અવિવાહિત જિંદગી ગાળવાની બિલકુલ જરૂર નથી. જેનો એવો કોઈ વિશિષ્ટ હેતુ હોય તે ભલે અવિવાહિત રહે. પરંતુ આ તો પોતાની ઇચ્છાનો સવાલ છે. સ્ત્રીઓ તેમ જ પુરૂષોને આ સવાલ એક સરખી રીતે લાગુ પડે છે. હાલની પરિસ્થિતિમાં તો વિવાહિત સ્ત્રી વધુ કામ કરી શકે તેમ

છે. પુરુષો પણ તેમ કરી શકશે. સ્ત્રી પોતાનું કર્તવ્ય બજાવતી નથી એવો તમે આક્ષેપ મૂકો છો; સુશિક્ષિત પુરુષ પણ તેટલા જ દોષને પાત્ર છે. મેં તમને શરૂઆતમાં જ કહ્યું કે આ આપણી સામાજિક પરિસ્થિતિનો દોષ છે. જેને તીવ્ર ઇચ્છા છે તે પોતાનું કર્તવ્ય કરે છે જ. તો આ પ્રશ્નને વિશેષ મહત્વ આપવાની આવશ્યકતા મને લાગતી નથી. યૂરોપમાં સુશિક્ષિત વિવાહિત સ્ત્રીયો સમાજસેવા ક્યાં નથી કરતી ? સમાજસેવાના વિષયમાં ત્યાં પુરુષ વર્ગમાં જેટલી જાગૃતિ છે તેટલી સ્ત્રીયોમાં પણ છે. જ્યારે આપણો સુશિક્ષિત પુરુષવર્ગ સમાજ કાર્યમાં અધિકાધિક લક્ષ આપવા માંડશે ત્યારે, વખતે તેમના કરતાં પહેલાં, આપણી સુશિક્ષિત સ્ત્રીયો પણ તેવાં કામ હાથ ધરશે.

× × × × ×

પ્ર૦ " આપણા રાષ્ટ્રીય જીવનમાં મહત્વની કઈ કઈ બાબતો છે, અને એ જીવન સુધારવા આપણા તરફથી કેવો પ્રયત્ન કરવો આપને આવશ્યક લાગે છે ? "

ઉ૦ " પ્રથમ તો એ વાત લક્ષમાં લેવાની છે કે " રાષ્ટ્રીય " શબ્દનો અર્થ તમે હમણાં હમણાં જ સમજતા શીખ્યા છો. આપણા દેશમાં રાષ્ટ્ર અને રાષ્ટ્રીય બાબતો તરફ ટૂંક દૃષ્ટિથી જ વિચાર કરાય છે. સામાજિક કે રાષ્ટ્રીય હિત સાથે વ્યક્તિહિતનો, કોઈ પણ રીતના સ્વાર્થનો સંબંધ હોય તો તે કરવા આપણે તરત તૈયાર થવાના ! સ્વાર્થસાધના ન હોય તો દેશહિત તરફ આપણી નજર પણ ન હોય ! અરે, થોડા સ્વાર્થ ખાતર દેશનું નુકસાન કરવા પણ તત્પર થવાના ! અર્થાત્ સ્વાર્થના ભોગે દેશહિત કરવું આપણે શીખ્યા નથી ! ગામના સાર્વજનિક તલાવ કે નદીના જ દાખલા લ્યો: સ્વચ્છ પાણી મળે એવી પ્રત્યેક જણની ઇચ્છા તો ખરી જ. હવે જે જગોએ તેવું પાણી મળે ત્યાંથી તે લેવું તો ખરુ; પણ તે જ જગોએ આપણે ગંદવાડ કરી ચાલતા થઇએ છીએ. આપણી માફક બીજાને પણ સ્વચ્છ પાણી જોઇએ એ વિચાર કદાપિ આપણા મનમાં નથી આવતો ! મોટા મોટા શહેરોમાં પણ આ જ સ્થિતિ જોશો. ઘર સ્વચ્છ રાખવા પ્રત્યેક જણ પ્રયત્ન કરે છે; પણ આપણા ઘરનો કચરો પડોશીના ઘર પાસે નાંખતા આપણને આચકો આવતો નથી ! ઘરમાં ફૂટેલા કાચ પોતાના બચ્ચા છોકરાંને વાગી તેમને નુકસાન થશે એવો વિચાર કરનાર તે જ ટુકડા રસ્તામાં વિના મંદાયે ફેંકશે ! રસ્તે જનાર આવનારને નુકસાન થશે તેનો વિચાર—તેમના સુખ દુઃખની ફિકર—કરવાની ભાંજગડમાં તે જરા પણ નહીં પડે ! આપણી મ્યુનિસિપાલિટિ, લાયબ્રેરી એમાંએ આ જ પ્રકાર જણાશે. બીજી સાર્વજનિક સભા અને સંસ્થાઓની પણ એવી જ ગત છે. સ્વાર્થ સધાતો હોય તો રાષ્ટ્રીય અને સામાજિક કામોની મોટી મોટી વાતો કરવી; તેમ ન થતું હોય તો આપણાથી તેવાં કામ ન થાય અને તે સંસ્થા અને તે દેશ સાથે પણ આપણે લેવા દેવા નહીં ! ઉલટું આપણે તે સંસ્થાનો નાશ કરવા પ્રવૃત્ત થઇશું. અને તેમાં યશ મળે જાતને કૃતકૃત્ય માનીશું ! આ આપણો પ્રથમ મોટો દોષ છે. હમણાં હમણાં આ બાબતમાં ઘણો સુધારો થનો દેખાય છે, અને નિસ્પૃહપણે સાર્વજનિક કામ કરનાર

મનુષ્યો થોડા થોડા જોવામાં આવે છે. બીજો દોષ એ છે કે આપણામાં અરસપરસ વિશ્વાસ બુદ્ધિ ઓછી છે. અને વિશ્વાસજનક વર્તન પણ ઓછું. આપણા વર્તનમાં "વચન" શું એ તો આપણે જાણતા જ નથી! વચન પાળવાની આવશ્યકતા અને વચનનું મહત્વ આપણે સમજ્યા જ નથી, અને વચન તોડયુ એ ઘણું ખોટું થયું એવી આપણને કલ્પના સુદ્ધાંત થતી નથી. ત્રીજો દોષ એ કે આપણામાં નિયમિતપણું સમૂળગું નથી. બાર વાગતાં જમવાનો સમારંભ હોય, અને યજમાનને નવ વાગતાનુ નિમંત્રણ કર્યું હોય, પણ એ પરોણા તો ત્રણ વાગતાં પહેલાં આવે જ શેનાં! સભાના વખત સારૂ પણ એવી જ માથાકૂટ. છ વાગતાં ભરાવાની સાર્વજનિક સભાનુ નિમંત્રણ પાંચ વાગતાનું કર્યું હોય, પણ લોકો સાત વાગતાં સુધી એકઠા થશે નહીં! અને તેની કોઇને ફિકર નથી—અને શરમ પણ આવતી નથી! ચોથો દોષ, એક નિષ્ઠાથી ઉત્કટપણે પ્રયત્ન કરી એકાદ કાર્ય ઝટ પૂર્ણ કરવાનું આપણામાં સામર્થ્ય નથી, અને તે જ પ્રમાણે સાહસ બુદ્ધિ કે મહત્વાકાંક્ષાનો આપણામાં પૂર્ણ અભાવ છે. પાંચમો દોષ, પરસ્પર કલહથી થતી રાષ્ટ્રહાનિ—ભર દિવસે ઉઘાડી આંખે દેખીએ છીએ છતાં રાષ્ટ્રહિત સારૂ એ કલહ છોડવા આપણી વૃત્તિ નથી. આ દોષોનું ટિપ્પણ લાંબુ થઈ જાય, અને તે આપણને માલૂમ પણ છે. એ દોષો ટાળવા પ્રત્યેક વ્યક્તિએ પ્રયત્ન કરવો અને પોતાના ઉદાહરણથી બીજાને ધડો આપવો."

પ્ર૦ "પણ પાશ્ચાત્ય શિક્ષણના પ્રભાવે આ દોષો હળવે હળવે અમારામાંથી દૂર થાય છે એમ અમને લાગે છે. પાશ્ચાત્ય શિક્ષણ મેળવેલા અમારા જૂના મંડળમાં અને નવા મંડળમાં આપને કાંઈ ફેર માલૂમ પડતો નથી?"

ઉ૦ "પાશ્ચાત્ય શિક્ષણના ઇષ્ટ સંસ્કાર આપણા પર પડે છે, પણ તે ઘણી મંદગતિ અને અલ્પ પ્રમાણમાં છે, જૂના અને નવા મંડળમાં થોડોશો ફરક દેખાય છે; પણ તેમાં ગુણની સાથે દોષ પણ છે. દાખલા તરીકે, જૂના મંડળનુ કર્તવ્ય બુદ્ધિ તરફ વિશેષ લક્ષ હતું: એ વૃત્તિ હાલના જમાનામાં શિથિલ થઈ લાગે છે. ગુરુજન તરફ પહેલાં સન્માન દૃષ્ટિ હતી; હાલમાં તે ઘણી કમી છે. પ્રથમ સારાસાર વિચાર કરવાની વિવેકબુદ્ધિ હતી; હમણાં "સેન્ટિમેંટ"—વિકારવશતા—વિશેષ છે. પ્રથમ મદ્યપાનનો પ્રસાર વધારે હતો; હમણાં તે ઘણો કમી છે. સ્વાર્થત્યાગ કરવાની વૃત્તિ હમણાં પ્રથમ કરતાં વધુ હોઈ બીજા પણ અનુકરણ કરવા યોગ્ય સદ્ગુણો દેખાય છે, તથાપિ તેમાં પણ "સેંટિમેંટ"નો ભાગ પ્રાધાન્ય ધરાવતો હોય છે, શુદ્ધબુદ્ધિ અને એકનિષ્ઠાથી પ્રયત્ન કરવાની પાત્રતા કે આવડત તેમાં દેખાતી નથી. એનું કારણ એમ હશે કે આપણી શિક્ષણપદ્ધતિમાં કાંઈક દોષ છે, અને સમાજનું ખરૂ કલ્યાણ કયે માર્ગે છે તે જોવાની કાળજી આપણા નેતામાં નથી."

પ્ર૦ "આ તો આપે પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કાર પડેલા મનુષ્યોની વાત કરી. પરંતુ તે શિક્ષણનું જેમણે નામે લીધું નથી તેવી અને તે શિક્ષણના સંસ્કારવાળી જૂનીનવી મંડળીના શીલ, નીતિમત્તા, સત્યપ્રિયતા આદિમાં આપને તફાવત લાગતો નથી?

ઉ૦ "પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કાર વગરના મંડળ કરતાં સંસ્કારવાળા મંડળનું એકંદર વર્તન વધુ શ્રેષ્ઠ દરજ્જાનું છે એવો મારો અનુભવ છે. જૂના વિચારવાળાઓ કર્મઠ અને દુરભિમાની વધારે છે. એક પત્નીવ્રત, ભૂતદયા, ન્યાયાન્યાય એ તરફ પણ તેમનું લક્ષ ઓછું, પહેલાંના સરકારી અમલદારોમાં લાંચ ખાનારાનું પ્રમાણ પણ વધારે, જે દુર્ગુણ પાશ્ચાત્ય શિક્ષણ લીધેલા અમલદારોમાં ઘણો કમી દેખાય છે."

પ્ર૦ "વારુ, રાજ્યાશ્રયને અભાવે અમારામાંના કેટલાક કામ કરી શકનારા પુરુષોની જોઈએ તેવી કદર થતી નથી, એવી લોક સમજ છે તેમાં આપને કેટલું સત્ય લાગે છે?"

ઉ૦ "રાજ્યાશ્રય હોત તો અમુક અમુક ચીજો અમે કરી હોત એ સમજૂત જ ભ્રમણા રૂપ છે. ખરું કર્તવ્ય સમજનારના જેવા દૃઢ નિશ્ચય, દૃઢ પ્રયત્ન, સતત ઉદ્યોગ અને કર્તવ્યનિષ્ઠા એ ગુણો આપણા અંગમાં તીવ્રપણે આવવા જોઇએ. જેમનામાં એ ગુણો હશે તેમનું કામ પ્રકાશમાં આવ્યા સિવાય રહેશે નહીં. આપણે જે સ્થિતિમાં હોઇએ તે જ સ્થિતિમાં પ્રયત્ન ચાલુ રાખવો. જે વાત આપણા હાથમાં નથી, અને જે સંજોગો આપણાથી બદલી શકાય તેમ નથી. તેના પર સઘળો દોષ મૂકી દૂર રહેવું, અને આપણું કર્તવ્ય વિસરી જવું એ ખરા મનુષ્યનું લક્ષણ નથી. રાજ્યાશ્રય મળે તો જ કામ હાથ ધરવું, નહીં તો હાથ જોડી સ્વસ્થ બેસી રહેવું? તમારા જાવજી દાદાજી (નિર્ણયસાગર પ્રેસના માલિક) ને કેટલો આશ્રય મળ્યો હતો? પોતાના દીર્ઘ પ્રયત્ન અને સતત ઉદ્યોગથી શું કરી શકે તેમ હતા તે તેમણે બતાવ્યું કે નહીં? પ્રો૦ કર્વેને સરકાર તરફથી કેટલી મદદ મળે છે? રાજ્યાશ્રય મળેથી કામ હાથ ધરીશ એમ બોલી તેની વાટ જોતા બેસી રહ્યા હોત તો તેમને હાથે આવાં મોટાં કાર્યો થયા હોત ખરાં?"

"મનોરંજન"ના અલ્પ પ્રયત્ન બાબત કેટલાક ઉત્તેજનના શબ્દો બોલી ડૉક્ટર સાહેબ બોલ્યા: "રાજ્યાશ્રયના અભાવની ભ્રમણા જેટલી વહેલી જશે તેટલો રાષ્ટ્રને લાભ છે. રાજ્યાશ્રયનો જ્યાં જરા પણ સંબંધ નથી એવા કેટલાય જનકલ્યાણનાં કામો આપણી આગળ પડ્યાં છે તેની તો શરૂઆત કરો. આપણામાં જોઇતી ખરી સ્ફુર્તિ નથી, આસ્થા નથી, નિષ્ઠા નથી, દૃઢ નિશ્ચય નથી, સતત ઉદ્યોગ કરવાનો અભ્યાસ નથી, સાહસ નથી અને સ્વાર્થત્યાગની બુદ્ધિ નથી. એ ગુણો સંપાદન કરી એકનિષ્ઠાથી કામ કરવા માંડ્યા હોત તો આજે શું શું ન થયું હોત?"

આ પછી મેં પૂછ્યું: "વારુ, સામાજિક સુધારણા અધિક યશસ્વી નીવડે તે સારુ કઈ કઈ બાબતોમાં વધુ લક્ષ પરોવવું જોઇએ, અને અમારા નેતાઓ તેમ જ પ્રત્યેક વ્યક્તિયે કેવો પ્રયત્ન આરંભવો જોઇએ?"

ઉ૦ "સામાજિક સુધારણા યશસ્વી નીવડે તે સારુ પ્રથમ તો લોકમાંથી અજ્ઞાન દૂર થવું જોઇએ; અને તે સારુ શિક્ષણનો પ્રસાર જેમ બને તેમ વધારવા સૌએ એક સાથે દીર્ઘ પ્રયત્ન કરવો જોઇએ. ફક્ત પુરુષોના નહીં, સ્ત્રીઓના શિક્ષણ સારુ પણ તેટલું જ, બલ્કે

તેથી વધુ, લક્ષ આપવું જોઇએ. તે સાથે લગ્નની વય વધારવી, જાતિભેદ દૂર કરવા, વિધવા વિવાહમાં હરકત ન કરવી, અને મિશ્ર વિવાહ ઇત્યાદિ સારૂ પ્રયત્નો ચાલુ રાખવા. આ સંબંધિ વારંવાર વ્યાખ્યાનો આપી, સભાઓ ભરી, લેખો લખી, સામાન્ય જનોમાં એકસરખી વિચાર જાગૃતિ ઉત્પન્ન કરવી જોઇએ. પરંતુ આ મત, આ વિચાર, સમાજનો મોટો ભાગ ગ્રહણ કરે ત્યાં સુધી તમારે બેશી રહેવાનું નથી. આપણા વિચાર પ્રત્યક્ષ રૂપમાં મૂકાવા જોઇએ. સત્ય અને ન્યાય માર્ગે જનારે અને તે મુજબ વર્તનારે જરા પણ ગભરાવું નહીં.

× × × × +

પ્ર૦ "સામાજિક સુધારણામાં થોડી ઘણી બાંધ છોડ કરવી ઇષ્ટ છે ખરી?"

ઉ૦ "સામાજક સુધારણા નીતિ, ભૂતદયા અને સત્યના પાયા પર ચણવાની છે. નીતિ, ભૂતદયા અને સત્યમાં તમે શી અને કેવી રીતની બાંધછોડ કરી શકો તેમ છો? એક પુરૂષ બીજાનું ધનહરણ કરે, તો તેણે બધુ ધન પોતાની પાસે નહીં રાખતાં અરધું મૂળ માલિકને સોંપવું એમ તમે કહેશો? બીજો એક માણસ ત્રીજાને છેતરે છે, તેને આટલુ બધું કપટ ન કર—થોડું કર. અને તે થોડા કપટનું પરિણામ પેલા નિરપરાધિએ આનંદથી સહેવું એવુ તમે કહેશો? નીતિ, ભૂતદયા વિગેરે વિષયોમાં બાંધછોડ બિલકુલ ઉપયોગની નથી. વિવેકયુક્ત વાણી ધ્યાનમાં રાખી વાજબી લાગતો સુધારો પ્રત્યેક જણે ધૈર્યથી અવશ્ય અમલમાં મૂકવો. પરદેશ જઈ આવનારે પોતે કાંઈ પાપ કર્યું નથી એવું તેને લાગતું હોય તો સમાજને ખુશી રાખવા સારૂ પ્રાયશ્ચિત કરવાની ભાંજગડમાં તેણે પડવું જ નહીં. ન્હાનપણમાં છોકરા છોકરીના વિવાહ કરવા અનિષ્ટ છે એવું જે માબાપ સમજે છે તેમણે સમાજની આરાધના સારૂ કોમળ બાળકની જિંદગી કદાપિ નુકસાનમાં નાખવી નહીં. એવું જ વર્તન પ્રત્યેક બાબતમાં રાખવું. આપણી સદસદ્વિવેકબુદ્ધિવિરુદ્ધ, સત્યવિરુદ્ધ, નીતિવિરુદ્ધ અને ભૂતદયાવિરુદ્ધ જે જે વાત હોય તેમાં કોઇએ કદાપિ બાંધછોડ કરવી નહીં."

પ્ર૦ "હમણાં હમણાં આપણા સુશિક્ષિત વર્ગમાં કપટ આચરણ—કહેવું કંઈ અને કરવું કંઈ એવી રીત—વિશેષ જોવામાં આવે છે. બોલવા પ્રમાણે વર્તન નહીં રાખનારની સંખ્યા એક તરફ મોટી છે ત્યારે કાર્ય કરનારાઓમાં ચોખ્ખી રીતે બોલવાનું ધૈર્ય નથી. અર્થાત, એક મનુષ્ય અમુક ચીજ ખુલ્લી રીતે કરે છે, પરંતુ તેણે તેમ કર્યું છે કે કેમ એ પૂછવામાં આવતાં ચોખ્ખી ના જ કહે. એવા નમુના ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. આને પરિણામે સમાજની નીતિ અધોગતિએ પહોંચી છે. અને જ્યાં ત્યાં ઢોંગનું સામ્રાજ્ય બંધાયું છે. આવા ઢોંગીઓને કોઈ પણ રીતનું શાસન ન આપવું? આપવું, તો કયું અને શી રીતે?"

ઉ૦ "આજકાલ જ્યાં ત્યાં તમે કહો છો તેવી લુચ્ચાઈ નજરે પડે છે, અને એ વાત ખરેખર સાચી છે. સમાજમાં એનો પ્રભાવ પણ વધ્યો છે. એકાદ ગૃહસ્થે સાહસિક પગલું ભર્યું હોય અને જ્ઞાતિજનોને તેની ખબર પડે, એટલે તે પુરુષ "મેં તેવું કાર્ય કર્યું નથી" એમ કહે અને જ્ઞાતિ સજ્જનોના મનનું સમાધાન થાય એ શું? કહેનાર હડહડતું જૂઠું

બોલે છે તેની સમાજને અને બોલનારને પાકી ખાતરી છે: તો પણ આવા વર્તન સામું તેઓ આંખ આડા કાન કરે છે અને તેમાં મોટાઈ માને છે. સામાજિક નીતિવર્તન પર આનું પરિણામ ઘણું અનિષ્ટ આવે છે. આપણું સામાજિક વાતાવરણ એકંદર રીતે અત્યંત અશુદ્ધ થયું છે, અને તે યત્નપૂર્વક શુદ્ધ કરવું જોઇએ. અન્યાય, ગરીબ મનુષ્ય તરફ ઠગવિદ્યા અને અસત્ય વર્તન સામો આપણે પૂર્ણ તિરસ્કાર બતાવવો. એ તિરસ્કાર પ્રત્યક્ષ રીતે દર્શાવવો. સમજો કે વરવિક્રયની રૂઢી વિરુદ્ધ જાહેર પોકાર કરનાર એકાદ સુધારક પિતાએ પુત્રના લગ્ન પ્રસંગે વેવાઈ પાસેથી છળ કરી રૂપીઆ લીધા, તેની ખબર પડી, તો આવા સુશિક્ષિત પુરુષને કડક શાસન જ મળવું જોઇએ. સાર્વજનિક સભામાં, ક્લબોમાં તેને સભાસદ થવા ન દેવો; તે પ્રથમ સભાસદ થયલો હોય તો નામ કાઢી નાંખવું; તેને ઘર કોઇએ જવું નહીં, તેમ તેને બોલાવવો પણ નહીં; સાર્વજનિક સંમેલનોમાં તેને નિમંત્રણ પણ ન કરવું, ઇત્યાદિ પ્રકારથી તેના વર્તન સામું તિરસ્કાર દર્શાવવો. આવું કડક શાસન મળેથી પ્રાપંચિક વર્તનનો વહેલો નાશ થશે એમ હું ધારું છું.

× × × × ×

પ્ર૦ "ઇંગ્રેજી, સંસ્કૃત અને મરાઠી ભાષામાં કયાં પુસ્તકો તરફ આપને વધુ પ્રીતિ છે?"

ઉ૦ "ઇંગ્રેજીમાં વિશેષે કરીને ઇતિહાસ, જીવનચરિત્રો અને ધાર્મિક ફિલસુફી હું વારંવાર વાંચું છું. ફિલસુફી અને ધર્મના પુસ્તકોમાં જેમ્સ માર્ટિનો, હિબર્ટ્સ લેક્ચર્સ અને ગીફર્ડસ લેક્ચર્સ મેં ઘણીવાર વાંચ્યા છે, અને ફ્રુડના ઐતિહાસિક નિબંધોનું વાંચન પણ ઘણીવાર કર્યું છે. ઇંગ્રેજી કવિઓમાં વર્ડ્સ્વર્થ અને ટેનિસન મને સૌથી વધુ આવડે છે. સ્કૉટની નવલકથાઓએ યુવાવસ્થામાં મારા મગજપર ઘણી સારી અસર કરી છે. સંસ્કૃતમાં ઉપનિષદ્ અને ભગવદ્ગીતા એ મારા પ્રિય ગ્રંથો છે. ઉપપાદન પદ્ધતિ સારુ શાંકરભાષ્ય અને ભાષાજ્ઞાન સારુ કાદંબરી વાંચવા મને ગમે છે. નાટકોમાં ઉત્તરરામચરિત મને બહુ પ્રિય છે. મરાઠીમાં તુકારામના અભંગ અને જ્ઞાનેશ્વરી એ ગ્રંથો હું વધારે વાંચું છું."

પ્ર૦ "લલિતકલા પૈકી આપને કઈ કલા આવડે છે?"

ઉ૦ "લલિતકલામાં આપણું દેશી સંગીત અને ચિત્રકળા હું જાણું છું. નૈસર્ગિક સૃષ્ટિ સૌંદર્યનો હું ભક્ત છું."

પ્ર૦ "અને આપ પ્રવાસના શોખીન છો ખરા? હિંદુસ્તાન અને મહારાષ્ટ્રમાં આપે ક્યાં ક્યાં પ્રવાસ કર્યો છે?"

ઉ૦ "ના. પ્રવાસનો મને શોખ નથી. અને પ્રવાસ કરવો મને ગમતો પણ નથી. પ્રસંગોપાત્ત કોઇ કોઇ શહેર જોયાં છે. ઉત્તર હિંદુસ્તાનમાં કલકત્તા, ગયા, કાશી, પ્રયાગ, આગ્રા, દિલ્હી, સિમલા, ગ્વાલિયર, જયપુર અને ઇંદોર; સિંધ પ્રાંતમાં કરાંચી અને હૈદ્રાબાદ; ગુજરાતમાં અમદાવાદ અને વડોદરા; મહારાષ્ટ્રમાં કોલ્હાપુર, સતારા, બેલગામ, શોલાપુર, અહમદનગર અને નાશિક વિગેરે ઠેકાણાં; અને મદ્રાસ ઇલાકામાં મદ્રાસ અને કાંચીપુર હું જઇ આવ્યો છું."

પ્ર૦ "યુરોપના પ્રવાસે આપના મનપર શી અસર કરી છે ?"

ઉ૦ "ટૂંકામાં કહું તો યુરોપમાં રાષ્ટ્ર જાગૃતિ છે. જ્યારે આપણે અહીં ઉંઘીએ છીએ. યુરોપમાંથી કેટલીએ બાબતો આપણે હજુ શીખવી બાકી છે એ ત્યાંના પ્રવાસે મને શીખવ્યુ.

પ્ર૦ "એટલે આપનો કહેવાનો આશય એ છે કે યુરોપનો પ્રવાસ અમારે કરવો ઇષ્ટ છે ?

ઉ૦ "કેવળ ઇષ્ટ નહીં, પણ આવશ્યક છે, એવો મારો મત છે. જે કોઇને યુરોપનો પ્રવાસ કરવાના સાધન અને અનુકૂળતા હોય તેમણે તો તે દેશ નિદાન એકવાર અવશ્ય જોઈ આવવો. જીજ્ઞાસા બુદ્ધિ તૃપ્ત કરવા જ યુરોપ જવું. નહીં કે ચૈન કરવા. જે કોઈ જ્ઞાન મેળવવા ત્યાં જશે, આંખો ઉઘાડી રાખી ત્યાંની વસ્તુસ્થિતિ જોશે, અને ત્યાંના ગુણો ગ્રાહ્ય વસ્તુઓ—પોતાના આચારમાં આણવા પ્રયત્ન કરશે તેને પોતાને અને સમાજને પુષ્કળ ફાયદો થયા સિવાય રહેશે નહીં."

પ્ર૦ "અને આપણા સ્ત્રી વર્ગે પણ તે દેશ જોવો એમ આપ કહો છો ?"

ઉ૦ "હા. અહીંનો સ્ત્રી વર્ગ ઇંગ્લંડ, અમેરિકા, જર્મની, ફ્રાન્સ, ઈટલી વિગેરે દેશ જોશે તો તેનો લાભ જનસમૂહને ઘણો થશે. આપણી સ્ત્રીયો જેમ વધુ સંખ્યામાં ત્યા જઈ આવશે તેમ કેટલીક ગેરસમજુતિઓ, અજ્ઞાન, દુરાગ્રહ મોટે ભાગે નષ્ટ થશે, અને સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય શું છે તેની તેમને સમજ પડી સમાજને ઘણો ફાયદો થશે. હમણાં સ્ત્રીયોનો મોટો ભાગ ત્યાં જઈ આવી શકે તેમ નથી એ ખુલ્લુ છે. તેવી જ રીતે તેમના બાળબચ્ચાંને આયા કે સંબંધિજનને સોંપી તેઓ જાય તે પણ ઇષ્ટ નથી. પરંતુ જે કોઈ સ્ત્રીની તેવી સ્થિતિ હોય તેણે ખસુસ કરી ત્યાં જઈ આવવુ એમ મારૂં કહેવું છે."

× × × × ×

૦ "સમાજનો એકંદર વિચાર કરતા શાસ્ત્રશુદ્ધ અને તત્ત્વશુદ્ધ ધર્મસિદ્ધાંતો મળે તો જનસમૂહની ધર્મ સંબંધિ જિજ્ઞાસા તૃપ્ત થશે ખરી ?"

ઉ૦ "પ્રયત્ન સર્વ બાજુથી થવો જોઇએ, એટલે શુદ્ધ ધર્મનુ તત્ત્વ સમાજ માન્ય કરશે. સામાન્યજનને પણ સમજ પડે એવુ જ્ઞાન આપેથી શુદ્ધ ધર્મ તત્વ તે વધુ સમજશે શુદ્ધ ધર્મ તત્વ યોગ્ય જ્ઞાનપૂર્વક આપેથી સામાન્ય જન તે માન્ય કરશે અને ગ્રહણ પણ કરશે. પરમેશ્વર કે આત્માના વિષય સંબંધિ કાંઈ પણ વિવેચન નહોતું કર્યું તો પણ બુદ્ધધર્મે પોતાનો પાયો ફક્ત નીતિના સિદ્ધાન્ત પર રચ્યો, અને તે ફતેહમંદ પણ નીવડયો. તો આપણે શાસ્ત્રશુદ્ધ અને તત્ત્વ શુદ્ધ ધર્મસિદ્ધાન્તો આપી શકીએ તે સમાજ કેમ માન્ય નહીં કરે ? કોઈ પણ શુદ્ધ ધર્મનો પાયો તત્ત્વજ્ઞાનના પાયા પર જ રચાવો જોઇએ. "ઇમોશન"—ભાવનાપર ધર્મ કદિ ટકી રહેશે નહીં અને રહ્યો પણ નથી."

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર.

---

# આર્ય સંગીતનું સ્વર સપ્તક.

વસન્ત સંવત્ ૧૯૭૦ ના ફાલ્ગુનના અંકમાં "આર્ય સંગીત અને હેનું સપ્તક" એ
ા નીચે રા. નરસિંહરાવ ભોળાનાથે મારા આ વિષય ઉપરના લેખમાં બે ત્રણ બાબ-
કાંઇક વસ્તુસ્થિતિવિરુદ્ધ ઉલ્લેખ તરફ સંગીતના વિષયમાં રસ લેનારાઓનું લક્ષ ખેંચ્યું
ે ઉલ્લેખ શા આધારે અને કયા દૃષ્ટિબિન્દુથી કર્યો છે તેનો ખુલાસો આપતા પહેલાં
જણાવવું જોઇએ કે મેં થોડા વખતથી જ સંગીતશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો છે અને
તેના દ્વાર દેશ સુધી પણ હું પહોંચ્યો નથી. કોઈ વિષયના નવીન અભ્યાસીને જેમ
ંધી બીજાને વાત કરવાની ઉત્કંઠા થાય છે તેમ આ વિષયના અભ્યાસમાં મને રસ
થી, અને તે બીજાઓને ચખાડવાની ઇચ્છાથી આ લેખ સાહિત્ય સભા આગળ વાંચવા
આ માસિકમાં પ્રગટ કરવા મારી પ્રવૃત્તિ થઈ હતી. આવા સંજોગોમાં લખાયેલા લેખમાં
રસિંહરાવ જેવા અગ્રગણ્ય સાક્ષરને કેટલાક સંગીતના વિવાદિત મુદ્દાઓમાં મારા અપ-
ત્ર વિચાર જણાઈ આવે તે સ્વાભાવિક જ છે. પણ આ સાથે જણાવવું જોઇએ કે
ા અભ્યાસીની દૃષ્ટિ નિર્મળ હોય છે, અને ચિરકાલના અભ્યાસીની દૃષ્ટિ કેટલીક વખત
ળી અને જુદા જુદા રંગથી રંગાયેલી હોય છે. હવે રા. નરસિંહરાવે જણાવેલી બાબતો
આવતાં જણાવવું જોઇએ કે, તે બાબતો વિવાદિત છે, તેમના લખવા પ્રમાણે વસ્તુ
તિવિરુદ્ધ નથી.

૧. 'હિન્દુસ્થાની પદ્ધતિમાં દરેક સ્વર તેની પહેલી શ્રુતિ ઉપર મુકાય છે,' આ
ા મારે આધાર નીચે પ્રમાણે છેઃ—

ीतसारामृते—

हिंदुस्थानीयपद्धत्यां श्रुतिक्रमविपर्ययात् ।
शंकराभरणाख्यातो मेलः शुद्धः सुनिश्चितः ॥
अत्र मेले मतः षड्जः प्रथमश्रुतिमाश्रितः ।
अन्येषु दृश्यते सोऽपि चतुर्थ्यां स्थापितो बुधैः ॥

રાજા સુરેન્દ્રમોહન ટાગોરે "The twenty two musical Shrutis of
Hindus" એ નામના નાના પુસ્તકમાં પ્રાચીન સંગીત ગ્રંથોનો શુદ્ધ સ્વર મેલ
દુસ્થાની 'શંકરાભરણ'—બિલાવલ—યુરોપીઅન સી—સપ્તક ઠરાવવા પ્રયત્ન કરેલો છે.
તેમની ભૂલ છે એમ પ્રાચીન અને આધુનિક શુદ્ધ સ્વરોનાં સ્થાન મેળવતાં માલૂમ પડે
પરંતુ હાલના બિલાવલ થાટમાં પ્રથમ શ્રુતિ ઉપર ષડ્જ સ્થાપવામાં તેમની ભૂલ થઈ
ા એમ મારૂં માનવું નથી.

અર્વાચીન અથવા હિંદુસ્થાની પદ્ધતિનું શુદ્ધ સ્વરસપ્તક યુરોપીઅન સી—સ્વર સ' ( C. scale ) ને બહુધા મળે છે. આ બન્ને સપ્તકમાં અર્ધાન્તર ( Semi-tone into val ) કયા કયા સ્વર વચ્ચે છે તે તપાસીએ. યુરોપીઅન સ્વર સપ્તકમાં અર્ધાન્તર e અ f તેમ જ b અને તાર C ની વચ્ચે છે. હવે હિંદુસ્થાની સ્વર સપ્તકના **ग, म, नि** અ **सां**, સ્વરો યુરોપીઅન સ્વર સપ્તકના e, f, b અને c છે; એટલે **ग** અને **म** વચ્ચે, તે જ **नि** અને **सां** વચ્ચે અર્ધાન્તર હોવું જોઇએ. આ અર્ધાન્તર ગાંધાર અને નિષાદ સ્વ' પોતાની પહેલી શ્રુતિ ઉપર સ્થાપવાથી આવી શકે; પ્રાચીન શ્રુતિસ્વરસ્થાપનપદ્ધતિ પ્રમા તો તે સ્વરો વચ્ચે બૃહદન્તર આવશે.

શાર્ઙ્ગદેવના વખતના પ્રચલિત સંગીતમાં 'અંતર ગાંધાર' અને ' કાકલી નિષાદ ' એ વિ' સ્વરો અગત્યના હોય એમ જણાય છે. લગભગ ભરતના વખતથી આ વિકૃત સ્વરો સંગીત મહત્ત્વનું સ્થાન ભોગવતા આવ્યા હતા. આ વિકૃત સ્વરો હિંદુસ્થાની પદ્ધતિના શુદ્ધ અથ તીવ્ર ગાંધાર અને નિષાદ સ્વરો છે. પ્રચલિત સંગીતમાં ધીમે ધીમે આ સ્વરો શુદ્ધ સ્વર કોટિમાં આવ્યા જણાય છે. આ વિકૃતિઓને શુદ્ધ સ્વર ગણતાં નિષાદ અને ષડ્જ વચ્ચે અને ગાંધાર અને મધ્યમ વચ્ચે અર્ધાન્તરો આવે છે અને તેનો ખુલાસો નિયત શ્રુતિ દ' સ્વરની પહેલી શ્રુતિ લેવાથી થાય છે. શાસ્ત્ર નિયમની વિરૂદ્ધ લખવું તે પાપ ગણાય, મા કદાચ શાર્ઙ્ગદેવ પછીના સંગીતગ્રન્થકારોએ પણ દરેક સ્વરની શ્રુતિ સંખ્યાનાં અને નિય શ્રુતિ માટેનાં મૂળ વચન ઉતાર્યાં કર્યાં; પણ પ્રચલિત સંગીતના સ્વરોની અને ગ્રંથના સ્વરો' એકવાક્યતા કરવા જતાં ગરબડ વધી અને ચતુઃ શ્રુતિ, પંચશ્રુતિ ઋષભ ધૈવત ઇત્યા' નામો ગ્રન્થોમાં દાખલ કરવાં પડ્યાં. નિયત શ્રુતિઓમાં ફેર પડ્યો તે આપણે પાછલા વખ તના શુદ્ધ સ્વરો ઉપરથી જાણી શકીએ છીએ. લખાણમાં તો ષડ્જ, મધ્યમ અને પંચ સ્વરની ચાર ચાર શ્રુતિઓ ઇત્યાદિ અને દરેક સ્વર તેની છેલ્લી શ્રુતિ ઉપર સ્થપાય છે એ લખેલું માલુમ છે. આ સંગીત પરિવર્તનને પરિણામે સંગીત પારિજાતકના કર્તા અહોબ આપેલું નવું સ્વર સપ્તક આપણે જોઇએ છીએ. અહોબલ પંડિતના સ્વર સપ્તકમાંથી હિંદુ સ્થાની સ્વર સપ્તક સહેલાઇથી ઉપજાવી શકાય છે; તે પ્રમાણે પાછળથી પરિવર્તન થયું આ પરિવર્તન થાય તે સ્વાભાવિક જ હતું, કારણ કે સા, મ, અને પ સિવાયના શુદ્ધ સ્વરે સંગીતની કળા ખેડાતાં પોતાને ખરે સ્થાને આવવા જ જોઇએ. આ ફેરફાર શી રીતે અ' ક્યારે ક્યારે થયો તેના ઉપર વધારે પ્રકાશ, ભરત અને શાર્ઙ્ગદેવના સમયના વચગાળામાં' સંગીતના ગ્રંથો અને શાર્ઙ્ગદેવ પછીના વખતના બીજા સંગીતના ગ્રંથો પ્રકાશમાં આવે, તે વખતે પડે. આ રીતે વિચાર કરતાં પ્રાચીન સ્વરોમાંથી હાલના સ્વરો ઉપજાવવા માટે નિય શ્રુતિઓ બદલવાની જરૂર લાગે છે; અને દરેક સ્વરને તેની પહેલી શ્રુતિ ઉપર સ્થાપવાથ સ્વરાંતરો કેમ બદલાયાં તે સમજાવી શકાય છે.

૨. પ્રાચીનકાળમાં સંગીત કળા આપણા દેશમાં ઘણી ખેડાયેલી હોવાથી પાશ્ચાત્ય

નાદશાસ્ત્રનાં તત્ત્વો તેમાં આપોઆપ પ્રવર્તતાં માલુમ પડે તે સ્વભાવિક જ છે વળી સંગીતના વિષયમાં ચર્ચાઓ લખનારા જે ગૃહસ્થો પાશ્ચાત્ય નાદશાસ્ત્રનાં તત્ત્વો પ્રાચીન સ્વર સપ્તકની પરીક્ષામાં ઉપયોગમાં લે છે અને ઉચિત રીતે લાગુ પાડે છે તેમને રા. નરસિહરાવે ઉતારેલાં મારાં વચન લાગુ પડતાં નથી અને તેમને ઉદ્દેશીને તે વચન છે નહિ. પરંતુ કેટલાકને પ્રાચીનશાસ્ત્ર ઉપરના પ્રેમને લીધે અથવા દેશ પ્રેમને લીધે હાલના સર્વ પાશ્ચાત્ય સિદ્ધાન્તો અમારા શાસ્ત્રોમાં છે એમ બતાવવાનો આગ્રહ હોય છે તેથી અને કેટલાકની દષ્ટિ પાશ્ચાત્ય રંગથી રગાઈ હોય છે તેથી ખરેખર પરીક્ષા ન કરતાં પોતાના વિચારનુ આરોપણ પ્રાચીન ગ્રંથકારો ઉપર કરે છે, તેવા પંડિતોને ઉદ્દેશી આ વચનો છે. સંગીત સિવાય બીજા વિષયોમાં પણ પોતાના વિચારના સમર્થન માટે પ્રાચીન ગ્રંથકારોનાં વચનોનો મારી મચડીને ગમે તેમ અર્થ બંધ બેસાડવાની કેટલાક આધુનિક વિદ્વાનોની ટેવ હોય છે તે જણાવવું અહીં વિષયાંતર કરવા જેવું છે.

૩. क. હિંદુસ્થાની સ્વર સપ્તકમાં ઋષભ અને ધૈવત, સંગીત રત્નાકરાદિ ગ્રંથોના શુદ્ધ ગાંધાર અને નિષાદ છે, અને સંગીત પારિજાતના શુદ્ધ ઋષભ અને ધૈવત છે. ધૈવત ઋષભ ઉપરથી 'षड्जपञ्चमभावथी ઉપજાવેલો છે, તેથી ઋષભથી દોઢા પ્રમાણનો એટલે ૪૦૫ આન્દોલનોનો થશે. પરંતુ હાલ પ્રચલિત સંગીતમાં પાશ્ચાત્ય સંગીતની અસરને લીધે ધૈવત ૪૦૦ આન્દોલનોનો લેવાતો હોય તો વધારે સારો વાત છે, કારણ કે તેથી સ્વરૈક્ય, સુસંવાદ ઇત્યાદિ ફળની સિદ્ધિ થાય છે. આ પ્રશ્ન વિવાદિત છે એટલે વધુ ખુલાસાની જરૂર નથી.

ख. અહોબલ પંડિતે લખેલા 'સંગીત પારિજાત'માં ધના સ્થાપન માટે નીચેનું સંદિગ્ધ વચન છેઃ—

'सपयोर्मध्यदेशे तु धैवतं स्वरमाचरेत ॥

તેમાં ''मध्य देशे' શબ્દ નિશ્ચત અન્તર દર્શાવનારો નથી એ સત્ય છે, પણ તે જ ધનુ સ્થાન નક્કી કરવાની 'स्वरसंवादित्ताज्ञान' અને 'षड्जपंचमभाव'ની બે કૂંચીઓનો ઉપયોગ કરવા પાછળ સામાન્ય રીતે જણાવ્યું છે, છતાં તેમ ન કરતાં, અનેક સુસિદ્ધિઓ પાશ્ચાત્ય સંગીતમાં જોઈ તે અહીં પણ મેળવવા 'પારિજાત'માં આપેલા સ્વર સપ્તકમાં પાશ્ચાત્ય તત્ત્વો આપોઆપ પ્રવર્તતાં જોવા પોતાની કૂંચીઓનો ઉપયોગ કરી ગમે તે પ્રકારે બંધબેસતો અર્થ કરવાથી શો લાભ?

આ સંબંધમાં રા. નરસિંહરાવ લખે છે કે આ ध (૨૧ $\frac{1}{3}$ ઇંચે) ૪૦૦ આન્દોલનોનો લેવાથી Major triadનો સંવાદ સધાય છે. અહીં રા. નરસિંહરાવ ध ૨૧ $\frac{1}{3}$ ઇંચને છેડે ક્યાંથી લાવ્યા તે જોઇએ. અહોબલ પંડિત ध સ્વરને स અને पના મધ્ય દેશમાં સ્થાપવાનું કહે છે. વીણાના તારની લંબાઈ મેરૂ અને ઘોડી વચ્ચે ૩૬ ઇંચ લેતાં તાર सा ઘોડીથી ૧૮ ઇંચને છેડે અને प ૨૪ ઇંચને છેડે આવે છે; એટલે ध ને ઘોડીથી ૧૮ અને ૨૪ ઇંચના વચગાળામાં સ્થાપવાનું અહોબલ પંડિત સૂચવે છે. અઢાર અને ચોવીસ ઇંચના 'મધ્ય દેશમાં એટલે ૨૧ $\frac{1}{3}$ ઇંચને છેડે એવો નિશ્ચત અર્થ રા. નરસિંહરાવે શા ઉપરથી કર્યો?

અહોબલ પંડિતે તો ઉપર બતાવેલી બે કૂંચીઓ સિવાય બીજી કૂંચીઓ બતાવી નથી, ત્યારે એ સ્પષ્ટ જ છે કે રા. નરસિંહરાવ પોતાના પાશ્ચાત્ય સંગીતશાસ્ત્રના જ્ઞાનનો અને ગણિતશાસ્ત્રનો ઉપયોગ કરી અહોબલ પંડિતના ઘ નુ સ્થાને વીણા ઉપર ઘોડીથી ૨૧ ૭/૮ ઇંચને છેટે બતાવે છે અને આ પ્રમાણે 'સંગીત પારિજાત' ની સ્વર કારિકાઓનો લાઘવવાળો યોગ્ય અર્થ ગ્રહણ કરે છે। વળી પાશ્ચાત્ય સી—સ્વર સપ્તક Ideal Scale (શુદ્ધ સ્વર સપ્તક) ગણાય છે અને તેમાં સ્વરનાં પ્રમાણ સાદાં અને દોષ રહિત છે એટલે તેમાં a સ્વરનુ પ્રમાણ છે તે જ ઘનુ પ્રમાણ લેવાથી Major Sixth, Major Third, Minor Third આદિ સ્વરાન્તરો સચવાય અને Major triad (મહાન્ ત્રીક)નો સંવાદ સ્વરૈક્ય વગેરે બાબતો જળવાય છે. આ વાત સત્ય છે. તેવાં ઇષ્ટ ફળ પ્રાપ્ત કરવા હવે સગીતમાં તેમ કરવાની કોણ ના પાડે છે? પણ અહોબલ પડિતના વખતમાં આ મહાન્ ત્રીકનો સંવાદ Major Sixth, Major third, Minor third, Fourth વગેરે સ્વરાન્તરો શું જાણવામાં હતાં? તે વખતના અને પહેલાના કાળમાં કર્ણસંવાદથી અને પડ્જ પચમ ભાવથી એટલે Fifthના પ્રમાણથી સામાન્ય રીતે સ્વર નક્કી થતા હતા.

રા. નરસિંહરાવ લખે છે કે ઘનાં ૪૦૫ આન્દોલનો = ૨૭/૧૬ પ્રમાણ લેઇશુ તો તીવ્રગ અને તીવ્રનિ અનુક્રમે ૫/૪ અને ૧૫/૮ પ્રમાણના થશે. હવે "Law of harmony" સ્વરૈક્યના નિયમ પ્રમાણે સપ્તકના સ્વરોનાં પ્રમાણ આરંભક સ્વર સાથે અને બીજા સ્વરો સાથે જેમ વધારે સાદા પ્રમાણનાં હોય તેમ સ્વરૈક્ય અને સ્વર સંવાદ વગેરે સારી રીતે સિદ્ધ થાય છે. પણ દરેક દેશમાં સંગીતમાં સ્વરૈક્ય (Harmony) નો પ્રશ્ન ઘણો પાછળથી ઉત્પન્ન થયો છે અને તે ધીમે ધીમે આગળ વધ્યો છે. આપણું સંગીત તો Melody સ્વરક્રમમાધુર્ય ઉપર આધાર રાખે છે. માટે તીવ્રગ અને તીવ્ર નિ નાં પ્રમાણ સાદાં નથી આવતાં તો તે સ્વરૈક્યના દષ્ટિ બિન્દુએ દોષ છે અને તેટલે દરજ્જે અહોબલ પંડિતના વખતનું સ્વર સપ્તક દોષયુક્ત છે તે કબુલ કરવુ જ પડશે. હવે આપણે પાશ્ચાત્ય નાદશાસ્ત્રનાં સિદ્ધાન્તો જાણ્યાં છે અને તે સિદ્ધાન્તોને આધારે આપણા પ્રચલિત સગીતમાં યોગ્ય ફેરફાર કરવો ઘટે તો કરવો ઇષ્ટ છે અને તે થશે પણ ખરો. પણ તે ફેરફાર આપણે પ્રાચીન સંગીત શાસ્ત્રના નિયમને અનુસરીને કરીએ છીએ એમ ગમે તે પ્રકારે તેમાંનાં વચનોનો અર્થ કરી બતાવવામાં પ્રાચીન સંગીતની મહત્તા વધવાની નથી; અને આધુનિક નાદશાસ્ત્રના સિદ્ધાંતોવડે પ્રાચીન સંગીતનાં સિદ્ધાન્તો તપાસતાં તેમાં દોષ જણાય તો તે બતાવી આપવાથી પ્રાચીન આર્ય સંગીતની અને સંગીત શાસ્ત્રકારોની જાહોજલાલી ઝાંખી થવાની નથી. એમ મારૂં માનવું છે. 'ઉપલી' બાબતો વિવાદિત છે એટલે દરેક જણ સ્વતંત્ર મત આપી શકે, માટે વધુ ખુલાસાની જરૂર નથી.

નડીઆદ.
તા. ૨૮-૫-૧૪.

મણીલાલ શામળભાઇ દ્વિવેદી.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.



ભાષાના યુગ આપ્યા પછી રા. ત્રની એક દલીલ ઉપર રા. નરસિંહરાવ ઉતરે છે, તે એકે પારસીઓ આઠમા શતકમાં ગુજરાતમાં ઉતર્યા ત્યારે તેમણે ગુજરાતી માતૃભાષા તરીકે સ્વીકારી હતી. અર્થાત્ ગુજરાતી ભાષા ઈ. સ. ના ૮ મા શતકમાં પ્રચરિત હતી. રા. ત્રએ મી. કરાકાના પારસીઓના ઇતિહાસ ઉપર ધોરણ રાખી પારસીઓ ઈ. સ. ૭૧૬ માં સંજાણ પાસે ઉતર્યા, ત્યારે તેમને ગુજરાતી ભાષા સ્વીકારવી પડી એવું લખેલું જણાય છે એમ રા. નરસિંહરાવ લખે છે ને જણાવે છે, કે સંજાણ તે હાલ પણ ગુજરાતનો ભાગ નથી; દમણની ઉત્તરેજ ગુજરાત અને ગુજરાતી ભાષાનું પ્રચાર ક્ષેત્ર અટકે છે ( દા. ગીઅર્સનના પુસ્તકનો આધાર આપે છે ). પ્રાચીનકાળમાં તો વળી સંજાણ તે ગુજરાતમાં નહિ, પણ લાટ દેશમાં હતું. દા. ગીઅર્સનને મતે મહી નદીની દક્ષિણનો પ્રદેશ લાટ નામથી ઓળખાતો હતો. એ ભાગનો પણ ગુજરાત નામમાં સંગ્રહ થયો તે મુસલમાન સત્તા નીચે આવ્યા પછી અને પ્રાચીન ગુજરાતને પણ ગુર્જરત્રા નામ અણહિલવાડના ચાવડાવંશના સમયમાં ઈ. સ. ૭૭૦ થી ૯૫૬ ની દરમ્યાન મળ્યું હતું.

આ બાબતોનો હવે આપણે ઇતિહાસની દૃષ્ટિએ વિચાર કરીએ. ગુજરાતી ભાષા ક્યાં સુધી પ્રચરિત હતી તે વાત હું ગત અંકમાં ચરચી ગયો છું. રા. ત્ર એ મી. કરાકાના ઇતિહાસ ઉપર આધાર રાખ્યો છે, અને રા. નરસિંહરાવે પણ તે ઉપર તથા કિસ્સે સંજાણ ઉપર આધાર રાખ્યો છે. કિસ્સે સંજાણની હકીકત મી. કરાકાના ઇતિહાસમાં આવી જાય છે, તેથી તેને જુદું પ્રમાણ ગણવાની જરૂર નથી. હું આગળ ઉપર સાબીત કરી આપીશ કે રા. ત્ર એ તેમ રા. નરસિંહરાવે પારસીઓ સંજાણમાં ઉતર્યાની જે સાલો આપી છે તે બંને ખોટી છે; અને પારસીઓનું આગમન સુમારે ૨૨૦ વર્ષ આગળ ઠેલવું પડશે. મી કરાકાના ઇતિહાસમાં ૭૧૬,૭૭૨,૭૭૫ એવી ત્રણ સાલો જૂદે જૂદે ઠેકાણે આપી છે. સંજાણ એ હાલ ગુજરાતનો ભાગ નથી, અને ગુજરાતની દક્ષિણ સીમા દમણ આગળ અથવા દમણગંગાએ હાલ પૂરી થાય છે, એ વાત ખરી છે; પરંતુ પ્રાચીનકાળમાં પણ તે ગુજરાતમાં નહોતું એ સાબીત કરવા માટે પુરાવો જોઇએ. તે લાટ દેશમાં હતું એમ તો રા. નરસિંહરાવ કબુલ કરે છે, તો જોવાનું એટલું રહે છે કે લાટ દેશ ગુજરાતનો ભાગ હતો કે કેમ ? લાટ નામ અતિ પ્રાચીનકાળમાં રામાયણ મહાભારતના સમયમાં જોવામાં આવતું નથી. તેની પ્રથમ ઝાંખી કાશ્મીરના રાજતરંગિણી નામના ઇતિહાસમાં થાય છે. ઇ. સ. પૂ. ૨૦૦ માં મિહિરકુલ રાજાએ લંકા જીતીને પાછા આવતાં ચોલ, કર્ણાટક, લાટ

આદિ દેશ હતા. એ પછી લાટ દેશનું નામ સૌરાષ્ટ્રના ક્ષત્રપ રાજાઓએ અનાહિલ માલ (અનાવલ પાસે મોટું શહેર હતું) ઉપર હુમલો કર્યો તે વખતે દેખા દેછે. અનાહિલમાલના રાજાએ થાકીને ક્ષત્રપની માગણી પ્રમાણે ઉત્તર લાટ ખંભાતને પાવાગઢ સાથે આપ્યો, ત્યારે લડાઈ બંધ થઈ. આ હકીકત અનાવિલ (અનાવલા) ના અસલ ઇતિહાસ ઉપરથી મળી આવે છે. દા. ગીઅર્સ લાટની ઉત્તર હદ મહીથી શરૂ કરે છે, ત્યારે બીજાઓ તે નર્મદાથી શરૂ કરે છે; અને તેનું સૂચન "લાડને તાડ એ દક્ષિણમાં" એ કહેવત ઉપરથી પણ થાય છે. લાટ, લાટ્ય, લાડ, લાટક, લારક (આરબોનું), લારિક (ટોલેમીનું), એ પ્રદેશની દક્ષિણ હદ ક્યાં સુધી હતી તે ખાત્રી પૂર્વક કોઇએ જણાવી નથી, પરંતુ રા. નરસિંહરાવ સંજાણને લાટ દેશમાં ગણે છે, એટલે તે વિષે કંઈ વધારે વિચાર કરવાનો રહેતો નથી. એક વખત ઉત્તર લાટમાં–મહી ને નર્મદા વચ્ચેના પ્રદેશમાં–ગુર્જર રાજાઓ રાજ્ય કરતા હતા, અને દક્ષિણ લાટમાં અનાવિલમાલ, નવસારી (નાગમંડળ), કામરેજ ને માંડવીનાં રાજ્યો હતાં. મારા એક મિત્ર–જેમના બાપદાદાઓએ માંડવી (સુરત માંડવી) ની દિવાનગીરી લાગટ ત્રણ પેઢી સુધી કરી હતી, તે કહે છે કે સંજાણ એક વખત માંડવીનું ખંડીઉં હતું. પૂર્વે ગુજરાતનું નામજ નહોતું, અને ઉત્તર ગુજરાત–જેને ગુર્જરત્રા–ગુજરાત નામ ચાલુક્યોએ આપ્યું, તે આનર્તને નામે ઓળખાતું હતું. એટલે હાલના ગુર્જરાતનો પ્રદેશ સૌરાષ્ટ્ર, લાટ, અને આનર્ત દેશ મળીને થયો હતો. તે ઉપરથી રા. નરસિંહરાવ એમતો કહેવા નહિજ માગતા હોય, કે સૌરાષ્ટ્ર, લાટ, અને આર્નતની ભાષાઓ જૂદી જૂદી હતી, અગર લાટ વગેરેમાં ગુર્જરભાષા વપરાતીજ નહોતી.

ખંભાતથી માંડીને છેક ગોવા સુધીના દરિયા કાંઠાના મુલકને પહેલાં અપરાન્ત[1] કહેવામાં આવતો, અને સંજાણ તેના ઉત્તર તરફના ભાગમાં આવેલું છે. એ અપરાન્ત દેશમાં થઇને અર્જુન દ્વારિકા ગયા હતા. એ પ્રદેશના બંદરોના વેપારીઓ ગુજરાતી લાડ વાણીઆ[2] હતા.

ગુજરાતની હદ પૂર્વે ક્યાં સુધી હતી, તેનો પુરાવો કુમારપાળ પ્રબંધ[3]માંથી મળી આવે છે. તેમાં લખ્યું છે કે દક્ષિણે વિંધ્યા પર્વત સુધી કુમારપાળના રાજ્યની હદ હતી, એટલે હાલની હદ જે દમણગંગા કહેવામાં આવે છે, તેની પેલીમેર વિંધ્યાચળ પર્વત સુધી હતી, તેથી તેમાં સંજાણ–પ્રદેશ આવી જાય છે.

ગુજરાતની સીમા કાળે કાળે બદલાઇ છે. ઈ. સ. ૧૨૯૭ માં મુંબઇ તથા ઉત્તર કોકણ, અણહિલવાડના તાબામાં હતાં ૧૫ મા સૈકાના છેલ્લા ભાગમાં તથા ૧૬ મા સૈકાના પહેલા ભાગમાં અમદાવાદના બાદશાહોએ ખાનદેશ તથા માળવાનો કેટલોક ભાગ

---

૧ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ રા. બા. ગોવિંદભાઇ કૃત પૃષ્ઠ ૧૧.

૨. ગુ. પ્રા. ઇ. પૃષ્. ૨૬૮

૩. સદર પૃષ્. ૨૨૦

ગુજરાત સાથે જોડ્યો હતો. અકબરે ખાનદેશને માળવાનો વધારે ભાગ ગુજરાતમાંથી કાઢ્યો, પણ ઝાલોર તથા સીરોહી એ ગુજરાતમાં રાખ્યા[૪]. દક્ષિણ તરફના ગુર્જર રાજ્યનું મુખ્ય નગર નાંદિપુરી ( હાલનું નાંદોદ, પણ ડા. બ્યુલર તે ભરૂચ નજીક એક શહેર હતું એમ કહે છે ) હતું. એ રાજ્ય ઈ. સ. ૫૮૯ થી ૭૩૫ સુધી અસ્તિત્વમાં[૫] હતું. ગોધરાના ધુધળને જીતવાથી વીરધવળની સત્તા મહારાષ્ટ્રની હદ સુધી પહોંચી એમ કીર્તિ કૌમુદીનો કર્તા જણાવે છે.[૬]

હિંદુસ્તાન જેવા એક ખંડમાં ભૂગોળના રાજકીય ભાગવડે ભાષાનો પ્રદેશ પૂર્ણ કે હાલમાં નક્કી થતો નથી ગુજરાત સાથે માળવાને ખાનદેશ જોડી દીધા અથવા ગુજરાતની હદ એકવાર ઝાલોર સુધી પહોંચી ગઈ, માટે તે તે પ્રાંતોમાં ગુજરાતી ભાષા ચાલતી હતી એમ કહી શકાય નહિ. ભાષાનો આધાર જે તે પ્રદેશની વસ્તી ઉપર રહે છે. એ વસ્તી જ્યાં ત્યાં પોતાની ભાષા લઈ જાય છે. કોચીન અને મદ્રાસમાં ગુજરાતીઓની વસ્તી વિશેષ હોવાથી ત્યાં ગુજરાતી નિશાળો ચાલે છે. મોરીશશ ને ઝાંઝીબારમાં ગુર્જર લોકોની ભાષા ગુજરાતી છે સંજાણની આસપાસનો પ્રદેશ મોટા ભાગે ગુજરાતીથી પૂર્વે અને હાલ વસેલો હોવાથી ત્યાં ગુજરાતી ભાષા ચાલતી હતી અને હાલ પણ ચાલે છે. થાણા જીલ્લાના ઉત્તર ભાગમાં એટલે દેણુ તાલુકામાં ગુજરાતીઓની વસ્તી વધારે છે તેથી ચીરાણુ, દેહરી, બોર્ડી, સોર, સંભા, ઉમરગામ, નારગોળ, સંજાણ, મરોલી, ફણસા, પાલીકર-માલી, વસવાડા, ખતલવાડા, માહેન, બોરીગામ, કરમલી, તડગામ, માણેકપુર, માંડા, સોર-ઢવાડા, કરજગામ, જંબુરી, અને સોરડા એ ૨૨ ગામમાં ગુજરાતી નિશાળો છે, ત્યારે ચીચળ, બોર્ડી, ઉમરગામ, નારગોળ, ખતલવાડા એ સ્થળોએ મરાઠી ને ગુજરાતી નિશાળો જૂદી જૂદી છે. તગ સંજાણમાં હાલ વસ્તી ૨૩૭૫ હોઈ તેમા માત્ર ગુજરાતી શાળાજ ચાલે છે. આ ભાગમાં પૂર્વે ગુજરાતી લાડવાણીઆ મોટા વેપારી હતા, એ વાત મેં પહેલાં જણાવી છે. અનાવલા લોકો જૂના કાળથી એ તરફ જઈ રહેલા છે, અને વસવાડા ગામ તેમનું ગણાય છે. દુબળા, વારલી, ધોડીઆ ને નાયકડા ( જે સુરત જીલ્લામાં વસે છે ) ની વસ્તી દેણુ તાલુકાના પૂર્વ ભાગમાં તો ભરચક છે, અને તળ સંજાણમાં એક હજાર મુસલ-માન, ૭૨૦ વારલી, ૩૮૦ માચ્છી ૧૦૦ દુબળા ૧૮૦ કોળી ૨૫ કણબી ને ૫૦ પારસીની વસ્તી હાલ છે. આ લોકો કંઇ હાલમાંજ ત્યાં જઇને વસ્યા છે એમ નથી. બોમ્બે ગેઝેટી-યર ભાગ ૨૨ પૃષ્ઠ ૫૫-૫૭ માં આરબો સંજાણને સિનદાન કહેતા, અને તે એટલું મોટું હતું કે તેનું બીજું નામ નવતેરી નગરી પડયુ હતુ એમ લખ્યુ છે. આરબો સાથે સંજાણમાં વેપાર બહોળો ને લાંબી મુદત ચાલ્યાથી તેમના ગ્રંથકારો તે વિષે ઘણું લખી ગયા છે. " નવતેરી " ( ૯×૧૩ કોસના વિસ્તારવાળી ) નામજ ગુજરાતી છે.

સંજાણમાં હિંદુ રાજા હતો અને તેની કૃપાથી પારસીઓને વાસ મળ્યો. તે વખત

---

૪. સદર પૃષ્ઠ ૧૨
૫. ,, પૃ-૫
૬ ,, ,, ૨૪૯

તીર હોઇ શકે નહિ, પણ તે સંવત ૯૯૨ સાથે આબાદ મળી રહે છે. જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીના એહવાલના ત્રીજા વોલ્યુમ પાન ૨૦૦–૨૦૧ ઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૮૯૯ માં તેઓ માનતા હતા કે ખરૂં વરસ ૯૯૨ નું હતું, અને તેમણે અટકળ બાંધી હતી કે આગલા વખતમાં ૭ ને ૯ ના અંક લગભગ એક સરખી વલણના હશે. આ અટકળ ખરી છે એમ પ્રો. હોડીવાળાએ સાબીત કર્યું છે, અને દા. ભગવાનલાલ ઇંદ્રજીના લેખ ઉપરથી તેમણે સાબીત કર્યું છે કે ઇ. સ. ની દશમી સદીની આસપાસ નવનો આંકડો એ રીતે વપરાતો હતો, અને તેનો આકાર આપણા હાલના સાતડાને ઘણો મળતો હતો, અને તેનું બીજું રૂપ હાલના નવડા જેવું હતું આવોજ ગોટાળો અંબરનાથના મંદિરના લેખ વિષે થયો હતો. દા. ભાઉદાજીએ તેની સાલ ૭૮૨ વાંચી હતી; પણ તે ૯૮૨ જોઇએ એમ દા. ભગવાનલાલે દેખાડી આપ્યું હતું, અને એ સાલ ખરી છે, એમ દા. ભંડારકર, દા. ફ્લીટ, પ્રો. પાઠક અને બીજાઓ માને છે. પારસીઓ સંજાણમાં જાદી રાણાના વખતમાં આવ્યા એ વાત તો નિર્વિવાદ છે. ઈ. ની દશમી સદીમાં શિલહારા વંશના રાજાઓની હકુમત હેઠળ સંજાણ હતું આ વાત સાબીત કરવાને પ્રો. હોડીવાળાએ એ વંશના શિલા લેખ આપ્યા છે, અને આઠદશ દાખલા આપી જણાવ્યુ છે કે નામનો અપભ્રંશ થઇ વજ્જડદે ઉપરથી જાદી થયું છે. એજ વંશના એક લેખ ઉપરથી પ્રો. હોડીવાળાએ બતાવી આપ્યુ છે કે શિલહારા વંશના અપરાર્કે ખારાસાન મંડળીને નાણાની એક રકમ બક્ષિસ કરી હતી. ખારાસાન મંડળી વિષે દા. ભગવાનલાલ ગુંચવાડામાં પડયા હતા, પણ પ્રો. હોડીવાળાએ દેખાડી આપ્યું છે, કે પારસીઓનું જે ટોળું હિંદુસ્તાન તરફ ઉતરી આવ્યું, તે ઇરાનના પૂર્વ ભાગ એટલે ખોરાસાન તરફના તાયફાનોજ એક ભાગ હતો. કિસ્સે સંજાણમાં આપેલી એક લીટીનો ખરો અર્થ સમજાતો નહોતો, તે એ પ્રોફેસરે કરી બતાવ્યો છે. એ લીટીમાં શાહરાયાન ઓવ એકાયદે હોઈ તે શલેહરાયાન જોઇએ, એટલે કિસ્સે સંજાણના લખનાર પ્રમાણે પણ જાદી ગણો શલહારા ( શિલારા ) વંશનો હતો એમ ઠરે છે. પ્રો. હોડીવાળાએ બીજું એ બતાવી આપ્યું છે કે સંજાણવાળા આતસ બેહેરામને પહેલા પરથાવનાર મોબેદ નેરીઓસંગ ધપલી હતા. તેમની વંશાવળી શુદ્ધ કરતાં તેમના વડીલ શાપુર શહેરીઆર આઠમી સદીમાં નહિ, પણ દશમી સદીમાં આવ્યા હતા. કિસ્સે સંજાણમાં કહ્યુ છે કે પારસીઓ હિંદમાં આવ્યા પછી પાંચસેં વર્ષે મહમદ બેગડાએ સંજાણપર હુમલો કર્યો હતો, તે વાત આ હિસાબેજ બંધ બેસતી થાય છે, કેમકે સંજાણ ઉપરનો હુમલો ઈ. સ. ૧૪૬૫ ના અરસામાં થયો હતો. કેટલેક સ્થળે ( બોમ્બે ગેઝેટીઅર સુદ્ધાંએ ) મહમદ બેગડાને બદલે દિલ્હીના અલ્લાઉદીને હુમલો કર્યાનું જણાવ્યું છે, તે વાતને પ્રો. હોડીવાળાએ દાખલા દલીલથી ખોટી પાડી છે. વિસ્તાર ભયે આ બાબત પ્રો. હોડીવાળાએ જે લંબાણથી દલીલો આપી છે તે છોડી દેવી પડે છે.

હવે જદી રાણા વિષે જરા વધારે વાત કરીશું, રાણા શબ્દ દક્ષિણમાં ચાલતો નહોતો: તે ગુજરાત અને રજપુતસ્થાનમાંજ જાણીતો છે. રાજાથી નાના તે બહુધા રાણા અને તેથી ઉતરતા તે રણા કહેવાતા. હાલ પણ લુણાવાડાના રાણા ને કડાણાના રણા કહેવાય છે. પોરબંદરના ને મોટા ઉદેપુરના રાણા કહેવાય છે; એ તો સુપ્રસિદ્ધ વાત છે; માટે જદી

રાણો મરાઠા કે કોઈ બીજી જાતનો હોય નહિ. મોટા રાજના તાબાના સામંતો ને ભાયાતો નાના રાજના અધિપતિ હોય, તેમને રાણા કહેવામાં આવતા, એમ પંડિત ગૌરીશંકર જણાવે છે. સંજાણના શિલારા વંશના રાજાઓ સામંત હતા અને તેમને મહાસામંતનું બિરુદ અપાયું હતું. ચાલુક્ય સોલંકી અને વાઘેલા લોકો પોતાને સૂર્યવંશી કહેવડાવે છે, પરંતુ પંડિત ગૌરીશંકરે તે ચંદ્રવંશી છે એમ ઘણા તામ્ર લેખોથી સાબીત *કર્યું છે, એટલુંજ નહિ પણ પ્રસિદ્ધ હેમચંદ્રે દ્વયાશ્રય મહાકાવ્યમાં ભીમદેવને ચંદ્રવંશી લખ્યો છે; અને એજ પ્રમાણે વસ્તુપાલ ચરિત્રમાં પણ તેને ચંદ્રવંશી કહ્યો છે. તેમનું રાજ પૂર્વે જેમ કનોજમાં હતું તેમ વાતાપી ( બાદામી ), કલ્યાણ ( કલ્યાણી ), કલચુરી ( જયાનો મંગલીશ ગુજરાતના લાટ પ્રદેશનો રાજા હતો, એટલે ચેદીથી માંડીને લાટ સુધી તેનું રાજ હતું. )×

આ ઉપરથી જણાય છે કે શિલારા વંશીઓ ચંદ્રવંશી હોવા જોઇએ, અને જદી-જાદી એ જદુ-જાદવ શબ્દોથી થયો હોય તો તે ચન્દ્રવંશી યદુકુળનો કહી શકાય. સર કેમ્પબેલ ધારે છે કે તે દક્ષિણ ગુજરાતનો કોઈ યાદવ રાજા હશે.§

જદી રાણો સં. ૯૯૨ માં હતો, અને તે વખતે પારસીઓ સંજાણમાં આવ્યા, એટલે તેમનું આગમન દશમા શતક ઉતરતાં થયું, અને રા. કેશવલાલ જણાવે છે તેમ એ શતકમાં પ્રાચીન ગુજરાતી ચાલતી હતી. એ વખતે ગુજરાતી ભાષા સ્થિર થઈ હતી એમ કહેવાનો હેતુ એવો કે તે વખત પ્રાકૃત-અપભ્રંશ ભાષા ચાલતી નહોતી, અને ગુજરાતી ભાષા સર્વત્ર ચાલતી હતી.

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

---

* જુઓ તેમણે પ્રસિદ્ધ કરેલ સોલંકિયોકા પ્રાચીન ઇતિહાસ પૃષ્ઠ ૩ થી ૧૩.

× સદર પૃષ્ઠ ૧૮ અને ૨૪.

§ બોમ્બે ગેઝેટીઅર પા. ૧૩.

# વડોદરામાં ગૌતમ બુદ્ધનું પૂતળું.

મે. વસન્તના તન્ત્રી સાહેબ,

વડોદરામાં સુરસાગર પાસે જ્યુબિલિ પાર્કમાં મુકાયેલા ગૌતમ બુદ્ધના પૂતળા (statue) નીચે ચાર લેખો છે તે મહત્ત્વના હોવાથી આપના તરફ મોકલું છું. તો તે આપના વસન્તમાં પૂઠા ઉપર કે અંદર છાપવા કૃપા કરશો. આથી ગુજરાતી વાંચનાર આ-લમને ઘણો ફાયદો થશેઃ—

१

॥ श्री ॥

## आर्य अष्टांग मार्ग.

| | |
|---|---|
| १. यथार्थ दृष्टि. | ५. यथार्थ आजीविका. |
| २. यथार्थ संकल्प. | ६. यथार्थ पुरुषार्थ. |
| ३. यथार्थ वाचा. | ७. यथार्थ स्मृति. |
| ४. यथार्थ कर्म. | ८. यथार्थ समाधि. |

शाक्यमुनि (बुद्ध) का संक्षिप्त जीवन चरित्र.

हिमालयकी तराइ मे शाक्य नामका राजाओंका राज्य था.

इन राजाओमेंसे शुद्धोदन नामके राजाके यहां ई० सनसे ६२३ वर्ष पूर्व सिद्धार्थ नामका लडका हुआ. और उसने प्रपंच त्याग करके जंगलकी राह ली. मगध देशमें दो तपस्वीओंके पास उसने योगाभ्यास कीया ओर छ वर्ष लगातर काया कष्ट सहा, पर इससे उसकी शान्ति नहि हुइ, तब उसने देहको कष्ट देने का मार्ग छोड कर अपनेआप मनन करनेका मार्ग पकडा., ई० सनसे ५८८ वर्ष पूर्व गया नगरके दक्षिणमें ७ माइल पर नैरंजरी नदीके किनारे एक पीपल नीचे बैठे हुए, वैशाख शुद्ध पूर्णिमाकी रात्रिको सिद्धार्थने मध्यम मार्ग ढुंढ निकाला. उसी दिनसे उसे बुद्ध कहने लगे. इस मार्ग का ल-

गानर उसने ४९ वर्ष उपदेश कीया. उनकी आयु जब ८० वर्षकी हुइ अर्थात् ई० सनसे ५४३ वर्ष पहिले बुद्धका देहान्त हुआ.

२

सिद्धार्थके बापका नाम शुद्धोदन, उनकी माका नाम मायादेवी, पत्नीका नाम यशोधरादेवी, पुत्रका नाम राहुल, और सारथीका नाम छन्न था. सिद्धार्थको पालनेवाली मौसीका नाम महाप्रजापती गौतमी था. बुद्धके पहिले शिष्य का नाम अज्ञात कौंडिन्य, सारीपुत्र (उपतिष्य) और मौद्गलायन यह दो उसके मुख्य शिष्य थे. आनन्द हमेशा पास रहनेवाला शिष्य था. क्षेमा और उत्पलवर्णा यह मुख्य भिक्षुणी साध्वी थी.

मुख्य बौद्ध ग्रन्थ.

१ सुत्तपिटक.

२ विनयपिटक.

३ अभिधम्मपिटक.

बुद्धके कुछ वचन.

जन्मसे कोइ चांडाल नहि होता ।
जन्मसे कोइ ब्राह्मण नहि होता ॥

कर्मसे ही चांडाल और कर्मसे ही ब्राह्मण होता है.

"इसलीये हे आनन्द ! तुम अपने आपको (इस संसारसागरमें) द्वीपथी बनाओ और अपनी शरण जाओ. दूसरे की शरण मत जा. धर्मको ही द्वीप समज, धर्मकी शरण ले, विना धर्म और किसीकी शरण मत ले".

बुद्धका जन्म ई० सन पूर्व ६२२ वर्ष.
बुद्धकी मृत्यु ई० सन पूर्व ५४३ वर्ष.

३

बौद्ध तीर्थ.

(१) लुम्बिनी वन–नेपालकी तराइमें भगवानपुर ग्रामके पास. यहा सिद्धार्थका जन्म हुआ.

( २ ) कपिलवस्तु—शाक्य राजधानीका नगर. यहां सिद्धार्थने पवरिशा पाइ.

( ३ ) बोधि मंडल—बुद्धगयाके दक्षिण में ७ माइल पर. यहां सिद्धार्थ बुद्ध पदवीको प्राप्त हुआ. मुसलमान जिस प्रकार मक्केको पवित्र स्थान समझते हैं, वैसेही बौद्धलोग इस स्थलको पवित्र मानते हैं.

( ४ ) मृगदाव—काशी के पास. हाल इसको सारनाथ कहते है. यहा बुद्धने पहिले ५ तपस्वीओंको उपदेश दिया.

( ५ ) राजगृह—आजकल इसको रानगिर कहते है. बिम्बसार राजाकी यह राजधानी थी. यहां बुद्ध बहुत वर्ष रहा.

( ६ ) श्रावस्ति—आजकल इसको सहट महट कहते है. यह बलरामपुर रियासतमे हैं. यहां जेतवन नामका बडा विहार ( मठ ) था. इस जगह अनेक वर्षाऋतु बुद्धने व्यतीत की.

( ७ ) कुशिनारा—अब इसको कसाया कहते हैं. यह जगह गोरखपुर जिलेमें हैं. यहां बुद्धका देहान्त हुआ.

४

TEACHING OF BUDDH

Sympathy maintains the universe, not wealth
Dharma is our guiding light, not lamp,
Fame remains ever beautiful, not youth
Meritorious actions remain permanent, not our lives

धर्म राज गीता.

सर्वोपजीव्या करुणा न लक्ष्मी
धर्मः प्रकाशः सततं न दीपः।
यशांसि रम्याणि न यौवनानि
स्थिराणि पुण्यानि न जीवितानि॥

सब्ब पापस्स अकरणं
कुसलस्स उपसपदा।
सचित्त परियोदपनं
एत बुद्धा न सासनं

To cease from all sin,
To get virtue,
To clean one's own heart.
This is the religion of the Buddha

सर्व पापां पासून दूर रहाणें,
पुण्यकर्मांचा संग्रह करणें,
स्वतः चें चित्त शुद्ध करणें,
हा बुद्धांचा धर्म होय.

સર્વ પાપોથી દૂર રહેવું,
પુણ્ય કર્મોનો સંગ્રહ કરવો,
પોતાનું અન્તઃકરણ શુદ્ધ કરવું.
આ બુદ્ધોનો ધર્મ છે.

પેટલાદ બોર્ડર.

---

# એ પસાર થતી વાદળ.

ગ્રીષ્મની ગરમીથી ગભરાઇને ધીમી ધીમી શીતલ પવનલહરીનો ઉપભોગ કરવા હું મેડીની બ્હારની અગાશીમાં સૂતો હતો. રજનીને ય રમ્ય બનાવનાર ચન્દ્ર પોતાના અગણિત તારા-પરિવાર સહિત વ્યોમમાં વિરાજી રહ્યા હતો, અને પવનલહરીમાં સુધાસંભાર ભરતો હતો. માનવરચિત મન્દિરોનાં બન્ધનોમાંથી મુક્ત થઈ કુદરતના ખુલ્લાપણામાં ખેલવા રસિક હૃદયોને આથી વધુ આકર્ષક આમંત્રણ બીજું શાં હોઈ શકે ? વિશ્રાન્તિને અનુકૂલ સંકોચહીન સ્વાભાવિકતાથી હું પથારીમાં પડ્યો હતો અને ચન્દ્રિકાનાં શીળાં સુધાસ્હાણાં ચાતકવત્ અભિમુખતાથી ઝીલતો હતો. ઘેરા નીલરંગી ફલક શા વિશાલ વ્યોમમાં જડેલા અસંખ્ય હીરા સમા તારલાઓનાં સ્ફુરણો વચ્ચે વચ્ચે નયનોને આમન્ત્રતાં. આખો દિવસ અનેક સ્નેહીજનની મુલાકાતો—વીજળીના ચમકાર સમી દર્શનાભિલાષાને કૈંક સંતોષતી કૈંક પોષતી મુલાકાતો-લેવાની નિરન્તર પ્રવૃત્તિથી થાક લાગ્યો હતો. થાકે પોતાની બ્હેન નિદ્રાને બોલાવી, અને એણે આવી મ્હારાં આકાશનિરીક્ષણ અટકાવ્યાં,—'અટકાવ્યાં' એમ હું કેવલ અનુમાનથી કહું છું; કારણ કે અમી ઝીલતાં મ્હારાં નયનોને નિદ્રાએ ક્યારે ઘેર્યાં એનું મ્હને ભાન નથી. મ્હને તો એટલી જ ઝાંખી ઝાંખી પ્રતીતિ સ્મરણમાં છે કે પ્રિયજનના સુખદ સ્પર્શ સમી મીઠી સુકુમારતાથી આછું આછું ફેરતી વાદળીએ નિદ્રામાં વિક્ષેપ પાડ્યો. આંખો સ્વયમેવ

ઉઘડી અને ઉંચું જોયું. આછાં આછાં જલથી ભરેલી કોમલ વાદળી કુળાં કુળાં ફેરાં વેરતી પસાર થતી હતી.—સુકુમાર સુમનો વેરતી નાજુક બાલિકાની માફક. વાદળીઓનાં ધીમાં-ઉતાવળાં જવાંઆવવાં જોયાં કરવાં એ પણ સહૃદયોનો વ્હાલો આહ્લાદ છે. પણ કૈંક રસિકો સૌન્દર્યદર્શનમાં જ પર્યાપ્તિ માને છે; કૈંક તત્ત્વવિમર્શી સંસ્કારીજનો સૌન્દર્યદર્શન કરતાં વિશેષ માટે ઝંખ્યાં કરે છે. ઉદાર કુદરત ઉભય સારૂ સામગ્રી સમર્પે છે. વ્યોમવિહારિણી એ વાદળીને વધામણાં દેતે દેતે મ્હને રસિકવર રસ્કિનના "Mystory of Life—જીવનરહસ્ય" એ અર્થગમ્ભીર અનુભવકથનના એક ભાગનું સ્મરણ સ્ફુર્યું. ચંચલતાના સાધર્મ્યે જીવનને વાદળીની ઉપમા અપાવી છે. પરન્તુ આ ચંચલતાના સ્વીકારે ભિન્ન ભિન્ન પ્રકૃતિઓમાં ભિન્ન ભિન્ન પરિણામ આણ્યાં છે. એક પ્રકૃતિએ એ ચંચલતાને કર્મનિવૃત્તિનું નિમિત્ત બનાવી છે; બીજી પ્રકૃતિએ એ જ ચંચલતાને પ્રવૃત્તિની પ્રેરક બનાવી છે. "જ્યારે જીવન ચચલ જ છે તો આ બધી નિરર્થક માથાફૂટ શા માટે?"—એ પ્રશ્ન પ્રમાદપ્રેમી પ્રારબ્ધવાદી પૂછે છે અને આલસ્યપોષક ઉત્તર મેળવી પોતાનું મન મનાવે છે, "જ્યારે જીવન ચચલ જ છે તો ત્હેનો બનતો લાભ વિના વિલંબે કાં ન લેવો?" એ પ્રશ્ન પ્રવૃત્તિપ્રેમી પુરુષાર્થવાદી પૂછે છે અને પરાક્રમપોષક ફિલસુફીથી જીવનને પ્રવૃત્તિમય બનાવે છે. રસિકવર રસ્કિન કહે છે કે વાદળીની માફક જીવન ચચલ છે એ સત્ય છે, પરન્તુ જેમ ચંચલ વાદળી પસાર થતે થતે પ શીળી છાંય આપે છે અને રસછાંટણાંથી ભૂમિને ભીની કરી બીજાધાનને યોગ્ય કરે છે તેમ ચંચલ જીવન પણ પસાર થતે થતે અંતપ્તને છાયા આપી શકે અને કૈં રસસૂકાં હૃદયોમાં રસનું સિઞ્ચન કરી ત્હેમને ઉન્નત સંસ્કાર સ્વીકારવાની યોગ્યતા અર્પી શકે. એક જ વસ્તુસ્થિતિના કેવા જુદા જુદા અર્થભેદ, અને અર્થભેદને પરિણામે કર્મભેદ! ખરેખર! જીવન ચંચલ છે માટે ત્હેનો વ્યર્થ વ્યય કરવો એ અનાનમય અધર્મ છે; જીવન ચંચલ છે માટે સતત સાવધતાથી ક્ષણે ક્ષણનો અને તેટલો સદ્વ્યય કરવો એ જ જીવનનો ધર્મ છે, એ જ જીવનની કલા છે, એ જ જીવનની સફલતા છે. રસ્કિનના વિમર્શને સૌન્દર્યદર્શનના ઉપભોગને ઉન્નત બોધથી કેવો ઉપયોગી અને ઉદાત્ત બનાવ્યો છે!

નાગરવાડા, નડિઆદ,
તા. ૫-૬-૧૯૧૪.
શુક્ર—પ્રભાત.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# ઇશ્વરનું અસ્તિત્વ.

## ( ૩ )

હવે આપણે સૃષ્ટિની રચના બુદ્ધિપૂર્વક છે એમ માનવાનાં શાં કારણો છે તે જોઇશું. કોઈ પણ કાર્ય બુદ્ધિપૂર્વક થયેલુ છે કે નહીં અર્થાત્ હેનો કર્તા બુદ્ધિમાન્ છે કે નહીં હેનો નિર્ણય તે કાર્ય માત્ર આકસ્મિક જણાય છે કે સાધન ( means ) અને સાધ્ય (end)નો સંબન્ધ ધરાવનારી વસ્તુઓના સંયોજનથી ઉત્પન્ન થયેલુ જણાય છે હેના ઉપર આધાર રાખે છે. જો તે માત્ર આકસ્મિક હોય એટલે કે કોઈ પણ પ્રકારની એકરૂપતા તથા નિત્યતા હેમાં જોવામાં ન આવે અથવા તો કોઈ હેતુ સાધવા માટે તે કાર્ય ઉત્પન્ન થયેલું જણાતું ન હોય તો તે કાર્યનું કારણ બુદ્ધિમાન્ નથી એમ માની શકાય. પરન્તુ જો કોઈ કાર્ય અમુક હેતુને સાધ્ય કરવા માટે સાધન તરિકે જણાય તથા હેના ભાગો અડગાડગી ભાવનો સંબન્ધ ધરાવતા હોય તો તે કાર્યનું કારણ બુદ્ધિમાન્ છે તથા જેમ કાર્યની ગુમ્ફિતતા તથા મહત્વ વધારે તેમ હેના કારણની બુદ્ધિનો પ્રકર્ષ ઉચ્ચ છે એમ માની શકાય. અડગાડગી ભાવ (organic relation) અને હેતુમત્તા ( Intentionality ) એ બે બુદ્ધિના જ મુખ્ય ગુણો છે. અને જો સૃષ્ટિની રચનામાં જ તે જણાતા હોય તો સૃષ્ટિનું કારણ બુદ્ધિમાન્ છે એમ ન્યાયપૂર્વક અનુમાન થઈ શકે છે. હવે સૃષ્ટિ પરસ્પર અડગાડગી ભાવનો સંબન્ધ ધરાવનાર ભાગોની બનેલી એક સંસૃષ્ટિ ( organised whole ) રૂપે છે કે નહીં તે પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર વિજ્ઞાનશાસ્ત્રોના અભ્યાસથી જ મળી શકે છે. પદાર્થશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર વિગેરે જડ તેમ જ ચેતન વસ્તુઓના શાસ્ત્રોનો અભ્યાસ એક જ પરિણામ ઉપર આપણને લઈ જાય છે કે ભૌતિક સૃષ્ટિમાં થતા ફેરફારો હમેશાં નિયમપૂર્વક થાય છે અને જડ તથા ચેતન સૃષ્ટિના અડગાડગી ભાવના સંબન્ધવડે નીચામાં નીચા પ્રકારના જીવનમાંથી ઉંચામાં ઉંચા પ્રકારના જીવનની ઉત્ક્રાન્તિ થયેલી છે. સૃષ્ટિની અત્યન્ત ગુમ્ફિત અને કેટલેક અંશે અકલિત રચનાનુ વર્ણન આપવાનો પ્રયાસ કરવો તે અહીં અશક્ય છે. આ રચના સ્હમજવા માટે તો વિજ્ઞાનશાસ્ત્રોનો અભ્યાસ કરવાની જ ખાસ જરૂર છે. અત્રે તો સૃષ્ટિની રચના વિષેનાં વિજ્ઞાનશાસ્ત્રોનાં પરિણામો જ આપણે સ્વીકારીશું અને તે પરિણામોમાંથી ન્યાયપૂર્વક અનુમાન શું નીકળે છે તે જોઇશું.

સૃષ્ટિમાં જે પ્રકારની રચના જોવામાં આવે છે હેમાં જીવનની ઉચ્ચતમ ઉત્ક્રાન્તિ તે સાધ્ય, ભૌતિક વિશ્વ તથા હેના એકરૂપ અને અસ્ખલિત નિયમો તે હેનાં સાધનો તથા સાધ્ય આશયની સિદ્ધિ મેળવવા માટે યોગ્ય સાધનોની પસંદગી ( selection ), હેમનું સંયોજન ( combination), ઉત્તરોત્તર ક્રમ ( gradation ) અને અડગાડગી ભાવ ( organic relation ) તે હેના વિશિષ્ટ ગુણો જણાય છે. હવે આ સર્વે બુદ્ધિના જ ગુણો છે એમ આપણે સર્વે આપણી પોતાની બુદ્ધિના જ અનુભવ ઉપરથી જાણીએ છીએ. જેમ એક

ઘડીયાળનું યન્ત્ર જોઇને આપણે અનુમાન કરીએ છીએ કે તે કોઈ મનુષ્યે જ બનાવેલું હોવું જોઇએ કારણ કે વખત જાણવાના સાધ્ય હેતુની સિદ્ધિ મેળવવા માટે અમુક રીતે બનાવેલાં ચક્રોની પસંદગી તથા ત્હેમનું સંયોજન મનુષ્યની બુદ્ધિવડે જ થઈ શકે છે ત્હેવી જ રીતે અને ત્હેવા પ્રકારના જ અનુમાન વડે સૃષ્ટિની રચના ઉપરથી ત્હેનું કારણ ત્હેના મહત્વના પ્રમાણમાં મહાન્ બુદ્ધિશાળી હોવું જોઇએ એમ જાણી શકાય છે. આ બે વચ્ચે મુખ્ય ફેર એ છે કે ઘડીયાળ એક ઘણું સાદું અને સ્હમજી શકાય એવું યન્ત્ર છે જ્યારે સૃષ્ટિ માત્ર યન્ત્ર નહીં પરન્તુ અનેક ન્હાનાં મોટાં યન્ત્રમય અને અંગાંગી ભાવના સંબન્ધવડે સંયોજાયેલાં વિભાગોની એક મહાન્ સંસૃષ્ટિ ( organism ) છે અને જો આ સંસૃષ્ટિની રચના આપણી બુદ્ધિને અત્યન્ત ગુંફિત, અકલિત અને અપાર જણાતી હોય તો ત્હેનું કારણ પણ પણ અકલિત, અપાર અને અમાપ્ય બુદ્ધિવાળું છે એમ ન્યાયપૂર્વક અનુમાન થઈ શકે છે.

કેટલીએક વખત એમ કહેવામાં આવે છે કે જગતમાં બુદ્ધિમય રચના છે એ માત્ર આપણા મનની પોતાની કલ્પના જ છે, કારણ કે આપણે પોતે બુદ્ધિ ધરાવીએ છીએ તેથી જે કોઈ કાર્યબુદ્ધિ વડે ઉત્પન્ન થયેલા કાર્યને મળતું આવે ત્હેનું કારણ બુદ્ધિમાન્ હોવું જ જોઇએ એવું આપણે ખોટું અનુમાન કરીએ છીએ અર્થાત્ જગતમાં કંઈ બુદ્ધિમય રચના નથી પરન્તુ આપણે આપણા ધોરણે જ જગતને તપાસીએ છીએ તેથી ત્હેની રચના બુદ્ધિમય લાગે છે અને આવી રીતે આપણા ધોરણે જ જગતને તપાસવું તે કંઈ સૃષ્ટિનું કારણ શોધવાની ખરી રીતિ કહી શકાય નહીં. ઇશ્વરના અસ્તિત્વ સ્હામે આ એક મુખ્ય અને વિદ્વાનોમાં પ્રચલિત આક્ષેપ છે. અને આ આક્ષેપ મુકનારાઓ ઇશ્વરના અસ્તિત્વના પ્રમાણમાં જે દોષ જુએ છે ત્હેને તેઓ મનુષ્ય બુદ્ધિ—આરોપણ વાદ (Anthropomorphism) નું નામ આપે છે. હવે આ આક્ષેપ ઇશ્વરના અસ્તિત્વના પ્રમાણની તથા મનુષ્ય જ્ઞાનના બંધારણની ગેર સમજુતિને લીધે ઉપસ્થિત થાય છે. એટલું તો નિર્વિવાદ છે કે આપણને જે કંઈ જ્ઞાન મળે છે તે આપણી બુદ્ધિ વડે મળે છે. ઇન્દ્રિય સંસ્કારો પોતે બહિર્જગતનું જ્ઞાન આપતા નથી પરન્તુ આ સંસ્કારોને બુદ્ધિવડે ગ્રહણ કરી ત્હેમનો પરસ્પર સંબન્ધ બંધાયાથી જ જ્ઞાનની સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકે છે. તેટલું જ નહીં પરન્તુ જે કંઈ આપણે જાણી શકતા નથી તે પણ આપણી બુદ્ધિની શક્તિ સંકુચિત હોવાને લીધે હોય છે અર્થાત્ આપણું જ્ઞાન તેમ જ અજ્ઞાન બુદ્ધિના અમુક જ પ્રમાણના બંધારણને લીધે ઉત્પન્ન થાય છે. હવે જ્ઞાનશાસ્ત્ર ( Epistemology ) નો એક મુખ્ય નિયમ છે કે અન્તર્જગત (Ego) અને બાહ્ય જગત્ ( Non-ego ) એટલે કે બુદ્ધિનું બંધારણ અને પદાર્થોની સૃષ્ટિ—એ બે વચ્ચે જો કોઈ પણ પ્રકારની એકરૂપતા હોય તો જ જ્ઞાનની ઉત્પત્તિ થઈ શકે છે અને જેટલે દરજ્જે આ એકરૂપતા હોય તેટલે જ દરજ્જે જ્ઞાન મળી શકે છે. આ જ સિદ્ધાન્તને ઉત્ક્રાન્તિવાદના શબ્દોમાં કહીએ તો કુદરતની પસંદગી (Natural Selection) અને જીવન વિગ્રહ (Struggle for Existence) ના નિયમોને અનુસરીને મનુષ્ય પોતાની બુદ્ધિ વિગેરે સઘળી માનસિક તથા શારીરિક શક્તિઓ સાથે જીવનવિગ્રહમાં ટકી રહી ઉત્ક્રાન્તિ પામેલો છે, ત્હેનું કારણ એ જ છે કે ત્હેનું માનસિક તથા શારીરિક બંધારણ

સૃષ્ટિના પોતાના બંધારણની સાથે એકરૂપ થયેલુ છે અર્થાત્ હેની દરેક શક્તિની ઉત્પત્તિ જગતમાં રહેલા કોઈ પણ ગુણના કાર્ય ( effect ) રૂપે છે અને આ બે વસ્તુઓ વચ્ચે એવો સંબન્ધ હોય છે કે કુદરતના જે ગુણવડે અમુક શક્તિની ઉત્પત્તિ તથા વિકાસ થયો હોય તે શક્તિવડે તે ગુણનું આપણને જ્ઞાન મળે છે. અને જો આ શક્તિ આપણામાંથી જતી રહે તો તે શક્તિ વડે ઉત્પન્ન થતું જ્ઞાન બન્ધ થાય છે અને જો તે શક્તિ આપણા જીવનને માટે અગત્યની હોય તો આપણું પોતાનુ જીવન પણ નષ્ટ થાય છે. જે પ્રકારનો ખોરાક આપણને પ્રાપ્ત થઈ શકે તેમ છે તે ખોરાકને પાચન કરી શકે હેવું યન્ત્ર આપણા પેટમાં ઉત્ક્રાન્તિ પામેલું છે. ખોરાકનો પદાર્થ અમુક તત્વોનો બનેલો હોય છે તેથી તે તત્વોને પાચન કરી હેમના વડે લોહી ઉત્પન્ન કરી શકે હેવા જ રસાયણીક પ્રવાહોવાળી હોજરી આપણા શરીરમાં ઉત્ક્રાન્તિ પામેલી છે. આવી ઉત્ક્રાન્તિ જો ન થઈ હોત તો આપણું અસ્તિત્વ અહિં હોત જ નહીં. તેમ જ ખોરાક વિગેરે આપણા જીવનની જરૂરની વસ્તુઓ અમુક પ્રકારની અને અમુક પરિસ્થિતિમાં છે માટે જ હેમને મેળવવા માટે તે પ્રકાર અને પરિસ્થિતિને બંધ બેસે એવી આપણા હાથપગ વિગેરે અવયવોની રચના ઉત્ક્રાન્તિ પામેલી છે તથા બાહ્ય જગતમાં એક રૂપ અને નિત્ય નિયમોનું અસ્તિત્વ છે તથા વિશ્વના વિવિધ વિભાગોની રચના અત્યન્ત ગુંફિત છે તેથી જ આ નિયમો તથા રચનાવાળી સૃષ્ટિમાં રહી શકવા માટે હેમનું જ્ઞાન મળી શકે એવી શક્તિ અથાત્ બુદ્ધિ આપણા જીવનમાં ઉત્ક્રાન્તિ પામેલી છે. આ ઉપરથી જણાશે કે જગતમાં બુદ્ધિમય રચના છે હેને લીધે જ આપણામાં બુદ્ધિ ઉત્પન્ન થયેલી છે અને આપણામાં બુદ્ધિ છે તેથી જ આપણે જગતમાં રહેલી બુદ્ધિમય રચનાનું જ્ઞાન મેળવી શકીએ છીએ. પરન્તુ આનો અર્થ એમ નથી કે આપણામાં બુદ્ધિ છે માટે જ્યાં બુદ્ધિમય રચના નથી ત્યાં તે રચના જોઈએ છીએ. બુદ્ધિમય કાર્ય વિષે આપણા પોતાના અનુભવ ઉપરથી જે કાર્યોમાં નિયમપૂર્વક એકરૂપતા તથા પરસ્પર અડગાડગી ભાવનો સંબન્ધ હોય હેમનું મૂળ કારણ બુદ્ધિમાન્ છે એમ અનુમાન કરવામાં કોઈ પણ પ્રકારનો દોષ આવતો નથી. એટલું ખરૂં છે કે આપણી બુદ્ધિની શક્તિ જે પ્રમાણમાં સંકુચિત હોય તે પ્રમાણમાં સૃષ્ટિ વિષે જે જ્ઞાન આપણે મેળવી શકીએ તે અપૂર્ણું હોય છે. અને તેથી ઇશ્વર વિષેનું જ્ઞાન આપણી બુદ્ધિ ઉપર આધાર રાખે છે તેમ કહી શકાય પરન્તુ આનો અર્થ એમ થતો નથી કે ઇશ્વર વિષે જો આપણે વિચાર કરવો હોય તો હેને એક મોટા માણસના રૂપમાં જ કલ્પવો પડે કારણ કે ઇશ્વરના અસ્તિત્વ વિષેના બુદ્ધિપૂર્વક અનુમાન વડે આપણે એટલું જ જાણી શકીએ છીએ કે સૃષ્ટિનું મૂળ કારણ બુદ્ધિમાન્ હોવું જોઇએ પરન્તુ બુદ્ધિમાન્ હોય તો તે કારણ મનુષ્યના જેવું જ હોવું જોઇએ એ તર્ક કેવળ ભૂલ ભરેલો છે. સૃષ્ટિમાં વિકાસ પામેલી બુદ્ધિ મનુષ્યમાં જ જોવામાં આવે છે તે વાત ખરી છે પરન્તુ તેટલા માટે જે કોઈ બુદ્ધિમાન્ હોય તે મનુષ્ય જ હોવો જોઇએ એવું ન્યાયના કોઈ પણ સિદ્ધાન્તવડે કહી શકાય નહીં. મનુષ્ય—બુદ્ધિ—આરોપણવાદની સ્હામે મુખ્ય આક્ષેપ એ છે કે ઇશ્વર જો બુદ્ધિમાન્ હોય તો હેને માણસ જેવો કલ્પવો પડે છે પરન્તુ આમ કહેવામાં બન્ને પક્ષવાળાઓની ભૂલ એ છે કે ઇશ્વરની કલ્પના કરવાને આપણે કેવળ

અશક્ત છીએ. ઉપર આપણે ઇશ્વરના અસ્તિત્વના જે જ્ઞાન વિષે કહી ગયા હેમાં કલ્પનાનું સ્થાન છે જ નહીં. ઇશ્વર બુદ્ધિમાન્ હોય તો તે કેટલો મોટો હોવો જોઇએ, કેવા આકારવાળો હોવો જોઇએ વિગેરે પ્રશ્નોના ઉત્તર માટે મનુષ્ય બુદ્ધિ કેવળ અશક્ત જ રહેવાની કારણ કે મનુષ્ય પોતે જ સૃષ્ટિનું એક અંગ હોય તેમ જ પોતાની બુદ્ધિ વડે સૃષ્ટિના જ તાત્વિક સ્વરૂપની પુરેપુરી કલ્પના કરવાને અશક્ત હોય તો પછી સૃષ્ટિના મૂળ કારણ વિષેની કલ્પના કેવી રીતે બની શકે? કાર્યની પોતાની પુરેપુરી કલ્પના થઈ શકતી ન હોય તો કારણની પુરી કલ્પના થઈ શકે જ નહીં. આવી રીતે ઇશ્વરની કોઈ પણ પ્રકારની મૂર્તિમય કલ્પના કરવાને આપણે સર્વદા અશક્ત છીએ અને જો કોઈ પણ વસ્તુનું જ્ઞાન હેની કલ્પના કરવામાં જ રહેલુ હોય તો તે અર્થમાં જ ઇશ્વરનું જ્ઞાન આપણને કંઈ છે જ નહીં તથા મળી શકે પણ નહીં એમ કબુલ કરવું જોઇએ. પરન્તુ મનુષ્યની બુદ્ધિ એવા પ્રકારની નથી હેનું જ્ઞાન કલ્પનામાં જ સંકુચિત થઈ શકે. ઐન્દ્રિય કલ્પના ઉપરાંત બુદ્ધિપૂર્વક અનુમાનવડે પણ વસ્તુઓનું અસ્તિત્વ જાણી શકાય છે. આવા અનુમાન વડે મળેલું જ્ઞાન જો કે ઇન્દ્રિયોવડે મળેલા જ્ઞાન જેટલુ ગાઢ તથા સંપૂર્ણ હોતું નથી પરન્તુ તેટલા માટે હેને આપણી બુદ્ધિનો માત્ર આભાસ કહી શકાય નહીં. મનુષ્ય અને સૃષ્ટિના મૂળ કારણ—ઇશ્વર—વચ્ચે બુદ્ધિ, ઇચ્છા શક્તિ વિગેરે ગુણોની સામ્યતા હોય તેથી મનુષ્ય ઇશ્વર થતો નથી તેમ ઇશ્વર મનુષ્ય થતો નથી. આ સામ્યતાને ચોક્કસ રીતે દર્શાવનારો શબ્દ આપણી પાસે નથી પરન્તુ જો કોઈ પણ બંધ બેસતો શબ્દ હોય તો તે પુરૂષ (Person) છે. પુરૂષ શબ્દ બુદ્ધિ તથા ઇચ્છાના ગુણો વિશિષ્ટ રૂપે દર્શાવનારો છે પરન્તુ એટલુ યાદ રાખવાનું છે કે પુરૂષ શબ્દને મનુષ્ય શબ્દથી જુદા જ અર્થમાં લેવાનો છે. મનુષ્ય શબ્દની સાથે અમુક આકૃતિ, અમુક રૂપ વિગેરે ગુણોનું સાહચર્ય રહેલું છે પરન્તુ પુરૂષ શબ્દને કોઈ પણ શરીરની આકૃતિના અર્થમાં નહીં પરન્તુ માત્ર બુદ્ધિ તથા ઇચ્છા શક્તિના ગુણો દર્શાવવાના અર્થમાં લેવાનો છે. આ અર્થ પ્રમાણે ઇશ્વરને મનુષ્ય નહીં પરન્તુ પુરૂષ કહી શકાય અને હેને પુરૂષ કહેવામાં કોઈ પણ પ્રકારનો દોષ આવતો નથી. મનુષ્ય તથા ઇશ્વર બન્ને પુરૂષો છે પરન્તુ મનુષ્ય પુરૂષનું અતિ સૂક્ષ્મ (microcosm) સ્વરૂપ છે જ્યારે ઇશ્વર હેનું સૌથી મ્હોટું અને અને વિશાળ (macrocosm) સ્વરૂપ છે.

**હરસિદ્ધભાઇ વજુભાઈ. દીવેટીયા.**

---

# નીલગિરિનું વર્ણન.

નીલગિરી કિંવા ભૂરો પર્વત એ મદ્રાસ ઇલાકાનું અગ્રણીય સ્થાન છે. તેની પૂર્વ પશ્ચિમ લંબાઈ બહુધા ચાલીસ માઇલ અને ઉત્તર દક્ષિણ પહોલાઈ ૨૦ માઇલ છે. મદ્રાસ ઇલાકાના મોજણી ખાતાના ઓહોદ્દા માપણીદાર મેસર્સ કીઝ અને મેકમેહાન દ્વારા ઈ. સ. ૧૮૧૪ માં પ્રસ્તુત નીલગિરી જાહેરમાં જણાયો. ત્યાર પછી ચાર વર્ષ પર્યંત કોઇ પણ પ્રવાસી આ પ્રદેશના સંજોગમાં આવ્યાનો સરકારી પ્રતીતિ પ્રાપ્ત થયેલી જણાતી નથી. બહુધા આજ વર્ષના એટલે કે ઇ. સ. ૧૮૧૮ ના પ્રારંભમાં મેશર્સ વીશ અને કીનડર્સલી નામના આંગ્લ ગૃહસ્થોએ આ પહાડ પર ચઢવાનો માર્ગ શોધી કહાડ્યો એમ દફતર બતાવે છે. શા કારણવશાત્ ઉક્ત ગૃહસ્થોને આ માર્ગ પ્રતિ પ્રયાણ કરવાની આવશ્યકતા પડી તેના સદ્દલીલ કારણો કંઈ મળતાં નથી. લોકોની માન્યતામાં પ્રથકતા દેખાય છે. કેટલાકની વદંતિ એવી છે કે તેઓ શિકારાર્થે નીકળ્યા હતા અને શિકારની શોધમાં ને શોધમાં આગળ વધ્યા ગયા હતા. વળી બીજાની વદંતી એવી છે કે તે લોકો લુટારાની ટોળી પાછળ, પકડવાના ઇરાદાથી પડ્યા હતા. ત્રીજી ટોળી ઇ. સ. ૧૮૧૯ ના મે મહિનામાં ગયલી જણાય છે અને તેનો નાયક કોઇમ્બિટુરના કલેક્ટર મી. જૉન સાલીવાન હતો. અને તેજ ગૃહસ્થ નીલગિરીના શૃંગ પર પહોંચવા ભાગ્યશાળી થયો હતો. પહાડ પરત્વે મી. ઇવિન મેકફરસન નામના આંગ્લ ગૃહસ્થે એક મહત્વનો લેખ લખી મી. સાલીવાનને રજુ કર્યો. આ લેખ લખવાનો મુખ્ય આદેશ તેને આંગ્લ પ્રજા માટે સેનેટેરીઅમ બનાવવાનો હતો. ઉક્ત લેખની નીચે સાલીવાને મજબૂત ટેકો આપ્યો, અને મદ્રાસ સરકારને મંજુરી માટે તે રવાને કીધો. સુભાગ્યે મદ્રાસ સરકારે તે લેખનો સ્વીકાર કીધો—તેની બાબતોનું અધ્યયન કીધું અને તેની આવશ્યકતા પરત્વે વિવેચન યુક્ત કરી આંગ્લ પ્રજા માટે નીલગીરીને સેનેટરીયમ તરીકે આલેખવા—આલેખાવવા બહાલી આપી. તદનંતર નીલગિરીના પાયા શનૈઃ શનૈઃ પડવા લાગ્યા.

જ્યારે નીલગિરીની શોધ થઈ ત્યારે વાહન તરીકે બેલ ગાડી, કિંવા અશ્વનો વિશેષતઃ ઉપયોગ થતો હતો. તે સમયમાં આગગાડીનાં સાધન હતાં નહિ અને ભવિષ્યમાં થશે તેની કોઇની સ્વપ્ને પણ ધારણા બંધાઈ નહોતી. મદ્રાસના મરહુમ ગવર્નર સર થૉમસ મુનરો જ્યારે આ પહાડ પર પહેલ વહેલા આવ્યા તે વખતે તેમણે તા. ૨૯ સપટેમ્બર ૧૮૨૬ ના રોજ લેડી મુનરોને લખેલા પત્ર પરથી તેમની મુસાફરીનો કૈંક ખ્યાલ થશેઃ—

"...We set out for this place on the 27th inst The ride was, beyond all comparison the most romantic I ever made. We came upon the highest ridge Dodubet—the highest of them all. We saw every thing and it surprised me most. I should say this was much the grandest. It is now two o'clock. The thermometer 62. My fingers can hardly hold the pen. The first night I came up the hills I did not sleep at all. The two last nights I have slept tolerably well, but not comfortably......"

"...અહો અહીં આવવાને તા. ૨૭ મીએ ઉપડયા. મારી સઘળી મુસાફરી પૈકી આ મુસાફરી ખરેખર હિમ્મત ભરેલી ગણાય. અહો ડોકા બેટાં શૃંગની ઉપર આવ્યા—ઠેઠ ટાચ પર ચડયા. ત્યાંથી ચોમેર દૃષ્ટિ નાંખી અને દેખાવોએ ભારી અજાયબી ઉપજાવી. મારે કહેવું જોઇએ કે દેખાવ ઘણાજ ભવ્ય હતો. અત્યારે બે વાગ્યા છે. ઠંડી ૬૨ ડીગ્રી છે, કલમ અને આંગુલીની સગાઈ રહેલી અનુભવતો નથી—તાત્પર્ય કે હાથમાં લેખિની પકડી પણ શકાતી નથી. જે દિવસે અહીં (ઉપર) આવ્યો તે રાત્રે અનહદ ઠંડીના કારણે રચ માત્ર પણ નિદ્રા મને આવી નથી. બીજી બે રાત્રીએ સામાન્ય રીતે ઠીક નિંદ્રા લીધી; તથાપિ સંતોષપ્રદ નહિં..."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સર થૅામસ મુનરોને અશ્વ વાહન જ મળ્યું હતું. ત્યાંની શીતનું પ્રમાણ-ત્યાંના દેખાવો પરત્વે પણ તેમણે પહેલા જ પત્રમાં અભિપ્રાય આપી તેની ઉત્કૃષ્ટતા સાબીત કરી આપી છે. નીલગિરીના સુયોપ હિંદીઓના કર્ણે પડતાં તેની પ્રશંસામાં વૃદ્ધિ થવા લાગી. ધધાર્થીઓના અને પ્રવાસીઓના પગરણે વિશાળ સ્વરૂપ ગ્રહણ કીધું અને તદ્દસ્વરૂપે હાલની રે'લ્વેની જરૂર પાડી. ઈ. સ. ૧૮૭૫ માં તેની પ્રાથમિક સ્થાપણી થઈ, પુરતી થાપણના અભાવે આ રેલ્વે કંપનીનો વહીવટ અતિ મંદ ચાલેલો જણાયો. ફળીભૂત થવાનાં આશા ચિન્હો પણ અદૃશ્ય થઈ ગયા. અને કંપનીને ફડચામાં જવાની જરૂર પડી.' ત્યાર બાદ લન્ડનમાં એક બીજી કંપની ઉભી થઈ અને તેણે મદ્રાસ સરકાર પાસે રેલ્વે કાઢવાની મંજુરી માંગી. આ પાશ્ચાત્ય કંપનીની પરવાનગી અણુ મુસ્કેલીએ પસાર થઈ અને આખરે મેટાપાલાયમ (નીલગિરીની તળેટી) થી કુનુર સ્ટેશન (સત્તર માઈલ) સુધીની રેલ્વે ઈ. સ. ૧૮૯૯ માં પ્રજાના ઉપયોગાર્થે ખુલી મૂકાઈ. અહુણાતો તે ઉટાકામંડ-શૃંગ પર્યંત આવી પહોંચી છે.

મેટાપાલાયમથી ઉટાકામંડ પર્યંત ચડવાને આગગાડીને ર૯)માઈલનો બીમસેની ચઢાવો લેવો પડે છે. દુપટ એનજીનોથી ગાડી ઉપર ચઢી શકે છે. અને તેને માટે લગભગ પાંચ કલાક લાગે છે. એનજીન પાછળ રહી ધક્કાના પ્રવાહમાં ઉપર ચડે છે, કેટલેક ઠેકાણે છાતી મરસા ચઢાવ આવતા હોવાથી બે લાઇનની મધ્યમાં ΛΛΛΛΛΛΛ આ ઘાટની એક લાઇન નાંખેલી છે. તેનો મુખ્ય આદેશ ગબડી પડતી આગગાડીને પકડમાં પકડી રાખી બચાવવાનો હોય છે. કેટલેક ઠેકાણે આગગાડીને ખીણમાંથી અને કેટલેક ઠેકાણે જળ ધોધના નિકટ સ્થાનથી જવું પડે છે. તે દેખાવો ખરેખર રમણીય લાગે છે. પહાડની મુસાફરી અવર ઋતુમાં ઠીક સર્વોત્તમ લાગે છે; તદપિ વર્ષાઋતુમાં ભારે ભયપ્રદ જણાય છે. મૂશળ વૃષ્ટિના સ્વરૂપમાં ઇંદ્રનો કોપ જણાય, બાજુએથી જળ ધોધનો પ્રચંડ પ્રવાહ વહેતો હોય અને તેથી ઠગીને ખડકને ખડક તૂટી પડવાની દહેશત અહોનિશ રહે છે.

મૃદુ વાયુની લહેરીથી નવાજેશ થયલા મનોરંજક દેખાવોએ નીલગિરીની વંશપરંપરાની પુરાણી પુંજી છે. ભલે ! હિંદુસ્તાનના અવર સ્થાનો તેની સાથે સરાસરીમાં ઉતરવા મથન

કરે તો તે નિરૂપયોગી છે. તેનો મોખરો—તેની હવા અને તેના અદ્દભુત લક્ષણો—નીલગિરીની પ્રશંસામાં વૃદ્ધિ કરે છે. નીલગિરીની તળેટીથી શિખરપર્યંત ન્હાની મ્હોટી ઝાડીના જુથ્થમાં કિંવા સામાન્ય, અગર વિશાળ મેદાનોનાં કુદરતનો ચિત્તાકર્ષક દેખાવો આપણે નિરખીએ છીએ.

જેઓએ નીલગિરીની એક વખત મુલાકાત લીધી છે—જેઓ નીલગિરીના જ હવે નિવાસી ગણાવવા લાગ્યા છે તેઓને તો પ્રત્યેક વન ઉપવન અને ગુફા ઝરણાના નિર્મલ અને આલ્હાદીત ઉછરંગમાં ખીલતા અને રમતા દેખાવોથી પ્રતીતિ થઇ ગઈ છે કે કુદરતે હિંદુસ્તાનને માટે પોતાની સુંદરતાની બક્ષીસ નીલગિરીને જ અર્પી છે, અને તેટલા જ માટે આંગ્લ ભાષામાં નીલગિરીને Heaven of tho Indian Hills (હિંદુસ્થાનની ટેકરીઓનું સ્વર્ગ) ના નામથી નવાજે છે !!!

6th July 1827.

"—We have endeavoured, by opening roads & passes, purchasing buildings for the accomodation of the sick, appointing a Medical Officer to attend them enabling officers resorting to the hills to draw their pay from the Collector's Office and appointing a committee for framing & proposing detailed plans—arrangements to make them available to all who may be disposed to repair to them in preference to incurring the expenses of a voyage to the Cape of Good Hope or to Europe—'

"—નીલગિરી પર જવાને નવા રસ્તા બનાવવા—બીમાર આદમીને માટે નવાં મકાનો ખરીદવા—તેની સારવારમાં વૈદિક વિદ્વાનની નિમણુક કરવા વિગેરે દરેક રીતે વીલાયત કિંવા કેપ ગુડ હોપ જતા પ્રવાસીને ખોટા ખર્ચમાં નહિ ઉતારતાં ત્યાંના લાભો અહીં રહે સંપાદન કરવામાં અમે પ્રયત્નો આદર્યા છે—"

આ પત્ર મદ્રાસ કાઉન્સીલ તરફથી લખાયો હતો. અને તેનો ઉદ્દેશ મુખ્યત્વે કરીને આંગ્લ પ્રજાને યુરોપ જવાના ખોટા ખર્ચના ખાડામાં નહિ ઉતારતાં " સોંઘુ ભાડું અને સિદ્ધપુરની જાત્રા " વદંતિને માન આપી નીલગિરી જવા સલાહ આપે છે. (અપૂર્ણ.)

" ચુના. "

---

# એક સ્વીકાર અને એક શઙ્કા.

શ્રાવણ સંવત્ ૧૯૭૦ ના 'વસન્ત' માં રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાનો 'ગુજરાતી ભાષાની ઉત્પત્તિ' વિશેનો લેખ શરૂ થયોછે; એ વાંચીને આનન્દ થાયછે. એ લેખનાં પ્રથમ બે પૃષ્ઠમાં મ્હારે વિશે જે સદ્દભાવયુક્ત, સ્નેહમમતાદર્શક, સ્તુતિવચનો ખડક્યાંછે તે માટે હું હેમનો જેટલો ઉપકાર ના માનુ એટલો ઓછો. હેમના જેવા સૌજન્યયુક્ત અને વયોવૃદ્ધ પુરુષ શિવાય અન્ય કનેથી આ પ્રકારના સદ્દભાવની અપેક્ષા રખાય જ નહિં.

હેમણે આરમ્ભેલી ચર્ચા પૂર્ણ થતા પ્હેલાં જે વિચારો દર્શાવવાથી હેમની ચર્ચાના પ્રવાહને ક્ષતિ ના થાય તેટલા જ વિચાર આજ જણાવવાની જરૂર લાગેછે. એઓને ન્યાય આપવા ખાતર મ્હારે સ્વીકારવું જોઇયે કે હેમના કરતાં કેટલાંક વર્ષ પછી જન્મવાના અપરાધને લીધે હું હેમના ગૂઢ વિદ્યાભ્યાસથી આજસુધી અજાણ્યો હતો; તે વિશે હેમણે મ્હને માહિતી આપી તેથી હેમનો આભાર માનુંછું, અને હેમને વિશે એ બાબતમાં ઊનતા મ્હને લાગી એમ દર્શાવ્યા માટે ક્ષમા માગુંછું. શઙ્કા માત્ર એટલી જ હજી ઊભી રહેછે કે હું

જ્હારે ન્હાનો બાળક હતો ત્હારે રા. બ. હરગોવિન્દદાસે 'મુગ્ધાવબોધ ઔક્તિક'§ વાંચ્યું હતું, વરરુચિના પ્રાકૃત વ્યાકરણનો અભ્યાસ કરી ત્હેનું ભાષાન્તર પોતાને હાથે કર્યું હતું, તથા હેમચન્દ્રના 'પ્રાકૃતબાલભાષા' ના વ્યાકરણ ઉપર કરેલી નોંધ હજી એઓની પાસે મોજૂદ છે,—આમ પ્રાકૃત ભાષાના અભ્યાસનું આટલું બધું જોર એક પક્ષે નજરે પડેછે, તો બીજે પક્ષે—**भगिनी** ઉપરથી 'બ્હેન' શબ્દ ઉપજાવવામાં **भ** નો બ થયો અને **ग** નો હ થયો એમ‡, તેમ જ 'દીજઈ', 'કિરઇ', ઇત્યાદિ સંસ્કૃત **ति** પ્રત્યયના તકારના લોપે થયેલાં રૂપો તે 'ધી' ને બદલે 'થીઈ' કે 'થઈ' **લખવાની** કેટલાક નિરક્ષરવત્ વર્ગની **હાલની** રીત જેવાં છે એમ‡, ભાષાશાસ્ત્રનાં તત્ત્વોનો તેમ જ પ્રાકૃતવ્યાકરણનો પરિચય જ નથી એમ જણાવનારી કલ્પના પણ એ જ રા. બ. હરગોવિન્દદાસને હાથે રજૂ થાયછે; તો એ એની સંગતિ શી રીતે બેસાડવી ? પ્રાકૃતવ્યાકરણના હેમના અભ્યાસનો પરિપાક આ પ્રકારનો જ ? આ કરતાં તો પોતે એ અભ્યાસ વિશે વાત જ ના કરી હોત તો હેમને હિતકર થાત.

રા. બ. હરગોવિન્દદાસના લેખના મુખ્ય મુદ્દા વિશે વિસ્તાર કરવાનો આ પ્રસંગ નથી. પરતુ સમઝફેર થતી રોકવાને માટે, કાળ અને શ્રમનો વ્યર્થ વ્યય થતો અટકાવવાને માટે, અને વિશદ વિચારણાની સિદ્ધિને માટે, એટલુ જ કહુંછુ કે ઈ. સ. ના અમુક સૈકામાં પ્રચરિત હતી તે શૌરસેની અપભ્રંશ ભાષા, અમુકમાં હતી તે અન્તિમ અપભ્રંશ ભાષા, અમુકમાં પ્રાચીન ગુજરાતી, ઇત્યાદિ વિષયના અન્વેષણમાં તે તે ભાષાને શું નામ આપવું એ પ્રશ્ન ગૌણ છે, અને તે તે ભાષાનું સ્વરૂપ એ મુખ્ય પ્રશ્ન છે. તથાપિ સ્પષ્ટ નિકાલ થવા માટે, ફેબ્રુઆરી ૧૯૧૪ ના 'ઇંડિયન એન્ટિક્વરી'માં ડૉ. ટેસિટોરાઇનો લેખ આવ્યોછે ત્હેમાં સપ્રમાણ અને સબળ રીતે દર્શાવ્યુછે કે 'કાન્હડદે પ્રબન્ધ' ના અને નરસિંહમહેતાના સમયમાં પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષા ગુજરાત પ્રાન્તમાં પ્રવર્તતી હતી અને નરસિંહ મહેતાનાં કાવ્યો અર્વાચીન ભાષામાં રૂપાન્તર પામીને આપણા હાથમાં આવ્યાંછે, તેમ જ સોળમા સૈકાના અન્ત સુધી પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષા ગુજરાત વગેરેમાં પ્રચરિત હતી, તે પછી મારવાડી અને ગુજરાતી એમ વિચ્છિન્ન ભાષાઓ બંધાવા લાગી, આ લેખ તરફ રા બ. હરગોવિન્દદાસનુ લક્ષ ખેંચવાની ઇચ્છા થાયછે. પરતુ રા. બ. હરગોવિન્દદાસે

---

§ એક મિત્રે મ્હને પૃછ્યુ—"આ લેખમાં રા. બ. હરગોવિન્દદાસ સ્થળે સ્થળે 'ઔક્તિક'ને બદલે 'ઔક્તિ' કેમ લખેછે ?" મ્હેં કહ્યુ,—"છાપનારાની ભૂલ થઈ હશે." તો તે મિત્ર કહેઃ—"કાંઇ નહિં ને ત્રણ ત્રણ ઠેકાણે એનો એ શબ્દ છે." હેના મનનુ સમાધાન ના થયુ. હુ આ વિશે મૌન જ રાખીશ; નહિં તો વળી રા. બ. હરગોવિન્દદાસ "સિદ્ધાન્તકૌમુદી' ઉપર કરેલી નોંધ બતાવવાને તૈયાર થશે.

‡ શ્રાવણ સંવત્ ૧૯૬૮ ના 'વસન્ત' માં 'ભાષા અને જોડણી' વિશેનો રા. બ. હરગોવિન્દદાસનો લેખ, તથા તે વિશે 'સરળભાષાશાસ્ત્ર' નામનો આશ્વિન સંવત્ ૧૯૬૮ ના 'વસન્ત' માં આવેલો મ્હારો લેખ, તેમ જ નોવ્હેમ્બર ૧૯૧૩ ના 'સાહિત્ય' માં 'જૂની ગુજરાતી અને જૈન સાહિત્ય' વિશેનો રા. બ. હરગોવિન્દદાસનો લેખ, તથા તે વિશે 'સુચિહ્ન' નામનો મ્હારો લેખ—માઘ સંવત્ ૧૯૭૦ ના 'વસન્ત' માં આવેલો—જુવો

પોતાનો પૂર્વનો સિદ્ધાન્ત છોડી દેવાનાં ચિહ્ન જણાયછે, એટલે બહુ આવશ્યકતા તે લેખ તરફ લક્ષ ખેંચવાની નથી રહેતી. રા. બ. હરગોવિન્દદાસનો પૂર્વનો સિદ્ધાન્ત તો એ હતો કે પ્રેમાનન્દની પ્હેલાંનાં ૨૦૦ વર્ષની ભાષામાં અને પ્રેમાનન્દના સમયની ભાષામાં મ્હોટો અંતર બતાવવામાં આવેછે તે શક પડતી વાત છે, અને નરસિંહ મહેતાના વખતમાં જૂની ગુજરાતી ભાષા ચાલતી હતી એ અનુમાન ભૂલભરેલું છે.§ હવે આરમ્ભેલા લેખમાં રા. બ. હરગોવિન્દદાસનું આથી જુદું વલણ જણાયછે, કેમકે એ પ્રેમાનન્દના કાળની ૨૦૦ વર્ષ પૂર્વેના ગ્રન્થોની ભાષા જુદા રૂપની પ્રત્યક્ષ કરીને ઉદાહરણાદિકથી એઓ બતાવેછે. બાકી પ્રસ્તુત લેખને છેવટે ('વસન્ત' પૃષ્ઠ ૪૪૧ મે) જે પાટણનો લેખ રા. બા. હરગોવિન્દદાસે ટાંક્યો છે ‡ તે તો કૃત્રિમ અને અપ્રમાણ નીકળ્યોછે એ વાત રા. કેશવલાલ ધ્રુવને એઓ પૂછી જોશે તો જણાશે. સારાંશ એ કે ગુજરાતી ભાષાનો વિકાસક્રમ જોતાં પ્રેમાનન્દની પૂર્વે ૨૦૦ વર્ષ ઉપરની ભાષા તે પ્રેમાનન્દના સમયની ભાષાથી ભિન્ન હતી કે નહિ એ જ મુખ્ય પ્રશ્ન હતો, ત્હેને ગૌણ પ્રશ્નોના મર્દનથી ઊડતી રજના ગોટમાં ઢાંકી દેવાથી અન્વેષણના ખરા લક્ષ્યની પ્રાપ્તિ થવાનો સંભવ નથી.

વાંદરા, તા. ૨૩-૯-૧૪. — નરસિંહરાવ ભોળાનાથ.

---

## ચર્ચાપત્ર.

'વસન્ત'ના તન્ત્રી

સાહેબ,

ઓગસ્ટ ૧૯૧૪ ના 'સાહિત્ય'માં "આવતી સાહિત્ય પરિષદ્" એ મથાળાનો લેખ તન્ત્રી તરફથી પ્રગટ થયો છે; તેમાં નીચેનાં વાક્યો વાંચ્યાં:—

(૧) "વડોદરાની બેઠક વખતે વિષય કમિટીએ એક ઠરાવ લાવવા દીધો નહોતો એટલું જ નહીં, પરંતુ જોડણી સંબંધી ઠરાવ કરવાનો હતો, તેમાં ફેરફાર પણ કરવા દીધો નહોતો."

* * * *

---

§ 'શેષદર્શિકા સત્યભામાખ્યાન', ગ્રન્થ વિવેચનનો અન્ત ભાગ, તથા પ્રથમ સાહિત્ય પરિષદ્ આગળ રજૂ થયેલો રા. બ. હરગોવિન્દદાસનો નિબન્ધ ('પ્રાચીન કાવ્યોની ખોળ, શોધન અને પ્રસિદ્ધિ') પૃષ્ઠ ૪, જુવો.

‡ એ લેખ રા. બ. હરગોવિન્દદાસની નોંધવહીમાં છે કહી આ પ્રમાણે ઉતારેછે:—

संवत् ८०२ वर्षे चैत्र सुद २ शुकरे अनहिलवाड पाटणी तणा राजना थापना उमा माहेश्वर जय

અને સ્વ. ઉ. હ. ધ્રુવે એ જ લેખ ('મુગ્ધાવબોધ ઔક્તિક'ની હેમની પ્રસિદ્ધિમાં પરિશિષ્ટ પૃષ્ઠ ૧૦ મે) નીચે પ્રમાણે આપ્યોછે:—

श्री वनराज राउनी अणहिलवाडइ पाटणि उमा माहेश्वर स्थापना हुइ वि. सं. ८०२

આટલા એક ન્હાના વાક્યમાં બંને વચ્ચે આટલો બધો તફાવત કેમ હને વારુ?

(૨) "દાખલા તરીકે સુરતની બેઠક વખતે સ્થાયી કમિટીને એટલું વામાં આવે, કે તેણે જેમ બને તેમ હોય વાંચનમાળાની જોડણીના નિયમો એ વવા પ્રયત્ન કરવો, તો તે કામ તે કમિટીથી બે ત્રણ વરસ દરમીઆન થઈ શકે. ઉલટુ **રાજકોટની પરિષદે જોડણી કમિટી એવી નીમી હતી, કે કશું છેવટ શકયું જ નહી."**

વડોદરા પરિષદમાં મજકુર રાજકોટવાળી જોડણી કમિટીનો રિપોર્ટ વચાયો અને નોંધાયો એ વાત વડોદરાની પરિષદ્‌ના રિપોર્ટમાં પ્રસિદ્ધ થઈ છે, છતાં કશું છેવટ નહીં એમ કહેવાનો શો અર્થ હશે? વખતે રા. મગનલાલ હ. કાંટાવાળાને જોડણી ક ના એ રિપોર્ટથી અસંતોષ થયો હશે તેથી તો આમ નહીં બોલતા હોય? આ છેક નિરાધાર નથી; કેમકે વડોદરાની પરિષદ્‌ના રિપોર્ટના પૃ. ૯૩ મે "વિષય ક કામકાજ" એ પ્રકરણમાં જોતાં જણાય છે કે રા. મગનલાલને જોડણી સંબન્ધી આપખુદી ઠરાવ રજૂ કરવાનો લોભ બહુ હતો. એ એમણે ધારેલા ઠરાવના શબ્દો એ પૃષ્ઠ ૯૩ મેથી નીચે ઉતારું છું:—

"આ પરિષદ્ માને છે કે, જોડણી સંબંધી નિર્ણય કરવામાં શુદ્ધિ કરતાં સરલતા રહી ઉપર વધારે આધાર રાખવો જોઇએ, અને વ્યાકરણ ભાષા પછી થયાં છે તે વિસ્મૃતિ થવી ન જોઇએ, તથા જેવું બોલીએ તેવું લખીએ તેનો આગ્રહ કરવાની જરૂર નથી

પરંતુ એ એઓનો અસંતોષ બે દિવસમાં ટળી જઈ સંતોષની વૃત્તિ રા. મગન હૃદયમાં વ્યાપી હતી એમ એ રિપોર્ટના અન્ય ભાગમાંથી જણાય છે. ત્રીજા દિવસની માં 'જોડણી કમિટી'નો રિપોર્ટ રા. કેશવલાલ ધ્રુવે વાંચ્યો અને તે રિપોર્ટની નોંધ લેવી તથા તે દફતરે રાખવો એમ ઠરાવ રા. મગનલાલ. હ. કાંટાવાળાએ પોતે જ રજૂ કર્યો હતો, અને તે રજૂ કરવાને અંગે નીચે પ્રમાણે તેઓ બોલ્યા હતા.–

"કમિટીએ રજુ કરેલો ઉપરનો રિપોર્ટ ઘણો જ સારો છે હેમાં શક નથી તથી તેમાં સામાન્ય લોક વર્ગના વિચારો અને લાગણીને પણ સ્થાન આપવામાં આવ્યું છે વધારે ખુશીની વાત છે. એકાદ બે મુદ્દા–જેવા કે હકાર વગેરે–સિવાય એકંદર રિપોર્ટ સંતોષકારક છે, અને તે તૈયાર કરવામાં જે મેંબરોને મહેનત અને મુશ્કેલી પડી છે માટે આપણે તેમનો આભાર માનીએ છીએ. જોડણી સંબંધે રિપોર્ટનું કામ ઘણી . (આપ[illegible] કહે:—" કાંઈ નહિ ને ત્રણ ત્ર કહેવામાં આવે છે અને તેવા કામ માટે આભાર નાં થયુ. હુ આ વિશે મૌન જ ર[illegible] થાય છે, અને આશા છે કે આપ તે સ્વીકારી લેશો" [illegible]દ્ધાન્તકૌમુદી' ઉપર કરેલી નોંધ બતા[illegible]સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ, પૃષ્ઠ ૭૨)

‡ શ્રાવણ સંવત ૧૯૫૮ ના 'વસ' કાંટાવાળાનાં ઈ. સ. ૧૯૧૨ નાં; અને 'સાહિત્ય' [illegible]રગોવિન્દદાસનો લેખ, તથા તે વિશે '[illegible]૧૪ ના બે સાથે સાથે વાંચવાને સર્વને વિનંતી છે. [illegible]

'વસન્ત' માં આવેલો મ્હારો લેખ; તેમ 'ગુજરાતી અને જૈન સાહિત્ય' વિશેનો રા 'સુચિહ્ન' નામનો મ્હારો લેખ—[illegible]

આપનો સેવક,

ગરૂડ.



# वसन्त

इद सत्य सर्वेषा भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिद ब्रह्मेद सर्वम ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम । धर्मान्न प्रमदितव्यम । कुशलान्न प्रमदितव्यम भूत्यै
न प्रमदितव्यम । स्वाध्यायप्रवचनाभ्या न प्रमदितव्यम ।

उपनिषद

વર્ષ ૧૩, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૭૦.

તન્ત્રી અને પ્રકાશક,—ઑન રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી એ એલ્‌એલ્ બી
ઑરિયેન્ટ રોડ—અમદાવાદ.

વર્તમાન યુદ્ધને લગતી લેખમાળા ૫૨૧
સ્નેહ-સ્વીકાર ૫૨૨
(રા રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી એ એલએલ બી )
હાલના વિકટ સમયમાં દેશજનનું મુખ્ય કર્તવ્ય ૫૨૩
(વસન્ત ઑફિસ )
પ્રાસંગિક નોંધ ૫૩૪
(પ્રો આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ એ એલ્ એલ્ બી )
ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને રા નરસિંહરાવ (૩) ૫૩૭
(રા રા હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા )
ગ્રન્થાવલોકન—'રાઇનો પર્વત' ૫૪૮
(રા રા 'વિશ્વ' )
સંસ્કૃત કવયિત્રીઓ ૫૫૬
(રા રા રણજીતરામ વાવાભાઈ બી એ
'મોહનું ત્રાસ' ૫૬૪
(રા રા મકરન્દ નંદસુખરામ મહેતા )
ઈશ્વરનું અસ્તિત્વ ૪ ૫૬૫
(રા રા હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીયા એમ એ એલ્‌એલ બી.)
ચર્ચાપત્ર ૧ ૫૬૯
(રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા બી એ. સી એસ.)
૨ "અર્થવિપર્યાસ (?) ના આક્ષેપનો પરિહાર. ૫૭૧
(રા રા અમૃતલાલ ગુલાબીરામ [illegible] બી એ )
૩ ચોરાની પરિષદ્ પ્રેમાનન્દનું નામ [illegible]
(રા રા 'ગ' )

---

'ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ' પ્રેસ [illegible] ચોતીલાલ [illegible]

---

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા પારિતોષિકો**—એ સભાના વ્યવસ્થાપક મંડળના નિર્ણય અનુસાર પ્રસિદ્ધ કરવાનું કે-જે. એસ. હાલ્ડેન કૃત Mechanism, Life and Personality ના સટિપ્પન ગુજરાતી **ભાષાંતર** સારૂ રૂ..૧૫૦ ) તથા મુદ્રણાદિ ખર્ચ જુદું અપાશે. ઇચ્છા રાખનારે તેના ભાષાંતરના નમુનારૂપે પૃષ્ઠ ૬૬ થી ૬૮ તથા ૮૫-૮૬ નું સટિપ્પન ભાષાતર મત્રી પ્રતિ તા. ૨૮ ફેબ્રુઆરી સુધીમાં મોકલવું. મૂલ પુસ્તક જોવાની અપેક્ષા રાખનારને તે મત્રી પાસેથી થોડા દિન સારૂ મળી શકશે. **નિબંધ**-૧ સંક્ષિપ્ત, વૈષ્ણવ મતનો ઇતિહાસ, ગુજરાતમા તન્મૂલક સંપ્રદાયો અને તેમના તત્ત્વ નિર્ણયો ૨ સૃષ્ટિ સંબંધમાં પરમાણુવાદ તથા વૈજ્ઞાનિક વાદનાં અવલોકન. પ્રત્યેકના ફુલ્સકેપ સાઇઝ પૃષ્ઠ ૧૫૦ થી ૨૦૦. પારિતોષિક પ્રત્યેક સારૂ રૂ. ૫૦૦) મુદ્રાપણ વ્યયસહિત. નિબંધ મંત્રીને તા. ૩૦ સપ્ટેમ્બર ૧૯૧૫ સુધીમાં મોકલવો. **નવીનગ્રંથ**-સારૂ આશ્રયની અપેક્ષા રાખનારાઓએ સ્વગ્રંથની હસ્તલિખિત પ્રતિ મત્રી (રા. તનસુખરામ મ. ત્રિપાઠી-ગીરગામ-મુંબઇ ) ને મોકલી આપવી, અથવા તેમને સવિસ્તર ઇચ્છા દર્શાવવી.

---



---

Reg. o'BN. 463

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

---

વર્ષ ૧૩, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૭૦.

---

## વર્તમાન યુદ્ધને લગતી લેખમાળા.

દિલ્હીના રાજ્યાભિષેક વખતે "બ્રિટિશ સામ્રાજ્ય" સમ્બન્ધી વસન્ત તરફથી જેમ ખાસ અંક પ્રકટ કરવામાં આવ્યો હતો તેમ વર્તમાન યુદ્ધ ઉપર વસન્તનો એક ખાસ અંક કઢાવવો એમ કેટલાક મિત્રો તરફથી અમને સૂચના થઈ છે. વસન્ત ઉપરની એ મિત્રોની મમતા માટે અમે એમનો ઉપકાર માનીએ છીએ. પણ પૂર્વના અને અત્યારના પ્રસંગ વચ્ચે એક ભેદ છે તે તરફ એ મિત્રોનું અમે ધ્યાન ખેંચીએ છીએ. સામ્રાજ્યના ઉત્સવનો પ્રસંગ અમુક સ્થિત વસ્તુના વર્ણન અને અવલોકનથી ઉજવી શકાય એવો હતો. વર્તમાન યુદ્ધ નવનવા પ્રસંગોથી નવું નવું રૂપ ધારણ કર્યાં કરે છે, આજનો બનાવ કાલે જૂનો થઈ જાય છે. તેથી એક જ અંકમાં યુદ્ધનું સમગ્ર સ્વરૂપ ગ્રહણ કરી શકાય એમ નથી. અને તેથી, એક ખાસ અંક ન કાઢતાં, પ્રત્યેક માસમાં યુદ્ધને લગતા વિવિધ પ્રસંગોનું અને એની વિવિધ બાજુઓનું તથા ચિન્તન કરવા યોગ્ય વિષયોનું નિરૂપણ તથા અવલોકન કરાવવાનો અમે વિચાર રાખ્યો છે. જે ગૃહસ્થો તરફથી તે માટે યોગ્ય આર્ટિકલો લખી મોકલવામાં આવશે તે અમે ઉપકાર સાથે સ્વીકારીશું, તથા અમારા તરફથી પણ સ્વતન્ત્ર યોજના કરીશું એ યોજનાને અંગે કેટલાક પ્રતિષ્ઠિત મહાન લેખકોના અનુવાદ પણ કરાવીશું. પણ તે માત્ર ઉત્તમ લેખોનાજ. આ કાર્યમાં અમે ગુજરાતના સાક્ષરજનોની મદદ માગીએ અને વાંછીએ છીએ.

તન્ત્રી.

---

# *સ્નેહસ્વીકાર.*

( હરિગીત. )

૧

શાન્તિભરી સન્ધ્યા હતી—ને સૂર્ય અસ્ત થતો હતો,
નિજ રશ્મિની પીંછીથકી આકાશપટ જ રંગતો;
વૃક્ષો ઉભાંતાં સ્થિર સૌ ગાંભીર્યની મૂર્તિ બની,
મીઠી પવનની લહરીઓ આરામ કાજ ગઈ હતી.

૨

નિર્જન હતું એ સ્થાન સૌ એકાન્તની મૂર્તિ સમુ,
વ્હેતું છતાં સ્થિર ભાસતું જલ શાન્ત એ સરિતાતણું;
સરિતાતટે બેઠાં હતાં બેઉ અમ્હે ત્યાં એકલાં,
ઉર ખોલવાને તલસતાં—ના બોલી કંઈ શકતાં છતાં.

૩

ઉદ્ગાર આખર નીકળ્યો—સ્વયમેવ વા નીકળી ગયોઃ
"હું ચાહું છું—હું ચાહું છું—મુજસ્નેહને સ્વીકારશો ?"
લજ્જામીઠી સુરખી બધે સુન્દર મુખે છાઈ રહી,
દીધો ન ઉત્તર—તે છતાં ઉત્તર મળ્યો નયનોથકી.

મોતીબાગ બંગલો,
સોલાપુર,
તા. ૧૦-૧૧-૧૯૧૪.
} ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

* સેવનન—Courtship—ની પાશ્ચાત્ય પદ્ધતિ અનેક મીઠા પ્રસંગોને માટે તક આપે છે. તેવા એક પ્રસંગના કલ્પનાચિત્રનું આ કાવ્યમાં સૂચક રેખાલેખન છે. કમનસીબે, આપણી રૂઢિઓનો શ્રેકાય યુવાનયુવતીઓનો એક મીઠા અનુભવનો હક ખૂંચવી લે છે.

# હાલના વિકટ સમયમાં દેશજનનું મુખ્ય કર્તવ્ય.

અત્યારના સમયમાં બ્રિટિશ દેશજનનું મુખ્ય કર્તવ્ય માત્ર એકજ છે, અને તે એજ કે પ્રત્યેક પુરુષે અને સ્ત્રીએ, જુવાન કે વૃદ્ધ તવંગર કે ગરીબ, બધાય પોતાનું સર્વસ્વ રાજ્યસેવાની વેદિ સમક્ષ અર્પણ કરવાનું છે. પોતાની એક પણ ચીજ પોતાની કને સંકોચી મુકવાની નથી; સમય, ધન, બુદ્ધિ અને ઘરાખરી જીવન, કાંઈ પણ નહિ. આ માગણી સિદ્ધાન્ત રૂપે સ્વીકારશે તોપણ કેટલાક એવો એક પ્રશ્ન કરશે કેઃ—" આ યુદ્ધ નજ થયું હોત તો શું? યૂરોપનાં સાત પ્રિસ્તિ રાજ્યો જેમાંના ઘણાં તો બહુ જ સુધરેલી સ્થિતિએ પહોંચેલાં છે, એમણે આવા દારુણ વિગ્રહમાં ઝંપલાવાની શી જરૂરહતી વારુ? મનુષ્યજાતિની સામે, સુધારાની સામે, અને પ્રગતિની સામે આવો ભયંકર ગુનોહ કર્યાની જવાબદારી કોને શિર છે?" આ પ્રશ્નોના ઉત્તર આપવા જોઇએ. અને તેનું કારણ કે મેં મારા દેશજનોને એક વખતે કહ્યું હતું કેઃ—" શસ્ત્ર ધરો, અને નરવીરોની માફક તમારી ફરજ અદા કરો; કારણ કે તમારી કસોટીનો સમય નજદીક આવ્યો છે. " આવો ઉપદેશ મેં મારા દેશજન બંધુઓને આપેલો હતો. અને તે ઉપરથીજ આ વિગ્રહનાં કારણો અને હાલના વિકટ સમયમાં બ્રિટિશ દેશજનનું મુખ્ય કર્તવ્ય શું છે એ વિશે હિબર્ટ જર્નલમાં કાંઇક લખવાની મને ઉમદા તક મળેલી છે.

હું હજી પણ વિના સંકોચે કહું છું કે જર્મન શહેનશાહે પોતાના 'સર્વ—જર્મનવાદી' મન્ત્રીઓના ઉપદેશથી પ્રેરાઇને જે પગલું લીધેલું હતું તેને લીધે જ આપણને આ વિગ્રહમાં ઊતરવાની જરૂર પડી હતી. જર્મન પ્રજાએ પોતાનું બધું બળ—જળસૈન્ય, સ્થળસૈન્ય, દ્રવ્ય-સંપત્તિ, રાજકીય હીલચાલ, વર્તમાનપત્રો અને કેળવણીની યોજના,—એ પ્રમાણે બધી તરેહનું બળ આ વિગ્રહની અંદર એમણે ટ્યુટોનિક પ્રજાના સ્વભાવાનુસાર પૂર્ણપણે ઝંપલાવ્યું છે.

ઈ. સ. ૧૯૦૦ માં જર્મન પ્રજા કને નૌકાસૈન્ય નહિ જેવું જ હતું. તે ત્યાર પછી ઘણી ઝડપથી અને કેટલીકવાર ઉછીતાં લીધેલાં નાણાંની મદદથી વધવા માંડયું હતું; અને અત્યારે તેનું બળ ઉત્તર સમુદ્રમાં એટલું બધુ વધી ગયું છે કે આપણને આપણાં બધાં

§ " હિબર્ટ જર્નલ " નામના અંગ્રેજી માસિકપત્રના ઑક્ટોબરના અંકમાં ફીલ્ડ માર્શલ અર્લ રૉબર્ટ્સ એમણે 'The Crisis' યાને 'હાલનો વિષમ પ્રસંગ' એ મથાળા નીચે, અત્યારે ચાલતા મહાન યુદ્ધને અંગે બ્રિટિશ પ્રજાજનનું શું કર્તવ્ય છે " એ વિશે એક ઉત્તમ લેખ લખ્યો છે. તે મનન કરવા યોગ્ય હોવાથી, વસન્ત પત્ર માટે એનું આ ભાષાન્તર કરાવવામાં આવ્યું છે; ભાષાન્તર કરનાર ગૃહસ્થ એક ઉત્સાહી યુવક ગ્રૅજ્યુએટ છે, એમનો આ શ્રમ માટે અત્રે ઉપકાર માનવામાં આવે છે. તન્ત્રી.

* સઘળું જર્મનનું અને જર્મન માટેજ—આખી દુનીઆ અને એનું સર્વસ્વ જર્મનોનું જ, જર્મનો જ એના અધિકારી એવો સિદ્ધાન્ત.

આરમારો( નૌકાસૈન્ય )નો આપણા દેશના કિનારા આગળ જમાવ કરવાની આપણને જરૂર પડી છે. અને તેથી ભૂમધ્યસમુદ્રમાં નૌકાદ્વારા સાચવવાના આપણા બધા સ્વાર્થ આપણા ફ્રેંચ મિત્ર રાજ્યના નૌકાસૈન્યને સોંપવા પડયા છે.

જર્મન લશ્કરમાં ઈ. સ. ૧૯૧૨ માં વધારો કરવામાં આવ્યો હતો; અને એ વધારો—સુલેહ જાળવવાને બહાને કરવામાં આવ્યો હતો તે માત્ર વધારો થતો ગયો હતો તે એટલે સુધી કે ઈ. સ. ૧૯૧૧ માં ૬,૫૦,૦૦૦ માણસનું લશ્કર હતું તે વધીને ઈ. સ. ૧૯૧૩ માં ૮,૨૨,૦૦૦ માણસનું થયું હતું; અને એટલી વાત પણ લક્ષમાં રાખવાની છે કે ૧,૭૦,૦૦૦ માણસનો જે વધારો ( આપણે ફ્રાન્સમાં જેટલું લશ્કર મોકલ્યું છે તેટલો ) કરવામાં આવ્યો હતો, તે ઈ. સ. ૧૯૧૧ માં મોરોક્કોનો વિષમ પ્રસંગ ઊભો થયો ત્યાર પછી તરત જ એટલો વધારો કરવામાં આવ્યો હતો; કારણ કે એ સમયે જર્મન પ્રજા તરફથી પગપેસારો કરવાની કંઈપણ કોશીશ કરવામાં આવશે તો ફ્રાન્સની પડખે ઊભા રહેવાનો આપણો નિશ્ચય આપણે જાહેર કીધો હતો

લડાઈ લડવાનો પ્રસંગ આવે તે વખતે લશ્કરને લડવા માટે સજ્જ કરવું પડે તે વખતે આરંભમાં જે ખર્ચ કરવું પડે તે માટે ૬૦ થી ૮૦ લાખ પૌંડ રોકડા એટલો વધારો સ્પેન્ડાઓની લશ્કરી તીજોરીમાં કરવામાં આવ્યો હતો; અને ઈ. સ. ૧૯૧૩ ની સાલમાં પૈસાદાર માણસોની ગાંઠમાંથી ખાસ વેરો નાખીને ૫ કરોડ પૌંડ ઉઘરાવવા—એ બધું એમની નાણાંની તૈયારીઓ દેખાડી આપે છે. આ બીજો વેરો ઉઘરાવવાનો બહારનો હેતુ એવો જણાવવામાં આવ્યો હતો કે ઈ. સ. ૧૯૧૩ માં પસાર કરેલા કાયદાની રૂએ એ સુલેહને વખતે પણ જરૂર પડતું લશ્કર રાખવા માટે આરંભમાં જે નાણાં જોઈએ તે વસૂલ કરવા માટે એ કર નાખવામાં આવ્યો હતો. સુલેહ ઈચ્છતી પ્રજાને ભવિષ્યમાં કોઈ પણ પ્રજાની સામે વિગ્રહમાં ઊતરવાની જરૂર પડે માટે સાધારણ કર નાખવામાં આવ્યો છે એ કરતાં, થોડા સમયમાં વિગ્રહ કરવાનો છે માટે નાણાંની જરૂર પડશે તે માટે એ કર નાંખવામાં આવ્યો છે એ હેતુ આ બધી તૈયારીઓ ઉપરથી વધારે સમજાતો હતો-- ગમે તેમ હો પણ એટલું તો ચોક્કસ જ છે કે ૫ કરોડ પૌંડની એ રકમ વસૂલ કરાય એમ હતી તોપણ હાલની લડાઈ શરૂ થઈ તે વખત સુધી કર વસૂલ કરનારાઓએ એ નાણું વસૂલ કીધું નહોતું, કે જેથી એ નાણું લડાઈ વખતે તરત મળી શકે.

સપ્ટેંબર માસના આરંભમા જે 'શ્વેતપત્ર' ("White Paper") cd. ૭૫૯૫—પ્રગટ કરવામાં આવ્યું હતું તેમાં બીજા દેશોના વર્તમાનપત્રો ઉપર અસર ઉત્પન્ન કરવા માટે જર્મન સરકાર તરફથી જે યોજના કરવામાં આવી હતી તેનુ વર્ણન કરવામાં આવેલું છે. તે યૂરોપની સુલેહનો ભંગ કરવા માટે મહાન્ યુદ્ધ ચલાવવા વર્તમાનપત્રોદ્વારા તૈયારીઓ કરવા માટે જર્મનીએ કેવી કોશીશો કરી હતી તેનો કંઈક ખ્યાલ આપે છે.

એવો જ હેતુ સાધવા માટે કેળવણીના પ્રદેશમાં શી શી કોશીશો કરવી હતી તેની

માહિતી મેળવવા ફરેલ જર્મનીના વાચક વર્ગને વિશેષ હશે. આ સ્થળે તો એ સંબંધી નીચેના લેખકો અને વક્તાઓનાં નામ ગણાવી જવાં બસ થશે. ઇતિહાસકાર ફૉન સીબેલ (Sybel), ખેડૂત પક્ષનો અગ્રણી હર ફૉન હેડી બ્રાન્ડટ (Herr Von Heydebrandt) પ્રજાના ઉદ્દામ પક્ષનો અગ્રણી હર બેસરમૅન, (Herr Bassermann) પ્રૉ. થીઓડોર શીમૅન (Theodor Schiemann) નીચ્ચે (Nietzsche), જનરલ ફૉન બર્નાર્ડી (General Von Bernhardi) અને ટ્રીએટ્શ્કે. (Trietschke)

ઉપર જણાવેલી નાણાંની તયારીઓ અને કેળવણીની તયારીઓના જેટલી જ આતુરતાથી—રાજકીય તયારીઓ આદરવામાં આવી હતી. પણ બીજી તયારીઓની માફક એ રાજકીય તયારીઓ પણ નિષ્ફળ નીવડી હતી. બધી રાજકીય હીલચાલની અંદર એક જ તાંતણો સમન્વિત હતો, ને તે એ કે યુરોપનાં રાજ્યોનાં બળનું સમતોલપણું તોડી નાખવાની ઇચ્છાઃ અર્થાત્ કે મહાન્ રાજ્યોની હાલની સંકલનાને તોડી નાખવી, ફ્રાન્સ અને રશીઆના પક્ષમાંથી ગ્રેટ બ્રિટનને જુદું પાડવું.

ઈ. સ. ૧૯૦૪ માં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે 'આંતાત કૉર્ડીયલ' (Entente Cordiale) મૈત્રીભાવ સ્થપાયો. અને પછીના જ વર્ષમાં એ મૈત્રીનો ભંગ કરવા માટે જર્મનીએ કોશીશ કરી. તેમની આ કોશીશ નિષ્ફળ નીવડી કારણ કે Algeciras—આલ્જીસીરસના કૉન્ફરન્સમાં યુનાઇટેડ સ્ટેટ્સ સહિત પૃથ્વીનાં બધા મહાન્ રાજ્યોએ જર્મનીની વિરુદ્ધ મત ધરાવ્યો હતો.

ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેનો સુલેહનો કોલકરાર—("Entente"—"આંતાંત") મૈત્રીભાવની પ્રતિજ્ઞા—ઈ. સ. ૧૯૦૭ માં ફ્રાન્સના મિત્રરાજ્ય રશિઆ સાથે પણ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૯૦૮ માં અમેરિકાના (યુનાઇટેડ સ્ટેટ્સના) એક વર્તમાનપત્રના અધિપતિને કૈસરે મુલાકાત આપી હતી તેનો અહેવાલ "ડેલી ટેલિગ્રાફ" નામના પત્રમાં પ્રગટ થયો હતો. આ મુલાકાતનો મુસદ્દો (Text) હું ધારું છું કે બર્લિનની ફૉરિન ઑફિસમાં ઘડી કાઢવામાં આવ્યો હતો. એ મુલાકાતમાં યા મુસદ્દામાં અંગ્રેજી પ્રજા બ્રિટિશ પ્રજાની વિરુદ્ધ આખા જર્મનીમાં દૌર્મનસ્ય—દુશ્મનભાવ—છે એવું કૈસરે પોતે જણાવેલું કહેવાય છે અને તે સિવાય બીજા વિષયોની પણ ચર્ચા કરવામાં આવેલી હતી. પણ એ મુલાકાતનો મુખ્ય ઉદ્દેશ તો રશિઆ, ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે જે મૈત્રીભાવ તે વખતે સ્થપાયો હતો તેમાં ફાચર મારવાનો—તોડી નાખવાનો હતો

તે વખતે જગતમાં એમ જાહેર કરવામાં આવ્યું હતું કે દક્ષિણ આફ્રિકાની લડાઇના બહુ જ ગંભીર વખતે ઇંગ્લંડને એ લડાઇ બંધ કરવાનું કહેવામાં ફ્રાન્સ અને રશિયાની સાથે જર્મનીના રાજ્યને પણ સામેલ થવાનું કહેવામાં આવ્યું હતું. તેઓએ કહ્યું હતું કે "બોઅર પ્રજાસત્તાક રાજ્યોનું સંરક્ષણ કરવાનો બરાબર વખત આવ્યો છે એટલું જ નહિ પણ ઇંગ્લંડને ધૂળ ભેગું કરવાનો પણ આ ખરો લાગ છે."

"આંતાંત કૉર્ડીએલ" ( ઉપર કહેલી રશિયા, ફ્રાન્સ અને ઇંગ્લૅંડની મૈત્રી )માં ફાટ મૂકવાનો બીજો તેથી પણ વધારે જબરો પ્રયાસ તેમણે ત્યાર પછી આદર્યો. એ કામ એમણે ઈ. સ. ૧૯૧૧ માં કર્યું, અને તે બનાવ એવા તાજા છે કે તે સંબંધી અગદીર (Agadir)નો મામલો બન્યો તે સિવાય અત્રે વધુ કહેવાની જરૂર નથી. એ મામલા વિશેની હકીકત સૌને સારી પેઠે જાણીતી છે:તો પણ કદાચ સૌના સમજવામાં આ આવેલું નહિ હોય કે મોરોક્કો વિશેની તકરાર પતી ગઈ નથી અને આલ્જીસીરાસનું તહનામુ થયું તે વખત કરતાં મોરોક્કોમાં જર્મન પગપસારો વધારે સારો થયો છે એવું "સર્વ-જર્મનવાદી"ઓ માનતા હતા.

પણ લક્ષમાં રાખવા જેવી અગત્યની વાત તો એ જ છે કે ઈ. સ. ૧૯૧૧ માં જર્મનીએ એ કાર્ય કર્યું તે ફ્રાન્સ અને ઇંગ્લંડની વચ્ચે મૈત્રીભાવની જે ગાંઠ બંધાઈ હતી તે કેટલી મજબૂત છે તે કસી જોવાની તેમની માત્ર કોશીશ હતી અને ફ્રાન્સ અને જર્મની વચ્ચે લડાઈ શરૂ થાય તો ઇંગ્લંડ ફ્રાન્સની પડખે મદદ કરવા તયાર થશે કે નહિ તે જોવાનો તેમનો આ બીજો પ્રયાસ હતો. જો જર્મન પ્રથમાક્રમણ—(aggression—અન્ય ઉપર ધસારો)ની રાજ્યનીતિથી ફ્રાન્સને રણસંગ્રામમાં ઉતરવાની જરૂર પડશે તો ઇંગ્લંડ પોતે કરેલી બધી કબૂલાતોને વળગી રહેશે એવું જર્મન રાજ્યનીતિજ્ઞ પુરુષોને કહેવાનું કામ મી. લૉયડ જ્યોર્જે કર્યું હતું એ આપણને સૌને યાદ છે.

એ વખતે એમના પ્રયાસ વિફલ થયા તો પણ તેમની જે શક્તિ (Energy) અને મક્કમપણું (determination) જોઈને આપણને કમને પણ તેમની તારીફ કરવાનું મન થાય છે. તે શક્તિ અને અડગપણાથી તેઓ ફરી તે કામ પર મંડ્યા અને જે કાર્ય તેઓ રાજ્યનીતિની ખટપટથી સિદ્ધ કરવામાં નિષ્ફલ નીવડ્યા હતા તે કાર્ય તેમણે બળ વડે સિદ્ધ કરવા માટે નિશ્ચય કર્યો હોય એવું લાગ્યું. જર્મનીના સ્થળલશ્કરમાં ત્વરાથી અને સંખ્યાબંધ વધારો કરવામાં આવ્યો, અને સૈનિક બળમાં આ મોટો વધારો શા હેતુથી કરવામાં આવ્યો હતો તે હવે દુનિઆના જાણવામાં આવ્યો છે. જર્મન ઇમ્પીયલ ચૅન્સેલરે હમણાંજ પાર્લામેન્ટ શરૂ કરતાં... બર્લિન પાછા આવીને, ઇંગ્લંડ તટસ્થ રહે તો મોટામાં મોટી 'bid' સરત ધરી હતી, તેનું સર એડવર્ડ ગ્રેએ ગયા જૂલાઈ માસની ૨૯ મી તારીખના ડિસ્પૅચમાં—પેગામમાં—સ્પષ્ટ રીતે બ્યાન આપ્યું છે. બ્રિટનને ફ્રાન્સમાંથી વિખૂટું પાડવાનો જર્મનીનો આ છેલ્લો પ્રયાસ હતો. બીજા બધા પ્રયાસો માફક જર્મનીનો આ પ્રયાસ પણ નિષ્ફલ નીવડ્યો, કારણ કે ઇંગ્લંડે પોતાના વચનને વળગી રહેવાનું પસંદ કીધું હતું: ઇંગ્લંડે પોતાના પાડોશીની આગળ શપથ લીધા હતા અને તેને નિરાશ કરવાની તેની ઇચ્છા નહોતી. આપણા પાડોશીનું નાનું રાજ્ય કચરાઈ જાય અને વાજબી કારણ સિવાય ફ્રાન્સ સામે જબરો હલ્લો લઈ જવામાં આવે, તે સઘળું આપણે મૂંગે મોંએ જોયા કરવું એવી જર્મન ઇમ્પીરીયલ ચૅન્સેલરની ઢોંગી અને નિર્લજ્જરૂપે ક્રૂર—માગણી હતી. પણ એ માગણીનો ઇનિકાર કર્યાથી ઇંગ્લંડને શું શું સહન કરવું પડશે તેની દરકાર કર્યા વગર એ માગણીનો

તિરસ્કારપૂર્વક [illegible] આપણા પ્રધાન મંડળને જે પ્રેરણા થઈ આવી તેના આપણે જેટલા ગુણગ્રાહી થઈએ તેટલા ઓછા છીએ. આ લઢાઈ માટે તયારી કરવાના અને અનુકૂળ પ્રસંગ મળે આ લઢાઈમાં ઊતરવાના અને પડોશી ઉપર આક્રમણ કરવાના જર્મનીના અગ્રણીઓએ શા શા પ્રયાસો આદર્યા તે વિશે ક્રમશઃ ચર્ચા કરવી એ એક તરફથી સહેલું કાર્ય છે. તેમ બીજી પાસા એટલું સ્મરણમાં રાખવા જેવું છે કે બ્રિટિશ અને અમેરિકન પ્રજા જે દૃષ્ટિબિન્દુથી વિચારતી તે કરતાં સાવ ભિન્ન દૃષ્ટિબિન્દુથી જ જર્મનીની પ્રજા લઢાઈ વિશે વિચાર ચલાવતી હતી. ઈંગ્લંડની માફક યૂનાઇટેડ સ્ટેટ્સમાં પણ જ્યારે તકરાર કે વિરોધ ચૂકવવાના બીજા બધા ઈલાજો લેવાઈ ચૂક્યા હોય ત્યારે લઢાઈ શરૂ કરવી એમ લઢાઇ એ છેક છેવટનો ઈલાજ ગણાય છે. પણ જર્મન પ્રજાના મનમાં જુદું ઠસાવવામાં આવ્યું છેઃ તેઓને એમ શીખવવામાં આવ્યું છે કે સુલેહ એ પ્રજાના જીવનમાં એક માત્ર થોડા વખતનો વિરામજ છે, અને તે વિરામ તે પછીના બીજા વખતમાં ચલાવવાની લઢાઈ માટેની તયારીઓ માટે જ લેવામાં આવે છે. આ અભિપ્રાયનો સ્પષ્ટ વિવરણકાર-જનરલ ફ્રૉન બર્નહાર્ડિ છે. તેના પુસ્તકનું અંગ્રેજીમાં ભાષાન્તર કરવામાં આવ્યું છે. ત્રણ વર્ષ ઉપર એ ભાષાન્તર પ્રગટ કરવામાં આવ્યું હતું, અને હમણાંજ અંગ્રેજ પ્રજા સામાન્ય રીતે એ પુસ્તક વાંચે છે. "જર્મની અને હવે પછી થનાર લઢાઇ" એ નામના તેના પુસ્તકના ⅔ ભાગ કરતાં વધારે ભાગમાં તો લઢાઈનું તત્ત્વજ્ઞાન અને નીતિ (ethics) સમજાવવા માટે રોકવામાં આવેલો છે. તે પુસ્તક મધ્ય અને વિનીત શૈલીમાં લખવામાં આવી છે. તેનો સૂર ડહાપણ ભરેલો અને ન્યાયદૃષ્ટિનો છે. તેમાં સ્પષ્ટવક્તાપણુંને નિખાલસપણું સ્પષ્ટ રીતે જણાઈ આવે તેમ છે. પણ તે પુસ્તકનું મૂળ સૂત્ર લઢાઈ જ છેઃ લઢાઈ એ આકસ્મિક વસ્તુ નથી પણ કુદરતનો નિયમ છે તે એક જાતનુ અનિવાર્ય સંકટ નથી પણ સઘળી જાતની નૈતિક ઉન્નતિ-લાભનું મૂળ છે એમ એ પ્રતિપાદન છે.

બર્નહાર્ડિ એવો અભિપ્રાય ધરાવે છે કે જર્મનીનો ઉદ્યોગ વધ્યો છે માટે પોતાનો માલ ખરીદવા માટે નવા મુલકોની, અને તેની પ્રજાની ત્વરાથી વૃદ્ધિ થઈ છે તે માટે નવા પ્રદેશોનો કબજો મેળવવાની, જર્મનીને ખાસ જરૂર છે. વળી એ પુસ્તકમાં જર્મનીને સર્વ સંસ્કૃતિ (Culture)નો ગુરૂ અને સુધારા(civization)નું સંરક્ષક ગણવામાં આવ્યું છે. તે સમજે છે કે જર્મની પોતાના હક્કનું કરશે તો જર્મન આધિપત્ય સ્થપાશે અને જ્યાં સુધી યૂરોપમાં જુદાં જુદાં રાજ્યોનું સમતોલપણું (balance) એમનું એમ રહેશે ત્યાં સુધી જર્મન આધિપત્ય પ્રાપ્ત થઈ શકવાનું નથી એ સ્વાભાવિક છે.

જનરલ સ્પષ્ટ રીતે માને છે અને સમજે છે કે—બીજી પ્રજાઓ લઢાઈ લઢયા વિના જર્મન આધિપત્ય કબૂલ કરે એમ નથી જ; અને જર્મનીને તરવારની અણીએ ચઢેલી ક્રૂર લઢાઈ—"a war to the knife—" વડે પોતાના હક્ક સાબીત કરવાની જરૂરીઆત પડવાની છે એવું તે ધારે છે. તે કબૂલ કરે છે કે ફ્રાન્સનું સુલેહની તરફ વિશેષ વલણ છે પણ ઈંગ્લંડે જર્મનીપર હુમલો કરીને તેનો વ્યાપાર નાશ કરવાનો ઠરાવ

કીધેલો છે; અને તે એથી પણ આગળ વધીને કહે છે કે [illegible]ના આધિપત્યથી સામાન્ય રીતે બીજી પ્રજાઓની સ્વતંત્રતાને હાનિ પહોચે તેમ છે. હવેની લડાઇ માત્ર બે દેશો વચ્ચે થવાની છે તેથી જનરલ ફોન બર્નહાર્ડિ જરાકે ડરતો નથી. તે ભવિષ્ય ભાખે છે કે તે લડાઈ દયાથી લડાવાની નથી, પણ તે દીર્ઘ કાળ પર્યન્ત ચાલશે અને તેથી એક પક્ષનો કે બીજા પક્ષનો રાજ્યકીય દાટ–કચ્ચરઘાણ (annihilation)—વળશે. પણ આ બધા ભવિષ્યના ત્રાસના વિચારથી તે ડગ્યો નહિ; પણ પોતાના દેશને આવો વિગ્રહ કરવાની જાણી વિચારીને તયારીઓ કરતો, અને તે વિગ્રહને અંતે વિજયી થયલો જોવાની તેની ઇચ્છા—તેનો નિશ્ચય—તે વિચારથી વધારે તીવ્ર થતો ગયો.

જર્મન આધિપત્ય સ્થાપવા માટે બળનો ઉપયોગ કરવો વાજબી છે એવો વિગ્રહ વિશેનો જર્મનીનો મત બરાબર સમજ્યા પછી જ આપણને બરાબર ખાત્રી થશે કે આ વિગ્રહ યૂરોપમાં જાણી જોઇને સળગાવવામાં આવ્યો છે. અને આવા વિચારો જનરલ ફૉન બર્નહાર્ડી જ ધરાવે છે એવું ધારતા નહિ—એ વિચારો Clausewitz, Treitschke, Nietzsche, અને બીજા ઘણાના મતાનુસાર જ ઘડાયલા હતા. છેલ્લા સદ્‌ગૃહસ્થના વિચારો જેનું સંક્ષેપમાં મી. ચૅટરટન હિલ નામના તેના એક અંગ્રેજ પ્રશંસાકારે વર્ણન કીધેલું છે તેનુ અત્ર માત્ર અવતરણ ટાંકીશ:—

"નીત્ચે કહે છે કે જે મનુષ્ય જાતિભાઇઓની પ્રત્યે લાગણી દર્શાવે તે મહાન્ પુરુષ નથી પણ મહાન્ પુરુષ તો એને કહેવો કે જે વધારેમાં વધારે ક્રૂરતા ભર્યો જુલમ ગુજારી શકે અને એ જુલમના ભોગ થનારાની ચીસો—ચીચીઆરીઓ ઉપર જરા પણ લક્ષ આપે નહિ. × × × તમે કહો છો કે વાજબી કારણ હોય તો લડાઈ પવિત્ર ગણાય છે, પણ હું કહું છું કે વાજબી લડાઈ લડવામાં આવે તો દરેક કારણ પવિત્ર બને છે. ભવિષ્યમાં મહાન્ પુરુષ કોણ થશે કે જે અવશ્ય ગુનેહગાર હશે, જે મનુષ્યજાતિનો જોરબંદ (ચાબુક) (scourge) હશે, તેને પોતાનુ વ્યક્તિત્વ વિશાળ થયલું જોવા માટે તથા પોતાનો સ્વાર્થ સરવા માટે મ્હોટા બલિદાનના યજ્ઞોની જરૂર પડશે."

આવો મગજ ભમાવી નાખે એવો મગરૂર સિદ્ધાન્ત જર્મન પ્રજાના કાન આગળ વર્ષોનાં વર્ષો થયાં ઉપદેશવામાં આવ્યો હતો. એ જર્મન પ્રજાનું એકાએક—અણધારી રીતે ચઢતી થયાથી અભિમાનથી માથું મગજ ફરી ગયુ હતું તેમની સમક્ષ એ મત વારવાર કહી સંભળાવવામાં આવ્યો હતો. આ હકીકત જાણ્યા પછી આપણે સમજી શકીશું કે હાલની લડાઈ માટે કેવી કાળજીપૂર્વક તયારીઓ કરવામાં આવી હતી અને હાલમાં કેટલી આસુરી ક્રૂરતાથી હાલમાં તે લડવામાં આવે છે તે બધું આપણે સમજી શકીશું.

લડાઈ શરૂ થઈ તે પહેલાં તરત જ રાજ્યદ્વારી મસલતો કેવી કેવી ચાલી હતી તે "Cd ૭૪૬૭ Correspondence respecting the European Crisis"

યુરોપના વિક્ટ પ્રશ્ન સંબંધી પત્રવ્યવહાર—એ મથાળાવાળા "પાર્લમેન્ટરી પેપર્સ"માં અને એ મસલતનો કેવી રીતે ભંગ થયો તે વિશે સર એડવર્ડ મેલાનનો અહેવાલ Cd ૭૭૪૫ માં, સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યો છે.

યુરોપનાં મહાન્ રાજ્યો હાલમાં એકત્રિત થયાં છે તે કયા સંજોગોમાં થયાં તે કેટલાકના જાણવામાં નહિ હોય. માટે એ વિશે જેમ બને તેમ ટુંકા રૂપમાં હું ફરીથી કાંઈક કહી જઈશ.

આપણે પચીસ વર્ષ અગાઉની વસ્તુસ્થિતિ તપાસીશું, અને ઈ. સ. ૧૮૭૭–૭૮ માં રશિઆને તુર્કસ્તાન સામે ભયંકર લડાઇમાં ઊતરવું પડ્યું હતું તે વાત ફરીથી યાદ કરીશું. આ લડાઈમાં પાંચ લાખ રશીઅન લશ્કર ડાન્યુબ નદીની પેલીમેરના કાંઠે મોકલવામાં આવ્યું હતું, અને તાજા બનેલા બાલ્કન વિગ્રહમાં પ્રસિદ્ધિ પામેલા શતાલજા Tchataldja સુધી જનરલ રૈડેટ્‌ઝકીની સરદારી નીચે કેટલુંક લશ્કર પહોંચી ગયુ હતું.

રશીઆએ બતાવેલા આ બળથી જર્મની અને આસ્ટ્રિયા–હુંગરીનાં કાળજાં કંપ્યાં, કારણ કે બીજે જ વર્ષે એ બે રાજ્યોએ રશીઆની સામે સન્ધિ કર્યો તેમાં એવી શરતો કરી હતી કે આપણા બન્નેમાંથી ગમે તે એક રાજ્યપર રશીઆ ચઢાઈ કરે તો પોતાના રાજ્યના તમામ હથીયારબંધી લશ્કર સહિત એકે બીજાને સહાય કરવી.

બિસ્માર્કનું પછીનું કામ ઈટલિનો પક્ષ મેળવવાનું હતું, અને ફ્રાન્સને ટયુનિસમાં સ્થપાઇ જવા માટે ઉશ્કેરીને એ કામમાં એ સફળ થયો. પ્રાચીન કાર્થેજની ભૂમિથી ટ નિસ પૂરા ૨૦ મૈલ પણ દૂર નથી, અને ફ્રાન્સના આ કૃત્યથીઇટલિના મનમાં ખળભળાટ પેઠો. તે ઉપરથી મને કે કમને ઇટલિ એ ત્રિપુટીમાં—ટ્રિપલ એલાયન્સ—માં ત્રીજો મિત્ર થયું.

આ ઉપરથી ફ્રાન્સ અને રશિઆએ ઈ. સ. ૧૮૯૬ માં Dual Alliance દ્વિપુટીની મૈત્રી બાંધી. છતાં પણ ગ્રેટ બ્રિટન પોતાની કને અપરાજેય નૌકાબળ હોવાથી ઝગમગતી તટસ્થતા ( 'splendid isolation' ) રાખી રહ્યું. પણ બોઅર વિગ્રહ ચાલ્યો ત્યારે યુરોપમાં આપણી કને એક પણ મિત્ર નથી એવું આપણા રાજ્યદ્વારી પુરુષોને સમજાયું ત્યાં સુધી આવી તટસ્થતા નભી. દક્ષિણ આફ્રિકામાં બે નાનકડાં ડચ રાજ્યોની સામે વિગ્રહ થયો તે વખતે યુદ્ધમાં લડવા જવા માટેની ઐચ્છિક પદ્ધતિથી—Voluntary system of enlistment—લડાઇને લાયક લશ્કર ઉભું કરવામાં આપણે કેવી તાણ વેઠવી પડી હતી,' તે આપણને તે વખતે જણાયું હતું. તે લડાઈ શરૂ થઈ ત્યાર પછી એક અઠવાડીયામાં કૈસરે બૂમ પાડી માગણી કરી કેઃ—"આપણને ( જર્મનીની પ્રજાને ) મજબુત નૌકાબળ રાખવાની બહુ જ જરૂર છે." અને ત્યારથી એટલે ૧૯૦૧ ની સાલમાં નૌકાસૈન્ય માટે ૯,૫૦૦,૦૦૦ ( ૯૫ લાખ ) પૌંડનું ખર્ચ મંજુર કરવામાં આવતું તે વધીને હાલમાં ૨૩,૦૦૦,૦૦૦ ( ૨ કરોડ અને ૩૦ લાખ) પૌંડના ખર્ચની મંજુરી આપવામાં આવે છે.

જર્મની પાસે ઘણું જ જબરું જમીનપર લઢવાનું લશ્કર હતું તો પણ જ્યારે એવું મોટું નૌકાસૈન્ય ઉભું કરવા મચી પડ્યું કે જેથી જબરામાં જબરું નૌકાબળ ધરાવતા રાજ્યની સામે લઢાઇ લઢવામાં આવે તો તેવા જબરા રાજ્યના આધિપત્યને ધોકો પહોંચવાનો ભય રહે, ત્યારે બ્રિટિશ રાજદ્વારી પુરૂષોનાં મનમાં ભય ઉત્પન્ન થયો. જર્મનીના આ પગલાથી—કાર્યથી—તેમને ભય થયો એટલું જ નહિ પણ મેં અગાઉ કહ્યું તેમ આપણું જમીન ઉપરનું લશ્કર પૂરતું નહોતું અને યુરોપની પ્રજામાં આપણો કોઈ મિત્ર નથી એ વાત જણાઇ આવ્યાથી પણ ભય ઉત્પન્ન થયો. "ઝગમગતી તટસ્થતા" ("splendid isolation")ની આપણી રાજનીતિ વિશે ફરીથી વિચાર કરવાનો ( યોગ્ય લાગે તો ફેરવવાનો ) સમય હવે આવ્યો.

ઇ. સ. ૧૯૦૪ ના એપ્રિલની ૮ મી તારીખે લૉર્ડ લેન્સડાઉન અને મૉન્સ્યર પૉલ કૅમ્બો ( Paul Cambou )ની સંયુક્ત નીતિથી લંડનમાં ગ્રેટબ્રિટન અને ફ્રાન્સની વચ્ચે કરાર થયા અને પાડોશી રાજ્યોના માંહોમાંહ્યના—અરસપરસના વાંધાસાંધાઓનો ફેંસલો થયો અને તેને ઇંગ્લંડના ઉભય પક્ષના રાજદ્વારી પુરૂષો તરફથી અનુમતિ મળી. બે વર્ષ પછી, જ્યારે હાલના કાર્યભારી મંડળના હાથમાં રાજ્યની લગામ આવી ત્યારે સર એડવર્ડ ગ્રે જેવા બાહોશ રાજ્યદ્વારી પુરુષના હાથમાં આપણા પરદેશનાં રાજ્યો સાથેના રાજ્યવ્યવહારનું કામ સોંપવામાં આવ્યું. એણે ફ્રાન્સની સાથે કરેલા આંતાંત કૉર્ડિઅલ—'Entente Cordiale' ની રાજ્યનીતિ—policy—કબુલ રાખી—એટલું જ નહિ પણ તે કાયમ રાખી, પણ ફ્રાન્સના મિત્ર રશિઆની સાથે પણ એવો જ કરાર કર્યો.

ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, અને રશિઆ વચ્ચેનો આ કરાર ઈ. સ. ૧૯૦૭ માં પુરેપુરો સ્થપાયો; અને એ ઉપરથી એવી આશા રાખવામાં આવી હતી કે યુરોપમાં રાજ્યોનું બરાબર-વાજબી—સમતોલપણું હવે સ્થપાયું છે. કારણ કે ટ્રિપલ આંતાંતનાં આ ત્રણે રાજ્યોનું બળ એક પલ્લામાં મૂકીએ, અને ટ્રિપલ એલાયન્સનાં ત્રણ રાજ્યો*—જર્મની, ઇટલિ અને ઑસ્ટ્રીઆ હંગરીનાં બળને બીજા પલ્લામાં રાખીએ તો બન્ને પલ્લાં બરાબર થશે.

ફ્રાન્સ, રશિઆ અને ઈંગ્લંડ એ ત્રણ મહાન્ રાજ્યોએ આ પ્રમાણે એકત્રિત થઈ 'ટ્રિપલ આંતાંત' રીતે બાંધવાનો ખરેખરો હેતુ સુલેહ જાળવવાનો હતો. હાલના બનાવોનો નિષ્પક્ષપાત અભ્યાસ કરનાર દરેક માણસને એટલું તો સ્પષ્ટ રીતે સમજાયું હશે, કે ફ્રાન્સે ઘણાં વર્ષો થયાં વૈર લેવાને માટે અથવા વિજયાર્થે લડાઈ કરવાનો ઇરાદો ધરાવ્યો ન હતો, અને યુરોપમાં પોતાના મુલકોમાં વધારો કરવાની તેણે લેશ પણ સ્પૃહા ખરૂ જોતાં કરી ન હતી. જે દેશો તેને જોઇતા હતા તે ગ્રેટબ્રિટન કને હતા. તેની ખરેખરી જરૂરીઆત તો સુલેહ જાળવવાની હતી કે જેથી તેને અને તેનાં સંસ્થાનો અને પોતાની કને જે વિશાળ મૂલકો હતા, તેની સંપત્તિ સુધારવાની તેને તક યા અવકાશ મળે. રશીયા,

* 'ટ્રિપલ આંતાંત' તે ઇંગ્લંડ ફ્રાન્સ અને રૂશિયા વચ્ચેનો સન્ધિ. અને 'ટ્રિપલ ઍલાયન્સ'તે જર્મની ઑસ્ટ્રિઆ અને ઇટાલિ વચ્ચેનો સન્ધિ.

ફ્રાન્સ, જર્મની, [illegible], ઇટલી અને બીજાં રાજ્યોએ પોતાના લશ્કરી બળમાં બહુ જ વધારો કર્યો હતો, ત્યારે ફ્રાન્સે-એક પણ માણસ લશ્કરમાં વધાર્યું ન હતું, તે સ્પષ્ટ રીતે-બતાવી આપે છે કે તેને એ લડાઈ કરવાનો ઇરાદો કે ઇચ્છા હતી જ નહિ.

રશીયા કે જેણે પોતાના હાથ બહુ જ દૂર લંબાવ્યા હતા તેને મંચુરીયાના વિગ્રહમાં પોતાની પ્રતિષ્ઠા ગુમાવવી પડી, અને સૈબિરીઆની આર્થિક સંપત્તિ સુધારવામાં અને રાજદ્વારી સુધારા દાખલ કરવા તરફ પોતાનું લક્ષ દોર્યું. પણ મહાન્ રાજ્યોએ આ પ્રમાણે પોતપોતાના ગોળ બાંધ્યા તેનો હેતુ સુલેહ જાળવવાનો હતો, છતાં યૂરોપની પ્રજાઓને એક પછી એક લડાઇમાં ઉતારવાને તે મદદરૂપ થયું; કારણ કે જ્યારે ઑસ્ટ્રીઆએ સર્વીયાને કદી પણ કબુલ કરી શકાય નહિ એવો છેલ્લો શબ્દ કહાવ્યો, ત્યારે સર્વીયાનો તેના વધારે જબરા પાડોશી રાજ્યને હાથે નાશ થતો અટકાવી સર્વીયાનો બચાવ કરવા માટે ધાવાની રશીયાને ફરજ પડી. રશીયાએ લશ્કરનો લડાઈ માટે જમાવ કરવા માંડ્યો કે તરત જ જર્મનિએ ઈ. સ. ૧૮૧૯ ના તહનામાની રૂએ ઑસ્ટ્રીઆનો પક્ષ લીધો ફ્રાન્સ અને રશિયા વચ્ચેના કોલકરાર (Dual Allianco) ની રૂએ રશીયાનો પક્ષ લેવા ફ્રાન્સને ઉભા રહેવુ પડે એમ હતું, તેથી ફ્રાન્સને પણ આ વિગ્રહમાં ઊતરવુ પડયુ. ફ્રાન્સ ઊતર્યું એટલે આપણને પણ ઊતરવાની ફરજ પડી; કારણ કે મહાબળવાન જર્મન નૌકાસૈન્યનો નૉર્થ સી ( ઉત્તર સમુદ્ર )માં જમાવ થએલો હોવાથી આપણને ભૂમધ્ય સમુદ્રમાના આપણાં બધાં લડાઇનાં વહાણો પાછાં બોલાવી લેવાની જરૂર પડી, અને તે સમુદ્ર ( ભૂમધ્ય સમુદ્ર )માંના આપણા હિતનો બચાવ ( સંરક્ષણ ) કરવાનું કામ ફ્રેંચ કાફલાને સોંપવુ પડયુ. ફ્રાન્સ ઉપર જેવું જર્મન લશ્કર ધસી આવ્યુ કે તરત જ ફ્રાન્સે ગ્રેટબ્રિટનને અપીલ કરી, અને ફ્રેંચ એલચીને સર એડવર્ડ ગ્રેએ ખાતરી આપી કે જો જર્મન કાફલો ફ્રાન્સના કિનારાની સામે અથવા ફ્રાન્સના વહાણોની સામે વૈરભાવથી લડવા માટે (ડોવર) ચૅનલમાં અગર ઉત્તર સમુદ્રમાં આવશે તો બ્રિટિશ કાફલો પોતાના પૂરેપૂરા બળથી ફ્રાન્સનો સઘળી રીતે બચાવ કરશે. બ્રિટિશ ગવર્મેન્ટ જરા પણ પાછી પાની કરશે નહિ, કારણ કે તેમની અને ફ્રાન્સની વચ્ચે જે સારી સલાહ થયેલી છે તેના ઉપર વિશ્વાસ રાખીને જ ફ્રાન્સે પોતાનો આખો કાફલો ભૂમધ્ય સમુદ્રમાં રહેવા દીધો.

પણ જર્મનિ સામે આપણે લડાઈ જાહેર કરી તેનું ખરૂ કારણ તો એ જ હતું કે ઈ. સ. ૧૮૩૯ માં લંડનમાં થએલી સલાહ કે જેની અંદર બેલ્જીયમના નાનકડા રાજ્યની સ્વતંત્રતા ( integrity ) અને તટસ્થતા ( neutrality ) ની કબુલાત લેવામાં આવી હતી, તે સલાહના તહનામામાં પ્રશીયા, ફ્રાન્સ, રશીયા અને આપણે બધાએ એકઠી સહી કરી હતી તેમ છતાં જર્મનિએ બેલ્જીયમનું તાટસ્થ્ય જાળવ્યુ નહિ. ઑગસ્ટની ૪ થી તારીખે રીશ્સ્ટેગમાં ( Reichstag=જર્મન પાર્લમેન્ટ 'લોક પ્રતિનિધિની રાષ્ટ્ર સંસ્થા' ) જર્મનિના ઇમ્પીરીયલ ચેનસેલરે એક વિચિત્ર ભાષણ આપ્યું હતું, તે ઉપરથી જ લડાઈ વિષે જર્મનિની ધારણા બરાબર રીતે સમજાય છે. ભાષણમાં તેણે કહ્યુ હતું કે "લગભગ

અને બેલ્જીયમના રાજ્યોના વાજબી વાંધાની દરકાર નહિ કરે[illegible]પણને દરજ પડી છે. હું નિખાલસપણે કહું છું કે જે અયોગ્ય પગલું આપણે ભર્યું છે તે જ્યારે આપણી લડાઈની અંતિમ ધારણા ( military goal') પ્રાપ્ત કરીશું કે તરત જ તે અયોગ્ય કૃત્યને પાછું સુધારીશું." એમ સમજાય છે કે તેણે એમ ધાર્યું કે લશ્કરી હેતુ પાર પાડવા માટે યૂરોપના રાજ્યોને અરસપરસ 'નિયંત્રિત રાખનારો કાયદો ગમે તેવી રીતે તોડી શકાય! આ કંઈ સરતચૂકથી બોલાયલું વાક્ય નથી. તે ઉપરથી તો લડાઈમાં કઈ કઈ વાણી અથવા કયું કયું કૃત્ય વાજબી ગણી શકાય એ વિષે જર્મન ઇમ્પીરીયલ ચેનસેલરના મનની સ્વાભાવિક સ્થિતિ આબેહૂબ રીતે સમજી શકાય છે; કારણ કે જ્યારે બર્લીન છોડતો પહેલાં સર એડવર્ડ ગૉશ્શેન તેને મળવા ગયો ત્યારે ૨૦ મિનિટ સુધી ગૉશ્શેનની તેણે બહુ ઝાટકણી કાઢી હતી અથવા બહુ આકરા શબ્દ સંભળાવ્યા હતા. હેર બેથમાન-હોલ વેગે તેના ભાષણમાં કહ્યું હતું કે લડાઇના વખતમાં તાટસ્થ્ય એ શબ્દની ઘણી વાર અવગણના કરી શકાય છે, અને જર્મન પ્રજા કે જે ગ્રેટબ્રિટનના જાત ભાઇઓ છે અને ઈંગ્લંડ સાથે મૈત્રીભાવ જાળવી રાખવાની ઇચ્છા ધરાવે છે, તેની સામે ગ્રેટબ્રિટન એક કાગળના ટૂકડાની ('a scrap of paper') ખાતર લડવા તૈયાર થઈ છે એ જોઇને હું આશ્ચર્ય પામુ છું. યુરોપીયન વિગ્રહ સંબંધી જે પત્રવ્યવહાર ચાલ્યો છે તેના ૧૬૦ કાગળ (પત્રો) અને તાર વિષે વિગતવાર વિવેચન કરવાની આવશ્યકતા નથી. આરબીટ્રેશન લીગના 'આરબીટ્રેટર' નામના ઓફીસ્યલ જર્નલના સપ્ટેમ્બરના અંકમાં આ દસ્તાવેજોનો સંક્ષિપ્ત અહેવાલ બહુ સુંદર રીતે આપવામાં આવ્યો છે. આ દસ્તાવેજો લક્ષપૂર્વક વાંચ્યાથી આપણને નીચેનાં અનુમાનો ઉપર આવવાનું વાજબી જણાશે, એવું એમાં કહેવામાં આવ્યું છેઃ—

( ૧ ) ઑસ્ટ્રીયા-હુંગરીએ સર્વીયાને જે છેલ્લું કહેણ મોકલ્યું તેની સરતો એટલી બધી કપરી રાખવામાં આવી હતી કે તે કોઇથી સ્વીકારી શકાય એવી નહોતી, તેમાં મુખ્યત્વે કરીને સર્વીયા જેવા સ્વતન્ત્ર રાજ્યથી તો કબૂલ કરી શકાય એવી હતી જ નહિ.

(૨) આ તકરારમાંથી સુલેહશાંતિના નિર્ણય પર આવી શકાય એ માટે સર એડવર્ડ ગ્રેએ બહુ આતુરતાથી અને પોતાથી બને એટલા પ્રયાસો કર્યા. તેણે મહાન્ રાજ્યોનું કોન્ફરન્સ મેળવવાની શરૂઆતમાં સૂચના કરી હતી તેથી ઑસ્ટ્રીઆ અને રશિયા બંનેનું માન જળવાઈ શકાય એવો નીવેડો આવી શકે તેમ હતું.

( ૩ ) આ વખતે આરંભથી અંત સુધીની બધી સ્થિતિની કુંચી જર્મનિના હાથમાં હતી અને મહાન્ રાજ્યના એકત્રિત મંડળના સુલેહ જાળવવાના યન્ત્રનો ઉપયોગ કરવાની કૈસરના રાજ્યે ના પાડી એ લડાઇનું કારણ હતું. સર એડવર્ડ ગ્રેની કોશીશો ઇટલી, ફ્રાન્સ અને રશીઆ આગળ સફળ નીવડી પણ બર્લીન આગળ નિષ્ફળ નીવડી.

( ૪ ) એટલુ તો સ્પષ્ટ હતું કે બેલજીયમનું તાટસ્થ્ય ન જાળવવું એ જર્મન ગવર્નમેન્ટની મૂળ યોજના હતી, અને આખરે બેલજીયમની સ્વતંત્રતા તેને પાછી સોંપી દેવાની

ખાત્રી તેણે આપદ[illegible] હતી, તોપણ તેનો ઇરાદો બેલજીયમમાં થઇને ગમે તેમ થાય–એ હા કહે અગર ના કહે–તો પણ જવુ જ એવો ચોકસ હતો. જ્યારે 'ઇનટરનેશનલ આરબીટ્રેશન લીગ' જેવી સોસાઇટીની કમીટી જાહેર રીતે ઉપર પ્રમાણે અનુમાનો લાવે છે ત્યારે જર્મનિ સામેનો કેસ સાબીત થઈ ચૂક્યો છે.

લડાઈમાં ઉતરવાનાં આપણાં પોતાનાં શાં કારણ હતાં તે ફૉરિન ઑફિસ તરફથી નીચે પ્રમાણે જણાવવામાં આવ્યાં છે.

"બેલજીયમનું તાટસ્થ્ય જાળવવું જોઇએ અથવા જળવાવવું જોઇએ કે તેની ખાતરી માટે ઇંગ્લંડના રાજાની ગવર્મેન્ટે જે વિનંતિ જર્મન ગવર્મેન્ટને કરી હતી તે તે ગવર્મેન્ટે સમુળગી નાકબુલ કરી હતી, તેથી ઇંગ્લંડની ગવર્મેન્ટે જર્મન ગવર્મેન્ટને જણાવ્યું છે કે ઑગસ્ટની ૪ થી તારીખના ગતના અગીઆર વાગ્યાથી ગ્રેટબ્રિટન અને જર્મનિ વચ્ચે લડાઈ શરૂ થઈ છે.

ઇંગ્લંડના પ્રાઇમ મિનિસ્ટરે ( વડા પ્રધાને ) ઑગસ્ટ માસની ૬ ઠ્ઠી તારીખે ઘણા સ્પષ્ટ શબ્દોમાં લડાઈમાં ઉતરવાનાં આપણાં શાં કારણ હતાં તે સમજાવ્યું છે. તેમણે કહ્યું હતું કે આપણે શા માટે લઢીએ છીએ એવું મને જો પૂછવામાં આવે તો હું બેજ વાક્યોમાં જવાબ આપી શકીશઃ પ્રથમ તો એક આપણી પ્રમાણિક ફરજ અદા કરવાને માટે અને બીજું એક મજબૂત અને સર્વોપરી રાજ્ય પોતાની સ્વચ્છંદી ઇચ્છાથી, પરસ્પરનાં રાજ્યો વચ્ચેની પરસ્પરનાં વચનનું પરિપાલન કરવાની સમજુતિ (international good faith)નો તિરસ્કાર કરીને નાનકડાં રાજ્યોને છુંદી ન નાખે એ સિદ્ધાંતનું પ્રતિપાલન કરવા ( vindicate )અમે લઢીએ છીએ. અહીંઆં આગળ જે કારણ દર્શાવવામાં આવ્યું છે તે કરતાં બીજું વધારે સારૂં કારણ લડાઈમાં ઉતરવાનુ કોઇ પણ પ્રજાને ન હોઈ શકે.

પોતે આપેલા વિશ્વાસના પ્રતિપાલક તરીકે અને કચરાઈ જતી પ્રજાના રક્ષક તરીકે ઊભા થવું તેમાં મુખ્યત્વે કરીને જ્યારે એવી પુરવાર સાબીતી હાજર છે કે જે મુશ્કેલીઓ ઊભી થઈ છે તેનો સુલેહ ભરેલો ફડચો આણવા માટે દરેક જાતની કરી શકાય એવી કોશીશ પરદેશ ખાતાના રાજનીતિજ્ઞ પુરૂષો તરફથી કરવામાં આવી હતી ત્યારે એ પ્રજાને કેટલું અભિમાન કરવા લાયક વસ્તુ છે !

આ ભયકર ઝઘડામાં જે નૈતિક ( spiritual ) વિચારો છે તે આ છે, અને આ વિચારોથી પ્રેરાઇ દરેક બ્રિટિશ દેશજને પોતાનાં સઘળાં સાધન શક્તિ અને જીવન પણ આ લડાઇનું ફત્તેહમંદ પરિણામ આણવા માટે રાજ્યને આપી દેવાની આવશ્યકતા છે.

(અપૂર્ણ.)

[વસન્ત ઑફિસ.]

# પ્રાસંગિક નોંધ

**દિ. બ. અંબાલાલ સાકરલાલનો સ્વર્ગવાસ.**

દિ. બ. અંબાલાલ સાકરલાલના સ્વર્ગવાસથી ગુજરાતને પડેલી ખોટ એ આપણા પ્રાન્તમાં ગયા માસનો મ્હોટામાં મ્હોટો શોકજનક વૃત્તાન્ત છે.

ચાર માસ ઉપર વસન્તપત્ર માટે મેં દિવાનબહાદુરની મુલાકાત લીધી તે વખતે મને જરા પણ ખ્યાલ ન હતો કે આ મહાન પુરુષના મહાન વિચારો અત્યારે છેલ્લા છેલ્લા જ ગુજરાત સમક્ષ પ્રકટ થાય છે! દિવાન બહાદુરનું શરીર ન્હાનપણથી જ રોગગ્રસ્ત હતું, છતાં તે એમણે એવી અસાધારણ કાળજીથી અને કેળવણીથી—એક દેહાત્મવાદી તરીકે નહિ, પણ દેહ તે આત્માના સંકલ્પને કાર્યરૂપે પરિણત કરવાનું આવશ્યક સાધન છે એવી ચોખ્ખી સમજણપૂર્વક અને દૃઢ સંકલ્પથી—જાળવ્યું હતું, કે ૭૦ વર્ષની વયે પણ એ એકદમ લુપ્ત થઈ જશે એમ બે માસ ઉપર કોઈના ધારવામાં ન હતું.

ચોખ્ખી સમજણ અને દૃઢ સંકલ્પ—આ બે સહજ સૂઝી આવેલાં વિશેષણોમાં દિવાન બહાદુરના માનસિક બંધારણનું સંપૂર્ણ તત્ત્વ સમાએલું છે. એ વિશેષણો ગુપ્ત સૂચીની માફક શોધવાં પડે એમ નથી—ઝગઝગતા સુવર્ણમય ધ્વજલેખની પેઠે એમના જીવન ઉપર એ ફરકે છે, અને 'રસ્તે દોડતા દોડતા પણ વંચાય એવા' છે. મનુષ્યજીવન—વ્યક્તિનું તેમજ પ્રજાનું—એ દૈવપ્રવાહમાં તણાતું નિર્માલ્ય તૃણ નથી, પણ દીર્ઘદૃષ્ટિ અને પ્રબળ પ્રયાસ વડે ઉદ્દિષ્ટસ્થાને પહોંચાડવાની અમૂલ્ય નૌકા છે: જીવનસંબન્ધી આ સાચી સમજણ દિવાન બહાદુરની રગે રગમાં વ્યાપેલી હતી, અને એ સમજણને અંગે એ જે જે નિર્ણયો અને સંકલ્પો કરતા તે સર્વ ઉપર સ્વતન્ત્ર અનુભવી અને કેળવેલ બુદ્ધિની, ઉત્સાહ ધૈર્ય અને અડગ નિશ્ચયની, તેમ જ સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિની, સ્પષ્ટ છાપ લાગેલી હતી. એમના જેવા ઉચ્ચ પૌરુષના અને પ્રભાવશાલી બુદ્ધિના ગુણો અત્યારે વર્તમાન ગુજરાતમાં નથી, એ સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિની ઝલક પણ બીજી કયી મુખ મુદ્રામાં જોશો ?

કૉલેજમાં મળતી ઉચ્ચ કેળવણીનાં બુદ્ધિના પ્રદેશમાં જે બે મુખ્ય પ્રયોજન—એક બુદ્ધિને વ્યવસ્થિત કરવાનું, અને બીજું દેશસેવામાં પ્રવૃત્ત થવા માટે જોઈતી બુદ્ધિની સામગ્રી પૂરી પાડવાનું—એ બંને દિવાન બહાદુરે બહુ ઉત્તમ રીતે સિદ્ધ કર્યાં હતાં. વ્યવસ્થિત કરેલી બુદ્ધિને પરિણામે એ જે જે વિષય હાથ ધરતા તે તે સંપૂર્ણ રીતે હાથ કરી લેતા; અને દેશસેવા જ્યાં જણાતી—કૉન્ગ્રેસના પ્લૅટફૉર્મ ઉપર કે મજૂરની રાત્રિશાળામાં—ત્યાં તે પૂરા ઉત્સાહથી બજાવતા.

અંગ્રેજી અને સંસ્કૃત લઈ એમ. એ. ની પરીક્ષા ફર્સ્ટક્લાસમાં પાસ કરનાર વિદ્યાર્થીઓમાં દિવાન બહાદુર—યુનિવર્સિટિ સ્થપાઈ ત્યારથી તે આજ સુધીમાં—એકલા જ

છે - એવી અદ્ભુત... ગિરાવાળા પુરુષે પોતે ધાર્યું હોત તો મુબાઈ જેવી નગરીમા રહી બહુ તેજસ્વી કીર્તિ પ્રાપ્ત કરી હોત પણ કીર્તિરૂપી વીજળીના પ્રકાશમા ઝગમગતા ઊભા રહેવાની સ્પૃહા દિવાન બહાદરના માનસિક બધારણમા બિલકુલ ન હતી ખરી કેળવણી મેળવવી, ઉત્તમ નૈતિક ગુણોને દઢતાથી વળગવુ, અને ઉભય વડે દેશની સેવા કરવી—એ સિવાય જીવનની ઉચ્ચતાનુ બીજુ કોઈ પણ ધોરણ એમની દષ્ટિમા ન હતુ, અને તેથી એલએલ બી થઈને વ્યવહારમા પડવાનો વખત આવ્યો ત્યારે મુબાઈમા કીર્તિની ટોચે ચઢવાનો લોભ ન કરતા, પોતાની સ્થિતિને અધીન થઇ, કેળવણીખાતામા પોતે ખુશીથી જોડાયા, અને એ ખાતામા એમણે અસાધારણ યશ પ્રાપ્ત કર્યો તે જ પ્રમાણે જ્યારે કેળવણીખાતુ છોડવાનો અણધાર્યો પ્રસગ ઉપજ્યો ત્યારે પણ મુબાઇની જાહોજલાલીથી ન મોહાતા × એક દેશી રાજ્યનુ ન્યાયખાતું—જેમા તે વખતે લોકમેવાનો પુષ્કળ અવકાશ હતો—તેમા જોડાવાનુ એમણે પસદ કર્યુ આ પસદગી એમના માનસિક બધારણ ઉપર બહુ બોધકારક પ્રકાશ નાખે છે કાશીનાથ ત્ર્યબક તેલગને યુનિવર્સિટિની પરીક્ષામા પાછળ મૂકનાર કરતા પણ આમા અધિક યોગ્ય—બુદ્ધિ કરતા નીતિનુ—આત્મસયમનુ યોગ્ય જેટલુ અધિક છે તેટલુ—અમારુ હતુ સાદી દેશસેવાને અગે અહભાવને ભૂલી જવો એ જેવો તેવો માનસિક ગુણ નથી દેવાની સેવા અને કર્તવ્યનુ આચરણ કીર્તિના ઝગમગતા પ્રકાશમા જ થઇ શકે છે એમ નથી સેવા અને કર્તવ્યનો અવકાશ સઘળે સ્થળે છે, અગ્રેજી રાજ્યમા નથી તેટલો દેશી રાજ્યમા છે આ ખરી દષ્ટિ એમના જીવનમા કદી ભીંચાઇ ન હતી વિશાળ અનુભવપૂર્વક એ હમેશા કહેતા કે હિન્દુસ્થાનનો ઉદ્ધાર શહેરોના ચોગાનોમા નહિ પણ ગામડાની ગલીઓમા છે અને તેથી કૉન્ગ્રેસના પ્લૅટફૉર્મ ઉપર ઊભા રહેવામા એમને જેટલો આનન્દ આવતો નહિ, તેટલો એક મજૂર વર્ગના લત્તામા જઈ રાત્રિશાળા ઊઘાડવામા, અને તેમા જાતે દેખરેખ રાખવામા આવતો

દિવાન બહાદુરે ગૂજરાતને કરેલી ન્હાની મ્હોટી સર્વ સેવાઓમા—કેળવણીના વિષયમા કરેલી સેવા કદી પણ વીસરાશે નહિ. એમના શિષ્યો—એક અવાજે એમની શિક્ષણપદ્ધતિની જેવી પ્રશસા કરે છે તેવી પ્રશસા કેળવણીના ક્ષેત્રમા, બલ્કે દેશસેવાના કોઈ પણ ક્ષેત્રમા, ભાગ્યે જ થએલી સભળાતી નથી. શિક્ષણપદ્ધતિ સબન્ધી આજ કાલ નવી નવી શોધો થાય છે, અને એનું જ્ઞાન આપવા માટે સરકારે ટ્રેઇનિંગ કૉલેજોમા વિવિધ પ્રયત્નો આદર્યા છે—એના શુભ ઉદ્દેશ પરત્વે કે વ્યવહાર આવશ્યકતા પરત્વે કાંઈ જ વાધો લેવા જેવુ નથી—

* દિવાન બહાદુર ગૂજરાતીઓમા સૌથી પહેલા ગ્રૅજ્યુએટ છે એમ કેટલાક પત્રોમાં કહેવામા આવ્યુ છે એ ભૂલ છે ગૂજરાતી હિન્દુઓમા પહેલા ગ્રૅજ્યુએટ સુરતના વૃદ્ધ ગૃહસ્થ રા રા નગીનદાસ તુળસીદાસ મારફતીઆ હતા

× મુબાઇમા રહી તેલગ ફીરોજશાહ વગેરે ગૃહસ્થોએ દેશને જે અતુલ સેવા કરી છે તેને હું નીચી પાડવા માગતો નથી પણ મુબાઇની બહારઆમાન્ય દેશની સેવા માટેનો હક સ્મરણમા રાખનાર થોડા છે તેથી આ લખવુ થાય છે.

પણ એક તરફ એ સર્વ પ્રયત્નોને અને બીજી તરફ દિવાન બહાદુર [illegible]રાક્ષકને મૂકીને એનું તોલ કરીએ છીએ ત્યારે એટલું દેખાઈ આવ્યા વિના રહેતું નથી કે આખરે પદ્ધતિ કરતાં મનુષ્ય અધિક છે.

દિવાન બહાદુરની કેળવણીના વિષય ઉપર મમતા અસાધારણ હતી, અને જીવનના અવસાનના સમયમાં પણ એમણે પોતાનું સઘળું બળ—એક યુવકના જેટલા ઉત્સાહથી—ગુજરાતમાં કેળવણીની એક ભગીરથ સંસ્થાનો પાયો નાંખવામાં વાપર્યું હતું. આ સંસ્થા—"ગુજરાત કેળવણી મંડળી"—ના ઉદ્દેશ વસન્તપત્રમાં અનેકવાર જાહેર થયા છે, એટલે એ સંબન્ધી આ સ્થળે કાંઈ કહેવાનું નથી. પરંતુ દિવાન બહાદુર પ્રતે માનની દૃષ્ટિ ધરાવનાર દરેક સજ્જનની ફરજ છે કે એ સંસ્થાને આગળ વધારવી, અને પોતાની આસપાસના જીવનમાં એના ઉદ્દેશ યથાશક્તિ અમલમાં લાવવા. આ જ ગુજરાતના એ મહાન પુરુષનું ઉત્તમ સ્મારક છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* એ સંસ્થાના ઉદ્દેશ—ઉદ્દેશપત્રિકામાં જણાવ્યા પ્રમાણે તો—બહુ વિશાળ છે, પરંતુ જેમને એમની સાથે આ વિષયમાં વાતચિત કરવાનો પ્રસંગ આવ્યો હશે એ સારી રીતે જાણે છે કે એ સંસ્થામાં એમનો પોતાનો ખાસ ઉદ્દેશ **માતૃભાષા** દ્વારા **સામાન્ય** લોકને **વ્યવહારૂ** કેળવણી આપવાનો હતો. મ્હોટાં ટાઇપમાં મૂકેલા ત્રણે શબ્દો બહુ મહત્ત્વના છે. મૂળથી જ દિવાન બહાદુરનો માતૃભાષા દ્વારા કેળવણી આપવા ઉપર બહુ આગ્રહ હતો. એ મતલબની એમણે ૧૮૮૨ ના સર વિલિયમ હંટરના એડ્યુકેશન કમિશન આગળ જુબાની આપી હતી. બીજું—ઉચ્ચ વર્ગનું શિક્ષણ ગમે તેટલું વધારો પણ સામાન્ય લોકમાં જ્યાં સુધી કેળવણી પ્રસરી નથી ત્યાં સુધી હિન્દુસ્થાન નવા જીવનમાં પ્રવેશ કરવાનું નથી—એવી એમની દૃઢ સમજણ હોઇ એમણે ઑ. મિ. ગોખલેની દરખાસ્તને બહુ લાગણીથી વધાવી હતી. ત્રીજું, સામાન્ય પ્રજાને અત્યારે શાળામાં જે શિક્ષણ અપાય છે તેવા—બુદ્ધિની કેળવણી રૂપ—શિક્ષણ કરતાં સંસારવ્યવહારમાં ઉપયોગી થાય તેવા શિક્ષણની વધારે જરૂર છે, અને આ જાતનું શિક્ષણ આપવાની ખાનગી શાળાઓ થાય તો સરકાર તરફથી અપાતા શિક્ષણની ખામી પૂરી પડે અને પ્રજાનો ઘણો ભાગ આ વ્યવહારોપયોગી શિક્ષણનો લાભ લે: અત્યારે રાષ્ટ્રીય કેળવણીનો મ્હોટામાં મ્હોટો પ્રશ્ન તે ગરીબ મજૂર ખેડૂત કારીગર અને વેપારી વર્ગને—એમને ઉપયોગી થાય એ જાતની કેળવણી આપવાનો છે.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

( ૩. )

મંજાણમાં પારસીઓ આવ્યા ત્યારે ગુજરાતી ભાષા ચાલતી હતી, તે વિષે રા. નરસિંહરાવે ઉઠાવેલી શંકાનું નિવારણ ગત અંકમાં કર્યુંછે. એ પછી તેમણે નવા મળી આવેલા પારસી લેખકોના ઉતારા આપ્યાછે. બીજાઓ કઈ વાત કહે તેના ખરાપણ વિષે પુરાવો માગવાની તેમને ટેવછે; પરંતુ તેમણે આપેલા ઉતારા ખરા માનીને આપણે આગળ ચાલીશું. ઉતારા આપીને તેઓ ટીકા કરેછે કે છિ, હુઈ, વર્તઈ એ રૂપો સંવત્ પંદરમા શતકની આસપાસનો સમય સૂચવેછે (તેનું કઈ પ્રમાણ ?) આગળ જતાં અછિ ઉપર તેઓ ખાસ ધ્યાન ખેંચવા જણાવે છે અને તે પછી છેવટમાં, કહે છે કે અછિ, તિહાં, હઈ, દીજિ, કીજિ, સીવાઈ, પાત્રિ ઈત્યાદિ, પ્રત્યયો સંવત્ ૧૫૦૦ ની **પૂર્વની** ગુજરાતી ભાષાનુ સ્વરૂપ દેખાડે છે. તે લખેછે તે ખરૂછે કે કેમ તે તપાસીએ. પ્રથમ પોતે પંદરમા સૈકાની આસપાસ કહેછે, તેથી આખો ચૌદમો ને સોળમો શતક તેમાં લેવાય કે કેમ ? પોતે માત્ર છિ ને અછિ એ બે રૂપ માટે કહેછે, પરંતુ સંવતના સોળમા શતકમાં પદ્મનાભે તેને પાંચ રૂપે—અછઈ–અછિઈ, છિઈ, છઈ, છે—વાપર્યોછે તેનું કેમ ? શાસ્ત્રી વ્રજલાલ કહેછે કે "સંવત્ ૧૪૦૦ ના સૈકા પછી ગુર્જર ભાષામાં ક્રિયાપદને છેડે એ ધાતુનો અપભ્રંશ "છે" મૂકવાનો ચાલ પડયોછે.§" આ વાતને પણ વખતે રા. નરસિંહરાવ ખોટી કહે તો ઈલાજ નથી છિ, અછિ એ રૂપો સતરમા ને અરાઢમા શતકમાં વપરાયાં હોય, એટલુ જ નહિ પણ તે સમયમાં તેનાં જૂદાં જૂદાં ઘણાં રૂપ વપરાયાં હોય, તો તે ઉપરથી રા. નરસિંહરાવ પોતાનું મત ફેરવશે ખરા ?

શ્રી કેશરાજ મુનિકૃત શ્રી રામયશો રસાયન રાસ જે સંવત્ ૧૬૮૩ માં રચાયોછે, તેમાંનાં ઉદાહરણ:—

इण पिर अवसर रूपाचल (ने) विषै,
मेघा भिघपुर अछैं अ छैं ढाळ. १.
आपी छै ते एहने, ए दुःख सहियो न जाय. ढाळ. २.
अज्ञ रण्य नरेंद्रसुं, मित्रपणें छे वाचा रे ढाळ. ९
राय सुमित्र सोहामणो, पूर्वं भव अछे तस मित्तो रे ढा.९.

§ ઉત્સર્ગમાળા પૃષ્ઠ ૭૪.

मति मूणी मागुं अछुं हो, नहितर छे
अपहार, करता वेला छे किसी हो,
रावंछुं विवहार ढाळ १८

આ રાસો સત્તરમા શૈકાનો છતા નીચે આપેલાં ૧૮ મા શતકના રાસા કરતા તેમા "છે"ના રૂપ વિશેષ વપરાયાછે

વળી સત્તરમા શતકમા રચાએલી માધવાનળની કથાના ઉદાહરણ જુઓ

निरुपम नयरी कामावती, तिह छे कामसेन भूपति, ३२३
तु अह्म तुह्म कूडा अछु, तु परमेसरि साखि ३४३
हु अछु अनेक सिउ, पथी पीउ कहीज,
पणि एक बीजु कारण अछे, विस्तर वात कहिसु पछे

આમા અછુ બહુવચન અને એકવચને વપરાયોછે

શ્રી જ્ઞાન વિમલસૂરિએ સંવત્ ૧૭૭૨ મા એટલે ૧૮ મા શતકના ઉત્તરાર્ધમા અથવા મહાકવિ પ્રેમાનંદની ઉત્તર વયમા અશોકરોહિણી રાસ રચ્યોછે, તેમની ૧થી પાચમી ઢાળ સુધીમા નીચેના રૂપ આપ્યા છે—

मध्य अछें वैताढच
कह्या छिं जेहमा रे
अनेक कह्या अछे रे
इम अनेक धर्म्म छइ
तप छें धाम धरट,
महिमा प्रगट छे रोक
ते अछिं जय कारीरे
जे जेवा छे भूप

વળી એ જ ગ્રથની એક જ ઢાળમા આપેલાં રૂપ જુઓ (ઢાળ ૧૫ મી)

जन पद सुद सुहितो अछे १२.
पृथिवि पाळ ग्रामे अछे १२.
सोम्य सदा छिइं लोकने १६.
नवे गृहं हर्षी नृपति छैं १५.
सिद्ध मति छें तेहने १६.
यद्यपि बहु राणी अछैं १७.
मन्नु! मूरति ए धर्म छइं २१.

એક જ ગ્રંથકાર એક જ પુસ્તકમાં અને તે ૧૮ મી સદીના ઉત્તર ભાગમાં છેનાં ાં જૂદાં દશરૂપ—अछे, छिइं, छैं, छें, अछैं, छिं, छे, ऋछि, छै, छइं—વાપરે તે થી શું અનુમાન કરી શકાશે?

વળી એ જ રામાની ઢાળ ૧૫ મીમાં ત્રણ પૃષ્ઠમા જ જૂદાં જુદાં સાત રૂપ વપરાયાંછે, તે ઉપરથી શું ધોરણ બાંધી શકાશે? કેવળ શબ્દોના રૂપો ઉપરથી કાળ નિર્માણ કરી શકાય, અને રા. નરસિંહરાવ તે ઉપરથી પદરમા શતકની, અને ૧૫મા શતક પૂર્વની રાતી ભાષાનું સ્વરૂપ દેખા દેછે એમ કેહેછે, તે આથી કેવળ ખોટું ઠરેછે.

રા. કેશવલાલે મુગ્ધાવબોધ ઔક્તિકના વિવેચનમાં બીજા જુના પ્રત્યયોનો ઉલ્લેખ કર્યોછે. મી વિભક્તિના પ્રત્યય તઉ, હૂંતઉ, ને થકઉ આપ્યાછે, ને જણાવ્યુંછે કે હારલીનામાં હૂંતઉ ા એકવાર દેખાદેછે. હૂંતઉનું ટૂંકુંરૂપ હૂતી પચમીના પ્રત્યય તરીકે વળી તે કાન્હડદે પ્રબં ા એટલે ૧૬મા શતકમાં વપરાયોછે, તેનાં ઉદાહરણ—

> પાટણ હૂંતુ ખાન તેડાવ્યુ, ઇમ બોલ્યો સુરતાણ, ૭૮. ખંડ. ૨.
> વળી નિમારી પાસો હૂંત, ગુર્જ સીઉ અહિ નામ. ૧૩૭ ખં. ૨.

સતરમા શતકમાં માધવાનળની કથામાં પણ તે વપરાયો છે, જૂઓ,

स्वर्ग लोक हूती खडहडी. २९

મતલબ કે એ જૂનો પ્રત્યય પણ મધ્યકાલીન ગુજરાતીના છેવટના શતકે જઈ પહોંચ્યોછે.

રા. કેશવલાલે ભણી નામના નામયોગી વિષે જણાવ્યું છે, કે તે ઔક્તિકમાં બે વાર રાયો છે. અજિત શાંતિ સ્તવની અવચૂરિમાં એકવાર નજરે ચઢે છે. પદ્મનાભના કાન્હડદે બંધમાં તથા ભાલણની કાદબરી વગેરેમાંથી ભણીનાં વિલક્ષણ પ્રયોગના કેટલાંક ઉદાહરણ પણ આપ્યાં છે; અને તે જૂના સમયમાં છે. હવે એ જ નામયોગી સતરમા શતકમાં

માધવાનળની કથામાં ( બ્રાહ્મણ ભણી દીઈ બહુ માન ) વપરાયો છે, તથા અરાઢમા શતક માં રચાએલા અશોક રોહિણી રાસામાં નીચે પ્રમાણે તે ત્રણવાર દેખા દે છે.

> ते भणि इहांथी, जइ आवणे गेहः
> दान योग जो मेळवो, तो होइ पूना अछेह.
> ते भणी देवाणु पीये, आदरइं तप कर्म;
> पणि निराशंस जो परिणमे, तो लहीइं शिवकर्म.
> ते भणी धर्मने सेवइं, निरूपाधि समाधि.
> भवि भवि जिम सुख पामीइ, जाइं आधि ने व्याधि.

અર્થાત્, એ જૂનાં રૂપો જૈન શૈલીમાં તો છેક અરાઢમા શતક સુધી જઈ પહોંચ્યાં છે, તેથી તે વડે પણ ગુજરાતી ભાષાના યુગનો નિર્ણય થઈ શકે કે કેમ તે વિચારવા જેવું છે.

રા. નરસિંહરાવ ગદ્યની ભાષા ઉપર વધારે આધાર રાખે છે, તો જે લેખ વિષે રા રા એ ઉલ્લેખ કરેલો તે લેખ સંવત્ ૧૬૫૫ શ્રાવણ સુદ ૧૧ નો છે એમાં,

> खरीद कीधा छिइ
> पूर्वाभि मुखनी छिइि
> खाल ठिइ
> जाइ छि.

એ પ્રમાણે ત્રણ રીતે છેનાં રૂપ વપરાયાં છે. તેમાં વળી એક ઠેકાણે હ્રસ્વ ઇ છતાં તેનું હ્રસ્વપણું બતાવા તેને પાછળ ઉળીનુ ચિન્હ લગાડેલુ છે. રા. નરસિંહરાવે સવાલ કર્યો છે કે એ લેખ ક્યાં છે, કોની પાસે છે, તો હું તેમને જણાવું છું કે તે અસલ લેખ મારી પાસે કાપડી કાગળ ઉપર લખેલો છે ( તેમ બીજા પણ ઘણા દસ્તાવેજો છે ). તે અમદાવાદનો અકબર બાદશાહના વખતનો હોઈ કોઈ વાણીઆ કે અભણના હાથનો લખેલો નથી-તેમાંથી થોડો ઉતારો આગળ આપવામાં આવશે, અને તે આખો દસ્તાવેજ પણ હું મૂળ પ્રમાણે છપાવાનો વિચાર રાખું છું.

આગળ જતાં રા. નરસિંહરાવ મારી કલ્પના ઉતાવળથી બાંધેલી કહી તેના ભક્ત રા. જ્ઞાને ઠરાવી મેં જે પૂર્વે લખેલુ તે ટાંકી બતાવે છે. કોની કલ્પના ઉતાવળીઆ છે તેનો વિચાર આગે આ લેખ વાંચ્યા પછી સુજ્ઞ વાંચકો કરી શકશે. મને તેઓ અજ્ઞાન સમજે છે, અને

§ આવુંજ લખાણ વળી ફરીથી તેમણે સુચિહ્નના લેખમાં કર્યું છે તે ધન્યવાદને પાત્રછે

જણાવે છે [illegible] હાલની નિર્દય અવસ્થાને આધારે આ પ્રકારના વિષયમાં ઘુસતા જ શું કામ હશે ? અસ્તુ." આથી વિશેષ ન કર્યું તે તેમની મહેરબાની સમજવાનીછે. આ તો નાગરી શિષ્ટાચાર હશે !

રા. નરસિંહરાવ જણાવે છે કે "સાહિત્યમાં શિષ્ટ ભાષામાં કાવ્યો લખવા માટે તો લગભગ પાછલા બે સૈકા ઉપર * સુધી સંસ્કૃતને જ શિષ્ટતરીકે કવિયોએ સ્વીકારેલીછે. પ્રાકૃતમાં કાવ્યો લખવાં તે તો અશિષ્ટ; કાવ્યો સંસ્કૃતમાં લખે તે જ પંડિત." આ વાત અમુક હદ સુધી ખરી છે. ગુજરાતના કવિયો પાછલાં બે ત્રણ સૈકામાં હિંદીને પણ શિષ્ટ ભાષા ગણીને તેમાં કાવ્યો રચવા લાગ્યા હતા, અને ભાટ ચારણો તો તે અગાઉ પણ હિંદીમાં કે ચારણી ભાષામાં કવિતા કરતા હતા. રાજકોટના રાજા અને તેના સહાયકે પ્રવીણસાગરનો સુપ્રસિદ્ધ ગ્રંથ હિંદીમાં રચ્યો હતો. ભાલણે તથા સામળે કેટલીક કવિતા હિંદીમાં કરી હતી. દયારામે તો પોતાની કવિતાનો ⅔ કરતાં પણ વધારે ભાગ વ્રજભાષામાં રચ્યો હતો. કવિ દલપતરામે પોતાનું કવિ પદ દૃઢ કરવાને એક કાવ્ય હિંદીમાં લખી તે કાશી મોકલી પસાર કરાવ્યું હતું. મતલબ કે ગુજરાતમાં સંસ્કૃતની જગા હિંદીએ કેટલેક દરજ્જે ધારણ કરી હતી. વળી જૈન અને બ્રાહ્મણ લેખકોએ આ વિચાર તજીને છેક પાંચસેં વર્ષથી ગુજરાતી ભાષામાં કાવ્યો રચવા માંડયાં હતાં, એ પણ જાણીતી વાત છે.

"લૌકિક ભાષા અને સાહિત્યની ભાષા વચ્ચે ખરો ભેદ શબ્દ તથા શૈલીની પ્રૌઢિનો છે. વાંગ વ્યાપારથી બંધાયલા શબ્દ શરીરોના સ્વરૂપનો નથી," એમ રા. નરસિંહરાવ જણાવે છે. પૂર્વે પોતે અછઈ વગેરે રૂપો વડે યુગ નિશ્ચય કર્યોછે, તેને આથી બાધ આવેછે. શબ્દ તથા શૈલીની પ્રૌઢિ વડે શબ્દની પણ પ્રૌઢિ સમજાયછે, તો શબ્દની પ્રૌઢિ એટલે શું? ચાલુ શબ્દોને શુદ્ધ કરી સંસ્કૃત કરવાં તે? શૈલીની પ્રૌઢિ શું નરસિંહ મહેતાના સુરત સંગ્રામમાં નથી?

રા. નરસિંહરાવ કેટલાક લોકો અસંસ્કારી શબ્દ રૂપો વાપરે છે એમ જણાવી મનને બદલે મણ અને મનુભાઈને બદલે મણુભાઈ એમ કેટલાક વાણિયા વર્ગમાંથી બોલછે એમ કહેછે. આ તો એકલા વાણિયા વર્ગ ઉપર આરોપછે, અને તેથી એમ સમજવાનું કે બ્રાહ્મણો ને ખાસ કરીને નાગરો જ સંસ્કારી ભાષા વાપરનારાછે; પરંતુ ભાષા દોષ તો સર્વે જાતિને લાગુ પડી શકેછે. ક્યાંને, ક્યાં કણે, આવ્યો (આવીશના અર્થમાં) થ્યો (થવાના અર્થમાં), દોડયો—ધોડયો (દોડવાના અર્થમાં), અત્તેરે (અત્યારેના અર્થમાં), ઊણે, કીણે બોલનારા નાગરો છે તેનું કેમ? નગરવાસી નાગરો "હું હાં તે તું તાં" (કવિ નર્મદાશંકર) કરીસેં (કરીશુંના અર્થમાં), કરાંછાં (કરોછોના અર્થમાં સ્ત્રીઓને ઉદ્દેશીને બોલતાં) એવું કહેવાતા શિષ્ટ નાગરો બોલે લખેછે તેનું કેમ? ઘણા લેખકો શકે લખેછે ત્યારે રા. નરસિંહરાવ 'સકે' લખેછે તેમાંનો કયો શબ્દ શિષ્ટ? જો પ્રાકૃત ઉપર આધાર રાખીને તેઓ લખતા હોય, તો પછી

* ઉપર સુધી એમ બે અવ્યય સાથે આવે તે શિષ્ટ વાક્ય રચના હશે?

કરશે, રહેશેમાં શકાર લખવાની શી જરૂર ? અને સત્તરમા શૈતકના [illegible] પ્રેમાનંદછીની નીચેની કડીનું અનુકરણ કેમ ન કરવું ?

"એ વાત સહી એમ **થાસ્યઈ**, એ કામ તુહ્મે જ **કરાસ્યઈ**,
જો વેલા લાગની **જાસ્યઈ**, તો ધણું એ માહું **થાસ્યઈ**."

મૂળ સંસ્કૃત યત્ર તત્રનાં અપભ્રંશમાં જેત્થુ–યત્તુ, તેત્થુ–તત્તુ રૂપ થયાંછે. શાસ્ત્રી વ્રજલાલ પ્રાકૃતમાં જત્થ તત્થ ને અપભ્રંશમાં જહિ તહિ એવાં રૂપ આપેછે એનાં હિંદી ભાષામાં જહાં તહાં, પંજાબીમાં જિત્થે તિત્થે, સિંધીમાં જિતિ, તિતિ, મરાઠીમાં જેથે—જિથે તેથે—તિથે, ઉર્દુમાં જેહા તેહા, અને બંગાળામાં જેખાને તેખાને એવાં રૂપ પ્રવર્તે છે (જૂઓ બીમ્સ વ્યાકરણ). પ્રાચીન ગુજરાતીમાં જિહાં—જ્યહા—જહિ, જ્યાંહિ અને તિહા—ત્યહાં—તહિ—ત્યાંહિ એવાં રૂપ અને વખતે જા, તાં રૂપ જોવામાં આવેછે. અર્વાચીન ગુજરાતીમાં શાસ્ત્રી વ્રજલાલ જહિ તહિ લખે છે. ગ. બા. ભોળાનાથભાઇ (પ્રાર્થનામાળા) રા. કેશવલાલ ધ્રુવ (મુગ્ધાવબોધનું વિવેચન) રા. બા. રમણભાઈ (ભદ્રંભદ્ર) કવિ નર્મદાશંકર (નર્મ ગદ્ય) રા. ગોવરધનરામ ત્રિપાઠી (સરસ્વતીચંદ્ર), રા. મનઃસુખરામ (અસ્તોદય). રા. મણીલાલ દ્વિવેદી (બાળવિલાસ)* જેવા સાક્ષરો અને બીજા ઘણાખરા જ્યાં ને ત્યાં લખે છે, ત્યારે રા. નરસિંહરાવ જ્યહા ને ત્યહા એવા કર્ણકઠોર ને દરિયાપારના રૂપની હીમાયત કરે છે, તો આ બધામાંથી શિષ્ટ કોણ ?

પ્રાકૃતમા **વષ્ઠ**.ના છઠ્ઠો અને **વષ્ઠી**ના છઠ્ઠી થાયછે, તે છતા એક બીજા સૂત્રને આધારે સ્વ. માધવલાલને છટ્ઠો છટ્ઠી લખવાનુ દુરસ્ત લાગ્યુ, અને એજ પ્રમાણે ચિટ્ઠી વગેરે રૂપો તેમને પસંદ પડ્યાં તેમનું અનુકરણ બીજા વિદ્વાનોએ તો ન કર્યું; પરતુ એ રૂપો નવી વાચનમાળામાં ઘુસી ગયા બંગાળીની પેઠે વાંચન પુસ્તકોની ભાષા પ્રૌઢ કરવા માટે સંસ્કૃત શબ્દો જેમ બને તેમ વધારે દાખલ કરવામાં આવ્યા. ભાષાની પ્રૌઢતા તે વિચારની પ્રૌઢતા અને તે જણાવનારી વાક્ય રચનાની પ્રૌઢતામાં હોય કે ભાષાની ખડદાદીના શબ્દો વાપરવામાં હોય ? મે. હોપ સાહેબ અને તેમના મદદગારોએ વાંચનમાળા લખવામાં ચાલુ સાદી ગુજરાતી પસંદ કરી અને તે નવા શિક્ષણશાસ્ત્રને અનુસરીને લખાઈ, તેથી તે હિંદની સર્વ વાંચનમાળા કરતાં ચઢીઆતી ગણાઈ હતી; પરતુ તેની ભાષા સાદી ને મોળી છે, તેમાં પ્રૌઢતા નથી, અને જેમ કેળવણીનો પ્રચાર વધે તેમ ભાષાની વૃદ્ધિ થવી જોઇએ, માટે કઠણ કડક–કરડકણી પ્રૌઢ (અપ્રખ્યાત તત્સમ શબ્દોના ઉપયોગે કરીને) ભાષા મરાઠી બંગાળીને નાદે ચાલીને વાપરવાનું ધતિંગ ચાલ્યું દુનિયાની મર્દ ભાષાઓએ જે વલણ પકડ્યુ

---

* વખતે રા. નરસિંહરાવ એવાં રૂપ ક્યા આગળ છે તેની માગણી કરે, માટે તે જણાવી દઉછુ. બાળવિલાસ પાન ૪૦–૭૧. અસ્તોદય. પાન ૨૯. ભદ્રંભદ્ર પાન ૮૫. સરસ્વતીચંદ્ર ભાગ ૩ પાન ૬૦૬–૬૦૭. નર્મગદ્ય સ્વદેશાભિમાન

છે, તેથી [illegible] પકડીએ છીએ, અને મૂળને પકડવાથી ભાષાનો વિકાસ થાય છે એમ માનીએ છીએ.

ગામની રાંડીને દેશપાર કરવા, મહાનરાથી કે જાણે અજાણે તેના શબ્દ આવી જાય તો તે ઉપર છેકા મારવા, એટલુ જ નહિ પણ કોઈ મારા પુસ્તકમાંથી યાવની શબ્દ શોધી કાઢશે તેને ઇનામ આપવામા આવશે એવુ જાહેરનામુ કાઢવુ, ગુજરાતી શબ્દો મળી આવતા હોય, તો પણ તેમને ઠેકાણે સંસ્કૃત શબ્દ લખવા, જેમ બને તેમ કોશ જોવો પડે એવા અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દો વાપરવા, તદ્‌ભવના તત્સમ કરી નાખવા, અંગ્રેજી શબ્દોને ઠેકાણે નવા ઘડી કાઢેલા એવા શબ્દો વાપરવા કે જે બીજા ભાગ્યેજ સમજી શકે આ ક્રિયા વડે ભાષાનો વિકાસ ને ગૌઢતા કરવા અમારા કેટલાક સાક્ષરો મથન કરેછે, પણ તેથી ઉલટો ભાષાનો ખીચડો થઈ જવાનો ભય છે

હમણા હમણા ગ્રામ્ય, પ્રાન્તિક, અશિષ્ટ કલ્પનાના વાયરો વાયછે એક વિદ્વાને ડાગર શબ્દ લખ્યો તે ગ્રામ્યછે, માટે ડાંગેર શબ્દ વાપરવો જોઇએ એમ એક લેખક કહેછે એક વિદ્વાને ખલેછે શબ્દ વાપર્યો તે ગ્રામ્ય છે કરી ખીલેછે લખવાની બીજો વિદ્વાન ભલામણ કરેછે એક જણે ગુદડો લખ્યો તેને ગ્રામ્ય ગણી ગોદડો લખવાની ભલામણ બીજો કરેછે, ત્યારે ત્રીજો વિદ્વાન "ગોંદરો" લખવાનુ પસંદ કરેછે કોઈ નઘાયુને ગ્રામ્ય ગણી નોઘાયુ ને શુદ્ધ ગણેછે, તો કોઈ નખેદને ગ્રામ્ય કહી નિર્વંશ વાપરવાની ભલામણ કરેછે ઘણા લખનાર જુઓ રૂપ કામમા લેછે, ત્યારે રા. નરસિંહરાવ જુવો અને રા દેરાસરી જૂવો લખેછે, એમાનુ શિષ્ટ કયુ? ઘણાખરા લેખકો બેસણુ લખેછે ત્યારે એક વિદ્વાન બેસણૂં ને પસંદ કરેછે અને બીજો પોતાનુ ને ઠેકાણે પોતાનૂ લખેછે, એમાનુ શિષ્ટ કયુ? ફલાણાએ તો સુરતી પ્રયોગ, ચરોતરી પ્રયોગ કે કાઠીઆવાડી પ્રયોગ વાપર્યો છે તે વાંધા પડતો લેખવામા આવે છે, જ્યારે પૂર્વના વિદ્વાનોએ તે ભેદ રાખ્યો નહોતો ગ્રામ્ય પ્રયોગ કહેવામા ઘણા અશુદ્ધ શબ્દો વિષે વાંધો લેવાતો હોય તો તે જુદી વાત છે, પરંતુ ગુજરાતીનુ બંધારણ જ અપભ્રંશ પ્રાકૃતથી ઉતરી આવ્યુ છે, એ વાત લક્ષમા રાખવાની છે જેમ શબ્દો અપભ્રષ્ટ થાય છે, તેમ તેમના અર્થમા પણ ઘણીવાર ફેર પડતો જાય છે ખલે ને ખીલેમા જે બારીક ભેદ છે તે વાંધો લેનારના લક્ષમા નહિ આવ્યો હોય રાજા, રાણા, રણા, રાઉત, રાવળ, રાઉત, રાત એ અર્થે નથી ક્ષત્રિય, ખત્રી, ખાતરી જૂદા જૂદા અર્થ વાચક છે "ફલાણાને ઘેર સનાન માંડ્યા છે" એ વાક્યમા સ્નાન શબ્દ ન ચાલે ફલાણાના બાપનું કારજ છે, ત્યા કાર્ય કે કાજ શબ્દ બંધ ન બેસે રા નરસિંહરાવ સંસ્કૃતને આધારે 'વાચવુ' ને ઠેકાણે 'વાંચવુ' લખે છે, તો તેના સંબંધમા તેઓ "વચાયુ" લખતા હશે, અને આંખો પાંખોને ઠેકાણે આખો પાખો લખતા હશે? ङ-ञ-ण-नो व्यञ्जने એ પ્રાકૃત સૂત્રને આધારે પ્રાકૃત, જૂની ગુજરાતી અને અર્વાચીન ગુજરાતીના લેખકો અનુસ્વાર વાપરતા, તે છતાં પઙ્ખી પઞ્ચીશ, પણ્ડયા, પન્દર, પમ્પાળવુ લખવાનું પ્રયોજન શુ? કહિ ઉચ્ચાર અસ્પષ્ટ થતો હોય કે અર્થમા ફેર પડતો હોય, ત્યાં અનુનાસિક અક્ષર વાપરવામા આવે તો તે જૂદી વાત છે.

મારા લખાણમાં કદાશ અને રા. સ્નાના લખાણમાં બટાકો શબ્દ વપરાયા છે, તે અશિષ્ટ છે એમ રા. નરસિંહરાવ કહે છે. શિષ્ટ લોકો વાપરે તે શિષ્ટ ભાષા એવી વ્યાખ્યા રા. નરસિંહરાવ આપે છે, તો શિષ્ટ એટલે કયા લોકો? જો નાગરો અને તે પણ આસા પટેલની પોળનાને જ શિષ્ટ કહેવામાં આવતા હોય તો ભલે; પણ એ ન્યાયે નાગર નહિ એવા પાછલા મહાન કવિયો પણ અશિષ્ટ ઠરી જશે, અને આધુનિક ઘણાક લેખકોની પણ એ જ દશા થવાની.

જે શબ્દ ઘણા લોકો કે દેશના ઘણા ભાગમાં વપરાતો હોય તે અશિષ્ટ ન કહેવાય. કદાચ શબ્દ એ પ્રમાણે વપરાય છે. ચ્ વર્ગના અક્ષરો તાલવ્ય હોવાથી તેનો તાલવ્ય શકાર વર્ણોચ્ચારના સ્વાભાવિક નિયમે થઈ શકે છે. અમુક પ્રસંગે છ્નો સ્ થવાનું સૂત્ર સારસ્વતમાં છે, અને ચ્ નો છ્ થાય, એવું સૂત્ર પ્રાકૃતમાં છે. ચારણને બદલે સારણ રા. નરસિંહરાવના ઉતારામાં જ છે (વસંત પૃ. ૧૧૧.). અંગ્રેજીમાં પણ (ચ) નો શ થાય છે (જુઓ machine મશીન champaogn શેમ્પેઈન.) વળી કદાચને ઠેકાણે કદાક અને કદીક શબ્દો ઘણે ઠેકાણે વપરાય છે, ત્યાં ચ્ નો ક્ કરેલો જણાય છે.

બટાકા અશિષ્ટ શા માટે? જો દેશના ઘણા§ ભાગમાં ચાલતો હોય તે શુદ્ધ કે તેના મૂળ તરફનું વલણ શુદ્ધ? જો મૂળ વલણ તરફ જઈએ તો ગામડાના લોકોનાં કિમ, પાની, પુણમ, હરદર આદિ શબ્દોને શિષ્ટ કહેવા પડશે, અને કેમ, પાણી, પૂનમ, હલદર અશિષ્ટ ઠરશે. રા. નરસિંહરાવ બટાટાને શિષ્ટ ગણતા હોય તો તે પણ અશિષ્ટ જ છે; કેમકે મૂળ શબ્દ પેટેટોઝ (potatoes) છે. પનો બ કરવો, ઓ ઉડાવી દેવો, ટેનો ટા કરવો, અને ટોઝનો પણ ટા કરવો, અને આટલો બધો ફેરફાર કર્યા છતાં તેને શિષ્ટ કહેવાની હિંમત તો રા. નરસિંહરાવ જ ધરી શકે. એના કરતાં તો કેટલાક પટાટાને પટેટા બોલે છે તે વધારે શિષ્ટ, અને છેક પોટેટોઝ બોલે તે પૂર્ણ શિષ્ટ રા. નરસિંહરાવને મતે કહી શકાય. કેટલાક લોકો કોબીજ-કરમ કલ્લો કહે છે તે પણ અશિષ્ટ ગણાશે કે? મનવાર, વાંચરિયાં, રસીદ બાંક, બાંકડા, અંગ્રેજ, ફિરંગી વગેરેને ફેંકી દેવાશે કે? સુચિહ્નના લેખમાં રા. નરસિંહરાવે મેં વ્રજલાલ લખ્યું છે તે અશિષ્ટ ગણ્યું છે, અને વ્રજલાલ જ શુદ્ધ છે એમ તે કહે છે. *જે પ્રદેશનું નામ વ્રજ છે તેજ પ્રદેશનું નામ વૃજિ પણ સંસ્કૃતમાં છે,* અને તે ઉપરથી બ્રિજ, બ્રિજભૂખણ, બ્રિજ રતનજી એવાં હિંદીમાં ને વ્રજવલ્લભ, વ્રજભૂખણ-વિજભૂખણ, વ્રજલાલ—વીજલાલ એવાં ગુજરાતીમાં પણ નામ ચાલે છે.

હવે આવી બાબતોમાં પાશ્ચાત્ય વિદ્વાનો શું કહેછે તે જોઇએ. મી. બીમ્સ લખે છે કે "ભાષાશાસ્ત્ર વિષેની આજ સુધીની શોધો ઉપરથી એ સ્પષ્ટ છે કે સર્વ ભાષાઓના વિકાસનું વિવર્ધન થાયછે, તે કઠોર ને ગુંચવણ ભરેલાથી કુમળા ને સાદા રૂપમાં થાયછે"[1]*

§ વળી બટાકે (બહુવચનમાં) શબ્દ છેક નાસિક પર્યંત દક્ષણી લોકો પણ બોલેછે.

*[1] બીમ્સ સાન્વય વ્યાકરણ પૃ. ૨૭.

આ તત [illegible] સંસ્કૃત પ્રાકૃત આદિ રૂપોમાં ફેરવવી એ અયોગ્યછે એમ ઠરેછે. તે આગળ જતાં જણાવેછે કે બંગાળી ને ઉર્ય ભાષામાં તત્સમ શબ્દોની અતિશય સંખ્યાછે તે, તેનો ઉચ્ચ દરજ્જો જાળવાઈ રહ્યાનું બતાવ્યાને બદલે ભાષાની ઘણી કંગાલિયત દર્શાવેછે[1] " અંતર્વેધ ( ગંગા જમુનાનાં વચ્ચેનો પ્રદેશ ), જ્યાં જૂદા જૂદા વિચાર સૂચક સંસ્કૃત શબ્દો હયાત હતા, ત્યાં હમેશના ઉપયોગ વડે તે ધીમે ધીમે માઠું રૂપ પકડતા ગયા, અને તે પ્રદેશની ભાષા—હિંદી આ પ્રમાણે તદ્ભવ રૂપોમાં ગબ્બર થઈ.[2] આ કારણથી આપણે ધારી શકીએ કે જે દેશમાં સુધારો ખોડીલો હતો, ત્યાંની ભાષા ગરીબ રહી.[3]" જો કે હાલમાં તેને લગતી બીજી સર્વ ભાષાઓ કરતાં શાસ્ત્રીય (સાક્ષરી) ચળવળમાં તે ( બંગાળી ) ચઢીઆતીછે, તથાપિ છેક સાંપ્રતકાળ સુધી તે બેશક બેડોળ હતી.[4] બ્રાહ્મણી એક મોટી કલ્પના એવી છે કે દેશીભાષાઓને, દાખલા તરીકે બંગાળીને, શુદ્ધ કરવા ને સુધારવા માટે દરેક શબ્દને તેના સંસ્કૃત મૂળ રૂપમાં લઇ જવો અને નદીને તેના મૂળ તરફ વહેવરાવવી. તેમને કમનસીબે પણ સકળ દુનિયાંને સુભાગ્યે બોલાતી ભાષા વિષે તેમ થઈ શકે એમ નથી; પણ તે કંઇક અંશે ગ્રંથોમાં—ખાસ કરીને શાળાઓમાં ચાલતાં પુસ્તકો, જે અંગ્રેજો લખાવતા હતા તેમાં—થઈ શક્યુ. એ વિચાર એટલો પૂર્ણ રીતે પ્રચારમાં આવ્યો કે ખરા જૂના તદ્ભવોનો પુસ્તકોમાંથી કેવળ બહિષ્કાર થયો, અને સંખ્યાબંધ તત્સમોને તેમની ઘોરોમાંથી ખોદી કાઢવામાં આવ્યા, અને તેમનુ પુનઃજીવન રોજના ઉપયોગમાં આવ્યું. xxx બંને પ્રાંતોમાં પ્રજાની ભાષાને પુસ્તકોમાંથી દેશવટો મળ્યો, અને તે હવે લોકોના મોંમાં વાસ કરી રહીછે.[5]" આ ગોળી રા. નરસિંહરાવને ગળવી કઠણ પડશે, કેમકે તેઓ બંગાળી બ્રાહ્મણો જેવાજ સંસ્કૃતના ઉપાસક હોઈ તેની પ્રપૌત્રીના પ્રવાહને મૂળ તરફ વહેવરાવવાનો સતત યત્ન કરનારા છે. " મરેઠીમાં તત્સમ શબ્દોનુ અધિકપણું સ્પષ્ટ જણાઈ આવેછે, તથાપિ તે બંગાળી જેટલું નથી.xxx એ દેશના બ્રાહ્મણો હમેશ તેમની વિદ્વતાને માટે જાણીતાછે. તેમની ભાષા—જે તે વર્ગની ભાષાઓમાં એક મર્યથી બેડોળ ભાષા હતી, તેનું ઉંચાપણું રાખવા માટે તેમના પ્રયત્ને હિંદમાં જેમ હમેશ બનેછે, તેમ સંસ્કૃત શબ્દોને સજીવન કરવાનો માર્ગ લીધો[6]" મને લાગેછે કે સંસ્કૃતના હિમાયતીઓને માટે આટલા ઉતારા બસ થશે, પણ તે તેમને કડવા ને તીખા આગ જેવા લાગશે.

મી. હરમેન જેકોબિ જૈન ભાષાની અશુદ્ધતા વિષે કહે છે કે " જૈન પ્રાકૃતમાં એક સરખી જોડણીની જે ગેરહાજરી જોવામાં આવેછે, તે પોતાના પવિત્ર ગ્રંથો જે ભાષામાં તેઓ લખતા ગયા તેમાં ધીમે ધીમે થતા ફેરફારને આભારીછે. જૈન સાહિત્યના સર્વ લેખી

---

૧ બીમ્સ વ્યા. પૃ. ૩૫.

૨ સદર પૃ. ૩૬.

૩ ,, પૃ. ૩૬.

૪ બીમ્સ વ્યા. પૃ. ૩૭–૩૮

૫ ,, ,, ,, ,,

૬ ,, ,, ,, ૪૩

અંશે સાક્ષરશ્રીની લક્ષ્યવેધી વાણી, તલસ્પર્શી ભારતી અને કલાકૌશલ્યમાં મગ્ન થવું પડે—એમાં તન્મય થઇ જાય છે. વીણાવતીના લગ્નના મંગલમય પ્રસંગ માટે સંસ્કારના પડઘા વાચકનાં હૃદયમાં જગવવા રા. બ. રમણભાઇનો આત્મ-પ્રેવાહ જે જોસથી વહે છે તેમાં રસલીન થતાં આ લગ્ન બહુ માનથી વધાવાય છે.

તત્ત્વતઃ રમણભાઇએ વીણાવતીનું પુનર્લગ્ન કરાવ્યું જ નથી. એ વિશુદ્ધ બાલાને પોતાનાં પ્રથમ લગ્નનું જ્ઞાન કે લવલેશ ભાન નથી. અંતઃકરણથી એતો એમજ માને છે કે હું તો હજુ કુમારિકા છું. હૃદયમાં, મદનવૃત્તાન્તથી અનભિજ્ઞ, આ બાલાને, પ્રથમ ક્ષણે જગદીપના દર્શને પ્રેમાંકુર પ્રગટ્યો છે. પહેલ વહેલાં લગ્ન પ્રસંગે કુમારિકાનાં હૃદયમાં જે ઉલ્લાસ થવો જોઇએ તેવોજ આનન્દ જગદીપ જેવા જીવિતેશ્વર મળતાં એને થાય છે. એના જ રસરાગમાં એ મુગ્ધ થઇ રાચે છે અને એવા અનુપમ વરને વરવા એની પવિત્ર ભાવના ઝળકે છે. લેખા અને વીણાવતીના સંવાદમાંથી એજ સ્પષ્ટ થાય છે કે તે સર્વથા વિશુદ્ધ, નિર્દોષ, આ જન્મકુમારિકા જ છે કારણ કે એનાં મા બાપે કરેલાં કહેવાતાં લૌકિકલગ્નમાંથી ઉદ્‌ભવતા કરૂણ-પ્રસંગોને તે તપસ્વિની ઘૃણાદૃષ્ટિથી નિહાળે છે. સારાંશ કે આ પ્રશ્નને બીજરૂપે માની રા. બ. રમણભાઇ એમાંથી પુનર્લગ્નનો સિદ્ધાન્ત સમર્થન કરવા ઋચતા હોય તો તેમ કરવા જતાં એ પુનર્લગ્નનો નહિ પણ સ્નેહ-લગ્નનો જ પક્ષપાત કરે છે. સુધારાવાળા આ લગ્નને ભલે પુનર્લગ્ન માની શકે પણ વીણાવતી જેવી પાવની બાલામાં આ પુનર્લગ્નની ઘટના સંભવતીજ નથી. હું પરણી છું એમ હૃદયમાં જેને જરા પણ સંસ્કાર કે સ્મૃતિ નથી એવી બાલાને સ્નેહ લગ્ન કરવામાંથી વિમુખ રાખવી એ કલ્પના પાપમય છે. માટે વીણાવતી જેવી સ્થિતિમાં થતાં લગ્ન એ ઉત્તમ લગ્નની કોટીમાં ગણાય ને એમાં પુનર્લગ્નનો લેશ ગંધ નથી એટલે એમાં સંગત થઇ તેવી અજ્ઞાત બાલાને લૌકિક ધર્મઘેલા જાલોથી વીંટી લેનાર એવાં નૃશંસ માતપિતા પ્રતિ આપણે જેટલા ક્રૂર શબ્દો ઉચ્ચારીએ તે સ્થાને છે. લગ્નનો આવો વિશુદ્ધ ક્રમ ભાવિ ગુર્જર નરેશ જગદીપ દેવ પાસે પળાવ્યો એમાં રા. રમણભાઇનું અદ્‌ભુત રસ-ગાભીર્ય સમાયેલું છે પણ ગુર્જર નરેશ આથી આગળ વધી, જ્યહાં બાલિકાઓને પરણી છે એવું ભાન હોય તેવી દુર્દૈવ યોગે બનેલી વિધવાઓને માટે પુનર્લગ્નનો રાજમાર્ગ ખુલ્લો મૂકી આપે ને એમનાં શ્રીમુખે આવા શબ્દો ઉચ્ચારે એ અનુકૂલ રચના નથી.

હવે લગ્નપ્રસંગની જ્ઞાત બાલિકાઓ જે વૈધવ્યનુ વિષમ દુઃખ અનુભવતી હોય તેનું પુનર્લગ્ન કરાવવું ઇષ્ટ છે કે નહિ કે વિધવાઓ માટે બીજા રસ્તા ખુલ્લા છે તે વિચારીશું.

બંગાલમાં એક "શારિતકી શાન્તિ" નામે નાટક રચાયું છે. એમાં નાટ્યકારે ત્રણ યુવતીઓનાં રમ્ય ચિત્રો રંગભૂમી ઉપર ખડાં કરી બંગવાસીઓને મુગ્ધ બનાવ્યા છે. પ્હેલું સુધારામાં ઉન્મત્ત થઇ, આત્મભાન ભૂલી ફંદમાં પડેલીનું; બીજું પતિના મૃત્યુ પછી વિધવા ધર્મમાં ભ્રષ્ટાચારિણી થઇ પતિત થયેલીનું, અને ત્રીજું પતિ મૃત્યુ પછી કેવળ સમસ્ત ધર્મ કલામાં નિષ્ણાત યોગિની બની જઇ દેશમાં દીન જનોને ઉદ્ધારવા, અનાથની ન્હારે ધાવા, પરમાર્થ વૃત્તિની બની ગયેલ યુવતીનું ચિત્ર છે. પ્હેલું ચિત્ર નિર્વેદક, બીજું સંક્ષોભક અને

ત્રીજું સાંગાયિક [illegible] ઉપર ઉપરોક્ત ત્રણે બાલા જોઈ જૂદા જૂદા ભાવ દ્રષ્ટાઓનાં મનમાં થાય છે તે ઉપર ત્રીજી વિધવાને વસ્તુતઃ પરમપાવની યોગેશ્વરી છે તેનું ચારિત્ર જોતાં ગ્રંથકાર તેજ ત્રણે ગર્ભ જનોનાં મુખમાંથી બોલાવે છે જે ભારતવર્ષમાટે વિધવાઓનું આ પરમપુણ્યવ્રત છે, લગ્ન કરતાં આ રસ્તે સવિશેષ શ્રેય સાધી શકે છે લગ્ન કરી પતિગૃહ ઉજવાળે છે જ્હારે આખા દેશપ્રતિ પોતાની પ્રતિ એક રસ કરી દેશમાં વિધવાએ ભારત માતા આદ્યશક્તિ રૂપે વિચરે છે એવો ભાસ થાય છે. કિંબહુના, ભારતની પ્રતિષ્ઠા નીતિધર્મ ઉપરજ ટકી રહી છે આ ઉભયમાંથી ત્હારે કયું શ્રેયસ્ એ સ્પષ્ટ છે–યે નેષ્ટં તેન ગમ્યતામ્ ॥

" વિશ્વ. "



## સંસ્કૃત કવયિત્રીઓ.

૧.

સંસ્કૃત વાઙ્મયદેવીના મહામંદિરમાં પ્રવેશતાં જ કાલિદાસ, ભવભૂતિ, બાણ, માઘ, ભારવિ, રાજશેખર, જગન્નાથ આદિએ કરેલ પૂજા, કીર્તન, ભજનનાં રણત્કાર સાંભળનારના હૃદયમાં ઊંડો ઊંડો પ્રશ્ન ઉઠે છે કે હિન્દના ગૃહજીવનમાં દેવસેવામાં નિમગ્ન રહેનારી આર્ય સુન્દરીઓ આ મહામંદિરમાં દેવીની યત્કિંચિત્ પણ સેવા કરવા આવી હશે કે નહિ? દેવીનો પ્રસાદ હોય તો કવિત્વ આવે, કવિત્વ એટલે રસનો—લાગણીઓનો આવિર્ભાવ. અને લાગણીનું નિવાસ સ્થાન તે સુન્દરીહૃદય.* તો પછી એ હૃદયમાં વસી રહેલી લાગણીઓ દેવીની સેવામાં અર્પાઈ, મૂર્તિમંત ન થઈ હોય એવું કેમ મનાય? લાગણીઓની વિશુદ્ધ કેળવણીમાં જન્મતી ધર્મભાવનાએ આદ્યશક્તિ અને અર્ધનારીશ્વરની દેવભાવના ભારતના મંદિરોમાં સ્થાપી છે તો પછી માતા અને ગૃહિણીના આદર્શ જીવનથી નિરંતર સચેતન રાખનાર સુન્દરીઓ સરસ્વતીદેવીના મંદિરમાં પૂજા કરવા નહિ તો પૂજાસામગ્રી તૈયાર કરવા તો ગઈ જ હોવી જોઈએ. આ પ્રતીતિ સાચી છે. અને તેના સમર્થનમાં એવી સામગ્રીમાંથી કાળે બચાવેલી તૂટક છૂટક વાનગીઓ આ લેખમાં સંગ્રહવામાં આવી છે. સંગ્રહમાળા પૂરી કરી સમગ્ર વાંચતાં ઉઠતા વિચારો રેખાંકિત કરવામાં આવ્યા છે.

સંસ્કૃત સાહિત્યમહોદધિમાંથી રત્નો મેળવી તેની માળા બનાવવાનો સંપ્રદાય હતો.

* The essence of poetic art–the passion of the heart, the longing to idealise what is human and to confer humanity on what is lifeless–Mommsen, Hist. of Rome Vol. I. The beginnings of poetry everywhere, perhaps belong rather to women than to men; the goddess of song is conceived as feminine–ibid.

આવી માળામાંની વલ્લભકૃત સુભાષિતાવલિ અને શાર્ઙ્ગધરની પદ્ધતિમાં સ્ત્રીકવિઓની કેટલીક કૃતિ જળવાઈ રહી છે. એ સંગ્રહોમાંથી જે જે પ્રાપ્ત થયું છે તે અત્ર લખવામાં આવે છે.

૧. ઇન્દુલેખાઃ—સુભાષિતાવલિના સંભોગશૃંગાર પ્રકરણમાં કાલિદાસ અને ભેણકના શ્લોકોના અંતરાળમાં ઇન્દુલેખા રચિત શ્લોક છે.

एके वारिनिधौ प्रवेशमपरे लोकान्तरालोकनं
केचित्पावकयोगितां निजगदुः क्षीणेह्नि चण्डार्चिषः ।
मिथ्या चैतदसाक्षिकं प्रियसखि प्रत्यक्षतीव्रातपं
मन्येहं पुनरध्वनीनरमणीचेतोधिशेते रविः ॥

ભાવાર્થઃ—સાંજે કેટલાક, પ્રચણ્ડ કીરણવાળા સૂર્યને સમુદ્રમાં પ્રવેશતો કહે છે, કેટલાક બીજા લોકમાં જતો, કેટલાક અગ્નિમાં બળી જતો. પરંતુ હે પ્રિય સખી ! એ ખોટું અને સાક્ષી વગરનું છે. મ્હારૂં એવું માનવું છે કે પ્રવાસીની પત્નીના મનમાં જેમાં પ્રત્યક્ષ આકરો તાપ રહેલો છે તેમાં રવિ સૂર્ય જાય છે.

૨. નાગમ્માઃ—શાર્ઙ્ગધરપદ્ધતિમાં નમસ્કૃતિ પ્રકરણમાં છેવટે રવિના વન્દન માટે નાગમ્માનો શ્લોક આપવામાં આવ્યો છે.

शुकतुण्डच्छवि सवितुश्चण्डरुचः पुण्डरीकवनबन्धोः ।
मण्डलमुदितं वन्दे कुण्डलमाखण्डलाशायाः ॥

ભાવાર્થ—પોપટની ચાંચ જેવા લાલ અને પૂર્વ દિશાના કુંડળ સરખા ઉગેલા કમળવનના સગા, ઉગ્ર કાન્તિવાળા, સૂર્યના બિંબને હું નમું છું.

૩. ફલ્ગુહસ્તિનીઃ—સુભાષિતાવલિ અને શાર્ઙ્ગધરપદ્ધતિના ચંદ્રોદયવર્ણનમાં ફલ્ગુહસ્તિનીનો શ્લોક સ્થાન પામ્યો છે.

त्रिनयनजटावल्लीपुष्पं मनोभवकार्मुकं
महकिसलयं संध्यानारीनित[illegible] क्षतम् ।
तिमिरभिदुरं व्योम्नः शृङ्गं निशावदनस्मितं
प्रतिपदि नवस्येन्दोर्बिम्बं सुखोदयमस्तु वः ॥

ભાવાર્થઃ—શંકરની જટા રૂપી વેલના ફૂલ જેવું, કામદેવના કામઠા જેવું, મદમંડળની કળી

વસ્તુ ... નિતમ્બ પણ થયલા નખક્ષત જેવું, અંધારું દૂર કરનારું, આકાશનાં માંગલ્ય જેવું, ગતના, મ્હોં પણ ફરકતા સ્મિત જેવું બીજના ચન્દ્રનું બિમ્બ તમારા સુખનો ઉદય કરનારું થાઓ.

વિધિના સર્જનવ્યવહારમાં દૈવનું પ્રાબલ્ય જોઈ કૃગુહરિતની નીચે પ્રમાણે શોચ કરે છે.

> सृजति तावदशेषगुणाकरं
> पुरुषरत्नमलंकरणं भुवः ।
> तदनु तत्क्षणभङ्गि करोति चेद्
> दहह कष्टमपण्डितता विधेः ॥

ભાવાર્થઃ—પ્રથમ બ્રહ્મા સર્વે ગુણની ખાણ સમાન પૃથ્વીના ઘરેણા રૂપ પુરુષરત્નને સર્જે છે, અને તે જ સમયે તેને ઘડીમાં નાશી જેમ એવો કરે છે તો અહહ ! બ્રહ્માની કેટલી મૂર્ખતા !

૪. **મદાલસાઃ**—શાર્ઙ્ગધરના સંગ્રહમાં ધર્મવિવૃતિ પ્રકરણમાં વ્યાસના શ્લોકની પછી મદાલસાનો નીચે ઉતારેલો શ્લોક છે.

> परलोकहितं तात प्रातरुत्थाय चिन्तय ।
> इह ते कर्मणामेव विपाकश्चिन्तयिष्यति ॥

ભાવાર્થઃ—હે પુત્ર ! સ્હવારમાં ઉઠીને પરલોકહિતનો વિચાર કર. આ લોકનો વિચાર તો ત્હારા કર્મોની ઘટનાઓ ઉભી છે તે કરશે.

૫. **મારુલાઃ**—મારુલાનું નામ વધારે જાણીતું હોય એમ લાગે છે. **શીલાભટ્ટારિકા, વિજ્જકા** અને **મોરિકા**ની સાથે એનું નામ ધનદેવના એક શ્લોકમાં પ્રકીર્તિત છે. સુભાષિતાવલિમાં વિરહિણીના પ્રલાપના ઉદાહરણ અર્થે મારુલાનો લેવામાં આવેલો શ્લોકઃ

> कृशा केनासि त्वं प्रकृतिरियमङ्गस्य ननु मे
> मलाधूम्रा कस्माद्गुरुजनगृहे पाचकतया ।
> स्मरस्यस्मान् कच्चिन्नहि नहि नहीत्येवमगमत्
> स्मरोत्कम्पं बाला मम हृदि निपत्य प्ररुदिता ॥

ભાવાર્થઃ—હે સ્ત્રી ! તું દુબળી શાથી થઈ છે ? મૂળે મ્હારું શરીર જ એવું છે, ધૂમાડા જેવી મેલી શાથી છુ ? સાસરે રાંધવાથી. અમને શું તું કદી કદી સંભારે છે ? 'નહિ' 'નહિ'

'નહિ' એમ બોલવાની સાથેજ તે બાલાને સ્મરોત્કંપ [illegible] અને મ્હારી છાતી પર પડતું મૂકી તે ધ્રુસ્કે ધ્રુસ્કે રોઈ.

એજ સંગ્રહની શૃંગારપદ્ધતિમાં સ્થાન પામેલો શ્લોક.

यामीत्यध्यवसाय एव हृदये बध्नातु नामास्पदं
वक्तुं प्राणसमासमक्षमघृणेनेत्थं कथं पार्यते।
उक्तं नाम तथापि निर्भरगलद्बाष्पं प्रियाया मुखं
दृष्ट्वापि प्रवसन्त्यहो धनलवप्राप्तिस्पृहा मादृशाम्॥

'હું જાઉં છું' એવો કહેવા જે મણીચ્ચ બસે હૃદયમાં બંધાય, પરંતુ પ્રાણસમાન પ્રિયા સમક્ષ નિર્દયતાથી એવાં વચન ઉ... કેવી રીતે શક્તિમાન થવાય? તેમ છતાં ધારો કે 'હું જાઉંછું' એ વચ પ્રગુનચાયું પરંતુ તેનું અસ્ખલિત અતિશય અશ્રુઓથી ભરપૂર મુખ જોઈને જ અહો! મારા જેવાની કિંચિત્ ધન મેળવવા પરદેશ જવાની સ્પૃહા પળી જાય છે અર્થાત્ મને એ કારણે ઈચ્છા થતી જ નથી.

જલ્હણની સુભાષિતમુક્તાવલિની એક પ્રતમાં गोपायन्ति विरहजनितं दुःखमग्रे गुरूणां થી શરૂ થતો શ્લોક ભારવાને નામે છે પણ એ શ્લોક હું પ્રાપ્ત કરી શક્યો નથી*

૬. મોરિકાઃ—

मा गच्छ प्रमदाप्रिय प्रियशतैर्भूयस्त्वमुक्तो मया
बाला प्राङ्गणमागतेन भवता प्राप्नोति निष्ठां पराम्।
किं नान्यत्कुचभारपीडनमहं यत्नप्रबद्धैरपि
त्रुट्यत्कञ्चुकजालकैरनुदिनं निःसूत्रमस्मद्गृहम्॥*

ભાવાર્થઃ—હે પ્રમદાપ્રિય! તું ન જા એ માટે સોએકવાર પ્રિય વાક્યો મ્હેં ઉચ્ચાર્યાં છે. ત્હારા ઘેર આવવાથી બાલાશ્રેષ્ઠ નિષ્ઠાને પામે છે. એનાં કુચભારને યત્નથી બાંધી રાખવા છતાં કંચુકીની કસો હમ્મેશ તૂટી જવાથી અમારૂં ઘર સૂત્ર વિનાનું થયું છે.

लिखति न गणयति रेखा निर्भरबाष्पाम्बुधौतगण्डतला।
अवधिदिवसावसानं मामूदिति शङ्किता बाला॥

---

* હસ્તલિખિત સંસ્કૃત ગ્રંથો સંબંધિનો ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરનો રીપોર્ટ ( વર્ષ ) પૃ. ૬૭ જુવો.

ભાવાર્થઃ—[illegible] ગાલ ધોવાયા છે એવી આશા રેખા આંકે છે પણ અવધની ફુદરત પુરી ન થઈ હોય એવી શંકાથી તે ગણતી નથી. આમાં વિરહિણીની અવસ્થા વર્ણવી છે.

દૂતીની ઉક્તિ છે કેઃ—

प्रियतमस्त्वमिमामनघार्हसि
प्रियतमात्र भवन्तमिहार्हति ।
नहि विभाति निशारहितः शशी
न च विभाति निशा[illegible]न्दुना ॥

ભાવાર્થઃ—હે અનઘ ! આનો તું યોગ્ય પ્રિયતમ છે અને એ ત્હારી યોગ્ય પ્રિયતમા છે, કારણ કે રાત વિનાનો ચંદ્ર શોભતો નથી અને ચંદ્ર વિના રાત શોભતી નથી.

૭. વિકટનિતમ્બાઃ—આ બાઈની સૂક્તિમુક્તાવલિમાં રાજશેખર નીચે પ્રમાણે પ્રશંસા કરે છેઃ

के वैकटनितम्बेन गिरां गुम्फेन रञ्जिताः ।
निन्दन्ति निजकान्तानां न मौग्ध्यमधुरं वचः ॥

ભાવાર્થઃ—વિકટનિતમ્બાની વાણીથી રંજિત થયેલા કયા પુરુષો પોતાની કાન્તાઓનાં મુગ્ધતાથી મધુર લાગતાં વચનો નિંદતા નથી ?

સુભાગ્યે જે વાણીપર રાજશેખર આટલો બધો ફરેબાન થયો હતો તે છએક શ્લોકદ્વારા વાચકો સમક્ષ નિવેદન કરી શકાય છે.

अन्यासु तावदुपमर्दसहासु भृङ्ग
लोलं विनोदय मनः सुमनोलतासु ।
मुग्धामजातरजसं कलिकामकाले
व्यर्थं कदर्थयसि किं नवमालिकायाः ॥

ભાવાર્થઃ—(આ અન્યોક્તિ છે) હે ભમરા ! ત્હારો ઉપમર્દ સહન કરી શકે એવી બીજી ફુલવાળી લતાઓમાં ત્હારા લોલ મનને આનંદ પમાડ, પણ આ નવમાલિકાની મુગ્ધાનના, રજ વિનાની નાની કળીને અકાળે શા માટે પીડે છે ?

---

*સુભાષિતાવલિનો પાઠ ઉપર આપ્યો છે તેથી શાર્ઙ્ગધર પદ્ધતિમાં ફેર છે. પ્રિયશતેરભ્યર્થિત સ્ત્વંમયા, પ્રાપ્નોત્સવસ્થાં પરાં, ને કુચભારનિઃસહતરૈરઙ્ગૈરનઙ્ગાકુલૈઃ ।

बाला तन्वी मृदुरियमिति त्यजतामत्र शङ्कां
दृष्टा काचिद्भ्रमरभरतो मञ्जरीभग्नपुष्पा ।
तस्मादेषा रहसि भवता निर्दयं पीडनीया
मन्दाक्रान्ता विसृजति रसं नेक्षुयष्टिः कदाचित् ॥

આમાં ઇત્યુક્તિ એવી છે કે (હે નાયક !) આ બાલક, તન્વી અને કોમળ છે એવી શંકા (હોય તો) મૂકી દે. ભમરાના ભારથી ભાંગી ગયેલા ફુલવાળી મંજરી તેં ક્યાંય જોઈ છે ? તેથી એકાન્તમાં આને ત્હારે દયા વિના પીડવી કારણ કે થોડી દબાએલી શેરડી પરેપૂરો રસ કદી-આપતી નથી.

किं द्वारि दैवहतिके सहकारेण
संवर्धितेन विषवृक्षक एष पापः ।
यस्मिन्मनागपि विकास विकारभाजि
घोरा भवन्ति मदनज्वरसंनिपाताः ॥

ભાવાર્થ—હે દૈવહતિકા ! બારણામાં મ્હોટા કરેલા આંબાથી શું ? આ પાપી તો ઝેરનું ઝાડ છે. કારણ કે જેના થોડા પણ વિકાસથી મદનજ્વરના ઘોર સંનિપાત થાય છે

दिग्वधूवदनचुम्बि चेष्यया
वीक्ष्य सद्युति दिवा भवद्यशः ।
दर्शितः पृथु पयोधरोद्गम-
स्तेन सापि परिरभ्यतेखिला ॥

ભાવાર્થ—દિશારૂપી વધૂના વદનને ચૂંબનારા, તમારા દ્યુતિમાન યશને ઇર્ષ્યાથી જોઈ, દેવલોકની ભૂમિએ વિશાળા પયોધરોનાં રોમાંચથી હર્ષ દર્શાવ્યો એટલે તેણે તેને પણ ગાઢ આલિંગી

अभिहिताप्यभियोगपराङ्मुखी
प्रकटमङ्गविलासमकुर्वती ।
उपरि ते पुरुषार्थितुमक्षमा
नववधूरिव शत्रुपताकिनी ॥

આમાં ચાટૂક્તિ છે.

ભાવાર્થ.—ઓળીવી, ... સંભોગ માટે મુખ ફેરવી બેઠી છે. શરીરના વિલાસો પ્રકટ કરતી નથી, + + + તેં અશક્ત છે, એવી નવવધૂના જેવી તારા શત્રુની પતાકા છે.

શત્રુની સેનાને નવોઢા સાથે સરખાવવામાં આવી છે.

क्व प्रस्थितासि करभोरु घने निशीथे
प्राणाधिपो वसति यत्र मनः प्रियो मे ।
एकाकिनी वद कथं न बिभेषि बाले
न चास्ति पुङ्खितशरो मदन. सहायः ॥

આમા અભિસારિકાનુ વર્ણન છે. ગોવિન્દસ્વામી અને વિકટનિતમ્બાની આ મૈયારી કૃતિ ગણાય છે એકે પ્રશ્નો રચ્યા હશે અને બીજાએ ઉત્તરો. પણ વસ્તુતઃ કોણ પ્રશ્ન કે ઉત્તરનો કર્તા તે જણાયું નથી. એ શ્લોકનો ભાવાર્થ,

હે કરભોર! મધ્યરાત્રીના ઘાડા અંધારામા ક્યાં જાય છે? જ્યાં મનનો વ્હાલો મ્હારો પ્રાણનો નાથ વસે છે ત્યાં. હે બાલા! એકલી (જતા) ત્હને બ્હીક નથી લાગતી? ના, ચડાવેલા બાણવાળો કામદેવ સાથે હોવાથી બ્હીતી નથી.

✓ ગોવિંદજી કૃત સભ્યાલંકારમા વિકટનિતમ્બાના શ્લોક છે પણ તેહુ જોઈ શક્યો નથી.

૮. વિજજકા (અથવા વિજ્જકા, વિજ્જિકા, વિજ્જા, વિજયાંકા વગેરે) ધનદેવના સુભાષિતમા મારુલા, મોરિકા આદિની સાથે એનુ નામ પણ નોંધાયલુ છે.

રાજશેખરની પ્રશસા પ્રમાણે-એ કર્ણાટી હતી અને કાલિદાસની પેઠે વૈદર્ભી રીતિમા એણે કવિતા રચી છે

सरस्वतीव कर्णाटी विजयाका जयत्यसौ ।
या वैदर्भगिरा वासः कालिदासादनन्तरं ॥

જલ્હણ, સૂક્તિમુક્તાવલિ.

नीलोत्पल दलश्यामा विज्जका[1] मामजानता ।
वृथैव दण्डिना प्रोक्त[2] सर्वशुक्ला सरस्वती ॥

ભાવાર્થ—નીલ કમળની પાંખડી જેવી શ્યામ મ્હને વિજ્જકાને ન ઓળખતા દંડીએ સરસ્વતીને સર્વાંગે ધોળી કહી છે તે વૃથા છે

૧. પાઠાંતર "તામ°". ૨. પાઠાંતર "°નાપ્યુક્તં"

પોતાનાં કવિત્વથી મગરૂર રહેલ્ડની હરીફાઇ કરતું ... ાતા લુગડાંની ચીંથરી હોયની તેવું શોભે છે

कवेरभिप्रायमशब्दगोचरं
स्फुरन्तमार्द्रेषु पदेषु केवलम् ।
वदद्भिरङ्गैः कृतरोमविक्रियै-
र्जनस्य तूष्णींभवतो यमञ्जलिः ॥

ભાવાર્થ:—શબ્દોમાં ગોચર નહીં થએલુ એવુ કવિના કાવ્યનુ રહસ્ય કેવળ મૃદુ જ સ્ફુરેલું રહે છે, તેમ રોમાંચની ચેષ્ટાઓવાળાં અને કહેવાનાં ભાવને પ્રકટ કરનારાં અંગોથી મુગા થએલા આ જનના તમને પ્રણામ છે.

गते प्रेमाबन्धे हृदयबहुमानेऽपि गलिते
निवृत्ते सद्भावे जन इव जने गच्छति पुरः ।
तथा चैवोत्प्रेक्ष्य प्रियसखि गतास्ताश्च दिवसा
न जाने को हेतुर्दलति शतधा यन्न हृदयम् ॥

માં વિરહિણી પ્રલાપ છે પ્રેમનુ બન્ધન પણ ગયુ, હૃદયનું બહુમાન પણ ગળી ગયુ મારો ભાવ પણ નિવૃત્ત થયો અને સાધારણ માણસ માફક પ્રિયજન પણ પાસેથી જવા લાગ્યો અને તે દિવસો પણ ગયેલા હતા એ બધુ જોઇને વ્હાલી બેન! ક્યા હેતુથી મ્હારૂ હૈયુ શતધા ફાટી જાય છે તે હુ જાણતી નથી

नार्याः सा रतिशून्यता नयनयोर्ये दृष्टिपाते स्थित
कामी प्राप्तरतार्थ एव न भवत्यालिङ्गितुं वाञ्छति ।
आश्लेषादपि याऽपर मृगयते धिक्कामयोग्या स्त्रियं
श्रोणीगोचरमागतो रतिफलं प्राप्नोति तिर्यङ्न किम् ॥

આમાં સખીનુ વચન છે. નાયક ચાટૂક્તિથી નાયિકાના મુખનુ વર્ણન કરે છે—

कोपः स्फीततरः स्थितानि परितः पत्राणि दुर्गं जलं
मैत्रं मण्डलमुज्ज्वलं चिरमधो नीतास्तथा कण्टकाः ।
इत्याकृष्टशिलीमुखेन रचना कृत्वा तदप्यद्भुतं
पद्मेनापि जिगीषुणापि न जितं मुग्धे त्वदीयं मुखं ॥

૯ ) શિખરિણી—એનાં મ્હેં સુભાષિત ... ન જઈ શકાય એવું ફરવું જાળ છે, ... આરને ગોમતીની હરિમકરણીના ... છે, જેની ટેક જાગે છે, એ રીતે જેણે પૂર્વાર્ધ ભોગ ઝેલેલા ... ક્યા છે—આવી રચના કરીને જીતનાની ઈન્જાવાળા શતકમાં વર્ણ ... મુકવા ! મરસાઈ નથી મેળવી એ અદ્‌ભુત છે

उन्नमय्य सकचग्रहमास्य
चुम्बति प्रियतमे हठवृत्त्या ।
हु ममेति वदनान्तरलीन
जल्पित जयति मानवतीनाम् ॥

ભાવાર્થ—વાળના પકડાની સાથે મ્હોંઢાને ઉંચુ કરી પ્રિયતમ બળાત્કારથી ચુંબન કરતે છતે 'હ, મમ' એ પ્રમાણે મ્હોંઢામાં જ રહેલું માનવતી સ્ત્રીઓનું જલ્પિત જય પામે છે

प्रियसखि विपद्दण्डप्रान्तप्रपातपरंपरा
परिचयचले चिन्ताचक्रे निधाय विधि खल ।
मृदमिव बलात्पिण्डीकृत्य प्रगल्भकुलालव
द्भ्रमयति मनो नो जानीम, किमत्र विधास्यति ॥

આ શ્લોક વિજ્જકાની જ કૃતિ છે કે કેમ એ શંકાસ્પદ છે

ભાવાર્થ—હે પ્રિય સખી ! ખલ વિધિ વિપત્તિ રૂપી દંડના છેડાના વારંવાર પ્રપાતના પરિચયથી ચલાયમાન એવા ચિન્તારૂપી ચક્ર ઉપર માટીની માફક જોરથી પીંડો વાળી મનને મળી પ્રગલ્ભ કુંભારની જેમ તે ચાક ફેરવે છે છતાં અહીં તે શું કરશે તે અમે જાણતા નથી

विरम विफलायासादस्माद्दुरध्यवसायतो
विपदि महतां धैर्यध्वंसं यदीक्षितुमीहसे ।
अयि जडविधे कल्पापायव्यपेतनिजक्रमाः
कुलशिखरिणः क्षुद्रा नैतेन वा जलराशयः ॥

ભાવાર્થ—હે જડ વિધિ ! વિપત્તિમાં મહાન પુરુષોની ધીરજનો ભ્રંશ થતો જોવાની ત્હારી ઇચ્છા હોય તો આ નિષ્ફળ પ્રયત્નવાળા ખરાબ નિશ્ચયથી વિરમ કારણ કે કલ્પને અંતે જેમણે પોતાનો ક્રમ ઊલંઘ્યો છે એવા ક્ષુદ્ર કુલપર્વત કે સમુદ્રો તે નથી.

किंशुककलिकान्तर्गतमिन्दुकलास्पर्धि केसरं भाति
रक्तनिचोलकविहिते धनुरिव जतुमुद्रितमनङ्गस्य ॥

૯. શિલાભટ્ટારિકા—'શાર્ઙ્ગધર' સુભાષિતમાં એનું નામ ગુંથાયલું છે. ભોજદેવના દરબારને શોભાવતી કવિયિત્રીઓમાં એ હતી એવી દંતકથા પ્રચલિત છે. એક શ્લોકનો પૂર્વાર્ધ ભોજે રચેલો અને ઉત્તરાર્ધ શીલાએ રચેલો મનાય છે. એ શ્લોકને ભર્તૃહરિ શતકમાં વળી સ્થાન મળેલુ છે એટલે વાસ્તવિક હકીકત કળવાનું રહેલુ નથી. નીચેના શ્લોકના ...ય માટે અમરુ અને શીલા વચ્ચે તકરાર છે.

उन्न
...ह विषमो वामः कामः करोतु तनुं तनुं
...वस गणनादक्षश्चासौ व्यपेतघृणो यमः ।
त्वमपि वशगो मानव्याधेर्विचिन्तय नाथ हे
किसलय मृदुर्जीवेदेवं कथं प्रमदाजनः ॥

ભાવાર્થ—...ના ...ી વિષમ થએલા કુટિલ કામદેવને શરીર દુબળુ કરવા દ્યો. દિવસની સંખ્યા ...માં નિપુણ યમ ભલેને દયા છોડી દે, તુ પણ માનરૂપી વ્યાધિને વશ થયો છુ. નાથ ! વિચાર કે કિસલય જેવી કુમળી પ્રમદા કેવી રીતે જીવી શકશે ?

જલ્હણે સૂક્તમુક્તાવલિમાં શીલાની રાજશેખરે કરેલી પ્રશંસા જાળવી રાખી છે.

शब्दार्थयोः समो गुम्फः पाञ्चाली रीति रुच्यते ।
शीलाभट्टारिका वाचि बाणोक्तिषु च सा यदि ॥

શબ્દ અને અર્થનો સરખો ગુમ્ફ જેમાં તે પાંચાલિ રીતિ કહેવાય છે, જો તે શીલાભટ્ટારિકાની વાણીમાં કે બાણની ઉક્તિમાં હોય તો આવી સુપ્રસિદ્ધ ને વખણાયલી નારીની કવિતાનો પરિચય નીચેના શ્લોકો આપે છે

दूति त्वं तरुणी युवा सः चपलः श्यामास्तमोभिर्दिशः
संदेशः सरहस्य एव विपिने संकेतकावासकः ।
भूयोभूयः इमे वसन्तमरुतश्चेतो हरन्त्यन्यतो
गच्छ क्षेमसमागमाय निपुणे रक्षन्तु ते देवताः

હે દૂતી ! તું જુવાન છો, અને તે જુવાન ચપળ છે, દિશાઓ અંધકારથી કાળી છે, સંદેશો રહસ્યવાળો છે, વળી સંકેતસ્થાન જંગલમાં છે માટે ફરીફરીને કહું છું કે આ વસન્તના પવન મનને બીજી બાજુ લઇ જાય તો હે નિપુણ દૂતી ! તું ક્ષેમસમાગમને માટે જા. દેવતાઓ ત્હારૂ રક્ષણ કરો !

प्रियाविरहितस्याद्य हृदि चिन्ता समागता ।
इति मत्वा गता निद्रा के कृतघ्नमुपासते ॥

ભાવાર્થઃ—પ્રિયાના વિરહથી દુઃખી એવા મારા હૃદયમાં આજે ચિંતાને સ્થાન મળ્યું એમ સમજીને નિદ્રા મને છોડીને ચાલી ગઈ છે. ખરૂ જ છે કે કૃતઘ્નની કોણ ઉપાસના કરે છે ?

श्वासाः किं त्वरितागतेः पुलकिता कस्मात्प्रसादः कृतः
स्रस्ता वेण्यपि पादयोर्निपतनान्नीवी गमादागमात् ।
स्वेदार्द्रं मुखमातपेन गलितं क्षामा किमस्त्युक्तिभि
र्दूति म्लानसरोरुहद्युतिधरस्यौष्ठस्य किं वक्ष्यसि ॥

ભાવાર્થઃ—હે દૂતિ ! (મ્હારા પ્રીતમ પાસે) ત્વરાથી જઈ આવવાથી શું તને આમ શ્વાસ ચડી ગયો છે? તારાં રોમાંચ ખડાં થયાં છે, તે શું કોઈએ તારા ઉપર કૃપા કરી? શું (મારા પ્રીતમના) પગે પડવાથી વેણી પણ સરી પડી? અને હરફરમાં શું તારી નીવી ઢીલી પડી છે? તાપથી પણ પરસેવાવડે ભીંજાયલું તારૂં મુખ પણ ગળે છે. તું દુબળી પડી છે. અરે વધારે કહેવાની જરૂર શી છે? કરમાયલા કમળની કાન્તિ ધરનારા તારા ઓઠ વિશે પણ તું શું કહે છે?

**यः कौमारहरः स एव रहः** થી શરૂ થતો શીલાનો શ્લોક જલ્હણની સુભાષિત મુક્તાવલિની એક પ્રતમાં છે પણ તે મેળવી શકાયો નથી.

૧૦. સુભદ્રાઃ—આને વિશે રાજશેખર કહે છે કેઃ—

पार्थस्य मनसि स्थानं लेभे खलु सुभद्रया ।
कवीनां च वचोवृत्ति चातुर्येण सुभद्रया ।

જલ્હણ કૃત સૂક્તિમુક્તાવલિ.

ભાવાર્થઃ—ખરેખર સુભદ્રાએ પાર્થ-અર્જુનના મનમાં સ્થાન મેળવ્યું છે. સુભદ્રા કવયિત્રીએ પણ વાક્યોના ન્યાસની નિપુણતાથી કવિઓનાં મન હરી લીધાં છે.

કવિઓનાં મન હરી લેનારીનો એકજ શ્લોક હયાત રહ્યો છે.

दुग्धं च यत्तदनु यत् क्वथितं ततोनु
माधुर्यमस्य हृतमुन्मथितं च वेगात् ।
जातं पुनर्घृतकृते नवनीतवृत्ति
स्नेहो निबन्धनमनर्थपरंपराणाम् ॥

[illegible] તેને પ્રથમ [illegible]વામાં આવ્યુ; તે પછી ઉકાળવામાં આવ્યું; (આ-[illegible]ધરકી.) તેની મધુરતા [illegible]માં આવી, અને વેગથી તેને વલોવવામાં આવ્યું. વળી ઘી મેળવવા કાજે, તેને માખણ કરી તપાવવામાં આવ્યુ. ખરેખર સ્નેહ (ઘી) એ અનર્થની પરંપરાઓનું નિબંધન છે.

આ શ્લોકમાં સ્નેહનો શ્લિષ્ટ પ્રયોગ કરી જે અર્થ ધ્વનિત કરવા ઉદ્દેશ છે તે સર્વને સરલતઃ ગમ્ય થાય તેવો છે.

૧૧. શરીદ (?)—ડા. પિટરસન આ નામ સ્રીનું ગણે છે. ઓફ્રેક્ટ નથી ગણ્યું.

अत्यन्तोन्नतपूर्वपर्वतमहापीठे हरस्पर्धया
दूरोदञ्चितधूमसंनिभनमस्तारास्फुलिङ्गाकुलम् ।
नूनं पञ्चशरोऽकरोच्छशिमिषात्स्वं ज्वाललिङ्गयनो
गर्वाच्छर्वपरान्दहेन्मुनिवरान्सर्वानसर्वांशुभिः ॥

ભાવાર્થઃ—ખરેજ કામદેવે શંકરની સ્પર્ધાથી અત્યંત ઉન્નત એવા ઉદયાચળરૂપી મહાપીઠ ઉપર ચંદ્રના મિષથી પોતાના જ્વાલામય સ્વરૂપને ઉદય કર્યું છે અને તારારૂપી તણખાથી વ્યાકુલ એવા અત્યંત દૂર ઉદય પામેલા ધુમાડા સમાન અંધકારનો નાશ કર્યો છે. એવો કામદેવ ગર્વથી શંકરપરાયણ મુનિવરોને પણ અસખ્ય કિરણોથી બાળી દે.

૧૨. પ્રભુદેવીઃ—રાજશેખર એને નીચે પ્રમાણે પ્રશસે છે·

सूक्तीनां स्मरकेलीनां कलानां च विलासभूः ।
प्रभुदेवी कविर्लाटी गतापि  दि तिष्ठति ॥

આ ઉપરાંત અવન્તિસુન્દરી, કુન્તીદેવી, ચણ્ડાલવિદ્યા, પદ્મશ્રી, પદ્માવતી, ભાવદેવી, લક્ષ્મી, વિદ્યા, વિશ્વાસદેવી, સરસ્વતી, સીતા, જઘનચપલા, કેરલી, ગૌરી, રત્નાવલી વગેરેનાં નામ જાણવામાં આવ્યાં છે. પણ તેમનો રચેલો એક પણ શ્લોક પ્રાપ્ત કરી શકાયો નથી. શર્મિષ્ઠા, સરસ્વતી, રમ્ભા, ગૌરી આદિના ગ્રંથો વિષે ઉલ્લેખ વાંચ્યા છે પણ વિશેષ અને ચોક્કસ માહિતી મળી શકી નથી.

મદ્રાસ ઇલાકામાં ઈ. સ. ૧૬૪૦ ના અરસામાં મધુરવાણી નામની કવિઆણી થઇ ગઈ છે. તે ચાર ભાષામાં કાવ્યરચના કરી શકતી હતી. તે અવધાની હતી, વ્યાકરણ અને વૈદકમાં નિપુણ હતી; વીણા વગાડવામાં કુશળ હતી. તંજોરના રઘુનાથ ભૂપાલે એને આ નામ આપ્યું હતું. રઘુનાથ ભૂપાલ રચિત આન્ધ્ર રામાયણનો સંસ્કૃત પરિવર્ત એણે કર્યો હતો.

આ સંગ્રહમાંની કવિતા વાંચતાં ખેદ થાયછે. બૌદ્ધ થેરીઓ કે વૈષ્ણવ ભક્તાણિઓ' ની સ્વયંભૂ હ્રદયોર્મિ એમાં નથી. સ્ત્રીહૃદયનો પ્રભાવ નથી પણ પુરુષરચિત કવિતાનાં નીરસ અનુકરણ છે. સ્ત્રીપ્રતિભા ઉન્નત ન હોવાનું આ પરિણામ હશે?

અવકાશે વિશ્વવારા, અપાલા, ઘોષા, આદિ વૈદિક સ્ત્રીઋષિઓનાં સૂક્તોનો પરિચય આપવામાં આવશે.

૧૯૧૩ રણજીતરામ વાવાભાઇ.

તા. ક.—શ્લોકોનાં ભાષાંતર કરવામાં રા રા. અંબાલાલ બુ. જાની બી. એ. અને રા. રા. લાભશંકર પ્રભુરામ ભટ્ટે મદદ કરી છે માટે તેમનો ઉપકાર માનું છું.

---

# *મોક્ષનું કૈલાસ.

## ( HEAVEN OF FREEDOM. )

ભયથી કંપિત જ્યહાં હ્રદયો નથી, જ્યહાં નિર્દોષ શિરો ઉંચાં;
અસંયમિત નિર્મલ જ્ઞાનોનો, ધોધ વહંતો છે જ્યહાં;
વ્યવહારભીંત વિણુ દિસતું, જ્યહાં અદ્વૈત પૂર્ણ બ્રહ્માંડ;
આર્દ્ર સ્વરો જ્યહાં સત્યતાના સિંધુ મહીંથી સરતા;
ઉદ્ધરણાર્થે યત્ન કરંતા, આત્મા થાકે ન લેશ જ્યહિં;
હરદમ વિકસંતા કર્મોને, વિચાર જ્યહાં વિલસંતા;
જે વ્યસનોની રેતીથી, નવ ધગધગતું રણ થાતું;
ને ચેતનનું ઝરણું જ્યહાં, નવ, સ્ખલિત કદીયે થાતું;
—અહેવું સ્થળ, કૈલાસ મોક્ષનું, અનન્તાનુ ધામ;
બની રહો વિકસી—જાગી, નમેશો આયે દેશ હમારો.

મકરન્દ નંદસુખરામ મેહેતા.

---

* રવીન્દ્રનાથ ટાગોરની, ગીતાંજલિમાંથી અનુવાદ.

# ઈશ્વરનું અસ્તિત્વ.

## (૪.)

સૃષ્ટિથી રચના ઉપરથી હેનું મૂળ કારણ બુદ્ધિમાન્ છે એ વાદને રચનાવાદ (Teleo gical Argument) કહેવાય છે. હવે આ વાદને થોડે અંશે સ્વીકારનારાઓ પણ સૃષ્ટિમાં રચનાનું અસ્તિત્વ સ્વીકારે છે ખરા પરન્તુ તેઓ એમ માને છે કે આ વાદથી તો એટલું જ જણાય છે કે સૃષ્ટિની રચના માટે હેનો કર્તા પ્રકૃતિ ઉપર પરતન્ત્ર છે અને જેમ ઘડીયાળનો બનાવનાર ઘડીયાળની બહાર અને હેના પદાર્થ વડે નિયન્ત્રિત થયેલો હોય છે તેમ ઇશ્વર સૃષ્ટિની બહાર રહીને પોતાનાથી સ્વતન્ત્ર રીતે રહેલી પ્રકૃતિ ઉપર વિશ્વની રચના માટે આધાર રાખે છે. આ માન્યતા સૃષ્ટિમાં રહેલી રચનાનુ ખરૂં સ્વરૂપ ન સમજવાથી ઉત્પન્ન થાય છે. રચના બે પ્રકારની હોય છે જ્હેને આપણે બાહ્ય રચના (external design) તથા અન્તર્ રચના (internal design)નુ નામ આપીશુ. જે રચનામાં અમુક હેતુ સાધવા માટે અમુક વસ્તુઓને અમુક રીતે માત્ર યન્ત્ર રૂપે ગોઠવાય પરન્તુ હેમને ગોઠવનાર તે વસ્તુઓથી જુદો જ અને રચના ઉત્પન્ન કરવા માટે તે વસ્તુઓ ઉપર પરતન્ત્ર હોય તે રચનાને બાહ્ય રચના કહી શકાય જેમ કે ઘડીયાળ, ઇમારત વિગેરે. પરન્તુ જે રચનામાં અમુક હેતુ સાધવા માટે જોઇતા ગુણો તથા શક્તિ હેના ભાગોના પદાર્થમાં જ નૈસર્ગિક રીતે રહેલી હોય અને તે ભાગો વચ્ચે એવો સંબન્ધ હોય કે તે સર્વનું વ્યક્તિમય અસ્તિત્વ રચનાનાં અઙ્ગો તરિકે જ જણાય તે રચનાને અન્તર્ રચના કહેવાય છે. જેમકે આપણું શરીર. પ્હેલા પ્રકારની રચના કોઈ પણ યન્ત્ર (Mechanism) મા જેવામાં આવે છે જ્યારે બીજા પ્રકારની રચના અઙગાઙગી ભાવનો સંબન્ધ ધરાવનારા ભાગોવાળી સંસૃષ્ટિઓ (organism) માં જણાય છે. હવે સૃષ્ટિના બધારણના અભ્યાસથી જણાશે છે તે એક માત્ર યન્ત્ર નથી પરન્તુ અત્યન્ત વિશાળ અને યુક્તિ મંસૃષ્ટિ છે. અને તેથી હેને તથા હેના મૂળ આદિ કારણને ઘડિયાળ તથા ઘડિયાળના કર્તાની ઉપમા આપવી તે કેવળ અનુચિત છે. યન્ત્રનો કર્તા તો તો હેનાથી બાહ્ય રહેલો પુરૂપ જ હોઈ શકે પરન્તુ સંસૃષ્ટિનો કર્તા એટલે કે હેના અસ્તિત્વ તથા વિકાસનું કારણ કોઈ બાહ્ય વસ્તુ નહીં પરન્તુ હેનામાં જ ગર્ભિત રીતે રહેલી રચનાત્મક શક્તિ (formative power) છે. આ શક્તિ અને સંસૃષ્ટિનાં સઘળાં અઙ્ગો એક બીજાથી પરતન્ત્ર અને માત્ર કોઈ ગોઠવનારના પ્રયત્ન વડે એક બીજાનાં સંબન્ધમાં આવેલા હોતાં નથી પરન્તુ તે શક્તિના સામાન્ય અને સંયોજક બળ વડે એક બીજા ઉપર અસર કરીને ગાઢ સંબન્ધમાં રહેલાં હોય છે. તેટલુ જ નહીં પરન્તુ સંસૃષ્ટિનો પદાર્થ (matter) તથા તે પદાર્થના અણુઓના બંધારણમાં જ રહેલી શક્તિ (form)—જેને આપણે હેના આત્મા કહી શકીએ તે બન્નેને એક બીજાથી જુદાં પાડી શકાય જ નહીં આ રીતે ઇશ્વરનો સૃષ્ટિના રચનાત્મક કારણ તરિકેનો ખરો વિચાર હેને સૃષ્ટિની બહાર રહેલી અને હેના પદાર્થ ઉપર પરતન્ત્ર વ્યક્તિ તરિકે ગણવામાં

નથી પરન્તુ ત્હેને સૃષ્ટિના સઘળા અઙ્ગોમાં રહેલી-તથા તે સર્વે અઙ્ગોને પરસ્પર સંયોજનમાં રાખી તે સર્વે વચ્ચે એક મહાન્ જીવનના જુદા જુદા આવિર્ભાવો ઉત્પન્ન કરનારી શક્તિ તરિકે જાણવામાં છે.

હવે આપણે ઇશ્વરના અસ્તિત્વના એક બીજા પ્રમાણ વિષે જોઇશું. આ પ્રમાણ એ છે કે ઇશ્વરનો વિચાર તેજ ત્હેનું અસ્તિત્વ સૂચવે છે અર્થાત્ ઇશ્વર વિષેના વિચારમાં જ ત્હેના અસ્તિત્વનું પ્રમાણ સમાઇ ગયેલું છે અને ઇશ્વર વિષે વિચાર હોવો અને ત્હેનું અસ્તિત્વ ન હોવું તે બની શકે જ નહીં. આ પ્રમાણને સ્વયંભૂવાદ (ontological argument) કહેવાય છે અને ત્હેના સંબન્ધમાં અત્યન્ત મતભેદ તથા ચર્ચા ઉત્પન્ન થયેલી છે. આમાંની ઘણી ખરી ચર્ચાઓ તો આ પ્રમાણનો ખરો અર્થ ન સ્હમજવાને લીધે જ ઉત્પન્ન થયેલી છે. એમ કહેવામાં આવે છે કે ઇશ્વરનો વિચાર હોવો તે જો ત્હેના અસ્તિત્વનું પ્રમાણ હોય તો ખીસામાં સો રૂપિયાનો વિચાર હોવો તે (ત્હેમાં રૂપિયા હોય નહીં છતાં) રૂપિયાનું અસ્તિત્વ સિદ્ધ કરી શકે ! અર્થાત્ ગમે તે વસ્તુ હોય કે ન હોય પરન્તુ ત્હેના માત્ર વિચાર તે જ ત્હેનું અસ્તિત્વ સિદ્ધ કરી શકે! હવે જો પરતન્ત્ર એટલે ઉત્પન્ન થયેલી વસ્તુઓનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં જો આ પ્રમાણ વાપરવામાં આવે તો તે કેવળ દૂષિત અને હાસ્યજનક પણ છે એમાં કંઇ સંદેહ નથી. કોઇ વસ્તુનો વિચાર અથવા તુરંગ મનમાં આવે તે માત્ર તે વિચાર અથવા તુરંગનું જ અસ્તિત્વ બતાવે છે પરન્તુ ત્હેના વડે વસ્તુના પોતાના અસ્તિત્વ અથવા અનસ્તિત્વ વિષે કાંઇ પણ કહી શકાય નહીં. પરન્તુ જગતની સર્વે વસ્તુઓના વિચારો અને ઇશ્વર એટલે જગતના મૂળ અથવા પ્રથમ કારણનો વિચાર—એ બે વચ્ચે ઘણો ફેર છે. રૂપિયાનો વિચાર કરીએ તેથી રૂપિયાનુ અસ્તિત્વ સિદ્ધ થતું નથી ત્હેનુ કારણ એ કે અસ્તિત્વ તે રૂપિયાનો વિશિષ્ટ ગુણ નથી; રૂપિયા જેવી વસ્તુ ખરી રીતે અસ્તિત્વ ધરાવતી યા ન ધરાવતી હોય પરન્તુ ત્હેનો વિચાર થઇ શકે ખરો. ત્હેનાથી એક વધારે સબળ દૃષ્ટાન્ત લઇએ. 'સોનાનો પર્વત'—આ વસ્તુનો વિચાર અર્થાત્ કલ્પના થઇ શકે ખરી પરન્તુ તે આપણાં મનમાં છે માટે બહારની સૃષ્ટિમાં પણ હોવી જોઇએ એમ હોતું નથી વાસ્તવિક રીતે તે બહારની સૃષ્ટિમાં છે જ નહિ. ઇશ્વરનો વિચાર આવા બીજા સર્વે વિચારો કરતાં તદ્દન જુદો જ છે. આપણે પ્હેલાં જોઇ ગયા તેમ સ્વયંભૂત્વ (self-existence) એ ઇશ્વરનો મુખ્ય—વિશિષ્ટ ગુણ છે અને તેથી ઇશ્વરના માનસિક બોધ (conception) વડે જ ત્હેના સ્વયંભૂત્વનું ભાન થઇ શકે છે. અર્થાત્ ઇશ્વરનો વિચાર જો માત્ર કલ્પનામય ન હોય પરન્તુ ખરો હોય તો ઇશ્વરનું અસ્તિત્વ હોવું જ જોઇએ એમ બુદ્ધિપૂર્વક જણાય છે. જે ન્યાયે સૃષ્ટિનું પ્રથમ કારણ હોવું જોઇએ એમ આપણે જાણીએ છીએ તે જ ન્યાયે તે કારણના માનસિક બોધમાં જ સ્વયંભૂત્વનો ગુણ જણાય છે. અને ત્હેના વિચાર વડે જ ત્હેનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય છે.

હવે આપણે ઇશ્વરના અસ્તિત્વના છેલ્લા પ્રમાણ વિષે થોડું નિરૂપણ કરીશું. આ પ્રમાણને નૈતિક પ્રમાણ કહેવાય છે. અને ત્હેનું તાત્પર્ય એ છે કે સૃષ્ટિનું બંધારણ એકંદર રીતે

નીતિમય છે અને તથા જ્હેનું મૂળ કારણ નીતિમય અર્થાત્ સત્ અસતનો વિવેક ઉત્પન્ન કરી સૃષ્ટિમાં સતની સત્તા સ્થાપનાર પુરૂષ તરીકે હોવું જોઇએ. આ પ્રમાણ સિદ્ધ કરવા માટે સૃષ્ટિની ઉત્ક્રાન્તિ નૈતિક માર્ગે થાય છે તથા એકંદર રીતે જોતાં જગતમાં નીતિનું સામ્રાજ્ય છે એ સિદ્ધાન્ત સાબિત કરવાની જરૂર છે. હવે આ સામ્રાજ્ય કેવા પ્રકારનું છે તે આપણે ટુંકામાં જોઇશું. પ્રથમ તો એટલું લક્ષમાં રાખવાની જરૂર છે કે સૃષ્ટિ એક કાર્ય અર્થાત્ ઉત્પન્ન થયેલી વસ્તુ છે અને તેથી ત્હેના ઉપરની સર્વ વસ્તુઓની—ઉત્પત્તિ, ઉત્ક્રાન્તિ અને અને નાશ એ ત્રણ ક્રિયાઓના વ્યાપારને તાબે છે. આમ હોવાથી તેઓ સર્વાંશે સંપૂર્ણ તથા સ્વતન્ત્ર હોઇ શકે જ નહીં અને જ્યાં અપૂર્ણતા તથા પરતન્ત્રતા છે ત્યાં અસત્ કે જ્હેનું દુઃખ ( evil ) એક સ્વરૂપ છે તે અવશ્ય હોવુ જોઇએ. પરન્તુ સૃષ્ટિમાં દુઃખનું અસ્તિત્વ છે માટે ત્હેનું મૂળ કારણ અર્થાત્ ઇશ્વર અપૂર્ણ તથા ઇચ્છા રહિત છે એમ અનુમાન કરી શકાય નહીં કારણ કે કાર્યના ગુણદોષો ત્હેના કારણમાં હોવા જ જોઇએ એમ હોવું નથી. પરન્તુ આટલુ સ્વીકાર્યા પછી પણ દુઃખના અસ્તિત્વ વિષે એક પ્રશ્ન તો ઉભો જ રહે છે કે જ્હેના ઉપરથી ઇશ્વરના ઐચ્છિક સ્વરૂપ વિષે ન્યાય પૂર્વક અનુમાન કરી શકાય. આ પ્રશ્ન એ છે કે સૃષ્ટિમાં જે દુઃખ અનુભાય છે તે કેવા પ્રકારનુ છે ? તે કેવળ અમિશ્રિત દુઃખ છે કે માત્ર એક દૃષ્ટિએ જોતા દુઃખ જણાય છે પરન્તુ સૃષ્ટિની જેટલી બને તેટલી પરિપૂર્ણતાની ઉત્ક્રાન્તિના વ્યાપારમાં એક આવશ્યક વસ્તુ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં જડ તેમ જ ચેતન સૃષ્ટિનું સ્વરૂપ તથા ત્હેના ઉત્ક્રાન્તિ–નિયમોનું પૂર્ણ વિવેચન કરવાની જરૂર છે, પરન્તુ ત્હેનો અહીં અવકાશ નથી. આ વિષયનો ખરો ખ્યાલ લાવવા માટે તો ડાર્વિન, સ્પેન્સર વિગેરેના ગ્રન્થોમાંથી ઉત્ક્રાન્તિવાદનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. અહીં તો તે વાદના પરિણામનુ જ અવલોકન કરીને સંતોષ પામીશું. આ પરિણામને થોડા શબ્દોમાં કહીએ તો દરેક પ્રકારના જીવનને—હલકામાં હલકાથી ઉંચામા ઉંચા જીવન સુધીને—આત્મ સંરક્ષણ માટે વિગ્રહમય પરિસ્થિતિમાં રહેવુ પડે છે અને અનેક પ્રકારનો શારીરિક તથા માનસિક શ્રમ સહન કર્યાથી જ આવી પરિસ્થિતિમાં જીવનનો વિકાસ થઇ શકે છે. પરન્તુ સૃષ્ટિની રચના તથા ત્હેનો ઇતિહાસ જોતાં જણાય છે કે આવા સતત જીવન વિગ્રહોમાં પણ બલ્કે ત્હેમના વડે જ જીવનની ઉચ્ચ પછી ઉચ્ચ ઉત્ક્રાન્તિ થયેલી છે અર્થાત્ સૃષ્ટિની ઉત્ક્રાન્તિનો ક્રમ ઉચ્ચમાંથી નીચ જીવનની અવનતિનો નહિ પરન્તુ પ્રત્યેક નીચ જીવનમાંથી ત્હેનાથી ઉચ્ચ જીવનના વિકાસનો છે. હવે આપણે ઉપર જોયુ તેમ પ્રત્યેક કાર્ય અપૂર્ણ તથા પરતન્ત્ર હોય છે પરન્તુ સૃષ્ટિની અપૂર્ણતા સ્થાયી તથા વિકાસ રહિત અપૂર્ણતા નહીં પરન્તુ અનેક વિગ્રહમય વ્યાપારોમાં પણ સામાન્ય નિયમોના સામ્રાજ્ય તળે ત્હેની ઉત્ક્રાન્તિ થઈ શકે ત્હેવી અપૂર્ણતા છે. આ સર્વે, ઉપરથી સૃષ્ટિની ઉત્ક્રાન્તિ માત્ર આકસ્મિક નહિં પરન્તુ હેતુમય છે અર્થાત્ તે ઇશ્વરની ઇચ્છા રહિત તથા વિરૂદ્ધ નહિં પરન્તુ ઇશ્વરની ઇચ્છા વડે જ છે એમ ન્યાય પૂર્વક અનુમાન થઈ શકે છે. જેવી રીતે નિયમો તથા રચનાના અસ્તિત્વ ઉપરથી જગતનું મૂળ કારણ બુદ્ધિમાન્ છે એમ જાણી શકીએ છીએ તેવી રીતે સૃષ્ટિની અનેક સંબંધિત રચનાઓમાંથી જીવનની ઉત્ક્રાન્તિમય રચનાના અસ્તિત્વ વડે તે મૂળ કારણ હેતુ-

ભ્રમથી એકતા દર્યાનુ પરિણામ છે, પારસી ગુજરાતીમાં એ અનિષ્ટ પ્રયોગ નજરે પડેછે, તે સ્વીકારવાથી કઈ લાભ નથી અને ભાષાની વિશુદ્ધિ તથા સુઘડતાને પોષણ થતુ નથી આમ આ પ્રયોગ અનિષ્ટ હોવાથી પ્રાથમિક શાળાના શિક્ષકોના મન ઉપર ખોટા સંસ્કાર ના બેસે એ 'શાળાપત્ર' ના કર્તવ્યોમાંનું એક છે એમ માની આટલી નોંધ આપના માસિક મા સ્થાન પામશે એ આશાથી મોકલીછે

વાંદરા
તા ૧૯-૧૧-૧૩.

(સહી) લિ નરસિંહરાવ ભોળાનાથ

---

# "અર્થવિપર્યાસ" (?) ના આક્ષેપનો પરિહાર.

૨.

રૂપાનન્ત "વસન્તના" તન્ત્રી મહાશય

વિ વિ કે શ્રાવણના "વસન્તના" અંકમા "પ્રેમાનંદના નાટકોના પક્ષકારો" એ વિષયમા ૮૦૫ મા પાનાની ફુટનોટમા મારા તથા ૧૯૧૪ ના એપ્રીલના "સમાલોચક" ના મારા લેખ ઉપર રા નરસિંહરાવભાઈએ જે આક્ષેપો કર્યા છે, તેનો જ પરિહાર પ્રકટ કરવા આપ કૃપા કરશોજી

મારા તેમ જ મારા લેખ ઉપર **મોઘમ** ટીકા કરીને રા **નરસિંહરાવભાઈએ** અનુચિત આક્ષેપ કર્યો છે, એ તેમના વચનોથી સ્પષ્ટ દેખાય છે. પરતુ આ કાંઈ મારા જેવા ઉઘરતા એકલડોકલ લેખકનો કડવો અનુભવ નથી, પણ રા બા હરગોવિંદદાસભાઈ જેવા પાકટ, દરેશ અને ઓછાબોલા સાક્ષર પણ કળકળી ઉઠે છે કે, "સામા પક્ષને **ઉતારી પાડવા** જેવુ, તેને **તુચ્છકારવા** જેવુ અને તેની **બદનક્ષી કરવા** જેવુ રા. નરસિંહરાવ જેવા વૃદ્ધ અને અનુભવી વિદ્વાન કરે, એ તેમને છાજતુ નથી!"—વિગેરે મારા ઉપરના એમના અનુચિત આક્ષેપોનો પરિહાર કરતા પહેલા, રા **નરસિંહરાવભાઈની**, પોતે માની લીધેલા પ્રતિપક્ષીને ગભરાવવાની, અને તેની સામે વાચકને વહેમાવવા—ભમાવવાની "જાગતીજ્યોત ચર્ચારીતિ" ની આવી ફર્યાદ મારી પેઠે અનેક વિદ્વાનોને કરવી પડી છે, તેનુ જ માત્ર સ્મરણ હું "વસન્ત" ના વાચકોને અહીં કરાવુ છુ

હવે હુ રા. **નરસિંહરાવભાઈના** અનુચિત આક્ષેપોનો પરિહાર કરૂ છુ—

મારી સંબંધમાં તેઓ લખે છે કે,—" રા. ફના જેવો " **અર્થવિપર્યાસ** "§ કરનારા બીજા એક **મિત્ર** પણ **પ્રકટ**‡ થયા છે " !! રા. નરસિંહરાવભાઇનું કહેવું એવું છે કે, " પ્રેમાનંદના આસપાસના સમયમાં **નાટકસાહિત્ય** ન હતું, એ મારૂં વચન ગુજરાતી નાટક-સાહિત્યને લક્ષીને હતું, સંસ્કૃત નાટકસાહિત્ય માટે નહીં—એ વાત **સમજવાનો શ્રમ લેનારને સહજ સમજાય તેમ છે.** "

આ અવતરણ ઉપરથી વાચકને એમ સ્પષ્ટ સમજાશે જ કે, રા. નરસિંહરાવભાઇએ પોતાના લેખોમાં " નાટકસાહિત્ય " એ પદ " ગુજરાતી " એ શબ્દથી વિશિષ્ટ કરેલું ન હતું; એટલે વાચકોએ એ ચર્ચાસ્પદ પદને તેમના અનુલક્ષિત વિશેષણ ' ગુજરાતી ' શબ્દથી વિશિષ્ટ માની લઈ, પોતાની અદ્દભુત ગ્રહણશક્તિ ' સહજ ' (?) રીત્યા જ દર્શાવવી જોઇતી હતી! ઉપરના અવતરણ દ્વારા તેઓ કહે છે કે, તેમણે પોતાના લેખોમાં યોજેલું અવિશિષ્ટ ' નાટકસાહિત્ય ' એ પદ ' ગુજરાતી ' નાટકસાહિત્યને લક્ષીને હતું. ' **લક્ષીને હતું** ' એમ કહેવાની અત્યારે તેમને જે ફરજ પડે છે, તે એમ જણાવે છે કે, એમણે પ્રયોજેલું ' નાટક-સાહિત્ય ' એ પદ અતિવ્યાપ્ત હતું, અને તે વિશાળ—' ગુજરાતી ' ઉપરાંત અન્ય ભાષા-ઓના સાહિત્યનો સમાવેશ કરનારા—અર્થમાં લેવાવા સંભવ હતો, અથવા તો, તેથી એવો અર્થ લેવાયો છે. તો પ્રશ્ન એ છે કે, ચોક્કસાઇનો દાવો કરનારા અને તેવી ચૂક માટે અન્યની કાનપટ્ટી પકડવામાં મોટાઈ માનનારા રા. નરસિંહરાવભાઇએ પોતાના લેખોમાં, શા માટે " નાટકસાહિત્ય " એ પદ ' અવિશિષ્ટ ' યોજ્યુ અને " ગુજરાતી " એ શબ્દથી વિશિષ્ટ ન કર્યું ? અને આવું મોઘમ, અસ્પષ્ટ તથા અતિવ્યાપ્ત પદ વાપર્યું ?

કદાચિત્ એમ કહેવામાં આવશે કે, અમુક વચનનો અમુક ઉદ્દિષ્ટ તાત્પર્યાર્થ પાગરાં વચનોના સંબંધથી જ નક્કી થાય છે. ખરું. માટે તેમની પાસે આ શીખની વાત શીખવી ન પડે, તે માટે મેં તો અગાઉથી જ, મારો વિષય લખતી વેળાએ જ રા. નરસિંહરાવભાઇના, મારા લક્ષ્યાર્થને ફલિત કરે એવું એક નહિ પણ અનેકાનેક, વચનો તારવેલાં છે અને પછીથી જ સંભવિત અને સુસંગત તાત્પર્યાર્થ ઉઠાવ્યો છે. એટલે મારો તાત્પર્યાર્થ એ " અર્થવિપર્યાસ " નથી પણ ફલિતાર્થ છે, એમ સિદ્ધ કરવા હું તત્પર છુ.

" સહજ સમજાય એવી વાત સમજવાનોયે મેં શ્રમ પણ લીધો નથી, " ( જાણે કે

---

§ ' અર્થવિપર્યાસ '—એટલે ઉલટો અર્થ, અર્થનો અનર્થ, વિરુદ્ધાર્થ. પરંતુ શબ્દનો લેખકે ધારેલો સંકુચિત અર્થ હોય તે કાયમ રાખી તેમાં પરાપૂર્વ સંબંધથી ઉદ્દભવતો વિશેષ વિશાળ અર્થ પણ સામેલ કરવો, ધાર્યાનુ કહેવામાં આવતું હોય તે કરતાં વિશેષ સમાવવું, તેને રા. નરસિંહરાવભાઇ અર્થ-વિપર્યાસ કરવો કહે છે, એ " અર્થવિપર્યાસ " નો જ અર્થવિપર્યાસ છે.

‡ આ સમગ્ર લેખમાં જાડા અક્ષર મેં મુકાવેલા છે, તેમ જ અવતરણો મધ્યે વક્ર ( કૌંસ ) માં શબ્દ સ્પષ્ટીકરણ સારૂ મૂકેલા છે,

પોતે નિત્ય લેતા જ હોય,! ! !) મે ' અર્થવિપર્યાસ કીધો,' " અત્યારોપણ-પ્રક્ષેપો કીધા " અને એ પ્રકારે ' મિત્રતા દાખવી, ' એમ કહેતી વેળા તથા ' પ્રેમાનંદના આસપાસના સમયમાં **નાટકસાહિત્ય નહોતું** ' એવું અતિવ્યાપ્ત વચન ' ગુજરાતી નાટકસાહિત્યને લક્ષીને હતું, ' એમ જણાવતી વેળા, તેઓ, પોતાનાં જ કેટલાંક વચનો, જે પરાપૂર્વ સંબંધ વિચારતાં વિશાળ અર્થને અવકાશ આપે છે, તે વિસરી ગયા છે. તેમાંનાં કેટલાંકનું સ્મરણ, તેમને ' સત્યની સેવા સાધવા ' ખાતર કરાવું તો તે ' મિત્રકૃત્ય ' ગણાશે ? !

" કવિ પ્રેમાનંદનાં નાટકો " એ લેખની પ્રસ્તાવનામાં ( પાનાં ૪-૫ ) સંવત્ ૧૨૧૦ વાળાં બે સંસ્કૃત નાટકો અને સંવત્ ૧૨૬૮ વાળા જાલોરના **પ્રેક્ષામધ્યમંડપ** સંબંધી શિલાલેખ વિષે ઉલ્લેખ કરતાં તેઓ કહે છે કે;—

" સંવત્ ૧૨૧૦ વાળાં નાટકો **સંસ્કૃત**માં છે તેમ જ **પ્રેમાનંદથી ૫૦૦ વર્ષ પૂર્વનાં** છે, એટલે ગુજરાતીમાં નાટક સાહિત્ય નહતું એ મતને કશો ક્ષોભ પ્હોંચે એમ નથી, તેમ જ **પ્રેક્ષામધ્યમંડપ**નો અર્થ આધુનિક રંગભૂમિ એમ કહેવાને પણ આધાર નથી. "

આનો અર્થ શો ? જો ' નાટકસાહિત્ય ' એ પદથી કેવળ ' ગુજરાતી નાટકસાહિત્ય જ ઉદ્દિષ્ટ હતું તો પછી સં. ૧૨૧૦ વાળાં પુરાણ સંસ્કૃત ભાષામાં નાટકોથી પોતાના મતને ક્ષોભ લાગવાની ભીતિ કરી, તે **પ્રેમાનદથી ૫૦૦ વર્ષ પૂર્વનાં** છે, એમ જણાવી તેનો પરિહાર શા માટે કર્યો ? એનો અર્થ એટલો જ કે, એ બે નાટકો સંસ્કૃતમાં છે અને તે ય પ્રેમાનંદથી ૫૦૦ વર્ષ પૂર્વનાં છે, અર્થાત્ તેના સમયનાં નથી, અને જો તે સમયનાં હોત તો ' ગુજરાતી નાટકસાહિત્ય ' ની ઘટનામાં તે કદાચિત્ કારણભૂત ગણવાનો સંભવ ઉભો થાત ખરો ! આ અવતરણથી સમજાશે કે, રા. **નરસિંહરાવભાઇનું** ' નાટકસાહિત્ય ' ન હતું એ વિશાળ વચન, પ્રેમાનંદના અરસામાં, ' સંસ્કૃત નાટકસાહિત્ય ન હતું ' એવા અર્થને પણ સાથે સાથે અવકાશ આપે છે જ.

હવે તેમનું બીજું વચન જોઇએ:—

" બીજી દેશી ભાષાઓના સાહિત્ય વિષે વસ્તુસ્થિતિ કંઇ તેવી જ છે. હિંદી, બંગાળી અને મરાઠીમાં **તે** ( પ્રેમાનંદના) **સમયમાં નાટકનું સાહિત્ય** હતું જ નહિ, એ ઐતિહાસિક સત્ય છે ! ! " (કવિ પ્રેમાનંદનાં નાટકો, પાનાં ૪૦-૪૧ ).

આ વચનો તો મેં કાઢેલા અતિવ્યાપ્ત અર્થને જ સ્પષ્ટ ટેકો આપે છે, અને તે ઉઘાડ રીતે ' હિન્દી, બંગાળી અને મરાઠી ' નાટકસાહિત્યોનો પણ સમાવેશ સૂચવે છે ! !

વળી ત્રીજું વચન અવલોકીએ:—

" **તે** ( પ્રેમાનંદના ) કાળમાં હિંદી, બંગાળી, મરાઠી **ઇત્યાદિ ભાષાઓમાં નાટક-**

'સાહિત્ય બિલકુલ હતું નહિ (?) તેથી પ્રેમાનંદે આ નાટકસાહિત્યનો ઉદય કરાવ્યો હોય તો તે 'અસાધારણ નવાઈની જ વાત ગણાય." ('વસન્ત' સં. ૧૯૫૮ કાર્તિક પાનું ૪૩૭. બરચનું ભાષણ.)

આવાં બીજાં પણ વચનો છે પણ તે ટાંકી વાચકોને નાહક શ્રમ આપવો ઉચિત નથી. પણ સંક્ષેપમાં એટલું જ કહું છું કે, ઉપરનાં વચનોથી તેમના 'નાટકસાહિત્ય' એ અવિશિષ્ટ પદનો શો તાત્પર્યાર્થ નીકળે, એ સુજ્ઞ વાચકોને સહજ સમજાય એમ છે. આ સર્વ વચનો ઉપરથી મને એમનો એવો તાત્પર્યાર્થ નીકળતો લાગ્યો કે, પ્રેમાનંદના અરસામાં સંસ્કૃત, હિન્દી, બંગાળી મરાઠી ઇત્યાદિ ભાષામાં 'નાટકસાહિત્ય' બિલકુલ નહતું અને જો હોત તો તેની અસર ગુજરાતી નાટકસાહિત્યના ઉદય ઉપર થયાનો સંભવ ઉભો કરી શકાત! એટલે આ તાત્પર્યાર્થને અનુલક્ષીને જ મેં મારા મૂળ લેખમાં "પ્રાગાંગ્લ સમયનાં નાટકો અને પ્રેમાનન્દ" એ વિષે સવિસ્તર ચર્ચા કરવાનું જણાવ્યું છે. તેથી જ પ્રેમાનન્દના સમયમાં અન્ય ભાષાઓમાં નાટકો અને નાટક સામગ્રીઓ હોવાનાં પ્રમાણ મેં સારી સંખ્યામાં પ્રાપ્ત કરવા માંડ્યાં છે. મને આનન્દ થાય છે કે, રા. ચીમનલાલ દલાલે, પ્રકારાન્તરે આ પ્રશસ્ય કાર્ય ઉત્તમ રીતે ઉપાડ્યું છે. ("વસંત.")

આથી 'વસન્ત'ના વાચકો સહજ સમજી શકશે કે, 'અર્થવિપર્યાસ' કરવાના દોષને પાત્ર હું ઠરૂં છું કે. રા. નરસિંહરાવભાઈએ પંડે જ અતિવ્યાપ્ત અને અસ્પષ્ટ વચન વાપરી, ચર્ચાના પંઝામાં સપડાતાં, પોતાને અનુકૂલ સંકુચિત અર્થ ઉઠાવી, સામાને અણસમજુની કોટીમાં મૂકવા મિથ્યા પ્રયાસ આદર્યો છે!!

આ ઉપરાંત એકએક ઝીણી બાબતો વિષે પણ અત્રે કાંઈક જણાવવાની જરૂર છે. પ્રસ્તુત લેખની ફૂટનોટમાં જ રા. નરસિંહરાવભાઈ 'સમાલોચક'ના મારા લેખમાં "અત્યાચારયુક્ત આક્ષેપો" હોવાનું મોઘમ સૂચવે છે. વળી 'વસન્ત'ના વાચકોને ભમાવવા 'તે પ્રકારના રદીઆ હશે' એવું વાચકને આડે રસ્તે દોરનાર સાંકેતિક વચન તેમણે વાપર્યું છે. તેઓએ આ આક્ષેપ દૃષ્ટાન્તપુરઃસર સિદ્ધ કરવા શ્રમ લીધો જ નથી!! અને તેમણે જ ઉપદેશેલા 'વિવેચકને આવશ્યક સત્યનિષ્ઠા અને વિવેચકને આવશ્યક ચોકસપણું' એ ગુણો વ્યવહારમાં મૂકવા જેટલું 'મિત્રકૃત્ય' પણ કર્યું નથી!! તેમ તેટલી એ સત્યની સેવા સાધી નથી! એટલે હું એમ માનું છું કે, તેઓ પોતાની ચાલતી આવેલી પ્રથા અનુસાર "વૃથા આરોપ મૂકીને અને વચનોનો વિપર્યય કરીને પોતાને વિજયી" મનાવવા મથતા હશે!!

'આ નાટકો પ્રેમાનંદની કૃતિ નથી' એવા, માત્ર એક સમયના મતનો ખુલાસો રા. નરસિંહરાવભાઈએ પોતે જ 'વસન્ત'ના પ્રસ્તુત અંકમાં જ "એક નહીં સ્વીકારાયલું ચર્ચાપત્ર" એ વિષયમાં (પાનું ૪૪૨) પહેલાં બે કારણો દ્વારા કંઈક અંશે કર્યો છે. આ સંબંધમાં રા. નરસિંહરાવભાઈ સાથે 'સમાલોચક'ના તંત્રી તરીકે મારે ચાલેલો પત્રવ્યવહાર

આપ તંત્રી મહાશય ઉપર પ્રકટ થવા મોકલવા વિચાર છે, એટલે તે વિષે અત્રે વધુ લખવું ઉચિત નથી; પણ એટલું જ કહેવું બસ થશે કે, પ્રેમાનંદના કર્તૃત્વને ઉડાવવા મથનારા પક્ષની શાસ્ત્ર, દલીલોની પોકળતાએ તથા તે સામે મળી આવતાં કેટલાંક આધારભૂત આંતર તથા બાહ્ય પ્રમાણોએ, " નાટકો પ્રેમાનંદનાં નથી " એ મતથી મને ચ્યુત કર્યો છે અને તેનાં હોવાના **સંભવમાં** આસ્થા ધરાવનારા પક્ષ તરફ વાળ્યો છે!! રા. નરસિંહરાવભાઈ પોતે પણ આ રહસ્ય સમજી જ શક્યા છે! જુઓ ' વસન્ત ' શ્રાવણ પાનું ૪૪૨ પંક્તિ ૨૩ મી.

અંતમાં રા. **નરસિંહરાવભાઈની** આ ચર્ચાને લાગુ પડતી હોય એવી રીતે એમના જ લેખની પહેલાં ' વસન્ત ' ના વ્યંગ્યનિપુણ તંત્રીએ મૂકેલા રા. ચંદ્રશંકરના કાવ્યમાંથી કેટલીક પંક્તિઓ કંઈક ફેરફાર સાથે હું અત્રે ઉતારું છું:.

> છો તલસ્પર્શી સાક્ષરો કંઈ નિર્ણયો બાંધી ભરે,
> છો આગ્રહી મતવાદીઓ કચ્ચર ફગી કલહો કરે,
> શું તીક્ષ્ણ આક્ષેપો કર્યાથી સત્ય પાસે આવશે ? !
> **ના ! ના ! રહસ્ય જ સત્યનું હજી દૂર છે, હા ! દૂર છે ! !"**

( ' વસન્ત ' ૧૯૬૮ કાર્તિક પાનું ૪૩૫ )

સમાલોચક ઑફિસ.
સં. ૧૯૭૦ ભાદ્રપદ વદિ અષ્ટમી.
મુંબાઈ.

**અંબાલાલ બુલાખીરામ જાની.**

---

## વડોદરાની પરિષદ ને પ્રેમાનંદનું નાટક.

૩.

મે. વસંતના તંત્રી જોગ,

સાહેબ,

છેલો લેખ આપને મોકલ્યા પછી મને સ્વપ્ને પણ આશા નહોતી કે સાક્ષર નરસિંહરાવ ચુપ રહેશે. મારી " વાગ્જાળ " ના બદલામાં તેમની " ગાળ—જાળ " નાખવામાં આવી છે. કટાક્ષો તથા આક્ષેપોનો જવાબ આપવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. પરંતુ તેમણે એક બે એવી બાબતો લખી છે, કે જેનો જવાબ ન આપું તો મને પોતાને અન્યાય થાય.

રા. નરસિંહરાવે ઉપસ્થિત કરેલો મુખ્ય ને મૂળ પ્રશ્ન એ હતો, કે રિપોર્ટ લખનાર

ઉઘાડી પાડવા જેવું છે. લોકો પણ પ્રેમાનન્દનાં નાટકોની ચર્ચાના રજકણ માગ્યું જાણે છે તેઓ શાંતિ માગે છે. તેથી મેં ઠરાવ કર્યો છે, કે આ વિષયમાં મારે હમણાં આપને વાચકોને બિલકુલ ત્રાસ આપવો નહીં. મેં જે આપના પત્રમાં રા. નરસિંહરાવના મતનું ખંડન કર્યું હતું, તેનો જવાબ તેઓ આપે ત્યાં સુધી હું ચુપ રહેવા માગું છું. મારા પ્રમાણો ને દલીલોનો તેઓ સવિસ્તર જવાબ વાળે, ત્યાં સુધી તેઓ ગમે તે લખશે, તો પણ હું ચુપ જ રહીશ. આવા કારણને લીધે, 'ગુજરાતી ભાષાની ઉત્પત્તિ' વિષે તેમણે જે લખ્યું છે તે બાબત હું કશું કહેવા માગતો નથી. બારમા સૈકામાં ગુજરાતી ઉત્પન્ન જ થઇ નહોતી એ તેમની નવી શોધ તેઓ સાબીત કરી શક્યા નથી, એ ખુલ્લું છે. ગુજરાતીની ઉત્પત્તિના ઇતિહાસની રૂપરેખા, ઇશ્વર કૃપા હશે, તો કોઇ યોગ્ય પ્રસંગે આલેખવાનો પ્રયત્ન કરીશ

આ પત્ર બંધ કરતાં પહેલાં એક બીજો ખુલાસો કરવાની રજા લઉં છું. ગ. જોશીપુરા મારા મિત્ર છે, ને પ્રેમાનન્દના નાટકો સંબંધી, તેમનો શો અભિપ્રાય છે તે હું જાણું છું ને તેથી તેમને મેં "કાળા ભુઆણા મ્હોટા અક્ષરે" તટસ્થ ને નિષ્પક્ષપાત જણાવ્યા હતા તેઓએ એક પત્ર લખી મારા કહેવાને જે પુષ્ટિ આપી છે—રિપોર્ટ પોતે લખ્યા વિષે— તે માટે હું તેમનો આભાર માનું છું, છતા પણ મને કહેવાની ફરજ પડે છે, કે જો તેમને "અંગત અભિપ્રાય હજુ દૃઢ થયો નથી," એટલે કે જો તેઓ ખરેખર તટસ્થ છે, તો તેમણે તેમના આ પત્રથી પોતાનું તટસ્થપણું ગુમાવ્યું છે, ને તટસ્થ મટી પક્ષકાર—પ્રેમાનંદના વિરોધી તરીક બહાર પડ્યા છે. એ પણ ઠીક જ થયું છે. પરન્તુ પૂર્વાપર સંબંધથી છૂટા પાડેલ વાક્યોના બે ત્રણ ટુકડા નાટકોમાંથી ઉતારી લેઈ બીજા વિષય સબંધીના એકાદ નાના લેખમ તે ઉપરથી પ્રેમાનંદનું કર્તૃત્વ છીનવી લેવા પ્રયત્ન કરવો, તે કેવળ—પ્રેમાનન્દના જ શબ્દમ કહું તો—'હબારત' છે. અને, તેમના કોડ હોય તો તેઓ ભલે પુરા કરે. જેટલા પ્રમાણો ને પુરાવા તેમની પાસે હોય, તે સામટા બહાર પાડવા હું તેમને નમ્ર વિનંતિ કરૂં છું, જેથી આગળ ઉપર તેનો રદીઓ—જ્યારે રા. નરસિંહરાવને ફરી જવાબ આપવાનો પ્રસંગ આવે, ત્યારે—સાથે સાથે આપી શકું

છેવટ સાહેબ, આપને આપેલી ઘણી તકલીફના ક્ષમા માગું છું

તા. ૨૪ જુલાઇ, ૧૯૧૪ | લી. સેવક, —

## *Hearts of Oak.*

Come, cheer up, my lads, 'tis to glory we stere,
To add something more to this wonderful year,
To honour we call you, not press you like slaves,
For who are so free as the sons of the waves?
Hearts of oak are our ships, hearts of oak are our men,
We always are ready,
Steady, boys, steady
We'll fight and we'll conquer again and again

We ne'er see our foes but we wish them to stay,
They never see us but they wish us away,
If they run, why, we follow, and run them ashore
For if they won't fight us, we cannot do more,
Hearts of oak are our ships, hearts of oak are our men,
We always are ready,
Steady, boys, steady,
We'll fight and we'll conquer again and again

Still Britain shall triumph, her ships plough the sea,
Her standard be justice, her watch word 'Be free,'
Then,, cheer up, my lads, with one heart let us sing!
Our soldiers, our sailors, our statesmen, our King
Hearts of oak are our ships, hearts of oak are our men,
We always are ready,
Steady, boys, steady,
We'll fight and we'll conquer again and again

—*David Garrick*

# वसन्त



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

---

વર્ષ ૧૩, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત ૧૯૬૭

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી એ એલ્ એલ્ બી

ઍલિફન્ટ રોડ—અમદાવાદ.

હાલરડું ( મૂકેલું ) ૫૭૭

પ્રાસંગિક નોંધ ૫૭૮

(પ્રો આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ એ એલ્ એલ્ બી )

મુદ્રાવલોકન—જયા અને જયન્ત ૫૮૪

( રા રા નરસિંહરાવ ભોળાનાથ બી એ સી એસ )

પ્રેમાનન્દના નાટકોના પક્ષકારો ૨ ૫૯૩

( રા રા નરસિંહરાવ ભોળાનાથ બી એ સી એસ )

"નાવિક અહો ! દિગન્તતણા" ૬૦૧

( 'કવિ' )

નીલગિરિનું વર્ણન. ૬૦૩

( 'મુના' )

"ઓમાર ખય્યામની રૂબાઈઆત" ૬૧૦

( રા રા હરીલાલ હરષદરાય ધ્રુવ )

આર્યદર્શનોનો સંક્ષિપ્ત ઇતિહાસ ૬૧૮

( રા રા રામલાલ ચુનીલાલ મોદી )

કમસરનું કારસ્તાન—નાટક ૬૨૧

( રા રા પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી )

હાલના વિકટ સમયમાં દેશીજનનું મુખ્ય કર્તવ્ય ૬૩૩

( વસન્ત-ઑફિસ )

જૈનાચાર્ય જીનસેન. ૬૪૬

( રા રા. ત્રિભોવનદાસ-દામોદરદાસ છાપખાનાવાળા )

પુસ્તકોની પહોંચ ૬૫૬

---

'ધી અમદાવાદ યુનીવર્સલ પ્રિન્ટિંગ પ્રેસ' ઠે. લી. મા મોતીલાલ શામળદાસે છાપ્યું, નંબર ૧૧૨૬—૨૭, ટંકશાળ—કાળુપુર—અમદાવાદ

---

શ્રી ફાર્બસ ગુજરાતી સભા પારિતોષિકો—એ સભાના વ્યવસ્થાપક મંડળના નિર્ણય અનુસાર પ્રસિદ્ધ કરવાનું કે–જે. એસ. હાલ્ડેન કૃત Mechanism, Life and Personality ના સટિપ્પન ગુજરાતી ભાષાંતર સારૂ રૂ. ૧૫૦ ) તથા મુદ્રણાદિ ખર્ચ જુદું અપાશે. ઇચ્છા રાખનારે તેના ભાષાંતરના નમુનારૂપે પૃષ્ઠ ૬૬ થી ૬૮ તથા ૮૫–૮૬ નું સટિપ્પન ભાષાંતર મંત્રી પ્રતિ તા. ૨૮ ફેબ્રુવારી સુધીમાં મોકલવું. મૂલ પુસ્તક જોવાની અપેક્ષા રાખનારને તે મંત્રી પાસેથી થોડા દિન સારૂ મળી શકશે. નિબંધ–૧ સંક્ષિપ્ત, વૈષ્ણવ મતનો ઇતિહાસ, ગુજરાતમાં તન્મૂલક સંપ્રદાયો અને તેમના તત્ત્વ નિર્ણયો. ૨ સૃષ્ટિ સંબંધમાં પરમાણુવાદ તથા વૈજ્ઞાનિક વાદનાં અવલોકન. પ્રત્યેકના ફુલ્સકેપ સાઇઝ પૃષ્ઠ ૧૫૦ થી ૨૦૦, પારિતોષિક પ્રત્યેક સાર રૂ. ૫૦૦) મુદ્રાપણ વ્યયસહિત. નિબંધ મંત્રીને તા. ૩૦ સપ્ટેંબર ૧૯૧૫ સુધીમાં મોકલવો. નવીનગ્રંથ-સારૂ આશ્રયની અપેક્ષા રાખનારાઓએ સ્વગ્રંથની હસ્તલિખિત પ્રતિ મંત્રી (રા. તનસુખરામ મ. ત્રિપાઠી–ગીરગામ–મુંબઇ ) ને મોકલી આપવી, અથવા તેમને સવિસ્તર ઇચ્છા દર્શાવવી.

---



---

Reg. o'BN. 453

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૭૧.

## હાલરડું.

( ચાલ સીતાના મહિનાની )

ઘેરુ ગાય સમુદરનીર,<br>
હૈયુ મુજ ઊભરે,<br>
ઊંઘો, ઊંઘો, મુજ હૈયાના હીર !<br>
નયન ગાજો નીંદરે<br>
ન્હાનું તારા હસે આકાશ,<br>
લોચન તુજ ત્હાં ઠરે,<br>
ત્હાં છે વ્હાલા કેરા વાસ,<br>
રક્ષણ તુજ તે કરે<br>
પોઢો, પોઢો, મુજ હૈયાના હાર !<br>
અમીસમી નીંદરે,<br>
એક શિશુજનનો આધાર<br>
જાગ્રત જગમાં ફરે.<br>
ઘેરુ ગાવછે સાગરનીર,<br>
ગાન મુજ ત્હાં ભળે,<br>
મ્હારો લાડકો શાન્ત ને ધીર<br>
સૂતો સૂતો સાંભળે

૨૦-૧૧-૧૪.

# પ્રાસંગિક નોંધ.

મનુષ્યના કૃત્રિમ સંકેતો (conventions) સાથે પરમાત્માની વાસ્તવિક સૃષ્ટિને કશો સંબન્ધ નથી. છતાં, જાણે મનુષ્યમાં પરમાત્માનું જ ચૈતન્ય સ્ફુરે છે એના ચિહ્નરૂપે, એ સંકેતોમાં કેટલીક વાર, કોઇક અદ્ભુત રીતે, વિશ્વ સાથે સંવાદ (મેળ) થતો દેખાય છે. મનુષ્યે કલ્પેલાં સંવત્સરનાં શતકો ઉપર આ વિશ્વની પ્રવૃત્તિનો શો આધાર હોઇ શકે? છતાં, કાલ-શરીરના એ કલ્પિત વિભાગો પણ જાણે વાસ્તવિક અવયવો જ હોય એમ, એ(કાલપુરુષ)ના વિરાટ્ સ્વરૂપનું એક પગલું બીજા પગલા જેવું જ કેટલીક વાર પડે છે. ૧૮૧૫ માં વૉટર્લુનુ યુદ્ધ થયુ તેને સો વર્ષ થતાં, એ જ ભૂમિ ઉપર એવું જ બીજું યુદ્ધ થાય એ જગતના ઇતિહાસને રસિક બનાવનાર એક અદ્ભુત સંવાદ (harmony-મેળ) નથી?

આ યુદ્ધ સંબન્ધી આછા-આછા વિચાર.

× × × ×

આ યુદ્ધ એવડુ જ નહિ-જો કે એવું જ. એઇનિ અને ફ્લાંડર્સનું યુદ્ધ વૉટર્લુના યુદ્ધ કરતાં શતગણું મ્હોટું: વૉટર્લુના સમરાંગણનો આયામ (લંબાઇ) નેપોલિયનની બાજુએ પોણા બે માઇલ અને વેલિંગ્ટનની બાજુએ એક માઇલ હતો-એઇનિ અને ફ્લાંડર્સની સમરભૂમિ લગભગ બારસો માઇલ લાંબી છે. વૉટર્લુમાં બે પાસ મળી ભાગ્યે દોઢ લાખ લશ્કર—આ યુદ્ધમાં માત્ર એક જ બાજુએ લગભગ કરોડ લશ્કર છે; વૉટર્લુનું યુદ્ધ સવારથી શરૂ થઇ રાત પડતાં પતી ગયુ હતું-આ યુદ્ધ સતત બે માસથી ચાલ્યાં જ કરે છે, અને એનો ક્યારે અન્ત આવશે એ સમજાતું નથી, ભીષણતાના વિષયમાં તો બેની સરખામણી જ કરવાની નથી-એની વચમાં આખી ઓગણીસમી સદીનું સાયન્સ પડેલું છે! આટલો બધો ભેદ છતાં, બે વચ્ચે એક વાતમાં અત્યન્ત સામ્ય છેઃ મનુષ્યસુધારાના મ્હોટામાં મ્હોટા પ્રશ્નો આ યુદ્ધમાં ઉપસ્થિત થયા છે, અને એ વડે એ સુધારાનું એક આખી-ઓગણીસમી-સદીનું પુનરાલોચન, અને નવી-વીસમી-સદીનું ભવિષ્યદર્શન થવા બેઠું છે.

× × × ×

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ (भ. गी.)

હે ભગવન્! મે તો આજ સુધી તમને કોમળ સખારૂપે જ જાણ્યા હતા. કહો

મને–આ ઉગ્રરૂપ તમે કોણ છો? તમને નમસ્કાર કરૂંછું. હે દેવવર! તમે પ્રસન્ન થાઓ. આ વિશ્વના આદિમાં વસતા એવા જે તમે–તેને હું વિશેષરૂપે જાણવા ઇચ્છું છું–તમારી પ્રવૃત્તિની મને ઠીક ઠીક સમજણ પડતી નથી.

× × × ×

શાન્તિના સમયમાં આપણે પ્રભુને વિસરી જઇએ છીએ, અને સ્મરીએ છીએ ત્યારે પણ "हे कृष्ण हे यादव हे सखेति" એમ ઉપહાસપૂર્વક–એનું સંપૂર્ણ સ્વરૂપ ઓળખ્યા વિના જ–એની સાથે રમીએ છીએ. પણ એના 'વિશ્વરૂપ'નું દર્શન કરવું હોય તો યુદ્ધમાં પ્રકટ થતા એના 'દંષ્ટ્રાકરાલ અને ભયાનક' સ્વરૂપ ઉપર—કંપતાં કંપતાં પણ–નજર નાંખવી જોઇએ. એ સ્વરૂપ ભયાનક છે, પણ આસુર નથીઃ એની 'કરાલ દંષ્ટ્રા,' કરાલ છતાં, ગુલાબની કળીથી પણ કોમળ છે–એ વિભૂતિને સંબોધીને દેવોએ ઠીક જ કહ્યું છે કે "चित्ते कृपा समरनिष्ठुरता च दृष्टा त्वय्येव देवि! वरदे! भुवनत्रयेऽपि"—"ચિત્તમાં કૃપા અને યુદ્ધમાં નિષ્ઠુરતા એ આ ત્રણ લોકમાં તારામાં જ જોઇ–હે વરદાયિની દેવી!" 'કૌમુદી મુદપ્રદા,' ઉષા મનોહરા,' 'મધુર કુસુમ વિષે રમે ગન્ધ સુન્દરા'–ઇત્યાદિ અહર્નિશ પ્રભુદર્શન કરવાનાં આપણાં સ્થાન છે. પણ સમુદ્રમાં ઊછળતા પર્વતો, કે ડુંગરોનાં શિખરો કાઢી ધગધગ વહેતો જ્વાળારસ, વા–એ કરતાં વધારે વ્યાપક–આ વિશ્વમાં રાતદિવસ મચી રહેલો જીવનકલહ–'Nature red in tooth and claw,' 'Dragons of the prime, That tare each other in their slime'—ઇત્યાદિમાં પ્રભુનો વામ જોવાની આપણને ભાગ્યે જ ટેવ છે. છતાં ત્યાં પણ એ વામ ઘોરો નથી, માત્ર એક બે પડ ભેદીને ઊંડા ઊતરવું જોઇએઃ—

> " Dive through in stormy surface of the flood
> To the great current flowing underneath;
> Explore the countless springs of silent good;
> So shall the truth be better understood,
> And thy grieved Spirit brighten strong in faith*

× × × × × ×

આ યુદ્ધથી વિશ્વનાં સનાતન સત્યો નષ્ટ થયાં નથી, બલ્કે વધારે તેજથી પ્રકાશ્યાં છે. પણ આપણી ઘણી ખંડદૃષ્ટિઓ અખંડ થઇ છે, અને વર્તમાનને ભૂત અને ભવિષ્ય સાથે સાંકળી વિશાળ ચિત્રપટ ઉપર જગતનો ઇતિહાસ અવલોકતાં આપણે શીખ્યા છીએ. આ યુદ્ધના ભેરીનાદની સાથે જ—

> "Till the wardrum throbbed no longer, and the battle-flags were furl'd
> In the Parliament of man, the federation of the world.

* Wordsworth.

There the common sense of most shall hold a fretful realm in awe,
And the kindly earth shall slumber, lapt in universal law,"*

—એ મધ્યવિક્ટોરિયન યુગનાં મધુરાં સ્વપ્નાં ઊડી ગયાં ! અને હવે તો માત્ર તોફાની સમુદ્ર વચ્ચે પીલ કૅસલનું ચિત્ર જોઈ કવિ વર્ડ્ઝવર્થે સંભારેલા શાન્ત સમુદ્રના દર્શનના જેવાં, માત્ર સ્મરણરૂપે, એ સ્વપ્નાં ઉપસ્થિત થાય છે.

"So pure the sky, so quiet was the air !
So like, so very like, was day to day !
When'ver I looked, thy Image still was there;
It trembled, but it never passed away.
How perfect was the calm! it seemed no sleep;
No mood, which season takes away or brings:
I could have fancied that the mighty Deep
Was even the gentlest of all gentle things.

.................................................

*So once it would have been,—'tis so no more.*"

"એક વખત, એમ હોત; હવે એમ નથી."

શું આ યુદ્ધથી—આપણી જીવનની ભાવનાઓ પણ એટલો બધો જ પલટો ખાઇ જશે ?

× × × ×

ભવિષ્ય ભાખવું એ ધૃષ્ટતા છે: "न हि प्रजानामि तव प्रवृत्तिम्"—એ પૂર્વોક્ત અર્જુનવાક્ય જ આ સંબન્ધમાં પહેલો અને છેલ્લો શબ્દ છે. તથાપિ પ્રભુએ પોતાનું સ્વરૂપ આ વિશ્વના નિયમમાં પ્રકટ કર્યું છે, અને એ નિયમ તપાસતાં એટલું તો નક્કી જ લાગે છે કે પૃથ્વીના દશે દિક્પાળ ખળભળે, અને મનુષ્યજાતિની ઉત્તમોત્તમ પ્રજાનો આટલો બધો સંહાર થઇ જાય—છતાં પણ જગત્ એમાંથી એકાદ પણ ઉચ્ચ ભાવના ન પામે એવું આ જગતના ઇતિહાસનું બંધારણ નથી. મહાભારતના યુદ્ધમાંથી શાન્તિપર્વનો ઉપદેશ જન્મ્યો—ક્રુઝેડનાં યુદ્ધોએ યુરોપમાં એક નવી જ એકતા અને સ્વાર્પણ ઉત્પન્ન કર્યાં, અને છેવટમાં છેવટ નેપોલિઅનના જય-પરાજયથી યૂરોપમાં પ્રજાના સ્વત્વ અને સ્વાતન્ત્ર્યની ભાવના સ્થાપિત થઇ. વૉટર્લુના યુદ્ધમાં નેપોલિઅન કેમ હાર્યો ?—એ પ્રશ્ન ઊઠાવી વિક્ટર હ્યુગો એનું બહુ ગંભીર સમાધાન કરે છે:

"Was it possible that Napoleon should gain this battle ? We answer No. Why ? Because of Wellington ? Because of Blücher ? No. Because of God.
victor at Waterloo—that was no longer according to the law of the
century. Another series of events was preparing, wherein Napoleon

* Tennyson's "Locksley Hall."

had no further place The too great heaviness of this man in human destiny troubled the balance The moment was come for the incorruptible supreme equity to take counsel Doubtless the principles and the elements whereon depend the regular gravity of the moral, as of the material order, complained The blood that smoked, the overplus of the grave yards, the mothers in tears, these are redoubtable pleaders When the earth suffers a surcharge, there rise mysterious groanings in the dark, which even the very abysm understands Napoleon had been denounced in the infinite and his downfall was resolved He bothered God. Waterloo is not a battle, it is the universe changing front "*

—નેપોલિઅન હાર્યો, કારણ કે જે નવું જગત ઉત્પન્ન થતું હતું અને જે ઉત્પન્ન કરવામા નેપોલિઅન પોતે જ એક સાધનભૂત હતો તેમા નેપોલિઅનને માટે સ્થાન ન હતું સામાન્ય લોકહકની ભાવના જે ફ્રેંચ રેવોલ્યૂશને જગાડી તેને યુરોપમા વિસ્તારવા માટે નેપોલિઅન જેવી પ્રબળ શક્તિની જરૂર હતી પણ નેપોલિઅનના શત્રુઓએ જ જ્યા પોતાના દેશમા—
' People ! be free, join with us God is on our side We will defy hell and its allies ! All distinctions of rank, birth, and country are banished from ranks, we are all free men

—એમ ઉચ્ચાર કાઢ્યા, ત્યા નેપોલિઅનના અવતારનું પ્રભુએ ઇચ્છેલું પ્રયોજન પૂરું થયુ—અને ત્યારપછી એ જ નેપોલિઅને સર્વત્ર શુદ્ધ લોકમતને સ્થાને ફ્રાન્સની અને ફ્રેંચ ઉમરાવની સત્તા સ્થાપવા યત્ન કર્યો કે એનો દિન ફર્યો આવી જગદીશની આ જગતના નિકાસમા ઘટના છે

× × × ×

નેપોલિયન હાર્યો હતો, અને કયસર હારશે તે લશ્કરની સંખ્યા, યુદ્ધનો સરંજામ કે લડાઇની આવડની ખામીને લીધે નહિ એ ત્રણે બાબતમા એની સમૃદ્ધિ પુષ્કળ છે, અને એને બળે એ અત્યારે આખા જગતની સામે અહંકારથી ખભ ઠોકી ઊભો છે પણ ઘોર રાત્રિનું ઘુવડ અન્ધકારમા ગમે એટલું ઘૂ ઘૂ કરે અને માને કે સૂર્ય ઊગવાનો જ નથી—પણ વસ્તુતઃ એનો સમય પૂરો થાય છે ને સૂર્ય ઉગે છે જ, તેમ, ' Right is Might ' ના સનાતન સત્યને ઊથલાવી 'Might is Right'નો ભ્રામક ઉદ્ઘોષ કરનાર પુરુષને આ વિશ્વમા સદાકાળ સ્થાન નથી ×

હિન્દુસ્થાનના બે મહાકાવ્યો—રામાયણ અને મહાભારત—તે આજ મહાન સત્યનું પ્રતિપાદન કરતા નથી તો બીજુ શું કરે છે ? રાવણને અગણિત રાક્ષસોની સેના, કુંભકર્ણ

* Les Miserables

× કયસરે માંડેલા આ યુદ્ધના ઊંડા કારણો, અને એની ગંભીર ભૂલ તથા દુષ્ટતા વિષે—હવે પછી.

Spreading her peaceful ensigns, calls the swains
To tend their silent boats and ringing wains,
Or strip the bough whose mellow fruit bestrews
The ripening corn beneath it As mine eyes
Turn from the fortified and threatening hill,
How sweet the prospect of yon waters glad,
With its gray rocks clustering in pensive shade,
That, shaped like old monastic turrets, rise
From the smooth meadow-ground, serene and still! §

આનન્દશંકર બાપુભાઇ ધ્રુ.

---

# ઈસવી સન ૧૯૧૪ ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો.

આપણા ગુર્જર નાટકસાહિત્યની અવસ્થા કેવી છે તે જોવાને બહુ શ્રમ પડે એ નથી ઉપરના મથાળામા જ એ દશાનો ઇશારો આવી જાયછે ગુણમા તેમ જ સખ્યા ગુજરાતી નાટકગ્રન્થોની સ્થિતિ શોચનીય છે, તેથી જ સારા નાટકગ્રન્થો વિશે આમ ગણતરી અને કાળની મર્યાદાથી બોલવુ પડેછે * ઈ. સ ૧૯૧૪ મા ગુર્જરસાહિત્યના નવે

---

§ Wordsworth

* સાહિત્યના ક્ષેત્રમા જેને સ્થાન મળે હેવા નાટકસાહિત્ય વિશે જ આ વચન. હાલની રગભૂમિ માટે ગ્યાતી કૃતિયોનો એ વર્ગમા સમાવેશ કરવો બહુધા અશક્ય છે, તો તે એક બાજૂ ઉપર મૂકીને જ ઉપરનુ વચન લેવાનુંછે

મંડળમાં અસાધારણ દીપ્તિથી દીપી નીકળનારાં બે નાટકોનો આજ અભ્યાસ કરવાનુ મન થયુંછે. "રાઇનો પર્વત" અને "જયા અને જયન્ત" એ બે નાટકગ્રન્થો હવે તો વાચકવર્ગમાં વ્યાપક રીતે વંચાઈ ગયાછે. તો હવે એ બે અપૂર્વ નાટકોનુ કાંઇક ઊંડા પ્રવેશ સાથે અધ્યયન કરીશુ.

બને નાટકોના લેખકો પોતાની વિલક્ષણ શક્તિ, વ્યક્તિલક્ષણ, પ્રતિભા ઇત્યાદિ ગુણ-સામગ્રીને લીધે પ્રથમ દર્શને જ પોતાની કૃતિયો તરફ ધ્યાન, માનપૂર્વક ધ્યાન, ખેંચનારા છે. બંનેએ પોતાની પ્રસ્તુત કૃતિયોમાં પોતાના હૃદયને પરમપ્રિય જીવનભાવનાઓ, સંસાર-ભાવનાઓ, પ્રતિબિમ્બિત કરવાના સમર્થ પ્રયાસ કર્યાછે. બંને લખકોની વિલક્ષણતા પરસ્પરથી અતિ ભિન્ન પ્રકારની છે, છતાં આ બંને કૃતિયોમાં કેટલાંક તત્ત્વો હેવાં તો અન્યોન્ય સંવાદ-વાળાં જણાયછે,—પછી તે સંવાદ જુદા જુદા પ્રકારના સ્વરોના ભલે હો, તો પણ સંવાદ હેવો જણાયછે,—કે એ ભિન્નતાને લીધે જ બંને નાટકોનુ પરીક્ષણ સાથે, પડછામાં તેમ જ સામ્યમા, કરવાની લાલચ થવાથી આજ એકત્ર અવલોકનનુ વિષમકાર્ય આરમ્ભુંછુ.

## જયા અને જયન્ત

પ્રથમ રા. ન્હાનાલાલની કૃતિ હાથમાં લઉંછુ. નાટકની વાર્તા સ્વકલ્પિત જ છે. હિમાલયના લાંબા વિસ્તારમાંના કોક પ્રદેશના રાજાની કુવરી જયા વાર્તાની નાયિકા છે. રાજાના મરણ પામેલા મંત્રીનો પુત્ર જયન્ત, જેને રાજારાણીએ પુત્રવત્ ઉછેર્યોછે તે, નાટકનો નાયક છે. જયન્ત અદ્ભુત પરાક્રમી છે. ઇન્દ્રે હેને દાનવોને જીતના માટે નિમન્ત્રણ કરેલુ તે પ્રસંગ સફળ કરી વિજયના તેજથી વીંટાયલો જયન્ત પાછો ગિરિદેશમાં આવેછે. તે વખતે જયા અને હેની સખીઓ હેને વધાવેછે. જયાની જોડે એ બાળપણથી જ ઊછર્યો હતો. બંને વચ્ચે સ્નેહબીજ આમ દૈવયોગે, અજ્ઞાત રૂપે, વવાયલું હતું જ. આ અપૂર્વ વિજય મેળવીને આવ્યો તે વખતે જયન્ત પોતાના હૃદયની ઊંડી વાઞ્છા, શૂરવીરને છાજે તે રીત, પોતાનાં ધનુષ્યબાણ જયાને ચરણે સમર્પતિ, પ્રગટ કરેછે, અને યાચેછે:—

> "પુરુષને પ્રકૃતિની જોડલી જ
> નવ બ્રહ્માન્ડ સરજેછે.
> પ્રગટાવ્ય, ઓ ગિરિકુમારિકા!
> એ પરમ ચેતનાની ચિનગારી."

આમ એક બીજાનાં જીવન ગૂંથવાની માગણીના ઉત્તરમાં શીતલ, અક્ષુબ્ધહૃદય, જયા કહેછે:—

> "જયન્ત! વિલાસને હજી વાર છે.
> આજ નથી પાકી હેની અવધ."

જયન્ત 'વાર' અને 'અવધ' શબ્દથી અધીરો થાયછે. પણ શાન્તચિત્ત જયા બોધ દેછે.—

"જયન્ત, ધારણ કર ત્હારુ ધનુષ્ય,
બહુ જીતવાનુ બાકી છે હજી.

* * *
* * *

દિલમાના દૈત્યોને જીત,
દેવોને વસાવ દુનિયામાં,
ને બનાવ અવનીની અમરાપુરી.
આશા ને કાલ અનન્ત છે.
કાલગંગાને કોઇ કાંઠે
કોઇક ઋતુમાં સ્વીકારીશ, કુમાર!
સોંપે છે એ સવળુ ય તે.
હજી આઘે છે એ પ્રભાત

* * *
* * *

જીતીને આવજે એ,
આપીશ તું ઇચ્છેછે તે
નથી આજે એ અમૃતનો અવસર."

અહિં આમ સ્નેહનો સતકાર દૂર ભાવિ માટે સાચવી રખાયછે, ત્હારે રાજદરબારમા અન્ય જ યોજના થાયછે. પ્હેલા અંકના બીજા પ્રવેશમાંના રાજા તથા રાણી વચ્ચેના સંલાપથી આ માત્ર સૂચિત વૃત્તાન્ત છે. રાજાએ અન્ય જનોના વિચાર જાણ્યા, મન્ત્રીઓની સલાહ લીધી, લોકસભા સમક્ષ પ્રશ્ન મૂક્યો, સર્વેએ આદરથી સંમતિ આપી કે જયન્ત સાથે જયાનું લગ્ન ભલે થાઓ. મહાજનોએ રાજસભા વચ્ચે આમ હા ભણી ત્હારે રાણી સિંહાસન ઉપરથી ઊઠીને ચાલી ગઈ. હેને આ વિવાહસંબંધ રુચતો ન્હોતો. જયન્તે બધુ જીત્યુ હતું, પણ રાણીનું દિલ ન્હોતું જીત્યુ. રાણીને તો રાજમુગટને, રાજદંડને, રાજસિંહાસનને, કુવરી દેવી હતી દેણે કાશીરાજને પસંદ કર્યો હતો. આમ રાજારાણી વચ્ચેના મતભેદ, એક જ પરિણામે પ્હોંચે તે પરિણામે પ્હોંચ્યો: "રણવાસમાં તો રાણીજીનાં રાજ્ય" એ સંસારસત્ત્વ સત્ય થયું. રાણીએ કાશીરાજને લગ્નોત્રી મોકલી.

જયા હજી આ વાતથી અજાણી છે. એ વીમ વર્ષની થઈ તે વર્ષગાંઠને દિવસે ગમ્ભીર હૃદયમથનમાં પડીછે "જિંદગી એટલે શુ?" એ સનાતન, અનુત્તર, પ્રશ્નનો ઉત્તર મેળવવા

વિચારતરંગે ઉપર ઝોલાં ખાયછે. એ હેના હૃદયની સ્થિતિના પ્રત્યક્ષ ચિહ્ન તરીકે વર્ષગાંઠને દિવસે પોતાનાં વસ્ત્રાભૂષણો દાસીઓને આપી પોતે "યોગનો અંચળો" પ્હેરેછે. (આ યોગનો અંચળો તે શી વસ્તુ હશે ?)'

કાશીરાજ આવી પ્હોચેછે. (આવતાં આવતાં માર્ગમાં તીર્થગોરની 'બ્રહ્મકન્યા' શેવતી જોડે થયેલા હેમના પ્રેમપ્રસંગનો ઉલ્લેખ આગળ થશે.) હેમના સત્કાર માટે આગળથી "ગિરિરાજ"-ના રાજમહેલમાં ઉત્સવોચિત તૈયારીઓ થાયછે. જયા હજી અજાણી છે. માતાને પૂછ્યું—આજે શું છે ? તો કહે—વસન્તનો ઉત્સવ' છે; વળી કહે—'વિધાત્રીની પૂજા છે.' આમ કહી પુત્રીને શણગાર-સજાવ્યા. દાસીઓથી' જયાએ જાણ્યું કે કાશીરાજ સાથે લગ્ન પોતાનું થવાનુંછે. આ જાણી જયા સિંહણની પેઠે ઉશ્કેરાયછે. હાવીદશામાં જયન્ત આવી બળતામાં ઘી હોમેછે; લગ્નનું અભિનન્દન આપી લગ્નની ભેટ—મુગટ—આપવા જાયછે. જયા ક્રોધવચન વડે જયન્તને ઠપકો દેછે. જયન્તથી જયા જાણેછે કે આજ કાશીરાજ આવશે. એટલે જયા ચમકેછે. મનમાં સંકલ્પ થયો. કાશીરાજ પોતાનો ભાઈ, પિતા, છે, હેમની ક્ષમા માગવાને જયન્તને કહી જયા ચાલી જવાને તત્પર થાયછે. આ પ્રસંગે જયાને ગેબી આવ્હાન થતું જણાયછેઃ—

> " બોલે બોલેછે ગિરિઓમાં મોર,
> ટેહુક ટહુકો કરે;
> મ્હારે અન્તર ઉછળે અકોર,
> છવન ઓવે ચઢે "

આ અનુપમ સુંદરતાવાળા ગૂઢ અર્થભારથી ભરેલા ગીત વિશે આગળ ઉપર ચર્ચા કરીશું. અહિં એટલું જ બસ છે કે આ આવ્હાનને વશ થઈ જયા ચાલી, ચાલી, તે ચાલી જ !

થોડીવારે જ રાજા, રાણી, કાશીરાજ વગેરે આવેછે. થોડી વાત થયા પછી "જયા ક્હાં ?" એ પ્રશ્ન ઉત્પન્ન થાયછે. જયા જડતી નથી. જયન્તે કહ્યું—'શિખરોમાં ગઈ.' રાણીને ક્રોધ ચઢ્યો. જયન્તે જ હેને ન્હસાડી એમ વ્હેમ આવ્યો. કાશીરાજ ક્રોધ પામ્યા, કન્યા નહિ આપો તો રાજપાટ લેઇશ, વનવાસી કરીશ, એમ ધમકી આપી. જયન્તને રાણી અને રાજાએ આજ્ઞા કરી, "જા, લાવ્ય મ્હારી જયાને જ્હાં હોય ત્હાંથી." જયન્ત ચાલ્યો. આજ્ઞા માથે ચઢાવી કહ્યુંઃ—

> "ઢુંઢીશ દિશાઓનાં વન
> ને શોધીશ જયાને.
> જગાવીશ એ અલખની ધુણી
> જગતનાં જંગલ જંગલમાં.
> જાઉંછું. "

કાશીરાજે રાણીની આજીજીથી નરમ થઈ એક મહિનાની અવધ આપી; તે અવધમાં જયા નહિ લાવીને પરણાવો તો રાજપાટ છીનવી લઇશ. પ્રતિજ્ઞા પોતે પ્રગટ કરીઃ—

"બ્રહ્મચર્યવ્રત ધારે તેજબા,
પણ વરવા નહિં દઉં અવરને
એ ગિરિદેશની રાજકુમારિકા."

જયા ભમતી ભટકતી ભૂલી પડેલી અકસ્માત્ એક બગીચામાં અંધારી રાત્રે દીવાઓથી ઝગઝગતા વામમાર્ગીઓના મન્દિરમાં, એ સ્થાનનું સ્વરૂપ ન જાણતાં, માર્ગ પૂછવા માટે પ્રવેશ કરેછે. ત્હાં 'પાપનાં પૂતળાં' માં દેવીસ્થાને સ્થપાયલી પોતાની પૂર્વકાળની 'નૃત્યદાસી'ને દેખેછે ને ઓળખેછે. એ જ નૃત્યદાસીએ પૂર્વે ભ્રષ્ટ કરેલા યોગી અહિં આચાર્યસ્થાને બેઠેલોછે. પ્રસંગ પ્રાપ્ત થયે આચાર્ય અને જયા એકલાં પડેછે, અને આચાર્ય અત્યાચાર કરવા જાયછે; એટલામાં જયાએ તે જ ક્ષણે કહેલું વચન અચિન્તિત રીતે ખરું પડેછે, 'ગેબનું વજ્રબાણ' પડેછે, અને હૈતુ હૈયું વીંધેછે, અને, વામમાર્ગની અમરતા ગાતો છતાં એક રીતે ત્હેના જ મરણનો ઉપાય સૂચવતો, આચાર્ય મૃત્યુ પામેછે.—એ 'ગેબી વજ્રબાણ' ફેંકનારો, એક પારધી હતો; હેણે જયાને અકસ્માત્ દીઠેલી તેથી સોધતો સોધતો આવી મન્દિરમાંનો બધો ખેલ અને બધી સ્થિતિ જોઈ, આચાર્ય પોતાની આડે આવશે કરીને, હેને તીરથી વીંધી દેછે; અને જયાને પોતાની ગુફામાં લઇ જવાનુ કરેછે; જયા ન્હાસેછે, પાછળ પારધી દોડેછે. આ પછી પારધીની ઝૂંપડી પાસે આંબલીઓનાં ઝુંડમાં આપણે જયાને જોઇયે છિયે. એ પારધીની કેદી બનેલી જણાયછે. પારધી લાકડાંઓનો ભારો લઈને આવેછે, હેનાં વનચરયોગ્ય પ્રેમદર્શન કરેછે, વનનાં ફૂલ—જયા કને ચાદર ગૂંથાવવા માટે—લેવા પાછો જાયછે. આ અંતરગાળામાં તેજબા નામની કન્યાનું ઓળખાણ જયાને થાયછે; તેજબાને કંઇ વર્ષોથી પારધીએ ગુફામાં કેદી રાખીછે, પારધીને એ ગુફામાં પેસવા નથી દેતી, પારધી હેને ગુફામાંથી ન્હાસવા નથી દેતો; "મ્હારું રૂપ એ જ મ્હારો વાંક"—એટલા મર્માળા વાક્યમાં સર્વ ઇતિહાસ પૂરી દઈને તેજબા આત્મવૃત્તાન્ત પૂર્ણ કરેછે. બે સમાન દુઃખે સપડાયલીઓ વાતો કરતી બેઠીછે. એટલામાં પારધીને આવતો જોઈ તેજબા કનેનાં ધનુષ્યબાણ લઈને જયા બાણ મારી પારધીનો એક પગ અને એક હાથ કાપી નાંખેછે. બંને યુવતીઓ આમ સંકટમાંથી છૂટી, ભેખ ધરવાનો નિશ્ચય કરી, અક્ષય તૃતીયાના મેળામાં જવા કાશીપુરી તરફ પ્રયાણ કરેછે.

ત્હાં નવી વિપત્તિ વાટય જોતી ઊભી છે. ગંગાકાંઠે પાપમન્દિરનો પૂજારી—તીર્થગોર—સર્વભક્ષી સ્વરૂપે 'પાપના અંચળા' હોરાડવાને તત્પર રહેલોછે. **अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति**§ એ પાપને વાણિજ્યનો પદાર્થ બનાવનારું વચન હેનો મન્ત્ર છે. આ સ્થગે નિર્દોષ ભાવે બંને સહચરીઓ આવેછે; સ્નાન કરી, ભેખડ ચઢી, મન્દિરની બ્હાર તીર્થગોરને 'જયસચ્ચિદાનન્દ, ગુરુદેવ!' કહી સત્કારેછે.

---

§ સંસ્કૃતને પણ સુધારીને, ચાર ચાર ઠેકાણે, **विनश्यति** એમ રા. ન્હાનાલાલે કરેલા પ્રયોગને આદર ન આપી, તાલવ્ય શકારનો જ ઉપયોગ કરી સાદી સંસ્કૃત ભાષાને હું અનુસરૂં છું; તો ર. ન્હાનાલાલ ક્ષમા કરશે એમ આશા છે.

"સત્, ચિત્, આનન્દ.
આવો, ને આનન્દ કરો."

એ મદિરાર્થે વચન બોલી તીર્થગોર બંનેને મન્દિરમાં આવવાને નિમન્ત્રેછે. કાંઈક સંકોચ થયો તે જીતી બંને અંદર પ્રવેશ કરેછે. થોડીવારમા પાપમન્દિરનો ઘુમ્મટ ફોડી જયા ગંગાજળમાં કૂદી પડેછે, અને મન્દિરના દ્વાર તોડી ચંડીસમી તેજબા તીર્થગોરને જટા ઝાલી બ્હાર ખેંચી લાવેછે. તેજબાની, ઉગ્ર, ચડ, વાણીથી આપણે જાણી સકિયે છિયે કે તીર્થગોરે પાપસ્પર્શનો પ્રયત્ન કર્યાનું આ પરિણામ થયુ.

વાર્તાના આડાફાંટા હાલ પડતા મૂકીશું.

ઉપર કહેલા બનાવ પછી ગંગાજળમા ડૂબેલી તણાતી જયાનું શબવત્ શરીર અત્યાર સુધીમાં બ્રહ્મર્ષિ બની ગયેલા જયન્તના આશ્રમના બ્રહ્મચારીઓ બચાવેછે, અને મૂર્છાવશ જયા જયન્તની સમક્ષ પ્રગટ થાયછે. અહિં જયન્તના પૂર્વવૃત્તાન્તનો તન્તુ ઉપાડી લઈને સાંધીશુ

પાછળ કહ્યું તેમ જયા ગુમ થયા પછી હેને સોધવા નીકળેલો જયન્ત નિષ્ફળ પ્રયત્નોથી થાકેયો ફરતો ફરતો કાશીપાસેના વનમા આવેછે. થાકયોછે, પણ હાર્યો નથી, ઉત્સાહ કાયમ જ છે એ સ્વગત બોલેછે એટલામા દેવર્ષિ અદસ્ય રહી બોલેછે—

"જગતમા ખોયુ તે તીર્થમા લાધશે"

જયન્ત ચમકેછે, કેટલીકવારે દેવર્ષિ પ્રત્યક્ષ થાયછે. હૃદયની ગૂચવણ ગુરુ આગળ જયન્ત પ્રગટ કરેછે. દેવર્ષિ આજ્ઞા કરેછે કે—આ કુન્જને 'હરિકુંજ' નામ આપજે, અહિં જ તપ કરજે, "ઇચ્છેછે તે અહિં આવશે" હેને પરિણામે કેટલેક કાળે જયન્તના "જીવાત્મામા બ્રહ્મજ્યોતિ" જન્મેછે જયન્ત જગતને જીતવાની આશાનો ઉદ્‌ગાર કરેછે, અને આકાશ વાણી થાયછે—

"બાણ નહિં જીતે ચાપ વિના,
પખી છે એક પખાળુ અપગ."

હાનો અર્થ જયન્ત કળેછે, દેવર્ષિયે અસલ આશીર્વાદ દીધો હતો, કે—

"જયા ધરાવશે જયન્તને માથે
જગતના જયનો મુગટ"

હેનો ભેદ હવે સમઝાયો, અને જયાની વાટય જોતા જયન્ત હરિકુંજમાં જ આધ્યાત્મ જીવન ગાળવા લાગ્યો ક્રમેક્રમે જયન્તના આધ્યાત્મિક સસારનો પસારો વધ્યો, એ ગુરુ થયો, બ્રહ્મચારીનું વૃન્દ શિષ્યપદ ધારણ કરતું હેના આશ્રમમા આપણે હવે જોઇયે છિયે.

કાશીરાજ પણ હેના દર્શનાર્થે આવેછે, અને હેની આશિષ લઈ કૃતાર્થ થાયછે. આશ્રમમાં જયન્ત અને હેના કેટલાક શિષ્ય વચ્ચે જ્ઞાનવિષયનાં શઙ્કાસમાધાન ચાલી રહ્યાંછે, હેવામાં ઉપર કહ્યું તેમ બીજા કેટલાક શિષ્યો ગંગામાં ડૂબતી જયાના શરીરને બચાવીને જયન્તની સ્હામે લાવીને મૂકેછે; ઉગારવાને લાવ્યાછે, કેમકે 'જીવનદોરી નથી તૂટી.' જયન્ત હેને ઓળખેછે, યોગગુફામાં યોગાસન ઉપર સૂવાડવાની અને સિંહચર્મે હોરાડવાની શિષ્યોને આજ્ઞા કરેછે. આ અચાનક મળેલા દર્શનથી અને કરુણ બનાવથી થયેલો ક્ષોભ રોકીને, મનને દૃઢ કરીને, પછીથી જયન્ત જયાને સૂવાડી હતી તે ગુફામાં જાયછે; અને

'પોઢીછે યોગાસને
પૃથ્વીની પરમ પવિત્રતા'

ત્હેને જોઈ રૂહેછે.

આ પ્રસંગે જયન્તના હૃદયમાં થયેલુ અપૂર્વ ભાવયુદ્ધ રા. ન્હાનાલાલના સમર્થ શબ્દમાં જ મૂકવા યોગ્યછે. લખાણ અહિં કરવું નથી, અને આ પ્રસંગની ચર્ચા વિવેચનને અંગે કરવી છે, એટલે વાચકને એ ભાગ વાચી લેવાની જ વિનતિ કરુંછું. આ અનુપમ, અને ભાવજીવનના ઉચા પ્રદેશનાં દર્શન કરાવનારો, પ્રસંગ પૂર્ણ સામર્થ્યમાં તે વિના પ્રગટ થવો અશક્યછે. ભાવયુદ્ધમાં વિજય મેળવી જયન્ત સ્વસ્થ થાયછે. અને શરીરવાસનાના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વરૂપને પણ,

"સિધાવો, સિધાવો, રતિનાથ.!
આ ગુફા તો, યોગીઓની છે."

એ વચનથી રતિનાથની સાથે, વદાય દેછે. અન્તે જયા મૂર્છામાંથી જાગ્રત થાયછે, જયન્તને જુવેછે, અને એક અતિ સૂચક ટૂંકા વચનથી હેને સત્કારેછેઃ—

"કોણ? જનમનો જોગી જયન્ત?"

માનવયોગે છૂટાં પડેલાં, દૈવયોગે આમ એકઠાં થયેલાં, જયા અને જયન્ત તત્કાળ તો જયન્તના આશ્રમમાં રહ્યાં લાગેછે. પણ ભૂતકાળના પાયા ઉપર હવે ભાવિ કેવું ચણવુ? એ વિષમ પ્રશ્ન બંનેની આગળ ખરો થાયછે. એ પ્રશ્નનું અતિશય રસિક, ગમ્ભીર, વિમર્શન અને હેનો છેવટનો નિર્ણય અંક ૩ જાના પ્રવેશ ૩ જા માં પ્રગટ થાયછે. વીતકના વિચારથી આરમ્ભ થયોછે. પરંતુ તે ક્ષણવાર પછી "અને હવે? જયા!", "તો હવે? જયન્ત!", એમ પરસ્પર પ્રશ્ન પૂછાયછે. આ અપૂર્વ હૃદયમંથનથી ભરેલા સંવાદને અહિં ઉતારવાનો લોભ છોડી દેવો પડેછે. આગળ ઉપર એ ચર્ચાવિષય થશે. છેવટના નિર્ણયનું જ અહિં કામ છે.

"લગ્ન કે ધર્મ?
કામ કે સ્નેહ?
સંસાર કે સેવા?"

એ દ્વન્દ્વો આ અપૂર્વ પ્રેમીયુગલની સંમુખ ખડાં થયાંછે, અને નિર્ણય થાયછે કે—

"હવે દેહની કથા ન કરવી.
*       *       *
*       *       *
આજ સુધી અંગને અડક્યો નથી તું,
હવે એ અંગને અભડાવીશ ?"

જયન્ત પણ એકમત થાયછે—

"જયા ! ત્હારા પુણ્ય હૃદયની કોયલ
બોલતી સાંભળવી હતી મ્હારે."

એમ કહી આખર વ્યવસ્થા થાયછે કે 'હરિકુંજ'માં જયન્તે બ્રહ્મચર્ય ધારી જીવન ગાળવું, અને ગંગાને સ્હામે તીરે રહેલા 'બ્રહ્મવન' માં જયાએ બ્રહ્મચારિણીઓનો મઠ સ્થાપી ત્હેવું જ જીવન ગાળવું, અને બંનેએ સંસારી બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓ ઘડીને પોતે ન ગાયાં તે 'સંસારનાં બ્રહ્મગીત' હેમની પાસે ગવડાવવાં. આ નિર્ણયમાં હજી એક શઙ્કા ખટકતી હતી. જયાને 'હરિકુંજ' અને "બ્રહ્મવન"ની પરસ્પરસમીપતા તે કોક કાળે મન ચળવાના બીજરૂપ લાગી; કેમકે જયા કહેછેઃ—

"આપણા એ આત્માના ભરોંસા કેટલા ?"

જયન્તે ફડચો કાઢ્યોઃ—

"આત્મશ્રદ્ધા ઉજ્જ્વળ રહે
ત્હાં સુધીનો જ આ આશ્રમ.
અન્ધકારનો ઓળો ઊગે કે તરત
તું સંચરજે દેવધામ હિમાદ્રિમાં,
ને હું વિચરીશ સાગરયાત્રાએ."

આ પોતાના બળ ઉપરની અશ્રદ્ધાનું વાદળ અધિક ચર્ચાને બળે વેરાઈ જાયછે;

"કામે નથી જીત્યો પ્રેમનો ગઢ.
એ પ્રેમના પાઠ પઢાવ.
તું જીતી, જીતતાં શીખવ.
નરનારી કામને જીતશે,
દુનિયાં બ્રહ્મભોમ દીપશે ત્હારે.
*       *       *
*       *       *

' ઝળહળતી જીગ વિશ્વના આભમાં
પુણ્યભાવનાની ઉષા જેવી."

એ જ જયન્તનાં પ્રોત્સાહક વચનો અસર કરેછે, અને

" જયન્ત ત્હારી હાકલ વાગી,
ને આજથી ઊગ્યો જાણ્યો મ્હેં
સુન્દરીઓનો કલ્યાણભાણ.

*   *   *

*   *   *

ત્હારાં તેજ પ્રગટ્યાં મ્હારામાં,
ને જન્મ્યો મ્હારો બ્રહ્મજન્મ.
આજથી હું બ્રહ્મચારિણી બ્રહ્મધામની.
બ્રહ્મવનમાં માંડીશ મ્હારો આશ્રમ."

આમ છેવટનો દૃઢ નિર્ણય થયો.

અન્તે આ નિર્ણય સિદ્ધિમાં આવ્યો. નાટકના અન્ત ભાગમાં બ્રહ્મચારિણીઓના મઠની સ્થાપના થાયછે, સ્વર્ગમાંથી અપ્સરાઓ જયન્તના લગ્નોત્સવ માટે મોકલેલી આવેછે. તે ગૂંચવણમાં પડેછે કે અહિં લગ્નોત્સવ નથી કે શું? ઉત્સવ તો થાયછે જયાની બ્રહ્મચર્ય-દીક્ષાનો ને બ્રહ્મચારિણીમઠની સ્થાપનાનો. હેનો ભેદ આપણે વિવેચનવેળાએ જોઈશું. નાટક આમ બ્રહ્મચર્યના અને બ્રહ્મજ્યોતિના જયધ્વનિના પુકારની સાથે સમાપ્ત થાયછે. અન્તિમ ભાગના સુન્દર દૃશ્ય જોડે આપણી વાર્તાને સંબન્ધ નથી. એટલે એ epilogue જેવા અર્ધસંબદ્ધ દૃશ્યનું દર્શન પણ વિવેચન કરતી વખતે કરીશું. અહિં એટલું જ કહેવું બસ છે કે-'ખાધું પીધું અને મઝા કરી' એ સૂત્રથી લૌકિક વાર્તાઓનું છેવટ આવછે ત્હેવું અહિં નથી; અહિં તો અલૌકિક આત્મલગ્નની ભાવનામાં જોડાયલાં, પણ દેહલગ્નની દૃષ્ટિએ પૃથક્ રહેલાં, એ અપૂર્વ જ્યોત્સ્ના જેવા સૂક્ષ્મ પ્રવાહમાં સ્વતન્ત્ર હોડકાંમાં તરતાં આ નાટકનાં નાયકનાયિકાને જોઈયે છિયે. અને એ વિલક્ષણ તેજમાં ગૂંગળાઈ જઈયે છિયે, અને પુસ્તક બંધ કરી વિલક્ષણ ઊંચા વાતાવરણમાં ઊડતા ઊડતા ચાલ્યા જઈયે છિયે; ક્યારે અને ક્યાં પડીશું તે વિશે વિશ્વાસ રહેતો નથી.

( અપૂર્ણ. )

બાંદરા,
તા. ૧૬-૧૧-૧૬

નરસિંહરાવ ભોળાનાથ.

# પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારો.

(૨).

Onus Probendi—પુરાવાનો બોજો.

તીવ્ર અશ્રદ્ધા ઉત્પન્ન કરનારા સંજોગોમાં ને સ્વરૂપમાં પ્રેમાનન્દનાં કરીને નાટકો પ્રગટ કરવામાં આવ્યાં; તો બુદ્ધિ એ જ માગી લે કે એ નાટકો પ્રેમાનન્દનાં છે એમ કહેનારે તે વાત સાબીત કરી આપવી જોઇયે; પ્રેમાનન્દનાં રચેલાં એ નથી-એમ કહેનારને શિર પુરાવાનો બોજો ના રખાય. કોક મિત્રે એ બોજો નાસ્તિપક્ષ ઉપર મૂક્યો અને ત્હેનો ઉત્તર મ્હેં ભરૂચમાં કરેલા ભાષણમાં આપ્યો.* ('વસન્ત,' કાર્તિક, સંવત્ ૧૯૬૮ પૃ૪ ૪૫૪).

આ વાત રા. 'જ્ઞ' ને ગળે ઊતરી નહિં, અને રા. અંબાલાલ કાળીદાસ પટેલથી પણ સમઝી સકાઈ નહિં. રા. 'જ્ઞ' લખેછેઃ—

(૧) "પુરાવાના નિબન્ધ ( The Indian Evidence Act )ના પ્રકરણ સાતમાં પુરાવાનો બોજો સામાન્ય રીતે જે પક્ષકાર કઇં સાબીતી કરવા માગતો હોય તે પક્ષકાર ઉપર નાંખેલોછે;"

(૨) "કલમ ૧૧૦ માં લખ્યુંછે કે કોઇ વસ્તુનો કોઇ માલક કે કબજેદાર નથી, હેવું કહેનાર ઉપર તે સાબીત કરવાનો બોજો રહેછે."

આમ કહી (૨) નો વિનિયોગ આ પ્રમાણે કરેછેઃ—

"નાટકો પ્રેમાનન્દનાં છે, છતાં તે ત્હેનાં નથી એમ રા. નરસિંહરાવ કહેછે, તો ત્હેવું સાબીત કરવાનો બોજો હેમના શિર ઉપર જ પડેછે."

આ અદ્ભુત વચનની પરીક્ષા કરિયે. હેમાં, જાણ્યે કે અજાણ્યે, પુરાવાના કાયદાના તત્ત્વનું અને શબ્દોનુ પણ કે'વું મર્દન થયુંછે તે ઉઘાડું પાડવું પડશે. પ્રથમ નં. (૧) નું વચન લઇયે. મૂળ કાયદામાં શબ્દો આ છેઃ—

"Who ever desires any court to give judgment as to any legal right or liability dependent on the *existence* of facts which he *asserts*, must prove that the facts *exist*." (Section 101).

* આ બોજા વિશે ઇશારો મ્હારા મૂળ નિબન્ધની પ્રસ્તાવનામાં Subjection of Women માંથી આપેલા ઉતારાદ્વારા કર્યો હતો.

અર્થાત્ અમુક બીનાનું અસ્તિત્વ છે એમ જે માણસ કહેછે. તે બીના અસ્તિત્વમાં છે એમ હેણે સાબીત કરવું જોઇયે.

આ તત્વનુ જ રૂપાન્તર કલમ ૧૦૩ માં છે:—

"The burden of proof as to any particular fact lies on that person who wishes the court to believe in *its existence*, unless it is provided by any law that the proof of that fact shall lie on any particular person"

આ કલમ પ્રમાણે પણ અમુક બીનાનું અસ્તિત્વ છે એમ કોઇને મનાવવા ઇચ્છનારના ઉપર પુરાવાનો બોજો છે. (અપવાદ બતાવ્યો છે તે તો ખાસ કોઇ કાયદાથી બોજો બીજા ઉપર ઢળવ્યાને વિશે છે,–હેનો પ્રસ્તુત પ્રશ્નમાં અવકાશ નથી.)

આ ઉપરથી અસ્તિપક્ષ ઉપર પુરાવાનો બોજો છે એ સામાન્ય તત્વ દર્શાવાયછે. હેને બદલે–"કાંઇ સાબીતી કરવા માગતો હોય" એમ શબ્દ ફેરવી–પ્રેમાનન્દનાં નાટક નથી કહેનાર ઉપર બોજો રા. 'જ્ઞ' મૂકી દેવાનો વિલક્ષણ પ્રયાસ કરેછે એ અદ્ભુત જ!

પરંતુ નં. (૨) વાળુ રા. 'જ્ઞ'નુ વચન તો વિશેષ ચમત્કારવાળું છે. કલમ ૧૧૦ મી ના શબ્દો તદ્દન ઊંધા ફેરવી નાખ્યાછે તે તો ક્ષણવાર પછી જોઇશું; પણ હેમણે મૂકેલા રૂપમાં પણ પ્રસ્તુત પ્રશ્નને એ લાગૂ પાડવા જતાં હસવા જેવું જ પરિણામ આવેછે તે કોઇ પણ સુજ્ઞ જોઇ સકશે, છતાં રા 'જ્ઞ'નાં વચનોથી અંજાઇ જનારાની આંખ્યો ઉઘાડવા માટે સ્પષ્ટીકરણ કરવુ પડશે. કલમ ૧૧૦ માં અમુક વસ્તુના કબજાનો અને માલકીનો પ્રશ્ન છે, તો તે ગ્રન્થના કર્તૃત્વને શી રીતે લાગૂ પડશે? "પ્રેમાનન્દનાં" નાટક છે હેનો અર્થ કર્તૃત્વનો છે, 'માલકીનાં' કે 'કબજાનાં' એમ અર્થ પષ્ઠીના પ્રત્યયનો થાય ખરો પણ તે અર્થ પ્રસ્તુત પ્રશ્નમાં નથી થતો–એ ઉઘાડી વાતના ઉપર નજરબંધી કરાવવાના જાદૂખેલથી સમગ્ર વર્ગ કેમ છેતરાશે? કે આ ભેદ રા. 'જ્ઞ'ના મગજમાં ઊતરી જ સક્યો નથી કે શુ?–શુ હશે?

પણ રા. 'જ્ઞ' એ કલમ ૧૧૦ મીનું વચન પણ કેટલુ મચડી નાંખ્યુછે તે જોઇયે. કલમ ૧૧૦ મી આ પ્રમાણે છે:—

"When the question is whether any person is owner of anything of which he is shown to be in possession, the burden of proving that he is not the owner is on the person who affirms that he is not the owner."

"અમુક વસ્તુ કોઇ માણસના કબજામાં છે એમ સાબીત થયું હોય ને તે હેનો માલિક છે કે કેમ એ પ્રશ્ન હોય તો એ માલિક નથી એમ કહેનારના ઉપર તે માલિક નથી એમ સાબીત કરવાનો બોજો છે."

અર્થાત્, કબજા ઉપરથી† (બળાત્કારથી કે ગેરકાયદે મેળવેલો નહિં હેવા કબજા ઉપરથી) માલિકીનું પ્રાથમિક અનુમાન (presumption) બાંધી સકાયછે એ તત્ત્વને બળે માલિકીને અંગે નાસ્તિપક્ષ સાબીત કરવાનો બોજો આ અપવાદમાં દર્શાવાયોછે.

આ વાતને અને નાટકોના કર્તૃત્વના પ્રશ્નને સંબન્ધ શો? અ'જ્ઞ'ની બુદ્ધિને તો સંબન્ધ જડતો નથી.

રા. 'જ્ઞ' આ કલમનો અર્થ સમજ્યા જ નથી જણાતા એમ માનવું જ હેમને ઓછું લજામણું છે. અને હેમણે આપેલાં ઉદાહરણોથી તેમ જણાય પણ છે. "અમુક ઘર અ નું છે, છતાં ત્હેનો પાડોશી બ કહેછે તે ઘર હેનું નથી"-તે પ્રસંગે બ ઉપર પુરાવાનો બોજો છે એમ હેમનું કહેવું છે. પરંતુ અ ના કબજામાં છે-અને છતાં કહે હેનું નથી-એમ અંશ આવશ્યક છે.

પણ બીજું ઉદાહરણ તો આથી પણ વધારે અદ્ભુત છેઃ-"એક સ્ત્રી અ ની છતાં બ કહેશે કે તે મ્હારી છે,"-તો તે સાબીત કરવાનો બોજો બ ને શિર છે. આમ એગો બતાવેછે. "એ સ્ત્રી મ્હારી છે"-એ અસ્તિપક્ષ જ છે અને આ કલમ તો નાસ્તિપક્ષ ઉપરના બોજા બાબતની છે. વળી આ સ્ત્રી, સ્ત્રીનો કબજો, અને તે ઉપરથી પતિત એટલે માલિકી-એ કલ્પના સ્ત્રીને મિલકત બનાવનારી બની આ કલમમાં કોઇ રીતે પ્રવેશ પામે કે કેમ તે અતિ સંદિગ્ધ પ્રશ્ન છે તે તો જુદી જ વાત.

આટલા વિવેચન ઉપરથી જણાશે કે રા. 'જ્ઞ' એ §પુરાવાના કાયદાનાં તત્ત્વોનો કેવો અનર્થ કરી દુરુપયોગ કર્યોછે, એ દુરુપયોગ બુદ્ધિપુરઃસર કર્યોછે કે કેમ તે જોવાનું પ્રયોજન નથી, તેમ તે માટે સાધન પણ નથી

---

† આ તત્ત્વ ટીકામાં દર્શાવાયુંછે.

§ નાટકોના કર્તૃત્વ વિશે ચર્ચા મ્હેં લાંબા કાળ પછી શરૂ કરી તે કોઇ ગણનારને મ્હેં કહ્યું કે આ વાતને મુદતનો કાયદો લાગુ પડતો નથી એ મ્હારો ગોટો અને આ પુરાવાના બોજાના પ્રશ્નની મ્હારી ચર્ચા એ બેમાં રા. 'જ્ઞ' વિરુદ્ધ વર્તન જુવેછે. એક બાબત માં કાયદો લાગૂ નથી કહેવું ને બીજી બાબતમાં કાયદાને આગળ ધરવો-એમ વિરુદ્ધતા હેમને જણાયછે. પરતુ મુદતનો કાયદો અને પુરાવાના કાયદામાંનાં અમુક સ્થાયી સ્વરૂપના તત્ત્વ-એ બે વચ્ચે ભેદ શો છે તે રા. 'જ્ઞ'ના જાણવામાં નહિં હોય એમ લાગેછે. મુદતનો કાયદો તે adjective law (વિધિદર્શક કાયદા)ના વિભાગોમાં એક અતિ ચૈચ્છિક બન્ધન સ્થાપેછે; ત્હારે પુરાવાનો કાયદો તે વિભાગોમાં અન્ય અને બુદ્ધિતત્ત્વ ઉપર સ્થપાયેલું સ્થાન ભોગવેછે, અને પ્રસ્તુત પ્રશ્ન તો હેમાં સ્થાયી સ્વરૂપના માનસશાસ્ત્રગત તત્ત્વને અવલમ્બીને જ પ્રવર્તેછે. આ ભેદ ન્ય રા. 'જ્ઞ' સમજી સકશે?

ગ. અંબાઇદાસ કાળીદાસ પટેલની દલીલો આમ છેઃ—

(૧) "પુરાવાનો બોજો ( burden of evidence ) એ શબ્દો બે અર્થમાં વપરાયછે. (૧) કોઇ પણ પ્રશ્ન યા બાબત સાબીત કરવાની જવાબદારી અને (૨) પુરાવો શરૂ કરવાની જવાબદારી."

(૨) "કોઇ પણ પ્રશ્નની સાબીતીનો પુરાવો શરૂ કરવાનું કામ તે પ્રશ્નના સંબન્ધી જો કોઇ પણ પુરાવો આપવામાં ના આવે તો જેના વિરુદ્ધ તે પ્રશ્નનો નિર્ણય આપવામાં આવે, ત્હેને શિર રહેછે."

(૩) ઉપરને ધોરણે નાટકો પ્રેમાનન્દની કૃતિ નથી એ પ્રથમદર્શનીય સાબીત કરવાનો પુરાવો આપવાની જવાબદારી રા. નરસિંહરાવ ઉપર જાયછે."

(૪) ( પુરાવાનો બોજો અસ્તિપક્ષ ઉપર છે એ સૂત્ર વિશે કહેછેઃ— )

"આ એક પ્રસિદ્ધ સૂત્ર છે એ વાત ખરી, પરંતુ તે અનેકમાંનું એક છે, અને ત્હેના અપવાદો છે,"

(૫) "એટલું જ નહિં પણ નાસ્તિપક્ષ કો'ને કહેવો તે જો સ્પષ્ટ સમજવામાં ન આવે તો ઘણું જ ભૂલ ખવરાવનારૂં છે. વાક્યને છેડે 'નથી' શબ્દ મૂકવાથી નાસ્તિપક્ષ બનતો નથી; તેમ જ નિષેધાર્થ વાક્યનો ઉપયોગ કરનારનો પક્ષ

---

પ્રકાશકોના મૌન ઉપરથી હું અનુમાન કાઢુંછુ તે પ્રશ્નમાં પણ ગ 'જ્ઞ' આવી ગયાછે. મ્હેં ૧૬ વર્ષે ચર્ચા ઉપસ્થિત કરી તો પ્રકાશકોને વિલમ્બ લાગે જ એમ જવાબ વ્યર્થ છે. પ્રકાશકો કને તો કર્તૃત્વનાં પ્રમાણ આરમ્ભથી જ તૈયાર હોવાં જોઇએ; તો તે જગત્ આગળ રજૂ કરતે કશો પણ વિલમ્બ ના લાગે.

મ્હારી ચર્ચામાંના મુદ્દામાંથી કોઇ ગૌણ મુદ્દા ખોટા પડે તોપણ **મહત્ત્વનો** એક જ મુદ્દો અબાધ રહે તો મ્હારું અનુમાન અબાધ રહેશે એ મ્હારા વચનનું તત્ત્વ પણ રા. 'જ્ઞ' ને સમજાયું જણાતું નથી. '**મહત્ત્વનો**' એ શબ્દનું મહત્ત્વ પોતે દબાવી દઈને જ, આક્ષેપ મૂકયાછે. ખૂની ઉપરના ૧૦૦ પુરાવામાંથી ૯૯ તૂટી જાય અને એક જ પુરાવો ઊભો રહે તો ત્હેને ફાંશીને લાકડે ના લટકવાય—એમ રા. 'જ્ઞ'ની દલીલ છે. પરંતુ એ દૃષ્ટાન્ત પ્રસ્તુત વિષયથી ભિન્ન છે; અને જેટલે અંશે સામ્ય હેંનું છે તેટલા અંશને સ્વીકારીને પણ એટલું જ કહેવાનું છે કે દરેક પ્રશ્નનો નિર્ણય તે તે પક્ષના ગુણદોષ અને ગુણદોષના માપ ઉપર આધાર રાખેછે.

આ બધા ગૌણ આક્ષેપો માટે આટલી ટીપ જ બસ છે.

પણ આ સૂત્રના અર્થમાં 'નાસ્તિ' પક્ષ નથી. જે પરોક્ષ અથવા અપરોક્ષ કોઇ પણ રીતે કોઇ પણ વાતના અસ્તિત્વનું સૂચન કરતો નથી, એટલું જ નહિં પણ જેને પોતાના મતનું વિધાન કરવાને તેમ કરવાની જરૂર પડતી નથી, ત્હેનો પક્ષ જ વાસ્તવિક નાસ્તિપક્ષ છે."

('સમાલોચક,' પુસ્તક ૧૭ મુ, અંક ૩ જો (જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૧૨), પૃ૪ ૧૬૪-૧૬૫.)

આ સર્વ દલીલો ક્રમવાર લઇયે.

નં. (૧).—Burden of Evidence એમ નામ રા. અંબાલાલસે વાપર્યુંછે, ત્હેનો અર્થ સમજવો કઠણ છે. અંગ્રેજી ભાષામાં એ વચનનો અર્થ જ નહિં થઇ શકે. Burden of Proof એમ કહેવાનો ઉદ્દેશ છે એમ માનીને ચાલીશુ એ વચનના બે અર્થ પોતે બતાવેછે અને કહેછે:—"આ બે અર્થ વચ્ચેનો ભેદ લક્ષમાં નહિં રાખવાથી ઘણો ગૂંચ-વાડો ઉત્પન્ન થાયછે. રા. નરસિંહરાવના લેખોમાં પણ આ ભેદ લક્ષમાં રાખવામાં આવ્યો હોય એમ જણાતું નથી."

('સમાલોચક'નો ઉપર કહેલો અંક, પૃ૪ ૧૬૪.)

આમ મ્હારા ઉપર મૂકેલા દોષના ઉત્તરમાં એટલુ જ કહેવુ બસ થશે કે આ બે ભેદ તે "પુરાવાના બોજા"ના ભેદ છે જ નહિ, અને બે ભિન્ન વસ્તુનો રા. અંબાલાલના મનમાં ગૂચવાડો થઇ ગયોછે. "પુરાવો શરૂ કરવાની જવાબદારી" નહિં પણ 'પુરાવો શરૂ કરવાનો હક' એમ વાત છે. જેના ઉપર 'પુરાવો આપવાની જવાબદારી' હોય તે પક્ષને પુરાવો શરૂ કરવાનો હક પ્રાપ્ત થાયછે. આ ખરી વ્યવસ્થા રા. અંબાલાલના મગજમાં મિશ્ર ભાવ ધરી રહી જણાયછે.

આ ભ્રમને પરિણામે જ નં. (૨) વાળી દલીલમાં પણ દૂષણ પેઠુ છે. એ વાક્યમાં 'પુરાવો શરૂ કરવાનું કામ' એ વચનને બદલે 'પુરાવાનો બોજો' એમ જોઇયે હિન્દુસ્તાનના પુરાવાના કાયદાની કલમ ૧૦૨ ના જ એ શબ્દો છે:—

'The burden of proof in a suit or proceeding lies on that person who would fail if no evidence at all were given on either side"

કલમ ૧૦૧ નું વિસ્તારવાળું રૂપાન્તર કલમ ૧૦૩ માં આપેલુ મ્હેં ઉપર બતાવ્યું; તેમ જ આ કલમ ૧૦૨ માં પુરાવાના બોજા માટે ઈંગ્લાંડના કાયદામાં અનેકવાર વપરાતી કસોટી દર્શાવીછે.

આ કસોટી પ્રસ્તુત પ્રશ્નને લગાડીશું. અમુક સંજોગોમાં પ્રગટ થવાની લીધે પ્રેમાનન્દને નામે છપાયલાં નાટકો તે પ્રેમાનન્દની કૃતિ છે કે કેમ એ નિર્ણય કરવાનો પ્રશ્ન છે. અહિં પ્રેમાનન્દના કર્તૃત્વવાળો પક્ષ કરો પણ પુરાવો ના આપે તો એ પક્ષ ખોટો પડે એ પરિણામ થાય. માટે પુરાવાનો બોજો એ પક્ષ ઉપર પડવાનો. માત્ર પ્રેમાનન્દનું નામ ગ્રન્થમાં મૂક્યું તેથી કર્તૃત્વ સાબીત થાય નહિં, કારણ કે પ્રેમાનન્દને વિશે નાટકો રચવાનો અસંભવ ઇત્યાદિ સંયોગસ્થિતિ પ્રબળ છે.

આમ નં. (૧) તથા (૨) ની દલીલો વિશે વિવેચન પછી નં. (૩) ની દલીલ આપોઆપ પડી ભાગેછે. "જે સખ્સ (? શખ્સ) પ્રશ્ન ઉપસ્થિત કરેછે હેને શિર જ પુરાવો આપવાની શરૂઆત કરવાની જવાબદારી રહેછે."† —એ રા. અંબાલાલદાસના શિથિલ વચનને ટીકટાક કરી ગોઠવીશું તોપણ હેમાં સત્ય જણાશે નહિં. માત્ર પ્રશ્ન ઉપસ્થિત કરવાથી પુરાવાનો બોજો ઉત્પન્ન થતો નથી. અને હેમનું ધોરણ લેતાં પણ પ્રેમાનન્દે નાટકો રચ્યાં છે એમ પ્રકાશકોએ પ્રથમથી અદ્‌ભુત પ્રશ્ન ઉપસ્થિત કર્યોછે તો પુરાવાનો બોજો હેમના ઉપર જ રહેછે.

મ્હારે શિર જવાબદારીનો જે ભાસ છે તે માત્ર મ્હારા નિષેધને માટે કારણો દર્શાવે પ્રેમાનન્દના કર્તૃત્વને અંગે ખાસ બાધક સંજોગો ક્યા આવેછે જેથી સાબીતીનો બોજો પ્રકાશકોને શિર પડેછે તે દર્શાવવા પુરતો જ છે. અને તે કર્તવ્ય હું કરી ચૂક્યોછું. હેપછી ભલે ક્ષ, જ્ઞ, ઇત્યાદિ છિદ્ર પાડવાને મથે. એ છિદ્ર પાડવામાં વિજય મળ્યોછે નહિં તે તો સુજ્ઞ વર્ગે જોવાનુંછે.

નં. (૪) ની દલીલમાં રા. અંબાલાલદાસ પ્રમાણિકપણે સ્વીકારેછે કે પુરાવાનો બોજો અસ્તિપક્ષ ઉપર છે એ સામાન્ય સત્ય છે, તે જોઈ સંતોષ થાયછે. પછી હેને અપવાદ એટલુ ઉમેરવાથી સિદ્ધિ નથી. પ્રસ્તુત પ્રસંગમાં અપવાદસ્વરૂપ શું છે તે હેમણે મધ્ય નાથી બતાવ્યું જણાતું નથી. અમુક માણસને નામે કોઇ પુસ્તક પ્રગટ થયુ તો પ્રથમ દર્શને કર્તૃત્વ હેનુ જ મનાય—એ તત્ત્વ આગળ કરીને હેમણે અપવાદસ્થિતિ દર્શાવી પરંતુ એ તત્ત્વની તારતમ્યપરીક્ષા હું ભરૂચના ભાષણમાં કરી ચૂક્યોછું તેથી પુનરુક્તિ નથી કરતો. એ પરીક્ષાના ઉત્તરમાં રા. અંબાલાલદાસે જે દલીલો મૂકી છે તે પ્રેમાનન્દને નામે નાટકો જે સંજોગોમાં રજૂ કરાયાંછે હેને લાગૂ પડતી નથી; સામાન્ય રીતે વ્યવહારમાં પ્રગટ થતાં પુસ્તકોને જ એ સ્પર્શ કરેછે. મતલબ એ કે, પ્રેમાનન્દના સમયમાં ગુજરાતી નાટકો લખવાનો પ્રચાર હતો એ અન્ય સામગ્રીથી સુપ્રસિદ્ધ વાત હોત, આ નાટકો સ્થળે સ્થળે તરવરતાં આધુનિક સ્વરૂપો બુદ્ધિમાનની નજરે આપોઆપ ચઢેછે સ્વરૂપ ના હોત, ઇત્યાદિ સ્થિતિ હોત, તો પુરાવાનો બોજો પ્રકાશકોને શિર ના રહેત

† 'સમાલોચક,' પુસ્તક ૧૭ મુ, અંક ૩ જો ( જુલાઈ–સપ્ટેમ્બર ૧૯૧૨ ) પૃ૦ ૧૬૬

"એટલે તે સૂત્ર પ્રમાણે હાલની ચર્ચામાં પુરાવાનો બોજો કયા પક્ષ ઉપર પડેછે હેનો નિર્ણય થઈ સકે તેમ નથી." §

અને તરત જ વળી છટકી જઈને અસંગતિદોષ માથે વ્હોરીને અદ્ભુત ઠરાવ મૂકેછે:—

"અને પ્રથમ જણાવ્યા પ્રમાણે પ્રસ્તુત વિષયની ચર્ચામાં પુરાવાનો બોજો પ્રશ્ન ઉપસ્થિત કરનાર રા. નરસિંહરાવને શિર જ પડેછે." §

આટલું જ નહિં પણ નાટકોમાં ( પ્રસ્તાવનામાં ) પ્રેમાનન્દને કર્તા તરીકે કહ્યોછે તેટલા ઉપરથી પ્રકાશકોના શિર ઉપરની પુરાવાની જવાબદારી ખસેડી નાંખીને, એ કર્તૃત્વ ખોટું છે એ સાબીત કરવાની જવાબદારી મ્હારે શિર નાંખેછે ! આમ કરવા જતે રા. અંબાલાલ ભૂલી જાયછે કે નાટક બનાવટી હોય તો પ્રસ્તાવનામાં સૂત્રધારના મુખમાં ખોટા કર્તાનું નામ મૂકવાનું કામ લગાર પણ મુસ્કેલ નથી. આ ઉલ્લેખ નાટકના શરીરમાં છે તેટલા ઉપરથી પ્રકાશકોની જવાબદારી, જે અન્યથા રા. અંબાલાલ સ્વીકારેછે તે, શી રીતે ખસી જાય તે મ્હારી અલ્પબુદ્ધિમાં ઊતરતું નથી.

પુરાવાના બોજા સંબન્ધે આટલી ચર્ચાનો બોજો વાચકના ઉપર, હેની ક્ષમા માગીને, મૂકુંછું, અને એ પ્રશ્નની વદાય લઉંછું.

વાંદરા,
તા. ૧૭–૧૦–૧૩.

નરસિંહરાવ ભોળાનાથ.

---

§ પ્રસ્તુત 'સમાલોચક,' પૃષ્ઠ ૧૬૫.

# YE MARINERS OF ENGLANDનું ભાષાન્તર. *



૧.

નાવિક અહો ! ઈંગ્લાન્ડ તણા
નિજ સમુદ્રો સભાળતા
ધ્વજાઓ જેમની હજારો વર્ષથી
ગજવતી વિજયને આકાશમાં રણસંગ્રામના
ફરી એકદા ફરકાવજો કીર્તિવન્ત તમ વાવટો
રિપુ અન્યને જીતવા યુદ્ધના ક્ષેત્રમાં
સમુદ્રો ઉપરથી સૈન્ય નૌકા તણું
ચલવજો વેગથી વાય જ્યાં પવન છે
મહા તોફાનના
યુદ્ધ કરી ભય ભર્યું સમય અતિ દીર્ઘનું
ભયકાર ઝઝાવાત જ્યાં વાય છે.

૨.

સમુદ્રો તણી સર્વ ઊર્મિ પગે દામશે
આપના પૂર્વજો તણા દિવ્ય ઓજસો
તુતક હતી તેમની કીર્તિદા ભૂમિ
ઉદધિ વળી તેમની કબર જાણો.
બ્લેઇક ને નેલસન બળવાન જ્યાં
પામીયા મૃત્યુ ત્યાં વીરહદયો
તમ સ્ફૂર્તિ પામશે.
ચલવશો જ્હરે યુદ્ધ અતિ ભય ભર્યું
સમય અતિ દીર્ઘનું
ભયકાર ઝંઝાવાત જ્યાં વાય છે.

---

* શરૂ કરેલા નવા માર્ગમાં આ છેલ્લો પ્રયાસ છે. સુજ્ઞ વાચકોને, મારે જે કહેવાનું છે તે કહું નહિં ત્યાં સુધી કોઈ પણ જાતનો અભિપ્રાય ના બાંધવાની નમ્ર વિનંતિ છે.

"કવિ."

૩.

બ્રિટાનીઆને ક્રિયા તણી લેશ
અગત્ય પણ નથી
પર્વતે બુરજ પણ જોઇતા કદી નથી
કૂચ કરતી સદા ઉદધિ ઊર્મિ પરે
રાત દિન નિત્યમતી તે ત્યા નિર્ભયપણે
નિજ ભૂમિમા ઊગતા ઓક
વૃક્ષો તણી ગર્જના કરી પાડતી
શાન્ત મન ક્યહને નિજ સમુદ્રો
તણા તટે જ્યહરે વાય છે પવન
તોફાનના ત્યાહરે યુદ્ધ ચવની
અતિ ભય ભર્યું સમય અતિ દીર્ઘનુ
ભયંકર ઝઝાવાત જ્યા વાય છે

૪.

ઉન કાર્પનજ ઈગ્લાન્ડનો ભયકાર
રાત્રિ જઈ શાન્તિ તણો તારલો
દીપશે ત્યા સુધી જનનન્ત પ્રકાશશે
સમુદ્ર યોદ્ધા અહો ! તમ કીર્તિ
ને યશ તણા ગાન ગાશુ અમે,
રીઝશુ અમે, આનન્દશુ અમે, ત્યાહરે,
જ્યહરે યુદ્ધના ભયકાર નાદો બધા
બધ થાશે વાત ઝઝા અપિ શાન્ત થાશે

"કવિ."

# નીલગિરિનું વર્ણન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૧૭ થી. )

મદ્રાસ કાઉન્સીલ નીલગિરિને પાશ્ચાત્ય દેશના કોઈ પણ ગામને એક સરાસરીમાં મૂકે છે. તેની દલીલો આ પ્રમાણે છેઃ—

૧ વીલાયતમાં વર્ષાઋતુ બારે માસ છે.
નીલગિરિમાં પણ વર્ષાઋતુ બારે માસ છે.

૨ વીલાયતમાં ઠંડી વિશેષ હોય છે.
નીલગિરિમાં પણ ઠંડી વિશેષ હોય છે.

૩ વીલાયતના દરેક ગામના પ્રત્યેક ઘરના પ્રત્યેક ઓરડામાં સગડીઓ ભીંતની અંદર ચણાવેલી દેખવામાં આવે છે જેથી તેની અંદર રહેલા અને રખાતા અગ્નિથી ઘરમાં રહેનારાઓને ઉષ્ણતા મળે છે.
નીલગિરિમાં પણ તેમ જ છે.

૪ વીલાયતમાં અંગ્રેજી ભાષા નહાના મ્હોટાં અને અંત્યજ વર્ગ પણ જાણે છે.
નીલગિરિમાં અંગ્રેજોની વસ્તી હોવાને કારણે અંત્યજ વર્ગ સુધી તેહના સ્ત્રી વર્ગમાં પણ અંગ્રેજી બોલાય છે.

૫ વીલાયતમાં ત્યાંની પ્રજાને રૂચતા વૃક્ષો અને ફળો છે.
નીલગિરિમાં પણ ત્યાંથી આયાત કરી દીધા છે.

આ પંચપૂરીથી અર્વાચીન સમયનું નીલગિરિ આંગ્લ દેશની સરાગરીમાં ઉતરવા ભાગ્યશાળી થયું તેને માટે દરેક હિંદીએ ગૌરવશીલ થવું જોઇએ.

## હિંદના મહંતોની મુલાકાત.

| | | | |
|---|---|---|---|
| ૧ | સર થૉમસ મુનરો. | ૨૭—સપટેંબર | ૧૮૨૬. |
| ૨ | ધી રાઇટ ઑનરેબલ સ્ટીવન. આર. લૉશીંગટન. | ૨૨—જાન્યુઆરી | ૧૮૨૯. |
| ૩ | લૉર્ડ વીલીઅમ બેનટીક. | ૨૨—માર્ચ | ૧૮૩૪. |
| ૪ | લૉર્ડ એલફીનસ્ટન. | —જાન્યુઆરી | ૧૮૪૦. |
| ૫ | મારકીસ ઑફ ડેલહાઉસી. | ૭—માર્ચ | ૧૮૫૫. |
| ૬ | લૉર્ડ હેરીસ. | —સપટેંબર | ૧૮૫૫. |

૭ લૉર્ડ લીટન ૧૨—એપ્રીલ ૧૮૭૬

૮ લૉર્ડ મેકૉલે ૨૫—જુન ૧૮૭૬

૯ લૉર્ડ કરઝન ૧૩—ઑગષ્ટ ૧૯૦૨

ઉપરોક્ત મહતોને હિંદીઓ સારી રીતે પીછાને છે યદિ નીલગિરિની હવા ઉત્કૃષ્ટ હોત નહિ—યદિ નીલગિરિનું જીવન સૌખ્યપ્રદ હોત નહિ—યદિ તેના દેખાવો માનુષી શક્તિને પરાજીત કરનારા હોત નહિ તો વાચક ! તું શું એમ ધારે છે કે એવા મહતો પોતાના પાણભૂજને એક જુના પુરાણા ખોચરામા આવી પતિત કરે ? તેઓએ અંતરના ઉમંગમથી નીલગિરિની મુલાકાત લીધી છે તેઓએ તેની પ્રશંસા અંતરના ઉમંગમથી કરી છે અને તે જ ઉમંગમથી બીજા પ્રવાસીઓને આવવા વધાવી લે છે

'એક વેંત નમે તો બીજો હાથ નમે' એ લોક વાયક અહીં લાગુ પડે છે ઉપરોક્ત ગૃહસ્થોએ નીલગિરિ માટે કીર્તિ ગાઈ છે અને તેને ગ્રંથના સ્વરૂપમા આલેખી અમર કીધી છે તેવી જ રીતે નીલગિરિએ તેની કિમ્મત બુઝી પોતાની અમૂલ્ય ગજ તેના મહતોની અમર ઝુપડી બધાવવા મપ્રેમ સમર્પી છે તાત્પર્ય કે તેમની મુલાકાતના ચિરસ્મરણીય દેવાલય અને મકાન પુષ્કળ પૈસાના ભોગે ઉભા કરી દીધા છે તે પૈકી સેંટ સ્ટીવન ચર્ચ, સેંટ થૉમસ ચર્ચ અને ડેનહાઉસી હાઉસ વગેરે અને સુંદર દેખાવ આપના અર્વાચીન પ્રવાસીઓની દૃષ્ટિમા ઝુમી રહ્યા છે

અહીંના વૃક્ષો ગુજરાતના વૃક્ષોથી ભિન્ન પડે છે જ્યા ત્યા બ્લુ ગમના વૃક્ષો પુરુષ્કળ જણાય છે તે વૃક્ષો એટના તો ઉંચા હોય છે કે કવિ દલપતરામની કૃતિ—

જુઓ ભાઈ આ ઉંચા ઝાડ
તેમા સૌથી ઉંચો તાડ

ને ખોટી પાડવા સામર્થ્ય ધરાવે છે એની ઝાડીના સમૂહમા શીતનો વાસ રહે છે અને તેથી આઠે પ્રહર ઘડી સત્ત ઘડી આમહ્લાદ શીત વાયુની લહરી લાગતી જણાય છે બ્લુ ગમના વૃક્ષોની ઉત્પત્તિ આ દેશની નથી એ આસ્ટ્રેલીઆના વૃક્ષ છે અને ઇ સ ૧૮૪૩ મા વનસ્પતિ શાસ્ત્રજ્ઞ કેપ્ટન ડને નીલગિરિ માટે ખાસ મગાવી ગટન પાર્કમા તેની રોપણી કરી હતી અદ્યાપિ તે વૃક્ષ ત્યા સ્થિત છે હાલ એ વૃક્ષોનો એટલો બધો ફેલાવો થઈ ગયો છે કે સમગ્ર નીલગિરિના પ્રદેશમા જ્યા ત્યા એવા જંગલો દૃષ્ટિમા પડે છે એ વૃક્ષો તાડના જેવા ઉંચા ને ઉંચા સીધા સોટા જેવા વધેના હોય છે તેની ટોચ પર પર્ણનો એક મનોહર ઝૂમખો રહે છે તેમાથી યુક્લી પ્ટસ નામનું ઓઇલ નીકળે છે આ તેલ વહાડ, કપ ગરમી, ઉધરસ, તાવ, ઝેરી હવા વિગેરે કેટલાક આજાર પર રામબાણ અસર કરે છે તેના પર્ણ ઘરમાં રાખવાથી ડાંસ મચ્છરનો સદંતર વિનાશ થાય છે એવમ્ આ વૃક્ષની ઉપયોગીતા વિશેષ જણાય છે

નીલગિરિ પર નહાના મ્હોટા ગામો ઘણા છે તેમાં ઉટાકામંડ અને કુનુર પ્રાધાન્ય પદ ભોગવે છે ઉટાકામંડ એ નીલગિરિના શૃંગ પર સ્થિત છે અને મદ્રાસ ઈલાકાના ગવર્નરને માટે ઉષ્ણ ઋતુનું મુખ્ય સ્થાન છે ઉટાકામંડ એ તામીલ ભાષાનો શબ્દ છે ઉટાકા એ નીલગિરિ પર પ્રાચીન કાળમાં વસતી તોડા નામની જાતીના એક પુરૂષનું નામ છે અને મંડ=ઘર થાય છે તે ઉપરથી ઉટાકામંડ પડ્યું હોય એમ લાગે છે વળી એમ પણ માન્યતા છે કે ઉટાકામંડ બોલવા શબ્દ "હોટાગામંડ"નો અપભ્રંશ છે ઉટાકામંડને માટે એમ લોક વાયકા એવી છે—અને તે ખરી પણ છે કે પ્રાચીન ઉટાકામંડમાં પરથાકાઇ નામનો એક શ્રીમંત તોડા રહેતો હતો શ્રીમંત તોડાના ઘર પાસે જમીનમાં એક પથરો દાટેલો હોય છે અને આ પથરા પર પોતાના ગુરૂને કિંવા મહત્ પુરૂષને જે કંઈ આપવું હોય તે મૂકતા કારણ કે જમીન પર મૂકવાથી ભ્રષ્ટ થાય છે એવી તેહની અને તેહના ગુરૂની માન્યતા હતી અને છે જ્યારે કોઇમ્બતૂરના કલેક્ટર મી જોન સાલીવાનને આ શ્રીમંત પરથાકાઈ તોડાએ નિમંત્રણ મોકલ્યું ત્યારે તેણે "જે લોકો એ મંડ = આ શિવાના ગામના અધિપતિ તમે થાઓ" એવા શબ્દો કહી તેને માટે સન્માન આપ્યું હતું તોડા નામ પરથાકાઈ મંડ છે ઓટકાલ એ 'એક પથ્થર'ને માટે તામીલ ભાષામાં વપરાય છે અને એ ઉપરથી ઓટકાલ મંડ—ઉટાકાલમંડ—અને ઉટાકામંડ કાળના ક્રમે રૂપાંતરને પામ્યું

આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે "ઉટાકામં" શબ્દ તામીલ ભાષાનો અપભ્રંશ છે 'ઉટાકામંડ' નામ અંગ્રેજે આપ્યું છે એવી ખુમારી કેટલાક આંગ્લ ગૃહસ્થોમાં છે તે તદ્દન ખોટી છે "History of Ootacamund' નામના એક મ્હોટા ગ્રંથમાં તેના કર્તા Sir Fredric Price ચોખ્ખું જણાવે છે કે Ootacamund is not a perversion of English Name

ઉટાકામંડને હાલ કેટલાક કુમારોમાં 'ઉટી' મજા પણ આપે છે હાલની વસ્તી ૧૮૫૨૬ છે પરંતુ મોસમમાં તે વધી ૨૨૦૦૦ થવા જાય છે તાલેંગની સુખાકારી સામાન્ય રીતે ઠીક છે, પરંતુ ટેકરી પર જ્યાં ત્યાં બંગલાઓ બંધાઈ ગયા છે ત્યાં ત્યાં સુખાકારીના નિયમો ઘણી સારી રીતે જળવાય છે ઉટાકામંડની વસ્તી અંગ્રેજ અને દેશી એમ ઉભયની છે એટલે તેના બંને બજારો પણ જુદા છે અહીંનો શૂદ્ર વર્ગ christianityમાં માને છે અને તે શિવાય બીજી જાતો શૈવ જાતો હોવાનું જણાવે છે

દેશી અને આંગ્લ પ્રજા માટે જોઇતી સર્વ સીધાસામગ્રી—શાકભાજી—એવા પ્રભૃતિ માત્ર મંગળવારે જ મળી શકે છે આઠે દિવસે સ્વચ્છ પણ ભાજી શકતા નથી કડવા લીમડો મીઠો લીમડો કિંવા કુવેર સરખા પણ આઠે દિવસે નથી મળી શકતા તે પણ ફક્ત મંગળવારના જ બજારમાં મળી શકે છે આનું કારણ શોધતાં એમ મળે છે કે જે શાકભાજી વગેરે ઝાડપાનો આપણને જોઈએ છે તે આ પહાડી પ્રદેશમાં થતા નહિ હોવાથી નીલગિરિની તળેટીના પ્રદેશમાંથી આણવાની યોજના કરવામાં આવી છે માટે અને બંગલાનો પાક

અહીં વિશેષ છે અહીંના માપ તોલ ગુજરાતના કિંવા હિંદુસ્તાનના કોઈ પણ ભાગના તોલ કરતા નિરાળા છે

બટાકા આનાના દશ–ભીંડા આનાના આઠ–વેંગણ–આનાના છ–વટાણા ચાર આનાના નગ સો–વિગેરે તરકારીનો આધાર આ પ્રમાણે ગણત્રી પર છે. એ જોઈ આપણને અટકામ આવે છે તામીલ ભાષાની ગણત્રી નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| વકર | = એક |
| દેન | = બે |
| મુડ | = ત્રણ |
| નાર | = ચાર |
| અખી અગર અજી | = પાચ |
| હાર અગર આગો | = છ વિગેરે૦ |

આ ઉપરથી આપણને એમ લાગે છે કે આપણા ગુજરાતમા ગીત્રી દાની રમત મશહૂર છે તે રમતમા વખત, દેન, મૂડ, નાર, અખી અગર પખી, આગો વિગેરે શબ્દો અનુક્રમે બોલાય છે આ શબ્દો સબધમા અને ક્રમમા બહુધા ઐક્યને પામે છે એટલે કાતો આ પણા એ શબ્દોનુ મૂળ તામીલ ભાષામા હોવુ જોઈએ કિંવા એ શબ્દોનુ મૂળ આપણી ગુર્જર ભાષામા હોવુ જોઈએ દીર્ઘ દષ્ટિએ અવલોકન કરતા કંઇક એવા અનુમાન પર આવી શકાય કે તામીલ ભાષાનુ ક્ષેત્ર કંઈ વિશાળ નથી અને તેનુ સાહિત્ય ગુર્જર સાહિત્ય કરતા ઘણે દરજ્જે કમી લાગે છે તદુપરાત આપણા એક સ્વામિ વાલ્મિક રામાયણનુ તામીલમા ભાષાંતર કરવા અત્રે આવેલ છે તે પરથી સિદ્ધ થાય છે કે તામીલ ભાષાનુ ક્ષેત્ર કંઈ વિશેષ ખેડાયલુ નથી એટલે કોઈ પણ પ્રકારે અહીંના શબ્દોનો જનક ત્યા થયલો હોવો જોઈએ. આ તો માત્ર અનુમાન જ છે સત્ય અસત્ય ઠેરવવુ એ ભાષા શાસ્ત્રીના કાર્યો છે

શહેરમા પાણી પુરૂ પાડવાની યોજના પહેલ વહેલા આરલીમડ ટેંકમાથી થઈ હતી દિન પ્રતિ દિન વસ્તી વધવાના કારણે આરલીમડ ટેંકનુ પાણી ખૂટવા લાગ્યુ તદુપરાત આર લીમડ ટેંકના પાણીનો ઉપયોગ તેની આસપાસ આવેલા ચાહ કોફીના ખેતરોમા વિશેષત થતો હોવાથી પ્રજાને સ્વાભાવિક રીતે તગી પડતી જણાઈ આ તગીનો અનુભવ લેતા અહીંની મ્યુનીસીપાલીટીએ ડોડાબેટા નામના નીલગિરિના સૌથી ઉંચા શૃગ પર તળાવ બાંધી ત્યાથી વધારાના પાણીના નળો શહેરમા આણ્યા એવમ્ શહેરમા કેટલેક ઠેકાણે આરલીમડ ટેંકનું પાણી મળે છે અને કેટલેક ઠેકાણે ડોડાબેટા ટેંકનુ પાણી મળે છે

નીલગિરિના રસ્તા ઘણા ઘોરી હોય છે તે જોઈ પ્રવાશીની અક્કલ સહસા બહેર મારી જાય છે અને "રસ્તા શા? મકાન અને બગલા કેવા? વસ્તી શી અને વ્યવહાર શાનો?" એવી વિચાર શ્રેણીમા તે તુર્ત ગુચાઈ જાય છે. ગાડી, ઘોડા, મોટર અને Rickshaws=

એક્કા એ પહાડી પ્રદેશના વાહનો છે એ વાહનો પર સરકારી અંકુશ જણાતો નથી ઉક્ત વાહનોની વ્યવસ્થા હમેશા ખાનગી કંપનીના હસ્તક ચાલી આવે છે અને દરેકને (ગાડી હાંકનાર કિંવા રીકશા ખેંચનારને) પહેલું ઠરેલા ભાડા ઉપરાંત થોડી ઘણી બક્ષીસ આપવાનો અહીં શીરસ્તો પડેલો છે ખરું જોતા ઉત્કૃષ્ટ હવાથી નવાજેશ થયેલા નીલગિરિ જેવા પહાડી પ્રદેશમા આવા વાહનોની જરૂર અશક્ત માણસો માટે હોવી જોઇએ પછી ભલે શ્રીમંતો તેનો ઉપયોગ કરે તેથી કંઈ તેના શ્રીમંત હકદારના હક છીનવી લેવાતા નથી પરંતુ ચલન ક્રિયાથી જે કુદરતની કૃતિ અનુભવાય છે અને જે તંદુરસ્તી સંપાદન થાય છે તેનો અને તેના જેવા બીજા લાભોના ખૂન થાય છે એ તો સ્પષ્ટ છે

## ગવર્નમેંટ હાઉસ.

ઉટાકામંડના શોધક મી સાલીવાનને માટે ઈ સ ૧૮૨૨ મા એક બંગલો બંધાયો હતો અને તેમા ઈ સ ૧૮૨૩ થી ૧૮૨૭ ના જુન સુધીનો બહુધા મહોટો સમય તેણે ગાળ્યો હતો ત્યાર પછી એ બંગલો મદ્રાસ સરકારને મહિનાના રૂ ૪૮૦)ના ભાડાની શરતે અહીં વર્ષના પટે આપ્યો સરકારને ઘરધણી તરીકે સાલીવાન બહુ કડક જણાયો એટલે અહીં વર્ષના પટાની કબૂલત વચમા રદબાતલ કરવા સાલીવાને દાનપેચ કરવા માંડ્યા પરંતુ તેનું તેમા કંઈ ફાવ્યું નહિ મૂળ પટાની મુદત પૂરી થઈ વળી પાછી સાલીવાનની ધૂન ફરવાથી ત્રણ વર્ષના પટે સરકારને પોતાનું મકાન પાછું આપ્યું પુનઃ ઉભય વ્યક્તિ વચ્ચે તકરાર જન્મ પામી સરકારને રહેવું યોગ્ય જણાયું નહિ અને તેથી નોરવુડ નામનો બંગલો વેચાતો લઈ પોતાની ઓફીસ ત્યા કરવાનો ઇરાદો થયો તે અરસામા એટલે કે ઈ સ ૧૮૭૭ ના પ્રારંભમા ડયુક ઑફ બકીંગહામે નીલગિરિની મુલાકાત લેતા આ બંગલામા પોતાનો મુકામ કર્યો હતો તેના વસવાટથી તેને એમ જણાયું કે ઉક્ત બંગલો મદ્રાસ સરકારને માટે યોગ્ય નથી અને તે ઉપરથી રદ્દા લખી જણાવતા નોરવુડ બંગલો નહિ ખરીદતા તદ્દન એક નવું મકાન લેવા સૂચના થઈ ઈ સ ૧૮૭૮ ના નવેંમ્બર એ જ આપણા અર્વાચીન ગવર્નમેંટ હાઉસની જન્મ કાળ છે હાલનું ગવર્નમેંટ હાઉસ ગવર્નમેંટ બોટોનીકલ ગાર્ડન્સની એક ટેકરી પર સુંદર ઉપવનમા મુક્ત ઝમકમા ઝૂમી રહ્યું છે

## ગવર્નમેંટ બોટોનીકલ ગાર્ડન્સ

આ બાગ ગવર્નમેંટ હાઉસની નજીકમા આવ્યો છે આ બાગનો ઉત્પત્તિ કાળ ઈ સ ૧૮૪૫ છે એ બાગમા દેશી ફળફુલ અને વૃક્ષ વેલી કરતા વિદેશી વનસ્પતિનું સંગ્રહસ્થાન વિશેષ છે અહીં લોકોના ઉપયોગમા આવતા ઉમદા પ્રકારના ફળફુલો અને તરકારી વેચવાને એક ખાસ ઓફીસ સરકાર તરફથી ઉઘાડવામા આવી છે બાગની જગ્યા ઘણી રમણીય લાગે છે નહાની મહોટી ચઢવા ઉતરવાની પગથીઓ પસાર કરતા આજુબાજુની તરુ ઘટા પ્રવાસીના મનને શાંત કરી પ્રફુલ્લિત કરે છે વધુ ને વધુ ઉપર ચઢતા એક વ્યક્તિ અગત્યનું ધ્યાન આપણું ખેંચે છે નીલગિરિ પર વસતા —

ટોડા. ૮ ૯

નામની જાતના ગણ્યા ગાંઠયા ઝુંપડા અહીં દૃષ્ટિમાં પડે છે. આ ઝુંપડા ૧૦x૧૪ ફીટના લંબાઈ પહોળાઇમાં હોય છે અને તેને બે ફીટની ઉંચાઇનું દ્વાર રહે છે. એ ઝુંપડામાં બે ઓરડા કરેલા હોય છે. એક રસોઈ બનાવવાને અને બીજો બેઠક ઉઠકને માટે. તેઓ સ્ત્રી પુરૂષ ઉભય બાંધામાં મજબૂત, ઘઉંવર્ણી અને દેખાવડા હોય છે. માથા પર તેઓ કંઈ વસ્ત્ર મૂકતાં નથી. કેશને તદ્દન છૂટા રાખી ઉભયને ફરવાનો શિરસ્તો છે. સ્ત્રી પુરૂષ ઉભય ચાદર જેવું એક વસ્ત્ર શરીરે વીંટાળી લે છે. એ જ એના વસ્ત્રો અને ઉપવસ્ત્રો જાણી લેવા. તેઓ કોઇની તાબેદારી કરતા નથી. માત્ર "આ પહાડના અમો ધણી છઇએ એવા વિચારમાં" તેઓ અહીંથી તહીં અને તહીંથી અહીં રખડતા રહે છે. તેઓની ધર્મ માન્યતા વિલક્ષણ છે તેઓ સૂર્યને પરમાત્મા માને છે. અને તેનું જ તેઓ અર્ચન પૂજન કરે છે. એ જ તેમના દેવ અને દેવિ હોય છે. ઝુંપડામાં બીજી કંઈ મૂર્તિ પૂજનમાં તેમનો વિશ્વાસ પણ નથી. પોતાના ગુરૂને જે કંઈ આપવું હોય છે તે ઝુપડાની બહાર આવી સહામે પડી રહેલા એક પથ્થર પર મૂકે છે અને ત્યાંથી ગુરૂ તેનો સ્વીકાર કરે છે. મુસાફરને આવતાં દેખી પોતાના ગીતો અને ગાયનો ગાવા મંડી જાય છે અને તે ગાયા બાદ કંઈ પણ બક્ષીસ માંગવાનો દાવો કરે છે. એમના ઝુંપડામાં આવવાને પ્રવાસીઓને મનાઈ હોય છે. કારણ કે તેમના ઉમરા ઓળંગવામા તેઓ બાધ સમજે છે. વિશેષ અગત્યની બીના એ છે કે તેઓમાં એક કરતાં વધુ ભાઇઓ વચ્ચે એક જ સ્ત્રી હોય છે. પછી ભલે તેઓ ચાર હોય કે પાંચ હોય અગર તેથી પણ વધુ હોય. સંસારક્રમ પણ તેઓ અનુક્રમે ભોગવે છે. પુત્રોત્પત્તિના સવાલમાં જેની સાથે સ્ત્રીના લગ્ન થયા હોય તેનો હક પ્રથમ રહે છે. વાંચક! મહાભારત વાંચતા દ્રૌપદીએ વરેલા પંચ પતિ અને તેમના ગંમાર વ્યવહારના સંબંધમાં આવતાં આપણને હાસ્ય આવે છે અને ટીકા કરવા મંડી પડીએ છઇએ. ત્યારે આ શું? આને તમો નીતિ કહેશો કે અનીતિ?

અહીં જોવા લાયક સ્થળોમાં આ સ્થળો અગ્રસ્થાન ભોગવે છે. બીજાં. Dodabotta Peak, Snowdon Peak, Elk Hill, અને Church Hill Peak. એ નામના શૃંગો છે. Dadabetta Peakની ઉંચાઈ ૮૦૦૦) ફીટ છે અને ત્યાં ગવર્નમેંટ ઑબઝરવેટરીનું મથક કરવામાં આવ્યું છે. સમગ્ર નીલગિરિમાં આ એક ઉંચામાં ઉચું શૃગ છે. Snowdon Peak માટે એવું કહેવાય કે કેટલાક વર્ષ પૂર્વે મહીસુરમાં મહારાજા મહેલ આગથી ખાખ થઈ ગયો હતો તત્પ્રસંગે તે આગના ભડકા અને ધૂમ્ર અહીંથી દેખી શકાયા હતા. બાકીના શૃંગો પરથી ઉટાકામંડનો ચોમેર દેખાવ પ્રવાસીને મળે છે. ડોડાબેટા પીક શિવાય બીજા બધા શૃંગો પ્રવાશીથી સહેલાઇથી ચઢી શકાય છે. તદુપરાંત લવડેલના ઉમદા દેખાવો, વૈનાડ, કોટાગરી, લવડેલ, કૈટી, અને સ્લેનડેલના ચા કૉફીના ક્ષેત્રો અને કારખાના જોવા લાયક છે.

"આમાં અરીણનો પામ આવે છે એવી જે માન્યતા જાહેરમાં આજે જોઇએ છે

તેનો અહીં બહિષ્કાર થયેલો લાગે છે. તાત્પર્ય કે અહીંના કોઈ પણ ક્ષેત્ર અને કારખાનામાં અફીણનો પાસ બીલકુલ દેવામાં આવતો નથી. ચા, કૉફીમાં ગ્લેનડેલ, અને કોટાગિરી પહેલે અને બીજે નંબરે અનુક્રમે આવે છે. બીજા બધા ઉતરતી પંક્તિ ભોગવે છે. ગ્લેનડેલ ફેક્ટરી માટે એવી લોક વાયકા છે કે ચા બનાવવામાં સહેજ પણ તાપ વધારે વાર લાગે છે તો તે જાહેરના ઉપયોગમાં નહિ મૂકતાં ચાનો સમગ્ર જથ્થો મ્હોટા ખાડા ખોદી તુર્ત દાટી દેવામાં આવે છે. આજ કારણથી પોતાના કારખાનાની ચાની પ્રશંસા દિનપ્રતિદિન વધતી ચાલી છે.

વાંચક ! આ વર્ણનમાંથી તને ઘણું જાણવાનું અને જોવાનું મળશે. તું ગમે તે જાતનો હોય, તથાપિ એ તેના સંબંધમાં આવતાં બહુ નહિ તો થોડા પણ હર્ષના ઉદ્ગાર કાઢ્યા વગર તું રહીશ નહિ. આ હૃદયનું ઝરણું છે. હું ગાઉં છું. તેને ઝીલીને તારી ફરજ અદા કર:—

## નીલગિરિને સંદેશો !

અવની પેરે ઓ નીલગિરિ ! અમીજુલા વરસાવજે !
પ્રેમ પીંડથી પોષી સદા, સ્નેહ સાગરે રેલાવજે !
રેલાવજે, ગર્જાવજે, મોજા મોંઘેરા તેમના,
દીલ લેખશે જાણે દીધા, નવલા ઘરેણાં હેમના.
પરદેશના કાં દેશના, મહેમાનો કંઈ બોલાવજે,
સ્વાગતમ્ કંઈ આદરી, નેહ હીંચકે ઝુલાવજે,
ઝુલાવજે ડોલાવજે, ગાજે મધુરા ગીતડાં,
ઠારજે મહેમાનના, એહ રીતથી ખૂબ દીલડાં.
અહેશાન થાશે સર્વદા, અહો ! પરે આ દેશમાં,
ગાશે અહાગ બાળકો, કંઈ પ્રેમના આવેશમાં,
આવેશમાં વધાવશે, ફુલ છાબડી પાણિ ધરી,
ઓવારણા પ્રેમે લઈ, દીલ થાપશું અમર કરી.

નીલગિરિના શૃંગે.
તા. ૧૧-મે-૧૯૧૪.

"સુના."

# ઔમાર ખય્યામની રૂબાઈઆત.

( H. E. Whinfieldના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી. )

૧ (૩)*

દુનિઆ અરેરે આપણું આવાસ ફાની બાપલા,
તેમાં ગમી ને દુઃખ વિણ નહીં મળ્યો કાંઈ નહિ;
અફસોસ છે કે એક મુસ્કેલી ટળી ના આપણી,
ને આપણે દુઃખ ભાર વેઠી આંહિથી ચાલ્યા જશું.ˣ

૨ (૪)

માલીક ! અમારી માગણી તું એક એ સ્વીકારજે;
તું હેતથી પરમેશની અમને પિછાન કરાવજે;
ના ભૂલીએ રસ્તો મગર લાગે તને ઉંધુ ઉંધુ,
જા ! આંખને સુરમો લગાવી દે રજા ખય્યામને.

૩ (૫)

તું ઉઠ ભાઇ, આવ ને જલદી અમારી રાહતે,
મુજ આબરૂની ખાતરે મારી બલા નિવારજે;
આ દેહના તેઓ બનાવે જામ એ પહેલાં અરે,
શીશા શરાબીના ભરી દે, હું ગટાવી જાઉં એ.

૪ (૬)

જ્યારે મરી હું જાઉં તવ ધોજે શરાબીથી મને,
ને ગીત ગાઇ મસ્તીના કરજે દફન આ ખાકને;
ઇચ્છા હશેય કયામતે જો શોધવાની કોઇને,
તો શોધજેય શરાબખાનાની નીચે મારી કબર.

---

* બ્રેકેટમાં જે નંબર મૂકવામાં આવ્યાં છે તે ઔમર ખય્યામના ફારસી પુસ્તકમાંની રૂબાઇઆતના નંબર છે. ભાષાન્તર કર્તા.

ˣ વ્હીનફીલ્ડની ઘણી રૂબાઇઆતમાં કાળ (tense) નો ફેર છે અને ભાષાન્તરમાં પણ ફેર છે પરન્તુ જ્યાં જ્યાં મૂળ રૂબાઇઆત સાથે બહુ ફેર આવતો નથી ત્યાં ત્યાં તે ફેર બતાવ્યો નથી. ભાષાન્તર કર્તા.

५ (७)

જો કોઇ તને આપી શકે ના ખાતરી એ કાલની,
દુઃખ ભાર ફેંકી પૃથ્વિમાં તું તો સુખી થાજે ભલા;
આ ચાંદની ખીલી રહી, પીસે રૂપેરી જામતું,
શશિ સ્વર્ગનો એ વ્યર્થ આપણને હમેશા શોધશે.

૬ (૯)

કોઇ કહો ! ખાલેકની ખાતર કહો ! મારી દયા લાવી કહો !
ડાહ્યા જને સંસારમાં મમતા લગાવી શું હશે ?
જંજાળમાંથી છૂટીને જ્યાં નિવૃતિ તે માગતા,
ત્યાં તેમને એ મોત માની લાતને ય જગાવતું.

૭ (૧૦)

લોકો કહે કુરાન દૈવી જ્ઞાનનો ભંડાર છે,
પણ કોએ ન કોદી વાંચવા તકલીફ એ લીધી હશે;
અંગુરના એ જામ પર શબ્દો સુનેરી જે લખ્યા,
એ ઇશ્વરી ફુરમાન છે ! ના કોઇ દી ભંસાય એ !

૮ (૧૧)

મગરૂ ના તું સગળી લે, ન કેજે દોષ મસ્તોને,
થશે જો મ્હેર માલીકની, ન સ્પર્શીશ તું શરાબીને,
" ન પીતો તું શરાબી " એ બડાઇ જો કરે ભાઇ !
ન મસ્તો એ કરે એવાં હજારો પાપ કરતો તું.

૯ (૧૨)

ગમે તેવી મનોહર, બદશિકલ હો દેહની મૂર્તિ,
મને સૌંદર્યમાં તો એ અનુપમ પૂર્ણ લાગે છે;
મને માલુમ નથી કે ખ્યાલ જગના ખંડમાં,
અરે આ દેહને સૌએ હશે શણગારતા શાને ?

૧૦ (૧૭)

હું પી શરાબી ખુશખુશાં મસ્ત થાઉંશ આલમે.
મારી કબરમાંથી ધમકશે બોય એની એ મરો;

રસ્તે જનારા પંથીઓ સૌ થોભશે ત્યાં એ જરા,
ને એ અજબ ખુશબોઇથી ભૂલી જશે સૌ ભાન એ.

## ૧૧ (૨૨)

શરાબી ને ફીગર તે રહના સોગંદ લઇ કહું છું,
અહિં મયખાનામાં હું તો કબર મારી બનાવું છું;
નથી આશા દયાની ’વા સજાની બીક ના કાંઇ,
નથી કંઈ આબ, આતિશની, હવાની, ખાકની પરવા.

## ૧૨ (૨૩)×

કહે માહી બતકને કે પ્રખર આ તાપમાં બાપુ,
સુકાયેલાં ઝરણમાં નીર પાછાં કાંઈ આવે છે;
બતક કહે જો મને, તુંને હલાલે એ કરે કોઈ,
મરી ગયા તો પછી શુ છે શરાબી કે ખરે પાણી ?

## ૧૩ (૨૪)

વફાદારી અને શ્રદ્ધા મંહી એ એક આત્મા છે,
અમર કે ફાની દુનિઆમાં ભલા એ એક આત્મા છે;
ખુશીતું રાખજે આએ અમોલા એક આત્માને,
જીવનનો આપણો નફો ભલા એ આત્મા છે.

---

×Quoth fish to duck "It will be a sad affair,
If this brook leaves its Channel dry and bare";
To whom the duck, "When I am dead and roasted
The brook may mirage prove for aught I care. (Whinefield.)

ત્યારે ફારસી રૂબાઇ નીચે પ્રમાણે છે !—

બાબતમી ગુફ્ત માંહી દર તબ વ તાબ
બાશદકે બજુઇ રફ્તા બાઝ આયદ આબ.
બત ગુફ્ત મુ મન વ તુ બુગસ્તીમ કબાબ
બુરદ અઝ પસે મુરગે મન ચે દરિઆ ચે શરાબ.

(ઓમર ખય્યામ)

ગુજરાતી ભાષાન્તર ફારસી રૂબાઇઆતના આધારે જ કરવામાં આવ્યું છે.

### ૧૪ ( ૨૫ )

આકાશ ઓ ! આ શી ખરાબી છે થઈ તુજ વૈરથી,
બૂરાઈ તારી એ પૂરાણી રીત છે બાપુ સદા;
ઓ ખાક ! જો તેઓ કદી તારૂં ઉગર ચીરે અરે !
તારા ઉગરમાં તો અમોલાં મોતીડાંએ છે ભર્યાં.

### ૧૫ ( ૨૬ )

નદીઓ વહે આ વ્હેનમાં, પવનો વહે વેરાનમાં,
તેમ વહી ગઇ ઝીન્દગી બાપુ કઈ એ રોજમાં;
હું એ દિનોના ડંશની ના કોઈ દી પરવા કરૂં,
આ દિવસો વહી જાય છે. જાશે ય ક્યમ એ સાનના.

### ૧૬ ( ૨૮ )

આજે ય કાલે વર્ષ છે મારી યુવાનીનો કંઇ,
હું હોંશથી પીઇ શરાબી ગાન સુણીશ સ્વર્ગના;
ખાગરા વા મીઠાશ હો પણ ના વખોડીશ જામને,
આ ઝીન્દગી ખારી અરે ખારાશ તેથી લાગતી.

### ૧૭ ( ૨૯ )

ઓ આત્મ ! જો દુઃખમાં સડયા કરવું લખ્યું તુજ કર્મમાં,
ને ભાગ્યના રંગો બધા સહવા લખ્યા તુજ કર્મમાં,
જો અંત વખતે તું અરે આ દેહથી છૂટી જશે,
આત્મા ! અહિંઆ દેહમાં તો આવીયો શાને અરે !

### ૧૮ ( ૩૦ )[x]

આજે નથી તુજ હાથમાં નિર્માણ બાપુ કાલનું,
ને કાલનો એ ખ્યાલ માત્ર દિવાની તારી છે અરે;

---

To-day is thine to spend, but not to morrow,
Counting on morrow's breedeth not but sorrow;
Oh squander not this breath that heaven hath lent thee
Nor make too sure another breath to borrow, (Whinefield.)

[x] મૂળ રૂબાઇ નીચે પ્રમાણે છેઃ—

દૂભાય ના જો દિલતો ગુમાવ ના પળ એક આ,
આ ઝીન્દગી બાકી અમર ના કોઇ દી આ વિશ્વમાં.

## ૧૯ ( ૩૧ )*

એ દુઃખમા શૌ બારણે ના કોઇને ભમવું ઘટે
ચડતી અને પડતી કંઇ નીભાવવી સૌને ઘટે,
આકાશના પ્યાલા અને તકદીરના પાસા વતી,
જે ચિત્ર પેદા થાય તેની સાથ તો રમવું ઘટે.

## ૨૦ ( ૩૨ )

આ ઇશ્કના દુઃખ બોરનામાં જેમ મુજ સાથી હતું,
મારીય જેમ આશકની એ બાથ માંહે એ હતું;
આ હાથ જે એના ગળા પર હાલ આપુ તું જૂએ,
એ હાથ શોએ યારની કમરે વિંટાયલો જ છે.

## ૨૧ ( ૩૩ )

અહિં આપણે આવ્યા પહેલા રંગ કઇ પલટી ગયા,
ને આસમાન બધુ ફરે એ જગની સાથે અરે,

---

કમરેઝ તુરા દસ્ત રસે જુઝ ગમ નિસ્ત
ર ગાન્દીશે ફરેતાત બજુઝ સોદા નિસ્ત
ઝાયે મકુન ઇનદમ અરહિમત શીદા નાસ્ત,
કે ઇન બાકી ઉમરરા મકા પેદા નિસ્ત.

( ઊમર ખય્યામ )

*It is labour lost thus to all doors to crawl,
Take thy good fortune, and thy bad withal,
Know for a surety each must play his game,
As from the box of fate the dice may fall. (Whinfield)

ત્યારે મૂળ રૂબાઇ નીચે પ્રમાણે:—

અઝ હરઝે બહર કરી નમી આયદ તાસ્ત
બા નેક વ બદ ઝમાના મી બાયદ સાખ્ત
અઝ તાસકે ચર્ખ વ કઆબતીન તકદીર
હર નકશકે પેદા શવદ આન બાયદ બાખ્ત.

( ઊમર ખય્યામ )

આ ખાક પર સંભાળીને ભાઇ કદમ તું મૂકજે.
કે એક વાર એ પૂતળી આ આંખની કીકી હતી.

૨૨ ( ૩૪ )

સૌ દેવળો ને મસજીદો એ પ્રાર્થના મંદિર છે,
જે ગીત એ ઘંટા બજાવે એહ પણ છે પ્રાર્થના;
આ દેવળો, કાબા, અને એ રોઝરી ને ક્રોસ એ,
સૌએ પ્રભુની પ્રાર્થનાની વિધ વિધ એ રીત છે.

૨૩ ( ૩૫ )

વિધિની એતમાને પૂર્યું કલમે સુખ, દુઃખો સૌ,
અરે આ કીસ્મતે આપુ સદાના કોતરાયાં છે,
હતું જે જે થવાનું તે લખાયું'તું અરે પહેલું,
હવે તો ઝૂરવું, રોવું, બધી એ વ્યર્થ વાતો છે.

૨૪ ( ૪૨ )

આ જામને ય બનાવવા જેણે લીધી તકલીફ છે,
શું એ તરંગોમાં વિનાશ થવાય દેશે એમનો ?
આવિશ્વના સૌ રૂપકોને, ચિત્રને, સૌંદર્યને,
શા પ્રેમથી સર્જ્યો હશે, શા ક્રોધથીય ભૂંસાડતો ?

૨૫ ( ૪૩ )

આ મૃત્યુની સૌ ખોક ખાલી તરંગમાંથી જન્મતી;
ને મૃત્યુમાંથી એ અનન્ત હયાતીને તું પામશે.
જ્યારે ઇસુએ રૂહમાં નવચેતના રેડી અહો,
ત્યારે પછી મુજ કાજ મોતે હાથ ધોયા છે અરે.

૨૬ ( ૪૫ )×

જો આપણી ઇચ્છાનુસારે કામ ના થાય કંઇ,
તો, આપણી કોશેશનો વિચાર એ જાશે કંઇ?

× Fate will not bend to humour man's cabrice,
So vaunt not human powers, but hold your peace;
Here must we stay, weighed down with grief for this,
That we were born so late, so soon decease. (Whinefield.)

# આર્ય દર્શનોનો સંક્ષિપ્ત ઇતિહાસ.

( કલકત્તાની સંસ્કૃત કૉલેજના પ્રિન્સિપાલ મહામહોપાધ્યાય ડૉક્ટર સતીશચન્દ્ર વિદ્યાભૂષણના એક લેખનો અનુવાદ. )

દર્શનોની ઉત્પત્તિ અને એનું પૌર્વાપર્ય.

દર્શનોનું અનુશીલન કરવાથી–બુદ્ધિ શક્તિ વધે છે. વેદોનો ઉપનિષત્કાલ તે દર્શનોની ઉત્પત્તિનો આદિમકાલ છે. વૈદિકકાળમાં સર્વે મનુષ્ય વેદોક્ત કર્મ કરતાં હતાં. તેની વિરૂદ્ધ કોઈ કંઈ પણ કરતું ન હતું. કેટલાક સમય બાદ કેટલાક એવા મનનશીલ પુરૂષો ઉત્પન્ન થયા, જેમનું કહેવું એમ હતું કે કોઈપણ વાત માત્ર ઘણા લાંબા કાળથી મનાતી આવી છે, તેટલા ઉપરથી જ, તે માનવી જોઇએ નહિ. તેમની અનન્ય પ્રતિભાએ યુક્તિને પ્રાધાન્ય આપ્યુ. તેમણે ઈશ્વર, પરલોક, જન્મ, મરણ આદિ વિષયોમાં અનેક તર્ક વિતર્ક કર્યા. આ વાતો કેટલાક સમય પછી દર્શન–શાસ્ત્રોના બીજ રૂપે પરિણામ પામી. દર્શન ૭ * છે; એના નામ—૧ સાંખ્ય, ૨ ન્યાય, ૩ વૈશેષિક, ૪ મીમાંસા, ૫ પાતંજલ અને ૬ વેદાન્ત. આ દર્શનોમાં કયુ પહેલુ છે અને કયુ પાછળનુ છે એનો નિશ્ચય કરવો બહુ કઠિન છે. ઘણાના મતે સાંખ્ય દર્શન સૌથી પુરાણું છે. આ દર્શનના આવષ્કર્તા મહર્ષિ કપિલ છે. વેદમાં પણ તેમના વિષે ઉલ્લેખ જોવામાં આવે છે. §શ્રીમદ્ ભાગવત પુરાણમાં લખ્યું છે કે મહર્ષિ કપિલ આદિ–જ્ઞાની હતા. સાંખ્ય પછી ન્યાય–દર્શન થયુ. તેના પછી વૈશેષિક–દર્શન બન્યું. વૈશેષિક પછી મહર્ષિ જૈમિનિએ મીમાંસા, મહર્ષિ પતંજલિએ યોગ–દર્શન, અને મહર્ષિ કૃષ્ણદ્વૈપાયને બ્રહ્મસૂત્ર બનાવ્યું. પરન્તુ, મારા ગુરૂ મહામહોપાધ્યાય શ્રીયુત ચન્દ્રકાન્ત તર્કાલંકારે અનેક યુક્તિયો દ્વારા વૈશેષિકનેજ સૌથી પ્રાચીન ઠરાવ્યુ છે.

---

* કેટલાક ચાર્વાક–દર્શનને પણ દર્શન શાસ્ત્ર માને છે. ચાર્વાક કોઈ વ્યક્તિનું નામ નથી. જેઓ પ્રત્યક્ષ સિવાય બીજા કોઈ પ્રમાણનો તેમજ દેખાતા જગત્ સિવાય પરલોકનો સ્વીકાર કરતા નથી, તેમને જ ચાર્વાક કહેવામાં આવે છે. આ સમ્પ્રદાયના આદિ–ગુરૂ મહર્ષિ બૃહસ્પતિ છે.

§ શ્રીમચ્છંકરાચાર્યે સાંખ્ય–દર્શનના પ્રણેતા કપિલના સંબંધમાં પોતાના બ્રહ્મસૂત્ર-ભાષ્યમાં શ્વેતાશ્વતરોપનિષદ્‌માંથી જે શ્રુતિ ઉતારી છે તે આ છેઃ—

श्रुतिश्च भवति–ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानश्च पश्येत् ।

આ ભાષ્ય ઉપર આનન્દગિરિએ નીચે પ્રમાણે ટીકા લખી છેઃ—

यस्तावदग्रे जायमानं ऋषिं स्थितिकाले च प्रसूतं भूतमविष्यद्वर्तमानार्थं ज्ञानैर्बिभर्ति पुष्णाति तमीश्वरं पश्येदिति योजना। योगिप्रत्यक्षमूलया सांख्यस्मृतीनां श्रुत्यनपेक्षत्वात्तद्विरोधेऽपि नामामाण्यमिति फलितमाह।

કપિલનું સાંખ્ય-દર્શન.

સાંખ્ય-દર્શન બનાવનાર મહર્ષિ કપિલના આવિર્ભાવનો પત્તો લગાડવો, એ બહુ કઠિન કામ છે. વેદ, રામાયણ, મહાભારત અને શ્રીમદ્ ભાગવત-પુરાણ આદિ પ્રાચીન્ ગ્રંથોમાં તેમના વિષે ઉલ્લેખ જોવામાં આવે છે. પરમર્ષિ કાપલ સાંખ્ય-દર્શનના સૌથી પ્રથમ પ્રવર્તક છે. આસુરએ તેમની પાસેથીજ ઉક્ત જ્ઞાન પ્રાપ્ત કર્યું. પંચશિખે આસુરિ પાસેથી શિક્ષા પ્રાપ્ત કરીને તેનો પ્રચાર કર્યો. ઇશ્વરકૃષ્ણે શિષ્ય પરંપરાથી પ્રાપ્ત સાંખ્ય-જ્ઞાનલાભ કરીને તેને આર્યાછન્દમાં ગ્રથિત કર્યું. તે પછી વાચસ્પતિ મિશ્રે સાંખ્યતત્ત્વકૌમુદી બનાવીને સાંખ્ય-દર્શનના પ્રચારનું દ્વાર ખુલ્લું કર્યું. આ વખતે સાંખ્ય-દર્શન સંબંધી જેટલા ગ્રન્થો મળે છે, તેમાં સાંખ્યતત્વકૌમુદી સૌથી પ્રાચીન છે.

અત્યારે સાંખ્ય-સૂત્રના નામથી જે ગ્રંથ મળે છે અને વિજ્ઞાનભિક્ષુએ સાંખ્યપ્રવચન નામથી જેનું ભાષ્ય કર્યું છે, તથા અનિરૂદ્ધે જેના પર ટીકા કરી છે, તે ઘણાના મતમાં કપિલકૃત સાંખ્ય-સૂત્ર નથી, પરન્તુ સાંખ્યતત્ત્વકૌમુદીમાંથી સંકલન કરેલો ગ્રન્થ છે. મહાભારતની રચના પહેલાં પણ સાંખ્ય-દર્શનનો મત વિદ્યમાન હતો. મહાભારત, ભગવદ્ગીતા અને ભાગવત-પુરાણ આદિમાં સાંખ્ય-દર્શનનો યત્રતત્ર જે મત ઉદ્ધૃત કરેલો છે, તે પરસ્પર મળતો નથી. શંકરાચાર્ય પોતાના બ્રહ્મસૂત્રના ભાષ્યમા લખે છે કે જેવી રીતે સર્વથી મોટા પહેલવાનને પછાડવાથી માનવામાં આવે છે કે બધા પહેલવાનોને પછાડવામાં આવ્યા, તેવી રીતે અમે સાંખ્ય-દર્શનના મતનું ખંડન કર્યું એટલે બીજાં દર્શનોનું પણ ખંડન થઇ ગયું.

ન્યાયદર્શન બનાવનાર ગૌતમની જન્મભૂમિ.

ન્યાય-દર્શનના મતનુંજ અવલમ્બન કરીને આ નાનીશેકડી ચોપડી લખવામાં આવી છે. પૃથ્વી ઉપર ન્યાય-દર્શન ક્યારે બન્યું, તેનો નિર્ણય કરવો તે, ઘણું કઠિન કાર્ય છે. ન્યાયદર્શન બનાવનાર ગૌતમ કોણ હતા? તેમણે કયા દેશના કયા નગરમાં જન્મ લીધો? તેમના પિતાનુ નામ શું હતું? તેઓ ગૃહસ્થ હતા કે વિરક્ત? આ પ્રશ્નોના યોગ્ય ઉત્તર મળતા નથી. વાયુ-પુરાણમાં લખ્યુ છે કે ગૌતમે શ્વેતવરાહ કલ્પમાં બ્રહ્માના માનસ-પુત્રના રૂપે જન્મ ગ્રહણ કર્યો. વાલ્મિકિ રામાયણમાં અહલ્યાના સ્વામી ગૌતમનો નિર્દેશ છે. મહામહોપાધ્યાય શ્રીયુત મહેશચન્દ્ર ન્યાયરત્ન સી. આઈ. ઈ. મહોદયે, એક રિપોર્ટમાં સારન જીલ્લામાં આવેલા રવેલગંજની પાસેના ગટના નામના ગામમાં ગૌતમ-ટામસનની પાઠશાલાનો ઉલ્લેખ કર્યો છે. કોઈ કોઈ તેને ગૌતમની જન્મ-ભૂમિ સમજે છે. કેટલાકના મતમાં મગધથી મિથિલા જવાના માર્ગમાં બક્સરની પાસે ભાગીરથીના કિનારા ઉપર ગૌતમનો આશ્રમ હતો. કેટલાક લોક કહે છે કે દરભંગાથી સીતામઢી તરફ જે રેલ્વે જાય છે, તેની પાસે ક્યાંક ગૌતમનો આશ્રમ હતો. ત્યાં એક પથર પડયો છે, તેને લોકો અહલ્યાનું પાષાણ-શરીર કહે છે. આ સ્થાન દરભંગાથી ઈશાનકોણમાં ત્રણ માઇલ દૂર છે.

પ્રાચીન સમયથી આજ સુધીમાં મિથિલામાં ન્યાયશાસ્ત્રની ચર્ચા વિશેષ રૂપે થતી આવી છે. એથી અનુમાન થાય છે કે મિથિલામાં જ ગૌતમે જન્મ

મિથિલામાં ગૌતમનો જન્મ અને ન્યાયશાસ્ત્રની ચર્ચા.

ગ્રહણ કર્યો હશે. દિગ્વિજયી શંકરાચાર્ય મિથિલાના અદ્વિતીય મીમાંસક અને નૈયાયિક મંડનમિશ્રથી પહેલવહેલા હાર્યા હતા. ગૌતમસૂત્રો પર ભાષ્ય રચનાર પક્ષિલસ્વામી (વાત્સાયન), તત્વચિન્તામણિના રચયિતા ગણેશ ઉપાધ્યાય, ન્યાયપદાર્થમાલાના લેખક પક્ષધર મિશ્ર, કિરણાવલીપ્રકાશના લેખક વર્દ્ધમાન ઉપાધ્યાય, ન્યાયવાર્તિક-તાત્પર્ય ટીકાના લેખક વાચસ્પતિ મિશ્ર આદિ અનેક પ્રાચીન ગ્રન્થકારોએ મિથિલામાં જ જન્મ ગ્રહણ કર્યો હતો.

નવદ્વીપમાં ન્યાયશાસ્ત્રની ચર્ચા

પન્દરમી શતાબ્દીના અન્તમાં નવદ્વીપના પંડિત રઘુનાથ શિરોમણિ મિથિલાથી ન્યાયશાસ્ત્ર ભણીને વંગદેશમાં આવ્યા. તેમણે બંગાલામાં ન્યાયશાસ્ત્રની ચર્ચાનો આરંભ કર્યો. ત્યારબાદ, નવદ્વીપવાસી જગદીશ તર્કાલંકાર, મથુરાનાથ તર્કવાગીશ, વિશ્વનાથ ન્યાયપંચાનન, ગદાધર ભટ્ટાચાર્ય આદિ વિદ્વાનોએ એ શાસ્ત્રમાં મોટી ઉન્નતિ કરી. નવદ્વીપમાં પહેલા નૈયાયિક કોણ થયા તેનો નિર્ણય કરવો બહુ મુશ્કેલ છે. પૂજ્યપાદ ન્યાયરત્ન મહાશયે પોતાના ન્યાયશાસ્ત્ર સંબંધી કોઈ લેખમાં સિદ્ધ કર્યું છે કે કુસુમાંજલિના પ્રસિદ્ધ વ્યાખ્યાકાર રામભદ્ર સિદ્ધાન્તવાગીશ જ નવદ્વીપના આદિ નૈયાયિક છે. તેમના પછી વાસુદેવ સાર્વભૌમ, રઘુનાથ શિરોમણિ, ભવાનન્દ સિદ્ધાન્તવાગીશ આદિ નૈયાયિકોએ નવદ્વીપમાં જન્મ લીધો.

ન્યાયદર્શનના ગ્રન્થો

મહર્ષિ ગૌતમે બનાવેલા સૂત્રોની વ્યાખ્યા સૌથી પહેલી પક્ષિલસ્વામીએ કરી; તે પછી, ઉદ્યોતકર, વાચસ્પતિ મિશ્ર, ઉદયનાચાર્યે અનુક્રમે સૂત્રો ઉપર વાર્તિક-તાત્પર્ય-ટીકા અને વાર્તિક-તાત્પર્ય-ટીકાપરિશુદ્ધિ ઇત્યાદિની રચના કરી. તેમના પછી જયન્ત અને વિશ્વનાથની બનાવેલી ટીકાઓ પણ મોજૂદ છે. રામકૃષ્ણે બનાવેલી તર્કચન્દ્રિકા, ઉદયનાચાર્યકૃત દ્રવ્યગુણપ્રકાશકિરણાવલી, આત્મતત્વવિવેક અને કુસુમાંજલિ, રઘુદેવ ભટ્ટાચાર્યકૃત દ્રવ્યસારસંગ્રહ, મહાદેવ પંડિતકૃત ન્યાયકૌસ્તુભ, વલ્લભપંડિતકૃત ન્યાયલીલાવતી, અનન્તભટ્ટકૃતપ દાર્થચન્દ્રિકા, ધર્મોત્તરાર્ય કૃત§ ન્યાયબિન્દુ-ટીકા આદિ સંખ્યાબંધ ગ્રન્થોથી ન્યાયદર્શન પુષ્ટ કરવામાં આવ્યું.

ન્યાયદર્શન-પ્રણેતા પક્ષિલસ્વામી ક્યારે થયા અને દિઙ્નાગનો વૃત્તાન્ત.

ન્યાયદર્શન-પ્રણેતા ક્યારે થયા તે બાબત બરોબર જણાઈ નથી. જૈન હેમચન્દ્ર પોતાના અભિધાનચિન્તામણિ નામના ગ્રન્થમાં પક્ષિલસ્વામી અને ચાણાક્યને એક જ વ્યક્તિ તરીકે બતાવે છે. જો પક્ષિલસ્વામી અને ચાણાક્ય એક જ હોય તો, તે ઈ. સ. પૂર્વે ચોથી શતાબ્દીમાં, ચન્દ્રગુપ્તના દરબારમાં હતા, એ વાત એક રીતે તો નિશ્ચિત છે. વાચસ્પતિ મિશ્ર પોતાની ન્યાયવાર્તિકતાત્પર્ય-ટીકામાં લખે છે—" ભગવાન્ પક્ષિલસ્વામીએ ન્યાયસૂત્રોનું જે ભાષ્ય લખ્યું છે તેના વિરુદ્ધ દિઙ્-

---

§ ધર્મોત્તરાચાર્ય, બૌદ્ધમતાવલમ્બી હતા; બૌદ્ધ મતનું અવલમ્બન કરીને તેમણે ન્યાયબિન્દુ-ટીકા બનાવી હતી.

નાગાચાર્ય આદિ બૌદ્ધ પંડિતોએ અનેક કુતર્કો ઉપસ્થિત કર્યા છે. આ કુતર્કોને દૂર કરવાને ઉદ્યોત કરે ન્યાયવાર્તિક લખ્યું. હવે, હું તે ન્યાયવાર્તિકની ટીકા લખું છું." કવિવર કાલિદાસે પોતાના સુપ્રસિદ્ધ કાવ્ય મેઘદૂતમાં દિઙ્ગનાગાચાર્યને પોતાના કાવ્યના નિન્દક જણાવ્યા છે. એથી માલુમ પડે છે કે દિઙ્ગનાગાચાર્ય કાલિદાસના સમસામયિક હતા. શ્રીયુત શરચ્ચન્દ્રદાસ રાય બહાદુર સી. આઈ. ઈ. એ તિબેતના ગ્રન્થોનું અનુસન્ધાન કરીને અમને કહ્યું હતું કે દિઙ્ગનાગાચાર્યે દક્ષિણ દેશવર્તી કાંચીનગરની પાસેના સિંહવક્ર નામના ગામમાં જન્મ ગ્રહણ કર્યો હતો. તેઓ જાતે બ્રાહ્મણ હતા. તેમણે બાલ્યકાલથી જ ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. તેઓ બૌદ્ધ ધર્મમાં દિક્ષા લેઇને નાગદત્તના સમ્પ્રદાયમાં સામીલ થયા. તેઓ વસુબન્ધુના શિષ્ય હતા. એક વખત તેમણે ઉત્કલ દેશના સર્વ દાર્શનિકોને પરાસ્ત કરીને તર્કપુંગવની ઉપાધિ પ્રાપ્ત કરી હતી. તેમનો બનાવેલો પ્રમાણસમુચ્ચય નામનો ગ્રન્થ તિબેતના પુસ્તકાલયમાં મોજૂદ છે.

ન્યાયદર્શનનો સંક્ષિપ્ત મત અને ઉદ્દેશ.

ન્યાયશાસ્ત્ર બનાવવાનો શો ઉદ્દેશ હતો, તેનું વર્ણન કરવું જરૂરનું જણાય છે. મહર્ષિ ગૌતમ પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિક્, આત્મા, અને મન એ બધાં દ્રવ્યોને નિત્ય માનીને વિશ્વની સમસ્ત ઘટનાઓની વ્યાખ્યા કરે છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ અને દિશા આદિના પરસ્પર સંયોગથી જડ-જગતની ઉત્પત્તિ થઇછે. જડ-જગતની સાથે જીવાત્માનો મેલ થવાથી બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, યત્ન, ભાવના, ધર્મ અને અધર્મ એ નવ પ્રકારના ગુણોની ઉત્પત્તિ થઈ છે. ભૂમંડળ ઉપર ઉત્પન્ન થતાંની સાથે જ આપણે આ નવ ગુણોથી આકૃષ્ટ થઇને બન્ધન પ્રાપ્ત કરીએ છીએ. જે દિવસથી જીવ બંધાય છે તે દિવસથી સુખ અને દુઃખ ભોગવ્યા કરે છે. સંસારમાં દુઃખોનું બાહુલ્ય છે—જે થોડું ઘણું સુખ છે તે પણ જ્યારે દુઃખમાં ફેરવાઇ જાય છે ત્યારે દુઃખોનું ભોગવવું તેજ આ જન્મનું મોટું ફળ રહે છે. જીવાત્માનો જડ-જગતની સાથે કેવી રીતે સંબંધ તૂટે અને દુઃખોનો સંપૂર્ણ નાશ થાય, તેનો ઉપાય બતાવવો તે ન્યાયદર્શનનો પ્રધાન ઉદ્દેશ છે. તત્ત્વજ્ઞાનનું અનુશીલન કરતાં કરતાં દુઃખોનો સંપૂર્ણ અને અત્યન્ત ધ્વંસ કેવી રીતે થાય, તેમજ આત્માને મુક્તિની પ્રાપ્તિ કેવી રીતે થાય, તે બાબત ન્યાયદર્શનમાં વર્ણવેલી છે.

મહર્ષિ ગૌતમે કપિલના મતને ગ્રહણ કરીને પોતાનું દર્શન બનાવ્યું હોય, તે અસંભવિત છે.* કપિલ કહે છે કે પ્રકૃતિ ( જડ-જગત ) અને પુરૂષ ( જીવા-

---

* પંડિતવર શ્રીયુત રાજેન્દ્રચન્દ્ર શાસ્ત્રી, એમ૦ એ૦, ના મતમાં આ બાબત બરોબર નથી. તેમના મત પ્રમાણે કપિલના મતનું અવલમ્બન કરીને ગૌતમે ન્યાયદર્શન બનાવ્યું નથી. કપિલ એક જ પ્રકૃતિથી વિશ્વનો આવિર્ભાવ માને છે, પરન્તુ ગૌતમ વિશ્વનું વિશ્લેષણ ખંડખંડમાં કરીને અસંખ્ય પરમાણુ-પુંજ સુધી પહોંચે છે.

સાંખ્યદર્શનનો મત ગ્રહણ કરીનેજ ન્યાયદર્શનની રચના કરવામાં આવીછે

ત્મા ) ના પરસ્પર સંબંધથી અનુક્રમે મહત્, અહંકાર, ૧૧ ઇન્દ્રિયો, ૫ તન્માત્રાઓ અને ૫ મહાભૂતોની સૃષ્ટિ બની છે. મહર્ષિ ગૌતમ આ ૨૫ તત્વોમાંથી મહત્, અહંકાર, ૫ તન્માત્રાઓ, ૫ કર્મેન્દ્રિયો ( વાક્, પાદ, પાણિ, પાયુ, ઉપસ્થ ), એટલાં છોડી દે છે. અવશિષ્ટ જીવાત્મા, ૫ મહાભૂત, ૫ જ્ઞાનેન્દ્રિયો અને મન એટલાંનો સ્વીકાર કરીને જગતની ઘટના-માલાની વ્યાખ્યા કરે છે. મહામુનિ કપિલે પરમેશ્વર, કાલ અને દિશા એ ત્રણે ચીજોને નકામી સમજી મૂકી છે. ગૌતમે આ ત્રણેને પોતાના દર્શનમાં અંગીકાર કરી છે.

બૌદ્ધ દર્શનનો કાલ-નિર્દેશ

બૌદ્ધ ધર્મના સંસ્થાપક શાક્યમુનિએ પણ કપિલનો મત ગ્રહણ કરીને પોતાના મતનો પ્રચાર કર્યો છે. બૌદ્ધદર્શન ચાર શ્રેણિઓમાં‡ વિભક્ત છે. જેમકે માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક અને વૈભાષિક. એમાં માધ્યમિક દર્શન સૌથી અધિક પુરાણું છે. ઈ. સ. પૂર્વે ચોથી કે પાંચમી શતાબ્દીમાં લખવામાં આવેલા પ્રજ્ઞાપારમિતા નામના ગ્રન્થમાં માધ્યમિક દર્શનનો મત ઘણીજ સારી રીતે લખવામાં આવ્યો છે. એ ઉપરથી જણાય છે કે માધ્યમિક દર્શનનો મત તે સમય પહેલાં ખૂબ પ્રચલિત હતો. ઇસ્વીસન પૂર્વે બીજી શતાબ્દીમાં વિદર્ભ દેશવાસી નાગાર્જુન નામના પ્રસિદ્ધ બૌદ્ધ દાર્શનિકે આ દર્શનનો મત સંગ્રહીને માધ્યમિક દર્શનની રચના કરી. ચન્દ્રકીર્તિએ તેના ઉપર વૃત્તિ લખી છે. શ્રીયુક્ત રાય શરચ્ચન્દ્ર બહાદુર, સી. આઇ. ઇ તિબ્બતના ગ્રન્થોની સહાયથી લખે છે કે નાગાર્જુને ઇ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં વિદર્ભ દેશના કોઇ બ્રાહ્મણ કુલમાં જન્મ લીધો હતો. બાદ કોઇ બૌદ્ધ ધર્મમાં દીક્ષા લેઇને પ્રજ્ઞાપારમિતાની ટીકા આદિ બહુસંખ્યક ગ્રન્થ તેમણે બનાવ્યા. બોધિચર્યા-વતાર ગ્રન્થના કર્તા શાન્તિપ્રભ લખે છે કે—" દર્શનશાસ્ત્રનાં સૂત્રો સર્વે શિખવાં જોઇએ આર્ય નાગાર્જુનનો બનાવેલો સૂત્ર-સમૂહ તો જરૂર મન લગાડીને શિખવો જોઇએ." પ્રસિદ્ધ ચીની પરિવ્રાજક હુવેનસાંગે ભારતવર્ષના ભ્રમણ-વૃતાન્તમાં લખ્યુ છે કે—" જે ચાર સૂર્યોના પ્રકાશથી જગત્ પ્રકાશિત થયુ છે, તેમાં આર્ય નાગાર્જુન પણ એક છે." કાશ્મીરના ઇતિહાસ રાજતરંગિણીમાં નાગાર્જુન નામના એક બૌદ્ધ નરેશનો ઉલ્લેખ છે. આ રાજાએ ઘણા બાગ અને વિહાર બનાવ્યા હતા. આર્ય નાગાર્જુન અને આ રાજા એક જ વ્યક્તિ હતા કે કેમ તેનો નિર્ણય કરવો તે ઘણુંખરૂ અસંભવ જેવું છે.

માધ્યમિક સૂત્રો ઉપર ટીકા લખનાર, ચન્દ્રકીર્તિ ઇસ્વીસનની સાતમી કે આઠમી શતાબ્દીમાં વિદ્યમાન હતા.

બૌદ્ધ લોકો રૂપ, વેદના, વિજ્ઞાન, સંજ્ઞા અને સંસ્કાર—આ પાંચ સ્કધો સિવાય બીજા કોઈ પદાર્થને માનતા નથી. રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દ એ પાંચ વિષય અને આંખ,

‡ કોઈ કોઇના મતમાં ઈ. સ. પૂર્વે પહેલી શતાબ્દીમાં અને કોઈ કોઇના મતમાં ઈ. સ ની પહેલી શતાબ્દીમા.

કાન, નાક, જીહ્વા, ત્વચા અને મન—એ ૭ ઇન્દ્રિયો રૂપ-સ્કન્ધના અન્તર્ગત છે. વિષયોની સાથે ઇન્દ્રિયોનો યથાસંભવ મેલ થવાથી વેદના-સ્કન્ધ (બુદ્ધિ) ની ઉત્પત્તિ થાય છે. એનાથી અહં-જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. તેનું નામ વિજ્ઞાન-સ્કંધ છે. અહં-જ્ઞાનની સાથે નામ, રૂપ, આદિના જ્ઞાન સમૂહની જે ઉત્પત્તિ થાય છે, તેને સંજ્ઞા-સ્કન્ધ કહે છે. અહં-જ્ઞાન અને નામ, રૂપ આદિના જ્ઞાન-સમૂહથી સંસ્કાર-સ્કન્ધની ઉત્પત્તિ થાય છે. આ પાંચ પ્રકારના જ્ઞાન સમૂહનું નામ આત્મા છે. બૌદ્ધ કાર્ય-કારણનો ભેદ માનતા નથી.

માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક અને વૈભાષિક સમ્પ્રદાયના બૌદ્ધોના મત.

માધ્યમિક સમ્પ્રદાયના બૌદ્ધો કોઇ પદાર્થનો સ્વભાવ માનતા નથી. પદાર્થ-સમૂહની કેવલ પ્રતીયમાન સત્તા (એકની સત્તાથી બીજાની સત્તા તેમજ એકના અભાવમાં બીજાનો અભાવ, જેમ કે—આંખ હોવાથી રૂપની સત્તા અને આંખના અભાવમાં રૂપનો અભાવ અથવા રૂપના અભાવમાં આંખનો અભાવ) માને છે. પરમાર્થ દૃષ્ટિથી જડ કે ચૈતન્ય કંઈ પણ માનતા નથી. તેમના મતમાં વિશ્વ શૂન્યમાંથી ઉત્પન્ન થાય છે અને શૂન્યમાં લય પામે છે. દૃશ્યમાન જગત્ માત્ર માયા છે. અવિદ્યાનો નાશ થવાથી જગત્ પાછું શૂન્યતામાં પરિણત થાય છે. યોગાવલમ્બન-પૂર્વક આવા અસીમ, અનાદિ, અતિ-ગમ્ભીર, શાન્તિનિકેતન, મહા સામ્યના આશ્રયથી તથા વાણી અને મનથી અગોચર શૂન્યતાની ભાવના કરવી જોઇએ. એ પ્રમાણે ભાવના કરતાં કરતાં યોગી શૂન્યતામાં લીન થઇ જાય છે અને તેને નિર્વાણ પ્રાપ્ત થાય છે. પછી તેને સંસાર-તાપથી તપ્ત થવું પડતું નથી. યોગાચાર-સમ્પ્રદાયના બૌદ્ધ જ્ઞાન સિવાય બીજા કોઇ વિષયના અસ્તિત્વનો સ્વીકાર કરતા નથી. તેમના મતમાં જ્ઞાન-સમૂહ ક્ષણિક છે, પૂર્વ-પૂર્વ મુહૂર્તનો જ્ઞાન-સમૂહ પર-પરના મુહૂર્તમાં સંક્રાન્ત થઇને જે અવિચ્છિન્ન પ્રવાહ ઉત્પન્ન કરે છે તે 'અહં' અથવા આત્મા છે. સૌત્રાન્તિક જ્ઞાનનો સ્વીકાર કરે છે અને કહે છે કે જો કે આપણે બાહ્યાર્થ પ્રત્યક્ષ નથી કરતા, તો પણ જ્ઞાનદ્વારા તેના અસ્તિત્વનું અનુમાન કરી શકીએ છીએ. વૈભાષિક બાહ્યાર્થ અને જ્ઞાન એ બન્નેનો સ્વીકાર કરે છે. સાંખ્ય-દર્શનની છાયા ઉપર જ બૌદ્ધ દર્શનની રચના થઇ છે, એ વાતનું પ્રમાણ ડગલે ડગલે મળે છે.

ઘણું કરીને વૈશેષિક અને બૌદ્ધ દર્શન ન્યાય દર્શનની પછી બન્યાં છે.

વિચાર કરવાથી માલૂમ પડે છે કે વૈશેષિક અને બૌદ્ધદર્શન ન્યાયદર્શનની પછી બન્યાં છે. પરમાણુવાદના સ્રષ્ટા મહર્ષિ ગૌતમ જ છે. જડ પદાર્થો પણ પરમાણુથી બનેલા છે, એ વાત સૌથી પહેલાં ગૌતમેજ જાણી હતી. મહર્ષિ કણાદે પરમાણુવાદને સમ્પૂર્ણ રૂપમાં ગ્રહણ કર્યો. પણ, તેમના મતનું વિશેષત્વ એ છે કે પરમાણુઓમાં પરસ્પર ભેદ દેખાડવા માટે પરમાણુનિષ્ઠ એક એક પદાર્થનો તેઓ અલગ અલગ સ્વીકાર કરે છે. આ વિશેષતાને લીધે તેમના દર્શનનું નામ વૈશેષિક પડ્યું. તે સિવાય કણાદે ગૌતમના બનાવેલા પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ-એ ચાર પ્રમાણોને બીનજરૂરી માન્યાં છે. ઉપમાન અને શબ્દ—એ પ્રમાણોને તો વ્યર્થ સમજી તેમણે છોડી દીધાં છે.

એમ જણાય છે કે બૌદ્ધોનો ક્ષણ–વિજ્ઞાનવાદ ગૌતમના ક્ષણ–વિજ્ઞાનવાદનું માત્ર અનુકરણ છે. મહર્ષિ ગૌતમનું કથન છે કે જડ પદાર્થ–સમૂહ અતિ–અલ્પ–સ્થાન–વ્યાપી છે. યોગાચાર સમ્પ્રદાયના બૌદ્ધોનું કથન છે કે જ્ઞાન–સમૂહ અતિ–અલ્પ–ક્ષણ–સ્થાયી છે.

મીમાંસા–દર્શન અને જૈમિનિ, શબર સ્વામી અને કુમારિલ ભટ્ટ.

ઘણાનો એવો ખ્યાલ છે કે જૈમિનિ શાક્ય–મુનિના પછી ઉત્પન્ન થયા છે. તેઓ કહે છે કે જૈમિનિ પોતાને બૌદ્ધધર્માવલમ્બી જણાવીને, કોઇ બૌદ્ધ ધર્મ ગુરૂની પાસે ભણતા હતા. એકવાર ગુરૂ નિરીશ્વરવાદની વ્યાખ્યા કરતા હતા. જૈમિનિ પણ સાંભળતા હતા. જૈમિનિથી રહેવાયું નહિ. તેમની આંખોમાંથી આંસું ટપકવા લાગ્યાં. કહેવાય છે કે, આ ઘટના જોઇને તે લોકો તેમનું કપટ જાણી ગયા. તેમણે તેમને ત્યાંથી કાઢી મૂક્યા. જૈમિનિ ત્યાંથી ચાલી ગયા. બૌદ્ધ લોકો વેદ–વિરોધી છે, તેનું પ્રમાણ તેમને મળી ગયું. તે વખતે તેમણે પોતાની પ્રતિભાના બલથી **મીમાંસા**–દર્શનની રચના કરી. પરન્તુ ગુરૂની પાસે નિરીશ્વરવાદનું તેમણે જે શિક્ષણ મેળવ્યું હતું, તે તેમના મનમાંથી ખસ્યું નહિ. એથી એમણે પણ પોતાના દર્શનમાં ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કર્યો નહિ. જૈમિનિએ પોતાના દર્શનમાં યજ્ઞ સંબંધિની પરસ્પર વિરોધિની શ્રુતિયોની મીમાંસા કરી છે. બાદ કોઇ શબરસ્વામીએ **મીમાંસા** ભાષ્યમાં અને કુમારિલ ભટ્ટે* **મી**માંસાવાર્તિકમાં અનેક દાર્શનિક બાબતોનો ઉલ્લેખ કર્યો છે. ભટ્ટપાદ, ગુરૂપાદ, પ્રભાકર આદિ દાર્શનિકોએ **મીમાંસા** દર્શનનાં અનેક જટિલ તત્ત્વોનું સમાધાન કર્યું છે. કહેવાય છે કે શબરસ્વામીનું મૂળ નામ આદિત્યદાસ હતું, તેમણે બૌદ્ધોના ભયથી કેટલોક સમય શબરોમાં વાસ કર્યો હતો. તેથી તેમનું નામ શબરસ્વામી પડ્યું. કોઇ કોઇના મતમા શબરસ્વામી ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યના પિતા§ હતા. આ વાતો કેટલી ખરી છે, તે સમજી શકાતું નથીઃ—

પાણિનિના ભાષ્યકાર અને યોગ—દર્શનના બનાવનાર પતજ્જલિ એક જ છે કે બે,

---

* કુમારિલસ્વામી ક્યારે થયા એ વાતનું બરોબર પ્રમાણ મળતું નથી. એમના **મીમાંસા**વાર્તિકમાં કવિવર કાલિદાસના અભિજ્ઞાન શાકુન્તલનું નીચે લખેલું વાક્ય ઉદ્ધૃત કરેલું છે, એથી જણાય છે કે ભટ્ટમહોદય કાલિદાસની પછી થયેલા છે.

सतांहि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्त:करण प्रवृत्तयः ॥

§ ब्राह्मण्यामभवद्वराहमिहिरो ज्योतिर्विदामग्रणी
राजा भर्तृहरिश्च विक्रमनृपः क्षत्रात्मजायाममूत् ।
वैश्यायां हरिचन्द्रवैद्यतिलको जातश्च शङ्कुः कृती
शूद्रायाममरः षडेव शबरस्वामिद्विजस्यात्मजाः ॥
( पुरुष-परीक्षा-टीका )

પતંજલિ અને યોગદર્શન.

તે બાબતનો બરોબર પત્તો લાગતો નથી. તથાપિ, ભાષ્યકાર પતંજલિ ઇ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં વિદ્યમાન હતા, એમ યૂરોપના પંડિતોનો મત છે. યોગ-દર્શન-પ્રણેતા પતંજલિએ બધી બાબતોમાં સાંખ્યદર્શન જ પ્રણેતા કપિલનું અનુસરણ કર્યું છે. વિશેષતા એટલીજ છે કે કપિલ ઇશ્વરને માનતા નથી, કિન્તુ પતંજલિ ઇશ્વરને માને છે અને જીવાત્મા કેવે પ્રકારે ઇશ્વરને પ્રાપ્ત કરી શકે, તે પોતાના દર્શનમાં બતાવે છે.

વેદાન્તદર્શન, બૌદ્ધાયન-ભાષ્ય તથા દ્વૈતા-દ્વૈત વાદ આદિ

બ્રહ્મસૂત્ર અથવા વેદાન્ત દર્શનના બનાવનાર કોણ છે તેનો નિર્ણય કરવો કઠિન છે. મૂલ સૂત્રોમાં બાદરિ, બાદરાયણ અને જૈમિનિનાં નામ અને મતનો ઉલ્લેખ છે. ઘણાનો મત છે કે વેદાન્ત-દર્શન મહર્ષિ કૃષ્ણદ્વૈપાયનનું રચેલું છે. એથી સૂચિત થાય છે કે કૃષ્ણદ્વૈપાયન અને બાદરાયણ એક નથી પણ જૂદા જૂદા બે પુરૂષો છે. મૂલ સૂત્રોમાં યોગદર્શન, ક્ષણિકવાદ, શૂન્યવાદ આદિ મતોનો ઉલ્લેખ છે. આથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ દર્શનોની પછી જ વેદાન્ત-દર્શન બન્યું છે. બ્રહ્મસૂત્રો બનાવનારના મનનો ભાવ શો હતો, તે જાણવું અતિ કઠિન છે. શંકરાચાર્ય, રામાનુજ, વલ્લભાચાર્ય, મધ્વાચાર્ય આદિ દાર્શનિકોએ પોતપોતાના અભિપ્રાય અનુસાર વેદાન્ત-દર્શનમાંથી અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ અને દ્વૈતવાદ આદિ મત કાઢ્યા છે. વેદાન્ત-દર્શનનુ સૌથી પુરાણું ભાષ્ય બૌદ્ધાયનનું બનાવેલુ છે. રામાનુજે પોતાની બનાવેલી વેદાન્ત-વ્યાખ્યામાં પોતાના મતની પુષ્ટિના માટે બૌદ્ધાયનનો મત ઉદ્ધૃત કર્યો છે

માધ્યમિક દર્શનનો મત અને શંકરનો અદ્વૈતવાદ.

માધ્યમિક* સમ્પ્રદાયના બૌદ્ધોના અને શંકરાચાર્યના મતમાં પરસ્પર ઘણું સાદૃશ્ય છે. માધ્યમિકો જેવી રીતે પારમાર્થિક અને સાંવૃતિક એમ બે અવસ્થાઓ માને છે, તેવીજ રીતે શંકરાચાર્ય પણ પારમાર્થિક અને વ્યાવહારિક એમ બે અવસ્થાઓનો સ્વીકાર કરે છે. માધ્યમિકોના મતમાં મુક્તાવસ્થામાં જીવાત્મા અને જગત્ શૂન્યતામાં પરિણત થઈ

* માધ્યમિક ( મહાયાન ) સમ્પ્રદાયના બૌદ્ધોનો આદિ ગ્રન્થ પ્રજ્ઞાપારમિતા છે. આ ગ્રન્થમાં અવિદ્યા, માયા આદિની વિશદ વ્યાખ્યા કરવામાં આવી છેઃ—

अविद्या—यथा सारिपुत्र न संविद्यन्ते तथा संविद्यन्ते एवमविद्यमाना स्तेनोच्यन्ते अविद्येति ।

माया—धर्मतैषा सुभूते धर्माणां मायाधर्मतामुपादायस्यात् । यथापिनाम सुभूते दक्षो मायाकारो वा मायाकारान्तेवासी वा चतुर्य महापथे महान्तं जनकायमभिनिर्मिमीते ।

अभिनिर्माय तस्यैव महतो जनकायस्य अन्तर्धानं कुर्यात् । तत्किं मन्यसे सुभूते अपितु तत्रकेनचित् कश्चित् हतो वा नाशितो वा अन्तर्हितो वा ।

જાય છે. શંકરાચાર્યના મતમાં જીવાત્મા અને જગત્ બ્રહ્મમાં લીન થઈ જાય છે.× શંકરાચાર્ય જેને નિર્ગુણ અને નિષ્ક્રિય બ્રહ્મ કહે છે, તેને બૌદ્ધ શૂન્ય કહે છે.' બન્નેના મત પ્રમાણે મુક્તાવસ્થામાં અવિદ્યાનો ધ્વંસ થઈ જાય છે. વેદાન્તીઓના મતમાં "હું બ્રહ્મ છું"—એમ જ્ઞાન થવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. માધ્યમિકોના મતમાં "હું શૂન્યતા માત્ર છું"—એ જ્ઞાન દ્વારા મુક્તિ પ્રાપ્ત થાય છે.* સર્વ-દર્શન-સંગ્રહ-પ્રણેતા માધવાચાર્યે પ્રસંગાનુસાર પદ્મપુરાણનો જે શ્લોક ઉદ્ધૃત કર્યો છે, તેમાં લખ્યું છે કે માયાવાદ †પ્રચ્છન્ન બૌદ્ધ મત છે. કિન્તુ પંડિતવર શ્રીયુક્ત રાજેન્દ્રચન્દ્ર શાસ્ત્રી, એમ. એ., મહોદય કહે છે કે એ વચન શંકરાચાર્ય પછીના વેદાન્ત સિદ્ધાન્તો પર કરેલું કટાક્ષ છે. વિજ્ઞાન ભિક્ષુના મતમાં—પ્રાચીન વેદાન્તમાં માયાની બીલકુલ ગન્ધ પણ નથી. એથી તે પોતાના પ્રવચન-ભાષ્યમાં ત્યાં સુધી લખી ગયા છે કે, અત્યારે જેઓ પોતાને વેદાન્તી હોવાનું અભિમાન કરે છે, તેમનો મત ઉલ્લેખ યોગ્ય પણ નથી§

**મહાત્મા ચૈતન્ય અને વૈષ્ણવ દર્શન.**

ઘણાના મતમાં રામાનુજ સ્વામી જ વૈષ્ણવ દર્શનોના પ્રવર્તક છે. ઈ. સ. ૧૪૮૪માં મહાત્મા ચૈતન્યે નવદ્વીપમાં જન્મ ગ્રહણ કર્યો હતો. તેમણે ભગવદ્ ગીતા, શ્રીમદ્ ભાગવત અને મધ્વાચાર્યના બ્રહ્મ-સૂત્ર ભાષ્યનું અવલમ્બન કરીને જે નવીન મતનો પ્રચાર કર્યો, તેથી વૈષ્ણવ દર્શનની ઘણીક ઉન્નતિ થઈ. મહાત્મા ચૈતન્ય દ્વૈતવાદી હતા. તેમણે ભક્તિમતનો પ્રચાર કર્યો. વૈષ્ણવ લોકો સચ્ચિદાનન્દ બ્રહ્મના આનન્દમય (પ્રેમમય) ભાવના ઉપાસક છે. એ લોકો વેદાન્તીઓની માફક જીવ બ્રહ્મને એક માનતા નથી; પ્રત્યુત, જીવ અને ઈશ્વરમાં ઉપાસ્ય અને ઉપાસક ભાવ માને છે. ઈશ્વરના વિષયમાં જીવ શાન્ત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર-એ ભાવોની ભાવના કરે છે. ભગવાનની અસીમ ક્ષમા દેખીને આપણા હૃદયમાં જે અભૂતપૂર્વ ભાવ ઉત્પન્ન થાય છે, તેને શાન્ત ભાવ કહે છે. ઈશ્વરના આપણે દાસ છીએ, એ ભાવના દાસ્યભાવ છે. ઈશ્વરની સેવા કરતાં કરતાં જ્યારે આપણે તેમની સાથે વિશેષ પરિચિત થઈ જઇએ છીએ, ત્યારે સખ્યભાવ ઉત્પન્ન થાય છે. આ પરિચય

---

× शून्यतागतिका हि सुभूते सर्वधर्मास्ते तां गतिं न व्यतिवर्तन्ते ।

(प्रज्ञापारमिता)

* गम्भीरमिति सुभूते शून्यताया एतदधिवचनम्, शून्यताया एतदधिवचनं यदप्रमेयमिति। येन सुभूते शून्या अक्षया अपिते, यात्र शून्यता अप्रमेय तापि सा ।

(प्रज्ञापारमिता)

† मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमेवतत् ।
मयैव कथितं देवि कलौ ब्राह्मणरूपिणा ॥

§ इदानीन्तनानां वेदान्तिब्रुवाणां मतं न वाच्यम् । (सांख्य-प्रवचन-भाष्य)

ધીરે ધીરે જ્યારે ગાઢતર થઇ જાય છે, ત્યારે સેવક પોતાના મનમાં વિચારે છે કે ઇશ્વર મારી સાથે ગાઢ પ્રેમ કરે છે; આ ભાવનું નામ વાત્સલ્ય છે. ઇશ્વરની સાથેના પતિ-પત્ની ભાવને મધુર ભાવ કહે છે. આ ભાવ ઉપાસકોને વિશેષ પ્રિય છે.

ઇશ્વરની ભક્તિ કરતાં કરતાં જ્યારે આપણે તેમાં લીન થઈ જઇએ છીએ, ત્યારે તે લીનતાને મુક્તિ કહે છે. તે સિવાય બીજી કોઈ મુક્તિ નથી. સાંખ્ય, ન્યાય, વૈશેષિક, બૌદ્ધ, યોગ અને વેદાન્ત દર્શન પોકાર પોકાર કરીને કહે છે કે સંસાર દુઃખસાગર છે અને એ તાપકારી સંસારનો ત્યાગ જ પરમ પુરૂષાર્થ છે. કિન્તુ મહાત્મા ચૈતન્યના મતમાં વારંવાર જન્મ ગ્રહણ કરીને ઇશ્વરની સેવા કરવી તેજ પરમ પુરૂષાર્થ છે. જન્મનો અત્યન્ત ઉચ્છેદ અને પ્રેમમય સંસારનો ચિરપરિત્યાગ, વૈષ્ણવો નથી ઇચ્છતા. પ્રાચીન દાર્શનિકોએ ઇશ્વરને ×નિર્ગુણ માન્યો છે, કિન્તુ વૈષ્ણવ ઇશ્વરને §સગુણ માને છે.

**પાશ્ચાત્ય દર્શનોનો મત.**

યૂરોપના નવીન દાર્શનિકો સ્વતન્ત્ર નિત્ય જીવાત્મા માનતા નથી. તેમના મતમાં આંખના સ્નાયુની સાથે રૂપનો મેલ થવાથી સ્નાયુમાં ભરેલા એક પ્રકારના તરલ પદાર્થમાં કમ્પન ઉત્પન્ન થાય છે. આ કમ્પ એક પ્રકારનો પ્રવાહ ઉત્પન્ન કરે છે. આ પ્રવાહ મસ્તિષ્કના કેન્દ્ર અને સ્નાયુઓને આઘાત પહોંચાડે છે. આ દર્શન પ્રત્યક્ષ છે. રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દદ્વારા અનુક્રમે જીભ, નાક અને કાનના સ્નાયુઓથી સમ્મિલિત થઇને ઉપર કહેલા પ્રકારે રાસન, ઘ્રાણજ, સ્પાર્શન અને શ્રાવણ પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે. ક્રમશઃ નિર્વિકલ્પ જ્ઞાનથી સવિકલ્પ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. તેમના મતમાં મનુષ્ય એક પ્રકારનું સ્નાયુમય યન્ત્ર છે. બહારના જગતની શક્તિદ્વારા આ અચરજ ભરેલું યન્ત્ર ચાલ્યા કરે છે. ગતિ, સ્થિતિ અને અનુભૂતિ* આ યન્ત્રનાં કાર્ય છે.

---

× अशब्दमस्पर्शमरूपमव्ययं
तथारसं नित्यमगन्धवच्चयत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं
निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ।
( कठोपनिषत )

§ नवाम्बुधरमण्डलीमदविडम्बिदेहद्युति-
र्व्रजेन्द्रकुलचन्द्रमाः स्फुरतिकोऽपिनव्योयुवा ।
सखि स्थिरकुलाङ्गनानिकरनीविबन्धार्गल-
च्छिदाकरणकौतुकी जयति यस्य वंशीध्वनिः ॥
( श्री चैतन्य-चरितामृत )

* "According to this school, man is a machine, no doubt the most complex and wonderfully adapted of all known machines, but still neither more nor less

સ્નાયુની ઉત્તેજના કેવી રીતે જ્ઞાનરૂપ થઈ જાય છે તેની મીમાંસા† તે લોકો હજી સુધી કરી શકતા નથી. યૂરોપના કોઈ કોઈ દાર્શનિકો જ્ઞાન-સમૂહને તો માને છે, કિન્તુ જ્ઞાનના આશ્રય આત્માને માનતા નથી. સ્થિર આત્માનો સ્વીકાર કર્યા§ વિના સ્મરણ, પ્રત્યાશા, પ્રત્યભિજ્ઞા આદિ વાતો અસંભવિતજ઼ થઇ જાય છે.

૪

ભારતમા જન્માન્તરવાદ

હિન્દુઓ અને બૌદ્ધો સિવાય અન્ય સમ્પ્રદાય માનનાર બીજો જન્મ માનતા નથી હિન્દુ અને બૌદ્ધ—એ જ ભારતના સૌથી પ્રાચીન ધર્મો છે એ ઉપરથી જણાય છે કે જન્માન્તરવાદ ભારતવાસીઓનોજ આ વિષ્કાર છે. જો કે ઈસુની છઠ્ઠી શતાબ્દી પૂર્વ પિથાગોરસ આદિ દાર્શનિકોએ આ મતનો પ્રચાર ગ્રિસ દેશમા કર્યો હતો, પરન્તુ તેઓ તેના આવિષ્કારક નહોતા. કલકત્તા-પ્રેસિડિન્સી-કૉલેજના ભૂતપૂર્વ અધ્યક્ષ, સી. એચ ટાની, એમ૦ એ૦, સી૦ આઇ૦ ઇ૦ મહોદયે સાબીત કર્યું છે કે પિથાગોરસ ભારતવર્ષમાં આવ્યો હતો. એથી ખાત્રી થાય છે કે પિથાગોરસ તે બાબત ભારતવર્ષમાંથી જ શિખ્યો હતો પ્રાચીન કાલમા મિસરના લોકો પણ બીજો જન્મ માનતા હતા. અનેક વિદ્વાનોનો મત છે કે તેમણે હિન્દુઓ અથવા ગ્રીસ દેશવાસીઓ પાસેથી તે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું

શું કોઈ નિરીશ્વરવાદીએ, આરંભમા, જન્માન્તર વાદનુ પ્રવર્તન કર્યું ?

યૂરોપના કોઈ કોઈ દાર્શનિકો અને સ્વર્ગીય ડૉક્ટર કૃષ્ણમોહન વન્દ્યોપાધ્યાય, એલ૦ એલ૦ ડી૦, મહોદયનો અભિપ્રાય છે કે કોઈ નિરીશ્વરવાદીએ જન્માન્તરવાદ કાઢ્યો છે. જો પૂર્વજન્મનાં કર્મ-ફલ પાછળનાં જન્મો નાં સુખ-દુઃખોના કારણ હોય તો સૌથી પહેલા જન્મ અથવા કર્મ-ફલનો નિર્ણય કરવો કઠિન છે. આ માટે જ દાર્શનિકોએ સંસારને અનાદિ માન્યો છે. આદિ અને અન્ત વિનાના સંસારના બનાવનારની કલ્પના કરવી નકામી છે. જે પ્રકારે ફુલ, કેટલોક કાળ પછી, પોતાની મેળે જ

---

than an instrument whose energy is provided by force from without, and which, when set in action, performs the various operations for which its structure fits it, namely, to live, move, feel and think."

† "This doctrine is known as that of human automatism, the doctrine that we are essentially nervous machine, with a useless appendage of consciousness some how added The doctrine obviously fails to explain why consciousness should appear on the scene at all"—James Sully.

§ "If, therefore we speak of the mind as a series of feelings, we are obliged to complete the statement by calling it a series of feelings which is aware of itself as past and future, and we are reduced to the alternative of believing that the mind or ego is something different from any series of feelings, or possibilities of them, or of accepting the paradox, that something which Ex hypothesi is but a series of feelings, can be aware of itself as a series'—John Stuart Mill

ફલ રૂપમાં પરિણત થાય છે તે પ્રકારે આપણે આ જન્મમાં અથવા પાછલા જન્મમાં જે ભલાં બુરાં કર્મ કર્યાં હોય તે આત્મામાં સંસ્કાર રૂપે રહીને, કેટલાક વખત પછી, આત્મગ્લાનિ અથવા આત્મપ્રસાદના રૂપે પરિણામ પામે છે. આ આત્મગ્લાનિ અથવા આત્મપ્રસાદના કારણથી જ આપણે રોગ, શોક, પરિતાપ, વિપત્ આદિનાં બંધનો ભોગવીએ છીએ અને દયા, દાક્ષિણ્ય, ક્ષમા, પરોપકાર આદિમાં મન લગાડીએ છીએ. બન્ધુનાશ અથવા બન્ધુપ્રાપ્તિ—જે કોઈ સુખ દુઃખ આપણને પ્રાપ્ત થાય છે, તે આ પાપ અને પુણ્ય કર્મોનાં ચરમ ફલ છે. જેવી રીતે એકની એક ચીજ સમય જતાં કળી, ફુલ અને ફળાદિ રૂપ ધારણ કરે છે, તેવી રીતે આપણાં આ જન્મનાં અથવા પૂર્વજન્મના કર્મ આત્મામાં સંસ્કાર રૂપે રહીને ભ્રમ નિમિત્ત રૂપ ધારણ કરે છે. એટલા માટે જન્માન્તર (પૂર્વજન્મ) માનવા છતાં ઇશ્વરને માનવો તે તદ્દન નિષ્પ્રયોજન જેવું છે.

**પૂર્વોક્ત આશંકાની અસારતા**

જન્માન્તરવાદ કોઈ નિરીશ્વરવાદીએ ચલાવ્યો છે તે વાત બરોબર નથી. કારણ કે ઋગ્વેદ, ઉપનિષદ્, પુરાણ આદિ શાસ્ત્રોમાં જગાએ જગાએ ઇશ્વર અને જન્માન્તરની વાતો છે આપણા સુખ દુઃખનું ઉપાદાન કારણ ધર્મ અને અધર્મ અવશ્ય છે, કિન્તુ ઇશ્વર તેનું નિમિત્ત કારણ છે. ઘડાનાં ઉપાદાન અને નિમિત્ત કારણ માટી અને કુંભાર છે. આપણે ધર્માધર્મ અનુસાર સુખ-દુઃખ-ભોગ અવશ્ય કરીએ છીએ, પણ તેનો નિયન્તા કોણ છે? કહેવું પડે છે કે ઇશ્વર જ આપણા સુખ-દુઃખોનો નિયન્તા છે. અધ્યાપક મોક્ષમુલર કહે છે કે—"જન્માન્તર છે કે નહિ, એ બાબત મૂકી દો, પરન્તુ, એટલું તો બતાવો કે કોઈ સુખી છે, કોઇ દુઃખી છે, કોઇ દરિદ્ર છે—આ વૈષમ્યનું કારણ બતાવો?" તેનું કારણ બતાવતાં ભારતના ઋષિયોએ જન્માન્તરનો સ્વીકાર કરીને, જેવી અસીમ પ્રતિભાનો પરિચય કરાવ્યો છે, તેવી પ્રતિભાનો પરિચય દુનિયાના કોઈ દેશના કોઇ મનુષ્યે કરાવ્યો નથી.

**ભારતીય મુક્તિતત્ત્વ**

મુક્તિના વિષયમાં ભરતખંડના ઋષિઓએ જેવા તત્વનો આવિષ્કાર કર્યો છે, તેવું તત્વ જગતની કોઈ જાતિએ શોધ્યું નથી ભારતીય દાર્શનિકોનો એવો મત છે કે મુક્તાવસ્થામાં જીવાત્મા પોતાના સ્વરૂપમાં અવસ્થાન કરે છે. કપિલ કહે છે કે જીવાત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્તસ્વભાવ છે. સંસારાવસ્થામાં દેહની સાથે જીવાત્માનું જે અનિર્વચનીય બંધન છે, તેનો અત્યન્ત ઉચ્છેદ થતાંની સાથે જ તે પોતાના રૂપને પ્રાપ્ત થાય છે. ગૌતમ કહે છે કે દેહબન્ધનથી મુક્ત થતાંની સાથે જ જીવાત્મા સુખ દુઃખથી રહિત થઇને નિર્ગુણ ભાવ પ્રાપ્ત કરે છે. વેદાન્તી કહે છે કે જીવાત્મા મુક્તાવસ્થામાં પરમાત્મામાં લીન થઇને સચ્ચિદાનન્દ ભાવ પ્રાપ્ત કરે છે. કોઈ કોઈ મીમાંસક કહે છે કે મુક્તાવસ્થામાં આત્મા નિત્ય સુખનો સાક્ષાત્કાર-લાભ મેળવે છે મહાયાન સમ્પ્રદાયના બૌદ્ધો કહે છે કે મુક્તાવસ્થામાં જીવાત્મા શૂન્યતામાં લીન થઈ જાય છે. વૈષ્ણવ કહે છે કે જીવાત્મા મુક્તિ-ક્ષણમાં ઇશ્વરના સામીપ્ય અને તન્મય ભાવની પ્રાપ્તિ કરે છે. મુક્તાવસ્થામાં દુઃખોનો સંપૂર્ણ અને અત્યન્ત ધ્વંસ થઈ જાય છે, એ વાત સર્વ કહે છે. જ્ઞાન, યોગ, ભક્તિ અને કર્મ એ ચાર મુક્તિના ઉપાય છે

**ઈશ્વર.** શ્રુતિમાં લખ્યું છે કે સ્વર્ગ અને પૃથ્વીનો સ્રષ્ટા એક દેવ છે, જે વિશ્વનો નિયન્તા અને ભુવનનો રક્ષક છે.* તેને ઓળખીને જ જીવ મુક્ત થઈ જાય છે, મુક્તિ મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી.§ મહર્ષિ ગૌતમ અને કણાદ કહે છે કે—કાર્ય માત્રનો કોઇને કોઇ કર્તા અવશ્ય હોય છે; આ પૃથ્વી રૂપ કાર્યનો કર્તા ઈશ્વર છે.+ મહર્ષિ પતંજલિ કહે છે કે યોગદ્વારા ઈશ્વર પ્રત્યક્ષ કરી શકાય છે. મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ કહે છે કે—જેનાથી આ દેખાતા જગતનો આવિર્ભાવ થયો છે, તે ઈશ્વર છે× કોઇ ગમે તેવો કુતર્ક કરે, અમે તો આમ જ કહીએ છીએ કે—" હે ઇશ્વર !. શ્રુતિ અને યુક્તિ-પરમ્પપરા રૂપી જલથી વારંવાર પ્રક્ષાલિત થયેલા જેના હૃદયમાં આપ સ્થાન નથી મેળવતા તે મનુષ્ય યથાર્થમાં પાષાણ-હૃદય છે.' કિન્તુ, હે ! કરૂણાસાગર ! જે મનુષ્ય તમારા પ્રતિકૂલ છે તેના ચિત્તને પણ સંદેહહીન કરો અને તેની રક્ષા કરો. "↑=

પાટણ, <br>
તા. ૧-૧૧-૧૯૧૪.

રામલાલ ચુનીલાલ મોદી.

---

† આ અનુવાદ, મૂળ પંડિત જ્વાલા દત્ત શર્માએ " સરસ્વતી " ના ચાલુ વર્ષના સપ્ટેમ્બરના અંકમાં પ્રસિદ્ધ કરેલા હિન્દી અનુવાદ ઉપરથી કરવામાં આવ્યો છે.

* द्यावाभूमीजनयन् देवएक आस्ते विश्वस्यकर्ता भुवनस्य गोप्ता ।

§ तमेव विदित्वातिऽमृत्युमति नान्यः पन्था विद्यतेऽयनाय ।

( श्वेताश्वतरोपनिषत् )

+ इय क्षितिः सकर्तृका कार्यत्वात् घटवत् इत्याद्यनुमानेन ईश्वरसिद्धिरिति गौतम कणाद-सम्मतम् ।

× जन्माद्यस्य यतः-इति व्यासः ( ब्रह्मसूत्रम् )

+ इत्येवं श्रुतिनीतिसंप्लवजलैर्भूयोभिराक्षालिते<br>
येषां नास्पदमादधासि हृदये ते शैलसाराश्रयाः ।<br>
किन्तु प्रस्तुत-विप्रतीपविधयोऽप्युच्चैर्भवच्चिन्तकाः<br>
काले कारुणिक त्वयैव कृपया ते तारणीया नराः ॥

( कुसुमाञ्जलि )

# યુરોપીય મહાવિગ્રહનો પૂર્વ રંગ

અથવા

# કયસરનું કારસ્તાન.

(એક સંવાદ.)

## પ્રવેશ ૧ લો.

સ્થળ—કયસર વિલીઅમ બીજાનો ચેમ્બર.

પાત્રો–કયસર-પ્રધાન-સિપાઈ.

**કયસર**—(પ્રવેશ કરીને, ચેમ્બરમાં ટાંગેલા નકશા તથા ટેબલ ઉપર પડેલા પૃથ્વીના ગોળા તરફ જોતો)—જરા પણ સંદેહ નથી.

આપણે પૂરતી તૈયારી કરી રાખી છે. છેલ્લાં વીશ વર્ષમાં લડાઈ વિના બીજો વિચાર જ કોણે કર્યો છે? માયિક ઈંદ્રજાળ પણ એવી પાથરી રાખી છે કે આજ સુધી કોઈને લેશ પણ વહેમ આવ્યો નથી કે આ શું કરે છે. આપણો વિજય ચોક્કસ છે. (ગ્લોબ ફરીથી ફેરવીને) ઠીક છે. આ માર્ગજ અનુકુળ આવશે. જો સ્વિટ્ઝ લોકો ચેતી જાય તો તે માર્ગ જરા વિકટ થઈ પડે ખરો? આજ વિશ વર્ષની મારી બાજીની આપાં યૂરોપને ખબર પડવા દીધી નથી તો સ્વીટ્ઝર્લેંડ શું હિસાબમાં છે? તેમાં જરા પણ શકા લાવવા જેવું નથી. પ્રધાનજી આજે શું ખબર આપે છે, તે ઉપરથી ચોક્કસ નિર્ણય ઉપર આવી શકાશે માટે ચાલ પ્રધાનજીને બોલાવું.—

(ઘંટડી વગાડી (calling bell) પટાવાળાને બોલાવે છે)

(પટાવાળો પ્રવેશ કરે છે).

**પટાવાળો**—જી હજુર, શુ ફરમાન છે?

**કયસર**—જાઓ, જલદી પ્રધાનજીને બોલાવો.

**પટાવાળો**—બહુ સારૂ હજુર, જેવી આજ્ઞા. (જાય છે)

(કયસર ગ્લોબ ફેરવે છે તથા નકશા જુવે છે)

**પટાવાળો**—(પ્રવેશ કરીને) હજુર, પ્રધાનજી આવવા રજા માગે છે.

**કયસર**—આવવા દ્યો. પટાવાળો—બહુ સારૂ હજુર ( જાય છે )
(પ્રધાનજી પ્રવેશ કરે છે).

**પ્રધાન**—( સલામ કરી બેસે છે ).

**કયસર**—કેમ, શુ સમાચાર છે? આજે વિચારમાં ને વિચારમાં આખી રાતમાં મને નિદ્રા પણ આવી નથી. આપણે પૂરતી તૈયારી કરી રાખી છે માટે હવે ઢીલ શા માટે કરવી જોઇએ? હું ધારૂ છુ કે તમામ રાજ્યો ગાઢ નિદ્રામાં ઘોરે છે ત્યાં આપણે સ્વીટ્ઝર્લૅંડને માર્ગે આપણે આપણો ધસારો શરૂ કરીએ તો કેમ?

**પ્રધાન**—જેવી આપની આજ્ઞા, પણ—

**કયસર**—કેમ પણ કહી અટકી ગયા? કાંઈ નવું ભુત જાગ્યું છે કે શું? જલદી કહો.મને તો આપણા વિજયની સપૂર્ણ ખાત્રી છે

**પ્રધાન**—જી હા મહારાજ આપણા વિજય માટે તો મને પણ સંપૂર્ણ ખાત્રી જ છે પરંતુ આજે ચોક્સ સત્તાવાર રીતે ખબર મળ્યા છે કે કોઈ નિમકહરામ લોકોએ આપણા હુમલાની હકીકતથી સ્વિટ્ઝ લોકોને વાકેફ કર્યા છે, અને તેથી તેઓએ એક જબરૂં લશ્કર એકઠુ કરવા માંડયુ છે અને સામા થવાને તૈયાર થઈ ગયા છે. માટે હવે કેમ કરીશુ? આપણા હુમલાના સમાચાર હવે વધારે વખત છાના રહે તેમ લાગતું નથી

**કયસર**—( હાથ પછાડીને ) આ વળી સાલ કયાંથી આવ્યું? **प्रथमकवले मक्षिकापात।** પહેલા કોળીઆમાંજ માખી-( ગ્લોબ ફેરવે છે તથા રાંગેલા નકશામાં જુવે છે. વિચારમાં મશગુલ બની જાય છે. ચેમ્બરમાં આંટા મારતો મારતો બબડે છે )- હા. એમજ...બીજો ઉપાય જ નથી .....જરૂર...એમ જ...હા, એ જ ઉપાય... .એ જ નિશ્ચય...( ખુરશી ઉપર બેસીને )-હાં, પ્રધાનજી...( વિચારમાં )

**પ્રધાનજી**—જી, મહારાજ...

**કયસર**—પ્રધાનજી! ફિકર નહિ. કાંઈ ચિંતા કરવા જેવું નથી. જાઓ, એમ કરો કે—...
( વિચારમાં )

**પ્રધાનજી**—આજ્ઞા.

**કયસર**—શુ કહ્યુ?......( વિચારમાં મશગુલ )

**પ્રધાનજી**—આજ્ઞા મહારાજ

**કયસર**—પ્રધાનજી, આપણે એ માર્ગ મૂકીજ દેવો પડશે. આપણે આપણો માર્ગ બેલજીઅમમાંથી કરીશુ. કારણ તેથી યુરોપનાં બીજાં રાજ્યો તુરંત જાગૃતિમાં આવશે

નહિં. પણ ઑસ્ટ્રિયાએ તરફથી સર્વિઆને આપવાનો જવાબ જે આપણે તેને (આસ્ટ્રીઆ) માટે ઘડી રાખ્યો છે તે મોકલાવ્યો ?

પ્રધાન—જી હા, તે તો તેને ક્યારનો પહોંચી પણ ગયો હશે.

કયસર—ચાલો ત્યારે, કાલે બેલ્જીઅમમાંથી ધસારો શરૂ કરો. હું ધારૂં છું એક અઠવાડીઆમાં આપણે બેલ્જીઅમ હાથ કરીશું. બીજાં અઠવાડીઆમાં ફ્રાન્સ અને પછી ઈંગ્લાંડ તો હાથ આવ્યું જ સમજો.

પ્રધાન—જી હા, મહારાજ, તેમાં જરા પણ સંદેહ નથી.

કયસર—જાઓ, ત્યારે તૈયારી કરો. હું પણ સજ્જ થાઉં છું.

(બન્ને જાય છે).

---

## પ્રવેશ બીજો.

સ્થળ—કયસર વિલીઅમઃબીજાનો ચેમ્બર,

પાત્રો—કયસર-પ્રધાન-પટાવાળો.

(કયસર એકલો પ્રવેશ કરે છે).

કયસર—(નકશા જોતો, તથા ગ્લોબ ફેરવીને), હજી પ્રધાનજી કેમ નહિં આવ્યા ? બેલ્જીઅમ ઉપર પૂરા જોસથી ધસારો કર્યો છે; આજે બેલ્જીઅમ લશ્કર નામી ગયુ હોવું જોઇએ અથવા તાબે થયું હાવુ જોઇએ,અને ધારૂં છું કે ફ્રાન્સ ઉપર હુમલો શરૂ થઈ ગયો હશે.

પટાવાળો—હજુર, પ્રધાનજી આવવા રજા માગે છે.

કયસર—જા, જલદી મોકલ.

પ્રધાનજી—(પ્રવેશ કરીને)...જય જય મહારાજ, (બેસે છે). હજુર, બેલ્જીઅમ તો સામુ થયું છે. અને આપણા બચાવ માટેવધારે સૈન્ય મોકલવાની જરૂર છે. આજ આઠ આઠ દિવસ થયા તોપણ હજી નમ્યું આપતું નથી. આથી તો આપણી બાજી ઉંધી વળી જવાનો ભય રહે છે. કારણ કે ઈંગ્લાંડ ફ્રાન્સ રશિયા વિગેરે રાજ્યો જાગૃત થઈ જશે અને મામલો વધારે ગંભીર થશે.

કયસર—કશી ચિંતા નથી. જરા ખોટું તો થયુ પણ આપણે તેથી બીવાનું નથી. આપણી પાસે પુષ્કળ લશ્કર છે—તેથી હું આખા યુરોપને કહીશ કે come one, come all, this rock shall fly, as soon as I. પણ ઑસ્ટ્રિઆના શુ ખબર છે?

પ્રધાન—ઑસ્ટ્રિઆની કેટલીક શરતો કબુલ કરવા સર્વિઆ ના પાડે છે. અને તેથી ઑસ્ટ્રીઆ તે શરતો ફેરવી આપવા ધારે છે.

કયસર—(ગુસ્સાથી હાથ પછાડીને)—એમ બનેજ કેમ? જલદી પેગામ મોકલો અને તેને જણાવો કે અમે લડાઈ શરૂ કરી દીધી છે. લુક્ષેમ્બર્ગની સરહદ ઓળંગી છે અને બેલ્જીઅમ ઉપર ધસારો કર્યો છે માટે હવે અમે જે શરતો તમોને લખી મોકલી છે તેમાં બીલકુલ ફેરફાર કરશો નહિ અને લડાઈમાં મક્કમ રહેજો.

પ્રધાન—બહુ સારૂ મહારાજ, હમણા જ જાસુસ મોકલી આપનાં ફરમાન મુજબ કહેણ મોકલાવુ છુ બીજી શી આજ્ઞા છે. ટપાલનો પણ સમય થવા આવ્યો છે જેથી નવા સમાચાર વાંચી અરધી કલાકમાં પાછો આવુ છું (જાય છે)—

કયસર—ઑસ્ટ્રિઆ ખરે વખતે ખશી જાય તે બને જ કેમ? તેને બરાબર મજબુત કરવા કહેણ મોકલાવ્યુ છે. મારી જાળમાં એક વાર સપડાયા પછી ભાર નથી કે કોઈ ખસી જઈ શકે. પ્રધાનજી કહે છે તેમ બીજા દેશો જાગૃતિમાં આવી જાય તો તેમાં ગભરાવાનું શુ કારણ છે? આપણી પાસે દ્રવ્ય તથા ખોરાક પુષ્કળ છે. પાયદળ પણ ઘણું છે તે ઉપરાંત જુદા જુદાં સ્થળે જાસુસ મોકલ્યા છે તે રોજે રોજની બાતમી આપશે. વળી ત્રિસંધી નિયમને અનુસરીને ઇટાલી તો આપણા પક્ષમાં જ ભળશે તેમાં સંદેહ નથી, તુર્કીને તો આપણું રમકડુ બનાવી દીધુ છે તેથી આપણે કહેશુ ત્યારે તે લડાઈમાં હાજર રહેશે. પણ તુર્કીની મદદ શીઆળામા આપણને બહુ કીમતી થઈ પડશે. માટે હાલમાં તો તે તટસ્થ રહી આપણુ કામ કર્યા કરે તે જ ઠીક છે. ઇગ્લાંડનુ નૌકા બળ વધારે છે તે ખરૂ પણ આપણે જમીન ઉપર જ ઝાઝે ભાગે લડીશુ.

પટાવાળો—હજુર, પ્રધાનજી આવવા રજા માગે છે.

કયસર—આવવા દે.

પ્રધાન—જય જય મહારાજ! આજે ટપાલમાં બહુ જ ગંભીર સમાચાર છે. ઇગ્લાંડનુ ૨૦૦૦૦૬ માણસનુ લશ્કર ઈંગ્લીશ ચાનલ ઓળંગી બેલ્જીઅમની મદદે જવા ફ્રાન્સમાં ઉતરી ગયુ! તેથી ફ્રાન્સ તથા બેલ્જીઅમ વધારે જોરમાં આવ્યાં છે. પૂર્વ તરફ સર્વિઆ તરફથી, રશિઆ લડાઇમાં ઉતર્યું છે અને ઑસ્ટ્રિઆનો કચ્ચરઘાણ વાળી નાંખે છે. ઑસ્ટ્રિઆએ આપણી મદદ માગી છે અને મોકલ્યા વિના છુટકો નથી.

**કયસર**—ઑસ્ટ્રિઆનો પણ નાશ થવાની જરૂર છે. આખા યૂરોપમાં આપણા સિવાય બીજું એક પણ જબરૂં રાજ્ય નહિ રહેવું જોઇએ. પરંતુ એક વાત ખાસ ધ્યાનમાં રાખજો કે આપણાં રાજ્ય ઉપર જ્યારે ધસારો આવે એવું જણાય ત્યારે ૫૦૦૦) નું લશ્કર ઑસ્ટ્રિઆની મદદે મોકલવું.

**પરાવાળો**—ટપાલ વાળો આટલા તાર આપી ગયો છે.

(તારનું એક બંડલ આપે છે).

**કયસર**—પ્રધાનજી વાંચો જોઇએ શું સમાચાર છે?

**પ્રધાન**—(તારનું બંડલ ઉકેલીને એક પછી એક વાંચે છે).

૧. ઈંગ્લાંડ, ફ્રાન્સ–બેલ્જીઅમ બહુ જોર ઉપર આવ્યાં છે અને આપણને દરીઆઈ લડાઈ લડવા ફરજ પાડે છે. ઉત્તર સમુદ્રનો બેલ્જીઅમનો કિનારો આપણે હાથ કરવો પડશે.

૨. રૂશીઆએ ઑસ્ટ્રિઆને સજ્જડ હાર આપી છે ગેલેશીઆમાં દાખલ થયા છે. પ્રેઝીમીલ હાથ કર્યું છે. કાર્પેથીઅન પર્વતોનાં નાકાં પણ તેઓના જ હાથમાં છે.

૩. આપણાં લશ્કરને વોર્સોથી ૪૦ માઈલ પશ્ચિમે હઠાવ્યું છે અને આપણી સરહદથી ફક્ત ૧૦ માઈલ જ દૂર છે. પણ વાર્ટાવિશ્ચુલા આગળ આપણે ઝનુની લડાઈમાં ઉતર્યા છીએ.

૪. આપણી ફરતી ક્રુઝરોને પકડવા દુશ્મનોએ ૭૦ ક્રુઝરો મોકલી છે. એમડનનો નાશ થયો છે અને કોનિગ્સબર્ગ પકડાઈ છે.

૫. જાપાને બે લાખ માણસોની મદદ દુશ્મનોને મોકલવા જણાવ્યું છે તથા પૂર્વમાં કીયાચાઉનો કબજો લીધો છે તેથી એશિઆમાં આપણી સત્તા નાબુદ થઈ છે.

૬. તુર્કી લડાઈમાં ઉતર્યું છે પણ તેઓમાં અંદર ફાટફુટ થવાથી અરધા ડરજન અમલદારોએ રાજીનામાં આપ્યાં છે તેથી તેણે આપણા અમલદારો મોકલવા માગણી કરી છે.

**કયસર**—આપણે ત્યાં અમલદારોની ખોટ છે તેથી તેઓને ક્યાંથી મોકલી શકાય માટે જણાવો કે અમારા અમલદારો મોકલાય તેમ નથી બહુ જ જરૂર હોય તો ઑસ્ટ્રિઅન અમલદારો મોકલીએ.

**પ્રધાન**—હજુર, ઑસ્ટ્રિઅનોને મોકલવા તેઓ ના પાડે છે.

કયસર—ત્યારે લાચાર ! કુટાઈ પીટાઈ જવા દો. આગળ વાંચો જોઇએ બીજા શું તાર સમાચાર છે.

પ્રધાન—(આગળ વાંચે છે).

૭. આપણો વેપાર તદન બંધ પડી ગયો છે તેથી હંમેશાં રૂા. ૩,૩૭,૫૦૦૦૦ નુ નુકસાન લાગે છે વળી લડાઈ પાછળ હંમેશાં રૂા. ૨,૨૫,૦૦૦૦૦ નું ખર્ચ આવે છે ત્યારે બ્રિટિશ વહાણો નિયમ પ્રમાણે આવ જા કરે છે, તેથી તેનો વેપાર ચાલુ છે અને તેઓનું પરદેશનું ઘણું ખરૂં લશ્કર પણ આવી ગયું છે.

૮. હીંદી લશ્કર આપણાં લશ્કરમાં ત્રાસ વર્તાવે છે તેનાં ૨૦૦૦) માણસોએ આપણાં ૨૦૦૦૦) માણસોની હાલમાં જ ખુવારી કરી છે.

૯. ઈંગ્લાંડ તથા રૂશિઆએ અરસપરસ મદદ મોકલી શકાય તેવી છુપી તજવીજ કરી છે.

કયસર—( હાથ પછાડીને )

ફિકર નહિ. હવે તો ચલાવ્યે જ રાખો. જે થાય તે ખરૂ. મરણીઆ થઇને લડો. દરીઆઈ લડાઈ લડવી પડશે તો આપણે મુશ્કેલીમાં આવી પડશું પણ જે થાય તે ખરૂ ભાવી ! હું જાતે બેલ્જીઅમમાં જઇશ તેથી લશ્કરમાં નવો જુસ્સો આવશે હવે ચિંતા કરવી નકામી છે. જો કે આપણે હારશું એમ મને તો લાગતું નથી તો પણ કદાચ હારીએ તોએ આપણે ઘણો નાશ કર્યો છે જેથી येन केन प्रकारेण પણ નામ તો રહેશે જ માટે ચાલો તૈયાર થાઓ હું પણ સજ્જ થઇ આવું છું. ( બન્ને જાય છે ).

પદ્મનાભ હારદત્ત શાસ્ત્રી.

---

# હાલના વિકટ સમયમાં દેશજનનું મુખ્ય કર્તવ્ય.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૩૩ થી. )

લડાઇના આ નૈતિક વિચારો ગમે તેટલા મજબૂત છે તોપણ તેને ભૌતિક (material) લાભના વિચારોથી પુષ્ટિ મળે છે. જે ઝઘડો પ્રમાણિક ફરજનો, ઉંચા આદર્શને જાળવવા અને બહાદૂર પણ નિર્બળ રાજ્યને સહાય અને રક્ષણ આપવાના ઉમદા નિશ્ચયના ટેકામાં શરૂ કરવામાં આવ્યો હતો, તે ઝઘડાએ આત્મસંરક્ષણાર્થે થતા ઝઘડાનું સ્વરૂપ પકડ્યું છે; કારણ કે આ બાબતમાં ગેરસમજુતી થવી ન જોઇએ, કે જો જર્મનિનો આ લડાઇમાં વિજય થશે, તો બ્રિટિશ સામ્રાજ્યની અવનતિ સમજવી; કારણ કે હાલમાં વીસમી સદીમાં શરૂ થએલો જુદા જુદા સ્વરૂપનો વિગ્રહ સોળમા સૈકાની આખરમાં અને સત્તરમા સૈકાની શરૂઆતમાં ક્વીન ઇલીઝાબેથના સમયમાં ઇંગ્લંડને જે લડાઇઓ લડવી પડી હતી તેજ ફરી ઉપસ્થિત થએલી છે. જ્યારે અઢારમા સૈકાના આરંભમાં બ્રિટિશ લશ્કર યૂરોપ ખંડમાં માર્લબરોની સરદારી નીચે બાર વરસ સુધી લડ્યું હતું, ત્યારે આ વિગ્રહ ફરીથી શરૂ થયો હતો. અઢારમા સૈકાની આખરે તે ફરી શરૂ થયો હતો, અને ૧૮૧૫ ની જુન સુધી ચાલ્યો અને આખરે વૉટર્લૂના નિર્ણયકારક યુદ્ધ પછી તે ઝઘડાનો અંત આવ્યો.

આ ઝઘડાનો ઊંડામાં ઊંડો હેતુ માત્ર એકજ હતો, અને તે એ કે કોઇ પણ એક રાજ્યને અન્ય રાજ્યોની સત્તાનું સમતોલપણું ઉથાપીને-તોડીને-યૂરોપના પશ્ચિમના અર્ધ ભાગ ઉપર સામ્રાજ્ય કે આધિપત્ય ભોગવવા દેવું નહિ એવો ઇંગ્લંડનો નિશ્ચય હતો. જેવું કોઇ પણ રાજ્ય આમ કરવાને કોશીશ કરે અને પછી ' લો કન્ટ્રીઝ ' ( બેલજીયમ-હૉલન્ડ )નો કબજો કરે અથવા પચાવી પડે અથવા તેમાં વસવા કોશીશ કરે કે તરતજ ઇંગ્લંડને લડાઇમાં ઉતરવાની જરૂર પડે છે.

ઇલીઝાબેથ રાણીના સમયમાં સ્પેન પશ્ચિમ યૂરોપની જબરી અને ધસતી ( aggressive ) પ્રજા હતી, અને તેણે નેધર્લાન્ડ્ઝમાં પોતાનો પગપેસારો કર્યો હતો, અને જ્યારે મહાન્ કાફલાએ સ્પેનથી પ્રયાણ કર્યું હતું ત્યારે આખા યાન( સ્વારી-ઑપરેશન )ની મુખ્ય રચના એ હતી કે આ બળવાન કાફલાએ ઇંગ્લિશ ચૅનલનો કબજો મેળવવો અને લો કન્ટ્રીઝ ( હૉલંડ અને બેલજીયમ )માંના ડયુક ઑવ પારમાના હવાયતી અને અનુભવી લડવૈયાઓને લઇને તેમને ગ્રેટબ્રિટનના કિનારા સુધી લઈ જવા. સ્પેનની સત્તા લો કન્ટ્રીઝમાં સ્થપાઈ હતી એથી ઇંગ્લંડના મનની અંદર એક જાતની વિટંબણા ઊભી થઇ. માર્લબરોની પ્રખ્યાત લડાઇઓનો મુખ્ય હેતુ ચૌદમા લુઇની સરદારી નીચે ફ્રાન્સની જે રાજ્યલોભી ઉમેદ હતી તેને અટકાવવાનો હતો, અને રેમીલીઝ, માલ્પ્લાકિટ અને આઉડેનાર્ડની મોટી લડાઇઓ લો કન્ટ્રીઝમાં લડવામાં આવી હતી.

ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યની સામે લડાઇમાં ઊતરવાનું કારણ એ હતું, કે શેલ્ટ નદીના મુખનો ફ્રેન્ચ પ્રજાએ કબજો કર્યો હતો: ઈ. સ. ૧૭૯૩ માં ફ્લાંડર્સમાં લડાઈ શરૂ થઇ હતી અને ઈ. સ. ૧૮૧૫ માં બ્રસેલ્સની દક્ષિણે થોડા માઇલ ઉપર વૉટર્લૂ આગળ એ લડાઇનો અંત આવ્યો હતો.

વીસમા સૈકાની શરૂઆતમાં જર્મનિ સામે ઘણા જબરા વિગ્રહમાં આપણે ઊતર્યા છીએ, કારણકે યૂરોપના પશ્ચિમ અર્ધ ભાગ ઉપર લોભ ધરાવતી મજબૂત અને પરરાજ્ય ઉપર આક્રમણ કરવા સદા તત્પર એવી એ પ્રજા છે. અને એણે બેલ્જીયમમાં પોતાની સત્તા સ્થાપી છે જો કે આપણે આશા રાખીએ છીએ કે એ થોડા વખત માટે જ છે. પણ જો જર્મનિ બેલ્જીયમ ઉપર પોતાનો કબજો કાયમ રાખવાને ફત્તેહમંદ નિવડશે તો હૉલૅંડ અને ડેન્માર્ક પણ તેની સત્તા નીચે ઘસડાઈ જશે. પછી તેના રાજ્યનો દરીઆ કિનારાનો પ્રદેશ બૅાલ્ટિક સમુદ્રના દક્ષિણ કિનારે આવેલા મેમેલ બંદરથી ડેન્માર્કની આસપાસ થઈને હૉલંડ અને બેલ્જીયમ પાસે થઇને છેક ઇન્ગ્લિશ ચૅનલના કિનારા સુધી સળંગ પ્રસરી રહેશે. હૉલંડમાં ને બેલ્જીયમમાં રહીને આપણા પોતાના કિનારાની ઘણીજ પાડોશમાં જર્મનિ મોટાં નૌકાસૈન્યનાં મથક બાંધી સકશે. ડેન્માર્કના અને હૉલંડના મજબૂત ખારવા, ખલાસી અને માછીઓ જેઓ આપણા પોતાના ખારવા કરતાં માત્ર ઘણે ઓછે દરજ્જે જ ઊતરતા છે તેમને જર્મન નૌકાસૈન્યના વહાણોમાં નોકર તરીકે રાખી લેવામાં આવશે, અને જર્મનિ અને આપણી વચ્ચેની દરીઆઈ હરીફાઇ હાલ કરતાં વધારે કટાકટીવાળી ઘણીવાર થશે.

એવું ધારી સકાય કે આવી હકીકત બને તો સમુદ્ર ઉપરનું આપણું આધિપત્ય આપણા હાથમાંથી જર્મનિના હાથમાં જાય અને પછી, આ લડાઇ શરૂ થઈ ત્યારથી—લગભગ તેજ દિવસથી—જેટલી સ્હેલાઈથી આપણું લશ્કર આપણે ફ્રાન્સમાં મોકલ્યું તેટલીજ સહેલાઈથી ઇંગ્લિશ ચૅનલમાં થઇને આપણા દુશ્મન—જર્મની—પોતાનું લશ્કર આપણા દેશ પર મોકલશે.

ટુંકામાં, જર્મની વિજયી થશે તો ફ્રાન્સ અધવચ કચરાઈ—છુંદાઇ—જશે; અને તેથી આપણને જળ ઉપરના અને સ્થળ ઉપરના સૈન્ય માટે સહન ન થઈ શકે એટલો બધો ખર્ચનો બોજો માથે ઉઠાવવો પડશે. અથવા તેટલો બોજો ઉઠાવવાની ના પાડીએ તો આપણને થર્ડ ક્લાસ—સૌથી ઉતરતા—દરજ્જાનું રાજ્ય થઈજઇને કૈસરની આજ્ઞા સાંભળી ધ્રુજતા ઊભા રહેવાની જરૂર પડશે. અને જર્મનીનો વિજય થશે તો અમેરિકાના યૂનાઇટેડ સ્ટેટ્સની ઉપર અસર થશે. જેમ એક દિવસે કૈસરે પોતાના મનના અભિમાનના—ગર્વના ઊભરાના—આવેશમાં પોતાને આટ્‌લાંટિકના ઍડમિરલ બનાવ્યો હતો તેવો ખરેખર બનવાનો પ્રસંગ આવે તો યૂનાઇટેડ સ્ટેટ્સને નૌકા ખર્ચનો બોજો કેટલો બધો વેઠવો પડશે ?

પણ ઈંગ્લંડનું માનભર્યું સ્થાન ચલિત થાય, અને તેનું નાવિક—સામુદ્રિક—આધિપત્ય નષ્ટ થાય, તો બ્રિટિશ સામ્રાજ્ય તૂટી ગયું જાણવું. કારણકે બ્રિટિશ સામ્રાજ્યનાં અવયવો જે આખી પૃથ્વી ઉપર છુટક છુટક આવેલાં છે તેનું બ્રિટિશ ટાપુઓ હૃદય છે. જો બ્રિટિશ

નૌકાસૈન્ય સમુદ્ર ઉપર દેખરેખ રાખે છે તે વડે આ સાત સમુદ્રમાં છૂટક છૂટક—પથરાતા—આવેલા બ્રિટિશ સામ્રાજ્યના આ ભાગો એકત્રિત—સંકલિત—થયલા છે. તેથી આપણું સામ્રાજ્ય અખંડિત રાખવું હોય તો આપણું નૌકાધિપત્ય સાચવી રાખવાની આપણને પૂરેપૂરી જરૂર છે. પણ જો ફ્રાન્સ હારે, અને ડેનમાર્ક, હોલન્ડ, અને બેલજીઅમ જર્મનીના કબજામાં જાય તો આપણું નૌકાધિપત્ય આપણે જાળવી શકીશું નહિ. લોર્ડ મિલ્નરે કહ્યું હતું કે:—જો આખું પશ્ચિમ યૂરોપ, તેમાં આવેલા બંદરો, બારાંઓ, તોપખાનાનાં મથક સહિત સઘળી સાધનસંપત્તિ એક જ રાજ્યના હાથ નીચે જાય, તો આપણા સર્વ પ્રયત્નો છતાં આપણું નૌકાધિપત્ય આપણે રાખી શકીશું નહિ. યૂરોપના રાજ્યબળના સમતોલપણાથી જ આપણે આપણું નૌકાધિપત્ય અને બ્રિટિશ સામ્રાજ્યની સહીસલામતી માટે જરૂરનું આપણું નૌકાધિપત્ય આપણે જાળવી શક્યા છીએ. આ કારણથી યૂરોપના રાજ્યબળનું સમતોલપણું જાળવી રાખવું જરૂરનું છે. પણ એ રાજ્ય બળનું સમતોલપણું જાળવવા માટે લશ્કરની અને તે પણ માલ વિનાના—નિર્બળ—લશ્કરની નહિ, પણ સંગીન બળવાળા લશ્કરની આપણને જરૂર પડશે—' આ શબ્દો—લોર્ડ મિલ્નરે " A civilian View of National Service"="પ્રજાકીય લશ્કરી સેવા સંબન્ધી એક દિવાની અમલદારનો મત "—એ મથાળાનો એક લેખ લખ્યો હતો તે લેખમાના શબ્દો છે. સ્વદેશનું રક્ષણ કરવા માટે પ્રત્યેક દેશજને સાર્વજનિક લશ્કરી કેળવણી લેવી જોઇએ એવી સબળ દલીલ આ શબ્દો વડે તેણે દર્શાવી હતી. અને એવી દલીલનો, મારી તેમજ બીજાની પેઠે તે હિમાયતી હતો.

સુલેહના સમયમાં, લડાઈ માટે તાલીમ પામેલા જુવાન નરોના લશ્કરની પુરતી સંખ્યા મળી શકે તેવો બીજો ઇલાજ ન હોવાથી અમે આ હિમાયત કરી હતી.

અમારી આ અરજ—માગણી—કોઇએ સ્વીકારી—નહિ, એટલામાં લડાઇમાં આપણને ઊતરવાની જરૂર પડી અને બીજા દશ લાખ માણસની જરૂરીઆત જણાઈ. દરેક પ્રજાજને લશ્કરી કેળવણી લેવી ઘટારત છે એવી સામાન્ય જરૂરીઆત ઉપદેશવાનો આ વખત નથી; અત્યારે તો આપણે—આ ક્ષણે લડાઇની તાલીમ લેવા માટે લોર્ડ કિચનરે આપણને જે માગણી કરી છે તે સ્વીકારવાની છે. જે ભયની હું તેમના મનમાં ખાત્રી કરાવી શક્યો નહિ તે ભય જોઇને હવે આપણા બહાદુર અને મ્હોટા દીલના જુવાનીઆઓ એ માગણી—સ્વીકારવા બહાર નીકળી આવીને પોતાનું ઉમદાપણું સિદ્ધ કરી આપ્યુ છે. થોડા અઠવાડીઆમાં પાંચ લાખ માણસ બહાર નીકળી આવી લશ્કરની તાલીમ મેળવે છે કારણ કે હવે બીજાં પાંચ લાખ માણસ એવા જ ઉમંગથી બહાર નીકળી આવે એવી તજવીજ કરવાની દરેક દેશજનની મુખ્ય ફરજ છે.

પૃથ્વીના પૃષ્ઠના ½ ભાગ જેટલી ભૂમિ ઉપર હકુમત ભેળવ્યાનું અને આખી મનુષ્યની વસ્તીના ½ ભાગ જેટલા માણસોની સંભાળ લેવાનું જે મહાભારત કાર્ય બ્રિટનોએ-માથે

લીધું-આદર્યું છે તે વિશે વિચાર થતાં જ ઘણાંનાં નિર્બળ મન ગળી જશે. આપણે આપણી સત્તાનો સદુપયોગ નથી કરી શક્યા એવું એક કારણ જર્મનોએ આપણી સામે લડવા માટેનું જણાવ્યુ છે. "આટ્લસ માફક પોતાના બોજાથી કંટાળી ગયા હો એવા તમે છો. હવે બ્રિટાનિયાના પંજામાંથી ત્રિશૂળ છીનવી લેઇશું, અને જુવાન અને નવી વીર્યવન્તી પ્રજા સમુદ્ર ઉપર અને વસવા યોગ્ય પૃથ્વીના ઉત્તમ પ્રદેશો ઉપર કેવી રીતે રાજ્ય ચલાવી શકશે એવુ હમે તમને બતાવી આંપીશું." આવું તેઓ કહે છે. આપણે બ્રિટનો આપણું સામ્રાજ્ય સંભાળવાનું કાર્ય ચલાવવા લાયકાત ધરાવતા નથી એવો આક્ષેપ તદ્દન પાયા વિનાનો જ છે. બ્રિટનનાં દરિઆપારનાં સ્વનિયન્ત્રિત સંસ્થાનો જેવાં આગળ ધમતાં, ચઢતી ભોગવતાં, અને વીર્યવન્તાં રાજ્યો પૃથ્વી પર બીજાં નથી. કૅનેડામાં, ઑસ્ટ્રેલીઆમાં, ન્યૂ ઝીલંડમાં છે એટલું વાણી અને વિચારનું સ્વાતંત્ર્ય, લોકમતી રાજ્ય (democratic government) અને ધાર્મિક વૃત્તિઓની સ્વતંત્રતા—પૃથ્વી પર બીજે કોઈ સ્થળે નથી. જ્યાં જ્યાં બ્રિટનના દરિઆપારનાં રાજ્યોને પોતાનું રાજ્ય ચલાવવા માટે સ્વતંત્રતા આપવામાં આવેલી છે ત્યાં સૌથી સારામાં સારૂં રાજ્ય ચાલે છે અને ચલાવવામાં પુષ્ટિ મળે છે.

હિન્દુસ્તાન જે કેટલેક દરજ્જે બ્રિટિશ પાર્લમેન્ટની સત્તા નીચે છે ત્યાં દેશના સુધારા ખીલવણી (devolopment) માટે—એવું સારૂં કામ કરવામાં આવ્યું છે, ત્યાં જાનમાલનું સંરક્ષણ એટલું બધું કરવામાં આવ્યું છે, ત્યાં લોકના ધાર્મિક અને સાંસારિક રીતરિવાજો તરફ એટલું બધું માન અને ;વર્તનની છૂટ (toleration) દર્શાવવામાં આવી છે કે સઘળી પ્રજાએ—સઘળા દેશના નિષ્પક્ષપાત દૃષ્ટિથી વિચાર કરનારા સર્વે જનોએ હિન્દુસ્તાનના બ્રિટિશ અમલ વિશે અતિશય પ્રશંસાનાં એકે અવાજે ગીત ગાયાં છે—રશિઅન, ફ્રેંચ અને જર્મન લેખકો જેઓ હિન્દુસ્તાનમાં. આવ્યા હતા તેમણે સઘળાએ આપણા ત્યાંના અમલમાં આપણે કેટલી સહાનુભૂતિ, પરમતસહિષ્ણુતા, ડહાપણ, અને હિતેચ્છુપણું દર્શાવીએ છીએ તે વિશે વારાફરતી આપણી-આપણા અમલની-તારીફ કીધી છે. અને મી. ગ્રાઇસ કોલીઅર નામના અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના એક પ્રેક્ષકના મુખમાંથી સૌથી વધારે પ્રશંસાનાં વચનો નીકળ્યાં છે.

વળી એવું કંઈ જણાતું નથી કે બ્રિટિશ રાજ્યવાહકો પોતાના કામથી કંટાળી ગયા છે અથવા ગોરા લોકોનો બોજો—"the white man's burden"—ઉંચકી શકે તેમ નથી. જે જે નવો મુલક આપણી દેખરેખ—અમલ—નીચે આવતો જાય છે, ત્યાં બ્રિટનની પબ્લિક સ્કૂલોમાંથી, તાજો અભ્યાસ કરી બહાર નીકળેલા જુવાન વિદ્યાર્થીઓ ઉત્સાહપૂર્વક જાય છે, ને તેઓ ત્યાં ઈમ્પીરીયલ બ્રિટનના ઊંચી સાંપ્રદાયિક ભાવનાઓ (traditions) અમલમાં મૂકે છે. નાઇજેરીઆમાં, સાઉદાનમાં, રૂહોડેશીઆમાં, અને બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં, હાલમાં આપણે શું શું ઉપયોગી કામ કીધું છે તે જોઇશું તો આપણને ખાત્રી થશે કે બ્રિટિશ સામ્રાજ્યનું (ઉમદા) કામ અમલમાં મૂકવા માટે બ્રિટિશ પ્રજા કેવી લાયકાત ધરાવે છે.

આવા બ્રિટનો આવું કામ કરવા ખાતર દેશ છોડી ઐચ્છિક દેશવટો ભોગવવા દૂરના દેશોમાં જાય છે; અને આખી પૃથ્વી ઉપર "બ્રિટિશ શાન્તિ" Pax Britannica અને તેથી થતા લાભ આપવા ખાતર તેઓ દેશવટો ભોગવવા જાય છે. ત્યારે જે બ્રિટનો દેશમાં રહે છે તેમણે, બ્રિટિશ ટાપુઓ, જેઓ બ્રિટિશ સામ્રાજ્યના હ્રદયરૂપ--કેન્દ્રરૂપ-- છે, તે ઇજા પામ્યા વિનાના અકબંધ રહે તેટલા માટે તેમણે પોતાના પૂરેપૂરા બળથી લડવું શું જરૂરનું નથી? આપણું કામ કરવા માટે આપણે લાયકાત ધરાવીએ એવા છીએ, અને આપણા બાપદાદાઓએ વડીલોએ—પૂર્વજોએ—એમના પરિશ્રમથી એક સૈકા ઉપર ઈંગ્લંડને બચાવ્યુ હતું- અને તેમના દાખલાથી યૂરોપને બચાવ્યુ હતું એમનાં જ આપણે સંતાનો છીએ, એવું શું દુનિઆને આપણે ન દેખાડી આપવું જોઇએ?

હમણાનાં થોડાંક અઠવાડીયાં ઉપર બનેલા બનાવો જાણ્યાથી આ વિષે હાજરજવાબ મળી શકશે.

પૃથ્વીના જે જે ભાગમાં યૂનીયન જૅક—બ્રિટિશ અમલનો વાવટો—ઊડે છે ત્યાં બધેથી મદદનાં વચનો—વફાદારીનાં ભાષણો, ઘોડાઓ, ખોરાક, અને બીજો સામાન, અને સૌથી વધારે સારી વાત કહીએ તો બ્રિટાનિઆના બહાદુર પુત્રો, હથિયારબંધ આ મોટી લડાઇમાં લડવા માટે મદદરૂપ થવા તત્પરતા બતાવે છે.

સામ્રાજ્યની જરૂરીઆતના—અણીના—આવા સમયે હિન્દુસ્તાનના-સ્વતંત્ર રાજાઓની ઊભરાતી વફાદારી અને તેમની આપેલી ખરેખરી મ્હોટાઇને શોભા આપે એવી ઉમદા સખાવતો આપવા તત્પરતા દેખાડે એ કરતાં આપણી પ્રજાની સામ્રાજ્ય ભોગવવાની લાયકાતનો વધારે સારો પુરાવો બીજો કયો હોઈ શકે વારુ? બોઅર અને બ્રિટન, જેઓ હમણાં થોડાક જ વખત ઉપર કટાકટી ભરેલી લડાઇમા સામસામા ઊભા રહીને લડયા હતા, તેઓ જે પ્રજા આપણા પર સામ્રાજ્યનો અમલ ચલાવવા મારેના મહાન્ કાર્ય માટે લાયકાત ન ધરાવતા હોવાનો આક્ષેપ મૂકે છે તેમની જ સામા લડવા માટે સંગ્રામ ભૂમિ પર શસ્ત્ર ધરી ઊતરી પડ્યા છે.

તેટલા માટે, આપણા વર્ગની ફરજો અદા કરવા માટે નાની પ્રજાઓના મજબૂત મરક્ષકો તરીકે અને ઈશ્વર તરફથી પ્રાપ્ત થયેલા એક મહાન્ કાર્ય કરવાનો અડગ નિશ્ચય ધરાવનારા પુરુષ તરીકે, આપણે લડીએ છીએ. જો આ બધા વિચારો કહ્યા છતાં કોઈ પણ બ્રિટનનું અંતઃકરણ અને મન પીગળશે નહિ તો અહિં એક જે વધારે દલીલ આપવાની બાકી રહે છે તે એ કે આ મહાન્ વિગ્રહમાં લોકમતથી રાજ્ય કરવાનું રાજ્યબંધારણ કસોટીએ ચડ્યું છે. રાજકીય પ્રગતિ અને પાછાં પગલાં—એ બેના આદર્શો વચ્ચેની આ લડાઈ છે. જો કોઈ માણસને આ વિષે શક ઉપજે તો પ્રશીયન ઇલેક્ટોરલ પદ્ધતિ કેવી છે તે એ તપાસે; તે પદ્ધતિ પ્રમાણે એવું છે કે બર્લિનમાં એક ઇલેક્ટોરલ પ્રાન્તમાં રહેતા બે ભાઇઓ ત્રીજા વર્ગના ૫૭૧ ઇલેક્ટરો જેટલા પ્રતિનિધિઓ ચૂંટી શકે તે કરતાં માત્ર એગણા પ્રતિનિધિઓ ચૂંટી શકે છે.

સમસ્ત જનસમાજના જ માણસો સમસ્ત જનસમાજપર રાજ્ય ચલાવે એવું રાજ્ય અને ઉપલા વર્ગના લોકો સાધારણ વર્ગના ઉપર રાજ્ય ચલાવે તવું રાજ્ય–એ બન્ને જાતના અમલની પદ્ધતિ વચ્ચે આ લડાઈ લડાય છે એટલું જ નહિ પણ બ્રિટિશ પ્રજામતી રાજ્ય –democracy–પોતાના અસ્તિત્વની ખાતર–પ્રાણની ખાતર–આ મહાન્ વિગ્રહ લડવા માટે અડગ ધૈર્ય અને મનોબળ ધરાવે છે એવું બતાવવાનો આ પ્રથમ અવસર છે. યૂનાઇટેડ કિંગ્ડમના મજૂરવર્ગને હમણા જ સત્તા મળેલી છે. આ પ્રસંગે મહાન્ પ્રશ્ન આ પ્રમાણે ઉભો થાય છેઃ "તેઓ એ સત્તાનો કેવી રીતે ઉપયોગ કરશે?"

ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્ય સામે અને નેપોલીયન સામે જે મહાન્–મહાભારત–સંગ્રામ આપણા સૈનિકો લડ્યા હતા તે વખતે અમીર વર્ગના–પ્રીતિ વિનાના છત્રછાંયડા નીચે ઉભા રહીને, લડ્યા હતા, અને જો કે મોટી–ગંભીર–ભૂલો થઈ હતી તોપણ તે દીર્ઘ અને મહાભારત વિગ્રહમાં આપણી વિજયેચ્છા લેશ પણ ઉણી થઈ નહોતી. તેથી આ દેશના મહેનતુ વર્ગની કને જે સત્તા છે તેને માટે તેઓ પુરતી લાયકાત ધરાવે છે એવું બતાવી આપવાને હું અરજ કરૂં છું. મોટી મોટી વસ્તીવાળાં આ મુખ્ય શહેરોની અંદર મહેનતુ વર્ગની જથ્થાબંધ સભાઓ સમક્ષ ભાષણો આપવાનો જેને વારંવાર હક મળેલો છે તેવો હું મારા પરિણામની પૂર્ણ શ્રદ્ધા રાખીને જ આ અરજ કરૂં છું.

આપણા માણસોએ રણસંગ્રામ–સંગ્રામ ભૂમિપર–જ્યાં હજારો મનુષ્યો મરે છે ત્યાં–જઈને દુશ્મનની સામે કેડ કસીને લડવા જવું પડશે અને સર્વોત્તમ આત્માર્પણનું ઉમદા કાર્ય કરવું પડશે એવી ઉમદા અપીલ હું તેમને કરૂં છું, અને તે સાથે સાથે હું મારા દેશજન બંધુઓને તેમણે આ પ્રસંગે શું શું ન કરવું એ વિશે કેટલીક સૂચનાઓ અનુસરવાનું કહું છું.

આ મહાન્ વિગ્રહનો અંત આવશે ત્યારે પૃથ્વી પરથી લડાઇઓને પણ તિલાંજલિ મળશે અને આ વિગ્રહને પરિણામે લશ્કરી સાધનો (armaments) પણ કમી કરી દેવામાં આવશે, એવું કહેનારાઓનાં વચનો ઉપર તમારે લક્ષ આપવું નહિ. આવું અનુમાન બાંધવું એ જગતના ઇતિહાસ ઉપરથી વાજબી જણાતું નથી. જગતના ઇતિહાસનું જ્ઞાન આપણને આવા અનુમાન ઉપર આવવાની ના કહે છે. તેમ જ સામાન્ય માણસની અક્કલ (ordinary common-sense) પણ એવું અનુમાન બાંધવાની ના કહેશે. ભયંકર આગ એકદમ–તાબડતોબ–હોલવવા માટે "ફાયર બ્રિગેડ" (આગ હોલવવાની ટુકડી)ની જરૂર છે તે કાઢી નાખવાની ભલામણ કોણ કરશે? ચોરો અને લૂંટફાટ કરનારાની નુકસાનકારક ટોળીને પકડીને ન્યાયમંદિર આગળ ખડા કરી મૂકવાની હામ બીડનાર–લાયકાત ધરાવનાર–પોલિસને રજા આપવાની કોણ માગણી કરશે? જર્મન શહેનશાહના દુષ્ટ સલાહકારે સળગાવેલા લડાઇના ભડકા હોલવી નાખવામાં આપણું નૈકાસૈન્ય અને સ્થળસૈન્ય આપણને સહાય કરશે–જે જર્મન લશ્કરને બેલ્જીયમ અને ફ્રાન્સ ઉપર લુટારૂ હુમલો કરવા માટે આણવામાં આવ્યું હતું તેને યોગ્ય શાસન બદલો આપણું સૈન્ય આપશે ત્યાર પછી તેમણે પોતાનું જોખમ ભરેલું કાર્ય ઉમદા રીતે કર્યું છે એવું કહીને સંતોષ માનીને અને તેમને શાબાશી આપીને લશ્કર કમી કરી નાખવું એ ખરેખર મૂર્ખતા ગણાશે.

આ વિગ્રહ થકી ફરજીઆત લશ્કરી કેળવણીનો અંત—"doom of conscription" આવશે એવા મૂર્ખના ભરેલા શબ્દો જેઓ ઉચ્ચારે છે તે પર આપણે લક્ષ આપવાનું નથી. "સર્વજન સેવા" બધા માણસોએ નોકરી–લશ્કરી રાજ્યસેવા—કરવી જોઇએ એવી પદ્ધતિ દાખલ કરવાથી કૈસરનાં અને તેના સલાહકારોના હાથમાં બળવાન શસ્ત્ર મળ્યું છે અને તેઓએ તેનો દુરૂપયોગ કીધો છે, એ સાથે બીજું એ પણ યાદ રાખવાનું છે કે તેવી જ—સાર્વજનિક—લશ્કરી—પદ્ધતિથી જ ફ્રેંચ રિપબ્લિક પોતાના દેશની સરહદ આગળ જ પોતાના દુશ્મનને આવતા અટકાવી—રોકી–શકી હતી—અને એવી જ પદ્ધતિથી રશિઆનો ઝાર મોંગોલીઆની સરહદ ઉપરથી પોતાનાં લશ્કરમાં લઢવા માણસને એકઠું કરી શક્યો હતો. એટલી વાત સત્ય છે કે નેપોલીઅનની સત્તામાંથી પ્રશિઆને મુક્ત કરવાના ઉમદા ઉદ્દેશથી આખી જર્મન પ્રજાએ શસ્ત્ર પકડ્યાં હતાં—પણ એનો એમણે દુરૂપયોગ કીધો છે. તેનો ઇલાજ વાજબી અને માનપ્રદ આબરૂદાર સંસ્થા—પદ્ધતિ નાબુદ કરવામાં રહેલો નથી, પણ પ્રશિઆની રાજકીય પદ્ધતિ સુધારવામાં અને પ્રશિઅન પ્રજાને વધારે સત્તા આપવામાં રહેલો છે.

૬૬,૦૦૦,૦૦૦ ( ૬ કરોડ અને ૬૦ લાખ ) જેટલી મોટી મહાન્ જર્મન પ્રજા, જેઓ આ લડાઈ હમે જીતીશું, આ લડાઈમાં હમે અવશ્ય વિજયી થવાના છીએ, એવી સંપૂર્ણ શ્રદ્ધાથી આ વિગ્રહમાં ઊતર્યા છે તેમના બળ વિશે ઊતરતો અભિપ્રાય આપણે બાંધવાનો નથી; જ્યારે આપણે આપણા ફ્રેન્ચ, રશિયન, અને બેલ્જીયન મિત્ર રાજ્યોની સહાયથી જર્મન લશ્કરને તેમના દેશના માંહ્યના ભાગમાં હાંકી શકીશું ત્યાર પછી જ તે પ્રજાને હરાવવાનું કાર્ય શરૂ થશે.

ઇ. સ. ૧૯૧૨ માં જર્મન રાજ્યે જે લશ્કર એકઠું કર્યું તેના આંકડા તપાસતાં માલુમ પડે છે કે તેમનું નૌકાસૈન્ય અને સ્થળસૈન્ય મળીને ૩ લાખ ( ૩૦૦,૦૦૦ ) માણસ હતું; અને ૨૦ અને ૨૨ વર્ષની ઉમરનાં તેમની કને ( ૧,૦૦૦,૦૦૦ ) લગભગ ૧૦ લાખ બીજાં માણસ તયાર હતાં જેમને તેમણે અલગ (untouched) અને 'રીઝર્વ' ઉપયોગમાં લીધા વિનાનાં રાખ્યાં હતાં. અને ખરેખર બીજી વાત એ જાણવામાં આવી હતી કે લડાઇ શરૂ થઈ ત્યારે જર્મનીમાં બીજા ૧૦ લાખ તાજા માણસો લડાઈ માટે વધારે તયાર કરવામાં આવેલા છે. આપણા દુશ્મનોને ગાળ દેવાની બાયલી ટેવ સામે મારા દેશબંધુઓને હું ચેતવણી આપવા દેશો ? બોઅર વિગ્રહ દરમ્યાન મી. કીપલીંગના શબ્દોમાં "ક્રૂગરને તમારા મોંવડે" (ગાળો દઇને) મારી નાખવાનું ( Killing Kruger with your mouth) આપણે કરવાનું નથી. પણ રણભૂમિ—સંગ્રામભૂમિની ઉપર બ્રિટિશ સૈનિકોનાં પુરતી સંખ્યાબંધ માણસો રાખીને વધારે કુશળતાથી લઢીને વાજબી રીતે આપણા દુશ્મનોને હગાવવા માટે આપણી બધી શક્તિઓનો આપણે ઉપયોગ કરીશું. "પુરતી સંખ્યાબંધ" માણસો એવું હું કહું છું તે સાથે ગયા ઑગસ્ટ મહિનાની ૨૩ મીથી ૨૬ મી તારીખ સુધી જે દારૂણ યુદ્ધ થયું હતું તેનો જનરલ સર જોન ફ્રેન્ચનો અહેવાલ વાંચવાની હું મ્હારા બ્રિટનને ભલામણ કરું છું. સખ્ત લડાઇના હિંમતી મારો, ભીડમાં ભર્યાં વગરની વાતનો એ અહેવાલ છે, એ

ને કેળવાએલા શૌર્યના, તેજસ્વી પ્રયાસ—પરાક્રમથી જ આપણો સમૂળગો વિનાશ થતો કર્યો હતો. એ અહેવાલના આરંભમાં, એક વાક્ય છે તેમાં નીચેના શબ્દો છેઃ—

મારા ત્રીજા લશ્કરની ગેરહાજરીમાં, મારા બહારના પડખાની બાજુના ભાગ ઉપર દ આપવા માટે અથવા કોઇ પણ ભાગ પર વધારે હરકત આવી પડે તો તે ભાગને દ આપવા માટે મેં મારા ઘોડેસ્વારની ટુકડીને જેટલી બની શકે તેટલી રીઝર્વમાં રાખી ી." આવા વિકટ પ્રસંગે સંગ્રામ ભૂમિપર લડતા બ્રિટિશ લશ્કરના સેનાધિપતિની પાસે ાપણ સંપૂર્ણ "એક્સપીડિશનરી ફોર્સ," ત્રણ ટુકડીનું બનેલું છે તે ત્રણે ટુકડીઓને બદલે । ટુકડીઓ માત્ર હતી તેનુ શુ કારણ? એવો પ્રશ્ન દરેક બ્રિટને પૂછવો જોઇએ.

આપણા બહાદૂર સૈનિકોએ જે ઉમદા વર્તન અને શૌર્ય આજ પર્યન્ત દેખાડયું છે તું જ ઉમદા વર્તન અને શૌર્ય આપણા એ દેશબન્ધુઓ સંગ્રામભૂમિ પર બતાવશે મેવી આપણને ખાત્રી છે. સાઉથ આફ્રિકન વિગ્રહમાં મારૂં કાર્ય સમાપ્ત થયા પછી સંગ્રામભૂમિ પર આપણા સૈનિકો વીર પુરુષો પેઠે વર્ત્યા છે અને બીજે બધે સ્થળે સંપૂર્ણ વિનયપૂર્વક—સજ્જન તરીકે વર્ત્યા છે. આપણા સૈનિકો વિશેનો આ અભિપ્રાય હાલની બનેલી હકીકતોથી સાચો સાબીત થયો છે, અને આપણને પૂર્ણ શ્રદ્ધા છે કે આ દેશમાંથી કે હિન્દુસ્તાનમાંથી જે અગ્રેજો—બ્રિટનો—યૂરોપમાં લઢવા જશે તે અને હિન્દુસ્તાનના દેશી લશ્કરના સૈનિકો પણ આ ઉમદા દષ્ટાન્તનુ અનુકરણ કરશે. આ હિન્દુસ્તાનનુ દેશી લશ્કર તેમના પરાક્રમથી અને દયાળુપણાથી તેમના બ્રિટિશ અમલદારને જશ આપશે, અને પોતાના પ્રતિસ્પર્ધિ સામે પણ દ્વેષથી નહિ લઢવાની (માત્ર વીરતાથી લઢવાની) આશ્ચર્યકારક શક્તિ તેઓ બતાવશે. એટલુ પણ કહીશુ કે બ્રિટિશ સૈનિકો એવી તો ઉમદા રીતે લઢે છે કે દુશ્મનને તેઓ હરાવે છે, તેમને તેઓ મિત્ર કરી નાખે છે. મારો કહેવાનો અર્થ હું સમજાવીશઃ—

જ્યારે હું ઇ. સ. ૧૮૫૨ માં હિન્દુસ્તાનમા ગયો ત્યારે શિખ સામેના આપણા એકલા બેહદ થયાને માત્ર ત્રણ જ વર્ષ થયાં હતાં. જ્યારે પાંચ વર્ષ પછી બળવો ફાટી નીકળ્યો ત્યારે શિખ લોકો આપણા પક્ષમાં રહીને બળવાખોરો સામે લઢ્યા, અને ઇ. સ. ૧૮૮૦ માં આપણે અફઘાનની સામે લઢ્યા હતા, તેજ અફઘાનો પાંચ વર્ષ પછી ઇ. સ. ૧૮૮૫ માં રશિઅન સામે લઢવામા આપણે પડખે ઊભા રહ્યા હતા. બોઅર વિગ્રહ વખતે જે ડચ સરદારો હમણાં જ આપણી સામે લઢ્યા હતા તેઓએજ આ વખતે આપણા પક્ષમાં રહીને જર્મની સામે લઢવા કેડ બાંધી છે.

જ્યારે જર્મન સૈનિકોની સામે આક્ષેપો મૂકાયલા આપણે સાંભળીએ છીએ, ત્યારે સાઉથ આફ્રિકામા લઢતા આપણા પોતાના બહાદૂર સૈનિકોની સામે મૂકાયલા ખરાબ પણ પૂરેપુરા જૂઠા આક્ષેપો મૂકાયા હતા તે યાદ રાખવાનું છે. પણ એ આક્ષેપો સાચા હો યા જૂઠા હો—તો પણ આપણે આપણા હાથ અને હૃદય પવિત્ર—નિર્દોષ—રાખીશું અને જર્મનો જેથી આપણને ચાહે અને માન આપે એ રીતે આપણે તેમની સામે લઢીશું.

આપણે જે રીતે આ વિગ્રહના આરભમા લઢ્યા છીએ તેવીજ સરખી રીતે આખો સમય લઢ્યા કરીશુ એવી અપીલ હુ છેવટ કરૂ છુ આપણા પક્ષવાદો આપણા ખાનગી વેર ભાવ—આપણે વીસરી જઇશુ અને આપણા રાજ્યના અગ્રણીપણા તળે આપણે સૌ એકઠા ઊભા રહીશુ બ્રિટને આપેલુ વચન પાળવુ નહિ અને તેના મિત્ર માર ખાય ,તે મૂઢ થઈ મૂગે મોએ જોતા ,ઊભા રહેવુ એવી અધમ સૂચનાઓનો તિરસ્કારપૂર્વક ઇનકાર કરીને ,હાલના રાજ્યવાહક મડળે આખી દુનિયામા બ્રિટનના નામની આબરૂ વધારી આપી છે

આ અધમ દરખાસ્ત સામેનો બ્રિટિશ રાજ્યવાહક મડળે ઇનકાર કરીને જે વાજબી ગુસ્સો બતાવ્યો છે તેવોજ ગુસ્સો આખી પૃથ્વીપરના—સઘળા બ્રિટનોએ દર્શાવ્યો હતો આપણે આ વિગ્રહમા નિષ્પાપ અતઃકરણથી ઝપલાવ્યુ કે—આપણે નવા દેશો જીતીને વધારે સમૃદ્ધિવાન થવાની જરાપણ અપેક્ષા રાખી નથી, પણ આપણી સ્નેહની ગાઠને આપણે વળગી રહ્યા છીએ અને નિર્બળ રાજ્યને જીવતા રહેવાનો જે હક છે તે જાગવવા માટે આપણે આ વિગ્રહમા ઊતર્યા છીએ એવા વિચારથી આપણા આખા દેશના લોકના મનમા ઊંડામા ઊંડી લાગણી ઉત્પન્ન થઈ આવી છે થોડાજ અઠવાડિયા જેવી થોડી મુદતમા ૫ લાખ જેટલા માણસો લઢાઇમા લડવા જવા માટે તૈયાર થઈ ગયા છે એ સપૂર્ણ રીતે બતાવી આપે છે કે ગ્રેટબ્રિટનની પ્રજા સંકટ સમયે તેમના રાજાને અને દેશને સહાય આપવા તયાર જ છે એ આ લડાઈ ઉપરથી આપણા લોક એમ સમજતા થશે કે આપણા વોટ—બળનો ગમે તેવી રીતનો—વગર વિચાર્યો ઉપયોગ કરીને આપણને જેટલુ લૂટવુ હોય એટલુ લૂટી લેવુ એ માટે રાજ્ય નથી પણ રાજ્ય એ તો આપણુ જીવન પણ અર્પણ કરવાની આદર્શ સસ્થા છે એવુ જો આપણા લોક સમજશે જો આ લઢાઈ શાપને બદલે આશીર્વાદ શુભ ફલદાયક નિવડશે

પણ માણસો માટે—વધારે માણસો માટે અપીલ કરવામા આવે છે—સામ્રાજ્યના rosources—સાધનસપત્તિના પ્રમાણમા જ સગ્રામ ભૂમિ પર મોટામા મોટુ લશ્કર મોકલવાની આશા રાખી શકીએ તે પહેલા બીજા પાચ લાખ માણસોની—સૈનિકોની—જરૂર પડશે

એ વાત ઉપર મેન્ચેસ્ટરની ઠઠ ભરેલી સભા શ્રોતાજનની સમક્ષ મેં મારા દેશબધુને કહ્યુ હતુ કે—“શસ્ત્ર ધરો અને નરવીર તરીકે તમારી ફરજ અદા કરો કારણકે તમારી કસોટીનો સમય નજદીક આવ્યો છે તેથી આજે હુ નીચે પ્રમાણે કહુ છુ તે વખતે તમે સાભળશો એવી આશા રાખુ છુ—

“શૂરવીરો ! નરવીર તરીકે તમારી કસોટીનો સમય નજદિક આવ્યો છે ’

[ વસન્ત-ઑફિસ. ]

પણ એ છે કે "પાર્શ્વાભ્યુદય" કાવ્યનો વિષય મેઘદૂત સાથે બીલકુલ મળતો નથી. પાર્શ્વાભ્યુદય રચનાર એક જૈન ધર્માવલમ્બી હતા. આ કાવ્યમા તેમણે જૈન તિર્થંકર પાર્શ્વનાથની તપસ્યા, પ્રલોભન અને તે જીતવાની રીતનું વર્ણન કર્યું છે. મેઘદૂતમાંના વિરહિ યક્ષના ઉચ્ચારેલ વાક્ય આવા વિષયમાં જુદાજ અર્થમાં વાપરવાં એ કેટલું દુરૂહ છે તે સ્પષ્ટ જણાય તેમ છે. માત્ર એકેકજ ચરણ વાપરવામાં આવ્યાં છે એમ નથી. કોઇ કોઇ પ્રસંગે બબ્બે ચરણો એકજ શ્લોકમાં વપરાયાં છે. જેમકેઃ—

तत्रव्यक्तं दृषदि चरणन्यासमर्द्धेन्दुमौले
रन्यं भर्तुस्त्रिभूवनगुरो रर्हतः सव सपर्यैः
शश्वत्सिद्धैरुपहृतबलिं भक्तनम्रः परीयाः
पापापाये प्रथममुदितं कारणं भक्तिरेव ।

यस्मिन दृष्टे करणविगमादूर्द्धमूद्धूतपापाः
सिद्धक्षेत्रे विदधति पदं भक्तिभाजस्तमेनम्
दृष्ट्वा पूतस्त्वमपि भवताद्वै पुनर्दूरतोऽमूं
कल्पिष्यन्ते स्थिरगणपदमाप्तयेऽश्रद्दधानाः ।

આ શ્લોકના પહેલા, ત્રીજા, પાંચમા અને આઠમા ચરણ મેઘદૂતનાં છે. કોઇ કોઇ સ્થળે મેઘદૂતનાં બબ્બે ચરણ એકત્ર લેવામા આવ્યાં છે. જેમકેઃ—

नाहं दैत्यो न खलु दिविजः किन्नरः पन्नगो वा
वास्तव्योऽहं धनदन गरे गुह्यकोऽयं मदीया
वापी चास्मिन् मरकतशिलाबद्धसोपानमार्गा
हैमैश्छन्ना विकचकमलैर्दीर्घवैदूर्यनालैः

આ પ્રમાણે ઘણી રીતે મેઘદૂતનો ઉપયોગ કરવામાં આવ્યો છે. સ્થળ સંકોચને લીધે વધારે ઉદાહરણ આપવામાં આવ્યાં નથી.

"પાર્શ્વાભ્યુદય" કાવ્યનો સંક્ષિપ્ત સાર નીચે મુજબ છેઃ—પોદનપૂર નગરનો અરવિન્દ નામે એક રાજા હતો. કમઠ અને મરૂભૂતિ નામના તેને બે મંત્રી હતા. એ બંને સહોદર ભાઈ થતા અને વિશ્વભૂતિ નામે એક બ્રાહ્મણના પુત્ર હતા. કમઠની સ્ત્રીનું નામ વરૂણા અને મરૂભુતિની સ્ત્રીનું નામ 'વસુંધરા' હતું અરવિન્દને વજ્રવીર્ય નામે કોઈએક રાજાની સાથે લડાઈ જાગતાં તે પોતાના સૈન્ય સાથે લડવા ગયો તેની સાથે તેનો મન્ત્રી મરૂભૂતિ પણ ગયો. મરૂભૂતિની ગેરહાજરીમા તેના મ્હોટા ભાઈ કમઠે ન્હાના ભાઈની સ્ત્રી 'વસુન્ધરા તરફ' અનુચિત આચરણ ચલાવ્યું. રાજા યુદ્ધમાં જય મેળવી જ્યારે પાછો આવ્યા ત્યારે

એ હકીકત સાંભળી મરૂભૂતિની સાથે વિચાર ચલાવી એક કઠોર આજ્ઞા ફરમાવી જે અનુસાર કમઠને નગરમાંથી કાઢી મુકવામાં આવ્યો. પાછળથી કમઠે વનમાં જઇ તપ કરવા માંડયું પરંતુ મરૂભૂતિના હૃદયમાં અનુતાપ થવા લાગ્યો. વનમા જઇ તેણે મ્હોટા ભાઇને પ્રસન્ન કરવા તેના ચરણમાં મસ્તક નમાવ્યું એટલે દુરાચારી કમઠે પત્થરના ઘા મારી મરૂભૂતિનો એજ અવસ્થામાં વધ કર્યો, અને એ રીતે પોતાની નિષ્ઠુરતાની પરાકાષ્ઠા દર્શાવી.

જન્માંતરે મરૂભૂતિએ વારાણસીના રાજા વિશ્વસેનના ઔરસે રાણી બ્રાહ્મિદેવીના ગર્ભમાં જન્મ લીધો. ઉત્તરકાળમાં તેઓ જૈન તિર્થંકર પાર્શ્વનાથ નામે પ્રસિદ્ધ થયા. કમઠે પણ જન્માંતરે શબર નામે જ્યોતિરિન્દ્ર રૂપે જન્મ લીધો.

શરૂઆતની હકીકત આ પ્રમાણેની છે. ત્યાર પછીની ઘટનાથી પાર્શ્વાભ્યૂદય કાવ્યનો આરંભ થાય છે, પાર્શ્વનાથ ધ્યાનમાં બેઠા હતા ત્યાં શબરે આવી આગલા જન્મની શત્રુતા સ્મરણમાં લાવી પાર્શ્વનાથ સાથે યુદ્ધ માગ્યુ પાછળથી બહુ પ્રલોભન જણાવ્યું. આ કથોપકથન વખતે મેઘદૂતની માફક અનેક સ્થાનોનું વર્ણન કરવામાં આવ્યુ છે. એ વર્ણનના જે શ્લોક રચવામાં આવ્યા છે તેમાં કવીને એટલી બધી મુશ્કેલી પડી નથી, કેમકે મેઘદૂતમાં પણ એવું વર્ણન છે, પરંતુ પાર્શ્વનાથ અટલ રહ્યા હતા. કાવ્યના છેવટના ભાગમાં નાગરાજ તેમનાં પત્નિ પદ્માવતી સાથે પાર્શ્વનાથની પ્રીતી અર્થે પધાર્યા, શંબરે પણ પોતાનાં કૃત્ય માટે ક્ષમા યાચી અને પાર્શ્વનાથ પ્રસન્ન થયા.

આ કાવ્યના અંતમાં ગ્રંથકારનો પરિચય નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે:—
"આ કાવ્ય કાળીદાસ રચિત મેઘદૂતનો આશ્રય લઈ રચવામા આવ્યુ છે. જ્યાં સુધી સુર્ય ચંદ્ર તપે ત્યાં સુધી બીજાનાં કાવ્યો તિરસ્કાર કરી આ કાવ્ય પ્રચારને પામો. દેવ અમોઘવર્ષ હમેશાં ભૂવનની રક્ષા કરો.

શ્રી વીરસેન મુનિના ચરણકમળના મધુકર સ્વરૂપ શ્રેષ્ટ વિનયસેન મુનિએ જન્મ ગ્રહણ કર્યો હતો. તેમની પ્રેરણાથી મુનિ શ્રેષ્ટ જીનસેને મેઘદૂતનો આશ્રય લઇ આ કાવ્ય રચ્યુંછે." *

---

* इति विरचितमेतत् काव्यमावेष्ट्य मेघं
बहुगुणमपदोषं कालिदासस्य काव्यम् ।
मलिनितपरकाव्यं तिष्ठतादाशशाङ्कं
भूवन मवत् देवः सर्व्वदामोघवर्षः ॥
श्री वीरसेन मुनि पाद पयोज भृंगः
श्रीमानभूद्विनयसेनमुनिर्गरीयान् ।
तच्चोदितेन जिनसेनमुनीश्वरेण
काव्यं व्यधायि परिवेष्टित मेघदूतम् ॥

દરેક સર્ગના છેવટમાં "અમોઘવર્ષના ગુરૂ જીનસેનાચાર્ય રચિત પાર્શ્વાભ્યુદય કાવ્ય" વગેરે લખેલ છે † તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જીનસેનાચાર્ય કયે વખતે પ્રાદુર્ભાવ પામ્યા હતા, કેમકે અમોઘવર્ષ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે.

આઠમા સૈકાના મધ્યભાગમાં દાક્ષિણાત્ય પ્રદેશમાં રાષ્ટ્રકૂટ વંશીય નૃપતિઓએ ચાલુક્યવંશીય નૃપતિઓને હરાવી પોતાની સત્તા જમાવી હતી. દંતિદુર્ગ રાજાએ ચાલુક્ય નૃપતિ બીજા કીર્તિવર્માને હરાવ્યા પછી ૨૦૦ વરસથી વધારે સમય સુધી રાષ્ટ્રકૂટ નૃપતિઓએ દાક્ષિણાત્યમાં પોતાની પ્રભા ફેલાવી હતી. * એ રાષ્ટ્રકૂટ વંશીય ત્રીજા ગોવિંદના રાજ્ય અમલ વખતે પહેલા અમોઘવર્ષ સિંહાસને બીરાજમાન હતા મી. વિન્સેન્ટ સ્મીથ તેમના રાજ્ય અમલનો સમય ઈ. સ. ૮૧૫ થી ૮૭૭ સુધીનો જણાવે છે. §

પહેલા અમોઘવર્ષ દિગંબર સંપ્રદાયના જૈનોના મુખ્ય પૃષ્ટપોષક હતા. તેઓ પોતે પણ એક કુશળ કવી હતા. "કવિરાજમાર્ગ" નામનો અલંકાર ગ્રંથ અને "પ્રશ્નોત્તર રત્નમાળા" એ બે ગ્રંથો તેમણે રચ્યા છે +

ઉપર જણાવેલ જીનસેન આ અમોઘવર્ષના ગુરૂ હતા એ તેમણે રચેલ પાર્શ્વાભ્યુદય ગ્રંથના છેવટના બે શ્લોક ઉપરથી સ્પષ્ટ સમજાય છે. એ ઉપરાંત બીજા ગ્રંથોમાં પણ તેનો ઉલ્લેખ જોવામાં આવે છે. "ઉત્તરપુરાણ" નામના જૈનગ્રંથની પ્રશસ્તિમાં લખ્યુ છે કે

---

† "इत्यमोघवर्ष परमेश्वर परमगुरु श्री जिनसेनाचार्य विरचित मेघदूत वेष्टिते पार्श्वाभ्युदये भगवत् कैवल्यवर्णनो नाम चतुर्थः सर्गः ।"

* રાષ્ટ્રકૂટ વંશમા અમોઘવર્ષ નામધારી ત્રણ રાજા હતા પહેલા અમોઘવર્ષ ત્રીજા ગોવિંદના પુત્ર હતા. તેનાં બીજાં પણ કેટલાંક નામ હતાં: નૃપતુંગ, મહારાજ સર્વ વા મહારાજ ષન્ડ, અતિશય-ધવલ-દુર્લ્લભ વીરનારાયણ તેઓ માન્યખેત (મુસલમાન ઐતિહાસિકોના માનકીર) નગરના પ્રતિષ્ટાતા હતા. તેમના નિલગુન્ડ અને સિરૂરના શીલાલેખ અનુસાર તેમણે બંગાળા પ્રદેશ જીત્યો હતો. એવું અનુમાન થાય છે કે પાલવંશીય નૃપતિ દેવપાલના રાજ્ય અમલ વખતે તેમણે બંગાળા ઉપર ચઢાઈ કરી હતી જેમાં તેમણે પરાજય મેળવ્યો હતો.—Epgraphica Indica, Vol vi w.f. i, a pp. 2, p. 3.

§ Early History of India, p. 328.

\+ विवेकात्यक्तराज्येन राज्ञेयं रत्नमालिका ।
रचितामोघवर्षेण सुधिया सदलंकृतिः ॥

[ પ્રશ્નોત્તર રત્નમાળાનો છેવટનો શ્લોક. ]



"વિરસેન એ જીનસેનના ગુરૂ હતા. અમોઘવર્ષ જીનસેનને દંડવતપ્રણામ કરતા"§

જીનસન આચાર્યના બીજા ગ્રંથો વિષે વિવેચન કરવા પહેલા પાર્શ્વાભ્યૂદય કાવ્ય સંબંધી એક વાત કહેવી જરૂરની છે. પાર્શ્વાભ્યૂદય કાવ્યના કથાવતરમા જણાવ્યુ છે કે:—

કાળીદાસ નામાભિધાની એક કવીએ મેઘદૂત નામનું કાવ્ય રચી જુદાજુદા નૃપાતઓને તે સભળાવવા માટે દેશદેશાતરમા ફરવા માંડયુ આખરે તે અમોઘવર્ષની રાજસભામાં આવી પહોચ્યા સભામા જીનસેન અને તેના તીર્થસ્વરૂપ વિનયસેન હાજર હતા કાળીદાસે ગર્વમા આવી જઇ પોતાના કાવ્યનું શ્રવણ કરાવી બીજા વિદ્વાનોની અવજ્ઞા કરવા માંડી જે ઉપરથી તેનો ગર્વ ભાંગવા વિનયસેને જીનસેનને સુચના કરી જીનસેને ઉપહાસમા હસતા હસતા કાળીદાસને કહ્યુ:—તમારૂ આ કાવ્ય બહુ સુદર છે પરતુ તે એક પ્રાચીન ગ્રથમાથી આખુ ચોરી કરી લીધેલુ જણાય છે ક્રોધે ભરાઈ કાળીદાસે કહ્યુ "શી રીતે?" જીનસેને કહ્યુ કે તે ગ્રથ અહિથી આઠ દિવસની મુસાફરી જેટલે છેટે આવેલા એક મકાનમા છે આઠ દિવસમા તે લઈ આવી તમને બતાવીશ એવુ કહી જીનસેન ચાલ્યા ગયા અને આઠ દિવસની અંદર પાર્શ્વાભ્યુદય કાવ્ય રચી સભામા લાવી સંભળાવ્યુ કહેવાની જરૂર નથી કે જીનસેને કાળીદાસનુ મેઘદૂત એક વખત સાભળીને જ યાદ રાખી લીધુ હતુ મેઘદૂતની એક એક પક્તિ પાર્શ્વાભ્યુદયમાથી લેવામા આવી છે એમ કહી તેમણે કાળીદાસનો ગર્વ ભાગ્યો અને ત્યાર પછી સભા મડપમા જ યથાર્થ હકીકત જણાવી કાળીદાસની યથોચિત સવર્દના કરી

> कालिदासाह्वयः कश्चित कविः कृत्वा महौजसा।
> मेघदूताभिधं काव्यं श्रावयन् गणशो नृपान्॥
> अमोघवर्षराजस्य सभामेत्य मदोद्धरः।
> विदुषोऽवगणय्यैष प्रथममश्रावयत् कृतिम॥

---

§ अभवदिह हिमाद्रेर्देवसिन्धू-प्रवाहो ध्वनिरिव
सकलज्ञात्सर्व्वशास्त्रैकमूर्त्तिः।
उदयगिरितटाद्वा भास्करो भासमानो मुनिरनु-
जिनसेनो वीरसेनादमुष्मात्॥
यस्य प्रांशुनखांशुजालविसरद्धारान्तराविर्भवत्
पादाम्भोजरजः पिशंग मुकुट प्रत्यग्ररत्न द्युतिः।
संस्मर्त्ता स्वममोघवर्षनृपतिः पूतोऽहमद्येत्यलं
स श्रीमान जिनसेनपूज्यभगवत्पादो जगन्मंगलम्॥
(ઉત્તરપુરાણ-પ્રશસ્તિ)

सदा विनयसेनस्य सतीर्थस्योपरोधतः ।
तद्विद्याहं-कृतिच्युत्यै सन्मार्गोद्दीप्तये परम ॥
जिनसेनमुनीशानस्तैविद्याधीश्वराग्रणीः ।
विंशत्यग्रशतग्रंथप्रबंधश्रुतिमात्रतः ॥

एकसन्धित्ववत्सूत्रं गृहीत्वा पद्यमर्थतः ।
भू भृद्वियत् सभामध्ये प्रोचे परिहसन्निति ॥
पुरातन कृति स्तेयात् काव्यं रम्यमभूदिदम् ।
तच्छ्रुत्वा सोऽब्रवीद्दुष्टः पठताव् कृतिरस्ति चेत् ॥

पूरान्तरे सुदूरेऽस्ति वासराष्टक मात्रतः ।
आनाय्य वाचयिष्यामीत्यवोचद्यमिकूंजरः ॥
इसे तदव लोक्याथ सभापति पूरोगमाः ।
तथैवास्त्विति माध्यस्थ्यात् समयं चक्रिरे मिथः ॥

श्रीमत्पार्श्वार्हदीशस्य कथामाश्रित्य सोऽत नोव ।
श्रीपार्श्वाभ्यूदयं काव्यं तत्पादार्द्धादिवेष्टितम् ॥
संकेत दिवसे काव्यं वाचयित्वा स संसदि ।
तद्वृंदनमूदीर्य्याथ कालिदासममानयत् ॥

[ પાર્શ્વાભ્યુદય કાવ્યમ્ઃ—કથાવતરઃ ]

પરંતુ ! આ ઉપાખ્યાન સંપૂર્ણ ખોટું છે. કાળીદાસ જીનસેનના સમસામયિક નહતા તે સહેલાઇથી સાબીત થઈ શકે તેમ છે. જીનસેન નવમા સૈકામાં પ્રાદુર્ભાવ પામ્યા હતા. અમોઘવર્ષનો રાજ્ય અમલ ઈ. સ. ૮૧૫ થી ૮૭૭ સુધીનો હતો. નવમા સૈકાના છેટવના ભાગમાં અને દસમા સૈકાના પ્રારંભમાં જીનસેન, ગુણભદ્ર વગેરે દિગંબર જૈનાચાર્યોના પ્રભાવથી બૌદ્ધ ધર્મની અવનતી થતી હતી.* પરંતુ કાળીદાસ સાતમા સૈકા અગાઉ વિદ્યમાન હતા તે વિષે કશો શક જ રહેતો નથી. ચાલુક્ય નૃપતિ બીજા પૂલકેશીના રાજ્ય અમલ વખતે લખાએલ એક શીલાલેખ મળી આવ્યો છે જેમાં જૈન કવી રવીકીર્તિ, કાળીદાસ

* The rapid progress made by Digambar Jainism late in the ninth and early in the tenth century under the guidance of various notable leaders, including Jinasena and Gunabhadra who enjoyed the favours of more than one monarch had much to do with the marked decay of Buddhism (Vincent Smith,—Early History of India, p. 328.)

અને ભારવીના નામનો ઉલ્લેખ કર્યો છે.§ એટલે કાળીદાસ જીનસેનની કરોલ થઇ ગયા બાબત સંદેહ રહેતો નથી. બીજો પૂલકેશી ઈ. સ. ૬૦૮ માં સિંહાસનારૂઢ થએલ. શીલાલખનો કાળ ૫૫૬ શકાબ્દનો છે તેથી સ્પષ્ટ સમજાય છે કે કાળીદાસ બીજા પૂલકેશીના રાજ્ય અમલ વખતે ૫૫૬ શકાબ્દ અગાઉ વિદ્યમાન હતા, અને જીનસેન તેમની પાછળ બસો વર્ષે પ્રાદુર્ભૂત થયા હતા.

જીનસેનના બીજા ગ્રંથોનો હવે કંઇક પરિચય આપીએ.

જીવસેને "જયધવલપૂરાણુ" નામના જૈન ગ્રંથની ટીકા રચી છે. એ ટીકા રચવા સંબંધી એવો ઇતિહાસ છે કે તેમના ગુરૂ વીરસેને જયધવલ પૂરાણુ ગ્રંથની ટીકા રચવી શરૂ કરી હતી પરંતુ તે સંપૂર્ણ કર્યા અગાઉ તેઓ મૃત્યુ પામ્યા. ગુરૂએ આરંભેલી ટીકા અસંપૂર્ણ રહેલી જોઈ જીવસેને તેને પુરી કરી. વીરસેન વીસહજાર શ્લોક રચી મૃત્યુ પામ્યા હતા તેમાં જીવસેને બીજા ચાલીસ હજાર શ્લોક ઉમેરી તે સંપુર્ણ કરી. આ ટીકા રચ્યાનો સમય તેની પ્રશસ્તિ ઉપરથી જાણી શકાય છે. ૭૫૯ શકાબ્દમાં તે સંપુર્ણ થઈ હતી.

"एकोणषष्टि समधिक सप्त शताब्देषू शकनरेन्द्रस्य ।
समतीतेषू समाप्ता जयधवला प्राभृतव्याख्या. ॥"

તેમણે રચેલ ત્રીજા ગ્રંથનું નામ "આદિપૂરાણુ" છે. તેમાંનો વિષય તીર્થંકરો અને શલાકા પુરૂષોને પરિચય આપવાને લગતો છે. પરંતુ તેના ૪૨ અધ્યાય લખાતાંજ જીનસેન મૃત્યુ પામ્યા હતા. આ રીતે એ ગ્રંથ અધુરો રહેલો જોઈ તેમના શીષ્ય ગુણભદ્રાચાર્યે પાંચ અધ્યાય લખી આદિપૂરાણુ સંપૂર્ણ કર્યું તોપણ તેમાં વર્ણન કરવાનો બધો વિષય ગ્રંથમાં ન આવી શકવાથી ગુણભદ્રાચાર્યે "ઉત્તરપૂરાણુ" નામનો એક ગ્રંથ પોતેજ રચી એ વિષય પુરો કર્યો. જીનસેને રચેલ આદિપુરાણુ અને ગુણભદ્રાચાર્યે રચેલ ઉત્તરપુરાણુ એ બે ગ્રંથો એકત્ર થઈ જૈન સાહિત્યમાં મહાપુરાણુ નામે સુપ્રસિદ્ધ થયા છે.

જૈન હરિવંશપુરાણ નામે એક ગ્રંથ જીનસેને રચ્યાનું પીટર્સન, ભાંડારકર વગેરે વિદ્વાનોએ જણાવ્યું છે પરંતુ પદ્મરાજ રાણીવાલા× એમનો મત ભુલભરેલો છે એવી યુક્તિના સમર્થનમાં નીચેનાં કારણો જણાવે છે:—પહેલાં તો તેઓ કહે છે કે હરિવંશપૂરાણુ જીનસેન નામના કોઈ એક વિદ્વાને રચેલ છે તે બાબતનો સંદેહ નથીજ. પરંતુ એ જીનસેન અને પાર્શ્વાભ્યુદય રચનાર જીનસેન એકના એક નથી, કેમકે આદિપૂરાણુ અને હરિવંશપૂરાણુના

§ येनायोजि नवेऽश्मस्थिरमर्थविधौ विवेकिना जिनवेश्म ।
स विजयतां रविकीर्त्ति कविताश्रित कालिदास भारवी कीर्तिः ॥

× ભાસ્કરઃ ભાગ ૧, કિરણ ૧, પૃષ્ઠ ૫૦.

મગળાચરણમા જે પદ્યાનતિ આપવામા આવી છે તે બે વચ્ચે કશુ મળતાપણુ નથી હરિવશપુરાણ રચનાર જીનસેન, હરિવશપૂરાણના મગળાચરણમા જીનસેન સ્વામીને નમસ્કાર કરે છે,‡ તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે આ જીનસેન કોઈ જુદીજ વ્યક્તિ છે હરિવશ રચનાર જીનસેન પોતાના ગુરુનો પરિચય નીચે મુજબ આપે છે —"જયસેનના અમિતસેન, અમિતસેનના જ્યેષ્ટ ભાઇનુ નામ કીર્તિસેન આ કીર્તિસેનના મુખ્ય નેમિનાથ સ્વામી નેમિનાથ સ્વામીના ભક્ત જીનસેને હરિવશપૂરાણ રચ્યુ છે " આ સહજ માલુમ પડે છે કે પાર્શ્વાભ્યુદય વગેરે ગ્રથો રચનાર જીનસેન ( જેઓ શિષ્ય હતા ) હરિવશપૂરાણ રચનાર જીનસેનથી જુદા જ છે

જીનસેને " વર્ધમાન પુરાણ " નામે એક બીજો ગ્રથ પણ રચ્યો છે તેવુ હરિ પુરાણના મગળાચરણમાના એક શ્લોક ઉપરથી જણાય છે + આ બધા ઉપરથી જાણી છે કે જીનસેન આચાર્યે ચાર ગ્રથ રચ્યા છે (૧) પાર્શ્વાભ્યુદય કાવ્ય, (૨) ણની ટીકાનો પાછનો ભાગ, (૩) આદિપૂરાણ અને (૪) વર્ધમાનપૂરાણ

હવે જીનસેનનો થોડોક પરિચય આપી આ લેખ પૂરો કરશુ

તીર્થંકર મહાવીરના તીરોભાવ થયા પછી દિગબર-સપ્રદાયના ચાર સઘ સ્થાપવામા આવ્યા હતા એ ચાર વિભાગ અનુક્રમે નદિ, દેવ, સેન અને સિંહ નામે ઉપાધી ધારણ કરતા જીનસેને સેનસઘમા દીક્ષા લીધી હતી તેમની ગુરૂ પરપરા આ પ્રમાણે છે

સમન્તભદ્ર ( ગુરૂ )
|
શિવકોટી ( સેનભદ્રના શિષ્ય )
|
વીરસેન ( શિવકોટીના શિષ્ય )
|
જીનસેન ( વીરસેનના શિષ્ય )

---

‡ जितात्म परलोकस्य कवीना चक्रवर्त्तिनः ।
वीरसेनगुरोः कीर्तिरकलंकावभासते ॥
यामितेऽभ्युदये यस्य जिनेन्द्र गुण संस्तुता ।
स्वामिनो जिनसेनस्य कीर्त्तिः संकीर्त्तयत्यसौ ॥

+ वर्द्धमान पूराणों यदादित्योक्ति गभस्तयः
प्रस्फुरन्ति गिरीशान्ता स्फुट स्फटिक भित्तिपू ॥

[ હરિવંશ પૂરાણનું મગળાચરણ ]

હસ્તિમલ્લ કવિ પ્રણીત " વિક્રાન્ત કૌરવીય " નાટકમા એ પ્રમાણે ગુરૂ પરપરા આપીછે*

જીનસેનના વગ પરિચય વિષે વધારે કશુ જાણવામા આવ્યુ નથી દાક્ષિણાત્યમાજ તેમણે પોતાનું જીવન શેષ કર્યું હતુ. અમોઘવર્ષે ગજાની રાજ્યધાની માન્યખેટ× માંજ તેમણે પોતાના જીવનનો મ્હોટો ભાગ ગાળ્યો હતો

તેમણે ધર્મ સબધી પુસ્તકો જ રચ્યા હતા તેમના વિચાર મુજબ " ધર્મ સબધી કવીતાજ શ્રેષ્ટ છે બાકી તો કેવળ માત્ર પાપમા સહાયતા આપે છે ..શાસ્ત્રનો અભ્યાસ કરી, મહા કવિઓની ઉપાસના કરી, ધીમાન પુરૂષો કેવળ ધર્મસબધી યશોયુક્ત શ્રેષ્ટ કાવ્ય રચે છે"† જીનસેને પોતે પણ આ વાક્યને યથાર્થ પાળ્યા હતા પાર્શ્વાભ્યુદય કાવ્યમા સ્થળે સ્થળે આદિ રસાત્મક શ્લોક છે ખરા પરતુ એ કાવ્યનો પ્રતિપાદ્ય વિષય જૈન તિર્થંકર પાર્શ્વનાથના પ્રલોભન—જયનો છે. જીનસેન પોતે જૈન ધર્મના એક મુખ્ય આચાર્ય હતા તેથી તેમનો પ્રભાવ પણ અપરિસીમ હતો પોતે સ્વેન ગ્રંથોમા પણ તેમણે જૈનધર્મનુ શ્રેષ્ટત્વ પ્રતિપાદન કર્યું છે અને તેમની તેમજ તેમના શિષ્ય ગુણભદ્રની અથાગ ચેષ્ટાથીજ બૌદ્ધ ધર્મની જડ મૂળમાથીજ ઉખડી ગઈ હતી તેની સાક્ષી ઇતિહાસ પુરે છે

ત્રીભોવનદાસ દામોદરદાસ

---

* स्वामी समन्तभद्रोऽभू देवागम-निदर्शकः

× × ×

शिष्यो तदीयो शिवकोटिनामा शिवायनः शास्त्रविदां वरिष्ठौ
कृत्स्नश्रुत श्रीगुरुपादमूले ह्यधीतिमम्भो भवतः कृतार्थौ ।
तदन्वयाये विदूषां वरिष्ठः स्याद्वादनिष्ठः सकलागमज्ञः
श्री वीरसेनोऽजनितार्किकश्रीः प्रध्वस्तरागादि समस्त दोषः
तच्छिष्य प्रवरोजातो जिनसेन-मूनीश्वरः
यद्वाङ्मयं पूरो रासीत् पूराणं प्रथमं भूवी

[ વિક્રાન્ત કૌરવીય નાટકની પ્રશસ્તી ]

× વર્તમાન મલખેડ નિઝામ રાજ્યમા આવેલ છે. N Lat 17,10. E. Long. 77·13 ( વિન્સેન્ટ સ્મીથ )

† धर्म्मानूबन्धिनी या स्यात कविता सैव शश्यते ।
शेषा पापास्रवायैव सूप्रयूक्तापि जायते ॥
तस्माद् भास्य शास्त्रार्थान् पाश्य च महाकवीन् ।
धर्म्यं शस्यं यशस्यंच काव्य कूर्व्वन्तु धीमनाः ॥"

# પુસ્તકોની પહોંચ.

નીચેનાં પુસ્તકોની પહોંચ અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ:—

*૧. શ્રીભાષ્ય. વો. ૧–૨. કર્તા પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
૨ વાયુ પુરાણ ક. તર્કવાચસ્પતિ બદ્રીનાથ શાસ્ત્રી
૩ અઢારમા સૈકાનું યુરોપ. કર્તા ગોકળદાસ મ. શાહ.
૪. અર્વાચીન યુરોપ. " " "
૫ ધર્મવર્ણન. કર્તા પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ
૬. શ્રી જૈન ધર્મના વ્યાખ્યાનો. શ્રી દાનવિજયજી.
૭ વિવાહ વિધિભાગ. ગોવીંદ સખારામ સર દેસાઈ.
૮. વિદ્યાર્થીઓની સાં અને નીતિ વિ. સ્થિતિ. કર્તા છોટાલાલ નરભેરામ ભટ
૯. કાન્હડે પ્રબંધ કર્તા રા. રા ડાહ્યાભાઈ પી. દેરાસરી.
૧૦. મેઘદૂત ભાષાન્તર કર્તા રા. રા કિલાભાઈ ઘનશ્યામ.
૧૧. રશ્મિકાન્ત. કર્તા રા રા ચુનીલાલ નરભેરામ
૧૨. ભુગોળ (મુબઈના ત્રીજા ધોરણ માટે.) કર્તા રા રા. હીમ્મતલાલ ગણેસજી અંજારી
૧૩. ગીતામાં ઇશ્વિરવાદ. કર્તા દામોદર વખતચંદ શાહ.
૧૪. મુખગણિત રીતિ કર્તા રામભાઈ કાલિદાસ પટેલ.
૧૫. "જ્યારે સૂર્યોદય થશે!" સૌ. પ્રિયમતી શુકલ.
૧૬. હિન્દુગૃહ–સંસારનું દિગ્દર્શન દેવશી વેલશી
૧૭. મહારાજા કનકકાન્ત. વીરવલ. હ. મહેતા.
૧૮. વડોદરાને વડલે લલિત
૧૯. પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીના લેખો અને ત્હેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પૂર્વાર્ધ
અનુવાદક ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. એલ. એલ
૨૦. રાધનો પર્વત. રા બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ એલ્ એલ.

(અપૂર્ણ.)‡

---

* નં. ૧ થી ૮ શ્રીમત ગાયકવાડ સરકારના કેળવણી ખાતા તરફથી.

‡ આ યાદી આવતા માસમાં આગળ ચલાવવામાં આવશે. જેમાં બીજાં નામો પ્રસિદ્ધ થશે. પરંતુ કોઈ પુસ્તકનું નામ સરતચૂકથી રહી જાય તો પુસ્તક મોકલનાર ગૃહસ્થે અમારું ધ્યાન ખેંચવા કૃપા કરવી

(વ્યવસ્થાપક.)

## *Allegiance to Humanity.*

"Our country is not the only thing to which we owe our allegiance. It is owed also to justice and to humanity, owed to our fellow-men in other countries as well as in our own. Doubtless we are called upon to think first and feel first for those whom we know best and for whom we are most directly responsible, our own fellow citizens. But we are not therefore to forget that we have duties to the other peoples also, and these duties are doubly urgent if in any case we think that justice is as much on their side as on ours. True patriotism consists not in waving a flag, not in shouting "our country, right or wrong," but in so valuing our country and respecting its best traditions as to desire and to strive that our country shall be righteous as well as strong. A state is none the less strong for being resolved to use its strength in a temperate and pacific spirit and for putting justice and honour above all its other interests. Ought not the patriot to say to his country what the poet said to his lady —

> "I could not love thee, Dear, so much
> Loved I not honour more."

It was well observed not long ago by Mr Root that there ought to be, and there was gradually coming to be, a public opinion of nations which favored arbitration and would condemn any Government which plunged into war when amicable means of settlement were available. May we not go even farther and desire and work for the creation of a public opinion of the world which has regard to the general interests of the world, raising its view above the special interests of each people? Sixty years ago the progress of humanity was held to be marked and measured by the growth of a cosmopolitan spirit which extended its benevolence and sympathy over the earth. The strengthening of the sentiment of nationality was then welcomed as a means of helping oppressed or divided nationalities to assert themselves and secure union. No one then supposed that national feeling would reach its present height. It is surely carried to excess when men think only of the glory and the power of their State and forget what they owe to mankind at large."

—*James Bryce*

Reg. No. B. 463

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૩; અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૭૧.

તંત્રી અને પ્રકાશક,—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્એલ્. બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.

બાળક. ૬૫૭
(સૌ. શારદા મહેતા. બી. એ.)

હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ અર્થે એક સારી સંસ્થાની આવશ્યકતા તથા તેનો આશય. ૬૬૩
(V. R. G.)

સ્ત્રી. ૬૬૮
(રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ.)

ગ્રંથાવલોકનઃ-ઈ. સ. ૧૯૧૪ ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો. (૨.) ૬૭૦
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ.)

માર્ગ-સૂચન. ૬૮૪
(રા. રા. હરિપ્રસાદ દેસાઇ હીરાભાઇ ઠાકોર. બી. એસ. સી. એલ. સી. ઈ.)

ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને રા. નરસિંહરાવ. (૪.) ૬૯૬
(રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ. કાંટાવાળા.)

યુરોપમાં વસતી જાતો. ૭૦૧
(રા. રા. 'જ્ઞાનભક્તિ.')

ઇંગ્લંડ અને ફ્રાન્સનાં બાળકો. ૭૧૦
(રા. રા. એક બાલવિદ્યાર્થી.)

ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું.
નંબર ૧૧૨૬-૨૭, ટંકશાળ-કાળુપુર—અમદાવાદ.

## *Allegiance to Humanity.*

"Our country is not the only thing to which we owe our allegiance It is owed also to justice and to humanity, owed to our fellow-men in other countries as well as in our own Doubtless we are called upon to think first and feel first for those whom we know best and for whom we are most directly responsible, our own fellow citizens But we are not therefore to forget that we have duties to the other peoples also, and these duties are doubly urgent if in any case we think that justice is as much on their side as on ours True patriotism consists not in waving a flag, not in shouting 'our country, right or wrong," but in so valuing our country and respecting its best traditions as to desire and to strive that our country shall be righteous as well as strong A state is none the less strong for being resolved to use its strength in a temperate and pacific spirit and for putting justice and honour above all its other interests Ought not the patriot to say to his country what the poet said to his lady —

' I could not love thee, Dear, so much
Loved I not honour more"

It was well observed not long ago by Mr Root that there ought to be, and there was gradually coming to be, a public opinion of nations which favored arbitration and would condemn any Government which plunged into war when amicable means of settlement were available May we not go even farther and desire and work for the creation of a public opinion of the world which has regard to the general interests of the world, raising its view above the special interests of each people Sixty years ago the progress of humanity was held to be marked and measured by the growth of a cosmopolitan spirit which extended its benevolence and sympathy over the earth The strengthening of the sentiment of nationality was then welcomed as a means of helping oppressed or divided nationalities to assert themselves and secure union No one then supposed that national feeling would reach its present height It is surely carried to excess when men think only of the glory and the power of their State and forget what they owe to mankind at large"

—*James Bryce*

Reg. No. B. 463



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद.

વર્ષ ૧૩, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૭૨

## "ધ બેબી": બાળક.

### The Baby.

( A Mother's Book by a Mother-
By a University Woman. )

પીપલ્સ બુક્સ ( Peoples' Books ) નામની ગ્રંથમાળા અતિ આશ્ચર્યકારક ખંતનો છે. એની રચના ઘણી જ પ્રશંસનીય છે. નાના પ્રકારના વિષયો ઉત્તમ ચિંતકો અને માહેરો પાસે લખાવેલા છે. હરેક પ્રકારની માહિતી એ પુસ્તકો વાંચવાથી મળે છે. તે છતાં તેની કીમત બહુ જ ક્ષુલ્લક રાખવામાં આવી છે. પુસ્તકનું કદ ઘણું જ ન્હાનુ અને ભાષા ઘણી જ સહેલી છે. આ ગ્રંથમાળાનો એક મણકો The Baby—બાળક—એ નામનો છે. એમા માત્ર ૯૨ પાનાં છે. પણ બાળકની માતાએ જાણવી જોઇએ એવી ઘણી ખરી બાબત આપેલી છે. આખું પુસ્તક એવડું ન્હાનુ છે કે તેમાં સમાએલા વિષયનો સાર આપવો મુશ્કેલ છે. માત્ર અનુક્રમણિકા જેવું આપીને હું સંતોષ માનુ છું; એટલી જ દૃષ્ટિથી કે આ અતિ ઉપયોગી વિષયની ગુજરાતી સાહિત્યમાં ચર્ચા થાય અને એ વિષયનાં પુસ્તકો લખાય.

આપણા દેશમા બાળકોના મરણનુ પ્રમાણ એટલુ બધુ વધી ગયુ છે કે તે તરફ બહુ જ લક્ષ આપવાની જરૂર છે. ૧૯૧૧ ના વસ્તીપત્રકના આંકડા તપાસતા માલુમ પડે છે કે પાચ વર્ષમાં જન્મ મરણની સંખ્યા નીચે પ્રમાણે છે.

છોકરાઓ.

| જન્મ. | મરણ. |
|---|---|
| ૪૭,૫૨,૬૫૨ | ૧૦,૧૬,૮૨૩ |

છોકરીઓ.

| | |
|---|---|
| ૪૪,૫૭,૫૫૧ | ૮,૭૩,૬૭૭ |

અનેક કારણોને લીધે આવું ત્રાસજનક પરિણામ આવે છે. તેમાં દેશની ગરીબ સ્થિતિ, સ્વચ્છતા તરફ દુર્લક્ષ, મજુરીના ઘણા જ હલકા દર, બાળલગ્ન, ટુંકે અંતરે થતી પ્રસુતી, દુધ તથા બીજા ઉપરના ખોરાકની મોંઘવારી, અજ્ઞાન આટલાં મુખ્ય કારણ લાગે છે. આ સર્વમાં બાળકને કેવી રીતે ઉછેરવાં જોઇએ, એ બાબતનું અજ્ઞાન, એ મોટામાં મોટું કારણ છે. પરંતુ આ કારણ મહેલાઇથી દૂર થઈ શકે એવું છે. દીલગીરીની વાત એટલી જ છે કે તે છતાં તે તરફ લક્ષ ન આપ્યાથી જીવની હાનિ થાય છે. ન્હાની બાબતની માતાને માહિતી ન હોય તેથી બાળકની જીંદગીને જોખમ પહોંચે છે, ને અસંખ્ય જીવનો નાશ થાય છે. આ અજ્ઞાન દૂર કરવા માટે એ વિષયનું સાહિત્ય આપણી ભાષામાં તૈયાર કરાવવું જોઇએ. શાળાઓમાં એ વિષય દાખલ કરવો જોઇએ, તેમ જ માતાએ એ બાબતનું જ્ઞાન હમેશ તાજું રાખવું જોઇએ. અને તે પ્રમાણે વર્તન કરવું જોઇએ.

બાળકના જીવનમા પ્રથમનાં વર્ષ અને તેમાંએ પહેલુ વર્ષ બહુ જ સંભાળ લેવા જરૂર છે. એ જ વિષય મુખ્યત્વે આ પુસ્તકમા ચર્ચાયો છે; અને તેથી એનું નામ 'બેબી' (બાળક) રાખવામાં આવ્યુ છે.

બાળકને જન્મતાં વાર શ્વાસ લેવાની જરૂર પડે છે. પરંતુ તેને અંગે કાંઈ પીડા ભોગવવી પડતી નથી. સાધારણ રીતે પાચનક્રિયા બહુ દુઃખ દે છે. બે વર્ષ સુધી એનું બરોબર ઠેકાણું પડતું નથી. તેમાંએ દાંત આવવાની વખતે તો બહુ જ હેરાન ગતિ પહોંચે છે. ત્યાર પછી અન્ન લેવાના આરંભ વખતે પણ બહુ જ સાવચેતી રાખવી પડે છે. પરંતુ જન્મ પછીના પહેલા બે એક મહિના તો બહુ જ સંભાળવાનું છે. મરણની સંખ્યા એ જ સમયની બહુ હોય છે. કુલ મરણની સંખ્યામાં અર્ધોઅર્ધ સંખ્યા એ વખતની હોય છે. ઘણી ન્હાની ન્હાની બાબતોની સંભાળ રાખી હોય તો મરણની આટલી મોટી સંખ્યામાં ઘટાડો થઈ શકે. એ જ આ પુસ્તક લખવાનો મુખ્ય હેતુ છે.

ગ્રંથકાર યુનિવર્સીટિમાં પાસ થએલી સન્નારી છે. અને તેને ત્રણ છોકરાં છે. તેમની ઉમરમાં લાંબો ફેર નથી. પતિ પત્ની એકે કાંઈ વિશેષ તંદુરસ્ત નથી પણ માત્ર ચોકસ સંભાળ લેવાને લીધે છોકરાંઓએ કદી મંદવાડ ભોગવ્યો નથી. આ પુસ્તકમાં આપેલી સુચના પ્રમાણે વર્તવામાં પૈસાની કાંઈ ગરજ નથી. એટલું જ કે એ બાબતમાં ચાનક રાખીને સંપૂર્ણ માહિતી મેળવીને બાળકની સંભાળ રાખી હોય તો અસંખ્ય જીવનું રક્ષણ થાય, અને પ્રજા તંદુરસ્ત થાય.

પુસ્તકમાં આપેલી સૂચનાઓનું સવિસ્તાર વર્ણન કરવું તો અશક્ય જ છે. એમ કરવા જતાં તો દરેકનું એક મોટું પુસ્તક થાય. માત્ર એમાં કયા કયા વિષયો આપ્યા છે તેનું રેખા દર્શન આપવાનો પ્રયત્ન કર્યો છે.

બાળકના પ્રથમના દિવસો—દરેક માએ છોકરાંને ધવડાવવાં જોઇએ. તેમ કરવાથી પોતાની તેમ જ છોકરાંની તબીયતને ઘણી રીતે ફાયદો થાય છે, અને ઘણી મુશ્કેલીઓ અને દરદ અટકાવી શકાય છે. પ્રસુતિ થયા પછી બે કલાક પછી ધવડાવવાનું શરૂ કરી શકાય; જો તરત મુશ્કેલી પડે તો પણ પ્રયત્ન કરવો જોઇએ.

Nipple (છાતી) બહુ સ્વચ્છ રાખવી જોઇએ. દરેક જાતની સ્વચ્છતા ઉપર બહુ ધ્યાન આપવું: જો કોઈ કારણસર ધવડાવી શકાય એવું ન હોય તો ઘણી જ સંભાળ અને સ્વચ્છતા વાપરીને બહારનું દૂધ આપવાનું શરૂ કરવું.

દૂધ કેવી રીતે આપવું તેનાં જૂદાં જૂદાં પ્રમાણ છે તે દરેક માએ જાણવું જોઇએ. સાધારણ રીતે દૂધની જોડે ઓછા વધતા પ્રમાણમાં પાણી ઉમેરવામાં આવે છે. દાખલા તરીકે જો પહેલા અઠવાડીઆમાં દૂધના કરતાં ત્રણ ગણું પાણી ઉમેરવામાં આવે તો વરસની આખરે એકંદર જથાનો ⅓ ભાગ પાણીનો આવે. દૂધમાં પાણી ઉપરાંત થોડું લાઇમ વૉટર, —ચુનાનું પાણી અને બાર્લી વૉટર,—જવનુંપાણી ઉમેરાય છે. ઉમર વધતાં તેમાં થોડી ક્રીમ—મલાઈ અને ખાંડ નાંખવી. ઉમર વધતાં પાણીને બદલે જવનું પાણી નાંખવું.

## દૂધને હમેશ બરોબર ઉકાળવું જોઇએ.

ઉન્હાળામાં તાપમાં તે બગડવું ન જોઇએ. હમેશ દૂધના વાસણ નીચે પાણી રાખવું અને ઉપર ઝીણું કપડું કે છાબડી ઢાંકવી. હવા જઈ શકે નહિ એવુ ઢાંકણ ઢાંકવું નહિં, ને કદી ઉઘાડું રાખવું નહિં.

બાળકને ન્હવડાવવામાં ઘણી સંભાળ રાખવી જોઇએ. કેવી રીતે ન્હવડાવવું, પાણી કેટલુ ગરમ રાખવું, ઓરડામાં હવાની આવજા કેવી રાખવી, વિગેરે જાણવું જોઇએ. ન્હવડાવ્યા પછી બરોબર લુછવું, જરા ભીનું રાખવું નહિં, હાથપગ સારી પેઠે મસળવા જોઇએ અને ઊંચા નીચા કરીને આખા અંગને કસરત કરાવવી જોઇએ.

બાળકને બનતા સુધી પોતાની પાસે સુવાડવું નહિં. આપણા દેશમાં માખી અને મચ્છર એટલા હાનિકારક છે કે હમેશ મચ્છરદાનીનો ઉપયોગ કરવો.

બાળકનું વજન થોડે થોડે દિવસે લેવું. વધઘટની ખબર પડવાથી કારણ શોધી કઢાય, અને જો ઘટ થતી માલુમ પડે તો તેનો ઉપાય લેવાય, બળીઆ કઢાવ્યા હોય કે circumcision કરાવ્યું હોય તો વખતે ઘટાડો થાય.

ત્રીજે મહિનેથી પથારીમાં સુવાની ટેવ પાડવી. એથી એનાં અવયવ છૂટાં થશે અને મજબૂત થશે. પણ તે વખતે કદી બેસાડવાનો પ્રયત્ન કરવો નહિં.

બાળકની પાસે ચીજો મૂકવામાં બહુ સંભાળ રાખવી. દીવાસળી, મણકા, ઝેરી દવા વિગેરે એના મોંમાં પેસે તો નુકશાન થાય.

દાંત—દાંત આવતી વખતે ઝાડા બહુ થાય છે તે વખતે જોવું જોઇએ કે ખોરાકને લીધે ન થતા હોય. બહુ થતા હોય તો ઘરગથુ દવા આપવી.

મોંમાં આપવાની ટોટીથી નુકશાન થાય છે એ ધારવું ખોટું છે. પણ તે ટોટીને જરા ધૂળ લાગવા ન દેવી. રોજ એક વખત ઉકાળવી, અને ભોંય પર પડી જાય તો ધોઈ નાંખવી.

કપડાં—બાળકના દીલ ઉપર બહુ કપડાં ન રાખવાં. કપડાં બહુ જ સ્વચ્છ અને કોરાં રાખવાં. જરા ભીનાં થાય તો તે બદલી નાંખવાં. ગંદવાડમાં કદી બાળકને સુવાડી ન રાખવાં.

બાળકની તબીયત સારી રહે તે માટે માતાએ પોતાની તબીયત સંભાળવી જોઇએ. ખુલ્લી હવામાં કસરત કરવી જોઇએ. પુષ્ટિકારક ને સાદો ખોરાક લેવો જોઇએ. બહુ ભારે, બહુ ખારો, તીખો, પાચન ન થઈ શકે એવો ખોરાક લેવો જોઇએ નહિં. પુરતા જથામાં દૂધ લેવું જોઇએ. જો પોતાને દૂધ પૂરતું ન આવે તો બહારનું દૂધ થોડું આપવું, પણ તાન છોડાવવું નહિં. અગીઆરેક મહિના પછી માના દૂધના ઉપરાંત કાંઈ જોઇતું હોય તો રાજગું પાણી અથવા ચોખાનુ પાણી આપવુ. પણ નક્કર (solid) ખોરાક કાંઈ આપવો નહિં. પછી ધીમે ધીમે માનું દૂધ છોડાવવુ ને ખોરાકની શરૂઆત કરવી.

સાધારણ રીતે બાળકની ફરીઆદ પેટની કબજીઆત constipation હોય છે તેને માટે બહુજ સંભાળ લેવી. કારણ કે તેનાથી અનેક રોગના ઉપદ્રવ થાય છે. જો દૂધ પચતું ન હોય તો તે દૂધ સુધારવાનો ઉપાય કરવો. બંધકોશ માટે મૅલીન્સ ફુડ, થોડું ઉકાળેલું પાણી પણ ફાયદો કરે છે. અંજીર વિગેરે ફળનો રસ પણ આપાય છે. ચોખ્ખું મધ ઘણું ફાયદાકારક છે. બધાં છોકરાને દિવસના થોડા કલાક ખુલ્લામાં રાખવાં જોઇએ. શરદી ન હોય તો તડકો ન લાગે એવી જગાએ ખુલ્લામાં આખો દિવસ બાળક ને રમવા દેવાં અથવા સુવાડી રાખવાં. અને બની શકે તો મોટાં છોકરાંને બહાર ફરવાને લઈ જવાં એટલે કાંઈ નવું નવું જોવામાં આવે.

છોકરાંઓને—ચાર વર્ષનાં થાય ત્યાં સુધી બપોરે સુવાડવાં જોઇએ. રાત્રે સુતી વખતે બારણાં તદન બંધ ન રાખવાં. પણ શરદી લાગી ન જાય તે સંભાળવું.

પ્રથમથી જ બાળકને કઠણ પથારીમાં સુવાની ટેવ પાડવી અને બને ત્યાં સુધી તકીઆની ટેવ ન પાડવી.

છોકરાંને બનતા સુધી દર અઠવાડીએ જોખવાં જોઇએ. સાધારણ રીતે દરેક છોકરાં

પહેલા બે મહિનાના દરેક અઠવાડીઆમાં પા ઔંસ વધે છે; બીજા બેમાં ગા ઔંસ અને ત્રીજા બે મહિનામાં ગા એટલે જન્મ વખતે જો ૭ પૌંડનું હોય તો ૨૬ અઠવાડીઆ પછી ૧૫ પૌંડને ૫ ઔંસ થાય છે.

ઊંચાઈ—જો જન્મ વખત વીસ ઈંચનું બચ્ચું હોય તો પહેલા વર્ષની આખરે ત્રીસ ઈંચ થવું જોઇએ. અને છાતી પણ ૪૦ થી ૪૫ ટકા વધવી જોઇએ. પણ આ ત્રણમાં વજનના પ્રમાણ ઉપર જ વધારે આધાર રાખવો જોઇએ.

બાળક ગમે એટલું કાયર કરતું હોય, કામ કાજ માં રોકાણ કરતું હોય તોપણ કદી તેને અફીણ આપવું નહિ.

## આંખમાં કાજળ ( મેશ ) આંજવો નહિં.

બાળકને ઓરી, અછબડા, શીતળા જેવા ચેપી રોગ થાય તે મા પારખી શકે એટલું જ્ઞાન હોવું જોઇએ, તેથી તરત જ એને વાસ્તે જોઇતા ઇલાજ લઈ શકાય. તેમ જ બીજાં છોકરાંને સંભાળવાં, તેમને જૂદાં રાખવાં, બીછાના, પાણીનાં વાસણ કપડાં ઈત્યાદિ જૂદાં રાખવાં. એવા રોગવાળાને ઘેર જોવા જવું કરવુ નહિં.

કોઈ પણ ચેપી રોગ થયો હોય તો તેની અંદર છોકરાંને કેવી રીતે બરદાસ કરવી; ઓરીમાં નીમોનીઆ વગેરે ભયંકર દરદ ન થઈ જાય, તે માટે માએ એ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.

સાધારણ રીતે બાળક નાકમાંથી શ્વાસ લે છે કે મોઢામાંથી તે જોવું જોઇએ. કેમકે મોંઢેથી લેતું હોય તો વખતે નાકમાં રોગ હોય તો માલુમ પડે અને તેનો ઉપાય લેવાય, મોંઢેથી શ્વાસ લીધાથી કેટલાક નવા રોગ પેદા થાય છે.

બાળકને ઝાડા બહુ થતા હોય તો તેનું કારણ શોધી કઢાવવું. બેદરકાર રહેવું નહિં.

બાળકની શારીરિક સંભાળ બરોબર લેવાય તો તેને તંદુરસ્ત રાખવું એ કારણ... કામ નથી. પણ માનસિક ખીલવણી એટલી સહેલાથી થઈ શકતી નથી. તેને એક સૂચનાઓ અગત્યની છે.

બાળકને દરેક બાબતમાં રોક રોક કરવાની રીત સારી નથી. તેને પો. શક્તિ નો ઉપયોગ કરવા દેવો જોઇએ. આસપાસની પરિસ્થિતિની અસર ઉપર ઘણી જલદી થાય છે.

વિશ્વ વિષેના તેના બધા ખ્યાલ એનાં રમકડાં અને રમતથી બંધાય છે જેમ ઉમર વધતી જાય છે; તેમ તેમ નાના પ્રકારની વસ્તુઓ ઘરમાં અને ઘર

તે અનેક પ્રશ્ન પૂછે છે. તેવે પ્રસંગે તેને ગમે તેમ ઊડાવણીના જવાબ ન દેવા, અથવા તેનો તિરસ્કાર કરવો નહિ કે ક્રોધ કરવો નહિ. માતાની ખરેખરી જવાબદારી આ કાર્યમાં છે. બાળકને સંતોષ થાય એવા અને સરળ જવાબ આપવા જોઇએ. કોઇ વાર આ કાર્ય બહુ મુશ્કેલ થઈ પડે છે. એક જવાબથી બીજા સેંકડો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તે છતાં બાળકને અસત્ય કહેવું એ મોટો ગુન્હો છે એ ખ્યાલ માબાપના મનમાં બરોબર આવવો જોઇએ.

માનસિક ખીલવણી જે ઉમરમાં થાય છે ત્યારથી જ નૈતિક ખીલવણી શરૂ થાયછે. પરંતુ બાળકનું મન કેળવવામાં જે મુશ્કેલી પડે છે તે આ વિષયમાં પડતી નથી. દૃષ્ટાન્ત એજ મોટો ઉપદેશક છે, અને જો માતાની રીત ભાત એકંદર સરખી રીતે સારી હશે તો બાળકને સુધારવા માટે ઝાઝા શિક્ષણની જરૂર રહેતી નથી. પણ આ વિષયમાં કોણ સંપૂર્ણ હોય છે? બાળકની દરેક ઇચ્છાને રોકવી નહિં. જે ટેવથી એની તંદુરસ્તી ને હાનિ થતી હોય, કે તેનું અહિત થતું હોય તો કારણસર તે સમજાવવું

દરેક છોકરાંને માટે (discipline) નિયમિત આજ્ઞાંકિતપણાનું શિક્ષણ તો આવશ્યક જ ... કોઈ પણ બાબતમાં માએ એક નિશ્ચય કર્યો હોય તો તેને વળગી જ રહેવું. બાળકને ...ઈ પણ કરવા માટે વચન આપ્યું હોય અથવા શિક્ષા કરી હોય તો તે પ્રમાણે કરવામાં ...વું નહિં.

બહુ ક્રોધના આવેશમાં, અથવા કોઇ પણ પ્રકારની બીક બતાવીને બાળકને ધમકી આપવી નહિં. બીક તો એના અનુભવમાંથી બાતલ જ કરવી જોઇએ, ચોર, બાવા, વાઘ વગેરેનો ભય દેખાડવો નહિ.

છોકરાંઓનું મન ખીલવવાનો સહુથી ઉત્તમ ઉપાય એ છે કે તેમને ન્હાની ન્હાની વાર્તાઓ કહેવી, અથવા વાંચી સંભળાવવી. બાળકથી જ્યારે રમવા ફરવાને બહાર જઈ શકાય નહિં, વરસાદ કે ટ્હાડના દિવસ હોય ને ઘરમાં બે ચાર બાળક એકઠાં થઇને મસ્તી તોફાન કરે તેવે વખતે વાર્તા વાંચવાથી કે કહી સંભળાવવાથી બહુ જ લાભ થાય છે. કોઈ વાર છોકરાંઓ પાસે જ વાત કહેવડાવવી. તેથી બાળકના મનને સારી કવાયત થાય છે. આ પ્રમાણે માનસિક કેળવણી સહેલાઇથી શરૂ કરી શકાય છે.

આ પ્રમાણે વાંચી સંભળાવ્યાથી એક બીજો લાભ થાય છે કે છોકરાં પોતાની રમતમાં પણ કહેલી વાર્તાઓનું અનુકરણ કરે છે, અને આનંદ મેળવે છે. બાળકનો નવરાશનો વખત આ પ્રમાણે ગાળ્યાથી તેમને આનંદ સાથે શિક્ષણ મળે છે અને તેઓ જગતના વ્યવહારમાં પ્રમાણિક અને દૃઢતાવાળાં થઈ શકે છે.

આપણા દેશમાં ઘણું ખરું તો બાળક પોતાની મા પાસે જ ઉછરીને મોટું થાય છે. પણ આજ કાલ બૈરી નોકરો રાખવાનો ચાલ ઘણો વધી પડયો છે. ઘણી રીતે જોતાં જે લોકોની પૈસાની સ્થિતિ સારી હોય તેમણે સારી નોકર બૈરી રાખી હોય તો છોકરાં છતાં

રહે છે, મા ને બહુ વળગતાં નથી; પણ એટલું લક્ષમાં રાખવું કે તેના ઉપર બહુ જ દેખરેખ રાખવી. ઘણો વખત તેને સોંપવું નહિં. રાત્રે તો કદી તેની પાસે સુવાડવું નહિં. ઉપરનું દૂધ પાતાં હોય તો માતાએ જાતે જ તે પાવુ અને તૈયાર કરવું. નવડાવવા ધોવડાવવામાં દેખરેખ રાખવી. જરા મોટું છોકરૂં થાય ને બોલતાં શીખે ત્યારે નોકરોમાં રહીને અપશબ્દ બોલતાં, કે કોઇપણ પ્રકારની હલકી વર્તણૂક શીખે નહિં એ ઉપર બહુજ લક્ષ રાખવું. એકંદર તેવી બાળકની બાવજત માતાએ પોતાની આંખ આગળ જ કરાવવી.

આ પુસ્તકમાં ઉપર જણાવી તે અને બીજી ઘણી સહેલી ભાષામાં ઘણી ઉપયોગી માહિતી આપી છે. ઈંગ્રેજી જાણનાર સ્ત્રી પુરૂષોને એનું મનન કર્યાથી ઘણો લાભ થઇ શકે એમ છે આપણા દેશમાં બાળકના જીવનની કીંમત જેવી જોઇએ તેવી ગણાતી નથી, તેથી તે ઉપર ઝાઝું લક્ષ અપાતુ નથી. બાળક ભવિષ્યની પ્રજા છે તેના ઉપર જગતનો આધાર છે તો તેની શારીરિક, માનસિક અને નૈતિક ઉન્નતિ થવાથી સમસ્ત જગતને લાભ થવાનો સંભવ છે.

વડોદરા.
તા. ૧૨—૧૨—૧૪.

સૌ. શારદા મહેતા.

---

# હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ અર્થે એક સારી સંસ્થાની આવશ્યક્તા તથા તેનો આશય.

"Whoever could make two ears of corn or two blades of grass grow upon a spot of ground, where only one grew before, would deserve better of mankind, and do more essential to his country than the whole race of politicians put together."

—J. Swift

દેશમાં ચોતરફથી ઉદ્યોગની દિશામાં પ્રબળ પ્રયાસ થાય છે તે છતાં હાલ આપણે પરદેશથી આવતા માલ ઉપર ઘણો આધાર રાખવો પડે છે, તે સર્વેને વિદિત છે. તેમ જ તે સંબંધી ચર્ચાઓ ઘણી થાય છે. આપણે હવે આવી સ્થિતિમાં ક્યાં સુધી રહેશું ?આપણા ઉદ્યોગની વૃદ્ધિ કરવાના પ્રયત્નો આપણે પોતે જ હાથ ધરવા જોઇએ. બીજા ઉપર આશા રાખી, આપણે નિરાંતે પગ પર પગ ચડાવી બેસી રહેવાથી કાંઇ વળશે નહિ, આપણે કાર્ય શરૂ કરશું તો બીજા આપણને મદદ કરશે જ. આપણે ઘણો વખત નકામો કાઢયો છે અને હવે એમ ભોગ આપવો પાલવે તેમ નથી. આપણી હમેશની જરૂરીઆતની વસ્તુઓ માટે

કરવા. પ્રદર્શનમાં મોકલવા માટે વસ્તુઓ તૈયાર કરાવવી અને પોતાના શહેરમાં એકાદ હુનર ઘણો જ સારો થાય તેવાં પગલાં લેવાં. આથી પ્રાચીન કાળનાં મોટાં શહેરો માફક હાલનાં શહેરો પણ પોતાના ખાસ હુનર માટે પ્રખ્યાત થશે. દરેક શહેરે ફંડ ભેગું કરીને પોતાની શાખાનો ખર્ચ ઉપાડવો. પ્રાંતિક સંસ્થાને જોઇતી ખબર તથા મદદ પુરી પાડવી.

પ્રત્યેક શાખામાંથી ચુંટાયલા સભાસદોની બનેલી પ્રાંતિક સંસ્થાનું મુખ્ય સ્થળ મુબઈ રાખવું. દરેક પ્રાંતિક સંસ્થાએ દુનિયાની છેલ્લામાં છેલ્લી શોધથી તથા નવી ઢબના યંત્રોથી (Machinery) વાકેફ રહેવાની જરૂર છે. પ્રાંતનો હરકોઈ માણસ પોતાની થાપણ કેવી રીતે અને કયા હુનર ઉદ્યોગમાં રોકવી એ વિષેની માહિતિ તથા સલાહ આપવા આવી પ્રાંતિક સંસ્થાઓ તૈયાર હોવી જોઇએ. વળી આપણા દેશને અનુકૂળ કયાં યંત્રો છે તથા તેમાં શા શા ફેરફાર કરવા જોઇએ તે પણ બતાવવું જોઇએ. પોતાના પ્રાંતના કારખાનાની તપાસ કરવી અને તેમાં સારા કારીગરો શીખી શકે તેવી ગોઠવણ કરાવવી. નવા હુનરની તથા ખનિજ પદાર્થની શોધખોળ કરાવવી.

**પ્રદર્શન.**

હુનરમંદ કારીગરોને ઉત્તેજન આપવા તથા તેમનો ઉત્સાહ વધારવા સારૂ અને તેમની બનાવેલી વસ્તુઓ લોકોની વિશેષ જાણમાં લાવવા માટે પ્રત્યેક વર્ષે એક સારૂં પ્રદર્શન ભરવાની યોજના દરેક પ્રાંતિક સંસ્થાએ ઘડવી. પ્રદર્શન ભરવાના સ્થાનની પસંદગીમાં અગત્ય ગણાતા લગભગ બધા શહેરો આવી જવા જોઇએ. પ્રાંતોમાં પ્રદર્શન જુદે જુદે સમયે ભરાવા જોઇએ. આથી અન્ય પ્રાંતિક સભાસદ તે પ્રદર્શનનો લાભ લઈ શકે અને પોતાના પ્રાંતમાં સુધારો કરવાનો હોય તો તે ઉપરથી કરી શકે. વસ્તુઓ તથા યંત્રો શહેરવાર ગોઠવવાં. આથી કયા શહેરમાં કઈ વસ્તુ થાય છે તથા વધારે સારી કયાં થાય છે તે અને હરીફાઇથી વસ્તુઓ સારી થાય છે કે કેમ તે જોવાનો પ્રસંગ દરેક સભાસદને મળશે. દરેક પ્રદર્શનના સંમીલન સમયે તેની કાર્યવાહક સભાએ આવતા વર્ષના પ્રદર્શનમાં કયા બે હુનરની હરીફાઈ કરવાની છે તેની તથા તેમાં સંપૂર્ણ ફતેહ મેળવનારને ચાંદ અગર સર્ટિફિકેટ આપવાની યોજના ઘડવી. આમ થવાથી આપણે દર વર્ષે બે હુનરને તો આપણા પોતાના કરી લેવા સમર્થ થશું. વળી હરીફાઇમાં જીતનાર પાસે તેણે બનાવેલ યંત્ર, વસ્તુ, વગેરે અમુક કીંમતે લોકોને પુરી પાડે તેવી ગોઠવણ કરાવવી.

આવા ઉપાયો યોજવાથી પ્રાંતનો પ્રત્યેક માણસ દેશ અને ખાસ કરીને પોતાનો પ્રાંત હુનર કળામાં પ્રત્યેક વર્ષે કેટલો આગળ વધે છે તે અને હવે શું કરવાની જરૂર છે તે જાણી શકે અને તેની યોજના ઘડવાની પ્રત્યેક વ્યક્તિમાં સ્ફુરણા થશે. આમ દરેક વ્યક્તિ યથાશક્તિ ફાળો આપવા ઉત્સાહ તથા ખંતથી તૈયાર થશે, ત્યારે દેશની આબાદી ઘણી નજીક જ આવશે.

પ્રાંતિક સંસ્થાએ શરૂઆતમાં ત્રિમાસિક કાઢવાની ગોઠવણ કરવી અને પગભર થતાં

માસિક અને લેખ.

તેને માસિકના રૂપમાં ફેરવી નાંખવું. વળી સંસ્થાએ વર્ષની શરૂઆતમાં જ તે વર્ષ માટે આશરે બાર વિષયોની પસંદગી કરી તેના પર લેખો લખાવવાં અને તે લોકોના ઉપયોગ માટે સોંઘી કીંમતે પ્રસિદ્ધ કરવાં. સારા લેખ માટે ઇનામો રાખવાં. માસિક માટે તથા નિબંધો લખાવવા માટે વિષયની પસંદગીમાં ખેતી, આર્થિક મહત્વ ધરાવનારી વનસ્પતિઓ, હુન્નર કળા, રાસાયનિક, ઉદ્યોગો, શિલ્પ કળા, યંત્રો વગેરેનો સમાવેશ થવો જોઇએ અને તે દેશને અનુકૂળ હોવા જોઇએ. દાખલા તરીકે આ પ્રકારના વિષય હોવા જોઇએ.

(૧) શેરડીનું વાવેતર અને ખાંડનો ઉદ્યોગ.

(૨) કપાસનું વાવેતર અને તેનો ઉદ્યોગ.

(૩) જાત જાતની દીવાસળી

(૪) જાત જાતનાં રમકડા

(૫) સાબુ તથા મીણબત્તી

(૬) મોજાં, વગેરે ગુંથણ કામ. (Hoisery,)

(૭) મનો ચલાવવાના બળની પસંદગી અને તેના લાભ

(૮) ખેતી માટે જરૂરના પમ્પ, વગેરે સાધનો.

(૯) કેટલાંક મહેલાં અને કીંમતી વાવેતર અને તેમનું આર્થિક દ્રષ્ટિએ સવિસ્તર વર્ણન.

(૧૦) વિવિધ જાતના વાવેતર માટે ખાતર અને પાક સુધારવા શું કરવું.

(૧૧) દડા, દડી, દીવાની વાટ, વગેરે.

(૧૨) બટન, બ્રશ, વગેરે અને તેનાં સાધન

(૧૩) કાગળ અને તેનો ઉદ્યોગ.

(૧૪) શિલ્પ કળા તથા ચિત્ર કળા.

લેખ કેવા હોવા જોઇયે

આપણા વિદ્વાન હુન્નરમંદ ભાઇઓના ખ્યાલમાં લાવવુ જોઇએ કે હુન્નરના વિષય માટે ખાસ તૈયાર કરેલા લેખ સરલ તથા હરકોઇ સાધારણ ભણેલો માણસ વાંચીને તે પ્રમાણે પ્રયોગ કરે તો તે લેખનુ 'અક્ષરશઃ' અનુકરણ માત્ર તેને પરિપૂર્ણ ફતેહ અપાવી શકે. લેખ દેવનાગરી લિપિમાં છપાવવા, જેથી અન્ય પ્રાંતોના લોકો પણ તેનો લાભ લઈ શકે. તેમ જ અન્ય પ્રાંતોના લેખો તથા માસિકમાંથી ઉપયોગના ઉતારા આપણી ભાષામાં છપાવી પડતર કીંમતે વેચવાની ગોઠવણ કરવી.

આ ઉપરાંત પરદેશમાં બનતી વસ્તુઓની બનાવટ સંબંધી પુસ્તકોના ભાષાંતર કરાવવાની અને તે સસ્તી કીંમતે વેચવાની જરૂર છે. યંત્રો સંબંધી પુસ્તકો, તથા સૂચનાઓ પણ બહાર પાડવા પ્રયાસ થવો જોઇએ. રિપોર્ટ વગેરે પણ બહાર પાડવું. આથી ખંતીલા અને ઉત્સાહી પુરૂષો પોતાના ધૈર્ય અને મહેનતથી કેટલાક હુન્નર હાથ કરી લેશે, અને તેથી દેશની આર્થિક સ્થિતિ સુધરવા ઘણો સંભવ છે.

આપણા આગેવાન ગૃહસ્થો તથા ધનાઢ્ય વર્ગ આવી સંસ્થાઓ સ્થાપવા હીલચાલ કરશે અને તેવી સંસ્થાઓ સ્થપાતાં આપણા ચુનંદા હુન્નરમંદ ભાઇઓ દેશ પરદેશમાં સંપાદન કરેલી પોતાની વિદ્યાકળાથી માત્ર પોતાના વ્યક્તિ જીવનને સુખી તથા ઉન્નત કરવાનો હેતુ મન આગળ ખાસ ન ધરતાં પોતાના દેશના હિતાર્થે આવી સંસ્થામાં આગળ પડતો ભાગ લેશે અને પોતાના જ્ઞાન દેશી બંધુઓને હુન્નર વિજ્ઞાન સંબંધી જ્ઞાન આપવા તથા તેમને દરેક રીતે મદદ કરવા બહાર આવશે, એવી આશા વ્યર્થ નહિ જાય.

આવી સંસ્થાની સ્થાપના અમારા ધારવા પ્રમાણે દરેક રીતે શક્ય છે. આવા કાર્યમાં ખાસ કરીને ખંત અને ઉત્સાહની જરૂર છે. વળી આપણા તવંગર લોકો અને અગ્રેસરો આવી હીલચાલ કરે ત્યાં સુધી હાલ હયાતી ધરાવનારા મંડળો, માસિકો તથા લાઇબ્રેરીઓ આ દિશામાં કાંઇક વિશેષ પ્રવૃત્તિ કરશે એવી વિનતી છે તેઓ ઇનામી નિબંધો લખાવી તે હુન્નર વિજ્ઞાનમાળા રૂપ બહાર પાડશે અને તેને પોતાના કાર્યમાં યોગ્ય સ્થાન આપશે એવી આશા રાખી આ લેખ પૂર્ણ કરીએ છીએ અત્રે વિરમતાં પહેલાં શ્રી જગન્નિયંતા પ્રભુ સર્વના હૃદયમાં પ્રેરણા કરો, એમ પ્રાર્થના કરતા જનની જન્મભૂમિના ઉદયાર્થે પુન કહીશું કે દેશનો ઉદય તેના હુન્નર ઉદ્યોગ પર જ રહેલ છે

ॐ શાંતિ શાંતિ શાંતિ ॥

V. R. G.

---

## કળ.[1]

ઘણાં કામ બળથી નથી થતાં પણ કળથી થાય છે એ વાત સર્વને જાણીતી છે. 'बुद्धिर्यस्य बलं तस्य' વાળી પંચતન્ત્રની વાર્તા ઘણાને ખબર છે કાણાને, કાણો કહેવામાં રહેલું જોખમ પણ કોઇને અજાણ્યું નથી

ચોખ્ખે ચોખ્ખી વાત કરવાની નિર્દયતાભરી તોછડાઇથી ઘણી વાર અકથ્ય દુખો

---

1. અંગ્રેજી ઉપરથી

ઊભાં થયાં છે, અને ઘણા મિત્રોની મિત્રતા તુટી છે. કળ વગરનો માણસ મત્ય જેવા રત્નની કારમી કુહાડી બનાવી દે છે. ફલાણી વાત સાચી છે એટલા ઉપરથી તે વાત બધાને કહેવી જોઇએ એમ ઠરતું નથી, એટલું જ નહિ પણ સામાને ખોટું લાગે એવી રીતે કહેવી એ પણ અઘટિત છે. ઘણા માણસો સાથે સાચી મિત્રતા રાખવાની જેને કાળજી અથવા ઇચ્છા છે, તેણે તો ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે સત્ય પણ એવી રીતે કહેવું કે જેથી સામાને ખોટું ન લાગે. કારણ કે ઘણા થોડા જ માણસો પોતાને થએલું કાલ્પનિક નુકસાન પણ સંપૂર્ણ રીતે વિસરી શકે છે; વિશેષ કરીને, જો સામો માણસ પોતાનું અભિમાન, શક્તિ, કે હોશિયારી દર્શાવનારાં વચનો વારવાર બોલે તો તે અસહ્ય થઈ પડે છે.

આપણામાંના ઘણામાં કાંઈ ને કાંઈ ખામીઓ હોય છે, અને એ ખામીઓ ઢાંકવાને આપણે બનતો પ્રયત્ન કરીએ છીએ. એ ખામીઓ કોઈ વાર આપણા કદરૂપા ચહેરાને લીધે, તો કોઈ વાર આપણી અધૂરી કેળવણીને લીધે, કોઈ વાર આપણા અપૂર્ણ સંસ્કાર કે રીત-ભાતને લીધે, કોઈ વાર કાયરપણાને લીધે, અથવા કેટલીક વાર આપણા કેળવાયલી ઢબના અજ્ઞાનને લીધે હોય છે. ગમે તે કારણથી તે ખામીઓ આપણામા હોય, પણ એટલુ તો નક્કી જ છે કે આપણને કોઇને પોતાની ખામીઓ ઊઘાડી પાડવાનુ કે દુનિયા આગળ ઢોલ વગાડીને કહેવાનું ગમતું નથી. તેથી કરીને જે માણસ આપણી ખામીઓ ઊઘાડી પાડી આપણને હેરાન કરે છે તેના તરફની મૈત્રી, કે સદ્ભાવ, કે પૂજ્યબુદ્ધિ લાંબો વખત ટકતી નથી. ઉલટું, એવા માણસોને જોઇને આપણને ભય ઉત્પન્ન થાય છે.

જે માણસમાં સામાની મશ્કરી કરવાની કુદરતી બક્ષિસ છે પણ જેનામાં કળ નથી, તે માણસની સ્થિતિ ખરેખર દયાપાત્ર છે; કારણ કે લગભગ જેટલી વાર તે સામાની મશ્કરી કરે છે તેટલી વાર તેને એકેકો મિત્ર ખોવો પડે છે મશ્કરી કર્યા વિના તેનાથી રહેવાતું નથી, અને તેથી પોતાના મિત્રની મિત્રતામા ઊણપ આવશે એ વાત તેને યાદ રહેતી જ નથી. જે માણસને સામાની મશ્કરી કરવી છે પણ તેને ખોટુ લગાડવું નથી તેણે ખાસ સ્મરણમાં રાખવું કે, જે મશ્કરી ધૃષ્ટતામાં ખપવાનો સંભવ છે તેવી મશ્કરીથી દૂર રહેવું.

આપણા હમેશના કામમાં આપણું પુસ્તકિયુ જ્ઞાન જેટલુ કામ લાગતું નથી તેટલું જ—બલ્કે, તેથી વધારે—વ્યવહાર ડહાપણ કામ લાગે છે. ડહાપણ વગરના ફેરિયાઓ ઘણો થોડો માલ ખપાવી શકે છે. ઘરાકની સાથે કળથી કામ કાઢી લેનાર વેપારી ઘણા ઘરાક બાંધી શકે છે. બેન્ક ચલાવવામાં જેટલી પૈસાની જરૂર છે તેટલીજ કળની જરૂર છે. વીમા કંપનીઓ તો મોટે ભાગે કળથી જ ચાલે છે. પોતાના અસીલ સાથે તેમ જ કોર્ટમાં કામ કરનાર વકીલને પણ કળની ઘણી અગત્ય છે. સૌ કરતાં વધારે અગત્ય તો ડાક્ટરને છે, કારણ કે કળ વગર અધીરા દરદીને ધીરજ આપવી મુશ્કેલ છે. જરા કળથી કામ કર્યું હોય તો કોઈવાર ભારે નુકસાનકારક હડતાલ પણ રોકી શકાય છે.

પરન્તુ, આ બધાનો અર્થ એમ જરા પણ સમજવાનો નથી કે વ્યવહાર ડહાપણ અથવા કળની ઢાલ વડે અસત્ય કે અધર્મનો બચાવ કરવો. અધર્મ અથવા અસત્યથી દોઢ ગાઉ દૂર રહેવું, પણ જ્યારે જ્યારે સત્ય કહેવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે એટલું ભૂલવું નહિ કે સત્ય કહેવાની પણ અનેક રીત છે. એક રીતે સત્ય કહેવાય પણ સામાને ખોટું લાગે; બીજી રીતે સત્ય કહેવાય અને સામાને ખોટું ન લાગે. માટે સત્ય કહેવાની પદ્ધતિ વિષે જ આ વિવેચન છે. આપણી ગીતામાં પણ એ જ કહેલું છે કે સત્ય અનુદ્વેગકર—સામાને ખોટું ન લાગે એવું—હોવું જોઇએ.

અમદાવાદ,
૨૯-૧૧-૧૪.

સાકરલાલ અમૃતલાલ દવે.

---

# ઈ. સ. ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો.

(૨)

આમ વાર્તામાંથી નાટકના સ્વરૂપના વિવેચનમાં એકાએક આપણે ઊતરી પડ્યા; તો અડચણ પણ નથી. એ સ્વરૂપની પરીક્ષા હવે શરૂ કરિયે. એ પરીક્ષા જુદા જુદા દૃષ્ટિસ્થાન-થી કરવી પડશેઃ—ભાવના, વસ્તુસંકલના, પાત્રાલેખન, શૈલી, ભાષા, ગીતો, ઇત્યાદિ. આ સર્વમાં પ્રથમ ત્રણ વિભાગ પ્રધાનસ્થાન લેશે, બાકીના ગૌણપદે આવશે. એકદમ કહી દઉં છું કે ગુણના અંશનું પ્રાધાન્ય પ્રધાન ત્રણ વિભાગમાં મ્હને નજરે પડેછે, અને બાકીના વિભાગમાં દોષના અંશ કાંઇક વિશેષ જણાયછે. પ્રથમ ગુણોનું જ દર્શન કરવું ઇષ્ટ છે, તેથી ભાવના, વસ્તુસંકલના અને પાત્રાલેખન એ વિભાગોની પરીક્ષા કરીશું.

### 'જયા અને જયન્ત'—એ નાટકની ભાવના.

રા. ન્હાનાલાલે પ્રસ્તાવના વગેરે સ્થળોમાં ઇશારા કર્યાછે અને અત્યાર સુધી થયેલાં આ નાટકનાં અવલોકનો લખનારાઓએ સ્વીકારી લીધુંછે તે પ્રમાણે આ નાટકની મહાન લક્ષ્યરૂપ ભાવના **નૈષ્ઠિક બ્રહ્મચર્ય** છે. પરંતુ આ શબ્દોનો ખરો અર્થ ધ્યાનમાં લઇશું

અને 'જયા અને જયન્ત' ની પરમભાવનાનું સ્વરૂપ તપાસીશું તો તરત જણાશે કે 'નૈષ્ઠિક બ્રહ્મચર્ય' એ શબ્દોથી એ ભાવનાનું ખરું રૂપ આલેખાતું નથી. પ્રસ્તાવનામાં હનુમાનનો વજ્રકછોટો અને ભીષ્મની પ્રતિજ્ઞા એ ઉદાહરણો આપ્યાંછે; તે બ્રહ્મચર્યમાં તો સ્ત્રીમાત્રનો સંપર્ક—આત્મલગ્નરૂપી સંપર્ક પણ—પ્રવેશ પામી નહિં સકે; જયા અને જયન્તના આત્મા તો આત્મલગ્નથી જોડાયાછે, દેહ દેહલગ્નમાં જોડાયાનું નથી બતાવ્યું, બલ્કે દેહ અલગ્ન જ રહ્યેછે. પ્રેમથી જોડાયા છતાં સનાતન બ્રહ્મચર્ય—એ રા. ન્હાનાલાલના આ નાટકની ભાવના છે. નૈષ્ઠિક બ્રહ્મચર્ય શબ્દનો અહિં ખોટી રીતે જ ઉપયોગ થયોછે. બ્રહ્મચર્યમાં બ્રહ્મ શબ્દનો અર્થ ધ્યાનમાં રાખીશું ને નૈષ્ઠિક વિશેષણ લગાડીશુ તો અર્થ એ જ પ્રગટ થવાનો કે સ્ત્રીજાતિમાત્રથી નિરન્તરને માટે અસંસર્ગ. 'જયા અને જયન્ત' ની ભાવનામાં દેહનો અસંસર્ગ છતાં એક વ્યક્તિ જોડે પ્રેમનો સંસર્ગ—આત્મલગ્નરૂપે—છે જ છે. રેલવેના પાટા સમાન્તર રહી પરસ્પર જોડાયા વિનાના જ રહ્યેછે છતાં દૂરથી જોનારને મળી જઈ એકત્ર થયેલાનો ભાસ આપનાર optical illusion (દૃષ્ટિભ્રમ) થી કાંઈક વિપરીત પ્રકારનો આ પ્રેમીયુગલના અસંયુક્ત સંયોગમાં ((psychological illusion) માનસશાસ્ત્રગત ભ્રમ પ્રગટ થાયછે. આ Platonic love ની કાંઇક છાયાવાળી ભાવનાને રા. ન્હાનાલાલે આપણા દેશની ભાવનાનો વેશ પ્હેરાવી દઈ ને West અને Eastનું વિલક્ષણ મિશ્રણ કર્યુંછે. પરંતુ આ દેશમાં ભગવાં પ્હેરનારા મુક્તિફોજના સ્ત્રીપુરુષોની અસલ જાતજેમ જણાઈ આવેછે તેમ આ ભાવનાનું સ્વરૂપ પણ પકડાઈ આવ્યા વિના રહેતું નથી. જયા અને જયન્તના સંબન્ધ અને અસંબન્ધ જેવી ભાવનાનું દૃષ્ટાન્ત પ્રાચીન ભારતની કથાવાર્તાઓમાંથી જડવું કઠણ, બલ્કે અશક્ય છે. પ્રાચીન ભારતના આર્યોની ભાવનામાં તો કાં તો પ્રેમયુક્ત સંસારલગ્ન કે કાં તો નિતાન્ત વૈરાગ્ય; **एका भार्या सुन्दरी वा दरी× वा** એ વચનમાં એ ભાવનાનો સાર સમાયછે. વાનપ્રસ્થાશ્રમની ભાવનામાં દેહસંબંધ લુપ્ત થાયછે ત્હેના સામ્યથી પણ જયા જયન્તના સંબન્ધનો બચાવ નહિં થઈ સકે, ત્હેમાં પણ સંસારલગ્નનું સેવન થઇ અમુક સમયે ત્હેનો ત્યાગ થાયછે.

ખરું જોતાં, નૈષ્ઠિક બ્રહ્મચર્ય કરતાં પણ વધારે વિષમ વ્રત જયા અને જયન્તના બ્રહ્મચર્યનું છે; સંસારલગ્નથી જોડાયલાં દંપતીના સંયમરૂપ બ્રહ્મચર્ય કરતાં પણ કપરું વ્રત આ છે. બે પ્રેમી સ્ત્રીપુરુષ વચ્ચે નૈષ્ઠિક બ્રહ્મચર્ય આ તો છે, અને તેથી તે જેમ વધારે ઉચ્ચ કક્ષામાં જાયછે તેમ તે જ સાથે કાંઇક અવાસ્તવિકતાના ઝાંખા તેજના પ્રદેશમાં પણ પ્રવેશ કરેછે એમ ભાસ તો થાયછે જ. આ અવાસ્તવિકતા અને અશક્યતા વચ્ચે બહુ અલ્પ જ અંતર લાગેછે. એ અશક્યતાનું રા. ન્હાનાલાલને પણ ભાન થયેલું જણાયછે. પ્રસ્તાવનામાં પોતે કહેછેઃ—

"નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં લીધેલાં વ્રત ઘણાંનાં અખડ રહ્યાં નથી, અને તે નૌકારૂઢ વિરલા જ ભવસાગર વણબૂડ્યા તરી ઊતરેછે."

---

×**दरी** =ગુફા. સંસાર ત્યાગ કરીને ગુફામાં વાસ કરે તેથી ગુફા તે ભાર્યા.

આ અદિગ્ધ સિદ્ધાન્તનું આ નાટકમા સ્પષ્ટ દર્શન આપણે કરિયે છિયે નાયકનાયિકાએ છેવટે દ્રઢવ્રતનો નિશ્ચય કર્યોછે ખરો, અને સશયનુ વાદળુ ખસી ગયા પછી જ એ નિશ્ચય કર્યોછે, છતા જે વચનોમા એ સશય કવિયે પ્રગટ કરાવ્યોછે, અને બન્નેના વ્રતનિશ્ચયના વિસક્રમમા એ સશયને નિર્ણયની અતિ સમીપ સ્થાન જે આપ્યુછે, તે ગણનામા લેતા એમ લાગેછે કે આ વિષમવ્રતની સ્થાયિતા વિશે અશ્રદ્ધા એ પ્રબળ વસ્તુ ગણનામા ગણવાની છે

"આત્મશ્રદ્ધા ઉજ્જવળ રૂહે
ત્હા સુધીના જ આ આશ્રમ."

એમ કહીને અને ચિત્ત ડગતાની સાથે એક હિમાદ્રિમા ચાલ્યા જવુ અને બીજાએ સાગરયાત્રાએ ભમરવુ એ ઉપાયયોજના જે જયન્તના વચનમા છે તે ક્ષણિક વૃત્તિનુ ચિત્ર નથી એમ મ્હને લાગેછે. આમ ભાવનાની અદર અશક્યતાનો અશ ગૂઢ રહેલો હોવાથી એ ભાવનાના ગુણમા, આર્યત્વપણામા, અને મૂલ્યમા ઊણાપણું આવેછે, અને તેટલે અશે નાટકની રસરચનામા દોષ જ ગણાય મ્હારુ કહેવુ એમ નથી કે Platonic love મા અશક્યતા જ છે, પરતુ એ પ્રેમ અને આ નાટકની ભાવના મધ્યે સૂક્ષ્મ પણ મહત્ત્વનો ભેદ છે, અને તેથી જ ઉપર આ ભાવનાને મ્હે Platonic love ની માઠીક છાયાવાળી કહીછે એ ભેદ અશને પરિણામે ભાવનાની અશક્યતા વધારે તીવ્ર રૂપની બનેછે ભેદક અશ એ છે કે Platonic love મા તો આરમ્ભથી જ અશારીર સ્નેહ અને તે છેવટ સુધી તેવો જ રૂહે એમ કલ્પના છે જ્યા અને જયન્તની પ્રેમભાવનામા આરમ્ભ માઠે શારીર સ્નેહથી થઈ, તે શારીર સ્વરૂપ ક્રમે ક્રમે અને બળે બળે ઘસાઈ જઈ, છેવટે અશારીર સ્નેહની સ્થાપના થાયછે આ કારણથી આરમ્ભ ઝળના બીજ જ્યારે વિનાસ નહિ પામે તે વાતનો વિશ્વાસ ના રૂહે એ માનવસ્વભાવને પ્રતિકૂળ વાત નથી આધુનિક વાર્તાનાટકોમા એક બીજા પ્રકારનો પ્રેમવિનાસ વર્ણવેલો નજરે પડેછે, ઉદાહરણાર્થ 'અશ્રુમતી' નાટકમા અશ્રુમતીનો સૈલિમ તરફ દેહલગ્નને ઉચિત પ્રેમ છેવટે વૈરાગ્યમા અને "કરવી ન હવે કઇ પ્રેમકથા, નન કાઢવી વાત જ એ દુખદા ?"—એ વૃત્તિમા પરિણામ પામેછે, તેમ જ "અલક્ષ્યજ્યોતિ' નામની વાર્તામાં પણ, નાયિકાથી કાઇક અજ્ઞાત, નાયકના હૃદયમા વિનાસ પામેલો પ્રેમ અન્તે દેહલગ્નની આશાનો ત્યાગ કરી § 'આત્મલગ્ન' માં જ પરિણામ પામેછે પરતુ આ પરિણામો ઉત્પન્ન થવા માટે એ બને ગ્રન્થનાં નાયક નાયિકાના જીવનપ્રવાહમા વિલક્ષણ આઘાતો, કારણરૂપ થાયછે જ્યા અને જયન્તનાં જીવનમા આઘાતો આવ્યાછે, પણ એ પ્રકારના કે હેવા ઉત્કટ નથી આવ્યા, તેમ, પરસ્પરના પ્રેમને સબન્ધે વહેમ, ઈર્ષ્યા, અસાધારણ વિપત્તિ, ઇત્યાદિ પ્રસંગને સ્થાન મળ્યાં નથી

§ આ 'આત્મલગ્ન' શબ્દ 'અલક્ષ્યજ્યોતિ મા ( છેવટના પ્રકરણમા ) આપણે પ્રથમ જોઈયે છિયે રા ન્હાનાલાલના આ નાટકની પ્રસ્તાવનામા એ શબ્દયોજના નવીન રૂપના જેવી મૂકાઈછે પરંતુ ખરુ જોતા 'જયા અને જયન્ત' કરતા પૂર્વનો આ શબ્દ છે

આ કારણથી જયા અને જયન્તના પ્રેમની ભાવનામાં અશ્રદ્ધાજનિત અશક્યતાનો અંશ ક્ષતિકર બનેછે.

આ નાટકની આ ઉચ્ચોચ્ચ ભાવનાના વિષમ વર્તની આ સ્વરૂપપરીક્ષા ખરી છે કે કેમ તે માટે નાટકમાંના કેટલાક વિશિષ્ટ ભાગનુ વિગતથી દર્શન કરાવવુ પડશે. આ ભાવના જે સિદ્ધાન્તને પાયા તરીકે લઈને ચણાઈછે તે સિદ્ધાન્ત જયન્તના નીચેના વચનમાં પ્રગટ થાયછે:—

" પ્રેમ ત્હાં ન હોય કામવાસના:
પ્રેમમાં નથી દેહની વાઞ્છના.
'જ્યહાં જ્યહાં આત્મા, ત્હાં ત્હાં શરીર,

નથી હેવું કાંઇ બ્રહ્માણ્ડમીમાંસાનુ ન્યાયસૂત્ર. "
( અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૨ ).

આ પાયાનો વિસ્તાર રા. ન્હાનાલાલે પ્રસ્તાવનામાં કર્યોછે:—

" સ્નેહ એટલે દેહવાસના નહિં, પણ ત્હેનાથી પર કોઇક નિર્મળી આત્મભાવના. સ્નેહયોગ દેહયોગમાં પરિણમવો જ જોઇયે હેવી કાંઇ કુદરતી આવશ્યકતા નથી.

"દેહી કહેવાતા તત્ત્વનાં એ દેહ ત્વના અસ્તિત્વ હોયછે. એ સ્નેહ એકતરફી ન ટોય ને પરસ્પર હોય તો ત્હેમાં પણ ·

द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्षं परिषस्वजाते

એ ઉપનિષદ્‌વાક્યાનુસાર કંઇક સંલગ્નતા છે, ને તેથી તે સાયુજ્યને (soul-marriage) આત્મલગ્ન કહીએ તો અયોગ્ય નથી."

આ ભાવનાને પુષ્ટ કરનારાં બીજાં વચનો જુવો:—

"કામે નથી જીત્યો પ્રેમનો ગઢ.

* * * *

* * * *

નરનારી કામને જીતશે,
દુનિયા બ્રહ્મલોક દીપશે ત્હારે."
( અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૩ ).

"ઘોરે જીત્યો, ને દલે જીત્યો,
તે કામને નહિ જીતે માનવી ?"

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૨).

આ પાયારૂપ સિદ્ધાન્તનું અજ્ઞાત બીજ નાટકની વાર્તાના આરમ્ભકાળમાં જયાના વચનમાં આપણે જોઇયે છિયે; "દિલમાંના દૈત્યોને જીત" એમ જયન્તને જયા શીખ આપેછે તે વખતે એ પોતાના હૃદયથી અજાણતાં પણ આ ભાવનાના ભાવી વિકાસનું બીજ જ વાવેછે. તેમ જ (અંક ૩, પ્રવેશ ૧, પૃષ્ઠ ૧૧૬ મે) શબવત્ પડેલી જયાની સમક્ષ ઊભેલા જયન્તના હૃદયમાં ભાવયુદ્ધ થાયછે તે વખતે પણ

"એ તો દેહનું શબ છે,
નથી ચેતનના બ્રહ્મમહેલ;
ચેતજે, ઓ જયન્ત ! ચેતજે,
પાપ તે પ્રેમ નથી."

એમ જયન્ત સ્વગત બોધના ઉદ્‌ગાર કરેછે, ત્હાં પણ દેહલગ્ન અને આત્મલગ્નની સરખામણી કરાઈને આ ચર્ચાવિષય ભાવનાની જ પુષ્ટિ કેરાયછે. આ ભાવનાના અતિ ઉગ્ર આવેશમાં આવીને જયન્ત કહેછેઃ—

"યોગેશ્વરે અંગ બાળી અનંગ કીધો,
અનંગની એ ભસ્મ કરી
આપીશ ખાખ મ્હારા ખાખીઓને;
ચોળશે ત્હેને નહિ વાગે
કામણગારી કોઇ કીકીના એ ડંખ."

(અંક ૩, પ્રવેશ ૧, પૃષ્ઠ ૧૧૭).

વળી છેવટ નિર્ણયની ચર્ચાવખતે જયા જયન્તને કહેછેઃ—

"હવે દેહની કથા ન કરવી.

* * * *
* * * *
* * * *

આજ સુધી અંગને અડકયો નથી હું,
હવે એ અંગને અભડાવીશ ?"

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૦).

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે ઊંચા પ્રકારના પ્રેમથી, પરંતુ દેહલગ્નમાં, જોડાયલાં દમ્પતીની પ્રેમભાવનામાં રા. ન્હાનાલાલ, ઉચ્ચોચ્ચભાવનાદષ્ટિયે તો, દૂષણ જ દેખેછે; ઉપર મ્હેં મ્હોટા ટાઇપમાં મૂકેલા શબ્દોમાં અર્કરૂપે એઓએ તત્ત્વ મૂક્યુંછે તે પ્રમાણે સંસારીનું લગ્ન તે 'પાપ' છે અને એ "પાપ, તે પ્રેમ નથી."

આ અતિ તીવ્ર બ્રહ્મચર્યની ભાવનાને સાચવી રાખવાને માટે જ છેક આરમ્ભથી જ રા. ન્હાનાલાલ પોતાના આ નાટકનાં નાયકનાયિકાને બહુ જ સાવચેતીથી દેહસ્પર્શથી અસ્પૃષ્ટ રાખેછેઃ જે વખતે આ ઉચ્ચ ભાવના વિકાસ ન્હોતી પામી, હજી જયન્તને જયા જોડે સંસારલગ્નથી જોડાવાની અભિલાષા હતી, તે વખતે પણ 'હિમગંગા'માંથી જયાને બચાવતી વખતે જયન્ત હેને શરીરસ્પર્શ કરીને ઊચકી નથી લઈ જતો, પણ ધનુષ્યમાં જયાને ભરવીને ઉપાડી લઈ જવાનું અદ્ભુત પરાક્રમ કરેછે (અંક ૧, પ્રવેશ ૧, પૃષ્ઠ ૧૧, છેવટનો ભાગ); અંક ૩, પ્રવેશ ૧ સુધી આવી પ્હોચિયે છિયે, ત્હારે તો જયા અને જયન્ત વચ્ચે દેહલગ્નની વાસના સરી પડવા લાગી જ છે અને આત્મલગ્નની વાઞ્છના જ ઉદ્ભૂત થઈ વિકસિત થઈ છે; ત્હારે પણ—અથવા તો, ત્હારે તો ખાસ—જયન્ત અને જયા ભાવિનિર્ણયની ચર્ચા કરતાં ઊભાં છે તે વખતે પ્રત્યેક જુદા જુદા આંબાને અઢિંગીને ઊભાં રહ્યાંછે (પૃષ્ઠ ૧૨૮, પંક્તિ ૩); જયા એક આંબાની ડાળે ચઢીને બેસેછે (પૃષ્ઠ ૧૨૯, છેવટથી બીજી પંક્તિ), ત્હારે જયન્ત બીજી આંબાડાળે ચઢીને બેસેછે (પૃષ્ઠ ૧૩૦, પં. ૬); અને અંતે, નાટક સમાપ્ત થઈ, છેવટના epilogue રૂપ પ્રવેશમાં જયા અને જયન્ત—આત્મલગ્નથી જોડાયલાં જયા અને જયન્ત—દેહલગ્ને અણજોડાયલાં જ છે તે વાતને ભાર દઈને પ્રત્યક્ષ કરવાને માટે, કવિ એ નાયક નાયિકાને એક હોડલામાં ના બેસાડતાં, જુદાં જુદાં હોડલામાં બેશીને ચાંદનીમાં જાહ્નવીના જળમાં વ્હેછે એમ ચિત્ર આપણી સમક્ષ મૂકેછે.

આટલેથી જ રા. ન્હાનાલાલનો 'લગ્ન' જોડેનો વિરોધ અટકતો નથી. 'લગ્ન' શબ્દમાં જ જાણે કાંઇક 'દેહલગ્ન'નો ગન્ધ હેમને લાગતો હોય અને તેથી ભડકતા હોય તેમ છેવટે જયન્ત અને જયાનું આત્મલગ્ન થયુ એમ સ્પષ્ટ નથી દર્શાવ્યુ; 'આત્મલગ્ન' શબ્દમાં પણ 'લગ્ન' એ શબ્દ હેમણે ભૂલ્યે ચૂક્યે વાપર્યોછે તે આશ્ચર્યની વાતછે. (પણ, મ્હારા જોવામાં ભૂલ ના થતી હોય તો, પ્રસ્તાવનામાં જ એ શબ્દ વાપર્યોછે, નાટકમાં કહિં નજરે પડતો નથી). વસ્તુતઃ જે પ્રવેશ છેવટનો છે (અંક ૩ જાનો પાંચમો) તે પ્રવેશમાં, ઇન્દ્રાણીની આજ્ઞા થઈ હતી કે 'ગંગાતીરે બ્રહ્મવનમાં લગ્નોત્સવ છે ત્હાં જાવ, ને મંગલ ગાવ', તેથી, તે સ્થળે સુરલોકથી અપ્સરાઓ આવેછે; ઉત્સવચિહ્નો દેખી 'બ્રહ્મબાલાઓ'ને પૂછેછેઃ—

"આજ અહિં લગ્નોત્સવ છે
જગજ્જેતા જયન્તકુમારનો?"

પણ ઉત્તરમાં બાવાઓ તો કહેછે —

> "આજ અહિં ઉત્સવ છે.
> જગજ્જયિની જયાકુમારી
> આશ્રમ માંડેછે આ વનમાં
> પૃથ્વીની બ્રહ્મચારિણીઓને કાજ."

અપ્સરાઓને આશ્ચર્ય થાયછે, પણ સંદેહને શમાવી, અથવા કાંઇક પુષ્ટિ આપી, એક જણી બીજીને કહેછે.—"જુઠું તો દેવી ન ભાખે", અને બધીઓ વિચારમાં પડેછે. અતે 'હશે તે ઊગશે હમણાં' એ આશા રાખી વૃક્ષઘટામાં વેરાઈને બધી બેસેછે. પણ આખર શું જુવેછે? બ્રહ્મચારિણીના મઠસ્થાપનાની તૈયારીઓ, માત્ર દેવર્ષિ કહેછે—

> "द्वा सुपर्णा सयुजा सखाया
> समानं वृक्ष परिषस्वजाते§
>
> એ મન્ત્ર આજ સિદ્ધ થયો.
>
> *　　*　　*　　*
> *　　*　　*　　*
>
> †રાજમાતા! ઋતુએ ફળ પાકેછેઃ
> ન સોંપી તે કાળે જયન્તને,
> હવે જીવનશેષ ઊછરશે
> એક જ વૃક્ષે એ બે પખી.
> જીત્યાં ને જીતાડશે સહુને."

(અક ૭, પ્રવેશ ૫, પૃષ્ઠ ૧૫૧).

એ વચનમા આત્મલગ્નના સમાનવૃક્ષે જયા અને જયન્ત એ બે પંખીને બેસાડીને એ લગ્નની ગૂઢ સૂચના કરીછે. અને તે જ ક્ષણે અપ્સરાઓ આ ગૂઢ સૂચના સમઝી લઈને પ્રગટ થાયછે અને દેવર્ષિને કહેછે:—

---

§ આ સ્થળેઃએ 'કોલન'નું ચિહ્ન રા. ન્હાનાલાલે મૂકીને સંસ્કૃત વિસર્ગચિહ્નનો ભ્રમ ઊપજવાને સ્થાન ના આપ્યુ હોત, અને સંસ્કૃત વિરામચિહ્ન । અથવા ॥ મૂક્યુ હોત, તો ઠીક થાત, સંસ્કૃત વાક્યના સહચારથી આમ ભ્રમ થાય જ.

† 'રાજમાતા' શબ્દ અહિં કેવળ અયોગ્ય છે, 'ગજમાતા' તો ગાદીપતિની માતાને કહેવાય, અહિં તો 'ગિરિરાજ'ની રાણીને સંબોધીને આ શબ્દ વાપર્યોછે.

સુરપત્નિએ પાઠવ્યાંછે હમને, દેવર્ષિ !
જના લગ્નમહોત્સવમાં મંગલ ગાવા. "

( અંક ૩, પ્રવેશ તથા પૃષ્ઠ તે જ ).

આમ 'લગ્ન' શબ્દ પરભાર્યો વચનમાં પેસાડ્યોછે; દેવર્ષિ હેનો નિષેધ નથી કરતા અને 'બ્રહ્મબંસરી'નું મંગલગીત ગાવાની આજ્ઞા અપ્સરાઓને કરેછે. સંસારલગ્નના પણ ઊતરતા વર્ગની અધિકારિણી કાશીરાજની મહિષી આ ગૂઢ સૂચના સમઝતી નથી ને પતિને પૂછેછેઃ—

" *આર્ય ! લગ્નમહોત્સવ છે આજે ? "

એ બિચારી રા. ન્હાનાલાલના ગૂઢ ભેદમાં સહભાગિની ન હોવાથી લગ્નનાં ચિહ્ન નથી તેથી આ સરલ પ્રશ્ન પૂછેછે. પણ ઉત્તર કોઇ દેતું નથી. અપ્સરાઓ "બ્રહ્મબંસરી"નું ગીત ગાયછે, પણ ત્હેમાં લગ્નનો—આત્મલગ્નનો પણ—ઇશારો ના મળે ! અને જયા તો દીક્ષા લેછે બ્રહ્મચારિણીની; અને છેવટે પાયો નખાયછે બ્રહ્મચારિણીઓના મઠનો. છેવટે બ્રહ્મજ્યોતિના, બ્રહ્મચારીઓના, અને બ્રહ્મચારિણીઓના જય બોલાયછે. ( અને અપ્સરાઓ મંગલ ગાયછે એમ સૂચના છે, પણ તે લગ્નમંગલ છે કે કેમ તે આપણે જાણતા નથી, કેમકે ગીત પ્રગટ જ નથી ).

આ જયા જયન્તના આત્મલગ્નનો મહોત્સવ. ઊંચી દૃષ્ટિથી આ ભાવના જોનારને પણ ક્ષણવાર મનમાં પ્રશ્ન થાય કે—આત્મલગ્નોત્સવ હાવા નીરસ, અથવા લગ્ન શબ્દને મંતાડીને છેતરામણી કર્યા જેવા, થતા હશે ? અલૌકિક લગ્નોત્સવ કર્યો હોત તો શું એ ભાવનાને ક્ષોભ આપ્યા વિના કરવો શક્ય ન્હોતો ? પરંતુ આ પ્રકારની શઙ્કાઓના ઉત્તર મળવા કઠણ છે. બાકી, 'લગ્ન' નામ જોડે રા. ન્હાનાલાલનું વૈર આ સર્વ વિગતોથી સ્પષ્ટ જણાયછે તો ખરું જ.

આ ઉચ્ચોચ્ચ ભાવના સિદ્ધ કર્યા પછી પણ એ ભાવનાના સાફલ્ય વિશે—અને તે દ્વારા એ ભાવનાના તત્ત્વગત ગુણ વિશે—અશ્રદ્ધાના સ્વર આ નાટકમાં જ છેવટે સંભળાયછે. છેવટના સુન્દર ચિત્રમાં જયા અને જયન્ત ચન્દ્રિકામાં જાહ્નવીના પટમાં હોડલીમાં તરેછે અને પોતાના આ નવજીવનના અર્ધજ્ઞાત પ્રદેશ વિશે ચર્ચા કરેછે તે વખતે જયન્ત જયાને પૂછેછેઃ—

" પણ ફોગટ તો નથી ને
આપણી આ જીવનલીલા ? "

( પૃષ્ઠ ૧૬૦ )

* 'આર્ય' એમ પતિને કહીને બોલાવાય નહિ; 'આર્ય' એ તો સસરા અને હેવા વડીલને કહેવાય; અને તેથી જ વરને 'આર્યપુત્ર' કહેવાયછે. આ હસવા જેવી ભૂલ પૃષ્ઠ ૧૫૫મે પણ ફરી થઇ જણાયછે. ત્હાં પણ મહિષી કાશીરાજને કહેછેઃ—" આર્ય ! એ કેમ ગંભીર ? "

આ શઙ્કા જયાના વિશે જેટલી જયન્તના હૃદયમાં ક્ષણવાર ખૂચેછે, તેટલી જ, પણ કાંઈક ગૂઢ રીતે, અજ્ઞાત રૂપે, જયન્તને પોતાને વિશે પણ ખટકતી હોય એમ વ્હેમ પડેછે. નીરસભાસી નૈષ્ઠિક બ્રહ્મચર્ય (જયા અને જયન્તનું વિલક્ષણ નૈષ્ઠિક બ્રહ્મચર્ય) નિષ્ફળ, નિષ્પ્રયોજન, લાગવાના ધ્વાન અહિં સંભળાયછે. અલબત, આ શઙ્કાના વાદળને ફૂંકી નાંખનારૂં વચન થોડી વારે જ આપણા કાન ઉપર પડેછે ખરૂં:—

"સત્ નામ સાહેબનું;
સત્ નાશ પામતું જ નથી.
વાવ ત્હારે, જયા!
એ અનન્ત કાલની જોગણ!
ત્હારાં પુણ્યનાં વાવેતર;
પૃથ્વી ભરી ભરી વાવ
ઈશ્વરના અમૃતભંડાર,
ને ધરાવ પુણ્યને એ પરમ પ્રાશ
પુણ્યરસના પિપાસુઓને.
જો ! જગત પુણ્યતરસ્યું છે.
અલ્પ છે આયુષ્યની અવધ,
પણ સત્કર્મનાં આયુષ્ય તો
અમ્મર છે, આત્મા જેટલાં."

(પૃષ્ઠ ૧૬૧)

આમ આ નીરસભાસી નવા જીવનમાં કર્મયોગ વડે આધ્યાત્મિક રસ ભરવાની આશા, ઉત્સાહ, પ્રેરણા અહિં કરાયછે, પણ ત્હેની અંદર જ એ જીવનની નીરસતાનો કડુ સ્વાદ ગૂઢ રહેલો હશે એમ વ્હેમ નથી રહેતો? ભરેલું પગલું હવે પાછું લેવાવાનું નથી, નવ જીવનના રસમાં પ્રેમના એક માનવ પણ ઉચ્ચ સ્વરૂપના અમૃતનું સિંચન નિષિદ્ધ છે એ જ્ઞાનથી ઉત્પન્ન થતી ગુપ્ત નિરાશાને ગુંગળાવી નાંખવી જ જોઇયે માટે આ કૃત્રિમ આશ્વાસન અને ઉત્સાહનું ઔષધ પોતાના અને જયાના મુખ આગળ જયન્ત ધરેછે એમ શું લાગતું નથી? આ દર્શન આ ઉચ્ચ ભાવનાને અન્યાય આપનારૂ હશે. પરન્તુ રા. ન્હાનાલાલની કવિત્વપ્રદર્શિત જીવનભાવનાનો વિકાસક્રમ તપાસતાં જણાશે કે આ છેક અન્યાયયુક્ત શઙ્કા નથી. આ માટે જરાક ભૂતકાળમાં પ્રવેશ કરવો પડશે. આજથી સોળ વર્ષ ઉપર, ઈ. સ. ૧૮૯૮ ની સાલમાં 'જ્ઞાનસુધા' માં "લગ્નસ્નેહનો વિધિક્રમમાં હેતુ" એ મથાળાનો અતિસૂચક, વિચારપૂર્ણ અને સમર્થ લેખ રા. ન્હાનાલાલના × હાથનો લખાયલો પ્રગટ થયો

× 'જ્ઞાનસુધા' માર્ચથી ડીસેમ્બર ૧૮૯૮, પૃષ્ઠ ૨૪૦–૨૬૭ એ લેખ નીચે રા. ન્હાનાલાલનું પોતાનું નામ નથી, કૃત્રિમ નામ છે. પરંતુ હેનું કર્તૃત્વ છાનું રહ્યું નથી, રૂહે એમ હતું પણ નહિં, તેથી અહિં એ કર્તૃત્વ પ્રગટ રીત્યે સ્વીકારી લઇને ચર્ચા કરીછે; આશા છે કે રા. ન્હાનાલાલ તે ક્ષમ્ય ગણશે

તો. એ લેખમાં સ્થાપેલું લગ્નભાવનાનું ઉચ્ચસ્વરૂપ હેમના શબ્દોમાં આ પ્રમાણે હતું:—

(क) "લગ્નસ્નેહના અંકુર માનવહૃદયમાં પ્રભુએ મૂકેલાછે તે ઉવેળ્યા જાય એમ નથી."

(એ 'જ્ઞાનસુધા', પૃષ્ઠ ૨૪૪ ).

(ख) નિઃસ્વાર્થ પ્રેમની પરિસીમા મ્હને તો ભગિનીપ્રેમમાં દર્શન દે્છે. નથી ત્હેમાં રસનાં બન્ધન, નથી ત્હેમાં સ્થળનાં બન્ધન, નથી ત્હેમાં સંયુક્ત જીવનનાંબન્ધન.

× × × × ×

તેમ છતાં લગ્ન તે દિવ્યાજ્ઞા છે, લગ્ન તે દિવ્ય ભાવછે એ તો હું* સમઝ્યો છું જ. × × ×

× × "લગ્ન સ્નેહની દિવ્યતા તે મ્હારે મન તો સંશય પારની વાત છે."

( એ જ્ઞાનસુધા, પૃષ્ઠ ૨૪૭-૨૪૮ ).

(ग) "લગ્ન એ પ્રભુની સ્થાપેલી સંસ્થા છે? + ×

× × × × ×

હા પ્રભુએ જ લગ્નની સંસ્થા સ્થાપીછે અને તે પૃથ્વી ઉપર ન્હાનકડાં સ્વર્ગ ઉગાડવા."

(घ) "પ્રેમ, રસાધીનતા, સુરમ્ય નીતિ, વિશુદ્ધ વિલાસ, સ્વર્ગીય આનન્દ: સઉ રમણીય દિવ્ય ભાવનાના વિકાસ આ જગતમાં લગ્નસ્નેહ વિના શક્ય નથી. ભક્તિભાવ અને પ્રાર્થનવિધાન તે વિશ્વમાંથી સ્વર્ગમાં જવાના જ્યોત્સનામાર્ગ છે. લગ્નસ્નેહ તે સ્વર્ગના અંશુ વિશ્વમાં ઉતારવાના રસપંથ છે."

( એ 'જ્ઞાનસુધા' પૃષ્ઠ ૨૬૪)

(ङ) લગ્નસ્નેહના વિશ્વક્રમમાં હેતુ એ જ છે કે જગતમાં દિવ્યતા ઊગવી ત્હેનાં રસકુસુમો સ્વર્ગમાં લઈ જવાં." +

( એ 'જ્ઞાનસુધા', પૃષ્ઠ ૨૬૫)

---

* અહિં પ્રથમ પુરુષ એક વચન "પ્રેમ" નામના કૃત્રિમ પાત્રનું સૂચન પ્રત્યક્ષરૂપે તો કરેછે ખરું, પરન્તુ આ સિદ્ધાન્તો રા. ન્હાનાલાલને સમ્મત હોય એ સ્પષ્ટ જ છે.

\+ આ સર્વ ઉતારા છૂટક છૂટક આપ્યાછે, પરંતુ સંદર્ભવિચ્છેદથી સમગ્રવક્તવ્યને હાનિ પ્હોચે એમ નથી આપ્યા; વસ્તુતઃ આ ઉતારાઓમાં રા. ન્હાનાલાલના લેખના સમગ્ર સિદ્ધાન્તનો અર્કરૂપે સમાવેશ થાયછે.

આ છેવટના સિદ્ધાન્તને અંગે એક બીજો આનુષઙ્ગિક સિદ્ધાન્ત રા. ન્હાનાલાલે એ જ લેખમાં પ્રસંગવશાત્ સૂચવ્યોછે, તે એ કે સ્ત્રીપુરુષની વચ્ચે ભિન્નતા છે ખરી, પરનુ—

"અનન્ત યુગોના સમાગમથી, લગ્નસ્નેહની સ્થાપનાથી, એ ભિન્નત્વ મટતું જાયછે, સ્વર્ગમાં તે ભિન્નત્વનું ભાન માત્ર રૂહેછે.†"

આમ લગ્નસ્નેહનું પ્રયોજન, માફક એઓએ બતાવ્યુંછે. અહિં ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે 'લગ્નસ્નેહ' શબ્દમાં 'સંસારલગ્ન' નો જ અર્થ સર્વત્ર ઉદ્દિષ્ટ છે, 'જયા અને જયન્ત' ની ભાવનાવાળા 'આત્મલગ્ન'નો અર્થ નથી.

આ ભાવના સ્વીકાર્યા પછી આટલે વર્ષે રા. ન્હાનાલાલ એ ઉચ્ચ શૃઙ્ગ કરતાં પણ વધારે ઉચ્ચ શૃઙ્ગ ઉપર ચઢવાનું કરતા જણાયછે. એક મહાન્ ક્રમ આગળ ભરી 'આત્મલગ્ન' ને ઉચ્ચોચ્ચ શૃઙ્ગ ઉપર સ્થાપેછે. આમ કરવામાં પૂર્વાપરવિરોધનો દોષ રા. ન્હાનાલાલને શિર પડેછે એમ માનવાનુ કારણુ નથી. 'જયા અને જયન્ત'ની ભાવના સ્વીકારી તે સોળ વર્ષ ઉપરની સંસારલગ્નની ભાવનાને તજીને તો નહિં જ. લગ્નભાવનાની દિવ્યતા સ્થાપવી એ રા. ન્હાનાલાલના કવિત્વનુ mission (વિશિષ્ટ, આદિષ્ટ કર્તવ્ય) જ આરમ્ભકાળથી જણાયછે. 'વસન્તોત્સવ' કાવ્યમાં સંસારલગ્નની મધુર વિશુદ્ધસ્થિતિ સૂચવાઈ; 'લગ્નસ્નેહના હેતુ' વિશેના લેખમાં એ ભાવનાને એથી પણ ઉચ્ચ દિવ્યસ્થાને મૂકી, એથી પણ સંતુષ્ટ ના થતાં હેમના કવિઆત્માને અતિ વિશુદ્ધ વાતાવરણમાં ઊડવાનું મન થતાં જયા અને જયન્તની ભાવનાનો વિકાસક્રમ પ્રગટ થયો; આમ કાંઈક હેમની ભાવનાની ઉત્ક્રાન્તિનું દર્શન થઈ સકે.

વળી 'જયા અને જયન્ત' માં પણ ઉચ્ચોચ્ચ ભાવના માટે અધિકાર વિરલ મહાવ્રતી યોગીનો જ રાખી, સંસારી જન માટે બીજા વર્ગની લગ્નભાવના રજૂ કરીછે, તે ઉપરથી પણ આ પૂર્વાપરવિરોધનો દોષ કાંઈક અંશે ટળે એમ છે. છતાં મનમાં શઙ્કા રૂહેછે જ કે 'લગ્નસ્નેહના હેતુ' વિશેના લેખમાં લગ્નભાવનાની પરમ અવધિ થઈ લાગેછે હેને અહિં ખશેડીને આગળ ક્રમ ભરવા જતાં અજાણતાં જ અશક્યતાના ખાડામાં પડી જવાયુંછે. ભલે અધિકારવ્યવસ્થા દર્શાવતાં તેજબાના મુખે રા. ન્હાનાલાલ કહે કેઃ—

§ "પરમ ઇન્દ્રિયનિગ્રહી,

---

† રા. ન્હાનાલાલે ઉપરના સિદ્ધાન્તો માટે ટેનિસનના 'પ્રિન્સેસ' કાવ્યમાંથી ઉતારા આપ્યાછે, અને બહુ અંશે હેમાંથી જ એ ઉપજાવ્યાછે. પરંતુ આ છેવટના વાક્યમાંની કલ્પના—સ્વર્ગમાં તે ભિન્નત્વનું ભાન માત્ર રૂહેછે તે કલ્પના—ટેનિસને કહિં પણ સૂચવેલી જણાતી નથી. રા. ન્હાનાલાલની એ સ્વતન્ત્ર મિલકત છે એમ લાગેછે.

§ આ વિસ્તારથી બતાવેલા સિદ્ધાન્તને સંક્ષેપના અર્કમાં અન્યત્ર બતાવ્યોછે; (પૃષ્ઠ ૧૫૩ મે) રાજરાણી પોતાની કુંવરીને 'લોકમાતા' થઈ જોઈને પ્રફુલ્લ થઈ કહેછેઃ—

"સિંહાસનને પરણવા કરતાં મઠ માંડવો
—આવડે તો તો—સોગણો સારો."

અહિં "આવડે તો તો" એ શબ્દોમાં બધો સાર આવી જાયછે.

"મહારથી આત્મવિજેતા,
વિપુલવૈરાગ્યસંપન્ન જોગીરાજ
એ જ છે અધિકારી નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં." ×

( પૃષ્ઠ ૧૫૭ )

અને દેવર્ષિ કને કહેવડાવે કેઃ—

" વિલાસ અનિષ્ટ નથી,
વિલાસની તૃષ્ણા અનિષ્ટ છે.
વિલાસભાવના સંયમનિગ્રહ,
તે સંસારીઓનાં બ્રહ્મચર્ય જ. "

( પૃષ્ઠ ૧૫૪. )

અથવા જયાના શબ્દોમાં કહે કે—

" પાપની લાલચોથી ન લોભાય,
મોહ ને સ્નેહના ભેદ પાળે,
કામ ને રસાનન્દને ભિન્ન પરમાણે,
તો માનવદેશની સર્વ સુન્દરીઓ,
બ્રહ્મચારિણીઓ જ છે અખણ્ડવ્રતિની."

( પૃષ્ઠ ૧૩૧. )

પરન્તુ આ વ્યવસ્થામાં જ પ્રશ્ન પૃછાયછે કે ત્હારે જયા અને જયન્તે આ સંસારી બ્રહ્મચર્યની ભાવનાને જ પૂજ્ય ગણી કેમ ના સ્વીકારી ? અને આ વિરલ મહાવ્રતીને માટે જ રાખેલી ઉચ્ચોચ્ચ ભાવના વિશે પણ અશ્રદ્ધાના ઊંડા ભણકારા જયા અને જયન્તના છેવટના વિમર્શનમાં આપણે સાંભળેલા ઉપર હુ બતાવી જ ગયોછું તે આ અધિકારવ્યવસ્થાને શિથિલ નથી કરી નાંખતા ? વાત એમ લાગેછે કે 'લગ્નસ્નેહના હેતુ' ના લેખમાં જે ભાવના સુસ્થાપિત કરાઈ છે તેથી તૃપ્ત ના થતાં, સ્ત્રીપુરુષનો ભેદ ક્રમે ક્રમે અલ્પ કરનારી દિવ્ય યોજના સંસારલગ્નમાં રહેલી છે એ ટેનિસનના સિદ્ધાન્તથી આગળ વધીને સ્વર્ગમાં તો એ ભિન્નતાનું ભાન માત્ર રહેછે એ નવી કલ્પનાથી પણ સંતોષ ના માનતાં, રા. ન્હાનાલાલની કવિલતી ઉચ્ચાકાંક્ષાએ ટેનિસનથી પણ ઊંચે ઊડવાનું કર્યું, અને તેમ કરવા જતાં આ નવી

× આ અધિકારદર્શન રા. ન્હાનાલાલે અર્પણકાવ્યમાં પણ કર્યુંછે, તેમ જ પ્રસ્તાવનામાં પણ કહી બતાવ્યુંછે કે—

" એ માર્ગ સર્વ માટે નથી, સંયમી માટે છે, યતાત્મન માટે છે "

ભાવનામાંથી રસનું પ્રેરકબળ લુપ્ત થતાં વાત નીચે પડવાનો પ્રસંગ ઉત્પન્ન થયો. આ પ્રયાસ જેટલો પ્રચંડ છે, તેટલી જ એ પ્રયાસની નિષ્ફળતા પણ ભવ્ય છે; એ ભવ્ય નિષ્ફળતા કવિની સમર્થ પ્રતિભાને છાજતી જ છે, નિર્બળતાની નિષ્ફળતા નથી. આ નિષ્ફળતાના એક ગૂઢ કારણનો ઇશારો પાછળ હું આપી ગયોછું. આરમ્ભથી જ બ્રહ્મચર્યનિષ્ઠ પુરુષ સર્વ સ્ત્રીને અશારીર પ્રેમથી જુવે, અને હેવી સ્ત્રી સર્વ પુરુષને હેવા જ પ્રેમથી જુવે, હેવાં સ્ત્રીપુરુષ અન્યોન્ય સહચારી અને સહકારી બને તે હજી જુદી વાત છે, પરંતુ જયા અને જયન્ત વચ્ચે લગ્નનો—સંસાર લગ્નનો—પ્રથમ સંભવ અને તે પછી આત્મલગ્ન, એમ સંસારલગ્નના વાતાવરણમાં થઈને આત્મલગ્નના કેવળ તેજોમય પ્રદેશમાં સંક્રમણ કરાવવાથી આ નાયકનાયિકાને શ્વાસોચ્છ્વાસ લેવા માટે પ્રેમ—રસિક પ્રેમ—ના પ્રાણવાયુની ખોટય પડી જણાયછે.

આમ રા. ન્હાનાલાલ ઉચ્ચોચ્ચ શિખરે બેસવાને ઊડવા જતાં પડી જાયછે હેનું કારણ એઓ તપાસશે તો જણાશે કે પ્રેમ અને કામ એ બેના સ્વરૂપદર્શનમાં, બેના સંબન્ધદર્શનમાં, પોતે ભ્રમમાં પડયાછે. અલબત, પ્રેમ અને કામ એ બે ભિન્ન વસ્તુ છે; અને એ ભેદની ઝીણવટ બતાવવા માટે રા. ન્હાનાલાલનો પ્રયાસ છે,—જો કે એ ભેદ જોવામાં કશી ઝીણવટની ખાસ જરૂર નથી. પરંતુ માનવજીવનમાં એ બે પદાર્થો—પ્રેમ અને કામ એ પદાર્થો—એક પાનાનાં બે પૃષ્ઠ જેવા છે તે ભૂલવું ના જોઇયે. એ ખરું કે એ પાનાનું પ્રેમપૃષ્ઠ તે સન્ધ્યાના કે ઉષાના જેવા દિવ્ય સુનેરી રંગે રંગેલું છે, અને કામપૃષ્ઠ તે જડ રંગે રંગેલું છે; પરંતુ એ પાનું માનવજીવનના પુસ્તકમાં બંધાયુંછે ત્હાં સુધી સુનેરી પૃષ્ઠને જડરંગી પૃષ્ઠથી જુદું પાડવાને પાનું ચીરવાની બાલોચિત કૃતિ કરવા જતાં બંને પૃષ્ઠનો નાશ થવાનો,—જો જુદાં થઈ સકે તો. બંને પૃષ્ઠનું જુદું જુદું દર્શન, ચિન્તન, પરીક્ષાને અર્થે, થઈ સકે; પરંતુ તે ઉપરાંત પ્રયોગમાં છૂટાં પાડવાં તે માનવજીવનની મર્યાદાઓ જોતાં અશક્યવત્ છે. રા. ન્હાનાલાલ આ નાટકમાં એ પાનું ચીરવા જાયછે અને તેથી જ ભાવનાની નિષ્ફળતારૂપે નાશ નજરે પડેછે. પરજીવનમાં સુનેરી પૃષ્ઠ સ્વતંત્ર બળે રહેશે, અથવા બીજા પૃષ્ઠને સુનેરી બનાવી દેશે તે જુદી વાત, પરંતુ આ જીવનમાં જ કામપૃષ્ઠને પણ પ્રેમપૃષ્ઠના સુનેરી રંગોની છાયા અર્પવાનું શક્ય છે; પાનાને દિવ્ય તેજમાં ધરીને જોવાથી તે શક્ય છે; અને એ જ રીતે સંસારલગ્નની ભાવના ઉચ્ચ બનેછે. એક જણે કહ્યુંછે:-"Love embodies the soul, and ensouls the body." ("ખરો પ્રેમ આત્માને દેહ આપેછે, અને દેહને આત્મતત્ત્વ આપેછે.")-એ વચનનું રહસ્ય આ પરીક્ષાથી સમઝી સકાય એમ છે. આ દૃષ્ટિથી જોઇશું તો જણાશે કે 'પ્રેમ' ને-સંસારલગ્નના પ્રેમને—પાપનું ઉત્કટ નામ આપવામાં રા. ન્હાનાલાલ ભૂલ્ય જ કરેછે. પ્રેમ અને કામના સંબન્ધના આ સ્વરૂપદર્શનમાં ઘણો કઠણ સંસારશાસ્ત્રનો પ્રશ્ન સમાયેલો છે. એ પ્રશ્નનો સાદો ને સરળ ઉત્તર એ જ છે કે, પ્રેમનો દાસ કામ—એ ઉચ્ચ ભાવના, કામનો દાસ પ્રેમ—એ અધમ ભાવના; આમ ખરી વ્યવસ્થા છે.

સ્વ. ગોવર્ધનભાઇની એક §અપ્રસિદ્ધ અંગ્રેજી પદ્યપંક્તિયોમાં નીચેનો પ્રશ્ન આરમ્ભમાં છેઃ–

" What has man to do with woman ?
That's a question, rare but teasing."

( " પુરુષને સ્ત્રીનો શો ઉપયોગ છે? આ પ્રશ્ન વિરલ પણ ગૂંચવી નાંખનારો છે. " )
અને પદ્યના છેવટના ભાગમાં અભિપ્રાય દર્શાવ્યોછે કે

" 'Tis the beast rides the man, not the man rides the beast."
( "મનુષ્ય ઉપર પશુ સવાર થયોછે, પશુ ઉપર મનુષ્ય સવાર નથી થયો." ).

પ્રેમ અને કામના સ્વરૂપદર્શનનો આ પ્રકાર હરગીઝ સ્વીકારીશું નહિં; અને ગોવર્ધનભાઇની આ માત્ર ક્ષણભર ઉત્પન્ન થયેલી તર્કલીલા જ હતી, ગમ્ભીર ચિન્તનમાંથી ફળેલો સ્થાયી મત ન્હોતો જ એમ માનવાને કારણ છે પરંતુ આ વાતનો ઉલ્લેખ કરવાનો હેતુ એ કે જેમ આ પ્રકારના બીજા છેડાના મતમાં પ્રેમનો લોપ જ કરી કામને જ માનવસંસારનું સામ્રાજ્ય સોંપવામાં પશુ અને મનુષ્ય વચ્ચેના આત્મતત્ત્વમૂલક ભેદનું વિસ્મરણ થાયછે, તેમ રા. ન્હાનાલાલની ભાવનામાં કામનો કેવળ બહિષ્કાર કરવાને લીધે બીજા છેડાની અવાસ્તવિકતા પ્રગટ થાયછે. માટે ઉપર દર્શાવેલી પ્રેમ અને કામના પરસ્પર સંબન્ધની વ્યવસ્થામાં સત્યતુલના જણાશે એમ આશા છે.

( અપૂર્ણ. )

વાંદરા
તા. ૧૭-૧૨-૧૪.　　　　　　　　નરસિંહરાવ ભોળાનાથ.

---

§ ગોવર્ધનભાઇને પોતાનાં વાંચવાનાં પુસ્તકોનાં આરમ્ભ અને અન્તનાં કોરાં પાનાંમાં કવિતાઓ લખવાની ટેવ હતી. હેવા એક સ્થળમાંથી આ પદ્ય મ્હારા કોલેજના સમયમાં મ્હને એક મિત્રે વાંચી સંભળાવ્યું હતું ત્હેમાંથી પાકા સ્મરણને આધારે આ પંક્તિયો આપુંછું.

# §માર્ગ–સૂચન.

ફ્રાન્ક ક્રૅાસ પદ્ધતિ સર કામ કરનારો જુવાન હતો–(તેના દુશ્મનો તેને ચાંપલો પણ કહેતા)–અને નિયમબદ્ધ અને સુવ્યવસ્થિત જીવન ગાળવાનો તેને શોખ હતો. આ તેના પોતાના સ્વભાવનો એક અંશ હતો પણ જે નવા જીવનમાં તે પ્રવેશ કરતો હતો તેમાં તે કેમ ચાલવાનો?

આ જીવનના નિયમ બાંધવામાં એની અનુકૂળતા જોઇએ. જે બે હલેસાંની નાવડી આ સફરે નીકળે છે તે દરેકને પોતપોતાનો માર્ગ શોધી કહાડવાનો હોય છે. તેમની આસપાસ ચોગરદમ, તેમની પેઠેજ આશા અને ઉત્સાહથી સફરે નીકળેલા બીજા ન્હાના નાવડાનાં છિન્નભિન્ન ભાગ જણાય છે. વળી સફરમાં પાણીનાં વ્હેણ નડે છે, ભમરીઓ આવે છે, નીચી રેતી–રાશિઓ નાવને લાધી નાખે છે અને છુપાયેલા ખડકો તેના ટુકડા કરી નાખે છે, જે નાવિકો આ બધી અડચણોથી ચેતી જઇ પોતાનો માર્ગ લે છે તેજ સુખી થાય છે. ફ્રાન્કે આ બાબત ઉપર બહુ મનન કર્યું તે જુવાન હતો પણ દુનિયાના રંગ કાંઈ જોયા હતા. તે ઝીણી નજરવાળો અને વિચારશીલ હતો. તેણે નજરે પોતાના જે મિત્રો સુખી હતા તેમને જોયા હતા અને જે દુ:ખી હતા તેમને પણ જોયા હતા. અને હવે આ બધા ડાહ્યા મનનને પરિણામે તે એક દિવસ સખ્યાકાળે ગંભીર ચ્હેરે મેજ આગળ બેઠો અને ફુલસ્કેપ કાગળનું એક પાનું લીધું.

'હવે મૅાડ' ફ્રાન્ક બોલ્યો 'મારે તારી સાથે કાંઇ ગંભીર વાત કરવી છે.'

મૅાડ જે ધોબીને આપવાનાં લુગડાંને નિશાન કરતી હતી તેણે આશ્ચર્યથી ઉંચું જોયું.

'અરે વ્હાલા!' તે બોલી ઉઠી

'કેમ 'અરે વ્હાલા!'?'

'મેં કાંઇ ભૂલચૂક કરી હશે.'

'ના રે ના. તેમ કાંઇ નથી.'

---

§ પ્રખ્યાત લેખક સર આર્થર કૅાનાન ડૅાઇલના 'A duet' નામના ગ્રંથમાંનું આ એક પ્રકરણ છે. રીતરીવાજમાં ભિન્નતા છતાં પણ વિવાહિત જીવનમાં જે આપણા અને તેમના વચ્ચે સામ્ય છે તે ફ્રાન્ક ક્રોસે અને મૅાડે કરેલા નિયમો આપણા સસારમાં પણ કેટલા બધા લાગુ પડે તેવા છે તે ઉપરથી સમજાશે. સર કૅાનાન ડોઇલનો આ લેખ ઘણો રસુજી છે, પણ તેનો રસ આપણી ભાષામાં ઉતારવાનું કામ કઠણ છે. ઉપરનો લેખ ભાષાંતર છે પણ તે ઘણી છુટથી કરેલું ભાષાંતર છે.

'ફ્રેન્ક! તુમારો ચ્હેરો એવો ગંભીર જણાય છે કે મેં જાણ્યું તમે વેપારીનો હિસાબ તપાસ્યો હશે. ઠીક, શું છે વ્હાલા?'

'જો હવે મૉડ, મેં સામાન્ય વિવાહિત-જીવન વિશે મનન કર્યું છે. તને નથી લાગતું કે વિવાહિત-જીવન કેમ ગાળવું તે વિશે આપણે કાંઇ ઠરાવ કરીએ, કાંઇ સ્હેલા નિયમો બાંધીએ તો ઠીક!'

'હા, વ્હાલા, હા! તેમ કરો, કેવી ગમ્મત થશે!'

'પણ મૉડ આ ગમ્મતની વાત નથી. આ ગંભીર વાત છે.'

'હા વ્હાલા. હું પણ હાનકી થઈ બેસું છું.'

'મને લાગે છે કે જો કાંઇ નિયમો કરી રાખ્યા હોય તો ભવિષ્યમાં આપણને ગમે તે રીતે તોપણ તે વખતે કેમ વર્તવું તે આપણને ખબર પડે.'

'નિયમો શા છે વ્હાલા?'

'તે તો આપણે એક બીજા સાથે વિવાદ કરી ઠરાવીએ. હું નિયમ બંધારણ કરૂં અને તને માત્ર તે પ્રમાણે વર્તવાનું કહું તે મારાથી થઇ શકે નહિ. મારી સહ-જીવનની કલ્પના તેવી નથી. પણ વાત કરતાં આપણને જણાય કે કાંઈ મુદ્દાઓ આપણને બન્નેને, યોગ્ય લાગે છે, તો પછી આપણે બન્ને તે પ્રમાણે નિયમ રાખી, વર્તન કરીએ.'

'કેવું ગમ્મતનું ફ્રાન્ક! અને મ્હેરબાની કરી થોડાક મુદ્દા કહોને!'

'મારા મનમાં થોડાક છે અને તારા મનમાં કાંઈ હોય તો હું આનંદથી સાંભળીશ. જીવનમાંથી ઉત્કૃષ્ટ અને સર્વોત્તમ કસ કેમ કહાડવો તે વિશે કાંઈ પણ વિચાર સ્ફુરે તે કહેવા. હવે પ્રથમ બાબત કલહની છે.'

'અરે ફ્રાન્ક! કેવી ખરાબ વાત કહાડી.'

'પ્રિયતમા! આપણે ભવિષ્ય ઉપર નજર રાખવાની છે. આપણે આખું જીવન સાથે ગાળવાનું છે જીવનના દરેક રંગથી ચેતી આપણે તૈયાર રહેવું જોઇએ.'

'પણ એ વાત જ અશક્ય છે.'

'આખું જીવન ગાળતાં કદી મિજાસ ન ખોવો એ વાત બનવા જેમ નથી.'

'પણ તમારી સાથે કદી નહિ ફ્રાન્ક!'

'અરે હું પણ કોઇ કોઇ વખત ચ્હીડવવામાં રસ લઉં છું. હવે મારો વિચાર આ છે. મિજાસ તો ખોઇએ ને પાછાં શાંત થઇએ, અને તેથી કાંઇ ઝાઝું નુકશાન થતું નથી.

પણ જો બન્નેનો મિજાસ એક સાથે જાય તો ચકમક ઝરે છે અને મનમાં લાગ્યું હોય કરતાં મ્હોંડે વધારે ભડભડી મરાય છે. આપણે બન્નેએ એવો ઠરાવ કરીએ કે સાથે બન્નેએ મિજાસ ખોવો નહિ. જો તારો મિજાસ ગયો હશે તો 'હમણાં તારો વારો છે એમ સમજી હું આઘોપાછો થઇશ.' અને મારો ગયો હોય તો તારે પણ સંભાળી લેવું. એક મિજાસ ખોયો હોય ત્યારે બીજાએ સાવધાન રહેવું કેમ! તું શું કહે છે?'

'હું ધારૂં છું કે તમે ઘણાજ ગમ્મતી વ્હાલા.'—

'મેં કહ્યું તે તારે કબુલ છે?'

'હા, વ્હાલા' અલબત!

'કલમ નંબર પ્હેલી' ફ્રાન્ક બોલ્યો અને કાગળ ઉપર નોંધી.

'હવે સુચના કરવાનો તારો વારો છે વ્હાલી.'

'ના વ્હાલા મને કાંઇ વિચાર સુઝતો નથી

'ઠીક ત્યારે આ બીજો મુદ્દો કહી અરસપરસ વર્તનમાં લાસરીઆ ન થવું.'

'એટલે પ્રણયી હોતાં જે આદર સન્માન હોય છે તે પરણ્યા પછી ઓછાં ન થવા દેવાં. કેટલાક પતિઓ તેમની પત્નીઓ ગૃહસ્થ-કન્યાઓ છે તે ભૂલી જતા જણાય છે. કેટલીક પત્નીઓ બ્હારના કોઇ મળવા આવેલા પુરૂષ સાથે બોલે તે કરતાં ઓછા આદર અને સન્માન સાથે પોતાના પતિ સાથે બોલે છે. તેમના મનમાં કાંઇ નથી હોતું પણ શિથિલ વર્તનની તેમને આદત પડી જાય છે. આપણે તેમ ન કરવું.'

'આપણે તેમ કરીએ એમ મને લાગતું નથી.'

'લોકોને અજાણતાં આવી ટેવ પડી જાય છે. આના પ્હેલાં જ ચિહ્નો તને મારામાં જણાતાં જરૂર મને ખેંચી રાખજે!'

'ઠીક સાહેબ! તેમ કરિશ જ'

'બીજો જે મુદ્દો મેં ધાર્યો છે તે ઉપરના મુદ્દાના વિસ્તાર રૂપ છે. બન્ને જણાયે એક બીજાના આદર અને પ્રેમને યોગ્ય થવાનો પ્રયત્ન કરવો જોઇએ. લોકો પરણ્યા એટલે યોગ્ય વર્તનની જરૂર ન હોય તેમ બેદરકાર અને બેદી થઇ જાય છે. જો એક બીજાને પ્રસન્ન રાખવાની બન્નેને કાળજી હોય તો આમ બને નહિ. કેટલી બધી સ્ત્રીઓ લગ્ન પછી + સંગી-

---

+ 'પ્રતીતિ પ્રેમની કરવા, નથી અધિકાર આદરને.'

આ કવિની પક્તિમાં અને ઉપર દર્શાવેલા અભિપ્રાયમાં વિરોધ છે. સર આર્થર ડૉઈલનો વિચાર વધારે સત્ય યુક્ત લાગે છે. જ્યાં આદર નહિ ત્યાં ખરો પ્રેમ અશક્ય છે.

તનો અભ્યાસ મૂકી દે છે ?'*

('અરે બાપરે ! એક અઠવાડીયાથી મેં સંગીતને હાથ નથી અડકાડયો ' મૉડ બોલી ઉઠી.)

'અને તેમનો પોશાક અને તેમના કેશબંધ'—(મૉડનો હાથ અહીં તેના ઝુલ્ફાંને ઉડી લાગ્યો) 'મારી વ્હાલી ! તારો પોશાક અને કેશ ઉત્તમ છે પણ તું જાણે છે ને કે ઘણી વાર સ્ત્રીઓ બેદરકાર થઇ જાય છે. 'ગમે તે થાય તોએ તેમનો પ્રેમ કાંઇ જવાનો નથી' એમ પોતાના મનમાં આવી સ્ત્રીઓ બોલે છે. વખતે પ્રેમ ન જાય, પણ આવો વિચાર કરી વર્તન રાખવું યોગ્ય નથી.'

'તમને આટલી બધી ખબર છે એ તો મારા સ્વપ્નામાંએ ન્હોતુ ફ્રાન્ક !'

'મેં મારા મિત્રોના અનુભવની વાતો સાંભળી છે. તેમ પુરૂષે પણ, તે પ્રણયી હોય તે વખત પોતાની પ્રિયતમાની મનોવૃત્તિની જેટલી કાળજી રાખતો હોય તેટલી જ પત્ની બન્યા પછી પણ રાખવી જોઇએ. જો પત્નીને તમાકુની વાસ ન ગમતી હોય તો તેણે બીડી પીવી મુકી દેવી જોઇએ. તેની હાજરીમાં §બગાસાં ન ખાવાં જોઇએ. પોતાની જાતને સ્વચ્છ અને આકર્ષક રાખવી જોઇએ. જો આ મારી ગંદી બ્હોય મારે તે રાખવી ન્હોતી જોઇતી.'

'જાણે તેથી તમારા વિશે મારા મનમાં કાંઇ ફેર પડયો હોય !'

'જો ખરૂ ! આ જતું કરવાની રીતથી જ આપણી અધોગતિ થાય છે. આપણે હમ્મેશ ઉંચે ચ્હડવા પ્રયત્ન કરવો જોઇએ, હું આપણા પ્રણય સમયમાં તને સેંટ–આલ્બન્સ મળવા આવતો ત્યારે ગંદી બ્હોંય ન્હોતો રાખતો.'

'તમે મારો સંગીત બાબતનો અપરાધ માફ કરો ને હું આ એક વખત તમારી ગંદી બ્હાંય જતી કરીશ. પણ તમે કહ્યું તે બધાને હું સંમત છું. મને તો તે ઘણું જ શાણપણ ભરેલું અને હિત-કારક લાગે છે. હવે હુ કાંઈ ઉમેરવા માગુ છું.'

'ઠીક. શું છે ?'

'બન્નેએ એક બીજાના કાર્ય-પ્રદેશમાં રસ લેવો જોઇએ.'

'ખરી વાત. અલબત લેવો જ જોઇએ.'

---

* સંગીતનું જ્ઞાન એ યુરોપમાં સ્ત્રીનું એક આવશ્યક ભૂષણ છે.

§ કોઇની હાજરીમાં બગાસું ખાવું તે ઘણું અસભ્ય ગણાય છે.

'પણ તેમ થતું નથી.'

'પણ ખરેખાત, વ્હાલી તું મારી નોકરીના કામમાં રસ લે છે ર્તો.'

'ખરૂં સાહેબ. પણ તેવો જ રસ તમે મારા ઘર-કામમાં લ્યો છો ?'

'કદાચિત્ હું આ બાબતમાં જરા બેકાળજીવાન થયો હોઇશ.'

'ના ના વ્હાલા તમે બેદરકાર નથી થયા. તમે હમ્મેશ મારે માટે કાળજી રાખો છે પણ આ તો મેં બાની અને બીજાની વાતમાં જોયું છે. ઘણી અઠવાડિયાં કે મહિના આખરે પોતાની કોથળી છોડે છે અને 'ખરચ આપણી શક્તિ કરતાં વધારે છે કે 'ધા હતું તે કરતાં થોડું છે' એમ કહી પૈસા આપે છે પણ થોડા ખર્ચમાં ઘણું કરી બતાવવાન તેની પત્નીના પ્રયત્નોમાં તેને રસ નથી પડતો. તે પત્નીની નજરે નથી જોતો અને તેન મુશ્કેલીઓ સમજવાનો યત્ન નથી કરતો. અરે ! આ બાબત વધારે સારી રીતે મારાથ દર્શાવી શકાય એમ હું ઇચ્છું છું. પણ આટલું તો ખરૂં જ કે રસ લેવાનું કામ ઘણી વખત એકતરફી હોય છે. પત્ની પતિના કાર્યમાં રસ લે છે પણ પતિ પત્નીના કામમાં નથી લેતા. 'મને લાગે છે કે તું કહે છે તે ખરૂં છે. હું શરત રાખવા યત્ન કરીશ. આપણા ટીપ્પણમ આ કેવી રીતે નોંધીશું ?'

''એક બીજાના કામમાં રસ લેવો''

'બરાબર. મેં તે નોંધ્યું, હવે બીજો કાંઈ મુદ્દો છે.'

'હવે તમારો વારો છે.'

'લગ્નગાંઠમાં પવિત્રમાં પવિત્ર ચીજ અને તેને યોગ્ય કરનારી બાબત એક આ છે કે—'પ્રેમની નબળાઇમાં અધોગતિ થવી ન જોઇએ. દંપતીએ એક બીજાના સારા ગુણ વિકસાવવા જોઇએ અને ખરાબ અંશને દાબવા જોઇએ. બન્નેએ જીવનનો આદર્શ ઉંચો રાખવા જોડાઈ કામ કરવું જોઇએ. જે પ્રેમ એમ બોલાવે છે કે 'આ કામ ખોટું છે તે હું જાણું છું પણ હું તેમને એટલું ચ્હાઉ છું કે અટકાવવાનું મન થતું નથી!' તે પ્રેમ વિવાહિત—જીવનના નિત્ય ઉપયોગને માટે બહુ કામનો નથી. જે સ્વમાનની લાગણી પ્રેમના ઉંચામાં ઉંચા આદર્શને એક રતિભાર પણ નીચો ઉતારવા નથી દેતી તે વધારે ઉમદા છે અને તેથી પ્રેમ ટકે છે પણ વધારે.'

'આ બધું શી રીતે લખશો ?'

'અરસપરસ માનની લાગણી અરસપરસ પ્રેમ માટે જરૂરની છે.'

'હા. મારી પ્યારી, છે કે એ વાત ખરી છે.'

'આ વાત ચોખ્ખી લાગે છે. પણ પ્રેમનું પ્રાબલ્ય જ, પ્રેમને ગોરો અને આંધળો

બતાવે છે. હવે એક બીજી કલમ છે મારી ખાતરી છે કે તે તું કબુલ નહિ રાખે.'

'કહો જોઇએ!'

'મેં તે આમ લખી છે 'ટાઇટ (સક્ત) દોરી તુટવી મ્હેલી છે.''

'એનો અર્થ શો?'

'મારો વિચાર એમ છે કે દંપતીએ એક બીજાને થોડી છુટ અને મોકળાશ આપવી જોઇએ. જો આમ નહિ કરે તો બંધ મોડા વ્હેલા તેમને સાલવા માંડશે. આ મનુષ્ય-સ્વભાવ છે અને તે લગ્નની ક્રિયાથી પણ જુનો અને તે માટે આદરણીય છે.'

'ફ્રાન્ક, આ કલમ મને બિલ્કુલ ગમતી નથી.'

'મને ધાસ્તી જ હતી કે તને નહિ ગમે, પણ મારો અર્થ તને પુરો સમજાશે ત્યાં હું ધારૂં છું કે તું તે માન્ય કરીશ. એમ નહિ થાય તો હું યત્ન કરી તારી દૃષ્ટિએ જોઇશ. જ્યારે જ્યારે કોઇ વિવાહિત જીવનમાં છુટની વાત કરે છે ત્યારે તેના મનમાં પુરૂષની છુટનોજ તર્ક હોય છે. પુરૂષ પોતે ગમે તે કરે તોપણ પત્નીના ઉપર સખ્ત ટીકા કરવા ચુકતો નથી. મારી ખામી છે કે આ ખોટું છે. મારા કહેવાનો ચોખ્ખો દૃષ્ટાન્ત જો. પુરૂષને પત્નીના પત્રો વાંચવાનો હક છે? પત્નીને પતિના પત્રો કહ્યા વગર વાચવાનો હોય તેના કરતાં કદી વધારે નહિ. માટે પત્નીના પત્રો 'એમાં શું'' એમ કરી વાંચવા તે વિવાહની શૃંખલા સજ્જડ ખેંચવા જેવું છે.'

'શૃંખલા શબ્દ ઘણો કડવો છે ફ્રાન્ક.'

'એ તો ફક્ત ઉપમા માટે છે. મૈત્રીનો દાખલો લ્યો. પરણેલા માણસને શું બીજી સ્ત્રીઓ જોડે મૈત્રી કે સ્નેહ કરતાં અટકાવવો જોઇએ?'

મોડ સંશય—ગ્રસ્ત જણાઇ.

'સ્ત્રી કેવી છે તે જાણ્યા પછી જવાબ દેવાય' તે બોલી.

'અથવા બીજો કોઇ પુરૂષ તેને સુધારી શકે કે જ્ઞાન આપી શકે તેવો હોય તો સ્ત્રીએ તેની સાથે મૈત્રી ન બાંધવી? આવો અટકાવ કરવામાં એક બીજાનો કેટલો અણવિશ્વાસ જણાય છે? બે માણસોને એક બીજા ઉપર ભરોસો હોય તેમણે છુટ મુકવી જોઇએ. જો તેમ ન થાય તો દોરી તણાઇ તુટવાનો સંભવ છે.'

'જો છુટ મુકે તો દોરી એટલી ઢીલી રહેવાનો સંભવ છે કે સંબંધ નામશેષજ થઇ રહે,'

'મારી ખાતરી હતી કે આ બાબત ઉપર આપણો વિવાદ થવાનો. 'પણ મ્હેં દષ્ટાન્ત જોયા છે. વારડ્રોપનો દાખલો જો. આ યુગલ કદી છુટું ન્હોતું જણાતું. તેઓ બડાશ મારતાં કે તેઓ વચ્ચે કશી બાબતમાં ભિન્ન ભાવ ન્હોતો. પતિ પત્નીના અને પત્ની પતિના પત્રો એક બીજાની ગેરહાજરીમાં ખોલી વાંચતાં. અને આના પરીણામે જોયો ને મોટો વિનિપાત થયો તે! ટાઇટ દોરી તુટી. હવે મારી એવી માન્યતા છે કેટલાંક જોડાં એક બીજાથી છુટાંજ રહી જુદે જુદે સમયે વિશ્રાન્તિ સમય (Holidays) ગાળે તો સારૂ.'

'અરે ફ્રાન્ક!'

'હા, મારી એવી માન્યતા છે. હુ આપણી વાત નથી કરતો. આ તો સામાન્ય વાત છે, પણ કેટલાંક જોડાં વાસ્તે હુ કહું છુ તે ખરૂ છે. દુરથી તેઓ એક બીજાના સ્વભાવ વિશે શાંત ચિત્તે વિચાર કરે છે અને પરીણામે ફરીથી મળતાં વધારે હેતથી વર્તે છે.'

'હા, પણ આ નિયમો આપણા ઉપયોગ વાસ્તે છે બીજા લોકોના નહિ.

'ખરી વાત કહી. હુ જરા આડો ઉતર્યો. પણ મને ધાસ્તી છે કે આ બાબતમાં તારી ખાતરી મારાથી થવાની નથી.'

મોડે મોહક રીતે વિરોધ દર્શાવ્યો.

'નહિ ફ્રાન્ક આ હુ માનવાની નથી. લગ્ન-સંબંધમાં જેટલો ગાઢ પરિચય થાય તેટલો ઓછો. મારી માન્યતા છે કે દરેક આશા, વિચાર અને આદર્શ સામાન્ય હોવા જોઇએ. તમારા મારા હૃદય અને આત્માનો સંબંધ યોગ્ય પ્રમાણ કરતાં અધિક છે એમ મને કદી લાગેજ નહિ. હુ એવું ઇચ્છું છું કે જતે દિવસે આપણો સંબંધ વધારે ગાઢ થાય અને છેવટે આ પૃથ્વી ઉપર બે જુદી વ્યક્તિઓને જેટલું એકન્તાન થવાનું શક્ય હોય તેટલાં આપણે એકન્તાન થઇએ.'

હારવું તો હસતે મ્હોંએ હારવું સારૂ, એ સિદ્ધાંત-અનુસાર ફ્રાન્કે નીચા વળી પત્નીના હસ્ત કમળને ચુંબન કર્યું અને આ રીતે ક્ષમા માગી."

'અક્કલની હુંશિયારી કરતાં હૃદયનું ડહાપણ ચઢતું છે' તે બોલ્યો. સ્ત્રી કરતાં પુરૂષના પ્રેમનું ઉદ્ભવ-સ્થાન, મગજ વધારે પ્રમાણમાં છે તેથી. કેટલીક બાબતોમાં તે એક નજરે જુએ તે કદી બનવા જેવું નથી.

'ના વ્હાલા. 'ટાઇટ' ને બદલે 'તાણેલો' શબ્દ વાપરો, 'તાણ્યો દોરો વ્હેલો તુટે' એમ લખો. આ બેમાં ફેર છે. આપણા સ્નેહગાંઠનો દોરો ટાઇટ કરવા તાણવો પડે તેમ નથી. તે તો સ્વાભાવિક, સહજ અને તુટી ન શકે તેવી રીતે ટાઇટ હોય છે. તાણીને સ્નેહ-ગાંઠ સખત કરવાની જરૂર પડી કે તેની કિમ્મત ગઇ.

ફ્રાન્કે આમ કલમ સુધારી.

'બીજું કાંઇ વ્હાલી!'

'હા, બીજી એક બાબતનો મને વિચાર સુઝ્યો છે તે એ છે કે જો તમારે કોઇપણ બાબતમાં મારો દોષ કહાડવો હોય તો એકલા હઇએ ત્યારે કહાડવો.'

'અને તેવીજ રીતે મારો તારે પણ આ તો ઉત્તમ વાત! જાહેરમાં મત-વિરોધ દર્શાવવો તેના કરતાં બીજું વધારે ન્હાનમ લગાડનારૂં શું હોઈ શકે? લોકો કેટલીક વખત અર્ધી મશ્કરીમાં આમ કરે છે પણ તે ખોટુંજ કહેવાય. નોંધ પોથીમાં ઉતાર્યું. બીજું કાંઇ?'

''હવે તો માત્ર આર્થિક બાબત રહી'

'હા પણ, તેની પણ ગણના થવી જોઇએ. હવે નાણાની બાબતમાં હું માનું છું કે દરેક પતિએ પોતાની પત્નીને કાંઈ રકમ બાંધી આપવી જોઇએ, કે જે તે પોતાની પાસ રાખે અને તેનો યોગ્ય લાગે તેવો ઉપયોગ કરે. જ્યારે જ્યારે પૈસો જોઇએ ત્યારે ત્યારે ધણી પાસ માગવું પડે તે સ્ત્રીને ન્હાનમ લગાડનારૂં છે. બીજી બાજુએ જો સ્ત્રી પાસ કાંઇ મિલ્કત હોય તો તેમાંથી ખર્ચ કરવાને તે મુખત્યાર હોવી જોઇએ. જો તે ઘર ખરચમાં તેમાંથી કાંઇ ખુશીથી આપે તો ઠીક. પણ મારી માન્યતા છે કે તેણે પોતાનો હિસાબ જુદો રાખવો જોઇએ અને વહિવટ પણ પોતાના જ હાથમાં રાખવો જોઇએ.'

ઍાડઃ—'જો સ્ત્રી પોતાના પતિને બરોબર ચ્હાતી હોય તો તેને પોતાનું સર્વસ્વ આપવાને કેમ આનાકાની કરી શકે? જો મારી ન્હાની આવકથી તમારા મનમાંથી એક પણ ચિંતા દૂર થતી હોય તો તમને એ કામમાં આવે છે એમ જાણી મને કેટલો આનંદ થાય?'

'હા, પણ પુરૂષે પોતાનું સ્વમાન સાચવવાનું* છે. ખરી અણીના વખતે કદાચિત્ પત્નીના દ્રવ્યને હાથ લગાડાય-કારણ કે તેમનાં હિત-અહિત સામાન્ય છે પણ ફક્ત આવી વખતે જ તેનો ઉપયોગ ઊચિત ગણાય. આટલું તો પત્નીના દ્રવ્ય સંબંધી હવે ગૃહ-વ્યવસ્થાનો સ્વાલ રહ્યો.'

'કરણ સ્વાલ!'

---

* સરસ્વતીચંદ્રમાંનો ગુણસુંદરીનો ઘરેણાં ઉતારી આપવાનો પ્રસંગ સર્વને યાદ આવશે, વિદ્યાચતુરે આવા જ કારણથી અસ્વિકાર કરેલો લાગે છે.

'ગૃહ-વ્યવસ્થા કઠણ જણાય છે તેનું કારણ લોકો રૂપા પૈસામાં ઘણો રોળ રાખવા જાય છે તે છે. આવી રીતે તણાવાની શી જરૂર છે? પુસ્તકો, સંગીત, ગધ્યા સમર્પે અંતરના મર્મ બોલતી વિનોદ-ગોષ્ઠીઓ, ફરવા જવું, ગૃહ-સંસારની આનંદ-મય રટમાળ, મારી ક્રિકેટ અને ગૉલ્ફ—આ ચીજોના બહુ પૈસા નથી પડતા.'

'પણ ફ્રેન્ક ખાવા પીવાનું માથે રહ્યું છેને. અને જેમિમા અને રાંધનારી કેટલો ખોરાક ભોર કરે છે તેની તો કલ્પના જ ખરેખાત થાય તેવી નથી.'

'પણ આપણું વલણ જ આપણું જમણ ધીમે ધીમે વધારે વાનીવાળું કરવા તરફ છે. દાખલા તરીકે આજ બીજા શાકની શી જરૂર હતી?'×

'આવ્યુ જુવો! મારી ખાતરી હતી કે તમે બિચારા શાક વિશે કાંઈ ટીકા કરશો જ. પણ તેની કિમ્મત કેટલી નજીવી છે?'

'સરેરાશે મારી ખાતરી છે કે તેના દિવસના ત્રણ પેની પડતા હશે. બોલ, હવે પડે છે કે નહિ? દિવસના ત્રણ પેની લેખે વર્ષે દહાડે શુ થયુ તેનો તેં વિચાર કર્યો છે? હિસાબનો આંકડો જલદી ન તારવી આપુ તો હું એકાઉન્ટંટ શા કામનો? જો વર્ષે દહાડે ૪ પૌંડ ૧૧ શિલિંગ ૩ પેન્સ થાય.'

'રકમ કાંઈ બહુ મોટી લાગતી નથી.'

'પણ તેટલી જ કે તેથી થોડી રકમમાં આપણે લંડનના પુસ્તકાલયના સભાસદ થઇ શકીએ. ને આખી દુનિયાના સાહિત્યમાંથી પસંદગી કરી એકી વખતે ગમે તે પંદર પુસ્તક ઉપાડી શકીએ. હવે તું જ વિચાર કર. એક બાજુએ દુનિયાના, ડાહ્યા મહાન અને રસજ્ઞ સાક્ષરોના શબ્દામૃતથી ભરપૂર સમસ્ત પુસ્તક-સમૂહ. બીજી બાજુએ નોલ-કોલ કે વટાણા વિગેરે શાક. કયુ વધારે સારૂ?'

'બાપરે! હવે ફરીથી કદી બે શાક નહિ કરાવું.'

'અને દુધ પાક?'

'મારા વ્હાલા! તમે હમ્મેશ તે ઉડાવી તો જાઓ છો?'

'હા. હું જાણું છુ. દુધપાક સામે મુકે ત્યારે તો ખાધા વિના છુટકો નહિ પણ જો તે ન મુક્યો હોય તો કાંઈ મને તે વાસ્તે ઈચ્છા થાય નહિ. અને મનો ખબર છે કે તને તો તેનો કાંઈ ખાસ ભાવ નથી. આ રીતે બીજા પાંચ ૭ પૌંડ ઉગરે.'

---

× આ પ્રસંગ અને તેનો તોડ ગોવર્ધનરામ અને નરહરિરામના તથા લલિતાગવરી વચ્ચેના પાનના પ્રસંગને યાદ કરાવે છે.

'આપણે ત્યારે આમ તોડ આણીએ. એક દિવસ બે શાક કરવાં. અને બીજે દિવસે એક શાક અને દુધપાક કરવો.'

'ઠીક.'

'મેં જોયું છે કે બારે જમણ કર્યા પછી જ હમ્મેશ તમે ખોરાકમાં કરકસર કરવાની વાત કહાડો છો. આવતી કાલ શહેરમાંથી ભુખ્યા ડાંસ થઈ આવો ત્યારે તમારો આવો જ વિચાર રહેશે કે કેમ તે વાસ્તે મને સંશય છે. હવે બોલો સાહેબ બીજી કાંઈ કરકસર?'

ફ્રાન્ક—'પૈસાને લીધે જ સુખ મળે છે એમ હું માનતો નથી પણ કરજથી દુઃખ થાય છે એ વાત તો નિઃસંશય. અને તેથી આપણે દરેક પ્રકારના ખરચમાં કાપકૂપ કરી અચાનક જરૂર પડે તેવા પ્રસંગ માટે ભંડોળ કરવો જોઇએ. જો મારા ખરચમાં કમી કરી શકાય તેવું કે નકામુ તને કાંઈ લાગતું હોય તો તે વિશે મને ખુશીથી કહે. મારા અવિવાહિત દિવસોમાં નકામુ ખર્ચ કરવાની મને ટેવ પડી ગઈ છે.'

'રાતો ગૉલ્ફ કોટ.'

'હું જાણું છું. એ મારી મુર્ખાઈ જ છે'

'કાંઈ નહિ વ્હાલા. તમને તે ઘણો જ શોભે છે. આખરે તેની કિમ્મત તો ત્રીસ શીલિંગ જ હતી ને! મારૂં કાંઈ ખરચાળપણું તમારા ધ્યાનમાં છે?'

'વ્હાલી! કાલે જ મેં પોષાકવાળાનું બિલ જોયું.'

'અરે ફ્રાન્ક! પોષાક કેવો સુંદર છે અને તમને તે ગમ્યો હતો, અને તમે જ કહેતા ન્હોતા કે પત્નીએ લગ્ન પછી સુગરી જેવું ન થવું જોઇએ અને 'રીજન્ટ' મહોલ્લામાંથી ખરીદ્યો હોત તો તેથી બમણી કિમ્મત પડત.'

'પોષાક હું મોંઘો નથી ગણતો.'

'ત્યારે?'

અંદરનું રેશમી અસ્તર.'

'ઓ મારા રસુજી વ્હાલા.'

'તેના ત્રીસ શિલિંગ વધારે પડ્યા. હવે અંદરનું અસ્તર રેશમનું હોય કે હલકા કાપડનું હોય તો શું ફેર પડી જાય?'

'ફેર ન પડે કે? એક વખત અનુભવ કરી જુઓ.'

'પણ કોઈ શું જાણવાનું હતું કે અંદરનું અસ્તર રેશમનું છે કે બીજા કપડાનું?'

'હું જ્યારે ખંડમાં સરરર્ સરરર્ કરતી પ્રવેશ કરૂં ત્યારે દરેક સ્ત્રી સમજી જાય કે મારૂં અંદરનું અસ્તર રેશમનું છે.'

ફ્રાન્ક સમજી ગયો કે આ તો વાત પોતાના જ્ઞાન બ્હારના પ્રદેશમાં જવા લાગી એટલે તેણે પોતાના જાણીતા પ્રદેશમાં વાત ફેરવી.

'એક જ બાબતમાં કસર કરવી હું ગ્યોગ્ય નથી ગણતો.' તે બોલ્યો 'અને તે બેરાતની બાબતમાં આ રીત બને તો નીચું લાગે છે. હું કાંઈ બહુ ધર્માદા નથી કરતો, કદાચિત ઉચિત છે તે કરતાં પણ કમી કરતો હોઈશ,—પણ આપણે વાસ્તે ધનસંચય કરવા માટે ધર્માદાની રકમમાં કાપકૂપ કરવી એ મને ઘણું અયોગ્ય લાગે છે. આપણે ઉગારો આપણા ખરચમાંથી જ કરવો જોઇએ.'

આ પ્રમાણે પદ્ધતિ–વાળા ફ્રાન્કે બધી કલમો નોંધી. પરિણામ કાંઈ બહુ આકર્ષક ન્હોતું પણ બીજો વધારે સારો જીવન–નકશો પ્રસિદ્ધ થાય ત્યાં સુધી વિવાહિતને કાંઈક માર્ગ–દર્શક થઈ પડે માટે તે નીચે આપ્યું છેઃ—

## વિવાહિતને પાળવાના નિયમો.

(૧) પરણ્યા તે કાંઈ છુટાવાનું નથી માટે દરેક બાબતમાં સારૂં તત્ત્વ ખોળશો તો સુખી થશો.

(૨) આમ કરવાને કાંઈ નિયમો ઠરાવી તે પ્રમાણે વર્તવાનો યત્ન કરવો.

(૩) યત્ન કરતાં કદી નિષ્ફળ થાઓ તો નાઉમેદ થતા નાહ. હમ્મેશ નિષ્ફળતા રહેવાની નથી. છેવટે ફળ મળશે જ.

(૪) બન્નેએ એકી વખતે મિજાસ ખોવો નહિ. સમય જોઈ ખોવો.

(૫) પ્રણય–દાન આપતાં અટકવું નહિ. અટક્યા તો પ્રેમ બીજી દિશાએ વળવાનો સંભવ છે.

(૬) પતિ–પત્નીનો સંબંધ થતાં પ્હેલાં તમે ગ્રહસ્થ હતાં તે ભૂલશો નાહ.

(૭) હમ્મેશાં તમારા વધારેમાં વધારે ઉજ્જવળ સ્વરૂપનું તમારા સહ–ચારીને નૈવેદ્ય ધરવું. આમ કરવું તેના તરફ આદર બતાવી આપે છે.

(૮) આશય ઉચ્ચ રાખવા. આમ કરતાં તમારી નેમ વખતે ચુકશો પણ નીચી નેમની સિદ્ધિ કરતાં ઉંચી નેમ ચૂકવું વધારે સારૂં છે.

(૯) અંધ—પ્રેમ અફલ–હીન છે. અરસપરસના સારા ગુણને જ વિકસાવજો.

(૧૦) સ્થાયિ આદર સ્થાયિ પ્રેમ માટે જરૂરનો છે. સ્ત્રી વખતે જેને આદર યોગ્ય ગણતી ન હોય તેને ચ્હાઈ શકે પણ પુરૂષ કદી નહિ.

(૧૧) તાણી સજ્જડ રાખેલી દોરી વ્હેલી તુટશે.

(૧૨) પાળવાના નિયમો બન્નેને સામાન્ય હોવા જોઇએ.

(૧૩) જાહેરમાં કલહ કે વિવાદ કરવો તેના કરતાં વધારે બુરી ચીજ એક જ છે. તે એ કે જાહેરમાં વ્હાલ કરવું.

(૧૪) સુખ માટે પૈસા આવશ્યક નથી. પણ સુખી લોકો પાસે જરૂર પુરતું દ્રવ્ય સામાન્ય રીતે હોય છે.

(૧૫) માટે સંગ્રહ કરવો.

(૧૬) સંગ્રહ કરવાનો સ્હેલામાં સ્હેલો રસ્તો કાંઈ ચીજો શિવાય ચલાવી લેવું તે છે.

(૧૭) જો આમ સંયમ રાખી ચલાવાતું ન હોય તો પરણુવો જ નહિ.

(૧૮) જે પુરૂષ પોતાની પત્ની તરફ માનની નજરથી જુએ છે તે તેને ભિખારી નથી બનાવતો. પત્નીને વાપરવાને કાંઈક રકમ બાંધવી.

(૧૯) જો કસર કરવી હોય તો પોતાના જ ખરચમાંથી કરવી.

(૨૦) પૈસા સંબંધી દરેક બાબતમાં હમ્મેશાં ખરાબમાં ખરાબ પરિણામ માટે તૈયાર રહેવું અને સારામાં સારા પરિણામની આશા રાખવી.

આવો માર્ગ આ દપતીએ પોતાને વાસ્તે નિર્માણ કર્યો. અનુભવથી તેમાં કાંઈ સુધારા થાય અને નિત્ય ઉપયોગમાં લીધાથી તે વધારે સારો કરી શકાય પણ સંસાર-યાત્રામાં સહિસલામત પ્રયાણ શરૂ કરવાને આટલું પુરતું છે.

હરિપ્રસાદ ડીરપારામ ઠાકોર.

---

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

## (૪)

રા. નરસિંહરાવ કહે છે કે "રા. કેશવલાલ ધ્રુવ અને આ બાબતમાં હેમના મતને મળતા આવનારા વિદ્વાનોને ઉદ્દેશીને જ રા. બા. હરગોવિંદદાસ મ્હે ઉપર ઉતારેલા હેમના વચનમાં આક્ષેપ કર્યો જણાય છે, અને રા. ઝાએ પણ "કેટલાક સાક્ષરો" ઉપર એ આક્ષેપ મૂક્યો છે તે એ મંડળને ઉદ્દેશીને જ." મેં અમુક મંડળને ઉદ્દેશીને આક્ષેપ મૂક્યો નથી. રા. કેશવલાલ ધ્રુવ જેવા ઉંડા અભ્યાસી ને ગંભીર વિચાર કરનાર સાક્ષર વિષે હું બહુ ઉંચો મત ધરાવું છું, ને ઇચ્છું છું કે એવા ઘણા વિદ્વાનો ગુજરાતમાં પેદા થાય. રા. નરસિંહરાવ એ મંડળમાં છે તે મારા જાણવામાં હાલ જ આવે છે. જેને કમળો થાય તેને સર્વ વસ્તુઓ પીળી જ જણાય છે, તેમ વ્હેમાએલા. રા. નરસિંહરાવને તેમના મંડળ વિરૂદ્ધ મારૂં લખવું ભાસે છે. ભાષા સંબંધે મેં મારૂં આધીન મત માત્ર બતાવ્યું છે, અને તે ખોટું પડવાથી હું દિલગીર નહિ થાઉં. જો આવા લેખ લખવાને રા. નરસિંહરાવે ઇજારાપટ્ટો મેળવ્યો હોય, તો મારે અને બીજા હરેક જણે મોં બંધ કરવું જોઇએ. કવિ નર્મદાશંકરે નરસિંહ મ્હેતાના જીવન ચરિત્રમાં તેને કવિ ગણવો કે કેમ, તેની કવિતામાં આછા રસ જોવામાં આવે છે, તેણે હજારો પદ રચ્યાનું કહેવામાં આવે છે, પણ મને તો માત્ર પોણો* સો પદ હાથ લાગ્યા છે એમ જણાવ્યું છે. આ મત હવે ખોટું પડયું, તેથી શું નર્મદને આપણે

---

* મારે ખરચે ને મારી શરમે મેં મહેતાનાં સેંકડો પદ મેળવેલાં તે પ્રાચીન કાવ્યમાળામાં છપાવા માટે મેં મફત આપી દીધાં દિ. બ. મણીભાઇ, જે કમિટીના પ્રમુખ હતા, તેમને લાલચ થઇ કે નરસિંહ મહેતા જૂનાગઢના કવિ હતા, માટે તેમનાં પદ ત્યાંના દરબારી છાપખાનામાં મફત છપાવવા ગોઠવણ કરવી. સ્વ. મનઃસુખરામભાઇની મારફત એ ગોઠવણ થઈને પદ સંગ્રહ તેમના તરફ મોકલવામાં આવ્યો. વડોદરામાં ને જૂનાગઢમાં કંઇ રાજકીય ઉથલ પાથલ થતાં અહીંની કમિટી બંધ પડી, ને રા. મનઃસુખરામનો સંબંધ જૂનાગઢ સાથેનો તૂટયો. પડી રહેલા પદ સંગ્રહની તેમના ચિ. રા. તનસુખરામ પાસે માગણી કરી; કેમકે એ મિલકત મારી અથવા પ્રા. કમિટીની હોવાથી તેમનો તે ઉપર કંઈ હક નહોતો. છેવટ મેં એવી પણ માગણી કરી કે જો તમે છપાવો તો તે પ્રાચીન કાવ્યમાળાના ભાગ તરીકે છપાવો, પણ પછીથી મને જવાબ જ ન મળ્યો. એટલું સારૂં થયું કે એ પદો મોકલતા અગાઉ તેનું કક્કાવાર સાંકળીઉં કોઈ અન્ય ગૃહસ્થને હાથે ઉતરાવેલું મારી પાસે છે. પદ સંખ્યા ૧૩૦૦ અને ૧૪૦૦ ની વચમાં છે. એ સંગ્રહ કોણ ક્યાં છપાવે છે તે જોવાશે.

અજ્ઞાન કે મૂર્ખ કહીશું? તેમને જે સાધન મળી આવ્યાં તે વડે તેમણે પોતાનું મત બાંધ્યું, અને એ જ પ્રમાણે સર્વ કોઈ કરે છે. જો કવિને જણાયું હોત કે લોકોમાં ચાલતી આખ્યાયિકા પ્રમાણે મહેતાએ સવા લાખ પદ કરવાનું પણ લીધુ હતું, તેમાંનાં પોણો લાખ પોતે રચ્યાં અને બાકીનાં અર્ધો લાખ તેમના દિકરાની વહુએ રચી મહેતાનું પણ સાચવ્યું; અને તેમાંનાં સેંકડો પદ ઉપલબ્ધ થયાં છે, અને મહેતાએ સુરત સંગ્રામ જેવું કાવ્ય પણ રચ્યું છે, તો તે પોતાનું મત ફેરવત, અને આછો રસને બદલે સુરત સંગ્રામમાંના શૃંગારને તે અન્ય સ્થાને જણાવ્યા પ્રમાણે "પેલો શૃંગાર" કહેત, અને મહેતાને ખુશીથી કવિ પદ આપત.

નરસિંહ મીરાંની ભાષા કેમ ફરી ગઈ તેનાં ત્રણ કારણ આપ્યાં છે (એમના પોતાનાં કે રા. કેશવલાલનાં તે જણાવ્યું નથી). એ કારણો કેટલેક દરજ્જે માન્ય કરવા જેવાં છે, પણ તેથી અમુક સિદ્ધાંત સાબીત થાય એમ નથી. ૧ લું કારણ લહિયાઓએ કરેલો ફેરફાર, બીજું કારણ કંઠ પરંપરાએ થએલો ફેરફાર, અને ત્રીજુ કારણ બીજાઓએ કરેલી કવિતામાં તેમનાં નામ ચલવી દીધાં તે છે. લહિયાઓનો પ્રમાદ ઘણીવાર જોવામાં આવે છે; પરંતુ જેમ ઘણા લેખી ગ્રંથો હાથ લાગશે, સુશિક્ષિત ગૃહસ્થોના લખેલા ગ્રંથ મળી આવશે અને જૂની પ્રતો જેમ જેમ જડી આવશે, તેમ તેમ આ હરકત દૂર થતી જશે. કંઠ પરંપરાએ જે પદો વગેરે મોઢે કરવામાં આવતાં તેમાં ઘણો ફેરફાર થાય જ, પણ આખા ગ્રંથોના ગ્રંથો કંઈ કંઠે કરવામાં આવતા નહિ, અને તેવા લેખી ગ્રંથોને આ આક્ષેપ લાગુ થઈ નહિ શકે. બીજાઓએ કવિતા કરી મહેતા કે મીરાંનાં નામ ઘોચી ઘાલ્યાં હોય, તો તે બહુધા પકડાઈ જાય છે; અને જ્યાં ન પકડાય, ત્યાં આપણો ઈલાજ ચાલે નહિ; પરંતુ સુભાગ્યે એવી કવિતા બહુ થોડી હોય છે.

સુરત સંગ્રામની પ્રસ્તાવનામાં મેં જણાવ્યુ છે કે "જે ગૃહસ્થ પાસેથી આ કવિતા મળી છે, તે ગૃહસ્થ પાસે અસલ જૂની પ્રત છે; પરંતુ કોટિ ઉપાયે તે અસલ પ્રતનાં તેમણે અમને દર્શન પણ ન કરાવ્યાં; તથાપિ તેમણે જણાવ્યું કે અસલ ઉપરથી જે નકલ કરી છે તેમાં બનતા સુધી અસલની જોડણી કાયમ રાખી છે. આ કવિતા સમજવાની તે સારી શક્તિ ધરાવે છે, તે ઉપરથી અટકળ થઈ શકે કે તેમણે અસલની શુદ્ધતા જાળવવા યત્ન કર્યો હશે. તો પણ અસલ પ્રત હાથ લાગી હોત તો જોડણી તેમ જ જે ભાષા વપરાએલી છે, તે વિષે કંઈ વધારે વાત અજવાળામાં આવી શકત એમ લાગે છે." આ પુસ્તક તપાસતાં અપભ્રંશ ને જૂની ગુજરાતીના શબ્દો નીચે પ્રમાણે માલમ પડે છે.

| | | |
|---|---|---|
| ઇ–એ | હિરદે–હ્રદયે | કિને–કોને |
| તિને–તેને | યાંથી–અહિંથી | છિ–છે |
| તિ–તે | નવિ–નવ | અમ્હિ–અમે |
| જિની–જેની | ચ્હોકાણ–ચારે બાજુ | તમ્હિ–તમે |

| | | |
|---|---|---|
| નિ–નહિ | કજ્જ–કાજ | ગણુઇ–ગણે |
| સાયર–સાગર | કિમ–કેમ | જાઇ–જાએ |
| ઇમ–એમ | ડરપઇ–ડરપે–ડરે | જિં–જે |
| ડરઇ–ડરે | હવઇ–હવે | ગીતઇ–ગીતે |
| ધરઇ–ધરે | એવઇ–એવે | દરશઇ–દરશે–દેખાય |
| કેરડાં–કેરાં | કરઇ–કરે | ભાખઇ–ભાખે–ભણે |
| ઉચરઇ–ઉચરે | જુવ્વણિ–જુવાન સ્ત્રી | અશી–એવી |
| ઇક્ક–એક | જુવણિ–" | કુને–કોને |
| નયરી–નગરી | હેવઇ–હેવામાં–એવામાં | અણુવિ–આડવી |
| જુઇ–જુઇ–જુદી | હુઇ–હોએ–થઈ | હેવિ–હેવામાં–એવામાં |
| ધોપી–ધપી | તિહં–તહિં | ઉવેખે–નિંદે. |
| ખીંચતી–ખેંચતી | નીઠા–નાઠા. | |

એમાં કાઠિઆવાડી શબ્દો ને રૂપો બહુ થોડાં છે;

જુઓઃ—

| | | |
|---|---|---|
| નારિયુ * –નારીઓ | પરો–દૂર | બારિયું–બારીઓ. |
| હાલી–ચાલી | બરકીને–ઘાંટો કાઢીને | ઉભિયો–ઉભી રહિયો. |
| ગોતિયે–ખોળીએ | હુંથી–હુને–મારાથી–મને | ધોડી–દોડી |
| હાકલ–બોલાવવું. | | |

યાવની શબ્દો રજુ, લસ્કર, માદ–હરાવવો, ફીકર, શિકાર, કેદ, સર કરીને, હરકતો એટલા આવેલા છે. હિંદી—ચારણી શબ્દો કેત્તિ—કેટલી, અરિયાં–શત્રુઓ, જુગલાં–જોડાં,

* આ કાઠીઆવાડી પ્રયોગ ગણાય છે, કેમકે તે હાલ બીજા ભાગોમાં ચાલતો નથી, પરંતુ તે મૂળે પ્રાકૃતનું એક રૂપ છે. स्त्रियामुदोतौवा એ સૂત્રમાં નારી જાતિનું બહુ વચન ઉ અને ઓથી થાય છે એમ જણાવી માલાઉ—માલાઓ, બુદ્ધિઉ—બુદ્ધિઓ આદિ દૃષ્ટાંત આપ્યાં છે. આ રૂપો જૈન, બ્રાહ્મણી લખાણોમાં પૂર્વે વારે વારે વપરાતાં હતાં. ઉનો આં કરીને હિંદીમાં આંખાં, બેણાં, ઓરતાં એવાં રૂપ ચાલે છે.

બીચ—વચ્ચે, ઠીંગ—ઢગ, આડીઆ, લાગત, બાબત, સ્થાનક, દેરાસર એ છે (એમાંનાં કેટલા તો ગુજરાતી કવિતમાં વપરાએલા પણ છે.)

બાકીના બધા શબ્દો અર્વાચીન ગુજરાતી છે. જે જૂની ગુજરાતીને અપભ્રંશ શબ્દો બતાવ્યા છે, તેમાંના ઘણા તો હજી વાપરમાં છે તે જ રીતે ચારની વિગતો ને બીજા બતાવેલા શબ્દો અપ્રસિદ્ધ નથી કદાચ કોઈ એમ કહી શકે કે તમે જે પ્રતિ બતાવો છો, તે પ્રત ઉતારનાં પણ કેમ જાણ્યુ કે ફેરફાર નહિ થયો હોય? ફેરફાર થયો પણ હોય, પણ એક વિશેષ વાત જોવાની એ છે કે આખા ગુર્જર પ્રદેશમાં પ્રાકૃત—માગધી આદિના શબ્દો જે જૈન શૈલીમાં ઘણા વપરાયા છે, તે તેમાં ભાગ્યે જ મળી આવશે, અને એ જ પ્રમાણે જૈન શૈલીને ન અનુસરનારા સેંકડો બ્રાહ્મણી કવિતા કરનારાઓમાં એવા શબ્દો ક્વચિત્ જ નજરે આવે છે, અને તેથી હું જૈન સાહિત્યને બ્રાહ્મણી સાહિત્યથી જૂદું પાડવા માગું છું જૈન સાહિત્યમાં પણ કેટલાક ગ્રંથમાં, ગચ્છ—પ્રબંધાદિના જેવી નહિ, પણ અપભ્રંશથી ઉતરેલી સાદી ગુજરાતી ભાષા વપરાઈ છે, તે હું હવે પછી બતાવી આપીશ

રા. નરસિંહરાવ લખે છે કે "નરસિંહ મહેતાના કાવ્યોની અસલ ભાષા લહિયાઓએ પાછળથી બહુ બદલી નાખી છતાં તેમાં હજી ચો અને ચા હેવા છઠ્ઠી વિભક્તિના પ્રત્યય માલમ પડે છે, તે આ જૂની મરાઠીની સાખ પૂરે છે" પ્રથમ તો લહિયાઓએ બધું જ બદલ્યું તો તેમને ચો ચાને બદલવામાં શી અડચણ હતી? બીજું ચો અને ચા પ્રત્યય ગુજરાતીમાં મરાઠીમાંથી આવ્યા નથી આ જ પ્રમાણે પ્રથમ રા હરિલાલ ધ્રુવ માનતા હતા, પણ મેં તેમને તે મરાઠી નથી તેનાં દાખલા આપ્યા, ત્યારે તેમણે પોતાનું મત ફેરવ્યું હતું નરસિંહ મહેતાના વખતમાં મરાઠી સાથે ગુજરાતીને સંબંધ નહોતો અને ભાષાઓની માતા એક નહોતી ચો ચા એ તો હિંદી કે રકાનો અપભ્રંશ છે, અથવા सुप्त दस्य स्योऽस्य प्रत्यय. એ સૂત્ર ઉપરથી થતાં कुन्दस्य आनन्दस्य રૂપો ઉપરથી ગુજરાતીમાં એવા રૂપ થએલા જણાય છે રા કેશવલાલ ધ્રુવ પણ મુગ્ધાવબોધના વિવેચનમાં જણાવે છે કે "એ રૂપમાંનો च પ્રત્યય કદાચ હિંદી પછીના का-की-के અને દ્વિતીયા-ચતુર્થીના को પ્રત્યયનું તથા બંગાળી અને ઓરિયાઈ દ્વિતીયા-ચતુર્થીના के તથા कौ પ્રત્યયનું પૂર્વરૂપ હોય" ટીકામાં તે વિશેષ ખુલાસો કરે છે કે 'પ્રમાણે ચિહ્ન સર્વનામ ઉપરથી થએલો च પ્રત્યય કદી કરીને ઉપર ગણાવેલી ભાષાઓમાં પ્રત્યાદિ વિભક્તિના અર્થનો બોધક થયો, તેમ વરરુચિ આદિ વૈયાકરણોએ આપેલી પ્રાકૃત સુત્રોમાં, અહીંયાના રૂપમાં પ્રથમ દૃષ્ટિગોચર થતો સંસ્કૃત स्वद् સર્વનામ સાથે સંબંધ ધરાવતા त्य કૃતનો પ્રાકૃત च્ચો પ્રત્યય જૂની ગુજરાતીના ચા-ચી-ચુ ઈ. પ્રત્યયને જન્મ આપી પછીના અર્થના પ્રત્યય આવી જ રીતે કદાચ यद् સર્વનામના य ઉપરથી થયા હોય.' હિંદી ભાષાનો સંબંધ ગુજરાતી સાથે વિશેષ હોવાથી કે કદાચ અપભ્રંશ ગુજરાતીમાં કેટલાક રૂપ આપણે પોતીકું બનાવેલ એવા રૂપ વાપરીને હોય એ મરાઠીનો નમૂનો તે વખતે હોત, તો મરાઠીના બીજા શબ્દો પણ નરસિંહ મહેતાએ વાપર્યા હોત અને તે પ્રત્યય કાન્હડદે પ્રબંધમાં વપરાયો છે જૂઓ —

પહેલૂ જઈ મિનિ દીવાણુ, સાચી (તેની) ... સુણી સુતાધિ
૧૮ ખડ ૧

એક પનુતી (હૈ) ખગ લડીજી, તેહચા (તેના) પ્રેમ અપાર
૨૩૪ ખડ ૩

એ પ્રત્યય કુસુમ શ્રી રાસમા ઠેર ઠેર વપરાયો છે, તેના થોડા ઉદાહરણ—

| | | |
|---|---|---|
| આવીશ **તુમચે** પાયજી | છાપેલી પ્રત પૃષ્ઠ | ૮૦ |
| **તુમચો** બહુ ઉપગારજી | „ | ૮૦ |
| **અમચી** મ્હીરુ જાતિ | „ | ૮૩ |
| સાચી બાલ **ગહુયાચી** લાજ | „ | ૮૮ |
| કર **અમચો** આચાર | „ | ૯૨ |
| **તુમચો** એ આચાર | „ | ૯૩ |
| પણિ **અમચ્યુ** કથન જો ચિતમેં રાખો | „ | ૧૧૦ |

જૈન ગ્રથકારોએ હિદી મારવાડીના જેટલો ઉપયોગ કર્યો છે, તેટલો બ્રાહ્મણી લેખકોએ કર્યો નથી, તેથી પણ તેમનુ સાહિત્ય જૂદુ પડે છે જુઓ યોગ ઉદાહરણ—

### કુસુમશ્રી રાસ

| | | |
|---|---|---|
| બેસુ તેણિ **ઠાયોરે** | છા પ્રત પૃષ્ઠ | ૬૩ |
| વહાણુ માહી બપ્ઠ | „ | ૬૬ |
| મૂકો એ કણુ **ઠારોજી** | „ | ૧૨૩ |
| નથી **હીમાણી** તારા બાપનીરે | „ | ૧૩૬ |
| **એરો** ઉખાણો મુજ સાચ્ચો થયોરે | „ | ૧૩૭ |
| એટલી વાત કરી **જણ** શુકને | „ | ૧૪૫ |

### શ્રી રામ યશો રસાયન—રાસ

| | | |
|---|---|---|
| વાસ **કીજે** સુખે **રહીજે** | છા પ્ર પૃ | ૪ |
| વિશમા **જિનને** સમે | „ | ૫ |

| | | |
|---|---|---|
| આયાલાં થિતિ ઠાલવ્યા હૈ | છા. પ્ર. પૃ. | ૮ |
| પાસૈ પલની ઠાઢી કૈ | ,, | ૯ |
| અબ તો કાંઈ દીસૈ નહીં | ,, | ૧૧ |
| કુંભકરણારો જોર | ,, | ૧૨ |
| ઈદ્દાં રામઘરાં ભામનિયાં | ,, | ૧૩ |
| ઓરતી થારા મનતણી | ,, | ૨૨ |
| રાજા પાછળ આયને | ,, | ૨૩ |
| ભજિ કરે અરધમ | ,, | ૨૪ |
| રાજ દીયા નગરલીયા રાયાંરામ | ,, | ૨૫ |
| ધન્ય મતો એ તેરોરે | ,, | ૨૬ |
| કામ કરણો પડચો, કવણુ કીયાથા પાપોરે | ,, | ૨૭ |
| કીધા વરને દાયજે | ,, | ૩૩ |
| યવન જયકી નારી. | ,, | ૩૩ |

"નરસિંહ મહેતા, મીરાં, ભાલણુ ભીમ આ ( અર્થાત્ વસંત વિલાસના ) સમયના જ છે, પણુ હેમની મૂળ ભાષા લહિયાઓએ એટલી બધી બદલી નાખી છે કે હેમનાં લખાણુ આ સંબંધમાં કામ આવે તેમ નથી. કદાચ ભાલણુની કાદંબરી પ્રસિદ્ધ થશે ત્યારે હેની અસલ ભાષા હાથ લાગશે." આ ઉતારો રા. બા. રમણુભાઇના "ગુજરાતી ભાષાનો આરંભ" એ વિષયમાંથી આપીને રા. નરસિંહરાવ જણાવે છે કે "કાદંબરી" કેવળ પંડિ-તોની યોગ્યતાવાળા વાચકો—શ્રોતાઓને આકર્ષક હોવાથી એ ગ્રંથને ભાષાના ફેરફારનો આઘાત લાગ્યો નથી." અને છેવટ એવું સ્થાપિત કરે છે કે "ભાલણુની કાદંબરીની ભાષા તે સમયની લોક ભાષા હતી." જ્યારે રા. બા. રમણુભાઈ કાદંબરી છપાયાની રાહ જુએ છે, ત્યારે રા. નરસિંહરાવ તે અગાઉ પોતાનો સિદ્ધાંત બાંધી દે છે! એ ગ્રંથના ભાષાને 'ભાષાના ફેરફારનો આઘાત લાગ્યો નથી." એટલે શું ? પડિતોની યોગ્યતાવાળાને માટે કાદંબરી રચાઈ છતાં કેટલા ભાવિક પડિતોએ તેની નકલો કરાવી લીધી હતી ? હજી તો સોસાઇટીવાળી એક પ્રત શિવાય બીજી પ્રત કોઈ ઠેકાણેથી હાથ લાગતી નથી. આ ઉપરથી પંડિતો આવા ગ્રંથો વાંચવાની કેટલી ઉત્સુકતા ધરાવતા હતા તે જણાઈ આવે છે. પડિતોની ભાષા તે લોક ભાષા એ જો ખરૂ હોય, તો પંડિતોના ગ્રંથની ભાષા તે લોક ભાષા ન હોય એવું રા. નરસિંહરાવે જ એક ઠેકાણે જણાવ્યું છે તેનું કેમ ?

કવિ ભાલણ વિષે મારા મિત્ર સ્વ. નારાયણભારથી મુદ્રકૃતે મેં કેટલી હકીકત મેળવી ને સમસ્તી (ભાલણ કૃત)માં કવિ ચરિત્ર તરીકે દાખલ કરી છે, તે વાંચવાથી જણાશે, કે ભાલણનું બીજું નામ પરસોતમ હતું, તેણે સંસ્કૃતમાં અને હિંદીમાં પણ કવિતા કરી હતી, તેમ કાદંબરી શિવાય તેણે બીજા ઘણા ગ્રંથ ગુજરાતીમાં રચ્યા હતા. ભાલણે તેના પિતા જાત્રાએ ગયેલા તેમને પત્ર લખવાનો મહાવરો કરવા સારૂ બાલ્યાવસ્થામાં એક ચોપડીમાં આ પ્રમાણે લખેલું મળી આવ્યું હતું.

સ્વસ્તિ શ્રી કાશી મહા સુભ સ્થાને પુજારાધે દવેજી શ્રી પંચ દવેજી મંગળજી દયાળજી ચરણાને શ્રી પાટણ થકી લ. દવે પુરૂષોતમ મંગળજીના પ્રણામ વાંચજો જત્રેરે અહીં તો કુશળ ક્ષેમ છે. આ ઉતારો ભાષાનું તે વખતનું લૌકિક સ્વરૂપ બતાવે છે. જો ભાલણ જૈન શૈલીનો પોષક હોત તો તેણે સઘળા ૪ ગ્રંથોમાં તે શૈલી વાપરી હોત, પણ તેવું જોવામાં આવતું નથી. ભાલણના ત્રીજા પુત્ર ચતુર્ભુજે મોઢ મહાત્મ્યનું ગુજરાતીમાં પદબંધ ભાષાંતર કર્યું છે. તેમાંથી "કવિતાના અમલ રૂપ પ્રમાણે" રા. નારાયણભારથીએ ઉતારો આપ્યો છે, તેમાંની થોડી કડીઓ અહીં આપી છે.

રાગ શુદ્ધ ચોપાઇ.

તીર્થ તણો મહિમા સાંભળી, પ્રસન થઈ રા' પુછે વળી;
સ્વામી હું કીધો પાવન, એ ગોપ્ય તીર્થ કહ્યું અતિ ધન્ય. ૧

એને દર્શને મહા પાપી મુકાય, જ્યાં સ્વયં વસે શ્રી વૈકુંઠરાય;
પણ એક સંદેહ મારો આજ, કૃપા કરી ટાળો મહારાજ. ૨

મૂઢ ત્રૈવેધ કહો તમો, એ છકલાં તે કયમ રહ્યો;
ક્યમ થયો પર્વત ઉપર ઠામ, મૂઢ ત્રૈવેધ કોણે દીધું નામ. ૩

ચતુર ત્રિંશ ગોત્ર વિસ્તાર, કયમ થયા તે મદમ અઢાર;
બ્રહ્મા વિષ્ણુ રૂદ્રે કરી ચિત્ય, ધર્મારણ્ય વાસા વિત્ત. ૪

એ કથા મુને માંડી કહો, સતારથ તમો સબ્ય લહો;
ભૂત ભવિષ્યનું તમને જ્ઞાન, તે મારે એનું કરો નિદાન. ૫

ભાલણના કે તેના ભાણ્યા વંશમાં એક બીમ કવિ થઈ ગયો હતો, તેણે પ્રબોધ ચંદ્રોદય નાટકનું ગુજરાતી કાવ્યમાં ભાષાંતર કરેલું છે, તેની ઉપરની કડીઓઃ—

અધિક સકળ શાસ્ત્ર સિદ્ધાંત, પ્રેમ અધિક ઉપરી વેદાંત;
શ્રી **પુરૂષોત્તમ** તણા પ્રસાદ, કીધું એહ કથા અનુવાદ.
પ્રબોધ ચંદ્રોદય વિસ્તાર, નાટક શાંત મિહરે સંસાર;
બીમ **ભણી** નારાયણદાસ, અંક સમાપત પૃથ પ્રકાશ.

ભાલણ કૃત-સપ્તસતીની અમલ ત્રણ નકલો મને મળી હતી, તેમાંની એક તો સં. ૧૭૩૯ અથવા આજથી સવાબસેં વર્ષ ઉપર લખાએલી હતી; તે છતાં, તેમાં કાદંબરી જેવી ભાષા નથી તેવું શું કારણ હશે ? અહીં એક બીજી વાતનું સૂચન થાય છે, તે એ કે કદાપિ એવી જૂની પ્રત લખતાં લહિયાએ ફેરફાર કર્યો હશે એમ માનીએ, તો તેમાં લખેલી ભાષા તે સંવત ૧૭૩૯ ની ભાષા એમ તો કબુલ કરવું જ પડશે, અને તેથી એ સિદ્ધ થશે કે સંવત ૧૭૩૯ એટલે કવિ પ્રેમાનંદની ભર જુવાનીના સમયમાં જે ભાષા વપરાતી હતી તે હાલ ચાલતી ભાષા જેવી છે, એટલે રા. નરસિંહરાવે આ બાબતમાં લીધેલો આક્ષેપ પણ દૂર થાય છે.

જિમ, પુત્ત, નયન, તિહાં, તિણે આદિ કેટલાક શબ્દોને મેં અર્વાચીન ગુજરાતીના બતાવ્યા છે તે ભૂલ છે એમ રા. નરસિંહરાવ કહે છે. વાંદરે બેઠાં જૂદા જૂદા પ્રદેશના સ્થાનિક શબ્દ હાલ વપરાતા કયા છે તે તેમનાથી જાણી ન શકાય, તેનો ઈલાજ નથી. જિમ તિહાં તિણે આદિ શબ્દો કચ્છના રણથી માંડીને માળવા મેવાડના માકા સુધી ઉત્તર ગુજરાતમાં બોલાય છે, તે તેમને તપાસ કરવાથી જણાઈ આવશે. જે રૂપો અપભ્રંશનાં જૂની ગુજરાતીમાં ચાલતાં હતાં, તે અદ્યાપિ ગુજરાતના મોટા ભાગમાં ચાલ્યા કરે છે. સપુત્ત કપુત્ત રજપુત્તમાં પુત્ત લખાય છે. "કોઈ માઇનો પુત્ત મળશે ત્યારે જણાશે," "રાંડી પુત્ત સાહેબ જાદા" એવી કહેવતો ચાલે છે. વળી કાઠિઆવાડમાં તો દિકરીનું નામ પુત્તીબાઈ એવું પડાય છે. છી, કરીછી, કિમ એવાં રૂપ વાપરમાં છે. એ રૂપો જૂની ગુજરાતીમાંથી આવ્યાં છે. ભણીજે લીજે એ રૂપો કદાપિ પાશ્ચાત્ય કવિઓના વિચાર લઈ સંસ્કૃતમયી કે ગદ્ય જેવી ગુજરાતી કવિતા કરનારાઓએ છોડી દીધા, તેથી તે ગુજરાતીમાંથી જતાં રહ્યાં નહિ કહેવાય. "મા બાપના પગ ધોઈ ધોઇ પીજે, એમાંથી પીજે શબ્દ કંઈ બાતલ થવાનો નથી. એ રૂપ આજ પર્યંતના કવિઓ વાપરતા આવ્યા પણ છે. નયન શબ્દ પ્રાકૃતની યાદીમાં મૂકાયો તે મારા જ્ઞાનની અનિશ્ચિતતાનું ફળ તેઓ ગણે છે તે ભલે; પણ એ ભૂલ તો છાપખાનાવાળાની થઈ છે.

છેવટ તેઓ મારા એક મહાન અપરાધ—કે અજ્ઞાનતા ઉપર તૂટી પડે છે. મરાઈ ફિરઈ આદિના દાખલા આપી હાલમાં કોઈ ધોઈ ધઈ લખે છે તે જાતનાં રૂપ છે એમ મેં લખ્યું છે. રા. નરસિંહરાવ જણાવે છે કે ધોઈ "નિક્ષરવત્" (છાપનારની ભૂલ હશે, પણ રા. નરસિંહરાવની રીતે તે તેમની ભૂલ ગણાય) વાણિયા લોકો લખે (ધઈ કોણ લખે છે તે

ખબર નથી, પણ તે પણ નિરક્ષર વર્ગ જ ) અને મરઈ ઈ. રૂપોનો પ્રાચીન ગુજરાતીમ (અને અપભ્રંશાદિકમાં) શિષ્ટ ગ્રંથોમાં છે. વિશેષમાં તેઓ જણાવે છે કે સંસ્કૃત વર્તમા કાળ તૃતીય પુરૂષ એક વચનના પ્રત્યયમાંથી મરઈ ઈ. રૂપ શી રીતે પ્રકટ થયા તે હુ અમુ વધારે અભ્યાસ કરીશ ત્યારે જાણીશ. રા. નરસિંહરાવ આ બાબતથી પણ હું અજાણ છું એમ સમજે છે, તો ભલે; પણ અહીં તેમણે મહત્વની બે ભૂલો કરી છે; એક તો તિ પ્રત્ય યમાંથી ઇતું રૂપ નીકળે છે, તેમ તૃતીયા—સપ્તમી વિભક્તિનો હાલ ચાલતો એ પ્રત્યય પૂ ઈ રૂપે પણ લખાતો; જેમકે ધરઇ, ચાડઈ (ઘરે—ઘેર, ચાડે—ચારે ). અને બીજી એ કોઈ પણ પ્રાકૃતના ધોરણ વગર હાલનો એ સ્વર ઇનું રૂપ ધારણ કરતો હતો; જેમકે ઉભ યાન્વયી "ને" શબ્દ પૂર્વે નિ, નઇ એ રીતે લખાતો હતો. પહેલા પુરૂષના ત્રીજીના એક વચનમાં 'મેં' ને ઠેકાણે मि અને मिइ વપરાતા હતા. બીજી વિભક્તિમાં करमनइ (કર્મને), **जेटले** ને ઠેકાણે **जेतलइ** **ए** ને ઠેકાણે **अइ-ईइ**, **जे** ને ઠેકાણે **जइ**, **सँघे-सँहथे** ને ઠેકાણે **सइहथि**, **बेठी** ને ઠામે **बइठी** લખાતું હતું. ઉપલાં સર્વ દષ્ટાંતો દેખાડી આપે છે કે રા. નરસિંહરાવે ઉતાવળથી કલ્પેલી એક દેશી કલ્પના ખરી નથી, ત્યારે તેમણે આપેલ તિ પ્રત્યય ઉપર જ આધાર રાખવાનું ક્યાં રહ્યું ? જેમ નીના નઇ તેમ ધીના ધઈ વળી ઈ પ્રત્યય કોઇવાર એવડું સ્વરૂપ ધારણ કરતો હતો (જુઓ ગ કેશવલાલનું મુગ્ધાવબોધ ઉપર વિવેચન), એટલે એક ઈ પૂર્વેના વ્યંજનમાં મળતી ને બીજી જૂદી લખાતી. હાલ જેમ ધીઈ લખવાનું દષ્ટાંત મેં આપ્યું છે, તેમ પૂર્વના દસ્તાવેજોમાં રૂ. ૧૨૫) અંકે **એકસોઓ** પચીસ એમ લખાતું હતું, અને ને બ્રાહ્મણોને હાથે! (દષ્ટાંત આગળ આવશે.) વળી રા. નર સિંહરાવ જેમને શિષ્ટ ગણે છે, તેમાંના ભીમ કવિની હરિલીલામાં "ધંઈ" એમ લખેલું છે તે ધીઇને ઠેકાણે, અને સંવત્ ૧૫૮૯ ના લેખમાંનો લગઈ (લગી) શબ્દ ઘઇને ઠેકાણે હું તેમને અર્પણ કરૂં છું.

હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.

# યૂરોપમાં વસતી જાતો.

યૂરોપમાં હાલમાં જે મહાભારત યુદ્ધ ચાલી રહ્યું છે, તે વિશે વર્તમાનપત્રોમાં પ્રગટ થતાં વૃત્તાંતો જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે 'ટ્યૂટૉનિક,' 'સ્લાવ,' 'સેલ્ટિક' વગેરે નામ આપણા વાંચ્યામાં આવે છે. તે ઉપરથી, હાલમાં યૂરોપમાં વસતી કયી કયી પ્રજાઓ કયી કયી જાતિની છે? તે જાતિઓની પ્રથમ ઉત્પત્તિ કયે સમયે? અને કયે કયે સ્થળે થઇ? તેઓ યૂરોપમાં અમુક સ્થળે ક્યારે અને કયા સંજોગોમાં આવીને વસી? તેમનાં બહિરાકૃતિ અને સ્વભાવ પ્રકૃતિ વગેરે કેવા પ્રકારનાં છે?—વગેરે વગેરે પ્રશ્નોના ખુલાસાની આપણામાંથી ઘણાને જિજ્ઞાસા થતી હશે. તેથી તે વિશે થોડુંક અત્રે લખવામાં આવે તો અપ્રાસંગિક નહિ ગણાય.

યૂરોપ એની સાથે સંધાયેલા પાસેના જ ભૂમિસમુદાયનો—અર્થાત્ એશિયાનો જ—એક ભાગ—વાયવ્ય કોણમાં આવેલો મોટો દ્વીપકલ્પ જ—છે. તેથી એની ભૂમિરચનાની તેમ જ આબોહવાની વહેંચણી એશિયાની માફક જ લગભગ થયલી છે. તે વહેંચણી નીચે પ્રમાણેની છે—

(૧) પ્રથમ તો, છેક ઉત્તરમાં દક્ષિણથી ઉત્તર તરફ ઢળતો સપાટ ભૂમિનો પ્રદેશ છે. તેની ઉંચાઈ સમુદ્રના જળની સપાટીથી ગણતાં ઘણી જ જૂજ છે, તે સપાટ મેદાનનો પ્રદેશ છે અને તેનો ઢોળાવ દક્ષિણથી ઉત્તર તરફ છે, તે કારણથી અને તે શીતકટિબંધના પ્રદેશમાં આવેલો હોવાથી અને બીજાં કારણોથી, ત્યાં અતિશય ટાઢ પડે છે. ત્યાં વૃક્ષો કવચિત્ જ માલમ પડે છે અને નાની શેવાળ જ સર્વત્ર જોવામાં આવે છે. વર્ષના ૮ કે ૧૦ માસ પર્યન્ત ત્યાં બરફ પથરાઈ રહેલો હોય છે. આ પ્રદેશને 'ટુન્દ્રા' (tundras)* કહે છે.

(૨) એની દક્ષિણે જંગલનો—પ્રાચીન સમયના વરસાદથી થયલા જંગલનો—પ્રદેશ આવે છે. એ જંગલનો આરંભ સૈબિરિયાની પૂર્વથી માંડીને તેનો અંત છેક યૂરોપમાં ફ્રાન્સની પૂર્વ બાજુની હદ આગળ આવેલો છે. યૂરોપમાં વસ્તીની વૃદ્ધિ થતી ગઈ અને સુધારો આગળ વધતો ગયો તેમ તેમ એ જંગલોનો બહુ અંશે નાશ થતો ગયો. અને યૂરોપી રશિઆમાં, પોલંડમાં, હંગરીમાં જે છે તે અને ફ્રાન્સમાં વૉસ્જીસ અને આર્ડેનિઝ પર્વતોની વચ્ચે 'વૉલવિચ્' નામથી ઓળખાતું એક નાનું જંગલ છે—એ સર્વે પુરાણા જંગલના એક જ સળંગ પ્રદેશના અવશેષ કે બાકી રહેલા ભાગ જ છે.

(૩) એની દક્ષિણે પગથીઆંની માફક એક બીજાની પાછળ ચઢતા ઢોળાવવાળાં મેદાનોનો

---

* ટુંડ્રા—"*Tundras*" are flat, marshy, treeless plains, occurring in Northern Russia, and Siberia and frozen over in winter."

પહાડી પ્રદેશ છે તેને 'સ્ટેપી'§ નો પ્રદેશ કહે છે. તેમાં ઝાડો નહિ જેવાં જ ક્વચિત્ ક્વચિત્ માલમ પડે છે અને ખેતીવાડી બિલકુલ જોવામાં આવતી નથી. તેને છેડે તાર્તારનું અને ગોબીનું એવાં બે રણો આવેલાં છે. આ સ્ટેપીના પ્રદેશનો પશ્ચિમનો છેડો યૂરોપમાં છેક હંગરિ સુધી પહોંચેલો છે.

(૪) આ સ્ટેપીની અને રણોની દક્ષિણે એક લાંબી સાંકડી પટી જેવો પ્રદેશ આવેલો છે. ત્યાં એપ્રિલથી ઓકટોબર સુધી અને ઓકટોબરથી એપ્રિલ સુધી એ રીતે વરસમાં બે વાર જુદી જુદી દિશામાંથી વાતો પવન પાડોશના પાસિફિક અને હિન્દી મહાસાગરોમાંથી વરસાદ લાવે છે. તેથી એ પ્રદેશમાં—ચીનના યાંગ્ત્સેકયાંગ નદીના જળપ્રદેશમાં અને હિન્દુસ્તાનમાં ગંગા બ્રહ્મપુત્રા નદીઓના જળપ્રદેશમાં કુદરતી સંજોગો વરસાદને અનુકૂળ હોવાથી સારો વરસાદ પડે છે અને તેથી ત્યાં વનસ્પતિની ઉત્પત્તિ સારી છે અને જમીન સપાટ અને રસાળ હોવાથી ત્યાં ખેતીવાડી સારી થાય છે અને તેથી એ બે દેશોમાં મનુષ્યની વસ્તી ગીચ અને પુષ્કળ માલમ પડે છે. તેની વધારે પશ્ચિમમાં તિગ્રિસ અને યુફેતિસ નદીની વચ્ચેની ખીણનો પ્રદેશ છે. આ પ્રદેશને ભૂગોળવેત્તાઓ 'મેસોપોટેમીયા'ના નામથી ઓળખે છે. આ બીજા ફળદ્રુપ પ્રદેશની પેલી મેર પશ્ચિમમાં એક ત્રીજો પ્રદેશ છે. તેને ભૂમધ્ય સમુદ્રનો પ્રદેશ કહે છે. ત્યાં વરસાદ ઘણો જ ઓછો પડે છે. તેથી ત્યાં ખેતી નહેરો અને કાંસની મદદથી થતી હતી. અને ત્યાં વૃક્ષો લાંબા સમય સુધી પાણીની તંગી વેઠી શકે એવાં હોય છે. બીજા અને ત્રીજા પ્રદેશમાં, એટલે મેસોપોટેમીયાનાં અને ભૂમધ્ય સમુદ્રના પ્રદેશમાં હવાપાણી લગભગ સરખાં છે.

હવે યૂરોપ અને એશિઆનો એકઠો વિચાર કરીશું તો આપણને સમજાય છે કે જૂનામાં જૂના સમયનો સુધારો ('civilization') પ્રથમ બે સ્થળે થયો હતો: એક પૂર્વના વરસાદવાળા દેશો ચીન અને હિન્દુસ્તાનમાં, અને બીજો ભૂમધ્ય સમુદ્રના અને મેસોપોટેમીયાના વરસાદ વિનાના પ્રદેશમાં. એ સુધારાની જન્મભૂમિની ઉત્તરમાં જે આપણે સ્ટેપીનો પ્રદેશ કહ્યો હતો તેમાં ભટકતી—ભરવાડુ ધંધાથી ઢોર પાળી ઉછેરી પોતાનો જીવનનિર્વાહ ચલાવતી—(nomadic and pastoral) જાતો વસતી હતી. તે પોતાનાં ઢોર માટે ઘાસચારાની શોધમાં વરસના જુદા જુદા ભાગમાં એક સ્થળેથી બીજે સ્થળે એમ ભટકતી ફરતી હતી અને જ્યારે જ્યારે એવાય ઘાસચારાની એમને તંગી માલમ પડતી ત્યારે પાસેના ખેતીવાડીના ફળદ્રુપ પ્રદેશો પર ચઢાઈ કરતી હતી. તેમનાં ઘર ઈંટો માટીનાં બાંધેલાં નહોતાં પણ ઉપાડીને લેઈ જવાય લઈ જવાય એવા તંબુઓ—'યૂર્ટ' 'Yurt'—એ એમનાં ઘર હતાં. આ જાતો પૈકી એક જાત અદ્યાપિ જાણીતી છે તે જાત 'કિરગિઝ' નામથી ઓળખાય છે. એ લોકો કને બકરાં, ઘેટાં, ગાયો, ભેંસો, વગેરે ઢોર હોય છે ને તેનાં દૂધ, દૂધની ચીજો, અને માંસ એમનો

§ સ્ટેપી—"'Steppe' from Russian 'Steppi,' a waste, a heath. The name is usually applied to the extensive treeless plains found in Russia and Siberia. They are to a large extent uncultivated"

ખોરાક છે. તેઓ કોઈ પાસેના સીના લોક પાસેથી ઘઉંના લોટ અને ભાત તૈયાર વેચાતો બદલામાં—સાટામાં—લઈને તેમને મેળવીને ખાય છે. આ વર્ણન બ્રેહ્મ—(Brehm) નામના એક મુસાફરના ગ્રન્થમાંથી લીધેલ છે. આ કિરગિઝ જાતને મળતી અનેક જાતો એશિઆના સ્ટેપીના પ્રદેશમાં વસતી હતી તેમની પાડોશના પહાડી જંગલના પ્રદેશોમાં—દાખલા તરીકે કૉકેસસ પર્વત ઉપર અને એવા બીજે સ્થળે પહાડોમાંના જંગલોમાં છેક મધ્ય એશિઆમાં એક બીજી જાત વસતી હતી તેને આર્યન કે કૉકેશન નામથી હાલમાં ઓળખવામાં આવે છે. એ જાતની પેલી મેર ગોબીના રણવાળા—તે વખતે સારી સ્થિતિમાં હશે એવા—પ્રદેશમાં એશિઆના ઇશાન કોણમાં એક બીજી જાત હતી તેને હાલમાં મોંગોલીયન નામથી આપણે ઓળખીએ છીએ.

આ ઉપરથી આટલું સહજ સમજાશે કે—

(૧) યૂરોપ એશિઆથી જુદો જ ખંડ નથી, પણ એશિઆ અને યૂરોપ બન્ને મળીને એક જ મોટો ભૂમિસમુદાય બને છે તેથી યૂરોપ એ એશિઆ ખંડનો વાયવ્ય કોણનો દ્વીપકલ્પ જેવો એક ભાગ જ છે.

(૨) તે કારણથી તેની ભૂમિરચના પણ એશિઆની ભૂમિરચનાને બહુ અંશે બહુ અનુસરતીજ છે.

(૩) પૂર્વોક્ત ભૂમિરચનાને અનુકૂળ હવાપાણી પણ બન્ને ખંડના લગભગ સરખાં જ છે. માત્ર તફાવત એટલો જ કે યૂરોપમા વરસાદ પશ્ચિમ ભાગમાં પડે છે. આખા વર્ષપર્યન્ત પડે છે તોપણ સાધારણ પ્રમાણમાં પડે છે અને ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર પડતો નથી અને એશિઆમા દક્ષિણમા વધારે પ્રમાણમાં પડે છે.

(૪) એ હવાપાણીને અનુસરતી અને અનુકૂળ પ્રકારની વનસ્પતિ બન્ને ખંડના ઉત્તરથી માંડીને દક્ષિણ સુધીના સદરહુ ભાગોમાં વહેંચાઈ રહી છે તે પ્રમાણે જનાવરોની અને મનુષ્ય જાતિની વહેંચણી પણ થઈ રહેલી છે.

(૫)—વાયવ્ય કોણમાં વસતી મોંગોલીયન જાતો.

હવે એશિઆમાં વસતી આ જાતોમાંની ઘણીખરી જાતો યૂરોપમા કયે વખતે? ક્યા ક્યા સંજોગોમાં પેઠી હશે? તે પેઠી તે પહેલાં ખુદ યૂરોપમાં જ આદિકાળથી વસતી બીજી મૂળ વતની હતી કે નહિ? અને હતી તો તે અને નવી આવેલી એ બધીમાથી હાલની કયી પ્રજાઓ ઉત્પન્ન થઈ? વગેરે પ્રશ્નો આપણા મનમાં ઉપસ્થિત થાય છે.

પરતુ એ વિશે વિવેચન કરતાં પહેલાં મનુષ્યજાતિશાસ્ત્ર (Anthropology) વિશે થોડુ જાણવુ જરૂરનું છે.

પૃથ્વી ઉપર યૂરોપમા, હિન્દુસ્તાનમાં અગર ગમે તે સ્થળે આદિ મનુષ્ય કયે વખતે

થયો હશે તે વિશે ચોક્કસ રીતે કહેવાનું કે જાણવાનું આપણી કને સબળ પ્રમાણ છે જ નહિ. આપણી કને જે કંઈ પ્રમાણો છે તે નીચેનાં જ છેઃ—

(૧) જમીનની ખડકોમાંથી જડતાં માણસોનાં અને જનાવરોનાં હાડપિંજરો—મુખ્યત્વે કરીને તેમની ખોપરીઓ.

જેમની ખોપરી લાંબી હોય છે તેઓ 'long-skulled' (*'dolichocephalic'*†) 'લૉંગ સ્કલ્ડ' કે 'ડૉલિકો સીફ઼ાલિક'—'લાંબી ખોપરીવાળાં' એ નામથી ઓળખાય છે, અને જેમની ખોપરી ગોળ હોય તેઓ 'round-skulled' (*brachycephalic*) 'રાઉન્ડ સ્કલ્ડ' કે 'બ્રૅકી સીફ઼ાલિક'—'ગોળ ખોપરીવાળાં' એ નામથી ઓળખાય છે.

(૨) બીજું પ્રમાણ ભૂમિની ખડકોમાં દટાએલાં શસ્ત્રો કે હથિઆરો જે હાથ લાગે છે તેમાંનાં કેટલાંક હાડકાંનાં, કે લાકડાંનાં, કે પત્થરનાં અને બીજાં કેટલાંક ધાતુઓનાં બનાવેલાં હોય છે.

જે યુગમાં લોકો હાડકાંનાં અને લાકડાંની ચીપોનાં હથિઆરો વાપરતા હતા તે યુગને 'Palæolithic period of the Stone Age' કે 'પાષાણ યુગનો હાડકાનાં હથિઆરોનો પ્રાચીન સમય' કહે છે; અને જે યુગમાં લોકો લાકડાંની ચીપોને વધારે અણીદાર અને પોલીશ કરેલી સ્થિતિમાં વાપરતા અને પત્થરની અણી વધારે તીક્ષ્ણ રાખતા એવા યુગને 'Neolithic period of the Stone Age' કે 'પાષાણ યુગનો નવીન અથવા સુધરેલો સમય' એ નામથી ઓળખવામાં આવે છે.

જે યુગમાં લોકો કાંસાનાં હથિઆરો વાપરતા તેને 'Bronze' 'બ્રૉન્ઝ' કે 'કાંસા યુગ' કહે છે. અને જે યુગમાં લોકો લોઢાનાં શસ્ત્રો વાપરતા તેને 'Iron'—'આયર્ન' કે 'લોખંડ યુગ' કહે છે. પૂર્વોક્ત ત્રણે યુગો ક્રમ પ્રમાણે એક એકથી પછીના યુગ તેની પહેલાના યુગ કરતાં વધારે સુધરેલી સ્થિતિ સૂચવે છે.

(૩) આ ઉપરાંત મનુષ્યજાતિઓનું વર્ગીકરણ કરવામાં બીજું ધોરણ તેમના શરીરની ઉંચાઇ અને (૪) તેમના વાળનો અને શરીરનો અને આંખની કીકીનો વર્ણ કે રંગ છે. જેમના વાળનો વર્ણ શ્વેત કે ગૌર છે તેમને 'ઝાન્થો ક્રોઆઈ' xanthochroii અને જેમનો વર્ણ શ્યામ છે અને 'મિલાનો ક્રોઆઈ' melanochroii એવા બે વર્ગ પ્રો. હક્સલિએ પાડેલા છે. (૫) એ ઉપરાંત મોંનો ઘાટ અને ખાસ કરીને નાકની આકૃતિ અને (૬) ભાષાનું બંધારણ

---

† સુપ્રસિદ્ધ મનુષ્યજાતિશાસ્ત્રી પ્રો. સર્જીએ આ વિશે ઉત્તમ વિવેચનવાળો ગ્રન્થ લખ્યો છે. બે કાનની વચ્ચેની ખોપરીની લંબાઈ (અ) અને કપાળના આગલા ભાગથી ચોટી સુધીના ખોપરીના ભાગની લબાઈ (બ) બન્ને વચ્ચેના પ્રમાણને Cephalic Index કહે છે જો અ અને બ નું પ્રમાણ ૭૫ થી ઓછું નીકળે તો doli—અને ૮૦ કે તેથી વધારે નીકળે તો brachy.—સમજવી

પણ બીજાં ધોરણ છે. પણ એ છેલ્લાં ધોરણો ઐતિહાસિક પૂર્વના યુગને માટે ઉપયોગી નથી, તે માટે તો પૂર્વોક્ત બે પ્રમાણોની જ મદદ લેવાની છે.

આ ઉપરાંત ભુસ્તરશાસ્ત્ર સંબંધી થોડુંક વિવેચન અગત્યનું છે. જૂનામાં જૂની ખડકને 'Archæn' 'આર્કીયન' ખડક કહે છે. હાલના જે ખડના જેટલા ભાગમાં આર્કીયન ખડકો માલમ પડે છે તે ભાગ ઘણા જ પુરાણા હોવા જોઇએ; તેમનું સમુદ્રના જળની બહાર નીકળવું ઘણા વખત ઉપર થયલું હશે. યૂરોપમાં સ્કેન્ડિનેવિઆ, સ્કોટ્લંડ, ફિન્લંડ, વાયવ્ય રશિઆનો ભાગ, અને હિન્દુસ્તાનમાં દક્ષિણનો દ્વીપકલ્પ–એ ભાગોની ખડકો ઘણી ખરી આર્કીયન જાતની છે. તે પુરાણા મોટા ખડના અવશેષ જ હોવા જોઇએ. તેની પાડોશમાં દરિઓ હશે, ને જળ હોય ત્યાં સ્થળ ને સ્થળ હોય ત્યાં જળ એમ પૃથ્વી પર વારવાર થયાં કરતું હશે. તે રીતે તે ખડોનો ઘણો ભાગ નીચે બેસી ગયો હશે ને તે પર હાલમાં છે તેમ સમુદ્રનું જળ પ્રસરી રહ્યું. તે ખડકોની બેવડોમાં કે થરોમાં જે ફૉસિલ કે અવશેષ જડતાં તે મુજબ ખડકની ઉમર નક્કી કરવામાં આવતી.

ખડકોના થરો કે પડના નીચે પ્રમાણે ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) પ્રથમનો 'Primary' કે 'Palæozoic' પ્રથમ (૨) Secondary કે Mesozoic (૩) દ્વિતીય 'Tertiary' કે 'Cainozoic' તૃતીય (૪) 'Post Tertiary' કે 'Quaternary' તૃતીયોત્તર, ચતુર્થ. હાલમા જે વનસ્પતિ અને પ્રાણીઓ પૃથ્વીપર માલમ પડે છે તે Tertiary તૃતીય યુગમાં પ્રથમ થયલાં. હિમાલય, આલ્પ્સ વગેરે પર્વતો જળમાંથી બહાર નીકળી આવીને હાલમા જે ખડની રચના થયલી જોવામાં આવે છે તે તે યુગમાં થયલી; પર્વતોનાં શિખરોમાં અને ખડના કિનારામાં હવા, બરફ, વરસાદ, નદીઓ અને મોજાં વગેરેથી ફેરફાર પછીથા થયલો ખરો પણ તે થોડે અંશે જ.

ખડકોના થરોમાં પ્રાણીઓના અને વનસ્પતિના જે અવશેષો (fossils) હાથ લાગે છે તે ઉપરથી ભૂસ્તરશાસ્ત્રીઓ અનુમાન બાંધે છે કે અગાઉ બહુ પૂર્વેના વખતમાં આપણી પૃથ્વીના બધા ભાગોમાં સર્વત્ર ગરમ હવા (warm climate) હતી એટલે Palæogeric, mesozoric અને છેક તૃતીય યુગ સુધી, હાલમા જે વૃક્ષો ઉષ્ણકટિબંધના પ્રદેશમાં જ ઊગે છે તેવાં વૃક્ષો શીત કટિબંધના પ્રદેશોમા પણ ઊગતાં હતાં. જેમ જેમ તૃતીય યુગનાં વર્ષો વધારે વીતતાં ગયાં તેમ તેમ ઉત્તર ગોળાર્ધનો ઉત્તર ભાગ ટાઢો થતો ગયો, અને Post-Tertiary (ઉત્તરતૃતીય) યુગમાં તો બરફનું એક મોટું પડ કે થર (sheet of ice) છેક ઉત્તર ધ્રુવથી મધ્ય એશિઆ અને મધ્ય યરોપ અને મધ્ય ઉત્તર અમેરિકા સુધી આવી રહ્યું હતું. જે યુગમાં આવી સ્થિતિ પ્રવર્તી રહેલી હતી તે યુગને Ice-age કે Glacial Period, 'હિમ યુગ' કહે છે—પછી કાલાન્તરે હવા mild નરમ–મૃદુ–થતી ગઈ તેમ તેમ બરફનું એ પડ ઉત્તર તરફ ધ્રુવ પાછું હઠતું ગયું. અને જેમ જેમ પાછું જતું ગયું તેમ તેમ આલ્પ્સ પર્વતની અંદર બખોલો (crevices) પાડતું ગયું, અને એ બખોલોમાં પાણી રહી ગયું તે સરોવરો બન્યાં (જુઓ ઉત્તર અમેરિકામાં કેનેડાનાં બધાં સરોવરો. આ 'હિમ યુગ'માં

બનેલાં હતાં ) તેમના તળીઆં અને આસપાસની ખડકો ઉપર સપાટ—લીસી—ઘસીને થયલી છે તે હિમ કે બરફનું કામ હતું. ત્યાર પછી quartornary (ચતુર્થ) યુગ આવ્યો તેમાં વસ્તુસ્થિતિ લગભગ હાલના સમય જેવી જ પ્રવર્તી રહેવા માંડી.

મનુષ્યની ઉત્પત્તિના ઇતિહાસમાં જે પાષાણ યુગ કે Stone-age કહી તે Ice-ageની પહેલાંનો સમય હોવો જોઇએ. કારણ કે Ice ageમાં જે હિમની રેલ આવેલી તે તળે Stone Ageના કેટલાંક માણસો હથિઆર સહિત દટાઈ ગયાં હશે તે હિમની રેલ quartonary age (ચતુર્થ) યુગમાં પાછી હઠી ત્યાર પછી તેની ઉપર ખડકોના થરો બધાયલા તે ખોદવાથી નીચેના થરોમાંથી પાષાણ યુગનાં પાષાણનાં અને હાડકાંનાં હથિઆરો જડી આવે છે અને તે વાપરનાર મનુષ્યની ખોપરીઓ પણ જડી આવે છે.

( અપૂર્ણ )

" જ્ઞાન ભક્તિ. "

---

# ઇંગ્લંડ અને ફ્રાન્સનાં બાલકો.*

## ૧.

બ્રીટનના છોકરાં ધારે છે કે તેમનો દેશ દુનિઆમાં બીજા દેશો કરતાં ઘણોજ જોવા લાયક છે. તેમા જંગલ, મેદાનો, છુટા છુટાં અને ટેકરી ઉપર ચળકતાં ગામડાં, જુના અને સુંદર કિલ્લા અને દેવળો, અને તેના કિનારા ઉપરના સુંદર દેખાવ જોવામાં આવે છે. બ્રીટન કરતાં બીજી એકે જમીન સુંદર નથી.

હવે આપણે બ્રીટનનાં છોકરાંની વાત કરીએ.

જ્યારે તેઓ મોટા અને જબરા થાય છે ત્યારે તેઓને દોડવાની અને બીજી રમત રમવા તેમનાં માબાપ ઉશ્કેરે છે. પૈસાદારનાં છોકરા રમકડાં લાવે છે જેની રમત તેઓને પોતાની ભવિષ્યની જીંદગીમાં બહુ ઉપયોગી થઈ પડે છે. તેઓ ગમે તે ધંધાના શોખીન હોય છે, અને જો તેઓ પાસે આગ ગાડીનું રમકડું હોય તો તેઓ ઘણાજ રાજી થાય છે. બ્રીટનનાં છોકરા ઇન્જીનીયર હોય છે તેનુ કારણ એ છે કે તેઓ નાનપણથીજ આગગાડી, ટ્રામ વિગેરે તપાસવાના ઘણા જ શોખીન હોય છે. જે છોકરાં રેલ્વેની પાસે રહે છે તેમને જે જે ઇન્જીન તેમની પાસે થઇને જાય છે તેનું જ્ઞાન હોય છે તેઓ મશ્કરીમાં એકેકની સાથે લડે છે અને કોઇ વાર યોદ્ધાના રમકડાંથી રમે છે

---

* એક અંગ્રેજી પુસ્તકના પ્રકરણ ઉપરથી

તેઓની માનીતી રમત દુકાન દુકાન રમવું એ છે: તેઓ મોટા લોકોની પેઠે મોટી દુકાન કાઢે છે જેમાં તેઓ દરેક જાતની ચીજ મુકે છે, અને તેઓ જાણે એક બીજાને ચીજ વેચતા હોય તેનો ડોળ કરે છે. નાની છોકરીઓ પાસે ઢીંગલા, ઢીંગલી હોય છે જેમને તેઓ લુગડાં પહેરાવે છે અને એ ખરા માણસ હોય એમ એમની સાથે ઘર ઘર રમે છે.

જ્યારે તેઓ ૭ વરસના થાય છે ત્યારે તેઓ નિશાળે જાય છે અને ત્યા તેઓ ચૌદ વરસની ઉમ્મર સુધી ભણે છે. પૈસાદારનાં છોકરાંને ઘેર ભણાવે છે અને આઠ વર્ષની ઉમ્મરે નિશાળે મૂકે છે અને ત્યાં તેઓ બાર તેર વરસ સુધી ભણે છે. અને પછી મોટી નિશાળમાં ભણવા જાય છે. અહીંયાં તેઓ મોટા છોકરાની રમત શીખે છે, જેમ કે ફુટબોલ, ક્રીકેટ. અને તેમને તરતાં પણ શીખવે છે. છોકરીઓ ઘેર ભણે છે અથવા છોકરાની પેઠે તેમને નિશાળે મૂકવામાં આવે છે.

દરેક છોકરો ખુલી હવામાં દોડવાને ઘણો શોખીન હોય છે. તેઓને પ્રખ્યાત શિકારી, વહાણવટી અને યોદ્ધાની વાતો સાંભળવી બહુ ગમે છે. એટલે જે નવી રમત ઉત્પન્ન થઈ તે તેઓને બહુ પ્રિય લાગે છે. તે સ્કાઉટીંગ કહેવાય છે. અને તે સર રૉબર્ટ બેડન પાઉવેલે શોધી કહાડી હતી. આ રમતમાં તેઓને જંગલના સ્કાઉટનુ જ્ઞાન મળે છે. એથી તેઓ જુદી જુદી જાતનાં ઝાડ ઓળખી શકે છે. પક્ષીઓ, પ્રાણીઓના અવાજ ઓળખી શકે છે, દેવતા કેવી રીતે પાડવો, પૂલ કેવી રીતે બાંધવો એ શીખે છે, પણ તેઓ જે શીખે છે તેમાંનું મુખ્ય એ છે કે બીજા લોકોની મદદમાં આવી પડવું, નબળાનું રક્ષણ કરવું અને ઘરડાં અને માંદાંને મદદ આપવી, અને જ્યારે તેઓ દુઃખમાં આવી પડે ત્યારે મદદ કરવી. આ રમતથી તેઓ જબરા થાય છે. અને આ રીતે જો બીજા દેશ પણ વર્તે તો એમની ઉન્નતિ થાય.§

બધા બ્રીટનના છોકરાઓ દરિઆને ચાહે છે અને તેમનાં માબાપ વર્ષમાં એક વખત દરિઆ પાસેના ગામમાં મોકલે છે, જ્યાં તેઓ કિનારા ઉપર રમે છે અને તન્દુરસ્તી વધારનારા દરિઆના પાણીમાં ન્હાય છે. અને પાછા પોતાને ઘેર સાજા તાજા થઇને આવે છે.

ફ્રાન્સ ઇંગ્લાન્ડની દક્ષિણે છે એટલે તે ઇંગ્લાન્ડ કરતાં ગરમ છે. અને ત્યાં સૂર્ય પણ ઘણી વખત દેખાય છે એટલે ફ્રાન્સનાં છોકરાં એમ ધારે છે કે પોતાનો દેશ દુનિઆ ઉપર ઘણો જ રળીઆમણો છે અને બીજા લોકો પણ તેને ચાહે છે.

તેઓને કુદવું અને દોડવું બહુ ગમે છે. પણ જ્યાં જ્યાં આપણે જઇશુ, ત્યાં ત્યાં આપ-

§ હિંદુસ્થાનમાં આ રીતનો ચાલ હોય છે પણ એની ઉન્નતિ થતી નથી એનું કારણ એ છે કે હિંદુસ્થાનનાં છોકરાં અતિશય રમે છે. ઇંગ્લાન્ડનાં છોકરાં રમે છે એટલુંજ નહીં પણ ઉદ્યોગ કરે છે. એટલે હિંદુસ્થાન ઇંગ્લાન્ડનુ અનુકરણ કરી સુધારો કરવા જાય છે પણ ઉલટો કુધારો થાય છે. લેખક.

૯૦–તમને બ્રિટનના છોકરા કરતાં ઘણો ફેર લાગશે. ફ્રાન્સનાં છોકરાં બ્રિટનનાં છોકરાં કરતાં શાન્ત, વિવેકી અને હુકમ ઉઠાવનારા છે. દુનીઆપર બીજી પ્રજા કરતાં ફ્રાન્સની પ્રજા જ વિવેકવાળી અને સુધરેલી છે. ફ્રાન્સનો દરેક છોકરો જાણે છે કે પોતે પોતાની જીંદગીમાં યોદ્ધો થશે. 'એટલે નાનપણથી બીજા સાથે લડવાની રમત રમે છે અને દહાડે પોતે લડાઇમાં જીત મેળવી છે એવું એને સ્વપ્નું આવે છે.

સાધારણ રીતે ફ્રાન્સનાં છોકરાં પ્રાણીઓ પાળવામાં ઘણા શોખીન હોય છે. પૈસાદાર છોકરાં પાસે નાનાં કુતરાં હોય છે. આ કુતરાંને ઘણાં ચોખ્ખાં રાખવામાં આવે છે લુગડાં પણ પહેરાવે છે.

ફ્રાન્સનાં છોકરાં–છોકરીઓ આઠ વરસનાં થાય છે એટલે તેઓ એકેકથી જુદાં છે. છોકરાઓ દડા, ભમરડા વગેરેથી રમે છે, અને છોકરીઓ ઢીંગલાથી રમે છે. તેઓ જોવાના ઘણા શોખીન હોય છે. તેઓને નાટક ભજવતાં સારૂ આવડે છે. ત્યાં નાટ પણ હોય છે, અને તેથી તેઓને ઘણી જ ગમ્મત પડે છે.

## *War and Peace.*

"The Russian and the Parisian give certain figures which are both startling and amusing From the year 1496 B C. to 1861 A D, in 3358 years there were 227 years of peace and 3130 years of war, or 13 years of war to every year of peace. There have been 266 wars in Europe within the last three hundred years We wish some one would make a total of the wars fought by the Europeans from 1861 to 1914, so as to show the so-called humanitarian side of modern civilisation As for its international morality Mr Valbert points out that 'from the year 1500 B C. to 1860 A.D, more than 8,000 treaties of peace, meant to remain in force for ever, were concluded The average time they remained in force was two years The pacifists maintain that these figures only show the futility of war as a solvent of international problems Each war merely sows the seeds of a future war Each war actually ends in a mutual settlement of differences by the aid of plenipotentiaries Why cannot this be done without war? The answer is obvious The adjustment at the end of the war is the result of exhaustion, and secures some prize to the victorious which they could not otherwise obtain According to General von Bernhardi the aspiration of universal peace is ' directly antagonistic to the great universal laws which rule all life ' In his opinion " war is a biological necessity of the first importance " and " a regulative element in the life of mankind which cannot be dispensed with " " The struggle for existence," he adds, " is in the life of nature, the basis of all healthy development So long as there are men who have human feelings and aspirations, so long as there are nations who strive for an enlarged sphere of activity, so long will conflicting interests come into being and occasions for making war arise." Unless there is a radical change in the nature of man and his constitution there seems no prospect of these " human feelings and aspirations," which necessitate struggles, being replaced by such others as might fulfil their destiny without such struggle " In the extra social ( i e international ) struggle," says Bernhardi, ' that nation will conquer which can throw into the scale the greatest physical, mental, moral, material and political power . War will furnish such a nation with vital favourable conditions Without war inferior or decaying races would easily choke the growth of healthy budding elements and a universal decadence will follow.' The German School, however, does not stop here but further maintains that war is not only a biological law but a moral obligation and as such an indispensable factor in civilisation."

—*Lala Lajpatrai* in the *Modern Review*, Jan 15

Reg. No. B. 453

# वसन्तः



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्: भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૩, અંક ૧૨. [ માસિક ] પૌષ, સંવત્ ૧૯૭૧

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્. એલ્. બી.
ઑલિફન્ટ રોડ—અમદાવાદ.

સ્ત્રીનાં કર્તવ્ય ૭૧૩
(સૌ. શારદા સુમન્ત મહેતા બી. એ.)

ઈ. સ. ૧૮૫૪ ની સાલનાં બે નવાં ગુજરાતી નાટક ૭૧૮
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.)

ઑમર ખય્યામની રુબાઈયાત. ૭૨૯
(રા. રા. હરિલાલ [illegible] સપવી)

શ્લોક ભ્રમોનું નિરસન ૭૩૭
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.)

ગુજરાતી ભાષાની ઉત્પત્તિ અને રા. નરસિંહરાવ (૫) ૭૪૧
(રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા)

આ યુદ્ધ શા માટે? ૭૫૪
(વસન્ત-ઑફિસ)

ચર્ચાપત્ર ૭૬૧
(રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ.)

અનુક્રમણિકા ૭૬૩

ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં.-લી. મા મોતીલાલ ચામળદાસે છાપ્યું
નંબર ૧૬૨૬-૨૭, ટંકશાળ-કાળુપુર—અમદાવાદ.

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩- અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય-પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે,તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.



Reg. No. B. 493

# वसन्तः

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्

વર્ષ ૧૩, અંક ૧૨. [ માસિક ] પોષ, સંવત્ ૧૯૭૧

## સ્ત્રીનાં કર્તવ્ય.*

લગભગ દશ વરસથી મહિલાપરિષદ્નો આરંભ થયો છે અને તેમાં ધર્મ જાતિ વગેરેની ભિન્નતા પર લક્ષ ન આપતાં માત્ર સ્ત્રીઓની ઉન્નતિના પ્રશ્નની ચર્ચા થાય છે. અન્ય સમાજો તરફથી આવી પરિષદો થાય છે ત્યારે આર્યસમાજ તરફથી તો થાય જ એમાં નવાઇ નથી. કારણ કે સ્ત્રીજાતિની ઉન્નતિ કરવી, પવિત્ર ગૃહિણી, સુજ્ઞ માતાઓ અને સાધ્વી સ્ત્રીઓ ઉત્પન્ન કરીને ભારતવર્ષનો ઉદય કરવો એ આર્ય સમાજના મહાન સ્થાપક, સામાજિક સુધારા માટે અદ્વિતીય પ્રયાસ કરનાર નરરત્ન દયાનંદસરસ્વતીનો મુખ્ય મત હતો. સ્ત્રી વર્ગ ઉપર એમનો ખાસ ઉપકાર છે. વચલા સમયમાં સ્ત્રીઓની પદવી ઘણી જ નીચી ગણાતી 'બુધે જાર બાજરી, બુધે નાર પાધરી' એવી ગણના હતી, અને એને શૂદ્રોની માફક વિદ્યાથી વિરક્ત રાખવામાં આવતી, તે સ્થિતિ ટળી જઇને આજ આપણે આવા મહાન સમારંભમાં એકત્ર થયાં છીએ તેમાં ઘણે અંશે સ્વામી જ કારણભૂત છે. સ્ત્રી અને પુરુષને

* આ વર્ષે સુરતમાં મળેલી આર્યસમાજ કૉન્ફરન્સને અંગે ત્રીજી આર્યમહિલાપરિષદ ભરવામાં આવી હતી. તેમાં પ્રમુખ સ્થાનેથી સૌ. શારદા બી. એ. એમણે આપેલા ભાષણનો ઉપયોગી ભાગ અત્ર પ્રસિદ્ધ કર્યો છે.

અધ્યયન કરવાનો અધિકાર છે એ શાસ્ત્રાધારે સ્પષ્ટ રીતે સ્વામી દયાનંદે બતાવ્યું હતું. બાળકોના અભ્યાસના સંબંધમાં સ્વામી દયાનંદે સ્ત્રીઓનું મહત્ત્વ બતાવ્યું છે અને જણાવ્યું છે કે બાળક માતાપિતા, અને આચાર્ય એ ત્રણે શિક્ષણ પામે ત્યારેજ તે પૂર્ણ જ્ઞાનવાન બની શકે. સ્વામીશ્રીના મહાન્ અને ઉદાર વિચારોની આજે પણ આર્ય સમાજ ઉપર ઉંડી અસર રહી છે, અને આર્ય સમાજે સ્થાપેલી કન્યાશાળાઓ, મહાવિદ્યાલયો, પાઠશાળાઓ સર્વ તેમના પ્રયાસનું પરિણામ છે. આજનો સમારંભ તે એમના અને બીજા મહાન પુરુષોના કાર્યનું ફળ છે.

લોકમત કેળવવા, તથા અરસપરસ વિચાર દર્શાવવાને માટે આવી પરિષદોની બેશક જરૂર છેજ, પરંતુ ધીમે ધીમે હવે સમય બદલાતો ગયો છે. માત્ર વિચારો દર્શાવીને, અથવા ભાષણો આપીને બેસી રહેવાનો વખત નથી. હવે તો વિચારોને વ્યવહારમાં મુકાવાનો વખત આવ્યો છે, વિચારો પ્રમાણે વર્તન કેવી રીતે થાય, કેવી કેવી મુશીબતો આડે આવે એમ છે, બીજા લોકોએ કેટલે સુધી પ્રયાણ કર્યું છે તેની સરખામણી કરવી એવાં એવાં કાર્યનો આરંભ થવો જોઇએ; કેટલેક અંશે તે થઇ ચુક્યુ છે.

ત્યારે આ પ્રવૃત્તિના સમયમાં આપણે સ્ત્રીઓએ શું કરવાનું છે?

જગતના આરંભથી જ સ્ત્રી પુરુષના કાર્યક્ષેત્રમાં ભિન્નતા છે. જે જે કામ પુરુષો કરી શકે છે તે સઘળાં કામ સ્ત્રીઓથી થઈ શકે જ નહિ, તેમ જ તે કરવાનો પ્રયાસ કરવો તે યોગ્ય નથી. ભવિષ્યની પ્રજાને ઉત્પન્ન કરવાને, અને પછી તેને પોષણ આપીને ઉછેરવાને દરેક સ્ત્રીને વખત રોકવો પડે છે; એ પવિત્ર અને પ્રેમમય આવશ્યકતા છે. તેજ આવશ્યકતાને લીધે સ્ત્રીઓથી પુરુષના જેવાં કાર્ય થઇ શકતાં નથી અને તેથી કાંઇ જગતને નુકશાન પણ નથી. આ પવિત્ર ફરજ ધ્યાનમાં લઇને જ સ્ત્રી પુરુષનાં કર્તવ્ય જુદાં જુદાં નિર્માણ થયાં છે. હવે વિચાર કરીશું તો માલમ પડશે કે ત્રણ પ્રકારનાં કર્તવ્ય સ્ત્રીઓએ કરવાનાં છે:—

૧. ગૃહવ્યવસ્થા એટલે ઘરનાં કામની વ્યવસ્થા કરવી, પોતાના કુટુંબની તેમ જ પોતાની તદુરસ્તી સાચવવી તે.

૨. બાળકોની સંભાળ અને તેમની કેળવણી.

૩. સામાજીક સેવા.

આ ત્રણે ફરજો ઘણી જ ગંભીર છે, અને જગતના સુખદુઃખનો આધાર તેના ઉપર રહેલો છે. જે સ્ત્રીઓ આ ત્રણે ફરજો ઉત્તમ રીતે બજાવશે તેજ ઉત્તમ ગૃહિણીઓ કહેવાશે.

"ગૃહિણી ગૃહનો સ્તંભ છે, ગૃહિણી ઘરનું જ માન.
"ગૃહિણી ઘરનું ઘરેણું છે, ઘર ગૃહિણી વિનાનું સ્મશાન."

આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે તે સર્વ કોઈ કબુલ કરશે આવી ઉત્તમ ગૃહિણી થવાને માટે કેળવણીની જરૂર છે. સાધારણ વૃક્ષને પણ કેળવ્યાથી સારાં ફળ નીપજે છે. બેશક જંગલી ઝાડ એની મેળે જ મોટાં થાય છે, તો તેનાં ફળ પણ તેવાં જ થાય છે. વ્યવહારમાં કુશળતા અને ડહાપણથી સંસાર ચલાવવા જે બુદ્ધિ મનુષ્યમાં મુકે છે તેને ખીલવવા, સંપૂર્ણ ( Full life ) રસિક જીવન બનાવવા, જીવન સાર્થક કરવા, જ્ઞાનવાન, યોગ્યતાવાન થવા માટે કેળવણી આવશ્યક છે. યોગ્ય શિક્ષણ વગરના માણસ અને પશુમાં ફેર રહેતો નથી.

એટલું લક્ષમાં રાખજો કે કેળવણી એટલે હાલમાં સ્થપાયલી શાળાઓમાં બે ચાર ચોપડીઓનો અભ્યાસ અથવા ઠેઠ બી૦ એ૦ એમ૦ એ૦ સુધીનું જ્ઞાન એજ એવો મારો અર્થ નથી: પણ સંપૂર્ણ સંગીન માનસિક કેળવણી. માત્ર બુદ્ધિની કેળવણી બસ નથી, જો કે એ આવશ્યક્તા તો છે જ. આત્માની ખીલવણીની આવશ્યકતા છે. બુદ્ધિની સામાન્ય કેળવણી સાથે માતપિતા તરફથી ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત થાય તોજ ઉત્તમ પ્રજા થાય.

સ્ત્રીકેળવણીનો પ્રશ્ન એટલી વાર ચર્ચાયો છે કે ફરી આ સ્થળે પીંજણ કરવાનો મારો વિચાર નથી. મારે એ બાબતમાં માત્ર એટલું જ કહેવાનુ છે કે જે પ્રમાણે પુરુષો સામાન્ય જ્ઞાન ઉપરાંત પોતપોતાના ધંધાની કેળવણી લે છે, તે જ પ્રમાણે જે પરિસ્થિતિમાં સ્ત્રીઓને જીવન ગાળવાનું છે તેની યોગ્ય કેળવણી લેવી જોઇએ. આ જમાનામાં તેની વિશેષ જરૂર છે; કારણ કે પહેલાના વખતમાં જ્યારે સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી, બધાં એકઠા રહેતાં ત્યારે તો શિક્ષણ ઘરમાં ને ઘરમાં અનુભવથી મળતું, પણ આજ કાલ આપણામાં સંયુક્ત કુટુંબમાં રહેવાની પદ્ધતિ ઓછી થઇ છે, ગામ પરગામ હુતો અને હુતી એકલાં રહે છે એટલે કેળવણી વગર વાત ઉલટી વધારે બગડે છે. સર્વ બાબતની પેઠે આપણી સ્થિતિ તેમાં ત્રિશંકુ જેવી થઇ ગઇ છે. Transition સંક્રાન્તિના વખતમાં એમ જ થાય. પણ ઉપાય આપણા હાથમાં છે. આ ઉપરથી સમજાશે કે ઉપર બતાવેલી ફરજો બજાવવા માટે યોગ્ય કેળવણીની જરૂર છે.

આપણા દેશમાં પુરુષોની કેળવણીનો વિસ્તાર ઘણો વધી ગયો છે, અન્ય દેશોની સ્પર્ધામાં ઉતારવા માટે પુરુષોના જ્ઞાનમાં વધારો પડે છે તો તેવા વિદ્યાવાન પુરુષોની સહકારી થવાને માટે કેળવણીની અગત્ય છે.

૧. ગૃહવ્યવસ્થા—પુરુષ પૈસા લાવનાર છે તેનો યોગ્ય વ્યય કેવી રીતે કરવો એ સ્ત્રીના હાથમાં છે. તેટલા માટે અર્થવિદ્યા દરેક બાળાએ સારી રીતે જાણવી જોઇએ. કુટુંબનું તેમજ પોતાનું આરોગ્ય સાચવવાને આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન ખાસ જરૂરનું છે.

પુરુષ પૈસા કમાઈ જાણે છે. કુટુંબના ભરણપોષણ માટે સારો પૌષ્ટિક ખોરાક, કપડાં, કેળવણી વગેરે માટે કેવી રીતે ખરચ કરવો, કે જેથી કુળની મલાજા સચવાઇ રહે અને આપત્તિમાં હેરાનગતિ ન પડે એ પ્રમાણે કરકસરથી પૈસા વાપરવાનુ સ્ત્રીને શીખવવાની

જરૂર છે. 'ખાજે હુવા ને બારણાં ઉધાડાં', એ પ્રમાણે અક્કલ વગરની કસરથી ઉલટો ગેરલાભ છે. આરોગ્યશાસ્ત્ર સ્ત્રીઓને ઘણું જ ઉપયોગનું છે, ઘરમાં, ઘરની આસપાસ સર્વત્ર સ્વચ્છતા જળવાય છે કે નહિ, રસોઈ, પાણી, કપડાં, દૂધ, દાળભાત, શાકભાજી, સર્વેમાં આરોગ્યના નિયમ સચવાય છે કે નહીં, એ જોવાનું કામ આપણું છે. પુસ્ત તો વખતે સામાન્ય નિયમો કહેશે પણ તે નિયમોનું આપણને જ્ઞાન નહિં હોય તો 'શેઠની શીખામણ ઝાંપા સુધી' એ ન્યાયે વર્તન થશે. ઘર આગળ ગંદકી કરવી નહીં એમ કહ્યું ને આપણે પાડોશીની ભીંત આગળ જઇને કચરો નાંખીએ એથી આપણે નુકસાનમાંથી બચી શકીશું નહીં. ત્યાં ઉત્પન્ન થએલા મચ્છર, મગતરાં આપણને જ નુકસાન કરશે. ઝગઝગતાં વાસણ નોકર આપણાં આગળ મુકશે પણ તે કયા કચરાથી માંજેલાં છે તે જોવા-જાણવાનું કામ આપણું છે. આ પ્રમાણે ઝીણી ઝીણી બાબતોમાં આરોગ્યશાસ્ત્રના નિયમ સાચવીને કુટુંબની તેમજ પોતાની તન્દુરસ્તી સાચવવી એ સ્ત્રીઓની ફરજ છે. ઘણા એમ માને છે કે 'આપણું તો હલકું લેહી, આપણે વળી તબીયત સાચવીને બેસી રહીએ તે કેમ ફાવે? તબીયત તબીયત કરીને પાંગળાં થઇ બેસી રહેવું એ અયોગ્ય છે એ વાત ખરી છે પરન્તુ કસરત, ખુલ્લી હવા ને પુષ્ટિકારક ખોરાક એ ત્રણનું સેવન કરીને શરીરસંપત્તિ વધારવી એ સઉની ફરજ છે. એ બાબત ઉપર દુર્લક્ષ થવાથી જ આપણી પ્રજા નબળી અને તેજહીન બને છે. આપણાં શરીર તનદુરસ્ત હશે, તોજ આપણાં કર્તવ્ય બરોબર કરી શકાશે. કૌવતહીન બેરાં પોતાને તેમજ કુટુંબજનોને ભારે પડે છે. માટે તે સાચવવાને બનતો પ્રયાસ કરવો જોઇએ. સ્ત્રીઓની શારીરિક ઉન્નતિ જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી આપણી સાંસારિક ઉન્નતિ થવાની નથી. અને ઉન્નતિ કરવાનાં મુખ્ય સાધનો ઉપર બતાવ્યાં તે કસરત, સ્વચ્છ હવા અને પુષ્ટિકારક ખોરાક છે. આ બાબતનું જ્ઞાન તો સઉને હશે, પણ તે પ્રમાણે વર્તન ઘણાંજ થોડાં કરતાં હશે. પરંતુ હવે તો વર્તન નહી કરીએ તો આપણે ઉંડા ઉંડા ખાડામાં પડીશું એ નિઃસંદેહ છે. કસરત કરવામાં, કે સ્વચ્છ હવા મેળવવામાં કાંઇ પઇસાની પણ જરૂર પડતી નથી, કે ઝાઝો વખત પણ જતો નથી, માટે આપણે આપણાં બાળકોને લઇને શારીરિક સુધારણા ઉપર ખતથી મચ્યા રહેવું જોઇએ.

૨. સ્ત્રીઓની બીજી ફરજ બાળકોની સંભાળ અને તેમની કેળવણી છે.

બાળકો ભવિષ્યની પ્રજા છે, તેમના ઉપર આખા જગતનો આધાર છે, એ વાતનું વિસ્મરણ ઘણીવાર થાય છે. બાર બાર વરસની ઢીંગલાં ઢીંગલી રમતી છોકરીઓ માતા થાય એટલે આ ફરજની ગભીરતા કેવી રીતે સમજી શકે? બાળક પણ એક જાતનું રમકડું માત્ર છે, એજ પ્રમાણે ઉછેરાય છે એ ભૂલ છે. એની તંદુરસ્તી માટે કેટલી કેટલી સાવચેતી લેવી પડે છે તેનો સંપૂર્ણ ખ્યાલ દરેક બાળાએ રાખવો જોઇએ અને એટલા માટે કન્યાશાળાઓમાં એનું શિક્ષણ અપાવવું જોઇએ, એ વિષે અહીં લંબાણથી વિવેચન કરવાનો વખત નથી એક વાત માત્ર કહેવાની છે. માતાને બાળક કામકાજમાં હેરાન કરે, દેવદર્શન કે રડવાકુટવા જતાં રોકે, રાતની નિદ્રામાં ખલેલ કરે એ માટે ઘણીવાર તેને અફીણ આપવામાં આવે છે આ રીવાજ ઘણો હાનિકારક છે. બાળકનું શરીર બદુજ ખરાબ થઈ

જાય છે, સહેલ સપાટા કરવા ને છોકરાંઓનો એ લહાવો લેવો એ બે બાબત કદી બને નહિ. આ બાબત એવી છે કે જો લોકો પોતાની મેળે સમજે નહિ તો મ્યુનીસિપાલિટી કે સરકારે હાથમાં લેવી જોઇએ.

પોતાનાં છોકરાંની શારીરિક તનદુરસ્તી સાચવીને માને બેસી રહેવાનું નથી. તેની માનસિક અને નૈતિક ઉન્નતિ કરવાનું કામ પણ માતાનુંજ છે. બાળક ન્હાનપણમાં માતા પાસે જ ઘણે ભાગે રહે છે અને એજ ઉમરે સારા ખોટાની છાપ તેના મગજ ઉપર બેસે છે. માટે તેજ વખતે એનામાં નીતિનાં બીજ રોપવાં જોઇએ અને તે વખતનું કામ ઘણું અઘરૂ નથી. દ્રષ્ટાંત એ જ મોટો શિક્ષક છે. માતાપિતાની રીતભાત, રહેણી કરણી સારી હશે તો છોકરાંઓ તેવું શીખશે, માબાપ મનોનિગ્રહ કરશે તો બાળકને તે શીખવવું પડશે નહીં. આપોઆપ તે શીખશે. નીતિની ધાત શીખવ્યાથી નીતિમય બાળક નહિ થાય. પ્રથમથી ગૃહકેળવણીનો પાયો સારો હશે તોજ ઉત્તમ સ્ત્રી પુરુષો ઉત્પન્ન થશે. ગૃહકેળવણીમાં ત્રણ બાબત ઉપર ધ્યાન આપવું આવશ્યક છે.

(૧) સારી રીતભાત-તેમાં વડીલ પ્રત્યે શાંતવૃત્તિ, સ્વાર્થત્યાગ, બંધુભાવ એ ત્રણ ખાસ કેળવવાનાં છે. તેની સાથે અરસપરસ બોલવામાં તથા રમવામા કદી પણ અપશબ્દ વાપરવા નહી-વાણીની શુદ્ધતા એ જો કે નહાની બાબત લાગે છે પણ બહુજ સંભાળવા જેવું છે. આ કુટેવને પરિણામે વર્તણૂકમાં હલકાપણું આવે છે, તે માટે સાવચેત રહેવું જોઇએ.

(૨) ઉચ્ચ આદર્શ-બાળકના મનમાં ઘણા ઉંચા મનોભાવ પેસાડવા આદર્શ ઉંચા હશે તોજ વર્તન શુદ્ધ થશે, અને મહાન કાર્ય સિદ્ધ થશે.

(૩) ચારિત્ર્ય, મનની દ્રઢતા, નીડરપણું, મનોનિગ્રહ વગેરે સદ્ગુણની ભાવના પ્રમાણે વર્તનનું ધૈર્ય એ શીખવવું જોઇએ. કહેછે કે જાપાનમાં છોકરાં કદી રડતાં સંભળાતાં નથી, રડવું શું એ સમજતાંજ નથી. એ શુ બતાવે છે? મનની લાગણીઓ લોકોને બતાવવા માટે નથી એ તો મનની અંદરજ સમાવવી જોઇએ. રસ્તા વચ્ચે છાતી કુટતા જવું, મોટો અવાજ કરીને મોં વાળવું એ મનની નબળાઈ બતાવે છે. લાગણીઓને વશ રાખવી, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ દરેક રિપુને આપણા કબજામાં રાખવા, એને વશ આપણે ન થવું એજ મોટો ધર્મ છે. એક જાપાનીઝ સ્ત્રી એક દિવસ બહુજ શોકગ્રસ્ત થઈ હતી. તેનો છોકરો લડાઇમાં ગુજરી ગયો હતો તેની ખબર આવી હતી. એક ગૃહસ્થે પુછયું કે, "બાઇ કેમ રડો છો? તમારો છોકરો લડાઇમાં માર્યો ગયો તેથી?" બાઇએ જવાબ દીધો, "ભાઇ, મેં મારા પાંચ છોકરા લડાઇમાં અર્પણ કર્યા. હવે મને શોક એટલા માટે થાય છે કે મારે એકે બીજો છોકરો રહ્યો નથી કે હું દેશના ભલા માટે લડાઇમાં મોકલું". આ તે ખરૂ ધૈર્ય. Who is the noblest woman? She who has given more sons to die for the father-land.

૩.

ગૃહકાર્ય તથા બાળકના શિક્ષણ પછી જેને અવકાશ હોય, નોકર ચાકર રાખીને વખત બચાવી શકાય એવી સ્થિતિ હોય, વિધવા હોય, મતલબ કે જેને અનુકૂળતા હોય તેમણે એ વખત વ્યર્થ ગાળવો નહીં. દેવદર્શન, પૂજા, હવન, મંત્રોચ્ચાર એ સર્વમાં સઘળો વખત ગાળવો એ આ સમયને અનુકૂળ નથી. આજના સમયમાં તો સેવાધર્મ એજ મોટો ધર્મ છે. બીજા ઘણા લોકને આપણા વખતની જરૂર છે. બેશક આપણા આત્માની ઉન્નતિ અર્થે જે સાધનો જરૂરનાં લાગે તે માટે બેકાળજી રહેવું એમ કહેવાની મતલબ નથી પરંતુ પરોપકાર એ મોટો ધર્મ છે. 'હાથે તે સાથે' એ વાક્ય યાદ રાખીને વર્તન કરવું જોઇએ. માટે તન, મન, અને ધનથી પરોપકાર કરવો. કીમતી કપડાં, મોટા મોટા ન્યાતવરા, ભપકાદાર પાર્ટીઓ, લગ્ન વખતના તમાસા ઇત્યાદિમાં પૈસો પુષ્કળ ખરચાય છે તે માત્ર પોતાની મોટાઇ બતાવવાને. પણ આપણો દેશ એટલો ગરીબ છે કે એવામાં પૈસા વાપરવા એ કેવળ મૂર્ખાઇ જ છે સાધારણ મોજ શોખ લોક ન કરે એમ તો કદી શકાયજ નહીં. પરંતુ દેશના ગરીબ લોક તરફ, લોકોની કેળવણી તરફ, રોગથી પીડાતા લોકો તરફ જરા નજર પડવી જોઇએ. બધુ સરકાર જ કરશે એમ કરવાનો હવે વખત નથી.

કેળવણી માટે પુષ્કળ પઇસાની જરૂર છે. સ્ત્રીનર્સો, દાયણોની ખોટ એટલી બધી છે કે ગામેગામ શેહેરે શેહેરમાં એ પ્રકારનું શિક્ષણ આપનાર કલાસ કઢાડવા જોઇએ, જે બેરાં પોતાનો વખત નકામો ગાળતાં હોય તેમને માટે આ ઘણો ઉત્તમ ધંધો છે, સ્વાર્થ સાથે પરમાર્થ કરી શકાય તેમ છે.

જેમને બહુ વખત મળતો ન હોય તેમણે થોડી થોડી મદદ આવશ્યક છે. શીવણના વર્ગ ઉઘાડીને અથવા સ્કુલ છોડયા પછી જે સ્ત્રીઓની ઇચ્છા હોય તેમને માટે બપોરના વર્ગ ઉઘાડીને કેળવણીનો પ્રચાર કરવો જોઇએ. આવા વર્ગ જ્યા ચાલતા હોય ત્યાં મદદ કરવી એ આપણો ધર્મ છે. આ પ્રમાણે આપણે અબળા જાતિ પણ દેશસેવાના કાર્યમા મદદ કરી શકીએ તેમ છે.

એકવાર આપણા લોકોને જ્ઞાન, માહીતી મળશે એટલે આપોઆપ સઘળાં જાગૃત થશે. માત્ર જાગૃતિનું ઔષધ જોઇએ છે. હવે ઉંઘવાનો વખત નથી. બીજા દેશની સાથે સ્પર્ધામાં આપણે પછાત પડીશું તો પછી આગળ આવીશું નહી. માટે આપણી ઉન્નતિ અર્થે સમયાનુકૂળ ધર્મ બજાવવા તતપર થાઓ. પ્રભુ સત્કાર્યને હમેશ મદદ કરે છે.

શારદા સુમંત મહેતા.

# ઈ. સ. ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો.

( અનુસન્ધાન પૃ. ૬૮૩ થી. )

(૩)

આમ રા. ન્હાનાલાલે આ નાટકમાં પૂજ્યસ્થાને મૂકેલી ઉચ્ચોચ્ચ ભાવનાનું સ્વરૂપ આપણે જોયું, અને એ ભાવનાની અંદર અસંભવનાં, નિષ્ફળતાનાં, ગૂઢ બીજ પણ જોયાં. એ ભાવનાના બચાવમાં રા. ન્હાનાલાલે દર્શાવેલી અધિકારવ્યવસ્થા કાંઈક સમાધાન કરવા જાય એમ છે; પરંતુ તે પણ પૂર્ણ સમાધાન થતું નથી. આ દર્શાવવા માટે એ અધિકારવ્યવસ્થાની પરીક્ષા કાંઈક વધારે ઊંડાં ઊતરીને કરિયે. આ વિષયમાં અધિકારીના બે વર્ગ નજરે પડેછેઃ—(૧) ઉચ્ચોચ્ચ ભાવનાના અધિકારી વિરલ મહાવ્રતી, અને (૨) સંસારી બ્રહ્મચારી. પ્રથમ વર્ગના અધિકારનું સ્વરૂપ આપણે હમણાં જ પાછળ જોઈ ગયા; હેમાં પરમ ઇન્દ્રિયનિગ્રહ, આત્મવિજય, નિપુલ વૈરાગ્યસંપત્તિ,—એ સામગ્રીની આવશ્યકતા બતાવાઈ છે. પરંતુ એ લક્ષણની અંદર કાંઈક સાધ્યસ્વીકાર સમાયલો નથી જણાતો ? નૈષ્ઠિક બ્રહ્મચર્ય એ ગુણોની સાથે આપોઆપ જ આવે, તો પછી એ સ્વતન્ત્ર લક્ષણ શી રીતે બને ? જયા અને જયન્તને જે ભય ગૂઢ રૂપે છેવટે પણ રહેલોછે, આ અપૂર્વભાવનાના ઉત્તુઙ્ગ શિખર ઉપરથી પડવાનો ભય રહ્યોછે, તે પરિણામ આવે એટલે ઉત્તર શો ? એ જ કે ઇન્દ્રિયનિગ્રહાદિક સામગ્રીમાં ઊનતા આવી. આ દૃષ્ટિયે જોતાં સાધ્યસ્વીકાર જણાયછે. પરંતુ એ ઝીણા દોષ ઉપર વિશેષ ભાર નહિં દઇયે. અહિં તો એટલુ જ કહેવું બસ છે કે એ ભાવનાના જીવનની રસમયતા ઇત્યાદિ વિશે જયા અને જયન્તને પોતાને જ થયેલી શઙ્કાઓ આપણે પાછળ જોઈ ગયા છિયે તે ઉપરથી એમ સૂચવાયછે કે આ પ્રથમ વર્ગના અધિકારી કોઇ પણ સંભવશે નહિં. એ જીવનનુ પવિત્ર રમ્યદર્શને સાફલ્ય નથી જણાયું એ તો વાત કોરાણે રહી, પણ એ જીવનમાં એ ઉચ્ચભાવનાના અલોપ્ય સ્વરૂપમાં પણ હેવી ખામી જણાયછે કે છેવટના ઊંચા શિખરે ચઢેલાં, ઉચ્ચભાવનામાં રમનારાં, જયા અને જયન્તને પણ એક હોડકામાં બેસાડતે વ્રતભંગનો ભય, ઇન્દ્રિયનિગ્રહના નાશનો ભય, કવિને પોતાને જ રૂહેછે, અને બંનેને જુદાં જુદાં હોડલાંમાં કવિ બેસાડેછે; એ વિશુદ્ધ આત્મજીવનમાં પણ પ્રેમ શરીરને આત્મરૂપ બનાવી નથી સક્યો.

આ નિષ્ફળ, નીરસ, દશાના દોષવાળા અધિકારના પડછામાં બીજા વર્ગનો અધિકાર કેટલો સંભવપુષ્ટ, રસના જીવનથી સજીવ, જણાઈ આવેછે તે જોઈયે. એ અધિકારનું લક્ષણ જ્યહાં જ્યહાં રા. ન્હાનાલાલે સૂચવ્યુંછે ત્યહાં ત્યહાં દૃઢ ચિત્રરેખાઓ જણાઈ આવેછે, અને આપણે સંભવની સ્થિર ભૂમિ ઉપર ઊભા છિયે, અસંભવના ચલનશીલ તરંગો ઉપર ઝૂલતા નથી, એમ ભાન થાયછે. ઉદાહરણોથી સ્પષ્ટતા થશે; વામમાર્ગીના મન્દિરમાં અજાણતાં પેઠેલી જયા પોતાની પૂર્વની નર્મદાસીને 'પાપનાં પૂતળાં' ની વચ્ચે હેનીસ્થાને સ્થપાયલી જુવેછે અને હેનાં પાપપ્રશંસાનાં વચનોના ઉત્તરમાં સંક્ષેપમાં બોધવચન કહેછેઃ—

" કામ ત્યાગી પ્રેમને પારખ.
લગ્નના લ્હાવા લે,
પત્ની થઈ પુનરુદ્ધાર પામ "

( અંક ૨, પ્રવેશ ૧, પૃ૦ ૬૯ ).

ગ. ન્હાનાલાલ કહેશે આ તો સંસારીના શુદ્ધ જીવનની જે કક્ષા ઉપર નૃત્યદાસી જેવી પતિત સ્ત્રી ચઢી શકે તેટલી જ ઉંચાઈની દશા ઇષ્ટ ભાવના રૂપે મૂકાઈછે, અને આ વાત એક દૃષ્ટિયે સત્ય પણ છે. પરન્તુ સંસારી માટેની ભાવના થોડીવાર પછી હમણાં જ આપણે જોઈશું ત્હેમાં પતિતદશાની સાથે સાપેક્ષતાનો સંબન્ધ કશો પણ નથી, તેથી એ સમગ્ર દૃષ્ટાન્તો એકઠાં જોતાં આ વચનમાં પણ સંસારી અધિકારનું સ્વરૂપ જ અહિં સ્પષ્ટ નામનું જોઈ સકાશે. અહિં કામ અને પ્રેમનો વિરોધ નથી સૂચવ્યો, કામ ત્યાગવાનું કહેછે, પરન્તુ હેને તદ્દન ફેંકી દેવાનું નથી કહ્યું, " કામને જ તું જુવેછે, પ્રેમને જોતી જ નથી, માટે તે રીતનું કામપૂજન ત્યાજ્ય અને પ્રેમપૂજન આદરણ "—એમ ઉપદેશ છે, નહિ તો બીજા જ વાક્યમાં ' લગ્નના લ્હાવા ' લેવાનું કહેછે અને **પત્ની** થવાનો ઉપદેશ કરેછે તે સાથે સંગતિ બેસશે નહિં.

સંસારીની લગ્નભાવનાનું વિશુદ્ધ સ્વરૂપ ઉપરના પેરામાં ઇશારો કરેલું તે જોઇયે. છેવટના મંદરસ્થાપનના પ્રવેશમાં જયા પોતાના મનોરથ દર્શાવતાં કહેછે —

( ગંગા )

" મૈયાએ મ્હને પવિત્રતા પાઈ,
એ પવિત્રતા પમરાવીશ પૃથ્વીમાં
મ્હામે તીરે છે જયન્તની રામવાડી,
આ તીરે માંડશે જયા સીતાવાડી.
ત્હાં છે વીર રસનાં મહાકાવ્ય,
અહિં જન્મશે શૃંગારના કાવ્ય શણગાર.
ત્હાં છે બ્રહ્મોપનિષદ્,
અહિં અવતરશે બ્રહ્મકવિતા.
પ્રભુની આજ્ઞા છે સુન્દરીસંઘને કે
જગત જન્માવવું ને ધવરાવવું
આ મઠમાં કામધેનુઓ ઉછેરીશ.
એ કામધેનુઓ નરલોકને ધવરાવશે,
તે માનવીનાં દેન ઉછેરશે.

અવનીને અમૃતમેઘથી સીંચશે,
ને અમરો ઊતરશે વાડીએ વાડીએ "§

(અંક ૩, પ્રવેશ ૫, પૃષ્ઠ ૧૫૩)

આ સ્થળે સંસારી માટેના બ્રહ્મચર્યની મર્યાદા સ્પષ્ટ શબ્દોમાં નથી જણાતી, કેવળ સંસારલગ્ન' અને એ લગ્નનો ગૌણ હેતુ—" જગત જન્માવવું ને ધવરાવવું, " અર્થાત્ પ્રજોત્પત્તિ અને પ્રજાવૃદ્ધિ—એ વસ્તુનું જ દર્શન થાયછે, પરંતુ સંસારીના બ્રહ્મચર્યની ભાવના‡ અન્યત્ર બનાવાઈછે તેથી, તેમ જ આ વચનોમાં પણ વિશુદ્ધિના કણ છૂટા છૂટા ગૂઢ વેરાયલા જણાય એમ છે તેથી, આ ઉદાહરણ પણ સંસારી બ્રહ્મચર્યનું ગણી સકાશે. પોતાની પવિત્રતા પૃથ્વીમાં ફેલાવવીછે, જયન્તના આશ્રમમાં રામ જેવા લગ્નવતી પાકશે, જયાના મઠમાં સીતા

§ આ પઙ્ક્તિયોમાં અનેક શઙ્કાસ્થાનો છેઃ—

(क) જયન્તની રામવાડી અને જયાની સીતાવાડી—એમ કહેવામાં જયન્ત અને જયાનો પરસ્પર સંબન્ધ રામ અને સીતાના સંબન્ધ જેવો સૂચવાય; અને તેમ થાય તો તો લગ્નભાવના—દેહલગ્નભાવના—ને સ્થાન મળ્યું થાય, જે કવિની આત્મલગ્નની ભાવના જોડે વિરોધમાં આવશે. આ કારણથી એ વિરોધ ના આવે હેવો અર્થ મ્હેં ઉપરની ચર્ચામાં કર્યોછે; એ બંનેના આશ્રમમાં ઉત્પન્ન થનારાં સ્ત્રીપુરુષો તે રામ અને સીતાની સંસારભાવનાથી પુષ્ટ થવાનાં એમ. એ અર્થ બેસાડવામાં જરાક ક્લિષ્ટતા આવેછે ખરી, પ્રથમ જ પ્રશ્ન એ થાય કે નૈષ્ઠિક બ્રહ્મચર્યને વીર રસની સાથે અને ખાસ વળી શૃઙ્ગાર રસની સાથે સંપર્ક જ શો? શૃઙ્ગાર શબ્દનો અર્થ શૃઙ્ગાર રસ જ સંભવેછે,—' વીરરસ ' એમ શબ્દ સ્પષ્ટ વાપર્યોછે તે ઉપરથી ખાસ.

(ख) ' બ્રહ્મોપનિષદ્ ' અને ' બ્રહ્મકવિતા ' એ બે પદાર્થો અહિં શા છે તે જરાક અગમ્ય જેવું છે, પરંતુ હેનો ઝાંખો અર્થ સ્વીકારીને પણ એક શઙ્કા ઊભી જ રહેછેઃ 'ઉપનિષદ્' અને 'કવિતા' વચ્ચે પડછા જેવો સંબન્ધ દર્શાવ્યોછે, પરંતુ ઉપનિષદ્‌માં જેટલી ફિલસુફી છે તેટલી જ કવિતા પણ દીપેછે, તેથી આ પડછો આભાસરૂપ જ બનેછે. 'કવિતા' તે શુદ્ધ કવિતા માટે અને 'ઉપનિષદ્' તે શુદ્ધ તત્ત્વજ્ઞાન માટે મૂક્યાંછે એમ માનીશું, ને આ દૂષણ ટાળીશું.

‡ પાછળ પૃષ્ઠ ૬૮૧ ('વસન્ત' માર્ગશીર્ષ સંવત્ ૧૯૭૧ નું) જુવોઃ—

(૧) " વિલાસભાવના સંયમનિગ્રહ
તે સંસારીઓનાં બ્રહ્મચર્ય જ."

('જયા અને જયન્ત', પૃષ્ઠ ૧૫૪)

જેવી મતીઓ ઊછરશે, આ રીતે માનવીનાં દેવ બનાવવાંછે;—આ સર્વ અંશોથી પ્રજોત્પત્તિના ગૌણ હેતુમાં લગ્નની વિશુદ્ધિનો મુખ્ય હેતુ પણ પ્રગટ થાયછે. પણ વળી ક્ષણવાર એમ ભાસ થાય કે આ મઠમાં કામધેનુઓ ·ઉછેરવાની છે ને તે કામધેનુઓ નરલોકને ધવરાવશે ને માનવીનાં દેવ ઉછેરશે એ મનોરથ જયાનો છે ત્હેનો અર્થ એટલો જ કે પોતાના જેવી જ નૈષ્ઠિક બ્રહ્મચારિણીઓ ઉત્પન્ન કરવી, જે નરલોકને આધ્યાત્મિક પોષણ આપી દિવ્ય બનાવશે અને તેથી એ સ્વર્ગીય દુધ આપનારી કામધેનુઓ કલ્પી ગણાય. આ રીતે જોતાં તો પ્રજોત્પત્તિ વગેરે હેતુવાળા સંસારલગ્નનો અર્થ અહિં પ્રવિષ્ટ નહિં થાય. (કામધેનુ—એ રૂપકનું અન્વર્થકત્વ બહુ જણાતું નથી, તે આમ જરાક ક્લિષ્ટ રીતે બેસાડાય એમ છે.). પરંતુ ઉપર જ શૃઙ્ગાર રસને પ્રવેશ આપનારૂં વચન આ નવીન અર્થદર્શનને બાધક થાયછે, તેમ જ અન્ય સ્થળે એ જ બ્રહ્મચારિણીઓને 'પત્નીઓ' બનાવી પોતે (જયા જયન્તે) "ન ગાયાં તે સંસારનાં બ્રહ્મગીત" ગવડાવવાનો ઉદ્દેશ જયાનો સ્પષ્ટ દર્શાવાયોછે, તેથી પણ આ સ્થળે કેવળ નૈષ્ઠિક બ્રહ્મચર્યને અનુકૂલ અર્થ નથી લેવાનો એમ જણાયછે, અને આ ઉદાહરણ બીજા વર્ગના અધિકારીઓને લગતું જ છે એમ ઠરેછે. (૨)

આ અધિકાર સ્પષ્ટ દર્શાવનારુ વચન અહિં પૂરુ જ ઉતારિયેઃ—

" સુન્દરીઓમાં સાધુતા જન્માવ,
રસીલીઓમા પુણ્યાચાર પાગર.
પતિયોની કામડી મધુણુ ઘડવા,
તું દિલરુબા ઘડ પત્નીઓની.
આપણે ન ગાયાં તે
ગવરાવો એમ સંસારનાં બ્રહ્મગીત. "

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૧).

અહિં બીજા વર્ગનો અધિકાર સ્પષ્ટ રીતે પ્રગટ છેઃ **સુન્દરીઓમાં** સાધુતા, રસીલી**ઓમાં** પુણ્યાચાર—એ વચનોનો હેતુ એ જ કે સાધુતા અને પુણ્યાચારને પ્રવેશ આપ્યા

---

(૨) " પાપની લાલચોથી ન લોભાય,
મોહ ને સ્નેહના ભેદ પાળે,
કામ ને રસાનન્દને ભિન્ન પરમાણે,
તે માનવદેશની સર્વ સુન્દરીઓ
બ્રહ્મચારિણીઓ જ છે અખંડવ્રતિની. "

('જયા અને જયન્ત,' પૃષ્ઠ ૧૩૧)

છતાં સુન્દરીપણું અને રસીલીપણું સચવાય એમ કરવું; નીરસ નૈષ્ઠિક બ્રહ્મચર્યને બદલે રસિક બ્રહ્મચર્ય સ્થાપવું. 'પતિ' અને 'પત્ની' એ સંબન્ધ—સંસારલગ્નનો સંબન્ધ—સંભાળીને જ "આપણે ન ગાયાં તે" **સંસારનાં** બ્રહ્મસંગીત ગવડાવવાંછે.

ખરે, આ ઉચ્ચ મનોરથચિત્રમાં રહેલી ભાવના જયા અને જયન્તના બ્રહ્મચર્યની ભાવના કરતાં વધારે રસસંપન્ન, અને એ રસસંપત્તિના બળે સુસ્થિર સ્વરૂપની, બનેછે. અને સંસારનાં બ્રહ્મસંગીતને "આપણે ન ગાયાં તે" એમ વર્ણવીને જયા જયન્તની ઉચ્ચોચ્ચ ભાવનાની ઊનતા, પ્રેમરસ સાચો પાવાની એ ભાવનામાં અસમર્થતા, સૂચવાતી, તેમ જ સંસારીબ્રહ્મચારીવૃન્દ ઉછેરીને મોઢું વાળીને એ ઊનતા માટે કાંઈક આશ્વાસન મેળવવાની અભિલાષા પણ સૂચવાતી, આપણે આ વચનોમાં જોઇયે તો બહુ ભૂલ્ય નહિં ગણાય. અને, ખરુ જોઇશું તો, જયા અને જયન્તના બ્રહ્મચર્યની ભાવના કરતાં વધારે પ્રશંસનીય, વધારે રસિક, વધારે સાફલ્યવાળી અને વધારે સંભવિત ભાવના તો ત્હારે જ દર્શાવાત કે જ્યારે જયા અને જયન્તનો સંબન્ધ સંસારી રૂપનો જોડાઈને, જોડાયા છતાં, એ સંબન્ધમાં ભાવનાના ઉજ્જ્વલ પ્રયાણની દ્વારા શરીરભાવનાને આત્મભાવનામાં રૂપાન્તર પમાડવાનુ ચિત્ર ચીતરાયુ હોત. એક સ્થળે રા. ન્હાનાલાલ જયન્ત કને જયાને કહેવડાવેછે:—

"ત્હારા સત્કર્મની સુવાસ
ફોરશે સારું જગત ભરી.
સ્નેહ સંગે વૈરાગ્ય વસાવજે,
અક્ષયવ્રતિની તો રહીશ તું નિર્ભય

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૪).

તે વચનમાં "સ્નેહ સંગે વૈરાગ્ય" એ લક્ષણ તો સંસારી બ્રહ્મચર્યનું જ આવી ગયુ-છે, અને કવિ અજાણતાં જ આ રસિક ભાવનાનો અને જયાજયન્તની અરસિક ભાવનાનો અભેદ કરી દેછે એમ લાગેછે. આ વાત ધ્યાનમાં રાખીશુ તો આ નાટકમાં પ્રથમ વર્ગના અધિકારની ભાવના સાથે વિરોધમાં આવનારાં કેટલાંક વચનોને પ્રવેશ મળી જવાનુ કાંઈક મૂળ નજરે પડશે; ઉદાહરણાર્થઃ—

"જયા! માંડ ત્હારો આશ્રમ,
છતી તેમ છતાડ સહુને."

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૪).

"હવે જીવનશેષ, ઊછરશે
એક જ વૃક્ષે એ બે પંખી.
છીત્યાં ને છતાડશે સહુને."

(અંક ૩, પ્રવેશ ૫, પૃષ્ઠ ૧૫૧).

'ને જીત્યા તેમ શીખવજો જીતતા'

(અંક ૩, પ્રવેશ ૫, પૃષ્ઠ ૧૪૮)

"જગતજીતી, ને જીતાડીશ સહુને."

(પૃષ્ઠ ૧૪૭)

"કામે નથી જીત્યો પ્રેમનો ગ'
એ પ્રેમનો પાઠ પઢાવ
તું જીતી, જીતતા શીખવ'

(પૃષ્ઠ ૧૩૩)

અહિં જયા અને જયન્તનો જય તો પ્રથમ વર્ગની ભાવનાના લક્ષણનો છે, અને અન્ય સ્ત્રીપુરુષોને જીતાડવામાં તો સંસારી બ્રહ્મચર્યના અંગનો બીજા વર્ગનો જય સમાયછે આ દેખીતા (કે દેખાતા ?) વિરોધનું શમન આ બંને પ્રકારના જય વચ્ચેનો ભેદ અધિકારના ભેદથી છે એમ કરી સકાય પરંતુ કહેવાનું તાત્પર્ય એ છે કે કવિના મનમાં બંને વર્ગના ગુણોએ હેતુ મિશ્રરૂપ ધારણ કર્યુંછે કે વખતો વખતે એકમાંથી બીજામાં પગ મૂકવા જેવું થઈ જાયછે આ કેવળ (hair-splitting) કૈશિક ભેદદર્શન નથી 'હતી તેમ જીતાડ', 'જીત્યા ને જીતાડશો', 'જીત્યા તેમ શીખવજો જીતતા', 'જગત હતી, ને જીતાડીશ સહુને' 'તું જીતી, જીતતા શીખવ', એ વચનોમાં સ્પષ્ટ રીતે બંને બાજૂના જય એકરૂપના જ સંભવેછે ભિન્નરૂપ નહિં છેલ્લા ઉતારામાં તો વળી અતિ સ્પષ્ટ જ છે કે કામથી અજિત પ્રેમ તે જયાના જયનું તત્ત્વછે

આ અધિકારવ્યવસ્થાને રા ન્હાનાલાલ પ્રસંગવશાત્ વળી વિશેષ આગળ ઠેલીને જયા કને કાશીરાજ અને મહિષી એ બે માટે અપવાદરૂપ યોજના જ કરાવેછે કાશીરાજ જયાને વિનતિ કરેછે કે—'જીત્યા તેમ શીખવજો જીતતા', ત્હેના ઉત્તરમાં જયા કહેછે—

'તીર્થરાજ છો, સદા પુણ્યવન્તા જ છો
સાધુઓના શિરછત્ર છો, રાજવી !
એ રાજધર્મનું પરિશીલન જ છે
જગતના જયનો રાજવિધિ

(પૃ ૧૪૮)

અને મહિષી માટે કહેછેઃ—

" બ્રહ્મરાણીજી જગાવશે બ્રહ્મઘોષણા
વારાણસીનાં દેવમન્દિરો ગજવી ગજવી,
ને પડશે પડઘા સર્વત્ર નરલોકમાં."

( પૃષ્ઠ ૧૪૯ )

અહિં સ્પષ્ટ જણાયછે કે કાશીરાજે જય માગ્યોછે તે જયા અને જયન્તના જેવો જ, અને જયા પણ તે જ અર્થ સમઝીછે;—અર્થાત્ 'જીતવાં તેમ શીખવજો જીતતાં' એ વચનમાં બંને પક્ષનો જય સમાનરૂપનો જ છે એમ ઉપર અર્થ મ્હેં દર્શાવ્યો તે ખરો જ છે. પરંતુ જયા આ ઠેકાણે 'જગતનો જય' એ વચનનો અર્થ ફેરવી નાંખેછે; ઇન્દ્રિય, મન, ઇત્યાદિનો નિગ્રહ કરી કામવાસનાને જીતવી એ અર્થનો ત્યાગ જ કરેછે, અને રાજા માટે તો સાધુઓના શિરછત્ર થવું એ રાજધર્મમાં જ જગતના જયનો વિધિ પરિસમાપ્ત થયો એમ ઠરાવી દેછે! તેમ જ રાણી દેવમન્દિરોમાં પૂજાના ઘોષ ગજવે એટલે હેને પણ જગતના જયનો લાભ થઈ ગયો એમ મનાવેછે!—જાણે કે રાજા અને રાણીને "દિલમાંના દૈત્યોને" જીતવાની જરૂર જ ના હોય! જાણે કે રાજા અને રાણી એ માનવજાતિથી કોઇ ઉંચી જ યોનિનાં હોય! જયા રાજા અને રાણીની અયોગ્ય અને હલકી ખુશામદ કરતી હશે કે શું? તેમ હોય તો પણ ખેદની વાત છે, અને તેમ ના હોય તો પણ અધિકાર-વ્યવસ્થાના હાવા સ્વરૂપને જોઈને પણ ખેદ જ થાયછે, કેમકે રાજવર્ગ માટે પુણ્યનો માર્ગ આમ સ્હેલો અને બાહુતી કરી નંખાયછે.

મ્હને તો એમ લાગેછે કે અધિકારવ્યવસ્થામાં ઝીણા ઊતરવા જતાં રા. ન્હાનાલાલે આહિં તેમ બીજા એક બે પ્રસંગમાં પણ પુણ્યભાવનાને શિથિલ કરી નાંખીછે; અથવા એ પ્રશ્નના દર્શનમાં વિશદતા ખોઈ દાધીછે. આ પ્રકારના ઉદાહરણો આપુંછું:—

(૧) અંક-૩, પ્રવેશ ૧ ને અંતે, જયાના બેભાન શરીરની સમક્ષ જયન્ત ઊભો છે અને હેના હૃદયમાં ભાવયુદ્ધ પ્રબળ થાયછે અને અન્તે હેની વિશુદ્ધ ભાવના વિજય મેળવેછે, તે વખતે જયન્તનાં મૃત માતપિતા પિતૃલોકમાથી બ્રહ્મલોકમાં જતાં જતાં ઘડી થંભેછે, પુત્ર ઉપર પુષ્પવૃષ્ટિ કરેછે, અને પોતાનો મોક્ષ થયો તે સાથે આ પ્રમાણે ઉદ્દગાર કાઢેછે:—

" સંસારીઓ! હેવાં સંતાન પામજો કે
માતપિતાનાં અધૂરાં મૂકેલાં
આરંભી પૂરાં કરે."

અર્થાત્ જયા અને જયન્ત જેવાં નીવડે. ત્હારે શું એમ સમઝવું કે પછી હેવાં બ્રહ્મચારી સન્તાન વિનાનાં રૂહે અને સંસાર બધો સ્તબ્ધ થઈ જાય? આ રીતે સંસારીઓને અજાણતાં જ નસંતાન રૂહેવાની આશિષ દીધા જેવું થાયછે. 'આરંભી પૂરાં કરે' એ

ઉપરના વચન પછી, અસંતુષ્ટ માણસ ઉમેરે—"અને નર્મતાન ભરે', તો આ નાટકની ભાવનાની યોજના જોડે તો વિરોધ નહિ આવે.

(૨) (ઉપરનુ ઉદાહરણ તો કાંઈક અલ્પમહત્ત્વનુ છે, પરતુ એક બીજું વધારે મહત્ત્વનું જણાયછે).—

(क) "કામે નથી જીત્યો પ્રેમનો ગઢ.
એ પ્રેમના પાઠ પઢાવ.
તુ જીતી, જીતતાં શીખવ.

*   *   *   *

*   *   *   *

*   *   *   *

*   *   *   *

પ્રગટાવ સ્નેહનો અણઆથમ્યો સૂરજ."

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૩).

(ख) "લગ્ન કે ધર્મ ?
કામ કે સ્નેહ ?

(અંક ૩, પ્રવેશ ૩, પૃષ્ઠ ૧૩૦)

અહિં (ख) નિશાનીવાળા વચનમા **કામ** અને **સ્નેહ** વચ્ચે વિરોધ બતાવ્યં (क) માં **કામ** અને **પ્રેમ** એ વિરોધી વસ્તુઓ કહીછે; ત્હાં જ આગળ ઉપર 'સ્નેહ' શબ્દ વાપર્યોછે તે 'પ્રેમ'ના જ અર્થમાં પણ આમ 'પ્રેમ' અને 'સ્નેહ' એ જાણે જુદી જુદી વસ્તુઓ હોય એમ ક્ષણભર ભ્રમ થાય હેવો ઘોટાળો શા કામ કર્યો હશે તે સમઝાતું નથી.

(૩) રા. ન્હાનાલાલે આ નાટકમા અપ્સરાઓને સ્થાન કાંઈક અપૂર્વ આપ્યુછે. ઇન્દ્રાદિક દેવોના સ્વર્ગમાંની વાગફ્ગના તે અપ્સરા એ લૌકિક કલ્પનામાં અપ્સરાને વિશુદ્ધિની વિરોધિની જ ગણાશે, પરતુ રા. ન્હાનાલાલ અપ્સરાઓ તે પ્રકૃતિની કોઈ શક્તિનાં અથવા હૃદય-ગુણોનાં મૂર્ત સ્વરૂપ એમ કલ્પીને હેમને ઊંચુ સ્થાન આપવાનુ કરેછે, અંક ૩, પ્રવેશ ૫ ના આરમ્ભમા અપ્સરાઓ આકાશમાંથી ઊતરેછે ને ગાયછેઃ—

 

"હમે અખંડ યૌવનની મૂર્તિયો !
હમે આશા ઉદ્યમ કેરી ઊર્મિયો !
હમે પ્રકૃતિના અંગમાંની શક્તિયો !
કોઇ લેશો ? કોઇ લેશો ?
કોઇ લેશો ? કોઇ લેશો ?
હમે અખંડ યૌવની મૂર્તિયો."

અહિં "કોઇ લેશો ?" એટલે "કોઇ હમને લેશો ?" એમ પ્રશ્ન જણાયછે, ત્હેમાં યદ્યપિ આશા ઉલ્લાસાદિકની મૂર્ત ભાવનાઓને રૂપે અર્થ ઉદ્દિષ્ટ છે, તથાપિ મૂર્ત સ્ત્રીરૂપે જાતનો સ્વીકાર કરાવવા ફરતી ચીતરવામાં વિશુદ્ધિને હાનિ થતી ભાસેછે; આ ઝીણવટ જણાતી હોય તો તરત જ

"હમે આકાશવાસીઓ,
દેવોની દાસીઓ,
પ્રેમની પ્યાસી, છી'"

એ પક્તિયોમાં **દેવોની દાસીઓ** એમ વર્ણન આપવાની સાથે જ 'અમરકોશ'માં 'સ્વર્વેસ્યા' નામ આપ્યુંછે તે હેમને વિશેની લૌકિક સ્વરૂપકલ્પના ખડી થાયછે તે માટે કશો બચાવ જડશે નહિ. અને આ માટે પણ બચાવ કરાય કે આ કલ્પનાની મૂર્તિનું મૂળ તો આશા ઉલ્લાસ ઇત્યાદિ ભાવનાઓમાં જ છે તેથી આ દોષ નથી આવતો, 'એ ભાવનાના પ્રેમી જન માટે હમે ઉત્સુક છિયે' ઇત્યાદિ શુદ્ધિસંગત અર્થ બેસાડવાનો છે, તો પણ આ જ નાટકમાં અન્ય સ્થળે અપ્સરાઓની પદવી સ્પષ્ટ રીતે જ કામવાસનાને અનુરૂપ બતાવાઇછે, તે જોતાં આ બચાવનું બળ રૂહેતું નથીઃ અંક ૧, પ્રવેશ ૩, પૃષ્ઠ ૨૧ મે નૃત્યદાસી ગર્વથી કહેછે કે યોગીન્દ્રને પોતે દીક્ષાભ્રષ્ટ કર્યા, તે વખતે જયા કહેછેઃ—

"તું દીનભાગી જ છે, દાસી!
યોગાશ્રમ યોગ કાજે છે
કે અપ્સરાઓ નચાવવા?"

અહિં અપ્સરાની પદવી સ્પષ્ટ રીતે જ અધમ નારીના જેવી સૂચવાઇછે; નૃત્યદાસી પણ તેમ સમજેછે ને કહેછેઃ—

"સ્વર્ગમાં ક્ય્હાં નથી નાચતી
એ અપ્સરાઓ જે?"*

* પૃષ્ઠ ૬૯ મે દેવી બનેલી નૃત્યદાસી કહે છે—'શીખો માણતાં અપ્સરાજીવન' જ્યહાં પણ અપ્સરાનો અર્થ આ પ્રકારનો છે.

અને જયા એ જ અર્થ સ્વીકારેલો કાયમ રાખી કહેછેઃ—

"ત્હારા સ્વર્ગ કરતાં એ ઉન્નત છે
ગિરિદિશના અમ યોગાશ્રમો."

નાટકના છેવટના ભાગમાં, નૃત્યદાસી પાપના પશ્ચાત્તાપથી તપી વિશુદ્ધિના માર્ગમાં પડવા તત્પર થયેલી આવેછે, અને મારસ્થાપનમહોત્સવમાં અપ્સરાઓને દેખેછે ત્હારે આ જૂની પૂર્વાશ્રમની વાતચીત સંઘરી રાખેલી હેનું સ્મરણ આપીને જયાને પૂછેછેઃ—

"યોગિનિ! આહિંયાં એ
અપ્સરાઓ તો નાચેછે."

હેનું સમાધાન જયાને બદલે દેવર્ષિ આપેછેઃ—

"વસ્તુ પાપ નથી, તપસ્વિનિ!
વસ્તુની વાસનામાં પાપ છે.
વિલાસ અનિષ્ટ નથી,
વિલાસની તૃષ્ણા અનિષ્ટ છે.
વિલાસભાવના સંયમનિગ્રહ
તે સંસારીઓનાં બ્રહ્મચર્ય જ."

આ વચનમાં નૃત્યદાસીના પ્રશ્નનો ખરો મુદ્દો ફરી જાયછે. નૃત્ય માટે હેનો પ્રશ્ન ન્હોતો, પણ અપ્સરાઓ માટે; અને અપ્સરાઓ વિશુદ્ધિની મૂર્તિયો હોય એમ તો અર્થ જયા અને દાસીના પૂર્વના સંવાદથી જણાતું નથી જ, તેમ દેવર્ષિના આ ઉત્તરમાં પણ એ પક્ષ લેવાયો નથી, ઉલટો અર્પિત રીતે અશુદ્ધિનો આરોપ સ્વીકારાયો જ છે. આમ અપ્સરાપણાનું લૌકિક દર્શન થતાં, અને અપ્સરાઓને વિશુદ્ધિના પ્રસંગ સાથે જોડવા જતાં, ઉપરના અપ્સરાગીતમાં પણ આ નાટકની પ્રેમની ઊંચી ભાવનાને ઉતારી દેવા જેવું જ થાયછે.

(અપૂર્ણ.)

સાંદ્રા
તા. ૨-૧-૧૫.

નરસિંહરાવ ભોળાનાથ.

# ઔમર ખય્યામની રૂબાઇઆત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૬૭ થી. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૬૭ થી. )

૩૩ ( ૫૪ )*

આ ખાનગી કો જગલીને ખુલી થાવી ના ઘટે,
આ વાત સૌએ મુર્ખથી છુપીય જોઇએ સર્વદા;
તું માણસોને ક્યાં સુધી પજવે અરે, એ જોઇલે,
આ આંખ સૌએ માણસોથી ગૂઢ રહેવી એ ઘટે.

૩૪ ( ૫૭ )§

તું જામ દે મુજ હાથમાં, આ દિલ સળગી જાય છે,
ને ઝીન્દગાની ઝાંઝવા જેવી દીસે છે આ અરે !
આ જાગૃતિ છે સ્વપ્નની દોલત, ભલા તું ચેતજે,
આ આગ યુવાની તણી પાણી સમી દીસે અરે !

---

* To knavos thy secret thou must not confide,
To comprehened it is to fools denied,
See then to what hard case Thou doomed men,
Our bopes from one and all perforce we hide

*(Whinefield)*

( મૂળ રૂબાઈ )

સર અઝ હમે નાકસાન નહાન બાયદ દાસ્ત.
રાઝ અઝ હમે ઇબ્લીહાન નહાન બાયદ દાસ્ત.
બનગર કે બજાયે મરદુમાને ખુદ ચે કુની,
ચશ્મ અઝ હમે મરદુમાન નહાન બાયદ દાસ્ત.

( ઔમર ખય્યામ )

§ Bring wine! my heart with dancing spirits teems,
Wake! fortune's waking is as fleeting dreams;
Quicksilver like our days are swift of foot,
And youthful fire subsides like torrent streams.

*(Whinefield)*

૩૫ ( ૫૯ )

પીવી શરાબી ને મઝા લૂંટવીય એ મુજ કાયદો;
એ પંથથી સૌ દૂર રહેવું એ જ મારો ધર્મ છે;
માશૂકને પૂછ્યુંય મેં " શું છે કરારો લગ્નના ?"
તેણે કહ્યું કે " આપને રીઝાવવા એ છે કરારો આપણા."§

૩૬ ( ૬૦ )

નથી લાયક મુસલમીન હું ! નથી હું મિત્ર મૂર્તિનો !
ખુદા ખાલેક ! તેં કઈ ખાકથી સરજ્યો મને એવા !
ફકીર કાફીરને નાપાક ગુણિકા હું અરેરે છું !
મને ના ધર્મ, દુનિયાની અને એ સ્વર્ગની આશા !

૩૭ ( ૬૨ )

જે જે વનસ્પતિ એ અંહિ ઝરણાં કીનારે ઝૂલતી,
એ દેવદૂતોના અધર પર ઝૂલતીય જણાય છે;
તું એ વનસ્પતિ ઉપરે ના એક કદમે મૂકજે,
બાપુ સ્વજનની ખાકમાંથી એ વનસ્પત્તિ ઉગી છે.

---

( મૂળ રૂબાઈ )

મય દર કફે મન નેહ કે દલમ દર તાબસ્ત,
વ ઇન ઉમર ગુરીઝ પાઈ ચુ સીમાબસ્ત;
બરખીઝ કે બીદારી દૌલત ખાબસ્ત,
દરયાબ કે આતશ જુવાની આબસ્ત.

( ઓમર ખય્યામ )

§I wedded Luck, and offered her a dower,
She said, "I want none, so thy heart be gay.'

(Whinefield)

ગુફતમ ' બઅરૂસે ' દહર કાબિન તુ ચીસ્ત.
ગુફતા દિલે ખુર્રમ તુ કાબિન મન અસ્ત.

( ઓમર ખય્યામ )

૩૮ ( ૬૩ )

જેના હ્રદયમાં સ્નેહ જ્યોત પ્રકાશતી કંઈ ઔર એ,
તેઓ સદા મસજીદ કે મંદિરમાં બાપુ વસે !
આ ઇશ્કના એ દફતરે નામો લખાવ્યાં જેમણે,
એ સ્વર્ગથી ને નરકથી ભાઈ છૂટયા છે એ નકી.

૩૯ ( ૬૬ )

હું કંઇ મઝાની ખાતરે પીતો નથીય શરાબીએ,†
વા માન, ધર્મ, ફીસાદ ખાતર ના લઉંય શરાબીએ,
ખાહેશ છે, ટાળી અહં આત્મોન્નતિને મેળવું,
હું પી શરાબી મસ્ત થાતો એકલા આ કારણે.

૪૦ ( ૬૭ )

કોઈ કહે મસ્તો સઝા જહનમની એ ભોગવે,
એ વાત ખોટી છે ભલા એ માનશો કોઈ નહિ.
જો આશકો ને મસ્ત સો જહનમ મંહિ બાપુ હશે.
તો આ હથેળીના સમું એ સ્વર્ગ થાશે બાપલા !

૪૧ ( ૭૦ )

આ ખટક દોરંગી અને જૂની સરાઈ આપણી,
રાત્રી અને દિવસતણું આરામગાહે એ જ છે.
મહફીલ એ છે કે જંહિ જમશીદ લાખો બેસતા,
ગાદીય એ છે કે જંહિ બહેરામ લાખ વિરાજતા

---

† In drinking thus it is not my design
To riot, or transgress the law divine.
No! to attain unconsciousness of self
Is the sole cause I drink me drunk with wine

*(Whinefield).*

મય ખુરદન મન ને અઝ બરાયે તરબસ્ત.
ન ઝ બહરે ફસાદ, વ તરકે દીન વ અદબસ્ત.
ખાહમ કે ઝ બેખુદી બર આરમ નફસી,
મય ખુરદન વ મસ્ત બુદનમ ઝ ઇન સબબ અસ્ત.

( ઔમર ખયામ )

## ૪૨ (૭૨)

જે મહેલમાં બહેરામની જાહોજલાલી એ હતી,
ત્યાં જંગલી ગદ્ધા અને વરૂ, વાઘ એ આળોટતા;
બહેરામ જેણે લાખ જીતો મેળવી છે એ અહિં,
એ મોતના પંજા મહિ સપડાઈ ગયો છે સર્વદા.

## ૪૩ (૭૩)

સૌ વાદળાં આવ્યાં રડ્યાં આ એ વનસ્પતિની પરે,
ભારી શરાબીના વિના ફૂલો ન ખીલી એ શકે:
આજે વનસ્પતિ જે તમાશાગાહ એ છે આપણું,
તેમે હમારી ખાકના ફૂલો થશે કોનુ તમાશાગાહ એ ?

## ૪૪ (૭૯)§

જો કોઈ ગાયક, અપ્સરા વ શરાબી હોય સાથમાં,
ને કોઈ વ્હેતા વ્હેનને તીરે મળે હોડી કહી,
તો એ જહનમની દખલ ને દુઃખથી એ છે ભલું,
જો હોય કોઈ સ્વર્ગ તો આના વિના બીજું નથી.

---

§ Some wine, a Houri maid for company,
A garden by a stream with minstrelsy;
Toil not to find a better Paradise,
If other paradise indeed there be

(*Whinfield.*)

આ મતરબ વ મય દુર સરસતી ગરહસ્ત,
આ આબ રવાન કીનાર કશતી ગરહસ્ત,
એ જ ઇન મતલબ દોઝખ ફરસુ દે મતાબ
હકાકે જુઝ ઇન નીસ્ત બેહેસ્તી ગરહસ્ત

( ઓમર ખય્યામ )

૪૫ ( ૮૨ )‡

ખય્યામ તારો દેહ તંબુની સમો દીસે કંઈ,
ને આ વિનાશી દેહમાં આત્મા અરે સુલતાન છે.
જ્યારે ય આત્મા તંબુમાંથી બારણે એ જાય છે,
ત્યારે ફિરસ્તા મોતના ઉજાડ કરે છે તંબુને.

૪૬ ( ૮૩ )+

ખય્યામ જેણે જ્ઞાનના તંબુય સીવ્યા છે અહિં,
એ અકસ્માત બળી ગયો છે દુઃખની એ આગમાં
એની જીવન રજ્જુ અજલની કાતરે કાપીય છે,
ને કીસ્મત-દલાલે એહને વેચ્યો મુફત બાઝારમાં

૪૭ ( ૮૪ )§

આજે વસન્તોત્સવ મંહિ માનફને હું ફરતો,
ને તેમની સંગાથમાં મીઠી શરાબી પી જતો.
દુનિયા ગણે આને નઠારૂં ભ્હાય તેવું હોય શું?
હું ભાગ્યશાળી છું ઘણો જો યાદ લાવું સ્વર્ગને.

‡The body is a tent, which for a space
Doth the pure soul with royal presence grace,
When he departs, comes the tent pitcher Death,
Strikes it, and moves to a new halting place
(*Whinefield*)

ખય્યામ્ તનત બખીમે માનદ રાસ્ત,
સુલતાન રૂહ અસ્ત વ મનઝલશ ફ્નારસ્ત.
ફ્રરાશ અજલ ઝ બહર દિગર મનઝલ
વેરાન કુનદ ઇન ખીમે ચુ સુલતાન બરખાસ્ત.

( ઓમર ખય્યામ )

+ આ રૂબાઇની ત્રીજી અને ચોથી લીટીમાં મી. વ્હીનફીલ્ડે શબ્દોની ફેરફારી કરી નાંખી છે. ત્રીજી લીટીમાં "અજલ" એ શબ્દને બદલે તેણે "નસીબ" શબ્દને કર્તા માન્યો છે. અને ચોથી લીટીમાં "નસીબ" એ શબ્દને બદલે તેણે "અજલ" શબ્દને કર્તા માન્યો છે. ફ. ફી.

§In the sweet spring a grassy bank I sought,
And thither wine and a fair Houri brought,

## ૪૮ ( ૮૭ )†

આ આલમથી આવુ નિરાશો તું કંઈ જાઇશ, ને,
આ વિશ્વની સૌ ખાનગી ખૂલી થશે તુજ સામને;
પીલે શરાબી કે ન જાણે તું કહીથી આવીયો ?
થા તું ખુશી કે તું અંહિથી જાઇશ કયાં અ જાણુના.

## ૪૯ ( ૮૯ )§

આ ઝીન્દગીમાં ને પછીય શરાબી મ્હારૂં કૂલ છે,
મ્હારી દશા હો મ્હાય તેની,હોય ભીસ્કત મ્હારી એ,
ઓ સાધુઓ ! જો અકલ ઉસ્તાદે તમારો હોય તો,
થાજો ખુશી કે આપનો ઉસ્તાદ એ મુજ શિષ્ય છે.

---

And, though the people call me graceless dog,
Gave not to Paradise another thought
(*Whinefield*)

દર ફઝલ બહારે બાખત હુર સરશ્ત,
યક કુઝે મય અગર બુવદ બર લબ કશ્ત,
હર ચઢ બ નઝદે આમ બદ બાશદ ઇન,
અઝ સગ બતરમ અગર કુનમ યાદ બેહિસ્ત

( ઔમર ખય્યામ )

†Make haste ! soon must you quit this life below,
And pass the vel, and Allah's secrets know,
Make haste to take your pleasure while you may,
You wot not whence you come and wither you go
(*Whinefield*)

દરયાબ કે અઝ રૂહ જુદા ખાહી રફત,
દર પરદે અસરાર ખુદા ખાહી રફત,
મય ખુર કે નદાની અઝ કુજા આમદે,
ખુશ બાશ કે નદાની કે કુજા ખાહી રફત

( ઔમર ખય્યામ )

§To chant wine s praises is my daily task,
I live encompassed by cup, bowl and flask,

૫૦ ( ૯૦ )

એ શેખ નીતિજ્ઞ ! શીદને બદનામ આપો છો મને ?
હું નિર્દોષ છું, શાને મને અન્યાય આપો છો તમે ?
મસ્તી અને માદક કાજ થયેલ નબળાઈ વિના,
મારા કયાં એ પાપ આપ બતાવી એ શકશો અરે ?

૫૧ ( ૯૨ )*

સંસારના સતાપથી મારી કમર વળી છે ગઈ,
ને આંખના વિકારથી આ શું ખરાબી લાગતી,
આ વ્યર્થ આફતને લીધે ભુંડુ જહનમ લાગતુ,
ને આપણા સુખને સમે આ સ્વર્ગ વ્હાલુ લાગતું

---

Zealot ! if reason be thy guide, then know
That guide of wine doth oftimes guidance ask

*(Whinefield)*

ઉમરીસ્ત કે સુદામી મય વરદે મનસ્ત,
વ અસબાબ મયસ્ત હરચે દરગરદ મનસ્ત,
ઝાહદ ! અગર ઉસ્તાદ તુ અકલસ્ત ઇનજા,
ખુશ બાશ કે ઉસ્તાદ તુ શાગિર્દે મનસ્ત.

( ઔમર ખય્યામ )

*Skies like a zone over weary lives enclose,
And from our tear-stained eyes a Jihun flows;
Hell is a fire enkindled of our griefs,
Heaven but a dream of respite from our woes.

*(Whinefield)*

ગરદૂન કમરી ઝ ઉમરે ફરસુદા માસ્ત,
જીહુન અસરી ઝ ચશ્મ પાલુદા માસ્ત,
દોઝખ શરરી ઝ રન્જે બીહુદા માસ્ત,
ફિરદોસ મી ઝનફત આસુદા માસ્ત;

( ઔમર ખય્યામ )

## ૫૨ ( ૯૩ )

ઘોર પાપી હુ અરે ! તારી દયા ક્યા છે પ્રભુ ?
ઘોર અજ્ઞાની અરે ! તુજ નૂર ક્યા એ છે પ્રભુ ?
જો તું મને એ સ્વર્ગ આપું સ્નેહથી આપે કદી,
તારી મોહાશ, દયા અને બક્ષીસ સૌ ક્યા છે પ્રભુ ?§

## ૫૩ ( ૯૪ )*

જેણે મને પેદા કર્યો તેણે નરક ને સ્વર્ગના એ લોકમા
એ રૂપ ભેદ કર્યો હશે શીદને ? ન જાણું વાત એ ?
પ્યાલી, મીતારી, ને મઝા સૌ ચૂમના દે હૈતની
દે રોકડુ સૌ એ મને ને સ્વર્ગનું સુખ તું જ લે !

## ૫૪ ( ૯૬ )

આ એ ભલાઇ ને બુરાઈ આદમીની માહની,
કીસ્મત મહિ જે જે ગમી, શાદી સમાઈ છે અરે,

---

§ આ ખ્યાલમા ત્રીજી અને ચોથી લીટીમા તફાવત છે

A heaven that must be earned by painful works
I call a wage, not a gift fair and free
(Blanchfield)

મારા બેહિસ્ત અગર બતાઅત બખ્શી,
ઇન મઝદ બુ વ લતફ વ અતાઇ તુ કુજાસ્ત
( ઉમર ખયામ )

* Did he who made me fashion me for hell,
or destine me for heaven? I cannot tell
Yet will I not renounce cup, lute, and love,
Nor earthly cash for heavenly credit sell
(Whinfield)

મન હીચ ન દાનુમ ક મરા આન કે સરસ્ત,
કરદ અહલ બેહિસ્ત ખુબ યા દોઝખ ઝીસ્ત
જામી વ તબી વ બરમતી બર લબે કીસ્ત
ઇન હર સે મરા નકદ વ તુરા નસીહે બેહિસ્ત
( ઉમર ખયામ )

તું કોઇને આકાશને સમજે નહિ એ સોંપજે,
તારી જ હીકમતથી અરે બહુ એ ભલા નિર્માલ્ય છે.

૫૫ (૯૯)

જેણે હ્રદયમાં અકલથી આનન્દના બીજ વાવીયાં,
તે ઝીન્દગીની એક પળ પણ વ્યર્થ ના ગુમાવતો
કા તો ખુદાની મ્હેરને માટે કરે કોશેશ એ,
વા જામ પીને મસ્તીમા નિજ સુખને શોધે જ છે.

૫૬ (૧૦૦)

જવ માલીકે મમ દેહના તત્વો બધાંએ મેળવ્યા,
તવ તેમને મમ કાર્યના પરિણામનું ભાને હતુ
મેં જે ગુન્હા કીધાજ તે તેના હુકમ વિણુ ના કર્યા,
ત્હોયે કયામતને દિને શાને બળી જાવુ અરે ?

(અપૂર્ણ.)

અમરેલી } હરિલાલ દ્વારકાદાસ સંઘવી.

---

# કેટલાક ભ્રમોનું નિરસન.

આશ્વિન સંવત્ ૧૯૭૦ ના 'વસન્ત' મા રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાના લેખમા મહત્વના ત્રણેક મુદ્દામાં ભ્રમને પ્રવેશ મળ્યો જણાયછે, તેટલા મુદ્દાઓ વિશે સંક્ષેપમાં ખુલાસો આપુછુ.

(क) 'भगिनी' ઉપરથી 'બ્હેન' શબ્દ ઉપજાવતાં 'ग' નો 'ब' થયો, 'न' નો 'ह' થયો—એમ રા. બ. હરગોવિન્દદાસે વ્યુત્પત્તિ દર્શાવી એની હસનીયતા મ્હેં પ્રકટ કરી, એનો ઉત્તરમા પોતે આ 'વસન્ત' ના પૃ૪ ૫૪૭ મામા લખેછે કે बुधिन्भगिन्योर्हआ

बहिण्यौ એ સૂત્રમાં હેમચન્દ્રે भगिनीનો આદેશ बहिणी કર્યોછે ત્હેનો જ પોતે "અનુવાદ કર્યો હતો."

આ વિશે એટલું જ કહેવું બસછે કે હેમચન્દ્રે, આખા भगिनी શબ્દનો આખો बहिणी શબ્દ આદેશ કરીને બતાવ્યો તેમ કરવામાં એ પદ્ધતિ એ શબ્દોના અવયવોમાં બિમ્બપ્રતિબિમ્બભાવ દર્શાવ્યોછે જ નહિં; गि ના ग નો લોપ થતાં (न નો ण થતાં) भइणी થયેલું તે પછી भ ના અન્તરવયવ ब અને ह् છૂટા પડી જઈ હકાર જોડેના ઇકાર સાથે ભળી, बहिणी થયુ એ બધો અવયવગત વાગ્વ્યાપારનો ક્રમ દર્શાવવાને બદલે, પોતાના ગ્રન્થની યોજના લક્ષમાં રાખી, માત્ર સગવડને ખાતર જ, હેમચન્દ્રે સામટો આદેશ આપ્યોછે; આ ધોરણે જ गृहना ग्रृ નો ग्र् (गरृह), હકાર પૂર્વ ભાગમાં ખસી ग् જોડે ભળી જઈ ઉનો घ કાર થઈ घर થયું એ વ્યાપારક્રમને બદલે गृहस्य घरोऽपतौ ( સિ. હે. ૮-૨-૧૪૪ ) એમ સૂત્ર બાંધી घर એમ સામટો આદેશ દર્શાવ્યોછે. હેમચન્દ્રની બુદ્ધિને અપમાન આપિયે તો જ શબ્દોના અવયવો બિમ્બપ્રતિબિમ્બરૂપે બદલાયા એ મતની ત્હેના વિશે સંભાવના થઈ સકે. પણ હેમચન્દ્ર હેવો બુદ્ધિહીન હોવાનું જાણ્યું નથી. તો ત્હેના સમગ્ર શબ્દના આદેશનો 'અનુવાદ' રાવ બહાદુરના અવયવપ્રતિબિમ્બના મતમાં-થયો એ શી રીતે બંધ બેસશે ?*

આશાછે કે હવે તો રાવ બહાદુર આ સરલ પૃથક્કરણ મનમાં ઊતારી સકશે. નહિં તો પછી આશા કશી નથી.

(ख) પારસી ધર્મગ્રન્થોનાં ભાષાન્તરોમાંથી મ્હેં આપેલા ઉતારા વિશે વસન્ત પૃ. ૫૩૭ મે રાવ બહાદુર ચર્ચા કરેછે. છિ, હુઇ, વર્તઇ એ રૂપો વિક્રમ સંવતના ૧૫ મા શતકની આસપાસને સમય સૂચવેછે—એ મ્હારા વચન ઉપરની હેમની ટીકાનો મ્હોટો ઉત્તર તો એ જ કે મ્હારી ચર્ચા તૂટક ફૂટક તોડીને વાંચે તો ઉપાય નહિં, પરંતુ સમગ્ર-

---

* આ અવયવપ્રતિબિમ્બની રીતિ એક જણે વાક્યના ભાષાન્તરમાં ઉપયોગમાં આણ્યાની સ્પષ્ટ વાત યાદ આવેછે. એક રેલવે સ્ટેશને over-bridge ( લાઈન ઉપરથી જનારા પૂલ ) ઉપર પાટિયું ચ્હોડી લખ્યુંછેઃ—

| Please | use | the | bridge |
|---|---|---|---|
| પૂલ | ઉપર | થઈને | જવું. |

આ વાક્યોનું પૃથક્કરણ એ ભાઈએ આમ કર્યું —

Please=પૂલ; use=ઉપર; the=થઈને; bridge=જવું.

પ્રથમ ભાસે આ દૃષ્ટાન્ત પરાકાષ્ઠાનું જણાશે; પરંતુ ભાષાશાસ્ત્રથી પરિચિત શ્રવણને भगिनी ને 'બહેન' વચ્ચેના અવયવપ્રતિબિમ્બમાં આ દૃષ્ટાન્ત જેટલી જ અનુપપત્તિ તથા હસનીયતા જણાશે.

દર્શન કરનાર જોશે કે એ પારસી ગ્રન્થોનાં ગુજરાતી ભાષાન્તરોમાં **રહઇ, રહિં** પ્રત્યયોના દર્શન ઉપર મ્હારો ખાસ આધાર છે. એ પ્રત્યયો 'મુગ્ધાવબોધ ઔક્તિક' ના સમય (સં. ૧૪૫૦) માં જોસભેર દેખા દેછે, ઇત્યાદિ મ્હારી ચર્ચા ધ્યાનથી વાંચનારને વધારે કહેવાની જરૂર નથી. એ પ્રત્યય એ સમયની બહુ પૂર્વે અથવા બહુ જ પછી પ્રચારમાં હતો એમ દર્શાવનાર ગ્રન્થો રાવબહાદુર કોઇ મંજૂસમાંથી કાઢીને બતાવશે તો આભારની સાથે હેની નિરીક્ષા અને પરીક્ષા કરાશે. એક વાત ઉમેરુછું. **રહઇ** પ્રત્યય વિશે ડાક્ટર ટેસિટોરાઇની ચર્ચા ધ્યાનમાં લેવા જેવી અને બહુ બોધક છે. (*Indian Antiquary, February 1904*, પૃ. ૨૪ જુવો)

હવે રાવબહાદુર મ્હારાં તેમ જ શાસ્ત્રી વ્રજલાલના વચનો ઊંધાં સમઝ્યાછે હેનાં બે ઉદાહરણો આપુછું:—

(ग) अछि, तिहां,...... ઇત્યાદિ પ્રયોગો સંવત્ ૧૫૦૭ માં લખાયલા હસ્તલેખમાં દેખા દેછે તે વિશે મ્હેં (વસન્ત કાર્તિક સંવત ૧૯૭૦ પૃ. ૫૫૭ મે) કહ્યુછે કે—એ પ્રયોગો "સંવત્ ૧૫૦૦ ની પૂર્વેની ગુજરાતી ભાષાનુ સ્વરૂપ બતાવી દેછે."

આ વાક્ય ઉતારતાં **પૂર્વેની** શબ્દ મ્હોટા ટાઇપમાં છાપી રાવબહાદુર પુષ્કળ ચર્ચા કરેછે અને સંવત્ ૧૫૦૦ પછી તેમ જ સંવત્ ૧૪૦૦ પછી એ પ્રકારનાં રૂપો વપરાયલાં બતાવવાનો સવિસ્તર શ્રમ લેછે, આ ઉપરથી જણાયછે કે આ પ્રયોગો **ઉપરથી** એ હસ્તલેખની ભાષા સંવત્ ૧૫૦૦ પૂર્વેનીછે એમ ઠરાવવાનો મ્હારો ઉદ્દેશ ઉપરના વાક્યમાં છે એમ રાવ બહાદુર સમઝ્યાછે. પરતુ વસ્તુસ્થિતિ શી છે ? હસ્તલેખની પ્રત્યક્ષ આપેલી સાલ સંવત્ ૧૫૦૭ નીછે (તો પછી, હું અંદરના પ્રયોગો ઉપરથી સમય ઠરાવવાની અન્ધકૃતિ શું કામ કરું ?), અર્થાત્ લહિયાએ લખ્યાની સાલની પૂર્વે જ એ લખાણ રચનારે રચેલું, અને એ પ્રયોગો **ઉપરથી** સમય ઠરાવવાનો નથી, પરતુ પ્રત્યક્ષ રીતે નિશ્ચિત સમય (સંવત્ ૧૫૦૦ ની પૂર્વેના સમય) ના લખાણની ગુજરાતી ભાષાનુ સ્વરૂપ **વસ્તુસ્થિત** કેવુ હતું તે એ લખાણ બતાવી દેછે, હેનો નમૂનો એ આપેછે. આ સ્પષ્ટ અર્થ ઉલટો સમઝ્યાને લીધે રાવ બહાદુરને લંબાણ ચર્ચાનો વ્યર્થ શ્રમ લેવો પડ્યો તે માટે દિલગિરી બતાવુછું.

(घ) શાસ્ત્રી વ્રજલાલની ઉત્સર્ગમાળા પૃષ્ઠ ૭૪ મા માંથી ઉતારો રાવબહાદુર આ પ્રમાણે આપેછેઃ—

> "સંવત્ ૧૪૦૦ ના સૈકા પછી ગુર્જરભાષામાં ક્રિયાપદને છેડે એ ધાતુનો અપભ્રંશ 'છે' મૂકવાનો ચાલ પડ્યોછે."

અને હેનો અર્થ પોતે એમ સમઝેછે કે 'છે' હેતુ **રૂપ** એ સૈકા પછી પ્રગટ થયું. વ્રજલાલશાસ્ત્રીનું વચન આખું ઉતારતે લંબાણ થાય એમ છે, પરતુ એ સ્થળનું પૂર્ણ

વચનો વિચાર સાથે વાંચનારને જણાશે કે 'છે' એ શબ્દરૂપ વિશે વાત નથી; પરંતુ એ 'ઉપક્રિયાપદ' નો પ્રવેશ ૧૪૦૦ ના સૈકા પછી થયો, અર્થાત્ તે અગાઉ **करइ, जाइ, मलइ** ઇત્યાદિ સંસ્કૃત તિ-પ્રત્યયવાળાં રૂપમાંથી થયેલાં રૂપો જ વર્તમાનકાળ તૃતીય-પુરુષ એકવચનનો અર્થ દર્શાવવાને બસ હતાં, અને તે પછી **करइ छइ** ઇત્યાદિ બેવડા ક્રિયાપદનો પ્રયોગ દેખા દેછે. આ વાતને અને રાવબહાદુર કહેછે તે વાતને સંબન્ધ જ શો ?

હવે છેવટે દસ્તાવેજો વિશે રાવબહાદુર કહેછે તે મુદ્દો ટૂંકામાં જોઇયે.

(દ) સંવત્ ૧૬૫૫ ના દસ્તાવેજમાંથી **कीधा छिइ, जाइ छि** ઇત્યાદિ વચનો રાવ બહાદુરે ટાંકી બતાવ્યાંછે. તો તે તો મ્હારી દલીલની જ પુષ્ટિ કરનારાં છે, અને હેમના રા શ૦ ની વિરુદ્ધ જનારાં બનેછે. રા. શ નું વચન ૧૪ મા શતકના "પુષ્કળ મળી આવતા ગુજરાતી દસ્તાવેજો" વિશે હતું અને હેનો અર્થ એજ થાય એમ હતું કે એ દસ્તાવેજોની ભાષા ગુજરાતી એટલે પ્રાચીન ગુજરાતી નહિં પણ પ્રેમાનન્દ પછીના હાલના સમયની ગુજરાતી છે. અહિં તો તેથી ઉલટી સ્થિતિ નજરે પડેછે. તેમ વળી આ ૧૭ મા સૈકાનો નમૂનો રાવ બહાદુર તો આપેછે, ૧૪ મા શતકનો નથી આપ્યો.

આટલા ખુલાસા બસ છે, બીજી અનેક ક્ષતિયો માટે સ્થાન કે સમય નથી

મ્હારા ઉપર સન્નેહ પુષ્પવૃષ્ટિ રાવબહાદુરે કરીછે તે તો ઉપકારથી સ્વીકારુ જ છું. એ પુષ્પોમાં નન્દનવનનો સુગન્ધ છે, હેમાં શક નહિં.

વાંદરા.
તા. ૩૧—૧૨—૧૪.

નરસિંહરાવ ભોળાનાથ.

---

† એ વચનમાંથી જરૂરનો ભાગ ઊતારવાથી વાચકની ખાતરી થશે. રાવ બહાદુરે ઊતારેલા વાક્ય પછી તરત જ સંધાણમાં શાસ્ત્રી કહેછેઃ—

"એ સૈકાની પૂર્વે જે ગ્રંથો લખાયાછે તેમાં એ અપભ્રંશ મૂકેલો નથી. ગૂર્જર ભાષાની કવિતામાં તો અદ્યાપિ એ મૂકતા નથી. એને ઉપક્રિયાપદ કહેછે. એના આ પ્રમાણે પ્રયોગછે.

**याति=जाइ=** જાયછે. **कोचाति=कोचइ=**કોચેછે.

આ પ્રમાણે ક્રિયાપદને છેડે ગૂર્જરભાષામાં છે લગાડવાનો ચાલ પડયોછે. કોઇ કોઇ વાક્યમાં તો એ ઉપક્રિયાપદ મૂકતા નથી. **घोटो याति=घोडो जाइ=**ઘોડો જાય. આવાં કેટલાંએક વાક્ય બોલાયછે તેમાં એ ઉપક્રિયાપદ ધરતા નથી."

મ્હોટાં ટાઇપમાં મૂકેલું વાક્ય મ્હેં કરેલો અર્થ સ્પષ્ટ ખાસ કરીને સૂચવેછે.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

(૫)

ગુજરાતી ભાષાની ઉત્પત્તિનો છેવટનો ભાગ જે ગયા ફાલ્ગુન માસના વસંતમાં રા. નરસિંહરાવે છપાવ્યો છે, તેનો ઘણો ખરો ભાગ ઉતારાથી ભરેલો છે, તથા તેમાં સ્વ. હરિલાલ ધ્રુવે મુગ્ધાવબોધ ગુજરાતી વ્યાકરણ છે તે બાબતનાં આપેલાં કારણોના તેમણે રદીઆ આપ્યા છે, તે ભાષાની ઉત્પત્તિના નિબંધમાં નિરૂપયોગી છે (માત્ર પોતાની ચઢીઆતી પંડિતાઈ બતાવવા આપ્યા હોય એમ લાગે છે). એ વ્યાકરણ બાલકોને સંસ્કૃત શીખવવા માટે ગુજરાતીમાં લખાએલું છે, અને તેથી ગુજરાતી ભાષાને માટે તે ઓછું ઉપયોગી નથી. પૂર્ણાહુતીમાં "રા. ઝ ની જાણમાં એ નહિ હોય એમ જ માનીને મ્હેં હેમના લાભાર્થે એ સર્વ પ્રમાણો એક કેંદ્રમાં ગોઠવી પારસી ગ્રંથોના નવીન પ્રમાણના પ્રકાશમાં ઉપસ્થિત કર્યો છે." જો એકલા રા. ઝ ના લાભાર્થે જ લખવાનો ઉદ્દેશ હતો, તો પછી તેને માસિકમાં પ્રકટ કરવાની શી જરૂર હતી? તેમને ખાનગી રાહેજ લખી મોકલવું હતું. એમ છતાં એમની શુભ ઇચ્છાને માટે જો એમના લેખમાં કંઈ શીખવા જેવું હોય, તો અજ્ઞાન રા. ઝ એ તેમનો ઉપકાર માનવો ઘટે છે. કોઈ સાક્ષરો બસેં વર્ષની લેખી પ્રતના ઉતારા અમાન્ય કરવા ઉભા થાય છે, ત્યારે રા. નરસિંહરાવ સં. ૧૮૪૧ માં લખાએલા ગ્રંથમાંથી ઉતારા આપે છે તે કેમ માન્ય થશે? આ લેખમાં રા. નરસિંહરાવે જે કંઈ વિશેષ કર્યું છે, તે પારસી ગ્રંથોના ઉતારા છે, અને તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે; કેમકે તેમણે એક નવા જ પ્રદેશમાં ગમન કર્યું છે (બાકી આજ સુધી તો તેઓ બીજાઓનું માત્ર અનુસરણ જ કરતા હતા).

એમણે આપેલા ઉતારાઓ અનુક્રમવાર નથી, તથા જૈન બ્રાહ્મણી આદિ શૈલીના મુકાબલા પણ અપાયા નથી, તેથી હું મારા ઉતારા આ બંને બાબત ઉપર લક્ષ રાખીને ગોઠવું છું, તે વડે વાંચક વર્ગને વિચાર કરવામાં વધારે સરળતા મળશે. જૈન શૈલી હું જૂદી પાડું છું, તેનાં કેટલાંક કારણ પૂર્વે અપાઈ ગયાં છે, અને કેટલાંક અહીં આપું છું. જૈન સાહિત્યના મુખ્ય લખનારા જૈન સાધુઓ છે. તેઓ ગમે તે દેશમાં જન્મીને પૂર્વાવસ્થામાં તેમણે તે દેશની ભાષાનો અભ્યાસ કર્યો હોય, એટલે તેમની માતૃભાષા હિંદી, મારવાડી, પંજાબી, ગુજરાતી આદિ હોય. સાધુ થયા પછી કે તે અગાઉ ધર્મનો અભ્યાસ કરવા માટે તેમને માગધી પુસ્તકોનું અધ્યયન કરવું પડયું હોય. તેઓ દેશ દેશ વિહાર કરનારા હોવાથી, અને

ચાતુર્ માસ એક સ્થળે ગાળતાં ત્યાંની ભાષામાં વ્યાખ્યાન—ઉપદેશ કરવાનું હોવાથી અનેક ભાષાઓના તેમને મહાવરો થયો હોય, તેથી તેમના ગુજરાતી લખાણમા માગધી આદિ પ્રાકૃત ભાષાઓના તથા જે તે વખતે ચાલતી અર્વાચીન ભાષાઓના શબ્દો, રૂપો ને રચના પ્રવેશ કરે એ બનવા સરખુ છે. શીલવતી રાસ વિષે રા. નરસિંહરાવ જણાવે છે કે આ ગ્રથમાં પ્રાકૃતોના અનેક ભેદની ભાષાનુ મિશ્રણ હેલુ તો વિચિત્ર છે કે તે લૌકિક ભાષાનું જ પ્રતિબિંબ હોવા વિષે સંશય ઉત્પન્ન થાય. આ તેમનું મત જૈન શૈલી તે લૌકિક ગુજરાતી ભાષાને મળતી નથી એમ બતાવી આપે છે.

હવે જૈન વિદ્વાનો પોતે શુ કહે છે તે જોઇએ. રા. જીવણચદ સાકરચદ જવેરી શ્રી આનદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧ ના મુખબંધમા લખે છે કે—

" અર્થાત્ આવા રાસાઓમાં કઈ કઈ ભાષાઓનું થોડુ ઘણું જોડાણ થવા પામ્યુ છે, તે તપાસીશુ તો ગુજરાતી, માગધી, શૂરસેની, અપભ્રંશ, પ્રાકૃત અને મારવાડી તથા હિંદી ભાષાઓનું જોડાણ થયેલુ જોવામાં આવે છે."

જે જૈનેતર લેખકોએ જૈન શૈલીનું અનુકરણ કર્યું છે, તેમા તેમણે બીજી ભાષાઓનુ ઉમેરણ કર્યું છે કે કેમ તે જોવાનુ રહે છે બ્રાહ્મણી લેખકો જેમણે જૈન શૈલીને પત ન કરતાં તેમના વખતમા ચાલતી ગુજરાતીમાં ગ્રથો રચ્યા છે, તેમની ભાષા જૈન કરતાં જૂદી પડે તેમાં નવાઈ નથી

હવે પ્રશ્ન એક ઉભો રહે છે, તે એ કે ભાલણ, ભીમ, પદ્મનાભ આદિએ જે ભાષા વાપરી છે તે જૈન શૈલીની હતી કે તે વખતે ચાલતી ગુજરાતી હતી? જો ચાલતી ગુજરાતી હોય, તો ભાલણ જેવાની બીજી બધી કવિતા અને તે સમયના અન્ય કવિઓની ભાષા કાદબરીથી જૂદી કેમ પડે છે? લહિયાઓના પ્રમાદ વિષે તો આપણે કહી ગયા છીએ. પદ્મનાભની કવિતાને મેં મારવાડી ગુજરાતી અથવા ચારણી ગુજરાતી કહી છે, તે વિષે રા નરસિંહરાવે વાધો ઉઠાવ્યો છે. પદ્મનાભે આખો જન્મારો મારવાડમા ગાળ્યો હતો, તે મારવાડી રાજાનો આશ્રિત હોઈ તેમને ખુશ કરવા તેણે કાવ્ય રચ્યુ હતું, વીરરસ કાવ્યને માટે ભાટ ચારણોને મતે જે કરડકણા, મારકણા ને જુસ્સાદાર શબ્દો જોઇએ, તેની ગુજરાતીમાં ઉણપ હોવાથી તે અન્ય ઠેકાણેથી લેવા પડે, અને ચદબિરદાઇ જેવાના વીરરસ કાવ્યનું તે અનુકરણ કરે, તેથી તેની ભાષામાં મારવાડી, હિંદી, ચારણી દાખલ થાય એ સ્વાભાવિક છે એવા ઘણા શબ્દો ને રૂપો પ્રબધમાંથી મળી પણ આવે છે. ગુજરાતી ને મારવાડીના નિકટ સંબંધ વિષે મી. બીમ્સ જણાવે છે કે મારવાડી ધીમે ધીમે ગુજરાતીમા ભળતી જાય છે, એટલે તે કાળે કરીને સ્વતત્ર ભાષા તરીકે અદર્શ થશે.* કાદબરી મૂળે સંસ્કૃતમાં જ કઠણ ગ્રથ છે, તેને સરળ ગુજરાતીમાં લખવાનુ કામ મુશ્કેલ થઈ પડે તેથી, અથવા જૈન સાહિ

* બીમ્સ વ્યાકરણ પૃષ્ઠ ૯૭.

ત્યનું પ્રબળ ( ખાસ કરીને પાટણમાં ) વિશેષ હોવાથી, તેને બ્રાહ્મણ અનુસર્યા હોય, અને તે જ પદ્ધતિ બીએ પકડી હોય. પારસી અથીના જે ઉતારા રા. નરસિંરાવે આપ્યા છે, તેના સંબંધમાં મારૂ નમ્ર અનુમાન એવું થાય છે કે લાટય દેશમાં એ સમયે બ્રાહ્મણી લેખકો ભાગ્યે જ થયેલા, તેથી પારસી મોબેદોને જૈન શૈલી ગ્રહણ કરવી પડી હોય. જેમ ગુજરાતી વિદ્વાનો સંસ્કૃત ને હિંદીમાં કવિતા કરતા, તેમ જૈન શૈલી લાંબી મુદતથી ને ઘણી પ્રસરેલી હોવાથી પોતાના ધર્મગ્રંથોને સંબધે મોબેદો-દસ્તુરોએ કેટલાક બ્રાહ્મણી લેખકોની માફક નકલ કરી હોય, તો તે સંભવિત છે. ( રા. નરસિંહરાવે આપેલા નમુનામાંનો ક પંદરમા શતક અને તેની જ નીચેનો ख અર્વાચીન કહે છે. તેમણે ग નમુનો આપ્યો છે તેની સાલ સં. ૧૪૭૧ ની છે ) મારા અનુમાનને ટેકો નીચેના નમુનાથી§ મળે છે, કેમકે તેમાં તો જે ભાષા સં. ૧૫૭૯ અને તે પછી ગુજરાતીઓ વાપરતા તે જ ભાષા તેમણે કરેલા કેટલાક વિકાર સાથે પારસીઓમાં વપરાતી હતી.

૧.

સંવત્ ૧૫૭૯ નો લેખ અધ્યારૂ ગણા જેસગને ધર્માદા વાડી આપ્યા બદલનો લેખ.

" સંવત ૧૫૭૯ છુતરા વર્ષે મા। બહમન રોજ બહ્મન અદેહ શ્રી નાગમડલા† કણે પાતસાહ શ્રી સુલતાંન મજફરસાહા બ્યજરાજે અચલ મલક શ્રી ઇબ્રામ નસીર બ્યાપારે પચકુલ પ્રજ્યતે લખત શ્રી માંણક ચાગા વશી આસદીન મહિરવાંન વ. શ્રી ધૈયાં રાંણાં વ. શ્રી રાંણાં જામાસ વ. શ્રી આસા બહિરાંમ વ. માણક બહિરાંમ વ. ઉ. ખુસેદ ચાચા વ. બહિરામ સાગર વ. સમસ્ત લોક વ. નૈઆ રાંણા વ. ગા । મહિરવાંન એરૅદ રાંણાં જેસગ જોગ્ય. જત તાવ વ. ભૂમી અનીમ તાવ ૧૦૦ તથા ભૂમી વીઘાં દસ અંકે તાવ સુમ રહે. ગંણાં જેસંગનિ સાવ પીમાવ પાવિ. તાવ વ ભૂમી નમાવા પાહ સાવ પસાલ પાલે. સમસ્ત ગહિદીન મવી પાવિ મહી એ વાત કવ કાવલ નહી દીવાનથી પવાવિ. સમસ્ત એક દીધરી થાઈ પવાવિ "

૨.

સંવત્ ૧૬૨૨ નો લેખ ધર્મની ક્રિયાઓ બરાબર કરવા સંબધીનો.

" સમસ્ત શ્રી અંજમન નુશારીનાં જોગ્ય લખત સમસ્ત અધ્યરૂ તથા સમસ્ત હેરબુદ જત આજ પછી જે કોઈ અધ્યરૂ થાઈ અગીઆરી માંહાં ફ્તરત કોરે બગર લુટિ ચોરી કરિ બિહિદીનમી દરસ્ત આપણુ થી કરી આપણુ સિધિ લેઈ જાઈ તે અંજમનનું ગુનાહા-

§ એ નમુના મે. સારાભાઈ વાહાલાભાઈ મજમુદાર નવસારીના ડિસ્ટ્રિક્ટ જજની મારફતે મી. સોરાબજી દેશાઈ વગેરે તરફથી મળ્યા છે.

† નવસારીનું પ્રાચીન નામ.

ગાર અનિ દીવાંનની ખેઆંનત સમારિ. બીજૂ બાજતુ ધરણાર જેહેનુ વાર હુઈ તે દીશ પુહુરમાં ખુબ કરિ ગિપુર માંહાં શરવ બાજ ધરિ. બાજ ધરતા તખશીર નહી કરિ. તેહેની બાજ ધરણાં શમદ જે લવાજમ શદાછિ તે લીઈ તે વરોઆં કાંઈ અધીક નહી લીઈ બાજ ધરતાં ઇજિશનિ હીદીલાનિ કોએ દારાહી નહી દીઈ. આપણુ થી દાદ દાવર આગલ માગિ. બીજૂ શ્રોશ સપાવ વેહેલા ધધરણાં શરવ માંહાં જે કોએ ચોરી કરિ તે ભી અંજમનનુ ગુનાહગાર દીવાંનની એઆંનત સમારિ. બીજૂં બગર વાંટિ તે બાજ ધરિઆ, પાખિ નહી વાંટિ. બાજ ધરી શરવ વાંટિ લીઈ મહી અમ્બલ ખત વધે પ્રપાલનાય. રોજ આદર માહ અસપદાર મહ સંવત ૧૬૨૨ વર્ખે ૧ કતબિ સમસ્ત હેરસુદ અધ્યારૂ."

## ૩.

સવત ૧૬૨૬ નો અધ્યારૂઓએ તાડી ન પીવા બાબતનો લેખ.

"સમસ્ત અંજમન જોગ્ય લ. સમસ્ત હેરબુદ જત હેરસુદ શારવુ થાઈ તાડી નહી પીઈ તે બરસમ હાથ નહી ધરિ. સારણાંથી બાહિર નીકલિ બરસનૂમ માંહાંથી બાહિર નીકલી સહી. ને કોહિ આતસ બુઈ દીઈ તે તાડી નહી પીઈ. તાડી પીઈ તે બરસનૂમથી બાહિર નીકળિ સહી. રોજ અરદ બિહિસ્ત માહ અસ્પનદારમદ સંવત ૧૬૨૬ વર્ખે. જે કોહિ બાજ ધરિ તે તેતલા દેહાડા આપણુ મી તુમતિ અગીઆરીમાંથી રહિ તેતલા દેહાડા દરબંદ સાથિ નહી અડકિ સહી."

## ૪.

સવત ૧૬૩૫ મા નવસારીના મોબેદોએ દસ્તુર મેહેરજી રાણાને વડા ગણી કરેલો લેખ

"સમસ્ત અંજમન નુસારીનાં જોગ લ સમસ્ત હેરબદ જત શ્રોસ ત. નવસો નવારે જે હેરસુદ આપસની નુબતે નવાડે તે એ. શ્રી મહેરજી રાંણાને હજૂર પુછી નવસો દીએ ત. શ્રોસ ઇજે તે પુછી ઇજે પોતદાર વરાંએ શ્રોસ ત નવસોના દોકડા જે આવે તે પોતદાર આલે તે વરાંએ બીજું કોઈ નહી આલે જે આલે તે અંજમંનનું ગુનાહગાર શ્રોમ ઇજે ત નવસો દીએ તે એ શ્રી મહેરજી વાજાને પુછી દીએ. નહી પુછે તે અંજમનનું ગુનાહગાર. રોજ ગુઆદ માહતીર સંવત ૧૬૩૫ વર્ખે કતબે સમસ્ત હેરસુદ."

## ૫.

સંવત ૧૬૪૬ નો કાગળ ધર્મ ક્રિયા વગેરે કરવા માટેનો.

"લા.* આ.+ કાકા સુદ્ર આસીનં બેહેદીનં દીવનાઈ સમશતે કેનપનાઈ ઓજદાં બાદ

---

* લખીતગં.

\+ આ. અધ્યારૂ.

‡ દીવ બંદર કાઠીઆવાડનુ.

જત એ ચાંદીકા યમદીન ત્રુલીએ અગીઆરી માંહી હમો જન ચાર બેઠા હતા. તે તીઆંહાં એમ કહીઊં જે દીનનાં રામશતે બેહદીન કહું જે એક એરવદ ખરેશનુમ સુધાં આંહાં આવે તે બાજધરનું તેથી ઘેહેશારનું ને'હમોરાં મુઆંની નીમત આફ્રગાંન કરી તેહેની હમો જોવા ધ્રુતે તેહેની તેની તતપુ કર્. તે વાત કીધા પર શ્રી મેહેરજી રાંણાંનું એક રાજીદની તાકીદ કરી દીનનાં કાંમ ચાલતાં કરવા મોકલીઊં છે. ખુબ છે. લાએક છે. ડાહ્યુ છે. સાંસતો છે. જેહેવું આપની દીનમાં જોઈએ તેવું છે. એહેની તતપુ એહનાં દીલ જોઈ કરજો સહી. રોઝ § ગુઆદ માહા આદર, સંવત ૧૬૪૬ વરખે. રામશતે બેહેદીન નખ હમાઉ પદનાં ઇઅજદાં બાદ કોઇશી. ”

૬.

સંવત્ ૧૭૭૬ નુ ખત.

“ સંવત ૧૭૭૬ વરખે રોજ દેપદીન માહા દેહ તેરીખ ૧૧ માહારાવાંઈ શ્રાવણ સુદી ૧૩ વાર શુકરે આદેશ્રી નાગમંડલ કરણે પાહાદશાહ શ્રી સુલતાંન મહમુશાહ વજાગજે અમલ શ્રકાર ન્સુરત ખાસએ હવાલે હાકમ ખાન શ્રી શેખોય એસલામ ખાન કરાએ નોશારી ઝગીર હકીમ શ્રી રોદ દીકમત ખાંન કજાએ કાજીશ્રી શેખ એમદાદીનજી અમીન મીરજા શ્રી મહમદ જમા બેગજી શકદાર મીર શ્રી અબલ કાશમ વેઆપાર્ગે કુલ પ્રત પતો આ I. નવરોજ શોહેરાબ રાંણજી પારશવાત વો. × આદર નાંહાંનાં મેહેરજી તવડીઆ દશતાં ખેરાણે દતાને જત રૂપઇઆ ૬૦૧ અંકે સવાસા પુરા શકે સુરતી મહમુદ શાહી નગદ લીધા એ ગરથ બદલે જમીન મારી કતો ૧ ચદરકાવ વેચાતો આપો.............તેનુ ખત ફારશી કાજી શ્રીની મુર સાથેનું છે તે સમેત એદરકાવ આપી એ જમીનની ચતોરશીમા હારવશીમા શાંરે આમ તથા પછમ શીમા મોલાની મરર તથા દખણ શીમા વો. આદર નાંહાંનજી મેહેર-જીની જમીન. ”

૭.‡

કસ્તુર ફરામજી અસપદીઆરના ગુજરાતી ભાષાંતર ( દોદમો કરતાં વધારે વર્વના ) માંથી.

(અ) “ હમોએ શાંભલેલ છે જે રાજાઓની નશલ બુનીઆદથી નેક નામનોં હીંદા-શતાનના દરમેઆનમાં નેક નામદાર એ જગા ઉપર એક રાજા છે. ”

(બ) “ સંવત ૭૭૨ વર્ષ શ્રાવણ શુદિ ૯ વાર શુકે રાજ માહે ૪ અને ૮૫ ઇયજ દજરદી એવે દને શ્રી ખોરાસાનથી વેરે દીનાન શ્રી સંજાણ મદ્દે મહારાજા શ્રી જાદિ રાણાના વખતમાં આવેઆ. ”

§ રો. રો જ. × વોરા.

‡ પ્રોફેસર હોડીવાળાના ભાષણમાંથી ઉતારો.

## શતકવાર ઉતારા.

### સંવતનો ૧૩ મો શતક.

જૈન શૈલી.

અંબડ કથાનકમાંથી-સાહિત્ય મે ૧૯૧૪ ( પાછળ આવેલા ઉપરાંત ).

स्त्री दीठइ मन मोहीए, किम न वेधीइ विलास ।
वागुरि हरिण झबकीइ, किम न पडइ ते पास ॥
जे पढियां जे पंडिया, जे जग उपर वह ।
ते मदिलांइ फेरीए, जिम फेरवइ घरह ॥
कूआ कुंठ उम पडउ, म पडउ वलीआ वाह ।
म मरु वाला मावडी, तरुणी केरो नाह ॥
उगी उगी बापडी, मुह ढंकी मन रोइ ।
सु जमलां चड़ फिरइतु, फिरंतन मरई कोइ ॥
उत्तर दिशि न उन्हइ, उन्हइ तउ वरसइ ।
सुपुरिस न उंचारिइं, उचाइ तु करइ ॥

### સંવત ૧૪ મો શતક.

સંવત ૧૩૧૫ ના રાસામાંથી રા. ગોકુળદાસ ગાંધીએ આપેલો.

गाम कुकडीए कर्यो चोमासो ।
संवत तेरे पनरा मांयो ॥

સંવત ૧૩૬૧ માં પ્રબંધ ચિંતામણિ પંડિત માન તુંગાચાર્યે રચેલ તેમાંથી રા. ગોકુળદાસે આપેલ ઉતારો.

जइ यह रावणु जाइयउ, दह मुह इक्कु शरीरु ।
जणणि वियम्भी चिन्तवइ, कवणु पियावउ खीरु ॥

એજ અરસામાં રચાએલ ઉપદેશમાળામાંથી.

विजय नरिंद जिणिंद वीर हथिय हिंवयले विणु-
धम्मदास गणि नामिगमि नयरिहिं विहरइ पुणु

नियपुत्तह रणसीहराय पडिबोहण सारिंहि
करइ एस उवण समाल जिणवयण वियारिहिं.

—સંવત્ ૧૫ મા-શતક.—

જૈન શૈલી, મુગ્ધાવબોધ ઔક્તિકમાંથી.

जु करइ लिइ दिइ । पठइ । हुइ ।
इत्यादि । बोलिवइ । उक्ति माहि ।
क्रिया करिवइ जु भूलि गउ हुइ ।
सु कर्त्ता । तिहां प्रथमा ।

वीतराग वाढिदिइ । चैतु कटु करइ । जीव धर्म्मिइ संसार तरइ । चैतु लोक सिउं वात करइ । विवेकिउ मोक्ष तइ कारणि खपइ । वृक्ष तउ पान पडइ । चैत्र तणउ धनु गामि छइ । शिष्य शास्त्र पढी अर्थ पूछइ । करसणी हल खेडुतउ बीज वावइ ।

ષડાવશ્યક બાલાવ×બોધ નામના સંસ્કૃત ગ્રંથમાના ગુજરાતીમાંથી.

ईहा शिष्यु पूछइ । समाधि बोधि दान विषइ देव समर्थ छइ कि नथी । जइ समर्थ नथी तउ प्रार्थना निरर्थक । अथ समर्थ तउ अभव्य दूरभव्य जि छई । तींहिं रहइं समाधि बोधि दियउं । अथ इसउं कहिसिउं । जे योग्य हुयइं तींहिं जि रहइं दियइं अयोग्य रहइं न दियइ । तउ योग्यताइ जि समाधि बोधि करणु छइ इसउं एकांत वादी कहइं।

બ્રાહ્મણી શૈલી.

નરસિંહ મહેતા કૃત સુરત સંગ્રામ જૂની લેખી પ્રતમાંથી ઉતારેલો ને છપાવેલો તેમાંથી

---

× ગુજરાતી ખુલાસા સાથેના આ સંસ્કૃત ગ્રંથમાં સંવત્ ૧૪૫૦ રચ્યાની સાલ આપી છે. છેવટના ભાગમાં જૂદે અક્ષરે જે લખ્યુ છે, તેમાં સંવત્ ૧૪૧૧ ની સાલ આપી અનહિલ પત્તનના પાદશાહ શ્રી પીરોઝશાહનુ નામ આપ્યું છે. પીરોઝશાહ તઘલખ (સં. ૧૩૫૭ થી ૧૩૮૮) એ સાલમાં આવે ખરો, પરંતુ રચ્યા સાલ અગાઉની એ સાલ અસંભવિત લાગે છે, તેથી તે કદાચ ૧૪૫૫ હોય. વળી છેવટના ભાગમાં આ પ્રત સંવત્ ૧૫૦૫ માં કોઇને ઉતારવા આપ્યાનું જણાવ્યુ છે, તેથી એ અસલ પ્રત તે અગાઉની હોવી જ જોઇએ, એટલે તે લગભગ પોણી પાંચસેં વર્ષ ઉપર લખેલી છે. આટલી જૂની પ્રત હું ધારૂં છું કે બીજી કોઈ મળી આવી નહિ હોય, એની ભાષામાં માગધી હિંદી વગેરેનો મેળ જોવામાં આવતો નથી.

१ लुं पद.

धीरनो वीर ए, रण तणो धीर ए, अडग अचळ हरि नाथ मारो;
शूर नहि कोइए, आद्य अविलोकीए, ए समो सुमरनि कोइ धारो. १
सायरे सायर नि अन्योपमा मायर, नहि कोइ मही सम मृहि वखाणे;
तिं नाथ नखरां करे, नारियुं मनहरे, विकल अविलोकिये आज टाणे. २
आम डंडळ मरूं अवळ वर्णन करूं, हुं हवई नव डरूं पक्ष जोडुं;
पंचानन पक्ष विण, जो रहे लक्ष विण, थाय कदी इम नवहाय ओडुं. ३
सत्य हृदये धरूं, अन्नशन आचरूं (पण) नाथजी हारियो ईंज दाखुं;
नरसइयो मा'मनि, को कहो अल्प मति (पण) हरि हारियो हारियो सत्यभाखुं. ४

નરસિંહ મહેતા કૃત ગોવિંદ ગમનમાંમાંથી પદ ૫, રાગ આશાવરી.

मा बाप मरताने भूलववा, स्वल्प सूइ रही बालीरे,
वलुणां खींचवा उठी स्यामा, रात्युं मध जव काळीरे. टेक.
कोइ एक दिवसनु वलुंवे तिने सामु लडवा धातीरे;
को चगवगे वासीडु करवु, (ते) मधराते करवा जातीरे. स्वल्प. १०
कोइ वाणु वाये गाइयुं दोवी (ते) रात्युमां जइ दोतीरे;
तिमां वच्छ साटे गाइयुं छोडी कृष्ण विरहे रोतीरे ॥ स्वल्प,
को सेलो स्य पाग बाधी निज कुचने दोतीरे !!
को भाजन अवला मूकी, सेड सामुं नव जोतीरे. स्वल्प १४
को वासीदामा मुशळु लइ, जइ बाहेर नाखेरे;
मारो मारो अक्रूरने बाइ, क्रूरपणु जे दाखेरे. स्वल्प.
(को) कृष्ण कृष्ण इम केती उठे, तिमिर सोपाने पडतीरे;
को प्रभात गाये मधराते, गमे तिम बबडतीरे. स्वल्प. १८

ગોવિંદ ગમન એ છુટક પદ નથી, પણ લગભગન ૫૦૦ ચરણનું કાવ્ય છે. એ કાવ્ય છપાવતી વખતે મેં નીચે પ્રમાણે લખ્યુ હતું.

મહેતાની પોતાની ભાષા કેવી હશે અથવા એમના વખતમાં કેવી ગુજરાતી હશે તે જાણવાના હેતુથી ઘણા જૂના વખતમા લખાએલાં પદ મેળવવાની મેં ઘણી મેહેનત કરી આખરે ગોવિંદ ગમનની નકલ હાથ લાગી. એ નકલ વડોદરાના પુરાણી હરિરામ ગોવિંદ ગમની સં. ૧૮૮૫ ની સાલમાં ઉતારેલી છે. એ સાલ જોતાં આ નકલ કંઈ જૂની ન

ભીમ કૃત હરિલીલામાંથી—એક પ્રતનું ૧૫૭૪ માં ને બીજી પ્રત ૧૬૮૫ (શુ. વ. સોસાઇટીવાળી) માંથી. એક બીજી પ્રતમાં કેટલો તફાવત પડયો છે તે જણાઈ આવવા માટે બંનેની એક નીચે એક કડીઓ આપી છે.

मत १ पडिन बोप द्विज देव एक । कीधुं हरि लीला विवेक ।
मत २ पंडित बोए धीज एक । हरी लीला कीधुं विवेक ।
प्र. १ तीणि आधारि मि करी कथा । सरोवर जमलु कूउ यथा ।
प्र. २ तणि आधारि करि मि कथा । सरोवर जमलो कुओ यथा ।
प्र. १ जन संभालु वात अह्मतीं । पोडि म देशु भुला भणीं ।
प्र. २ जन सांभलो वात अति घणी । + ड म देसु भूला भणी ।
प्र. १ बुधि मानइ बोल्या आख्यान । कथा प्रीति पाम्यु भगवान ।
प्र २ बुद्धि मनि बोल्या आख्यान । कथा प्रीति पांम्यो भगवान ।
प्र. १ सम्यक सोल कला तणा । स्त्र पद अछइ जेह ।
प्र. २ सम्पक शोल कला तणा । आख्यान आछि जेह ।
प्र. १ पाय प्रणमी गोव्यंदना । बोलिसि सख्या तेह ।
प्र. २ पायि प्रणमि गोव्यंद तणा । बोलिशि संख्या तेह ।
प्र. १ प्रथमइ त्रिणि शत अठावीस ।
प्र. २ प्रथमि प्रण्यर्ति अनि अठा त्रीश ।
प्र. १ बीजी जइ च्याल नर आठ । चुथइ बार बीस बेहु धाटि ।
प्र. २ त्रीजी त्रंण्य च्याल नि आठि । चुथि बार विश विहु णाटि ।
प्र. १ सोल कला कथा ए सार । तेह तणु कीधु विचार ।
प्र. २ सोल कल ए कथा एँ सार । तेह तणु कीधु विचा (वा) रि ।

બંને પ્રતો જોતાં કેટલીક વિચિત્રતા માલમ પડે છે. રા. નરસિંહરાવ **गुर्जराणां मुख ग्रहम्** એ પ્રાચીન નથી એમ કહે છે ને તે માટે અમુક ઉદાહરણ આપે છે, જે ઉદાહરણનો સમય તેમણે નક્કી કર્યો નથી, ત્યારે હરિલીલામાં **भेम, वेनती, मागेस, थोलेरा, करेस, घद्दकुंद, थैद्द** શબ્દો છે, તેથી તે વખતથી એ વાક્ય કાં ન પ્રગટ થયું હોય? આ પ્રતોમાં કેવળ છે છેં છૂં પણ વપરાયા છે, જેમ તેવીમ અધ્યા તેં છે કથા, તે અધ્યા છેં તેહાં સાર, એ અધ્યા છે અદ્દભુત, અંતિ આવ્યા છૂં અત્ર. વળી એમાં કેટલાંક તો હાલ ચાલતાં રૂપ પણ વપરાયા છે, જેમ ગાઇશ, જાણ્યુ, માંડયું. થૈઇકુઙ ને થૈઇ વિષે ધીઇની દેહ્રા કરનાર રા. નરસિંહરાવ શુ કહેશે? સુપઇ, સુપાઈ, ચોપાઇ એ રીતે ત્રણ રૂપ આમાં દેખા

§ હરિલાલ ત્રીભોવનદાસ પારેખ તરફથી મળેલી

દે છે ને-ઉભયાન્વયીને ઠેકાણે નિ, નિ એની જોડણી છે પૂછ્યંતે ઠેકાણે પુછ્યે (એ છૂટો-પૂર્વના વ્યંજન પર ન ચઢાવતા) લખ્યો છે.

**બ્રાહ્મણી શૈલી.**

ભાલણ કૃત દશમસ્કંધમાંથી §

રાગ ગોડી

कहे शुक साभंलि राय तुजने हु कहू ।
कथा तणो प्रसग । जे बुद्धि मने लहू ॥ १ ॥
ए वीसमे अध्याये कथा छे ता जेहे ॥
रुषि पत्नीना अन्न लीधा कहू तेह ॥ २ ॥
श्री कृष्ण देवता धेनु चारवाने गया ।
एवे समे मध्यान वन माहे थया ॥ ३ ॥
श्रीदामादिक सर्वे कहे ते सुणो तह्मो ।
गोवालीया कहे काहान भूख्या छूरे अह्मो ॥ ४ ॥
क्षुधा पीडे छे नाथ कहीये छे सही
वलना कहे श्री कृष्ण गोप प्रत्ये त्यही ॥ ५ ॥
अहीथी समीपे याग करेछे जेह कहावु ॥
अह्मो वचन । जैने कहेयो तेहें ॥ ६ ॥
राम कृष्ण ब्ये भ्रात गौने चारे सही ।
अन्न मागव्या आप मोकल्या छू अही ॥ ७ ॥

ભાલણે બીજા ગ્રંથ રચ્યા છે સપ્ત શતી વિગેરે તથા તેના દીકરા ને બન્નિજને રચેલી કવિતા વિષે પૂર્ણ ઉલ્લેખ કરવામાં આવ્યા છે સપ્તશતીની એક પ્રત સંવત ૧૭૩૬ (સવા બસે વર્ષ ઉપર)ની છે તેમાંથી ઉતારો

कामदेवे कर्यो अनि आक्ळो, दूत मोकल्यो एक
सुमीवने कह्यु प्रीतशु, तेडी आवो करी विवेक.
हिमाचल ते चाली आव्यो, देवी केरे पास,
मधुरे वचने करी बोल्यो, वाणी एह प्रकाश

---

§ સુશિક્ષિત વડનગરા નાગરે દીવ્ય અક્ષરે સંવ ૧૭૭૦ (બસેં વર્ષ પર) ઉતારેલી પ્રત મારી પાસે છે, તેમાંથી

ગણાય, પરંતુ તેના લેખકે એક ઘણું જૂનું પુસ્તક કાઠિયાવાડમાંથી મેળવ્યું હતું, ને બનતા સુધી તેણે અસલ પ્રમાણે જ ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો. એમ છતાં પણ તેનાથી બરાબર નકલ થઈ શકી નહીં; કેમકે કેટલેક ઠેકાણે તો કાઠિયાવાડી પ્રાચીન વખતનું એવું લખાણ હતું કે તે સમજાય જ નહીં. એવે ઠેકાણે લેખકે ફેરફાર કર્યો છે. મને મળેલી નકલ પ્રમાણે જ આ પુસ્તકમાં ગોવિંદ ગમન છપાવ્યું છે, એવી ભાષાથી સાધારણ વાંચનારને કંટાળો આવશે; **પરંતુ વિદ્વાનોને અને તેમાં વિશેષે કરીને ભાષાશાસ્ત્રીઓને તે બહુ ઉપયોગી થઈ પડશે. મારા મિત્ર રા. સા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે એ પ્રમાણે અસલ ભાષા જ કાયમ રાખવાની મને સૂચના પણ કરી હતી.** (સન ૧૮૮૫ માં). મહેતાએ સહસ્ત્ર પદી રાસ રચ્યો છે, તેની જૂની પ્રત હાથ લાગે તો ઠીક પડે.

મીરાંબાઈની કવિતામાંથી કંઈ ઉદાહરણ આપવામાં આવતાં નથી, કેમકે તેમનો રચેલો કોઈ ગ્રંથ કે જૂની પ્રત મળી આવી નથી.



સંવત્ ૧૬ મા શતક.

જૈન શૈલી. શ્રીપાળ રાસામાંથી.

घर घरणीनें घाट घडाव्या, पहेरवा आछा वावा
दश अंगुली दश वेढ ज पहेर्या, निर्वाणे जातुं छे नागारे—
वांको अक्षर माथे मींडुं, नीलवट आघो चंदो,
मुनि लावण्य समय इम वोले, जिम चिर काले वंदो रे ×

વિમલ પ્રબંધમાંથી.§

झूझाला झूझइ वीर वडा, रणि रोसि भर्या मय मीम मडा।
धरवै धुरि धूंसटि धाइ धस्या, विरी दल वादलि वाय यशा ॥४४॥
अणिआला काला कुंत यंशा, मड वाजि माजि भीम तिशा।
ते वाला काला वांनि वली, पंपाला पूंपइ पूंप मिली ॥ ४५ ॥
मड लंबि तीर तूणीर भर्या, पेढां चुंहुंकी चालणी करियां।
नव षंड अपंड ति पंड करइ, मड पेले पांडे पंनि धरइ॥ ४६ ॥

---

× રા. ગોકળદાસે આપ્યાં પ્રમાણે.

§ વિમલ પ્રબંધ પૃ૯ ૨૫૩. રા. મણિલાલ વ્યાસે પ્રસિદ્ધ કર્યો તેમાંથી. પૂર્વ કવિયો ઘણા ત્રાસ વાપરતા નહિ, એમ રા. નરસિંહરાવે એક સ્થળે લખ્યું હતું, તે આથી ખોટું પડે છે.

# આ યુદ્ધ શા માટે ? *

## આજીવિકા-સ્વાતન્ત્ર્ય-અને સ્વદેશ માટે.

કેમ—કોને માટે—શા માટે આપણે યુદ્ધમાં ઊતર્યા છીએ ? એક મહાન પ્રજા તરીકે આપણું અસ્તિત્વ જાળવી રાખવા આપણે લઢીએ છીએ; તે પછી, આપણા મિત્રભૂત રાજ્યો પ્રત્યે આપણું આવશ્યક કર્તવ્ય કરવા માટે લઢીએ છીએ; છેવટે, યુરોપને એક જુલમગારના હાથમાં પડતું બચાવવા માટે લઢીએ છીએ.

અત્યારે સ્થિતિ આ આવી છે કે એક મહાન અને સમૃદ્ધ પ્રજા તરીકે આપણું અસ્તિત્વ જોખમમાં આવી પડ્યુ છે. યુદ્ધમાં ઊતરવાનો આપણો તાત્કાલિક પ્રસંગ તો આટલો જ હતો કે એક મિત્ર પ્રજા ( બેલ્જીયમ ) જેની સાથે આપણે જૂના કોલકરારથી બંધાએલા હતા—એને મદદ કરવાની આપણી ફરજ ઉત્પન્ન થઈ હતી. આપણા કાંઠાની સામે, જે ન્હાની પ્રજા વસે છે ( બેલ્જીયમ ) તેને એક ક્રૂર રાક્ષસ છૂંદી અને ગળી જાય એમ થતું અટકાવવું જોઇએ. પણ આપણી પ્રજાનુ એકે એક માણસ મરતાં સુધી લઢવાનું છેવટનું કારણ તો એ છે કે જર્મન દુશ્મનનાં લશ્કર આખરે આપણી મિત્રભૂત સંહિત ( Allies) પ્રજા( બ્રિટિશ, ફ્રેંચ, રશિયન )ને કચરી નાંખે તો બ્રિટન એક સ્વતન્ત્ર

* આગલા અંકોમાં લૉર્ડ રૉબર્ટસનું ભાષણ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું તેવું જ બ્રિટિશ પ્રજાને શસ્ત્ર ધરી રણમાં જવા પ્રેરનાર આ એક બીજું ઉદ્‌બોધક ભાષણ છે. લૉર્ડ રૉબર્ટસ એક શાન્ત અને દીર્ઘદર્શી પુરૂષ હતા પણ એ એક સેનાધિપતિ હોઈ એમનો યુદ્ધ માટે પક્ષપાત હોય એમ કોઇકને લાગે. પરંતુ આ ભાષણના કર્તા ફ્રેડરિક હૅરિસન, આ જગત્ એ જ મનુષ્યના જ્ઞાન અને કર્તવ્યનું ક્ષેત્ર છે, મનુષ્યજાતિ એ જ પરમેશ્વર છે, અને મનુષ્યજાતિનુ કલ્યાણ એ જ પરમ ધર્મ છે એવો સિદ્ધાન્ત પ્રકટ કરનાર ફ્રેંચ ફિલસૂફ કૉમ્તના એક મહાન અને પ્રસિદ્ધ અનુયાયી છે, અને એમના ઉદ્‌ગાર સામે—આ એક લડાઇખોર લઢવૈયાના ઉદ્‌ગાર છે એમ કોઇથી કહી શકાય એમ નથી. આ ભાષણ યુદ્ધના આરંભકાળમાં અપાએલું હતું, અને તે વખતે ઇંગ્લંડ માથે જે ભય હતો તે અત્યારે નથી—તો પણ ઇંગ્લંડ ઉપર બદકે આખા જગતના સુધારા ઉપર અત્યારે આ એક વિષમ સંકટ આવી પડેલું છે એ એમણે બહુ સારી રીતે બતાવી આપ્યું છે. અને તેથી બ્રિટિશ સામ્રાજ્યના અંગ તરીકે, બલ્કે મનુષ્યજાતિનું કલ્યાણ ઇચ્છનાર એક મનુષ્ય તરીકે, આપણે નો ભોગ આપવાની ફરજ છે એનું આપણને સારૂં ભાન થાય છે. આ યુદ્ધમાં આપણા પક્ષનો વિજય થવો નક્કી છે, અને એ વિજય થએથી જુદાં જુદાં રાજ્યોની કેવી વ્યવસ્થા થવી જોઇએ એ છેલ્લા પૅરેગ્રાફમાં બતાવ્યું છે. એ આ ભાષણનો એક ખાસ વાંચવા લાયક અને લક્ષમાં રાખવા લાયક ભાગ છે.

આ ભાષણ વસન્ત પત્ર માટે ગૂજરાતીમાં ઊતારી આપનાર એક સુજ્ઞ લેખક છે, અને એમણે લીધેલા શ્રમ માટે એમનો અત્રે આભાર માનવામાં આવે છે.

સ્વાભિમાની અને અભ્યુદયશાલી પ્રજા તરીકે અસ્ત પામશેઃ અગણિત દુઃખો વેઠીને-પાયમાલી, ભૂખમરો અને ગુલામગીરીમાં એ ડૂબશે.

જીતાવું તે શું એ નવ સૈકાથી અંગ્રેજ લોકોએ જાણ્યું નથી. દુશ્મન આપણી ભૂમિને ચગદે, આપણાં ખુલ્લાં શહેરો ઉપર તોપનો હલ્લો ચલાવે, આપણાં ઘર સળગાવી મૂકે, આપણા શાન્ત શહેરીઓને બન્દૂકથી ઉડાવે, અને આપણા ઉપર નાણાં માણસ અને વહાણો પૂરાં પાડવાની ખંડણી લાદે—એ સ્થિતિ આપણે માની શકતા નથી. એ સ્થિતિ હજી આપણી પાસે આવી નથી. હલ્લો કરવાનો દુશ્મન આપણને ડર દેખાડે છે પણ તે આપણે હસી કાઢીએ છીએ. પણ આ યુદ્ધમાં આપણું સંહિત મિત્રમંડળ હારે—તો આપણી કલ્પનામાં પણ ન આવી શકે એવી જમાના—ને—જમાના આપણી પાયમાલી સમજવી. હજી કેટલાક એમ કહેનારા છે કે—"આપણે આ લડાઈ છેવટે ઠીકઠીક ખેંચી કાઢીશું. કોઇ **જર્મન આપણી ખાડી ઓળંગી શકે એમ નથી !"** હું આપણા કાંઠા ઉપર હલ્લો ન થાય તોપણ પાયમાલી કેવી રીતે આવે એ હું બતાવીશ. અને એ હું કહું છું તેનું કારણ કે ટ્રફાલગરના યુદ્ધની પહેલાંના વર્ષોથી તે આજ દિન સુધી બ્રિટન સમક્ષ આવી ભારે આફત આવી પડી નથી.

સો વર્ષ ઉપર આપણે જેમ દરિઆપાર—સ્પેઇનમાં બેલ્જીયમમાં પારકાને તેમ જ પોતાને માટે લડતા હતા તેમ અત્યારે પણ, જેટલું ફ્રાન્સ અને બેલ્જિયમ ખાતર આપણે લડવાનું છે તેટલું જ આપણે પોતાને માટે પણ લડવાનું છે. અત્યારે બ્રિટનની સ્વતન્ત્રતા અને આબાદાની ફ્રાન્સ સાથે જોડાએલી છે. આપણી આંખ તળે, ફ્રાન્સને ચગદાવા દઇશું તો જર્મનિ, જેણે ફ્રાન્સને યુરોપ ઉપરથી ભૂસી નાંખવાની પ્રતિજ્ઞા લીધી છે, એ ફ્રાન્સ પાસેથી સંસ્થાનો, એનાં વહાણો, ડોવર-કૅલેની ખાડીનાં બંદરો, કાંઠા ઉપરની સીનના મુખથી તે રહાઇનના મુખ સુધીની સઘળી જમીન, એની પાસેથી ઝૂંટવી લેશે. અને એ થયું એટલે બેલ્જીયમ, હૉલંડ અને લક્સમ્બર્ગને જર્મની ખાલસા નહિ કરે તો પણ પરરાજ્ય ઉપર હલ્લો કરવા માટે જર્મની પોતાને તાબે જ રાખશે.

જ્યારે જર્મન સામ્રાજ્ય, જેની વસ્તી થોડા વખતમાં આપણી વસ્તીના કરતાં બમણી થવાની છે, તે હાવરથી હૅમબર્ગ સુધીનો આખો ઉત્તર યૂરોપનો સમુદ્રકાંઠો (જે ડોવર અને ઍબર્ડીન વચ્ચેનો આપણો સમુદ્રનો કાંઠો નૌકાસૈન્યને માટે જેટલો લાયકાત ધરાવનારો છે તે કરતાં વધારે લાયકાત યા અનુકૂળતા વાળો છે) તે આખો કાંઠો કબજે કરી બેસશે, જ્યારે તેમનાં એરોપ્લેન અને ઝેપેલિનનાં મથક બ્રિટિશ ચૅનલની સામી પાર આવેલાં દશ બાર સ્થળોએ સ્થપાશે, અને મોટી મોટી ભરતીનાં મોજાં ફેંકતી નદીઓનાં મુખનાં પાણી આપણા દેશના કિનારા સામે અફળાશે, જ્યારે એમનાં કિલ્લેબંદી ગોદી અને નૌકાસ્થળોના આશ્રય તળે એ જબરી પ્રજા આપણા કરતાં વધારે મોટું નૌકાસૈન્ય અને ૩૦-૪૦ લાખ માણસનું સ્થળસૈન્ય જમાવી શકશે-ત્યારે બ્રિટિશ વાવટો સમુદ્રની ઉપર શાન્તિથી અને નિરાંતે ઊડયા કરશે ખરો ?

અરે, તેવું બને ત્યારે પણ આપણે આપણા દેશ પર હુમલો લેઈ આવનાર રિપુનાં દળને ખાળી શકીશું ખરા. પણ આપણા સમુદ્રપારના સામ્રાજ્ય વિષે,—આપણા વ્યાપારી લાભો, આપણો સમસ્તભૂમંડળવ્યાપી વ્યાપાર અને રોજગારધંધો, એક અને દૂર દેશોમાંથી આપણા દેશમાં આવતું અનાજ—તેનું શું કહેવું ? બાલ્ટિક સમુદ્રથી એડ્રિયાટિક સમુદ્રસુધીના આખા યૂરોપ ઉપર રાજ્ય કરનારા બળવાન રિપુની સામે આપણા જીવની ખાતર આપણા દેશ આગળ આપણે લડતા હોઇશું. હૉલંડે સમુદ્રપરની સત્તા ખોઈ ત્યાર પછી તે દેશની જેવી દશા થઈ તેવી સ્થિતિ આપણી થશે. પણ ગ્રેટબ્રિટન જેવું આજે આપણે જોઇએ છીએ તે ભવિષ્યના ઇતિહાસમાં માત્ર એક સ્મરણાવશેષ કમકમાટી ભર્યો વૃત્તાંત જ રહેશે.

એક ક્રૂર રિપુને હાથે જર્મનિનો પોતાનો, રશિયાનો, અને ફ્રાન્સનો પણ પરાજય થાય તેથી તેમની જેટલી ક્ષતિ થાય તે કરતાં આપણો પરાજય થાય તો આપણી ક્ષતિ વિશેષ થાય એમ માનવાનું શું કારણ તે હું હવે સમજાવીશ.

જો જર્મનિનો પરાજય થશે અને તેની બહુપીડિત પ્રજાને ગમે તેટલાં સંકટ સહને કરવાં પડશે તોપણ તેએ એક મહાન દેશ તો રહેવાનો જ. તે દેશ પિતૃભૂમિ (મૂળ જર્મનિનો પ્રદેશ) જાળવી શકશે. અને જેના (નેપોલિયન સાથેનું યુદ્ધસ્થળ)નો પરાજય પામ્યા પછી પોતાની મૂળ સ્થિતિ–પુનઃસંપાદન કરવાનું મનોબળ ધરાવી શકી એવી એ અતિ ઉદ્યોગી, બળવાન અને સશક્ત જાત રહેવાની. તે દેશને પોતાને જરૂર જેટલો ખોરાક દેશમાં જ નીપજે છે. એક બળવાન પ્રજાને જોઇતી સઘળી સાધનસંપત્તિ તે દેશમાં જ નીપજે છે. રશિઆનું પણ એમ જ છે. અને કેટલેક અંશે ફ્રાન્સનું પણ તેમજ છે. જર્મનિ અગર રશિઆ અગર ફ્રાન્સને મહાન પ્રજામાંથી નિર્બળ પ્રજા બનાવવી એ અશક્ય વાત છે.

પણ બ્રિટનનો, ખુદ દેશપર હુમલો આણ્યા વિના પણ કોઈ જબરો પ્રતિસ્પર્ધી, પરાજય કરે તો બ્રિટનનું મહત્ત્વ જતું રહે. આપણો ખોરાક, આપણા હુન્નર ઉદ્યોગો, આપણો વ્યાપાર રોજગાર, આપણો વર, આપણું સમસ્ત પ્રજાબળ–પ્રજાકીય અસ્તિત્વ—આ બધું સમુદ્રપારના દેશોપર જ અવલંબી રહેલું છે. એ બધી હકીકત આ ટાપુઓની સંકુચિત હદની અંદર ટકી શકવાની નથી કે વધવા પામશે નહિ. આપણાં થોડાં ઘણાં એકરોની જમીન ઉપર આપણી વધતી જતી પ્રજાનો જીવનનિર્વાહ થઇ શકવાનો નથી; અને સમુદ્રપારના દેશોમાં આપણો માલ આપણે ખપાવીશું નહિ તો બહારથી અનાજ આપણે મેળવી શકવાના નથી. આપણો રિપુ યુરોપની અંદર વિજયી અને રાજ્યસત્તાધીશ થશે તો આપણી સમુદ્ર ઉપરની સત્તા આપણા હાથમાંથી તેમના હાથમાં જતી રહેશે, કારણકે તે વખતે આપણા દેશના કિનારાનું સંરક્ષણ કરવા માટે આપણું આખું નૌકાસૈન્ય આપણા દેશ આગળ જ વાળી રાખવું પડશે. આપણા દેશમાં આવતું અનાજ ભારે કરના બોજાથી અટકી પડશે કે ઓછું થઇ જશે. આપણે માલ તૈયાર કરીએ છીએ તે પરરાજ્યમાં તૈયાર થશે. આર્થિક વહીવટ સંબંધી આપણું અગ્રસ્થાન બર્લિન કે ન્યૂયોર્કમાં જતું રહેશે. આપણો વ્યાપાર આપણા દેશ પાસેના સમુદ્ર પર જ ચલાવવો પડશે. યુદ્ધનો દંડ ભરવામાં જ આપણા ઉદ્યોગવડે ઉપાર્જીત કીધેલો પૈસો વપરાઈ જશે.—એ દંડ આપણા પ્રજાઋણ–National Debt—થી ત્રણ ગણો હશે

એમ જાણો જેમ વેનિસ અને હૉલન્ડના હાથમાંથી સમુદ્રસત્તા વિચ્છિન્ન થઈ ગઈ પછી એ પ્રજા જેમ નિર્વીર્ય બની ગઈ તેવું ગ્રેટબ્રિટનનું થશે

જેઓ પર રાજ્ય સાથે ખટપટમાં ઊતરવા સામે હાતીયા કરે છે અને લશ્કરી બળ વધારવા સામે વાંધો ઉઠાવે છે તેમને આપણે કહીશું કે જ્યારે આપણે દેશનો નિકાસ અર્ધો અર્ધ ઘટી જશે ત્યારે તે પર નિર્વાહ ચલાવતી આપણી પ્રજાનું શું કરવું?—જ્યારે આપણા એક કરોડ કારીગરો ધંધા વિનાના થશે અને પા શિલિંગના રોટલાનું મૂલ્ય એક શિલિંગ થશે ત્યારે આપણાં ગીચ વસ્તીવાળાં શહેરોની વસ્તીને પુરતો ખોરાક શી રીતે આપી શકીશું? જ્યારે આપણી બેન્કો તૂટશે, અને આપણી રાજ્યતીજોરી—Exchequer—ને ૨,૦૦,૦૦,૦૦,૦૦૦ (બે અબજ) પૌંડનો યુદ્ધદંડ આપવા માટે લીધેલા નાણાંનું વ્યાજ ભરવું પડશે ત્યારે આપણા હુન્નર ઉદ્યોગોનો નિભાવ શી રીતે થઇ શકશે? જો મહાન્ જર્મન એકત્રિત બળ પોતે ધારે છે તે પ્રમાણે—પોતાની ઇચ્છાનુસાર—ઉત્તર સમુદ્રથી માંડીને છેક ભૂમધ્ય સમુદ્ર સુધીના આખા મધ્ય યૂરોપ ઉપર પોતાની રાજ્યસત્તા સ્થાપિત કરશે તો આપણા નાનકડા ટાપુની નિઃસંશય આવી જ દશા થવાની *

પરંતુ નેપોલીયનના સમય પછી આજસુધી ઘણાં વર્ષ થયાં તે દિવસથી થોડા ઘણા વાંધાવચકાઓ પડયા હતા, આપણા પાડોશી રાજ્ય—ફ્રાન્સ—સાથે આપણે સુલેહનો સંબંધ ધરાવતા આવ્યા છીએ, અને એ શૂરા પાડોશીના બુદ્ધિબળ, ઉત્સાહબળ, અને પ્રજાસત્તાક જીવન ઉપરથી ઘણા લાભ મેળવ્યા છે ઉહ્લાન (જર્મન ઘોડેસ્વાર)ના અશ્વની ખરી તળે ફ્રાન્સ ચગદાઈ ગયું તો તેના ભાગ્યમાં નિર્મિત થયેલા ભાવિ સંકટના આપણે સહભોગી થવું પડશે, એટલું જ નહિ પણ યૂરોપનું વિજ્ઞાન, હુન્નરકળા, સાહિત્ય, ઉચ્ચાદર્શો—ટૂંકમાં યૂરોપના વૃદ્ધિ પામતા જીવન—પરત્વે જેટલી બધી તીવ્ર ચાહના આપણે ધરાવીએ છીએ તે સઘળી ઓછી થઇ જશે અને તેને બદલે આપણે 'લશ્કરી જરૂરીયાત'નો શેતાની મંત્ર,—'બગીચાના બે ભાગ' એનો મન્ત્ર—ગ્રહણ કરીશું પ્રશિયાના કવાયતી સિપાહીની જુલ્મી ગુલામી લશ્કરી વ્યવસ્થા તળે ફ્રાન્સ અને બ્રિટનના સામાજિક ભ્રાતૃભાવથી બધાએલા મજૂર વર્ગને શું આપણે કચરાઈ જવા દેઈશું? પ્રજાસત્તાક બળનું સ્વાતંત્ર્ય "રુધિર અને લોહ" નીચે શું ડુબાવા દેઈશું? ભૂતકાળ સામેના ભવિષ્યકાળના આ મહાભારત યુદ્ધમાં, અને ચાળીસ વર્ષો થયાં હું આપણા દેશી ભાઇઓને લડાઇ માટે સજ્જ થવાનું મોટે અવાજે કહ્યા કરતો હતો યૂરોપના મહાન યુદ્ધમાં આપણા સમુદ્રસૈન્યનો અને સ્થળસૈન્યનો પરાજય થાય તેના જેવો જગતના ઇતિહાસમાં ત્રાસદાયક બનાવ તેમને બીજો કયો લાગશે વારુ? આપણા ઉદ્યોગી વર્ગમાં લગીર—

* ઇંગ્લંડ ઉપર આવી પડેલા આ વિષમ પ્રસંગની ગંભીરતાનું ભાન કરાવવા માટે ભાષણકર્તાએ આ ચિત્ર આપ્યું છે અત્યારે ઇંગ્લંડ અને સમસ્ત બ્રિટિશ સામ્રાજ્ય એ ગંભીરતાના પૂર્ણ ભાનપૂર્વક પોતાનું રક્ષણ કરવા તત્પર થઇ ગયું છે, અને એ તત્પરતાને પરિણામે એણે દુશ્મનને ખાળ્યા છે, પાછા વાળવા માંડ્યા છે એમાં એ વિજયી થશે, અને આ પૅમ્ફલેટમાં દર્શાવેલો ભય ગયો છે

ગમે તો તે તવંગર પૈસા ધીરનારો હો કે ગરીબ મજુર હો–પ્રત્યેક બરાબર સમજવાનું છે કે આ લડાઈ આપણે સમુદ્ર પારના દૂર દેશોમાં લઢેલી બીજી અનેક લડાઇઓ જેવી—૬૦ વર્ષ ઉપર લઢેલી ક્રિમિયાની લડાઇ જેવી પણ નથી. આ તો આપણા ઘરનાં બારણાં પાસે સળગેલી, આપણી નજર આગળની, આપણા છેક મર્મભાગોમાં લઢાતી લડાઈ છે. મહેનતુ વર્ગને તો મનુષ્યને જેટલું વિષમ સંકટ પડી શકે તેટલું વિષમ સંકટ ઉપજાવનારી છે. આપણા માનની ખાતર—આપણા દેશની ખાતર–અને સુધારાના, સ્વાતન્ત્ર્યના, અને સુલેહના ભવિષ્યની ખાતર—આપણે આજે આ લઢાઈ લઢીએ છીએ.

આ શબ્દો કોઇ પણ ખરો—ગંભીર—રાજ્યદ્વારી પુરુષ, તુચ્છકારી કાઢશે નહિ. હવે જે પ્રધાનો આપણા આખા અર્વાચીન ઇતિહાસમાં, સમસ્ત જનસમાજના ઉદ્દેશો અને જરૂરીઆતો સંતોષવાની બહુ જ તીવ્ર ઇચ્છા ધરાવતા આવ્યા છે તેઓએ પણ તેવા જ શબ્દો ઉચ્ચાર્યા છે. મેં તો મારૂં પચાસ વર્ષનું આખું સાર્વજનિક જીવન લોકોપયોગી કાર્યમાં ગુજાર્યું છે. ગાળો ખાઇને પણ, આ બધાં વર્ષોમાં હું યુદ્ધવાદ સામે બ્રિટિશ સામ્રાજ્યના અન્ય દેશમાં પગપેસારા સામે, અને પ્રજાઓના અરસ્પરસના સાહસિક આક્રમણો સામે હું લઢ્યો છું. વિજય કરતાં સુલેહની તરફેણમાં, તેમ જ મુલકોના વધારા વિરુદ્ધ સામાજીક પ્રગતિની તરફેણમાં જે જૂના રક્ષકો ( Old Guards ) ઊભા રહ્યા હતા તેમના અગ્રણીઓમાંનો હું પણ એક છું. પણ ઘણા દીર્ઘકાળથી ઝઝૂમી રહેલો આવો વિષમ પ્રસંગ હવે ઊભો થયો છે તેથી હું મજુરવર્ગને, યુવકોને, સશક્તજનોને, સઘળી રીતની શુદ્ધ અંતઃકરણપ્રવૃત્તિ ધરાવનારા પુરુષોને—સર્વને, આપણા દેશને ન કલ્પી શકાય,—ન ઉચ્ચારી શકાય તેવા દુઃખદ [illegible]માંથી બચાવવાની ઇચ્છા ધરાવતા હોય તેમને સર્વને શસ્ત્ર ધરવા, શ્રમ વેઠવા, દુઃખ સહેવા, અને રણમાં જવા હું વિનંતિ કરું છું.

જગતના ઇતિહાસમાં પૂર્વે નહિ બનેલો એવો આ ઘણો જ ભયંકર સંહાર ચાલે છે એ યાદ રાખજો. બે પ્રતિસ્પર્ધી રાજાઓ વચ્ચેની આ લડાઇ નથી, તેમ જ પાડોશના રાજ્ય કનેથી એકાદ બે પ્રાન્તો કે મુલકો છીનવી લેવાની સ્પૃહા ધરાવનારા પ્રધાનો વચ્ચેની આ લડાઇ નથી. અમુક અઠવાડીયાં સુધી મહિના સુધી ચાલી આખરે વાજબી સમેટ અને બાંધછોડ થઇને મિત્રભાવની રીતિએ પતી જાય એવી આ લડાઈ નથી. યૂરોપ ઉપર—અર્વાચીન સુધારાની ઉપર રાક્ષસી બળનો અમલ જામશે કે સ્વતંત્ર પ્રજાની સ્વતન્ત્ર સંસ્કારી ઇચ્છા ફાવશે?—એ પ્રશ્નનો નિર્ણય કરનારી આ લઢાઈ છે. ત્રણ નાનકડી પ્રજાઓને તાબે થવાની, અગર પરાજય પામ્યાથી વેઠવી પડતી છેવટની મુશ્કેલીઓને વેઠી લેવાની, અપમાનકારક ધમકીઓથી આ લડાઇનો આરંભ થયો છે. નીતિની, સુલેહના કોલકરારોની અને 'પ્રજાઓના નૈતિક નિયમોની' અવગણના કરીને જર્મન પાર્લામેન્ટમાં એ ધમકીનું વાજબીપણું સાબીત કરવામાં આવ્યું હતું. પુરાતન સમયમાં યુરોપમાં ન દેખાડેલી એવી ક્રૂર જંગલીપણું આ લડાઇમાં દર્શાવવામાં આવ્યું છે—દરેક જાતનું જૂઠાણું, છળકપટ, દગલબાજી, અને જુલમ અને ત્રાસ આ લડાઇમાં દેખાડવામાં આવ્યાં છે. અને એને લડાઇનાં યોગ્ય સાધનો લેખવામાં આવ્યાં છે. લડાઇમાં ક્યી ક્યી બાબતો [illegible] છે તેનો નિર્ણય કરનારા તેમના

કાયદાકાનૂનો લૂંટારાઓ અને ચાંચીયા લોકોના પરાપૂર્વના સત્રોનું ભાન કરાવે છે. આ લડાઈ મનુષ્યજાતિના મનની અંદર "બળ એ જ હક" એવું નવું જ્ઞાનસૂત્ર દાખલ કરે છે.

હજી પણ જે ઉમદા છે એવા ઉમદા જર્મનો આવી રીતે ભ્રષ્ટ—મતિભ્રષ્ટ અને વિપ-ગ્રસ્ત—નહિ થઈ જાય એવું ધારશો નહિ. એટલી તો વાત બરાબર સત્ય છે કે તેમનો રાજા, અને તેમના લશ્કરી અને નાગરિક અમલદારોનું મંડળ—એ બધા તરફથી એ સૂત્ર વફાદારીનું અને સ્વદેશપ્રીતિની ફરજ જેવું ગણવાનું છે એમ એ પ્રજાને વારવાર કહેવામાં અને સમજાવવામાં આવ્યુ છે. અને છેલ્લાં ઘણાં વર્ષો થયાં અને ભાષણોદ્વારા, પુસ્તકોદ્વારા, અને વર્તમાનપત્રોદ્વારા તેનો ઉંચે સાદે ઘોષ કરવામાં આવ્યો છે. જ્યારે કૈસરે જ પોતાના સૈનિકોને હુણની માફક લડવાનું કહ્યું (ચીન સામે થોડાંક વર્ષ ઉપર લડવાનો પ્રસંગ ઉત્પન્ન થયો હતો ત્યારે) અને એક પ્રસિદ્ધ સેનાધિપતિએ (બર્નહાર્ડિ) ગ્રન્થો લખીને સાબીત કર્યું છે કે લડાઈ સર્વે જાતના સદ્ગુણોની નિશાળ છે અને મહાન પ્રભુનુ કાર્ય છે. અહિંના સારા લોકો માનશે પણ નહિ છતાં સત્ય છે કે રાજ્યવંશની તળે અને લશ્કરી અમીરોના અમલ તળે એ જર્મનો ઘણા દીર્ઘકાળ પર્યન્ત દબાઈ રહેલા નરમ જર્મનો એમના આવા ઉપદેશ વચનોથી આવે અવળે—માર્ગે દોરવાયા છે. જર્મન પ્રજા તેમના દેશમાં કેવી છે, એ અમે જાણીએ છીએ, તેમની ભાષા બોલીએ છીએ, તેમનાં પુસ્તકો વાંચીએ છીએ, અને જર્મનોમાં જ મિત્રો અને સગાં વહાલાંઓ પણ છે, તે કારણથી અમારાં વચનો પર વિશ્વાસ મૂકો. અમે તેમને સારી પેઠે ઓળખીએ છીએ. અને અમે જાણીએ છીએ કે તેમની સારી હિમત, સાધનસંપત્તિ અને બુદ્ધિબળ, એ સઘળુ વિજયો મેળવવા ખાતર જ નહિ, સ્વદેશમાં વધારે પૈસો તાણી લાવવા માટે જ નહિ બ્રિટિશ સામ્રાજ્યનો નાશ કરવા માટે, જ નહિ, આપણાં સંસ્થાનો અને વ્યાપારનો નાશ કરવા ખાતર જ નહિ, યૂરોપના રાજ્યાધીશ થવા ખાતર જ નહિ, પણ—સૌથી વધારે ખુરૂ એ છે કે—અમે સૌથી વધારે બળવાન અને વધારે ધૃષ્ટ હોવાથી કુદરતના નિયમાનુસાર હક્ક તરીકે જગતનુ સામ્રાજ્ય હમને મળવું જોઈએ એવો નવો સિદ્ધાંત સ્થાપવા માટે એમના સુંદર—વખાણવા લાયક શૌર્ય, હિમત, સંપત્તિ અને બુદ્ધિબળ હમેશને માટે ઉપયોગમા લેવામાં આવ્યાં છે.

આવું અતિશય મહાભારત અને ઘણું જ ક્રૂર કૃત્ય યૂરોપમાં પૂર્વે કદી આદરવામાં આવ્યું નથી; કારણ કે નેપોલીયનના સામ્રાજ્યમાં પણ Feudalism (સેવ્યસેવકભાવ)ની સામે (Liberty) સ્વાતંત્ર્યનો પક્ષ લેવામાં આવતો હતો, અને સાર્વજનિક પ્રગતિનાં ખરાં તત્વોનો સમાવેશ કરવામાં આવતો હતો. સર્વજર્મનવાદનું આ યુદ્ધ પૂર્વે એશિઆમાં અને યૂરોપમાં અભ્યુદય અને સુશ્લેષ શાન્તિની ભૂમિ ઉપર વિનાશનું વાવાઝોડું લાવનાર જંગલી જાતોનાં ટોળાંના ધસારા જેવું છે. ગમે તે દૃષ્ટિબિન્દુથી જોઈશું તો પરાગતિ (વિપરીત ગતિ) વિરુદ્ધ પ્રગતિનું આ જગતયુદ્ધ છે.

આ યુદ્ધમાં તે લોક ફાવનાર નથી—ફાવી શકશે નહિ—ફાવશે જ નહિ. પણ તેમનો પરાજય કરવા માટે જે કોશીશો કરવી પડશે તે ભયંકર લોહીલુહાણ, ક્રૂર

અને દીર્ઘકાળ લગી ચાલે એવી થશે. તો પણ વિજય—ભાવિ વિજય—નાં દર્શ આપણને અત્યારથી થાય છે જ, અને એ વિજયના પરિણામે જે જે બનવાનું છે પણ ઝાંખી આપણને—અત્યારથી જ થાય છે. આ છેલ્લાં પચાસ વર્ષમાં જે જે પ્રજાર અધોગતિ થયલી છે, જે લોકોને તેમના જાતિબંધુઓથી વિખુટા કરવામાં આવ્યા તેમણે કોના અમલ તળે રહેવું છે તે તેમણે પસંદ કરવાનું છે. ઍલ્સૅસ—લૉરેન, ( ૧૮૭૧ ની ફ્રેંચ અને જર્મન વચ્ચેની લડાઈમાં ફ્રાન્સે જર્મનિને તાબે કરેલા પ્રાન્ત ) પો ભવિષ્યનો નિર્ણય પોતે જ કરી લેશે. શ્લેસ્વીગ—હૉલ્સ્ટીનના ડેન લોકોની ભૂમિને તેમની ઇચ્છા હશે તો તેમની માતૃભૂમિ ( ડેન્માર્ક ) સાથે જોડી દેવામાં આવશે. ( પ્રાન્ત ડેન લોકો પાસેથી જર્મનિએ સાઠ વર્ષ ઉપર પડાવી લીધો છે. ) ઝારે પો સ્વનિયન્ત્રિત રાજ્ય ચલાવવાની સત્તા આપવાનું વચન આપેલું છે, અને એ પ્રતિજ્ઞા શુ એની ( ઝાર ) કને પળાવવાની છે. " ઑસ્ટ્રીયા ( ઑસ્ટ્રિઆ×હંગરિનું ) નું દ્વિ—રા એ નામના ભયંકર ગુલામી રાજ્યના, તેમાં વસતી પ્રજાઓ પ્રમાણે, વિભાગ પાડી નાખવ આવશે. ( મગ્યાર વગેરે ઘણી જાતોનો કૃત્રિમ રીતે એક બનેલો એ દેશ છે.) નજદી ( યુરોપ અને એશિઆના તુર્કસ્તાન વગેરે ) પૂર્વ દેશોમાં મહાન—વિશાળ—સા સ્થાપવાનો લોભ નિર્મૂળ કરવામાં આવશે—અને દૂરના પૂર્વ દેશોમાં (ચીન જાપાન વગેરે એશિઆઈ પૂર્ણસત્તા સ્થાપિત કરાશે. જો કૉન્સ્ટૅન્ટિનોપલનું દરિઆઈ લશ્કરી બળ બર્લિ ભૂત જોડે ભળી જશે—અર્થાત્ ટર્કિ જર્મનિની મદદમાં યુદ્ધમાં ઉતરશે—તો ટ સદાને માટે યુરોપમાંથી હાંકી કાઢવામાં આવશે—તેને લેવાન્ટ ( પૂર્વ ભૂમધ્ય સમુદ્ર ) કાંઠાનો પ્રદેશ હમેશને માટે છોડીને જવું પડશે. હેલિગોલંડ અને કીલની નહેરમાં એકઠો રાખેલો કાફલો બ્રિટનને ફરીથી ત્રાસ કે ભય ઉપજાવશે નહિ—( અર્થાત્ બ્રિટનને ઉત્પન્ન કરાવે એટલું બધુ મોટું જળસૈન્ય તે સ્થળોએ એકઠુ કરી રાખવા દેવામાં ન આવે ) અને એવી ચિંતાને લેઇને બ્રિટનને મોટું અને બિનજરૂરી જળસૈન્ય રાખવા જરૂર પડશે નહિ. અને જો જર્મનિના, ઑસ્ટ્રિઆનાં, રશિઆનાં, અને ફ્રાન્સનાં લશ્કરો યુરોપની પ્રજાઓના પરસ્પરના ઠરાવો અને કાયદા કાનુનો વડે, સંખ્યામાં ઓછાં કરી નાખવા આવશે, તો લોહી વહેવરાવવાનું દાણ—કર—દુનિઆની પ્રજાઓને કીમતી ભરવો પડ યૂરોપીય સંયુક્ત રાજ્યો ( Confederation )ના સુલેહનું ઐક્ય ફરીથી ખરેખરૂં સ્વ પકડશે, અને અંતે યુદ્ધના સદાના ત્રાસમાંથી મુક્ત થઇને સુલેહ શાંતિમાં સુધારાની પ્રગતિ થશે

આવું ભવિષ્ય ચોક્કસ છે, શુભ મંગળરૂપ છે, સત્ય છે, પણ હજુ તે આપણાર બહુ દૂર છે. તેવું ભવિષ્ય આજે—હમણાં જોવાની ઇચ્છા હોય તો, આપણે દરેક જાતને ભોગ આપવાને સર્જ્ થવું જોઇએ,—આપણો છેલ્લામાં છેલ્લો યુવક લડવૈયો, છેલ્લામાં છેલ્લે શીલીંગ, આરામનો છેલ્લામાં છેલ્લો વિચાર—બધાનો જ ભોગ આપવો પડશે. એવું કે ભવિષ્ય જોવા સુધી હું જીવતો રહેનાર નથી, પણ એવું ભવિષ્ય આવનાર જ છે એવી શ્રદ્ધાથી હું અવસાન પામીશ.

[ વસન્ત-ઑફિસ. ]

# ચર્ચાપત્ર.

મહેરબાન વસન્તના પ્રકાશકની સેવામાં,

અમદાવાદ,

સાહેબ,

કાર્તિક માસના વસન્તના અંકમાં રા. નરસિંહરાવે કવિ ન્હાનાલાલના " જયા અને જયન્ત "નું અવલોકન કરવા માંડ્યું છે તે મેં જોયું. તેમાં પૃષ્ઠ ૫૮૮ મે આપેલી ફુટનોટ વાંચતાં સારી ગમ્મત થઈ. સંસ્કૃતને સુધારવાનો એ ઉછરતા કવિનો એક બીજો યત્ન ગઇ કાલે જ મારા જોવામાં આવ્યો, જે એ કવિ અને બીજા બધા સંસ્કૃત શબ્દોને વધારે માન આપતાં શીખે એવી આશાથી આપના માસિકમાં પ્રગટ કરવાની રજા માગું છું.

કવિ ન્હાનાલાલે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનુ ભાષાંતર કર્યું છે. અઢારમા અધ્યાયમાં ૬૧મો શ્લોક બહુ પ્રખ્યાત છે, અને નીચે પ્રમાણે છેઃ—

" ईश्वरस्सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ।."

આ શ્લોકમાં ક્રિયાપદ એક જ છે, અને તે "तिष्ठति" છે. રા. ન્હાનાલાલ એ સાદા લાગતા ક્રિયાપદને સુધારીને નીચે પ્રમાણે ભાષાંતર કરે છેઃ—

" ઇશ્વિર સર્વ ભૂતોના રાજે છે ઉરદેશમાં
સ્વમાયાથી ભમાવે છે સૌ યન્ત્રારૂઢ ભૂતને."

આ ભાષાંતરમાં એક કરતાં વધારે દોષ છે, પણ તે બતાવવાની જરૂર નથી. શબ્દને માન આપીને ભાષાંતર કરવામાં આવે, તો તે કંઈક નીચે પ્રમાણે થવું જોઇએઃ—

" સર્વ ભૂત તણે હૈયે ઈશ પાર્થ ઉભો રહે,
ભૂત સર્વ ભમાવન્તો માયાથી યંત્રરૂઢને."

રા. ન્હાનાલાલનો એક જ દોષ હોત, તો હું તે બતાવવાની જરૂર ધારત નહીં. પણ તેના આખા ભાષાંતરમાં અનેક સ્થળે દોષો તરી આવે છે, અને તે " સંસ્કૃતને સુધારવા "ના કવિ ત્રિભુવન પ્રેમશંકરના રચેલા "કલાપી વિરહ"માં પણ રા. ન્હાનાલાલે સેંકડો સુધારા કર્યા છે, જેમાંના લગભગ નવાણું ટકા અંગારા હોવાથી, મારે આ પ્રમાણે જાહેરમાં લખવું પડે છે.

ભાવનગર. મણિશંકર રતનજી ભટ્ટ.
૧૩ : ૧ : ૧૫.

# પુસ્તકોની પહોંચ.*

નીચેનાં પુસ્તકોની પહોંચ અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએઃ—

૨૧. ઉષાનન્દિની. સ્વ. સૌ. ઉર્મિલા.
૨૨. શ્રી કૃષ્ણની રાસક્રીડાનું આધ્યાત્મિક સ્વરૂપ. અનુવાદક મગનલાલ માણેકલાલ ઝવેરી.
૨૩. વાલ્મીકિનો જય. પંડિત જગન્નાથ પ્રભાશંકર.
૨૪. મહત્વાકાંક્ષા અને તેની સિદ્ધિ. ,,
૨૫. પ્રગતિ. ,,
૨૬. હિંદુ અનાથ આશ્રમ. નડીયાદ. ચિત્રાવલી.
૨૭. કર્તવ્ય. કૌમુદી. પં. મુ. શ્રી રત્નચંદ્રજી.
૨૮. જ્ઞાનગીતા પ્રભુરામ કેશવલાલ પરીખ.
૨૯. अमेरिकर्तील गरीब विद्यार्थी. नागेश वासुदेव. માસીક મનોરંજનની ભેટ.
૩૦. संसार असार. धीठल सीतारामानुजय. ,,
૩૧. સ્નેહાંકુર. ર. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
૩૨. પાલનપુર રાજ્યનો ઇતિહાસ. ભા. ૧ લો. તાલેમહમદખાન.
૩૩. સૌરાષ્ટ્ર ચિન્તામણિ. શેઠ વલ્લભદાસ પોપટભાઈ મહુઆકર.
૩૪. નૂપુર ઝંકાર. કર્તા રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.
૩૫. The Karma Philosophy. કર્તા રા. રા. ભગુભાઈ ફતેચંદ કારભારી.
૩૬. સૈવિકા ( પૂર્વાર્ધ. ) રા. રા. કાનજી ચકુ ગાંધી.
૩૭. Milestones In Gujarati Literature, કર્તા રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
૩૮. લગ્નાદિક શુભ પ્રસંગે ગવાતાં માંગળિક ગીતો. સંગ્રહ કર્તા બ્હેન જશકોર કુંવરજી આણંદજી.
૩૯. સંસારદર્પણ. રા. નર્મદાશંકર બાલાશંકર પંડ્યા.
૪૦. ગોપકાવ્યો. રા. કલ્યાણજી વિઠલભાઈ મહેતા.
૪૧. રાજગીતમાળા. રા. રા. દયાશંકર ભાઈશંકર શુકલ.
૪૨. મેલેરીયા. ડૉ. રમણિકરાવ.
૪૩. કુમુદચંદ. રા. ધીરજલાલ પ્રીતમલાલ.દેસાઇ.
૪૪. પ્રભાત. રા. જયન્તિલાલ મોરારજી મહેતા ( પ્રકાશક. )

---

* આ યાદી આવતા માસમાં આગળ ચલાવવામાં આવશે. એમાં બીજાં નામો પ્રસિદ્ધ થશે, પરંતુ કોઈ પુસ્તકનું નામ સરત ચૂકથી રહી જાય તો પુસ્તક મોકલનાર ગૃહસ્થે અમારૂં ધ્યાન ખેંચવા કૃપા કરવી.

# વસન્ત.

## વર્ષ ૧૩ મું.

### સંવત ૧૯૭૦–૭૧.

અનુક્રમણિકા.


| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| અન્ધકારનું એક દર્શન અને અદર્શન. | ० | ૭૩ |
| "અમે તો સાત" (કાવ્ય.) | (રા. રા. પ્રાણલાલ અમૃતલાલ વૈદ્ય.) | ૨૧૦ |
| આ યુદ્ધ શા માટે. | (વસન્ત–ઑફિસ.) | ૭૫૪ |
| આર્યદર્શનોનો સંક્ષિપ્ત ઇતિહાસ. | (રા. રા. રામલાલ ચુનીલાલ મોદી.) | ૬૧૮ |
| આમન્ત્રણ વિરુદ્ધ નિમન્ત્રણ. | (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) | ૯૬ |
| આર્ય સંગીત અને ત્હેનું સપ્તક. | (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) | ૮૯ |
| આર્ય સંગીતનું સ્વર સપ્તક. | (રા. રા. મણિલાલ શામળભાઈ દ્વીવેદી એમ. એ.) | ૪૯૫ |
| ઇશ્વરનું અસ્તિત્વ. | (રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવટીયા એમ. એ. એલ્. એલ્. બી.) | ૩૩૭,૩૯૧,૫૧૧,૫૬૫ |
| એ પ્રસાર થતી વાદળી. | (રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. એલ્. એલ્. બી.) | ૫૦૯ |
| એક સ્વપ્નું. | (રા. રા. નરભેરામ જમીયતરામ મ્હેતા.) | ૨૯૧ |
| એક આત્માનું પ્રયાણ. | (રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.) | ૨૫૪ |
| "એક યુવતીને" (કાવ્ય.) | (રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા.) | ૮૮ |
| એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર. | (પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ્. એલ્. બી.) | ૧૨૮,૩૫૨ |
| ઐતિહાસિક દૃષ્ટિએ માનવજીવનનું અવલોકન. | (રા. રા. શરદચંદ્ર બી. એ.) | ૧૬૨ |

| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| એક સ્વીકાર અને એક શઙ્કા. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૫૧૮ |
| ઓમાર ખય્યામની રૂબ્બાઇયત. | ( રા. રા. હરીલાલ દ્વારકાંદાસ સંઘવી. ) | ૬૧૦,૭૨૯ |
| ઇંગ્લંડ અને ફ્રાન્સનાં બાળકો. | ( રા. રા. એક વિદ્યાર્થી. ) | ૭૧૦ |
| કળ. | ( રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ. ) | ૬૬૮ |
| કયસરનું કારસ્તાન નાટક. | ( રા. રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી. ) | ૬૩૧ |
| કેમ્પબેલનાં ' મેન ઓફ ઇંગ્લાંડ 'નું ભાષાન્તર (કાવ્ય.) | ( રા. રા. હીમ્મતલાલ ગણેશજી ) અંજારીઆ એમ. એ. ) | ૭૬ |
| ખર્ચના કેટલાક જાણવા જોગ આંકડા. | ( એક અભ્યાસી. ) | ૩૮૩ |
| ખંભાત. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ.સી. એસ. ) | ૧૬૯ |
| ,, અનુપૂર્તિ. | ,, ,, ) | ૩૧૯ |
| ગ્રન્થાવલોકન. | | |
| ,, શ્રી મચ્છકર જયન્તી વ્યાખ્યાન માળા. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી. ) | ૧૨૨ |
| ,, સામાજીક સેવાના સન્માર્ગ. | ,, ,, | ૧૪૨ |
| ,, ગુજરાતી ગઝલીસ્તાન. | ,, ,, | ૨૬૪ |
| ,, રાઘનો પર્વત. | ( પ્રો. બળવંતરાય કલ્યાણરાય. ઠાકોર. બી. એ. ) | ૨૯૫ |
| ,, ,, | ( રા. રા. વિશ્વ ) | ૫૪૮ |
| ,, ઇસવીસન ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | ૫૮૪, ૬૭૦, ૭૧૯ |
| ગુજરાતી ભાષાની ઉત્પત્તિ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | ૧૧૦ |
| ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય. | ( રા. રા. સી. ડી. દલાલ. એમ એ. ) | ૩૭૭ |
| ગુજરાતી ભાષાની ઉત્પત્તિ. | ( રા. બ. હરગોવિંદદાસ દ્વારકાંદાસ. કાંટાવાળા. ) | ૪૩૪, ૪૯૯, ૫૩૭, ૬૯૬, ૭૪૧ |
| ચર્ચાપત્ર. | | |
| ,, અર્થ વિપર્યાસના આક્ષેપનો પરિહાર. | ( રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ. ) | ૫૭૧ |
| ,, ફુંકાતો | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | ૫૬૯ |

